જાન્યુઆરિ સને ૧૯૩૮

પુસ્તક ૭૭
અંક ૧

# ગુજરાત શાળાપત્ર

Registered
No. B. 43



તંત્રી
એચ. ટી. ઘોઘારી, બી. એ., એસ. ટી. સી.

# અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)

**હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી**, બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.




[ પુસ્તક ૭૭ ]    જાન્યુઆરિ ૧૯૩૮    [ અંક ૧

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

## નામદાર શહેનશાહ જ્યૉર્જ છઠ્ઠા

"અધીરાઈની અવધિનો અંધકાર દૂર થયો છે. નવું પ્રભાત પ્રગટયું છે. નવા અમલની શરૂઆત થઈ છે. જ્યૉર્જ છઠ્ઠા રાજા થયા છે."

કેન્ટરબરીના આર્ચબિશપ

૧૩ મી ડિસેમ્બર. ૧૯૩૬

ગ્રેટબ્રિટન અને બ્રિટિશ સામ્રાજ્યના અધિપતિ નામદાર શહેનશાહ આઠમા એડવર્ડે ગાદી પ્રાપ્ત કર્યા પછી અગીઆર મહીનાની ટુંક મુદતમાંજ ૧૯૩૬ ના ડિસેમ્બરની ૧૦ મી તારીખે પાર્લામેન્ટને એક સંદેશો મોકલી પોતાનો ગાદીત્યાગનો છેવટનો અને દૃઢ નિશ્ચય જાહેર કર્યો અને પોતાના કાયદેસર વારસ પોતાના ભાઈ નામદાર ડયુક ઓફ્ યોર્ક ગાદી આરોહણ કરે તેવી વ્યવસ્થા કરવાના તાકીદે પગલાં લેવાનું ફરમાન કર્યું.

બીજેજ દિવસે ગાદીત્યાગના જાહેરનામાનો કાયદો પાર્લામેન્ટના બન્ને ગૃહોએ પસાર કર્યો અને પરાપૂર્વથી ચાલતા આવેલા નોર્મન ફ્રેંચ ભાષાના પ્રતિષ્ઠિત વાકય ' લ રોય લ વેલ્ટ ' ઉપર નામદાર શહેનશાહની

સંમતિ મેળવી. નામદાર શહેનશાહ આઠમા એડવર્ડે રાજમુકુટ દૂર કર્યો અને તેની સલ્તનત ડયુક ઓફ યૉર્કને ગઈ.

કેન્ટરબરીના ધર્માધ્યક્ષે ઉદ્દગાર કાઢ્યા "રાજા ગયા. પ્રભુ તેમની સાથે થાઓ. રાજા આવ્યા. પ્રભુ તેમને આશીર્વાદ આપો. તેમને સલામત રાખો અને હરહમેશ તેમને દોરવો."

નામદાર શહેનશાહ છઠ્ઠા જ્યૉર્જનો જન્મ ૧૪મી ડિસેમ્બર, ૧૮૯૫ના રોજ યૉર્ક કૉટેજ, સેન્ડ્રીંગહામ ખાતે થયો હતો. તેઓનું નામાભિધાન આલ્બર્ટ ફ્રેડરિક આર્થર જ્યૉર્જ છે. તેમના પિતાની માફક તેમને ડયુક ઓફ યૉર્કનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. તેમના પિતા જ્યૉર્જ પમા શહેનશાહ સાતમા એડવર્ડના બીજા પુત્ર હતા અને તેઓ પણ શહેનશાહ જ્યૉર્જ પમાના બીજા પુત્ર છે. તેમના પિતાના અવસાનથી અને તેમના આવિવાહિત મોટાભાઈને રાજપદ પ્રાપ્ત થવાથી તેઓ ઉત્તર વારસ થયા. પ્રસંગાનુસાર આકસ્મિક રાજ્ય પ્રગતિ કરનાર રાજવીઓ પોતાનો અમલ કરવામાં લગાર પણ નિષ્ફળ થયા નથી એવું કહેવામાં કાંઈ અયોગ્ય નથી. જેઓએ દ્વિતીય પદ શોભાવવાને તાલીમ લીધી છે તેમાં ઘણીવાર સર્વોત્તમ તાલીમ મેળવી છે,

બાલ પ્રિન્સ આલ્બર્ટે પોતાની બાલ્યાવસ્થા પોતાના મોટાભાઈ તેમજ રાજકુંવરી મેરીની સોબતમાં ગાળી હતી અને તેમણે પોતાના અભ્યાસની શરૂઆત પોતાની માતાની શિક્ષિકા પાસે શરૂ કર્યો હતો. ત્યારબાદ ૧૪ વર્ષના થતાં સુધી તેમણે ખાનગી શિક્ષક પાસે પોતાનો અભ્યાસ કર્યો, અને પછી ઓસ્બર્ન ખાતે નૌકાતાલીમ કૉલેજ નેવલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા. તેમના સ્વભાવને અનુકૂળ નૌકાતાલીમનું શિક્ષણ હોવાથી તે પસંદગી ખરેખર યોગ્યજ હતી, કારણ તેમના મોટાભાઈની માફક તેઓ એક નિષ્ણાત ખલાસી થવાના હતા, પરંતુ દૈવયોગે તેમની નાદુરસ્ત તબીયત રહેવાથી આ નૌકાપ્રગતિમાં તેમને અટકાવ થવા લાગ્યો; છતાં પણ પછીના સાત વર્ષોમાં નિષ્ણાત નૌકાપતિ થવાની અભિલાષાથી પોતાની નાદુરસ્ત તબીયતની અવગણના કરી તેમણે ઘણોજ શ્રમ લીધો.

સત્તર વર્ષના ભાગ્યેજ થયા હશે તેવામાં પ્રિન્સ આલ્બર્ટે 'કમ્બરલેન્ડ' નામની તાલીમ બોટમાં સેવા લીધી અને વેસ્ટ ઈન્ડીઝ, કૅનેડા અને ન્યુ ફાઉન્ડ લેન્ડ જોવાનો તેમને અવસર મળ્યો. ૧૯૧૩ ઓગસ્ટમાં 'કૉલીંગવુડ' વહાણ ઉપર તેમને મિડશિપમેન તરીકે જગા મળી. તેને

બીજેજ વર્ષે ૧૯૧૪નું મહાન યુદ્ધ ફાટી નીકળ્યું. તરતજ તે યુદ્ધના મહાન કાફલામાં જોડાયા, પરંતુ થોડાજ સમયમાં સારવાર વહાણમાં તેમને ખસેડવામાં આવ્યા અને એપેન્ડિસાઇટિસના દર્દ માટે શસ્ત્રક્રિયા કરવા આબર્ડીન લાવવામાં આવ્યા. તબીયત સુધરતાં બીજે વર્ષે ફરીથી તેઓ નૌકાસેવા માટે હાજર થયા; પરંતુ ચાલુ પેટના દર્દને લીધે તેમને રજા ઉપર રહેવું પડતું જ્યારે તેઓ 'કોલીંગ વુડ' વહાણ ઉપર સેવામાં હતા ત્યારે તેમને જટલેન્ડના યુદ્ધમાં ઉતરવું પડયું અને તે સમયે તેમણે બતાવેલી શાંતિ અને ધીરજ માટે એડમીરલ જેલિકોએ તેમનાં ઘણાં વખાણ કર્યાં હતાં. ૧૯૧૬ના સપ્ટેમ્બર માસમાં તેમણે કામચલાઉ લેફ્ટેનન્ટની જગા આપવામાં આવી, પણ દરિઆઈ સેવાના કઠણ પ્રસંગો તેમની નાદુરસ્ત તબીયતને અનુકૂળ ન હતા. ૧૯૧૭ના નવેમ્બર માસમાં ફરીથી તેમના ઉપર શસ્ત્રક્રિયા કરવામાં આવી અને ત્યારબાદ ૧૯૧૮ની શરૂઆતથી તેમણે નૌકાખાતું છોડી દીધું અને રોયલ નેવલ એર સરવિસ–વિમાન ખાતામા જગા લીધી. નામદાર પંચમ જ્યૉર્જની પણ એવી ઇચ્છા હતી કે કુટુંબની એક વ્યક્તિ તે ખાતામાં અગત્યનો ભાગ લે. નૌકાખાતાનો ત્યાગ કરતાં પ્રિન્સ આલબર્ટને ઘણી દીલગીરી ઉપજી, પરંતુ નવા વિમાની ખાતામાં પણ તેમણે તેવીજ ઉત્સાહ બતાવ્યો અને થોડાજ સમયમાં માન અને જોખમદારીની તેમને પદવી મળી. તેમને રોયલ એર ફોર્સના કપ્તાન બનાવવામાં આવ્યા, અને જ્યારે સુલેહ થઇ ત્યારે તેઓ ફ્રાંસમાં ઇન્ડીપેન્ડન્ટ એર ફોર્સમાં અગત્યનો હોદ્દો ભોગવતા હતા. યુદ્ધ પછી થોડો સમય તેમણે એર મિનિસ્ટ્રી–વિમાની પ્રધાનમંડળમાં કામ કર્યું. ૧૯૧૯માં તેમણે વિમાની વહાણના સુકાનીનું પ્રમાણપત્ર મેળવ્યું અને તેઓ એક કાફલાના અધિપતિ નિમાયા.

૧૯૧૯માં પોતાના ભાઈ પ્રિન્સ હેન્રી સાથે ટ્રીનિટિ કૉલેજ, કેમ્બ્રિજમાં જોડાયા અને ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્રના વિષયોમાં તેઓ અત્યંત રસ લેતા હોવાથી ત્યાં તેમણે તેમનો ઘણો ઉંડો અને સારો અભ્યાસ કર્યો. કેમ્બ્રિજ યુનિવર્સિટીનો અભ્યાસ પુરો કર્યા પછી રાજવંશી કુટુંબોને કરવાં પડતાં સમાજનાં કામો કરવાનો સમય આવી પહોંચ્યો છે એમ તેમને લાગ્યું. અત્યારસુધીના સમયમાં તેમનાં અભ્યાસ, નોકરી અને નાદુરસ્ત તબીયત હોવા છતાં તેમણે પ્રસંગોપાત પ્રિન્સ ઑફ વેલ્સ અને રાજાને બદલે કેટલીક અગત્યની પ્રવૃત્તિમાં ભાગ લીધો હતો. પરંતુ હવે પછી તો સમાજમાં આગળ પડતો ભાગ લેવા તે પ્રવૃત્ત થયા. તેઓ

૨૪ વર્ષની ઉંમરના થયા હતા. ૧૯૨૦માં નામદાર શહેનશાહના જન્મદિવસે જાહેર થતી માનચાંદની લ્હાણીમાં તેમને ડ્યુક ઑફ યોર્કનો ઇલ્કાબ આપવામાં આવ્યો અને તેજ વર્ષના જુન માસની ૨૩મી તારીખથી અમીરોની સભાના તે સભાસદ થયા. તેઓ શરમાળ અને ગંભીર સ્વભાવના છે એવી લોકની માન્યતા થઈ. તેમની નાદુરસ્ત તબીયત અને તેમના અસ્પષ્ટ ઉચ્ચાર તેમના કાર્યક્ષેત્રમાં ખલેલ પહોંચાડતાં, પરંતુ તેમણે તે મુસીબતો ઓળંગવાનો નિશ્ચય કર્યો હતો અને પરિણામે સફળતા મેળવી. તેમને હવે સમાજસેવામાં આગળ પડતો ભાગ લેવાની ધગશ થઈ તેમાં ઇન્ડસ્ટ્રીઅલ વેલફેર સોસાયટીના પ્રેસિડન્ટ (પ્રમુખ) થયા અને તેમણે તેમાં અંગત રસ લઇ પ્રજાને બતાવી આપ્યું. તે તેઓ ફક્ત નામનુંજ પ્રમુખપદ ધારણ કરવા ઇચ્છા ધરાવતા ન હતા. ઔદ્યોગિક કેન્દ્રસ્થાનમાં તેઓ પોતાના ઓદ્દાની રૂએ મુસાફરી કરવામાં સંતોષ માનતા ન હતા, પરંતુ વારંવાર તેઓ મિલો, ખાણો, કારખાનાની મુલાકાત લેતા. ૧૯૨૬ના જાહેર હેવાલમાં જણાવવામા આવ્યું કે તેમણે ઔદ્યોગિક વેલફેર સોસાયટીના પ્રમુખ તરીકે દેશના જુદા જુદા સ્થળોમા ફરી ૫૫ કરતાં વધારે ઔદ્યોગિક સંસ્થાઓની મુલાકાત લીધી હતી. તેઓની આ મુલાકાતના ત્રણ હેતુ હતા. ઔદ્યોગિક પ્રથાની માહીતી મેળવવાનો, યંત્રકળાનો અથથી ઇતી સુધી અભ્યાસ કરવાનો અને કારીગર અગર મજુરોની સ્થિતિનો ખ્યાલ મેળવવાનો. કારીગર અગર મજુર અને તેમના શેઠ વચ્ચે સહકાર વધારવાની નીતિને તેમણે સંપૂર્ણ ટેકો આપ્યો અને ઉદ્યોગ, વેપારમાં સરકારની લાગણી વિસ્તૃત કરવામાં તેમણે અથાગ શ્રમ લીધો. આ ઉપરાંત સામાજિક પ્રગતિ અને લોકોપયોગી કામોમાં તેમણે ઘણો રસ લઇ તેમની ઉન્નતિ કરવા ઘણો પ્રયત્ન લીધો. દવાખાનાને તેઓ નાણાની પણ ઘણી મદદ કરતા. ડોકલેન્ડ સેટલમેન્ટ, નેશનલ લાઇફ બોટ ઇન્સ્ટીટ્યુશન અને કીંગ જ્યોર્જ ફંડ ફોર સેઇલર્સ વગેરે વગેરે સંસ્થાને તેમણે સારી મદદ આપી હતી.

તેમની સર્વ પ્રગતિમાં પ્રતિવર્ષ મોટી ધનવાન શાળાના વિદ્યાર્થીઓનું કારીગર વર્ગની શાળાના વિદ્યાર્થીઓનું એકજ છાવણીમાં સંમેલન કરવાની પદ્ધતિ અત્યુત્તમ હતી. આ વિદ્યાર્થીઓ ઉચ્ચ નીચના ભેદભાવ રાખ્યા સિવાય એકજ છાવણીમા મોજમજા કરવા એકત્ર થતા અને તેથી અન્યોન્યમાં ભાઈચારાની વૃદ્ધિ થતી. આ ખ્યાલ તેમને જ્યારે તેમના ભાઈ સાથે તેઓ સેન્ડ્રીંગહામની શાળામાં ભણતા હતા ત્યારે ગ્રામ્યવિદ્યાર્થીઓ સાથે રમતમાં

તેઓ ભાગ લેતા હતા તેની યાદગીરીની અસરરૂપે હતો. પ્રતિવર્ષ આ છાવણીમાં તેઓ બે દિવસ હાજરી આપતા અને છાવણીમાં રહેલા વિદ્યાર્થી સાથે તેમની રમત ગમતમાં, ભોજનવિધિ વગેરેમાં રસપૂર્વક ભાગ લેતા.

૧૯૨૩ ની સાલમાં તેમના વિવાહની જાહેરાત કરવામાં આવી ત્યારે સમસ્ત પ્રજાના આનંદનો પાર રહ્યો નહિ. પ્રાચીન કાળથી ઉતરી આવેલા પ્રતિષ્ઠિત વૈભવશાળી સ્કોટિશ કુટુંબની કન્યાની તેમની પસંદગીના સમાચાર લોકોએ વધાવી લીધા અને ૧૯૨૬ના એપ્રિલની ૨૬ મીએ તેમના લગ્નનો દિવસ તે પ્રજાએ ઉત્સવ તરીકે ગણ્યો. તેમના લગ્ન પ્રસંગે તેમણે ઉઘરાવેલી ૨૫૦૦ પાઉન્ડની રકમ લંડન, ગ્લાસગો, કાર્ડીફ અને યોર્કનાં ગરીબ બાળકોને આનંદોત્સવ માટે ભેટ આપી તે બતાવી આપે છે કે ગરીબના પ્રત્યે તે કેટલો બધો પ્રેમ ધરાવતા હતા.

૧૯૨૬ ના એપ્રિલની ૨૧ મીએ તેમને ત્યાં પુત્રી ઇલિઝાબેથનો જન્મ થતાં પ્રજામાં સંતોષ ફેલાયો. ૧૯૩૦ની ઓગસ્ટની ૨૧ મીએ તેમને ત્યાં બીજી પુત્રીનો જન્મ થયો. સ્કોટલાંડના ઇંગ્લાંડ સાથેના રાજકીય એક્ય પ્રકરણ પછી બાદશાહી કુટુંબની કન્યાના જન્મનો આ પહેલોજ પ્રસંગ સ્કોટલાંડમાં થયો. તેનું નામ માર્ગરેટ રોઝ રાખવામાં આવ્યું. બન્ને બાળકોની શારીરિક, માનસિક પ્રગતિ ઉન્નત રીતે થાય તે પ્રત્યે ડયુક અને ડચેસ સંભાળપૂર્વક ધ્યાન આપતાં અને પ્રજા સુખી કુટુંબનું સાદું જીવન જોઈ તેમના પ્રત્યે અપૂર્વ માનની દૃષ્ટિએ જોતી.

લગ્ન પછી ડચેસે પોતાના પતિની જાહેર જિંદગીમાં સંપૂર્ણ રસપૂર્વક ભાગ લેવા માંડયો અને તેમના પ્રત્યેક જાહેર કાર્યમાં તે હાજરી આપવા લાગ્યાં. ૧૯૨૪ ના ગ્રીષ્મકાળમાં તે બન્નેએ ઉત્તર આયર્લેન્ડની જાહેર મુલાકાત લીધી અને ત્યાં અલ્સ્ટરમાં તેમને અપૂર્વ આવકાર આપવામાં આવ્યો. જ્યાં જ્યાં સ્કોટલાંડ અગર ઇંગ્લાંડના શહેરોમાં તેઓ જતાં ત્યાં તેમને હાર્દિક માન મળતું.

૧૯૨૪-૨૫ ની શિઆળાની ઋતુમાં ડયુક અને ડચેસે પૂર્વ આફ્રિકામાં લાંબી મુસાફરી કરી. નાતાલના દિવસો તેમણે કેનીઆના ગવર્નર સાથે રાજધાનીના શહેર નૈરોબીમાં વ્યતીત કર્યાં અને તે દરમિઆન તેમણે નવા શહેરઉદ્યાનની ઉદ્ઘાટન ક્રિયા કરી. નાતાલને દિવસે તે બન્નેએ આફ્રિકાના દેવળની મુલાકાત લીધી. તે પ્રસંગે લગભગ ૨૦૦૦ હબસીઓએ તેમને અપૂર્વ માન આપ્યું. ફેબ્રુઆરિ માસમાં તેઓ કેનીઆ છોડી યુગાન્ડા

ગયા અને ત્યાંથી વિક્ટોરિઆ ન્યાન્ઝા સરોવરમાં મુસાફરી કરી એન્ટેબી ગયા. ત્યાંથી સુદાનની મુલાકાત લઈ એપ્રિલ માસમાં તેઓ સ્વદેશ પાછાં ફર્યાં.

આ પ્રવાસ પછીના ત્રીજા વર્ષે તેમણે આસ્ટ્રેલિઆ અને ન્યુઝીલાંડની જાહેર રીતે મુલાકાત લેવા પ્રવાસ શરૂ કર્યો. જાન્યુઆરિ માસમાં 'રીનાઉન' નામના લડાયક વહાણમાં પ્રવાસે નીકળી તેમણે પ્રથમ જામેકામાં મુકામ કર્યો. ત્યા તેમના હાથે પોર્ટ રોયલ વોર મેમોરિઅલનો પાયો નાખવાની ક્રિયા કરાવવામાં આવી. પનામા કેનાલમાંથી પસાર થઈ પછી 'રીનાઉને' સેમોઆ અને ફીજી ટાપુઓની મુલાકાત લીધી અને ત્યાંથી નીકળી તે ફેબ્રુઆરિ ૨૨ મીએ ઓકલાંડ આવી પહોંચ્યા. ઉત્સાહી અને વફાદાર શહેરીઓએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું અને એક માસ તેઓ ઓસ્ટ્રેલિઆ રહ્યા તે દરમિઆન પ્રત્યેક સ્થળે તેમનો ભાવભીનો સત્કાર થયો. તેઓએ ત્યાં કારખાનાં, ખાણો, વસાહતનાં સ્થળોની મુલાકાત લીધી અને પોતાના યંત્રબળના જ્ઞાનનો લાભ આપ્યો. તેમણે બતાવી આપ્યું કે પોતાના દેશનાજ હુન્નર–ઉદ્યોગ–કારખાનાં અને ગરીબવર્ગ ઉપર તેમનું એકલું લક્ષ નથી, પરંતુ બ્રિટિશ સામ્રાજ્યના તમામ અંગોનાં કારખાનાં, ખાણો, કારીગરો, અને મજુરોના હિતમા પણ તેઓ રસપૂર્વક ભાગ લે છે. દૈવયોગે ડચેસની ટોન્સિલને લીધે તબીઅત નરમ રહેવા લાગી, એટલે ન્યુઝીલાંડ વાસીઓને તેમના પ્રવાસનો લાભ નહિ મળે તેમ લાગ્યું, પરંતુ ડ્યુકની પોતાની પત્ની સાથે રહેવાની ઉગ્ર ઇચ્છા હતી, છતાં પોતાનો કાર્યક્રમ રદ કરી ન્યુઝીલાંડ વાસીઓને હતાશ કર્યા નહિ. આથી તે પ્રજા તેમની ઘણી ઉપકૃત થઈ અને તેમને તેઓએ અત્યંત ધનવાદ આપ્યો.

ઓસ્ટ્રેલિઆમાં તેમને એક અગત્યની ફરજ અદા કરવાનું થયું. કેન્બેરામાં નવાં પાર્લામેન્ટના મકાન ખુલ્લાં મૂકવાની ક્રિયા તેમને હસ્તક થઈ. આકસ્માતિક તેમને આ કાર્યમાં તેમના પિતાના પગલે ચાલવાનું થયું, કારણ ૨૬ વર્ષ પૂર્વે ૧૯૦૧ના મેની ૧૯ મીએ નામદાર શહેનશાહ પાંચમાં જ્યોર્જે આસ્ટ્રેલિઆની ફેડરલ પાર્લામેન્ટ પ્રથમ વખતજ ખુલ્લી મૂકવાની વિધિ કરી હતી. આ દિવસની ૨૬ મી સાલગીરીએજ ડ્યુક ઓફ યોર્કે નવા પાર્લામેન્ટગૃહનાં દ્વાર ખુલ્લાં કર્યાં અને તેના સાથે પોતાના પિતાના બાવલાને પણ ખુલ્લું મૂકવાની ક્રિયા કરી. આ ઐતિહાસિક વિધિ વખતે ૫૦૦૦૦ માણસોએ ઘણાજ ઉત્સાહથી ભાગ લીધો હતો. સીડનમાં મળેલું માન તેમને યાદગર થઈ પડ્યું. બ્રિસ્બેનની પ્રજાએ ઉત્સાહ અને આનંદ

વ્યક્ત કરવામાં લગાર પણ પાછી પાની કરી નહિ અને મેલ્બોર્ન ગેલી-પોલીમાં તેમના પ્રવેશની યાદગીરીમાં ૪૦૦૦૦ આન્ઝેકોએ ભવ્ય સલામી આપી. મેલ્બોર્ન અને એડેલેડમાં તેમણે વિદ્યાર્થીઓને પણ તેમની હાજરીનો લાભ આપ્યો. આસ્ટ્રેલિઆનો કિનારો છોડતાં વિદાયગીરીનો સંદેશો આપતાં ડ્યુકે ઉદ્ગાર કાઢ્યા "જે દેશના ઉપર અમને અત્યંત પ્રેમ ઉત્પન્ન થયો છે તેની પ્રગતિ કરવામાં હમે હંમેશાં પૂર્ણ રસ લઈશું"! સ્વદેશ પ્રતિ ગમન કરતાં માર્ગમાં તેમણે મોરિશિઅસની મુલાકાત લીધી અને ૭ માસની ગેરહાજરી પછી તેઓ ઈંગ્લાંડ આવી પહોંચ્યા અને ત્યાં પણ તેમનો અપૂર્વ સત્કાર થયો.

આ બાદશાહી જાહેર પ્રવાસ પછીનાં વર્ષોમાં ડ્યુક અને ડચેસે પોતાનાં નિત્યનાં જાહેર કામોમાં ભાગ લેવા માંડયો. ઇંગ્લાંડમાં તેઓ શાળાઓ, દવાખાનાંઓ, રમતગમતનાં મેદાનો, અપંગ સૈનિકોના કાર્યનાં પ્રદર્શનોની મુલાકાત લેતાં અને ઇંગ્લાંડ બહાર આંતર રાષ્ટ્રીય પ્રસંગોમાં તેઓ નામદાર શહેનશાહના પ્રતિનિધિ તરીકે ભાગ લેતા. ૧૯૨૯ માં નામદાર શહેનશાહે ડ્યુકની જનરલ એસેમ્બ્લીના હાઈકમીશનર તરીકે તેમની નિમણૂક કરી. સ્કોટલાંડના રાજા છઠ્ઠા જેમ્સે ઇંગ્લાંડના રાજા પહેલા જેમ્સ તરીકે પદવી લીધી ત્યારથી રાજકુટુંબના માણસે ઓદ્દાની રૂએ હાજરી આપી હોય તો તે આ પહેલોજ પ્રસંગ હતો. ૧૯૩૫ સિલ્વર જ્યુબિલીના પ્રસંગે પણ નામદાર શહેનશાહે પોતાના પ્રતિનિધિ તરીકે તેમને સ્કોટલાંડનો કાર્યક્રમ સ્વીકારવા ત્યાં મોકલ્યા હતા.

૧૯૩૬ ના જાન્યુઆરિ માસમાં નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના અવસાનથી ડ્યુક ઓફ યોર્કની કારકીર્દિમાં પરિવર્તન થયું. તે ઉત્તર વારસ થયા અને તેમની જોખમદારી વધી અને તેમની પ્રવૃત્તિઓ વધતી ગઈ, પરંતુ અત્યંત પ્રિય ઔદ્યોગિક સંસ્થાઓ પ્રત્યેનો તેમનો પ્રેમપ્રવાહ ચાલુજ રહ્યો અને મિડલેન્ડ અને ટાઈન પ્રદેશમાં તેમણે પ્રવાસો કર્યા. ધીમે ધીમે તેમના મોટાભાઈ શહેનશાહ થવાથી પ્રિન્સ ઓફ વેલ્સની તેમની ફરજ તેમના માથે ઉતરવા લાગી. આખરે તેઓશ્રીએ રાજ્યનો સર્વ ભાર તેમના ઉપર નાખ્યો અને તેમણે તે જોખમદારી સ્વીકારી રાજ્યપદ ધારણ કર્યું.

ડ્યુક ઓફ યોર્કની કારકીર્દિમાં તેઓ નિષ્ણાત નાવિક, વિચારશીલ વિમાની, રાજનીતિના અભ્યાસક, ઔદ્યોગિક સંસ્થાના સુકાની, રમતગમતના રસિક, સુખી પતિ અને પ્રેમી પિતા તરીકે વખણાયા હતા. હવે જ્યોર્જ

રૂફા તરીકે તેઓમાં તેથી પણ આર્થિક ગુણો અવલોકાયા છે. ડ્યુક ઓફ યોર્ક તરીકે તેમણે પોતાનો સમય આત્મભોગ અને પરોપકાર પ્રવૃત્તિમાં ગાળ્યો હતો. પ્રજા હવે તેમને બરાબર ઓળખી તેમને અનેક કાર્યોમાં મદદગાર બની તેમના રાજ્યવહીવટમાં તેમને માનની દૃષ્ટિએ નીરખી તેમના અગણિત ગુણો વધાવી લેશે. તેમના પ્રસંગોમાં આવેલા મહાપુરુષો જણાવે છે કે તેઓ નિસ્વાર્થી, પ્રમાણિક, ઉંચા આદર્શ અને ભાવનાવાળા, સત્યવાદી પ્રખર ઉત્સાહ ધરાવનાર પુરુષ છે અને તેમનામાં રાજ્યનીતિના કાર્યોમાં રસપૂર્વક ભાગ લઈ તેનો નિર્ણય સુખમય લાવવાની શક્તિ છે. નામદાર શહેનશાહ ૫ મા જ્યોર્જને દૈહિક આકારમાં તેઓ ઘણે અંશે મળતા આવે છે એટલુંજ નહિ, પણ જે કાર્યશક્તિ અને રાજકીય ગુણોને લીધે તેઓ સર્વત્ર પ્રિય અને માનનીય થઈ પડ્યા હતા તેવીજ શક્તિ અને ગુણો તેમનામાં આવેલ છે. જે પ્રજાઓ ઉપર તેમને રાજ્ય અમલ કરવાનો અવસર આવી મળ્યો છે તે પ્રજા તેમને માટે અત્યંત માન-સ્વામિભક્તિ દાખવે છે અને આશા રાખે છે કે તેઓ પ્રજાની સર્વ અભિલાષા પૂર્ણ કરી ઉન્નતિને માર્ગે તેને લઈ જશે.

પ્રભુ રાજાનું રક્ષણ કરો.

---

## કેળવાએલો કોને કહેવો ?

દુનિયાના અનેક કાર્યક્ષેત્રમાં પ્રસિદ્ધિ પામેલી વ્યક્તિઓના 'કોણ ખરો કેળવાએલો કહેવાય' એ પ્રશ્નના જવાબો શિક્ષકજગતના મુખપૃષ્ઠ ઉપર છપાયા છે. તેમાંના કેટલાકનો ગુજરાતી અનુવાદ શિક્ષણમાં રસ લેતા ભાઈઓના લાભાર્થે અહીં આપ્યો છે.

**મિ. ગોર્ડન સેલ્ફ્રીજ—**

જે દુનિયાને સમજે છે અને તેના આનંદમાં ભાગ લે છે, જે સમાજ અને તેની રીતભાતને સમજે છે અને દરેક સાથે સહચાર સાધી શકે છે, જે સાહિત્ય અને વર્તમાન બનાવો સમજે છે અને તેનો ડહાપણપૂર્વક વિચાર કરી શકે છે, રસ પડે તેવી રીતે વાર્તાલાપ કરી શકે છે અને જે બુદ્ધિયુક્ત ટીકા કરી શકે છે અને જે સમજે છે કે વિવેક, સૌજન્ય અને આનંદી સ્વભાવથી ઘણા સાથે સંબંધ બંધાય છે, તે મારા ધારવા પ્રમાણે ખરો કેળવાએલો માણસ કહેવાય.

**સર હ્યુ વૉલપોલ—**

વર્તમાનને સમજવા જેટલું જેણે ભૂતકાળનું યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે, વિશાળદૃષ્ટિ થવા જેટલું કળાનું જ્ઞાન મેળવી લીધું છે, અન્ય તરફ સહિષ્ણુતા બતાવવા જેટલું જેણે આત્મજ્ઞાન મેળવ્યું છે, અને નમ્ર બનવા જેટલું જેણે વિજ્ઞાન જાણ્યું છે તે કેળવાએલો કહેવાય.

**ગ્રેસફીલ્ડ—**

જે ઘણું જાણે છે પણ તત્સંબંધી બડાશ મારતો નથી તે ખરો કેળવાએલો છે.

**વાઈકાઉન્ટ સેસિલ ઑવ ચેલવુડ—**

જેને વિચારતાં અને કાર્ય કરતાં શીખવવામાં આવ્યું છે અને જેણે એ શક્તિઓનો સદ્‌ઉપયોગ કરી લેવા જેટલું જ્ઞાન મેળવી લીધું છે તે ખરો કેળવાએલો કહેવાય.

**વાઈકાઉન્ટેસ સ્નોડન—**

આત્મજ્ઞાન, આત્મમાન અને સંયમ કેળવ્યાં છે અને જે જનકલ્યાણ અને ભૂતદયાથી ભરપૂર છે તે ખરો કેળવાએલો છે.

**એડમિરલ સર રૅાજર કીઝ—**

જીવનના જે કાર્યક્ષેત્રમાં ઝંપલાવવાનું હોય તેમાં યોગ્ય ભાગ ભજવી શકે તેવી રીતે જેને તૈયાર કરવામાં આવ્યો હોય તેજ ખરો કેળવાએલો કહેવાય.

**લૉર્ડ યુસ્ટેસ પરસી—**

પોતાના બુદ્ધિભંડારને ખાલી કરી નાખ્યા સિવાય જે પોતાની સઘળી બુદ્ધિનો ઉપયોગ કરી શકે તે ખરો કેળવાયલો છે.

**ડૉ. મૉડ રૉયડન—**

બીજાનું દૃષ્ટિબિંદુ સમજવા પોતાની કેળવણીનો જે ઉપયોગ કરે છે તે ખરો કેળવાએલો છે.

**ડૉ. પરસિવલ શાર્પ—**

પોતાની ઇષ્ટ શક્તિઓનો ઉપયોગ કરવાની અને અનિષ્ટને દબાવવાની જેને તાલીમ મળી છે તે ખરો કેળવાએલો છે.

**સર જેઈમ્સ્ જીન્સ્—**

પોતાનાં મન, વાણી અને કર્મને દોરવા સાદી પ્રેરણાઓ અને લાગણીઓને બદલે જે જ્ઞાનનો ઉપયોગ કરે છે તે ખરો કેળવાએલો છે.

**મિ. જી. બર્નાર્ડ શૉ—**

દિલગીર! મને કદી એવો મળ્યો નથી.

---

# શિશુશિક્ષણશાળા

( ગતાંક પૃષ્ઠ ૪૭૪ થી ચાલુ )

નાનાં બાળકો વચ્ચે સામાન્ય રીતે દુશ્મનાવટ ઉભી થાય-છે તેનાં ઘણાં કારણ છે. કોઈ રમકડું કે એવું બીજું કોઈ સાધન હોય તેને બીજું બાળક લઈ રમવા માગતું હોય કે તે લઈ લેવા માગતું હોય, ટોળીના ઉપરી થવા માગતું હોય, અમુક રમતજ રમવી હોય કે તે અમુકજ રીતે રમવી હોય; અથવા તો તેની બીજાં બાળકો સાથે દોસ્તી હોય અથવા તો બીજાં બાળકો તેના તરફ વધારે મમતા રાખતાં હોય, અને એને માટે ખૂબ હરિફાઈ ચાલતી હોય—જે બાબત ઘણીજ અર્થસૂચક છે—આ બધી બાબતો સંબંધી બાળકો અંદર અંદર કજીઆ કરવા મંડી પડે છે. કેટલીક વખત તો બહારના કોઈપણ કારણ વિના પણ ઝઘડો ઉત્પન્ન થાય છે, જોકે આવા ઝઘડાનું મૂળ આંતરિક તો હોય છે જ, અને તે એ કે બાળક કોઈપણ આંતરિક કારણસર ગમગીન હોય અથવા તો તેનો પિત્તો ખસી ગયો હોય તો તે થોડો વખત ચીડીઉં અથવા તો દુઃખી બની ગયું હોય ત્યારે તેવા કારણસર ઝઘડો ઉભો થાય છે. પણ જ્યારે બાળકો સમૂહમાં રહીને રમતાં અનુભવ મેળવે છે, અને તેમ કરીને સળન્વિત ઇતિહાસ રચે છે, અને એકબીજા પ્રત્યે વિશ્વાસ રાખતાં શીખે છે ત્યારે આવો આંતરિક વિખવાદ અથવા જોહુકમી ધીમે ધીમે લય પામે છે. દરેક બાળક જેમ જેમ વધારે ચતુર બનતું જાય છે તેમ તેમ તે પોતાના સોબતીઓ સાથે તડજોડ કરવા વધારે શક્તિમાન બને છે.

પરિણામે પાંચમા વર્ષને અંતે તેનું વ્યક્તિગત લાગણીમય જીવન વધારે સ્થિર સ્વરૂપ ધારણ કરે છે, જેના ઉદ્દગમ તરીકે બીજા તરફનું તેનું વર્તન પણ તેવું બને છે; મતલબ કે તેના બદલાએલા સ્થાયી જીવનની અસર તેના બીજાં બાળકો પ્રત્યેના વર્તનમાં જોવામાં આવે છે. પોતાની ટોળીના બીજાં બાળકો પ્રત્યેનો તેનો ( સામાજિક ) સંબંધ વધારે સ્થિર અને વિશ્વાસપાત્ર બને છે. વિશેષમાં બીજાં બાળકો સાથેની તેની સક્રિય મૈત્રિથી તે તેનાં મોટેરાંના અવલંબનમાંથી છુટું પડે છે—મુક્ત થાય છે, અને તેને લીધે તેનામાં શરૂઆતના ફેરફાર થવા માંડે છે, અને તેને લઈને તે નવ કે દસ વરસનું થાય ત્યારે તેનામાં અમુક પ્રકારનું ખાસ વર્તન બંધાય છે.

પાંચ વર્ષની નીચેની ઉંમરના બાળક અને ૭ કે સાત વરસની ઉંમરના બાળક વચ્ચે મોટામાં મોટો સ્પષ્ટ તફાવત તે એના લાગણીયુક્ત વર્તનમાં જોવામાં આવે છે.

પોતાનાં માતપિતાથી વધતું જતું અલગપણું એ સૌથી વિશેષ જાણવા જેવી બાબત છે. બાળક પોતાના પિતાથી, માતાથી, અને મોટેરાંથી પણ વધારે ને વધારે છુટું થઈ જાય છે, અને પોતાની વૃત્તિઓને સંતોષવા તે બહારની દુનીઆ તરફ નજર ફેંકે છે–અને ઘણે ભાગે બીજાં બાળકો તરફ-જ તે જુએ છે. ધીમે ધીમે મોટેરાંના બીજાં બાળકો પ્રત્યેના પ્રેમ અને રસની બાબતમાં તે તેવાં બાળકોને પોતાના હરીફ તરીકે ગણતું બંધ પડે છે અને તેમને પોતાનાં મિત્ર તરીકે ગણવા માડે છે, અને તે દૃષ્ટિએ તેનું વર્તન પણ તેવું થવા માંડે છે.

બીજાં બાળકો સાથેની તેની મૈત્રિને લીધે તે એક નવું અનામત (સમાજ) બાંધે છે. બાળશાળાના સમય દરમિઆન તે ઓછું દમામી બનતું જાય છે. તેનાં માતપિતા અથવા તો તેના શિક્ષક એવી પણ ફરિયાદ કરશે કે બાળકનો હવે તેમનામાંથી વિશ્વાસ ઓછો થતો જાય છે. વાસ્તવિક રીતે તો આ સમયે આવો જે ફેરફાર માલમ પડે છે તે એમ સૂચવે છે કે તેની લાગણીઓની સ્થિરતામાં પ્રગતિ થઈ છે. પ્રેમ અને દુશ્મનાવટ, અદેખાઈ અને મિત્રતાના ગુણથી બદલાતા ભાવો–જે પાંચ વરસ સુધીના બાળકમાં વિશિષ્ટ લક્ષણ રૂપે જોવામાં આવે છે–તે આ સમયે જતા રહે છે અને તેને બદલે તેનામાં એવા પ્રકારનું વર્તન ઉત્પન્ન થાય છે કે જેમાં ગુણો વધારે દૃઢ અને સ્થાયી હોય છે અને જેમાં શાંતિ પણ દેખા દેવા માંડે છે. તેની લાગણીઓની તીવ્રતા ઓછી કરવામાં ત્રણ સંજોગો કારણરૂપ બને છેઃ પહેલું કારણ બાળકો અને મોટેરાંઓની વધતી જતી પિછાણ. તેની સાથે તેના સમાગમની વિવિધતા પણ વધે છે, એટલુંજ નહિ, પણ તેની સાથે નવા નવા પદાર્થો અને વિચારોનો પણ સુયોગ સધાય છે–આ એક પ્રકારનો તેના જીવનનો વિસ્તાર છે; જે તેની પોતાની ચતુરાઈ અને રસની વૃદ્ધિને લઈને શક્ય બને છે. તેની સ્વેચ્છાજનિત સ્વતંત્ર રમતોને લઈને અને વ્યવસ્થિત-નિયમબદ્ધ હરિફાઈની રમતો કે વ્યવસ્થિત રમતોને લઈને તેની દુશ્મનાવટ અને સ્પર્ધાની લાગણીઓ હવે બહારના ક્ષેત્ર તરફ પ્રેરાય છે-એટલે કે તેના અંગત મિત્રોથી વળીને બીજાં બાળકો તરફ કે બીજા સમૂહો તરફ જાય છે. આ પ્રમાણે તેની મિત્રતામાં સક્રિયતા આવે છે અને બીજાઓની ઉદ્યોગ પ્રવૃત્તિમાં તે સરખા અધિકારથી

ભાગ લે છે. બીજું પહેલાંની આ બે પ્રકારની અસરમાંથી હવે તે મુક્ત થવાથી તેનામાં સામાજિક સંબંધ પરત્વે વ્યવસ્થાશક્તિ ખીલતી જાય છે. નાનાં તેમજ મોટાં તરફના તેના વર્તનમાં હવે ક્ષણિક લાગણીનો ઉભરો જોવામાં આવતો નથી. તેના આ સમયના વર્તનમાં અમુક પ્રકારની યોજના જોવામાં આવે છે, અને એવા પ્રકારનું વર્તન કાળ, સ્થળ અને વ્યક્તિની ખાસ જરૂરિઆતોને વધારે ને વધારે બંધબેસતું હોય છે. હવે જાણે કે તેના માટે એક નીતિનિયમોનું બંધારણ ઉપસ્થિત થયું હોય છે.

બચપણના વરસોમાં તેનો નીતિતર્ક અને તે સંબંધી તેના વિચારો, યોગ્ય શિક્ષા સંબંધી તેના અભિપ્રાયો વધારે સખત હોય છે. પણ છઠ્ઠા અને સાતમા વરસો દરમિઆન તેનામાં સરખી ઉમરનાં બાળકોના સંબંધમાં કેવી નીતિ હોય તે સંબંધી તેનામાં વિચારો ઉદ્ભવવા લાગે છે, અને ધીમે ધીમે એકનિષ્ઠા, મિત્રતા, ક્ષમાશીલતા, વગેરે સદ્ગુણોનો યોગ્ય અર્થ તે સમજવા લાગે છે. એકંદર રીતે નીતિ સંબંધી તેના વિચારોમાં ઠરેલપણું અને તુલનાશક્તિના ગુણો વિકસવા લાગે છે, અને એના એ વિચારો તેના જાતઅનુભવ સાથે વધારે નિકટ સંબંધ ધરાવે છે. અલબત્ત, આ સમયે પણ તેના નીતિ સંબંધી વિચારોમાં વસ્તુગતતા અને તાત્કાલિકતા તો હોય છે જ, એટલે કે નીતિનો તોલ બાંધતી વખતે તે વસ્તુ અને તે સમયનોજ ખ્યાલ રાખે છે. 'નીતિશાસ્ત્ર' તેની સમજની બહારનોજ વિષય રહે છે. વસ્તુ, વ્યક્તિ કે સમયની ઉપેક્ષાએ તે નીતિનિયમોને તેના કેવળ સ્વરૂપમાં હજુ તે સમજી શકતું નથી. અપૂર્ણ

## રેડિઓ

(ગતાંક પૃષ્ઠ ૪૭૮થી ચાલુ)

### "ટ્યુનિન્ગ" સૂર મેળવણી

ગાયન ગાનારા અને વાજિંત્રો વગાડનારા માણસોને સૂર મેળવાનું જ્ઞાન હોય છે. તારવાળા વાજિંત્રોમાં બધા તારને તાણીને એક સૂરમાં લાવો. પછી જો તાર વગાડશો તો બધા તારો ધ્રુજે છે, અને એકંદર અવાજ મધુર નીકળે છે.

જ્યાંથી અવાજના તરંગો લઈ રેડિઓના મોજાં આવતાં હોય ત્યાંથી અમુક લંબાઈ અને અમુક ફ્રિક્વન્સીના મોજાં ચારે દિશામાં જાય છે. ધારો કે એકજ વખતે અનેક જુદા જુદા સ્થળોએથી વાયરલેસ સંદેશા મોકલાતા હોય અને તે સંદેશાનાં મોજાં એકજ ફ્રિક્વન્સીવાળા, એકજ લંબાઈના,

અર્થાત્ એકજ સૂરના હોય તો શું થાય? રેડિઓના યંત્રમાં બધીય જગ્યાના મોજાં એકીવખતે દાખલ થાય અને તેથી સાગરો ઘોંઘાટ થાય અને એકેય જગ્યાનો સંદેશો સ્પષ્ટ સંભળાયજ નહિ. આ કારણ ધ્યાનમાં લઈ સંદેશો મોકલનાર સ્થળના માલેકો અગાઉથી પોતાનાં મોજાંની લંબાઈ અને ફ્રિક્વન્સી નક્કી કરે છે, અને તે મુજબ વાયરલેસ મોજાં બહાર જાય એવી રીતે યાંત્રિક ગોઠવણ થાય છે.

વાયરલેસ સાંભળવાનું યંત્ર પણ એવી રીતે ગોઠવવું પડે છે કે જેથી અમુક લંબાઈના મોજાં તે ઝીલી શકે.

આપણી મરજી મુજબ વાયરલેસ મોજાંની લંબાઈ વધતી ઓછી કરવી હોય અથવા તો વધતી ઓછી લંબાઈવાળા મોજાં ઝીલવાં હોય તો યંત્રમાં બે ચીજની મદદ લેવાય છે. એક તો કન્ડેન્સર. તેની વિદ્યુત્ શક્તિ ગ્રહણ કરવાની શક્તિ આપણી મરજી મુજબ જોઇએ તે પ્રમાણમાં વધતી ઓછી થઈ શકે છે. એનાથી વિદ્યુત્-મોજાંની લંબાઈ અને ફ્રિક્વન્સીમાં જોઈતો ફેરફાર કરી શકીએ છીએ. બીજું સાધન તે ધાતુના તાર જેવું લાંબુ ગુંચળું બનાવેલું હોય છે. ગુંચળામાં આંટાની સંખ્યા વધતી ઓછી કરવાથી તેમાથી થઈને આવતા મોજાંની લંબાઈ ફેરવી શકાય છે. આને ઇન્ડકટન્સને કહે છે. કોઈ વખત એકલા કન્ડેન્સર અથવા એકલા ઇન્ડકટન્સ અથવા બંનેનો સાથે ઉપયોગ થાય છે. કેટલો અને કેવી રીતે ઉપયોગ કરવો એ ગણિતથી નિર્ણિત થાય છે. આને માટે યંત્ર સાથે જોઈતી માહીતી અપાય છે.

## ટ્રાન્સફોર્મર

રેડિઓ યંત્રમાં વપરાતું એક અગત્યનું સાધન જેને અંગ્રેજીમાં Transformer-ટ્રાન્સફોર્મર કહે છે તેમાં બે નળાકાર તારનાં ગુંચળાં હોય છે. એમાંથી એક બહાર અને બીજું એની અંદર રખાય છે. અંદરના ગુંચળામાં લોખંડના સળીઆ મૂકવાથી Induction ઇન્ડક્શન વધારે પ્રમાણમાં થાય છે. લોખંડના સળીઆને લીધે પ્રવાહની પૂરેપૂરી અસર થતાં વાર લાગે છે.

જો પ્રાયમરીમાં હાઇ-ફ્રિક્વન્સી પ્રવાહ હોય તો લોખંડના સળીઆને લીધે સેકન્ડરીમાં વહેતા પ્રવાહમાં ઘણો ગુંચવાડો થાય છે, અને તે ગુંચવાડો ન થાય માટે તે વખતે લોખંડના સળીઆ વપરાતા નથી. લોખંડના તાર વગરના ટ્રાન્સફોર્મરો હાઈ-ફ્રિક્વન્સી પ્રવાહ માટે વપરાય છે.

(ફ્રિક્વન્સી, ૧ સેકન્ડના ૧૦ હજાર સુધી)

ટ્રાન્સફોર્મરનું મુખ્ય કાર્ય એ છે કે એક તારના ગુંચળામાં પ્રવાહ વહેતો હોય તો તેની અસર આપણને જોઈએ તે પ્રમાણમાં બીજા તારના ગુંચળામાં પેદા કરી શકીએ.

પણ સેકન્ડરીમાંથી જેટલી વિદ્યુતશક્તિ આપણે મેળવી શકીએ તે હંમેશાં પ્રાયમરીમાં વપરાઈ હોય તેના કરતાં ઓછી હોય છે. તો પ્રાયમરી અને સેકન્ડરીમાં તારના ગુંચળામાં આંટાની સંખ્યા સરખી હોય તો બંનેમાં સરખા વોલ્ટેજનો પ્રવાહ સંભવે છે. જો સેકન્ડરીમાં પ્રાયમરી કરતાં ત્રણ ગણા ગુંચળાના આંટા હોય તો સેકન્ડરીમાં ત્રણ ગણો વોલ્ટેજ ઉત્પન્ન થઈ શકે છે. આને વોલ્ટેજ વધારનાર અથવા Step-up સ્ટેપ-અપ ટ્રાન્સફોર્મર કહેવાય છે. જો સેકન્ડરીમાં ઓછાં આંટા હોય તો તેમાં વોલ્ટેજ ઓછો થાય છે, અને તેને Step-down સ્ટેપ-ડાઉન ટ્રાન્સફોર્મર કહેવાય છે. સ્ટેપ-અપમાં વોલ્ટેજ વધે છે પણ પ્રવાહનું પ્રમાણ ઘટે છે. સ્ટેપ-ડાઉનમાં વોલ્ટેજ ઓછો થાય છે અને પ્રવાહનું પ્રમાણ વધે છે.

આ બે ગુંચળાં-પ્રાયમરી અને સેકન્ડરી મળીને ટ્રાન્સફોર્મર બને છે એ આપણે જોયું. એને વાપરવા માટે બે ઉદ્દેશ છે. એક તો જોઈતું ઈન્ડકટન્સ મેળવી શકાય અને બીજું સેકન્ડરીમાં જોઈતો પ્રવાહ મેળવી શકાય. High-frequency બહુ આંદોલનવાળા-ટ્રાન્સફોર્મરનો જો ઉપરની બાબતમાં ઉપયોગ થાય તો Variable વેરીએબલ-જેની શક્તિ ઓછી વધતી કરી શકીએ તેવો કન્ડેસર વપરાય છે. Low frequency ઓછા આંદોલનવાળો-ટ્રાન્સફોર્મર વાલ્વોને જોડવા માટે વપરાય છે, અને ત્યારે તેમા પ્રાયમરી અને સેકન્ડરી ગુંચળાના આંટાનું પ્રમાણ ૩: ૧, ૪: ૧, ૫: ૧, ૬: ૧, ૭: ૧, વગેરે હોય છે. જેમ પ્રમાણ વધુ તેમ Amplification (મોજાંની અભિવૃદ્ધિ) એમ્પ્લીફિકેશન વધુ થાય છે. બહુ અભિવૃદ્ધિથી સ્પષ્ટતાને બદલે ઉલટો ગુંચવાડો થાય છે. લો-ફ્રિક્વન્સી ટ્રાન્સફોર્મરમા ગુંચળામાં લોખંડના સળીઆ મુકાય છે.

ટુંકમાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ.—

૧. જ્યારે Direct Current ડીરેક્ટ કરન્ટ પ્રાયમરીમાં ચાલુ કરીએ અથવા અટકાવીએ ત્યારે સેકન્ડરીમા ક્ષણિક પ્રવાહ ઉત્પન્ન થાય છે.

૨. જ્યારે પ્રાયમરીમા ઓલ્ટરનેટીન્ગ કરન્ટ વહેતો હોય ત્યારે સેકન્ડરીમાં તેજ ફ્રિક્વન્સીવાળો ઑલ્ટરનેટીન્ગ કરન્ટ પેદા થાય છે. પણ પ્રાયમરી કરતાં ઉલટી દિશામા ક્ષોભ-Impulse હોય છે.

૩. Oscillating–આંદોલિત પ્રવાહ માટે ઉપર જેવા નિયમ છે. પ્રાયમરીમાં આંદોલનો નાનાં મોટાં થાય ત્યારે સેકન્ડરીમાં induced ઈન્ડયુસ્ડ પ્રવાહ પેદા થાય છે.

૪. પ્રાયમરી અને સેકન્ડરીના વૉલ્ટેજનું પ્રમાણ તેમના તારના ગુંચળાની આંટાની સંખ્યા પર આધાર રાખે છે. અપૂર્ણ

---

## છુટા હાથે ચિત્ર પડાવવા માટેનાં સાધન અને સૂચના

( ગતાંક પૃષ્ઠ ૪૮૧ થી ચાલુ )

નાના કાળા પાટીઆ પર ચિત્રકામ કરવા વિષે અગાઉ લખ્યું છે. સ્લેટ પર પણ પેનથી છુટા હાથે કામ થઈ શકે છે, પરંતુ આરોગ્યની દૃષ્ટિએ આ બંને વસ્તુઓ વાપરવા જોગ નથી. રંગીન કાગળ પર રંગીન પેસ્ટલથી કામ કરી શકાય છે અને હાલમાં ઘણી શાળાઓમાં આ સાધન બહુ વપરાશમાં આવ્યાં છે.

**પેન્સિલથી સફેદ કાગળ પર:**

જ્યારે બાળકોનાં આંગળાં ને પોંચાના સ્નાયુઓ રંગીન કાગળ અને પેસ્ટલના કામનો અભ્યાસ પુરો કર્યા પછી સ્થિર અને ધાર્યું કામ કરવાને શક્તિવાળા થાય, ત્યારે પેન્સિલથી કાગળ પર રેખાચિત્ર કાઢવાનું શરૂ કરી શકાય છે. એ નવીન વસ્તુ તે પેન્સિલ છે, કે જે લખવામાં તેમજ ચિત્ર-કામમાં બંનેમાં ઉપયોગી છે. પહેલી આગળીનો છેલ્લો ભાગ અને બીજી અને અંગુઠાના છેલ્લા ભાગથી પેન્સિલને ચોકસાઈથી પકડાવવી, ટચલી આંગળી અને હથેલીની બાજુ કાગળ પર મુકાવવી. આથી પેન્સિલ પકડેલી ત્રણે આંગળીઓ સારી રીતે ફરી શકે છે. પેન્સિલની અણીથી લગભગ દોઢ ઈંચ ઉંચેથી પેન્સિલ પકડવી જોઈએ. પરંતુ નાના હાથ તેમજ લીટીના વલણ પ્રમાણે કેટલીક વાર ઉપર નીચેથી પકડવાની જરૂર પડે છે. કાગળ અને અણી વચ્ચે લગભગ ૪૫° નો ખૂણો હોવો જોઈએ. સ્કેચિંગ માટે વપરાતી નાની રેખાઓનો ઉપયોગ અહીં હાનિકારક છે. એકધારી સીધી લીટી કાઢવા માટે પેન્સિલને કોઈ કોઈ વાર કાગળ પરથી ઉચકવાની જરૂર પડે છે, પણ પાછી બહુ વિચારપૂર્વક તેની જગ્યાપર હલકે હાથે મૂકી કામ પૂરું કરવું જોઈએ, ભાર દઈને તરતજ બહુ કાળી લીટીઓ કાઢવી એ સલાહભરેલું નથી. ભાર દેવાથી કાગળની અંદર ખાડા પડી જવાનો સંભવ રહે છે, માટે બાળકોને ખાસ સૂચના આપવી. H. B.

માકાની ડ્રોઈંગ પેન્સિલ વાપરવી. આડી રેખાઓ ડાબી તરફથી શરૂ કરી જમણી બાજુ તરફ કાઢતા જવું. ઉભી રેખાઓ ઉપલી બાજુથી શરૂ કરી નીચે સુધી કાઢવી.

ચિત્ર શરૂ કરતાં પહેલાં કાગળ ઉભો રાખવો કે આડો તે પર વિચાર કરવાની જરૂર છે. જો પદાર્થ ઉંચાઈમાં પહોળાઈ કરતાં મોટો હોય તો કાગળ ઉભો રાખવો, અને પદાર્થ જો લંબાઈમાં ઉંચાઈ કરતાં વધારે હોય તો આડો કાગળ રાખવો જોઈએ. કાગળમાં આસપાસ પ્રમાણસર થોડી જગ્યા ખાલી રાખી વચમાં પ્રમાણસર મોટું ચિત્ર કાઢવું. કાગળના ખુણાપર કે એક બાજુએ ચિત્ર દોરવું નહિ. આમ ચિત્ર દોરવાથી કાગળનો મોટો ભાગ ખાલી રહી જશે અને ચિત્રની ગોઠવણી ખરાબ દેખાશે. કાગળના પ્રમાણનો વિચાર કરી તે પ્રમાણને અનુસરીને વચમાં ચિત્ર કાઢવું.

### ચિત્રકામ કરતી વખતે કાગળ અને શરીરનું સ્થાન:—

ડ્રોઈંગ પેપર ચોરસ કે લંબચોરસ જે લેવા માગતા હોય તે બરાબર પાટલી પર વચમા પાટલીની આગલી ધારની સમાંતર રાખવો જોઈએ, અને ચિત્રકામ કરનાર બાળકના ખભાની લાઈન કાગળની આગલી ધાર જોડે સમાંતર રહેવી જોઈએ. શરીર ટટાર રહેવું જોઈએ. ડાબો હાથ પાટલી પર રાખવો કે જે કાગળને સરખો રાખવામાં મદદરૂપ થઈ પડે.

### પીંછીથી રંગકામ:—

પીંછીથી રંગકામ એ ડ્રોઇંગના વિષયમાંનો એક અગત્યનો ભાગ છે. જે જે શાળામાં બની શકે તે તે શાળામાં એ લેવો જોઈએ. કોઈપણ આકારનુ આબેહુબ પ્રતિબિંબ ઝડપથી કાઢવા માટે એના જેવું કોઈપણ સાધન નથી. રંગ વિના ચિત્રકામ સંપૂર્ણ લાગતું નથી. નરમ પીંછી પેન્સિલ કરતા પણ વધુ આબેહુબ ભાવ પ્રદર્શિત કરવા માટે ઉત્તમ વસ્તુ છે, કે જે ભવ્ય અને ઝડપી કામ કરી શકે છે; અને વળી ઝીણવટવાળું નાજુક કામ પણ અજબ રીતે દાખવી શકે છે

પેન્સિલકામ કરતાં પીંછીકામ માટે હાથ પર વધુ કાબુ મેળવવો જોઈએ. પીંછી પકડવાની અયોગ્ય રીત અને વાપરવાની ખોટી પદ્ધતિથી રંગકામ બરાબર થતું નથી, અને પીંછી બગડવાનો સંભવ રહે છે. તેથી શરૂઆતમાં દરેક બાળક પાસે જઈ વ્યક્તિગત સુચના આપવી જોઈએ. પીળો, બુરો, અને રાતો, આ ત્રણ રંગની ટયુબો શરૂઆતના કામ માટે પૂરતી છે. બાળકોને માટે સાઈબીરીયન હેર કે સેબલ્સ હેરની પીંછી નં. ૫

ને ૬ ઉપયોગી છે. જ્યારે તેઓ વધુ કામ કરતા થાય, ત્યારે આઠ રંગની પેટી અને બીજી નં. ૩ ની પીંછીની જરૂર પડે છે. કામ કર્યા પછી પીંછી સાફ કરવી અને તેના વાળની સંભાળ રાખવી. નાના કુંજા જેવા વાસણમાં વાળવાળો ભાગ ઉપર રહે એવી રીતે પીંછીને ઊભી રાખવી. પદાર્થની બાહ્યરેખા પેન્સિલથી સફેદ ડ્રોઇંગ કાગળ પર કાઢી તેમાં પીંછી વડે પાણીના રંગો યોગ્ય રીતે પૂરવામાં આવે છે. વળી બીજી રીતે બાહ્ય રેખા કાઢયા સિવાય રંગની પીંછીથી પણ ચિત્રકામ થઈ શકે છે, જેને સીધું પીંછીકામ કહેવામાં આવે છે. જેમ પીંછી અણીદાર હોય તેમ ચિત્રકામ સારું થઈ શકે છે.

## રંગકામ પેસ્ટલથી

રંગીન નરમ પેસ્ટલ ગ્રે હાઉન્ડ માર્કાની પેટી જેમાં ૧૨ રંગની લાકડી આવે છે તે પસંદ કરવા જેવી છે. પાણીના રંગ કરતાં બાળકોને વાપરવા માટે આ રંગો બંધબેસતા છે, અને ધોરણ ત્રીજા સુધી રંગકામ પેસ્ટલથી કરાવવું સલાહભરેલું છે. પેસ્ટલના રંગો પાણીના રંગ જેટલો ચોકખો ખ્યાલ આપતા નથી, પણ બાળકોને રંગકામની શરૂઆત કરવા માટે યોગ્ય સાધન છે,

૧. પેસ્ટલને પકડીને હાથની અંદરના ભાગમાં રાખવામાં આવે છે, અને આકારની દિશાની પ્રમાણે ચક્રગતિથી ફેરવવામાં આવે છે.

૨. આમાં હલકે હાથે કામ કરવાની જરૂર છે. કાગળની ખડબચડી બાજુપર આકારની વલણ પ્રમાણે રેખા કાઢવાથી તેનો ભાવ સારો પ્રદર્શિત થઈ શકે છે. અયોગ્ય રીતે વાપરવાથી ભાગી જવાનો સંભવ રહે છે.

૩. રંગ વિષે શરૂઆતનું જ્ઞાન આપવું. દરેક બાળક પાસે પેસ્ટલ બોકસ કે જેની અંદર જુદા જુદા રંગ સાથે સફેદ અને કાળો રંગ પણ હોય તેવી રખાવવી. જેથી જરૂર પડતા પોતાની મેજે રંગ પસંદ કરી તેઓ વાપરી શકે. દરેક રંગનાં નામ શીખવવાં. ખાસ કરીને ભુરો રાતો અને પીળો એ નામ અવશ્ય શીખવવાં.

રેખાદ્વારા કામ કરી શકાય છે, છતાં પિંડપદ્ધતિ શરૂઆતમાં વધુ ઉપયોગી થઈ પડે છે. સાધારણ બ્રાઉન કાગળ પર પણ સારું કામ કરી શકાય છે. સાદી ભાતો પદાર્થ અને કુદરતી પદાર્થ વગેરેમાં શરૂઆતથી રંગકામ કરાવવું.

ચિત્રકામમાં ખાસ શરૂઆતની ભાતો માત્ર એકજ સાદી આકૃતિ વડે જુદી જુદી ઘણી રીતે ચીતરી બતાવાય છે. પેસ્ટલની રેખાની દિશાઓ બદલવાથી તેમજ વચમાં ખાલી જગ્યાનો સુમેળ રાખવાથી જાત જાતની ભાતો જુદા જુદા રંગની રેખાથી યોજી શકાય છે.

મૂળ રંગ રાતો ભુરો અને પીળો લઈ તેમાંથી મિશ્રરંગ બનાવવા. જેમકે નારંગી (રાતો + પીળો) જાંબલી (રાતો + ભુરો) લીલો (ભુરો + પીળો) આ બે રીતે મેળવી શકાય છે.

૧. એક રંગની રેખા કે પીંડ ઉપર હલકે હાથે બીજો રંગ ઘસીને. પણ આ રીત ઇચ્છવા જોગ નથી.

૨. મૂળ રંગની સમાંતર રેખાઓ વારાફરતી ઝડપથી કાઢીને તેના ઉપર બીજા રંગની તેજ પ્રમાણે રેખા કાઢીને આવી રીતે રંગની જુદી રેખાઓ એક બીજામાં ગરક થઈ જાય છે અને મિશ્ર રંગ બનાવે છે એ માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

अ. બે રંગની મેળવણી વખતે ખુલ્લો રંગ પહેલાં વાપરવો.

ब. વગર વિચારે રેખા કાઢી આકાર ભરતાં બાળકોને અટકાવવાં.

क. રેખાઓની વચમાં ખાલી જગ્યા ન રહે એવી રીતે હલકે હાથે વિચારપૂર્વક કામ કરવું.

ड. કાગળની જમણી તરફથી નીચે ડાબી તરફ જતી રેખા કાઢવી. જરૂર પડે તો તે રેખા ઉપર બીજી રેખાઓ જરા જુદા ખુણાથી લેવી.

બાળકોને પેસ્ટલનો વપરાશ કેમ થાય છે તેનો અભ્યાસ કરાવવો. ૩ અને ૪ ઇંચના ઉભા લંબચોરસોમાં ઉપલો અભ્યાસ કરાવવો, જેથી પેસ્ટલથી રેખા કાઢવાની કળાનું તેમને ભાન થાય, આડી, ઉભી કે ત્રાંસી રેખાઓ કાઢતી વખતે પેન્સિલની માફકજ લીટીના કાટખુણે પેસ્ટલ રાખવી.

ચમનલાલ મહેતા

## ઇનામી નિબંધ.

**વિષય: "બાળકોને ઘેર ભણાવવાં કે શાળામાં: આ બેમાં નૈતિક અને માનસિક દૃષ્ટિએ શો ફેર પડે?"**

સર્વ પ્રાણીઓમા મનુષ્ય શ્રેષ્ઠ પ્રાણી ગણાય છે. જીવ, જંતુ, પ્રાણી,

મનુષ્યો વગેરે આહાર, નિદ્રા, ભય, ઇ. બાબતોમાં સમાનતા ધરાવે છે; એટલે એ ગુણો-વૃત્તિઓ-સઘળાંમાં સ્વાભાવિક રીતે રહેલાં છે, જ્યારે ઇતર પ્રાણીઓ કરતાં મનુષ્ય એકજ બાબતમાં શ્રેષ્ઠતા ભોગવે છે; તે બાબત તે સમજવાની શક્તિ, સારાસારનો વિવેક, અને માનસિક શક્તિ, જેને બુદ્ધિ એવું નામ આપવામાં આવેલું છે તે છે. પ્રાણીઓ પણ ઓછાવત્તા પ્રમાણમાં સમજ-શક્તિ ધરાવે છે; પરંતુ સર્વે પ્રાણીઓમાં મનુષ્ય બુદ્ધિની બાબતમાં તો શ્રેષ્ઠ પદ ભોગવે છે. મનુષ્ય પછી તે બાળ, યુવાન કે વૃદ્ધ હોય તોપણ તે દરેકમાં કુદરતે બુદ્ધિશક્તિ મૂકેલી છે. બાળક જેમ જેમ મોટું થતું જાય છે, તેમ તેમ તેની તે શક્તિ વૃદ્ધિંગત થયા કરે છે. બુદ્ધિરૂપી વૃક્ષ કેળવણીરૂપ જળસિંચનથી વૃદ્ધિ પામી યોગ્ય રીતે વિસ્તાર પામે છે. જેમ બીને વાવ્યા પછી તેને યોગ્ય રીતે પાણી પાવામાં આવે તોજ તેનો છોડ ઊગે છે-વધે છે-વિસ્તાર પામે છે તેમ બુદ્ધિરૂપી વૃક્ષને કેળવણીરૂપી જળસિંચનની અનિ-વાર્ય અગત્ય છે. બાળકમાં રહેલી કુદરતી શક્તિઓને જો યોગ્યમાર્ગે વાળવામાં યા ખીલવવામાં આવે તો તે શક્તિઓ પૂર્ણપણે ખીલવાથી બાળક મોટી ઉંમરે મહાન બુદ્ધિશાળી નીવડે છે ને હરકોઈ કાર્યમાં વિજય મેળવે છે. તેનું ભાવિ જીવન સુખરૂપ સારા માર્ગે વહે છે.

**બાળમાનસ અને તેને ખીલવવાની જરૂર**

બાળકમાં બુદ્ધિ ઉપરાંત ચપળતાનો ખાસ ગુણ રહેલો છે. બાળક જન્મતાંની સાથેજ હાથ, પગ હલાવવાની ક્રિયા શરૂ કરે છે, એ એનામાં કુદરતે મૂકેલા ચપળતાના ગુણને લીધેજ છે. કેટલાંક અજ્ઞાન માબાપો તેની આ શક્તિને ખીલવવાને બદલે રૂંધી નાંખે છે. બાળક દોડે છે, પડે છે, પાછું ઊભું થાય છે, ચોમેરની વસ્તુઓ નિહાળે છે, સવારથી સાંજસુધી કંઈ ને કંઈ ક્રિયા કર્યાજ કરે છે. આ તેના ચપળતાના સ્વાભાવિક ગુણને માબાપો મસ્તી માની, તેને વારે વારે ધમકાવે છે, ડરાવે છે યા બીવરાવે છે. બાળકનામાં રહેલા આ સ્વાભાવિક ગુણને રૂંધી ન નાખતાં વિકસાવવો જોઈએ. ચપળતાના ગુણ ઉપરાંત બાળકનામાં જિજ્ઞાસાવૃત્તિ પ્રબળ હોય છે. બાળક કોઈ નવી વસ્તુ જુએ છે, કે તે વિષે જ્ઞાન મેળવ-વાની તેને સહજ ઇચ્છા ઉદ્‌ભવે છે. તેને માટે તે સંખ્યાબંધ સવાલો [illegible] ારે તેને તે વિષે પૂર્ણ સંતોષ થાય ત્યારેજ તે જંપે છે.

**બાળકની કુદરતી શક્તિઓ.**

ઉપરાંત ભીલ કોમ જેવી ગરીબ કોમના લોક કે જેમને પુરતા પ્રમાણુમાં ખોરાક નહિ મળતો હોવા છતાં જંગલોમાં મળતા થોડા ખોરાક સાથે જે તેમની વાંસળીની ધૂનમાં મચેલા રહે છે તેને પરિણામે તંદુરસ્ત અને નીરોગી રહે છે; એટલે કે દરદીને માટેજ સંગીત છે તેમ નથી પણ નીરોગીને નીરોગી સ્થિતીમા રાખવાને પણુ તેની જરૂર અનુભવાઈ છે. મનુષ્યે તે બાબે એટલુંજ સંભાળવાનું રહે છે કે તેનો છંદ ન થવો જોઈએ, પણ બીજી ઘણી બાબતોમા જેમ નિયમિતતા જાળવવામા આવે છે તેમ જો સંગીતની બાબતમા પણ બને તો તે મનુષ્યને પોતાના જીવનને માટે નિઃસંશય જરૂરી છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.*

**મનુભાઈ મલુકચંદ પરીખ**

---

## સંવાદ

### બે બાલ અતિરથી

---

**પાત્રવર્ગ:—**

**લવ અને કુશઃ**—વાલ્મીકિના આશ્રમમાં ઉછરેલા સીતાજીના બે જોડકા પુત્રો

**ચંદ્રકેતુ:**—લક્ષ્મણજીનો પુત્ર અયોધ્યાનો સેનાપતિ

**સુમંત્ર:**—દશરથ રાજાના સમયનો વૃદ્ધ સારથી

**વિજયકેતુ:**—રામચંદ્રજીનો સંદેશવાહક

**કાકુત્સ્થ:**—ત્રેતાયુગમાં મનુષ્યરૂપે જન્મેલા નારાયણ. વિશ્વવિખ્યાત રાજા રામચંદ્રજી

**વાલ્મીકિ:**—સંસ્કૃત સાહિત્યના આદિ કવિ અને મહર્ષિ

**સૌમિત્રી:**—શેષનારાયણુ લક્ષ્મણજી

**ઉપરાંત:**—લંકાપતિ વિભીષણ, રાજદૂત, વૈતાલિક આશ્રમનાં બાળકો, યોદ્ધાઓ વગેરે

**સ્થળ:**—ગંગા કિનારે આવેલા વાલ્મીકિના આશ્રમ નજીકની વનભૂમિ

**સમય:**—પાંચહજાર વર્ષો પૂર્વે એક ઢળતી સાંજ

---

* હેલ્થ ને વેલ્થ માસિક પરથી.

(વાલ્મીકિના આશ્રમ નજીકની વનભૂમિમાં બાળકો ગાય છે.)

મારો હીંચકો આભમાં બંધાવો,
આ હીંચકે નહિરે હીંચું;
મારી કલગીમાં સુરજ મઢાવો,
સોનાથી હું તો નહિરે રીઝું;
મારી આંખલડીમાં કૈં વીજળીઓ રમે,
મારા બાહુમાં શૌર્યતણાં પૂર ધમધમે;
મારી ટોપીમાં તારલા ગુંથાવો.
મોતીડાં હું તો નહિરે સજું,—મારો૦

(નેપથ્યમાં એક રાજદૂત દાંડી પીટતો પ્રવેશ કરે છે.)

**રાજદૂતઃ**—સમલોકના વિષે અજિત એવા રઘુકુળતિલક ભગવાન રામચંદ્રજીએ તમામ રાજાઓને નમાવ્યા છે. એ બીના, સિદ્ધ કરવા માટે અશ્વમેધ યજ્ઞનો આરંભ કરી આ ઘોડો અને આ વિજયપતાકા પૃથ્વીને વિષે ફરતાં કર્યા છે. એમને જે કોઈ રોકે તેને રાજા રામચંદ્રજીની આણ રે, સાંભળજો ?

**લવકુમારઃ**—અહા! બોલ તો માથું ફેરવી નાખે એવાજ છે ને ? રે ! રે ! કોણ છો ? શું પૃથ્વી નક્ષત્રીય થઈ ગઈ છે કે આમ બોલો છો ?

**રાજદૂતઃ**—(પ્રવેશ કરીને) અરે ! મહારાજના આગળ ક્ષત્રિય કોણ છે.

**કુશકુમારઃ**—ગર્વથી ભરેલાં આ વચનો ! અને તે પણ મહર્ષિ વાલ્મીકિના આશ્રમ પાસે ! ભાઈ લવ, જુઓ છો શું ? આ પતાકા એકદમ ખુંચવી લો, અને બાલકો હાંકી જાઓ આ અશ્વને. પેલા રોઝ ભેગો ભલે ચરે એ બિચારો ?

**રાજદૂતઃ**—છોકરા તું આ શું બકે છે ? ક્ષત્રિય કુલચૂડામણિ, ભગવાન રઘુનંદનના વિશ્વજિત સૈન્યને હજી તેં જોયું નથી. ઉંચે આકાશ તરફ નજર કર. જો પણે દૂર ક્ષિતિજમાં અષાઢનાં વાદળાંની પેઠે ગાજતા, અને વીજળીઓની જેમ શસ્ત્રો ચમકાવતા લાખો વીરો, યુવરાજ ચંદ્રકેતુ, અને કપીશ્વર મારૂતિની સરદારી નીચે ધસી આવે છે. બિચારાં નિર્દોષ બાળકો ! તમારી માતાઓ વાટ જોતી હશે; આ ઝાડોની ઓથમાં થઈ આશ્રમ તરફ નાસી જાઓ.

**લવકુમારઃ**—અમે નાસી જઈએ, એમ કે ? ઠીક, ઠીક ! ધનુર્વિદ્યાના સમર્થ દ્રષ્ટા અને કવિ કુલશ્રેષ્ઠ તપોનિધિ વાલ્મીકિના દોહિત્રો આમ બળ-જબરીથી સ્થાપન થતી સત્તા સામે નાસી છૂટશે ! કદી નહિ. કેવળ જબરી

ધાક બેસાડી દેવાની ખાતરજ કરવામાં આવતા આવા સૈનિક દેખાવોથી ડરે તે બીજા. ઉભા રહો ! હું તમને મારા બાહુનો થોડોક સ્વાદ ચખાડું. ભાઈ કુશ, આપણા ભાથા અને ધનુષ્ય લાવ તો !

(નેપથ્યમાં જઈ બંને જણ શસ્ત્રો ધારણ કરી પ્રવેશ કરે છે.)

**કુશકુમાર:**—આવો ! આવો !! શૌર્ય અને ક્ષત્રિય વટના આ મહોત્સવમાં મોજ માણવા. જેમની તાકાત હોય તે, અને જેઓ પોતાને શૂરવીરમાં ગણાવતા હોય તે; આવી જાઓ !!!

(લવ અને કુશ બંને શસ્ત્રો ચમકાવતા ધસે છે. યુદ્ધભૂમિ ભયાનક અવાજોથી ગાજી રહે છે)

(ચંદ્રકેતુ પ્રવેશ કરે છે)

**ચંદ્રકેતુ:**—થોભો ! થોભો ! આ શું ? આઠ આઠ વરસનાં આ બે નાનાં બાળકો ઉપર આખી સેનાને તૂટી પડતાં શરમ નથી આવતી ? આ વાતો જો લોકમા પ્રસિદ્ધ થશે તો રાઘવની પવિત્ર કીર્તિને કલંક લાગશે.

**સુમંત્ર:**—આયુષ્માન ! આપ કલંકની વાત કરો છો અને અહીં આપણા કેટલા માણસોનો ધાણ વળી ગયો તે તો જોતાજ નથી. હજી એક મુહૂર્ત તો પુરૂં વીત્યુંયે નથી, એટલામાં નાનાં દેખાતાં આ બાળકોએ આપણા કેટકેટલા મહારથીઓને નકામા કર્યા તેનો કાંઈ હિસાબ કાઢયો ? જીવનમાં સદાએ શાશ્વત અજિત મનાતા મારૂતિ જુઓ, પણે ઘાયલ થઈને પડયા છે. રાજેન્દ્ર સુગ્રીવનો એક હાથ ભાગી ગયો છે, વાલીસુત અંગદજી પણ મૂર્છાવશ થઈને આ પડયા, અને લંકાપતિ વિભીષણ મેઘગર્જના પેઠે ગાજતાં બાણોના ઝપાટા સાથે ઉડયા છે તે કોણ જાણે કેટલા જોજન ઉપર પડયા હશે તેની અટકળ થતી નથી. ત્રિલોક જીતીને આવેલા રાઘવેન્દ્રના વિશ્વજિત સૈન્યનો કવિ વાલ્મીકિની વિદ્યાપીઠના બે વિદ્યાર્થીઓએ આમ પરાજય કર્યો એ બીના-જ્યારે લોકમાં પ્રસિદ્ધ થશે ત્યારે આપણી કેટલી ફજેતી થશે તેનો તો વિચાર કરો !

**ચંદ્રકેતુ:**—અફસોસ ! અફસોસ !! પણ ફિકર નહિ. તમે સૌ હઠી જાઓ. હું એકલો એમની સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતરીશ.

**લવકુમાર:**—(હસતો હસતો) એમકે ! તમારે અમારી સાથે લડવું છે, કેમ ? આવી જાઓ.

**સુમંત્ર:**—જુઓ, જુઓ આર્ય, આપ હજુ તો પુરૂં બોલ્યાએ નથી, એટલામાં તો એ આ આપની સામે આવી ઉભો.

ચંદ્રકેતુઃ—શાબાશ ! જે વીરપ્રસવિની માતાએ આવા અતિરથી-ઓને જન્મ આપ્યો તે સાક્ષાત અંબિકાને મારા ભક્તિપૂર્વક નમસ્કાર હો.

કુશકુમાર:—ઉપરા ઉપરી વિજયો મેળવીને ગર્વાંધ બની ગએલી અયોધ્યાની સેનામાં વિનયયુક્ત બોલનાર આ એક વીર નીકળ્યો ખરો. મારાં પવિત્ર માતુશ્રીનું નામ ભક્તિપૂર્વક લેનાર હે વીર ! તમને વંદન કરૂં છું.

ચંદ્રકેતુ:—બાળકો તમે બહુ સુંદર લાગો છો. તમારા જેવાં સુંદર અને શૂરવીર બાળકો રાજા રામચંદ્રજી દેખે તો ખૂશખૂશ થઈ જાય !

લવકુમાર:—એ રાજર્ષિ બહુ રૂડા સજ્જન છે, એમ દાદાજી રોજ કહે છે. અમે તો તેમને દેખ્યા નથી, પણ સવાર સાંજ બે વખત આશ્રમનાં બધાં બાળકો પાસે દાદાજી ભક્તિપૂર્વક તેમની સ્તુતિ કરાવે છે.

ચંદ્રકેતુ:—શું તેમનાં દર્શન કરવાની ઇચ્છા તમને કદી નથી થઈ ?

કુશકુમાર:–થઇ છે તો ઘણીએ વાર, પણ માતુશ્રી આશ્રમ છોડીને ક્યાંય પણ જવાને સાફ મના કરે છે. અમે બહુ વિનવીએ છીએ ત્યારે ચોધાર આંસુએ રોઈને કહે છે, કે "બેટા ! તમે તમારા પરાક્રમથી રઘુનંદનનેજ આપણા આશ્રમમાં આણો, અને પછી તેમનાં દર્શન સુખેથી કરો."

ચંદ્રકેતુ:—તમને જન્મ આપનાર જનેતાની આવી મહેચ્છા સર્વથા પ્રસંશનીય છે, પણ અફસોસ ! એમ બનવું કઠણ છે;

લવકુમાર:—કઠણ કંઈ નથી. અમે આજેજ બાની ઘણા વર્ષોની ઉમેદ પુરી કરી દઇશું.

ચંદ્રકેતુ:—વાહ! વાહ ! કેવી રીતે ?

કુશકુમાર:—જુઓ યજ્ઞનો ઘોડો અને વિજયપતાકા હરીને અમે તમારા સઘળા મહારથીઓને તો સુવાડી દીધાજ છે. હવે તમને હરાવીશું એટલે અશ્વમેધ આપોઆપ અટકશે અને ઘોડો તથા વિજયધ્વજ મેળવવા માટે ખુદ રાઘવેન્દ્રને પોતાને હાલીચાલીને અહીં આવવું પડશે.

ચંદ્રકેતુ:—ધન્ય ! ધન્ય !! ધન્ય !!! એક આર્ય બાલનાં શૌર્યથી ઉભરાતાં આવાં વચન સાંભળી મારી છાતી ગજ ગજ ઉછળે છે.

લવકુમાર:—જ્યારે અમે રઘુનંદનને અમારાં પરાક્રમથી આશ્રમમાં આણીશું ત્યારે મારાં વ્હાલાં બાની છાતી પણ ગર્વથી ગજ ગજ ઉછળશે.

અપૂર્ણ

# મોરવેલ

સંસ્કૃતઃ—१. मूर्वा. २. मौरद्रा. ३. लघुकर्णी.

મરાઠીઃ—૧. મોરવેલ. ૨. રાનજાઇ— ?

લૅટિનઃ—ક્લીમેટીસ ટ્રાયલોબા.

વર્ણનઃ—મોરવેલ એ ઘણી જ સુંદર વેલ છે. એનાં ફૂલ વર્ષા ઋતુમાં ખીલ્યાં હોય અને આખો વેલો ઝાડવાંમાં પથરાયો હોય ત્યારે જંગલની શોભા ઓર વધે છે. અને એ દરેક તરફ કલાકોના કલાકો સુધી જોઈ રહીએ તોપણુ ન ધરાઈએ. તેથી તેને* 'વટેમાર્ગુનો આનંદ' કહેવામાં આવે છે એ બરાબર છે. પૂનાથી અગિયાર માઇલ ઉત્તરે કાત્રજના ઘાટમાં મેં એને એક વહેળાને કાંઠે પાંગેરવાનાં વૃક્ષોની પાસે કરમદાંનાં ઝાંખરાં પર છવાયેલી જોઇ ત્યારે પરમાત્માની અદ્‌ભુત કળાનું ભાન થયું અને રામાયણનો પેલો શ્લોક સહેજે યાદ આવ્યોઃ—

मही कृता पर्वतराजिपूर्णा
शैलाः कृता वृक्षवितानपूर्णाः ।

वृक्षाः कृताः पुष्पवितानपूर्णाः
पुष्पं फलं केसरपत्रपूर्णम् ॥

પાંચ છ પાંદડીનાં પીળા કેસરાવાળાં સફેદ પુષ્પો સુંદર ઘાટીલાં ત્રેખડાં પાન ઉપર ખીલી રહ્યાં હોય છે.+ એનાં કેટલાંક પાન તો બરાબર જાઇનાં પાનને મળતાં જ હોય છે, પરંતુ મોટાં થતાં તે ત્રેખડાં થાય છે તેથી તેને પોરબંદર બાજુએ ત્રખડો વેલો કહે છે. પુષ્પો જાઇનાં ફૂલ જેટલાં સુગંધી નથી હોતાં પરંતુ તેમાંથી મધુરી મધુરી આછી સુગંધ આવ્યા કરે છે. દરેક બાગમાં આ વેલ હોવી જ જોઈએ.

મહારાષ્ટ્રમાં પુના ને અહમદનગર જિલ્લામાં, મહાબળેશ્વર બાજુએ ખૂબજ થાય છે. આપણા ગુજરાતમાં ડાંગના જંગલોમાં ઠીકઠીક થાય છે. પંચમહાલ ને આબુનાં વનોમાં તેની તપાસ થવી જોઈએ.

---

* It is called "Indian Traveller's joy."

+ આનાં પુષ્પોનું વધારે વીગતવાર વર્ણન સ્વ.જયકૃષ્ણભાઈના 'વનસ્પતિશાસ્ત્રને પહેલે પાને જોવું.'

આ મોરવેલની ઘણી જાતો થાય છે. અને તે બધી જ ઘણી સુંદર હોય છે.

એ તો ઠીક પણ ઔષધ તરીકે મોરવેલ બહુ જ ઉપયોગી છે.

૧. એ રેચક છે.

૨. ગરમ છે. કફ, વાયુ, ઉલટી, છાતીના રોગ, પ્રમેહ, કુષ્ઠ, મેદ, તાવ, મુખશોષ, ચક્કર, તરસ ને રક્તદોષ–લોહીબીગાડ ઉપર તે ઠીક ઠીક કામ આપે છે. હૃદયને ઉત્તેજિત કરવાની શક્તિ મોરવેલમાં છે. [ **मूर्वा हृदयोत्तेजिका मता ।** ] આવા જ ગુણો માટે ગ્રીક લોકો મૂર્વાની એક જાત, ક્લીમેટીસ વાઈટલ્બા (Clematis vitalba) નો ઉપયોગ કરતા હતા.

૩. પત ને ફિરંગ રોગ ( ઇંદ્રિયની ચાંદી–સિફિલીસ ) જેવાં ભયંકર રોગોમાં પણ લોહીસુધારક તરીકે તેનો ઉપયોગ થાય છે.

૪. મોરવેલ ઉષ્ણવીર્ય (ગરમ) હોવાને લીધે લોહમારણ ( લોહભસ્મ બનાવવાની ક્રિયા )ના જે જુદા જુદા ગણ ગણાવેલા છે તેમાં **शृंगवेरादि** કફનાશક ગણનો ઉલ્લેખ પણ છે.

૫. વળી પારદના નિયામક ગણ ને મારકગણમાં મૂર્વા ગણાવેલી છે.

૬. પાંદડાંનો રસ કરતાં પાનના રસ સાથે મેળવી આંખના પારદર્શક પડદા પર ગાંઠ થઇ ડોળો મોરો થઇ જાય તે રોગમાં બે ત્રણ ટીપાં આંખમાં નાંખવાં હિતાવહ છે.

ઉપયોગી અંગો—મૂળ, પત્ર, પુષ્પ.

સામાન્ય માત્રા—પાનનું ચૂર્ણ ૨૦ રતી. ( મોટાંને માટે )

તેના હિમની માત્રા ૩ થી ૫ તોલા દિવસમાં ત્રણ વાર.

મોરવેલનાજ વર્ગની ક્લીમેટીસ હિડાયસેરીફોલિયા જેનું મરાઠી નામ 'બેંદીની વેલ' છે. તેનો ઉપયોગ પણ મોરવેલ માફક થઇ શકે છે. મોરવેલની એક બીજી જાત C. Gauriana થાય છે તે C. triloba કરતાં વધારે તેજ હોય છે.

આપણા ગૂજરાતમાં આ મોરવેલને ઠેરઠેર વાવવાની ખાસ જરૂર છે.

વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ

## સવૈયા

રાગ ભૈરવી    તાલ ત્રિતાલ    માત્રા ૧૬

| | | | |
|---|---|---|---|
| ૯ ૧૦ ૧૧ ૧૨ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ | ૧ ૨ ૩ ૪ | ૫ ૬ ૭ ૮ |
| 7 | — | — | — |
| સ ધૅ પ ધૅ | મ પ ગૅ મ | નૉ ધૅ પ મ | ગૅ રૅ સ સ |
| એ – ર ગ | થાં – ને – | વે – ર ગ | થાં – વ ળી |
| સે – પ ક | રી – ચા – | લે – સં – | સા – – –ર |
| 7 | — | — | — ⌣ |
| સ રૅ સ રૅ | ગૅ – મ મ | ગૅ – પ મ | ગૅ રૅ સ – |
| કા – ળા – | કે – ર ગ | થાં – ક ર | ના – – –ર |
| 7 | — | — | — ⌣ |
| ધૅ મ ધૅ નૉ | સં – સં – | નૉ – સં ગૅ | રૅ સં ધૅ પ |
| પ ર ના – | તી – લા – | જા – તી – | લા – થી – |
| 7 | — | — | — |

તા. ક.—પછીની બધી તૂકો એ પ્રમાણે લેવી.

બાપાલાલ દવે

---

## " શિક્ષક "

(ચોપાઈ)

સાચો શિક્ષક તે કહેવાય, શિક્ષણ અર્પી જે હરખાય,
શિક્ષણમાં તલ્લીન બની, શિક્ષણ અર્પે પ્રેમથકી.
શિષ્યોને જે ગણે સમાન, શિષ્યો રાખે જેનું માન,
શિષ્યોપર વળી રાખે ધ્યાન, શિષ્યો સમજે વડીલ સમાન.
વાણી મધુર કંઈ વદે, સમજે એવું ભાષણ કરે,
સમજી સમજી બોલે બોલ, શબ્દ વદે પ્રત્યેક અણમોલ.
વસ્ત્રો પહેરે સ્વચ્છ સદાય, કિંમતી પહેરી નવ ફુલાય,
નિશદીન એવાં કૃત્ય કરે, સૌ જેનું દ્રષ્ટાંત ધરે.

રાખે એવું પુષ્ટ શરીર, દીસે જાણે બહાદુર વીર,
પાડે એવી કદી ન રેવ, લોકો જેને ગણે કુટેવ.
જે વિષયનું કરાવે ભાન, રાખે તેનું પુરું જ્ઞાન,
જે વિષય શિખવવા જાય, તૈયારી કરી તેની જાય.
આળસ તજીને રાખે હામ, પૂર્ણ કરે પોતાનું કામ,
નિયમ પ્રમાણે કામ કરે, તે શિક્ષકને ધન્ય ઘટે.

રે. સા. ખાન. "દીલેર."

---

# નવા વર્ષે પિતાને પ્રાર્થના

શિખરિણી.

નવા વર્ષે હર્ષે પ્રથમ નમિયે, બાપ ! તમને,
નવું સંધું આપો નવીનકરણે આપ અમને;
બધું જૂનું જાયે જરજર થતું સર્વ જનનું,
નવું સંધું થાયે ઝગઝગ થતું સર્વ મનનું. ૧

ભલે દિક્ષા આપો શરીર પર સાચી સમસમી,
ભલે શિક્ષા સ્થાપો હૃદય પર તીખી તમતમી;
પરંતુ આત્માને નવજીવનથી પૂર્ણ ભરજો,
તમારી સેવામાં તન, મન, અને આત્મ હરજો. ૨

જનોના જુસ્સામાં જીવન, જય, જ્યોતિજ જડજો,
ઘવાતાંના ઘાના ઘટિત ઘૂમતાં ઘાટ ઘડજો;
પ્રભાતે પિતાને પુનિત પદથી પાય પડજો,
ચહી ચોકખું ચિત્તે, ચતુર ચરિતે ચારુ ચડજો. ૩

તા. ૬-૧૨-૩૭
પેટલાદ.

ખ્રિસ્તી મહીજી હીરાલાલ

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

(ગતાંક પૃષ્ઠ ૪૯૦ થી ચાલુ)

## ધડ ફેરવવાં

**ધડ ફેરવવું.**

શરીર અને તેટલું ડાબી કે જમણી બાજુએ ફરે છે. બંને ઘૂંટણ તદ્દન સીધાં હોય છે અને બંને પગ જમીન ઉપર મક્કમ રહે છે. કસરત દરમિઆન શરીર અને માથું બરાબર લંબાવેલું રહે છે. કસરતના બધા રૂપમાં ધડ ફેરવવા માટેના બધા મુદ્દા લક્ષમાં રાખવા જોઈએ. નાનાં બાળકો માથું પણ ફેરવે કારણ કે તેથી ગતિ પુરેપુરી થાય છે. (આ. ૪૧)



આકૃતિ ૪૦
વાઘબેઠક. પગ બાજુએ લંબાવવા.



આકૃતિ ૪૧
ધડ ફેરવવું.

આજ્ઞા :

માથું અને ધડ ડાબી બાજુ-ફેરવો !
બને તેટલું જમણી બાજુએ-ફેરવો !
ધડ આગળ-ફેરવો !

બાળકો કસરતથી જાણીતા થાય તે પછી તે કસરત સતત થવી જોઈએ અને સ્થિતિની કસોટી કરવાની તક આપવા અંગ ફરેલું હોય તે સ્થિતિમાં કસરત પૂરી કરવી અને જરૂર પડે તો સ્થિતિ સુધારવી.

ધડ ડાબી (જમણી) બાજુ-ફેરવો ! ધડ અને માથું એક બાજુથી બીજી બાજુ ફેરવવાનું-શરૂ ! બસ ! ધડ આગળ-ફેરવો !

શરીર અને માથું દરેક બાજુ બને તેટલું ફેરવવામાં આવે છે.

નોંધઃ કસરતની શરૂઆતથી આગળની સ્થિતિમાં અટકયા વગર એક બાજુથી બીજી બાજુ ફેરવવાની ક્રિયા થાય છે. હાથ છુટા રહે છે અને શરીર સાથે આમ તેમ હાલે ચાલે છે. જેમ ગતિમાં વધારો થાય છે તેમ હાથ શરીરને વધારે ગોળ ફેરવે છે.

આ કસરતનાં વિવિધ રૂપ છે. જેમ આવે છે તેમ તેમ તે કોઠામાં આપવામાં આવે છે. નમેલાં ઘુંટણની કે બેસવાની સ્થિતિ શરૂઆતના



આકૃતિ ૪૨
પલાંઠી બેઠક. કાન ઘુંટણે અડકાડવા.



આકૃતિ ૪૩
એક કોણી વાળીને સાથે સાથે ધડ ફેરવવું. ધનુષ્ય ખેંચવું.

પગથીઆમાં ખાસ અનુકૂળ છે. તેથી પીઠ વળી જતી અટકે છે, અને કસરત સારી રીતે થઇ શકે છે. (આ. ૪૨)

**(પગ ભેગા, હાથ આગળ, મુઠ્ઠીઓ અડકતી.)**

**એક કોણી વાળી ધડ ફેરવવું.**

(ધનુષ્ય ખેંચવું)

ફેરવવાની ક્રિયાને મદદ કરવા જમણો (ડાબો) હાથ કોણીથી વાળી અને ખભાની સીધમાં રાખી જોરથી પાછો ખેંચવામાં આવે છે. માથું અને ડાબો (જમણો) હાથ ખસતો નથી. (આ. ૪૩)

આજ્ઞા :

પગ-ભેગા ! મુઠ્ઠી ચડકાડી હાથ આગળ ઉંચા—કરો !
જમણા હાથે, ધનુષ્ય—ખેંચો, જવાદો.
પછી સતત ખેંચો, અને ખેંચો, અને એક અને બે, ...

## ધડ ફેરવવું અને બાજુએ વાળવું સાથે હાથ આગળ અને ઉંચે મૂકવો.

હાથ મુઠ્ઠીવાળી, ખભા સાથે સીધમાં રાખી ઉંચેથી વાળવામાં આવે છે, અને કોણી બાજુએ રાખવામાં આવે છે. પછી હાથ જોરથી વારા ફરતી આગળ અને ઉંચે લેવામાં આવે છે, એક હાથ લઇ લેવામાં આવે અને બીજો આગળ મૂકવામાં આવે. હાથ આગળ મૂકવાની ક્રિયા સાથે ધડ ફેરવવાની ક્રિયા થાય છે, બાજુએ જરા ધડ ફેરવી હાથ ઉંચે લેવામાં આવે છે, મુઠ્ઠી એકદમ માથા ઉપરના બિંદુ તરફ લેવામાં આવે છે. હાથ આગળ આંગળાં રાખી લેવામાં શરીર સીધું રાખવા યત્ન કરવો જોઇએ.

આજ્ઞા :

આંગળાં સીધાં આગળ રાખી લેવાં, હાથ—વાળો, ધડ ફેરવી આગળ આંગળાં લો-શરૂ ! ૧, ૨, ૧, ૨ વગેરે, બસ ! ધડ થોડું વાળી આંગળાં ઉંચે-શરૂ ! બસ.

ફેરફાર :

ધડ ફેરવવા સાથે આગળ આંગળાં લેવાં, ભેરૂ સાથે બંને હાથ જોડવાં ( બેમાં ચીચવો રમવો )

## માથું અને ધડ ઝડપથી ફેરવવું, હાથ બાજુએ લેવો.

ધડ જમણી તરફ ફરે તેમ જમણો હાથ પાછળ લેવામાં આવે અને ડાબો હાથ આગળ લેવામાં આવે. છેવટની સ્થિતિમાં ધડ અને માથું બને તેટલું ફેરવવામાં આવે છે, હાથ બાજુએ લંબાએલી સ્થિતિમાં હોય છે.

આજ્ઞા :

હાથ બાજુએ લંબાવેલી સ્થિતિમાં, માથું અને ધડ ડાબા ( જમણા ) ફરવો ! હાથ નીચે લાવો, આગળ-ફેરવો !

માથું અને ધડ ડાબી તરફ ચાર વાર ફેરવવામાં આવે છે. છેલ્લી ખેંચાનની સ્થિતિ ટકાવી રાખવામાં આવે છે. ફરવાની ક્રિયા ગણતરી પ્રમાણે ચાલે છે. ધડ અને હાથની પાછા ફરવાની ગતિ અને સમતોલ રાખવા માટેની હાથની ગતિ ચાલ્યા કરે છે, (ડાબો હાથ આગળ,



આકૃતિ ૪૪

હાથ બાજુએ સ્થિતિમાં રાખી ફેરવવાની સાથે ધડ અને માથું ઝડપથી ફેરવવાં.

જમણો પાછળ). (આ. ૪૪)

ફેરફાર :

આકૃતિમાં દર્શાવ્યા પ્રમાણે માથું આગળ રખાય, **માથું અને ધડ ફેરવવું, હાથ પાછળ અમુક હદ સુધી ઉંચા લેવા.**

ત્રાંસી અને પલાંઠીની બેઠકથી અથવા સંકોચથી ઉભા રહેવાની સ્થિતિથી આ કસરત શરૂ થાય છે. દરેક ગતિ માટે જુદી આજ્ઞા આપવામાં આવે છે.

આજ્ઞા :

પાછળ હાથ ઉંચો લેવો, માથું અને ધડ ડાબી બાજુ-ફેરવો ! આગળ-ફેરવો ! જમણી તરફ, એક, બે.

માથું અને ધડ ફેરવો, હાથ બાજુએ, ઉંચે લો.

આ કસરત સતત કરવામાં આવે છે, છુટથી આગળ ધપેલી સ્થિતિથી અને ઉંધા વળેલી સ્થિતિથી તે શરૂ થાય છે.

આજ્ઞા :

ડાબો હાથ ઉંચે લેવો, ધડ ડાબી તરફ ફેરવવું-શરૂ ! એક, બે, અને એક-બસ !

'અને' એ શબ્દ પાછી ગતિ દર્શાવે છે. સાથે સમતોલ માટે જમણી તરફ થોડી ગતિ થાય છે. જમણી તરફના ધીમા આંચકા સાથે કસરતશરૂ કરવી.

**( બાજુએ, એક હાથ કેડ ઉપર નીચો. ) માથું અને ધડ ફેરવવું, છુટો હાથ વચમાંની સ્થિતિએ લાવવો ( હથેળી આગળ પડતી. )**

આજ્ઞા :

વચ્ચે લાવવા ડાબા હાથને ગતિ આપવી. ધડ ડાબી બાજુ ફેરવવું -શરૂ ! ઉપરની માફક ચાલુ રાખો.

આ ત્રણ કસરતોમાં હાથની કસરત ખરી દિશા અને ગતિની પુરેપુરી છુટ બાળકોને ફરતાં મળે તેમાં મદદ કરે છે.

## આંસા, હાથ બાજુએ, (હથેળી આગળ) ઝડપથી ધડ ફેરવવું, હાથથી તાળી પાડવી.

ધડ ડાબી તરફ ફરે છે, જમણો હાથ ડાબા હાથ તરફ તાળી પાડવા લેવામાં આવે છે. ડાબો હાથ તે માટે આગળ ન લાવવો. પાછી ગતિ અટક્યા વગર તરતજ શરૂ થાય છે.

આજ્ઞા :

હથેળી આગળ, હાથ બાજુએ ઉંચા-કરો ! ઝડપથી ધડ ફેરવવું, હાથને તાળી પાડવા ગતિ આપવી અને તરતજ પાછી ગતિ કરવી-શરૂ! ૧, ૨, એ પ્રમાણે.

દરેક ગતિની વચમાં જરા આગળની સ્થિતિમાં અટકવું જોઈએ.

( બાજુએ, હાથ આગળ, હથેળી અડકવી ) હાથ અને માથું ફેરવવું, એક હાથ બાજુએ ગતિ કરે અને એકજ ગતિમાં આગળના હાથને અડકવા પાછો ફરે, ( બીજો હાથ ન હાલવો જોઈએ. )

આજ્ઞા :

હાથ બાજુએ લેવો અને પાછો લાવવો અને માથું અને ધડ ફેરવવાં -શરૂ ! ફેરવો, અને એક, અને બે, અને એ પ્રમાણે.

ઘુંટી દબાવીને ધડ ફેરવવું. ( માત્ર મોટાં બાળકો માટે કોઠો ૩૭ ) ઘુંટી દબાવવાનું વર્ણન.

(પગ પહોળા) બંને હાથથી વારાફરતી એક ઘુંટી પકડવા ધડ નીચે વાળવું. ધડ નીચું નમાવીને એક બાજુથી બીજી બાજુ જાઓ. (કોઠો ૩૨) એક પછી એક એમ ચારથી વધુ વખત ફેરફાર ન કરવો. બીજી બાજુથી શરૂ કરી તેજ રીતે ફરીથી કામ કરો. બંને હાથથી વારાફરતી એક ઘુંટી પકડવા ધડ નીચું નમાવવું.



આકૃતિ ૪૫ ધડ નીચે નમાવી, ને હાથે એક પગની ઘુંટી પકડવી

આજ્ઞાઃ—

બંને હાથથી ડાબો ઘુંટી પકડવા-નીચા

ચારની ગણતરી સુધી એક બાજુથી બીજી બાજુ જાઓ. શરૂ-

૧, અને ૨, અને ૩, અને બસ. ધડ ઉંચે—લંબાવો:

## ધડ બાજુઓ પર વાળવા વિષે.—

બને ત્યાંસુધી પગની સ્થિતિ બદલ્યા સિવાય શરીરને ડાબી અને જમણી તરફ વાળવામાં આવે છે. ઢીંચણ સીધા રાખવા જોઈએ અને બંને પગ જમીન પર દૃઢ રાખવા જોઈએ. શરીર બાજુ પર તરતજ વળે તે માટે સંભાળ રાખવી જોઈએ અને ખભા સામી બાજુ બરાબર સીધા રહેવા જોઈએ. શરીરને માત્ર એક બાજુ પર ઝુકાવવાની ગતિ નથી પણ સામી બાજુ સંપૂર્ણ રીતે વિસ્તારવાની છે. આ કસરત માટે બેઠક કે ઢીંચણપરની સ્થિતિઓ વધારે ઉપયોગી નથી. આ બંને સ્થિતિઓ ધડ ફેરવવા માટે સારી છે. ઢીંચણે નમવાની સ્થિતિ કોઈકજ વાર વપરાય છે. પલાંઠીની બેઠક પણ માત્ર મોટાં બાળકો માટે વપરાય છે. તેથી કરોડનો ઉપલો ભાગ ધડ વાળતી વખતે અલગ રહે છે.

ધડ બાજુઓ પર નમાવવા વિષે; જુઓ આકૃતિ ૪૬

પલાંઠી બેઠક, નીચેનો ભાગ વાળેલો. ધડ બાજુઓ પર નમાવવા વિષે. જુઓ આકૃતિ ૪૭



આકૃતિ ૪૬
ધડ બાજુએ નમાવવું



આકૃતિ ૪૭
પલાંઠી બેઠક, બાજુએ નીચા નમવું, બંને હાથ પાંસળીઓ ઉપર અવળા.

આજ્ઞા:—

ક: ધડ ડાબી (જમણી) બાજુ—વાળો !

ઉંચે—વિસ્તારો:—

પછીથી બરાબર દમ વિષેનો જ્યારે ખ્યાલ આવે. ત્યારે વચ્ચેની

## સને ૧૯૩૯માં લેવાએલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુધારા માટે સૂચના સાથે.

**ભાષા:**—પ્રશ્નપત્ર એકંદર સહેલો હતો છતાં સામાન્ય પરિણામ સાધારણ હતું. કવિતાના પ્રશ્નોના ઉત્તર આપતી વખતે ઘણાજ વિદ્યાર્થીઓએ કવિતામાંનાજ શબ્દોનો ઉપયોગ કરી તેનું વિવરણ કર્યું હતું. જે પ્રશ્નો વિદ્યાર્થીઓની વિચાર પ્રગટ કરવાની શક્તિની કસોટી માટે હતા અને જે તેમનું સામાન્ય જ્ઞાન તપાસવા માટે હતા તે પ્રશ્નોના ઉત્તર આપવામાં વિદ્યાર્થીઓ પરંપરાપૂર્વક પોતાના વિચાર જણાવી શક્યા ન હતા અને શુદ્ધ ભાષા પણ લખી શક્યા નહોતા. પૂર્વાપર સંબંધ તેઓ ઠીક જણાવી શક્યા હતા પણ સમજુતી આપવામાં તેઓ નબળા માલમ પડ્યા હતા. પિંગળ, વ્યાકરણ, પૃથક્કરણ, તેમજ જોડણી અને વિરામચિહ્નોની બાબતમા તેઓ ઘણા કાચા માલમ પડ્યા હતા.

**મુખપાઠ:**—વાચન તથા કવિતાનો મુખપાઠ બહુ ઉતાવળથી કરવામાં આવ્યો હતો, અને જે વાંચ્યું હતું તે સંબંધી પ્રશ્નોના ઉત્તર, બીલકુલ સંતોષકારક હતા નહિ. ઉચ્ચારમા ઘણા દોષો હતા.

**હસ્તલેખ વાચન:**—વિદ્યાર્થીઓ વાચન કરતી વખતે બહુ ખચકાઈ ખચકાઈને વાંચતા હતા, અને ખોટી જગાએ અટકતા હતા અને ટુંકા અક્ષરથી બાંધેલા મથાળાં વિસ્તાર કરીને વાંચી શકતા નહોતા.

**સૂચના:**—જ્યાંસુધી ભાષાના વિષયને એક ગોખી નાખવાના વિષય તરીકે શીખવવામાં આવે છે ત્યાંસુધી આ વિષયમાં સારૂં પરિણામ આવવાની આશા રાખી શકાય નહિ. ભાષાને શાસ્ત્રીય વિષય તરીકે શીખવવાની ઘણી જરૂર છે, કારણ કે ભાષા એ વિચાર પ્રગટ કરવા માટેની વાણી છે, અને લેખન એ તેની સંજ્ઞા છે, એટલે તેના નિયમો અને સિદ્ધાંતો વિદ્યાર્થીના મગજમાં બરાબર ઠસાવવા જોઇએ. વ્યાકરણ, પિંગળ વગેરે વિષયો ભાષાના સ્વરૂપને ઘડે છે એ બાબત શિક્ષકે તેમજ વિદ્યાર્થીઓએ મગજમાં બરાબર ઠસાવી રાખવી જોઈએ. વિશુદ્ધ ભાષા માટે આ વિષયોનું જ્ઞાન પાકું થવું જોઈએ પાઠ્યપુસ્તકના પાઠોમાં આવતા નવા શબ્દોની યથાર્થતા, તેની વ્યુત્પત્તિ, તેનો પ્રયોગ વગેરે સમજાવી તેવા શબ્દોના અર્થ બરાબર સમજાવવા જોઈએ અને મનોયત્નો આપી તેનો ઉપયોગ કરતાં શીખવવું જોઈએ. આથી ગોખણપટ્ટીને અવકાશ રહેશે નહિ.

શિક્ષકે યાદ રાખવું જોઈએ કે દરેક પાઠ શીખવવા માટે એક યોજના ઘડવાની જરૂર છે, અને તે યોજના પ્રમાણે પાઠના સંપૂર્ણ અંગ સાપેક્ષતાની દૃષ્ટિએ શીખવવા જોઈએ. ગદ્ય અને પદ્યના પાઠો શીખવવાની પદ્ધતિમાં શો તફાવત રહેલો છે તે સમજીને પાઠો શીખવવા જોઈએ, અને વિદ્યાર્થીઓનું શબ્દભંડોળ વધારવા શિક્ષકે તરેહતરેહની યુક્તિઓ યોજવી જોઈએ; સાથે વિશેષ વાચનનો મહાવરો પુસ્તકો અને વર્તમાનપત્રોના શિષ્ટ લેખોના વાચનથી પાડવો જોઈએ. દર અઠવાડીએ એક કસોટીનો પ્રશ્નપત્ર મૂકી બાળકોને તેના કેવી રીતે જવાબ આપવા તે સમજાવવું જોઈએ અને નમુનાનો ઉત્તરપત્ર અને નમુનાનું લેખન તેમની પાસે રજુ કરવું જોઈએ. આથી વિદ્યાર્થીઓને એક સારો દાખલો પુરો પડશે અને વાર્ષિક પરીક્ષામાં થતા દોષો ઘણે અંશે નાબુદ થશે.

મોઢાનું વાચન કરાવતી વખતે શિક્ષકે પોતે જોવું જોઈએ કે વિદ્યાર્થીઓ સામાન્ય રીતે કયાં કેવી રીતના દોષો કરે છે. તેના દોષો કેવી રીતે દૂર થઈ શકે તે બતાવવા નમુનાનું વાચન આપવું જોઈએ અને કવિતા કેવી રીતે ભાવપૂર્વક ગાઈ શકાય તે પણ બતાવવું જોઈએ.

હસ્તલેખોના વાચનનો મહાવરો પાડવાની બહુ જરૂર છે, કારણ કે તેથી વિદ્યાર્થી જુદી જુદી જાતના મરોડવાળા અક્ષરથી પરિચિત થાય છે. ટુંકાં મથાળાં વિસ્તારી તેમને સમજાવવાં જોઈએ અને મનોયત્નો આપી તેનો પાકો ખ્યાલ કરાવવો જોઈએ.

નિબંધ:—આ વિષયમાં એકંદર રીતે કામ ઠીક હતું, પણ એવું માલમ પડી આવે છે કે ઘણા વિદ્યાર્થીઓએ નમુનારૂપ કેટલાક નિબંધો ગોખી નાખેલા હતા તેનો ઉતારો કરી નાખેલો હતો. પરિણામે નિબંધમાં જીવ વિનાની યાંત્રિકતા હતી. લખાણમાં સમજનો અભાવ જણાતો હતો. "આમોદ્ધાર-પ્રદર્શન" "સમયસૂચકતા" ખેડુતનાં લક્ષણ" "ઉત્તરાયણ" વગેરે વિષયો સંબંધીના નિબંધલેખનમાં ઘણા વિદ્યાર્થીઓએ મુદ્દા વિનાનું લખાણ કરી નાખ્યું હતું અને ઓડનું ચોડ વેતરી કાઢયું હતું નિબંધમાં વસ્તુનો વિકાસ કેવી રીતે કરવો તેનો ખ્યાલ નથી અને લખાણમાં પરિચ્છેદ પણ પાડયા નહોતા. વિચારોની ગોઠવણી, અશુદ્ધ ભાષા, અશુદ્ધ જોડણી, વિરામચિહ્નોની ગેરસમજ વગેરે પર શાળાઓમાં લક્ષ આપવામાં આવ્યું હોય એમ જણાતું નથી.

રિપોર્ટ:—તારીખ નાખ્યા વિના કેટલાક વિદ્યાર્થીઓએ રિપોર્ટ કર્યો હતો. તેમને સરનામું લખતાં આવડયું નહોતું. કેટલાક વિદ્યાર્થીઓના

લખાણમાં પ્રાંતિકતા જોવામાં આવી હતી. લખાણમાં જોડણીના દોષો પણ હતા અને વિચારોની પણ ખામી હતી.

**સૂચના:**—આ નિબંધના છપાએલાં પુસ્તકોના દુરુપયોગ એ આ વિષયમાં થતા દોષોના કારણરૂપ છે એમ માની શકાય, કારણ કે તેવાં પુસ્તકોમાંથી શિક્ષકો વિદ્યાર્થીઓને નિબંધ વાચી લેવાનું કહે અથવા તો વિદ્યાર્થીઓ જાતે પરીક્ષા માટેના સંભવિત વિષયો ગોખી નાખે. નિબંધનાં પુસ્તકો એક આદર્શ રજુ કરવાના હેતુથી લખાએલાં હોય તોપણ તેનો એકાકી ઉપયોગ એ ભાષાના અનર્થનું મૂળ છે. જે જરૂરનું છે તે વિદ્યાર્થીઓની સ્વતંત્ર વિચારણા શક્તિ અને વિચાર પ્રગટ કરવાની ભાષાશક્તિ. માટે જેમ બને તેમ શિક્ષકે વર્ગમાંજ એક વિષય રજુ કરવો અને વિદ્યાર્થીઓને તે સંબંધી વિચાર કરવા ઉત્તેજન આપવું. તેને લગતાં પુસ્તકો જણાવવાં. આમ વિદ્યાર્થીઓને જાતે પ્રયત્ન કરવાને માટે પ્રોત્સાહન આપી પછી વિદ્યાર્થીઓ અને પોતે તે વિષય સંબંધી ચર્ચા કરે, અને યોગ્ય મુદ્દાઓ તારવી કાઢે, અને પછી વિદ્યાર્થીઓ નિબંધ લખે. પછીથી શિક્ષક તેના ઉપર ચર્ચા કરી દોષો બતાવે અને તે સુધારે. સારાં શિષ્ટ પુસ્તકોના વાચનથી વિદ્યાર્થીઓએ શબ્દભંડોળ વધારવું જોઈએ અને વિશિષ્ટ શૈલી, ભાષાપ્રયોગ વગેરે ધ્યાનમા રાખવાં જોઈએ. વિરામચિહ્નો, જોડણી, વાક્યરચના, ક્રમિકતા, સ્પષ્ટતા, પરિચ્છેદ વગેરે બાબતો શિક્ષકોએ વિદ્યાર્થીઓના મનમાં સ્પષ્ટ રીતે ઠસાવવી જોઇએ. :

રિપોર્ટના યથાયોગ્ય નમુના રજુ કરી, કયા કયા વિષયો ઉપર કેવી કેવી રીતના, કયા કયા અધિકારીઓ ઉપર રિપોર્ટ કરવામાં આવે છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપવો જોઈએ, અને વારંવાર તેવો રિપોર્ટ લખવાનો મહાવરો પાડવો જોઇએ.

**ગણિત:**—ઘણા વિદ્યાર્થીઓના કામમાં ચોકસાઈ અને પદ્ધતિનો અભાવ હતો. હિસાબ ગણવાની રીતમાં કેવળ યાંત્રિકતા જોવામાં આવી હતી. વિદ્યાર્થીઓ હિસાબ ગણતી વખતે ખરો જવાબ લાવવાનું ધ્યેય રાખે છે, પણ ગણવાની શાસ્ત્રીય રીત ઉપર બીલકુલ લક્ષ આપતા નથી એકમપદ્ધતિનો ઉપયોગ કરવાને બદલે ત્રિરાશિથી હિસાબ ગણ્યા હતા. ત્રિરાશિથી ગણવામાં પણ પ્રમાણનાં ચિહ્નોનો તેમજ ચોથા પ્રમાણનો ઉપયોગ કર્યો નહોતો. કેટલાક વિદ્યાર્થીઓને ટકા, વ્યાજ, માપ, દિશા વગેરેનો ખ્યાલ નહોતો.

**ભૂમિતિ:**—આ વિષયના સિદ્ધાંતોની બાબતમાં વિદ્યાર્થીઓનું જ્ઞાન

કાચું હતું, અને ઘણું કામ ગોખણપટ્ટી રૂપે જોવામાં આવ્યું હતું. પ્રમેયો સંબંધીના પ્રશ્નોના ઉત્તર સંતોષકારક હતા નહિ. કર્તવ્યભાગમાં જે આકૃતિઓ દોરવાની હતી તેમાં માપ પ્રમાણે લીટીઓ દોરવામાં આવી નહોતી, અને આકૃતિઓ પણ ખામીવાળી હતી. કેટલાક વિદ્યાર્થીઓએ સાહીથી આકૃતિઓ દોરી હતી. શું સિદ્ધ કરવાનું છે તેની ઘણા વિદ્યાર્થીઓને ખબર નહોતી, પરિણામે પક્ષનેજ સિદ્ધતા માની હતી.

**દેશીનામું:**—આ વિષયમાં જોકે એકંદર રીતે કામ ઠીક હતું તોપણ ઘણા વિદ્યાર્થીઓના કામમાં સ્વચ્છતા નહોતી તેમજ ચોકસાઈ પણ હતી નહિ. પારિભાષિક શબ્દોની વ્યાખ્યાઓ તેઓ આપી શક્યા નહોતા અને જ્ઞાન ઉપલકીઉં જણાયું હતું. ઘણા વિદ્યાર્થીઓએ વ્યાજ ગણવામાં અને રોજમેળમાં બાબતો મૂકવામાં અને ખાતામાં રકમો જમા ઉધાર કરવામાં પણ ભૂલો કરી હતી.

**સૂચના:**—આ વિષયમાં વિદ્યાર્થીઓનો પાયો કાચો હતો એમ માલમ પડે છે, એટલા માટે જે હિસાબો ગણવાના હોય તેના મૂળભૂત સિદ્ધાંતોનું સ્પષ્ટ અને દૃઢ જ્ઞાન તેમને મળવું જોઈએ. તેમ કરતાં નીચલાં ધોરણના અભ્યાસક્રમનું પુનરાવર્તન કરવાની જરૂર પડે તો તે કરવુંજ જોઈએ. સિદ્ધાંતોના સ્પષ્ટ જ્ઞાન વિના વિદ્યાર્થીઓ દાખલા યાંત્રિક રીતે અને બહુધા સ્મૃતિની મદદથીજ ગણી કાઢશે. ગણિતના સિદ્ધાંતોના સ્પષ્ટીકરણ અર્થે નમુનારૂપ દાખલા લઈ શિક્ષકે પોતે કા. પા. પર ક્રમિક પગથીઆંથી તે ગણી બતાવવા જોઈએ. એકમ રીતિની વ્યવહાર ઉપયોગિતા સમજાવી તેનો યથાવિધિ ઉપયોગ કરવા બાળકને કહેવું જોઈએ. શિક્ષકે દરેક વ્યક્તિની હિસાબ ગણવાની રીત ઉપર ધ્યાન આપી તેમાં માલમ પડતા દોષો સુધારવા જોઈએ, અને તેથી આ વિષયમાં વ્યક્તિગત નોંધ રાખવાની પણ તેટલીજ આવશ્યકતા છે.

ભૂમિતિની બાબતમાં કર્તવ્ય ભાગ-કે કૃત્યો ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે, કારણકે પ્રમેયોની સિદ્ધતામાં આકૃતિઓની જરૂર રહે છે. ભૂમિતિનો વિષય પણ ચોકસાઈની અપેક્ષા રાખે છે, અને તેટલા માટે માપ, પ્રમાણ વગેરે બાબતમાં તે સચોટ હોય તેની શિક્ષકે ખાતરી કરવી જોઈએ. સાધનોનો ઉપયોગ વિદ્યાર્થીઓને શીખવવો જોઈએ અને કોઈ પણ કામ કોઈ પણ દૃષ્ટિએ અપૂર્ણ હોય તો તે ચલાવી લેવું જોઈએ નહિ.

દેશીનામું પણ વહેવાર દૃષ્ટિથી શીખવવા માટે વેપારી ચોપડાઓ બતાવવા જોઈએ અને તે પ્રમાણે શિક્ષકે નામું લખી બતાવી પ્રત્યક્ષ જ્ઞાન

આપવું જોઈએ. પારિભાષિક શબ્દોનો અર્થ બરાબર સ્પષ્ટ કરવો જોઈએ. સ્વચ્છતા અને ચોકસાઈ એ નામાનાં અગત્યનાં અંગો છે તેના ઉપર તેમનું લક્ષ દોરવું જોઈએ. મહાવરાથી તે વિષય પાકો કરાવવો જોઈએ.

ઇતિહાસ:—એકંદર કામ ઠીક હતું, પણ ઉત્તર તપાસવામાં એવું માલમ પડે છે કે ઇતિહાસનો વિષય પદ્ધતિપૂર્વક અને શાસ્ત્રીય દૃષ્ટિથી કરવામાં આવતો નથી. ઘણી અસંબદ્ધ બાબતોનો જવાબમાં સમાવેશ કરવામાં આવે છે અને વિદ્યાર્થીઓને સમય અને સ્થળોનો સ્પષ્ટ ખ્યાલ હોતો નથી. ઐતિહાસિક વ્યક્તિઓ વિષે સ્પષ્ટ ખ્યાલ નહોતો. તેથી મહમ્મદ તઘલખને મહમ્મદ ગિઝની તરીકે ઓળખાવ્યો હતો. કલાઇવની દ્વિરાજ્ય પદ્ધતિને દ્વિમુખી રાજ્યપદ્ધતિ તરીકે ઓળખાતી હતી. સ્થાનિક સ્વરાજ્ય પદ્ધતિ વિષે ૫૦ ટકા ઉપરાંત વિદ્યાર્થીઓ કશું સમજતા નહોતા.

સૂચના:—ઇતિહાસને માનવજીવન પ્રકાર તરીકે સમજવાની ઘણી જરૂર છે, અને એ દૃષ્ટિએ ઐતિહાસિક અગત્યના બનાવોની સમજ આપવી જોઈએ. ઐતિહાસિક વ્યક્તિઓ માનવ ઇતિહાસ ઘડવામાં કેટલે અંશે કારણરૂપ છે તેનો ખ્યાલ તેના જીવનચરિત્રો વાંચી સંભળાવી, સમજાવીને આપવો જોઈએ. ભૂગોળ સાથે ઇતિહાસનો સંબંધ જોડી સ્થળનો ખ્યાલ આપવો જોઈએ. અગત્યની તારીખો આપી ઐતિહાસિક બનાવને સમયમાં સ્થાન આપવું જોઈએ; કારણકે સ્થળ, સમય અને વ્યક્તિના યથાયોગ્ય જ્ઞાન વિના ઇતિહાસશિક્ષણ નિરર્થક નીવડે છે: વળી ઇતિહાસ એ સમાજની તંત્રવ્યવસ્થા છે એ દૃષ્ટિ રાખી, કેવા કેવા સંજોગોમાં કયા કયા ઉપાયોથી લોકવ્યવહારનું નિયમન અને શાસન થયું છે, શાસનતંત્રનો કેવી રીતનો કયા ઉદ્દેશથી વિકાસ થયો છે તેનો ખ્યાલ આપવો એ અત્યંત જરૂરી છે. નકશા, ઐતિહાસિક તવારીખ નકશા, સમયમાન રેખા બનાવો સહિત, મહાપુરુષોનાં ચિત્રો વગેરે સાધનો ઇતિહાસનાં અંગ છે એ બાબત ભૂલવા જેવી નથી. વળી પ્રમાણભૂત ગણાતાં બીજાં પુસ્તકો પણ જ્ઞાન વધારવાના હેતુથી વિદ્યાર્થીઓને આપવાં જોઈએ, અને શિક્ષકે તો પાઠ્ય પુસ્તકની ઉણપ પુરી પાડવા માટે તેવાં પુસ્તકો અવશ્ય વાંચી વિદ્યાર્થીના જ્ઞાનમાં વધારો કરવો જોઈએ.

ભૂગોળ:—પરીક્ષકો તરફથી એવી ફરિયાદ કરવામાં આવે છે કે આ વિષયમાં વિદ્યાર્થીઓ ઘણા નબળા માલમ પડ્યા છે. વિદ્યાર્થીઓનું પ્રાકૃતિક તેમજ ખગોળ અને ભૂતળ સંબંધીનું જ્ઞાન પાયા વિનાનું હતું. હિંદુસ્તાનની આબોહવા અને તે દેશના કુદરતી વિભાગો વિષે વિદ્યાર્થીઓએ

સંતોષકારક જવાબ આપ્યા નહોતા. કેટલાક જવાબ કેવળ કાલ્પનિક હતા; તેમજ વિદ્યાર્થીઓ કાર્યકારણનો ખ્યાલ આપી શક્યા નહોતા. લખાણ ઢંગધડા વિનાનું અને અસ્વચ્છ હતું. શાળામાં આ વિષય હજુ યોગ્ય રીતે શિખવાતો હોય એમ માલમ પડતું નથી.

**સૂચના:**—ઘણીખરી શાળાઓમાં આટલાસ વિના આ વિષય શિખવાય છે તે થવું ન જોઈએ. વિષયને જેમ બને તેમ પ્રત્યક્ષ જ્ઞાનથી શીખવવો જોઈએ. વિષયના દરેક અંગના પાયારૂપ પ્રાકૃતિક અને ખગોળ સંબંધી હકીકત બહુજ સ્પષ્ટતાથી શીખવવી જોઈએ. નકશાનાં ખોખાં તૈયાર કરાવી તેમાં ક્રમે ક્રમે હકીકત પુરાવવી જોઈએ, અને લોકજીવનનાં રસિક વૃત્તાંતો આપી તેનાં ભૌગોલિક કારણો આપવાં જોઈએ. આથી ભૂગોળશિક્ષણ વહેવારૂ બનશે, તેમજ કુદરતી વિભાગોને તેવા પ્રકારના જીવન સાથે શો સંબંધ છે તે સ્પષ્ટ થશે અને વિદ્યાર્થીઓને તે વિષય શીખવામાં રસ પડશે.

**વિજ્ઞાન—આરોગ્ય:**—ઘણા વિદ્યાર્થીઓને 'આકર્ષણબળ' વિષે અસ્પષ્ટ ખ્યાલ હતો. પ્રકાશનાં કિરણોના પરાવર્તન વિષે તેમજ મિશ્ર અને સંયુક્ત પદાર્થો વિષેનું જ્ઞાન તેઓને હતું નહિ. પદાર્થવિજ્ઞાનના સામાન્ય સિદ્ધાંતો તેઓ સમજ્યા નથી એમ જણાય છે. આરોગ્ય સંબંધી તેઓ ઠીક જાણતા હતા પણ ઘણા વિદ્યાર્થીઓએ આ વિષય ગોખી માર્યો હતો. હૃદય અને ફેફસાં એ શી વસ્તુઓ છે તે તેઓ જણાવી શક્યા નહોતા. કેટલાક વિદ્યાર્થીઓ 'જઠર' અને હોજરી એ બે જુદાં અવયવો છે એમ જણાવ્યું હતું. તાત્કાલિક સારવારનો વિષય ઠીક તૈયાર કર્યો હતો.

**સૂચના:**—વિજ્ઞાનના સિદ્ધાંતો યાદ રાખવા એ તો જરૂરી છે, પણ એનો અર્થ એવો નથી કે તે કેવળ ગોખી નાખવા. પ્રયોગ એ વિજ્ઞાનનું મૂળભૂત અંગ છે, એટલા માટે પ્રયોગો ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે. પછીથી તેની વિગતવાર આકૃતિઓ સાથે નોંધ રાખવી જોઈએ.

મનુષ્યશરીરના ચિત્રની મદદથી શરીરના દરેક અવયવની સ્થિતિ સમજાવી તેનાં કાર્ય વિષે નોંધ લેવરાવવી જોઈએ.

### ખેતીવાડી અભ્યાસક્રમ.—

આ વર્ગોના વિદ્યાર્થીઓનું કામ એકંદર રીતે સંતોષકારક હતું પણ સૃષ્ટિજ્ઞાન, તારીજ, ખેતીપત્રક, ભૂગોળ અને વિજ્ઞાન—આરોગ્ય, એ વિષયોમાં તેમની કચાસ માલમ પડી હતી. પ્રાયોગિક કામ એકંદર હતું.

**ઉર્દૂ અભ્યાસક્રમ.—**

**પહેલો વિષય (च) અને (क) ભાષા:—**

કેટલાક વિદ્યાર્થીઓએ વિવરણ કરવાને બદલે પાઠ્ય પુસ્તકના ફકરા લખી નાખ્યા હતા. વ્યાકરણ, પૃથક્કરણ, જોડણી અને વિરામચિહ્નો તેમજ સારા અક્ષર, એ બાબતોમાં તેઓ કાચા જણાયા હતા.

**પહેલો વિષય (ग) અને (ड):—મુખપાઠ:—**

વિદ્યાર્થીઓએ વાચન વધારે ઉતાવળથી કર્યું હતું; વિરામચિહ્નો પ્રમાણે અટકીને વાચન કરતા નહોતા. વાંચેલા ભાગની સમજુતી, ઉચ્ચાર, અને મુખપાઠ, એ વિષયોમાં તેઓએ દોષો કર્યા હતા. હસ્તલેખોના વાચનના વિશેષ મહાવરાની જરૂર છે.

**બીજો વિષય:—પત્ર અથવા રિપોર્ટ:—**

વિદ્યાર્થીઓને પોતાને શું લખ્યું છે તેનો ખ્યાલ નહોતો, અને તેઓએ અસંબદ્ધ બાબતો લખી કાઢી હતી. લખાણમાં પરિચ્છેદ પાડયા નહોતા. કયા અધિકારીને લખવું તેની તેમને માહીતી નહોતી અને લખાણના સમર્થન માટે તેઓ દલીલો આપી શકયા નહોતા.

**ત્રીજો વિષય: ગણિત:—**

આ વિષયમા તેઓ નબળા હતા. તેમને અવયવોનો ખ્યાલ નહોતો.

**ભૂમિતિ:—**આ વિષયનું જ્ઞાન સાધારણ હતું. ન જોઈતી બાબતો તેઓએ લખી નાખી હતી. ત્રિકોણના ધર્મનો તેમને બીલકુલ ખ્યાલ નહોતો.

**દેશીનામું**—કામ એકંદર ઠીક હતું. ગુજરાતી-ઉર્દૂ વિદ્યાર્થીઓ કરતાં ઉર્દૂ-ગુજરાતી વિદ્યાર્થીઓનું કામ વધારે નબળું હતું.

**ચોથો વિષય:—ઇતિહાસ:—**

કેટલાક વિદ્યાર્થીઓએ ચાર આશ્રમોનું વર્ણન કરવાને બદલે ચાર જ્ઞાતિઓ વિષે લખી નાખ્યું હતું.

ભૂગોળ:—એકંદર કામ ઠીક હતું.

**પાંચમો વિષય: વિજ્ઞાન—**જે પ્રશ્નોમાં વિદ્યાર્થીઓનું પ્રાયોગિક કામ તપાસવાનો ઉદ્દેશ હતો તે પ્રશ્નોના ઉત્તર આપવામા આવ્યા હતા નહિ; અને જેણે ઉત્તર આપ્યા હતા તેમનું કામ અસંતોષકારક હતું. આરોગ્યના સિદ્ધાંતો પણ તેઓ સમજ્યા નહોતા.

**છઠ્ઠો વિષય:—ભાષા:—**

વિદ્યાર્થીઓએ આપેલા ઉત્તર અસંતોષકારક હતા. ઉર્દૂ કવિતાની સમજુતી સંતોષકારક નહોતી. વ્યાકરણ-પદચ્છેદ કાચાં હતાં. શુદ્ધ જોડણી,

સારા અક્ષર, અને યોગ્ય શબ્દોનો ઉપયોગ, એ બાબતો ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે.

**મુખપાઠ:**—ઉચ્ચારમાં દોષો હતા. વાચન ઠીક હતું. પણ હસ્તલેખોના વાચનનો થોડો પણ મહાવરો હતો એમ જણાયું નથી.

**નોંધ:**—ગુજરાતી વિદ્યાર્થીઓના કામની બાબતમાં આપેલી સૂચનાઓ અહીં પણ ધ્યાનમાં રાખવી.



## ચર્ચાપત્ર

અજયપાળ સોલંકીના અંગરક્ષક બીજલદેવ ચાવડાના જમાઈ પ્રતાપમલ્લનું ખૂન કરવાનો અજયપાળનો ઇરાદો બીજલના જાણવામાં આવી જવાથી બીજલે પોતેજ અજયપાળનું ખૂન કર્યું. ઉપર્યુક્ત પ્રતાપ-મલ્લ કુમારપાળનો દૌહિત્ર થાય ને તેને કુમારપાળ પછી ગાદીએ બેસવાનું હતું. અજયપાળનું ખૂન થયા પછી બાળમૂળરાજ ગાદીએ બેઠો. પરંતુ તે નાનો હોવાથી રાજકારભાર તેનો કાકો ભીમદેવ બીજો ચલાવતો હતો. ભીમદેવ બીજો બાળ મૂળરાજનો કાકો થાય એવી હકીકત અત્યારસુધીના પ્રાથમિક શાળામાં ચલાવવામાં આવતા દરેક ગુજરાતના ઇતિહાસમાં છે, પરંતુ હાલમાં પ્રજાબંધુ તરફથી બહાર પડેલી રાજહાયા નામની ચોપડીમાં રા. રા. સુ. વ. શાહે ભીમદેવ બીજો બાળમૂળરાજનો **નાનોભાઈ** થાય એમ વર્ણવ્યું છે, તો ભીમદેવ તેનો કાકો થાય કે નાનોભાઈ થાય તે સંબંધી ખરી હકીકત બહાર પાડવા નમ્ર વિનંતી કરવામાં આવે છે.

**રતિલાલ-કેશવલાલ ભટ્ટ-**
મોટીબાવડી-તા. ધંધુકા

**જવાબ**

માઉન્ટ આબુ ઉપરના અચલેશ્વરના મંદિરમાંના લેખ ઉપરથી કરાયેલા તરજુમામાં મૂળ શબ્દ 'અનુજન્મ'નો અર્થ પાછળથી જન્મેલો એવો ગણવામાં આવ્યો છે અને તે રીતે કેટલાક ભીમદેવને મૂળરાજનો ભાઈ તરીકે ગણે છે. પણ મૂળરાજ જ્યારે નાની વયમાં મરણ પામ્યો ત્યારે ભીમદેવ યુવાવસ્થામાં હતો અને તેથી લેખ ઉપરથી ભીમદેવને અજયપાળનો ભાઈ એટલે કે મૂળરાજનો કાકો ગણવામાં આવે એ અર્થ યોગ્ય છે. રાસમાળા પણ તે વાતને ટેકો આપે છે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ. **જી. એલ. ભટ્ટ**

# પંચાંગ ઇ. સ. ૧૯૩૮ સં. ૧૯૯૪-૯૫; હીજરી સન ૧૩૫૬-૫૭

| તારીખ | જાન્યુઆરિ | | | ફેબ્રુઆરિ | | | માર્ચ | | | એપ્રિલ | | | મે | | | જુન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | માગશર–પોષ | | | મહા | | | મહા–ફાગણ | | | ચૈત્ર | | | વૈશાખ–જેઠ | | | જેઠ–અસાડ | | |
| | શવ્વાલ–જીલ્કાદ | | | જીલ્કાદ–જીલ્હજ | | | જીલ્હજ–મહોર્રમ | | | મહોર્રમ–સફર | | | સફર રબીઉલ-અવલ રબીઉલઆખર | | | રબીઉલઆખર-જમાદિલ અવલ | | |
| ૧ | ૦)) | શનિ | ૨૮ | શુ૧ | મંગળ | ૨૯ | ૧૪ | મંગળ | ૨૭ | શુ૧ | શુક્ર | ૨૯ | શુ૧ | રવિ | ૨૯ | ૩ | બુધ | ૨ |
| ૨ | શુ૧ | રવિ | ૨૯ | ૨ | બુધ | ૩૦ | ૦)) | બુધ | ૨૮ | ૨ | શનિ | ૩૦ | ૨ | સોમ | ૧ | ૪ | ગુરુ | ૩ |
| ૩ | ૨ | સોમ | ૩૦ | ૩ | ગુરુ | ૧ | શુ૧ | ગુરુ | ૨૯ | ૩ | રવિ | ૧ | ૪ | મંગળ | ૨ | ૫ | શુક્ર | ૪ |
| ૪ | ૩ | મંગળ | ૧ | ૪ | શુક્ર | ૨ | ૨ | શુક્ર | ૧ | ૪ | સોમ | ૨ | ૫ | બુધ | ૩ | ૭ | શનિ | ૫ |
| ૫ | ૪ | બુધ | ૨ | ૫ | શનિ | ૩ | ૩ | શનિ | ૨ | ૫ | મંગળ | ૩ | ૬ | ગુરુ | ૪ | ૮ | રવિ | ૬ |
| ૬ | ૫ | ગુરુ | ૩ | ૬ | રવિ | ૪ | ૪ | રવિ | ૩ | ૬ | બુધ | ૪ | ૭ | શુક્ર | ૫ | ૯ | સોમ | ૭ |
| ૭ | ૬ | શુક્ર | ૪ | ૭ | સોમ | ૫ | ૬ | સોમ | ૪ | ૭ | ગુરુ | ૫ | ૮ | શનિ | ૬ | ૧૦ | મંગળ | ૮ |
| ૮ | ૭ | શનિ | ૫ | ૮ | મંગળ | ૬ | ૭ | મંગળ | ૫ | ૮ | શુક્ર | ૬ | ૯ | રવિ | ૭ | ૧૧ | બુધ | ૯ |
| [illegible] | ૮ | રવિ | ૬ | ૯ | બુધ | ૭ | ૮ | બુધ | ૬ | ૯ | શનિ | ૭ | ૧૦ | સોમ | ૮ | ૧૨ | ગુરુ | ૧૦ |
| [illegible] | ૯ | સોમ | ૭ | ૧૦ | ગુરુ | ૮ | ૯ | ગુરુ | ૭ | ૧૧ | રવિ | ૮ | ૧૧ | મંગળ | ૯ | ૧૩ | શુક્ર | ૧૧ |
| [illegible] | ૧૦ | મંગળ | ૮ | ૧૨ | શુક્ર | ૯ | ૧૦ | શુક્ર | ૮ | ૧૨ | સોમ | ૯ | ૧૨ | બુધ | ૧૦ | ૧૪ | શનિ | ૧૨ |
| [illegible] | ૧૧ | બુધ | ૯ | ૧૨ | શનિ | ૧૦ | ૧૧ | શનિ | ૯ | ૧૩ | મંગળ | ૧૦ | ૧૩ | ગુરુ | ૧૧ | ૧૫ | રવિ | ૧૩ |
| [illegible] | ૧૨ | ગુરુ | ૧૦ | ૧૪ | રવિ | ૧૧ | ૧૨ | રવિ | ૧૦ | ૧૪ | બુધ | ૧૧ | ૧૪ | શુક્ર | ૧૨ | વ૧ | સોમ | ૧૪ |
| [illegible] | ૧૩ | શુક્ર | ૧૧ | ૧૫ | સોમ | ૧૨ | ૧૩ | સોમ | ૧૧ | ૧૫ | ગુરુ | ૧૨ | ૧૫ | શનિ | ૧૩ | ૧ | મંગળ | ૧૫ |
| [illegible] | ૧૪ | શનિ | ૧૨ | વ૧ | મંગળ | ૧૩ | ૧૪ | મંગળ | ૧૨ | વ૧ | શુક્ર | ૧૩ | વ૧ | રવિ | ૧૪ | ૨ | બુધ | ૧૬ |
| ૧૬ | ૧૫ | રવિ | ૧૩ | ૨ | બુધ | ૧૪ | ૧૫ | બુધ | ૧૩ | ૨ | શનિ | ૧૪ | ૨ | સોમ | ૧૫ | ૩ | ગુરુ | ૧૭ |
| ૧૭ | વ૧ | સોમ | ૧૪ | ૩ | ગુરુ | ૧૫ | વ૧ | ગુરુ | ૧૪ | ૩ | રવિ | ૧૫ | ૩ | મંગળ | ૧૬ | ૪ | શુક્ર | ૧૮ |
| ૧૮ | ૨ | મંગળ | ૧૫ | ૪ | શુક્ર | ૧૬ | ૨ | શુક્ર | ૧૫ | ૪ | સોમ | ૧૬ | ૪ | બુધ | ૧૭ | ૫ | શનિ | ૧૯ |
| ૧૯ | ૪ | બુધ | ૧૬ | ૫ | શનિ | ૧૭ | ૩ | શનિ | ૧૬ | ૫ | મંગળ | ૧૭ | ૫ | ગુરુ | ૧૮ | ૬ | રવિ | ૨૦ |
| ૨૦ | ૫ | ગુરુ | ૧૭ | ૬ | રવિ | ૧૮ | ૪ | રવિ | ૧૭ | ૫ | બુધ | ૧૮ | ૬ | શુક્ર | ૧૯ | ૭ | સોમ | ૨૧ |
| ૨૧ | ૬ | શુક્ર | ૧૮ | ૭ | સોમ | ૧૯ | ૫ | સોમ | ૧૮ | ૬ | ગુરુ | ૧૯ | ૭ | શનિ | ૨૦ | ૮ | મંગળ | ૨૨ |
| ૨૨ | ૭ | શનિ | ૧૯ | ૮ | મંગળ | ૨૦ | ૬ | મંગળ | ૧૯ | ૭ | શુક્ર | ૨૦ | ૮ | રવિ | ૨૧ | ૯ | બુધ | ૨૩ |
| ૨૩ | ૮ | રવિ | ૨૦ | ૯ | બુધ | ૨૧ | ૭ | બુધ | ૨૦ | ૮ | શનિ | ૨૧ | ૯ | સોમ | ૨૨ | ૧૦ | ગુરુ | ૨૪ |
| ૨૪ | ૯ | સોમ | ૨૧ | ૧૦ | ગુરુ | ૨૨ | ૮ | ગુરુ | ૨૧ | ૯ | રવિ | ૨૨ | ૧૦ | મંગળ | ૨૩ | ૧૧ | શુક્ર | ૨૫ |
| ૨૫ | ૯ | મંગળ | ૨૨ | ૧૧ | શુક્ર | ૨૩ | ૯ | શુક્ર | ૨૨ | ૧૦ | સોમ | ૨૩ | ૧૧ | બુધ | ૨૪ | ૧૨ | શનિ | ૨૬ |
| ૨૬ | ૧૦ | બુધ | ૨૩ | ૧૨ | શનિ | ૨૪ | ૧૦ | શનિ | ૨૩ | ૧૧ | મંગળ | ૨૪ | ૧૨ | ગુરુ | ૨૫ | ૧૩ | રવિ | ૨૭ |
| ૨૭ | ૧૧ | ગુરુ | ૨૪ | ૧૨ | રવિ | ૨૫ | ૧૧ | રવિ | ૨૪ | ૧૨ | બુધ | ૨૫ | ૧૩ | શુક્ર | ૨૬ | ૦)) | સોમ | ૨૮ |
| ૨૮ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૩ | સોમ | ૨૬ | ૧૨ | સોમ | ૨૫ | ૧૩ | ગુરુ | ૨૬ | ૧૪ | શનિ | ૨૭ | શુ૧ | મંગળ | ૨૯ |
| ૨૯ | ૧૩ | શનિ | ૨૬ | ... | ... | ... | ૧૩ | મંગળ | ૨૬ | ૧૪ | શુક્ર | ૨૭ | ૦)) | રવિ | ૨૮ | ૨ | બુધ | ૩૦ |
| ૩૦ | ૧૪ | રવિ | ૨૭ | ... | ... | ... | ૧૪ | બુધ | ૨૭ | ૦)) | શનિ | ૨૮ | શુ૧ | સોમ | ૨૯ | ૩ | ગુરુ | ૧ |
| ૩૧ | ૦)) | સોમ | ૨૮ | ... | ... | ... | ૦)) | ગુરુ | ૨૮ | ... | ... | .. | ૨ | મંગળ | ૧ | ... | ... | ... |

તૈયાર કર્યું તા. ૫-૧૦-૩૭ ચંદ્રશંકર ભવાનીશંકર જાની

# પંચાંગ ઇ. સ. ૧૯૩૮ સં. ૧૯૯૪-૯૫ હીજરી સન ૧૩૫૬-૫૭

| તારીખ | જુલાઈ અસાડ–શ્રાવણ જમાદિલઅવ્વલ જમાદિલઆખર | | | ઑગસ્ટ શ્રાવણ–ભાદરવો જમાદિલઆખર રજજબ | | | સપ્ટેમ્બર ભાદરવો–આસો રજજબ–સાબાન | | | ઑક્ટોબર આસો-કાર્તિક સાબાન–રમજાન | | | નવેમ્બર કાર્તિક–માગશર રમજાન–સવ્વાલ | | | ડિસેમ્બર માગશર–પોષ સવ્વાલ–જીલકાદ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૪ | શુક્ર | ૨ | ૬ | સોમ | ૪ | ૭ | ગુરુ | ૬ | ૮ | શનિ | ૬ | ૯ | મંગળ | ૮ | ૯ | ગુરુ | ૮ |
| ૨ | ૫ | શનિ | ૩ | ૭ | મંગળ | ૫ | ૮ | શુક્ર | ૭ | ૯ | રવિ | ૭ | ૧૦ | બુધ | ૯ | ૧૦ | શુક્ર | ૯ |
| ૩ | ૬ | રવિ | ૪ | ૮ | બુધ | ૬ | ૯ | શનિ | ૮ | ૯ | સોમ | ૮ | ૧૧ | ગુરુ | ૧૦ | ૧૧ | શનિ | ૧૦ |
| ૪ | ૭ | સોમ | ૫ | ૯ | ગુરુ | ૬ | ૧૦ | રવિ | ૯ | ૧૦ | મંગળ | ૯ | ૧૨ | શુક્ર | ૧૧ | ૧૨ | રવિ | ૧૧ |
| ૫ | ૮ | મંગળ | ૬ | ૧૦ | શુક્ર | ૮ | ૧૧ | સોમ | ૧૦ | ૧૧ | બુધ | ૧૦ | ૧૩ | શનિ | ૧૨ | ૧૩ | સોમ | ૧૨ |
| ૬ | ૯ | બુધ | ૭ | ૧૧ | શનિ | ૯ | ૧૨ | મંગળ | ૧૧ | ૧૨ | ગુરુ | ૧૧ | ૧૪ | રવિ | ૧૩ | ૧૪ | મંગળ | ૧૩ |
| ૭ | ૧૦ | ગુરુ | ૮ | ૧૨ | રવિ | ૧૦ | ૧૩ | બુધ | ૧૨ | ૧૩ | શુક્ર | ૧૨ | ૧૫ | સોમ | ૧૪ | ૧૫ | બુધ | ૧૪ |
| ૮ | ૧૧ | શુક્ર | ૯ | ૧૩ | સોમ | ૧૧ | ૧૪ | ગુરુ | ૧૩ | ૧૪ | શનિ | ૧૩ | વ૧ | મંગળ | ૧૫ | વ૧ | ગુરુ | ૧૫ |
| ૯ | ૧૨ | શનિ | ૧૦ | ૧૩ | મંગળ | ૧૨ | ૧૫ | શુક્ર | ૧૪ | ૧૫ | રવિ | ૧૪ | ૨ | બુધ | ૧૫ | ૨ | શુક્ર | ૧૬ |
| ૧૦ | ૧૩ | રવિ | ૧૧ | ૧૪ | બુધ | ૧૩ | વ૧ | શનિ | ૧૫ | વ૧ | સોમ | ૧૫ | ૩ | ગુરુ | ૧૭ | ૩ | શનિ | ૧૭ |
| ૧૧ | ૧૪ | સોમ | ૧૨ | ૧૫ | ગુરુ | ૧૪ | ૨ | રવિ | ૧૬ | ૨ | મંગળ | ૧૬ | ૪ | શુક્ર | ૧૮ | ૪ | રવિ | ૧૮ |
| ૧૨ | ૧૫ | મંગળ | ૧૩ | વ૧ | શુક્ર | ૧૫ | ૩ | સોમ | ૧૭ | ૩ | બુધ | ૧૭ | ૫ | શનિ | ૧૯ | ૬ | સોમ | ૧૯ |
| ૧૩ | વ૧ | બુધ | ૧૪ | ૨ | શનિ | ૧૬ | ૪ | મંગળ | ૧૮ | ૪ | ગુરુ | ૧૮ | ૬ | રવિ | ૨૦ | ૭ | મંગળ | ૨૦ |
| ૧૪ | ૨ | ગુરુ | ૧૫ | ૩ | રવિ | ૧૭ | ૫ | બુધ | ૧૯ | ૫ | શુક્ર | ૧૯ | ૭ | સોમ | ૨૧ | ૮ | બુધ | ૨૧ |
| ૧૫ | ૩ | શુક્ર | ૧૬ | ૪ | સોમ | ૧૮ | ૬ | ગુરુ | ૨૦ | ૬ | શનિ | ૨૦ | ૮ | મંગળ | ૨૨ | ૯ | ગુરુ | ૨૨ |
| ૧૬ | ૪ | શનિ | ૧૭ | ૫ | મંગળ | ૧૯ | ૭ | શુક્ર | ૨૧ | ૮ | રવિ | ૨૧ | ૯ | બુધ | ૨૩ | ૧૦ | શુક્ર | ૨૩ |
| ૧૭ | ૫ | રવિ | ૧૮ | ૬ | બુધ | ૨૦ | ૮ | શનિ | ૨૨ | ૯ | સોમ | ૨૨ | ૧૦ | ગુરુ | ૨૪ | ૧૧ | શનિ | ૨૪ |
| ૧૮ | ૬ | સોમ | ૧૯ | ૭ | ગુરુ | ૨૧ | ૯ | રવિ | ૨૩ | ૧૦ | મંગળ | ૨૩ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૨ | રવિ | ૨૫ |
| ૧૯ | ૭ | મંગળ | ૨૦ | ૮ | શુક્ર | ૨૨ | ૧૦ | સોમ | ૨૪ | ૧૧ | બુધ | ૨૪ | ૧૩ | શનિ | ૨૬ | ૧૩ | સોમ | ૨૬ |
| ૨૦ | ૮ | બુધ | ૨૧ | ૯ | શનિ | ૨૩ | ૧૧ | મંગળ | ૨૫ | ૧૨ | ગુરુ | ૨૫ | ૧૪ | રવિ | ૨૭ | ૧૪ | મંગળ | ૨૭ |
| ૨૧ | ૯ | ગુરુ | ૨૨ | ૧૧ | રવિ | ૨૪ | ૧૨ | બુધ | ૨૬ | ૧૩ | શુક્ર | ૨૬ | ૦)) | સોમ | ૨૮ | ૦)) | બુધ | ૨૮ |
| ૨૨ | ૧૦ | શુક્ર | ૨૩ | ૧૨ | સોમ | ૨૫ | ૧૪ | ગુરુ | ૨૭ | ૧૪ | શનિ | ૨૭ | શુ૧ | મંગળ | ૨૯ | શુ૧ | ગુરુ | ૨૯ |
| ૨૩ | ૧૧ | શનિ | ૨૪ | ૧૩ | મંગળ | ૨૬ | ૦)) | શુક્ર | ૨૮ | ૦)) | રવિ | ૨૮ | ૨ | બુધ | ૩૦ | ૨ | શુક્ર | ૩૦ |
| ૨૪ | ૧૨ | રવિ | ૨૫ | ૧૪ | બુધ | ૨૭ | શુ૧ | શનિ | ૨૯ | શુ૧ | સોમ | ૨૯ | ૨ | ગુરુ | ૧ | ૩ | શનિ | ૧ |
| ૨૫ | ૧૩ | સોમ | ૨૬ | ૦)) | ગુરુ | ૨૮ | ૨ | રવિ | ૩૦ | ૨ | મંગળ | ૧ | ૩ | શુક્ર | ૨ | ૪ | રવિ | ૨ |
| ૨૬ | ૧૪ | મંગળ | ૨૭ | શુ૧ | શુક્ર | ૨૯ | ૩ | સોમ | ૧ | ૩ | બુધ | ૨ | ૪ | શનિ | ૩ | ૪ | સોમ | ૩ |
| ૨૭ | ૦)) | બુધ | ૨૮ | ૨ | શનિ | ૧ | ૪ | મંગળ | ૨ | ૪ | ગુરુ | ૩ | ૫ | રવિ | ૪ | ૫ | મંગળ | ૪ |
| ૨૮ | શુ૧ | ગુરુ | ૨૯ | ૩ | રવિ | ૨ | ૫ | બુધ | ૩ | ૫ | શુક્ર | ૪ | ૬ | સોમ | ૫ | ૬ | બુધ | ૫ |
| ૨૯ | ૩ | શુક્ર | ૧ | ૪ | સોમ | ૩ | ૬ | ગુરુ | ૪ | ૬ | શનિ | ૫ | ૭ | મંગળ | ૬ | ૭ | ગુરુ | ૬ |
| ૩૦ | ૪ | શનિ | ૨ | ૫ | મંગળ | ૪ | ૭ | શુક્ર | ૫ | ૭ | રવિ | ૬ | ૮ | બુધ | ૭ | ૮ | શુક્ર | ૭ |
| ૩૧ | ૫ | રવી | ૩ | ૬ | બુધ | ૫ | ... | ... | ... | ૮ | સોમ | ૭ | ... | ... | | ૯ | શનિ | ૮ |

તૈયાર કરનાર હેડમાસ્તર પોલીસ હેડક્વાર્ટર્સ સ્કૂલ ગોધરા ( પંચમહાલ )

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તા | પ્રગટકર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| ૧ | સાહિત્યકલ્લોલ પુસ્તક ૨ જું (સને ૧૯૩૭ ની બીજી આવૃત્તિ) | એ. એન. ખાનસાહેબ | શ્રી. જમનાદાસ એન્ડ કો., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ | ૦—૯—૦ | માધ્યમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | સૃષ્ટિવિજ્ઞાન ભાગ ત્રીજો (સને ૧૯૩૭ ની પહેલી આવૃત્તિ) | વાય. જી. નાયક | શ્રી જનરલ બુકડેપો ૧૧૮ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ | ૦—૧૦—૦ | ,, |
| ૩ | માધ્યમિક શાળાઓ માટે રસાયણ શાસ્ત્રનું પાઠ્યપુસ્તક (સને ૧૯૩૭ ની પહેલી આવૃત્તિ) | ટી. એસ. ઠાકોર | બાળગોવિંદ કુબેરદાસ એન્ડ કું., ત્રણદરવાજા, અમદાવાદ | ૦—૧૨—૦ | ,, |
| ૪ | સાહિત્ય પાઠાવળી પુસ્તક ૨ જું (સને ૧૯૩૭ ની આવૃત્તિ) | ઝેડ. આર. દેસાઇ અને સી. કે. બક્ષી | કર્નાટક પબ્લિશીંગ હાઉસ, ચીરાબજાર, મુંબઈ ૨ | ૦—૯—૦ | ,, |
| ૫ | ,, ,, ૩ જું ( ,, ) | ,, | ,, | ૦—૧૧—૦ | ,, |
| ૬ | બ્રિટિશ સામ્રાજ્યનો અર્વાચીન ઇતિહાસ (હૅનોવેરીયન સમય) | એન. જે. ત્રિવેદી | બેચર મેઘજી એન્ડ સન્સ, પુરાબજાર, રાજકોટ | ૦—૧૨—૦ | ,, |
| ૭ | સરળ વ્યાકરણપરિચય ભાગ પહેલો (સને ૧૯૩૭ ની પહેલી આવૃત્તિ) | એમ. ટી રાવળ | ,, | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૮ | વાર્તાવાચન ભાગ ૧ (સને ૧૯૩૪ ની ત્રીજી આવૃત્તિ) | એમ. ઈ. ન્યુટન અને મેથોડિસ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ, ગોધરાનો સ્ટાફ | મિશન પ્રેસ, સુરત | ૦—૧—૩ | ,, |
| ૯ | ,, ભા. ૨ (સને ૧૯૩૬ની આવૃત્તિ) | ,, | ,, | ૦—૨—૦ | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| બાળોપયોગી ગરવી ગુજરાતનો સરળ પ્રતિહાસ (સને ૧૯૩૭ની ત્રીજી આવૃત્તિ) | એમ. કે. મુલાની | ડી. એમ. જે. બ્રધર્સ, સાંચપીપળી | ૦—૪—૦ | ,, |
| મોતના પંજામાં (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | બી. રી. જોષી | ગાંડીવ સાહિત્યમંદિર, હવાડીઆ ચકલા, સુરત | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| રશ્મી (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | આર. જે. જોષી | છગનલાલ અમરશી મેહતા, પીરમશા રોડ, અમદાવાદ | ૨—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| સોલંકી યુગની કીર્તિકથાઓ (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | જે. એન. શાસ્ત્રી | ,, | ૨—૦—૦ | ,, |
| સોઢીનાં આંસુ (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | ડી. એચ. ત્રીપાઠી | ,, | ૧—૦—૦ | ,, |
| કૃષ્ણકનૈયો (પહેલી આવૃત્તિ) | પી. રી. શાહ | શ્રી કનૈયા પ્રભુ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, મોડાસા | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| નરવીર નેપોલિયન (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એન. આઈ. પટેલ | ધી અશોક પ્રકાશન મંદિર, બાજવાડા, વડોદરા | ૦—૩—૦ | ,, |
| મકનીયો (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | બી. પી. પંડયા | ,, | ૦—૩—૦ | ,, |
| રંભાનું રસોઈઘર ભાગ ૨ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | સુમતી એન. પટેલ | ,, | ૦—૩—૦ | ,, |
| ચંદ્રભાગા (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એમ. બી. કર્ણિક | ,, | ૦—૪—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦ | ગ્રામગીતા (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | સોમાભાઈ ભાવસાર | ધી અશોક પ્રકાશન મંદિર, ભાજવાડા, વડોદરા | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૧ | રાજા ભોજ (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | આર. એન. શાહ | ,, | ૦—૩—૦ | ,, |
| ૨૨ | ચિત્તાનો શીકાર ( ,, ) | જીવરામ જોષી | ,, | ૦—૨—૦ | ,, |
| ૨૩ | પોચાના પરાક્રમો ( ,, ) | આર. એન. શાહ | ,, | ૦—૬—૦ | ,, |
| ૨૪ | બાળકોનું આરોગ્ય ભાગ પહેલો (૧૯૩૭) | વી. આર. ભાસરથ અને કે. વી. દેવસ્થલી અને ભાષાંતર કર્તા આર. એચ. ઠાકોર | એન. ડી. મહેતા એન્ડ કું., કાલબાદેવી, મુંબઈ | ૦—૩—૦ | ,, |
| ૨૫ | સાથરી ભાગ ૧–૨ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એચ. વાય. ભરૂચા | વોહરી સાહિત્ય કાર્યાલય, સુરત | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનીંગ ઇન્સ્ટિટ્યુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૬ | આંખ અને ચશ્મા (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | ટી. એલ. શાહ | શશીકાન્ત ટી. શાહ, રાવપુરા, વડોદરા | ૦-૧૦—૦ | ,, |
| ૨૭ | પ્રાચીન ભારત વર્ષ ભાગ ત્રીજો (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | ,, | શશીકાન્ત એન્ડ કું. રાવપુરા, વડોદરા | ૬—૮—૦ | ,, |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી

ફેર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૦–૧૦–૩૭ ના પત્ર નંબર ૯૧૮૮ માં કરેલી સૂચનાનુસાર. )

# સરકારી જાહેરખબરો

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા, ઉત્તર ભાગ

નં. ૧૧૦૪૬. આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૩૮ ના માર્ચની તા. ૭ મી ને સોમવાર અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ | જે અમલદાર પર અરજી કરવાની છે તે અમલદારનો ઓદ્દો. |
|---|---|---|
| અમદાવાદ | અમદાવાદ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અમદાવાદ. |
| વિરમગામ | ,, | |
| ધોળકા | ,, | |
| નડિઆદ | ખેડા | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ખેડા, નડિઆદ. |
| આણંદ | ,, | |
| બોરસદ | ,, | |
| કપડવંજ | ,, | |
| ગોધરા | પંચમહાલ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, પંચમહાલ, ગોધરા. |
| ભરુચ | ભરુચ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરુચ. |
| અંકલેશ્વર | ,, | |
| સુરત | સુરત | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, સુરત. |
| વલસાડ | ,, | |

ઉર્દુ ઉમેદવારો માટે ઉર્દુ વ. ફા. પરીક્ષા પણ તેજ વખતે સઘળાં ગુજરાતી પરીક્ષાનાં સ્થળોએ લેવામાં આવશે.

૨. સને ૧૯૨૯ ના જુલાઈની તા. ૨૭ મીના કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૨૬૨૬, જે તા. ૧ લી ઑગસ્ટ સને ૧૯૨૯ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ નાં ૧૬૫૯ થી ૧૬૬૩ એ પાનાં ઉપર સુધારી છપાએલી છે, અને સને ૧૯૩૧ ના ઑગસ્ટ તા. ૩, સને ૧૯૩૫ ના ઑગસ્ટ તા. ૧૯, સને ૧૯૩૬ ના સપ્ટેમ્બર તા. ૨૪ અને તા. ૭ મી મે સને ૧૯૩૭ ના કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૨૬૩૬ જે તા. ૬ ઠી ઑગસ્ટ સને ૧૯૩૧, તા. ૨૨ મી ઑગસ્ટ સને ૧૯૩૫ અને તા. ૧ ઓક્ટોબર સને ૧૯૩૬ અને તા. ૧૩ મી મે, ૧૯૩૭ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૭૮૪, ૧૫૮૫, ૨૦૩૪ અને ૧૧૩૨-૩૩ મા પાને છપાએલી છે તે પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

૩. દરેક સ્થળે તે સ્થળની કમિટી પરીક્ષા લેશે. આ પરીક્ષક કમિટીના ચેરમેન તરીકે જિલ્લાના સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર આ સ્થળોએ કામ કરશે.

૪. ઉપર જણાવ્યા પ્રમાણે જે જિલ્લાના સ્થળે પરીક્ષામાં બેસવું હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના ચેરમેનને ઉમેદવારોએ છાપેલા ફોર્મમાં અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૩) મોકલી આપવા. અરજી અધિકારીને મોડામાં મોડી તા. ૧ લી ફેબ્રુઆરિ સને ૧૯૩૮ સુધીમાં અથવા તે પહેલાં મળી જવી જોઈએ. એ તારીખ પછી મળેલી અરજી સ્વીકારાશે નહિ.

૫. પરીક્ષામાં બેસવા માટેની અરજીનુ ફોર્મ જિલ્લાની પરીક્ષક કમિટીના ચેરમેનને અરજી કરેથી ફી લીધા વિના મળી શકશે.

૬. ઉપરના નિયમ ૨ માં જણાવેલા તા. ૧ લી ઓગસ્ટ ૧૯૨૯ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટમાં પરીક્ષા માટેનો અભ્યાસક્રમ છાપવામાં આવ્યો છે.

૭. તા. ૧૯-૧૧-૧૯૩૬ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૨ ના પૃષ્ઠ ૨૪૦૦ ઉપર પરીક્ષા માટે નક્કી કરેલા ગુજરાતી પાઠો છપાયા છે.

ઉ. ભા. ના મે. એજ્યુ ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ તા. ૯-૧૨-૧૯૩૭

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૯-૧૨-૧૯૩૭ ના પત્ર નં. ૧૧૦૪૭ માં કરેલી સૂચનાનુસાર )

---

## પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ ફોરમેન, અમદાવાદ, સર્ટિફિકેટ પરીક્ષા.

### પ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં સને ૧૯૩૭ના એપ્રિલ માસમાં લેવાએલી વાર્ષિક પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા વિદ્યાર્થીઓ

### પહેલું વર્ષ

| નંબર | નામ | ટકા | નંબર | નામ | ટકા |
|---|---|---|---|---|---|
| ૧ | નરસિંહભાઇ ગોપાળભાઇ પટેલ | ૬૬·૬ | ૭ | તુળજારામ સુખજી જોષી | ૫૯·૭ |
| ૨ | નાથાલાલ ગોવિંદરામ બારોટ | ૬૩·૦ | ૮ | નરભેરામ રાજારામ રણાત | ૫૯·૧ |
| ૩ | કેશવલાલ મણીલાલ જાની | ૬૧·૭ | ૯ | કેશવભાઇ છીતાભાઈ પટેલ | ૫૮·૫ |
| ૪ | નાનુભાઈ ભીખભાઇ નાયક | ૬૦·૭ | ૧૦ | ચંદુલાલ અંબાલાલ પટેલ | ૫૮·૦ |
| ૫ | ભાઇલાલભાઇ હરીભાઇ પટેલ | ૬૦·૧ | ૧૧ | રણછોડભાઇ કેવળજી પટેલ | ૫૮·૦ |
| ૬ | બાપુભાઇ કરસનદાસ અહાસઈ | ૬૦·૦ | ૧૨ | નટવરલાલ ભવાનીશંકર જોષી | ૫૭·૩ |

| | | |
|---|---|---|
| ૧૩ | નૃસિંહ સજાણભાવા ઠાકોર | ૫૭.૨ |
| ૧૪ | ગળવંતરાય ડાહ્યાભાઇ | ૫૭.૦ |
| | જરદોશ | |
| ૧૫ | અંબેલાલ છોટુભાઇ દેસાઇ | ૫૬.૭ |
| ૧૬ | દિનકરરાવ મોતીલાલ ઠાકોર | ૫૫.૯ |
| ૧૭ | છગનલાલ મંગળદાસ પટેલ | ૫૫.૬ |
| ૧૮ | શાગળભાઇ રેવાભાઇ પટેલ | ૫૫.૬ |
| ૧૯ | હરમાનભાઇ ફુલાભાઇ પટેલ | ૫૫.૧ |
| ૨૦ | ધનજીભાઈ ગોપાળજી કારપેન્ટર | ૫૪.૯ |
| ૨૧ | લાલશંકર હરગોવિંદ કાકા | ૫૪.૫ |
| ૨૨ | મહેરવાન શુકર પટેલ | ૫૪.૪ |
| ૨૩ | મીનજલસિંહ પહાડસિંહ બારૈયા | ૫૩.૮ |
| ૨૪ | ગોમાનભાઈ ગોવિંદભાઇ પટેલ | ૫૩.૩ |
| ૨૫ | રાવજીભાઈ તુલસીભાઇ પટેલ | ૫૩.૨ |
| ૨૬ | ઇબ્રાહીમ રસુલ ખ્રિસ્તી | ૫૨.૮ |
| ૨૭ | પરમાભાઇ ઉકાભાઇ ચૌહાણ | ૫૨.૭ |
| ૨૮ | ગુમાનભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૫૨.૬ |
| ૨૯ | શાંતિલાલ હરજીવનદાસ પંડ્યા | ૫૨.૩ |
| ૩૦ | કાર્લ ખેંગાર કેથેલિક | ૫૧.૭ |
| ૩૧ | નટવરલાલ ઓત્તમભાઈ પટેલ | ૫૧.૬ |
| ૩૨ | વસનજી કાળાભાઇ નાયક | ૫૧.૫ |
| ૩૩ | પરસોત્તમ ઇશ્વરદાસ પટેલ | ૫૧.૫ |
| ૩૪ | ઉમીયાશંકર મગનલાલ યાજ્ઞિક | ૫૦.૬ |
| ૩૫ | ઠાકોરરામ ઉત્તમરામ પાઠક | ૫૦.૪ |
| ૩૬ | જાખી નરસી પરમાર | ૫૦.૩ |
| ૩૭ | મણીલાલ દામોદર દવે | ૫૦.૩ |
| ૩૮ | નીતમલાલ મણીલાલ દવે | ૫૦.૧ |
| ૩૯ | ચંદુલાલ રણછોડલાલ ત્રવાડી | ૫૦.૦ |
| ૪૦ | મોતીલાલ હીનતરામ જોષી | ૪૯.૮ |
| ૪૧ | હરગોવિંદ કાળિદાસ દવે | ૪૯.૭ |
| ૪૨ | કુંવરજી નાગરજી દેસાઇ | ૪૯.૬ |
| ૪૩ | માણેકલાલ ભીખુશા શાહ | ૪૯.૬ |
| ૪૪ | વાડીલાલ ચુનીલાલ સુથાર | ૪૯.૬ |
| ૪૫ | ખોડાભાઈ રામાભાઇ | ૪૯.૪ |
| | બજાણીઆ | |
| ૪૬ | જોખાભાઇ સુરાભાઈ ગોહિલ | ૪૯.૩ |
| ૪૭ | હીરાલાલ વેણીરામ પંડ્યા | ૪૯.૨ |
| ૪૮ | રેવાભાઇ રત્નાભાઇ વણકર | ૪૮.૬ |
| ૪૯ | મોહનાસહ શીવસિંહ રાવળજી | ૪૮.૬ |
| ૫૦ | મોતીલાલ જેઠાભાઇ દેસાઇ | ૪૮.૫ |
| ૫૧ | ડાહ્યાભાઇ સવાભાઇ બીહોલ | ૪૭.૬ |
| ૫૨ | મીઠા દીતા ખારવા | ૪૭.૦ |
| ૫૩ | કાનાભાઈ ગોકુળદાસ પટેલ | ૪૬.૫ |
| ૫૪ | શંકર જેરીંગ ભીલ | ૪૬.૩ |
| ૫૫ | નરહરિલાલ હરિલાલ વૈદ્ય | ૪૬.૩ |
| ૫૬ | રતનાભાઈ સોમાભાઈ વાળંદ | ૪૫.૬ |
| ૫૭ | અમૃતલાલ અંબેલાલ દેસાઇ | ૪૪.૫ |
| ૫૮ | નાગરજી ડાહ્યાભાઇ પટેલ | ૪૪.૩ |
| ૫૯ | ફુલાભાઈ ખુશાલદાસ વાળંદ | ૪૪.૨ |
| ૬૦ | મોતીલાલ રણછોડ ખ્રિસ્તી | ૪૩.૩ |
| ૬૧ | ફિલિપ દેવજી ખ્રિસ્તી | ૪૨.૧ |
| ૬૨ | ભાવાજી બહાદરભાઈ ભોઇ | ૪૧.૭ |
| ૬૩ | ગીલ્બર્ટ સુરાક્ કાર્પેન્ટર | ૪૧.૩ |
| ૬૪ | હીરાલાલ જમીયતરામ પંડ્યા | ૪૧.૦ |

## બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૬૫ | વલ્લવભાઇ પુંજાભાઇ પટેલ | ૫૧.૪ |
| ૬૬ | પર્વતસિંહ રતનસિંહ પરમાર | ૫૧.૩ |
| ૬૭ | આશાભાઇ લલ્લુભાઇ પટેલ | ૫૧.૩ |
| ૬૮ | શંકરલાલ છોટાલાલ જોષી | ૪૭.૬ |
| ૬૯ | રણછોડજી ભીમભાઇ દેસાઇ | ૪૭.૦ |
| ૭૦ | ડાહ્યાભાઇ મગનલાલ પટેલ | ૪૪.૬ |

## વૉકેશનલ ટ્રેનિંગ સ્કૂલ, અંકલેશ્વર

| | | |
|---|---|---|
| ૧ | નગીનલાલ દયારામ માસ્તર | ૫૬.૬ |
| ૨ | મથુરભાઇ ગોવિંદભાઇ પટેલ | ૫૫.૬ |
| ૩ | હીમતસિંહ લાલજીબાવા | ૫૫.૩ |
| | સુરતીઆ | |
| ૪ | ભગવાનસિંગ ગંભીરસીંગ | ૫૫.૦ |
| | આરોદરીઆ | |
| ૫ | સૅમ્યુએલ મનસુરભાઇ શેખ | ૫૪.૦ |
| ૬ | માધવલાલ ગામીઆ ક્રિશ્ચિઅન | ૫૩.૬ |
| ૭ | મગનલાલ માધવલાલ પટેલ | ૫૨.૬ |
| ૮ | માઈકેલ મંગળદાસ વિનોદ | ૫૨.૧ |
| ૯ | ઇસુદાસ ખાનદાસ પરમાર | ૫૧.૪ |
| ૧૦ | ગનાસાહ મંગળદાસ ક્રિશ્ચિઅન | ૫૦.૯ |
| ૧૧ | ભીખાજી ઇચ્છાજી સુરતી | ૫૦.૦ |

## બીજું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ | મગનલાલ ધેલાભાઇ ઘાંચી | ૬૩.૩ |
| ૨ | રતનજી ભાણાભાઇ પટેલ | ૬૩.૧ |
| ૩ | ગેમલસિંહ મધુસિંહ પરમાર | ૬૧.૯ |
| ૪ | બાબરભાઈ ગલાભાઇ પટેલ | ૬૧.૩ |
| ૫ | હરમાનભાઇ મહીજીભાઇ આર્ય | ૬૧.૦ |
| ૬ | મગનલાલ રામદાસ પટેલ | ૬૦.૬ |
| ૭ | મોગીલાલ મંગળજી ભટ્ટ | ૫૭.૬ |
| ૮ | રામભાઈ મહીજીભાઇ પટેલ | ૫૭.૦ |
| ૯ | રામજી રામસંગજી રબારી | ૫૬.૯ |
| ૧૦ | જમનજી નાનાભાઈ પટેલ | ૫૬.૬ |
| ૧૧ | માણેકલાલ મનસુખરામ જાની | ૫૬.૦ |
| ૧૨ | સોમાભાઇ શંકરભાઈ બારોટ | ૫૫.૬ |
| ૧૩ | હીરાભાઇ વિઠલભાઇ મારૂ | ૫૫.૩ |
| ૧૪ | મણીશંકર નાથજી જોષી | ૫૩.૪ |
| ૧૫ | રામજીભાઇ લાલજીભાઇ વાઘેલા | ૫૩.૦ |
| ૧૬ | એસ્થિવલાલ મણીલાલ પરીખ | ૫૨.૩ |
| ૧૭ | તુળસીદાસ નાગરદાસ કાંતીઆ | ૫૨.૩ |
| ૧૮ | શંકરલાલ જેઠાલાલ શરમા | ૫૨.૦ |
| ૧૯ | પ્રવિણસિંહ પ્રતાપસિંહ રહેવર | ૫૧.૮ |
| ૨૦ | લુકીઆસ દાઉદ ગાનીઆ | ૫૦.૦ |
| ૨૧ | લાલજી પીતાંબર પરમાર | ૪૯.૦ |
| | **બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ** | |
| ૨૨ | જેન રાણાજી મકવાણા | ૪૮.૮ |
| | **ત્રીજું વર્ષ** | |
| ૧ | મુળશંકર પ્રાણશંકર જોષી | ૬૩.૫ |
| ૨ | રણછોડભાઇ ખુશાલભાઇ પટેલ | ૬૩.૨ |
| ૩ | ભીખુભાઇ કસનજી નાયક | ૬૧.૦ |
| ૪ | રામસિંહ બાગુખાવા ચૌહાણ | ૫૯.૮ |
| ૫ | મણીશંકર કુબેરજી કોઠારી | ૫૮.૨ |
| ૬ | છોટાલાલ મગનલાલ પટેલ | ૫૭.૭ |
| ૭ | છોટાલાલ ઇશ્વિરભાઇ પટેલ | ૫૬.૪ |
| ૮ | કૃપાશંકર કરૂણાશંકર પંડયા | ૪૮.૨ |
| ૯ | ધુળાભાઇ ભાઇજીભાઇ પટેલ | ૪૭.૯ |
| ૧૦ | શીવાભાઇ વસ્તાભાઇ ચાધરી | ૪૭.૬ |

અમદાવાદ.
તા.૧-૧૦-૧૯૩૭

(અંગ્રેજીમાં સહી)
બી. જે. જી. શાસ્ત્રી
એ. ઇ. ઉ. ભા.

### ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલ અમદાવાદમાં સને ૧૯૩૭ના એપ્રિલ માસમાં લેવાએલી પહેલા વર્ષની સર્ટિફિકેટ પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા વિદ્યાર્થીઓ

## પહેલું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ | હૈદરઅલી જુમ્મન | ૬૩.૪ |
| ૨ | મુસા અહમદ દુકાનદાર | ૬૨.૫ |
| ૩ | ઇબ્રાહીમ દાઉદ જમાને | ૬૧.૫ |
| ૪ | મહમ્મદકાસીમ મેહમુદ કરંદેકર | ૬૦.૪ |
| ૫ | અબ્દુરરહેમાન સુલેમાન શેખ | ૬૦.૩ |
| ૬ | અબ્દુલકાદીર મકબુલખાન | ૬૦.૦ |
| ૭ | ગુલામઅહમદ શેખમેહબુબ શેખ | ૫૯.૧ |
| ૮ | વલીમહમ્મદ નન્નુભાઇ મોમીન | ૫૬.૬ |
| ૯ | મહમ્મદ ઇબ્રાહીમ હૈદરસાહેબ કોકણી | ૫૬.૪ |
| ૧૦ | અહમદ શાહબુદ્દિન તાજ | ૫૫.૮ |
| ૧૧ | અહમદમીઆં નથુમીઆં મલેક | ૫૫.૧ |
| ૧૨ | શેખ અહમદ શેખ અમીર | ૫૫.૦ |
| ૧૩ | અલીમીઆ હુસેનમીઆં સૈયદ | ૫૪.૬ |
| ૧૪ | મહમ્મદ ઇસ્માઇલ અબ્દુલ કરીમ | ૫૪.૦ |
| ૧૫ | અલી યુસુફદાઉદ પટેલ | ૫૪.૦ |
| ૧૬ | સુલેમાન મહમ્મદભાઇ શેખ | ૫૩.૮ |
| ૧૭ | યાકુબભાઇ ચાંદાભાઇ શેખ | ૫૩.૩ |
| ૧૮ | કુરબાનઅલી રોનકઅલી ફકીર | ૫૩.૧ |
| ૧૯ | ઉમર અલીસાહેબ રાઉત | ૫૩.૧ |
| ૨૦ | રસુલભાઇ હસનભાઇ વોહરા | ૫૩.૦ |
| ૨૧ | મહમ્મદ જાફર મેહમુદ કરબેલકર | ૫૨.૩ |
| ૨૨ | આદમ ઇસાબક્ષ પટેલ | ૫૨.૨ |
| ૨૩ | અબ્દુલહાક ઉમરમીઆં ડૉકટર | ૫૨.૦ |
| ૨૪ | અહમદમીઆં સદીકમીઆં સૈયદ | ૫૧.૯ |
| ૨૫ | આતામહમ્મદ ગુલામહુસેન શેખ | ૫૧.૮ |
| ૨૬ | ઇબ્રાહીમ મહમ્મદઅલી પટેલ | ૫૧.૬ |
| ૨૭ | લાલમહમ્મદ જાનમહમ્મદ શેખ | ૫૧.૦ |

| | | |
|---|---|---|
| ૨૮ | અબ્દુલકાદીર ગુલામમીઆં શેખ | ૫૦·૫ |
| ૨૯ | અમીર કરીમ મલેક | ૫૦·૪ |
| ૩૦ | કમરૂદ્દીન નાથુબક્ષ શેખ | ૫૦·૩ |
| ૩૧ | અહમદમીઆં ઇમામમીઆં સૈયદ | ૪૯·૬ |
| ૩૨ | મહમ્મદ ઇરમાઇલ ઇમામભાઇ શેખ | ૪૮·૭ |
| ૩૩ | મીઆં મહમ્મદ અબ્દુલ્લાભાઇ શેખ | ૪૮·૬ |
| ૩૪ | હુસેઇન અમીરભાઈ શેખ | ૪૮·૫ |
| ૩૫ | છફુભાઇ તેગાભાઇ મલેક | ૪૭·૮ |
| ૩૬ | ઉસ્માનમીઆં રહીમીઆં શેખ | ૪૭·૬ |
| ૩૭ | અઇમાનખાન મેહતાબખાન પઠાણ | ૪૬·૫ |
| ૩૮ | મીયાંભાઇ સીધીભાઇ શેખ | ૪૫·૫ |
| ૩૯ | કરીમમીઆં ઝમુમીઆં મલેક | ૪૪·૩ |

અમદાવાદ. (અંગ્રેજીમાં સહી)
તા. ૧-૧૦-૧૯૩૭ બી. જે. જી. શાસ્ત્રી
એ. ઇ. ઉ. ભા.

**સને ૧૯૩૭ ના એપ્રીલ માસમાં લેવાએલી સ્ત્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોની બીજા વર્ષની સર્ટિફિકેટ પરીક્ષામાં ઉત્તીર્ણ થએલી વિદ્યાર્થીનીઓ.**

### મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન, અમદાવાદ

| | | |
|---|---|---|
| ૧ | કમળા દામોદરદાસ કાંજી | ૬૧·૬ |
| ૨ | ઇંદિરા બેચરભાઇ ભટ્ટ | ૬૧·૩ |
| ૩ | નવનિત મણીલાલ ગેહતા | ૫૮·૩ |
| ૪ | હરિગંગા ભીખાભાઇ શુક્લ | ૫૮·૨ |
| ૫ | એલિઝાબેથ જગનલાલ રાવળ | ૫૪·૮ |
| ૬ | જશોદા રણછોડલાલ પંડ્યા | ૫૩·૧ |
| ૭ | શાંતા પોપટલાલ શાહ | ૫૨·૫ |
| ૮ | તિજી કેશવજી વાઘેલા | ૫૨·૪ |
| ૯ | મણીગૌરી રણછોડલાલ પાઠક | ૫૧·૦ |
| ૧૦ | એલન બાબરભાઈ કોટવાળ | ૫૦·૪ |
| ૧૧ | હીરબાઇ મોરારજી | ૪૯·૯ |
| ૧૨ | રૂક્ષ્મણી પ્રાણશંકર દવે | ૫૩·૭ (૧૯૩૬) |
| ૧૩ | ઇંદિરા ધનજીભાઇ પટેલ | ૫૩·૪ (૧૯૩૬) |
| ૧૪ | શાંતા વિરચંદ ભાવસાર | ૪૯·૧ (૧૯૩૬) |
| ૧૫ | ચંદન ગૌરીશંકર વ્યાસ | ૪૪·૧ (૧૯૩૬) |

### મેરી બ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન, બોરસદ

| | | |
|---|---|---|
| ૧ | મરીઆમ લલ્લુ | ૫૯·૧ |
| ૨ | મરીઆમ ભગવાન | ૫૬·૧ |
| ૩ | કરૂણા રામજી | ૪૯·૭ |
| ૪ | શાંતિ આશીર્વાદ | ૫૨·૩ (૧૯૩૬) |
| ૫ | પેરસીસ ટીટસ | ૪૯·૭ (૧૯૩૬) |

### મેથોડીસ્ટ ટીચર્સ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન, ગોધરા

| | | |
|---|---|---|
| ૧ | માબેલ એન્જામીન | ૬૫·૩ |
| ૨ | અનસુયા વેણીરામ જોષી | ૬૨·૨ |
| ૩ | એલિઝાબેથ હરજીવનદાસ | ૬૦·૫ |
| ૪ | મોતી ડાહ્યા | ૫૬·૫ |
| ૫ | તારા ત્રીકમલાલ ફારમર | ૫૪·૨ |
| ૬ | લુદીઆ ઉરશીલાસ | ૫૨·૫ |
| ૭ | રૂથ રઘુવીર | ૫૨·૪ |
| ૮ | કાન્તા કાળિદાસ | ૪૮·૦ (૧૯૩૬) |

### વનિતા વિશ્રામ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન, મુંબઇ

| | | |
|---|---|---|
| ૧ | ફાતમા જુમ્માભાઈ જીવાણી | ૫૫·૫ |
| ૨ | કુંવર જહાંગીરજી શેઠના | ૫૪·૧ |
| ૩ | ભાનુમતી ત્રીભોવન પંડ્યા | ૫૪·૧ |
| ૪ | ધનુબેન ગાંડાભાઈ પટેલ | ૫૩·૮ |
| ૫ | નાજા કાવસજી એલાવીઆ | ૫૧·૨ |
| ૬ | ઇંદુમતી ચીમનલાલ દવે | ૫૧·૧ |
| ૭ | જમશેદજી માણેકશા કોન્ટ્રાકટર | ૪૭·૨ |

પહેલું વર્ષ

નટવરલાલ ભવાનીશંકર જોષી શિક્ષણ સર થિઓડોર હોપનું રૂ. ૯)નું બીજું ઇનામ તેમાંથી રૂ. ૪—૮—૦

દિનકરરાવ મોતીલાલ ઠારોર " " રૂ. ૪—૮—૦

એચ ટી. ધોધારી
હેડમાસ્તર પી. આર. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

---

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા—ઉત્તર ભાગ નં. ૧૦૮૧૩

### ( શુદ્ધિપત્રક )

ઉ. ભા. માં સને ૧૯૩૭માં લેવાએલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓનાં નામ જે તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૩૭ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૨ જાના પૃષ્ઠ ૧૯૩૫–૧૯૬૧ મા પાનાં ઉપર છપાયા છે તેમાં નીચે મુજબના સુધારા કરવામાં આવ્યા છે:—

પંચમહાલ જિલ્લો

અનુક્રમ નં. ૨૭ મણીલાલ મુળજી દાસના નામ સામે જિલ્લાના આસનમાં "વડોદરા" ને બદલે "વડોદરા કેમ્પ" એમ વાંચવું.

" ૭૨ ની સામે નામ વગેરેના આસનમાં "લયાળજી" ને બદલે "દયાળજી" એમ વાંચવું.

વાલજીભાઈ ભાવજીભાઈ ભુરા એ નામની સામે રેંકના આસનમાં "૧૮૫" ને બદલે "૧૮૬" એમ વાંચવું.

" માનાભાઈ શીવાભાઈ વાઘરી એ નામની સામે રેંકના આસનમાં "૧૮૬" ને બદલે "૧૮૭" એમ વાંચવું.

" ૧૮૩ ના નંબર સામે નામ વગેરેના આસનમાં "ફાટક" ને બદલે "પાઠક" એમ વાચવું.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ
તા. ૩ જી ડિસેમ્બર, ૧૯૩૭

(અંગ્રેજીમાં સહી)
બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૬ મી ડિસેમ્બર, ૧૯૩૭ના પત્ર નં. ૧૧૩૧૩ માં કરેલી સૂચનાનુસાર )

# શુદ્ધિપત્રક.

સને ૧૯૩૭ ના ઓક્ટોબરની તા. ૭ મીના મુંબઈ સરકારી ગેઝેટ ભાગ ૨ જાનાં પાનાં ૧૯૯૯ થી ૨૦૦૦ ઉપર, સને ૧૯૩૭ ના એપ્રિલ માસમાં સ્ત્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓમાં સિનિઅર પહેલા વર્ષની શિક્ષિકાઓ માટેની લેવાએલી ટ્રેનિંગ સર્ટિફિકેટ પરીક્ષામાં ઉત્તીર્ણ થએલી શિક્ષિકાઓનાં નામમાં સુધારો.

## વનિતાવિશ્રામ ટ્રેનિંગ કૉલેજ, મુંબઈ.

અનુક્રમ નંબર ૨૫—ખોરશેદ રુસ્તમજીના નામ સામે સિગાપોરીઆ છે તેને બદલે "સિગનપોરીઆ" વાંચવું.

ઉત્તર ભાગના એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ.
તા. ૧૦-૧૨-૧૯૩૭.

(સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

# ઇનામપત્રક

## અમદાવાદ જીલ્લો

| | | | |
|---|---|---|---|
| ઉસમાનાબાદ | મહાદેવના મહારાજે | ૧૨—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ વાડીલાલ ડાહ્યાભાઇએ | ૧૩—૦—૦ | ,, |
| રૂદાતલ | શાહ ઓઘડભાઇ કાળીદાસે | ૨૦—૦—૦ | ,, |
| ચાનખેડા | મિ. મગનભાઈ સુંથાભાઇ પટેલે | ૬૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મગનભાઈ કાળીદાસ પટેલે | ૬૦—૦—૦ | ,, |
| | મિ. લલ્લુભાઇ ચકુભાઇ તરગાળાએ | ૬૦—૦—૦ | ,, |
| | મિ. ગોવિંદભાઇ લલ્લુભાઈ પટેલે | ૧૨—૦—૦ | ,, |
| ગોપલ | મિ. હરગોવિંદ બાપુભાઇ વ્યાસે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | લુહાર આત્મારામ જેસીંગભાઇએ | ૧૨—૦—૦ | ,, |
| ધુગા | સુતાર કેશવલાલ પુંજાભાઇએ | ૪૫—૦—૦ | ,, |
| | પા. રેવાભાઈ નરોત્તમદાસે | ૨૫—૦—૦ | ,, |
| કોઠ | મિ. દેવીસંગ દાજીભાઇએ | ૫૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યા શાળાની બાળાઓને જમાડી. |
| કેદરા | સ્વ. તાલુકદાર અરજનસંગના પૂણ્યાર્થે રાણા ઉમેદસંગ સામતસંગે | ૧૦—૦—૦ | લાડવા તથા ગાંઠીઆ વહેંચ્યા. |

## તા. ૧લી નવેમ્બરથી

કોઈપણ બુકસેલર પાસેથી

માગી લો.

## ગજરાવાળા ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

## એકઆના ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

**એકસામટી ખરીદનારને સારૂં કમિશન મળશે.**

કિંમત સંબંધી કંઈ પણ ફેરફાર હોય તો

નીચે બતાવેલા સરનામે લખો.

**ધી ગુજરાત ઓરિયેન્ટલ બૂકડીપો,**

ગાંધીરોડ. રતનપોળને નાકે,

**અમદાવાદ.**

## શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૩–૦ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનીઓર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઇપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ સ્થળસંકોચને લીધે શાળાપત્રમાં ઇનામપત્રક છપાય છે તેના સંબંધમાં દરેકને સૂચના કરવામાં આવે છે કે રૂ. ૫) થી ઓછી રકમવાળાં નામ છપાવવા માટે મોકલવાં નહિ; તેમ છતાં આવશે તો તે છાપવામાં આવશે નહિ.

તંત્રી

---

### જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૮ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાનું |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| છ માસ | રૂ. ૩૨ | રૂ. ૨૨ | રૂ. ૧૬ |
| ત્રણ માસ | રૂ. ૧૮ | રૂ. ૧૨ | રૂ. ૯ |
| એક માસ | રૂ. ૭ | રૂ ૫ | રૂ. ૪ |

[ફેબ્રુઆરિ સને ૧૯૩૮]

પુસ્તક ૭૭
અંક ૨

# ગુજરાતનું શાળાપત્ર

Registered
No. B. 43



તંત્રી
એચ. ટી. ઘોઘારી, બી. એ., એસ. ટી. સી. ડી.

## અનુક્રમણિકા



### શુદ્ધિપત્રક

જાન્યુઆરિ ૧૯૩૮ના શાળાપત્ર પૃષ્ઠ ૫૯ મે શુદ્ધિપત્રકમાં નંબર ૨૫ ખોરશેદ ગુરતાદજી સિંગનપોરીઆના નામને જે ૨૫ નંબર આપ્યો છે તેને બદલે ૫ નંબર એમ સુધારી વાંચવું.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)

હીરાલાલ ભિકમલાલ ચોધરી, બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



પી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.




પુસ્તક ૭૭ ] ફેબ્રુઆરિ ૧૯૩૮ [ અંક ૨

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## બુદ્ધિમાપન

( પુ. ૭૬, અંક ૧૨, પૃષ્ઠ ૪૭૧ થી ચાલુ )

### વર્ષ ૧૪

૧. નિયમ શોધવો. નીચે પ્રમાણેનું છાપેલું પત્તું આપો.

૧+૩=૪=૨×૨.

૧+૩+૫=૯=૩×૩.

૧+૩+૫+૭=૧૬=૪×૪.

પછી પેન્સિલ ને કાગળ આપો અને બીજી બે હારમાળા લખીને નિયમ શોધી કાઢવા જણાવો. બે મિનિટનો સમય આપવો. નિયમ જણાવ્યા વગર ફક્ત બે હારમાળાજ ખરી રીતે જણાવે તો અર્ધાં માર્કસ (ગુણ) આપવામાં આવે મતલબ કે અર્ધું ખરૂં ગણવામાં આવે.

૨. કાગળની કસોટી.—

૬ ઈંચ ચોરસ એ કાગળ અને પેન્સિલ લો. બાળકને કહો કે અહીં એક કાગળ છે અને તેને હું ચોવડો વાળું છું. બાળકના દેખતાં કાગળ વાળો.

હવે અહીં હું એક નાનું કાણું કાપું છું. આ ભાગને પેન્સિલથી નિશાની કરો જે છેલ્લા પડની બાજુની મધ્યમાં આવશે. કાગળને ફરી ઉકેલવાથી કેવો દેખાય છે ? આ 'સાદા કાગળમાં જ્યાં કાપ આવવાનો હોય ત્યાં નિશાની કરો. વાળેલો કાગળ બાળકની સામે મૂકો. વળાંકનો ખુણો તેની તરફ રહે અને નિશાની જ્યાં ઉપલી બાજુએ કાપ આવત તે ભાગ પણ તેવી રીતે રાખવો. બાળકે કાગળને ચાકવાનું નથી. તેમજ બીજા કાગળને વાળવાનો નથી. કાણા દોરો એમ બોલતા નહિ, કારણકે એથી એક કરતાં વધુ કાણાં છે એમ સમજાઈ જશે. કાગળના દરેક અર્ધા ભાગના મધ્યની પાસે એક એમ બે કાણાં એક લીટીમાં આવશે.

**૩. ગૂઢ (ગુણ દર્શાવનાર) શબ્દોની વ્યાખ્યા આપવી.—**

૧. દિલસોજી. ૨ વેર. ૩ દાન. ૪ અદેખાઈ અને ૫ ન્યાય. પાંચ-ગાથી ત્રણની વ્યાખ્યા બરાબર આપે તો ચાલે.

જવાબ.

૧. કોઈને માટે દીલગીરી દર્શાવવી.

૨. કોઈએ કર્યું હોય તેવું પાછું કરવું.

૩. ગરીબને આપવું. ૪. આપણને જોઈતી ચીજ કોઈની પાસે જ્યારે જોઈએ ત્યારે તે થાય છે. ૫. કચેરીમાં જઈને તમે જે મેળવો તે.

**૪. વિશિષ્ટ પ્રશ્નો.**

બાળકને ધ્યાનપૂર્વક સાંભળવા ને સમજવા કહો, પછી વાંચો.

(ક) એક માણસે પોતાના મિત્રને કહ્યું કે જો હું ઘોડો ખરીદ કરૂં તો દુઃખી થાઉં, કારણકે તેને ખવરાવવાનું ખરચ કરવું પડે. ઘોડો ખરીદ ન કરૂં તોપણ દુઃખી થાઉં, કારણ કે સવારી કરવાને ઘોડો ન મળે; તેથી બંને પ્રકારે હું દુઃખી થાઉં. તેના મિત્રે જવાબ દીધો, ઉલટું બને રીતે તમે સુખી થઈ શકો, કારણ કે જો તમે ઘોડો ખરીદ ન કરો તોપણ સુખી થશો, કારણ-કે તેને ખવરાવવાના ખરચમાંથી બચી જાઓ. બાકીનું તેણે કેવી રીતે પુરૂં કર્યું હશે તે જણાવો.

(ખ) એક ભીલ કે જે શહેરમાં તેની જિંદગીમાં પહેલીજ વખત આવ્યો હતો તેણે એક છોકરાને રસ્તે સવારી કરીને જતો જોયો. જ્યારે છોકરો પાસે આવ્યો ત્યારે તે ભીલ બોલ્યો, "છોકરો આળસુ છે, તે બેઠો બેઠો ચાલે છે." છોકરો શેના ઉપર સવારી કરતો હશે તેથી ભીલને એમ કહેવું પડ્યું ? જવાબ બાઇસિકલજ આવે, બીજો કોઈ પણ નહિ. ગામડાંનાં

બાળકો (જેઓ બાઇસિકલથી પરિચિત ન હોય તેમને) માટે એવીજ જાતના બીજા કોઈ પ્રશ્નની યોજના કરવાને વાંધો નથી.

(ગ) જ્યારે તમે મારા ઘરમાં પ્રવેશ કરશો ત્યારે તમારી જમણી બાજુએ દિવાલમાં તમને એક બારી જણાશે. જ્યારે સૂર્ય આથમે છે ત્યારે તે આ બારીમાંથી સામેની દિવાલ પર સીધો પ્રકાશ નાખે છે. નીચે રસ્તા તરફ જોતાં બારણાંમાં ઉભા રહો ત્યારે કઈ દિશા તરફ તમારૂં મોં હશે? ઉત્તર, દક્ષિણ, પૂર્વ કે પશ્ચિમ?

૫ સરખાપણું જણાવવું. ત્રણ ચીજો લેવી—

(ક) ગાય, સર્પ, પક્ષી (પ્રાણી)—

(ખ) ઊન, ચામડું, રૂ (પહેરવાનાં સાધન)—

(ગ) ચપ્પુ, પૈસો, ખીલો (ખનીજ)—

(ઘ) તરવું, દોડવું, ઉડવું (ગતિની ક્રિયા)—

(ચ) બંદુક, તરવાર, લાકડી (બચવાનાં સાધન)—

(છ) ગુલાબ, બટાકા, ગાંઠ (વનસ્પતિ)—

પાંચમાંથી ત્રણ ખરા જવાબ હોય તો ચાલે.

૬ (ધા) ધનકસોટી.

આઠ (૬) પ્રમાણે પરંતુ આઠ હારમાળા સુધી એટલે ચાલુ આઠ હારમાળામાં સફળ થવું જોઈએ.

વર્ષ ૧૬

૧ ગૂઢ શબ્દો વચ્ચેનો તફાવત સમજાવવો.

(ક) ગરીબાઈ ને સંકટ (ખ) અજ્ઞાનતા ને મૂર્ખાઈ

(ગ) કિંમતી ને ઉપયોગી (ઘ) ચારિત્ર્ય ને કીર્તિ

(ચ) આનંદ ને સુખ (છ) સુસ્તી ને આળસ

(જ) દિલસોજી ને દયા.

સાતમાંથી પાંચ ખરા હોય તો ચાલે.

૨. બંધ પેટીઓની ગુંચ અને તેનો ઉકેલ.—

બાળકને એક નાની પેટી બતાવો અને કહો—આ પેટીની અંદર બે નાની પેટીઓ છે, અને નાની પેટીમાંની દરેકમાં એક નાની પેટી છે. નાની મોટી પેટી સાથે બધી ગણીને કેટલી પેટીઓ થઈ?

બાળક સાથે જે છે તેની ખાતરી કરવા આ પ્રમાણે ફરીથી બોલો.

પ્રથમ મોટી પેટી પછી બે નાની પેટીઓ અને દરેક નાની પેટીમાં એકેક નાની પેટી.

જવાબની નોંધ લો અને આગળ વધો.

આ પેટીમાં બે નાની પેટીઓ છે, અને એ બે પેટીઓમાંની દરેકમાં બે નાની પેટીઓ છે. કુલ્લી પેટીઓ થઈ?

એ પ્રમાણે મોટી પેટીમાં ત્રણ નાની પેટીઓ છે અને દરેકમાં ત્રણ નાની પેટીઓ છે.

એ પ્રમાણે ચાર પેટીઓ અને દરેકમાં ચાર નાની પેટીઓ.

મોંએ કામ કરવાનું છે.

ફક્ત પહેલોજ પ્રશ્ન બે વખત બોલવાનો છે. તેની નોંધ કરવી. દરેક જવાબ માટે અર્ધોજ મિનિટ મળે. ચારમાંથી ત્રણ પ્રશ્નોના જવાબ ખરા હોય તો ચાલે.

૩. ૬ આંકડા અવળા ક્રમમાં બોલવા.

૪, ૭, ૧, ૯, ૩, ૨. ૫, ૮, ૩, ૨, ૯, ૪.

૭, ૫, ૨, ૬, ૩, ૮.

૪. વિચારક્રિયાની કસોટી.

નીચે પ્રમાણે લખેલું પત્તું બાળકને આપવું. તોપ ફૂટતાં દસ મિનિટ પહેલાં ગઈ કાલે મેં શાળાની ઘડિઆળ વાગતાં સાંભળી. ટકોરા ગણ્યા ન હતા, પરંતુ એક કરતાં વધુ ટકોરા વાગ્યા તેની ખાતરી છે અને હું ધારું છું કે એકી સંખ્યામાં ટકોરા વાગ્યા હતા. સવારે હું નિશાળે આવ્યો ન હતો અને બપોરે પાંચમાં પાંચ ઓછીએ શાળાની ઘડિઆળ બંધ પડી હતી. તોપ ક્યારે ફૂટેલી? બે મિનિટમાં જવાબ મળવો જોઇએ. વખતની નોંધ કરવી.

ઉપર આપેલા પ્રશ્નોમાં સ્થળની પરિસ્થિતિ પ્રમાણે યોગ્ય ફેરફાર કરવાને વાંધો નથી, પરંતુ તેમને તે વિષયના નિષ્ણાતોની સલાહ લેવી ઇચ્છવા યોગ્ય છે, તેથી અયોગ્ય સુધારો વધારો થાય નહિ.

૧૬ વર્ષ ઉપરની ઉમરવાળાઓને ૧૬ વર્ષની ઉમરવાળાનાજ પ્રશ્નો પૂછવાના છે.

આ નીચે તે સંબંધી પત્રકનો નમુનો આપવામાં આવે છે, જેથી સામાન્ય શિક્ષકવર્ગને પણ તેમના કામમાં સરળતા થાય.

વિદ્યાર્થીનું નામ ________ વર્ષ માસ
ખરી ઉમર ૬ – ૨ માનસિક
ઉમર જે આવે તે લખવી.

| પ્રશ્નો | પરિણામ | ટીકા અથવા જવાબની નોંધ |
|---|---|---|
| ૧ તમારો જમણો હાથ બતાવો.<br>,, ડાબો કાન બતાવો. | + ? | પ્રથમ ડાબો હાથ બતાવે છે.<br>ફરી પૂછવાથી જમણો બતાવે છે. |
| ૨ સાંભળો, હું એક વાક્ય બોલું છું તે તમારે ફરીથી બોલી જવાનું છે. | + | ધીમો |
| ૩ આ બે ચહેરામાંથી સારો ચહેરો કયો છે ? | + | |
| ૪ મેજ શબ્દનો વાક્યમાં ઉપયોગ કરીને બોલો. | — | મેજ, ખુરશી એમ બોલે છે. |
| ૫ અહીં કેટલા આના છે તે ગણી બતાવો. | — | પ્રથમ ૧૧ આના કહે છે, કોઈ ઢગલીમાં ત્રણ પૈસા મૂકે છે. |
| ૬ આ સિક્કાનું નામ કહો.<br>(આની, રૂપીઓ, અડધો ) | — | અડધાને પૈસો કહે છે. |

પરિણામના ખાનામાં સમજ પડે તેવી કોઈપણ નિશાની ચાલી શકે. ખરા માટે વત્તાનું ચિહ્ન અથવા ટપકું મૂકી શકાય. ખોટા માટે ચોકડી અથવા આડી લીટીની નિશાની મૂકવાથી ચાલે. બીજી કોઈ યોજના કરવાને પણ વાંધો નથી. નિશાનીઓ સમજી શકાય તેવી હોવી જોઈએ. કેટલાક વિચિત્ર જવાબોની નોંધ કરવાથી બાળકોનાં માનસ સમજી શકાશે તેમજ જુદી જુદી ઉંમરનાં બાળકો એકજ પ્રશ્નના કેવા જવાબો આપે છે તેની પણ સરખામણી કરી શકાશે. અત્રે ફરીથી યાદ દેવડાવવાની જરૂર જણાતી નથી કે બાળક તે બાળકજ છે અને તેની સાથેના વર્તાવમાં ધીરજ ને પ્રેમની જરૂર છે; નહિ તો કેટલાંક બાળકો સમજતા હશે તોપણ જવાબ આપશે નહિ અને ભૂલથી તેવા બાળકને મંદ બાળક તરીકે ગણી કાઢવામાં આવશે. આથી બાળસ્વભાવથી જેઓ ખાસ પરિચિત હોય તેમણેજ આ કામ હાથ પર લેવાની જરૂર છે, નહિ તો તેવા નિષ્ણાતો મારફત કાર્ય થવું જોઈએ.

કસોટીઓની યોજનાઓનું કાર્ય નિષ્ણાતોનેજ સોંપવું જોઈએ. તેમાં સામાન્ય શિક્ષકવર્ગે માથું મારવાની જરૂર નથી; પરંતુ ઉપર જે કસોટીઓ આપેલી છે તેનો યોગ્ય ઉપયોગ કરવા માટે શિક્ષકે નીચે જણાવેલી

સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કારણકે તેના અભાવે પરિણામ સંતોષકારક આવવાનો સંભવ નથી.

૧. કસોટી કરનારને માનસશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઈએ અને પદ્ધતિથી પુરા માહિતગાર થવાને પુરતી સંખ્યાના બાળકોની કસોટી કરેલી હોવી જોઈએ.

૨. કસોટી કરનારનું વલણ.

(ક) બાળકનો વિશ્વાસ સંપાદન કરવો.

કસોટી કરનારે બાળકનો પ્રેમ સંપાદન કરવો જોઈએ અને તે માટે કસોટીનું કામ શરૂ કરવાનો પ્રયત્ન કરતાં પહેલાં કોઈપણ પ્રકારની ગભરામણની નિશાનીઓ દૂર થાય ત્યાંસુધી બાળક કે બાળા સાથે સાધારણ વાતચીત કરવી. જરૂર પડે તો સહેલાઈથી જવાબ આપી શકાય એવી એક બે કસોટીઓ આપવી. તેનું પરિણામ ગણતરીમાં લેવાનું ન હોય. વિશ્વાસ ઉત્પન્ન કરવા જેવી બીજી એકે સફળતા નથી.

(ખ) બાળકને ઉત્તેજન—

બાળક પોતાના કાર્યમાં નિષ્ફળ થાય છે એમ એને ધારવા દેવું એ નુકસાન કર્તા છે અને તેને ચાલુ ઉત્તેજન મળવું જોઈએ. જે બાળક પોતાના કામમાં નિષ્ફળ થાય છે એમ જાણતું હોય તેવા બાળકને સંતોષકારક રીતે કેવી રીતે ઉત્તેજન આપવું તે જાણવા માટે ઘણા અનુભવની જરૂર રહે છે. ઘણી વખત એવું બને છે કે બાળક પોતે નિષ્ફળ થયું છે એમ સમજી જાય અને કસોટી કરનાર કહે કે બરાબર છે તો બાળક શંકાશીલ બને છે. એવે વખતે એ ઘણો સારો પ્રયત્ન હતો એવી કોઈ ટીકાથી કામ વધારે સારી રીતે સરશે.

(ગ) યુક્તિ—

જે પદ્ધતિ એક બાળક પ્રત્યે સફળ થાય તે બીજા બાળકને ગભરાવી મૂકે કે તેનામાં તિરસ્કાર ઉત્પન્ન કરે. સફળ કસોટી કરનાર બાળકને સમજવાને શક્તિમાન હોય છે અને તેને અનુકૂળ વાતચીત કરશે.

(ઘ) કસોટી કરનારનું જ્ઞાન.—

કસોટી કરનારે જે કસોટીઓની હારમાળાઓનો ઉપયોગ કરવાનો છે તેનો સરળતાથી અને સહેલાઈથી ઉપયોગ કરવા શક્તિમાન થવા તેનાથી સારી ને સંપૂર્ણ રીતે માહિતગાર થવાની જરૂર છે.

(અ) કસોટીઓ માટેની સૂચનાઓને અનુસરવું.

નિયમોની સૂચનાઓનો પુરેપુરો અમલ થવો જોઈએ, નહિ તો કસોટીનાં પરિણામોનું મહત્ત્વ જતું રહેશે. તદ્દન અજાણતાં પણ સૂચનાઓમાં એક કે બે શબ્દોનો વધારો ઘટાડો કરવાથી કસોટીનું સ્વરૂપ બદલાઈ જવાનો સંભવ છે. આ મુદ્દો એટલો મહત્ત્વનો છે કે જેના અભાવે ઘણાખરા બીનઅનુભવી કસોટી કરનારાઓ નિષ્ફળ નીવડે છે.

૩. પરીક્ષાની ભૌતિક પરિસ્થિતિ—

(ક) અડચણથી રહિતપણું.—

કોઈપણ પ્રકારના અવાજ અને હરકત રહિત ઓરડામાં કસોટીનું કામ થવું જોઈએ. કસોટી કરનાર અને બાળક સિવાય બીજા કોઈની પણ હાજરી ત્યાં હોવી જોઈએ નહિ. બાળકના વાલી કે તેના શિક્ષકની હાજરી ખાસ કરીને અનિચ્છનીય છે, કારણકે તેના પ્રયત્નો માટે તેઓ શો અભિપ્રાય ધરાવે છે તે સંબંધી બાળકને ઇંતેજારી થવાનો સંભવ છે.

(ખ) પરિણામોની નોંધ.—

ઘણાં બાળકો કસોટી ચાલતી હોય ત્યારે પરીક્ષક જે નોંધ કરે તે તરફ શંકાની દૃષ્ટિએ જોતાં હોય છે. બની શકે તેટલી ગુપ્ત રીતે કસોટીનાં પરિણામોની નોંધ કરવા માટે ઘણી સંભાળ રાખવાની જરૂર છે.

(ગ) બાળકમાં થાકનાં ચિહ્નો.—

થાકનાં ચિહ્નોની તપાસમાં કસોટી કરનારે કાળજી રાખવી જોઈએ. કોઈ કોઈ વખત વધુ કસોટી કરવાનું કામ બીજા દિવસ પર મુલ્તવી રાખવાની જરૂર પડે. ઉપર જણાવેલી કસોટીઓનો વગર ભૂલે ઉપયોગ કરવાનું કામ લાંબું અને કંટાળાભરેલું છે એ સહજ સમજાશે અને થાકેલું બાળક ખચિતજ સારો પ્રત્યુત્તર વાળી શકે નહિ.

(ઘ) અજવાળામાં ગોઠવણ.—

કસોટીનું સાધન એવી સ્થિતિમાં હોવું જોઈએ કે પડછાયા અથવા અતિ તેજ સિવાય અજવાળું તેના પર પડે.

ઉપર જણાવેલી સૂચનાઓના પુરેપુરા અમલના અભાવે કસોટીનું કામ સંતોષકારક રીતે થઈ શકે નહિ અને તેમાં કંઈ પણ અપૂર્ણતા જણાય તો તે માટે કસોટી કરનારે પોતાનેજ દોષવાળો ગણવો જોઈએ.

---

# શિશુશિક્ષણશાળા

( ગતાંક પૃષ્ઠ ૧૨ થી ચાલુ )

## માનસિક વિકાસ

બાળક પોતાની ઇન્દ્રિયોદ્વારા બાહ્ય જગતને પહેલવહેલું સ્પર્શે છે, અને તેના બચપણના સમયમાં આ જગત સંબંધી જે જ્ઞાન તે પ્રાપ્ત કરે છે તે આ સાધનદ્વારાજ. બાળકનો જન્મ થયા પછી થોડા વખતમાં તેની ઇન્દ્રિયો વ્યવહાર-વ્યાપાર કરવા માંડે છે, જો કે શરૂઆતમાં તો તેનો યથાયોગ્ય ઉપયોગ બાળક કરી શકતું નથી, અને તેવો ઉપયોગ જ્યારે તેનાં અવયવોને તાલીમ મળે છે અને તેને જ્યારે અનુભવ મળે છે ત્યારેજ થઈ શકે છે અને તે વખતે ઇન્દ્રિયોનો પરસ્પર સમન્વય તે સાધી શકે છે. પહેલાં તો બાળક તેની સ્પર્શેન્દ્રિયનો બહુધા ઉપયોગ કરે છે, તે બીજી વસ્તુઓનું જ્ઞાન પ્રાપ્ત કરવા પોતાના શરીરનો ઉપયોગ કરે છે, પદાર્થોને તે સ્પર્શ કરવા ઇચ્છે છે, અને તેમ કરીને તે પોતાનો રસ પ્રદર્શિત કરે છે, પણ સ્પર્શ કરતી વખતે તેની સાથે તેની બીજી ઇન્દ્રિયોનો સાથ તે સાધી શકતું નથી અને પદાર્થોને અડકવા જતાં, આવા સાથના અભાવે સંગતતાની ખામીને લીધે, તે તે તે પદાર્થોને અડકી શકતું નથી અને તેના હાથ બીજી જગાએ પડે છે અથવા તો વસ્તુથી દૂર રહે છે. આંખની રચના બહુ ગુંચવણભરેલી હોય છે, તેથી તેની તે ઇન્દ્રિય ધીમે વિકાસ પામે છે, અને તેનો ડોળો પાસે અથવા તો દૂરની વસ્તુના કે ચાલતા પદાર્થોના સંબંધમાં વ્યવસ્થિત થઈ શકતો નથી.

બાળક ચાર માસનું થાય છે ત્યારે તેની ઇન્દ્રિયોમાં થોડી ઘણી સંગતતા આવે છે; ધીમે ધીમે બાળક અવયવોની ન જોઇતી હીલચાલ કરવાનું છોડી દે છે. છેક બાલ્યાવસ્થામાં બાળક કોઈ પદાર્થને જોતાં તેના તરફ આકર્ષાય છે અને તેથી તે પોતાના પગ આમ તેમ જોરથી હલાવે છે, તે લાત મારે છે, અને તેની સાથે સાથે તે વસ્તુને પકડવાના પ્રયત્નરૂપે તે પોતાના હાથની હીલચાલ પણ જોરથી અને ઉશ્કેરાએલા માનસથી કરે છે, પણ પછીથી હાથ અને આંખની સુસંગતતા આવે છે ત્યારે નકામી હીલચાલો આપોઆપ બંધ પડી જાય છે. હવે પદાર્થોને પકડવા માટે સ્નાયુઓ ઉપર તે અંકુશ રાખતાં શીખે છે, અને ધીમે ધીમે તેનો તેવો અંકુશ વધતો જાય છે. પહેલવહેલાં તે પદાર્થને થોડો વખત પકડીને પછી છોડી દે છે, થોડાં અઠવાડીઆં પછી તે પદાર્થને પોતાના મોં તરફ

લાવવા શક્તિમાન બને છે, અને જ્યારે તે એક વરસનું થાય છે ત્યારે તે પદાર્થને હાથમાં લઈને ફેરવે છે, અને તેને ઉંચે નીચે પણ કરે છે.

જન્મ્યા પછી એક મહીનામાં તે સાંભળી શકે છે પણ તે ચાર માસનું ન થાય ત્યાંસુધી અવાજ ક્યાંથી આવે છે તે તે કળી શકતું નથી.

આશરે ૭ માસના સમય દરમિઆન તે ભાંખોડીઆ ભરવા માંડે છે અને બાર મહીનાનું થાય તેવામાં તે સામાન્ય રીતે ઉભું થઈ શકે છે, જો કે લથડીઆં ખાય તોપણ તે પગલાં ભરતું થઈ જાય છે. બે વરસનું થતાં તે તેની આયાની કે માતાની મદદ વિના સ્વતંત્ર હીલચાલ કરી શકે એટલો તે પોતાના સ્નાયુઓ ઉપર કાબુ મેળવી શકે છે. તે હવે હીલચાલ વગેરે બાબતમાં સ્વતંત્ર થઈ ફરે છે અને પદાર્થજ્ઞાન મેળવવા વધારે છૂટ માગે છે, અને પદાર્થોને ઓળખવા જાતે પ્રયત્ન કરવા લાગે છે.

બોલતાં તો ધીમે ધીમે શીખે છે. ૭ મહીનાની ઉંમરે બાળક સ્વર અને વ્યંજન તોતળી ભાષામાં બોલવા માંડે છે, જેમકે બા-બા, દાદા, મામા, અને પછી થોડા વખતમાં અવાજ અને વસ્તુનો સંબંધ શોધી શકે છે. બાર મહીના પછી તે અમુક અમુક શબ્દો સહેલાઈથી બોલી શકે છે, પણ તે તે શબ્દોને વાક્યોમાં યોજી શકતું નથી, મતલબ કે તે પોતાના વિચાર છુટક શબ્દોદ્વારા જણાવી શકે છે, એટલે બાળકનો એક શબ્દ તે તેનું વાક્ય સમજી લેવાનું હોય છે; જેમકે તુ, તુ, એટલે આપણે સમજી લેવું કે બાળક કુતરાને બોલાવવા પોતાની માને કહે છે, અથવા તો બા, જો, કુતરૂં આવ્યું, અથવા કુતરાંની મને બીક લાગે છે. આમ બાળકના મનોભાવ તેના એકશબ્દી વાક્યમાંથી સમજી લેવાના હોય છે. એ વખતે સંબંધ અને સમયનો વિચાર કરી અર્થ ગ્રહણ કરવાનો હોય છે.

બે વરસને અંતે તેને અમુક અમુક ટેવો પાડવાની હોય છે, જેમાંની મુખ્ય તો ખોરાક, ઊંઘ અને ઝાડા પેસાબ સંબંધીની હોય છે. આ બાબતમાં બાળકનું ધ્યાન કઈ જાતની ટેવ ગ્રહવા જોગ છે તે તરફ દોરવું જોઈએ. તેમાં જો તે સારી ટેવ પાડવામાં ફતેહ મેળવતું હોય તો તેના ઉપર વિશેષ ભાર દઈ તેને ઉત્તેજવું, પણ તેની નિષ્ફળતા માટે તેનું ધ્યાન બહુ દોરવું નહિ, જેમ બને તેમ તેની નિષ્ફળતાને ઓછી અગત્ય આપતા રહેવું.

એકથી ત્રણ વરસના સમયમાં બાળકની પરિસ્થિતિ વધારે વિસ્તૃત થાય છે, તેની સ્થિતિના સમાગમમાં તે રહ્યા કરે છે અને તદનુસાર તેને વર્તન પણ રાખવું પડે છે. તે સમાજ (બાળકનો) ને અનુકૂળ થતાં શીખે

છે, અને તેમાં તે દિવસે દિવસે પ્રગતિ કરતું રહે છે. વળી તે તેનાથી મોટા લોકને નિહાળવા લાગે છે અને તેથી તેમનું અનુકરણ કરવા મંડી પડે છે. આ સમયમાં તે બોલતાં શીખ્યું હોય છે તેથી બીજા આગળ તે પોતાના વિચાર જણાવે છે, તેમાં તે વધારે છૂટ ભોગવે છે અને સાથે સાથે પોતે તેમની પાસેથી થોડું થોડું બીજું શીખે છે. બે વરસ સુધી તેનાં જે મોટેરાં હોય તેમાં તે મુખ્યત્વે કરીને રસ લે છે, તેને તે વખતે બીજાં બાળકોની દોસ્તીની બીલકુલ ઇચ્છા હોતી નથી, એથી ઉલટું જો બીજાં બાળકો ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે તો તેથી તેને અદેખાઈ આવે છે. અહીંથી ત્રણ વરસની ઉંમરે તેને તેની ઉંમરનાં બાળકોની સોબત કરવાની વૃત્તિ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે.

૩ થી પાંચ વરસની ઉંમર સુધીમા તો કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરવા માંડે છે: તે ટપાલી બને છે અને કાગળો વહેંચે છે, તે પોલીસ બને છે અને માણસ, ઘોડાગાડીઓ વગેરેની આવરજાવર ઉપર અંકુશ રાખી તેમને માર્ગે દોરે છે, તે ખુરસી કે લાકડી ઘોડા ઉપર બેસનાર ઘોડેસ્વાર બને છે. આવી કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરતી વખતે તેણે બાહ્ય જગતનું બહુ બારિકાઈથી અવલોકન કર્યું છે એમ તે સાબીત કરી આપે છે.

આ ઉંમરે તે કલ્પનાસૃષ્ટિ અને વાસ્તવિક જગત વચ્ચેનો ભેદ સમજી શકતું નથી અને જે લોકો બાળકને સમજી શકતાં નથી તે તેના ઉપર ખોટું બોલવાનો આરોપ મૂકે છે.

બાળકના માનસિક વિકાસની વિવિધ અવસ્થાઓને છુટી પાડી દેવી એ શાસ્ત્રીય અભ્યાસ માટે અનુકૂળ છે; જેમકે ઇન્દ્રિય અને સ્નાયુના વ્યાપાર, પ્રત્યભિજ્ઞા અને કલ્પના, યાદદાસ્ત, તર્ક; પણ આપણે એટલું તો ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે આમાંનો કોઈ પણ વ્યાપાર એકાકી રહી શકતો નથી, કે તેનો નિરાલંબ વિકાસ પણ સાધી શકાતો નથી. એ બધા વ્યાપારો પરસ્પર સંકળાએલા છે અને પરસ્પરાવલંબી પણ છે. અપૂર્ણ



## નવું માનસશાસ્ત્ર

ગયા મહાન યુદ્ધના વખતથી પશ્ચિમના દેશોમાં લોકોનું ધ્યાન આત્મ-પરીક્ષા તરફ ઘણું ગયું છે. તેનો ઉપયોગ શિક્ષણના કામમાં ઘણો થઈ શકે છે એમ લાગવાથી તત્ત્વજ્ઞાનીઓ માનસશાસ્ત્રના અભ્યાસ તરફ ઘણા આકર્ષાયા છે. માનસશાસ્ત્રના ઘણાં તત્ત્વો ઉપર શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોનો

આધાર રહેલો છે એટલે માનસશાસ્ત્રના ફેરફારની અસર શિક્ષણશાસ્ત્ર ઉપર થયા વગર રહે નહિ. દાખલા તરીકે, પંદર વીસ વર્ષ ઉપર બાળકોને અક્ષરના જુદા જુદા ભાગ પાડી તે ભાગ જોડી અક્ષરે શીખવવામાં આવતા, એટલે બાળકોને અક્ષર શીખવવા માટે અક્ષરના કેટલાક મુખ્ય ખંડો પાડવામાં આવતા અને તે ખંડો જોડી જુદા જુદા મૂળાક્ષર બનાવવામાં આવતા. પણ એથી વધારે સારી રીતે બાળકો અક્ષરનું સમગ્ર ચિત્ર મેળવી શકે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ વસ્તુને તેના સંબંધ સાથે જેવી હોય તેવી સ્થિતિમાં જોવી એ વધારે સારૂં છે એ સિદ્ધાંત સ્થાપિત થયો એટલે અક્ષર શીખવવાની પદ્ધતિમાં પણ ફેરફાર થયો. આજે બાળકોને અક્ષર શીખવવામાં આવે છે તે વખતે તે અક્ષર ને સબંધ સાથે બતાવવામાં આવે છે અને તેમાંથી અક્ષર ઓળખાવવામાં આવે છે. અક્ષરના ભાગ મેળવી અક્ષર બનાવવામાં આવતો નથી. 'મ' ઉચ્ચાર કર્યો એટલે એ અક્ષર પાટી ઉપર લખવા '૨·।' એ ભાગ શીખવી તેમને ભેગા લખતાં શીખવવાનું નથી.

માનસશાસ્ત્રનો સિદ્ધાંત થોડો બદલાયો તેથી શિક્ષણશાસ્ત્રની પદ્ધતિ કેવી બદલાઈ તે ઉદાહરણ સાથે સમજાવવામાં આવ્યું.

નવીન માનસશાસ્ત્ર એટલે શું તે સંબંધી થોડો વિચાર કરીએ. અત્યારસુધી મનની જાગ્રત સ્થિતિ–જ્ઞાત સ્થિતિનો માનસશાસ્ત્રમાં વિચાર થતો, પણ નવીન માનસશાસ્ત્રમાં અજ્ઞાત મન અથવા ગૂઢ મનનો વિચાર કરવામાં આવે છે. તે કાર્યને લેખકો મનોવિશ્લેષણ કહે છે. એ લોકો જ્ઞાત મન છોડી અજ્ઞાત મન તરફ વળ્યા એ વિચાર કરવા જેવી બાબત છે. તેનું કારણ એવું માલમ પડ્યું છે કે જ્ઞાત મન આખા મનનો એક નાનો સરખો ભાગ છે. મોટો ભાગ તો અજ્ઞાત મન છે. આ અજ્ઞાત મનમાં ઘણી વાતો છૂપી રહેલી છે અને પ્રસંગ આવતા તે જ્ઞાત મનમાં પ્રવેશ કરે છે એટલે કે તે જ્ઞાત થાય છે એમ કહેવું બરાબર થશે.

હર્બાર્ટ નામે પ્રસિદ્ધ કેળવણીકારને આ ગૂઢ મન સંબંધી ઝાંખી કલ્પના આવી. તે પછી તે ક્ષેત્રમાં કામ કરનાર બીજા શાસ્ત્રજ્ઞોએ તેને મૂર્ત સ્વરૂપ આપ્યું એમ લાગે છે. તે શાસ્ત્રજ્ઞોમાં ફ્રૂડ અને જંગ એ બેનાં નામ ખાસ છે. ફ્રૂડ પહેલાં થઈ ગયો અને તે પછી જંગે તે બાબત સંબંધી વિચાર પ્રગટ કર્યા. બેની વિચારસરણીમાં થોડો ફેર છે. જંગ અજ્ઞાત મન સંબંધી વિચાર કરતાં બાળકોના માનસિક વલણ ઉપર વધારે ભાર મૂકે છે. આ ભાગને તેણે મહત્ત્વ આપ્યું હોય એમ લાગે છે.

એ લેખકો જાગ્રત અને ગૂઢ મનના પરસ્પર સંબંધ વિષે જે ઉપમા વાપરે છે તેમાંની બે લક્ષમાં લેવા જેવી છે. તે એકંદર મનને ધ્રુવ પ્રદેશના સમુદ્રમાંથી ધસડાઈ આવતા બરફના ડુંગરની ઉપમા આપે છે. તે ધસડાઈ આવતા ડુંગરના બરફનો $\frac{7}{8}$ ભાગ પાણી નીચે ડુબેલો હોય છે અને $\frac{1}{8}$ ભાગ સપાટી ઉપર બહાર દેખાય છે. આ બરફના ડુંગરના પ્રમાણમાં અજ્ઞાત અને જ્ઞાત મન છે એમ તે કહે છે. આનો અર્થ એવો નથી કે અજ્ઞાત મન પાણીની અંદરના બરફના પ્રમાણમાં મોટું છે અને જ્ઞાત મન બહારના બરફના પ્રમાણમાં નાનું છે. પણ એ પૂર્ણ ઉપમા નથી. કારણ કે અજ્ઞાત મન અંદરના અને બહારના બરફના પ્રમાણના કરતાં ઘણા મોટા પ્રમાણમાં જ્ઞાત મન કરતાં મોટું છે. પણ બે મનની કલ્પના કરવા માટે આ ઉપમા સારી છે. આ બાબતમાં બીજી ઉપયોગી ઉપમા ટિટન રાક્ષસની છે. એ રાક્ષસે ગ્રીક દેવ જ્યુપિટર સામે બંડ કર્યું હતું. તે દેવે તે રાક્ષસને છતી એક ગુફામાં પૂર્યો. ધરતીકંપ થાય છે ત્યારે તે રાક્ષસ પૃથ્વીની અંદર ગડબડ કરતો હોય છે અને પોતાનું માથું બહાર કાઢવા યત્ન કરતો હોય છે. એ સમજુતી પ્રમાણે અજ્ઞાત મનમાં કલ્પના કે વિચાર ટિટન રાક્ષસની માફક સુતેલી અવસ્થામાં હોય છે. પણ અનુકૂળ પરિસ્થિતિ આવતાં તે પોતાની ડોક ઉંચી કરી જ્ઞાત અવસ્થામાં આવે છે.

નિદ્રાવસ્થામાં અજ્ઞાત મનની અંદર વ્યાપાર શરૂ થાય છે અને સ્વપ્નરૂપે આપણે અનંત દેખાવ જોઈએ છીએ. આ સંબંધી માનસશાસ્ત્રનો એવો મત છે કે જાગ્રત અવસ્થામાં મનુષ્યની જે જે ઇચ્છા અતૃપ્ત રહે છે તે તૃપ્ત કરવાને કુદરતે આપેલી આ એક તક છે. એન્જિનના બોઇલરમાંથી વધારાની વરાળ બહાર નીકળી જાય તો બોઇલરને નુકસાન ન થાય તે માટે 'સેફ્ટી વાલ્વ'ની યોજના કરેલી છે. તે પ્રમાણે મનનું સ્વાસ્થ્ય ટકાવી રાખવા સ્વપ્ન એક સેફ્ટી વાલ્વ છે. આ સ્વપ્નની મદદથી માનસશાસ્ત્રીઓ એકાદ માણસના વિચારોની પરીક્ષા કરે છે. પણ શિક્ષકને એ બાબત ઉપર બહુ ધ્યાન આપવાની જરૂર નથી—તેને વખત પણ નથી. તેને એક વાત લક્ષમાં રાખવાની જરૂર છે કે બાળકના મનમાં કોઈ વિચાર સુષુપ્તાવસ્થામાં હોય તે યોગ્ય તક મળતાં પ્રગટ થાય છે. તેના મનને જે જુદી જુદી સૂચના મળે છે તેનું પરિણામ તરતજ આવતું નથી, પણ તેનો ઉપયોગ ઘણા વખત પછી થતો જોવામાં આવે છે. વૉરન હેસ્ટિંગ્સના જીવનચરિત્રમાં એક વાત જાણવા જેવી છે. નાનપણમાં તેનું ઘર ઘણું ગરીબ હતું તેથી તેને ગરીબ બાળકોની માફક શિક્ષણ મળ્યું

હતું. પણ તેના કુટુંબમાં એક પુરુષ મોટો વૈભવશાળી સરદાર થઈ ગયો હતો. પોતાનાં માબાપ પાસેથી નાનપણમાં પોતાના પૂર્વજોની વૈભવની વાત તેણે જાણેલી. એકલો હોય ત્યારે તે વાતનો તે મનમાં વિચાર કરતો. આ વાતની તેના બાલ માનસ ઉપર દૃઢ અસર થઈ અને નાનપણમાં તેણે ગએલો વૈભવ પાછો મેળવવાને મનમાં ગાંઠ વાળી. પછી તેણે સારો અભ્યાસ કર્યો અને હિંદનો ગવર્નર જનરલ થઈ ગએલો વૈભવ પાછો મેળવ્યો. ઇંગ્લાંડના મહારાજા ત્રીજા જ્યોર્જની પણ તેવીજ વાત છે. તેમની મહત્ત્વાકાંક્ષી માતાએ નાનપણમા તેમને કહેલું "જ્યોર્જ, ખરો રાજા થજે, નામધારી રાજા ન બનતો." તેણે રાજકાજ ઉપર પોતાના વ્યક્તિત્વની છાપ પાડી તેની ઇતિહાસ સાક્ષી પૂરે છે. આ ઉપરથી અજ્ઞાત મનને અંદરથી સૂચના મળતાં તેનું કેવું અગત્યનું પરિણામ આવે છે તે બાબત ઉપર શિક્ષકોએ વિચાર કરવાની તેમજ તેનો પુરેપુરો લાભ લેવાની જરૂર છે. બાળકને તું 'ઢ' છે, 'ઘોઓ' છે, એવા ખોટા શબ્દ ન કહેવા જોઈએ. તું ડાહ્યો છે', 'જરા મહેનત લેતાં તને આવડી જશે' એવી સૂચના વડે તેમને ઉત્તેજન આપતાં બાળકો તે ધ્યાનમાં લેશે અને તેમની પ્રગતિ થશે. આ વાત ખાસ કરીને લક્ષમા રાખવા જેવી છે.

આ ઉપરાંત શિક્ષકોએ એક બીજી વાત લક્ષમાં લેવા જેવી છે: તે એ છે કે દરેક બાળકના મનની જુદી જુદી ગતિ લક્ષમાં લઈ તેનો વિચાર થઈ શકતો નથી તોપણ તેઓ બારિકાઈથી દરેક બાળકના માનસિક વલણનું અવલોકન કરે. તેના ગુણદોષ લક્ષમાં આવ્યા એટલે શિક્ષણનું કાર્ય કરતાં તેને તે અવલોકનનો ઉપયોગ કરતાં આવડશે. નવા માનસશાસ્ત્રના વાચનથી નવો શિક્ષક જરા તત્ત્વજ્ઞ બનશે. એમ નહિ થાય તો પણ તેને એક નવી દૃષ્ટિ મળશે તેમાં સંશય નથી. બાળકો ભૂલભરેલા ઉત્તર આપે છે તે પોતાની બુદ્ધિ પ્રમાણે આપે છે એવી આપણી પહેલાંની ભૂલભરેલી સમજ પ્રમાણે તે ઉત્તરનો ઉપાય યોજવાનો નથી. પણ બાળકની સ્થિતિએ જઈ વધારે ઉદારપણાથી તેના કારણનો વિચાર કરવાનો છે.

નવીન માનસશાસ્ત્ર જ્ઞાત મન કરતાં અજ્ઞાત મનનો વધારે વિચાર કરે છે અને ભીતરની સૂચનાઓના મહત્ત્વનું વધારે વર્ણન કરે છે. શિક્ષકોએ બાળકોના વલણ તરફ વધારે લક્ષ આપવાનું છે, તેમનાથી થતી ભૂલો બુદ્ધિપુરઃસર થાય છે એવું આપણે (શિક્ષકોએ) કોઈ રીતે સમજવાનું નથી,

એટલી બાબતો આ લેખ વાંચી યાદ રાખીશું તો તેનો સાર આવી ગયો, મહેનત સફળ થઈ એમ ગણાય.×

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન



## રેડિઓ

( ગતાંક પૃષ્ઠ ૧૫થી ચાલુ )

### વાયરલેસ સંદેશા મોકલવા વિષે

માણસો બોલે અથવા વાજિંત્રો સ્વર ઉત્પન્ન કરે ત્યારે ધ્વનિનાં મોજાં ઉત્પન્ન થાય છે. ઇથરમાં વિદ્યુત રેડિઓનાં મોજાં ચાલુને ચાલુ વહે છે. તેના ઉપર ધ્વનિના મોજાંની અસર થાય છે. આવી અસરથી ફેરફાર પામેલાં ઇથરના રેડિઓનાં મોજાં ચારે તરફ ફેંકાય છે. આ ઇથરનાં મોજાંને Carrier Waves એટલે ધ્વનિને લઈ જનારાં મોજાં કહેવાય છે.

તમે ટેલિફોન તો જોયો હશે. તમે હાથમાં ભુંગળા જેવું લઈ અંદર બોલો છો. એને ટેલિફોન ટ્રાન્સમીટર કહેવાય છે. તેમાં શું થાય છે તે હવે આપણે જોઈએ.

માણસ બોલે છે તેનો અવાજ હવામાં મોજાં ઉત્પન્ન કરે છે. તે મોજાં લોખંડ અથવા એના જેવા બીજા પદાર્થની પતરીને અથડાય છે. તે પતરી ધ્રૂજે છે. પતરીની પછવાડે Carbon કાર્બન-(સ્વચ્છ કોલસાની ભૂકી હોય છે. પતરીની ધ્રુજારીથી કાર્બનની ભૂકી પણ ધ્રૂજે છે અને તેથી તેનાં રજકણોની ગોઠવણીમાં ફેરફાર થઈ જાય છે. આ ફેરફારથી તેનો અવરોધ બદલાય છે. ઓછો વધતો થએલો અવરોધ તેમાથી પસાર થતાં વિદ્યુત-પ્રવાહ પર પણ અસર કરે છે. આવો પ્રવાહ વહેતો વહેતો જે સ્થળે સંદેશો મોકલવાનો હોય ત્યાં જાય છે. આને માટે લાંબા ત્રાંબાના તાર આપણે થાંભલા પર જોઈએ છીએ.

જે યંત્રવડે અવાજ સંભળાય છે તે રીસીવર Receiver કહેવાય છે. રીસીવરમાં લોખંડનું ∩-આકારનું લોહચુંબક હોય છે. તે લોહચુંબકની આજુબાજુ તાર વિંટેલો હોય છે. તેમાંથી વર્ણવેલો વિદ્યુત-પ્રવાહ વહે છે.

× 'પ્રાથમિક શિક્ષણ'ના ડિસેંબર ૧૯૩૫ના અંકમાંના આ વિષય ઉપરના શ્રી ઘોસરના લેખ ઉપરથી.

એ પ્રવાહને લીધે લોહચુંબકની શક્તિમાં ફેરફાર થાય છે. આ ફેરફાર થએલી લોહચુંબકની શક્તિથી તેની જોડે મુકાએલી લોખંડની પતરી થોડે વધતે અંશે આકર્ષાય છે, અર્થાત્ તે લોખંડની પતરી ધ્રૂજે છે, અને આના ધ્રુજવાથી બોલેલા શબ્દો પ્રમાણે અવાજ• દૂરથી ઉત્પન્ન થાય છે.જેથી આપણે સાંભળી શકીએ છીએ,




૧, ૨ વીજળીના તાર જોડાય છે અને પ્રવાહ દાખલ કરાય છે. ૩ ધ્રૂજનારી પતરી. ૪ કાર્બનની ભૂકી જેના ધ્રુજવાથી વીજળીના પ્રવાહનો અવરોધ ઓછોવત્તો થાય છે ૫ વીજળીના પ્રવાહ પર આધાર રાખતું લોહચુંબક જે પતરીને (૩) આકર્ષે છે અને ધ્રુજાવે છે.

વાયરલેસની શરૂઆત અને છેડો આવી રીતે હોય છે. છેવટ અવાજ સાંભળવા માટે આવી ગોઠવણ કરી હોય છે, પણ વાયરલેસમાં તાર મોકલનાર અને સાંભળનાર વચ્ચે તાર હોતા નથી પણ તે તારોને બદલે ઇથરનાં મોજાં છે. વિદ્યુતનો ઓછો વધતો પ્રવાહ પોતાનાં આંદોલનો ઉંચાઈ તાર-એરિયલ મારફત ઇથરનાં મોજાંરૂપે દૂર મોકલે છે. આ મોજાંનાં આંદોલનો ઘણાં હોય છે. એક સેકન્ડમાં ઘણાં મોજાં વહે છે. (High frequencey) મોજાં ઉત્પન્ન કરતો પ્રવાહ ચાલુને ચાલુ મોજાં ઇથરમાં મોકલ્યાજ કરે છે.

Microphone માઇક્રોફોન આગળ મોઢું રાખી બોલાય છે. આને માટે માઇક્રોફોન ઘણી જાતના હોય છે,

હાલ ઘણો ઉપયોગ થતો હોય એવો માઇક્રોફોન કેવી રીતે કાર્ય કરે છે તે જોઈએ. તે લોહચુંબકના પર આધાર રાખતો હોવાથી તે Magnetophone મેગનેટો ફોન-કહેવાય છે. એક coil-તારનું ગુંચળું

લટકાવેલું હોય છે તેની ચારે બાજુ લોહચુંબકત્વનું ઘણું બળ હોય છે: ધ્વનિનાં મોજાં તારના ગુંચળાને અથડાય છે, જેથી તે ધ્રૂજે છે.




૧. ઉ. દ. લોહચુંબક. ૨ તારનું ગુંચળું. ધ્વનિનાં મોજાં તારના ગુંચળાંને અથડાય છે. તે ધ્રૂજે છે. આ ધ્રુજારાથી ગુંચળામાં ઇન્ડયુસ્ડ પ્રવાહ ઉત્પન્ન થાય છે.

૨. ૧. પતરૂં જેને અવાજનાં મોજાં અથડાય છે.
   ૨. પતરૂં જેમાંથી પ્રવાહ વહે છે અને વિદ્યુત પરમાણુ ભેગાં થાય છે.
   ૧. અને ૨ એક જાતનો કન્ડેન્સર બને છે. વચ્ચે હવા છે.
   આ યંત્ર માઇક્રોફોનનું કામ કરે છે.

આ ધ્રુજારાથી-હાલવાથી ગુંચળામાં (ઇન્ડયુસ્ડ) પ્રવાહ ઉત્પન્ન થાય છે.

બીજું માઇક્રોફોન જરા જુદા પ્રકારનું છે. આની અંદર બે ધાતુનાં પતરાં પાસે પાસે મુકાય છે. તેઓ એકબીજાને અડકતાં નથી. એક પતરૂં પાતળું હોય છે અને તે અવાજના મોજાંથી ધ્રૂજે છે. બે પતરાં વચ્ચે હવા અથવા દુર્વાહક પદાર્થ હોઈ શકે છે. બે પતરાં આવી રીતે કન્ડેન્સરનું કાર્ય કરે છે. પતરાંના ધ્રૂજવાથી તેની ગ્રાહક શક્તિમાં ફેરફાર થાય છે, અને તેથી તેમાંથી વહેતો પ્રવાહ પણ ઓછો વધતો થયા કરે છે, અને છેવટે આંદોલનો ઉત્પન્ન કરી શકે છે.

માઇક્રોફોનનો પ્રવાહ એમ્પ્લિફાયરમાં-અભિવૃદ્ધિ કરનાર યંત્રમાં જાય છે. ત્યાંથી Control Room કોન્ટ્રોલ રૂમમાં જાય છે. આ ઓરડામાં વીજળીનો પ્રવાહ, મોજાંનું બળ, અને જાત વગેરે બાબત પર ધ્યાન રખાય છે.

કેટલીક વખતે એવું બને છે કે સ્ટુડિઓમાં વાજિંત્ર વગાડાય છે, નાટક વગેરે થાય છે અને ત્યાંથી ટેલિફોન મારફતે Transmitting Station ટ્રાન્સમિટિંગ સ્ટેશને ધ્વનિનાં મોજાં લઈ જવાય છે. અહીંથી આ ધ્વનિને વાયરલેસના મોજાં સાથે બંધબેસતાં કરી દૂર મોકલવાની ગોઠવણ થાય છે. મોજાંમાં સુધારો વધારો કરી એરિઅલ તરફ તેમને પહોંચાડાય છે.

મોજાં બહાર મોકલનારા વાલ્વો અને મોજાં ગ્રહણ કરનારા વાલ્વોમાં કાંઈ બહુ ફેરફાર નથી. બંનેનું કાર્ય એકજ નિયમથી થાય છે. પણ મોકલનારા વાલ્વો ગ્રહણ કરનારા વાલ્વો કરતાં ઘણા મોટાં હોય છે, અને તેમાં વપરાતી શક્તિ પણ ઘણીજ હોય છે. ઘણી વખત તે શક્તિ શહેરમાં વપરાતી શક્તિમાંથી લેવાય છે અગર તો તે સ્વતંત્ર રીતે પોતાના યંત્રથી ઉત્પન્ન કરી લેવાય છે.




વાયરલેસ મોજાં મોકલવાની ગોઠવણની આકૃતિ.

૧. એરિઅલ-મોજાં બહાર મોકલાય છે.
૨. ઇન્ડકટન્સ કોઇલ } મોજાંની આંદોલની સંખ્યા
૩. કન્ડેન્સર } નક્કી કરાય છે.
૪. ટ્રાન્સફોર્મર......તણખો થવાથી—વીજળીનાં આંદોલન શરૂ થાય છે.
૫. ચાંપ.
૬. બેટરી—વીજળીનું બળ પુરૂં પડાય છે.
૭. પૃથ્વીની જોડે એરિઅલનું જોડાણ.

વાયરલેસ મોજાં બહાર મોકલવા માટેનું યંત્ર સમજવા ખાતર તેની સાદી ગોઠવણ લઈએ. આ ગોઠવણમાં બે વાલ્વ જોઈએ છે. એક વાલ્વને Oscillator ઓસીલેટર (આંદોલનો ઉત્પન્ન કરનાર) કહેવાય છે, અને બીજો વાલ્વ Modulator મોડ્યુલેટર કહેવાય છે. ઓસીલેટર વાલ્વનું કાર્ય શું છે? તેનાથી હાઈ-ફ્રિકવન્સી પ્રવાહ ઉત્પન્ન થાય છે અને તે એરિઅલમાં જાય છે અને વાયરલેસ મોજાં પેદા કરે છે. બીજા

મેડયુલેટર વાલ્વનું કાર્ય શું છે ? તે કેટલીક વખત Control Valve કૅન્ટ્રોલ વાલ્વ પણ કહેવાય છે. તે હાઈ-ફ્રિકવન્સી પ્રવાહમાં એવા ફેરફાર કરે છે, કે જેથી તે અવાજને લીધે માઇક્રોફોનમાં ઉત્પન્ન થએલા લો-ફ્રિક્વન્સી પ્રવાહને બંધબેસતો આવે.

ઓસીલેટર અને મોડયુલેટર વાલ્વના બંને એનોડને મોટા દબાણવાળો પ્રવાહ જોઈએ છે. મોટા દબાણવાળો પ્રવાહ બનાવવા માટે તારનાં ગુંચળાનો ઉપયોગ થાય છે. તેને Choke-coil ચોકકોઈલ કહેવાય છે. એનોડ પ્રવાહ માટે એકજ સામાન્ય તારમાથી પ્રવાહ લેવાય છે. ચોક-કોઈલને લીધે બંને એનોડ પર દબાણ અને પ્રવાહ સરખાં રહે છે. જો કોઈ કારણથી એક એનોડનો પ્રવાહ વધે તો બીજા એનોડનો પ્રવાહ ઓછો થાય છે.

ધ્વનિ માઇક્રોફોનમાં જાય છે તેથી તેના પ્રવાહમાં ફેરફાર થાય છે. સાથી પ્રવાહ ટ્રાન્સફોર્મર અને એમ્પ્લીફાયરમાં જાય છે. ત્યાંથી મોડયુલેટર વાલ્વમા દાખલ થાય છે. તેથી તેના એનોડ પ્રવાહમાં ફેરફાર-( વધતો ઓછો ) થાય છે. આને લીધે ઓસીલેટર વાલ્વના એનોડ પ્રવાહમાં પણફેરફાર થાય છે, અને એ ફેરફારો—આંદોલનો એરિઅલ મારફતે બહાર જાય છે. અપૂર્ણ

---

## ચિત્રકામ-બાળવર્ગ

( ગતાંક પૃષ્ઠ ૧૮ થી ચાલુ )

બાળવર્ગના બાળકોના હાથના સ્નાયુઓ ધાર્યું કામ કરવાને અશક્ત હોય છે તેથી આવા સ્નાયુઓથી બાળકો ધાર્યું કામ કરી શકતાં નથી. ચિત્રકળા અને હસ્તઉદ્યોગના અભ્યાસથી તેઓના હાથના સ્નાયુઓ ધીમે ધીમે શક્તિ મેળવતા થાય છે, અને ધીમે ધીમે તેમનો માનસિક વિકાસ થતો જાય છે. આથી આરંભમાં જે કાંઈ ચિત્રકામ બાળકો કરે, તેની ચિત્રકામની દૃષ્ટિએ કે સિદ્ધાંતને અનુસરીને ભૂલ કાઢવી એ અનિચ્છનીય છે. બાળકોના આડાઅવળા લીટા એજ બાળકોનું ચિત્રકામ. એ ચિત્રકામ એમને ઘણો આનંદ આપે છે. આવા ચિત્રકામના ચિત્રકારોને યોગ્ય માર્ગે દોરી તેઓ પોતાના ભાવો વધુ સચોટ ચિત્રદ્વારા જનસમૂહને સમજાવી શકે એવા તૈયાર કરવાનું કામ શિક્ષકની કુનેહ પર રહે છે.

શિક્ષકે બાળકોની જિજ્ઞાસાને ઉત્તેજિત કરી તેમને ચિત્રકામમાં રસ લેતા કરવા અને તેમના કામમાં થતી ભૂલો યોગ્ય સમયે પ્રશ્નો પૂછી

સુધરાવવી જોઈએ; અવલોકનમાં જણાતી ખામી સૂચનદ્વારા સુધરાવી ચોકસાઈથી તેમનું કામ કરે તે બદલ માર્ગદર્શક થઈ પડવું. જેમકે એક મનુષ્યના ચિત્રમાં મોઢાના ભાગ આગળથી પગ શરૂ કર્યા હોય, અને હાથ પણ ત્યાંથીજ શરૂ કર્યા હોય એવાં ચિત્રો બાળકો દોરે છે એટલુંજ નહિ, પણ ચકલીને ચાર પગ કર્યા હોય, ઘોડાને શીંગડાં કર્યાં હોય, વગેરે ઘણી ઘણી બાબતો બાળકો વિચાર કર્યા વગર એટલે કે નિરીક્ષણ કર્યા વગર ચિત્રમાં ગોઠવી દે છે. આવી વખતે શિક્ષકે ચપળતાથી પ્રશ્નોદ્વારા તેમજ બને તો પ્રત્યક્ષ વસ્તુનું અવલોકન કરાવી તેમની ભૂલો સુધારવા માટે કાળજી રાખવી.

બાળકોને આકાર રંગ અને પ્રમાણનો ખ્યાલ હોતો નથી. માટે શિક્ષકે આકારમાં કે રંગમાં કે પ્રમાણમાં જુદા જુદા હોય તેવા પદાર્થોનું નિરીક્ષણ કરાવી આકાર, રંગ અને પ્રમાણ વિષેનો ખ્યાલ બાળકોને કરાવવો.

આવીજ રીતે કુ. પદાર્થ જોડે પદાર્થના પ્રમાણનો પણ ખ્યાલ પ્રસંગોપાત આપતા રહેવું. જેમકે ઝાડ અને માણસ, માણસ અને કુતરો, ઝુંપડી અને ઝાડ, કૂજો અને પ્યાલો વગેરે.

પ્રાથમિક રંગનું જ્ઞાન લાલ ફૂલ, પીળાં ફૂલ, લીલાં પાન વગેરે કુદરતી પદાર્થ અથવા પદાર્થ પરથી આપી શકાય છે.

પ્રત્યક્ષ પદાર્થ પરથી કામ કરાવવું આ સ્થળે અયોગ્ય છે. પણ જેમ બને તેમ બાળકોમાં રહેલી અંતર્ભૂત શક્તિઓનો વિકાસ થાય, અને તેઓ કલ્પનાથી કે સ્મરણથી પોતાના બુદ્ધિબળનો ઉપયોગ કરી, ખરી વસ્તુ શોધી કાઢવા સ્વપ્રયાસ કરે, અને ચિત્ર દોરે એજ યોગ્ય છે. એ માટે તેમને પ્રેરણા આપવી એજ શિક્ષકનું કાર્ય છે.

કલ્પનાચિત્રો જેવાં કે ઝાડ, છોકરો, છોકરી, બિલાડી, મરઘી, વાંદરો, ઘર, બતક, આકાશમાં ઉડતાં પક્ષીઓ, મૂસળધાર વરસાદ, ઝુંપડી, ગાડું દિવાળીના વખતે બાળકો ફટાકડા ફોડતા, હોળીનો પ્રસંગ, વગેરે આવી શકે.

સ્મૃતિચિત્રો જેવાં કે લાકડી, દીવાસળીની પેટી, મીણબત્તી, લીંબુ, નારંગી, લખોટી, મોસંબી, ભમરડો, પતંગ વગેરે દોરાવી શકાય.

બાળકોને લગતી વાર્તાઓ પરથી ચિત્રો કઢાવવાં અથવા બાળપોથીનો જે પાઠ ચાલી ગયો હોય, તે પાઠના પ્રસંગનું કામ, બાળકોની રમતો, ગેરેનાં વાર્તા ચિત્રો પડાવી શકાય.

આવા પ્રાથમિક વિષયો બાળકોને સ્લેટ કે કાળા પાટીઆપર કે રંગીન કાગળપર, પેન, ચાક કે રંગીન ચાક યા પેન્સીલથી કઢાવવાનો અભ્યાસ કરાવવો.

ભાત બનાવવા માટે રંગીન કાગળની પટીઓ, સળીઓ, મણકા, બી, બટન વગેરે જુદી જુદી ચીજોથી અનેક જાતની વિવિધ ભાતો ગોઠવી શકાય છે. આવાં સાધનોથી બાળકોને સ્વપ્રયાસથી ભાતો ગોઠવવાનો મહાવરો કરાવવો જોઈએ. ભાતની ગોઠવણી કર્યા પછી કાગળ પર કે સ્લેટ પર જેવી ગોઠવણી કરી હોય, તેવીજ ચિતરાવવા પ્રયત્ન કરવો. બાળકો ગોઠવેલી ભાત જોઈને ચિત્રકામ કરે, તેના કરતા તે કાઢી નાખી સ્મૃતિથી તેજ ભાત કાઢે, એ વધુ ઇચ્છનીય છે; પરંતુ તેઓ જોઈને ભાત કાઢે, તો તેમાં કાંઈ હરકત નથી. આ સિવાય ભાત કાઢવાની અનેક યુક્તિઓ છે. શીશીના બુચ, સાહી કે રંગમાં બોળી કાગળ પર તેની છાપોદ્વારા ભાતો કાઢી શકાય છે. વળી બટાટાને કાપી જુદી જુદી આકૃતિનાં બીબાંઓ બનાવી તેનો પણ શીશીના બુચની માફક ઉપયોગ કરી શકાય છે.

આકાર, પ્રમાણ અને રંગનું જ્ઞાન ચિત્રકળા તેમજ હસ્તઉદ્યોગથી પણ મેળવી શકાય છે. બાળકોના હસ્તના સ્નાયુ કેળવવા માટે ચિત્રકામના જેટલીજ અગત્ય હસ્તઉદ્યોગની પણ છે. માટે એ વિષયની તાલીમ પણ બાળકોને સાથે સાથે આપવાની ખાસ જરૂર છે. બંને વિષયો એક બીજા જોડે ઘાડો સબંધ ધરાવે છે, અને તેથી એકજ પાઠમાં સાથે પણ લઈ શકાય છે

હવે કેટલાક હસ્તઉદ્યોગ જે બાળવર્ગ માટે ઉપયોગી છે તેને વિષે નીચે સૂચના આપવામાં આવી છેઃ—

માટીકામઃ—

પ્રથમ થોડા વખત સુધી બાળકોને માટી સાથે રમવા દેવાં જેથી બાળકો માટીને બરાબર તપાસી તેનું શું શું થઈ શકે તે સંબંધી તેમજ માટીના ગુણો વિષે માહિતગાર થાય.

**માટીકામઃ—**

૧. માટીના ગોળ આકારોઃ—જેવા કે મણકા, લખોટા, દડા, મોસંબી, લીંબુ વગેરે હાથમાં માટીને ગોળ ફેરવવાથી કે પાટીઆ પર ગોળ ફેરવવાથી બને છે.

૨. માટીના નળાકાર આકારોઃ–પેન્સિલ, મીણબત્તી, નગારાની લાકડી, હાથમાં પકડવાની લાકડી, અને બીજા ઘણા આકારો માટીને હાથે વણવાથી બનાવી તેને પદાર્થના વલણ પ્રમાણે વાળવાથી બનાવી શકાય છે, જેવા કે બંગડી, કડી, સાંકળ વગેરે.

૩. માટીના ઘન આકારોઃ-દીવાસળીની પેટી, રબ્બરનો ટુકડો, બિસ્કિટ, કેક, ચોકલેટ, ચોપડી, વગેરે. આવા આકારો માટીને ટીપવાથી બની શકે છે.

૪. માટીને દબાવવાની ટીપવાની અને વણવાની રીતો સાથે વાપરવાથી બીજી ઘણી ઘણી વસ્તુઓ બનાવી શકાશે. માણસો, જાનવરો અને પક્ષીઓના આકારો પણ બાળકો પોતાની શકિત પ્રમાણે આ રીતોના સુમેળથી બનાવી શકશે.

કાગળ કામ:—

કાગળ ફાડવાઃ-આંગળીઓ અને નખનો ઉપયોગ કરીને કાગળ ફાડવા અને આકારો બનાવવા, જેવા કે દડા, મોસંબી, જામફળ ઝબલું, ઢીંગલી વગેરે.

કાગળ કાપવાઃ-કાતરનો ઉપયોગ કરી ચિત્રોને કાપવાં. રંગીન કાગળ પાછળ ચિત્ર કાઢી તેને કાપવા અને આવાં કાપી કાઢેલાં ચિત્રોને ચોપડીમાં યોગ્ય રીતે ચોટાડવાં. સાદા આકારો જેવા કે મરઘી, બતક, ઘર, ફળો, પાનો વગેરે ચિત્રો કાઢી કપાવવાં.

કાગળ વાળીને આકારો બનાવવાઃ-ચોપડી, રૂમાલની ઘડી, કબાટ, હોડી, સઢવાળી હોડી, ફોટોફ્રેમ, આગબોટ, ફરકડી, ગધેડાની ગુણ, ઘર, તંબુ વગેરે.

સમગ્ર કામઃ-વર્ગનું સમગ્ર કામ તૈયાર કરવા માટે કાગળ ફાડવા, કાપવા વગેરેનો ઉપયોગ કરી ચિત્રની સારી ગોઠવણી કરી શકાય છે. આમાં હસ્તઉદ્યોગ અને ચિત્રકામ સાથે લઈ દૃષ્ય તૈયાર કરી શકાય. વળી બાળકો ભેગા મળીને એક ચિત્રની જુદી જુદી અનેક વિગતો જુદાં જુદાં બાળકો તૈયાર કરી એ ચિત્રની ગોઠવણી કરે.

મણકા પરોવવાઃ-રંગીન મણકા અથવા કાચની રંગીન લાકડીઓની મદદથી જુદી જુદી ભાતો ગોઠવી શકાય છે. વળી અનેક રંગના મણકા ગોઠવણી કરી દોરીમાં પરોવવા. મણકા અને કાચની રંગીન સળીની ગોઠવણી કરી દોરીમાં પરોવવાથી અનેક જાતની ભાતો બનાવી શકાય છે. આમાં રંગની ગોઠવણીનો સારો અભ્યાસ થાય છે.

સોય કામઃ-કેનવાસ, ગુણપાટ, કે સાદા કાણાંવાળા કાગળ પર સોય અને રંગીન ઊનના દોરાથી સાદી ભાતો કાઢવાનું બાળકોને શીખવવું જોઈએ તેમજ બાહ્ય રેખાવાળા ચિત્રોની બાહ્ય રેખાપર રંગીન દોરાથી ટાંકા ભરવાનું કામ પણ કરાવવું જોઈએ.

આવીજ જાતના બીજા ઉદ્યોગો પણ ડ્રોઈંગ અને હસ્તઉદ્યોગના વિષયની સાથે લઈ શકાય.

દમનલાલ મહેતા

---

# ઇનામી નિબંધ

## બાળકોને ઘેર ભણાવવાં કે શાળામાં; આ બેમાં નૈતિક અને માનસિક દૃષ્ટિએ શા ફેર પડે?

( ગતાંક પૃષ્ઠ ૨૦થી ચાલુ )

ભણાવવું અને કેળવવું એ બેનો તફાવત ધ્યાનમાં લીધા પછી એવી ખરી કેળવણી આપવાનાં કયાં કયાં સ્થાન છે, તેનો વિચાર કરવો એ આવશ્યક છે. સામાન્ય માન્યતા એવી પ્રસરેલી છે, કે બાળક પાંચ ૭ વર્ષનાં થાય ત્યારેજ તેને ભણાવવાના કાર્યનો આરંભ કરવાનો હોય, આ માન્યતા ભૂલભરેલી છે. બાળક જન્મે છે ત્યારથીજ હરેક પળે તે નવું નવું શીખેજ છે. કોઈપણ નવી વસ્તુ અગર જેના સંસર્ગમાં તે આવે છે, તેના તરફ એકી ટસે-નજરે જોઈ રહે છે, અને તે બાબતના તેના મનમાં વિચારો ઉદ્‌ભવે છે. પરંતુ આરંભમાં તે બોલી શકતું નથી. જેથી પોતાના વિચારો બહાર બતાવી નહિ શકવાને લીધે, હાથ, પગ, મોં વગેરે અવયવોદ્વારા અમુક હીલચાલ કરીને, તે જાણવાનો પ્રયત્ન તો કરે જ છે. નહિ ગમતી વસ્તુ તરફ અણગમો બતાવે છે અગર રડીને તે વસ્તુથી દૂર રહેવાનો પ્રયત્ન કરે છે. ગમતી વસ્તુ તરફ હાસ્યથી અગર હાથ લાંબા કરીને તે લેવાનો પ્રયત્ન કરે છે. આ ક્રિયાઓ બતાવી આપે છે, કે નાનાં બાળકો પણ નવું નવું જાણે છે, જુએ છે, ને તેને સમજવાને પ્રયત્ન કરે છે. આ પણ એક જાતની કેળવણીજ છે.

**કેળવણી મેળવવાનાં સ્થાન: ઘર અને શાળા.**

બીજો સામાન્ય મત એવો છે કે બાળકને ભણવાનું સ્થાન તે શાળાજ છે. બાળમાનસશાસ્ત્રથી પરિચિત માબાપો અગર અન્ય મનુષ્યો તો સમજે જ છે, કે શાળા એકલીજ બાળકોને ભણવાનું સ્થાન નથી, પરંતુ શાળા કરતાં ઘર એ પ્રથમ સ્થાન છે. ઘરના સંસ્કાર એ વધુ સ્થાયી, ને લાંબો કાળ ટકે છે. શાળા કરતાં વધુ સમય બાળક ઘેર રહે છે, એટલે કેળવણી મળવાનું સ્થાન પ્રથમ ઘર અને બીજા નંબરે શાળા આવી શકે. શાળામાં આવતાં પહેલાં ઘણા સંસ્કારો સારા યા ખોટા-બાળકના મન

પર પડી ચૂકેલા હોય છે. શાળામાં કેળવણી લેવા આવે છે, ત્યારે પણ સંસ્કાર છાપ તેને ઘરનાં પડવાં ચાલુજ હોય છે. જે સ્થાનના સંસર્ગમાં બાળક વધુ આવે છે તે સ્થાનના સંસ્કાર બાળકના મગજમાં વધુ પડે, એ સ્વાભાવિક છે.

**બાળકને કેળવણી આપવાનો મુખ્ય હેતુ**

બાળકનામાં રહેલા કુદરતી સંસ્કારોને વિકસાવવા માટે, તેની શક્તિઓને સુયોગ્ય બનાવવા માટે, તેનું ભાવિજીવન સુખરૂપ વહે તે માટે, ઉદરપોષણના કાર્ય માટે લાયક બને તે માટે પ્રત્યેક બાળકને ભણાવવાં એ વસ્તુ તો નિશ્ચિત છે. ભણાવવાનો હેતુ માણસને માણસ બનાવવાનો છે, માણસ તરીકે પોતાનું કર્તવ્ય સમજે અને બજાવે, તેવું કરવાનો છે.

**બાળકોને ક્યાં ભણાવવાં.**

ભણવાનાં સ્થાન બે છે: ઘર અને શાળા. આ બેમાં કયા સ્થાનમાં ભણાવવાથી બાળક નૈતિક અને માનસિક દૃષ્ટિએ વધુ યોગ્ય બને, તે બાબત ચર્ચાસ્પદ છે. વસ્તુ ગણાએલી છે. ભિન્ન ભિન્ન મતદર્શક વસ્તુ છે.

**બાળકોને ઘેર ભણાવવાથી કઇ કઇ શક્તિઓ વધુ ખીલી શકે?**

પ્રથમ સ્થાન ઘર છે. બાળકોને ઘેર ભણાવવામાં ફાયદા અને ગેરફાયદા બંને સમાએલા છે. પ્રથમ કયા ફાયદા રહેલા છે તે વિચારવું આવશ્યક છે. ઘેર ભણાવવાથી બાળક નૈતિક કેળવણીમાં વધુ સુદૃઢ બને, એમ બાળમાનસશાસ્ત્રીઓનો મત છે, અને તે એક રીતે વધુ યોગ્ય અને સત્ય છે; કારણ કે બાળક નીતિની કેળવણી માબાપો પાસેથી મેળવે છે. માબાપ જો સુચારિત્રવાન ને ઉત્તમ નીતિમાન હોય, તો તેમના સુસંસ્કાર બાળકનામાં અવશ્ય દૃઢપણે પ્રવેશ કરે, એ અબાધિત સત્ય છે. માબાપ જો સાચું બોલનારાં, પવિત્ર જીવન ગાળનારાં, સદાચરણી ને કુવ્યસનથી નિર્લેપ હોય, તો તેમના બાળકમાં તેવા સુસંસ્કાર અવશ્ય પડે, ને શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ બાળક દેખે તેવું શીખે, ને નીતિની કેળવણી ઉપદેશ કરવા કરતાં આચરણમાં ઉતારી બતાવવાથી વધુ ફળદાયી ને સુદૃઢ બને, એ નિઃશંક છે; એટલે માબાપોના સારા સંસ્કારો, તેમના બાળકમાં સારા પડે, એ દૃષ્ટિએ નીતિની કેળવણીમાં સારા સંસ્કારી માબાપોના બાળકો સારા ચારિત્ર્યનાં બને, એ બાબતમાં બે મત હોઈ શકેજ નહિ.

ઘેર ભણાવવામાં બીજો એ લાભ સમાએલો છે, કે બાળક બીજાં નઠારાં કુટુંબવાળાં બાળકોની સોબતથી બગડતાં અટકે, ને નઠારી સોબતથી કેટલાંક સારાં બાળકોમાં પણ જે નઠારા સંસ્કાર પ્રવેશે છે તે પ્રવેશતાં અટકે. શાળામાં તો હરેક જાતનાં બાળકો આવે; કેટલાંક સારા સંસ્કારવાળાં હોય, જ્યારે કેટલાંક નઠારા સંસ્કારવાળાં પણ આવે, એટલે સારા, સંસ્કારી બાળકના ઉપર નઠારા સંસ્કારવાળાં બાળકોના નઠારા સંસ્કાર પડતા અટકે ને એ ગેરલાભમાંથી સારાં બાળકો બચી જાય, એ લાભ પણ ઓછો નથી.

ત્રીજી બાબત એ રહેલી છે, કે સારાં બુદ્ધિમાન બાળકો ભણવામાં ઘણાં ચપળ ને આગળ પડતાં હોય છે. તેમનો અભ્યાસ બીજાં ભણવામાં સાધારણ અથવા મંદ બાળકોની સાથે ચાલે, તેના કરતાં તેવાં બુદ્ધિમાન બાળકોને ઘેર ભણાવવાથી તેમનો ઘણો સમય બચે ને થોડા સમયમાં વધુ જ્ઞાન ઘર આગળ મેળવી શકે.

આ ઉપરથી એટલી બાબત સિદ્ધ થાય છે, કે સારાં સંસ્કારી ને બુદ્ધિમાન બાળકોને શાળા કરતાં ઘર આગળ ભણાવવાથી માનસિક અને નૈતિક દૃષ્ટિએ ઘણો લાભ મળી શકે, એ નિશ્ચિત છે. તેવાં બાળકોની નૈતિક અને માનસિક શક્તિઓ ઘર આગળ ભણાવવાથી વધુ ખીલે, એ સ્વાભાવિક છે. આને માટે નીચેની બાબતો સંપૂર્ણપણે હોય, તોજ તે બની શકે:—

(૧) માબાપો સારા સંસ્કારવાળાં, અને સુચારિત્ર્યવાન હોવાં જોઈએ,

(૨) માબાપો બાળમાનસશાસ્ત્રથી પરિચિત હોવાં જોઈએ,

(૩) માબાપો બધી રીતે સાધનસંપન્ન હોવાં જોઈએ,

(૪) પોતાના બાળકને ઘર આગળ કેળવણી આપવા ઉત્સુક હોવાં જોઈએ,

(૫) ઘેર ભણાવવાની સઘળી યોગ્ય વ્યવસ્થા, કાળજીપૂર્વક તૈયાર કરી, વારે વારે દેખરેખ રાખી, સંપૂર્ણ કાળજી રાખવાની તેવાં માબાપોની તૈયારી હોવી જોઈએ.

ઉપરની પાંચ બાબતોથી સંપૂર્ણ યોગ્યતાવાળાં બાળકોને ઘેર ભણાવવાં બધી રીતે સુયોગ્ય છે. તેવાં બાળકોની નૈતિક અને માનસિક શક્તિઓ ઘણી સારી રીતે ખીલી શકે, તેવાં બાળકોની સઘળી કુદરતી શક્તિઓ વિકસી તે મનુષ્યપણાને સંપૂર્ણ રીતે લાયક બની શકે, એ નિર્વિવાદ છે.

**શાળામાં ભણાવવાથી થતા ફાયદા** નીચેની પરિસ્થિતિવાળાં બાળકોને ઘેર ભણાવી ન શકાય, એ સ્વાભાવિક છે.

(૧) અભણ, અજ્ઞાન માબાપવાળાં,
(૨) ઘેર ભણાવવાની અશક્તિવાળાં (સાધનની),
(૩) બાળમાનસશાસ્ત્રથી અપરિચિત માબાપવાળાં,
(૪) ઘરના ખરાબ સંસ્કારવાળાં.

ઉપરનાં બાળકોને શાળામાં ભણાવવાં, એજ વધુ યોગ્ય છે.

શાળામાં ભણાવવાથી થતા ફાયદા નીચે પ્રમાણે છે.—

(૧) સ્થળ અને સાધન બંનેની મદદથી બાળકોની માનસિક શક્તિઓ વિકસવાનો સંભવ,
(૨) બુદ્ધિમાન,-સારા સંસ્કારવાળાં બાળકોના સંસર્ગમાં, મંદ બુદ્ધિનાં ને કુસંસ્કારવાળાં બાળકો પર સારા સંસ્કાર પડે ને બુદ્ધિ પણ ખીલે;
(૩) સારાં બાળકોના, સારા શિક્ષકોના સહવાસમાં આવે, તેથી તેની તમામ શક્તિઓ ખીલી શકે.
(૪) સમૂહશિક્ષણથી મંદબુદ્ધિવાળાં પણ સુધરી સારા સંસ્કાર પ્રાપ્ત કરે,
(૫) પ્રશ્નપદ્ધતિથી, બાળકોની બોલવાની કળા, પરીક્ષાપદ્ધતિથી સારું લખાણ વગેરેમાં બાળકોની માનસિક શક્તિઓ ખીલે.
(૬) વાર્તા, ગીત, કવિતા, પ્રાર્થનાથી બાળકોના મન પર સારા સંસ્કાર પડી, તેનામાં રહેલી કુદરતી શક્તિઓ સારા પ્રમાણમાં વિકસે.
(૭) સારો સંસ્કારી, સુનીતિમાન શિક્ષક હોય તો ઉપદેશ કરતાં સારા આચરણથી બાળકોને નૈતિક દૃષ્ટિએ ઘણો લાભ થાય.
(૮) સારી શાળાનાં શિક્ષણનાં ઉત્તમ ને પૂર્ણ સાહિત્યોથી બાળકોની જિજ્ઞાસાવૃત્તિ સંતોષાઈ, ચપળતા, આંખ, હાથ વગેરે ઈન્દ્રિયો સારા પ્રમાણમાં કેળવાય.
(૯) રમત-ગમત, સ્કાઉટિંગ, ડ્રિલ વગેરે વિષયોના શિક્ષણથી માનસિક સાથે શારીરિક કેળવણી પણ સુંદર રીતે મેળવી સારાં અને મજબુત બાંધાનાં, સાહસિક, નિડર ને હિંમતવાન બને.
(૧૦) પદાર્થપાઠ, ઇતિહાસ, ભૂગોળ, ભૂમિતિ વિગેરે વિષયોના શિક્ષણથી સાહિત્યો સાથેનું જ્ઞાન મેળવી, તમામ માનસિકશક્તિઓ પૂર્ણપણે વિકસાવી શકે.

ઉપરના ફાયદાઓ બાળકને શાળામાં ભણાવવાથી મળી શકે, પણ તેને માટે શાળા અને શાળાના શિક્ષકો લાયક ને ઉત્સાહિત હોવા જોઈએ.

હાલની શાળાઓનું વાતાવરણ બાળકોને આનંદ કરતાં કંટાળો આપ-
હાલની શાળાઓ નારૂં વધુ લાગે છે, તેને માટે શાળામાં ભય અને
અને શિક્ષાને સ્થાન ન હોવાં જોઇએ.
તેનું વાતાવરણ

અપૂર્ણ

---

# બે બાલ અતિરથી

---

( ગતાંક પૃષ્ઠ ૨૫ થી ચાલુ )

**ચંદ્રકેતુઃ**—તમારો ઝળકતો માતૃપ્રેમ અને અકલ્પ્ય શૌર્ય ભારતની ભાવિ બાલ પ્રજાના જીવનમાં અનેરૂં તેજ પુરો. તમારી સાથે યુદ્ધમાં ઉતરવાની ઇચ્છા હવે મને રહી નથી. પણ બચ્ચાં, એક કામ કરો. ઘોડો અને વિજયધ્વજ મને સોંપી દો. હું રાઘવને આબધડી આશ્રમમાં બોલાવી લાવું છું.

**કુશકુમારઃ**—ના, એમ તો નહિ બને. અમારે રાઘવને આશ્રમમાં આણવા છે; તે અમારા પરાક્રમથી, તમારા વસીલાથી નહિ. તમારે યુદ્ધ ન કરવું હોય તો પધારો, પાછા હાલા હાથે. વિશ્વજીત સૈન્યના અધિપતિ થઇને ભીખ માગતાં શરમ નથી આવતી!

**ચંદ્રકેતુઃ**—તમારો પ્રત્યેક બોલ મારા શિથિલ હૈયાને જાગ્રત કરે છે અને કોઇ નવીન પુરુષાવતાર થયો હોય એવી આગાહી આપે છે. ગમે તેમ હો પણ હું હાલા હાથે પાછો ફરીશ એમ તો કદી નહિજ બને.

**લવકુમારઃ**—નહિ બને તો માર ખાશો; અને અયોધ્યાની રાજ-સભામાં ફજેત થશો તે વધારામાં.

**ચંદ્રકેતુઃ**—તમારા તરફ ઉપજતા પ્રેમ અને મોહને લીધે હું આ શબ્દો બોલું છું. તમારાથી હું પરાજિત થઇશ એમ રખે સમજતા.

**કુશકુમારઃ**—પ્રેમ અને મોહ તો રંગમહેલમાં શોભે. રણભૂમિ ઉપર નહિ. હથિયાર સજીને લડવા ઉભેલા પ્રતિસ્પર્ધી તરફ આવું વલણ ક્ષત્રિય પુત્ર નહિ પણ બાયલો હોય તેજ બતાવે.

**ચંદ્રકેતુઃ**—ઇંદ્રજીતને હણનાર સૌમિત્રી અને ઉર્મીલાદેવીના પુત્ર ચંદ્રકેતુનાં પરાક્રમ તું હજુ જાણતો નથી ઠીક તૈયાર થા.

( યુદ્ધભૂમિ ફરીથી ગાજી ઉઠે છે. કુશનાં બાણોથી વિંધાઇને ચંદ્રકેતુ જમીનપર ઉથલી પડે છે. )

**ચંદ્રકેતુ:**—આશ્ચર્ય ? આશ્ચર્ય ? ? આર્ય સુમંત્ર, કદી સ્વપ્નમાં પણ નહિ કલ્પેલી આ બીના બને છે. મારી છાતીમાંથી આ બાણ ખેંચી કાઢો. હવે હું લડી નહિ શકું. અફસોસ ! કોઈ દોડતાં જાઓ અને રાઘવેન્દ્રને આ બીના જાહેર કરો કે સાત સમુદ્રનો પાર છતીને આવેલો અશ્વ અને વિજયધ્વજ ગંગાજીને કિનારે કવિશ્વરની વિદ્યાપીઠના બે બાલ શિષ્યોથી રોકાએલ છે.

( વિજયકેતુ દોડતો આવે છે )

**વિજયકેતુ:**—આર્ય ! ઊઠો, ઊઠો, લંકાપતિ અને શેષ નારાયણ સાથે કાકુત્સ્થ છેક નજીક આવી પહોંચ્યા છે.

**ચંદ્રકેતુ:**—(ઉભો થતાં) હેં ? હેં ? પણ એમ બનેજ કેમ ?

**વિજયકેતુ:**—થયું એમ કે બાણોના ઝપાટા સાથે ઉડેલા લંકાપતિ છેક યજ્ઞભૂમિ નજીક જઈ પડયા અને જબરો ધડાકો થયો. મંડપમાં બેઠેલા અધ્વર્યુઓ તથા ગાતાઓ એથી ચોંકી ઊઠયા અને કાકુત્સ્થે ઉંચુ જોયું તો સામે પોતાના નિમકહલાલ ભક્ત મિત્રને અર્ધમૂર્છિત હાલતમાં પડેલા જોયા. પછી તો મહારાજ ઉભા થઈ ગયા, યજ્ઞકાર્ય બંધ પડયું, અને વિભીષણજી સચેત થતાં તેમની મોઢાની હકીકત સાંભળીને શેષ નારાયણ સાથે યુદ્ધભૂમિ નિહાળવા જાતે નીકળી પડયા.

**લવકુમાર**—(હર્ષના આવેશમાં) જય ! વિજય ! વિજય ! ભાઈ, કુશ, માતુશ્રીની આકાંક્ષા આખરે પાર પડી ખરી. ચાલો, ચાલો, આ બીનાથી આપણે મહર્ષિને વાકેફ કરીએ. (બન્ને જણ દોડતા જાય છે.)

( દિગંતમાં થતા વિજયઘોષને લીધે વાતાવરણ અસ્થિર બને છે. વૈતાલિક પ્રશસ્તિ બોલતો સંભળાય છે. )

વૈતાલિક :—

" પિતાનાં વચને વસ્યા વનવિષે પત્ની વિયોગે રડયા,
વાલીને વીંધી નાખી મિત્ર રીઝવ્યા, શૌર્યે હણ્યો રાવણ;
સીતા થઈ નૃપધર્મને વશ તજ્યાં, યજ્ઞે અટૂલા ઉભા,
તે રાજેન્દ્રમણિ રઘુવર તણો વર્તો જગે વિજય.

( જેમના શીરે લંકાપતિએ છત્ર ધરાવ્યું છે અને પાછળ સૌમિત્રીના હાથમાં ચામર છે એવા કાકુત્સ્થ યાજ્ઞિક વેષે પ્રવેશ કરે છે. એમની આગળ સળગતી સુવર્ણ દીવીઓ ધારણ કરેલા મસાલચીઓ ચાલે છે. રણભૂમિ ઉપર એકદમ શાંતિ પથરાય છે.)

કાકુત્સ્થઃ—સૈન્યની આવી દુર્દશા જીવનમાં સૌથી પહેલીજ વાર જોઉં છું. નજરે નિહાળ્યા સિવાય અક્કલમાં કદીએ ન ઉતરે એવું આંઠ આઠ વરસનાં બે બાલકોનું આ પરાક્રમ છે.

સૌમિત્રીઃ—ભગવાન ખરૂં કહે છે.

કાકુત્સ્થઃ—( ચંદ્રકેતુ નજીક આવી પહોંચતાં ) અહો ! વત્સ ચંદ્રકેતુ ! તમને પણ વાગ્યુ હોય એમ લાગે છે.

ચંદ્રકેતુઃ—પ્રભુ ! ! !

કાકુત્સ્થઃ—શરમાઓ નહિ, કોઈ વાર એમ પણ બને. જો 'પરાજય' જેવી કોઈ સ્થિતિ દુનિયા ઉપર હોતજ નહિ તો યોદ્ધાઓનો સંસાર સદાને માટે પરાક્રમ વિહિન વાડીઓ રહેત. હું ધારૂં છું કે અશ્વ, પતાકા અને પેલા વિજયી બાલ વીરો હમણાં મહર્ષિના આશ્રમમાં હોવા જોઈએ.

( પ્રેમથી વ્યાકુલ બનેલા ભગવાન વાલ્મિકી દોડતા આવી રાઘવના ચરણમા પડે છે. )

વાલ્મિકીઃ—મારા સ્વામી ? મારા પ્રભુ ? હું અધમ ભીલને આપનાં પુનિત ચરણ વડે પાવન થવા દો.

કુશકુમારઃ—ભાઈ, લવ, દાદાજી તો રાઘવને ભાળીને ગાંડાજ થઈ ગયા છે.

લવકુમારઃ—ગાંભીર્ય અને નિશ્ચલતાની સાક્ષાત મૂર્તિ સમા મહર્ષિમાં એમના દર્શને થએલું આ પરિવર્તન આશ્ચર્યકારક છે. ખરેખર ! કાકુત્સ્થ મનુષ્ય નથી, આ કોઈ દૈવી વિભૂતિ હોવી જોઈએ.

વાલ્મિકીઃ—બચ્ચાં, મહારાજના ચરણમાં પડો. ભગવાન, જાનકીજીના આ બે સત્નેહ પુત્રો; એમને મેં ઉછેર્યા અને ભણાવ્યા. એ આપના છે, માટે આપના ચરણે ધરી આજ હું કૃતાર્થ થાઉં છું.

કાકુત્સ્થઃ—હેં ! આ બે બાલક વૈદેહીનાં ? આવાં પરાક્રમી ! ! ઋષીશ્વર આપ આ શું કહો છો ?

વાલ્મિકીઃ—જેમના માતા જાનકી અને પિતા રાઘવ હોય તેઓનાં પરાક્રમ એવાંજ હોય.

કાકુત્સ્થઃ—આર્યાવર્ત આપને સાહિત્યસમ્રાટ તરીકે ઓળખે છે. યુદ્ધવિશારદ તરીકે આપ આજ સૌથી પહેલીજ વાર પ્રત્યક્ષ થાઓ છો.

વાલ્મિકીઃ—ના, પ્રભુ, મેં એમને યુદ્ધવિદ્યા શીખવી નથી. મને લાગ્યું કે એ કામ માટે મારા કરતાં સીતા દેવી વધારે યોગ્ય છે, એટલે એ કામ એમને સોંપાયું હતું. રાઘવ એમના યુદ્ધકૌશલ્યનું પ્રત્યક્ષ પરિ-

ણામ આજ નજરે નિહાળી શકે છે. એમના ઉપર પ્રભુના મંગળ આશીર્વાદ ઉતર્યાં છે.

**કાકુત્સ્થ:**—ધન્ય ! ધન્ય ! ધન્ય ! હે, તપોનિધિ, આપનો મારા ઉપર એવડો ઉપકાર થયો છે. આ જીવનમાં સ્વાર્થે કે પરાર્થે અનેક મિત્રોએ મારી સેવા બજાવી છે; પરંતુ તમારા જેટલો નિષ્કામ અને સુંદર ફાળો હજુ સુધી કોઈએ આપ્યો નથી. હું એનો બદલો શી રીતે વાળી શકીશ.

**વાલ્મિકી:**—ભગવાન આપના પુનિત ચરણમાં મને સ્થાન આપો. મારે એટલુંજ જોઈએ છે. અનંત જન્મોની મારી આ આકાંક્ષા આજે આપ સફળ કરો.

**કાકુત્સ્થ:**—મારૂં સ્થાન તમારે અને તમારૂં સ્થાન મારે હૈયે કાયમને માટે છેજ. જ્યાંસુધી આર્ય પ્રજાનું અસ્તિત્વ હશે ત્યાંસુધી રામાયણ અને તેનો તપસ્વી લેખક શ્રદ્ધા અને ભક્તિથી ભરેલી આ ભૂમિમાં સાથે સાથે સદાને માટે જોડાએલાં રહેશે. હે મહર્ષિ, આ સ્થાન તમે તમારી પોતાની કવિત્વશક્તિ વડે પ્રાપ્ત કરી લીધું છે. એમાં મારે કાંઈ આપવાનું રહેતું નથી. બીજું કાંઈ માગો !

**વાલ્મિકી:**—કાકુત્સ્થ, મારી એટલીજ ઇચ્છા હતી. હવે આ જીવનમાં મારી કોઈ આકાંક્ષા બાકી રહી નથી; એમ છતાં ભગવાન આપે તો મારા આ પવિત્ર અને મહાન દેશ માટે એટલું માગું છું, કે લવ, કુશ જેવાં બાલકો અને સીતાજી સમી માતાઓ આ ભૂમિમાં પ્રત્યેક યુગે પ્રગટ થાઓ અને વિશ્વચક્ર સાથે નિરંતર ફરવાથી ઘસાઈ જતા આર્યાવર્તના સામર્થ્યમાં નવું બલ રેડો.

**કાકુત્સ્થ:**—અગર જો કે આ આખી વિશ્વરચના પરિવર્તનશીલ છે, એટલે તેની સાથે ફરનારા પ્રત્યેક સજીવ, નિર્જીવ પદાર્થમાં ફેરફાર તો થઈજ જવાનો તોપણ તમારી ઇચ્છા છે તો જાઓ, લવકુશને અનુરૂપ બાલકો અને વૈદેહીને અનુરૂપ આર્યાઓ પ્રત્યેક યુગે આ પુરાણપ્રસિદ્ધ ભૂમિમાં જન્મ લેશે, અને પ્રતિક્ષણે નિસ્તેજ બનતી પૃથ્વીમાં નવું જીવન રેડી ભારતની આદર્શ ભાવના ટકાવી રાખશે.

**સર્વે:**—બોલો, રામચંદ્રદેવકી જય !!

**છોટાલાલ ભ. બ્રહ્મભટ્ટ**
ચિત્રશિક્ષક, તાલુકા સ્કૂલ,
**પાલણપુર.**

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

(ગતાંક પૃષ્ઠ ૭૭થી ચાલુ)

બધો વખત ઢીંચણ સાથે રાખવા જોઈએ અને ખભા જમીન પર સપાટ રહેવા જોઈએ. આકૃતિ ૫૦ (સૂઈ જવું. જાંગ ફેરવવી. ફેરફાર ૪)



આકૃતિ ૫૦

ચતા સુવું, જાંગ બાજુએ ફેરવવી. (ફેરફાર ૪)

(૫) હાથ બાજુ પર રાખવા, સામા હાથને અડકવા વારાફરતી પગ ઉંચો કરવો. હાથ બીલકુલ હાલવા જોઈએ નહિ.

(૬) ટર્ન ધ ટર્ટલ.

(૭) જાંગ ફેરવી દોરી કૂદકા લેવા કોઠો ૨૮).

**જુથ ૬–સામાન્ય ચપળતા માટેના અભ્યાસ પાઠ.**

આ જુથમાં દોડવાના અને કૂદવાના, સહેલા ચાલાકીના, અને તાલીમબદ્ધ અને શરૂઆતની રમતોની તાલીમના પાઠોનો સમાવેશ થાય છે. આ પાઠોદ્વારા ચંચળતા, ચપળતા, ચાલાકી, ઝડપ અને બીજાઓ સાથે ભેગા મળી જે તાલીમ મળે છે તે, વગેરે ગુણો કેળવાય છે. આ પાઠનો હેતુ શક્તિ અર્પી આનંદદાયક ચપળતા પુરી પાડવા ઉપરાંત બાળકોની શારીરિક ચાલાકી અને વૃત્તિ ઉત્તેજી શરીરને યોગ્ય સ્થિતિમાં રાખવાની ઇચ્છા જાગ્રત કરવાનો છે.

આનંદ અને સ્વતંત્રતા, પ્રયત્નશીલતા અને મુશ્કેલીનો સામનો, એ હંમેશાં યુવકોને પ્રિય હોય છે; અને આ જાતની તાલીમથી જે હિંમત, નિશ્ચય અને ખંત પ્રાપ્ત થાય છે તે ભવિષ્યમાં લાભદાયી નીવડે છે.

આ જુથમાં વર્ણવેલી કૃતિઓના નીચે મુજબ વિભાગ કરવામાં આવ્યા છે:—

૧. દોડ અને કૂદ.

૨: તાલબદ્ધ કૂદકા અને નાચ (પગલાં), કૂદાકૂદ કરવું (હોપ–એક પગે કૂદવું).

૩. દોરી વડે કૂદવું.
૪. છલંગ કે ઠેકડો (કૂદવું)
૫. ચપળતાની કૃતિઓ.

સામાન્ય ચપળતા માટે કોઠાઓમા જણાવેલી વિવિધ કૃતિઓનો અહીં સમાવેશ કરવાની જરૂર નથી, પણ તેની મુખ્ય ભાતો વર્ણવી છે અને તેમાં આવતી વિવિધતાના દાખલા આપ્યા છે.

## ૧. દોડ અને કૂચ

### દોડ

સારી રીતે દોડવા માટે ફલંગ, હળવેથી ચાલવું. ગતિની કસરત અને આસ્તેથી કામ કરવાની ખાસ જરૂર છે અને તે રીતીઓ કેળવવી જોઈએ. ઘુંટીનો બરાબર ઉપયોગ અગત્યની બાબત છે અને પાછલા પગના ઘુંટણ-થી મજબુત રીતે આગળ ધપવાથી કુદરતી રીતે ફલંગ લેવાનું કાર્ય સુગમ થાય છે. શરીર સહેજ આગળ નમેલું રહેવું જોઈએ. હાથ થોડા વાળેલા અને કુદરતી રીતે ઝુલતા જોઈએ. માથું સરખામણીમાં સામાન્ય-રીતે સીધી સ્થિતિમાં રાખવું જોઈએ.

**ઢીંચણ ઉંચો રાખી દોડવું:** શરીર ટટાર રાખી બને તેટલા ઢીંચણ ઉચે લો.

આથી વધારે ટુંકું પગલું લેવાશે.

**ઢીંચણ ઉચો રાખી જગાપર દોડવું:–**

આ બંને કૃતિઓથી પ્રબળ ગતિ પ્રાપ્ત થશે અને તેથી માત્ર થોડા સમય માટેજ તે કરવી.

પાછળ કે બાજુપર દોડવું:–આગળ અને પાછળની દોડમાં જલદી ફેરફારો કરવાથી સમાનતામાં અને કાબુમા ઉપયોગી તાલીમ મળશે. આવી જાતની દોડમાં પગલાં ઘણાં ટુંકાં થઈ જાય છે અને શરીર બરાબર સીધું રહેછે.

**ઉલટી દોડ—** ઉલટી કૂચ જુઓ.

### કૂચ

સારી કૂચમાં યોગ્ય વર્તન જરૂરનું છે. તે ઉપરાંત સહેલાઈથી સારી રીતે કરેલી સંઘની હીલચાલથી તાલબંધ ચાલવાની બુદ્ધિ વિકાસ પામે છે. વર્ગની કૂચ કરવાની રીત પરથી તેને કેટલી સામાન્ય શારીરિક કેળવણી મળે છે એની કિંમત આંકી શકાય છે. કૂચ કરવામાં સ્ફૂર્તિ હોવી જોઈએ અને તે કોઈ ઉદ્દેશને અનુલક્ષી હોવી જોઈએ. કૂચથી બાળકો ખુશમિજાજી જણાવાં જોઈએ. તેમનામાં આનંદની લાગણી પ્રવર્તવી જોઈએ. બધા

વર્ગનો સારો સહકાર મેળવવામાં અને તે વૃત્તિ ખીલવવામાં કૂચ એક અગત્યનો ભાગ ભજવે છે. માથું અને શરીર ટટાર રાખવાં પડે છે. તેમાં અક્કડપણું બીનજરૂરી છે. ખભાથી હાથ છૂટથી ઝુલે છે. પગની હીલચાલ સાથળથી થાય છે, અને જેમ જેમ પગ આગળ વધે છે તેમ તેમ વધારે સારી રીતે વિસ્તરે છે. પગ ઢીંચણુ સાથે સીધો નીચે પડે છે. પ્રથમ એડી નીચે મુકાય છે. શરીર પાછળ ઝઝુમતું ન જોઈએ. જો પાછલા પગના આગળના ભાગને ધકેલવામાં આવે તો આમ નહિ બને. ખભાની કે હાથની અતિશય હીલચાલ થવી જોઈએ નહિ.

હુકમો:—

આગળ—કૂચ કરો! વર્ગ—થોભો! ૧-૨.

થોભવા માટે બીજી ગણતરીએ બંને એડીઓ સાથે લાવવામાં આવે છે. 'થોભો' કહેતાંની સાથે કે નિશાની થતાંની સાથે નાનાં બાળકો તાત્કાલિક તેનો અમલ કરે એટલુંજ જરૂરી છે.

કૂચ કરવી અને ચાલવું એ બે વચ્ચેનો ચોક્કસ સંબંધ બાળકોએ સ્પષ્ટ રીતે સમજવો જોઈએ. નાનાં બાળકોને માત્ર સારી રીતે ચાલતાં શીખવવું એજ ઇષ્ટ છે; સામાન્ય તાલ ધીમે ધીમે દાખલ કરી શકાય છે અને એ રીતે કૂચ કરવા તરફ દોરાય છે, જ્યાંસુધી બાળકો નીચલાં ધોરણો-( ૨ થી ૪ )મા દાખલ ન થાય ત્યાંસુધી કૂચ કરાવવી નહિ.

માર્કિંગ ટાઇમ: ( સમય નિર્દેશ )

માર્કિંગ ટાઇમ અંતર મેળવી લેવા માટે ઉપયોગી થાય, પણ ઘુંટણુ પ્રસારવા માટે તેનો ખાસ ઉપયોગ કરવો. ઘુંટણુ બરાબર વિસ્તરે તેટલા માટે ઢીંચણને જોઈ તો ઉંચો કરવો જોઇએ અને અંગુઠો જમીન તરફ રહેલો જોઈએ.

ઢીંચણુ ઉંચે રાખી માર્કિંગ ટાઇમ:—

જ્યારે ઢીંચણુ શક્ય હોય તેટલો ઉંચો લીધો હોય ત્યારે આ ઘણી કિંમતી ફુદીને લગતી કસરત છે. આવી જાતની માર્કિંગ ટાઇમની કસરત નાનાં બાળકો માટે પસંદ કરવા યોગ્ય છે.

**પાછા ફરવાની કૂચ:—**

જ્યારે વર્ગને મર્યાદિત જગામાં કસરત કરવાની હોય છે ત્યારે આ ખાસ કરીને ઉપયોગી થાય છે. 'ડાબી (જમણી) તરફ પીછે કૂચ—કૂચ!' નો હુકમ થતાં દરેક નાયક એકદમ ઝડપથી ફરી જાય છે અને તેની હારની બાજુએ કૂચ કરે છે અને તેની ટુકડી તેની પાછળ જાય છે. ફરતાં પહેલાં દરેક બાળક હારને મોખરે આવે છે.

**કૂચ કરતાં ફરી જવું:—**

નિશાની કે હુકમ થતાં વર્ગ ચોકસાઈથી ડાબી કે જમણી તરફ પુરેપુરો ફરે છે અને ઉલટી દિશામાં કૂચ ચાલુ રાખે છે.

**ઢીંચણ ઉંચે રાખી કૂચ:—**

શરીર ટટાર રાખી ઢીંચણને વારાફરતી બને તેટલો ઉંચો લો અને અંગુઠો જમીન તરફ રાખો. હીલચાલનો પુરેપુરો લાભ લેવા બહુજ વધારે ધીમો તાલ જરૂરનો છે.

**લાંબાં પગલાંથી કૂચ:—**

અતિશય લાંબું પગલું લેવાનું છે; આ પગલું લેતી વખતે હાથ વધુ ને વધુ ઝુકાવવાના છે.

**અંગુઠા પર કૂચ:—**

એડીઓ શક્ય હોય તેટલી ઉંચી કરવાની છે અને પગલાં થોડાં ટુંકાં ભરવાનાં છે. પગલાં હળવેથી કૂદીને લેવાં જોઈએ અને હાથ સહેલાઈથી ઝુલવા જોઈએ. જેમ બને તેમ અક્કડતા દૂર કરવી જોઈએ.

અંગુઠા પરની કૂચ બાજુઓ પર અને પાછળ પણ થઈ શકે છે.

**એડીઓ પરની કૂચ:—**

પગલું ટુંકું લેવામાં આવે છે અને અંગુઠા બને તેટલા જમીનથી અલગ રાખવામાં આવે છે. એડી પરની કૂચ બહુજ થોડા સમય માટે કરવી જોઈએ.

**તાલ ફેરવીને કૂચ:—**

કૂચનો સાધારણ તાલમાં ફેરફાર થઈ શકે એટલે હળવેથી તેમજ ઉતાવળથી લઈ શકાય. ઉપર બતાવ્યા પ્રમાણે તાલના ફેરફાર સાથે જલદીથી જે થાય તેને વર્ગ અનુકૂળ બની જાય તેજ કેળવણીમાં આ કૃતિની કિંમત રહેલી છે.

**ઘુંટી પ્રસારીને કરવાની કૂચ:—**

થોડા સમયને અંતરે કૂચ કરાવવી અને તેમાં ઘુંટીને પુરેપુરી વિસ્તારવી. અંગુઠો જમીન પર પ્રથમ મૂકવો.

### ૨. તાલબદ્ધ કૂદકા, ટેકડા કૂદકા, નાચનાં પગલાં વગેરે.

**તાલબદ્ધ કૂદવું:—**

આ મથાળામાં જે કૂદકાઓનો સમાવેશ થાય છે તે બધા સાથેજ ચાલુ લઈ શકાય છે. તેમાંનો મોટો ભાગ એકસરખા તાલમાં હોય છે. તાલ જગા પર કે આગળ, પાછળ કે બાજુઓ પર ચાલતાં લેવાય છે. તેમનો હેતુ હળવેથી કૂદકો લેવાનો, પગ અને ઘુંટીનો ખરો ઉપયોગ કરાવી તાલવૃત્તિ વિકસાવવાનો છે. તે કરવામાં શરીરની વિસ્તારેલી સ્થિતિ માટે

કેળવણી આપે છે. કુદરતી રીતે તાલના ફેરફારો કૂદકાની ઉંચાઈ પ્રમાણે થવા જોઈએ. જેમ કૂદકો વધારે ઉંચો તેમ તાલ વધારે હળવો હોય. આ કૂદકાઓમાં ગણતરી જમીન પર આવવાની સાથે મળતી આવે છે. તેથી જે હુકમના શબ્દથી કૂદકાની શરૂઆત થાય તેના પછી પ્રથમ જમીન પર અડકતાંની સાથે તે બંધ રહેવી જોઈએ. કૂદકામાં ઢીંચણ અને ઘુંટીનું સહેજ અને જલદીથી વળવું અને વિસ્તારવું એ મુખ્ય બાબત છે અને તેમાં અંગુઠા લગભગ પણ તદ્દન નહિ એમ જમીનથી અલગ જેવા રહે છે. જ્યારે આમ બને છે ત્યારે તેને ગણતરીમાં 'અને' શબ્દથી જણાવવામાં આવે છે. આ કૂદકાઓ ગણતરી પ્રમાણે ધીમેથી શીખવવા જોઈએ નહિ, પરંતુ તેમના કુદરતી તાલ પ્રમાણે લેવા જોઈએ.

**દોરી કૂદકોઃ—**

ઢીલવાલા વચ્ચે અંગુઠા ઉપર અટક્યા સિવાય ઉપર નીચે ધીમેથી કૂદો. કૂદતી વખતે પગ સાથે રાખો કે માત્ર એડીઓ અડકે એમ કૂદો. હવામાં તે વખતે શરીર અને પગ વિસ્તારો. નીચે પડતી વખતે ઢીંચણ ઢીલા રહેવા દો.

દોરી કૂદકા ઉંચા તેમજ નીચા હોય છે અને તેમાં કુદકો હોય કે ન પણ હોય. તે કૂદકા આગળ, પાછળ કે બાજુઓ પર કે ફરીને પણ લઈ શકાય છે. ઢીંચણને પુરેપુરા વાળેલા હોય તેવી સ્થિતિમાં આધાર સાથે કે આધાર વગર સંખ્યાબંધ દોરી કૂદકા પૂરા થઈ શકે છે, અને પછી તેમને ચાલુ વારંવાર એક પછી એક લઈ શકાય.

હુકમોઃ—દોરી કૂદકો-શરૂ ! થોભો ! 'એડીઓ-ઉંચે લો' નો શરૂઆતનો હુકમ ઉપયોગી થઈ પડશે. આપેલા નંબર મુજબ પણ કૂદકા લઈ શકાય અથવા નિશાનીથી અટકાવી શકાય.

**પહોળો કૂદકોઃ—**

દોરી કૂદકાની જેમ તેજ તાલથી પહોળો કૂદકો લેવાય છે. નીચે પડતી વખતે વારાફરતી પગ પહોળા અને સાથે રાખવા.

**હુકમોઃ—**

પહોળો કૂદકો—શરૂ ! ઉપર મુજબ ચાલુ રાખો.

**આડેર કે ત્રાંસો કૂદકોઃ—**

દોરી કૂદકાની માફક તેજ તાલમાં આ કૂદકો લેવાય છે. નીચે પડતી વખતે પગ આડા રાખવાના છે. ડાબો અને જમણો પગ વારાફરતી સામો વાળવો. દરેક કૂદકો લેતાં હવામાં પગની સ્થિતિ ફરી જાય છે, બંને ઢીંચણ સાથે ઠરી લેવામાં આવે છે.

તાલબદ્ધ કૂદકાઓમાં ફેરફારો:—

૧ 'અને'નો ઉચ્ચાર થાય તેટલામાં ઢીંચણ વાળી ઘુંટી વિસ્તારવી.
૨ કૂદકો વધારે ધીમેથી લઈ ઉંચાઈ વધારો.
૩ બે ટકોરા સાથે અર્થાત્ દરેક હીલચાલ ફરી કરો.
૪ આગળ કે પાછળ ચાલવું.
૫ ફરી જવું.
૬ હાથની હીલચાલ સહિત અર્થાત્ હાથ બાજુ પર–ઉંચે માથા પર તાલી પાડવા.ઝુકાવવા; બાજુ પર–નીચે સાથળ સાથે ઠોકવા લેવા.
૭ પહોળો કૂદકો:—નીચે પડતી વખતે ઢીંચણ પુરેપુરી વાળેલી સ્થિતિમાં આધાર સહિત કે આધાર વગર રાખવા.
૮ પહોળો કૂદકો:—એડીઓ ખખડાવવી કૂદકો શરૂ કરી પહોળા પગની સ્થિતિમાં પુરો કરવો, એડીઓ હવામાં કટકટ અવાજ કરે.
૯ પગ છૂટા રાખી દોરી કૂદકો.

આ કૂદકાઓ સંખ્યાબંધ રીતે ભેગા થાય છે. જેમકે:—

૧ પહોળો કૂદકો ૪ સાથે, દોરી કૂદકો ૪ સાથે.
૨ પહોળો કૂદકો ૪ સાથે, તેની પછી દોરી કૂદકો ૪ સાથે અને દરેક દોરી કૂદકા વખતે ચોથા ભાગનું ફરવું.
૩ બે ત્રાંસા કૂદકાઓ ૧ સાથે, અને પછી એક પહોળો કૂદકો ૧ સાથે.

કૂદકાનું પગલું:—

જલદીથી પગ આગળ ઉંચો કરી જગા પર દોડવું; ઢીંચણ અને ઘુંટી વિસ્તારેલાં હોવાં જોઈએ.

ફેરફારો:—

૧ આગળ કે પાછળ ગતિ કરવી.
૨ ધીમે ગતિથી શરૂ કરી, ઉંચકેલા પગની ઉંચાઈ ક્રમે ક્રમે વધારવી.

છલંગ સાથે કૂદકા પગલું:—

કૂદકા પગલાની માફક, પણ છલંગ સાથે, પોતાની જગા પર કે આગળ ગતિ કરીને આ પગલું લેવાય છે. પગ સીધો રાખો અને પગલું અને કૂદકા બંને એક સાથે લો.

બાજુઓપર પગ ઝુકાવી કૂદવું:—

૧ વારાફરતી પગ ઉંચે લઈ બાજુપર ઝુકાવી કૂદો. અંગુઠાને બાજુપરની સ્થિતિમાં રાખી શરૂ કરવું સલાહભરેલું છે.

૨ ઉપરની ક્રિયા કૂદકો લીધા વગર લેવાય છે (ઝોક પગલું) આ બંને કૃતિઓ ખભા પકડી હારમાં લેવાય છે. ખભો પકડવાથી શરીર ફરી જતું અટકે છે.

થપડાવું:—

આ પગલું પગ આગળ કે બાજુ પર રાખી અંગુઠા પર લઈ શકાય છે. એક પગ ઉપર કૂદો અને ઘુંટીને પુરેપુરી વિસ્તારી જમીન પર છુટા પગનો અંગુઠો ધીમેથી ટેકો. જે પગ વડે કૂદતા હો તેના પર શરીરનું બધું વજન રાખો. ધીરે કૂદકો લઈ પગ બદલો.

ઉપર જણાવેલા તાલબદ્ધ કૂદકા અને પગલાંમાંના બે કે તેથી વધારે ને ભેગા કરવાથી વિવિધતા પ્રાપ્ત થઈ શકે છે અને મુશ્કેલીઓ વધે છે જેમકે:-

૧. દોરી કૂદકો ઢીંચણવાળી અને ઘુંટી વિસ્તારી ત્રણ વખત લેવો અને પગ છુટા કરી તેજ સ્થિતિમાં ત્રણ વખત ફરી કૂદકો લેવો.

૨. પગ છુટા રાખી અને ઢીંચણ અને ઘુંટી વિસ્તારી કૂદકો લેવો. પગ પહોળા રાખી અને ઢીંચણ તથા ઘુંટી વિસ્તારી કૂદકો લેવો: એડીઓ ખખડાવીને તેમ કરવું; દોરી કૂદકો લઈ તે મુજબ વર્તવું.

૩. અંગુઠો આગળ જમીન પર ઠોકવો અને દરેક પગનો ઢીંચણ ચાર વખત ઉંચો લેવો. વારાફરતી આઠની ગણતરી સુધી ઢીંચણ ઉંચો રાખી કૂદકો ભરવો.

૪. ૪ વખત કૂદકા સાથે પગ બાજુપર ઝુલાવવા અને પછી ૪ની ગણતરી સુધી વારાફરતી ઢીંચણ ઉંચે લઈ કૂદકો ભરવો.

૫. બે ઝોક પગલાં ભરવાં, પછી એક વખત પગ બાજુઓ પર ઝુલાવી કૂદકો મારવો.

( ડાબો, જમણો, ડાબો કૂદકો, જમણો, ડાબો, જમણો કૂદકો, એક, બે, ત્રણ-કૂદકો વગેરે.

**તાલબદ્ધ કૂદકાઓ માટેની આજ્ઞાઓ:—**

આ કૂદકાઓ માટે આજ્ઞાઓ કરતાં કૂદકાનું વર્ણન સમજુતીમ આવી જવું જોઈએ. જેમકે:—

દરેક ચારને ટકોરે ચોથા ભાગના જમણી તરફ ફરી પહોળો કૂદકો શરૂ! અમુક ગણતરી સુધી કૂદકા માટે આજ્ઞા આપી શકાય અથવ 'થોભો'નો હુકમ અપાય! તાલને જમાવી ચાલુ રાખવા ગણતરી કૃતિ સાં શરૂ થાય જેમકે:—

૧. અંગુઠા પર બાજુ પર ડાબો પગ—મૂકો!

ઝોક પગલું ૮ ગણતરીએ થોભાવો—શરૂ! ૧, ૨, ૩, વગેરેથી ૮

૨. આગળ ચાલી ઠેકડા સહિત છલંગ પગલું—ચાલો!

૧ કૂદકો, ૨ કૂદકો, ૧ કૂદકો વગેરે થોભાવ.

જ્યાં ઢીંચણ અને ઘુંટણ વિસ્તારવાનાં હોય અથવા છલંગ ભરવાની હોય ત્યાં ગણતરી કામ કરવાનું જણાવાય છે દા. તરીકે.

૧. ઢીંચણ અને ઘુંટી વિસ્તારી દોરી કૂદકો—શરૂ ! ૧ અને, ૨ અને, ૧ અને, વગેરે. બસ !

૨. જુઓ (૨) ઉપર.

કૂદકા કૂચ:—

બધી કૂદકા કૂચો તાલમાં વાળાફરતી પગ ઉપર કૂદવામાં થાય છે. જરા ધીમેથી કૂચ થાય છે, અને જે પગ ઉંચો રહે છે તેની વિવિધ સ્થિતિઓ હોય છે. આ કૃતિનો ખાસ મુદ્દો ઉંચા કૂદકામાં સમાએલો છે, અને પગના પંઝામાંથી ઉપરના ભાગ તરફ જોરાવર ધક્કો પહોંચે છે. આથી આવી કૃતિઓથી શક્તિવર્ધક હીલચાલો થાય છે. માથું અને શરીર સીધું રાખવું જોઈએ, પણ અક્કડ નહિ. હાથ સહેલાઈથી ઝૂલવા જોઈએ અને આ રીતે હીલચાલને મદદ મળે છે.

કૂદકા કૂચ—ઢીંચણ ઉંચે રાખી.

કૂદકા કૂચ—પગ આગળ ઉંચો રાખી.

કૂદકા કૂચ—પગ પાછળ ઉંચો રાખી.

ઉંચો રાખેલો પગ સીધો હોવો જોઈએ, પણ અક્કડ નહિ. આ બધી હીલચાલોમાં સાથળના સાંધાનો સંપૂર્ણ વિસ્તાર થાય તે બાબતને ઉત્તેજન આપવું જોઈએ.

કૂદકા કૂચ વળી ઉંચા રાખેલા ઢીંચણને બહાર ફેરવીને લઈ શકાય છે.

આ હીલચાલોમાંની ઘણી જગા ઉપર થઈ શકે છે.

દોરી કૂદવાનું પગલું.

કદકો હળવો જોઈએ, અને લાંબા પગલા કરતાં જરા વધારે ઉંચે પગલું ભરવા ઉત્તેજન આપવું જોઈએ.

બાજુ પરનું ઘોડા પગલું:—

ડાબા (જમણા) પગથી બાજુ પર પગલું લઈ શકાય છે. બીજો પગ જરા કૂદકો લેવાથી તેની સાથે લાવી શકાય છે. એડીઓ સાથે આવતી હોવાથી તે ધીમેથી અટકવી જોઈએ, સતત કૂદકાની હીલચાલમાં અંગુઠા ઉપર બાજુઓ પર ચાલવાથી આ પગલાનો વિકાસ થઈ શકે છે.

ઉપર વર્ણવેલી કૂચો અને પગલાં ભેગાં કરવાથી વૈવિધ્ય પ્રાપ્ત થઈ શકે છે, જેમકે બેની જોડમાં, અંદરના હાથ જોડીને; ૮ દોરી પગલાં આગળ; ભાગીદારો સામસામા અને બંને હાથ મિલાવો; દિશાની સીધી લાઇનમાં ૮ ઘોડા પગલાં. દોરી પગલાં ફરી લો. પીઠ પીઠ ફેરવો અને ઘોડા પગલાં ફરી ભરો.

## કન્યાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તરભાગ

ઉ. ભા. માં સને ૧૯૩૭માં લેવાએલી કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદી:—

| નંબર. | નામ. | માર્ક. | નંબર. | નામ. | માર્ક. |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ જિલ્લો.** | | ૩૦ | ઉરહી સોમનાથ પીપાવણુશી | ૩૭૪ |
| | | | ૩૦ | શાંતા સોમાભાઈ પટેલ | ૩૭૪ |
| ૧ | સુનામી છગાજી ખ્રિસ્તી | ૪૪૫ | ૩૪ | કળાવતી ચંદુલાલ શાહ | ૩૭૩ |
| ૨ | પદ્માવતી ચુનીલાલ મેહતા | ૪૩૫ | ૩૫ | લીલાવતી શામળદાસ શાહ | ૩૭૧ |
| ૩ | હીરા કાળિદાસ વ્યાસ | ૪૨૨ | ૩૫ | અનસુયા લક્ષ્મીરામ જોષી | ૩૭૧ |
| ૪ | કળાવતી ચીમનલાલ શાહ | ૪૧૪ | ૩૭ | ભાનુમતી વલ્લભરામ જાની | ૩૭૦ |
| ૪ | વસુમતી રામસીંગજી પરમાર | ૪૧૪ | ૩૭ | વિનોદા ચંદુલાલ મેહતા | ૩૭૦ |
| ૬ | શાંતા રણછોડલાલ ભાટીઆ | ૪૦૫ | ૩૭ | એલિઝાબેથ જેનટ કાપડીઆ | ૩૭૦ |
| ૬ | વિનોદા શંકરલાલ રાવળ | ૪૦૫ | ૪૦ | લીલાવતી રમણલાલ ભગત | ૩૬૯ |
| ૮ | કાન્તા મગનલાલ રાવળ | ૪૦૩ | ૪૧ | મંદાકીની શીવપ્રસાદ મેહતા | ૩૬૬ |
| ૯ | કાશીબેન લલ્લુભાઈ પટેલ | ૪૦૧ | ૪૨ | જસવિદ્યા મગનલાલ મેહતા | ૩૬૫ |
| ૧૦ | નિર્મળાબેન જટાશંકર રાવળ | ૩૯૬ | ૪૩ | સુરજ લલ્લુભાઈ પટેલ | ૩૬૩ |
| ૧૧ | જયાગૌરી મોતીલાલ રાવળ | ૩૯૪ | ૪૩ | વિમળા જેઠાલાલ પટેલ | ૩૬૩ |
| ૧૨ | હસુમતી કાન્તિલાલ સરૈયા | ૩૯૩ | ૪૩ | પદ્માવતી જેસંગભાઈ દેસાઈ | ૩૬૩ |
| ૧૩ | મધુકાન્તા મોહનલાલ જોષી | ૩૯૨ | ૪૩ | કમળાબેન ભાઈશંકર જોષી | ૩૬૩ |
| ૧૪ | વિમળા લલ્લુભાઈ પટેલ | ૩૯૧ | ૪૭ | શારદા જેઠાલાલ માસ્તર | ૩૬૨ |
| ૧૫ | પુષ્પા માણેકલાલ શાહ | ૩૯૦ | ૪૮ | ધિકબ્બાઉનીસા નુરૂલ્લામીઆં કાદરી | ૩૬૧ |
| ૧૬ | ચંચળ હીરાચંદ બેલાણી | ૩૮૮ | | | |
| ૧૭ | સુશીલાબેન અમથાભાઈ પટેલ | ૩૮૭ | ૪૮ | નર્મદા ભવાનભાઈ મકવાણા | ૩૬૧ |
| ૧૮ | કાન્તા રતીલાલ વ્યાસ | ૩૮૬ | ૪૮ | કૌશલ્યા અમૃતલાલ પટેલ | ૩૬૧ |
| ૧૯ | પદ્મા જીવણલાલ શાહ | ૩૮૫ | ૫૧ | અંબા પુંજાભાઈ પટેલ | ૩૬૦ |
| ૧૯ | કમળાબેન શંભુપ્રસાદ દવે | ૩૮૫ | ૫૧ | ભગવતી સોમનાથ ત્રિવેદી | ૩૬૦ |
| ૨૧ | હુસેના ફકીરમહમદ મોમીન | ૩૮૪ | ૫૩ | વસંતબેન ચંપકલાલ પાધ્યાય | ૩૫૯ |
| ૨૧ | શાંતા માણેકલાલ ત્રિવેદી | ૩૮૪ | ૫૪ | સુભદ્રા મગનલાલ ભટ | ૩૫૮ |
| ૨૩ | કળાવતી મણીશંકર પંડયા | ૩૮૨ | ૫૪ | ભાનુમતી વિઠલભાઈ પટેલ | ૩૫૮ |
| ૨૩ | મહાલક્ષ્મી ચુનીલાલ ત્રિવેદી | ૩૮૨ | ૫૬ | કૃષ્ણા વિરજીભાઈ મકવાણા | ૩૫૭ |
| ૨૩ | કમળા મરઘાભાઈ પટેલ | ૩૮૨ | ૫૬ | વિમળા કેશવલાલ શાહ | ૩૫૭ |
| ૨૬ | ચંચળ લલ્લુભાઈ પટેલ | ૩૮૦ | ૫૮ | લલિતા અંબાલાલ ભટ્ટ | ૩૫૬ |
| ૨૭ | સવિતા દયાશંકર જાની | ૩૭૯ | ૫૯ | કળાવતી માણીલાલ પટેલ | ૩૫૫ |
| ૨૭ | કમળા વાઘજીભાઈ પટેલ | ૩૭૯ | ૫૯ | ઇંદુમતી નરસિંહલાલ શાહ | ૩૫૫ |
| ૨૭ | શારદા સોમચંદ શાહ | ૩૭૯ | ૬૧ | જીવી ઉમરચંદ પટેલ | ૩૫૪ |
| ૩૦ | અરવિંદા ઓચ્છવલાલ મેહતા | ૩૭૪ | ૬૧ | ચંદી નાનચાહ પટેલ | ૩૫૪ |
| ૩૦ | ચંચળબેન નરસિંહભાઇ પટેલ | ૩૭૪ | ૬૧ | કળાવતી રામચંદ્ર પટેલ | ૩૫૪ |

૨ ઇન્ડકટન્સનું ગુંચળું } બે મળીને મોજાંની લંબાઈ અને સંખ્યા
૪ કન્ડેન્સર } નક્કી કરે છે.

૫ વાલ્વ......ધ્વનિનાં મોજાંની અસર અને વીજળીનાં મોજાંની અસર જુદી પડાય છે.

૬ બેટરી......વાલ્વ તપાવવા માટે નાની બેટરી.

૭ બેટરી......એનોડ પ્રવાહ માટે મોટી બેટરી.

૮ ટેલિફોન......અવાજ સંભળાય છે.

૯ પૃથ્વીનું જોડાણ......એરિઅલનું જોડાણ.

એરિઅલ અને પહેલા વાલ્વ વચ્ચે તારનાં ગુંચળાં અને કન્ડેન્સર મુકાય છે. એનો ઉપયોગ શો છે? વાજિંત્રોનો નાદ વધારવા માટે જાતજાતની ગોઠવણ હોય છે. દિલરૂબા, સારંગી વગેરેમાં પોલી લાકડાની પેટી જેવું હોય છે. એજ પ્રમાણે આ બે વડે સૂર મેળવી નાદની વૃદ્ધિ કરાય છે. એવાજ ઉદ્દેશ સારૂ પહેલા વાલ્વની પ્લેટ (એનોડ) અને બીજા વાલ્વની ગ્રીડ-જાળી વચ્ચે એવુંજ એક તારનું ગુંચળું અને કન્ડેન્સર મૂકેલાં છે.

બીજો અને ત્રીજો વાલ્વ જોડવા માટે ટ્રાન્સફોર્મર વપરાય છે. તેની પ્રાયમરી બેટરીના + છેડો અને એનોડ વચ્ચે મુકાય છે અને સેકન્ડરી એક છેડો બીજા વાલ્વની ગ્રીડ અને બીજો છેડો એક નાની બેટરીના + છેડા સાથે જોડાય છે. આ બેટરીને ગ્રીડ-બાયસ-બેટરી કહેવાય છે. ટ્રાન્સફોર્મર વડે આંદોલનોની અભિવૃદ્ધિ થાય છે. આ ગ્રીડ-બાયસ બેટરી વડે ગ્રીડને પહેલેથી થોડો વિદ્યુત-ચાર્જ આપી મુકાય છે, જેથી પછીથી તેનું કાર્ય સરળ અને વધારે સારૂં બની જાય છે.

બીજા વાલ્વનું કાર્ય ઘણું અગત્યનું છે. તેનું કાર્ય હાય-ફ્રિક્વન્સી મોજાં બનાવે છે, જે ધ્વનિનાં મોજાં છુટાં પાડી શકે છે. એ ડિરેક્ટર વાલ્વ કહેવાય છે.

આખા સેટને બહુ બળવાન બનાવવો હોય તો ત્રણને બદલે ચાર, પાંચ, છ અને વધુ વાલ્વનો ઉપયોગ કરાય છે. તે વાલ્વો જોડવામાં નીચે મુજબ ધ્યાન રાખવું.

૧. એનોડ, પ્રાયમરી (ટ્રાન્સફોર્મરની) કોઇલ અને મોટી બેટરીનો + છેડો જોડવાં.

૨. ગ્રીડ-જાળી, ટ્રાન્સફોર્મરની સેકન્ડરી કોઇલ અને "ગ્રીડ-બાયસ"-નાની બેટરી સાથે જોડવાં.

૩. ફાઇલામેન્ટને " લો-ટેન્શન " બેટરીની સાથે જોડવો.
જુઓઃ—બીજો અને ત્રીજો વાલ્વ કેવી રીતે જોડાએલો છે.
જો બેને બદલે વધારે વાલ્વ વપરાયા હોય તો આજ પ્રમાણે જોડાય છે.

## પરચુરણ બાબતોઃ—

રેડિઓ વાપરવા માટે કેટલીક બાબતો પર ધ્યાન આપવું પડે છે. તેમાંની મુખ્ય બાબતો નીચે પ્રમાણે છેઃ

રેડિઓ સેટ ચાલુ કરતાં પહેલાં સરકારની પરવાનગી લેવી પડે છે. તે મેળવવા માટે લાઇસન્સ ફી દર વરસે આપવી પડે છે.

એરિઅલને ઘણે ઉંચે રાખવાની જરૂર નથી. જો એકજ તાર વાપરીએ અને જો તેને આસરે ૫૦ ફૂટ ઉંચે રાખીએ તો વિલાયતનો વાયરલેસ-પ્રોગ્રામ સંભળાય છે. એરિઅલ બહાર રખાય છે, અને કેટલાંક એરિઅલો મકાનની અંદર પણ મુકાય છે.

એરિઅલનો તાર સામસામે આવેલાં બે મકાનો વચ્ચે બંધાય છે. જો મકાન ન હોય તો ઝાડની ડાળી અથવા થડ સાથે બંધાય છે. કંઇપણ ના હોય તો એક વાસ અથવા કોઇ પણ જાતનો થાંભલો ઉભો કરાય છે અને તેને તાર બંધાય છે. ઝાડને બાંધતી વખતે એટલું જોવું જોઈએ કે ડાળી અથવા પાંદડું તારને ગમે તે સંયોગોમાં અડકે નહિ. તારના બે છેડા દુર્વાહક પદાર્થ વડે બંધાય છે, અને તારના છેડાને બારી અથવા જાળીમાંથી ઓરડામાં રેડિઓના મશીન આગળ લઈ જવાય છે. એરિઅલનો તાર બને તેટલો સીધો અને ખેંચાએલો રાખવો જોઈએ. એરિઅલના તાર અને જમીન વચ્ચે જેમ બને તેમ વધુ જગ્યા રાખવી. જો તાર અને જમીન વચ્ચે એકાદ નીચા મકાનનું છાપરૂં અથવા એવી બીજી કોઈ ચીજ આવી જાય તો એરિઅલની અસર ઓછી થાય છે. ( Condenser ની ગ્રાહ્યશક્તિ (capacity) માં ફેરફાર થઈ જાય છે. ) એરિઅલના તારમાંથી સીધો અને ઉભો તાર લંબાવી મકાનમાં દાખલ કરવો એ સારૂં અને સલાહભરેલું છે.

જે એરિઅલો ઘરમાં રખાય છે તે ઉપર દર્શાવ્યા મુજબ હોય છે અને તેમનો ઉપયોગ ઘણો છે. વાયરલેસ મોજાં ઇંટ, ચણતર અને લાકડામાંથી પસાર થઇ શકે છે, છતાં એરિઅલને ઘરમાં પણ અદ્ધર રાખવો પડે છે, અને તેને બીજી કોઈ વાહક ચીજોને અડકવા દેવો નહિ. સૌથી ઉંચા માળની છત નીચે તાર બાંધવાથી એરિઅલ ગોઠવી શકાય છે અથવા બીજી કોઈ એવી યુક્તિ વાપરી એરિઅલ ગોઠવી શકાય છે. ભેજવાળી

દિવાલોને તાર અડકવો જોઇએ નહિ. તૈયાર બનાવેલું ફ્રેમ–એરિઅલ પણ મળી શકે છે. તેને ગમે ત્યાં રાખી શકાય છે. તેને બહાર લઈ જવામાં સગવડ હોવાથી તેનો વપરાશ પુષ્કળ છે.

મકાનમાં દીવા માટે વીજળીનું ફિટિન્ગ હોય તો તેમાંથી છૂટા પ્લગ વડે પત્થર લઈ રેડિઓના મશીનમાં વાપરવો એ ઘણું સસ્તું અને સગવડ-ભરેલું છે. જો છૂટી બેટરી વાપરવામાં આવે તો તે પુરેપુરી ચાર્જ કરેલી છે કે નહિ તે પહેલાંથી જોવું અને તેની ખાતરી કરવી.

રેડિઓમાં બહુ ઘોંઘાટ થાય તો તેને રોકવા માટે ખાસ તૈયાર કરેલાં યંત્રો હોય છે. તેનો વપરાશ કરવાથી તેને અટકાવી શકાય છે. તેમ છતાં થોડો ઘોંઘાટ થાય તેને માટે ધીરજ રાખવી. હવામાં અનેક જાતના ફેરફારો થવાથી આવી જાતના ઘોંઘાટ થાય છે.

ઘરમાં ગેસ–પાઇપ હોય તો તેને એરિઅલનો તાર કદી પણ જોડવો નહિ, કારણકે કોઈ વખતે અકસ્માત થવા સંભવ છે.

રેડિઓનું મશીન કેવી રીતે વાપરવું તેની સઘળી સૂચના મશીનની સાથે અપાય છે. તે સૂચના મુજબ કામ કરવાથી રેડિઓ ચાલુ થાય છે.

આસિસ્ટન્ટ માસ્તર
મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ
મહેન્દ્ર બાલાજી દવે

---

# ઇનામી નિબંધ

## બાળકોને ઘેર ભણાવવાં કે શાળામાં એ બેમાં નૈતિક અને માનસિક દૃષ્ટિએ શો ફેર પડે?

( ગતાંક પૃષ્ ૮૬ થી ચાલુ )

**હાલની શાળાઓ અને તેનું વાતાવરણ**

હાલની શાળાઓનું વાતાવરણ બાળકોને આનંદ કરતાં કંટાળો આપનારૂં વધુ લાગે છે. તેને માટે શાળામાં ભય અને શિક્ષાને સ્થાન ન હોવું જોઈએ. બાળકોને શાળામાં આવવું ત્રાસરૂપ લાગે છે. બાળકો શાળામાં આવે છે તેના કરતાં ઘેર જતાં વધુ આનંદી દેખાય છે, એજ બતાવી આપે છે કે હાલની શાળાઓનું વાતાવરણ બાળકોને આનંદ આપનારૂં નથી. બાળકો હોંસે હોંસે શાળામાં આવે, એવું એનું વાતાવરણ

હોવું જોઈએ; જો કે હાલ શારીરિક શિક્ષાને સારી શાળાઓમાં સ્થાન નથી આપવામાં આવતું, એ આનંદની વાત છે. બાળકને ભય કરતાં પ્રેમ બતાવવાથી સારૂં કામ આપે છે, એ એમનો કુદરતી બાળસ્વભાવજ છે.

**આધુનિક બાળ-માનસશાસ્ત્રીઓના મત**

કેળવણીમાં ઘણા સુધારા થયા છે ને થતા રહે છે. ફ્રોબેલ નામના કેળવણીકારે ત્રણથી સાત વર્ષનાં બાળકોને કેળવવા માટે કિન્ડરગાર્ટન શાળાઓ ઘણા અને લાંબા અખતરાને પરિણામે કાઢી હતી; તેમાં તેનો મુખ્ય હેતુ બાળકની વૃત્તિઓને યોગ્ય બની, રમત સાથે જ્ઞાન આપવાનો હતો, એટલે બાળક સાથે બાળક બની જ્ઞાન આપવાનો હતો. તેથી પણ આગળ વધીને મેડમ મોન્ટેસોરીએ ઘણા અખતરાઓને પરિણામે, 'મોન્ટેસોરી શિક્ષણ સંઘ.' સ્થાપ્યો. આ શાળાઓમાં બાળકના શિક્ષક નહિ પણ માર્ગદર્શક બનવાનું નિર્ણિત થયું. ત્રણ વર્ષના બાળકો શાળામાં આવે, ત્યાં રમતોનાં અનેક સાધનો સાથે બાળકો રમે, કૂદે, આનંદ કરે, માથું ઓળે, હિંચકા ખાય, સૂઈ જાય, પોતપોતાની સ્વાભાવિક વૃત્તિઓ અનુસાર કામ કરે, ત્યાં ભય કે શિક્ષા નહિ. બાળકો પૂછે તેના શિક્ષક જવાબ આપે. તેમને કવિતા, પ્રાર્થના કે એવું કંઈ કાર્ય કરાવવું હોય, ત્યારે તે તરફ દોરાવાની પ્રેરણા કરે; હુકમ નહિ, સત્તા નહિ કે ડર નહિ. આવી શાળાને મોન્ટેસોરી શાળા કહે છે-મેડમ મોન્ટેસોરીના મત પ્રમાણે:-

(૧) બાળક સાથે બાળક બનો.

(૨) બાળકને ડરાવવાં નહિ, કે ભય બતાવવો નહિ.

(૩) બાળકને શિક્ષા મુદ્દલ કરવી નહિ.

(૪) બાળકની કુદરતી શક્તિઓ ખીલે તે પ્રમાણે વર્તો

(૫) બાળક જે પૂછે તેના પ્રેમથી સઘળા જવાબ આપો.

"ભલે લોકો ગગનચુંબી મહાલયો રચે, ભલે લોકો આકાશ અને પાતાળના ગૂઢ ભેદોનો ઉકેલ કરે, ભલે લોકો કરોડોની દોલતથી પૃથ્વીના પડને સોનેથી મઢે, પણ જ્યાંસુધી તેઓ નાનાં બાળકોના હકોને વિસરી જશે, તેમનું અપમાન કર્યા કરશે, તેમને હડધૂત કરશે, તેમના વિકાસની અવગણના કરશે, ત્યાંસુધી આ બધી અતુલ શક્તિ અને જાહોજલાલીનાં મૂળમાં વિનાશનાં જીવડાં વધ્યા કરશે, અંતે મહામાનવવૃક્ષ એકાએક પડી ભાંગી જશે, સડી જશે, બાલસન્માન અને બાલવિકાસના સંબંધમાં માનવ-સમાજનું પરમ કલ્યાણ છે."

ગુજરાતના આદર્શ કેળવણીકાર ગિજુભાઈ કહે છેઃ—

"બાલમંદિરમાં બાળકે જવુંજ જોઈએ, એવો આગ્રહ કોઈ માબાપે ન રાખવો જોઈએ. બાલમંદિરનું વાતાવરણ દરેક બાળકને પસંદજ પડે, એમ નથી. ઘણીવાર બાલમંદિરનું વાતાવરણ બાળકને ખુંચે છે. બાળક સ્વતંત્રતા માગે છે. સ્વયંસ્ફૂર્તિ માગે છે. કેટલીક વાર શિક્ષકની વાણીમાં આવતી જાડી ઢબ, ઉતાવળીઆપણું, કર્કશતા વગેરેથી પણ તે ત્રાસે છે. ઘણી વાર શિક્ષકો બાળક પર ચિડાય છે અથવા તેમને હડધૂત કરે છે." શાળામાં ન જવાનાં કારણોમાં જણાવે છે કે "ઘણીવાર ત્યાં ભેળાં થતાં બાળકોમાંથી કોઈ ને કોઈ બાળક પોતાને હેરાન કરે છે, તેથી પણ બાળકને ત્યાં જવું ગમતું નથી; ઉપરાંત ઘરનું વધારે આકર્ષણ, નોકરો ઉપરનું અવલંબન, મા મોકલવા માગે, તો બાપની મરજી ન હોય, તેથી ઉલટું હોય, અથવા ઘરનાં ઘરડાં બાળકોને હુલાવતાં, ફુલાવતાં, અને જે માગે તે કરી આપતાં અને ખવરાવતાં હોય તેથી પણ બાળકો બાલમંદિર જતાં નથી. આવા સંજોગોમાં બાળકને પરાણે મોકલવા નહિ એ ઉત્તમ ઉપાય છે."

**પ્રાચીન પ્રણાલિકા**

આપણા પ્રાચીન ઋષિ, મુનિઓ અરણ્યમાં વસતા ને બાળકોને શિક્ષણ આપવામાજ પોતાનું જીવન વ્યતીત કરતા. ત્યારે બાળકોને ભણાવવાની હાલની પેઠે શાળાઓ ન હતી. બાળક યોગ્ય ઉંમરનો થતાં, તેને ઉપનયન-સંસ્કાર કરી, ગુરુને ત્યાં મોકલતા. ત્યાં ગુરુની સેવા કરી, ભિક્ષાન્ન માગી લાવી, પોતાનું પેટ ભરતો ને ગુરુ પાસે ચોવીસે કલાક રહી. બાળક ભણતો. છાપવાની કળાનો અભાવ હોવાથી પાઠ્ય પુસ્તકો ન હતાં. ગુરુ શ્લોક બોલે ને વિદ્યાર્થી પાઠ કરે એ રીતે તે ભણતો. આવા સંજોગોમાં પણ તે મહાન વિદ્વાન બનીને આવતો. તે વખતનાં સ્થળ, તેનું વાતાવરણ અને તેમાં રહેલી પવિત્રતાજ તેની સઘળી માનસિક શક્તિઓ વિકસાવી નીતિની બાબતમાં પણ વધુ લાયક અને પવિત્ર બનાવતાં.

**આધુનિક શાળા, મહાશાળા કે પાઠશાળાઓ**

અર્વાચીન સમયમાં શિક્ષણકાર્ય શાળાઓમાંજ થાય છે ને તે કેવળ પુસ્તકદ્વારાજ શિક્ષક શીખવી જાય, ને બાળકને વાંચીને તૈયાર કરવું પડે. એટલે ઉચ્ચારકેળવણી મેળવતાં બાળકને પોતાની સઘળી મગજશક્તિને ખપાવી દેવી પડે. બહોળું જ્ઞાન સંપાદન થાય, પણ તેનો વ્યવહારમાં કંઈજ ઉપયોગ કરી ન શકે. આ સંજોગોમાં તેની માનસિક શક્તિઓને શ્રમ આપવોજ પડે. નૈતિક કેળ-

વણીનો તો સાવ ચણાવજ હોય છે; કારણ તેનો અને શિક્ષકનો સંબંધ શાળાના સમય જેટલોજ હોય છે, એટલે શાળામાં ભણવાથી બાળકની માનસિક શક્તિઓ કેળવાય, પરંતુ નીતિની કેળવણીમાં તે પછાત રહે, જ્યારે ઘરની કેળવણીમાં માબાપ કે જેની સાથે તે આખો સમય રહે, તેમના નીતિના સંસ્કારો પડે. બધાંજ માબાપો કેળવાએલાં હોતાં નથી, તેમ બધાં માબાપો ઘેર ભણાવી શકે તેટલાં સાધનસંપન્ન પણ હોતાં નથી, તેમ બાળમાનસશાસ્ત્રથી પરિચિત પણ હોતાં નથી, તેમ ધંધાના કાર્યમાં પરોવાએલાં હોવાને લીધે બાળકો તરફ પુરતુ લક્ષ પણ આપી શકે એમ હોતું નથી, તેવાના બાળકોને તો શાળામાંજ ભણાવવું એ વધુ હિતકર છે.

શાળા અને માબાપો બંનેએ બાળકોનામાં નીતિના સંસ્કાર સુદૃઢ કરવા માટે પવિત્ર વાતાવરણ અને પોતાના જીવનનો આદર્શ દાખલો બેસાડવોજ પડે.

માનસિક શક્તિઓ પણ તેને યોગ્ય વાતાવરણ, સાધન, શિક્ષક ને માબાપ બધાં સારા મળી શકે, તોજ વિકસે, ને એ રીતે પૂર્ણ માનસ ખીલી શકે.

બાળકની શક્તિ, જે દિશામાં ને જે કાર્ય તરફ વધારે પરોવાએલી જણાય, તેજ દિશા તરફ તેને દોરી જવું જોઈએ, ને તે પ્રમાણે થાય તોજ તેની શક્તિઓ ખીલે ને સારૂં કામ કરી શકે. જો બાળકનું લક્ષ ખેતીના વિષયમાં પરોવાય, તો તેને ખેતીનાજ ધંધા તરફ દોરવું જોઈએ. જેનું મન વેપાર, ધંધો અગર ઉદ્યોગ તરફ દોરવાય, તેને તેજ દિશા તરફ જવા દેવાં જોઈએ. હાલ શાળામાં તે પ્રમાણે બનતું નથી. બધાંને માટે એકજ અભ્યાસક્રમ ફરજિયાત હોય છે. તેથી બાળકોને મને કમને તેમાં લક્ષ આપવું પડે છે.

**ઉપસંહાર**

જે માબાપો સુનીતિમાન હોય, જે માબાપો સઘળી રીતે સાધનસંપન્ન હોય ને જે માબાપોને પોતાના બાળકની નીતિની ભાવનાને શક્તિઓને ખીલવવાની ઉમેદ હોય, તે માબાપો પોતાનાં બાળકોને ઘેર ભણાવવાથી, નીતિની દૃષ્ટિએ, પોતાનાં બાળકોને સારાં સંસ્કારવાળાં બનાવી શકે ને તેવા વાતાવરણમાં બાળકને નૈતિક દૃષ્ટિએ વધુ લાભ થાય, એ નિઃશંક છે.

કેટલાંક મંદબુદ્ધિનાં બાળકો બીજાં બાળકોના સહવાસથી પોતાની શક્તિઓને ખીલવી શકે. તેવાં બાળકોને શાળામાં ભણાવવાથીજ તેમની શક્તિઓ ખીલે. તેવાં બાળકોને શાળામાં ભણાવવાં એજ હિતકર છે.

શાળા અગર ઘર ગમે ત્યાં ભણાવવાં, પણ શિક્ષણ આપનાર શિક્ષક ઉત્સાહી, ચારિત્ર્યવાન, ને નીતિમાન હોવો જોઈએ. શિક્ષકના સંસ્કાર સારા હશે, તો તેના હાથ નીચેના બાળકમાં સારા સંસ્કારો પડશે ને તે દીર્ઘકાળ ટકશે.

નિરસ બાળકો પોતાની શક્તિઓ તેમાં ખીલવી શકતાં નથી; ત્યારે માબાપ અને શિક્ષકને એમ લાગે છે, કે બાળક મંદ છે, ઠોઠ છે; પરંતુ તેનું ખરૂં કારણ જુદું હોય છે ને તે અજ્ઞાત રહે છે. એવાં બાળકોને છેવટે શાળા અને અભ્યાસ છોડવાંજ પડે છે. શાળામાં મંદ ગણાતો, પછાત પડતો બાળક બીજા તેને ફાવતા-ગમતા-ધંધામાં ઘણો આગળ પડે છે, ને સારૂં કામ કરી આપે છે. આ ઉપરથી સાબીત થાય છે. કે બાળકોની કુદરતી શક્તિઓને પિછાની, તેને અનુરૂપ જ્ઞાન-શિક્ષણ મળવાં જોઈએ, તો તે કાર્યમાં નિપુણ નીવડે છે.

શંકરલાલ ભુલાભાઈ રાવલ
પહેલા આસિ. કઠલાલ, તાલુકાસ્કૂલ

---

## મનુષ્યનો પોશાક*

**ઊન અને વાળનો પોશાક:—**

દુનીઆના ઘણાખરા લોકો એક કે બીજા પ્રકારનો પોશાક પહેરે છે. કેટલાક ટાઢ અને તડકાથી, પવન અને વરસાદથી, ધૂળ અને મેલથી, કે ઘા અને ચેપથી તેમનાં શરીરનું રક્ષણ કરવા વસ્ત્રો પહેરે છે; બીજા કેટલાક પોતાની જાતને બીજાથી વધારે સારી, અને વધારે અગત્યની દેખાડવા પોશાક પહેરે છે અને કેટલીક વખત એશક વસ્ત્રપરિધાન કરવાનાં તેમને સારાં કારણો હોય છે.

મનુષ્ય એ એકલુંજ પ્રાણી એવું છે, કે જેને કુદરતે બક્ષેલા આચ્છાદન ઉપરાંત પોતાની જાતને સુખમય બનાવવા માટે બીજા કોઈ આચ્છાદનની જરૂર માલમ પડે છે. પ્રાણીઓને પોતાના જીવનને બરાબર અનુકૂળ આવે એવું કુદરતી આચ્છાદન હોય છે; પક્ષીઓને પીછાં હોય છે, અને માછલીઓને ભીંગડાં હોય છે; પણ મનુષ્યોમાંના ઘણાઓએ વસ્ત્રપરિધાન કરવાંજ જોઈએ, અને તેમ ન કરે તો તેને દુઃખમય જીવન ગાળવું પડે

* અંગ્રેજીનો અનુવાદ.

એ નિઃશંક છે. જંગલી લોકો પ્રાણીઓનાં ચામડાંનાં, પક્ષીઓનાં પીછાંનાં, અથવા વૃક્ષો અને છોડવાઓનાં પાંદડાંનાં અને છાલનાં આછાં આચ્છાદન બનાવી સંતોષ માને છે; પરંતુ સંસ્કૃતિ પામેલા લોકોની નજર, પોતાની જરૂરિઆતો કે શોખને પરિપૂર્ણ કરવા માટે વસ્ત્રાલંકાર શોધવા, સમસ્ત જગત પર દોડે છે

**માથાથી પગ સુધી:—**

પોશાક તૈયાર કરવા જગતના ઘણા જુદા જુદા ભાગોમાંથી લોકોને જે સાધનો વાપરવાં પડે છે, તે સમજવા માટે માત્ર દરરોજના પોશાકનો વિચાર કરવાનો છે. માણસની રૂવાંટીવાળી ટોપી દક્ષિણ અમેરિકાની નદીઓના કિનારા પર ભટકતા પ્રાણીઓનાં રૂવાંની બનેલી હોય; અને ટોપીની પટી દૂર દૂર આવેલા ચીનના રેશમને પશ્ચિમ એશિઆમાંથી આવતા કાળા રંગથી રંગીને ચોઢેલી હોય; તેનો ગળપટો (કૉલર) બાલ્ટિક પ્રદેશો કે આયર્લૅન્ડમાં ઉત્પન્ન થતા ફ્લૅક્સ (શણ)નો હોય, તેની ટાઈ ફ્રાન્સ કે ઇટાલિના રેશમની હોય; અને તેનું ખમીસ કે પહેરણ ઇજીપ્ત કે યુનાઇટેડસ્ટેટ્સના રૂનું બનેલું હોય.

તેનો કોટ, પાટલુન અને બીજાં વસ્ત્રો દક્ષિણ ઓસ્ટ્રેલિઆ કે દક્ષિણ આફ્રિકાનાં ઘેટાંની પીઠ પર થતા ઊનમાંથી વણેલાં હોય, તેનાં મોજાં કેટલેક અંશે બકરાના સુંવાળા રેશમી વાળ મેળવીને બનાવેલાં હોય; અને તેના જોડા કે બુટ એક વખત આર્જેન્ટિનાના પમ્પામાં ભટકતી ગાયના ચામડાને કમાવી બનાવેલા લેધરના હોય, અને તેમની એડીઓ મલાયાના બગીચાઓમાં થતા રબરની બનેલી હોય. આથી સ્પષ્ટ થાય છે, કે આપણે પોશાક પ્રાપ્ત કરવા જુદા જુદા દેશોમાંથી ઘણી જાતનાં પ્રાણીઓ, વનસ્પતિ અને ખનીજ સાધનોમાંથી, વસ્તુઓ એકઠી કરીએ છીએ; અને આ રીતે માત્ર થોડાજ રૂપીઆના ભોગે ઘણી પ્રજાઓના ઘણા લોકોની સંયુક્ત મજુરીનું પરિણામ મેળવી શકીએ છીએ. આ કેવી રીતે બને છે, તે હવે આપણે વિચારીએ.

**ઊનની વાર્તા:**

સૈકાઓ પહેલાં મનુષ્યો પ્રાણીઓનો શિકાર કરતા, અને કપડાં માટે તેમનાં ચામડાં ઉતારી લેતા. હાલ પણ તેઓ તેમજ કરે છે, પણ તેમને કેટલાંક ઊનવાળાં પ્રાણીઓને, તેમની સારી રીતે સંભાળ લઈને ઉછેરવાનું વધારે સારૂં લાગ્યું. આથી તેઓ ઊન મેળવવા પ્રાણીને મારી નાખવાને બદલે દરેક વરસે તેમનું ઊન કાતરી લેવા સમર્થ બન્યા. ઊનને

ધોઈને સાફ કર્યા પછી, સ્ત્રીઓ તેના તાંતણા કે તાર કાઢતાં શીખી; અને સાદી સાળો પર તારને વણી તેમાંથી કાપડ બનાવતાં શીખી. કોઈક સમયે કેટલાંક મનુષ્યો આવા સામાન્ય ઊનથી અસંતોષ પામતા જણાયા, અને તેને બદલે વનસ્પતિ અને કંદમૂળોના રસમાંથી રંગોમાં ઊનને બોળી તેને વિવિધ પ્રકાશિત રંગોવાળું બનાવ્યું.

વખત એવો આવ્યો કે સાળો ઘણીજ વધી ગઈ અને તેમને ચલાવવાને માટે પાણીના બળથી ચાલતી મીલોનો ઉપયોગ કરવો પડયો. આમાં સાળો મોટી હતી. તેથી હાથથી કંતાતા ઊનના તાર કરતાં ઘણુંજ વધારે ઊનના તારની જરૂર પડી એટલે તે ઉત્પન્ન કરવા યંત્રોની શોધ થઈ. લોકોને હવે આ યંત્રો અને મોટી સાળો માટે ખાસ મકાનો બાંધવાનાં હતાં. વળી તેમને પોતાને જોઈતા ઊનના માલ માટે તેમના પોતાના ઘરમાં કાંતવાની અને વણવાની જરૂર ન રહી, એટલે તેઓ કારખાનામાં માલ બનાવનારા પાસેથી તૈયાર માલ ખરીદવા લાગ્યા. ટુંકામાં હાલની મોટી મોટી મીલોની સ્થાપના થઈ, તેમાં વરાળના બળથી યંત્રો ચાલવા લાગ્યાં અને બહુજ થોડા સમયમાં તેમાથી ઉત્તમ તૈયાર માલ નીકળવા લાગ્યો. ઘણા લોકોએ તો પોતાનાં વસ્ત્રો પોતાની મેળે બનાવવાનું પણ છોડી દીધું, અને જોઈતાં વસ્ત્રો દરજીને ત્યાથી ખરીદવા લાગ્યા, અથવા કાપડીઆની દુકાનેથી કાપડ ખરીદી સીલાઈખાતાની દુકાનોમાં તૈયાર કરાવવા લાગ્યા. હાલ ઘણા થોડા લોકો પોતાને માટે કપડાં કાંતી કે વણી શકે છે. ઘણાં માણસો તેમનાં પોતાનાં કપડાં તેમના ઘરમાં સીવડાવતા નથી, પણ સીલાઈખાતાવાળા સીવીને તેમને હજારોની સંખ્યામાં તૈયાર કરી આપે છે.

આ વસ્ત્રઉત્પાદનનો ઉદ્યોગ ખાસ કરીને ઇંગ્લાંડમાં બહુ જામ્યો છે; છતાં તેમાં પણ કેટલાંક સ્થાનો એવાં છે, કે જ્યાં કુટુંબની સ્ત્રીઓ (માતાઓ અને પુત્રીઓ) પુરુષોએ (પિતા કે પુત્રો) ઉછેરેલાં ઘેટાંનું ઊન વાપરીને અર્થાત તેને રંગીને અને કાંતીને તાર બનાવીને, તેમનાં પોતાનાં ગૃહોમાં પોતાની જાતે કાપડ તૈયાર કરે છે, અને જોઈતા રંગો છોડવાઓમાંથી, કંદમાંથી, અને ઝાડની છાલમાંથી પ્રાપ્ત કરે છે. ઘણા લોકો કારખાનામાં બનેલા સુંદર માલ કરતાં, આ ગૃહઉદ્યોગથી બનેલો હાથની બનાવટનો માલ વધુ પસંદ કરે છે. આ માલ તેમની માતાઓ અને ભગિનીઓએ પોતે તાર કાઢી, રંગી અને વણી પોતાનાજ ઘરમાં સૌની સમક્ષ જાતમહેનતથી કરેલો છે, તેને માટે તેઓને ઘણું માન ઘટે છે.

આ ઊનનો ગૃહઉદ્યોગ દક્ષિણની ટેકરીઓના પ્રદેશમાં સારી રીતે જામેલો છે, આ પ્રદેશ હજી પણ ઘેટાંને માટે પુરતું ઘાસ આપી શકે છે, અહીં ઊનને ધોવા માટે સ્વચ્છ વહેતું પાણી પુષ્કળ છે, અને પાણીની મદદથી બળ ઉત્પન્ન કરી, મોટી મોટી સાળો ચલાવી શકાય છે.

**પ્રખ્યાત થએલાં ઊનની બનાવટનાં શહેરો :**

ઊન, રમત ખેલનારાઓનાં કપડાં માટે, ફુટબોલ રમનારાઓના જરસી માટે, તેમજ મોજાં વગેરે માટે બહુ વપરાય છે.

દાખલા તરીકે, લીસેસ્ટરમાં અને તેની આસપાસ મોજાં વણવાનાં અને રમત રમનારાઓ માટે પોશાક તૈયાર કરવાનાં મોટાં કારખાનાં છે. તેમાં બ્રિટનને તેમજ આખા જગતને પુરો પડે તેટલા મોટા જથામાં આ માલ તૈયાર થાય છે.

ઈંગ્લાંડમા યૉર્કશાયરના પરગણામાં વેસ્ટ રાઈડિંગમાં ઊનનો માલ બનાવવાના સૌથી મોટામાં મોટાં કારખાનાં છે. આ પ્રદેશમાં આવેલા લીડ્ઝમા સમસ્ત જગતમાં સૌથી વધુ અગત્યનો ઊનના તૈયાર માલનો વેપાર ચાલે છે. તેની નજીકમાં આવેલા બ્રેડફોર્ડમાં સુટ અને પોશાક માટે ઊનનું બારીક કાપડ બને છે. ત્યાંજ વેકફીલ્ડ, હડર્સ્ફીલ્ડ, ડ્યુસબરી, (રગ અને બીજો ભારે ઊનનો માલ). હેલીફેક્સ, (શેતરંજીઓ, બીજો ઊનનો માલ, મોટા પ્રમાણમાં ભરવા, ગુંથવાના દડા.) જેવાં મુખ્ય મથકો આવેલાં છે. બ્રેડફોર્ડ જેવાં કેટલાંક શહેરો ઊન સિવાય બીજી ચીજો પણ વાપરે છે. દાખલા તરીકે, રેશમ અને મોહેર, સૌલ્ટેર આલ્પાકાનું ઊન વાપરે છે. આ આલ્પાકા દક્ષિણ અમેરિકાના લામાના કુટુંબનું છે.

ઊનનો આ મોટો વેપાર આ સ્થાનમાં કેવી રીતે વિકાસ પામ્યો, તેનાં કારણો જોઈએ. પ્રથમ પાસેની પીનાઈનની ટેકરીઓ પર ઊન પુરૂં પાડનાર ઘેટાં હતાં. ઊનને ધોવા માટે પીનાઇનના ઝરાઓમાં સ્વચ્છ વહેતું પાણી અને યંત્રોને ચલાવવા માટેનું બળ તેમાથી પ્રાપ્ત થતું હતું. પછી યૉર્કશાયરના કોલસાના ક્ષેત્રનો કોલસો વરાળનું બળ ઉત્પન્ન કરવાને માટે સામાન્ય વપરાશમાં આવ્યો, અને ત્યારપછી વિદ્યુતશક્તિનો ઉપયોગ થયો. હાલમાં બ્રિટનમાંનાં બધાં ઘેટાં ત્યાં ચાલતી મીલો અને કારખાનાંને જોઈતું ઊન પુરૂં પાડવા અસમર્થ નીવડયાં છે, અને તેથી દરીઆપારના દેશોમાંથી ઊનનો મોટો જથો ખરીદવાની જરૂર પડી છે. દરીઆ-

પારના દેશોમાં એવાં કુદરતી ઘાસનાં બીડો ઘણા મોટા વિસ્તારમાં આવેલાં છે, અને ત્યાં માણસો લાખોની સંખ્યામાં ઘેટાં ઉછેરે છે.

**મોટા પ્રમાણમાં ઘેટાં ઉછેરવાના પ્રદેશો :**

આવા પ્રદેશોમાં ઑસ્ટ્રેલિઆ પ્રથમ પદે છે. ત્યાંના ઘેટાંના વાડા કે મથકો કેટલીક વખત ઈંગ્લાંડના એક પરગણા જેવડા મોટા હોય છે. તેમના માલિકોને એટલું બધું અંતર કાપવાનું હોય છે, કે તેમને ઘોડા પર સવારી કરનારા ગોવાળીઆ બનવું પડે છે. આ મથકની દેખરેખ રાખનાર સર્વને ઉત્તમ ઘોડેસ્વાર બનવું પડે છે. આખા મથકના તારની વાડોથી વિભાગ કરવામાં આવે છે, જેમાં દરેક વિભાગ એવડો મોટો હોય છે, કે તેમાં પાંચ ૭ હજાર ઘેટાંને ચરવાની પુરતી ભૂમિ હોય છે. આવા દરેક મથકમાં ઊન ભરવાની વખાર હોય છે. ઑગસ્ટ અને સપ્ટેમ્બરમાં ઊન વીજળીની કાતરોથી કાતરી લેવામાં આવે છે. એ ઊનને જાત પ્રમાણે જુદું પાડી ભરે છે. ત્યાં પ્રેસની મદદથી તેમની ગાંસડીઓ બનાવી બંદરે મોકલી બ્રિટન તરફ રવાના કરવામાં આવે છે.

ઊન માટે લંડન મોટું બંદર છે. માલ ભરેલી દરિઆઈ સ્ટીમરો નીચલી ટેમ્સમાં તે લઈ આવે છે. લંડનના ડક્કાના ગોડાઉનોમાં નાના મછવા તેને લાવે છે. અહીં વેચાતા પહેલાં જે દલાલોને તે ખરીદવું હોય, તેમને જોવાની સગવડ હોય છે. કોલમેન મહોલ્લામાં ઊનનું બજાર ભરાય છે. બ્રિટનની સાળો અને ઊન ગુંથવાનાં યંત્રો માટે, દરિયાપાર આવેલાં બ્રિટિશ સંસ્થાનોમાં ઊન પુરૂં પાડનાર તરીકે ન્યુઝીલાંડ બીજે નંબરે આવે છે. દક્ષિણ આફ્રિકાના યુનીઅનનું સંસ્થાન ઊન મોકલવામાં ન્યુઝીલાંડથી બહુ ઉતરતું નથી.

એક વરસમાં જેટલું ઊન જોઈએ છે, તેનો નવમો ભાગજ બ્રિટનમાં થાય છે. બ્રિટિશ ટાપુઓમાં ઘેટાં સ્કોટલાંડની દક્ષિણની ઉચ્ચભૂમિ, ચિવિઅટની ટેકરીઓ, સરોવરનો પ્રદેશ, અને પીનાઈન્સ અને ઈંગ્લાંડના અગ્નિખુણી ચાક અને ચુનાના પથ્થરની ટેકરીઓના ઢોળાવ ઉપર ખાસ કરીને ઉછેરવામાં આવે છે.

**બકરાં, ઊંટ અને યાકમાંથી મળતો પોશાક :**

બીજાં પ્રાણીઓનાં ઊન અને વાળ આપણો પોશાક બનાવવામાં વપરાય છે. અંગોરા નામના બકરાનું મૂળ સ્થાન તુર્કીમાં છે. છતાં હાલ તેને દક્ષિણ આફ્રિકામાં અને દુનિયાના બીજા ભાગોમાં ઉછેરવામાં આવે છે.

(અંગોરા હાલના તુર્કીના પ્રજાસત્તાક રાજ્યની રાજધાની છે.) અંગોરા બકરાંના ઊનના તંતુ લાંબા ને રેશમ જેવા સુંવાળા છે અને તે તંતુ પ્રાણીના શરીરમાં લાંબા સફેદ ગુચ્છામાં લટકતા જણાય છે. ઘેટાંના ઊન કરતાં તે બહુજ કીમતી છે, અને તે મોહેર નામથી ઓળખાય છે. આ મોહેર બહુ ભારે કિંમતે વેચાય છે. બારીક કપડાં બનાવવામાં તે વપરાય છે, તેમજ ફર્નિચરના ઢાંકણના વેપાર માટે તેનો પુરતો ઉપયોગ થાય છે.

તિબેટના બકરાના સફેદ વાળમાંથી શુદ્ધ કાશ્મીરી શાલો બને છે. વાયવ્ય હિંદુસ્તાનમાં આવેલા ઉંચા પર્વતના ઢોળાવો ઉપર તેમને ઉછેરવામાં આવે છે. આ સ્થળમાંજ હિંદુસ્તાનનું કાશ્મીરનું દેશી રાજ્ય આવેલું છે અને જેલમની સુંદર ખીણમાં વુલર સરોવરનાં કિનારે રાજધાનીનું શહેર **શ્રીનગર** આવેલું છે.

માંગોલિઆ, ઉત્તરચીન અને મધ્યએશિઆમાં ઉપયોગમાં લેવાતાં જંગી બે ખુંધવાળાં, ભુખરા રંગનાં ઊંટના વાળનો ઉપયોગ થાય છે. જે વાળ તે પ્રાણીઓનો શિઆળાનો ઝભ્ભો છે, અને તે લાંબા જાડા વાળ ઉનાળામાં ખરી પડે છે, અથવા સ્ત્રીઓ તેમને ઉતારી લે છે. આ વાળનાં કપડાં, તંબુના ઓઢા અને બીજી ચીજો બને છે. આ ઊંટના વાળનો કેટલોક માલ ઈંગ્લાંડમાં ગરમ અને ભારે વસ્તુઓ બનાવવામાં વપરાય છે. તિબેટના યાકને રેશમ જેવા વાળ હોય છે, તેનાં ભારે કપડાં બને છે. તેમજ તંબુના ઓઢાનાં દોરડાં પણ તેનાં બને છે.

**લામા પ્રાણીના કુટુંબમાંથી મળતું ઊન:**

દક્ષિણ અમેરિકાના એન્ડિઝ ઉપરના છાતી સરસા સીધા અને મુશ્કેલીભરેલા માર્ગો પર ભારવહન કરાવવાના ઉપયોગ માટે લામા પ્રાણી મુખ્યત્વે ઉછેરવામાં આવે છે. તેમનું ઊન જરા કરકરૂં છે, પણ તેમનીજ જાતનાં આલ્પાકા અને વિકુનાના ઊનના તાંતણા લાંબા અને નરમ છે. હાલમાં સુટ અને પોશાક માટે તેમાંથી બનતાં કેટલીક જાતનાં કાપડનો બહુ ઉપયોગ થાય છે. લાંબા વખત સુધી માલ તૈયાર કરનારાઓને તેનો ઉપયોગ કરતા બહુ મહેનત પડી હતી. પણ આખરે સર ટીટસ સોલ્ટ નામે યોર્કશાયરના એક હોશિયાર વતનીએ તેનો માલ બનાવવાની રીત શોધી કાઢી. આ વાત માત્ર સો વરસ પહેલાંની છે. તેણે પાછળથી ૧૮૫૩માં તેનાં પ્રખ્યાત કારખાનાં બનાવ્યાં, અને (જમશેદપુરની પેઠે) સૉલ્ટેરની સ્થાપના કરી. આ નામ તેનું પોતાનુંજ છે, અને તેજ નામની

નદી ઉપર તે શહેર બાંધેલું છે. એન્ડીઝમાં રહેતા લોકો આલ્પાકાનાં ટોળાં ઉછેરે છે. તેમને ઘેટાંનાં ટોળાંની માફક પહાડોના ઢોળાવો ઉપર અને ઉચ્ચ પ્રદેશો ઉપર ચરાવે છે. આ ભૂમિમાં ઊન કાતરવાનાં વીજળીનાં યંત્રો નથી, તેથી અહીંનાં આલ્પાકાનું સુંદર ઊન ઘેટાંની માફક હાથે કાતરી લેવામાં આવે છે. સુંદર કાપડ બનાવવા માટે આ ઊન યુરોપ અને ઉત્તર અમેરિકામાં મોકલવામાં આવે છે. આ ઊનનો મોટો ભાગ બોલિવિઆ અને પેરૂના ઈન્ડિઅનો વાપરે છે. ત્યાંની સ્ત્રીઓ ઊનને કાંતી, વણી (રબારણોની માફક) તેમાં વિવિધ ભાતો કાઢે છે.

ગવર્નમેન્ટ હાઇસ્કૂલ નડિઆદ — **ચુનીલાલ ભીખાભાઈ પટેલ**

---

# ચિત્રકામ

## ધોરણ ૧ લું

**છુટા આખા હાથથી ચિત્રકામ:—**

પહેલા સત્ર સુધી આખા છુટા હાથના ચિત્રકામનો મહાવરો કરાવવો જોઈએ. પણ છુટા હાથથી ચિત્ર પડાવવાનો અભ્યાસક્રમ શરૂ કરવો એ સલાહભરેલું છે.

નીચે બતાવેલાં સાધનો ગામડાંની તેમજ શહેરોની શાળાઓમાં ઉપયોગી થઈ પડશેઃ

૧. સળીઓ અને આંગળીઓ વડે રેતી કે ધૂળ પર;
૨. ચાક અને બીજા રંગીન ભુકાથી પત્થર અને લીંપણ પર;
૩. સફેદ અને રંગીન ચાકથી કાળા પાટીઆ પર;
૪. પેન અને રંગીન કે સફેદ ચાકથી સ્લેટ પર;
૫. રંગીન પેન્સીલથી ધોળા કે રંગીન ટિન્ટેડ કાગળ પર.

ઉપર બતાવેલાં સાધનોનો વપરાશ કેમ કરવો તે અગાઉ જણાવવામાં આવેલું છે.

**કાળા પાટીઆ પર ચિત્રકામઃ—**

બાળકો કામ શરૂ કરે તે પહેલાં શિક્ષકે કાળા પાટીઆ ઉપર છુટા આખા હાથે ચિત્રકામ કેમ કરાય છે તેની રીત બતાવવી. શરૂઆતમાં હલકે હાથે કામ કરવાને બાળકોને પ્રોત્સાહન આપવું. કામ પુરૂં કર્યા

પછીથી તેઓ બાહ્યરેખા ફરીથી ભાર દઈ સફાઈદાર રેખાથી બનાવે. દેખીતી ભૂલો બાળકોને આપોઆપ સુધારવા કહેવું. જો તેઓ તેમાં સુધારો કર્યા વગર ભૂંસી નાખે અને ફરી બનાવે તો તેજ ભૂલો ફરીથી કરવાનો સંભવ રહે છે.

ખભા આગળથી આખા હાથનું હલનચલન થાય એવી સીધી ક્રિયા કરવા પ્રેરણા કરવી. બનતાં સુધી હંમેશાં રંગીન ચાક વાપરવા. આખા ચાકની લાકડી કરતાં નાના ટુકડાથી કામ સરળતાથી થાય છે. દરેક ચિત્ર મોટું કઢાવવું, જેથી ભૂલો માલમ પડે અને સુધારવી શકાય.

પદાર્થના ચોક્કસ માપનો સંબંધ અહીં હોય નહિ. પહેલાં એક પદાર્થથી બીજો પદાર્થ કેટલો નાનો છે કે મોટો છે, તે સમજાવવાનો બાળકો પ્રયત્ન કરે તે માટે તેમની પાસે નારંગી અને ફુટબોલ જેવા પદાર્થો સાથે ચિતરાવવા.

ચીતરવાની પદ્ધતિ કરતાં બાળકો પોતાના ભાવો ચિત્રોદ્વારા દર્શાવી શકે એ વધુ ઇચ્છવા જોગ છે.

પદાર્થની બાહ્ય રેખાનો ખ્યાલ બાળકો કરી શકતાં નથી. પદાર્થ મુક રંગનાં અમુક આકારનાં ધાબા કે પીંડ જેવો દેખાય છે. માટે આકારની દિશા પ્રમાણે અક્રગતિથી કામ કરાવવું સુગમ પડશે.

કાળા પાટીઆ પર બોલ, ઈંડું, લાકડી, પતંગ, પાન, માછલી, સાપ કલી, પોપટ વગેરે સાદા આકારોનો મહાવરો કરાવવો. તેમજ વાર્તાને લગતાં ચિત્રો ચાલુ પાઠમાંના પ્રસંગોનાં ચિત્રો, કલ્પિત ચિત્રો અને સાદી ભાત પાડવા માટે બાળકોને પ્રેરણા કરવી.

**આંખને આકારો, પ્રમાણો અને રંગોનું નિરીક્ષણ કરવાની ને ભેદો પારખવાની કેળવણી:—**

જુદા જુદા આકારોના પદાર્થો સાથે રાખી બાળકોને તેના આકારો વિષે જ્ઞાન આપવું. તેમજ પ્રમાણ વિષે પણ ઉંચાઈ, પહોળાઈ, જાડાઈ વગેરેનો વસ્તુની સરખામણી કરી ખ્યાલ આપવો. રંગો વિષે પણ બાળકો સરખામણી કરી તેના ભેદો સમજતા થાય એવી રીતે નિરીક્ષણ કરવાનો અભ્યાસ કરાવવો. પદાર્થો કે કુ. પદાર્થો અથવા રંગીન કાગળની પટીઓ કે રંગીન કપડાની પટીઓ વગેરે સાધન ઉપયોગમાં લઇ શકાય છે.

બાળકો નિરીક્ષણ કરી પ્રમાણ, આકાર અને રંગ વિષેનું જ્ઞાન મેળવે એવો અભ્યાસ અહીં કરાવવાનો છે, પણ તેમનામાં તે પ્રમાણ આકાર અને રંગનું જ્ઞાન કાગળ પર કે કાળા પાટીઆ પર ચિત્રદ્વારા

મૂકવાની શક્તિ હાલ હોતી નથી. માટે પ્રત્યક્ષ વસ્તુ પરથી પ્રમાણસર કામ કરાવવું હાલ ઉચિત નથી.

**રંગીન કાગળ પર રંગીન પેસ્ટલથી કામઃ—**

શિક્ષકે સાદા સ્પષ્ટ રંગના આકારના પદાર્થો કે કુદરતી પદાર્થોની બાહ્યરેખા રંગીન કાગળ પર કાઢવી, અને તે બાહ્યરેખામાં બાળકો યોગ્ય રંગ પેસ્ટલથી ભરે. દાખલા તરીકે, નારંગી અથવા પિત્તળના પ્યાલાની બાહ્યરેખા. તૈયાર કરેલા રંગીન કાગળો બાળકોને આપી નારંગી કે પિત્તળના પ્યાલાને વર્ગમાં બાળકો પ્રત્યક્ષ જોઈ શકે તેમ મૂકી તેના જેવો આબેહૂબ રંગ બાળકો શોધી કાઢી રંગ કામ પુરૂં કરે. વળી પ્રસંગોપાત સ્મૃતિથી પદાર્થની બાહ્યરેખા અને રંગ કામ પણ કરાવવું.

સાદા કુ. પદાર્થો, પદાર્થો અને ભૂમિતિના સાદા આકારો સાધારણ જાડા પુઠા પર આરપાર કોતરી કટ તૈયાર કરાવવા. આ કટનો ઉપયોગ એ કે બાળકો તેને રંગીન કાગળ પર મૂકી બાહ્યરેખા કાઢી તેમાં રંગ પુરે. આવી રીતે એક કટના ચિત્રનું પુનરાવર્તન કરવાથી કિનારીની ભાત પણ બનાવી શકે, તેમજ ચોરસમાં ગોઠવી લાદીની ભાત પણ બનાવી શકશે. કટ વગર પણ સાદી ભાતો મીંડાં, સીધી, આડી અને ત્રાંસી રેખાઓથી બાળકો રંગીન કાગળો પર રંગીન પેસ્ટલથી બનાવી શકે. જેવી કે ધોતીઆની, રૂમાલની, ચોપડીની વગેરે કિનારીઓ અને ખમીસના કાપડની, ભીંતના કાગળની, સાડીની વગેરે ચોપાટ ભાતો.

બટાટા કે રબરના બીબાનો ઉપયોગ કરી જુદી જુદી સુંદર ભાતોની ગોઠવણી કરી શકાય છે.

**કલ્પનાથી ચિત્રકામઃ—**

બાળકો પોતાના ભાવો ગમે તેવા આકારદ્વારા આલેખે અને વાર્તાનો ભાવાર્થ સમજાવી શકે તો બસ છે. જેમ જેમ બાળકો મોટા થતા જશે અને તેમના જ્ઞાનમાં વધારો થતો જશે તેમ હાથ પર કાબુ મેળવતા થશે ત્યારે તેઓને આ કામમાં ખરો રસ પડશે અને સફાઈદાર તથા છટાદાર રેખાઓથી પોતાના ભાવો આલેખી શકશે. અહીં રંગીન કાગળ અને પેસ્ટલ બોક્સ બાળકોને સાધન માટે ઉપયોગી છે.

કલ્પનાચિત્ર માટે સૂચના આપવી ખાસ જરૂરની છે. ઘણા શિક્ષકો આ વિષયમાં બાળકોને તેમના પ્રયાસ પરજ છોડી દે છે, અને એ રીતે દરેક બાળક પોતાની મેળેજ આ વિષયમાં મહાવરાથી આગળ વધે છે, જો કે આ વિચાર સારો છે, છતાં કેટલાક પોતાના પ્રયાસેજ આગળ વધતા

એવા હોશિયાર વિદ્યાર્થિઓને પણ દિશાસૂચનની જરૂર તો અવશ્ય હોય છેજ. વળી કેટલાકને પ્રશ્નોત્તરની અને કેટલાકને મદદની જરૂર રહે છે. હોશિયાર બાળકોને પણ મદદથી ફાયદો થાય છે, માટે શિક્ષકે આ વિષયના સમયમાં વ્યક્તિગત મદદ ન કરતાં વર્ગમાં ફરતા રહી વર્ગની ગતિ તપાસવી. બાળકો પોતાના ભાવો કલ્પનાચિત્રદ્વારા પ્રદર્શિત કરવામાં રોકાઈ ગયાં હોય તે સમયનો ગતિ તપાસવા માટે ઉપયોગ કરવો. જ્યારે તે પૂર્ણપણે પોતાના ભાવો બતાવી રહે છે ત્યારે તેઓ પોતાના કામમાં આગળ વધવા માટે સૂચનાની આતુરતાથી રાહ જુએ છે. આ વખતે પોતાનું કામ વધારે સુશોભિત રીતે વધારવા માટે આપણી સૂચના સ્વીકારે એ સ્વાભાવિક છે. મુખ્ય કામની વિશિષ્ટતાઓ પર શિક્ષકે કા. પા. પર સૂચના આપવી અને બને તો પ્રત્યક્ષ પદાર્થ જેવા કે ઝાડ, ગાડી, રસ્તા, ઘરો, આકાશ અને જમીન વગેરે કુદરતના વાતાવરણમાં લઈ જઈને સમજાવવું. નબળા ચિત્રપર ટીકા કરતા બહુ સાવચેતી રાખવી, બાળક નાસીપાસ થઈ બીલકુલ ચીતરે નહિ એવી જાતની ટીકા શિક્ષકે બીલકુલ કરવી નહિ. ભૂલો સુધારવામા કેટલાંક બાળકો ઘણા ધીમા હોય છે. જો કે શિક્ષકના ચિત્રને તેઓ સમજી શકે છે ખરા પણ તેવું કામ કરવું એ તેઓની શક્તિની બહાર હોય છે. જેમ જેમ તેમના હાથ અને મગજના સ્નાયુઓ ખીલતા જશે તેમ તેમ તેઓને આ વિષયમાં વધુ રસ પડતો જશે અને સારૂં કામ કરતાં થશે.

બાળકોને પોતાના વિચારો ચિત્રલિપિમાં પ્રદર્શિત કરવાની કુદરતી પ્રેરણા થાય છે, અને તેઓના હાથમાં રંગીન પેસ્ટલ આવતાં તેમને તરતજ કામ કરવાની તાલાવેલી લાગે છે. બાળકોએ જાતે ઉપજાવેલી વાર્તાઓ કે શિક્ષકે કહેલી વાર્તામાંથી સારો પ્રસંગ ચિત્રલિપિમાં ચિતરાવવાનો મહાવરો કરાવવો જોઈએ.

કલ્પનાથી કુદરતી દેખાવો જેવા કે, આકાશ અને જમીન, જમીન અને પાણી, પહાડ અને સૂર્ય, ઝાડ અને જમીન, વિજ્ઞાન, ભૂગોળ કે ઇતિહાસનાં ચિત્રો વગેરે સાદાં દશ્યો પણ બાળકોને ચિતરાવવાનો મહાવરો રાખવો.

સાદી મનુષ્યઆકૃતિ ચીતરવા માટે એક નાનો ગોળ મોં માટે અને મોટો ગોળ શરીર માટે અને પગો અને હાથો લીટીદ્વારા બનાવી શકાશે. આવી મનુષ્યઆકૃતિઓ નીચેના જેવાં દશ્યોમાં ઉપયોગી થઈ પડશે. પતંગ ઉડાડતો છોકરો, શાળાનો પટાવાળો, રસ્તા પર સિપાઈ, સ્ટેશન પરનો હમાલ, બોર વીણતો છોકરો, રમતો છોકરો, વગેરે.

**પીંછીથી રંગકામઃ—**

સફેદ કાગળ પર પીંછી અને રંગથી કામ કરાવવું. આમાં બે રીતે કામ થઈ શકે છેઃ એક બાહ્યરેખા કાઢી, તેમાં રંગકામ કરવું અને બીજું સીધું પીંછીકામ જેમાં બાહ્યરેખા અગાઉથી કાઢેલી હોતી નથી.

ચોરસ એક ઇંચના ખાનાવાળા કાગળો બાળકોને આપવા એકી ખાનામાં રંગ પુરે અને બેકી ખાનાં ખાલી રાખે. વળી પહેલા બેમાં રંગ પુરે અને એક છોડી દઈ બીજા બે ખાનામાં રંગ પુરે, આવી રીતે આપેલી જગામાં રંગ પુરવાનો અભ્યાસ તેમજ રંગ અને ખાનાની ગોઠવણીથી જુદી જુદી ભાતો પણ બનાવી શકાય છે.

પદાર્થો કે પદાર્થોની બાહ્યરેખા કાઢેલાં ચિત્રોમાં રંગકામ કરાવવું, જેવા કે ફુગ્ગે, ભમરડો, ગરણી, પતંગ, જુદાં જુદાં પાનો, ફુલો, પીંછાં, વગેરે

પીંછીને રંગમાં બોળી આડી રાખી કાગળ પર દબાવવાથી પાન-ઘાટ પડે છે. થોડા થોડા અંતરે આવા ઘાટો પીંછીથી કરતાં કિનારીની ભાત થશે. આવાં બે પાન સાથે રાખી એક પાયારૂપ આકૃતિ બનાવી શકાય, આવી રીતે જુદી જુદી પાયારૂપ આકૃતિઓ બનાવી તેનો ઉપયોગ કિનારીની ભાતોમાં કરી શકાય છે.

પીંછીથી ગોળાકાર, ઉભી, આડી, અને ત્રાંસી રેખાઓ કાઢી શકાય છે, જેનો ઉપયોગ પણ ભાતચિત્રમાં કરી શકાય છે.

સાદાં ફળો, ફુલો, પાનો, અને પદાર્થો જેવા કે, પંખો, લાકડી, ટોપી, શીસો, કેરી, બોર, જામફળ, વેગણ, વગેરેનો પણ અભ્યાસ કરાવવો.

સસ્તા રંગ માટે મુખ્ય ત્રણ રંગનાં પડીકાં લેવાં અને પાણી ગરમ કરી તેમાં જે રંગ કરવો હોય, તે રંગ બરાબર મેળવવો. આછો કે ઘેરો રંગ બનાવવા માટે ઓછો કે વધતો રંગ પાણીમાં મેળવવાથી તે થાય છે. સ્ટવ કે સગડી પર ગરમ પાણી થતાં તેમાં રંગ નાખતો જવું અને બરાબર મેળવણી કરતા રહેવું. આવી રીતે તૈયાર કરેલા રંગો સીસીમાં ભરી રાખી જરૂર પડે ઉપયોગમાં લઈ શકાય છે.

ચિત્રકામની જરૂર ઘણા હસ્તઉદ્યોગમાં પડે છે, અને બને ત્યાંસુધી બન્ને કામો સાથે થઈ શકે એ વધુ ઇચ્છવા જોગ છે.

**માટીકામઃ—**

માટીના ગોળાથી ગોળાકાર પદાર્થો અને ફુ. પદાર્થો જેવા કે, નારંગી, દડો, ઇંટ, મણકા, બોરમાળા, વગેરે બનાવી શકાય છે. માટી વણીનેઃ— નળાકાર અને શંકુઆકાર જેવા ફુ. પદાર્થ અને પદાર્થો જેવા કે ખડીઓ, શીશી, ટોપી, બરણી, ગાજર, કાકડી, મુળા, વગેરે; માટી ટીપીનેઃ—ગોળાકાર અને ચોરસ પદાર્થો જેવા કે, ચોપડી, રકાબી, થાળી, ભીંડા, પેટી વગેરે.

આવી રીતે બાળવર્ગ કરતાં જરા અઘરા કુદરતી પદાર્થો અને પદાર્થોના માટીના નમુના બનાવતાં શીખવવું.

કાગળ કામ:—

કાગળને હાથથી ફાડીને સાદા આકારો જેવા કે પતંગ, કેરી, દૂધી, ધજા, જામફળ, પંખો, પાન, ફુલ, હોડી, ઝુંપડી, ઘર, ઝાડ, માછલી, ચકલી, વગેરે બનાવી ચોપડીમાં સારી રીતે ચોંટાડે.

રંગીન કાગળની પાછળ ચિત્રો તૈયાર કરવાં અને તે બાળકો કાતરવતી કાપી ચોપડીમાં સુશોભિત રીતે ગોઠવણી કરી ચોંટાડે, પદાર્થો કે કુ. પદાર્થોના આકારોની મોટી કિનારીઓ બનાવી ભીંતના ઉપલા ભાગપર ચોંટાડવી તેમજ મોટા ચિત્ર કે ટાઇમ ટેબલ વગેરેની આસપાસ કાગળની કિનારી કાતરી ચોટાડવી.

છાપાં ને ચોપાનીઆમાંથી જે ઉપયોગી થઈ પડે તેવાં ચિત્રો બાળકો પાસે કપાવી ચોપડીમા યોગ્ય રીતે ચોંટડાવવાં.

ઉપર બતાવેલા કામો બીજા વિષય શીખવવા માટે પણ બહુ ઉપયોગી થઈ પડે છે.

કાગળ વાળીને સુશોભિત આકારો બનાવી તેને સારી રીતે ગોઠવી ચોપડીમાં ચોંટાડવા. જેવાકે, હોડી, આગબોટ, ફેરીફેન, પાટલુન, કોટ, ટોપી, ખડીઓ, ઘર, વગેરે.

રંગીન કાગળની પટીઓની ઉપર નીચે જાળી ગોઠવણ કરી સાદડીની તરેહ કરવી. આવી રીતે ઘણી જાતની ભાતો ગોઠવી શકાય છે.

ઊન અથવા ચીંથરાંનાં રમકડા બનાવવાં. જેવાં કે, દડો, ચકલી, ઢીંગલી, પોપટ, વગેરે.

સોયકામ:—

કાર્ડબોર્ડના કે લાકડાના ચોકઠા પર રંગીન ઊન કે દોરાથી રૂમાલ ગુંથવા યા વણવા.

કંતાનના આસન પર ઊનથી ભાતો કાઢવી, નાના રૂમાલની આસપાસના દોરા કાઢવા, રૂમાલના છેડા દોરાથી બાંધવા, નાડાં ગુંથવાં અને વણાટકામનો ખ્યાલ રાખી બીજાં કામો લેવાં.

આ સિવાય બીજા નાના હસ્તઉદ્યોગો જેવા કે વાંસની સળીથી કે સરકટથી પંખા, ટોપલીઓ, વગેરે બાળકો બનાવી શકે તેવા લઈ શકાય છે.

ગામડાંની તેમજ શહેરની શાળાઓએ જે પ્રમાણે સાધન મળી શકે તે પ્રમાણે કામ કરાવવું.

દમન મહેતા

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૭૭થી ચાલુ )

આ બધા કૂદકા અને પગલાં પગ અને ઘુંટીના ખરા વિકાસ માટે યોજવામાં આવ્યાં છે. તદુપરાંત તે સ્થિતિ માટેની કિંમતી કેળવણી આપે છે. હીલચાલો કુદરતી રીતે અને સહેલાઈથી થવી જોઈએ. શરીર કે તેના અવયવો અક્કડ રાખવાના નથી. વજન ઝીલવાની પગની કુદરતી સ્થિતિનો ઉપયોગ થવો જોઈએ અર્થાત્ પગ આગળ સીધો કે લગભગ સીધા જેવો રહેવો જોઈએ. કેટલાક ફેરફારોમાં હાથનો ઉપયોગ કૂદકો મારવા મદદ-રૂપ થવા માટે ખાસ કરીને કર્યો છે; જેમકે, ઢીંચણ ઉંચે રાખી કૂદવું અને હાથ આગળ અને પાછળ ઝુલાવવા (કોઠો ૨૮). યાદ રાખવું કે તાલ જો કૂદકાની ઉંચાઈ વધે તો વધારે ધીમો જોઈએ. તાલબદ્ધ કૂદકા માટે આપેલી આજ્ઞાઓનો પ્રકાર મુખ્યત્વે કરીને કૂદકાકૂચને પણ લાગુ પડે છે.

## ૩ દોરડું કૂદવું.

કૂદવા માટે દોરડું લાંબું જોઈએ. સંખ્યાબંધ બાળકો એકદમ દોરડું કૂદે. દરેકની પાસે પોતાનું દોરડું હોવું જોઈએ. દોરડું કૂદવામાં ઘણાં પગલાં અને તાલબદ્ધ કૂદકા લેવાનાં હોય છે. પરંતુ આ બધાનો મૂળ ઉદ્દેશ દોરડાકૂદકો લેવાનો છે; અને બીજા કૂદકા શીખતાં પહેલાં આ કૂદકો સારી ઢબથી લેવો જોઈએ. કૂદકો સહેલાઈથી હળવે રહીને લેવો અને શરીરનું સમતોલપણું બરાબર જળવાવું જોઈએ. વ્યક્તિગત દોરડું કૂદવા માટે ફરવાની ક્રિયા બરાબર હાથ સીધા રાખી થવી જોઈએ અને મુખ્યત્વે કરીને હીલચાલ ખભાના સાંધામાં થવી જોઈએ. નિયમ મુજબ દોરડું પાછળથી ફેરવવું જોઈએ, પરંતુ જો માથાની અને ખભાની સારી સ્થિતિ જળવાઈ રહેતી હોય તો આગળ ફેરવવામાં કોઈ જાતનો વાંધો નથી. દોડવા માટે કે આગળ વધવાનાં પગલાં માટે આગળ-થી દોરડું ફેરવવાનું કામ વધારે સહેલું પડે છે. સમૂહમાં કે વ્યક્તિગત દોરડું કૂદવા માટેના દોરડાની લંબાઈ અને વજન યોગ્ય રાખવાની સંભાળ લેવી જોઈએ.

**સમૂહમાં દોરડું કૂદવું:—**

સૌથી પ્રથમ દોરડું ફેરવવાનો કાબુ મેળવવાનો છે અને પછી દોરડામાંથી એકદમ નીકળી જવાની તાલીમ લેવી જોઈએ અને પછી દરેક બાજુમાં દાખલ થઈ બહાર નીકળતાં આવડવું જોઈએ. એક વખત આટલું કામ બરાબર આવડે ત્યારપછી સમૂહમાં કુદાવવા પ્રયત્ન કરવો જોઈએ. જેમકે, દોરડાના પાચમા આંટા પહેલાં બધા અંદર, જ્યારે દસમે આંટે સાથે અંદર કૂદો, દોરડાના ત્રણ આંટામાં બધા બહાર; ત્યારપછી જો અનુકૂળ પડે તો નીચે આપેલાં સૂચનોનો ઉપયોગ થાય તેમ છે.

**વ્યક્તિગત દોરડું કૂદવું:—**

એક વખત સાદી રીતે દોરડું કૂદવામાં તાલીમ મળી (એટલે પાછા કૂદકા સાથે દોરડાકૂદકો આવડ્યો) કે તરત જ આ પ્રકરણમાં આપેલાં તાલબદ્ધ કૂદકા અને પગલાંમાંનાં કોઈ શીખવા પ્રયત્ન થઈ શકે છે અને પછી તેની તેવી ક્રમિક યોજના બની શકે છે.

વળી કેટલીક જાણીતી દોરડું કૂદવાની વિવિધ રીતો છે, જેવી કે બે વાર અંદરથી પસાર થવું; ડબલ ડચ (બે દોરી), **મીઠું**, **રાઈ**, **સરકો**, **પીપર** વગેરે. આથી ઉપયોગી તાલીમ મળે છે. ત્રણની ટુકડીમાં દોડવું. મધ્યનું બાળક દોરડું કૂદે, જ્યારે બીજા ફેરે; અને બેની ટુકડીમાં દોડી દરેક બાળક બહારના હાથથી દોરડાનો એક છેડો ફેરવે, વગેરે કૃતિઓ બુદ્ધિપૂર્વકના સહકાર માટે તક ઉત્પન્ન કરી આપે છે.

**ઊંચા પદાર્થો કે સીડીઓથી કૂદવું:—**

આ એક ઉપયોગી ચળવળતા માટેની કસરત છે.

## ૪ ઊંચે હવામાં કૂદવું

કૂદકો લેવામાં પગ અને સાથળના સ્નાયુઓને સખત સંકોચી શરીરને હવામાં ઉછાળવામાં આવે છે. જાંગ, ઢીંચણ અને ઘુંટીના સાંધાઓ વળે છે અને તરત જ અતિશય ઝડપ અને જોરથી વિસ્તાર પામે છે. જો વળવાની અને વિસ્તારવાની ક્રિયા વચ્ચે અટકાવ થાય તો સ્થિતિસ્થાપકપણું ઘણું હળવું પડશે. જ્યારે હવામાં હોઈએ ત્યારે આખું શરીર સારી રીતે વિસ્તારવું જોઈએ.

કોઈ પદાર્થ કૂદવામાં સાથળો અને ઢીંચણો નરમ રાખવા પડે છે. આથી પગ વિઘ્નરૂપ વસ્તુને ઓળંગી જાય છે. પછી જમીન પર પડતાં પહેલાં

પગ જમીન તરફ વિસ્તારવામાં આવે છે. જમીન પર પડતાં પ્રથમ આંગુઠા જમીનને અડકે છે. જાંગ, ઢીંચણ અને ઘુંટીના સાંધાઓ ઓચિંતો ધક્કો લાગવા દેતાં નથી; તેને અનુકૂળ બની જાય છે. પછી તરતજ એકદમ જલદીથી સીધી સ્થિતિ થઈ જાય છે. બાળકો નીચે આવતાં ઢીંચણ વાળેલી સ્થિતિમાં ન પડે તે માટે સંભાળ લેવી જોઈએ. આંગુઠાની માફક ઢીંચણ વળી જવાની સ્થિતિને અનુકૂળ બનવા જોઈએ અને પગ વિસ્તારવાળી જમીનને અડકવા જોઈએ. ઉંચો કે પહોળો હવામાં કૂદકો લેતાં પહેલાં ભૂમિ પર પડવાની આ રીત શીખી લેવી જોઈએ. અપવાદ માત્ર એટલોજ રાખવો કે ઘણી સહેલી જાતનો કૂદકો તેમ કર્યો સિવાય લઈ શકાય. સ્નાયુઓ સખત રાખીને અને ધક્કો કે થડકારો લાગતાં પગ વળે નહિ એવી રીતે અક્કડ રાખીને જોરથી સખત રીતે નીચે ઉતરતાં નુકસાન થાય છે. પગના તળીઆથી શરીરને ઉંચે ધક્કો આપીને કૂદકો લેવો જોઈએ. છલંગ મારવામાં સંકોચ ન જોઈએ તેમ કોઈ જાતની મુશ્કેલી ન નડવી જોઈએ. તેથી હાથ છુટા રાખવા જોઈએ અને હીલચાલમાં તેમને ભાગ લેવા દેવો જોઈએ. દૈનિક જીવનમાં સારી રીતે કૂદીને નીચે પડવાની શક્તિ ઉપયોગી છે.

**કૂદવાનાં ક્રમિક ચઢતાં પગથીઆં:—**

અભ્યાસક્રમમાં આવતા સંખ્યાબંધ કૂદકાઓના વર્ગ પાડવાનો પ્રયત્ન કર્યો નથી, પરંતુ કૂદવામાં વિકાસ કેવી રીતે થઈ શકે તેનાં કેટલાંક સામાન્ય સૂચનો આપ્યાં છે. કૂદકાઓમાંના ઘણા બધી ઉંમરનાં બાળકો લઈ શકે તેવા છે. પ્રગતિ, વધારે પ્રાપ્ત કરેલા કાબુમા, વધુ સ્થિતિસ્થાપકપણામાં, અને હીલચાલમાં હળવાપણું અને સ્હેલાપણું પ્રાપ્ત કરવામાં રહેલો છે. ઉંચાઇ કે અંતર વધારી કે કૂદકાઓની બે કે વધારે જાતો ભેગી લઈ તેમને એક પછી એક એ રીતે લેવડાવવાથી તે વધારે મુશ્કેલીભરેલા કરી શકાય.

નાનાં બાળકોને દોડવાનું અને છૂટથી કૂદવાનું ઉત્તેજન આપવું જોઈએ, અને જગા ઉપર સતત ઉંચી છલંગો ભરવાની તેમને તાલીમ આપવી જોઈએ. તેમને પ્રયત્નશીલ બનાવવા માટે નીચી આડી હરકતો, જેવી કે દોરી, પેટીઓ, આમતેમ પડેલી ચીજો વગેરે પુરી પાડવી જોઈએ. શરૂઆતથી ઉંચો કૂદકો લેવા માટે અને ધીમેથી નરમાશથી જમીન પર પડવા માટે તેમને ઉત્તેજિત કરવા જોઈએ. જ્યારે બૂટ પહેરીને આસ્ફાલ્ટ ઉપર કે લપસણી સપાટી પર કૂદકો લેવાનો હોય ત્યારે સહીસલામતી માટે જો જરૂર લાગે તો હાથ વજન ઝીલવામાં મદદ કરે અથવા જમીનને અડકવા

માત્ર આંગળીઓજ પુરતી હોય છે. આ બે ચેતવણીમાંની કોઈપણ પીઠ પર પડવાના ભયમાંથી મુક્ત રાખશે, અને તે મુસીબતના સંજોગોમાં પણ કૂદવાની ક્રિયાને ઉત્તેજન આપવાનું અસરકારક સાધન નીવડ્યું છે. પ્રથમ સ્વતંત્ર કૂદકો દોડીને લેવાય છે. જ્યાંસુધી બાળકોના પગ ખાતરીપૂર્વક અને સહેલાઈથી ગબડ્યા સિવાય જમીન પર ન પડે ત્યાંસુધી કૂદકાની ઉંચાઈ અને પહોળાઈ વધારવી જોઈએ નહિ. પાછળથી બાળકોને ગમે તે પગથી કૂદકો લેતાં શીખવવું જોઈએ.

દોરડું કે સળીઓ પકડવાની રીત અગત્યની છે. તેમને એકસરખી સપાટીમાં રાખવાં જોઈએ, પણ તે એવી રીતે રાખવાં જોઈએ કે કૂદનારનો પગ અંદર પકડાતા તે તરતજ ઢીલી થઈ શકે કે પડી જાય. દોરડું પકડી રાખનાર બાળકે એક ઢીંચણપર નીચા નમવું જોઈએ, અથવા એડીઓ ઉપર બેસવું જોઈએ; અથવા જો આગ નમી બેસવાની અનુકૂળતા ન હોય તો ઢીંચણ પુરેપુરા વાળે, એક પગ સામો આગળ રાખે અને એડીઓ પર પાછો બેસે.

મદદ કરનારાઓએ સારી સ્થિતિ જાળવવી જોઈએ. જો કૂદવાની ઘોડીઓ (સ્ટેન્ડ)નો ઉપયોગ કર્યો હોય તો દોરડું કે સળીઆને કૂદનારની દૂરની બાજુપર મૂકવી જોઈએ, જેથી તે અડકતાંની સાથેજ સહેલાઈથી નીચે પડે.

દાખલા:—

દોડતાં, સિસોટી વાગતાં અને તેટલા ઉંચે કૂદો.

દોડતાં, હાથ કે માથાથી વસ્તુને અડકવા કૂદો (બંને પગભેર જમીન પર પડવાનું સલાહભરેલું છે).

નિશાની કરેલી જગા, નીચું દોરડું, કે સંખ્યાબંધ વિઘ્નો કૂદી જવા દોડો.

વધારે મુશ્કેલીભરેલા દાખલા:-ઠેકડો મારવો; વાડ અને ખાઈ; બે સમાંતર દોરડાં કૂદવાં; ત્રાંસો કૂદકો.

શરૂઆતમાં છૂટથી દોડીને કૂદકો લેવાય છે, પણ બાળકોને નીચે આવતી વખતે કાબુ રહે તે શીખવવા માટે શરૂઆતથીજ પ્રયત્ન કરવો જોઈએ. ઉપર આપેલા દાખલાઓમાંના ઘણા કોઈપણ રીતને અનુકૂળ છે.

**ઉપરનો કૂદકો:—**

સ્થાન પર લીધેલો ઉંચો કૂદકો સ્થિતિસ્થાપકપણાનો વિકાસ કરે છે. અને નીચે ઉતરવા માટે તાલીમ આપે છે.

આજ્ઞા—

ઉંચે કૂદો—(કમાનની આકૃક) કૂદો!

ફેરફારોઃ—

૧ ઢીંચણ ઉંચકીને ઉંચે કૂદો.

છલંગ લેતાંની સાથે બંને ઢીંચણો જલદીથી અને તેટલા ઉંચે જાય છે અને જમીનપર પડવા નીચે બને તેટલા વિસ્તાર પામે છે. ઢીંચણ ઉંચા હોવાથી શરીરને સહેજ આગળ આવવા દેવું.

આજ્ઞા !–ઢીંચણ ઉંચકીને ઉંચે કૂદો—કૂદો !

૨ પગ છુટા રાખી ઉપરનો કૂદકોઃ—

કૂદકો ભરતાંની સાથે પગ બાજુ પર ઝડપથી છુટા થાય છે અને જમીન પર પડતાં પહેલાં સાથે લાવવામાં આવે છે.

૩ 'તારા' કૂદકોઃ—

પગ છુટા રાખી ઉપરનો કૂદકો લઈએ છીએ તેમ આમાં હાથને એકસામટા બાજુ પર ઝડપથી નાખી મધ્યની સ્થિતિમાં લાવવા પડે છે.

આગળનો કૂદકોઃ—

ઉપરના કૂદકામાં થાય છે તેમ, પણ છલંગ માટે ઢીંચણ વાળેલા હોવાથી શરીર આગળ નમેલું રહે છે અને હાથ પાછળ લઈ લીધેલા હોય છે. હીલચાલને મદદ કરવા કૂદકો લેતાંની સાથે હાથ આગળ લાવવામાં આવે છે. દૂર કૂદવા કરતાં ઉંચે કૂદવાનો પ્રયત્ન કરવો જોઈએ અને આ બાબત બધા આગળ લેવાતા કૂદકાઓને લાગુ પડે છે.

એક, બે, ત્રણ કે વધારે પગલાં લઈ, આગળ કૂદકોઃ—

હળવેથી કમાન ઢબે પગલાં દોડતાં લેવાં જોઈએ અને કૂદકા વારાફરતી પગ પર લેવાની તાલીમ મળવી જોઈએ.

આજ્ઞાઃ—

એક (બે કે ત્રણ) પગલાં શરૂ, આગળ–કૂદો (કમાન ઢબે)!

બાજુઓ પરનો કૂદકોઃ—

ડાબી કે જમણી બાજુ તરફ કૂદકો લેવાય છે. ઉપરના અને આગળ લેવાના કૂદકાને મળતી ક્રિયા થાય છે. હાથ હીલચાલમાં મદદ કરી શકે છે. જ્યારે ડાબી તરફ કૂદકો લેવાય છે ત્યારે હાથ એક કે બે પ્રાથમિક ઝોક લે છે અને પછી કૂદકો લેતાં જોરથી ડાબી બાજુ લેવાય છે.

ઉપરના કૂદકાઓમાંના ઘણા આધાર સહિત લેવાય છે.

ત્રણની ટુકડીમાં ઉપરનો કૂદકોઃ—

પકડવાની રીત એ છે, કે કૂદનારે તેના હાથ અક્કડ રાખવા જોઈએ

તેથી તેના મદદનિશો તેના કૂદકાને મદદ કરે. આ કૂદકો લેવાની એક ઉપયોગી રીત એવી છે કે કૂદનારે બે કે ત્રણ નાના દોરડાકૂદકા લઈ પછી હવામાં છલંગ મારતાં પહેલાં ઢીંચણ ખૂબ વાળવા; પછી ઉપરા ઉપરી બે કે ત્રણ ઉંચી છલંગો મારી શકાય છે.

**પગ છુટા કરીને ઉંચો કૂદકો:—**

બે કે ત્રણ પ્રાથમિક દોરડાના કૂદકા લઈ અથવા થોડે સુધી દોરડી ને બેવડા કૂદકા લઈ જગા પર આ કૂદકો લેવાય છે.

**બાજુઓ પરનો કૂદકો:—**

કૂદનાર છલંગ મારી એક બાજુ પરથી બીજી બાજુ પર દોરડાઓ ઉપર કૂદે છે. આ ક્રિયા જગા ઉપર કે આગળ ગતિ કરીને થાય છે.

**હરકત કે આડ અથવા વિઘ્ન ઉપર થઈ ને દોડતાં ઉંચે કૂદકો લેવો:—**

આ કૃતિમા મદદનિશોનો ચાલાકીપૂર્વક સહકાર જરૂરી છે. કૂદનારને હરકત ન આવે તે માટે સંભાળ લેવી જોઈએ.

**આધારથી કે આધાર વગર અમુક ઉંચાઈએથી નીચે કૂદવું:—**

આવો કૂદકો જ્યાં સહીસલામતીભરેલાં સાહિત્યો વાપરી શકાય ત્યાંજ લેવો જોઈએ. દા. બરાબર પકડી રાખેલી ખુરશી કે મજબુત પેટી. આ કૂદકામા હવામા શરીરના સંપૂર્ણ વિસ્તાર માટે ઘણો અવકાશ રહે છે અને તેવો કૂદકો ઉંચેથી નીચો પડવાના મહાવરા માટે બહુ લાભદાયી છે. આથી સાહિત્યો પરથી જોરથી ઉંચો કૂદકો લેવો એ અગત્યની બાબત છે. આધાર સાથે કે આધાર વગર લાકડાં કે દોરડા ઉપર થઈ ને નીચે કૂદકો લેવો એ આ કસરતનું એક આગળ પ્રગતિનું પગલું છે. સાધનની સપાટી ઉપરથી ઓછામાં ઓછી ૬ ઇંચ ઉંચે દોરડું પકડવું જોઈએ અને જેમ જેમ ચાલાકી વધે તેમ ઉંચાઈ વધારી શકાય છે. કૂદકાના આ પ્રકારમાં ઉંચે ઉછાળો લેતી વખતે ઢીંચણને જોરથી ઉપર ઉંચકવા જોઈએ.

**સર્પ કે હાલતું દોરડું કૂદવું:—**

સર્પ: દોરડીનો એક છેડો જમીન પર સ્થિર પડયો રહે છે. બીજો છેડો ઉંચો નીચો કરવાથી દોરડા પર સંખ્યાબંધ મોજાં ઉત્પન્ન થાય છે.

મોજાંની ગતિવાળું દોરડું: બે બાળકો દોરડાને પકડે છે અને જમીનથી યોગ્ય અંતરે એક બાજુથી બીજી બાજુ ઝુલાવે છે.

**ઝૂલતા દોરડાને કૂદવું:—**

વજન રાખેલા દોરડાની જરૂર પડે છે. સંભાળ રાખવી જોઈએ કે દોરડું અતિશય વજનવાળું ન હોય. બાળકોને વર્તુળાકારમાં ગોઠવવામાં આવે

છે. શિક્ષક કે બાળક મધ્યમાં ઉભો રહે છે, દોરડાને ટુંકું બનાવે છે અને ગોળ ફેરવે છે; જ્યાંસુધી તે કૂદતાં બાળકોના પગ નીચે પસાર ન થાય ત્યાંસુધી તેને ધીમે ધીમે આગળ વધારે છે. થોડો વખત દોરડું નીચું રાખી આ કૂદકાની તાલીમ આપવી જોઈએ અને થેલી જમીનને અડકવી જોઇએ.

ફેરફારો:—

૧. દોરડું ધીમેથી ફેરવો, ઉતાવળથી ફેરવો;

૨. બાળકો દોરડા આગળ જવા વર્તુળમાં દોડે અને દોડતાં દોડતાં તેને કૂદી જાય.

૩. ધીમે ધીમે દોરડાને જમીનથી ઉંચે લેવું.

હાલતા દોરડાને કૂદવું:—

૧ દોરડાને ફેરવવાને બદલે, બહારનો છેડો એક બાળક પકડી રાખે અને તે છોકરો વર્તુળની બહાર ગોળ દોડે છે.

૨ કેટલાંક જોડકાં રમતના મેદાનની આસપાસ દોડે છે. દરેક ટુંકું દોરડું કે સળીઓ પકડેલો હોય છે. બાકીના છુટા સમૂહોમાં હોય છે અને તે ઉલટી દિશામાં દોડતા હોય છે, અને જેમ જેમ સળીઆ આવતા જાય તેમ તેમને કૂદતા જાય છે.

૩ લાંબું દોરડું લઈ બે બાળકો આગળ પાછળ દોડે છે અથવા મેદાન-માં આમતેમ છુટા દોડે છે. બાકીના જેમ જેમ દોરડું તેમને મળતું જાય તેમ કૂદી જાય છે અથવા તે દોર પકડેલા બાળકો આવી પહોંચે તો જેમને મળે તેમણે કૂદવું પડે છે. આ કસરત ખડબચડી કે લપસણી જગા પર કરવી નહિ અને સારા કેળવાએલા વર્ગનેજ આ તાલીમ આપવી.

બે સમાંતર દોરડાં કૂદવાં: (ઉંચો અને પહોળો કૂદકો-સંયુક્ત).

સરખી ઉંચાઈનાં અને પ્રથમ આસરે એક ફુટ અંતરે મૂકેલાં બે દોરડાં ઉપર આ કૂદકો લેવામાં આવે છે. અંતર વધારી શકાય અને કુદ-રતી મુશ્કેલી વધારવા દોરડામાંના એકની ઉંચાઈ બદલી શકાય છે.

છલંગ કે ફાળ:—

એ એક પગ ઉપરથી બીજા પગ ઉપરનો ઉંચો કૂદકો છે અને તેને દોડતી વખતે દાખલ કરવામાં આવે છે. સંખ્યાબંધ નિશાનીઓ કરેલી હોય કે નીચી આડી હરકતો મૂકેલી હોય, તેમના ઉપર થઇ છલંગ મારી શકાય છે.

**દોરડા ઉપર થઈને ઉંચો કૂદકો:—**

ઉંચે કૂદકો લેવા માટે અને નીચે પડવા માટે સંજોગો અનુકુળ હોય નહિ તો, ઉંચાઈ માટેની તાલીમ સલાહભરેલી નથી. કૂદવામાં જોઈતી સરળતા, સ્થિતિસ્થાપકતા અને કાણુ આખા વર્ગની સારી રીતે કૂદવાની જેટલી શક્તિ હોય તેટલુંજ કુદાવાથી વિકાસ થઈ શકે છે.

**દોરડા પર ઉંચો કૂદકો લઇ ત્યારપછી આગળ કૂદકો:—**

ઉંચો કૂદકો લઈ નીચે બંને પગ પર આવવું પડે છે અને પછી તરતજ આગળ કૂદકો લેવાય છે.

**વાડ અને ખાઇ:**

એક દોરડું અને તેની પેલી પાર જમીન પર એક નિશાનીરૂપે દોરેલી આડી લીટી કુદી જવા કૂદકો લેવામાં આવે છે અને એક કે બંને પગ પર જમીન પર પડાય છે. શરૂઆતમાં દોરડાની ઉંચાઈ અને તેની અને લીટી વચ્ચેનું અંતર થોડું હોવું જોઈએ.

**બારી કૂદકો:—**

એક બીજા ઉપર એમ બે દોરડાં હોય છે. કૂદકો તેમની વચ્ચે લેવાય છે. જેમ જેમ બાળકો વધારે પ્રવીણ થતાં જાય તેમ તેમ અંતર ઘટાડવામાં આવે છે.

**ત્રાંસો ઉંચો કૂદકો:—**

બાજુ પરથી શરૂ કરી અને થોડું દોડી, દોરડાંથી જે પગ વધારે દૂર હોય તેનાથી કૂદકો લેવાય છે. જમીન પર બીજા પગ પર પડવું પડે છે; તે પગનો ઢીંચણ અને ઘુંટી વળી જાય છે અને થોડા અંતર સુધી દોડ ચાલુ રહે છે.

**ફેરફારો:—**

૧ પગ સીધા રાખી કૂદકો લઈ શકાય.

૨ વધુને વધુ ઉંચાઇવાળાં સંખ્યાબંધ દોરડાં પર કૂદકો લઈ શકાય.

**નોંધ:**—પહોળો કૂદકો અને ઉભો ઉંચો કૂદકો ચપળતા માટેની કસરતોમાં વર્ણવ્યા છે.

**મિશ્ર કૂદકો, અને સંખ્યાબંધ ક્રમિક કૂદકા:**—આપેલા અંતરે દૂર રાખેલાં સંખ્યાબંધ દોરડાં ઉપરની છલંગ. ઉંચે દોરડાને માથું અડકાડવા કૂદવું અને નીચા દોરડા ઉપર થઈને વારાફરતી કૂદી જવું.

-વધુને વધુ ઉંચાઈનાં સંખ્યાબંધ દોરડાં કૂદી જવાં.

દોરડા ઉપર થઈને ઉંચે કૂદી જવું અને પછી આગળ કૂદકો લેવો.

વધતી જતી ઉંચાઈનાં સંખ્યાબંધ દોરડાં ઉપર ત્રાંસો ઉંચો કૂદકો.

# ભગ્ન બાળક

(લાકડવાથી...રાહ......)

હસતું રમતું બાળ બિચારૂં, સરસ્વતિ મંદિર આવે,
નાની મોટી આશાનાં કિરણ, હૈયે ગુંથી લાવે,
બાળને સંતકારે કોણ,
સઘળે નવીનતા લાગે.
નાનું બાળક નાનું ભાષણ, નાની ભાવના ભાળી,
સમાન વયનાં મળે બાળ તો, બંને લેતા તાળી,
પ્રેમની બંનેની થેલી,
સમજો તેવી ના સહેલી.
અણુસમજુ મુરાદોની મૂરતને, સમજણ આવે ત્યારે,
આશા ને ઉત્સાહ સહિત, એ થંભે શાળાદ્વારે,
અધીરો વિદ્યાનો પ્યાસી,
આજે વિદ્યા વિદ્યા પોકારે.
ધીમે ધીમે સમજણ આવી, ભાવિ પોતાનું ઘડવા,
મોંઘા મૂલની મારી શાળા, કરણી લાગે સુધરવા,
શાળા પોતાની કરવા,
ભવ્ય કંઈ આદર્શો ઘડવા.
જિજ્ઞાસા વૃત્તિનો અમર કટોરો, પાતાં શિક્ષક ન જાણે,
એકડા કક્કા ઘુંટવાના કહીને, સામે ડોળા તાણે,
નહિ તો સોટી બતલાવે,
થર થર કાયા ધ્રુજાવે
બાળની જિજ્ઞાસા વૃત્તિનો, ગુરુએ અનાદર કીધો,
એના કુમળા ચિત્તડા ઉપર, તોપ ધડાકો કીધો,
બાળક હૈયામાં રડતો,
કોઈને દુઃખ નહિ કહેતો.
સાંભળતાં બાળકની કહાણી, હૈયું કોમળ કરજો,
એવા દુઃખિત બાળકની પાસે, મીઠા બોલ ઉચરજો,
એને ફરી ફરી કહેજો,
સેવા કરી ત્યારે ગણજો.

શિક્ષકઃ—દુર્લભભાઈ પરસોત્તમ પટેલ, સ્માદલા
તા. પે. મ. વાલોડ. જિ. સુરત

## કેળવણી વિષયક તુલનાત્મક આંકડાવારી.

| | બ્રિટિશ ઇન્ડિઆ | મુંબઈ | મદ્રાસ | બંગાળા |
|---|---|---|---|---|
| ૧. ક્ષેત્રફળ (ચોરસ માઇલમા) | ૧૦૯૬૧૭૧ | ૧૨૩૬૭૯ | ૧૪૨૨૭૭ | ૭૭૫૨૧ |
| ૨. વસ્તી (સને ૧૯૩૧ માં) | ૨૭૧૫૨૬૯૩૩ | ૨૧૯૩૦૬૦૧ | ૪૬૭૪૦૧૦૭ | ૫૦૧૧૪૦૦૨ |
| (સ્ત્રી વર્ગ) | ૧૩૧૬૬૯૨૬૧ | ૧૦૩૩૦૫૦૪ | ૨૩૬૫૭૧૦૮ | ૨૪૦૭૨૩૦૪ |
| ૩. સંસ્થાઓ | ૨૫૬૨૬૩ | ૧૬૯૨૭ | ૫૧૫૬૪ | ૭૧૬૬૦ |
| (છોકરીઓ) | ૩૯૬૦૧ | ૨૦૬૭ | ૫૬૦૭ | ૧૯૨૫૨. |
| સ્વીકારાએલી | ૨૨૧૩૦૫ | ૧૫૮૨૬ | ૫૦૩૯૩ | ૭૦૨૫૧ |
| ૪. વિદ્યાર્થીઓ | ૧૩૫૦૬૮૫૯ | ૧૪૨૨૧૪૬ | ૩૦૯૪૨૦૩ | ૩૦૭૫૨૭૨ |
| (છોકરીઓ) | ૨૮૯૦૨૪૬ | ૩૩૧૫૦૧ | ૮૫૧૪૫૮ | ૬૯૪૪૮૯ |
| (છોકરાઓની શાળાઓમાં છોકરીઓ) | ૧૧૭૭૪૦૪ | ૧૨૧૬૮૪ | ૪૭૬૮૨૦ | ૧૪૪૮૩૮ |
| ૫. વસ્તીના હિસાબે વિદ્યાર્થીઓનું પ્રમાણ | ૪.૯૭<br>પુરુષ વસ્તીમાં છોકરાઓનું પ્રમાણ ૭.૫૮ અને સ્ત્રી વસ્તીમાં છોકરીઓનું પ્રમાણ૨.૨ | ૬.૫ | ૬.૬ | ૬.૧ |
| ૬. છોકરાઓ માટેની પ્રાથમિક શાળા | ૧૬૬૫૮૮ | ૧૨૯૩૩ | ૪૩૭૯૯ | ૪૫૫૯૮ |
| (એક શિક્ષકની શાળા) | ૫૭.૫ ટકા | ૪૦.૩ ટકા | ૪૪.૪ ટકા | ૮૦.૩ ટકા |
| છોકરીઓ માટેની | ૩૩૭૮૫ | ૧૭૯૭ | ૫૩૪૪ | ૧૮૭૧૧ |
| કુલ...... | ૨૦૦૩૭૩ | ૧૪૭૩૦ | ૪૯૧૪૩ | ૬૪૩૦૯ |
| પ્રાથમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓ (૧ થી ૪ ધોરણોમાં) | | | | |
| છોકરાઓ...... | ૮૪૫૬૪૫૪ | ૮૧૯૮૦૮ | ૧૯૭૨૮૮૪ | ૧૯૨૦૯૬૧ |
| છોકરીઓ...... | ૨૬૦૮૫૪૩* | ૨૮૪૫૫૪ | ૮૦૩૪૭૨ | ૬૫૯૧૭૫ |
| કુલ...... | ૧૧૦૬૪૯૯૭ | ૧૧૦૪૩૬૨ | ૨૭૭૬૩૫૬ | ૨૫૮૦૧૩૬ |
| *(૧૦,૩૦,૧૪૫ છોકરાઓની શાળામાં) | | | | |

કોષ્ટક સને ૧૯૩૪-૩૫

| સંયુક્ત પ્રાંતો | પંજાબ | બિહાર અને ઓરિસ્સા | મધ્ય પ્રાંતો અને વરાડ | આસામ | વાયવ્ય સરહદ પ્રાંત |
|---|---|---|---|---|---|
| ૧૦૧૨૪૮ | ૯૯૨૦૦ | ૮૩૦૫૪ | ૯૯૯૨૦ | ૫૪૦૧૪ | ૧૩૫૧ |
| ૪૮૪૦૮૭૬૩ | ૨૩૫૮૦૮૫૨ | ૩૭૬૭૭૫૧ | ૧૫૫૬૭૭૨૩ | ૮૬૨૨૨૫૧ | ૨૪૨૫૦૭ |
| ૨૨૯૬૩૭૫૭ | ૧૦૭૦૦૩૪૨ | ૧૮૮૮૩૪૩૮ | ૭૭૪૫૯૦૫ | ૪૦૨૫૦૪૫ | ૧૧૦૯૨૫ |
| ૨૪૮૩૦ | ૧૮૦૧૯ | ૩૧૪૦૬ | ૫૯૪૦ | ૭૬૪૩ | ૧૧૨ |
| ૨૨૫૯ | ૪૯૫૯ | ૨૭૪૬ | ૬૦૩ | ૮૩૮ | ૧૭ |
| ૨૨૬૩૯ | ૧૧૬૨૦ | ૨૮૮૧૩ | ૫૫૫૪ | ૬૭૧૫ | ૧૦૧ |
| ૧૫૯૪૯૪૦ | ૧૨૬૮૪૭૪ | ૧૧૮૪૯૬૮ | ૫૦૧૧૯૭ | ૪૦૩૮૯૦ | ૯૫૨૬ |
| ૨૦૪૯૨૨ | ૨૩૩૯૦૩ | ૧૫૦૬૪૯ | ૭૧૮૩૩ | ૭૪૪૫૮ | ૧૬૨૪ |
| ૭૮૬૫૬ | ૨૯૮૧૪ | ૭૦૧૯૭ | ૩૨૧૨૪ | ૩૭૫૮૩ | ૧૩૩૪ |
| ૩·૩ | ૫·૩ | ૩·૧ | ૩·૨ | ૪·૬ | ૩·૯ |
| ૧૮૭૬૧ | ૫૬૨૭ | ૨૪૭૬૭ | ૪૨૭૯ | ૫૪૪૬ | ૬૦૯ |
| ૩૯·૩ ટકા | ૨૭·૩ ટકા | ૭૧·૨ ટકા | ૨૩·૨ ટકા | ૭૩·૮ ટકા | ૬૨·૧ ટકા |
| ૧૦૨૯ | ૧૬૭૯ | ૨૪૨૦ | ૪૬૨ | ૭૦૨ | ૧૨૩ |
| ૨૦૫૦૦ | ૭૩૦૬ | ૨૭૧૮૭ | ૪૭૪૧ | ૬૧૪૯ | ૭૩૨ |
| ૧૧૨૫૨૩૨ | ૭૮૮૩૪૭ | ૮૧૫૨૪૮ | ૩૬૫૫૨૦ | ૨૫૭૭૩૮ | ૬૪૫૬૬ |
| ૧૮૯૬૯૨ | ૧૬૦૧૬૪ | ૧૩૫૫૯૨ | ૭૦૮૫૭ | ૬૫૧૯૦ | ૧૪૨૭૨ |
| ૧૩૧૪૪૨૪ | ૯૪૮૫૧૧ | ૯૫૦૮૪૦ | ૪૩૬૩૭૭ | ૩૨૨૯૨૮ | ૭૮૮૩૮ |

| | | | | |
|---|---|---|---|---|
| પ્રાથમિક શાળાઓમાં શિક્ષકો— | | | | |
| પુરુષ........ | ૩૨૭૯૩૨ | ૩૨૬૫૬ | ૯૭૦૯૦ | ૮૪૧૦૪ |
| સ્ત્રી........ | ૩૭૧૧૯ | ૫૭૧૬ | ૧૩૮૭૭ | ૫૮૦૬ |
| કુલ...... | ૩૬૫૦૫૧ | ૩૮૩૭૨ | ૧૧૦૯૬૭ | ૮૯૯૧૦ |
| તાલીમ પામેલા— | | | | |
| પુરુષ ........ | ૧૭૯૫૪૪ | ૧૫૮૩૧ | ૬૫૬૪૪ | ૨૬૧૦૩ |
| સ્ત્રી........ | ૨૦૫૦૯ | ૨૮૮૯ | ૧૧૬૭૩ | ૬૧૫ |
| | ૫૫.૩ ટકા | ૫૦.૫ ટકા | ૮૪.૧ ટકા | ૧૦.૬ ટકા |
| કુલ...... | ૨૦૦૦૫૩ | ૧૮૭૨૦ | ૭૭૩૧૭ | ૨૬૭૧૮ |
| એકંદર પ્રમાણ...... | ૫૪.૮ ટકા | ૪૮.૮ ટકા | ૬૯.૬ ટકા | ૨૯.૭ ટકા |
| પ્રાથમિક શાળામાથી અધવચ છોડી જતા છોકરાઓ | ૭૪ ટકા | ૫૯ ટકા | ૬૯ ટકા | ૮૬ ટકા |
| [ પ્રાથ]મિક શાળામાથી અધવચ છોડી જતી છોકરીઓ | ૮૭ ટકા | ૭૪ ટકા | ૮૪ ટકા | ૯૬ ટકા |
| માધ્યમિક શાળાઓ— | | | | |
| છોકરાઓની...... | ૭૦૮૬ | ૬૪૮ | ૫૬૨ | ૨૮૯૭ |
| છોકરીઓની...... | ૭૬૮ | ૧૦૯ | ૧૧૦ | ૧૫૫ |
| કુલ...... | ૭૮૫૪ | ૭૫૭ | ૬૭૨ | ૩૦૫૨ |
| વિદ્યાર્થીઓ— | | | | |
| છોકરાઓ...... | ૧૨૬૫૯૪૨ | ૨૧૧૮૬૯ | ૧૯૯૧૮૪ | ૨૬૫૩૪૩ |
| છોકરીઓ... | ૧૨૨૧૯૯ | ૩૩૭૪૩ | ૩૧૦૯૨ | ૧૩૯૩૭ |
| કુલ...... | ૧૩૮૮૧૪૧ | ૨૪૫૬૧૨ | ૨૩૦૨૭૬ | ૨૭૯૨૮૦ |
| શિક્ષક— | | | | |
| પુરુષ........ | ૯૮૯૨૨ | ૬૧૪૬ | ૯૬૬૫ | ૨૬૧૧૪ |
| સ્ત્રી........ | ૧૩૩૪૦ | ૧૪૫૫ | ૧૫૬૪ | ૧૪૪૩ |
| કુલ...... | ૧૧૨૨૬૨ | ૭૬૦૧ | ૧૧૨૦૯ | ૨૭૫૫૭ |
| તાલીમ પામેલા...... | ૫૮.૪ ટકા | ૨૫.૯ ટકા | ૨૪.૪ ટકા | ૨૧.૧ ટકા |
| (સ્ત્રીઓ)...... | ૬૬.૩ ટકા | ૪૯.૮ ટકા | ૮૭.૫ ટકા | ૪૫.૬ ટકા |
| વિદ્યાપીઠો (યુનિવર્સિટીઓ) | ૧૬ | ૧ | ૩ | ૨ |
| વિદ્યાર્થીઓ...... | ૧૧૧૮૦૮ | ૧૭૪૯૪ | ૧૮૫૦૩ | ૩૦૮૧૧ |
| છોકરીઓ...... | ૫૩૮૮ | ૧૨૫૦ | ૯૬૨ | ૧૩૨૦ |
| કુલ ખર્ચ...... | રૂ. ૨૬૫૨૧૧૪૨૦ | ૪૧૦૮૬૩૫૪ | ૫૪૦૯૪૦૪૪ | ૪૩૨૩૯૩૦૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૮૮૯૨ | ૧૧૫૪૬ | ૩૭૩૪૪ | ૧૦૯૧૩ | ૭૫૨૮ | ૯૯૦ |
| ૨૨૧૧ | ૩૧૪૮ | ૧૭૭૩ | ૧૩૩૭ | ૬૪૧ | ૩૦૩ |
| ૪૧૧૦૩ | ૧૪૬૯૪ | ૩૯૧૧૭ | ૧૨૨૫૦ | ૮૧૬૯ | ૧૨૯૩ |
| ૨૭૫૯૮ | ૯૧૯૩ | ૨૦૧૮૪ | ૬૬૯૯ | ૨૨૧૮ | ૭૩૦ |
| ૩૩૭ | ૧૫૮૨ | ૫૧૧ | ૭૫૮ | ૧૦૧ | ૧૦૦ |
| ૧૫·૨ ટકા | ૫૦·૩ ટકા | ૨૮·૮ ટકા | ૫૬·૭ | ૧૫·૭ ટકા | ૩૩ ટકા |
| ૨૭૯૩૫ | ૧૦૭૭૫ | ૨૦૬૯૫ | ૭૮૫૭ | ૨૩૧૯ | ૮૩૦ |
| ૬૯·૧ ટકા | ૭૩·૩ ટકા | ૫૨·૯ ટકા | ૬૦·૮ ટકા | ૨૮·૩ ટકા | ૬૪·૧ ટકા |
| ૭૫ ટકા | ૭૫ ટકા | ૮૫ ટકા | ૫૨ ટકા | ૬૪ ટકા | ૭૭ ટકા |
| ૮૯ ટકા | ૮૧ ટકા | ૯૫ ટકા | ૭૯ ટકા | ૭૬ ટકા | ૮૪ ટકા |
| ૩૧૮ | ૫૫૪ | ૮૯૨ | ૨૭૪ | ૩૦૬ | ૪૭ |
| ૯૭ | ૭૧ | ૩૪ | ૩૬ | ૪૨ | ૧૧ |
| ૪૧૫ | ૬૨૫ | ૯૨૬ | ૩૧૦ | ૩૪૮ | ૫૮ |
| ૧૬૫૦૪૫ | ૧૪૩૭૦૫ | ૧૩૪૭૩૩ | ૩૯૪૪૧ | ૪૦૮૮૦ | ૧૦૬૮૯ |
| ૮૮૧૩ | ૧૦૧૯૩ | ૪૬૦૩ | ૨૮૩૦ | ૩૮૩૬ | ૧૦૬૦ |
| ૧૭૩૮૫૮ | ૧૫૩૮૯૮ | ૧૩૯૩૩૬ | ૪૨૨૭૧ | ૪૪૭૧૬ | ૧૧૭૪૯ |
| ૧૦૨૬૨ | — ૨૨૩૮૯ | ૭૪૧૮ | ૫૧૨૬ | ૩૦૩૧ | ૧૬૪૫ |
| ૨૬૨૮ | ૧૯૪૧ | ૪૬૯ | ૩૯૭ | ૩૬૧ | ૨૬૮ |
| ૧૨૮૯૦ | ૨૪૩૩૦ | ૭૮૮૭ | ૫૫૨૩ | ૩૩૯૨ | ૧૯૧૩ |
| ૬૫·૪ ટકા | ૮૮·૪ ટકા | ૫૫·૨ ટકા | ૬૯·૪ ટકા | ૪૦·૨ | ૭૬·૬ |
| ૫૧·૩ ટકા | ૭૩·૦ ટકા | ૭૨·૧ ટકા | ૭૬·૮ ટકા | ૪૯·૬ | ૫૨·૨ |
| ૫ | ૧ | ૧ | ૧ | ... | ... |
| ૧૩૧૧૫ | ૨૧૬૫૩ | ૪૭૨૬ | ૩૦૯૬ | ... | ... |
| ૪૬૩ | ૬૧૪ | ૨૩ | ૧૦૨ | ... | ... |
| ૩૮૦૪૧૮૩૮ | ૩૧૨૦૬૦૩૨ | ૧૭૬૦૩૯૨૯ | ૧૦૬૦૧૬૧૭ | ૫૦૫૦૮૬૦ | ૨૯૪૫૭૯૧ |

| | | | | |
|---|---|---|---|---|
| (क) ગવર્મેન્ટ ફંડમાંથી ખર્ચ *૧૯૩૧માં રૂ. ૧૩૬૦૯૭૧૨૧ | રૂ. ૧૧૫૮૭૩૦૮૦* | ૧૭૬૪૩૫૪૭ | ૨૫૫૭૯૮૦ | ૧૩૬૧૯૪૪૧ |
| (ख) કુલ ખર્ચમાં સરકારી ખર્ચનું પ્રમાણ કુલ ખર્ચ... | ૪૩.૭ | ૪૩.૦ | ૪૭.૨ | ૩૧.૫ |
| (ग) વિદ્યાર્થી દીઠ ભણાવવાનું થતું ખર્ચ (માધ્યમિક શાળાઓમાં રૂ. ૫૫-૩-૧; રૂ. ૨૦-૧૪-૩ મિડલ સ્કૂલોમાં અને રૂ. ૭-૧૫-૮ પ્રાથમિક સ્કૂલોમાં) | રૂ. ૨૦-૧૧-૦ | રૂ. ૩૦-૦-૦ | રૂ. ૧૮-૧-૨ | રૂ. ૧૪-૪-૯ |
| (घ) સરકારને થતું ખર્ચ | રૂ. ૯-૦-૭ | રૂ. ૧૩-૦-૦ | રૂ. ૮-૮-૫ | રૂ. ૪-૮-૦ |
| ...રી એકંદર ખર્ચના પ્રમાણમાં સંસ્થાઓ પ્રમાણે આવતા ખર્ચના ટકા:— | | | | |
| (૧) વિદ્યાપીઠ અને કોલેજોમા | ૧૪.૭ / ૩.૮ ઈંગ્લાંડમાં | ૫.૯ | ૯.૨ | ૨૪.૯ |
| (૨) માધ્યમિક શાળાઓમા | ૨૪.૧ / ૧૮.૪૪ ઈંગ્લાંડમાં | ૧૨.૬ | ૧૦.૯ | ૧૯.૦ |
| (૩) પ્રાથમિક શાળાઓમા | ૩૪.૩ / ૬૮.૨ ઈંગ્લાંડમાં | ૬૨.૭ | ૫૩.૭ | ૧૯.૨ |
| (૪) છોકરીઓની કેળવણી | ૧૩.૯ | ૧૪.૫ | ૧૯.૧ | ૧૩.૦ |
| (૫) માર્ગદર્શન અને નિરીક્ષણ કાર્યમાં. | ૮.૮ | ૭.૩ | ૭.૪ | ૯.૯ |

* શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ, એમ. એડી., એમ. આર. એસ. ટી. પ્રિન્સિપાલ શ્રી મહારાણી તારાબાઈ ટીચર્સ કોલેજ, કોલ્હાપુર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૦૧૭૬૧૩૦ | ૧૫૯૯૨૮૮૫ | ૫૩૦૯૪૬૭ | ૪૫૭૮૭૧૮ | ૨૮૬૯૩૯૨ | ૧૯૫૬૮૩૦ |
| ૫૩·૦ | ૫૧·૨ | ૩૧·૦ | ૪૩·૨ | ૫૬·૮ | ૬૬·૪ |
| ૨૪-૧૨-૧ | રૂ. ૨૦-૮-૯ | રૂ. ૧૫-૫-૫ | રૂ. ૨૧-૧૩-૫ | રૂ. ૧૩—૬-૪ | રૂ. ૩૨-૩-૧ |
| ૧૪—૨-૭ | રૂ. ૯-૧૫-૫ | રૂ. ૪-૧૨-૨ | રૂ. ૯—૬-૧૧ | રૂ. ૭-૧૧-૨ | રૂ. ૨૧-૬· |
| ૨૦·૭ | ૧૨·૫ | ૨૬·૦ | ૧૧·૩ | ૮·૯ | ૯·૧ |
| ૨૧·૩ | ૪૬·૦ | ૧૮·૫ | ૨૮·૩ | ૩૦·૫ | ૪૫·૩ |
| ૨૯·૯ | ૧૯·૧ | ૧·૬ | ૨૯·૧ | ૩૦·૧ | ૧૮·૩ |
| ૯·૯ | ૧૧·૦ | ૯·૮ | ૧૩·૩ | ૯·૨ | ૧૨·૧ |
| ૬·૪ | ૮·૦ | ૧૮·૨ | ૧૧·૦ | ૧૩·૭ | ૯·૫ |

મેદ. આર. છ. એસ. આઈ. ઈ. એસ. (વાનપ્રસ્થ) .

# મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ અને વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સિએ મંજુર કરેલ પુસ્તકોની

# યાદી

[મુંબઈ ઇ મંજુરી નં. ૧૦૭૨૦/૮-૨-૩૫: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૩૭૨-૩૬/૨૬-૧૦-૩૬]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | કીર્તિ કથાઓ ( ત્રીજી આવૃત્તિ ) | ૦–૨–૬ | | | |
| ૨ | હીરામોતી ,, | ૦–૩–૦ | | | |
| ૩ | બુલબુલ ,, | ૦–૨–૬ | | | |
| ૪ | ટન્ ટન્ ટન્ ટન્ ,, | ૦–૨–૬ | | | |
| ૫ | ક્યારે સમજીશું (બીજી આવૃત્તિ) | ૦–૩–૦ | | | |
| ૬ | ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ ,, | ૦–૩–૦ | | | |
| ૭ | વરતો અને ઉખાણા | ૦–૨–૬ | ૧૩ | પ્રાણી વર્ણન | ૦–૪–૦ |
| ૮ | વેરાયેલાં ફૂલ | ૦–૩–૦ | ૧૪ | બાળકોની રમતો | ૦–૩–૦ |
| ૯ | રઝળતો રાજહંસ | ૦–૩–૦ | ૧૫ | ધરતીકંપ | ૦–૩–૦ |
| ૧૦ | પ્રશ્ન પેટી | ૦–૩–૦ | ૧૬ | ચાર સુંદર સંવાદો | ૦–૩–૦ |
| ૧૧ | ગણિત ગમ્મત | ૦–૨–૬ | ૧૭ | જાપાનનો જ્વાળામુખી | ૦–૩–૦ |
| ૧૨ | હસતું મોં | ૦–૩–૦ | | | |

[મુંબઈ ઇ. મંજુરી નં ૧૪૨૧૦/૧૨-૩-૩૬: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૩૭૨-૩૬/૨૬-૧૦-૩૬]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮ | ચાંદો સૂરજ | ૦–૪–૦ | ૨૦ | જ્ઞાનગંગા | ૦–૩–૦ |
| ૧૯ | જંગલમાં રખડતાં | ૦–૪–૦ | | | |

[મુંબઈ ઇ. મંજુરી નં ૧૪૨૧૦/૧૨-૩-૩૬: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૧૪૨૧૦/૧૨-૩-૩૬]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | અંતરનાં અજવાળાં | ૦–૫–૦ | ૨૩ | ગરવી ગુજરાત | ૦–૭–૦ |
| ૨૨ | કૂતરાની કહાણી | ૦–૮–૦ | ૨૪ | જગતના જંગલમાંથી | ૦–૫–૦ |

[મુંબઈ ઇ. મંજુરી નં ૪૯૨૭/[illegible]: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. [illegible]]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૫ | કીર્તિમંદિર | ૦–૬–૦ | ૨૭ | વિજ્ઞાન વિનોદ | ૦–૫–૦ |
| ૨૬ | વાઘની બોડમાં | ૦–૬–૦ | | | |

| | | |
|---|---|---|
| વણખા મંડળ પહેલું | ૧–૮–૦ | ૨૮૩૧ ૧૬–૬–૧૯૩૬ |
| ,, મંડળ બીજું | ૧–૮–૦ | |
| ,, મંડળ ચોથું | ૨–૦–૦ | ૩૬૬૦ ૨૯–૬–૩૭ |
| બેરૂ | ૦–૬–૦ | |
| સુંદર વાતો | ૦–૬–૦ | |
| દેવકથાઓ | ૦–૬–૦ | ૮૦૮૩ ૯–૧૦–૧૯૨૮ |
| પરખા | ૦–૫–૦ | |
| દષ્ટાંત શતક | ૦–૧૦–૦ | |
| પરિણીતા (શરદબાબુ) | ૦–૮–૦ | ૬૫૩૪ ૨૭–૮–૩૭ |
| પલ્લીસમાજ ,, | ૧–૪–૦ | ૬૫૩૭ ,, |
| છબી | ૧–૦–૦ | ૬૫૩૫ ,, |

| | | |
|---|---|---|
| ચંદ્રનાથ (શરદબાબુ) | ૦-૧૪-૦ | ૬૫૩૩ ૨૭-૮-૩૭ |
| સ્વામી ,, | ૧-૪-૦ | ૬૫૩૬ ,, |
| કાગળ પત્રો | ૦-૩-૦ | ૧૪૫૧ ૨૭-૩-૩૧ |
| પાંચ લોકકથાઓ | ૦-૪-૦ | ૧૦૫૮૭ ૨૨-૧૧-૩૪ |
| વિસર્જન | ૦-૬-૦ | ૧૦૫૮૮ ,, |
| સંવાદ કુસુમ | ૦-૮-૦ | ૧૦૫૮૯ ,, |
| બાઈબલ કથાઓ | ૦-૮-૦ | ૧૪૩૧૧ ૧૯-૧-૩૩ |
| જૌહર | ૦-૬-૦ | ૧૪૨૭૫ ૬-૩-૩૫ |
| સંગીત માર્ગદર્શિકા | ૦-૬-૦ | ૧૪૩૫ ૫-૩-૩૪ |
| સંગીત વિનોદ | ૦-૧૦-૦ | ૧૪૩૫ ,, |
| સોળ સતી | ૧-૪-૦ | ૫૮૦૯ ૧૩-૮-૩૬ |
| કંકાવટી મંડળ બીજું | ૦-૧૪-૦ | ૯૮૨૭ ૧-૧૨-૩૬ |
| વેણીનાં ફૂલ | ૦-૮-૦ | |

[ મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી ]

| | | |
|---|---|---|
| નાનકડી વાતો | ૦-૬-૦ | ૯૮૨૭ ૧-૧૨-૩૬ |
| કથા ગીતો | ૦-૬-૦ | |
| વાનર પુરાણ | ૦-૬-૦ | ૨૦૬૮ ૨૬-૭-૩૭ |
| જનપદ | ૦-૧૨-૦ | ૨૦૬૬ ૨૬-૭-૩૭ |
| કિલ્લોલ | ૦-૮-૦ | ૯૫૧૦ ૨૭ ૧૦-૩૭ |
| ચાંદની | ૦-૪-૦ | ,, |
| શિકાર કથાઓ | ૦-૮-૦ | ,, |
| દેશ દેશની અદ્ભુત વાતો ભા. ૧ | ૦-૧૦-૦ | ,, |
| ,, ,, ભા. ૨ | ૧-૧૦-૦ | ,, |
| રમકડાં | ૦-૬-૦ | ૯૯૬૫ ૧૧-૧૧-૩૭ |
| ગોવિંદનું ખેતર | ૦-૨-૦ | ૯૯૦૨ ૧૦-૧૧-૩૭ |
| લખમી ને બીજી વાતો | ૦-૨-૦ | ૯૯૦૧ ૧૦-૧૧-૩૭ |
| શ્રીકાન્ત | ૩-૦-૦ | ૧૦૯૪૧ ૭-૧૨-૩૭ |
| ભિખારી પહાડ | ૦-૩-૦ | ૯૯૬૬ ૧૧-૧૧-૩૭ |
| ભીલકુમાર એકલવ્ય | ૦-૫-૦ | |
| મોટી ચાંદા પોળી | ૦-૩-૦ | ૯૯૬૭ ૧૧-૧૧-૩૭ |

[ વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સિ તરફથી મંજુર થએલાં ]

| | | |
|---|---|---|
| સમર્પણ કથાઓ | ૦-૬-૦ | જી૦ ૨૦૧-૩૬ |
| ગોવિંદનું ખેતર | ૦-૨-૦ | તા. ૯-૭-૩૬ |
| વેણીનાં ફૂલ | ૦-૮-૦ | નં. જી૦ ૩૭૨-૩૬<br>તા. ૨૬-૧૦-૩૬ |
| જનપદ | ૦-૧૨-૦ | |
| તણખા મંડળ ચોથું | ૨-૦-૦ | જી૦ ૩૭ ૨૭-૧-૩૭ |
| ભીલકુમાર એકલવ્ય | ૦-૫-૦ | જી૦ ૧૮૮/૩૧ ૨૯-૫-૩૫ |

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોક્ખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧—૮—૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦—૩—૩ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનીઑર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ સ્થળસંકોચને લીધે શાળાપત્રમાં ઇનામપત્રક છપાય છે તેના સંબંધમાં દરેકને સૂચના કરવામાં આવે છે કે રૂ. ૫) થી ઓછી રકમવાળાં નામ છપાવવા માટે મોકલવાં નહિ; તેમ છતાં આવશે તો તે છાપવામાં આવશે નહિ.

તંત્રી

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૯ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અરધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| છ માસ | રૂ. ૩૨ | રૂ. ૨૨ | રૂ. ૧૬ |
| ત્રણ માસ | રૂ. ૧૮ | રૂ. ૧૨ | રૂ. ૯ |
| એક માસ | રૂ. ૭ | રૂ. ૫ | રૂ. ૪ |

પુસ્તક ૭૭
અંક ૪

# ગુજરાત શાળાપત્ર

Registered
No. B. 43



તંત્રી
એચ. ટી. ઘોઘારી, બી.એ., એસ.ટી.સી.ડી.

## અનુક્રમણિકા



## રૂપીઆ ૫૦નું ઇનામ

આથી પ્રાથમિક શાળાના તમામ સ્ત્રી તથા પુરુષ શિક્ષકોને જણાવ-વામાં આવે છે કે શાળાપત્ર ઑફિસ તરફથી એવો પ્રબંધ કરવામાં આવ્યો છે કે જે કોઈ સ્ત્રી શિક્ષકે કે પુરુષ શિક્ષકે પોતાની શાળામાં પ્રાથમિક કેળવ-ણીને ઉપયોગી એવો કોઈ ઉત્તમ સ્વતંત્ર અખતરો કર્યો હોય અને જે સંપૂર્ણ રીતે ફતેહમંદ નીવડ્યો હોય તે સંબંધી સંપૂર્ણ વિગત સાથે અહે-વાલ માગવો આવેલા અહેવાલોમાંથી કમિટી ઉત્તમ કોટિના—એક પુરુષ શિક્ષકનો અને એક સ્ત્રી શિક્ષકનો—એવા બે અહેવાલ પસંદ કરશે, અને તે દરેક અહેવાલ માટે રૂ. ૫૦નું ઇનામ લેખકને કમિટીના નિર્ણય પ્રમાણે આપ-વામાં આવશે. લખાણ સ્પષ્ટ સુવાચ્ય અક્ષર સાથે કાગળની એક બાજુ પર લખેલું હોવું જોઈએ. અહેવાલ તેમના જિલ્લા અથવા સ્ટેટના ડાન્સ્પેક્ટિંગ ઑફિસર મારફતે મોકલી આપવો. અખતરો અને અહેવાલની વિગત સંપૂર્ણ અને પોતાની જાતથી તૈયાર કરેલી છે એવી મતલબનું તે અમલ દારનું પ્રમાણપત્ર પણ સાથે હોવું જોઈએ.

ગુજરાત શાળાપત્ર ઑફિસ,
અમદાવાદ. તા. ૪-૩-૩૮. તંત્રી.


કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ પોખારી, બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
મલાપોસ રોડ—અમદાવાદ.




પુસ્તક ૭૭ ] એપ્રિલ ૧૯૩૮ [ અંક ૪

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## શાળાની વ્યવસ્થા

જેમ વસ્તુને કેળવ્યા વિના તેનું વાસ્તવિક સ્વરૂપ પ્રગટ થતું નથી તેમ મનુષ્યને કેળવ્યા વિના તેનું વાસ્તવિક મનુષ્યત્વ ખીલતું નથી. એ ઉદ્દેશથી માણસ જન્મે છે ત્યારથી તેને સંસ્કારી બનાવવાના યત્નો આદિકાળથી ચાલતા આવ્યા છે; અલબત્ત દેશ અને કાળ જોતાં તે પ્રયત્નોના સ્વરૂપમાં વારંવાર ફેરફારો થતા જોવામાં આવે છે. પણ કેળવણી કે શિક્ષણનો મૂળ ઉદ્દેશ મનુષ્યત્વ ખીલવાનો છે એ તો સર્વસામાન્ય ગ્રાહ્ય છે. પ્રાચીન આશ્રમો કે મધ્યયુગની શાળાઓ કે સંસ્થાઓ, અથવા તો અર્વાચીન શાળાઓમાં શિક્ષણપ્રણાલિકાઓમાં આ ઉદ્દેશ એક અથવા બીજા સ્વરૂપમાં જળવાઈ રહ્યો છે. એ ઉપરાંત બીજી બાબત જે નજરે તરી આવે છે તે એ છે કે એ કેળવણી અથવા શિક્ષણ યોગ્ય રીતે અપાય છે કે નહિ, તેનું પરિણામ ધાર્યું આવે છે કે નહિ તે પણ સાથે સાથે જોવામાં આવે છે. આ ઉદ્દેશ પાર પાડવાને જુદી જુદી રીતો પ્રાચીન કે અર્વાચીન યુગની

# આદર્શ શાળા

## નિબંધ ૨

॥ स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः॥

આદર્શ શાળા વિષે લખવું એ અતિ કઠિન છે. યુગપરિવર્તન થતાં જેમ સર્વ રીતરિવાજ ફેરવાઈ જાય છે તેમ કેળવણીની યોજના, હેતુ અને સાધન પણ ફેરવાય છે. આપણે ૫૦૦૦ વર્ષ પહેલાંની કેળવણી જોઈએ અને આજની કેળવણી જોઈએ તો હિમાલય જેટલો તફાવત માલમ પડશે. એનું કારણ શું હશે ?

કારણો તપાસવા માટે દૂર જવું પડે તેમ નથી. સંસ્કૃતિનો ચોપડો ફેરવવાથી એની ગાંઠો જડી આવશે. ઝાડ મરી જાય છે. છતાં તેનાં મૂળ જમીનમાં ઘણાં વર્ષ રહે છે, અને કેટલાંક ઝાડનાં મૂળ તો અમર જેવાં લાગે છે. એ મૂળમાં અનેક ગાંઠ હોય છે. તેમ સંસ્કૃતિનાં ઝાડ મરે છે, છતાં તેનાં મૂળની ગાંઠ અજરામર હોય છે. કાયદા, ધર્મ, સમાજ, લગ્ન, ખોરાક, પોશાક અને રાજ્ય એ સંસ્કૃતિના અવયવ છે. એ અવયવો કેળવણીમાંથી ઉત્પન્ન થાય છે. કેળવણી એટલે જીવનનો રસ, કેળવણી એટલે જ્ઞાનજનેતા, કેળવણી એટલે ધર્મગુરુ, કેળવણી એટલે આત્માની ઉન્નતિનું મોક્ષદ્વાર.

વૈદિક યુગમાં ઋષિઓ આશ્રમમાં કેળવણી આપતા. તે કેળવણી આત્મજ્ઞાનની હતી. ત્યારપછીના યુગમાં સામાજિક કેળવણી આવી. તેમાં વૈભવવિલાસ, સ્ત્રીસુખ, ગૃહસ્થાશ્રમસુખ વગેરે પ્રધાનવિષયો હતા. ત્યારપછીના યુગમાં કેળવણી કરોળીઆના જાળાંમાં ગુંચવાઈ ગઈ, અને અંગ્રેજી રાજ્યના ઉદય પછી આપણને કેળવણીને નવો પ્રકાશ મળ્યો. નર્મદ-દલપત કાળમાં વર્તમાન કેળવણીની ભૂમિકા પ્રસ્થાપિત થઈ અને તે ભૂમિમાં આજે નૂતનકેળવણીનાં ઝાડ પત્રપુષ્પથી ઝુમી રહ્યાં છે. બળવા પછીના વર્ષો એજ નૂતનહિંદનો ઉદયકાળ છે. એમાંજ ખરા સાહિત્યકારો, કવિઓ અને યુગદ્રષ્ટાઓ ઉગ્યા, પોષાયા અને વૃદ્ધિ પામ્યા છે. એક વખત એવો પણ હતો કે જ્યારે સંસારસુધારો એજ કેળવણીનો હેતુ હતો. ત્યારપછી સાક્ષરયુગમાં પંડિતો બનાવવા એજ કેળવણીનો હેતુ હતો. આજે ગામડાંનો પુનરુદ્ધાર કરવો એજ ખરી રાષ્ટ્રીય કેળવણી છે. આજનો આદર્શ એજ કે વિદ્યાર્થીના એક હાથમાં ખેતીનાં ઓજાર અને બીજા હાથમાં પુસ્તક-

ગીતાજીમાં શ્રીકૃષ્ણભગવાને કહ્યું છે તેમ કેળવણી જો દિવ્યનેત્ર આપે તોજ તે કેળવણી. આત્મા એ સૌથી મહાન વસ્તુ છે. તેને કેળવવો એ પણ કેટલું અહોભાગ્ય ! અને જ્યાં કેળવાય તે ભૂમિ પણ કેટલી પાવનપુનિત !

કાળગંગામાં તણાઈ જતા અનેક જીવાત્મા ક્યાં જાય છે, એવા આધ્યાત્મિક પ્રશ્નો વિચારવા એ આત્માની કેળવણી છે. શરીરને વધારેમાં વધારે સુખ શી રીતે આપવું, એવા પ્રશ્નો વિચારવા તે આધિભૌતિક કેળવણી છે. આચાર અને વ્યવહાર બંને શબ્દો ઉપલાં કથનને ઘણે અંશે લાગુ પડે છે. આચાર એટલે પરજીવનની ઉન્નત્તિ માટેની તૈયારી અને વ્યવહાર એટલે આજીવનની ઉન્નત્તિ માટેની તૈયારી. આર્યસંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃત એ બે વચ્ચે પણ એવોજ ભેદ છે. મહાત્મા અને વૈજ્ઞાનિક એ બેમાં પણ એવીજ જાતનો તફાવત છે. વસ્તુતઃ કહેવાની મતલબ એ છે કે કેળવણીનો આદર્શ શો ?

જીવનનો આદર્શ અને કેળવણીનો આદર્શ એકજ છે, હોવો જોઈએ. યંત્રવિજ્ઞાન અને ધર્મવિજ્ઞાન બંનેનો જ્યાં સુમેળ હોય ત્યાં કેળવણી સંપૂર્ણ થાય છે. આ પુસ્તકયુગમાં આદર્શ અનેક હોય, છતાં બધી નદીઓ દરીઆને મળે છે તેમ બધા આદર્શોની એકતા હોવી જોઈએ.

વસ્તુનો વિકાસ તેના આદર્શ પર નિર્ભર છે. સમાજપરિવર્તન થતાં આદર્શની યોજના પણ ફેરવાઈ જાય છે.

આદર્શ શાળા એ આદર્શ સમાજ ઉત્પન્ન કરવાનું એક મહાન ચક્ર છે. એ ચક્રની ગતિ સમાજની કોઈપણ ગતિ કરતાં પ્રધાનપદે છે. કેળવણીનાં સ્થળોમાં ગૃહ, શાળા, પાઠશાળા, સિનેમા, ધાર્મિક સ્થળો, દુકાનો તેમજ બીજી અનેક ખાનગી સંસ્થાઓનો સમાવેશ થાય છે. જેમ ખોરાકમાં દૂધ ઉત્તમ છે, તેમ કેળવણીનાં સ્થળોમાં શાળા ઉત્તમ છે.

આજે આપણે પ્રાથમિક શાળાની વાત કરવા માગીએ છીએ; છતાં એ બીજી માધ્યમિક કે ઉચ્ચતર પાઠશાળાનો પણ આદર્શ હોવો જોઈએ. જેમ એક ડુંગર પર ચઢવું હોય તો તેનો આખો રસ્તો સુરેખ અને ખીનહરકતવાળો હોવો જોઈએ તેમ પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચતર દરેક શાળામાં વાતાવરણ વિદ્યાર્થીને પ્રગતિ કરાવનારું હોવું જોઈએ.

આદર્શની ટોચ નક્કી કરતાં પહેલાં પ્રાથમિક મુદ્દાઓ જોઈ જવા જરૂરના છેઃ

## શાળાનાં અંગો

1. વિદ્યાર્થીઓ
2. શિક્ષકો
3. આજુબાજુનું વાતાવરણ
4. શાળાનું મકાન
5. શાળાનું શિક્ષણ ઉપયોગી સાહિત્ય
6. પાઠ્ય પુસ્તકો
7. અભ્યાસક્રમ
8. પરીક્ષા
9. પરીક્ષકો
10. વ્યવસ્થાપક બોર્ડ
11. બગીચો
12. શારીરિક શિક્ષણ
13. નીતિશિક્ષણ કે નાગરિકનું શિક્ષણ
14. માનસિક કસોટી
15. દરરોજ પ્રાર્થના
16. પર્યટન
17. ચર્ચાસંઘ
18. વિદ્યાર્થીની સ્વરાજ કમિટી
19. નાટ્યપ્રયોગ
20. શાળાની કમિટી
21. વાલીદિન,–બાળદિન
22. સ્કાઉટિંગનું શિક્ષણ
23. છાત્રાલય
24. માબાપ–વાલીનો સહકાર
25. શારીરિક શિક્ષાનો અભાવ
26. બુદ્ધિ, કલ્પના, જિજ્ઞાસા અને બીજી શક્તિનો વિકાસ
27. વિશ્વમાં હિંદનું સ્થાન
28. હેડમાસ્તરની લાયકાત
29. મદદનીશોની કર્તવ્યનિષ્ઠા
30. સંસ્કૃતિપોષક શિક્ષણ: ગામડાંની શાળામાં ગામડાં સજીવન કરવાનું અમૃત અને શહેરો માટે શહેરોની સંસ્કૃતિ ઉત્તમ બનાવવાનું અમૃત મળવું જોઈએ.
31. કન્યાશાળામાં કન્યાને આદર્શ ગૃહિણી બનાવવાનું શિક્ષણ
32. ક્રિયાત્મક શિક્ષણ
33. શાળાના વિદ્યાર્થીઓ ભણીને બહાર પડે કે એક ઉત્તમ નાગરિક બને અને દેશના બહાદુર સૈનિક બને એવું રાષ્ટ્રપોષક શિક્ષણ
34. સહશિક્ષણ
35. ઔદ્યોગિક શિક્ષણ
36. બેકારી અને ગરીબી દૂર થાય તેવું શિક્ષણ
37. સ્વચ્છતા
38. ચારિત્ર્ય
39. વખતપત્રક
40. બાળવર્ગ
41. જાતીય શિક્ષણ
42. બાળ લાયબ્રેરી
43. રમત ગમતની હરિફાઈ

ઉપલા મુદ્દાઓ એ કળના કાપીને કરેલા સમચ્છેદ નથી. એ તો શાળામાં શું શું હોવું જોઈએ તેનો આકાર છે, રૂપરેખા છે. વસ્તુતઃ

કહેવાની મતલબ એ છે કે શિક્ષણ એ સ્વભાવજન્ય રસ છે. એ રસની સરિતા અવિભાજ્ય છે. તેને વહેતી બંધ કરવી એ કૃત્રિમતા છે. આપણે તો કુદરત તરફ જવું જોઈએ, છતાં કોઈ બાબતે વિલોકવા માટે તેનાં સહાયભૂત અંગો જોવાની, જાણવાની અને અનુભવવાની અગત્ય છે.

અપૂર્ણ



# પ્રેરણા

ગમે તેમ હોય પણ માનવજીવન વિચિત્રતા માગે છે. આનંદ વ્યક્ત કરવા માનવીએ ઉત્સવો યોજ્યા છે. મોટાઈનો ભાસ કરાવવા તેણે અનેકવિધ યોજનાઓ આદરી છે. વિષયની ગંભીરતાનું ભાન કરાવવા તેણે એવાજ પ્રવાસો કર્યા છે. રાજા ફરવા નીકળે સાથે ડઝનબંધ હજુરીઆ અને માણસો હાજર, સાહેબ ફરવા નીકળે, પટાવાળાએ આગળ દોડવાનું. લગ્નોત્સવ થાય, વરઘોડા અને વાજાં વગડાવાનાં આ અને એવાં કંઈક પ્રસંગો માનવજીવનમાં યોજાયા છે. માનપત્રો માટે મેળાવડા થાય છે. સેવકોની સેવાની એ રીતે જાહેરમાં કદર થાય છે.

નાના સરખા રામપુરમાં આજે એવોજ એક મેળાવડો યોજવામાં આવ્યો હતો. ત્રણ વર્ષ જેટલા ટુંક સમયમાં ગામને સ્વચ્છતાના પંથે વાળનાર, તેનામાં સ્વતંત્રતાની અનેરી ભાવના પ્રેરનાર માસ્તર નિરંજનને રામપુરની પ્રજા આજે જાહેરમાં માનપત્ર આપવા તૈયાર થઈ હતી. જગતના એકલ, અંધારા ખુણામાં સબડતી ગઈ કાલની અજ્ઞાન પ્રજા આજે પોતાના માર્ગદર્શકનો આભાર માનવા એકઠી થઈ હતી. ગામના આત્માસમા નિરંજનની અમર નામના કરવા તેણેજ અતિ પ્રયાસથી ઉભું કરેલું લાઇબ્રેરીનું મકાન ખુલ્લું મૂકી એ સંસ્થાને નિરંજનના નામ સાથે જોડી દેવાનું ઠરાવવામાં આવ્યું હતું.

પ્રસંગની ગંભીરતા સાચવવા કાર્યવાહકોએ ખાસ કાળજી રાખી હતી. લગભગ ત્રણહજાર માણસો સુખેથી બેસી શકે તેવો વિશાળ સભામંડપ ગોઠવવામાં આવ્યો હતો. આસોપાલવનાં તોરણો લટકાવ્યાં હતાં. મધુમાલતીનાં પરિમલ પ્રસરાવતાં પુષ્પો સુગંધ અર્પી શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. સભાનો સમય થયો, માણસો એક પછી એક આવી પોતાને યોગ્ય આસને ગોઠવાઈ જવા લાગ્યા. નિર્ણિત કરેલા સમય પહેલાં પાંચ મિનિટમાં તો એ

મંડપમાં એટલી ભીડ થઈ કે માણસોને ઉભા રહેવું પણ વસમું થઈ પડ્યું. મુકરર કરેલા સમયે સામેથી થોડાંક માણસોએ સભામાં પ્રવેશ કર્યો. બધાંએ ઉભા થઈ આગંતુકને માન આપ્યું. આવનાર પહેલી હરોલમાં ખુરસીમાં ગોઠવાયાં. સર્વેએ પોતાનું સ્થાન લીધું.

એલ. એલ. બી. નો અભ્યાસ કરતા તેજ ગામના એક તેજસ્વી યુવાને સભાનું પ્રમુખસ્થાન લીધું. તેમનીજ બાજુમાં માસ્તર નિરંજન, તેમનાં પત્નિ વિદ્યુલ્લતા અને દીકરી નાનકડી તરલિકા ગોઠવાયાં. જાહેર કરેલા પ્રોગ્રામ અનુસાર શાળામાં ભણતાં બાળકો અને બાળાઓએ નાટ્યપ્રયોગ, ગરબા વગેરે ભજવી તથા ગાઈ બતાવ્યાં હતાં. પ્રાસંગિક વ્યાખ્યાનો થયાં અને છેવટે વિદ્વાન પ્રમુખશ્રીએ પોતાની ઓજસ્વતી શૈલીમાં આ વિષયનું સુંદર બ્યાન શ્રોતાઓ સમક્ષ રજુ કર્યું. ટાંકણી પડે તોપણ અવાજ સંભળાય એવી નિરવ શાંતિ ધારણ કરી આખીએ સભા બંસીનો સૂર સાંભળી ડોલતા ફણિધર માફક મંત્રમુગ્ધ બની શ્રવણ કરવા લાગી. પ્રમુખશ્રીએ પોતાના ભાષણમા માસ્તર નિરંજનની રામપુર પ્રત્યેની અથાગ સેવાનો સુંદર ઉલ્લેખ કર્યો. ત્રણ વર્ષ પહેલાંનું રામપુર આજે કોઈ જુદાજ સ્વાંગમાં જણાતું હતું. શાળામા વસ્તીના પ્રમાણમાં ઘણાં ઓછાં બાળકો અભ્યાસ અર્થે આવતા તેમની સંખ્યા ૧૨૫ થી વધારી ૨૫૦ જેટલી થઈ હતી, અને તેવાજ પ્રયાસથી વિદ્યુલ્લતાએ પણ કન્યાશાળાનું સ્વરૂપ સાવ ફેરવી નાખ્યુ હતું અને માંડ ૩૦ જેટલી બાળાઓની સંખ્યાને આજે ૧૨૫ ની સંખ્યામા પહોંચાડી હતી. વળી એકજ શિક્ષિકાની જગાએ આજે ચાર શિક્ષિકાઓ કામ કરતી થઈ ગઈ હતી. મોટી ઉંમરનાં મહેનતુ અભણ માણસોને—સ્ત્રી, પુરુષોને ભણાવવામાં બંને જણાંએ સારી મહેનત લીધી હતી, અને એકલી કેળવણીજ નહિ, પરંતુ ગામની સ્વચ્છતા વધારવા તથા કેટલાક અનિષ્ટ રિવાજો દૂર કરવા તરફ તેમણે સારૂં લક્ષ્ય દોર્યું હતું. તેમના પ્રયાસથીજ બને સ્કૂલોનાં મકાનો યોજનાપૂર્વક સુંદર બાંધવામાં આવ્યાં હતાં અને ગામનાં ભણેલાં માણસો લાભ થઈ શકે તેટલા માટે લાઇબ્રેરી ખોલવામાં આવી હતી. તેના માટે પણ એક સુંદર મકાન બંધાવવામાં આવ્યું હતું. ગામના પૈસે ગામનેજ લાભ અપાવનાર નિસ્વાર્થી સેવાભાવી નિરંજન માત્ર ત્રણ વર્ષ જેટલા ટુંક સમયમાં ગામનો આત્મા બન્યો હતો. એની પ્રેરણામૂર્તિ વિદ્યુલ્લતા ગામની આરાધ્ય દેવી બની હતી. નાનકડી તરલિકા ગામનું જીવંત રમકડું બની હતી. પોતાના એ આરાધ્ય દેવતાઓને જાહેરમાં માન આપવા રામપુરની પ્રજા આજે ઉમંગમાં હતી.

પ્રમુખશ્રીએ આજે તેજ બાબતનું સારૂં વિવેચન કર્યું. છ હજાર આંખો ભક્તિભાવથી એ દૈવી ત્રિપુટી તરફ નિહાળવા લાગી. સ્વર્ગીય દૃશ્ય ઘડીભર જીવનમાં તમામ દુઃખો ભુલાવે તેવું બન્યું. પ્રમુખશ્રીના વરદ હસ્તે લાઇબ્રેરીનું મકાન ખુલ્લું મુકાયું. હારતોરા થયા. રામપુરની ઉત્સાહઘેલી પ્રજા આનંદમાં આવી જઈ નિરંજનની જય પોકારવા લાગી.

આવા અપૂર્વ માનનો યોગ્ય જવાબ આપવા નિરંજન ઉભો થયો. સફેદ સ્વચ્છ ખાદીમાં ઓપતો ચશ્માધારી યુવાન સારીએ સભાનું ધ્યાન ખેંચી રહ્યો. એના મુખપર નિરંતર વિલસતું હાસ્ય ભલભલા માનવીને મ્હાત કરવા બસ હતું. તેને અપાએલા માનનો તેણે વિવેકથી જવાબ વાળ્યો. તેને અપાએલું માન વધારે પડતું છે, એમ તેણે ચોકખા શબ્દોમાં જણાવ્યું. તેણે કરેલું કાર્ય એ તેની સમાજ પ્રત્યેની ફરજ હતી. કર્ત્તવ્યપાલનને માટે માન કે મેળાવડાની જરૂર હોતી નથી તેમ જણાવ્યું. સાથે સાથે પોતાની શરૂઆતની નિર્બળતા, ગામડાંના શિક્ષકનું સાદું જીવન અને તે પ્રત્યેનો તેનો અણગમો, ભભકાભર્યું શહેરનું લહેરી જીવન ભોગવવાનો તલસાટ એને ગામડાંથી વિમુખ રાખવા ઇચ્છતાં હતા. તે બધાંને અળગાં કરી ગામડાંનેજ પોતાનું કાર્યક્ષેત્ર બનાવી ગામડામાંજ નિવાસ કરાવનાર તેની હૃદય દેવી વિદ્યુલ્લતાજ હતી. તેના સુંદર સહકાર સિવાય પોતાનાથી આ કામ થઈ શકતજ નહિ એમ જણાવ્યું. કાર્યનું ખરૂં માન તેનેજ ઘટે છે તે પણ જનતાને સમજાવ્યું. પોતે માત્ર એક સેવક છે અને સેવા કરવા સર્જાયો છે. સેવકને માન મેળવવાનાં શાં ? તેણે નમ્ર ભાષામાં આભાર માની વિવેચન પુરૂં કર્યું. બીજાં કેટલાંક પ્રાસંગિક કાર્યો આટોપી લઈ સભાનું કામ પુરૂં કરવામાં આવ્યું.

× × × × ×

સભામાંથી નિરંજન ઘેર આવ્યો. પહેરેલાં કપડાં સાથેજ તે આરામખુરશીમાં પડ્યો. આજનું અવર્ણનીય દૃશ્ય તેને મુંઝવી રહ્યું હતું. ભૂતકાળનો પડદો પાછો હટ્યો. ત્રણ વર્ષ પૂર્વેની સ્મૃતિ તાજી થઈ નિરંજનના દૃષ્ટિપટ પર અથડાવા લાગી.

ત્રણ ત્રણ વર્ષ કૉલેજમાં અભ્યાસ કરી કૉલેજજીવનમાં રંગાએલો નિરંજન જ્યારે તેની નિમણૂક દૂર દૂરના એક ગામડામાં કરવામાં આવી છે, એવા સમાચાર તેને મળ્યા ત્યારે હતાશ થયો. કૉલેજજીવન દરમિયાન તેણે અને તેની જીવનસખી વિદ્યુલ્લતાએ સેવેલાં સ્વપ્નાંની ઈમારત તેને

ભસ્મીભૂત થઈ જતી જણાઈ અને તેણે નિરાશાજનક હાથ ફેંકી પોતે અને લતા કોલેજમાંથી સાથે નીકળી કોઈ સારા શહેરમાં જઈ નોકરી કરી સુખી જીવન ગુજારશે એવી અભિલાષા સેવતા નિરંજનને જ્યારે ખાતા તરફથી ઓર્ડર મળ્યો ત્યારે અસહ્ય વેદના થઈ આવી. તેનો આત્મા ગુંગળાતો લાગ્યો. તેની તમામ ભાવનાઓના તેને ચૂરા થઈ જતા લાગ્યા. તેનું અંતર રડી ઊઠ્યું. ગામડાનો ભયમિશ્રિત કલ્પનાથી ઉત્પન્ન કરેલો હાઉ તેને ભરખી જવા આવતો હોય તેમ જણાયું. અસહાય અવસ્થામાં તે બેફામ બન્યો.

"લતા, તારી વાત જો કે સત્ય છે, પરંતુ આપણે સેવેલી મહાન આશાઓ ધૂળમાં મળે છે, આપણી ભાવનાઓનું ખૂન થાય છે," નિરંજને વિક્ટોરિઆ ગાર્ડનના એક ખુણા પર આવેલા બાકડા પર બેસી વિદ્યુલ્લતા સાથે વાત કરવા માંડી.

"એ સાચું, નિરંજન, પણ સાથે સાથે એ કેમ ભૂલી જાઓ છો કે યુવક તરીકેનું આપણું કર્ત્તવ્ય શું? શિક્ષક તરીકેનું આપણું કાર્ય શું છે? મહાનતામાં સબડતો આપણો ગરીબ દેશ આપણી પાસે શું માગી રહ્યો છે? તમે કયાં નથી સમજતા કે હું સમજાવવા બેસું," લતાએ જવાબ વાળ્યો.

"પણ લતા, એ ધૂળભર્યાં ગામડાં, ત્યાંની જડ, અરસિક, જંગલી પ્રજા સૂર્ય કઈ દિશામાં ઊગે છે, જગતમાં કયારે શું ચાલી રહ્યું છે તે પણ ન જાણી શકે એવી પરિસ્થિતિ, આપણા માર્ગમાં અવરોધન કરનાર નથી? ગામડામાં જઈ જડ ભેગા વસી જડ બની જવું, લતા, મને તો વસમું લાગે છે," નિરંજને આગળ ચલાવ્યું.

"બસ, નિરંજન, આજ તમારી સેવાભાવના? અને આ ભાવનાબળે તમે દેશનો ઉદ્ધાર કરવાના સંકલ્પો સેવતા હતા? નિરંજન, ગ્રામ્યજીવન અને ગ્રામ્ય પુનર્ઘટના સંબંધે નિબંધો અને લેખો લખી કોલેજમાં વાહવાહ મેળવનાર નિરંજન આજે પ્રસંગ આવતા પાછાં ડગ ભરે છે?" લતાએ દુઃખદ સ્વરે જણાવ્યું.

"એ બધું કાગળમાં લખવાનું, લતા, મોજશોખ અને એશઆરામના સમયમાં શહેરનો વસવાટ છોડી દૂર ગામડામાં શુષ્ક જીવન ગાળવું દુઃખદ લાગે છે. અરે! એવો વિચાર સરખો ધ્રુજારી ઉપજાવે છે. આ નાટક, સિનેમા અને સહેલગાહો લતા, મને શહેરમાં જકડી રાખવા માગે છે! ગ્રામજીવન મને દુઃખ અને વિટંબણાભર્યું લાગે છે," નિરંજને નિરાશા બતાવી.

" આ શબ્દો નિરંજનના ન હોય, નિરંજન; આજે બોલ્યું તો ઠેકાણે છે ને! આત્મસંયમ માટે જીવન વેડફી નાખતો, આજના યુવક વર્ગના વેવલાપણા સામે ઘડીઘડી રોષ દર્શાવતો, દેશની ઉન્નતિ ઝંખતો નિરંજન, આજે આ શબ્દો કોની આગળ બોલે છે? ક્યા મ્હોંએ બોલે છે? હાય! નહોતી ખબર કે ઉચ્ચજીવનનાં બણગાં ફુંકતો નિરંજન હજુ મોજશોખની પામરતાભરી સપાટી પર તરફડીઆં મારે છે. નહોતી ખબર, કે નિરંતર સેવાની ઝંખના કરતો નિરંજન, પોતાની જિંદગી શહેરમાં વેડફી દેવા માગે છે. નિરંજન, બોલો, તમારા આ વિચારો તમે કોની સમક્ષ પ્રદર્શિત કરી રહ્યા છો?" વિક્ષુબ્ધતાનો ઉશ્કેરાટ વધતો જતો હતો. તેની આંખમાંથી અશ્રુ સરવા લાગ્યાં, તેનો કોમળ દેહ કંપી ઉઠયો.

જમીન સાથે જડાએલી આંખો નિરંજને ઉંચી કરી તેના હૃદયમાં પ્રબળ આત્મમંથન જામ્યું હતું. તેની દૃષ્ટિ સમક્ષ તેની હૃદયદેવી અશ્રુ સારતી હતી. દૂરદૂરથી આવતો ધેરો અવાજ તેને ગામડામાં આમંત્રણો આપતો હતો. બાગમાં વાગતો રેડિઓ તિક્ષ્ણ સ્વરે ગાઈ ઉઠયો,

" તેરે દીલકી લગી કોઈ ક્યા જાને......" અપૂર્ણ

## યરોડાની હુન્નરઉદ્યોગ શાળા (પુના)

આપણા પ્રાંતમાં અનાશ્રિત, અનાથ બાળકો યોગ્ય રક્ષણના અભાવે કુમાર્ગે જઇ પોતાના જીવનને બરબાદ કરે છે, તેવા બાળકો માટે આપણી ભલી સરકારે સંપૂર્ણ વિચાર કરી, એવા અનાથ બાળકો ભવિષ્યમાં ઉત્તમ નાગરિક બને તે માટે કેળવણી આપવા અને તેની સાથે આધુનિક સમયને અનુસરી હુન્નરઉદ્યોગનું પણ શિક્ષણ આપી શકાય એવી આપણા પ્રાંતમાં ચારથી પાંચ સંસ્થાઓ સ્થાપી છે. તેમાની એક મધ્યવિભાગના પુના જિલ્લામાં યરોડા-હુન્નરઉદ્યોગશાળા સ્થાપી એ ઉણપ પુરી પાડી છે.

પુના સ્ટેશનથી ત્રણ માઇલ દૂર યરોડા ગામની દક્ષિણે એક વિશાળ ખુલ્લા મેદાનમાં એ શાળાની સ્થાપના કરવામાં આવી છે. પ્રથમ એનું નામ યરોડા રેફોરમેટરી સ્કૂલ હતું, તે બદલી ૧૯૩૬ થી યરોડા ઇન્ડસ્ટ્રિઅલ સ્કૂલ રાખવામાં આવ્યું છે. આ શાળામાં ૧૦ થી ૧૬ વર્ષની ઉમર સુધીનાં બાળકો રાખવામાં આવે છે; અને દરેક બાળકને શાળાના શિક્ષણ ઉપરાંત હુન્નર, ઉદ્યોગ પણ શીખવવામાં આવે છે.

આ શાળામાં હાલ ૨૨૦ છોકરાઓ છે, અને એ સંસ્થાની દેખરેખ મુંબઈ સરકારનો એક અમલદાર-પછાત કોમો માટેનો અમલદાર-Backward class officer મી. સીમીંગ્ટન રાખે છે. તે ઉપરાંત નવથી દસ સભ્યોની મેનેજિંગ કમિટી એ સંસ્થાનું તંત્ર ચલાવે છે. શાળાના ચેરમેન તરીકે મિ. સીમીંગ્ટન પોતેજ કામ કરે છે. આ શાળાને એક આદર્શરૂપ બનાવવા એ સંસ્થાના હાલના સુપ્રિન્ટેન્ડન્ટ મિ. એ. કે. ખાન (એમ. એ.) ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે, અને પોતાના પ્રયત્નોમાં સફળતા મેળવી રહ્યા છે. જે માટે મિ. એ. કે ખાનને અભિનંદન ઘટે છે. માબાપ પણ પોતાના બાળકોની જેટલી કાળજી રાખી શકતાં ન હોય તેથી પણ આધક કાળજી હાલના સુપ્રિન્ટેન્ડન્ટમાં જોવામાં આવે છે.

આ શાળામાં લગભગ ૨૩૦ વિદ્યાર્થીઓ સંપૂર્ણ સગવડથી રહી શકે તેટલી સગવડ છે, અને તે માટે આઠ ડૉરમેટરીઝ હૉસ્ટેલરૂપ બનાવવામા આવી છે, તેમાં બાળકોને સુવા, બેસવા તેમજ રહેવાની ઉત્તમ પ્રકારની ગોઠવણ છે. દરેક બાળકને એકેક લોખંડનો પલંગ અને બિછાના ઉપરાંત ઠંડીથી બચાવ અર્થે ગરમ વસ્ત્રોનો પુરતા પ્રમાણમાં ઉપયોગ થાય તેવી ગોઠવણ કરવામાં આવી છે. આ શાળા એક વિશાળ કમ્પાઉન્ડમાં આવેલી હોવાથી તેમજ શાળાની બહાર રમતગમતનાં મોટાં મેદાનો અને બાગબગીચા હોવાથી બાળકો કેદખાનામા છે, એમ જરા પણ ભાસ થતો નથી. બાળકો પોતાને ઘેર જે સુખ ભોગવતા હોય તેથી પણ વિશેષ આ શાળામા ભોગવે છે. આ પ્રકારના સુંદર વાતાવરણમાં બાળકો પોતાનાં સર્વ દુઃખો ભૂલી જઈ આનંદથી શિક્ષણ લે છે, તેમજ હુન્નરઉદ્યોગનું કામ શીખે છે.

આ શાળામાં પણ અનેક જાતના બાળકો આવતાં હોવાથી તેમનાં શિક્ષણાર્થે ગુજરાતી, ઉર્દુ, મરાઠી, અને કાનડી એમ ચાર શાળાઓ છે. દરેક શાળામાં ટ્રેન્ડ અને અનુભવી શિક્ષકોદ્વારા શિક્ષણ આપવામાં આવે છે. અહીંનું શિક્ષકમંડળ પણ આ શાળાને નમુનેદાર બનાવવા, તેમજ બાળકોની ઉન્નતિ અર્થે તન અને મનથી પ્રયત્નો કરે છે. બાળકોને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે અને તેઓ ભવિષ્યના ઉત્તમ નાગરિક બને એજ તેમનું ધ્યેય છે. શાળાઓની વાર્ષિક પરીક્ષા પુના સીટીના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ અને તેના મદદનિશોદ્વારા દર વર્ષે લેવામાં આવે છે. તે ઉપરાંત હુન્નરઉદ્યોગની પરીક્ષા માટે (ટેકનિકલ પરીક્ષા) પણ વિદ્યાર્થીઓને તૈયાર કરવામાં આવે છે. કેટલાંક બાળકોને મુંબઈની સર જે. જે. સ્કૂલ ઑફ

આર્ટ્સની એલીમેન્ટરી અને ઇન્ટરમીડીએટ ડ્રોઇંગ પરીક્ષામાં મોકલવામાં આવે છે, અને તેનું પરિણામ પણ દિનપ્રતિદિન સારૂં આવતું જાય છે.

આ શાળામાં શિફ્ટ સિસ્ટમ (Shift-System) પ્રમાણે શિક્ષણ અપાય છે, એટલે કે એક ટુકડી અર્ધો દિવસ નિશાળમાં કામ કરે, અને બાકીનો અર્ધો દિવસ કાર્યાલય (વર્કશૉપ)માં કામ કરે છે. જ્યારે એક ટુકડી કાર્યાલયમાં કામ કરે ત્યારે બીજી ટુકડી નિશાળમાં જાય છે. આ જાતની વિભાગપદ્ધતિથી આ સંસ્થાનું કામ ચાલે છે. સાથે સાથે ધાર્મિક શિક્ષણ પણ આપવામાં આવે છે. ખ્રિસ્તિ બાળકોને દર રવિવારે દેવળમાં મોકલવામાં આવે છે, જ્યારે મુસલમાન બાળકોને નિયમિત નમાઝ પડવા માટે, અને હિંદુ બાળકોને પ્રાર્થના અર્થે જુદી જુદી ગોઠવણ કરવામાં આવે છે. તહેવારના દિવસોમાં બાળકોને મસજીદ-મંદિર અને દેવળમાં મોકલવામાં આવે છે.

આ સંસ્થાની વર્કશૉપમાં ખાસ કરી સુથારી કામ, લુહારી કામ, પ્રીંટીંગ કામ, દરજી કામ, બુકબાઇન્ડિંગ અને ચિત્રકામ ઇત્યાદિ શીખવવામાં આવે છે. જે જે બાળકોને ઉપલા કાર્ય માટે શોખ ન હોય તેમને ખેતીવાડી અને બાગકામને લગતું શિક્ષણ આપવામાં આવે છે. ઉપરના દરેક કાર્ય માટે જુદા જુદા મિસ્ત્રી હોય છે. તે ઉપરાંત સૃષ્ટિજ્ઞાનનું શિક્ષણ આપવા એક અનુભવી ટ્રેન્ડ શિક્ષક રાખવામા આવ્યો છે. જે સૃષ્ટિજ્ઞાનના શિક્ષણ ઉપરાંત ફળફળાદિ ઉગાડવાનું કામ પણ બાળકોને શીખવે છે. બાગબગીચામાં થતી શાકભાજીનો ઉપયોગ શાળાનાં બાળકો માટેજ કરવામાં આવે છે, જ્યારે બાકીની બચત સ્ટાફના માણસોને અને બહારની જનતાને વેચવામાં આવે છે. આ ખેતી અને બાગબગીચા અર્થે લગભગ ૨૦ થી ૨૫ એકર જમીન રોકવામાં આવી છે, અને બાકીની લગભગ ૧૦ થી ૧૨ એકર જમીનમાં શાળા ઉપરાંત રમતગમતના મેદાનનો સમાવેશ થઇ જાય છે.

શાળામાં બાળકોની તંદુરસ્તી ઘણી સારી રહે છે. એ વિષે દેખરેખ રાખવા સ્થાયી દાક્તર રાખવામાં આવ્યા છે. હાલ મિ. રાઠોડ (એલ. સી. પી. એસ.) દાક્તર તરીકે કામ કરે છે. તે ઉપરાંત એક નર્સ પણ રાખવામાં આવી છે, જે બાળકોની માતા કરતાં પણ તંદુરસ્તીની વિશેષ કાળજી રાખે છે. કોઇપણ બાળકનું શરીર નબળું પડતાં તરતજ ચાંપતા ઇલાજ કરવામાં આવે છે. માંદાં બાળકોની માવજત અર્થે માંદાની ઓરડી (Sick Room) અને દવાખાનાની જુદી ગોઠવણ કરવામાં આવી છે.

શાળામાં સ્કાઉટિંગનું કામ પણ શીખવવામાં આવે છે, અને એ કાર્ય સ્કાઉટ માસ્તર મી. પરીદ ઘણાજ ઉત્સાહપૂર્વક કરી રહ્યા છે. તદ્-ઉપરાંત શાળાના ખુલ્લા અને વિશાળ મેદાનમાં બાળકો દરરોજ સાંજે ક્રિકેટ, ફુટબોલ, હૉકી, વૉલીબોલ વગેરે રમતો રમે છે; તેમજ બીજી અનેક દેશી રમતોને પણ સ્થાન આપવામાં આવે છે. શનિ, રવિ અને રજાના દિવસોમા બીજી શાળાઓ સાથે રમતોની હરિફાઈ થાય છે. દરરોજ સવારે ફરજિઆત લશ્કરી કવાયત થાય છે, અને એ લશ્કરી તાલીમ લીધેલા સિપાઈઓદ્વારા આ કામ લેવામાં આવે છે. શાળાના બધા વિદ્યાર્થીઓને પાચથી છ ટુકડીમાં વહેંચી નાંખવામાં આવે છે, અને તેમના કાર્ય પ્રમાણે ઉત્તમ, મધ્યમ વગેરે વર્ગો પાડવામાં આવે છે, જેથી કામ કરવામાં સરળતા પડે છે. બાળકોની લશ્કરી કવાયત અને વ્યાયામનાં કામો જોઈ દરેક જોનાર વ્યક્તિને આનંદ ઉપજે છે.

આ ઉપરાંત બાળકોના મોજશોખમાં વધારો કરવા પુના શહેરના એક મુસ્લીમ સખી ગૃહસ્થ તરફથી રેડિઓની ભેટ આપવામાં આવી છે, તેથી દરરોજ સાંજે જમ્યા બાદ તથા રજાના દિવસોમાં રેડિઓ (આકાશ-વાણી) સાંભળવાનો લાભ બાળકોને મળે છે. દર રવિવારે ૫૦ વિદ્યાર્થીઓને શહેરમા સિનેમા મફત દેખાડવાની ગોઠવણ કરવામાં આવી છે એટલુંજ નહિ, પરંતુ દર મહીનાના પહેલા શનિવારે નિશાળના મેદાનમાં બજાર ભરવામા આવે છે, અને દર માસે એક દિવસ ઉત્તમ પ્રકારના ભોજનની મિજબાની બાળકોને આપવામાં આવે છે; અને પૂર્ણિમાની રાત્રે ચંદ્રના અજવાળામા મિજબાની અને સંગીતના જલસાનો લાભ બાળકોને મળે છે. મુંબઈ ઈલાકાના નામદાર ગવર્નર સાહેબનો પુના મુકામ હોય છે, તે દરમિઆન શાળાનો વાર્ષિક ઇનામનો મેળાવડો ગોઠવવામાં આવે છે, અને નામદાર ગવર્નર સાહેબ જાતે બાળકોને ઇનામ વહેંચી આપે છે.

ઉપર આ સંસ્થાના સુપ્રિન્ટેન્ડન્ટ મી. એ. કે. ખાન અને બીજા કાર્યવાહકો બાળકોના લાભાર્થે જે ઉમંગથી પોતાનાથી બને તેટલું કાર્ય કરે છે, તેને માટે તેના સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

ધી ડેવીડ સાસુન સ્કૂલ,
માટુંગા, મુંબઈ નં. ૧૯
બી. બી. એન્ડ. સી. આઈ. રે.

એમ. કે. બલસારી

—

# પૂર્વ પશ્ચિમનો પ્રવાસ

નોંધ—આ પ્રવાસનું વર્ણન સને ૧૯૩૫ના સપ્ટેમ્બર માસના અંકના પૃષ્ટ ૩૬૬ના અનુસંધાનમાં છે.

## પોર્ટ સૈયદ પહોંચ્યા.

૨૭ મી ઓગસ્ટની સવારે સાડા નવ વાગે પોર્ટ સૈયદ પહોંચ્યા. આ બંદરે મોમ્બાસા જેવી ઇમીગ્રેશનની ધમાલ નથી, જેથી ઉતારૂઓને શહેરમાં જવાની જલદી અનુકૂળતા મળી રહે છે. શહેરમાં જતાં દરવાજે જકાતખાતાના અમલદારો ગજવાં તપાસે છે. પોર્ટ સૈયદ એ ઇજિપ્તનું મુખ્ય બંદર છે. પોલીસ વિવેકી છે, યુનિફોર્મ પણ આકર્ષક લાગે છે. કેનાલના કિનારાને અડીનેજ બજાર શરૂ થાય છે. જેથી બજારનો રસ્તો ઘણો રમ્ય અને ભવ્ય લાગે છે. રસ્તાની જમણી બાજુએ જળ પરના જહાજ મહેલ અને ડાબી બાજુએ પોર્ટ સૈયદના પાર્થિવ મહેલ વચ્ચેના રોનકદાર રસ્તા ઉપર થઈ પચરંગી પ્રજાનાં ટોળા કેનાલના કર્તા લેસેપ્સ સાહેબના બાવલાના દર્શન માટે દોડે છે. જ્યાં ભૂમધ્ય સમુદ્રની હદ પુરી થાય છે અને સુએજ કેનાલની શરૂઆત થાય છે, તેવી યોગ્ય અને ઐતિહાસિક જગોએ એક ઉંચા અને પહોળા સ્તંભ ઉપર દુનીઆના એક મહાન ઇજનેર ફર્નાન્ડીઝ લેસેપ્સ સાહેબનું આબેહૂબ બાવલું બનાવીને તેના સ્મારક માટે મૂકવામાં આવ્યું છે. તે પ્રતિભાશાળી પુરુષ પોતાનો જમણો હાથ સુએજ કેનાલ તરફ લાંબો કરી ભૂમધ્ય સમુદ્રમાથી આવતા નાવિકોને નવો નૌકા-માર્ગ બતાવે છે. એ પુરુષાર્થી પુરુષનું પુતળું જાણે હમણાંજ બોલી ઉઠશે, ને કહેશે કે નાવિકો ! શા માટે મુંઝાઓ છો ? જુઓ, આ નવો જળમાર્ગ તમારે માટે મેં તૈયાર કર્યો છે. એ રસ્તે નિર્ભયતાથી તમારાં નાવ હંકારો અને પૂર્વ સાથે પશ્ચિમનો વેપાર વધારો. ખરેખર, એ દૃશ્ય પ્રેક્ષકો ઉપર ઘણીજ ઉંડી છાપ પાડે છે. તેનું કર્તવ્ય પશ્ચિમની પ્રજાને પૂર્વનો ટુંકો રસ્તો બતાવવાનું હતું. તેમાં સફળતા મળી. તે સફળતા સદાને માટે સૌના સ્મરણમાં રહે એ માટે એ ઉમદા સાધન છે. ભલે પશ્ચિમની સુધરેલી ગણાતી પ્રજા મૂર્તિપૂજાને સિદ્ધાંતમાં નહિ માનતી હોય, પરંતુ આવી રીતે અમલમાં તો જરૂર મૂકે છે. પ્રતિમાપૂજક હિન્દુ પ્રજાને ખરા સ્વરૂપમાં પ્રતિમાપૂજક ગણાવું હોય તો તેણે પોતાના ઐતિહાસિક સાચા પુરુષોનાં આવાં સ્મારક કરવાં જોઈએ. પ્રતિમાપૂજનનો અર્થ પ્રતિમાને નવરાવી

ધોવરાવી, તેને પુષ્પચંદન ચઢાવી, વસ્ત્રો સજાવી " ન જમે તેને નર નોતરાં દે" તેમ તેમને નવનૈવેદ્યના ભોગ ધરાવી, માલમશાલા ઉડાવવામાં જે પ્રતિમાપૂજન આજકાલ ચાલે છે તે નથી. તેને બદલે ભાવભીનાં હૃદયપૂજક પ્રતિમાપૂજન જ્યારે ભારતવર્ષમાં શરૂ થશે ત્યારેજ ધૂળમાં ઢંકાએલા હીરા જેવા હિન્દના સાચા હીરા જગતમાં જાહેર થશે. આજકાલ નગુણી ગણાતી હિન્દી પ્રજામાં કૃતજ્ઞતાના ગુણો ખીલો, એવી પ્રભુને પ્રાર્થના છે.

લેસેપ્સ સાહેબના પુતળા પ્રત્યે દૃષ્ટિ નાખતાં કોઈ પણ માનસશાસ્ત્રીને, તેની મુખમુદ્રા તેનામાં રહેલી અગાધ સાહસિક શક્તિઓનું ભાન કરાવે છે. તેનું ભવ્ય કપાળ, પહોળી છાતી, ભરાવદાર મુખ પર ભરાવદાર મૂછો અને પ્રૌઢ શરીર જેનારના મનમા માન ઉત્પન્ન કરે છે. પ્રેક્ષક પોતાનાં કર્તવ્યો સાથે તે મહાન પુરુષના મહાન કર્તવ્યો સરખાવતા જરા ઝાંખો પડે છે; યા તો તેજ સ્થળે પોતાની શક્તિ અનુસાર જગતકલ્યાણઅર્થે તે સ્થૂલ પુતળું પ્રેક્ષક પાસે પ્રતિજ્ઞા લેવરાવે છે. લેસેપ્સ સાહેબના બાવલાથી શરૂ કરીને દૂર એક માઇલ સુધી દરીઆમાં પત્થરની સડક કરેલી છે, જ્યાં અસંખ્ય મનુષ્યો દરીઆનાં દૃશ્ય જેતા હવા ખાવા જાય છે. આવોજ બીજો પત્થરનો સેતુ દૂર દરીઆમાં બાંધવામાં આવેલો છે; જેને છેડે દીવાદાંડી ઉભી કરવામાં આવી છે. ખરેખર, પોર્ટ સૈયદ પાસેનાં દરીઆના દૃશ્ય અદ્ભુત આનંદ આપે છે. આ આનંદ અનુભવવા ઘણા સહેલાણી મુસાફરો સ્ટીમરમાંથી ઉતરી જઈ અમુક દિવસ પોર્ટ સૈયદમા રહે છે.

લેસેપ્સ સાહેબના બાવલા પાસે થઈ જતા પત્થરના પૂલની પશ્ચિમ દિશાએ દરીઆનાં મોજાં શહેરના ઉત્તર ભાગના વિશાળ રેતીના મેદાન ઉપર ભરતીને વખતે ફરી વળે છે. તે દૃશ્ય દૃષ્ટિને ઘણુંજ ગમે છે. એ કિનારાની રેતી ઉપર છુટાં છુટાં લાકડાંનાં ઘણાં ઘર ઉભાં કરેલાં છે. તે બધાં ઘરની વચ્ચે એક સ્વિમિંગ* બાથ માટે એક મોટું ભવ્ય મકાન બાંધેલું છે. તેમાં નહાવા માટે કોઈ પણ પ્રકારનો વર્ણભેદ નથી. અનેક સ્ત્રી, પુરુષો નહાય છે; અને લાકડાનાં ઘરોમાં આરામ લઈ આનંદ કરે છે. એવાં લાકડાનાં મકાન હવા ફેર માટે ઘણા જણ ભાડે લઈને તેમાં રહે છે. સમરસીઝનમાં× આવાં તમામ મકાન મનુષ્યમેદનીથી ઉભરાઈ જાય છે. જેમ મહાબળેશ્વર, આબુ, હજીરા, ને ડુમસના બંગલા ઉનાળામાં

*નહાવાની સગવડવાળો એવારો. ×સમર સીઝન એટલે ઉનાળાની ઋતુ.

મનુષ્યોથી' ઉભરાઈ જાય છે તેમ અહીં પણ બને છે. આવાં મકાનોમાં એકાદ દિવસ રહેવું અને સાગરસ્નાન કરવું એ, પણ એક જિંદગીનો લ્હાવો ગણાય છે. આવા રમણીય દરીઆકિનારે એક મોટી, આલેશાન હોટેલ છે. તેનો દરીઆકિનારા તરફનો મોટો વરંડો એટલો તો વિશાળ અને રમ્ય છે કે તે જાણે દરીઆકિનારે આવેલો એક સુંદર બાગ ન હોય તેવો ભાસ થાય છે. એ હોટેલના વરંડામાં અનેક જાતની રંગબેરંગી વેલો કમાનો પર ચઢાવેલી છે. લતામંડપ ખડા કરી દીધેલા છે. અનેક જાતનાં સુશોભિત અને સુગંધિત પુષ્પવૃક્ષો ઉછેરેલાં છે. તેમની વચ્ચે વચ્ચે કેટલીક કૃત્રિમ વનસ્પતિ-ફૂલ ઝાડ અને વેલા મૂકી દીધા છે. તે ભલાભલાને સાચી વનસ્પતિ હોય તેવું ભાન કરાવે છે. દરેક કુંજગલીમાં ને લતામંડપમાં ઉત્તમ પ્રકારનું ફર્નિચર ગોઠવી મૂકેલુંજ હોય છે, અને ત્યાંજ બેસી નાસ્તાપાણીની સગવડ કરેલી છે. એકીસાથે એક હજાર માણસ સાથે બેસી તન, મન અને આત્માની ક્ષુધાને તૃપ્ત કરે તેવી સુંદર સગવડ છે. હોટેલના અંદરના ઓરડા પણ વિશાળ અને સુંદર સાગ્રીથી શણગારેલા છે. એકમાં સિનેમાની ફિલ્મ બતાવવાની સગવડ છે. બીજા મોટા હોલમાં કોન્સર્ટ કરવા માટે પડદા અને સાજ અને સ્ટેજ પણ તૈયાર હોય છે. 'નૃત્ય માટે પણ એક ઇલાયદો રૂમ છે. જેની બધી બાજુની ભીંતોએ મોટા મોટા બીલોરી કાચ જડેલા છે, જેથી નાચનારાં નાચતાં નાચતાં પણ જોઈ શકે કે પોતે કેવાં નાચે છે!' પૈસાદાર પરદેશી પ્રવાસીઓના પૈસાનું પાણી કરાવવા માટે પોર્ટ સૈયદમાં આ મોટા મહેલ જેવી હોટેલે કંઈ પણ મણા રાખી નથી.

દરીઆ કિનારાનાં આ દૃશ્ય નિહાળી બજારમાં ગયા. પોર્ટસૈયદના બજારમાં દુનીઆના દરેક દેશના વેપારીઓનો મોટો શંભુમેળો છે. ઘરાકો પણ તે શંભુમેળામાં સહેલાઈથી સમાઈ જાય છે. પૂર્વ પશ્ચિમના દરિયાઈ માર્ગનું ભૂમધ્યસમુદ્રમાં એ મધ્ય બંદર છે. જેથી અનેક સ્ટીમરો આ બંદરમાં લંગરાએલી હોય છે. આપણી જુની કહેવત મુજબ એ બંદરે દુનીઆનાં ૮૪ બંદરના વાવટા ફરકે છે. બજારમાં જતાં જુદી જુદી પેઢીઓના દલાલો પ્રવાસીઓની આસપાસ ફરી વળી તેમની દુકાનમાં લઈ જવા ખેંચતાણ કરે છે. તે દૃશ્ય સિદ્ધપુર, ડાકોર, મથુરા અને કાશીના ગોર લોક હિન્દુ જાત્રાળુઓની જે ખેંચતાણ કરે છે તેના જેવું લાગે છે. ખરેખર, મનુષ્યસ્વભાવતો એકજ છે. પ્રથમમાં વેપારની લૂંટ છે. બીજામાં ધર્મની લૂંટ

છે. લૂંટ સાથે જૂઠ તો જોડાએલુંજ હોય. જે માલના શિ. ૨૦) કહે તેજ માલ શિ. ૧૦) માં આપવા તૈયાર થાય. જેવો દેનાર ને જેવો લેનાર!

પોર્ટ સૈયદની કુલ્લ વસ્તી ૮૦ હજારની છે. તેમાં ૧૫ હજારની વસ્તી યુરોપીઅનોની છે. હિંદીઓની પાંચ મોટી પેઢીઓ છે. કુલ્લ વસ્તી ૨૫ માણસોની હશે. બધા કેળવાએલા અને સારા વેપારી તરીકે જાણીતા છે. શેઠશ્રી. એમ દયાળદાસ ઉપર પ્રથમ પત્ર લખ્યો હતો. તેમને મળ્યા અને તેમણે આખું શહેર સારી રીતે સાથે ફરીને બતાવ્યું. મારી સાથે મોરિશિઅસના એક મોટા વેપારી નામે ઇસ્માઇલભાઈ પણ હતા. જેથી ઘણું જાણવાનું મળ્યું. શેઠ દયાળદાસની પેઢીએ અમારું જે પ્રેમભાવે સ્વાગત કર્યું તે કદી ભુલાય તેમ નથી. પોર્ટસૈયદમાં ઓક્ટોબરથી ફેબ્રુઆરિ સુધી ઠંડી પડે છે ગરમી હિન્દમાં ફાગણ માસમાં જેટલી પડે છે તેટલી પડે છે. વરસાદ પંદરથી વીસ ઇંચ પડે છે. કસ્ટમ ડયુટી–જકાત ૫૦ ટકા છે. દૂધ અને સ્થાનિક પેદાશ ઘણાં સોંઘાં મળે છે. દૂધ એક આને રતલ મળે છે. ઇજિપ્તનું મુખ્ય નાણું પીયાસ્તર છે. અંગ્રેજી એક પૌન્ડના ૧૦૦ પીયાસ્તર ગણાય છે શહેરની બાંધણી રોનકદાર છે. રસ્તા અને શહેરની સ્વચ્છતા મુંબઈ જેવી છે. આખું શહેર ઘોડાગાડીમાં બેસી ફરીને જોતાં પાંચેક શિલિંગ ખર્ચ આવે છે. અપૂર્ણ

# ચિત્રકામ–ધોરણ બીજું

અગાઉ બાળકોએ શિક્ષક કાઢી આપેલી બાહ્યરેખામાં રંગકામ કરવાનો અથવા જાડા મુંહાના કટનો ઉપયોગ કરી, રંગકામ કરવાનો અભ્યાસ કર્યો. એવોજ અભ્યાસ પહેલા સત્ર સુધી ચાલુ રાખવો. પછી સ્વપ્રયાસથી પ્રત્યક્ષ પદાર્થ કે કુ૦ પદાર્થના આકારો અથવા કાગળની કાપેલી સુશોભિત આકૃતિ પરથી આબેહૂબ ચિત્રકામ કરવાના અભ્યાસની શરૂઆત કરી શકાય.

**કાગળની આકૃતિઓ પરથી ચિત્રકામ:–**

છુટા હાથના ચિત્રકામમાં શરૂઆતમાં રંગીન કાગળ અને પેન્સીલથી કામ કરાવવું સાદા સ્પષ્ટ રંગના કાગળમાંથી કાપી કાઢેલા આકારો, જેવા કે, 'બદામ,' હીરાપાસા, ચોરસ, ફૂલેવર, દડો, વડનું · પાન, મધુમાલતીનું

પાન, આંબાનું પાન વગેરેના આકારો, તેમજ બીજા સાદા સુશોભિત રચના માટેના મોટા કદના આકારો બીજા રંગીન ડ્રૉઇંગ કાગળ પર ચોંટાડી બાળકોની સામે યોગ્ય ઉંચાઇએ આખો વર્ગ જોઈ શકે, એવી રીતે લટકાવવા. જે ડ્રૉઇંગ કાગળ પર સુશોભિત રચનાવાળો આકાર ચોંટાડવામાં આવ્યો હોય, તેવોજ રંગીન ડ્રૉઇંગ કાગળ બાળકોને કામ કરવા માટે આપવો, જેથી બાળકોને કામ કરવું અનુકૂળ થઈ પડશે. બાળકો આવી આકૃતિ પરથી પ્રમાણસર તેનું પિંડચિત્ર તૈયાર કરી શકશે.

પિંડચિત્રનો થોડોક અભ્યાસ કરાવ્યા પછી, તેનીજ આકૃતિ પરથી બાહ્યરેખા કાઢવાનો અને તેમાં સ્પષ્ટ આબેહૂબ રંગ પુરવાનો અભ્યાસ કરાવવો. આવી રીતે આકારનું પ્રમાણ તેમજ રંગનો ખ્યાલ બાળકોને આપી શકાય છે.

**પ્રત્યક્ષ સાદા પદાર્થ કે કુદ૦ પદાર્થ પરથી ચિત્રકામઃ—**

ઉપર પ્રમાણે કાપેલા આકારો પરથી થોડોક અભ્યાસ કરાવ્યા પછી પ્રત્યક્ષ વસ્તુઓ પરથી ચિત્રકામ કરાવવાનો મહાવરો શરૂ કરવો. સાદી વસ્તુઓ, કે જેની લંબાઈ પહોળાઈ હોય પરંતુ જાડાઈ નહિ જેવી હોય તેવી વસ્તુઓ પરથી શરૂઆતમાં ચિત્રકામ કરાવવું.

જો વસ્તુ કદમાં મોટી હોય તો બાળકોની સામે યોગ્ય ઉંચાઈએ આછા રંગના કાગળ પર તે લટકાવવી. જો વસ્તુ કદમાં નાની હોય તો દરેક બાળકની પાસે, એકેક બરાબર જોઈ શકાય એવી રીતે ગોઠવવી. આવી રીતે પ્રત્યક્ષ ગોઠવેલી વસ્તુ પરથી બાળકો સ્વપ્રયાસથી તેની બાહ્યરેખા કાઢી તેમાં આબેહૂબ રંગકામ કરે. કદનું પ્રમાણ અને રંગનું જ્ઞાન પ્રત્યક્ષ પદાર્થ કે કુદરતી પદાર્થ પરથી આવી રીતે આપી શકાય છે.

અહીં કેટલાક ઉપયોગી પદાર્થોના નામ આપ્યાં છેઃ સ્લેટ, પતંગ, પંખો, વાવટો, લાકડી, બાલો, ફ્રેમ, પેલેટ, ઘંટ, તારનું પૈડું વગેરે; નાની વસ્તુઓ જેવી કે કાગળનું પાકીટ, પોસ્ટકાર્ડ, લેબલ, કાતર, પેન્સિલ, ચપ્પુ, હોલ્ડર વગેરે.

ઉપર લખ્યા પ્રમાણે કુદરતી પદાર્થોનો પણ અભ્યાસ કરાવવો. સાદાં મોટાં કદનાં પાનો હોય તો બાળકોની સામે બોર્ડ પર ટાંગી ચીતરાવી શકાય, પરંતુ નાના કદવાળાં પાનો, ફૂલો, શાકભાજી, શંખલા, અથવા પીંછાં હોય તો દરેક બાળકને એકેક આપવાં. શરૂઆતમાં સાદાં મોટાં પાનો પરથી અભ્યાસ કરાવવો, પછી નાના કદનાં પાનો, જેવાંકે, પીપળાનું,

વડનું, એવા સાદા આકારનાં પાનો લેવાં. પછી ધીમે ધીમે સુશોભિત અઘરી બાહ્યરેખાવાળા આકારો, જેવાકે, પત્તીવાળા, સયુંક્ત પાનો, કિનારી સળંગ ન હોય તેવા, જુદા જુદા આકાર અને રંગનાં પાનોનો અભ્યાસ કરાવવો.

ધારો કે એક પીપળાનું પાન કાઢવાનું છે; તો કાગળમાં પ્રમાણસર આસપાસ ખાલી જગા રાખી વચમાં પાનની ચોરી નસ અને દાંડી બન્નેના ભાગો એકબીજા જોડે સરખાવી તેના કુદરતી વલણ પ્રમાણે બન્નેની રેખાઓ કાઢવી. પછી નસની ઉંચાઈને પાનની પહોળાઈ જોડે સરખાવી તેનું પ્રમાણ નસની આસપાસ જેટલી ઉંચાઈએ આવતું હોય તેટલી ઉંચાઈએ મૂકવું. પછી પાનની ડાબી તરફની બાહ્યરેખા તેના વલણ પ્રમાણે છટાદાર રેખાથી કાઢવી, પછી જમણી તરફની કાઢવી. દાંડીની રેખા તેની જાડાઈના પ્રમાણસર બેવડી કાઢવી. પછી પાન અને દાંડીમાં રંગ પુરવો.

શરૂઆતમા એકધારી કે સફાઈદાર બાહ્યરેખાની આશા બાળકો પાસે રાખી ન શકાય, પરંતુ પ્રમાણ અને પદાર્થની આબેહૂબ પરિસ્થિતિ અને કદનો આકાર બાળકો કાગળ પર બતાવે એવો અભ્યાસ કરાવવો, પછી ધીમે ધીમે એ ચિત્ર બાળકોને એકધારૂં સુરેખ કાઢતાં આવડશે.

આવી રીતે નેત્રેન્દ્રિયથી બરાબર અવલોકન કરવાનો અભ્યાસ પડવાથી સાથે મગજમાં કદનું પ્રમાણ અને રંગનો ખ્યાલ આવે છે, નેત્રેન્દ્રિય ઝડપથી કેળવાય છે. પરંતુ હાથના સ્નાયુઓ કેળવવા માટે ઘણા મહાવરાની જરૂર રહે છે.

બાળકો રંગીન કાગળ પર રંગીન પેસ્ટલથી કામ કરવામાં પ્રવીણ થાય તો તેમને વધુ અભ્યાસ નીચે પ્રમાણે કરાવી શકાય: અગાઉ જણાવેલા સાદા જાડાઈ વગરના પદાર્થો કે કુ૦ પદાર્થો પરથી સફેદ કાગળ પર પેન્સિલથી બાહ્યરેખા આબેહૂબ કાઢતાં શીખવવું. ભાર દઈ પેન્સિલથી કાળી રેખા ન કાઢે તે ખાસ લક્ષમાં રાખવું. હલકે હાથે એકધારી લીટી બાળકો કાઢી શકે, એ ઘણું શ્રેયસ્કર છે. પદાર્થ કે કુદરતી પદાર્થચિત્ર કાઢતી વખતે ભૂમિતિનાં કોઈ પણ સાધનોનો વપરાશ કરવો ઉચિત નથી; માટે આવાં ચિત્ર કાઢતી વખતે બાળકો પાસે એવાં સાધન કોઈપણ સંજોગોમાં રાખવાં નહિ.

**સુશોભિત આકૃતિરચના.** (ભાત)

ધોરણ પહેલા પ્રમાણે આગળ કામ લેવું. ફુટપટીની મદદથી એક ઇંચનાં ખાનાં પડાવવાં. આવાં ખાનાંમાં જુદા જુદા રંગ પુરી વિધવિધ

ભાતોની ગોઠવણી કરતાં શીખવવું. આવી રીતે કિનારીઓ તેમજ ચોપટ ભાતો ચોરસ તેમજ ત્રિકોણ અને આકારોની મદદથી ગોઠવવાનો મહાવરો કરાવવો. આવી ભાતો બાળકોને સરવાળા, બાદબાકી વગેરે શીખવવામાં પણ ઉપયોગી થઈ પડે છે.

બાળાઓની શાળામાં આ ચોરસની ભાતો શીખવવાથી બાળાઓ તે ખાનાંમાં રંગીન ભરતકામ પણ કરી શકે છે. આ ઉપરાંત બાળાઓને સાથીઆ કાઢવામાં પણ વધુ ઉપયોગી છે, આમાં તેઓ સુશોભિત આકૃતિઓ ગોઠવી શકે છે.

પદાર્થ કે કુ૦ પદાર્થના આકારો જે પદાર્થ કે કુ૦ પદાર્થમાં કઢાવ્યા હોય તેવા આકારોના કાર્ડબોર્ડના કટનો ઉપયોગ કરીને પણ ભાતોની ગોઠવણી કરી શકાય, અને તેમાં રંગ કામ કરાવાય.

**સ્મૃતિચિત્ર—**

કુદરતી અને બનાવટી વસ્તુઓ જેનાથી બાળકો પરિચિત હોય તેવી વસ્તુઓ અને અગાઉ ચીતરેલાં હોય તેવાં કુદરતી પદાર્થ કે પદાર્થના સ્મૃતિચિત્રો પડાવવવાં. આવાં ચિત્રો બાળકોએ આઠ કે દસ મિનિટમાં કઢાવવાનો મહાવરો પાડવો જોઈએ અને સમયનો ખ્યાલ રાખી શિક્ષકે પદાર્થ પસંદ કરવો જોઈએ.

**કલ્પનાચિત્ર—**

બાળકોને કલ્પનાથી ઇચ્છિત વિષય સ્વપ્રયાસથી કાઢવા પ્રેરણા કરવી અને પ્રસંગોપાત તેમની મુખ્ય ભૂલો પર સૂચના આપતા રહેવું. કલ્પનાથી જમીન અને આકાશ જેવા સાદા કુદરતી દેખાવો કઢાવવા. કલ્પનાથી દૈનિક જીવનનાં દૃશ્યો, વાર્તાઓ, અને સૃષ્ટિવિજ્ઞાનના પાઠોને લગતાં ચિત્રો પાડતાં શીખવવું. સાદી રેખાથી અને મીંડાંથી ગતિવાળા પ્રાણી કે મનુષ્યોનો ખ્યાલ આવે તેવા આકારો શીખવવા, અને તેનો ઉપયોગ બાળકોની રમતોમાં અને વાર્તાનાં ચિત્રોમાં કરાવવો, શરૂઆતમાં આવા કામ માટે કાગળની પટીઓથી ગતિવાળા પ્રાણી કે મનુષ્ય આકૃતિ ગોઠવવી, અને તે જોઈને બાળકો કાગળમાં તેવી ગોઠવણી પેસ્ટલથી કરી શકે. આગલા ધોરણમાં રેખા અને મીંડાંનો ઉપયોગ કરી મનુષ્યઆકૃતિ કેમ ચીતરી શકાય છે તે બતાવવામાં આવ્યું છે.

**પેસ્ટલથી રંગકામ—**

મૂળ રંગ અને મિશ્ર રંગ કોને કહેવાય તે વિષેનું જ્ઞાન આપવું. આ વાસ્તે બાળકો સમક્ષ પ્રયોગો કરી બતાવવા, તેમજ બાળકો પાસે

પણ પ્રયોગો કરાવવા. રંગીન ભૂકાઓ મેળવીને કે પેસ્ટલના રંગો એક બીજા પર ઘસીને અથવા રંગીન આરપાર દેખાય તેવા જીલેટીન કાગળ કે રંગીન કાચની મદદથી મિશ્ર રંગ કેમ થાય છે તેનો બાળકોને પ્રયોગ કરી ખ્યાલ આપી શકાશે. આ પછી મૂળ રંગ અને મિશ્ર રંગનો પેસ્ટલથી રંગીન કાગળમાં અભ્યાસ કરાવવો, કે જે જ્ઞાન તેઓને ભાતો અને બીજા ચિત્રકામના વિષયોમાં ઉપયોગી થઈ પડશે.

**પીંછીથી રંગકામ—**

આગલા ધોરણના પ્રમાણે આગળ કામ લેવું; વધુ સુશોભિત ભાતોની ગોઠવણ કરતાં, અને સફાઈદાર સરખો રંગ પુરતાં શીખવવું. ચાર અને ૭ ઈંચના લંબચોરસમા કોઈપણ એક રંગ ઘેરો અથવા ખુલ્લો લઈ એકસરખો પુરવો. સાદાં દૃશ્યો, જમીન અને આકાશ જેવાં કાઢતાં શીખવવું. જેમકે ભુરો રંગ આકાશ અને જમીન બન્નેમાં એકસરખો ભરી જવો અને પછી નીચેના જમીનના ભાગ પર ફરીથી પીળો રંગ પુરવો એટલે જમીનનો ભાગ લીલા રંગનો થશે. આવી રીતે બે રંગના ઉપયોગથી ઘણાં સાદાં સુંદર દૃશ્યો બનાવી શકાશે.

સાદાં ફૂલો, ફળો, માછલી, પતંગીઆં, ઉંદર, ચકલી, વગેરે આકારો ચિતરાવવા અને એવા આકારોની ગોઠવણીથી કિનારીની ભાતો તેમજ ચોપટ ભાતો પણ ચિતરાવી શકાશે.

**માટીકામ—**

ફૂલો, ફળો, શાકભાજી, વગેરે પદાર્થો અને કુદરતી પદાર્થોના નમુના બનાવતા શીખવવું.

આવા નમુનાઓ બાળકો પ્રત્યક્ષ પદાર્થ પરથી જોઈને બનાવે. વળી જે પદાર્થ પરથી નમુનો બનાવે તે તે પદાર્થનાં કદ અને પ્રમાણ જેટલોજ આબેહૂબ બનાવવો જોઈએ. સ્મૃતિથી કે કલ્પનાથી પણ ઇચ્છિત વિષય પસંદ કરી બાળકો પોતપોતાનો નમુનો બનાવે. જુદા જુદા આકારની લાદીઓ બનાવી તે પર રંગથી ભાતો કાઢવી.

**કાગળકામ—**

પહેલા ધોરણ કરતાં આગળ કામ લેવું. કાગળ વાળીને વિધવિધ ભાતો બનાવવી, અને ખુરસી, ટેબલ, બાંકડો વગેરે આકારો કાગળ વાળીને બનાવવા.

**કાગળ કાપવા—**

ચોરસ કે ત્રિકોણ આકારના કાગળમાં વિધવિધ ભાતો કપાવવી

અને તે બીજા કાગળ કે ચોપડીમાં ચોંટાડવી. ઘોડો, સસલું, પોપટ, ઝાડ, વગેરે કુદરતી પદાર્થો અને પદાર્થોના આકારો કપાવવા. આવા કાપેલા આકારોની ગોઠવણી કરી વાર્તાચિત્ર તૈયાર કરવું. સાદાં ફૂલો કપાવી તેનો હાર કે વેણી બનાવતાં શીખવવું.

**સોયકામ—**

આડા, ઉભા અને ત્રાંસા ટાંકાથી બનતી જુદી જુદી ભાતો રંગીન દોરા કે ઊનથી કેનવાસ કે બીજા કપડા પર ભરવી.

શિક્ષકે જુદા જુદા આકારોની કોથળી, તકીઆના ગલેફ વગેરે કાપી તે પર બાળાઓ પાસે ઉપર બતાવેલી ભાતો અથવા જુદા જુદા રંગીન કપડાના આકારો કાપી તેને યોગ્ય રીતે ગોઠવી દોરાથી ક્રાસની રીતે બાહ્યરેખા જડી દેવી.

નાડાં બનાવવાં, ઘાસની ટોપલીઓ કે સાદડી ગુંથવી વગેરે હસ્તઉદ્યોગો સગવડ પ્રમાણે લઈ શકાય. **દમન મહેતા**

## માટી કામ ( શાળાઓમાં )

બાળકો વીસ પચીસ વર્ષ પર આપણા દેશમાં સામાન્ય રીતે દરેક મોસમમાં અને ખાસ કરીને ચોમાસામાં જ્યારે ગોરમટી પલળેલી હોય ત્યારે એકઠાં થઈ ખુલ્લા મેદાનોમાં અનેક જાતના નમુના તૈયાર કરતા હતા. આ નમુના બનાવવામાં તેમની નિરીક્ષણશક્તિ તથા નકલ કરવાની શક્તિનો સારો ઉપયોગ થતો હતો એટલુંજ નહિ, પણ ખુલ્લામાં વખત ગાળવાથી તેમની તંદુરસ્તીને પણ તે સમય લાભકર્તા નીવડતો હતો. જ્યારથી દેશની આર્થિક સ્થિતિ નબળી પડતી ગઈ ત્યારથી માબાપોએ પોતાનાં રમવા લાયક બાળકોનો ઉપયોગ તેમની પાસે મજુરી કરાવી કમાવામાં કર્યો. ઉપરાંત નાનાં બાળકો કે જે ઉપર જણાવેલ બાળકો સાથે ફરે, તેમનું અનુકરણ કરે તેવાંને ગામડાંમાં શાળાઓમાં ગોંધવા માંડયાં ( આ સ્થિતિને લીધે શિક્ષકો આયાઓ હોય તેમ બન્યું અને કેળવણી નબળી પડતી ગઈ ).

ઉપર જણાવી ગયા તે મુજબ માટીકામ બાળકોની અમુક શક્તિઓનો વિકાસ કરતી હતી તે વિકાસ આર્થિક તંગીને લઈને બંધ થતો ગયો, જેના પરિણામે આ સ્વયંસ્ફૂર્તિના વિષયને શાળાના અભ્યાસક્રમમાં

જગ્યા આપવામાં આવી. આ વિષય દાખલ કરવાથી કોઈ પણ જાતનો આર્થિક બોજો શાળા પર પડતો નથી, પણ જો શિક્ષક ખંતીલો અને ઉદ્યમી હોય તો કેટલાંક બાળકો કે જેમને વાચન વગેરે કંટાળારૂપ લાગે છે તેમની શક્તિઓને જે તરફ તેમનું વલણ થતું હોય તેનો યથાર્થ સદુપયોગ કરી શકે.

માટીના નમુના બનાવવા, તેના પર નકસી કરવી તેમજ અનેક રંગોથી તેને રંગવાનું કામ ઘણાં બાળકોને ખુલ્લામાં મળતી ગમત તથા આરામરૂપ નીવડે છે. જો તેમ ન કરવામાં આવે તો બાળકો તે સમય ઘરોમાં ગોંધાઈ રહેવામાં ગાળે, જે તંદુરસ્તીને હાનિકર્તા છે યા તો શેરીઓમાં ટોળાબંધ રખડવામાં ગાળે, જે નૈતિક બળને હાનિકર્તા નીવડે છે (આ સ્થિતિ હાલમાં શહેરની ઘણી પોળોમાં બનતી અનુભવવામાં આવે છે.)

શારીરિક તેમજ નૈતિક ફાયદાઓ ઉપરાંત આ વિષયના અભ્યાસથી બાળકો રંગ, આકાર, તેમજ હસ્તઉદ્યોગનું ઘણું જ્ઞાન મેળવે છે. આ જાતના નમુનાઓ ફાટી જાય તેટલા માટે માટીની પસંદગી બહુ સારી થવી જરૂરી છે. તે સિવાય પણ અમુક જાતની માટીમાં મીણનું મિશ્રણ અમુક પ્રમાણમાં (જે પ્રમાણનું જ્ઞાન અનુભવથી મેળવી શકાય છે) કરવાથી નમુનાઓ ફાટી જતા અથવા તરડાતા અટકે છે તેમજ કામ પણ સફાઈદાર ને સ્વચ્છ થાય છે. નકસી માટે બાળકો સરળતાપૂર્વક પોતાના નખનો ઉપયોગ કરી શકે અને જ્યારે તે કામમાં તેઓ નિષ્ણાત થાય ત્યારે તેજ નખોનો ઉપયોગ કાગળો પર કરી તેના પર ડિઝાઈનો ઉપસાવી શકે છે. ટુંકમા, આવી ડિઝાઈનો ઉપસાવવા બાળકોએ આંગળાંના સ્નાયુઓ પર સારો કાબુ મેળવી લેવો જોઈએ.

રંગોનું જ્ઞાન મેળવ્યા પછી કાચ પર પણ રંગોની પસંદગી કરી અનેક જાતનાં ચિત્રો તેઓ સારી રીતે પાડી શકે છે જે કેટલાક પ્રસંગોમાં તેમની ભવિષ્યની જિંદગીની આજીવિકા માટે પુરતું સાધન થઈ પડે અને તેઓ પરાવલંબી ન બને.

નાનપણમાં જ્યારે ખુલ્લામાં બાળકો માટીકામ કરે ત્યારે ખાસ સાચવવાનું એ છે કે કપડાં મેલાં ન કરે તેમજ ઝીણી ફરફરના પરિણામે તેમનાં બદન ભીનામાં હોય તો તેમણે કામ પુરૂં કર્યા બાદ સારા કપડાવતી બદનને લૂછી નાખવું કે જેથી શરદી લાગુ ન પડે.

મનુભાઈ પરીખ

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૧૪૯થી ચાલુ )

**બંને પગે ઉછાળી લેવાના કૂદકા:—**

અત્યારના વર્ણવેલા કૂદકાઓમાંના ઘણા માત્ર એક પગ ઉછાળી લેવામાં આવે છે. કેટલાક સાદા કૂદકા એવા છે કે તે બંને પગ ઉછાળી લઈ શકાય છે, એટલે કે બંને પગના ધક્કાથી લેવામાં આવે છે. નાના નાના કૂદકા પર તેમની રચના થઈ છે. ( નાના નાના કૂદકા પહેલાં પાછળના પ્રકરણમાં ચર્ચ્યા છે. આ કૂદકા સામાન્ય રીતે આગળ, પાછળ, બાજુએ પર ચાલતાં કે ઉંચે કે હરકતો પર કૂદી જતાં લેવાય છે.

માર્ગદર્શક સ્તંભો-નિશાનીઓ કે નીસરણીઓ તરફ કે ઉપર પગનાં આંગળાં ઉપર નાના કૂદકા લીટીઓ કે દોરીઓ ઉપર આધાર સાથે કે આધાર વિના બાજુએ પર કે આગળ અને પાછળ.

કૂદકાના વધારે મુશ્કેલી ભરેલા દાખલા નીચે પ્રમાણે છેઃ—

ઉંચે કૂદકો લઈ પગ છુટા કરવા, ત્યારપછી થોડું દોડવું દેડકા-કૂદકા માટે તૈયારી. વધતા જતા અંતરના ત્રણ ઉપરાઉપરી ઉભા પહોળા કૂદકા. કૂદવાની જગામાં થોડી નીચી વિઘ્નવસ્તુ મુકવી અને ઉભો પહોળો કૂદકો.

દોરડા ઉપર થઈને ઉંચેથી નીચે કૂદકો લેવો.

## ૫ ચપળતાની કસરતો.

આ જુથમાં વિવિધ કૃતિઓ માલમ પડશે. અત્યારસુધી જે મથાળાં-ના વર્ગો પાડયા હતા તેના કરતાં આ મથાળું-ચપળતાની કસરતો વધારે અનુકૂળ થઈ પડશે. નીચે જે દાખલાઓ આપ્યા છે તે ૧૧ કે ૧૨ વર્ષની ઉંમરની નીચેનાં બધાંજ બાળકો માટે અનુકૂળ થાય તેમ છે. કોઈપણ ઉંમરનાં બાળકો માટે ઘણી એવી કસરતો નવી લાગશે. પરંતુ તેમાંની છેક સાદી કસરતો પણ વધારે મોટાં બાળકોને પણ આનંદપ્રદ નીવડશે. ચપળતા માટે ચડતા ક્રમમાં શીખવવાની વધારે અઘરી કસરતો હાથ ઉપર ઉભા રહેવાની-જેવી કે ઉર્ધ્વાસન, દેડકા કૂદકો વર્ણનમાં દર્શાવી છે. આ હીલચાલોની દેખરેખ અને શિક્ષણમાં બહુ સંભાળ રાખવાની જરૂર છે. માત્ર અકસ્માતો અટકાવવાના નથી. પરંતુ શરૂઆતથી બાળકોના પ્રયત્નોને ખરી દિશામાં દોરવાના છે. વળી શિક્ષકોએ કૃતિઓ કરાવતી વખતે

સંજોગોની અનુકૂળતા લક્ષમાં લઈ તે બાબતનો સંતોષ થાય તોજ તેમને લેવી, અને વળી જ્યારે જરૂર જણાય ત્યારે સંપૂર્ણ રીતે મદદ કરવી. શિક્ષક જો આકૃતિઓને નિશ્ચયપૂર્વક અને પૂર્ણ ઉત્સાહથી રજુ કરશે તો બાળકો તે હીલચાલો વિશ્વાસપૂર્વક કરશે અને તેમને આનંદ પડશે.

**નાનાં બાળકો માટે અનુકરણ કરવાની હીલચાલો:—**

આ જુથમા નાનાં બાળકોને અનુકૂળ આવે તેવી ઘણી સ્વતંત્ર રીતે અનુકરણ કરવાની હીલચાલોનો સમાવેશ કર્યો છે, આથી વધારે મોટાં બાળકોની ચોકસ ક્રિયાઓ માટે માર્ગ ખુલ્લો થાય છે.

(ક) **બાઈસિકલ ફેરવવી:** એટલે કે બાઇસિકલની ગતિ કરીને દોડવું ("ચઢાવ", મજબુત પગની ક્રિયાથી ધીમે; "ઉતાર", ઢીંચણ ઉંચે રાખીને ઉતાવળથી).

(ખ) **ઘોડાની માફક કૂદકા મારીને:** આ કાર્ય કરતાં જોર પડે છે અને તેમા ઢીંચણ શકય હોય તેટલા ઉંચા લઈ જવા પડે છે. આ હીલચાલ છલંગ મારવામા મદદરૂપ થાય તેટલા માટે છુટો હાથ ગોળ ફેરવીને કરી શકાય છે.

(ગ) **"પેટીમાં શિઆળ"**

બાળકો દબાઈને વાઘબેઠકમાં બેસે છે. ઉછળો! શબ્દ બોલતાં તેઓ તેમનાથી બને તેટલે ઉંચે કૂદકા મારે છે. હાથ ઉંચે ફેંકીને આખા શરીરને વિસ્તારે છે, અને તરતજ ફરીથી દબાઈને વાઘબેઠકમાં બેસી જાય છે. પેટીમાનું શિઆળ ઉંચે કૂદે છે, એમ જ્યારે બાળકો ગાતાં હોય ત્યારે શરૂઆતમા ઢીંચણની મદદથી કૂદકો લઈ શકાય છે. "આમ" શબ્દ બોલતાંની સાથે બાળકો હવામા ઉછળે છે.

(ઘ) **સસલા કૂદકો:** (જુઓ દબાઈને વાઘ બેઠકમાં બેસી મારવાનો કૂદકો).

(ચ) **પેટે ચાલવું:**

અવયવો પુરેપુરા વિસ્તારી હાથ અને ઢીંચણ ઉપર ચાલવું.

(છ) **વાનરદોડ:** બિલાડીની ચાલ વગેરે. હાથ અને પગ ઉપર ચાલવું કે દોડવું.



આકૃતિ ૫૧. બિલાડી ચાલ

(ञ) **કરચલાની ચાલ કે દોડ :**
વાનરદોડની માફક પણ બાજુપરની હીલચાલ.

(ञ) **રીંછ ચાલ :** હાથ અને પગ ઉપર ચાલવું, ઢીંચણ સીધા, પગ અને તેટલા હાથ નજીક રાખવા.

(ट) **કીડાની ચાલ :** જ્યાંસુધી શરીર પુરેપૂરું લંબાય નહિ ત્યાંસુધી હાથ ઉપર આગળ ચાલવું; પછી, હાથ થંભાવી, પગને અને તેટલા હાથ નજીક લાવી આગળ ચાલવું અને ઢીંચણ સીધા રાખવા.

(ठ) કાંગારૂ કૂદકો (જુઓ આગળ કૂદકો).

(ड) દેડકા કૂદકો (ઢીંચણ પુરેપુરા વાળી અને આંગળીના ટેકાથી) આગળ–ઉંચે કૂદકા લેવાય છે. દરેક વખતે મૂળ સ્થિતિમાં નીચે પડવું પડે છે.


આકૃતિ ૫૨.

**દબાઇને વાઘબેઠકમાં બેસી મારવાનો કૂદકો (સસલા કૂદકો)**

ટુંટીઆ બેઠકની સ્થિતિમાંથી હાથ આગળ લઈ જવામાં આવે છે, પછી પગ કૂદકા સાથે હાથ નજીક એકઠા થાય છે. અંતર પસાર કરવા જલદીથી કરેલી થોડી હીલચાલથી કૂદકા લેવાય છે અથવા ધીમેથી ટુંટીઆબેઠકનો કૂદકો (સસલા કૂદકો.) કેડથી પગ ઉંચા લેવાય છે. (આકૃતિ ૫૨).

**ફેરફારો:—**

(क) જગા ઉપર. જાંગ સારી રીતે ઉચકેલી હોવી જોઈએ, અને માથું સમતોલપણું જાળવવા પાછળ હઠાવવું જોઈએ.

(ख) ચાકની લીટી કે દોરી કે વાંસ ઉપર બાજુઓ પર.

(ग) નીચાં સ્ટૂલ, પેટી વગેરે ઉપર થઈને બાજુઓપર; હાથ આકા ઉપર મૂકેલા હોવા જોઈએ.

(घ) એક કે બે કાંઠલામાંથી–ગોળ પાટા કે ચક્કરમાંથી પસાર થવું. પ્રથમ કાંઠલો જમીન ઉપર ટેકવવો જોઈએ, પછી તે થોડો ઉંચે લઈ શકાય છે. આ વખતે સાદડીનો ઉપયોગ કરવો જોઈએ.

(ङ) જગા ઉપર થઈને આગળ સાદડી ઉપર.

છેલ્લા બે ફેરફારો બિલાડીના કૂદકાને લગભગ મળતા આવે છે. (બિલાડીકૂદકામાં શરીર હાથ તરફ આગળ ફેંકાય છે, અને પગ હવામાં [illegible] છે [illegible] લીધા પાછી હાથ ઉપર શરીરનું [illegible]

બાળકો જોઈએ તેટલા મજબુત ન થાય ત્યાંસુધી તેમને કોઈ વધારે અંતર કે ઉંચાઈનો પ્રયત્ન કરવા દેવો ન જોઈએ.

**વાંસની મદદથી કૂદકો (સામાન્ય).**

ઉંચાઈ વધારવા અને કૂદવાને મદદ કરવા હાથનો ઉપયોગ કરવામાં આવે છે. મજબુત વાંસ (બાળવીરનો કે ઝાડુનો દાંડો) વાપરવો જોઈએ અને સરી ન જવાય તેની સંભાળ લેવી જોઈએ.

**કાંઠલાની મહીં થઇને આરપાર દોડવું અને કૂદવું.**

કાંઠલો કે ચક્કરો જુદી જુદી રીતે વાપરી શકાય છે.

(क) એક, બે કે વધારે બાળકો હારમાં રહીને દોડે છે; એક બાળક ચક્કરને તેમની તરફ ગબડાવે છે. જે બાળક પાસે ચક્કર આવતું જાય છે તે તેમા થઇને સસલાકૂદકો લઇ) શરીર સંકોચી પસાર થઈ જાય છે.

(ख) હારબંધ ઉભાં રહેલા બાળકો તરફ ચક્કર ગબડાવવામાં આવે છે અને ચક્કરને ગબડતું જવા દેવા પગ પહોળા કરી કૂદી જાય છે.

**લાકડાના મનુષ્યની જેમ દોડવું:—**

ઝર્મન માફક ઉંચાં પગલાની માફક આગળ ગતિ કરવી અને હાથ ને સીધા રાખી ઝોક આપતા જવું.

**રાક્ષસી પગલાં:—**

લાંબાં ઉંચાં પગલાં લેવાં અને તેમાં બને તેટલા થોડા કૂદકામાં અમુક નક્કી કરેલું અંતર પુરૂં કરવાનો હેતુ છે.

**ઉભો કૂદકો:—**

દરેક કૂદકો પગના પંજામાંથી જોરાવર ધક્કાથી લેવો જોઈએ. તેનો હેતુ ઉંચાઈ કે લંબાઈનો છે. બંને પગને એકસરખી તાલીમ આપવી.

**ફેરફારો:—**

(क) ઉંચાઈ કે લંબાઈ માટે માર્ગદર્શક સ્તંભો કે નિશાનીઓ.

(ख) ચાકની લીટી કે નીચા દોરડા ઉપર એક બાજુથી બીજી બાજુ પ્રતિ કૂદકા સાથે કૂદવું.

(ग) ટુંકી દોડની શરત.

(घ) ઉંચા કૂદકા લેતાં પ્રસારો (રમતના રૂપમાં).

નોંધઃ—ઉપર જણાવેલી કૃતિઓમાંની ઘણી શ્રમ આપે તેવી છે. ખાસ કરીને છેલ્લી ત્રણ માત્ર થોડા સમય માટેજ લેવી જોઈએ.

**ઉંચા કૂદકા સાથે પગલું અને કૂદવું:—**

બાળક લીટીને અંગુઠો અડકાડે છે, એક પગ ઉંચો લે છે અને કૂદાય

તેટલું દૂર કૂદે છે; કૂદકા પરથી જમીન પર પડીને બીજા પગ વડે એક પગલું આગળ ભરે છે, અને પછી આગળ કૂદકો મારી, બંને પગ ઉપર જમીન પર પડે છે. આ ક્રિયાઓમાં બાળક શરૂઆતની લીટીથી કેટલે દૂર જાય છે તે જોવાનો ઉદ્દેશ છે. ક્રિયાઓ વચ્ચે અટકવું જોઈએ નહિ.

**કાચબો ફેરવવો:—**

એક બાળક તેની પીઠ પર (કે ચતો) પગ પહોળા રાખી સૂઈ રહે છે. તેનો જોડીદાર તેને જમીન પર ખસેડયા સિવાય તેને ફેરવવા પ્રયત્ન કરે છે. કાચબો તેના શરીરને અક્કડ બનાવી ક્રિયા સામે ટકાવ કરે છે.

**ઉભા પગનો પહોળો કૂદકો:—**

અંગુઠાપર ઉંચા થાઓ, હાથને માથા પર ઉંચા લાવો: થોડીવાર સમતોલપણું જાળવો; ઢીંચણ વાળીને શરીર અને હાથને આગળ અને નીચે જલદીથી ઝોક આપો; પછી અટકયા સિવાય શરીર અને હાથને આગળ-ઉંચે ઝોક આપો અને તેજ વખતે છલંગ મારો. પસાર કરેલા અંતરની નોંધ એડીના પાછલા ભાગથી લેવી જોઈએ અથવા તેમની પાછળ શરીરનો કોઈ ભાગ જમીનને અકડયો હોય ત્યાંથી માપ લેવું. નાનાં બાળકો માટે કૂદકો લેવામાં નિયમ જરા ઢીલા કરીને કૂદકા લેવાય. ખરેખરો કૂદકો લેતાં પહેલાં એડી ઉંચી રાખી અને ઢીંચણ વાળી અને વિસ્તારી હાથના આગળ અને પાછળ થોડા ઝોલા શરૂઆતમાં જરૂરના છે.

**ઉભા પગનો ઉંચો કૂદકો:—**

દોરડા સામા જ્યારે સ્થિર ઉભા હોઈએ ત્યારે કૂદકો લેવાય છે; ક્રિયા 'ઢીંચણ ઉંચો રાખી ઉંચો કૂદકો' લેવામાં થાય છે તેને મળતી આવે છે. કૂદકો લેતી વખતે હાથને ઉંચે ઝુકાવવાથી ઉંચાઈ વધારવામાં ઘણી મદદ મળે છે. નાનાં બાળકો માટે કૂદકામાં નિયમો ન જળવાય તો વાંધો નથી અને કૂદકો આધાર વડે કે આધાર સિવાય લઈ શકાય છે.

**ગુલાંટ-આગળ ગબડવું:** (સામાન્ય રીતે **સમરસોલ્ટ** કહેવાય છે).

સાદડી જરૂરી ચીજ છે. હાથ કાં તો ઢીંચણ બહાર કે તેમની વચ્ચે સાદડી ઉપર મૂકવામાં આવે છે. માથું હાથ વચ્ચે અંદર સારી રીતે સંકોચાય છે અને ઘુંટીના સાંધા ઝડપથી ખેંચાવાથી શરીર ગબડે છે અને માથા તથા ગરદનનો પાછલો ભાગ જમીનને અડકે છે. બધીજ ક્રિયામાં ઢીંચણ સારી રીતે સંકોચાય છે અને તે ક્રિયા પલાંઠીબેઠકની સ્થિતિમાં પૂર્ણ થાય છે. બાળક આગળ ગબડે તે પહેલાં શિક્ષકે ખાતરી

કેળવણીનો અર્થ જો સ્પષ્ટ સમજાય તો જણાશે કે વિષયનું જ્ઞાનજ આપવા કરતાં તે શક્તિઓને કેળવવી એ તે વિષય શીખવવાનું પ્રયોજન છે; આ પ્રમાણે કેટલાક વિષયો રોજના વપરાશના કામના નથી છતાં તેના શિક્ષણથી થોડે કે ઘણે અંશે અમુક શક્તિઓ વિકાસ પામે છે. માનસિક શક્તિઓ કેળવવી એ પ્રધાનહેતુ અને જ્ઞાન આપવું એ ગૌણ હેતુ છે. જ્ઞાનની જરૂર અમુક કામ કેવી રીતે કરવું તે જાણવા માટે છે. કાર્ય સરળતાથી થઈ શકતું હોય તો જ્ઞાનનો સમાવેશ તેમાં થઈ જાય છે. જે યોગ્ય પ્રકારે વર્તે છે તેને જ્ઞાન પ્રાપ્ત થએલુંજ છે. યોગ્ય પ્રકારે વર્તન થતું ન હોય ત્યાંસુધી જ્ઞાન મળેલું પણ પ્રાપ્ત ન કર્યા બરોબર છે. મનને કેળવવાના લાભ સમજાવવા અને જાતમહેનત અને સ્વતંત્ર વિચાર તરફ પ્રેમ ઉત્પન્ન કરવો એ શિક્ષકનું કામ છે. મેળવેલા જ્ઞાન કરતાં મનની શક્તિઓનો વિકાસ દુનિયામાં વિશેષ ઉપયોગી થઈ પડે છે. દુનિયાનાં તમામ કામોમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ, જાતમહેનત, વિઘ્નોને ગણકાર્યા વિના કાર્ય પાર પાડવાની શક્તિ, નિયમિતને વ્યવસ્થિત કામ કરવાની પદ્ધતિ વગેરે શક્તિઓજ ઉપયોગી થઈ પડે છે. આ શક્તિઓનાં એટલે સારી ટેવોનાં (ઉદ્યોગ, વિનયપૂર્વક વર્તન, સ્વચ્છતા, શિષ્ટ આચરણ વગેરે) બીજ રોપવાં એ શિક્ષકનું શાળામાં કર્તવ્ય છે.

સામાન્ય કેળવણી માટે કોઈપણ વિષયની કિંમતનો બધો આધાર જે રીતે વિષયનો ઉપયોગ કરવામાં આવે તે ઉપર અને મૂળભૂત તત્ત્વોની બાહ્ય અને આંતર્ગત ઉપયોગિતા વિદ્યાર્થીને સ્પષ્ટ કરવાની શિક્ષકની શક્તિ ઉપર છે. જે મનુષ્ય પોતાના પ્રયત્નોથી જીવનમાં પોતાની સગવડ અને વિકાસ માટે બધાં જરૂરી કામો કરવાને શક્તિમાન છે તેજ પોતાને જીતે છે અને તેમ કરવામા પોતાની શક્તિઓમાં ઉમેરો કરે છે અને વ્યક્તિ તરીકે પોતાને પૂર્ણ બનાવે છે. ભવિષ્યની પ્રજાને આપણે શક્તિમાન મનુષ્યો બનાવવા જોઈએ એટલે સ્વતંત્ર અને છુટા મનુષ્યો જે બીજાના ગુસ્સા તરફ ફક્ત નચિંતપણે હસે છે અને પોતાના શુભ કાર્યમાં સતત મંડ્યા રહે છે. બાળકની જિજ્ઞાસાવૃત્તિ સંતોષવી જોઈએ. બાળકમાં જ્ઞાન મેળવવાની ઇચ્છા જન્મથીજ તીવ્ર હોય છે. નવીન વસ્તુઓ જોઈ તેને તપાસવાનું, તે શેની બનેલી છે વગેરે શોધી કાઢવાનું તેમજ ભાંગી પૃથક્કરણ કરવાનું તેને મન થાય છે અને તે વિષે મોટાઓને અનેક પ્રશ્નો પૂછે છે. પરંતુ તેની જિજ્ઞાસા તૃપ્ત થવાને બદલે દબાવી દેવામાં આવે છે. પરમાત્માએ તેને જ્ઞાન મેળ-

-વવાની ઇચ્છા જન્મથીજ આપી છે, તે પોષવી એ દરેક માબાપ ને શિક્ષકની ફરજ છે. જિજ્ઞાસાવૃત્તિ બાળકમાં સ્વાભાવિક છે. આ વૃત્તિને ઉત્તેજવા માટે શિક્ષણ રસિક થવું જોઈએ, અને રસિકતાને નવીનતાની અપેક્ષા છે. બુદ્ધિના સૌથી ઉત્તમ જાતનાં રસમય કાર્યો જિજ્ઞાસાને આભારી છે. વિજ્ઞાન ને ધર્મના મુખ્ય પાયાઓમાંનો એક તે છે. વિજ્ઞાનમાં તપાસ ને પ્રયોગની પદ્ધતિથી જ્ઞાનમાં વધારો કરવાની અસંતુષ્ટ ઇચ્છાનાં વલણ જિજ્ઞાસાને લઈને છે. આને લઈને જ વિજ્ઞાનની શોધો થઈ છે. આમ શિક્ષકની સંભાળ નીચે મૂકવામાં આવેલી વ્યક્તિઓના વિકાસ માટે આનો અને તેટલો ઉપયોગ થવો જોઈએ. કેળવણી એટલે બાળકની જિજ્ઞાસાવૃત્તિને યથાર્થ સંતોષવા ઉત્તેજવાનું શાસ્ત્ર અને કળા અને તેને યોગ્ય રીતે ઉશ્કેરી પ્રેરક બળ તરીકે તેનો જીવનવિકાસમાં ઉપયોગ કરી જવી જોઈએ તેવી, જ્યારે જોઈએ ત્યારે યોગ્ય માહિતી પુરી પાડી તાલીમ આપવાથી તેનો સદુપયોગ થાય છે. શિક્ષણ અને કેળવણી વચ્ચે તફાવત છે.

**વિદ્યાર્થીઓની વર્ગણી:—**

પોતાની શક્તિ અનુસાર મેળવી શકાય તેટલો લાભ મેળવે તે પ્રમાણે વિદ્યાર્થીની વર્ગણી થવી જોઈએ; નહિ કે ઉંમર પ્રમાણે.

**વર્ગોનું કદ અને સંખ્યા:—**શિક્ષણમાં જ્ઞાનનો સંગ્રહ મોટો બનતો જાય તેમાં સમજીને કે સમજ્યા વગર મનમાં ઉતારવાનું હોય છે, અને યાદશક્તિને શ્રમ પડે છે. શિક્ષકનો ઉદ્દેશ કેળવણી હોવો જોઈએ. વ્યક્તિગત ધ્યાન આપવા માટે વધારેમાં વધારે ૩૫ બાળકો એક વર્ગમાં હોવા જોઈએ. આર્થિક દૃષ્ટિએજ એનાથી વધુ રાખી શકાય. જડતા ગુનો નથી. ચાલાક વિદ્યાર્થીને જેટલી શિક્ષકની સંભાળ અને ધ્યાનની જરૂર છે તેટલીજ અગર તેથી વધારે મંદ વિદ્યાર્થીને છે.

વિદ્યાર્થી મંદ હોય તેથી તેને ગોદ કરવાથી, ધમકાવવાથી અને ઠપકો આપવાથી અર્થ સરતો નથી. પરીક્ષામાં કદાચ તે નબળો માલમ પડતો હોય પરંતુ ઘણાય મોટા માણસો તેના જેવા હતા. મંદ બુદ્ધિવાળા જડ વિદ્યાર્થીને મદદ કરી ઉત્તેજન આપો. તેના સારા ગુણો શોધી કાઢીને તેનું અનુકરણ તેને કરવા દો. શાળા તાલીમ આપવાનું સ્થળ છે. વિદ્યાર્થીને કામ કરવા આપવું અને તે ન કરી શકે તેથી 'તું મૂર્ખો છે' એમ કહેવું એ તાલીમ નથી. બાળકની જિજ્ઞાસાવૃત્તિ સંતોષો. કેળવણી એટલે કાંઈ જ્ઞાન આપવું એમ નહિ, પણ જે હોય તે વિકસાવવું.

વિદ્યાર્થીઓએ જાતે કામ કરવું જોઈએ, નહિ કે તેઓએ મૂક સાંભળનાર તરીકે બેસવું જોઈએ. સ્વાભિમાની શિક્ષકે વિદ્યાર્થીનું સ્વાભિમાન સાચવવું જોઈએ, વિદ્યાર્થી અને શિક્ષકોના વ્યક્તિત્વ વચ્ચે અથડામણ થવી જોઈએ નહિ. બાળકમાં બુદ્ધિ, કલ્પના અને નીતિની શક્તિઓ બીજ-રૂપે છે એટલુંજ નહિ, પરંતુ અમુક વૃત્તિઓ થોડાઘણા અંશમાં વંશાનુગત હોય છે. કુટુંબના ગુણ, અવગુણનાં બીજ સહિત બાળક જન્મે છે અને તે પછી બીજ અનુકૂળ અથવા પ્રતિકૂળ સ્થિતિ મુજબ સંવર્ધન પામે અથવા નષ્ટ થાય છે. પૂર્વજોના સંસ્કાર, પછીની પરિસ્થતિ અને મનુષ્યની ઇચ્છાશક્તિ એ ત્રણ વસ્તુઓ મનુષ્યનું ચારિત્ર્ય રચે છે. સંસ્કારને પોષવા કે તેનો નાશ કરવો એ પરિસ્થિતિ કરી શકે છે, ઉપરાંત મનુષ્ય પોતાની ઇચ્છા પ્રદર્શાવી શકે છે. છેવટનો નિર્ણય દરેક વ્યક્તિ દરેક પ્રસંગે જાતે કરે એટલે છેલ્લો આધાર તો ઇચ્છાશક્તિ પરજ છે, છતાં એ ઇચ્છાશક્તિ કેવી વાપરશે તે તેના સંસ્કાર, કેળવણી અને પરિસ્થિતિ પરથી બંધાએલી ટેવ પર આધાર રાખે છે. માટે સારી ટેવો બાંધવાનું જરૂરનું છે, અને એ સારી ટેવો બાંધવાનું મુખ્ય સાધન તે (કેળવણી) છે એટલે આ ત્રણ તત્ત્વોથી બનેલા ચારિત્ર્યને અમુક સ્વરૂપ આપવાનું ઘણુંજ સામર્થ્ય પરિસ્થિતિમાં છે. એ પરિસ્થિતિ શ્રેષ્ઠ બનાવવી, સારા વર્તનના દાખલા પ્રત્યક્ષ તેમજ વાચનમાં આપવા, કેળવણીમાં સહવર્તનનું માહાત્મ્ય તેને સતત મળે એ જરૂરનું છે અને ખોટી ટેવ ન પડવા દેવા માટે કાળજી રાખવી એ પણ આજ કારણથી આવશ્યક છે. બાળકને નિયમો પ્રિય હોય છે. નિયમવિરુદ્ધ વર્તવું તે પસંદ કરતું નથી, માટે ટેવ એ બાળકના જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે અને કેળવણીનો તે ઉપયોગી અંશ બને છે અને તેથીજ ક્રિયા કરાવીને શીખવવાની જરૂર છે. સારી ટેવો પાડવી એ જરૂરી બાબત ભૂલી જવાની નથી, કારણકે ઇચ્છાશક્તિની સ્વતંત્રતા છતા ટેવને વશ થઈ મનુષ્ય વર્તન કરે છે અને એ શક્તિ વાપરે છે એ જાણીતી વાત છે. વંશાનુગત સ્થિતિ ને પરિસ્થિતિ એકબીજા સાથે સંકળાએલા ભાગો છે જે નીચેનાથી સ્પષ્ટ થશે:

એકાદ બાળકને જીહ્વેંદ્રિય તેમજ કર્ણેંદ્રિય ન હોય અને બંને વચ્ચે સંબંધ ન હોય તો તેને વાતચીત કરતાં શીખવવું એ નકામું છે. એ બાબતમાં એ અધુરૂં જન્મેલું છે અને કેળવણીએ એ હદ સ્વીકારવી પડશે, પણ જો તેનામાં આ કુદરતી સાધનો હોય તો તેની હયાતી કોઈ અથવા કંઈ

ભાષામાં એ વાતચીત કરી શકશે એની ખાતરી આપતી નથી. જે પરિસ્થિતિમાં એની પ્રવૃત્તિઓ બને અને અમલમાં આવે તેના પર તેનો આધાર રહેશે. જો તે મુંગા અને અસામાજિક વાતાવરણ કે જ્યાં લોકો એકબીજા સાથે વાતચીત કરતા ન હોય અને ઓછામાં ઓછા હાવભાવથી નિભાવતા હોય ત્યાં રહેતું હોય તો જાણે બોલવાની ઇંદ્રિય નથી એ પ્રકારે બોલવાની ભાષા રહિત રહેશે. પરિસ્થિતિ એ જીવનમાં (કુદરતી શક્તિઓના પ્રમાણમાં) ગૌણ ભાગ ભજવે છે. તે મદદ કરે અથવા અટકાવ કરે, એ રીતે ફેરફાર કરે છે. પરંતુ તે ઉત્પાદક નથી. વિકાસનાં મૂળ ચેતનની અંદર રહેલાં છે. જેવી રીતે બોરમાંથી દાડમ થઈ શકે નહિ, પરંતુ ઉત્તમ બોર બની શકે તેમ બીજી તરફ મહાન બુદ્ધિમાનને મર્યાદાથી અથવા કેળવણીની ખોટી રીતથી ગુંગળાવી (હલકી કોટિનો બનાવી) શકાય નહિ પરંતુ પરિસ્થિતિ બે સામસામી દિશામાં કાર્ય કરે છે. વિકાસ કરવો અને દબાવી દેવું. આથી મનુષ્યજીવનને દેખરેખ કે કેળવણીની જરૂર છે. કેળવણી અને યોગ્ય વાતાવરણથી ફેરફાર થઈ શકે છે.

હાજરીની નિયમિતતા પર ધ્યાન અપાવું જોઈએ. આનો શિક્ષકના વ્યક્તિત્વ ઉપર આધાર છે.

જેવો શિક્ષક તેવો વર્ગ. શિક્ષક અનિયમિત હશે તો વર્ગ અનિયમિતજ બનશે. નાનાઓ મોટાઓનું અનુકરણ કરે છે. બાળકો ઘરમાં માતાપિતાના અને શાળામાં શિક્ષકના વર્તનનું અનુકરણ કરશે. દરેક મનુષ્ય પુરેપુરો ગુણવાન હોય એમ જવલ્લેજ બને છે, છતાં પોતાના દોષોનું બાળકની આગળ જો પ્રદર્શન કરવામાં ન આવે તો તેથી બાળકને ઘણો ફાયદો થશે. આમાં વખતે કોઈને શંકા આવશે કે આમ કરવાથી બાળકને છેતરવામાં આવતું નથી પરંતુ આ કથન અસ્થાને છે કારણકે તેમ કરવાનો હેતુ બાળકના ફાયદા માટે છે તેમજ મોટાઓને પણ તેથી ફાયદો છે. એટલા વખત માટે તેમને તે બાબતનો સંયમ રાખવો પડે છે એટલુંજ નહિ, પરંતુ તેવી ટેવ પડવાથી ધીમે ધીમે તેમનું વર્તન પણ સ્વાભાવિક રીતે તેવું થઈ જશે.

શિક્ષકે દરેકે દરેક વિદ્યાર્થીને ઓળખવો જોઈએ. તેના અભ્યાસની માહીતી રાખવી જોઈએ. ખાસ કરીને નબળા વિદ્યાર્થીના અભ્યાસની અને દિનપ્રતિદિન તેના અભ્યાસમાં થતો ફેરફાર લક્ષમાં રાખવો જોઈએ. તેમ કરવાથીજ નબળાં બાળકોને બીજાના સાથમાં લાવી શકાશે.

---

# આદર્શ શાળા

( ગતાંક પૃષ્ઠ ૧૬૩ થી ચાલુ )

૧. વિદ્યાર્થીઓ—

આજની કેળવણી એ વિકૃત સ્વરૂપમાં અપાય છે, એમ અનેક પદવી-દાન સમારંભોના પ્રમુખોએ કહ્યું છે અને બીજા કેળવણીકારો પણ એ બાબત પોકારીને કહે છે. એ બધી બાબતોનો સાર એટલોજ કે વિદ્યાર્થીઓની જીવનગાડી સુંદર રીતે ચાલવી જોઈએ છતાં કેટલાંક કારણોસર તે પાટા પરથી ઉતરી પડે છે. પરિણામે માબાપ અને તેની વચ્ચે ખટરાગ ઉત્પન્ન થાય છે અને ભણતરની કિંમત ધર ભંગાવવામાં પરિણામે છે. વિદ્યાર્થીઓનો ધર્મ માબાપની સેવા, પોતાના શરીરનું કર્તવ્ય, સુદૃઢ બાંધો અને સામાજિક સેવાનો હોવો જોઈએ. પ્રાચીન શિષ્યો ગુરુને ત્યાં રહેતા અને ૨૫ વર્ષ અનંત કષ્ટો વેઠી શ્રમસાધ્ય તપ-વિદ્યા મેળવતા. એજ ખરી વિદ્યા હતી. જેમ બ્રાહ્મણે ગરીબજ રહેવું જોઈએ, તેમ વિદ્યાર્થીએ સાદાઈમાંજ રહેવું જોઈએ. સુદામા અને કૃષ્ણ, રામ ને લક્ષ્મણ, અર્જુન ને એકલવ્ય, એમનું વિદ્યાર્થીજીવન આપણો આદર્શ હોવો જોઈએ. એજ પ્રમાણે વિદ્યાર્થીનીઓનો પણ આદર્શ આત્રેયી ને વનદેવતા, શકુંતલા અને દેવયાનીના વિદ્યાર્થીજીવન જેવો હોવો જોઈએ. ભારતની મહિલા દીન, દુર્બળ કે માયકાંગલી હોય તો પછી ગદા ઉંચકી પાણીપતમાં ઝઝુમનાર ભીમ ક્યાંથી જન્મશે ?

૨. શિક્ષકો—

શિક્ષણનું ધ્યેય બાળક છે. જ્ઞાન કે શિક્ષક એ ગૌણ છે. જેમ દુનિયા-ગ્રહો સૂર્યની આજુબાજુ ફરે છે તેમ શિક્ષણનું વર્તુળ બાળકના મધ્યબિંદુની કક્ષામાં ફરે છે. પહેલાં રાજદંડ લઈ ઘણા શિક્ષકો આચાર્યપદ ધારણ કરતા તે જમાનો વિસ્મૃતિના મહાસાગરમાં વિલીન થયો છે. હવે તો શિક્ષકોએ ખરેખરા આચાર્ય બનવાનું છે. શારીરિક શિક્ષાનો બિલકુલ ત્યાગ કરવો જોઈએ અને બધાં બાળકોને પુષ્પના કરસંચાલનની માફક કેળવવાં જોઈએ. બાળક એ અનંતજ્ઞાનના ફિરસ્તા છે. તેનું ઉંડાઈ રહેલું જ્ઞાન બહાર લાવી વિકસાવી સમાજને અનુરૂપ કરવું એજ શિક્ષણનું રહસ્ય છે. ખરેખરા શિક્ષકો તેજ કે જે પોતે સદાચારી બની બીજાને બનાવે. ચાની કીટલી ટેબલ પર રાખી કપમાં ચા રેડી પૂછે કેઃ—બતાવ લંડન, એ

શું શિક્ષકની અધોગતિ નથી ? ભલે ૧૦૦૦ શિક્ષકમાં એવા એક હોય છતાં વ્યક્તિના પાપ સમષ્ટિના અનંત પુન્યને ભસ્મીભૂત કરતાં આપણે ઘણીવાર જોઈએ છીએ. આનોંદ, ઉત્તમ શિક્ષક કેમ બન્યો ? દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, સાંદિપની, અગસ્ત્ય, વાલ્મીકિ એ ખરેખરા ભક્તો હતા—આચાર્ય હતા અને જોઈએ તો મંત્રદષ્ટા હતા. જેઓએ ઉપનિષદનો અભેદ જ્ઞાનભંડાર આપ્યો, જેણે મહાભારત લખ્યું, દર્શનો લખ્યાં. એમની અને આપણી સરખામણી થઈ શકશે ? આપણે એટલા પાછળ ગયા કે આગળ વધ્યા તેનો વિચાર આત્મા પાસે કરાવો. પ્રત્યેક શાળામાં બધા શિક્ષકો ટ્રેઈન્ડ હોવા જોઈએ.

**૩. શાળાનું વાતાવરણ—**

શાળાની આજુબાજુનું વાતાવરણ આનંદી અને પવિત્ર હોવું જોઈએ. વાતાવરણથી બાળક બગડે કે સુધરે. તમે આંબાના છાંયડે બેસો. કેવો આનંદ આવશે ? ત્યારબાદ કુંભારના વાડામાં બેસો. બંનેની પરિસ્થિતિ વિચારો. શાળાનું મકાન વસ્તીથી દૂર હોવું જોઈએ. આજુબાજુ ઝાડો અને બીજી કુદરત પુર બહારમાં ખીલેલી હોવી જોઈએ. પરિસ્થિતિથી માનસમાં પણ ખૂબ ફેરફાર થાય છે. આ બાબત માટે બે પોપટની અને મંડનમિશ્રના ઘરનાં પક્ષીઓની વાત જાણીતી છે.

**૪. શાળાનું મકાન—**

શાળાનું મકાન ખુલ્લા હવા—ઉજાસવાળું અને ઉંચી જગ્યાએ આવેલું હોવું જોઈએ. ભીંતો અને બારીબારણાં સુંદર—કળામય ચિત્રામણવાળાં હોવાં જોઈએ. બાળકને બેસવા માટે બાંકડા કે ગેલેરી હોવી જોઈએ. દાદર હોય તો ત્યાં બાળક પડી ન જાય તે માટે વ્યવસ્થા રાખવી જોઈએ. મકાન સાદું હોય તો ભલે, પણ રોગ ઉત્પન્ન થાય તેવું હાડપિંજર નજ હોવું જોઈએ. અંદર નકશાઓ, ચિત્રો, મોડેલો અને ભીંતચિત્રો પણ હોવાં જોઈએ. ઠા. પા.ની ગોઠવણ હોવી જોઈએ. એકંદરે બાળકના આરોગ્યને પ્રફુલ્લિત રાખનારૂં મકાન હોવું જોઈએ.

**૫. શાળાનું શિક્ષણઉપયોગી સાહિત્ય—**

શાળામાં કાળું પાટીઉં, ખુરસી, ટેબલ, નકશા, પુસ્તકો, ધનની પેટીઓ તથા ચાક વગેરે સાહિત્ય હોય છે. શાળામાં જ ફરનિચરો હોય તેની વ્યવસ્થા ઉપલા વર્ગના વિદ્યાર્થીઓએજ કરવી. એથી એને વ્યવસ્થાની તાલીમ મળે છે. દર શનિવારે દરેક સાહિત્ય નંબર પ્રમાણે ગણાય તેમ પણ કરવું જોઈએ. સંગ્રહસ્થાનની પેટી હોય અને તેનો વરસમાં એક પણ

વાર ઉપયોગ ન થાય તે કેટલી શરમની વાત ! એના ઉપર ધૂળની ચાદરો બિછાવી હોય અને કરોળીઆએ સુંદર ઈમારત ચણી હોય અને વધારેમાં ગંધીલ નામની માખીએ સીસીની અંદર ભોયરૂં બનાવ્યું હોય એવી પરિસ્થિતિ અનિચ્છવા યોગ્ય છે. ગામડાંની પ્રાથમિક શાળા ભલે ધનવાનો પેદા ન કરે પણ સુદામા જેવા ગરીબ ચોકખા માણસ તો પેદા કરવાજ જોઈએ. સાહિત્ય જેટલાં હોય તેનો ઉપયોગ પણ કરવો જોઈએ. મીઠાના પાઠમાં પ્રત્યક્ષ મીઠું ન બતાવો તો એક ન્યાયાધીશ તરીકે આપણે ગુન્હેગાર ઠરીએ, જેટલું છે તેનો બરાબર ઉપયોગ કરવો. હવા ને ઉજાસ કુદરતે આપ્યાં છે છતાં આપણે કમભાગી તેનો અવરોધ પળે પળે કરીએ છીએ. કુદરત આપે છે, છતાં આપણા નાના હાથ ઝીલી શકતા નથી.

૬. પાઠ્યપુસ્તકો—

આ બાબત કેળવણીમાં અતિ અગત્યની છે. પાઠ્ય પુસ્તકો એ જમાનાને અનુરૂપ બલકે ભાવિક્ષેત્રને તૈયાર કરનાર હોવાં જોઈએ. એના ઉપર ભાવિના ચણતરનો આધાર રહે છે. મને તો એમ લાગે છે કે પાઠ્યપુસ્તકો સ્થાનિક સંજોગો ધ્યાનમાં લઈ લખવાં જોઈએ. આ બાબત ગુજરાતના વિદ્વાનોએ વિચારવા જેવી છે. પાઠ્યપુસ્તકો ભલે સસ્તો હોય, છતા શીખવનાર શિક્ષક ઉપરજ ખરો આધાર છે. એટલે શિક્ષકોએ ખૂબ જ્ઞાનવાન થવું એ શાશ્વત કર્તવ્ય છે. કુવામાં ન હોય તો હવાડામાં ક્યાંથી આવશે?

૭. અભ્યાસક્રમ—

ઉપલા મુદ્દાને સહાયભૂતજ આ પ્રશ્ન છે. અભ્યાસક્રમ તો હોવોજ જોઈએ. અને તે બાળકની સર્વશક્તિને વિકસાવે તેવો છતાં સંગીન હોવો જોઈએ. ગુજરાતી નિશાળમાં કે અંગ્રેજી નિશાળમાં અભ્યાસક્રમ સિવાય ચાલે તેમ નથી, છતાં હાલમાં જેટલી સ્થિતિચુસ્તતા આવી ગઈ છે તે બદલવાની જરૂર છે. અભ્યાસક્રમ ભલે હોય, પણ તેનો ઉપયોગ જીવનની દૃષ્ટિએ થવો જોઈએ. બાળવર્ગના છોકરાને અકાળે ઘરડો બનાવવાની શી જરૂર? અમુક વસ્તુ યોગ્ય ઉંમરે સ્વયંભૂ જન્મેછેજ. એ સિવાય અભ્યાસક્રમ સ્થાનિક સંજોગો પ્રમાણે ઘડાવો જોઈએ. શહેરમાં ને ગામડાંમાં બંનેમાં એકતા ઓછી છે જ્યારે ભિન્નતા વિશેષ છે. માટે અભ્યાસમાં પણ એ ખ્યાલ રાખવો જરૂરી છે. આદર્શશાળા તેજ કે જે આદર્શ શિષ્ય ઉત્પન્ન કરે. સુરતના પૂજ્ય આચાર્ય પ્રેમશંકરના વિદ્યાર્થી મૂર્ખ રહેજ નહિ. તેમ પ્રત્યેક શાળાનો વિદ્યાર્થી મારી શાળા, મારૂં ગામ અને મારાં માતપિતા એટલા સ્વમાન સાથે બહાર પડવો જોઈએ.

---

# પ્રેરણા

( ગતાંક પૃષ્ટ ૧૯૭ થી ચાલુ )

નાનકડા રામપુરમાં આજે અવનવો બનાવ બન્યો હતો. મોટા માસ્તર અને મહેતીજી નવાં સવાં છોકરડાં સરખા આવ્યાં હતાં. હિંદનાં ગામડાંમાં આ બાબત નાની સુની ન કહેવાય. નિરંજને શરૂઆતમાં પોતાનો મુકામ એક મદદનિશ શિક્ષકને ત્યાં રાખ્યો હતો. નવાં મહેમાનોને જોવા રામપુરની પ્રજા ઉલટભેર એકઠી થઈ હતી અને પોતપોતાના મંડળમાં વણમાગ્યા અભિપ્રાયો પાઠવતી હતી. નિરંજન અને વિદ્યુલ્લતાને આ બધું નવુંજ હતું. ગ્રામ્ય જનતાને આ બે માનવપ્રાણી જુદાજ પ્રકારનાં જણાતાં હતાં. અણકથ્યા ભાવબળથી ખેંચાએલો નિરંજન શુન્ય બને જોઈ રહેતો. આ અજ્ઞાન પ્રજા સાથે પોતાના જીવનનું પાનું પડ્યું હતું?

કોઈની પણ શેહભાવનાને પાડેલી આર્જવભરી બૂમને જરા સરખી ન ગણકારતો વખતનો પ્રવાહ વહ્યા જતો હતો. નિરંજનને રામપુરમાં આવ્યે બે માસ પુરા થયા. ડૂબતો માનવી બચાવનું છેલ્લું સાધન દૂર થતાં નિઃસહાય બની તરફડીઆં મારે અને છેવટે શાંતિથી મૃત્યુને ખોળે પોઢે તેમ તેના મનોરાજ્યનાં સ્વપ્નાં તેને દુઃખ દઈ થાકી ચૂક્યાં હતાં. અનેક વિચારણાઓ, અને વિદ્યુલ્લતાના પ્રયાસથી નિરંજને પોતાનું લક્ષ્ય ગામડાં ભણી વાળ્યું. અનેક આત્મમંથનો પછી તેણે ગામડાને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું. ભુલકણો માનવી ! એક કાર્ય પોતાની પાસે રજુ થતાં તે બીજું કાર્ય ભૂલી જાય છે. ગામડામા વસતો નિરંજન શહેરને ભૂલવા લાગ્યો. ભૂલી જવું એ માનજીવનમાં સુખી થવાનું સાધન છે. કેટલીએ જડ ઘાલેલી બાબતો હૃદયપટ પરથી સર્વદા વિસરાઈ જતી હોય તો માનવી સુખી ન બને ?

" સુધાકર, શાળાના આ વિશાળ કમ્પાઉન્ડમાં બગીચો બનાવીએ તો ? શા માટે આવી સુંદર જગા ઉપયોગ વગરની પડી રહેવી જોઈએ."

નિરંજને પોતાના મદદનિશને એક વખત વાતચીતમાં ઉપરની બાબત જણાવી.

" આપની વાત સાચી છે, સાહેબ, પણ એમાં અનેક મુશ્કેલીઓ નડે તેમ છે. આપ જાણો છો કે ગામડાંનાં છોકરાં બાગને તૈયાર થતાં અગાઉ તેનો નાશ કરી નાખે એવાં હોય છે. વળી પાણી વગર બાગ

બનાવવો શકય છે ખરો ! એ બાગનો ઉપયોગ પણ શો છે ? આપણે ક્યાં અહીં આવીને બેસી રહેવું છે." સુધાકરે જવાબ વાળ્યો.

"સુધાકર, તમારી વાત સાચી છે, પરંતુ એ અગવડ સહેલાઈથી દૂર થાય તેમ છે. બાળકોને સમજાવવાથી તેઓ નુકસાન નહિ કરે, અને પાણી તો નજીકના તળાવમાંથી લાવવું સુગમ પડે તેમ છે. ઉપયોગ તો સુધાકર, આપણે કરવો હોય તેટલો કરી શકીએ છીએ. આપણે બાળકોને બાગમાં બેસાડી આનંદ કરાવી શકીએ છીએ. શાળાના કમ્પાઉન્ડમાં તો બગીચો શાળાને સ્વર્ગસદન સમો બનાવે, એ તમે કયાં નથી જાણતા ?" નિરંજને ઉત્તર વાળ્યો.

શાળામાં બાગ બનાવવાની શરૂઆત થઈ. વિદ્યુલ્લતા તો તેમાં પાછળ રહે એમ હતુંજ નહિ. તેણે પણ પોતાની શાળામાં આ યોજના અમલમાં મૂકી.

ચોમાસાની ઋતુમાં હિંદનું ગામડું ગંદવાડનો ખજાનો. ડામરની સુંદર સડકો પર ચાલતા શહેરી લોકોને ગામડાના કાદવકીચડભર્યા રસ્તા પર ચાલવાની સજા કરવામાં આવે તો એ સજા ફાંસીથી હલકા પ્રકારની તો નજ કહેવાય ! રામપુરના રસ્તા પર ચાલતાં નિરંજને આ બાબતનો વિચાર કર્યો. એક દિવસ ખેડુતોને એકઠા કરી સમજાવટ કરી ગામના મુખ્ય મુખ્ય રસ્તાઓ પર રેતી પાથરી કીચડ ઓછો કરવાનું કાર્ય પારંભ્યું. ગામના લોકોએ નવાઈ સાથે એ કામ ઉપાડ્યું, અને તેમને જણાયું કે ચોમાસાની ગંદકી દૂર કરવી એ આપણા હાથની વાત છે. નિરંજનની સૂચનાનો સ્વીકાર થયો અને ચાલુ વર્ષને માટે તો રસ્તા પર કાદવનો જમાવ અટકી ગયો.

કોદાળી અને પાવડા ઉપડાવી છોકરાઓને સાથે લઈ નિરંજન તળાવની પાળ પર ગયો. ગામ આખું જોઈ રહ્યું. ઘેલો નિરંજન શું કરવા ધારે છે તે જોવા ગામનાં સ્ત્રીપુરુષો આતુર બન્યાં. તળાવની એક બાજુની પાળ જીર્ણ થઈ ગઈ હતી. વરસાદના પાણીના ઘસારાથી તૂટી જઈ તળાવમાનું પાણી પોતાના વહેણના માર્ગે ચાલ્યું જાય તો સાઈએ વર્ષ આખા ગામને પાણીની મુશ્કેલી ઉભી રહે તેમ હતું. એ પાળ મજબુત કરી ચોમાસાનું પાણી તળાવમાંજ રહે તેમ કરવા નિરંજને આ કામ હાથ ધર્યું હતું અને તેમાં જ્યારે વિદ્યુલ્લતાને હાથમાં ટોપલી લઈ માટી નાખતી જોઈ ત્યારે જનતા અજાયબ થઈ. દેવ જેવાં યુવકયુવતિ ! આ કામ તેમને શોભે ? ગામનાં સ્ત્રીપુરુષોએ તેમાં સાથ આપ્યો, થોડી વારમાં તળાવની પાળ તૈયાર થઈ ગઈ. નિરંજન પ્રત્યેની લોકોની ચાહના ગાઢ બની.

મેલેરિઆનાં વાયરા વાયા. દર વર્ષે હિંદમાંથી લાખોની સંખ્યામાં ભોગ લેનાર આ ભયાનક રાક્ષસના પંજામાં એકપછીએક માનવી સપડાવા લાગ્યાં. ઘેલાં દંપતિએ અથાગ પ્રયત્ન કરી રોગને હઠાવવાનું બીડું ઝડપ્યું, છૂટા હાથે ક્વિનાઈન વહેંચ્યું. બીજા અનેક ઉપાય ને અખતરા કર્યા. કોલેજમાં આપેલી "ફર્સ્ટ એઈડની" પરીક્ષાની તેમને સાર્થકતા જણાઈ. રોગનું જોર ઓછું થતાં જણાયું કે બંનેના પ્રયાસથી ગામમાં દરસાલ કરતાં ઓછું નુકસાન થવા પામ્યું હતું. રામપુરની પ્રજા બંનેની પાછળ ગાંડી બની. નિરંજને જાહેર ભાષણોદ્વારા જણાવી આપ્યું કે ગામની ગંદકી આ રોગના ફેલાવાનું મૂળ છે. એ ગંદકી દૂર કરવી જોઈએ. ઉકરડા ગામ બહાર દૂર રાખવા જોઈએ. શેરીઓ સ્વચ્છ રાખવી જોઈએ. રસ્તાઓ સાફ કરવા જોઈએ, તોજ નિરોગી રહી શકાય. તે અને વિદ્યુલ્લતા હાથમાં સાવરણી લઈ પોતાની શેરી વાળવા લાગ્યાં અને એક અઠવાડીઆમાં તો આખાએ ગામની શેરીઓ અને રસ્તા સ્વચ્છ બની ગએલાં જણાયાં. ગામલોકોએ નિરંજનને દેવ જેવો માન્યો. નિરંજનના શબ્દો એ પ્રભુઆજ્ઞા ગણાવા લાગી.

દેશનું મોટું પાપ! નિરક્ષરતા, અને જ્યાંસુધી એ પાપ હિંદમાંથી ઓછું થયું નથી ત્યાંસુધી હિંદની આઝાદી દૂર રહેવાની. આઝાદીની ઝંખના કરતો નિરંજન રામપુરમાંથી એ પાપ હાંકી કાઢવા કમર કસી તૈયાર થયો. દિવસના કામ ઉપરાંત તે રાત્રિશાળા ચલાવવા લાગ્યો. વિદ્યુલ્લતાએ પણ સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવાનું બીડું ઝડપ્યું. સાથે સાથે ગામડાની પ્રજામાં જણાતાં ખોટા વહેમો, ખર્ચાળ રિવાજો અને ખોટી કુટેવો દૂર કરવાનો યત્ન આરંભ્યો. નવીનતા માનવીને આકર્ષે છે. રામપુરની પ્રજા આશ્ચર્યની અવધિએ પહોંચી. આ બંને ઘેલાં માનવી શું આદરી રહ્યાં છે, એ તેમની સમજ બહારની વાત હતી, છતાં થોડાજ દિવસોમાં બંને વિભાગમાં સારી સંખ્યામાં સ્ત્રીપુરુષો એકઠાં થવા લાગ્યાં. વાચન, લેખન ઉપરાંત વાર્તાકથનપદ્ધતિ પણ તેમણે દાખલ કરી. સારાં પુસ્તકોનું વાચન કરી–કરાવી તે દ્વારા તેમણે પ્રજામાં વાચનનો શોખ ઉત્પન્ન કર્યો. એ શોખે નિરંજનનું કામ વેગવંતુ કર્યું અને બે વર્ષમાં તેનું પરિણામ એવું આવ્યું કે આખાએ તાલુકામાં નિરંજનની આ યોજના એકે અવાજે વખણાવા લાગી. તાલુકાના ગામડે ગામડે નિરંજન અને વિદ્યુલ્લતાનાં ગુણગાન થવા લાગ્યાં.

માનવીને એક વખત તૃષ્ણા જાગ્યા પછી તે વેગ માગે છે. અર્ધ કાલનાં અભણ ગણાતાં પાંચસો જેટલાં માણસો આજે પુસ્તકો વાંચતાં થયાં હતાં. ભલાભલા ગ્રેજ્યુએટોને પણ શરમાવે એવી છટાથી વાંચનારાં સંખ્યાબંધ માણસો તૈયાર થયાં હતાં. અલબત્ત ! ગણિત, ભૂમિતિ કે સાયન્સની પરીક્ષામાં ભલે તેઓ તદ્દન નિષ્ફળ જાય, પણ ગામડાને ખપપૂરતાં વાચન લેખનનું જ્ઞાન તેમને મળી ચૂક્યું હતું. તેમના વાચનના વેગને સુમાર્ગે વાળ્યો હોય તો ? વાચન માટે તલસતા વાચકોને વાચન-સાહિત્ય પુરૂં પાડયું હોય તો ? તેની કલ્પનામાં લાયબ્રેરીનો ઉદ્દભવ થયો.

એક વર્ષની સખત જહેમત પછી આજે તે ગામલોકો પાસે એક લાયબ્રેરીનું સુંદર મકાન તૈયાર કરાવી શકયો હતો; પુસ્તકો વસાવી શકયો હતો અને સારાં સારાં માસિક, અઠવાડિક અને દૈનિકો મંગાવતો થયો હતો. તૈયાર થએલા મકાનની આજે ઉદ્દઘાટન ક્રિયા હતી. કૃતજ્ઞ પ્રજા આ અવસર કેમ ભૂલે ? તેમણે એ લાયબ્રેરીનું નામ "શ્રી નિરંજન વાંચનાલય" રાખ્યું અને એ રીતે પોતાની ફરજ પૂર્ણ કરી.

× × × × ×

વિચારમાળા પુરી થતા નિરંજને આંખ ઉઘાડી. મંદમંદ હસતી વિદ્યુલ્લતા સામેજ ઉભી હતી, નાનકડી તરૂ મોટાભાઈને ભેટવા પોતાના નાનકડા હાથ લંબાવી રહી હતી. નિરંજન હસ્યો. એ હાસ્યમાં આત્મ-સંતોષની અનેરી છાપ હતી, શત્રુને પણ મિત્ર બનાવે એવું નૈસર્ગિક એ હાસ્ય હતું. વડિલોને હસતાં દેખી નાનકડી તરૂ તાલીઓના અવાજ સાથે ખડખડાટ હસી પડી. નિઃશબ્દ ઓરડો તેના હાસ્યથી ગર્જી ઉઠયો.

"નિરંજન, આવા ધૂળભર્યા ગામડામાં કેમ ફાવે ? આવાં જંગલી માનવીઓમાં દિવસ શી રીતે નિર્ગમન થાય ! ચાલોને શહેરમાં નોકરી માટે જઈએ ?" વિદ્યુલ્લતાએ મજાક કરી.

હર્ષાવેશથી નિરંજનની આંખમાંથી આંસુ સર્યાં. મિથ્યા ચેતનતત્વોનો ભાસ કરાવતું ઘડિઆળ ટક ટક ટક કરી શાંતિનો ભંગ કરતું હતું.

દેત્રોજ } લેખક
નાથાલાલ ગોવિંદલાલ બ્રહ્મભટ્ટ

# પૂર્વ પશ્ચિમનો પ્રવાસ

( ગતાંક પૃષ્ઠ ૧૭૪થી ચાલુ ).

પોર્ટસૈયદથી જેરૂસલેમ તથા કેરો જવા રેલ્વેની સગવડ છે. પોર્ટસૈયદથી જેરૂસલેમનું રેલ્વેનું સેકન્ડ કલાસનું ભાડું આસરે બે પૌન્ડ છે.

પોર્ટસૈયદથી અમારી સ્ટીમર સાંજે ચાર વાગે ઉપડી અને ઉતારૂઓની દૃષ્ટિ આફ્રિકા છોડી યુરોપ તરફ વળી. દૃષ્ટિ ફેર સાથે હવા ફેર પણ શરૂ થયો. ગરમી ઘટવા માંડીને ટંડી વધવા માંડી. સુતરાઉ કપડાં કાઢવા પડયાં ને ગરમ કપડાં પહેરવા પડયાં. એકાદ બે દિવસ આ ગડમથલમાં ગયા; એવામાં જળમાં જમીન જોવામાં આવી. જોતાં જોતાંઆંજ એ ક્રીટ બેટનો કિનારો દૃષ્ટિથી દૂર જતો દેખાયો. તારીખ ૩૦મી એ ઇટલી ને સીસીલી દેખાવા માંડયાં. કોઈ અજાણ્યો માણસ પોતાના પગનો પંજો દરીઆમાં ડરતાં ડરતાં મૂકવાનો પ્રયત્ન કરતો હોય, પ્રથમ પાંચ આંગળાં પાણીમાં મૂકવાં શરૂ કરી પગની પાની ઉંચે એડી ઉંચી રાખી ઉભો હોય તેવો ઇટલીનો દક્ષિણ કિનારો દેખાવા લાગ્યો. તેના સમુદ્ર તટે આવેલા બંગલા સાગરસપાટીથી ક્રમે ક્રમે ઉંચા થતા ડુંગરા, ડુંગરા પરથી ખળખળ આવતા જળધોધથી ખરાબ થતા રસ્તા ખાળવા બાંધેલા ખડીઆટ, શિખર પરથી સરી આવતી નાનીશી નદીએ અને ઝરણાં ઉપર બાંધેલા નાના નાના પૂલ, નીચાણમાંથી ઉંચાણમાં જવાના વાંકા ચુંકા રસ્તા, લીલી લત્તાએ અને દ્રાક્ષની વાડીઓથી સુશોભિત ખેતરો, વાદળ સાથે વાતો કરતા અને ધુમસથી ઢંકાઈ ગએલાં ગિરિશૃંગોની શોભાનું વર્ણન તો કોઈ પ્રાસાદિક કવિજ કરી શકે. આવા રમ્ય દેખાવો ધરાઈને જોવા છતાં દૃષ્ટિ ધરાતી નથી. જેમ જેમ સ્ટીમર આગળ ચાલે છે તેમ તેમ તે રમ્ય દશ્યો દૃષ્ટિ નજીક આવતાં વિશેષ સુરમ્ય લાગે છે. છેવટે ઇટલી અને સીસીલી વચ્ચેની સાંકડી સામુદ્રધુનિ મઝીનામાં દાખલ થયા. પહેલાં દૂરથી સીસીલીનો નાનો જ્વાળામુખી પર્વત એટના દેખાયો. તેમાંથી થોડો થોડો ધુમાડો નીકળતો હતો. કુંભારનાં કાળાં વાસણ પકવવાના નીભાડાની રાયમાંથી જેમ ગુંગળાઈ ગુંગળાઈને ધુણી નીકળે તેમ એ એટનામાંથી ધુંધવાતી ધુણી નીકળતી હતી.

મઝીનાની સામુદ્રધુનિ એટલી બધી સાંકડી છે કે તેમાં થઈને સ્ટીમર પસાર થાય છે ત્યારે સીસીલી અને ઇટાલીના કિનારા સ્ટીમરમાં રહીને

બરાબર જોઈ શકાય છે. જેમ કોઈ શહેર વચ્ચે વહેતી સરિતામાં ચાલતી હોય તેવો ભાસ થાય છે. ઇટલીના કિનારે આવેલું રેઝીઓ શહેર તો એવું સુંદર લાગે છે કે જાણે ત્યાં ઉતરી પડી 'જરા' સહેલ કરી આવીએ. સાર્વજનબંધ બજાર અને તેમની બેઉ બાજુ મુંબઈ જેવા લાલ ધોળા રંગના માળા સાગરની સપાટીથી શહેર તરફ ચઢતા રસ્તાની આસપાસ આવેલાં છે. શહેરના રસ્તા ઉપર મોટરો, ટ્રામો દોડતી હોય છે તે નજરે દેખાય છે. કિનારે કિનારે રેલ્વે દોડે છે. દૂરના દેખાવો બાયનોક્યુલેરથી જોવાથી દૃષ્ટિઆનંદ અનુભવાય છે. રેઝીઓ વટાવી આગળ વધ્યા એટલે મઝીના બંદર દેખાય છે. મઝીના બંદર બહુ મઝાનું છે; અને તે સીસીલી બેટમાં આવેલું છે. સીસીલીનું સૃષ્ટિસૌન્દર્ય અનુપમ મનાય છે જેથી ઘણા સૌન્દર્ય-શોખીન સહેલાણીઓ ત્યાંની મઝા માણવા મઝીના બંદરે ઉતરી ત્યાં જાય છે. થોમસ કુકના તરફથી બહાર પડેલા ટ્રાવેલિંગ ગેઝેટમાં સીસીલીનાં સુંદર દૃશ્યોના ફોટા સાથેનું વર્ણન વાંચ્યુ હતું. તેનો સ્વાનુભવ લેવાનો વિચાર વળતી વખતે રાખ્યો.

રળિઆમણું રેઝીઓ અને મઝાનું મઝીના ભૂલી હવે અમારી જીજ્ઞાસા **સ્ટ્રૉમ્બોલીનો** જ્વાળામુખી જોવા તરફ વળી. મઝીનાની બરાબર ઉત્તરે દરીઆમાં સ્ટ્રૉમ્બોલી નામનો જ્વાળામુખી જગજાહેર છે. અમારી સ્ટીમર એ ડુંગરા નજીક આવી પહોચી. રાતનો સમય હતો, જેથી અંધારામાં અજવાળું કરતા એ દૈવી દીવાદાંડીનું કામ કરતા વરુણ દેવના હમેશના મેમાન થઈ રહેલા સાક્ષાત **સ્ટ્રૉમ્બોલીના** અગ્નિદેવનાં દર્શન થયાં. તેની આસપાસ દરીઆમાં નાની નાની ઘણી ડુંગરીઓ દેખાય છે. તે પૈકી એક ડુંગરના શિખરમાંથી બળતી જ્વાળા નીકળે છે. તે બળતા ડુંગરની નજીક થઈનેજ સ્ટીમર એવી રીતે પસાર થાય છે કે ઉતારૂઓ ડુંગરની બે ત્રણ બાજુઓને જુદી જુદી વખતે જોઈ શકે. એટના કરતાં સ્ટ્રૉમ્બોલી વધુ ઉગ્ર જણાય છે. ઘડીએ ઘડીએ લાલ ભડકામાંથી પીળી ઝાળ નીકળ્યાજ કરે છે. યજ્ઞમા જેમ બ્રાહ્મણો એકીસાથે સ્વાહા શબ્દ બોલી ઘવોદ્ગાર ધી હોમે અને તરતજ મોટો ભડકો થાય તેમ ઘડીએ ઘડીએ નાના મોટા ભડકા થાય છે. જ્યારે ભડકા નથી થતા ત્યારે જેમ ધુંધવાએલા અગ્નિમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળે તેમ ધુમાડો નીકળે છે. હિન્દુસ્તાનના કોઈ પર્વત કે ડુંગર ઉપર કદાચ આવો જ્વાળામુખી હોય તો જરૂર કેટલાક લોકો તેને ભૂતભડકા કહે, અથવા પૃથ્વીનું પાપ ધોવા ઋષિ લોકો યજ્ઞ કરે છે તેવી આખ્યાયિકા ધર્મસ્થાન મનાવી તીર્થધામ જોડી કાઢી બનાવે-

આ પ્રમાણે બારે માસ બળતી સાક્ષાત્ હુતાશની દેવીનાં દર્શન કરી ઉતારૂઓ કેબીનમાં આવ્યા, છતાં કેટલાક જિજ્ઞાસુ જનો તો બારીમાંથી ડોકીઆં કરી જ્વાળામુખીને જોતા હતા. છેવટે જ્યારે સ્ટીમરે દિશા બદલી ત્યારે સ્ટ્રંબોલીનાં દૃશ્ય દેખાતાં બંધ થયાં, પરંતુ મગજ ઉપર તેની છાપ હમેશ માટે રહી.

'શેરને માથે સવાશેર' હોય એ કહેવત મુજબ સ્ટ્રંબોલીને પણ ભુલાવે તેવો જબરજસ્ત અને ઇતિહાસમશહુર, પ્રાચીન પોંપીઆઈ શહેરનો પ્રલય કરનાર **વીસુવીઅસ** છે. તેનાં દર્શન પણ હવે થશે, અને અમારો દરિઆઈ માર્ગ નેપલ્સથી ઘણે દૂર હોવાથી ફક્ત તેની ઝાંખીજ થઈ. એ શાશ્વત પ્રલયકાળની મૂર્તિ સમા વીસુવીઅસનું વિશેષ વર્ણન આગળ ઉપર નેપલ્સના વર્ણન સાથે કરવામાં આવશે. આ પ્રમાણે અવની પરના અજબ અજાયબીવાળા નાના મોટા ત્રણ અગ્નિદેવોનું આઘેથી અવલોકન કરી હવે મુસાફરોની વૃત્તિ માર્સેલ્સ તરફ વળી.

આગળ જતાં સાર્ડીનિઆ અને કોર્સિકાના ટાપુઓ વચ્ચે થઈને અમારી સ્ટીમર ચાલી. સાર્ડીનિઆ કરતાં કોર્સિકા નાનો છતાં તેણે જગતમાં એક મહાન વીર નરને ઉત્પન્ન કરી અમર કીર્તિ મેળવી છે. તે વીર નર નેપોલિઅન બોનાપાર્ટ સાધારણ સ્થિતિના માણસમાંથી ફ્રાન્સનો શહેનશાહ થયો હતો, અને જેણે પોતાના અસાધારણ બળ વડે આખા યુરોપને થથરાવ્યો હતો. તેની જન્મભૂમિ કોર્સિકાના એજેશિઓ શહેરમાં છે. એ કોર્સિકાનાં ગગનચુંબી શિખરો નાવિકોનાં નયનને ઠારે છે. નેપોલિઅનની જન્મભૂમિ હોવાના સબબે તે તીર્થભૂમિ મનાય છે. તેથી ત્યાં ઘણાં માણસો જાય છે.

સોળ દિવસના જળપ્રવાસમાં પણ સ્થળપ્રવાસ જેવો અનુભવ મેળવી તારીખ ૧લી સપ્ટેમ્બરે દક્ષિણ યુરોપનાં પ્રખ્યાત બંદરોમાંના એક મહાન બંદર માર્સેલ્સના બારામાં સ્ટીમર એમ્બોઈસ આવી પહોંચી, અને યુરોપના પ્રવાસે પળેલો એક પેસેન્જર સ્ટીમર એમ્બોઈસમાંથી ઉતર્યો, થોમસ કુકના એજન્ટને મળ્યો, અને તેની સાથે હોટેલ કેનેબીયરમાં ગયો.



# ચિત્રકામ

( આ લેખમાળાના સર્વ હક્ક લેખકને સ્વાધીન છે. )

## ધોરણ ૩ જું

### સુશોભિત આકૃતિરચના. (ભાતો) વિષે સૂચના

ભાતો ચીતરવાનો મહાવરો વિદ્યાર્થીઓએ અગાઉ કરેલો હોવાથી તેઓને ભાત વિષે થોડીઘણી આપોઆપ સમજ પડી હશે. તેમને સવાલ પૂછવો કે ભાત એટલે શું ? જો વિદ્યાર્થી કહે કે "ભાત એટલે અમુક ચોકસ ગોઠવણી" તો વિદ્યાર્થી માટે તે પુરતું છે. જો જવાબ ન મળે તો શિક્ષકે કાળા પાટીઆ પર ગમે તેમ આડાઅવળા, ગોઠવણી વિનાના નાના મોટા ગોળાકાર કાઢીને પૂછવું કે આ ગોઠવણીને ભાત કહી શકાય કે ? વિદ્યાર્થીઓ ના કહેશે. પછી તેજ ગોળાકારો બીજા પાટીઆ ઉપર કિનારી માટે, પ્રમાણસર સારી ગોઠવણી કરી પૂછવું, કે આ ગોઠવણીને ભાત કહી શકીએ કે ! અગાઉના અભ્યાસથી જરૂર જવાબ મળશે, કે હા. ત્યારે ભાત એટલે શું ? પહેલા પાટીઆમાંની અને બીજા પાટીઆમાની ગોઠવણીની વિદ્યાર્થીઓને જાતે તુલના કરી જવાબ આપવા કહેવું. (ક્ષ અને ખ આકૃતિઓ જુઓ). જવાબ મળશે કે ભાત એટલે અમુક ચોકસ આકારોની સારી ગોઠવણી. આ ભાત વિષેની વ્યાખ્યા થઈ. હવે આજ પ્રમાણે બીજી વ્યાખ્યાઓ વિદ્યાર્થીઓ પાસેથી કઢાવવા પ્રયત્નો કરવા.

#### એકપાયારૂપ આકૃતિ—

વિદ્યાર્થીઓને સવાલ પૂછો કે ઉપલી ભાતમાં કયો આકાર વાપરવામાં આવ્યો છે. કહેશે કે નાનો અને મોટો ગોળાકાર. આ ગોળાકાર ભાતનો એક ભાગ થયો, ત્યારે ભાત કેમ બની ? જવાબ, એજ આકારો વારંવાર ગોઠવવામાં આવ્યા છે તેથી, ત્યારે આ નાનો ને મોટો ગોળાકાર મળી, જે એક આકાર થયો—જેનું પુનરાવર્તન થાય છે—તેને શું કહીશું ? બાળકો પાસેથી કઢાવવું કે એક આકાર બરાબર છે. બે ગોળાકાર મળી અહીં એક આકાર થયો જેને આપણે ભાતની એકપાયારૂપ આકૃતિ કે આકાર કહી શકીએ, કે જેની ગોઠવણીથી જુદી જુદી સુશોભિત આકૃતિરચના કે ભાત બનાવી શકીએ છીએ.










ગ ૧ એકઃપાર્શ્વરૂપ આકૃતિ.

**ભાત બનાવવા માટેનું ચોકઠું કે જાળી—**

અમુક આકારમાં ચોરસ કે લંબચોરસ વગેરે ખાનાંઓની ગોઠવણીથી તૈયાર કરેલી સપાટી કે જેના આધારે આપણે ભાતો ગોઠવી શકીએ છીએ, તે આકારની ગોઠવણીને, ભાત બનાવવા માટેનું ચોકઠું કે સપાટી કહી શકીએ. ધારો કે ચાર ઈંચના ચોરસમાં ભાત બનાવવી છે. તો તે ચાર ઈંચના ચોરસમાં નાનાં ૧૬ ખાનાં સરખાં તૈયાર કરીએ કે જેના આધારે ભાત ગોઠવી શકાય. આ તૈયાર થએલા ચાર ઈંચના ચોરસને ભાત બનાવવા માટેનું ચોકઠું કે જાળી કહી શકીએ.

**કિનારીની ભાતો—**

એકપાર્શ્વરૂપ આકૃતિ પોતાની જમણી અને ડાબી તરફ પોતાનું પુનરાવર્તન કરી દેખાય. તેવી ભાતોને કિનારીની ભાતો કહી શકાય છે. દા. તરીકે, ધોતીઆની, સાડીની, રૂમાલની, શેતરંજીની વગેરે ઘણી વસ્તુની કિનારીની ભાત બનાવવામાં આવે છે.

ઉપલી આકૃતિ ग માં એકપાયારૂપ આકૃતિનો ભાગ કિનારીમાંથી જુદો કાઢી બતાવ્યો છે. તેમજ આખી કિનારી આવી પાયારૂપ આકૃતિના પુનરાવર્તનથી બને છે.














ચોપટ ભાત—

ચટાઈ પર, કાગળની પેટીઓ પરના કાગળો પર, ભીંતપર લગાડવાના કાગળો પર, રૂમાલો પર, કપડાં પર, જાળીકામમાં, ચોરસામાં, વગેરે જોવામાં આવતી ભાતોમાં એકજ પાયારૂપ આકૃતિની ચોગરદમ

પુનરાવૃત્તિ થએલી જોવામાં આવે છે. તેથી આવી પેટર્નને ચોપટ ભાત (ઓલ ઓવર પેટર્ન) કહેવામાં આવે છે.

ચોપટ ભાત બનાવવા માટે કાગળમાં ખાનાં (જાળી) બનાવવાની જુદી જુદી રીતો નીચે પ્રમાણે છે.

क. સાદા ચોરસનાં સરખાં ખાનાં.

ख. લંબચોરસનાં ઉભાં ખાનાં.

ग. ચોરસના સક્કરપારા ઘાટનાં આડાં ખાનાં.

घ. લંબચોરસના સક્કરપારા પ્રમાણે ત્રાંસાં ખાનાં.

ङ. લંબચોરસનાં ઈંટ પ્રમાણે રોઢ પડતાં ઉભાં ખાનાં.

छ. ચોરસનાં ઈંટ પ્રમાણે ઉપરની ગોઠવણી મુજબનાં ખાનાં.

નીચે બતાવેલી આકૃતિઓથી આ જુદી જુદી રીતો સરળતાથી સમજી શકાશે. બધાજ ચોરસો એકપાયારૂપ આકૃતિથી ભરી દેવાની જરૂર નથી. એક ચોરસ છોડી બીજામાં પણ તે પાયારૂપ આકૃતિ કાઢી શકાય. બે જુદી પાયારૂપ આકૃતિઓ લઈ એક, પછી એક, એમ વારાફરતી ગોઠવી શકાય છે.

આવી પાયારૂપ આકૃતિને સ્ટેનસિલ કાગળમાં કાપી તેને કાગળપર બનાવેલા ખાના પર મૂકી પીંછીથી રંગ કામ કરી ચોપટ ભાત બનાવી શકાયછે.

અપૂર્ણ

દમન મહેતા



## ગ્રામ્ય સુધારણા



### સંવાદ

#### સ્થળ—ખેતરમાં કામ કરતો ખેડુત

રામાપટેલ:—હે ભગવાન ! હવે તો હદ થઈ ! દયા કર ! પ્રભુ, દયા કર ! ગરીબના બેલી નિરાધારના આધાર ! અમે તે તારો શો ગુનો કર્યો છે, કે અમારા દુઃખનો છેડોજ નહિ. પરોઢીએ ઊઠી કોદાળી ને પાવડો લઈ આખો દિવસ જાતમહેનત કરી આ બાવડાં પછાડી સખત મજુરી કર્યા કરું છું તોપણ આ મારી દશા તો આવીને આવીજ રહી ! માથે તો દેવું વધતું જાય છે. તલકચંદ કાકાની ઉઘરાણી કાળજું કોરી

પટેલ—પછી આવતે વરસે તે દેવું ક્યાંથી ભરવું?

બ્રહ્માનંદજી—એક સાલમાં તમે કાંઇક પગભર થશો ને નવું દેવું કરવું-પડશે નહિ. આમ કરતાં તમારી સ્થિતિ સુધરશે. આવતી સાલના ખર્ચનો સવડ રાખી વધે તે શેઠને આપવું. એમ કરતાં દેવું પણ ઓછું થશે.

પટેલ—પણ શેઠ માને તો ને?

બ્રહ્માનંદજી—ન માને તો કચેરીમાં જાય, તમારે પણ કચેરીમાં જઈ શાહજોગ દેવું ભરવું છે તે કબુલ કરવું, પણ હપતે હપતે બચશે તેમ ભરીશ એવી માગણી કરવી. જરૂર સરકાર તમારી હકીકત સાંભળી તમને સવડ કરી આપશે. સરકારનો ઇરાદો ખેડુતને બચાવવાનોજ હોય છે, કારણકે ખેડુતો તો દેશનું ધન છે.

પટેલ—ગુરુજી, આપે બહુજ ઉપકાર કર્યો. આવું બધું અમે અભણ લોકો શી રીતે સમજી શકીએ.

બ્રહ્માનંદજી—આ ગામમાં નિશાળ છે. ત્યાં તમારાં બાળકોને સુખદુઃખ વેઠી ભણવા મોકલો. ભણેલાંઓને સાહુકારો છેતરી શકતા નથી.

પટેલ—ગુરુજી, આજે હું પાવન થયોઃ આપે જે મારી સ્થિતિ સુધારવા ઉપાય બતાવ્યો છે તે પ્રમાણે હું બરાબર વર્તીશજ.

( શેઠ ઉઘરાણીએ આવે છે. )

તલકચંદ—પટેલ, હવે પૈસા ક્યારે ભરવા છે? બળદ લેવા હતા ત્યારે કગરી કગરી પગે લાગતા હતા ને હવે પૈસા આપતાં ટાઢ વાય છે કેમ!

બ્રહ્માનંદજી—આવો શેઠજી, પટેલ પાસે કેટલા રૂપીઆ માગો છો? મને ચોપડો બતાવશો?

તલકચંદ શેઠ—( ચમકીને ) હા, હા, કેમ નહિ, આ જુઓ તેમનું ખાતું રૂ. ૭૪૦ છે.

બ્રહ્માનંદજી—આ રૂપીઆ તમે શું કરવા આપેલા?

તલકચંદ—( ચોપડો ઉથલાવતાં જુનું ખાતું બતાવતાં ) જુઓ, રૂ. ૧૫૦ બળદ લેવા, રૂ. ૧૧૦ છોકરાનો વિવાહ કરવા, ને રૂ. ૫૦) નું બી આપ્યું હતું.

બ્રહ્માનંદજી—ઠીક રૂ. ૩૧૦ થયા પછી.

તલકચંદ—પછી શું? આ ત્રણ વરસનું વ્યાજ ગણતાં રૂ. ૭૪૦) થયા. જેવું આ બધું તે આપી દે.

# દુનિયામાં સૌથી મોટું દૂરબીન

ઇ. સ. ૧૬૦૪ માં ઇટલીના વૈજ્ઞાનિક ગેલિલિઓએ જગતમાં સવથી પહેલું દૂરદર્શક યંત્ર તૈયાર કર્યું. આ યંત્રના લેન્સનો વ્યાસ ફક્ત સવા બે ઈંચ હતો. આ યંત્રની મદદથી ગ્રહ, ઉપગ્રહ અને ચંદ્રમાનું સૂક્ષ્મ નિરીક્ષણ થયું, આધુનિક જ્યોતિષ વિજ્ઞાનનો મુખ્ય આધાર દૂરબીન છે.

દૂર-દર્શક યન્ત્રમાં દૂરની વસ્તુઓનું ચિત્ર દેખાય છે. યંત્રનું લેન્સ મોટું હોય તો ચિત્ર યા વસ્તુ પર વધારે પ્રકાશ પડે છે અને તેથી જોવાની વસ્તુ સ્પષ્ટ જણાય છે. દૂરબીનના લેન્સના વ્યાસ પર ચિત્રની સ્પષ્ટતાનો આધાર છે. દૂરની વસ્તુઓને સ્પષ્ટ રીતે જોવામાં લેન્સનો વ્યાસ મોટો હોય તો મુશ્કેલીઓ દૂર થાય છે, પરન્તુ વિજ્ઞાનશાસ્ત્રીઓએ અનુભવથી જાહેર કર્યું હતું કે ૪૦ ઈંચથી મોટા વ્યાસવાળું લેન્સ બનાવવામાં અનેક પ્રકારથી મુશ્કેલીઓ છે. કદાપિ એવું લેન્સ બનાવી શકાય તો તેમાં બહુજ દોષ રહી જાય છે.

વર્તમાન યુગનું સૌથી મોટું દૂરદર્શક યંત્ર અમેરિકાની વિલ્સન વેધશાળામાં છે. તેના દર્પણનો વ્યાસ ૧૦૦ ઇંચનો છે. ગેલિલિઓના સવાબે ઈંચના વ્યાસવાળા યંત્ર કરતાં આ યંત્ર ૨૫૦૦૦૦ ઘણું વધારે શક્તિવાળું છે. એના દર્પણનું વજન ફક્ત ચાર ટન છે. યંત્રની લંબાઈ ૪૨ ફુટ છે, વેધશાળામાં વીજળીની મોટર પર તે ગોઠવેલું છે. તેથી ઇચ્છા મુજબ તેને ફેરવી શકાય છે. આ યંત્રનું કુલ ખર્ચ ૧૬ લાખ રૂપીઆ થયું છે. તે તમામ રૂપીઆ અમેરિકાના એક કરોડપતિ મિ૦ હૂકરે આપ્યા છે, આ દૂરદર્શક યંત્રથી આકાશમંડળમાં ૭ કરોડ ૫૦ લાખ 'નીહારિકા-ઓ જોઈ શકાય છે. એમાંથી કેટલાકના ફોટા પણ લીધા છે. ખગોળ-વેત્તાઓની કેટલીક મુસ્કેલીઓ આ યંત્રથી દૂર થઈ ગઈ છે, જેવી કેઃ—

(૧) સાધારણ દૂરદર્શક યંત્રથી દૂરનાં નક્ષત્રો કેવળ ટપકાં જેવાં જણાતાં હતાં અને તેથી તેમના આકારની કલ્પના પણ થતી ન હતી, પરન્તુ ૧૦૦ ઈંચના યંત્રથી તેવાં નક્ષત્રોના આકાર નક્કી થયા છે અને તેમના ફોટા પણ લેવાયા છે.

(૨) આકાશગંગાની બહારની નીહારિકાઓ આપણાથી એટલી બધી દૂર છે કે સારાં દૂરબીનોથી પણ તે ધુમાડા જેવી, વાદળાં જેવી દેખાતી હતી. તે વિલ્સન દૂરદર્શક યંત્રની મદદથી સ્પષ્ટ દેખાય છે અને તેમાંથી કેટલાકના ફોટા પણ આ યંત્રની મદદથી લેવાયા છે.

(૩) થોડા સમય પર આ યંત્રદ્વારા ડોકટર હબલે વિશ્વના બીજા છેડા પરની કેટલીક નીહારિકાઓના વર્ણક્ષેત્ર–Spectrum–ફોટોગ્રાફ લીધા છે. અને આ વર્ણક્ષેત્રની રેખાઓનું અધ્યયન કરી તેમણે જાહેર કર્યું છે કે નીહારિકાઓ બહુ તીવ્ર ગતિથી આપણાથી દૂર જઈ રહી છે. આખું બ્રહ્માંડ ચારે તરફ ફેલાઈ રહ્યું છે. અનેક નીહારિકાઓની પરીક્ષા કરી ડૉ. હબલે પોતાનો નિર્ણય જાહેર કર્યો છે કે જે નીહારિકાઓ આપણાથી જેટલી વધારે દૂર છે તે તેટલી વધારે તીવ્ર ગતિથી આપણાથી દૂર જતી જાય છે.

એવું અનુમાન કરાયું છે કે આ દૂરદર્શકથી ૧૫ કરોડ પ્રકાશ વર્ષ દૂર સુધીની વસ્તુઓ જોઈ શકાશે (એક પ્રકાશ વર્ષ એટલે જે વસ્તુને પ્રકાશનાં કિરણો એક વર્ષમાં પહોંચી શકે. આ અંતર માઇલોમાં ૩૬૫×૨૪×૩૬૦૦×૧૮૬૦૦૦ છે.)

પરન્તુ ખગોળવેત્તા જ્યોતિર્વિદોની તૃષ્ણા આ યંત્રથી તૃપ્ત ન થઈ. તેઓની ઇચ્છા આથી પણ વધારે દૂરની નીહારિકાઓનું નિરીક્ષણ કરવાની હતી અને તેથી ૧૦૦ ઇંચથી પણ વધારે મોટા યંત્રની આવશ્યકતા જણાઈ. પરિણામે એક નવી વેધશાળા બનાવવાનું નક્કી થયું. આ વેધશાળા માઉન્ટ વિલ્સનથી પણ ઉંચા સ્થાન પર બનશે. તેને માટે કેલિફોર્નિઆમાં માઉન્ટ પાલોમાનું સ્થાન નક્કી થયું છે અને પાસેડોના નગરથી ૯૩ માઇલ દૂર જગા મુકરર થઈ છે. આ વેધશાળા બનાવવા રૉકફેલર ઇન્સ્ટિટયુટે ૨૩ લાખ રૂપીઆ આપ્યા છે. આવી મહાન જવાબદારી કાર્નેગી ઇન્સ્ટિટયુટ અને વિલ્સન વેધશાળાના વિદ્વાનોએ લીધી છે. આવું મોટું દૂરદર્શક યંત્ર બનાવવામાં સૌથી વધારે મુશ્કેલી તેનું દર્પણ તૈયાર કરવામાં છે ત્રીસ વર્ષ ઉપર વિલ્સનનું દૂરદર્શક યંત્ર તૈયાર થયું હતું. તેના દર્પણની બનાવટ પેરિસમાં થઈ હતી, પરન્તુ હવે તો ત્રણ દાયકામાં અમેરિકાએ બધી દિશામાં સારી પ્રગતિ કરી છે. તેથી આ નવા યંત્રનું દર્પણ ન્યુયોર્કની પાસે કોર્નિંગગ્લાસ વર્કસમાં થશે. ૧૯૩૪ ના ડિસેમ્બર મહીનામાં બે હજાર નામાંકિત વિજ્ઞાનવેત્તાઓની હાજરીમાં આ ભીમકાય દર્પણ બનાવવાનું શરૂ થયું. કાચ બનાવવામાં રસને ઢાળવો પડે છે અને તેથી તાપના ઓછા વત્તા પ્રમાણમાં કાચની જાડાઈમાં ફેર પડે છે. આ મુશ્કેલી દૂર કરવા કાચને બદલે સ્ફટિકનો ઉપયોગ થયો. ઘણી સાવચેતી રાખવા છતાં પહેલી વખતનો સ્ફટિક નકામો ગયો અને બીજી વખત દર્પણ બનાવવું પડ્યું. સ્ફટિકનું વજન ૨૦ ટન છે. તેનો વ્યાસ

૧૭ ફુટનો છે, તેની જાડાઈ બે ફુટથી પણ વધારે છે. બાર મહીના સુધી સ્ફટિકની આ શિલા ભઠ્ઠીમાં ઠંડી થતી રહી. વીજળીક થર્મોમિટરથી દરરોજ એક ઔંસ ગરમી ઓછી કરવામાં આવતી. આ સ્ફટિકને કલાઈ કરવા માટે કોર્નિંગથી કેલિફોર્નિઆ ઈન્સ્ટિટયુટમાં મોકલવાનો હતો, પણ આ કામ અતિશય મુશ્કેલ હતું, કારણકે એક સાધારણ ધક્કો લાગી જાય તો આ ભગીરથ પ્રયત્ન જેવા કાચ–સ્ફટિકમાં ખામી આવી જાય એવો ભય હતો. રેલ્વે કંપનીએ દર્પણને લઈ જવા માટે એક નવી ગાડી બનાવી. સ્પેશિઅલ ટ્રેનદ્વારા આ દર્પણ કોર્નિંગથી કેલિફોર્નિઆ તરફ રવાના થયું. ટ્રેનની આગળ આગળ એક એન્જીન ચાલતું હતું, તે એટલા માટે કે રસ્તો બરાબર છે કે નહિ તે જોવું. આ કાચનો લાખો રૂપીઆનો વીમો ઉતારેલો હતો. આ કાચ સહીસલામત કેલિફોર્નિઆમાં પહોંચ્યો છે. અહીં તેના પર કલાઈ કરવામાં કંઈ વર્ષો વીતશે. ચાંદીની કલાઈને બદલે એલ્યુમિનિયમની કલાઈ થશે, કારણ કે એલ્યુમિનિયમની કલાઈ જલદી મેલી થતી નથી અને વધારે ચળકાટવાળી રહે છે.

કલાઈ કરતી વખતે તાપનું પ્રમાણ સરખા પ્રમાણમાં રહે તેવી રચનાનો એક ઓરડો બનાવ્યો છે. ૧૬૫ ફૂટ લાંબો ૫૨ ફુટ પહોળો ૩૯ ફુટ ઉંચો, અને તેમાં એક પણ બારી રાખી નથી. ઓરડામાં સ્વચ્છ થએલી હવા આવશે એવી યાંત્રિક રચના ગોઠવી છે.

૧૯૪૦ માં આ યંત્ર અને વેધશાળા વગેરે તૈયાર થઈ જશે એવું અનુમાન છે. ખગોળવેત્તા અને જ્યોતિષીઓની ઘણી મુશ્કેલીઓ આ યંત્રથી દૂર થઈ જશે એમ મનાય છે. કેટલાંક યંત્રોની મદદથી ૩૦૦ માઈલ પર સળગાવેલી મીણબત્તીના તાપનું માપ આ યંત્ર વડે માપી શકાશે. ૧૦૦ ઈંચવાળા યંત્રથી ૫૦ ગણું આકાશમંડળ આ નવા યંત્રથી દેખાશે અને આ પ્રમાણે બ્રહ્માંડના એકથી બીજા છેડા સુધીની નીહારિકાઓની ગતિઓનું માપ થશે અને ડૉ. હબ્બલના સિદ્ધાંતો પર વધારે પ્રકાશ પડશે. આ નવા દૂરદર્શક યંત્રની વિશેષતા એ છે કે તેના દ્વારા નીહારિકાઓમાંથી આવેલો પ્રકાશ 'ફોટોઈલેક્ટ્રિકસેલ' માં એકઠો થશે અને રેડિઓદ્વારા એક મોટા પડદા પર બતાવવામાં આવશે. આ પ્રમાણે દૂરબીનથી જોએલાં દૃશ્યો મોટા રૂપમાં સાધારણ જનતા સમક્ષ સિનેમાની તરહ રજુ થશે. એમાં મંગળ, ચન્દ્ર વગેરેનાં દૃશ્યો તો એવી રીતે સમજાશે કે જાણે આપણે વીમાનમાં તેના પર ઉડી રહ્યાં છીએ.*

હીરાલાલ લલ્લુરામ દવે

* હીન્દી ભૂગોળ માસિક સપ્ટેમ્બરના અંકમાંથી શ્રી જગતીપ્રસાદ શ્રીવાસ્તવ એમ. એસ. સી. ના લેખ ઉપરથી.

# રેડ-ક્રોસ સોસાઇટી અને તેનું કાર્ય

સિત્તેર વર્ષ પહેલાં ફ્રાંસ અને ઑસ્ટ્રિઆ વચ્ચે જે યુદ્ધ થયું તેમાંથી રેડ-ક્રોસ સોસાઇટીનો જન્મ થયો છે. ઇ. સ. ૧૮૫૯માં ઇટલીની ઉત્તરમાં સોલફેરીનો આગળ એક મોટી લડાઈ થઈ. તે લડાઈમાં બંને બાજુના માણસો પડ્યા. ઘાયલ થએલા લોકોને કોઈએ મદદ કરી નહિ. દવાદારૂની સોઈ બહુ થોડી હતી. તે સ્થિતિમાં ઘાયલ થએલા સિપાઈઓના કેવા હાલ થયા હશે!

આ અરસામાં સ્વિટ્ઝર્લૅંડ દેશના હેન્રી ડુનાં નામે એક ગ્રહસ્થ તે ભાગમાં પ્રવાસ કરતો હતો. તે સોલફેરીનો આગળ આવ્યો અને તેણે જખમી સિપાઈઓના હાલ નજરોનજર જોયા. તે જોઈને તેનું હૃદય કકળી ઊઠ્યું. તેણે તાબડતોબ પાસેના ગામોની સ્ત્રીઓ બોલાવરાવી અને સિપાઈઓ માટે ઓસડવેસડની તથા બીજી મદદ માટેની ખટપટ શરૂ કરી. લડાઈ પુરી થઈ, પણ ડુનાંનો પ્રયત્ન સતત ચાલુ રહ્યો. તેણે દૂર દૂરના દેશમાં મુસાફરી કરી અને લેખ લખીને આ પ્રશ્ન સંબંધી દરેકનું શું કર્તવ્ય છે તેની લોકોને જાણ કરી. તેણે યુરોપના રાજ્યકર્તા સાથે પત્રવ્યવહાર કરી લડાઈને વખતે બંને પક્ષના સિપાઈઓના ઔષધોપચાર કરવા દાક્તરોની કેટલી જરૂર છે એ તેમને જણાવ્યું. તેનું પરિણામ એ આવ્યું કે ઇ. સ. ૧૮૬૪માં જિનીવામાં જુદા જુદા દેશોના પ્રતિનિધિઓની સભા ભરવામાં આવી અને રેડ-ક્રોસ એસોસિએશનની સ્થાપના થઈ. તે પછી આખા યુરોપમાં લડાઈ વખતે સિપાઈઓની ઔષધોપચાર વગેરેની સારવાર કરવા માટેની સંસ્થાઓ હયાતીમાં આવી.

આ સંસ્થાને હયાતીમાં લાવનાર મિ. ડુનાં અને તેનો દેશ એટલે સ્વિટ્ઝર્લૅંડ-તેમણે પરિશ્રમ કર્યો માટે તે દેશનું રાષ્ટ્રચિહ્ન તે આ સંસ્થાનું ચિહ્ન બન્યું અને તેનું નામ રેડ-ક્રોસ સોસાઇટી પડ્યું. આ ચિહ્નને કોઈ ધર્મ સાથે કાંઈ પણ જાતનો સંબંધ નથી. રાષ્ટ્ર, ધર્મ કે જાત ન જોતાં બંધુત્વના નાતાથી પ્રત્યેક મનુષ્યની સેવા કરવી એ આ સંસ્થાનો હેતુ છે. રેડ-ક્રોસ સોસાઇટી સ્થાપન થઈ તે પછી સંસ્થા માટે ફંડ એકઠું કરવામાં આવ્યું અને સેંકડો સ્વયંસેવકોને શુશ્રૂષા અને ઔષધોપચાર કરવા માટેની તાલીમ આપવામાં આવી.

ઇ. સ. ૧૮૭૦ની સાલમાં ફ્રાન્સ અને પ્રશિઆ એ બે દેશ વચ્ચે યુદ્ધ થયું તેમાં રેડ-ક્રોસ સોસાઇટીએ સરસ કામ કરી બતાવ્યું. ફક્ત

અશક્તાશ્રમો માટે તેમજ વ્યક્તિઓ માટે દવા, બીજો સામાન તથા અન્ન પુરાં પાડે છે. પુના અને મુંબઈમાં મોટર એમ્બ્યુલન્સની સોઈ કરેલી છે. દરદીને મોટરમાં બેસાડી હાસ્પિતાલમાં પહોંચાડવામાં આવે છે.

(૩) પ્રાથમિક મદદ કેવી રીતે આપવી, ઘરમાં દરદીઓની સારવાર કેવી રીતે કરવી અને આરોગ્ય જાળવવા માટે કઈ કઈ બાબતો લક્ષમાં રાખવી તેનું શિક્ષણ આપવાની ગોઠવણ આ સંસ્થા કરે છે. પુનામાં સેવાસદનમાં આવી જાતનો એક વર્ગ ડૉ. રૈનેકે ઉઘાડેલો છે.

(૪) સાર્વજનિક આરોગ્ય, સ્વચ્છતા વગેરે વિષયોનો હિંદુસ્તાનમાં, ઇંગ્લાંડમાં કે બીજા દેશોમાં અભ્યાસ કરવા માટે સ્ત્રીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. કલકત્તા, નાગપુર અને મદ્રાસમાં ફરતા આરોગ્ય રક્ષકો માટેની તાલીમ આપવા શિક્ષણસંસ્થાઓ ખોલવામાં આવી છે. તે સંસ્થામાંથી તાલીમ મેળવી ઘણાં મનુષ્યો બહાર પડયાં છે.

(૫) આ વિભાગમાં બાળસપ્તાહ, બાળપ્રદર્શન, આરોગ્યપ્રદર્શન નાનાં બાળકોને સાત્વિક ખોરાક પુરો પાડવો, બાળઉછેર સંબંધી માહિતી આપવી, તે માટે શાળા ચલાવવી, એવી બાબતોનો સમાવેશ થાય છે. નાગપુરમાં નાનાં બાળકો માટે એક ઉત્તમ નિશાળ છે.

(૬) સુવાવડ સંબંધી કાર્ય. બાળજન્મ પહેલાં અને પછી માતાની કેવી સંભાળ લેવી જોઇએ તેની માહિતી આપવા એક વર્ગ ખોલવામાં આવ્યો અને સંઘની સ્થાપના થઈ. આ વિષયનું કેન્દ્ર નવું દિલ્હી બન્યું અને તે બાબતનું વિશેષ કાર્ય ત્યાં થયું. ત્યાં દાઈ (દાયણ) માટે તથા આરોગ્ય માટે, ફરનાર પ્રહરથો માટે શિક્ષણ આપવાની સોઈ થઈ. માતાએ પોતે પોતાના બાળકની સંભાળ કેવી રીતની લેવી તેનું શિક્ષણ માતાને આપવામાં આવે છે.

---

## નસકોરીફુટનો તાત્કાલિક ઉપાય

ઉંમર લાયક માણસમાં નસકોરી ફુટવી તે સખત માંદગી આવવાની હોય તેની આગાહી છે ને તે સ્થિતિમાં નીચે જણાવેલા ઉપાયો કરવા છતાં જો સારૂં પરિણામ ન જણાય તો તરતજ સારા દાકતર કે વૈદની સલાહ લેવી ને ઉપચાર કરવા.

નાકમાંથી લોહી નીકળતું બંધ કરવા નીચે જણાવેલા ઉપચાર તરતજ કરવાઃ—

(૧) ગળાની આજુબાજુનાં કપડાં ઢીલાં કરવાં, નહિ તો ગરદનનું કોઈ પણ જાતનું દબાણ લોહી નીકળવામાં વધારો કરે છે.

(૨) કોઈપણ જાતનું હલનચલન હૃદયક્રિયાને ઝડપ આપે છે, ને તે વધારે લોહી નીકળવામાં પરિણમે છે, માટે દરદીએ શાંત પડયા રહેવું ને હરવુંફરવું નહિ.

(૩) બરફ યા તો બરફનો રોટલો નાકના ઉપલા ભાગ પર વારંવાર મૂકવાથી આરામ મળવા પુરતો સંભવ છે.

(૪) કેટલીક વખત અંગુઠો અને વચલી આંગળીથી નાકને બંને બાજુથી દબાવી રાખવું તે પણ પુરતું થઈ પડે.

(૫) કેટલાક પ્રસંગે હવામાં દરદીના હાથ લંબાવી રાખવાથી પણ લોહી નીકળતું બંધ થાય છે.

જો આમાંના બધા ઉપાય નિષ્ફળ જાય તો તરતજ ડાક્તરની સલાહ લેવી એજ ઇચ્છવાજોગ છે; પણ કોઈપણ પ્રસંગે રસ્તામાંની ધૂળ સુંઘાડવી નહિ, કારણકે તે અનેક જાતના જંતુથી ભરપુર છે અને તેમ કરવાથી 'બકરી કાઢતાં ઊંટ દાખલ થાય' તેમ બનવા પુરતો સંભવ છે, માટે તે ઉપાય કરવો નહિ.

મનુભાઈ પરીખ

---

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

## પ્રકરણ ૬ ઠું

### પાઠો અને કસરતના કોઠા.

પ્રાસ્તાવિક નોંધ:—

**પાઠો અને કોઠાના અભ્યાસક્રમની વહેંચણી.**

બાળશાળાઓ—બાળવર્ગ માટે અઢાર પાઠો યોજવામાં આવ્યા છે. જો ચાર વર્ષની ઉંમરનાં બાળકોને શાળામાં દાખલ કરવામાં આવતાં હોય, અને ત્રણ વર્ષ ચાલે તેટલો અભ્યાસક્રમ રાખવામાં આવે, તો દર વર્ષે છ પાઠ કરાવવા. પણ ખાસ કાળજી રાખવી કે પરંપરાપૂર્વકની ઢીલચાલો નક્કી કરેલી તાલબદ્ધ ગતિઓ કે સહકારની અપેક્ષાવાળી સમૂહ

કામ, એ બધું જે બાળકોની સમજની બહાર હોય અથવા જેના પ્રત્યે તેમનું વલણ ન હોય તેવાં કાર્ય કરાવવાનો આગ્રહ રાખી તેમની સ્વતંત્ર અને છુટી હીલચાલોમાં કોઈ જાતનો પ્રતિબંધ થવો જોઈએ નહિ. જો અભ્યાસક્રમ એ વર્ષ સુધીનો રાખ્યો હોય તો નવ પાઠ યોજવા. શરૂઆતના પાઠોમાં શિશુશિક્ષણ શાળામાં ભણતાં બાળકોમાં સ્ફૂર્તિ લાવવાના વિચારો આરંભના પાઠોમાં નજરે પડશે તોપણ ચાર વર્ષથી નાની ઉંમરનાં બાળકોને આ યોજના પ્રમાણે કસરત આપવી એવું સૂચન કરવામાં આવતું નથી.

**જુનિઅરશાળા–બટુકશાળા:**—૧૧–૧૨ વર્ષની ઉંમરનો બટુક અને જેમ પુન:વ્યવસ્થા થઈ ન હોય તેવી શાળાઓ બાળશાળાઓ માટેની યોજના પાછળ આપેલા ૪૨ કોઠાઓને ધોરણવાર જાણી જોઈ ને ગોઠવવામાં આવ્યા નથી, કારણકે જુદી જુદી બાળશાળાઓમાં અભ્યાસની પ્રગતિનો વેગ જુદો જુદો હોય છે અને અમુક કોઠાઓ અમુક સરેરાશ ઉંમરે યોગ્ય ગણાશે એવી જે નોંધ પાના ઉપર આપવામાં આવી છે તે માત્ર માર્ગદર્શકજ છે. તાલીમમા ભંગ ન પડે એ પ્રથમ અગત્યની બાબત છે તેથી આગળનું ધોરણ કે જુથ જે અભ્યાસક્રમ સુધી આવી પહોંચ્યું હોય ત્યાંથીજ આગળ અભ્યાસક્રમ ચલાવવો જોઈએ. દાખલા તરીકે, ધારો કે ત્રીજા ને ચોથા ધોરણનો વર્ગસમૂહ ૯–૧૦ ની ઉંમરનાં બાળકોની કોઠાની કસરતો પૂરી કરી અને ૩૦ મા કોઠા સુધી પહોંચ્યો છે, તો પાંચમા ને છઠ્ઠા ધોરણના વર્ગસમૂહે ૩૧ મા કોઠાથી શરૂ કરવું જોઈએ અને બને તો આગળના એક બે કોઠાનું પુનરાવર્તન પણ કરવું જોઈએ.

સામાન્ય જુનિઅર શાળાના–બટુકશાળાના સંપૂર્ણ અભ્યાસક્રમની અને સિનિઅર શાળાના–યુવકશાળાના ૧૧–૧૨ વર્ષના ઉંમર–જૂથને સંપૂર્ણ અભ્યાસક્રમની તાલીમ મળે એવી, ગોઠવણ આ કોઠાઓમાં કરવામાં આવી છે. જ્યાં આ વિષયોની જુજ તાલીમ હોય અથવા ખાસ તાલીમની યોજના ન હોય અને જે શાળાઓ પુનર્વ્યવસ્થિત થઈ ન હોય તેવી શાળાઓનાં બધાં ધોરણો ને કામમાં રોકી શકાય તેટલા પુરતા અભ્યાસક્રમની યોજનાનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ યોજના પ્રમાણે જ્યારે કસરત અને કૃતિઓમાં સારી પ્રગતિ થઈ હોય ત્યારે બટુકશાળાઓ માટે એક સત્રના ત્રણ કોઠા અને ૧૧–૧૨ વર્ષના જૂથ માટે એક સત્રના બે કોઠા રાખવામાં આવ્યાં છે. પુનર્વ્યવસ્થા ન થઈ

હોય તેવી બધાં ધોરણોવાળી શાળાઓ માટે સાતે વર્ષના અભ્યાસ માટે ૬૨ સમના બે, એ પ્રમાણે શીખવી શકાય તેટલા કોઠાની યોજના આમાં છે. પણ જ્યાં આવી શાળાઓમાં જુથવર્ગો હોય ત્યાંની બાબતમાં ગ્રામ્ય શાળાઓના પ્રકરણનું પાનું કે જેમા આવી શાળાઓ માટેની વિગતો આપવામાં આવી છે તે જોવું.

### કોઠાઓનો ઉપયોગ

સને ૧૯૧૯ ના અભ્યાસક્રમની જેમ અહીં પણ ભલામણ કરવામાં આવે છે કે રમતના મેદાન પરનો પાઠનો અડધો અડધ સમય ૧–૫ જુથ પાછળ અને બીજો અડધો ૬ જુથ પાછળ ગાળવો. સરળતા ખાતર કોઠાઓના બે ભાગ કરવામાં આવ્યા છે: વિભાગ પહેલો અને વિભાગ બીજો. સામાન્ય રીતે શારીરિક કસરતના પાઠનો સમય ૨૦ મિનિટનો હોય છે. પણ આ આવૃત્તિમાં તેટલા સમયમાં બરાબર રીતે કરી શકાય તેના કરતાં વધારે કૃતિઓ અને કસરતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એટલા માટે યોગ્ય કૃતિઓની પસંદગી કરવી આવશ્યક છે. સને ૧૯૧૯ ના અભ્યાસક્રમમાંના કોઠાઓમાં સૂચિત ઓછામાં ઓછી કૃતિઓથી ટેવાએલા શિક્ષકોને જુથ ૬ છઠ્ઠામાં જોઈએ તેના કરતાં ઘણી વધારે કૃતિઓ સમન્વિત થએલી જણાશે, પણ એમ જણાયું છે કે કોઠા અભ્યાસક્રમમાં બીજે યાદી કરીને છાપ્યા કરતાં બાળકોને યોગ્ય સંખ્યાબંધ કૃતિઓ, કૂદકા, રમતો વગેરેને કોઠામાંજ દર્શાવવાથી તેનનો વધારે ઉપયોગ થવાનો સંભવ છે. સપાટી, જગા, અને હવાની જુદી જુદી પરિસ્થિતિને યોગ્ય પસંદગી કરવાના સંપૂર્ણ અવકાશને પણ આવા સંપૂર્ણ કોઠાઓમાં સ્થાન આપવામાં આવ્યું છે. નવો કોઠો શરૂ કરતાં પહેલાં જે કોઠામાં દરેક કૃતિ કે ચપળતાની કસરતો આવતી હોય તે દરેક બાળક અમુક આવડત અને હોશિયારીથી કરે એ હેતુ છે. શિક્ષકને પાઠ સર્વાંગે લેવામાં મદદ મળે તે ખાતર ૨ થી ૫ જુથમાંની કસરતોને क, ख, ग એમ નામથી અંકિત કરવામાં આવી છે અને ૧ થી ૬ જુથમાંની ચપળતાની કૃતિઓને અને કૂદકાને સંખ્યાંક આપવામાં આવ્યા છે. દરેક કોઠામાંના દરેક જુથનાં क, ख અને ग અને ૧ થી ૬ જુથમાંથી પસંદ કરેલી કસરતો મળીને એક સંપૂર્ણ નાનો કોઠો બને છે. પસંદગીના આ અવકાશને લીધે હરકોઈ પ્રકારની શાળાના શિક્ષકો ચારથી ૭ અઠવાડીઆં- જે સમય દરમિઆન કોઠો ઉપયોગમાં લેવાનો છે-તેટલા જુદી જુદી તરેહના અનુકૂળ પાઠો યોજી શકશે. અભ્યાસક્રમની ૧૯૧૯ ની આવૃત્તિ

પ્રમાણે અહીં પણ એક કોઠા પરથી બીજા કોઠા પર જવાનો ફેરફાર ક્રમે ક્રમે કરવાનો છે અને દરેક પ્રસંગે માત્ર એક કે બે નવી કૃતિઓ ઉમેરવાની છે.

**વિરામ**—જો કસરતો ને કૃતિઓ સંભાળપૂર્વક પસંદ કરવામાં આવે અને નકામા શિષ્ટાચારોનો ત્યાગ કરી દેવામાં આવે અને બાળકોને સઘળો સમય પ્રવૃત્તિઓમાં રાખવામાં આવે તો ખાસ છુટક છુટક વિરામ આપવાની જરૂર રહેશે નહિ, કારણ કે કોઠાની ગોઠવણુ અને કૃતિઓ કે કસરતના અને વ્યૂહરચનામાં ફેરફારથી જરૂરી વિરામ મળી રહેશે.

## કસરતોનું વર્ગીકરણ

આ આવૃત્તિમાં કસરતોના વર્ગીકરણમાં થોડો નજીવો ફેરફાર કરવામાં આવ્યો છે.

| ૧૯૧૯ | ૧૯૩૩ |
|---|---|
| | ભાગ ૧ લો |
| ૧. પ્રાસ્તાવિક-આરંભની દોડવાની અને શ્વાસ લેવાની કસરતો. | ૧. પ્રાસ્તવિક-આરંભની કસરતો. |
| ૨. માથું પાછળ દબાવવું, ધડ આગળ વાળવું. | ૨. માથાની કસરત, ધડ આગળ વાળવું અને નીચું વાળવું. |
| ૩. હાથની કસરતો (ત્રાળના, લાંબા કરવા અને ખભાના પંખા). | ૩. હાથની કસરતો. |
| ૪. સમતોલપણાની ને પગની કસરતો. | ૪. સમતોલપણાની અને પગની કસરતો, પેઢા ઉપર અસર થાય તેવી કસરતોના સમાવેશ સાથે. |
| ૫. ધડ બાજુ પર ફેરવવું ને વાળવું. | ૫. ધડ બાજુ પર ફેરવવું અને વાળવું. |
| | ભાગ બીજો |
| ૬. નૃત્ય કરવી, દોડવું, કૂદવું, રમતો વગેરે. | ૬. સામાન્ય ચપળતાની કસરતો |
| ૭. શ્વાસ લેવાની કસરતો. | ૭. છેવટની કસરતો. |

**જુથ ૧.** જુથ પહેલામાં ઘણી નિયમબંધન વગરની ચપળતાની કૃતિઓ ને કસરતો છે; તેમાંથી વૈવિધ્ય અને ઉત્સાહ આવે એવી પસંદગી કરી પ્રથમ પાઠ માટેની તૈયારી કરવી. સામાન્ય રીતે એક બે ચપળતાની કૃતિઓ અને એકાદ તાલલયબદ્ધ કૂદકા પાઠના આરંભરૂપ કૃતિઓ થઈ શકે. બાળકો બરાબર ઉભા રહેવાની સ્થિતિમાં પાઠની શરૂ-

આતમાંજ આવી જાય એ ઘણું અગત્યનું છે અને આખાએ પાઠ દરમિયાન ઉભા રહેવાની સ્થિતિ યોગ્ય (ખરી) રહે એ વાતને ઉત્તેજન આપવું.

જુથ ૨. આ કોઠાઓમાં માથાની હીલચાલ દાખલ કરવામાં આવી છે, અને માથાની કસરતો વારંવાર, ઉપયોગમાં લેવામાં આવી છે, પણ માથાને પાછળ દબાવવાની કૃતિઓ લીધી નથી. દસ વર્ષની ઉંમર થાય નહિ ત્યાંસુધી આ કસરતો લેવામાં આવી નથી.

ધડ આગળ નમાવવાની જુદા જુદા પ્રકારની કસરતો દાખલ કરવામાં આવી છે અને ધડને આગળ નમાવવાની કસરતો હવે પછીની કૃતિઓ તરીકે મુલતવી રાખવામાં આવી છે.

જુથ ૩. આ જુથમાં દરેક પ્રકારની હાથની હીલચાલની કસરતો દાખલ કરવામાં આવી છે. હાથને માથે ઉંચે લંબાવવાની કસરત નાનાં બાળકોના અભ્યાસમાંથી કાઢી નાખવામા આવી છે અને તેને બદલે મધ્યસ્થ સ્થિતિમાં રાખી હાથ લંબાવવાની કૃતિ મૂકવામાં આવી છે. નાનાં બાળકો માટેના કોઠાઓમાં હાથની હીલચાલની ઘણી કસરતો દાખલ કરવાનું ઉચિત ધાર્યું નથી.

જુથ ૪. આ જુથમાં ઘણી જાતની પગ ઝોકાવવાની તથા ઉંચા કરવાની કસરતોનો સમાવેશ કરવાથી પેઢા ઉપર પણ થતી અમુક અસરો દાખલ કરવામાં આવી છે. સાધારણ રીતે દરેક કોઠામાં બે જાતની સમતોલપણાની–સમધારણની હીલચાલ દાખલ કરી છે. ધીરે તેમજ વધારે નિયમપૂર્વક જગાએ કરવાની અને દોડવું, કમાન માફક એકદમ કૂદવું અને જમીન ઉપર પડવું. એવી છુટી ચપળતાની કૃતિઓ સાથેની બીજી હીલચાલો.

જુથ ૫. આ જુથમાં ફેરફાર કરવામાં આવ્યો નથી.

જુથ ૬. આ જુથના કૃતિપ્રદેશમા ફેરફાર કરવામાં આવ્યો નથી. ચપળતાની કૃતિઓની પસંદગીને વધારે અવકાશ આપવામાં આવ્યો છે, અને વર્ગની.જુથમાં, ટોળીઓમાં વગેરેમાં અનુકૂળ ગોઠવણી માટે વખતો વખત સૂચના કરવામાં આવી છે. વર્ગની ચપળતાની કૃતિઓ એટલે કે જે કૃતિમાં સમસ્ત વર્ગ ભાગ લેતો હોય અને જેના પર શિક્ષક કાબુ ધરાવતો હોય, જુથનું કામ અને ટોળીનું કામ, વગેરે કૃતિઓને દાખલ કરવામાં આવી છે અને દરેક પાઠમાં દરેક કૃતિમાંથી પસંદગી .અવશ્ય કરવી. જુથ ૬ ના કોઠા નંબર ૨૪ ની સંભવિત ગોઠવણીના ત્રણ દાખલા નીચે આપ્યા છેઃ

ક વર્ગની ચપળતાની કૃતિઓ.

પાડ અને ખાઈ કૂદકો.

જુથની કૃતિઓ.

૧. માર્ગદર્શક ચિહ્નો કે આકૃતિઓ (સ્ટેપિંગ સ્ટોન્સ)-એક કુંડાળા-માંથી બીજામાં બે પગે કૂદવું. પાઠ ૧૬ (ચાર જુથ જુદાં જુદાં સ્વતંત્ર રીતે કામ કરે.)

**રમત**. ગોળમાં ચાટદડી. (વર્ગના બે વિભાગ પાડવા.)

**ખ**. જુથની મહાવરાની કસરતો.

૨ એક બીજા સામે ઊભે તેવી રીતે દડો કુદાવતાં કે ફેંકતાં ચક્કરમાં દોડવું.) (બે જુથ સ્વતંત્ર રીતે જુદા જુદાં કામ કરે.)

૩ ભેવડી શરૂઆતની દોડ લઈ દોરડું કૂદવું. (બે જુથ સ્વતંત્ર રીતે જુદાં જુદાં કામ કરે.)

વર્ગની ચપળતાની કૃતિઓ.

ટોળાબંધ ઝાલઝલામણી—( એક એક ટોળા વારાફરતી પકડનાર તરીકે એક વખત રમે. કઈ ટોળી નિર્ણિત સમયમાં સૌથી વધારેને પકડે છે તે જોવું. )

ગ. વર્ગની ચપળતાની કૃતિઓ.

હથેલીથી દડાને બેટ માફક મારીને હવામાં ઉછાળતાં અથવા ડાબાથી જમણા હાથમાં ઉછાળતાં છૂટ દોડ.

જુથની કૃતિઓ.

૧. માર્ગદર્શક નિશાનીઓ-સ્ટેપિંગ સ્ટોન્સ.

૩ ભેવડી દોડ લઈને દોરડા કૂદવા.

૪. ગબડતા પૈડા કે ચક્કર ઉપર આવતાં પગ પહોળા કરીને કૂદકો.

૫. હાથથી કે બેટથી દડાને મારીને ભીંતે અફાળવો.

**રમત**. ગોળ ચાટદડી અથવા આગલા કોઠામાંથી એક રમત.

**જુથ ૭.** આ ટુંકા વખતમાં રમત પુરી કરવાનો હેતુ વર્ગને તાજા કરનારી રમતોવાળો પાઠનો ભાગ થઈ રહ્યા પછી એકઠો કરવાનો છે, તેમજ વ્યવસ્થિત રીતે તથા સુંદર છટાદાર ઉભા રહેવાની સ્થિતિમાં તેને વિસર્જન કરવાનો છે.

**કૂચ અને દોડઃ**—પાઠમાં યોગ્ય કૃતિના સમયે કૂચ કરવાની અને દોડવાની કૃતિઓ ઉમેરી શકાય તેટલા માટે કોઈ વાર ૧લા જુથના કોઠા-

એમાં તો કોઈ વાર ૪થા જુથના કોઠાઓમાં અને બીજી બધી વાર ૬ઠા જુથના કોઠાઓમાં તે ગોઠવવામાં આવી છે.

શરૂઆતના કોઠાઓમાં કૂચ કરવાને બદલે ચાલવું શબ્દ વાપરવામાં આવ્યો છે. આથી વધારે કુદરતી હીલચાલ થશે એમ માનીને આ શબ્દ વાપરવામાં આવ્યો છે.

**શ્વાસ લેવાની ક્રિયાઃ**—કોઠાઓમાં શ્વાસોચ્છ્વાસની ચોકસ કસરતો નોંધવામાં આવી નથી. એમ માની લીધું છે કે કોઠાની કસરતોના પાઠોમાં આવતી સામાન્ય ચપળતાની કૃતિઓ અને બળપૂર્વકના હલનચલનને લીધે ઊંડા શ્વાસ લેવાની ક્રિયા થયા વિના રહેશે નહિ.

## વર્ગની ગોઠવણી

### વ્યૂહરચના—વર્ગની ગોઠવણી

રચનાનો હેતુ દરેક બાળકને બીજાની કૃતિઓમાં નડતર ન થાય તેવી રીતે પોતાની કૃતિઓ કરી શકે તેટલી જગા આપવાનો તેમજ દરેક બાળક શિક્ષકને જોઈ શકે તે છે. નાનાં બાળકોના સ્વભાવમાં એકઠા થઈ જવાનું વલણ હોય છે. આ ટેવ જેમ બને તેમ વહેલી સુધારવી જોઈએ, અને અમુક હદમાં જેમ બને તેમ દરેક બાળકને વધારે જગા મળે તે ઇચ્છવા જોગ છે. કોઈ પણ જાતની પદ્ધતિસરની રચના ધીરે ધીરે દાખલ કરવી. બાળશાળાઓ અને બટુક શાળાઓમાં વૈવિધ્યની ખાસ આવશ્યકતા છે, અને દરેક પાઠમાં રચના સહેલાઈથી કરાવવી ને સહેલાઈથી વિખેરી નાખવી. બરાબર રીતે આ રચનાનો ઉપયોગ કરાય તો બાળકોને પહેલાં તેનાથી એક જાતનું દિશાનું અને યોગ્ય અંતરનું ભાન થાય છે અને બીજું અથડાઅથડી ન થાય તેવી રીતે રમતના મેદાન પર ત્વરાથી છૂટથી ફરવાની તાલીમ મળે છે, અને ત્રીજું સહકારવૃત્તિનું પ્રથમ દર્શન થાય છે.

દરેક રચનામાં અંતર ઘણુંજ અગત્યનું છે. સામાન્ય રીતે શિક્ષકનો અવાજ ન પહોંચે તેટલે છેટે કોઈ બાળકને ઉભું રાખવું નહિ. વળી કસરત કરતી વખતે કોઈ પણ બાળક બીજા બાળકનો હાથ પહોંચે તેટલો પાસે પણ ન હોવો જોઈએ. કેટલાંક નાનાં મેદાનોમાં આ આદર્શને પહોંચી વળાતું

# સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

## પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૩૮.

આ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૨ મી ઓગસ્ટને સોમવારથી સવારના અગિયાર વાગ્યે શરૂ થશે.

કૉલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઇચ્છા રાખતી હોય, તેમણે નીચે બતાવેલા નમુના પ્રમાણે હકીકતનું એક પત્રક પોતાની શાળાનાં મુખ્ય શિક્ષિકા મારફત અમારા તરફ મોકલી આપવું. એ પત્રકની સાથે સ્કૂલ કમિટીના મેમ્બરો તરફથી અથવા પોતાના ગામના કોઈ બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી મેળવેલા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોકલવી. હકીકતનું પત્રક તથા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોડામાં મોડાં તા. ૩૧ મી જુલાઈ સુધીમાં અમને મળી જવાં જોઈએ, ત્યારપછી આવેલાં પત્રકો સ્વીકારવામા આવશે નહિ.

### હકીકતના પત્રકનો નમુનો

રાજકોટ બાર્ટન ટ્રેનિંગ કોલેજ ફૌર વિમેનની પ્રાવેશિક પરીક્ષા આપવા જનાર ઉમેદવાર સંબંધી હકીકતનું પત્રક. *

| ઉમેદવાર બાઇનું નામ અટક સાથે | જાત. | ઈ. સ. પ્રમાણે જન્મ તારીખ. | | | પ્રાવેશિક પરીક્ષાની તારીખ સુધીની ઉમર | | કુંવારી, સધવા, કે વિધવા. | વાલીનું નામ ધંધા સાથે | કૉલેજમાં દાખલ થવા ઇચ્છનાર બાઈના વાલીની અનુમતિ | ક્યા ધોરણમાં પાસ ? | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | તા. | મા. | સન. | વરસ | માસ | | | | | |
| | | | | | | | | | | | |

સ્થાન મુખ્યશિક્ષિકાની સહી......

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં ઉમરની કોઈ ખાસ મર્યાદા રાખવામાં આવતી નથી, પરંતુ કોલેજમાં દાખલ થતી વખતે જેની ઉમર પુરાં ૧૫ વર્ષની હોય છે, તેનેજ દાખલ કરવામાં આવે છે. ૧૫ વર્ષથી

વ્યક્તિના હેતુ, તેની લાગણીઓ, રીતો ને હેતુઓ વ્યક્તિનાં બને છે. બીજા જે કરે તેમાં આપણને રસ પડે છે, ને બીજી વખત આપણે તેમ કરીએ છીએ; પછી તે કોઈ નામાંકિત વાર્તા વાંચવાની હોય, જાહેર રમત રમવાની હોય, અમુક જાતનો ખોરાક ખાવાનો હોય, બગીચામાં અમુક જાતનો છોડ ઉગાડવાનો હોય, અમુક જાતનો પહેરવેશ પહેરવાનો હોય, કોઈ સંગીત ગાવાનું હોય કે અમુક કહેવત વાપરવાની હોય, કે, જે સમાજમાં આપણે હોઈએ તે સમાજ જે કંઈ કરતી હોય તેમાંનું કંઈ કરવાનું હોય. વર્ગમાં બાળકનું ધ્યાન રોકવાનાં કિંમતી સાધનોમાંનું એક એ છે કે સામાન્ય પ્રવૃત્તિમાં ભાગ લેવાની તેની વૃત્તિ જાગૃત કરવી. નિર્દોષ હરિફાઈ (જુદી જુદી નિશાળોનાં એકસરખાં ધોરણો વચ્ચેની) ઇનામ ને શિક્ષા પણ આમાં ભાગ ભજવે છે. ઇનામ ને શિક્ષા વિષે આગળ ઉપર વધુ ઉલ્લેખ કરવામાં આવેલ છે. કેળવણીના મુખ્ય હેતુઓમાંનો એક હેતુ ચારિત્ર્ય ને વ્યક્તિત્વનો વિકાસ છે. સામાજિક ને નૈતિક રીતે ઇચ્છવા યોગ્ય પ્રવૃત્તિમાં ધ્યાન આપવાને રસ લેતા કરવાની અગત્યની ફરજ શાળાએ બજાવવાની છે.

બાળકના રસોનો અભ્યાસ કરવો એ શિક્ષકની ખાસ ફરજ છે. ધ્યાનની હદ સમજવી જોઈએ. બાળક જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તે હદ વધતી જાય છે. શિક્ષકે તે સમજવી જોઈએ અને ધીમે ધીમે કેળવવી જોઈએ, એકદમ નહિ; આથી બાળવર્ગ ને ધો. ૧ માં કોઈ પણ વિષય પર સારૂં ધ્યાન ખેંચવાનો વખત ૨૦ થી ૩૦ મિનિટનોજ હોવો જોઈએ અને ઉપલાં ધોરણોમાં ૪૦ મિનિટથી વધુ હોવો જોઈએ નહિ. કોઈ પણ ઉત્તેજકને બુદ્ધિપૂર્વકનો જવાબ આપવાની શક્તિનો આધાર ઘણે ભાગે તે વસ્તુ તરફ ઐચ્છિક ધ્યાન આપી શકે છે કે આપે છે કે તેમાં રસ લે છે તે ઉપર છે. સારા શિક્ષકનું કર્તવ્ય એ છે કે શુષ્કમાં શુષ્ક અને રસહીન વિષયનો બીજા રસમય વિષયો સાથે સંબંધ જોડવો જેથી તે તરફ ધ્યાન આપતાં આપોઆપ પેલા શુષ્ક વિષયો તરફ પણ ધ્યાન જાય.

ઇચ્છાબળને લીધે ચિત્ત સ્થિર થાય છે. ધ્યાનપૂર્વક કામ કરવાથી શરીર તેમજ મનમાં ફેરફાર થાય છે. કોઈ પણ જાતના કામને લીધે શરીરમાંના લોહીનો ક્ષય થાય છે. લાંબા વખતના કામથી શરીરમાંની જીવન-શક્તિ વપરાઈ જાય છે; પછી બાળકને કામનો કંટાળો આવે છે અને કામના અણગમાની સ્થિતિ ઉદ્ભવે છે, જેને થાક કહીએ છીએ. વચ્ચે વચ્ચે આરામ મળવો જોઈએ. પૂર્ણ ઊંઘ, ખોરાક ને સ્વચ્છ હવા ન મળે

તોપણ વહેલું થાકી જવાય. શારીરિક નબળાઈ, આસપાસની પ્રતિકૂળતા, ઘર તેમજ શાળાની અનારોગ્ય સ્થિતિ, મગજ ઉપર રહેલો ભાર, સુસ્ત પ્રકૃતિ, મનની અસ્થિરતા, શિક્ષક ને માબાપની ધાક, અતિશય અભ્યાસ, ભયંકર સ્વપ્નાં વગેરેથી બાળક વહેલું થાકી જાય છે. શિક્ષકે થાકનાં ચિહ્નોની તપાસ કરી તેનાં જે કારણો હોય તેને દૂર કરવાં કે જેથી બાળક પુરતું ધ્યાન આપી શકે. મગજનું કામ કરનારને સ્નાયુની કસરત બહુ ફાયદાકારક છે. મનની શસ્ત્ર જેવી ધાર શારીરિક કસરતદ્વારાજ તીક્ષ્ણ થવી જોઈએ; પરંતુ તે અતિશય ન થાય તેની સંભાળ રાખવી જોઈએ. મલ્લ કરતાં સુડોળ અને સશક્ત શરીરની જરૂર છે.

૫. પ્રોત્સાહન એટલે જિજ્ઞાસાને ઉત્તેજન આપવું. શાળા છોડી ધંધે વળગે તોપણ એ રસ કાયમ રહે એવો રસ જ્ઞાન માટે ઉત્પન્ન કરવો એ શિક્ષકનો ધર્મ છે.

ટુંકમાં શીખનાર વ્યક્તિ શિક્ષણનું કેન્દ્ર હોવું જોઈએ; શીખવાનો વિષય નહિ.

**વખતપત્રકના ફાયદા.—**

૧. તે જોતાંની સાથે દરેક વર્ગનું કામ અને દરેક વિષય પાછળ ગાળવામાં આવતો વખત દર્શાવે છે.

૨. તે નિશાળનું બધું કામ વ્યવસ્થિત યોજનાપૂર્વકનું બનાવે છે.

૩. તે વખત અને યત્નની કરકસર કરે છે.

**શાળાના ઓરડાની યોજના.—**

હવા અજવાળા માટે પુરતી સગવડ હોવી જોઈએ. ગામડાંઓની ઘણી નિશાળોમાં સગવડનો અભાવ જણાય છે, છતાં શિક્ષકો સાદી સમજ વાપરીને જોઈતી સગવડ મેળવી શકે. જ્યાં ઓસરી હોય ત્યાં ઓસરીમાંજ બાળકોને બેસાડવા અને વરસાદ ને ઠંડીની હરકત ન આવે તેવે વખતે ઘણો વખત ઝાડ નીચે ખુલ્લામાં બેસાડવા એ ઇચ્છવા યોગ્ય છે. કેટલીક નિશાળોને અંદર ખુલ્લાં ચોગાન હોય છે તેનો સદુપયોગ થવો જોઈએ. શરૂઆતમાં શિક્ષકોને લોકો તરફની ટીકાનો ભય હોય છે, જેમકે શિક્ષક હવા ખાવા કે ગપ્પાં મારવા બેઠા છે, પરંતુ શિક્ષક પોતાના કામમાં મશગુલ હોય અને પુરતાં સાધનો હાજર હોય તો તે ભય રહેશે નહિ. શિક્ષકે સંયમ જાળવવો પડશે. તમામ બાળકોને વારાફરતી તે લાભ મળવો જોઈએ. આથી શરીર-તંદુરસ્તીનો પ્રશ્ન સરળ થઈ જશે. બેસવાને માટે પણ પુરતી સગવડ થઈ જશે. કોઈ

પણ બે બાળકો એકબીજાને અડીને બેસે એ ઇચ્છવા યોગ્ય નથી. એકેએક બાળકને આરોગ્યની દૃષ્ટિએ છુટું બેસાડવું જોઈએ. શિક્ષકે પણ કોઈ પણ કારણસર બાળકને અડકવાની કે પકડવાની જરૂર રહેતી નથી, કારણકે જે કંઈ કામ કરાવવાનું હોય તે માટે યોગ્ય શબ્દો બોલવાથી બાળક તે સમજી શકે છે. પશુનેજ આપણી ભાષા ન સમજવાથી પકડીને દોરવાની જરૂર પડે, જો કે જાણકાર તેની સાથે પણ વિચારપૂર્વક વર્તી શકે છે. ટટાર બેસતાં ને ઉભા રહેતાં શીખવવું જોઈએ; તેમજ એકેએક બાળક તેમ કરે છે કે નહિ તે પર ધ્યાન આપવું જોઈએ. ફક્ત સૂચનાજ બસ નથી, પરંતુ તે પ્રકારે કામ થાય છે કે નહિ તે જોઈ ને અમલ કરાવવાથીજ કામ થાય છે. વાંચવા ને લખવા માટે પુરતી સગવડ હોવી જોઈએ એટલુંજ નહિ, પરંતુ તે વખતની બાળકની સ્થિતિ યોગ્ય છે કે નહિ તે જોવું જોઈએ, અને તેનો અમલ કરાવવો જોઈએ. લખતી વખતે ડાબી બાજુએથી અને વાંચતી વખતે પાછળથી અજવાળું મળે એ ઇચ્છવા યોગ્ય છે. લખતી વખતે પણ શરીર ટટાર રહે એ ખાસ જોવું જોઈએ, ફક્ત ડોક સહેજ નમે. અપૂર્ણ

---

## આદર્શ શાળા

( ગતાંક પૃષ્ઠ ૨૧૪ થી ચાલુ )

૮. પરીક્ષા.—

અભ્યાસક્રમ સાથે પરીક્ષા સિક્કાની બીજી બાજુની માફક જોડાએલી છે. જેવો અભ્યાસક્રમ તેવી પરીક્ષા એવું સામાન્ય સૂત્ર છે, છતાં વિચારવા જેવો પ્રશ્ન એ છે કે પરીક્ષા ન હોય તો શું થાય ? આ પ્રશ્ન અગત્યનો છે. સમાજમાં કે રાજ્યમાં વારંવાર કસોટી હોય છેજ. એ કસોટી તેજ પરીક્ષા. કોઈને કોઈ સ્વરૂપે પરીક્ષા તો હશેજ. લોઢાનો શેર ન હોય તો લાકડાનું માપ હશે, લાકડાનું માપ ન હોય તો હાથના ખોબાનું પરિમાણ હશે. એ રીતે માપ દુનિયાના અંત સુધી રહેશેજ એમ ઘણા માને છે. જો પરીક્ષા ન હોય તો "ટકે શેર ભાજી ટકે શેર ખાજા" જેવો ઘાટ થાય. ભલે ભાવિના ગર્ભદ્વારમાંથી જે પાકે તે ખરૂં ! છતાં આજે જે પરીક્ષા થાય છે તેમાં સુધારાવધારા ઘણા કરવા જેવા છે. પરીક્ષાનું પ્રમાણ પણ ઓછું કરવા જેવું છે. ટુંકામાં પ્રશ્નપત્રમાં બુદ્ધિવર્ધક પ્રશ્નો આવે એવી પરીક્ષા આદર્શ શાળામાં હોવી જોઈએ અને લેખી પરીક્ષા કરતાં મૌખિક પરીક્ષા ઘણી વાર કરવી જોઈએ. સ્વાભાવિક ચાંચલ્ય આ રીતે બાળકમાં ખૂબ આવે છે.

૯. પરીક્ષકો.—

પરીક્ષકો આખા વરસનું શાળાનું કામ તપાસે છે, એટલે સ્વાભાવિક રીતેજ ઉતાવળ થાય છે. શાળાનું વાતાવરણ, વિદ્યાર્થીનું સામાન્ય જ્ઞાન અને અભ્યાસક્રમ પ્રમાણેનું શિક્ષણ, એ બધું જોવું જોઈએ. પરીક્ષકો એ ઉત્તમ શિક્ષકો છે એ રીતે શિક્ષકોએ તેમને માન આપવું અને પરીક્ષકે શાળાના શિક્ષકોને ભાઈ જેવા ગણી સૂચના કરવી. આ રીતે પ્રેમ અને નિખાલસપણું વધશે. પરીક્ષકો બાળકોના દેખતાંજ શિક્ષકને ધમકાવે તો પરીક્ષક ગયા બાદ બાળકો શિક્ષકને માન આપતા નથી. આથી શિક્ષકો સ્વમાનભંગ થાય અને બાળકો સ્વચ્છંદી બને છે.

કેળવણીની નવી પદ્ધતિ પણ પ્રત્યક્ષ પાઠ આપીને વારંવાર બતાવવી જોઈએ, તેમજ શાળાની આબાદી આ રીતે થાય તેના માર્ગ પણ મિત્રભાવે બતાવવા જોઈએ. આવા પરીક્ષકો પણ આદર્શ શાળાનો ઉત્તમ શણગાર છે.

૧૦. વ્યવસ્થાપક બોર્ડ.—

શાળાને ચલાવનાર સંસ્થા પણ આદર્શ હોવી જોઈએ. તેના સહાયકો પણ શાળા પ્રત્યે સમભાવ ધરાવનાર હોવા જોઈએ.

૧૧. બગીચો.—

બગીચો નિશાળની સુંદરી છે અને અહોનિશ કુદરતનું ધ્યાન ધરાવનાર જનેતા છે. પ્રત્યેક શાળામાં એક આદર્શ બગીચો હોવો જોઈએ. કવિ થનાર, ચિત્રકાર થનાર કે શિલ્પી થનાર દરેકને એ નાના બગીચામાંથી અનેક પ્રેરણા મળે છે. નાની બાબત જીવનમાં જડતી નથી, છતાં અંતે તે મહાન કાર્યમાં પરિણમે છે. કવિવર ટાગોર, એનું બાળપણ નદીકિનારે ગયું. એ નદીના અનંત પાણીએ એના મગજમાં અનેક ઊર્મિઓ જગાડી, જે આજે શબ્દોમાં અંકિત થઈ અને હિંદની મહાન દોલત બની. કુદરતમાંથી સર્વ કળા જન્મે છે માટે આદર્શ શાળા તેજ કે જેની પાસે સુંદર બગીચો હોય. એ બગીચો એ શાળાની ઈજ્જત છે. એનું કામ વિદ્યાર્થીઓએજ કરવું જોઈએ. દરેક ધોરણવાર અમુક ભાગ આપવો. સૃષ્ટિજ્ઞાનના પાઠ અને કેટલાક પદાર્થપાઠ અને ભૂગોળ શીખવવામાં બગીચો ઘણો મદદરૂપ છે. પોતાના ક્યારામાં કેટલાક ભૂમિતિના આકારો અને ભૂગોળના નમુના બનાવે તોપણ ઉત્તમ છે. આ રીતે બગીચાદ્વારા सत्यं शिवं सुंदरम् નો આદર્શ બરાબર પરિપક્વ બને છે.

**૧૨. શારીરિક શિક્ષણ.—**

ચાલુ જમાનામાં ઘણે ભાગે કેળવાએલા કુટુંબમાં કબજિઆતનો રોગ ફરજિઆત આવ્યો છે, તેમજ યુવાનો અને યુવતીનાં શરીરો નિર્માલ્ય, તેજવિહીન બન્યાં છે. આ બાબત ઘણીજ અગત્યની છે. એક ભરવાડ કે એક મજુર જાતે–શરીરે બળવાન હોય તેનું જીવનસંગીત જુઓ અને એક ગ્રેજ્યુએટનું નિર્માલ્ય શરીરસંપત્તિવાળું દુઃખી કુટુંબ જુઓ. બંનેની માનસિક ભૂમિકામાં ફેર છે. ભરવાડો શેકસપિઅરનું સાહિત્ય વાંચી ન શકે પણ કુહાડાનું હળવું સાહિત્ય આબાદ રીતે લખી જાણે છે. કહેવાની વાત એ છે કે જ્યાં અર્થ પેદા કરવા શરીર તૈયાર ન હોય ત્યાં માનસિક શક્તિ શા કામની? ભલે ભરવાડ અભણ ગણાતો હોય તોપણ તે દેશને, સમાજને અને પોતાના કુટુંબને માંદલા વિદ્વાન કરતાં વધુ ઉપયોગી છે.

પ્રાથમિક શાળામાં વ્યાયામ હોવોજ જોઈએ. કેળવણીનો હેતુ સર્વાંગ શક્તિનો વિકાસ છે, તો પછી માનસિક, શારીરિક અને નૈતિક ત્રણે શક્તિનો સમ પ્રમાણમાં વિકાસ જે શાળામાં થાય તેજ આદર્શ શાળા, તેનાજ વિદ્યાર્થી આદર્શ બને, અને તેજ શાળા પોતાનું ધ્યેય મેળવી શકે. જ્યારે વોટર્લુના મેદાનમાં નેપોલીઅન હારી ગયો ત્યારે તેણે કહ્યું હતું કે "ઇંગ્લાંડનો આ વિજય ઈટન અને હેરો કોલેજના મેદાનને આભારી છે." આ વાક્ય દેશોદયની સિદ્ધિ માટે ખૂબ અગત્યનું છે.

રમત એ પણ શારીરિક શિક્ષણનું અંગ છે. દેશી રમતો અને બની શકે ત્યાં ક્રિકેટ જેવી સાહસિક રમતો વિદ્યાર્થીમાં અદ્‌ભુત ગુણો લાવે છે. રમત એ પૃથ્વી ઉપરની સંગીતમય ચેતનામૃત દેવી છે, જેનાથી સમાજમાં અગણિત લાભો થાય છે. આજે તો પ્રત્યેક બાળશિક્ષણ રમતના સિદ્ધાંત ઉપરજ અપાવાની કે આપવાની રીતો યોજાય છે, કેમકે એ બાળજિજ્ઞાસા વિકસાવવાનો કુદરતી માર્ગ છે. જે શાળામાં શારીરિક શિક્ષણ વ્યવસ્થાપૂર્વક અને નિયમિત અપાતું હોય તેજ શાળાનાં બાળકો આગળ જતાં કંઈ નામના મેળવે છે.

**૧૩. નાગરિકનું શિક્ષણ કે નીતિશિક્ષણ.—**

આ બાબત પણ આપણા જીવનની નિષ્ફળતા કે સફળતા માટે વિચારવી અગત્યની છે. પ્રજાજન એ નગરજન છે. એને કેમ ચાલવું, વર્તવું અને જીવનસાધન કેમ મેળવવું તેનું શિક્ષણ આપવું તે નાગરિકનું શિક્ષણ છે. આ ફરજ શીખવવી એ શાળાનું કામ છે. પ્રમાણિકતા જેવા ગુણનો અભાવ એ પણ આપણા વેપારની નિષ્ફળતા છે.

નીતિશિક્ષણ એટલે ચારિત્ર્યનું શિક્ષણ. ચારિત્ર્ય શાળાનો શણગાર છે, બલ્કે વિશ્વનો શણગાર છે. જેનામાં ચારિત્ર્ય નથી તે માણસ કોઈ કામમાં ફળીભૂત થતો નથી. ચારિત્ર્ય વગરની શાળા દેશને કે સમાજને બોજારૂપ છે. એવી શાળા નભાવવા કરતાં બંધ કરવી સારી છે. રાજ્યના કાયદાને માન આપવું, માબાપની આજ્ઞા માનવી, ગૃહસ્થાશ્રમ ધર્મ બજાવવો અને શરીરની લોલુપતાને તાબે ન થવું એ બાબત નીતિશિક્ષણમાં અગત્યની છે. ધાર્મિક શિક્ષણ એ નીતિશિક્ષણની પાસેજ છે. આ બધા ધર્મો એક શક્તિનાં માત્ર વિભાગી નામ છે, તેમ નીતિશિક્ષણ કે ધાર્મિક શિક્ષણ માત્ર શબ્દની ચતુરાઈ છે, છતાં એટલી બાબત ધ્યાનમાં રાખો કે દરરોજ શાળામાં પ્રાર્થના કરાવો; પ્રાર્થના બાદ ૧૦ મિનિટ મહાન પુરુષોના આપભોગની કે પિતૃભક્ત શ્રવણની કે એવી બીજી હૃદયરોચક વાત કરો. આવી નાની બાબત પણ પરિપકવ થતાં ધર્મ-ફરજની તમન્ના અગ્નિના તણખાની માફક પ્રજ્વલિત કરશે. ઇતિહાસનું શિક્ષણ એ મહાન પુરુષના જીવનનું રૂપાંતરજ છે. દરરોજ જે વિષયો શાળામાં શીખવાય તેમાં નીતિનો સમન્વય બને ત્યાં કરવો. દા. પ્રતાપ, શિવાજી, અકબર, દયાનંદ, શ્રીકૃષ્ણ કે પિતૃભક્ત રામ એવા પાઠો વખતે એમના જીવનની-માનવજીવનની—આપભોગની વાત રજુ કરવી. વિજ્ઞાનવીરો એ આધુનિક જગતના ખરેખરા પેગંબરો છે. એમના જીવનને ભોગે એમણે હજારો શોધો માનવસંસ્કૃતિના પોષણ માટે વિશ્વને આંગણે ધરી છે. આવી વાતો એજ ખરો ઇતિહાસ છે. એમાંથીજ જગદીશચંદ્ર બોઝ, સી. વી. રામન, કવિવર ટાગોર, કે બર્નાર્ડ શો પાકે છે.

અપૂર્ણ.

---

## ચિત્રકામ
## ધોરણ ૩ જું

(ગતાંક પૃષ્ઠ ૨૨૫ થી ચાલુ)

**પદાર્થચિત્ર.—**

પ્રત્યક્ષ પદાર્થ પરથી ચિત્ર કાઢવાથી નિરીક્ષણ કરવાની અને નકલ કરવાની શક્તિ ખીલે છે. આકાર અને તેના બીજા ભાગોના પ્રમાણ વિષેના જ્ઞાનમાં પણ વધારો થાય છે. આંખથી દરેક સીધી કે આડી લીટીના જોડાણથી બનતા ખુણાની પહોળાઈ અને લીટીઓની લંબાઈ વિષે નિરીક્ષણ કરવાનો સારો અભ્યાસ થાય છે. બાળકોએ પેન્સિલથી સ્વચ્છતાપૂર્વક અને ચોકસાઈથી આ કાગળ પર ચીતરવાનો અભ્યાસ કરવાની જરૂર છે.

આ ધોરણમાં પહેલાં શરૂઆતનાં થોડાં પદાર્થચિત્રોનો સાદા પદાર્થો જે બીજા ધોરણમાં થઈ ગયા હોય તે પદાર્થો પરથી અભ્યાસ કરાવવો. પછી નળાકાર, શંકુ આકાર, લંબઘન, ઘન, વગેરે લાકડાના ભૂમિતિના આકારો પરથી યોજાએલા પદાર્થો, દા.—નળાકાર પદાર્થો, ચાનો ગોળ ડબો, પવાલી, બરણી, સીસા, વગેરે, શંકુઆકાર પદાર્થો, ડોલ, ટોપી (ફેઝ), પવાલાં, ગળણી, વગેરે, લંબઘન પદાર્થો, ખોખાં, ઈંટ, ગ્યાસલેટનો ડબો, પેટ્રોલનો ડબો, પેટીઓ (દીવાસળીની, ચાકની, કપડાંની, રંગની) વગેરે, ઘન પદાર્થો, પેટી, તિજોરી, ચાની પેટી, સાબુ, વગેરે બાળકોની આંખની સપાટી જેટલી ઉંચાઈએ મૂકી ચીતરાવવાં. આંખની સપાટીએ પદાર્થ ગોઠવવાથી તે પદાર્થની ઉપલી તેમજ નીચેની બાજુઓ દેખાશે નહિ. વર્ગની વચમાં બાળકોની આંખની સપાટી જેટલી ઉંચાઈએ પદાર્થ ગોઠવવો અને પદાર્થથી આસરે ૬ ફુટ દૂર ચોગરદમ ગોળાકારમાં કે અર્ધગોળાકારમાં બાળકોને પાટલી પર બેસાડવાં. પેન્સિલથી સફેદ કાગળ પર અથવા પેન્સિલથી રંગીન ટીનટેડ કાગળ પર પદાર્થની બાહ્યરેખા કાઢતાં શીખવવું. ટીનટેડ કાગળ પર બાહ્યરેખા કાઢયા પછી રંગ પણ પેસ્ટલથી પુરી શકાય છે. ઉંચાઈ ને પહોળાઈનાં પ્રમાણો એકબીજા જોડે સરખાવી પ્રમાણસર કામ કરાવવું. બને ત્યાંસુધી ઝીણવટ વગરના રંગીન સાદા આકારો પસંદ કરવા, તેમ ઝીણવટવાળું કામ કરતાં બાળકોને અટકાવવા.

અભ્યાસ માટે શરૂઆતમાં નળાકાર પદાર્થો, પછી શંકુ આકારના અને પછી ઘન આકારના પદાર્થો એમ ક્રમવાર શીખવવા.

**આંખની સપાટી વિષે.—**

બાળકોને આંખની સપાટી વિષે જ્ઞાન આપવાની ખાસ જરૂર છે. એને માટે નીચે આપેલા પ્રયોગો કરી બતાવવા જોઈએઃ

બાળકો સમક્ષ એક લાકડાનું ગોળ પાટીઉં કે જેની જાડાઈ ½ ઈંચ હોય તેનું લઈ બાળકોની આંખની સપાટી કરતાં ઉંચું રાખવું, અને સવાલ પૂછવો કે તમારાથી આ વસ્તુની કઈ સપાટી દેખાય છે? (જ૦ નીચેની) પછી ધ્યાન દઈ નિરીક્ષણ કરવા અને જ્યારે માત્ર જાડાઈની સીધી લીટી દેખાય અથવા ઉપલી કે નીચેની સપાટી દેખાતી બંધ થાય ત્યારે હાથ ઉંચો કરવા સૂચના આપવી. શિક્ષકે ધીમે ધીમે તે પાટીઉં નીચે લાવતાં જવું. આવી રીતે જ્યારે તે પાટીઉં બાળકોની આંખની સપાટી પર આવશે ત્યારે બાળકો વ્યક્તિગત હાથ ઉંચો કરશે. આનું કારણ એ

કે દરેક બાળકની આંખની સપાટી એકસરખી ઉંચાઈએ હોઈ શકે નહિ. મોટાની સપાટી ઉંચી અને નાના બાળકની સપાટી નીચી હોય છે. આથી પ્રથમ મોટાં બાળકો હાથ ઉંચો કરશે, પછી નાનાં, અને પછી તેનાથી નાનાં હાથ ઉંચો કરશે. આવી રીતે તે પાટીયું ધીમે ધીમે નીચે લઈ જવું. ત્યારબાદ સવાલ પૂછવો કે તમને આ પદાર્થ કેવો દેખાયો હતો ? (જ૦ સીધી લીટી જેવો.) તો તે ઉંચાઈની જગા તે તમારી આંખની સપાટી કહેવાય, અને તમે જોયું કે ગોળાકાર વસ્તુ આંખની સપાટીપર આવતાં એક સીધી લીટી જેવી દેખાય છે. આ રીતે બાળકોને નિરીક્ષણ કરવા માટેનો અભ્યાસ પણ કરાવી શકાય છે. દરેક બાળકને એકેક પૈસો આપવો અને જાતે તેનો પ્રયોગ કરી પોતાની આંખની સપાટીની જગા શોધી કાઢવા કહેવું.

ઉપલો અભ્યાસ થયા પછી નળાકાર વસ્તુ–ચાનો ડબો બાળકોની આંખની સપાટી પર મૂકી તેનું નિરીક્ષણ કરવા કહેવું. આંખની સપાટી પર રાખવાથી નીચેની બાજુ સીધી લીટી જેવી દેખાય છે. એ તેઓની પાસે પ્રશ્નદ્વારા કઢાવવું. પછી ઉપલી બાજુ કેવી દેખાય છે ? (જ૦ જરા ગોળાકાર) આ ગોળાકાર કેમ દેખાય છે તે પ્રયોગ કરી સમજાવો કે આંખની સપાટીની ઉપર રહેવાથી એ જગા જરા ગોળાકારમાં દેખાય છે. આવીજ રીતે પ્રયોગ કરી નીચેની બાબત સમજાવી શકાયઃ વસ્તુનો વચલો ભાગ આંખની સપાટી પર રાખવાથી ઉપલો તેમજ નીચેની બેદકનો ભાગ જરા ગોળાકારમાં દેખાય છે, તેમજ આંખની સપાટી પર ઉપલો ભાગ રાખવાથી તે લીટી જેવો સીધો દેખાય અને નીચેનો ભાગ વધુ ગોળાકાર થાય. આવી રીતે પ્રયોગો કરી વસ્તુ કેમ દેખાય છે અને જુદી જુદી આંખની સપાટી પર રાખવાથી આકારમાં શો ફરક પડે છે તેનો સચોટ ખ્યાલ બાળકોને નિરીક્ષણદ્વારા કરાવવો. આ અભ્યાસથી નળાકાર કે શંકુ આકારના પદાર્થો ચીતરવા સુગમ થઈ પડશે.

ચોરસ લાકડાનો ટુકડો કે જેની જાડાઈ લગભગ ૦॥ ઈંચ જેટલી હોય તેવો આંખની સપાટી પર આવતાં તેની બે બાજુઓની વચમાંનો ખુણો બીજા આસપાસના ખુણાની બરાબર હારમાં સીધો આવી જાય છે. જે બાળકોને બે બાજુ દેખાતી હોય તેને આસપાસનો ને વચમાંનો એમ ત્રણ ખુણા દેખાવા જોઈએ. જ્યારે માત્ર એકજ બાજુ દેખાતી હોય ત્યારે તેને આસપાસના બેજ ખુણા દેખાય. દરેક બાજુની બરાબર સામે બેસનાર બાળકને માત્ર એકજ બાજુ દેખાશે. આમ બાળકો સમક્ષ પદાર્થ

લઈ પ્રયોગ કરી બતાવવો. આંખની સપાટીની ઉપર રાખવાથી વચલો ખુણો ઉંચો દેખાય છે અને આંખની સપાટીની નીચે જતાં તે ખુણો બીજા બે કરતાં વધુ નીચો જતો દેખાય છે. આ સર્વ બાબત બાળકો સમક્ષ ચોરસ લાકડાના ટુકડાની વારંવાર દિશાઓ બદલી પ્રયોગ કરી સમજાવી શકાય અને એ અભ્યાસ પાકો થયા પછીજ ઘન પદાર્થો પરથી ચિત્રકામ કરાવી શકાય.

આંખની સપાટી પર નળાકાર પદાર્થોનું ચિત્રકામ કરતી વખતે નીચેની બાબતો પર પુરતું લક્ષ આપવું:—

૧. દરેક નળાકાર પદાર્થની ઉંચાઈનું પ્રમાણ એકબીજા જોડે સરખાવી શોધી કાઢવું.

૨. ઉપલા મોં આગળની પહોળાઈ નીચેની બેઠક જોડે સરખાવવી. તેમજ તે ભાગ ગોળાકાર દેખાય છે કે કેમ તે તપાસવું.

૩. ગળા આગળ જે પહોળાઈ નાની કે મોટી હોય તો તે મોં આગળની પહોળાઈ જોડે સરખાવવી.

શંકુ આકારવાળા પદાર્થોનું ચિત્રકામ કરતી વખતે પણ ઉપલીજ બાબતો પર લક્ષ આપવું.

આંખની સપાટી પર ઘન આકારવાળા પદાર્થો પરથી ચિત્રકામ કરતી વખતે નીચેની બાબતો પર લક્ષ આપવું:—

૧. ઉંચાઈ અને પહોળાઈમાં એકબીજાથી કઈ નાની છે ને કઈ મોટી છે, તેમજ કેટલી મોટી છે તે જોવું.

૨. જો બે બાજુ દેખાતી હોય તો બંને બાજુની પહોળાઈ એકબીજાથી કઈ નાની ને કઈ મોટી છે ને તે નાનીથી કેટલી મોટી છે તે જોવું.

૩. ઉપલી સપાટીનો વચલો ખુણો આસપાસના ખુણા કરતાં કેટલો ઉંચો છે તેમજ તેની આસપાસના ખુણા કેટલા નીચા છે તે જોવું.

### બીજી સામાન્ય સૂચનાઓ.—

૧. ક. ડાબી આંખ અર્ધી બંધ કરીને પદાર્થનું નિરીક્ષણ કરવું. પ્રથમ સમગ્ર વસ્તુના આકારને એક સમૂહમાં તપાસવો.

ખ. પદાર્થની બારીક જગાઓ કે કોતરકામ પર શરૂઆતનું ચિત્રકામ કરતી વખતે બીલકુલ વિચાર કરવો નહિ.

ગ. ઉંચા, નીચા, ઉપસેલા કે આગળ પાછળ ગએલા ભાગોને એક સપાટ સપાટી સમજી પ્રમાણ શોધવું.

૨. આખા આકારની બાહ્ય રેખાઓની શરૂઆત કરી મોટા મોટા ભાગો પહેલાં કાઢી ક્રમવાર બીજા ભાગો ચીતરવા.

૩. પદાર્થની સ્થિતિ ને તેના બીજા ભાગોનાં પ્રમાણો થોડીક ઝાંખી રેખાઓથી ગોઠવવાં.

૪. પદાર્થની બાહ્ય રેખા સપ્રમાણ ગોઠવાયા પછી એકધારી રેખાથી ડાબી બાજુનું કામ પ્રથમ કરવું અને પછી જમણી બાજુનું કામ કરવું.

દરેક સીધી કે વાંકી લીટીને બે છેડા હોય છે. આ બે છેડાની જગા બરાબર નક્કી કરી તે જગા પર એકએક ટપકું કરવું, અને પછી પેન્સિલ એકધારી અટકયા વગર ખરા આકારના વલણ પ્રમાણે થોડોક વખત કાગળની સપાટીને અડકાડયા વગર હવામાં ફેરવવી. આ વખતે હાથની માત્ર ટચલી આંગળી કાગળની સપાટીને આધાર રાખવા માટે કાગળ પર અડકેલી રાખવી. આ રીતે બે ચાર વાર હવામાં આકાર કાઢયા પછી ચોક્કસ થઈ જરા પણ ગભરાયા વગર એકધારી એકજ રેખાએ બંને છેડાને મેળવવા. H. B. માર્કાની ડ્રોઇંગ પેન્સિલ વાપરવી. કામ બહુ કાળું કે ભાર દઈ કરવું નહિ. અપૂર્ણ

દમન મહેતા

---

## ગ્રામ્ય સુધારણા

(ગતાંક પૃ૦ ૨૨૮ થી ચાલુ)

**બ્રહ્માનંદજી**—વ્યાજ કેવી રીતે ગણ્યું છે?

**તલકચંદ**—બે દોકડાની તેરીખે; પટેલ સારા માણસ છે જાણી બે દોકડા ગણ્યા છે, નહિતર ત્રણ ત્રણ દોકડા ને ચચ્ચાર દોકડાનાં આ મારા ચોપડામાં ઘણાંજ ખાતાં છે.

**બ્રહ્માનંદજી**—આવી વગર મહેનતની સુંદર કમાણી છે, તો તમે બહુજ સુખી હશો. કેમ ખરૂંને શેઠ?

**તલકચંદ**—સુખી, ના રે બાપજી, પૈસા તે કાંઈ પડી રહે છે! આ સાલ મારો તો ઘાણ નીકળી ગયો છે. ફીચરના ભાવ ગગડી ગયા ને દસ હજારની હાણ આવી. વળી વધારામાં ઘરને આગ લાગી. નવું ને નવું પાંચ માળનું મકાન બે કલાકમાં તારાજ થઈ ગયું. એકનો એક પાંચ વરસનો છોકરો અંદર ભડભડ બળી ગયો. બાપજી, હું તો પાયમાલ થઈ ગયો છું. ઉઘરાણીમાં પાઈ આવતી નથી ને અમુઝણનો પાર નથી.

**બ્રહ્માનંદજી**—શેઠજી! પ્રભુનો એ કોપ છે. એમજ થાય. સત્તર પંચાં પંચાણું ગણી રૂ. ૧૦૧ નું ખાતું પડાવી લેવાનાં આ ફળ છે. સમજ્યા, ન સમજ્યા હો તો પ્રભુ તમને જરૂર સમજાવશે.

ગરીબની હાય લેવામાં, ના ના સાર કશો મળે;
કરેલાં કર્મનાં ફળ તો, ભોગવવાં નિશ્ચે પડે.

શેઠજી, કાંઈ ધર્માદો કરો છો?

**તલકચંદ**—ધર્માદો તો હું ઘણોએ કરૂં છું. આ સાલ મારા બાપના વખતની બે ગાયો હતી, તે બામણને દોરી આપી. ઘરમાં દેરાસર રાખું છું ને રોજ પૂજામાળા ફેરવું છું.

**બ્રહ્માનંદજી**—તમારા બાપના વખતની ગાયો, એટલે ઘરડી મરવા પડેલી ગાયો. ચારપુળો ખવરાવવો પડે તે બ્રાહ્મણને વળગાડી તમે ઉપાધિમાંથી છૂટયા. એમાં તમે પુણ્ય શું કર્યું? દેરાસર રાખી પૂજા કરવાથી ને માળાના મણકાઓ ફેરવી ફેરવી ઘસવી નાખવાથી ભગવાન રાજી થતા નથી. શેઠજી, અવળે ને ઉંધે રસ્તે જાઓ છો તેથી દુઃખી થાઓ છો. તેમાં પ્રભુનો વાંક શાનો?

**તલકચંદ**—દેરાસર રાખવું, પૂજા કરવી, ને માળા ફેરવવી તે શું પુણ્ય નહિ.

**બ્રહ્માનંદજી**—ના, ના, પુણ્ય નહિ. પરમેશ્વર એમ કાંઈ તમારા બહારના ચાળાથી છેતરાય તેમ નથી. પરમેશ્વર શું તમારા દેરાસર એકલામાંજ બેસી રહે છે? ના, ના, તેમ નથી. તે તો સર્વ જીવોમાં ને સહુ સ્થળમાં વ્યાપેલો છે. તમામ જીવાત્માઓનુ ભલું કરવું, બની શકે તેટલી મદદ કરવી ને સહુને પોતાના જેવાજ ગણી તેમને માન આપવું તેજ પ્રભુની ખરી સેવા છે. માળા ફેરવી, રામ રામ બોલ્યા કરવાથી રામ રાજી થવાના નથી, પણ ખરેખરા રામ જે ગરીબ જીવોના હૈયામાં વસેલા છે તે ઓળખી, દુઃખી જીવોને મદદ આપી સહાય કરો. તેજ ભગવાનની ખરી સેવા છે, ને તેથીજ તે રાજી થાય છે.

**તલકચંદ**—ગુરૂજી, હું હવે સમજ્યો. આપે મને સુધાર્યો છે ને શિખામણ આપી છે, તેથી આપનો ઉપકારી છું.

**બ્રહ્માનંદજી**—સુખી રહો! પ્રભુ તમને સદ્‌બુદ્ધિ આપો.

(સામેથી ગોરમહારાજ દાખલ થાય છે.)

**ગોરમહારાજ**—(અકળાએલા.)

અરે બાવાજી! આ તે શા ગોટાળો બકયા કરો છો? આવા સંગોટાઓએજ ધર્મનું સત્યાનાશ વાળ્યું! લોકોની શ્રદ્ધા ઓછી કરી નાખી, દેવદેરાંને માનવાં નહિ ને ધરમધ્યાન કરવું નહિ, બ્રાહ્મણ જમાડવા નહિ ને આરતીપૂજા કરવી નહિ, બડો ગોટાળો! શાસ્ત્રનું તો સત્યાનાશ વાળવા માંડયું છે. આવું આવું સાંભળીનેજ લોકો વંઠી ગયા, શ્રાદ્ધસમછરી ભૂલી ગયા, ગોયણીતરપંડી વીસરી ગયા. અરેરે! આ તે લોકોનું શું થવા બેઠું છે. દુનિયા આવા પાપીઓના ભારથી કેમ રસાતળ જતી નથી! હર, હર! શિવ, શિવ! હે ભોળાનાથ, આ તે શું કહેવાય!

બ્રહ્માનંદજી—કેમ? પંડિતજી? ગભરાઓ છો શાને? બહુ દિવસથી લોકોને વહેમમાં ફસાવી વગર મહેનતે મફતનું ધૂતી ખાધું છે. તે હવે બંધ થાય છે એટલે ગભરાઓ છો કેમ?

ગોર—મફતનું! હર! હર! શિવ! શિવ! મફતનું શું? બ્રાહ્મણ, સાધુને આપવું તે મફતનું! બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણોનું શું આવું અપમાન!

બ્રહ્માનંદજી—પણ તમે ખરા બ્રાહ્મણજ નથી.

ગોર—ત્યારે, શું હું નીચ છું? બરાબર સામવેદી ગૌતમી શાખાનો, શુદ્ધ સનાતની ત્રિવેદી બ્રાહ્મણ છું. મને પરણાવતાં, સરાવતાં, ગરુડપુરાણ વાચતાં, અને લાડુ બનાવતાં પણ આવડે છે. રોજ મહાદેવની પૂજા કરૂં છું ને નમઃ શિવાય, નમઃ શિવાયના જાપ જપ્યા કરૂં છું.

બ્રહ્માનંદજી—બ્રાહ્મણપણું એટલામાંજ પતી જતું નથી. પરણાવવાનું ને સરાવવાનું તો તેઓએ ધૂતી ખાવા સમાજમાં ઘુસાડી દીધું છે. ગરુડપુરાણનાં ગપ્પાં તમારી છેતરપીંડીની ચાલબાજી છે. મહાદેવને રોજ લોટો પાણી ચઢાવી નમઃ શિવાય કરવાથી સચરાચરવ્યાપી સદાશિવ રાજી થાય તેમ નથી. એ તો તમારા લોકોના છેતરવાના ચાળા છે. હવે તમારૂં ટટ્ટુ લાંબો વખત ચાલે તેમ નથી.

ગોર—શાન્તં પાપં! (કહી કાને હાથ દે છે.) આવા પાપી શબ્દો સાંભળવા કયાંથી મળ્યા! શાસ્ત્રનું સત્યાનાશ ગયું. કળીયુગ વ્યાપી ગયો. આવી પાપી દુનિયાથી હવે કેમ બચવું?

બ્રહ્માનંદજી—બચવું હોય તો સાંભળો, નહિતર મુએલાજ પડયા છો. પહેલાંના ઋષિમુનિઓના જીવનને યાદ કરો, તેમની રહેણીકરણી સંભાળો, તેમની સેવાભાવના તાજી કરો, ને તેમના જેવું પરમાર્થી જીવન જીવતાં શીખો.

ગોર—શું! આ શાસ્ત્રો તેમણે લખ્યાં નથી! તે દાનદક્ષિણા લેતા ન હતા! પાઠપૂજા કરતા ન હતા!

**બ્રહ્માનંદજી**—ગરુડપુરાણ ને સરાવવાનાં શાસ્ત્રો તો સ્વાર્થસાધુઓએ લખેલાં છે. ઋષિમુનિઓનો ખરો ધર્મ તો વેદાંત છે. ગીતાજી સમજ્યા છો?

ગોર—ના, બાપજી.

**બ્રહ્માનંદજી**—પહેલાંના ઋષિમુનિઓ સાદા રહેતા, સમાજ-સેવામાં પોતાનું જીવન વેડરી નાખતા, પરમાર્થમાં પોતાનો પ્રાણ આપતા. વસિષ્ઠ, પારાશર, ગૌતમ, યાજ્ઞવલ્કય, ભારદ્વાજ, વગેરે મહાત્માઓનાં જીવન સાંભળ્યાં છે? તે દાન લેતા પણ તે પોતાને માટે નહિ, તે તો દસ દસ હજાર વિદ્યાર્થીઓના ભવ્ય આશ્રમો નિભાવવા માટેજ હતું. ઉંચનીચનો ભેદ ન રાખતા, સહુને સરખી રીતે વિદ્યાદાન આપી, ઉત્તમ નાગરિકો બનાવી સમાજસેવાનો મોટામાં મોટો ફાળો તેઓ આપતા. સ્વાર્થ, અહંભાવ, વેર, ઝેર, ન રાખતાં વિશ્વવ્યાપી પ્રભુને પૂજી શાન્તિમાં રહેતા.

ગોર—અહો ગુરુજી? આજે તો હું નવું જીવન પામ્યો.

**બ્રહ્માનંદજી**—હજુ વાર છે. આચરણમાં મૂકો ત્યારેજ ખરૂં: સમાજના વહેમો, ખોટા રિવાજો, બાળલગ્નો, કન્યાવિક્રય, નાતવરા, અંધશ્રદ્ધા, સ્વાર્થ, અભિમાન, દ્વેષ, ક્લેશ, ધર્માંધતા, ઉંચનીચનો ભેદ, વગેરે રોગો મટાડવા તત્પર થાઓ. સમાજને સમજાવી તેને આ ભયંકર રોગથી પીડાતી બચાવો તોજ તમારૂં બ્રાહ્મણપણું સાચું છે ને તેમાંજ તમારો જય છે. કલ્યાણમસ્તુ!? ૐ??

**વીરમગામ** પંડયાફળી } "કાસીર" કાશીશંકર જયશંકર ત્રિપાઠી

---

## ગણિત માટે સામાન્ય સૂચના

પ્રત્યેક મનુષ્યને ગણિતશિક્ષણ એ જિંદગીમાં પળેપળે ઉપયોગમાં આવતો વિષય છે, અને તેટલાજ માટે આ વિષયની બરાબર છાપ નાનાં બાળકોના મગજ પર શરૂઆતથીજ પાડવામાં આવે તો તેઓ મોટપણે ઘણો લાભ મેળવી શકે તેમ છે. જેમ જેમ આ વિષયની ગહનતા વધારે અંકાતી ગઈ, તેમ તેમ તે વિષયનું શિક્ષણ વધારે અઘરૂં મનાતું ગયું. વળી તે શિક્ષણની સારા શિક્ષકોદ્વારા પદ્ધતિસર શરૂઆત થવાને બદલે,

બીજી રીતે શરૂઆત કરતાં, બાળકોને તેનું શિક્ષણ આનંદ આપવાને બદલે કંટાળારૂપ લાગે છે. આ સિવાય આ વિષય હાલ આપણી શાળાઓમાં ફક્ત યંત્રવત્ શીખવવામાં આવે છે અને કેટલીક વખત તો સમાજમાં ઉપયોગમાં ન આવતા હોય તેવા દાખલાનું શિક્ષણ આપી, આ વિષયને જિંદગીથી અળગો પાડવામાં આવે છે. વળી નાના બાળકોને રસ પડે તથા તેઓ જાતે આનંદથી કામ કરે તેવા દાખલા ગણી લાવવા ઘણી થોડી તકો તેમને આપવામાં આવે છે અને તેથીજ આ વિષયનું શિક્ષણ જીવંત બનવાને બદલે દિવસે દિવસે શુષ્ક થતું હોવાથી બાળકોને રુચિકર લાગતું નથી.

ઉપર જણાવેલી મુશ્કેલીઓ દૂર કરવા નવીન કેળવણીકારો જુદી જુદી બાબતો છેક પ્રાથમિક શાળાથી માંડી ઉપરનાં ધોરણો માટે સૂચવે છે. શરૂઆતમાં આ વિષય શરૂ કરતાં પ્રત્યક્ષ પદાર્થ લઈ, બાળકોને બતાવી સંખ્યાશિક્ષણ આપવું. થોડા સમય પછી પદાર્થને બદલે તેનું ચિત્ર મૂકી શીખવવું, અને છેવટે એકલી સંખ્યાથી શીખવવું. આમ પ્રાથમિક શાળાના શરૂઆતના ધોરણમાં બાળકના મનનો જેમ જેમ વિકાસ થતો જાય તેમ તેમ સાધનનું સ્વરૂપ બદલવું, એટલે કે સમય જતાં બાળકો તેવા પદાર્થ અગર ચિત્રની કલ્પના કરી શકશે અને તેની સંજ્ઞા પારખી શકશે. ગણિતનો વિષય ચિત્તની એકાગ્રતા કેળવે છે અને તેથી બાળકોને શરૂઆતમાં થોડો થોડો સમય આ શિક્ષણ આપવું. વળી બાળકો જે સમયે થાકી ગએલાં હોય તે સમયે આ વિષય શીખવવો નહિ. હિસાબ ગણવાની રીત તથા જરૂરી અને સુઘડસરનું લખાણ બાળકો શરૂઆતથીજ કરે તેવી ટેવ પાડવી જરૂરની છે. આમ શરૂઆતથીજ સુઘડસરનું લખાણ તથા ચોકસાઈ રાખવાની ટેવ પડતાં કામમાં ઝડપ આવશે અને થોડા સમયમાં ઘણું કામ બાળકો સમજીને કરી શકશે. આ ઉપરાંત બાળકોને રસ ઉપજે તેટલા માટે બાળજીવનમાંથી તથા આજુબાજુના વહેવારમાં ઉપયોગી થઈ પડે તેવાં ઉદાહરણ તથા વહેવારૂ દાખલા લેવા અને જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં બાળકોને સ્વયં વિચાર કરવા તથા પરિણામ શોધી કાઢવા નાનાં નાનાં પ્રોજેક્ટ આપી ગણતરી કરવા શિક્ષકે તકો આપવી.

સામાન્ય રીતે આપણી શાળાઓમાં શિક્ષકો બાળકોને ઘણું શીખવવાની હોંસથી ઘણી વસ્તુઓ એકીસાથે શીખવે છે. પરંતુ આમ કરવામાં તેઓ બાળકોના મન ઉપર જુદા જુદા સિદ્ધાન્તો બરાબર ઠસાવી શકતા નથી અને પરિણામે 'બાળક આગળ શીખે છે અને પાછળ ભૂલે છે.

શિક્ષકોએ બાળકોને એક સિદ્ધાન્ત શીખવ્યા બાદ તે ઉપર રચેલા બીજા દાખલા તેમની જાતે ગણી લાવે તેમ જણાવવું. તથા તે સિદ્ધાન્ત અનુસાર નવા દાખલા યોજવા પણ જણાવવું. આમ શરૂઆતથીજ ગણિતનો દરેક સિદ્ધાન્ત વિસ્તૃત શીખવવામાં આવે તો આ વિષયમાં બાળકો ઘણો રસ લેશે. આ સિવાય બીજી નોંધવા જેવી મુખ્ય બાબત એ છે કે ગણિતના વિષયને સામાન્ય રીતે બધા મુખગણિતથી જુદો પાડે છે, પણ ખરી રીતે ગણિતનો વિષયજ મૌખિક વિષય છે અને તેથી ગણિત શીખવનાર શિક્ષકે કોઈ પણ સિદ્ધાન્ત શીખવતાં પહેલાં તે મૌખિક શીખવવો અને તે ઉપર રચાએલા હિસાબ પણ બાળકોને મૌખિક—મોઢેથી જવાબ આપી કરવા ટેવ પાડવી. આવી રીતે કામ કરતાં જ્યાં આગળ મોઢે હિસાબ ગણવા અઘરા થઈ પડે, ત્યાંજ સ્લેટ તથા પેનનો ઉપયોગ કરાવવો. આમ ગણિતના વિષયમાં લખાણકામ સમય તથા મગજને વધારે પડતી મોઢે ગણવાની મહેનતમાંથી બચાવવા માટેજ છે, એટલે કે ગણિતનો વિષય વહેવારમાં જેમ મોઢેથીજ જરૂરી છે તેવીજ રીતે શાળામાં પણ મોઢેથી ગણાવવા શરૂઆત કરવી અને ખાસ જરૂરના પ્રસંગોએજ તેને મદદ કરવા લખાણકામ કરાવવું. આ બાબત છેક ઉપરનાં ધોરણો સુધી પણ જરૂરી જણાય છે. ઘણાં બાળકો વ્યાજના સાદા તેમજ અઘરા દાખલા ગણી શકે છે, પણ તેમાંથી એકાદ મૌખિક સવાલ પૂછતાં તેનો જવાબ આપી શકતા નથી. ગણિતનો વિષય શીખવનાર શિક્ષકે ત્રીજી બાબત એ યાદ રાખવાની છે કે બાળકો ઘણા હિસાબ ગણી લાવે છે, પરંતુ તે તેમાંની હકીકત સમજતા નથી. સામાન્ય રીતે આમ થવાનું કારણ એ પણ હોય છે કે તેઓ રકમ પુરેપુરી લખતા નથી, એટલે શું આપ્યું છે, શું માગ્યું છે, તથા આસરે શો જવાબ આવવો જોઈએ વગેરે માટે વિચાર કરી શકતા નથી. શિક્ષકે નમુનાના હિસાબ શીખવતી વખતે પણ જે વસ્તુ બાળકોએ કરવાની છે તે શિક્ષકે કહી જવાને બદલે, તે વસ્તુ તેમને સવાલ પૂછી તેમની પાસેથીજ કઢાવવી, અગર તેમની પાસે સવાલ પૂછી પાટીઆ પર ગણાવવી, અને ઉપર જણાવ્યા પ્રમાણે હિસાબમાં શું આપ્યું છે તથા શું માગ્યું છે તે બરાબર વિચાર કરવા તથા શોધી કાઢવા શરૂઆતથીજ ટેવ પાડવી. તેમ થયા બાદ આસરે જવાબ પણ વિચારવા ટેવ પાડવી. આમ થતાં બાળકો ગણિતના વિષયમાં વિચાર કરતા થશે એટલુંજ નહિ, પણ ગમે તેવો બહારનો અગર અઘરો હિસાબ તેમને ગણી લાવવા આપવામાં આવશે તોપણ ધીરે ધીરે પદ્ધતિસર વિચારી તેઓ તે ગણી લાવશે.

આ વિષયની શરૂઆત કરતાં શિક્ષકે ઉપર જણાવ્યા પ્રમાણે મૌખિક વાતચીત કરી શરૂઆત કરવી અને સમૂહશિક્ષણ આપવું. આમ થોડો સમય કામ કરવાથી; બાળકો કામ કરતાં તથા વર્ગમાં બોલતાં ટેવાયા બાદ વ્યક્તિગત શિક્ષણ આપવું. વર્ગશિક્ષકે સમયપત્રકનો આખો પિરિઅડ સમૂહશિક્ષણ આપવાને બદલે, થોડોક સમય સમૂહશિક્ષણ આપવું અને થોડો સમય વ્યક્તિગત શિક્ષણ આપવું. બાળકોની સમજ વધતાં એક સિદ્ધાન્ત સમૂહમા શીખવ્યા બાદ, વર્ગની શક્તિઅનુસાર વર્ગના બાળકોના થોડી થોડી સંખ્યામા ભાગ પાડવા અને તેમને તેવા બીજા હિસાબ ગણી લાવવા કહેવું. શિક્ષકે આ બધો સમય બાળકોના માર્ગદર્શક બની જરૂર પડે એજ બાળકોને મદદ કરવી. આમ બાળકોને કામ કરવા પ્રેરતાં તેઓ પોતાની ગતિ પ્રમાણે કામ કરશે, તેમજ એકબીજા બાળકની મદદ લઈ પોતાની મુશ્કેલી તાત્કાલિક દૂર કરી શકશે. આ રીતે બાળકોમાં એકબીજાને મદદ આપવાનો ભાવ ઉત્પન્ન કરી શકાશે, તેમજ તેઓ સ્વયં વિચાર કરી, હિસાબ ગણતા હોવાથી, પોતાનામાં કામ કરવાની આત્મશ્રદ્ધા પણ લાવી શકશે. ઉપર પ્રમાણે ગણિતનો વિષય હાલ આપણી શાળાઓમાં આ નીચે જણાવેલા કામ અનુસાર બાળવર્ગથીજ શરૂ કરી શીખવવામાં આવે તો બાળકોને વહેવારૂ તથા સારૂં જ્ઞાન મળે, તથા જ્યારે તેઓ શાળા છોડી વહેવારમાં પડે ત્યારે તેમણે મેળવેલું ગણિતશિક્ષણ તેમને ઉપયોગી થઈ પડે એ નિર્વિવાદ છે.

---

## નીતિશિક્ષણ

( પુસ્તક ૭૬, અંક ૧૦-૧૧, પૃષ્ઠ ૪૩૯ થી ચાલુ )

દૃષ્ટાંત બીજું—પ્રાચીન સમયમાં હસ્તિનાપુરની ગાદીએ કુરુવંશમાં શંતનુ નામે રાજા થઈ ગયા. તેમને દેવવ્રત નામે એક પુત્ર હતો. તે સત્યવાદી અને પિતૃભક્ત હતો. એક વખત શંતનુ રાજા મૃગયા રમવા ગયા હતા ત્યાંથી પાછા ફરતાં તે જમના નદીને કિનારે આવ્યા. ત્યાં હોડીમાં એક અતિ સ્વરૂપવાન માછીની કન્યા તેમના જોવામાં આવી. તેની અદ્‌ભુત કાંતિ જોઈને તે કોઈ ઉંચા કુળની કન્યા હોવી જોઈએ એવું રાજાએ અનુમાન કર્યું. તપાસ કરાવતાં માલમ પડયું કે તે ક્ષત્રિયની કન્યા છે, પરંતુ માછી રાજાએ તેનું પાલન કરીને ઉછેરી છે. તેનું નામ સત્યવતી હતું. આ હકીકત જાણ્યા પછી તે ખુબસુરત કન્યા સાથે લગ્ન કરવાની

રાજાની ઇચ્છા થઈ. આથી શંતનુ રાજા કન્યાના પાલકપિતા માછી રાજા પાસે ગયો, અને તેનું માગું કર્યું. માછી રાજાએ જવાબ આપ્યો કે આપને એક પુત્ર છે, અને તે હસ્તિનાપુરની ગાદીનો વારસ છે. જો આપ દેવવ્રતનો તે હક રદ કરી મારી કન્યા સત્યવતીને જે પુત્ર થાય તેને હસ્તિનાપુરની ગાદી આપવાનું વચન આપો તો હું આપની માગણી કબુલ કરું. દેવવ્રત રાજગાદીનો ખરો હકદાર હોવા છતાં તેનો તે હક છીનવી લઈ સત્યવતીના પુત્રને ગાદી આપવાની શરતે આ લગ્ન કરવું એ શંતનુ રાજાને અયોગ્ય લાગ્યું. આથી તેણે તે વાત પડતી મૂકી, પરંતુ તેનું ચિત્ત તે કન્યા તરફ એટલું બધું આકર્ષાયું હતું કે તે દિવસથી તેને અતિશય સંતાપ થવા લાગ્યો. તેના પરિણામે તેનું શરીર દિનપ્રતિદિન સુકાવા લાગ્યું.

પિતાની આ સ્થિતિ જોઈ દેવવ્રતે તેનું કારણ જાણવા પ્રયત્ન કર્યો. પિતાને પૂછતાં તેમના તરફથી કંઈ ખુલાસો મળ્યો નહિ, તેથી તેણે પિતાના મુખ્ય મંત્રીને પિતાની આ સ્થિતિ થવાનું કારણ પૂછ્યું. મંત્રીએ માછી રાજાની કન્યાના સંબંધમાં બનેલી બધી બીના કહી. આ પ્રમાણે પિતાના સંતાપનું કારણ સાંભળીને દેવવ્રતે કહ્યું કે પિતાજી, સત્યવતી સાથે ખુશીથી લગ્ન કરે, અને તેનાથી જે પુત્ર થાય તેને ખુશીથી હસ્તિનાપુરની ગાદી આપે. હું રાજગાદી પરનો મારો હક મારી રાજીખુશીથી જતો કરું છું. પિતાના સુખને માટે મારા પ્રાણની જરૂર હોય તો તે પણ આપવાને માટે હું તૈયાર છું. મંત્રીજી, ચાલો આપણે માછી રાજા પાસે જઈએ. પછી દેવવ્રત મંત્રીની સાથે માછી રાજા પાસે ગયો, અને તેણે પોતાનો રાજગાદીનો હક છોડી દેવાનું તેને વચન આપ્યું; પરંતુ એ વચનથી માછી રાજાને સંતોષ થયો નહિ. તેણે દેવવ્રતને કહ્યું કે તમે તો તમારો ગાદીનો હક જતો કરો છો, પણ ભવિષ્યમાં તમારા પુત્રપૌત્રાદિક રાજગાદીનો દાવો કર્યા વિના રહે નહિ, તેથી હું મારી કન્યાનું લગ્ન શંતનુ રાજા સાથે કરવા ખુશી નથી. માછી રાજાની આ વાત સાંભળી દેવવ્રતે તરતજ બીજું વચન આપ્યું કે મારા પિતાના સુખની ખાતર હું લગ્નજ કરીશ નહિ, અને મારી આખી જિંદગી બ્રહ્મચારી રહીશ! દેવવ્રતની આ કઠણ પ્રતિજ્ઞાથી માછી રાજાને સંતોષ થયો, અને તેણે સત્યવતીનું લગ્ન શંતનુ સાથે કર્યું.

ઉપર જણાવેલાં બે દૃષ્ટાંતો કહ્યા પછી તે દરેકના સંબંધમાં કેટલાક યોગ્ય પ્રશ્નો પૂછી ચોથા મુદ્દા ઉપર વિશેષ પ્રકાશ પાડવો.

**મુદ્દો પાંચમો**—માબાપની સેવા કરવામાં દેહકષ્ટ વેઠવું, શારીરિક દુઃખ વેઠીને પણ માબાપની સેવા કરવી, એ મુદ્દા ઉપર સારો પ્રકાશ પાડવાને માટે તેને બંધબેસતાં નીચે આપેલાં બે દૃષ્ટાંત રજુ કરવાં:—

દૃષ્ટાંત પહેલું—દશરથ રાજાના સમયમાં અયોધ્યાની પાસે આવેલા એક જંગલમાં શ્રવણ નામે એક મુનિકુમાર રહેતો હતો. તેનાં માતાપિતા વૃદ્ધ અને અંધ હતાં. શ્રવણ પોતાનાં અંધ માતાપિતાનું ભરણપોષણ કરતો હતો, અને તેમની સાચા ભાવથી સેવા કરતો હતો. એક વખત તેનાં ઘરડાં માબાપને યાત્રા કરવાની ઇચ્છા થઈ. તેમણે તે ઇચ્છા પોતાના પુત્રને જણાવી. શ્રવણે પોતાનાં માબાપની તે ઇચ્છા પૂર્ણ કરવા માટે દૃઢ નિશ્ચય કર્યો. તેણે એક કાવડ તૈયાર કરાવી. તેમાં પોતાનાં આંધળાં માબાપને બેસાડી તે પોતાને ખભે મૂકીને તેમને યાત્રા કરાવવા ચાલ્યો. તેણે ઘણું દુઃખ વેઠીને હિંદુસ્તાનનાં ચારે ધામની યાત્રા પોતાનાં માબાપને કરાવી.

યાત્રા કરાવીને પાછા ફરતાં તે અયોધ્યાના રાજ્યની હદમાં આવી પહોંચ્યો. ત્યાં એક ઝાડ નીચે કાવડ ઉતારી વિસામો લેવા બેઠો. તેનાં માબાપને તરસ લાગી હતી, તેથી તે એક ઘડો લઈને પાણી લેવા ગયો. થોડે દૂર એક સ્વચ્છ પાણીનો વહેળો હતો. તેમાં પોતાનાં હાથમાં ઘોઈને તે પાણીનો ઘડો ભરવા લાગ્યો. આ સમયે પાસેના જંગલમાં દશરથ રાજા શિકાર કરવા આવ્યા હતા. તેમણે વહેળા ઉપર અવાજ થતો સાંભળી કોઈ પ્રાણી પાણી પીવા આવ્યું હશે એમ સમજી તે તરફ બાણ છોડયું. દશરથ રાજાના તે શબ્દવેધી બાણે પાણીનો ઘડો ભરતા શ્રવણને વીંધી નાખ્યો. તે કારમી ચીસ પાડી નીચે પડયો. માણસની ચીસ સાંભળી દશરથ રાજા ગભરાયા અને હાંફળાફાંફળા ત્યાં દોડી આવ્યા, અને જુએ છે તો કોઈ મુનિકુમાર પોતાના બાણથી વિંધાઈ ગયો હતો. રાજાએ પોતાની થએલી ભૂલ જણાવી તેની ક્ષમા માગી તેનું માથું પોતાના ખોળામાં લીધું. રાજાને જોઈ શ્રવણે કહ્યું કે મહારાજ, અહીંથી પૂર્વ દિશામાં થોડે દૂર એક ઝાડ નીચે મારાં આંધળાં માબાપ બેઠાં છે, ત્યાં આ પાણીનો ઘડો આપ લઈ જાઓ, અને તેમને પાણી પાઓ. આટલું કહી શ્રવણે પોતાના પ્રાણ છોડી દીધા. ધન્ય છે શ્રવણને કે તેણે ઘણાં કષ્ટ વેઠીને પોતાનાં માબાપની સેવા કરી, અને મરતી વખતે પણ તેમને પાણી પાવા માટે દશરથ રાજાને વિનંતી કરી: દશરથ રાજા શ્રવણના કહેલા પ્રમાણે ઘડો લઈને ઝાડ નીચે ગયા. ત્યાં શ્રવણનાં આંધળાં માબાપ તેની રાહ જોઈને બેઠાં હતાં. દશરથ રાજાએ

રડતાં રડતાં બનેલી બધી હકીકત તેમને કહી. પુત્રનું મરણ સાંભળીને તેનાં માબાપ મૂર્ચ્છા ખાઈને ભોંય ઉપર પડયાં અને તરતજ બંને મરણ પામ્યાં.

દૃષ્ટાંત બીજું—ન્યુયોર્ક પરગણામાં ઇ. સ. ૧૭૮૩માં ભારે દુકાળ પડયો હતો. તે વખતે ઘણાં માણસો મરણ પામ્યાં હતાં. તે સમયે એક ગામમાં બે ઘરડાં સ્ત્રીપુરુષ રહેતાં હતાં. તેમને એક નાની દીકરી હતી. ઘરડાં માબાપ બિચારાં અશક્ત હોવાથી કંઈ કામ કરી શકતાં ન હતાં. તેમની નાની દીકરી મહેનતમજુરી કરીને થોડું કમાતી, પરંતુ તેમાંથી તે દુકાળના સમયમાં ત્રણ જણનું પોષણ થઈ શકતું ન હતું. પુરતા અન્ન વિના ઘરડાં માબાપ વધારે અશક્ત થતાં ગયાં, અને છેવટે પ્રાણ જવાની સ્થિતિમાં આવી પડયાં. તેમની દીકરી પણ અતિશય મહેનતથી દુર્બળ બની ગઈ હતી, પરંતુ અન્ન વિના પોતાના માબાપના પ્રાણ જાય તે તેનાથી જોયું જતું ન હતું.

હવે શું કરવું તેનો તે વિચાર કરતી હતી, એટલામાં એક જાહેરખબર તેના હાથમાં આવી. તેણે તે વાંચી. તેમાં એક દાક્તરે જણાવ્યું હતું કે જો કોઈ માણસ પોતાના સારામાં સારા દાંત અમને પાડી લેવા દેશે તો તેના દરેક દાંતની કિંમત ત્રણ ગીની પ્રમાણે આપવામાં આવશે. આ જાહેરખબર વાંચીને પેલી છોકરી તરતજ તે દાક્તર પાસે ગઈ, અને પોતાના આગલા પાંચ દાંત પાડી લેવાની તેને અરજ કરી. નાની બાળાનું આ સાહસ જોઈ દાક્તરે તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. તેણે પોતાની બધી હકીકત દાક્તરને કહી. તે બાળાનો પોતાનાં માબાપ ઉપરનો પ્રેમ અને તેમને માટે આટલું દુઃખ સહન કરવાની તેની તત્પરતા જોઈને દાક્તરની આંખમાં આંસુ આવી ગયાં. તેણે તે બાળાના દાંત લીધા વિના તેને પાંચ ગીની આપી તે છોકરીએ દાક્તરનો ઉપકાર માન્યો, અને અનાજ ખરીદી તે પોતાનાં માબાપ પાસે ગઈ. તે પછી વધારે ઉમંગથી તેણે પોતાનાં માબાપની સેવા કરવા માંડી.

ઉપર જણાવેલાં દૃષ્ટાંતો રસિક રીતે કહ્યા પછી દરેક દૃષ્ટાંત વિષે કેટલાક મુદ્દાના પ્રશ્નો પૂછી માબાપની સેવા કરવામાં દેહકષ્ટ વેઠવાનો પ્રસંગ આવે, તો તે પ્રસંગને પણ આનંદથી વધાવી લેવો જોઈએ એવી ભાવના વિદ્યાર્થીઓના હૃદયમાં ઉત્પન્ન કરી શકાશે. અપૂર્ણ

સાકરલાલ પુરુષોત્તમ શુકલ
રિટાયર્ડ હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.
પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ

# પ્રશ્નપદ્ધતિ

શિક્ષકે કેવા પ્રશ્નો પૂછવા, શામાટે પૂછવા અને કેવી રીતે પૂછવા તેનો આધાર કેળવણીનું ખરું સ્વરૂપ અને તેની માન્યતા ઉપર છે. 'કેળવણી' એટલે મનુષ્યની સર્વ શક્તિઓનો વિકાસ. આધુનિક કેળવણીકારોનો પણ આજ સિદ્ધાન્ત છે. બાળકની નૈસર્ગિક શક્તિઓનો કેવી રીતે વિકાસ કરવો તે આધુનિક શિક્ષકનું મુખ્ય કર્તવ્ય છે. આ શક્તિઓ યોગ્ય પ્રશ્નોદ્વારા શિક્ષક અસરકારક રીતે ખીલવી શકે. શિક્ષણસાફલ્યનો મુખ્ય આધાર શિક્ષકની પ્રશ્નશૈલી ઉપર છે. શિક્ષકે પાઠની તૈયારી કરવી જોઈએ. શું પૂછવાનું છે અને તે કેવી રીતે તેનો શિક્ષકને ખ્યાલ ન હોય તો તેનું કામ નિષ્ફળ નીવડે છે, અને વિદ્યાર્થી તેમજ શિક્ષકનો કિંમતી વખત નકામો જાય છે. કેટલીક વખત જોવામાં આવે છે કે શિક્ષકને જ્યારે અમુક વિષયમાં કેટલું ચાલ્યું છે તે પૂછવામાં આવે છે ત્યારે કેટલાક શિક્ષકો વર્ગને પૂછે છે અને પછી તપાસણી કરનાર અમલદારને જવાબ આપે છે. સુભાગ્યે આવા શિક્ષકોની સંખ્યા થોડી છે. આવા શિક્ષકો વિદ્યાર્થી ઉપર સારી છાપ પાડી શકતા નથી અને તેમનો વિકાસ સાધી શકતા નથી.

### પ્રશ્નના પ્રકાર.—

(૧) પરીક્ષક પ્રશ્નો—વિદ્યાર્થીનું જ્ઞાન કેટલું છે, તેનું માનસિક બંધારણ કેવા પ્રકારનું છે તે જાણવા જે પ્રશ્નો પૂછવામાં આવે તે.

(૨) ઉપદેશક પ્રશ્નો—બાળકના જ્ઞાનની મર્યાદા જાણ્યા પછી તે મર્યાદામાં વધારો કરવાના હેતુથી જે પ્રશ્નો યોજાય તે ઉપદેશક અથવા વિકાસ-સાધક પ્રશ્નો કહી શકાય.

### પ્રશ્નો કેવા હોવા જોઇએ.—

દરેક સારા પ્રશ્નમાં નીચેનાં લક્ષણો હોવાં જોઈએ.—

(૧) સરળતા અને સ્પષ્ટતા.

(૨) પ્રશ્નો ટુંકા અને સાદી ભાષામાં યોજાવા જોઈએ.

(૩) પ્રશ્નો અમુક મુદ્દાથી પૂછવા જોઈએ.

(૪) પ્રશ્નો એવા હોવા જોઈએ કે જેના જવાબો બાળકો વાજબી રીતે આપી શકે.

જે પ્રશ્નો સરળ ન હોય, જે પ્રશ્નોની ભાષા દ્વિઅર્થી હોય, જે પ્રશ્નો પૂછવામાં મુખ્ય મુદ્દાનું વિસ્મરણ થઈ જાય અને કંઇક નવાજ પ્રશ્નો પૂછાય,

જે પ્રશ્નોના જવાબ બાળકોની સમજશક્તિની બહાર હોય, તેવા પ્રશ્નો પૂછવાથી વ્યર્થ કાલક્ષેપ થાય અને શક્તિઓ કસાય નહિ.

### કેવા પ્રશ્નો ન પૂછવા.—

(૧) સમર્થનકારક પ્રશ્નો—આરબો પરોણાચાકરી માટે પ્રખ્યાત છે. એ વાકયના સમર્થનમાં શું આરબો પરોણાચાકરી માટે પ્રખ્યાત નથી? એ પ્રશ્ન પૂછવો ઇષ્ટ નથી.

(૨) પ્રતિધ્વનિકારક પ્રશ્નો—ઇટલીની રાજધાની રોમ છે. રોમ શું છે? એક વાકય બોલ્યા પછી તેજ વાકય પ્રશ્નના રૂપમાં પૂછાય તેમાં બાળકની શક્તિ કસાતી નથી.

(૩) જે પ્રશ્નોના જવાબ ફક્ત હકાર કે નકારમાં આવે તેવા પ્રશ્નો પૂછવા હિતકર નથી. આવા પ્રશ્નો પૂછવા હોય તો શાથી, શા માટે એ પ્રમાણે વધુ પ્રશ્નો પૂછવા.

(૪) ન્યૂનપદ પ્રશ્નો—જે પ્રશ્નોની અંદર અમુક શબ્દો અધ્યાહૃત રહે છે તેવા પ્રશ્નો-લંડન રાજધાની છે, કોની—આ પ્રશ્નોના જવાબમાં બાળકોનાં મન કસાતાં નથી અને તેથી શિક્ષણના વિષયમાં તેઓ પોતાનો યોગ્ય ફાળો આપી શકતાં નથી.

(૫) જે પ્રશ્નોની અંદર તેના જવાબનું સૂચન થઈ જતું હોય તેવા પ્રશ્નો ન પૂછવા.

(૬) દ્વિઅર્થી, અનિશ્ચિત પ્રશ્નો ન પૂછવા.

પ્રશ્નોનો પૂર્વાપર સંબંધ હોવો જોઈએ. આ બાબત ભૂગોળના પાઠમાં ખાસ કરીને લક્ષમાં રાખવાની છે. દરેક વિષયમાં દરેક પ્રશ્ન આખા વર્ગ માટે હોવો જોઈએ. હારબંધ પ્રશ્ન પૂછવાની શૈલીને હવે તિલાંજલિ મળવી જોઈએ. આવી રીતથી વર્ગ સુસ્ત બની જાય છે અને શિક્ષણનો હેતુ સમાતો નથી. પાઠની સારી તૈયારી હોય તોજ પ્રશ્નો યોગ્ય રીતે પૂછી શકાય. સારા શિક્ષકો પાઠની તૈયારી કર્યા વગર શાળામાં જતા નથી.

સી. એસ. બ્રહ્મચારી
સી. આ. ડે. એ. ઇ. પંચમહાલ.

---

## અશેળિયો

(મ.) ચંદ્રશૂર (હિં.) હલીમ (લે.) Lopidium Satium-(લેપિડિયમ) સેટિયમ.

અશેળિયાના છોડ ઈરાન, હિંદ અને તિબેટમાં થાય છે. ત્રણેક વર્ષથી તેનું વાવેતર કરવા માંડ્યું છે.

અશેળિયાનાં બી બજારમાં ગાંધીને ત્યાં વેચાય છે. તે ગરમ ગણાય અને તેથી વાયુના ને કફના રોગ ઉપર તે બહુ ગુણકારી ઔષધ છે. તે ધાતુપૌષ્ટિક પણ છે. આર્તવ બરાબર ન આવતું હોય તો તેનો લુઆબ ને ખીર આપવાથી ફાયદો થાય છે. કમરનો દુખાવો, રાંઝણ, સંધિવા, વધેલી બરોળ, ઝાડા, વગેરે રોગોને તે મટાડે છે. ધાવણ વધારે છે. મારથી કે પડી જવાથી શરીરમાં લોહી જામી ગયું હોય તો તેની રાબડી પિવાય છે. પ્રસવ પછી સુવાવડી સ્ત્રીને માટે પણ તે સારી ગણાય છે. સાધારણ રીતે ચોખાની ખીર કરીએ છીએ તેમ, દૂધમાં તેને ઉકાળી ખીર કરવી જોઈએ. તેમાં જરા સાકર ને એલચી પણ નાખી શકાય. સ્વાદમાં પણ તે ઘણા સારા લાગે છે, તેથી દસ્ત સાફ આવે છે. જો કંઈક ગરમ લાગે તો તેમાં થોડું ઘી નાખીને રાબડી પીવી. ઉપરાંત લુઆબ કરીને પણ પિવાય છે. બીને અધકચરાં ખાંડી નાખી પાણીમાં પલાળવાથી લુઆબ બને છે.

અશેળિયાનો લેપ બહુજ ગુણકારી છે. શરીરમાં વાયુને લીધે કોઈ પણ જગાએ પીડા થતી હોય તો તેના ચૂર્ણને વાટીને લેપ બનાવી ચોપડાય. ઉપર રૂનાં પેલ મૂકવાં. વળી વાગવાથી કે પડી જવાથી લોહી જામી ગયું હોય તો આંબાહળદર, સાજીખાર, મેદાલકડી વગેરે જાણીતી વસ્તુઓ સાથે અશેળિયાનો ઉપયોગ સારો લાભદાયી છે,

તેમાંથી સોટ, ઘટ્ટ તેલ (સંધિવા ઉપર ચોપડવા માટે ઉત્તમ), આયોડાઈન, ઉડ્ડયન તેલ, ગંધક, પોટાસ, હાયડ્રોજન, કાર્બન, નાઈટ્રોજન વગેરે ક્ષારો અને લિપિડિન નામનું કડવું તત્ત્વ મળે છે.

પાન અને ડાળીઓનું કચુંબર તથા શાક કરી યુરોપમાં ખાય છે. કાળજાના ને બરોળના રોગોમાં તે સારો ફાયદો કરે છે. તેમાં ઉત્તેજક, રક્તપિત્તનાશક, મૂત્રલ, રસાયન વગેરે ગુણો છે. ચાવવાથી થૂંકનો વધારો થઈ મોઢાના રોગ મટે છે. ફૂલોનું કચુંબર પણ ખવાય છે. જીર્ણ બિમારી પછીની અશક્તિમાં તે લાભદાયક છે. તેમનો દેખાવ પણ સુંદર છે. તેનાં મૂળ કબજિઆત અને ચૂંકમાં ઉપયોગી ગણાય છે.

કમળકુંજ
પુના. ૪ } વૈદ્ય શિવશંકર પ્રા. શુક્લ.

## અઘેડો

(सं.) अपामार्ग (हिं.) चिरचिरा लटजीरा (म.) सुराट
(અં.) Rough chaff-flower–રફ ચેફ ફ્લાવર.
(લૅ.) Achyranthus aspera–એચિરેન્થસ આસ્પેરા.

આ વનસ્પતિ ચોમાસામાં જ્યાં હોય ત્યાં ઢગલાબંધ ઊગી નીકળે છે. તેમાં બે જાતો થાય છે. ૧ સફેદ ફૂલ ને બીજની, ૨ લાલ ફૂલ ને બીજની. તેમાં બીજી ગુણમાં ચઢિયાતી છે. અઘેડામાં અનેક ઉત્તમ ગુણો સમાએલા છે, પણ હજુ આપણે તેનો પુરતો ઉપયોગ કરતા નથી. તેનું સંસ્કૃત નામ બહુ અર્થસૂચક છે. તેનો અર્થ "સાફ કરનાર" એવો થઈ શકે છે.

૧. અઘેડાનાં મૂળનું ચૂર્ણ ૧ તોલો રાતે સૂતી વખતે ખાવાથી અને ઘસીને આંખમાં આંજવાથી રતાંધળાપણું, આંખના બીજા રોગો તથા તાજું ફૂલ ગટે છે.

૨. મૂળનું ચૂર્ણ મરીના ચૂર્ણ સાથે કફના રોગોમાં આપી શકાય.

છોડ પાકટ થઈ જાય ત્યારે તેને બીજ લાગે છે. તે કપડાંમાં ચોંટી જાય એવાં હોય છે, વિષનાશક છે, અને વામક છે. ભસ્મક નામના રોગમાં અનહદ ભૂખ લાગે છે અને ઘણું ખાધા છતાં પણ તે શાંત પડતી નથી. તેમાં અઘેડાનાં બીજની કાંજી બનાવી પિવાય છે. રક્તપિત્ત, રક્તાર્શ ને કફના રોગોમાં બીજને વાટી ચોખાના ધોણ સાથે આપવાથી ફાયદો થાય છે. માખણ સાથે આપવાથી પિત્તનું શમન કરે છે.

મૂળ અને બીજ ઉપરાંત તેનાં બધાંજ અંગો ઔષધ તરીકે વપરાય છે. તે સારક, મળનું છેદન કરનાર, તીક્ષ્ણ, કફઘ્ન, દીપન, મૂત્રલ, પિત્તશામક, અને રક્તશોધક છે. પેટના રોગ, ઉલટી, આફરો, અર્શ, પથરી, શોળો, શૂળ, પ્રમેહ, ઝેર, ઉધરસ, જળોદર, વગેરે રોગો માટે બહુ ગુણકારી દવા છે. તે આબાદ મૂત્રલ ને કફઘ્ન છે. છાતી તથા શ્વાસનળીમાં ભરાએલા કફને તે પાતળો પાડી છૂટો કરે છે. મગજના જ્ઞાનતંતુઓના રોગ ( Nervous troubles ) માં પણ તે અદ્ભુત કામ આપે છે.

અઘેડાના ઘણા છોડ એકઠા કરી બાળીને રાખ બનાવવી. તે રાખને પાણીમાં ઓગાળી, જાડો ભાગ નીચે ઠરવા દઈ ઉપરનું ડેવળ પાણી નિતારી લઈને પાણી બાળી નાખવાથી નીચે જે ખાર જામે છે, તે ક્ષાર 'अपामार्ग क्षार' ને નામે જાણીતો છે. તે ક્ષાર મૂત્રલ ને કફઘ્ન તરીકે વપરાય છે. પેસાબ બંધ થઈ ગયો હોય તોપણ તે અપાય છે.

પથરી, પ્રમેહ વગેરે સર્વ પ્રકારના મૂત્રાશયના રોગો ઉપર તે અસરકારક દવા છે, તેમજ ઉધરસ, દમ, વરાધ ને બીજા કફરોગો ઉપર તે ઘણું સારૂં પરિણામ લાવે છે. રંગોને ખીલવવા માટે આ ક્ષારનો ઉપયોગ બહુ થતો હતો. હરતાલ સાથે મેળવી મસા ઉપર ચોપડવાથી ખરી પડે છે. [ પણ આ ઉપાય સામાન્ય માણસે કરવો નહિ. ] આ ક્ષાર મીઠા તેલમાં નાખી કાન પાકયો હોય, ચસકા મારતા હોય તેમાં બહુજ ગુણકારી દવા છે. તેને અપામાર્ગ તૈલ કહે છે.

આ ક્ષારને બહારની હવા લાગવા દેવી નહિ તેમજ ચોમાસામાં સખત ઢાંકણાવાળી પહોળા મોંની કાચની બરણી કે સીસામાં ભારી રાખવો.

ચૂનો, લોહ, જવખાર, સુરોખાર, મીઠું, ગંધક, મનશીલનું અને હાડકાં ઉત્પન્ન કરનાર તત્ત્વ, વગેરે ઉપયોગી તત્ત્વો રહેલાં છે અને પાન, દાંડી તથા મૂળમાંથી રસાયનિક ક્રિયા વડે જુદા જુદા પ્રમાણમાં મળી આવે છે.

---

## રેડ-ક્રોસ સોસાયટી

( ગતાંક પૃષ્ઠ ૨૩૪ થી ચાલુ )

દેશ ઉપર ધરતીકંપ, અતિવૃષ્ટિ, પૂર, આગ, દુકાળ એવી આફત આવે તે વખતે તેમાંથી લોકને બચાવવા એ મહત્ત્વનું કાર્ય છે. મુંબઈ પાસે જુહુ નામે સ્થળ છે. ત્યાં ઘણા લોકો હવા ખાવા જાય છે. ત્યાં દરિયામાં ઘણી વખત લોકો ડૂબી જાય છે. તેમને બચાવવાનું કોઈ પણ સાધન નહોતું, તેથી મુંબઈની રેડ-ક્રોસ શાખાએ જીવ બચાવવાનાં સાધનો ખરીદવા બહુ પૈસા મોકલી આપ્યા. સંકટ વખતે ઘણાને મદદ આપવામાં આવેલી. જાપાનમાં ઇ. સ. ૧૯૨૩માં ધરતીકંપ થયો. રેડ-ક્રોસ સોસાયટીએ ઘણી મદદ કરી. ફ્લોરિડામાં વાવંટોળીઆએ હાહાકાર વર્તાવ્યો. બીનતારી સંદેશો મળતાં તરતજ મદદ મોકલવામાં આવી. અમેરિકા, યુરોપ, હિંદુસ્તાનમાં અતિવૃષ્ટિ વખતે અનાથ થએલાં કુટુંબોને કપડાં અને અન્ન મોકલવાની સોઈ કરવામાં આવી. ઇ. સ. ૧૯૩૦માં રાજકીય અસ્થિરતા વખતે સર દોરાબ તાતાએ તબીયત સુધારવા જખમી લોકોને ઇસ્પિતાલમાં મોકલી આપવા એક મોટર આપી.

(૮) રોગીને સારા કરવા એ સોસાયટીનો હેતુ છે. તેવી રીતે રોગ અટકાવવો એ પણ સોસાયટીનો હેતુ છે. વ્યાખ્યાનો અપાવી, મેજિક

સેન્ટર્નની મદદથી સચિત્ર વ્યાખ્યાનો આપાવી મેલેરિઆ, કોલેરા એ રોગ કેવી રીતે અટકાવવા તે રેડ-ક્રોસ શીખવે છે. ૧૯૩૦માં શીતળાદેવીનો રોગ પુષ્કળ ચાલતો હતો તે વખતે મુંબઈના ટાઉન હૉલમાં રસી મુકાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો. સંસ્થાના એક ઉત્સાહી કાર્યકર્તા ડૉ. કાપડીઆએ સેંકડો માણસોને રસી મૂકેલી. (૯) ક્ષયથી બચાવ કરવા સ્વતંત્ર મંડળી કાઢી તે દિશામાં હીલચાલ ચલાવી. (૧૦) રેડ-ક્રોસ સોસાયટીની બાળકોની શાખાને જુનિઅર રેડ-ક્રોસ કહે છે. એકબીજાને કેવી રીતે મદદ કરવી તેનું શિક્ષણ આપનારી એ મહત્ત્વની શાખા છે, તેથી તે સંબંધી વધારે માહિતી નીચે આપવામાં આવે છેઃ—

## જુનિઅર રેડ-ક્રોસ

આ સંસ્થા મોટી છે અને તેના ઉદ્દેશ પણ મહત્ત્વના છે; કારણકે નાનપણથી બાળકો બીજાં અનાથ બાળકોને મદદ આપે છે. તે ઉપરાંત જે કાર્ય કરવામાં આવે તેને નિશાળના કાર્ય સાથે સંબંધ છે. બાળકોને શાળામાં, આસપાસ અને ગામમાં આરોગ્ય કેવી રીતે સાચવવું તે શીખવવામાં આવે છે. તે માટે શિક્ષકોને તાલીમ લેવી પડતી નથી, સાધનનું ખર્ચ કરવું પડતું નથી, કે ઉત્સવ વગેરેનો કાર્યક્રમ ઘડવો પડતો નથી. બાળવીરની હીલચાલમાં જેમ આઠની કે દસની ટુકડીનો એક નેતા નીમવામાં આવે છે તેમ શિક્ષક આરોગ્યના કામ માટે જવાબદાર વિદ્યાર્થીને અધિકારી નીમે છે. સંસ્થાની રચના સીધી છે, ખર્ચાળ નથી. જે પ્રમાણે બાળવીરની હીલચાલમાં સંઘ બનાવવામાં આવે છે તેમ આ હીલચાલમાં ૨૫ કે ૩૦ નો એક સંઘ બનાવવામાં આવે છે. શાળા તરફથી વર્ષે વર્ષે મુખ્ય શાળામાં એક રૂપીઓ મોકલવાનો હોય છે. સંસ્થાના હેતુ (૧) આરોગ્યનો ફેલાવો કરવો, (૨) માંદાં ને નિરાધારની શુશ્રુષા કરવી, તેમનાં દુઃખનું નિવારણ કરવું, (૩) આંતરરાષ્ટ્રીય બંધુભાવ જમાવવો. ઘણી રીતે પહેલો હેતુ સાધવામાં આવે છે. આરોગ્યનું કામ કરનાર રમતગમત કરીને, મોટી મોટી જાહેરખબર આપીને સંવાદ, નાટક, નિબંધ, દૃષ્ટાંત તથા વ્યાખ્યાનદ્વારા, આરોગ્યના નિયમ પાળીને, શાળાની આસપાસ સ્વચ્છતા જાળવીને આરોગ્યનો પ્રત્યક્ષ દાખલો બેસાડી આ હેતુ બર લાવવામાં આવે છે. બાળકો રોજ આરોગ્યની રમતો રમે છે અને એ રીતે આરોગ્ય માટે જરૂરનું આચરણ વર્તનમાં ઉતારે છે.

દુઃખીનું દુઃખ દૂર કરવું, તેમની સેવા કરવી એ બીજો હેતુ છે. પારકું માણસ ગરીબ અને અસહાય હોય તો તેના તરફ સહાનુભૂતિ રાખવી

એ બાળકોને શીખવવું જોઈએ. બીજાને મદદ કરવા પોતાનાં સુખ અને એશઆરામ જતાં કરવાં જોઈએ. બાળકોને પોતાના માંદા મિત્રને ભેટ બક્ષિસ મોકલવી, ફળફૂલ કે શાકભાજી લાવી આપવાં, એ કાર્યમાં પ્રવૃત્ત કરવાં જોઈએ. પોતાનાથી ગરીબ હોય તેવા માટે ફંડ ભેગું કરતાં બાળકોને આવડે છે. બાળસપ્તાહની જાહેરખબર વહેંચવામાં, મોટાને પ્લેગ કે બળીઆની રસી મુકાવવાની વિનંતી કરવામાં, અને બાળકો માટેનાં પુસ્તક, માસિક, રમતની ચીજો, કપડાં, ખાવાનું ભેગું કરવામાં બાળકોને આનંદ આવે છે.

હિંદુસ્તાનના આ અસ્થિર સમયમાં આંતરરાષ્ટ્રીય બંધુભાવની ખાસ જરૂર છે. એકબીજા સાથે પત્રવ્યવહાર કરી, એકબીજાની શાળાનાં ચિત્રો ભેગાં કરી, રાષ્ટ્રસંઘનો હેતુ અને કાર્ય સંબંધી માહિતી મેળવી બંધુભાવમા જમાવટ કરી શકાય છે. બીજાનો હેતુ સમજી લેવો, શરીરે દુઃખ સહન કરી લેવું, થોડો સ્વાર્થત્યાગ કરવો, આત્મસંયમ રાખવો એ હિંદનો યુવાનવર્ગ શીખશે એટલે જે ઉદાર વૃત્તિ મોટી ઉમરનામાં માલૂમ પડતી નથી તે બાળકમાં જોવામાં આવશે. બીજાનું દુઃખ હલકું કરીને સંસાર સુખી કરવાનાં, અથવા સ્વાર્થત્યાગ કરી સેવા કરવાનાં બીજ બાળકોના મનમાં જેટલાં જલદી રોપવામાં આવે તેટલો દેશને ફાયદો છે.

યુરોપમાં અને દુનિયાના બીજા ભાગમાં જુનિઅર રેડ-ક્રોસનું કાર્ય ઘણી રીતે મદદરૂપ અને આકર્ષક બન્યું છેઃ (૧) મોટી ઉમરનાં બાળકો નાનાં બાળકો માટે હાથરૂમાલ તૈયાર કરે છે, (૨) જેમની પાસે કસરતશિક્ષકને આપવા પૈસા ન હોય તેમને માટે કસરતશિક્ષકની જોગવાઈ કરવામાં આવે છે, (૩) શાળા સ્વચ્છ કરવામાં આવે છે, (૪) ગરીબ બાળકો માટે દાંત સાફ કરવા બ્રશ, શરીર સાફ કરવા ટુવાલ, સાબુ વગેરે પુરાં પાડવામાં આવે છે, (૫) જગાની શોભા વધારવા ઝાડ, ફૂલઝાડ લાવવામાં આવે છે, (૬) ગરીબને કપડાં તથા ફી પુરી પાડવામાં આવે છે, (૭) આરોગ્યને માટે દેખરેખની વ્યવસ્થા કરવામાં આવે છે, (૮) અશક્ત અને ગરીબ બાળકો માટે દૂધ અને પૌષ્ટિક ખોરાક પુરો પાડવામાં આવે છે, (૯) બાળકોના વાલીની સભા માટે કાર્યક્રમ રચવામાં આવે છે, (૧૦) નિશાળમાં વર્ગ માટે ચિત્ર અને નકશા તૈયાર કરવામાં આવે છે, (૧૧) પાડોશીને જરૂર પડતાં મદદ કરવામાં આવે છે, (૧૨) નાનાં બાળકોને નિશાળેથી ઘેર અને ઘેરથી નિશાળે સહીસલામત લઈ જવામાં આવે છે, (૧૩) અભણ માણસો માટે વર્ગ ચલાવવામાં આવે છે; તેવીજ રીતે અભ્યાસમાં પાછળ પડતા વિદ્યાર્થીને મદદ કરવામાં આવે છે.

હાલમાં **બ્રિટિશ હિંદુસ્તાનમાં જુનિઅર રેડ-ક્રોસ** સંસ્થાની ૧૮ શાખા છે અને દેશી રાજ્યોમાં ચાર શાખા છે. દરેકની એક સ્થાનિક કમિટી છે. સોસાયટીનું મુખ્ય સ્થાન ઠંડીના દિવસોમાં **દિલ્હી** છે અને ઉનાળામાં **સિમલા** છે. ન્યુ દિલ્હીમાં જુનાગઢના મહારાજાએ ઉદાર દિલથી સોસાયટી માટે મકાન બાંધી આપ્યું છે. તે ઉપરથી સંસ્થા આ બાબત ઉપર કેટલું લક્ષ આપે છે તે જણાઈ આવે છે ! નેક નામદાર **વાઈસરૉય** સાહેબ આ સોસાયટીના અધ્યક્ષ છે. **જુનિઅર રેડ-ક્રોસ** સંસ્થા **પંજાબ, યુ. પી., મદ્રાસ, મુંબઈ, સિંધ, વડોદરા,** એ ભાગમાં સ્થાપવામાં આવી છે અને બીજા ભાગોમાં સ્થાપવાનું ચાલુ છે, તેને કેળવણીખાતાનો ટેકો છે.

**પુનામાં** ઇ. સ. ૧૯૩૨માં જુનિઅર રેડ-ક્રોસના ૨૦ સંઘ સ્થપાયા છે. આ શાખા મારફતે ઘણા જિલ્લામાં પ્રાથમિક શાળા માટેના સંઘ કાઢવામાં આવ્યા છે.*

પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

---

## ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૨૯૯ થી ચાલુ )

**૪. કતાર.—**

બાળકો એકબીજાને અડયા સિવાય નાયકની પાછળ પાછળ હારમાં ગોઠવાય. દરેક બાળકની વચ્ચે હાથ કરતાં વધારે જગા હોવી જોઈએ.

**૫. ખુલ્લી કતાર.—**

બે હાથ કરતાં વધારે જગા રાખી નાયકો ઉભા રહે. દરેક પક્ષ પોતાના નાયકની પાછળ એક હારમાં ગોઠવાઈ જાય. વર્ગની સંખ્યા ને મેદાનના આકાર ઉપર કતારની સંખ્યાનો આધાર છે. આઠ કે દસથી વધારે બાળકોને એક ઓળમાં રાખવાં યોગ્ય નથી. કોઈ પણ કૃતિ કરતાં

---

* 'પ્રાથમિક શિક્ષણ' એ નામના મરાઠી માસિકના માર્ચ ૧૯૩૫ ના અંકમાંના એમ. જે. વાડીઆ, સેક્રેટરી, જુનિઅર રેડ-ક્રોસ, પુના—તેમના લેખનો અનુવાદ.
ચં. કે. અ.

એક બાળક બીજાને અડી ન જાય તેટલું અંતર રાખવું. સિનિઅર શાળાઓના વર્ગોમાં–યુવક વર્ગોમાં ઉંચાઈના ક્રમસર ઓળો ગોઠવવી. સૌથી નાના યુવકને આગળ રાખવો, પણ નાયક કે જેને તેની હોશિયારી માટે પસંદ કરેલો હોય છે તેને અપવાદરૂપ ગણવો.

ઉપરની રચનાનાં જુદાં જુદાં સ્વરૂપો રચી શકાય. ત્રણ કે ચાર બાળકોનાં કુંડાળાં, બેવડાં કુંડાળાં, બેવડી ઓળો, બનાવતાં શીખવવું ઉપયોગી છે, અને વખત બચાવવા બાળકોને એક રચનામાંથી બીજી રચના જલદીથી બનાવવાની તાલીમ આપવી જોઈએ. જુદી જુદી રચનામાં દોડ અને કૂચ બંને થઈ શકે. દા. ત. સર્પાકાર–વાંકીચુંકી દોડ, સામસામી દોડ, નાયક પછવાડે દોડ વગેરે. જ્યારે મેદાન નાનું હોય ત્યારે આ રચના ઉપયોગી થઈ પડે છે. દોડને કે કૂચકદમને નરમ પડી ન જવા દેવાની સાવચેતી રાખવી.

૬. વળવું.—

બાળકોની શાળામાં વળતી વખતે કૂદકો મારીને વળવું. શરૂઆતમાં ઉંચો કૂદકો મારવાને ઉત્તેજન આપવું, કેમકે એથી બાળકોને પગની ઘુંટીના કામમાં અને કમાન–કૂદકાના–કમાન માફક ઝડપથી ઉંચો કૂદકો મારવાના કામમાં તાલીમ આપવાની વધારાની વધુ સુગમતા મળે છે. મોટાં છોકરાંના વર્ગોમાં એડીને પગના અંગુઠા ઉપર રહી વળવાની નિયમપૂર્વકની રીત પસંદ કરવા જેવી છે.

આજ્ઞા:—

(ક) કૂદકા સાથે જમણા (ડાબા) ફરો આયવા (કમાન માફક ઝુકો.)
(ખ) જમણા (ડાબા) ......ફરો. ૧,૨

નિયમપૂર્વક વળવાનું નીચે પ્રમાણે થઈ શકે:—જમણા ફરતાં, "એક" કહેતાંમાં જમણી એડી ને ડાબા અંગુઠા ઉપર જમણી તરફ ફરો. અને 'બે' કહેતાં ડાબા પગને જમણાની સાથે લાવી એડીઓ જોડી દો. જો અર્ધ વર્તુલમાં ફરવાનું હોય તો "જમણા અવળા" એ હુકમ આપવો.

### ચત્તા સૂતે સૂતે કે બેઠે બેઠે કરવાની કસરતો

ખાસ કરીને નાનાં બાળકો માટેના કોઠામાં આપેલી કસરતોમાંથી ઘણી ચત્તા સૂતે સૂતે કે બેઠે બેઠે કરી શકાય તેવી હોય છે. આ બે શરૂઆતની સ્થિતિ કરોડની તેમજ પેટની ઘણી નકામી હીલચાલ અટકાવવામાં કેટલી ઉપયોગી છે તે વાત કરી છે, માટે શિક્ષકો આ બે સ્થિતિ-

ઓનો બને તેટલો ઉપયોગ કરશે એવી આશા રાખવામાં આવે છે. મેદાનની સપાટી કે વર્ગની સપાટી સુવા કે બેસવાને માટે કોઈ વાર યોગ્ય હોતી નથી તેથી આવી કસરતો કોઠામાં કાટખુણ કૌંસમાં દર્શાવી છે. સુકી હવામાં ઘાસ ઉપર કે આસ્ફાલ્ટ ઉપર બેસી શકાય પણ ત્યાં ભેજ અગર અતિશય ઠંડક ન હોય, તેની ખાસ સાવચેતી રાખવી. જુદા જુદા જિલ્લાઓમાં જુદી જુદી જાતની સાદડીઓ, લાકડાનાં પાટીઆં, કાગળનાં પાટીઆં, મજબુત પુઠાં, કાર્ડબોર્ડ અથવા ભીણકાપડનાં પાથરણાં વાપરવાના અખતરા થઈ રહ્યા છે. જો કસરતને થોડેઘણે અંશે પણ નિયમિત પદ્ધતિથી કરવી હોય તો કોઈ પણ જાતનાં સાધનોની આવશ્યકતા તો રહેશેજ, અને દરેક બાળકને માથે તેની સાદડી લાવવાની અને તેને પાછી મૂકવાની ફરજ નાખવામાં આવે તો કાંઈ વર્ગના કામમાં ખલેલ પડી ગણાય નહિ. જ્યાં આવી જાતની સગવડ ન હોય, અને જ્યારે બાળકોને ઓરડામાંજ પુરાઈ રહેવું પડે તેવું હોય, ત્યાં જમીન પર કરવાની કસરતો કરવાનો લાગ સાધવો જોઈએ. જ્યારે કોઠાઓમાં બેસવાની કે સુવાની સ્થિતિનું સૂચન હોય ત્યારે ઘણી વખતે બે કે બેથી વધારે કસરતો એકએકની પાછળ યોજવામાં આવી છે, જેથી સાધનોને વિના કારણ ઘડી ઘડી ખસેડવાં ન પડે. દા. ત. ધડની કસરત પછી પેટની કસરત આવે છે. (કોઠો ૨૮, જુથ, ૨ ક) (જુઓ પૃષ્ઠ ૩૦૧)

## ટેકા સાથે કરવાની કસરતો

સૂચના કરવામાં આવી છે કે બાળકોએ બબ્બે કે વધારેની ટોળીમાં હાર કે કુંડાળાની રચનામાં કામ કરવું અને તેમ કરતાં ખભા કે હાથ પકડવા. કૃતિ સુંદર રીતે થઈ શકે તે માટે અને એકબીજાને મદદ કરવાના ખાસ હેતુસર આ પકડો રાખેલી છે. તેનો નીચે પ્રમાણે ઉપયોગ થઈ શકે. ક નકામી હીલચાલ અટકાવવાને સમતોલપણું જાળવવા તથા મદદ કરવા આ હેતુ સાધવા મુખ્ય પકડ નીચે પ્રમાણે છે:—

(૧) ખભાપકડ.—બાળકો પડખાપડખ એકબીજાથી ઉલટી દિશામાં મોં ફેરવીને ઉભા રહે અને અંદરના હાથ એકબીજાના ખભા પર મૂકે. હાથની કોણી સીધી રહે, પણ અક્કડ નહિ. આજ પકડનો ઉપયોગ હારરચનામાં પણ થઈ શકે. દાખલો. (બબ્બેમાં)-એક હાથનો આગળ-ઉંચે ઝોક. ખભા પરનો ટેકો ખભાને કેડની નકામી હીલચાલ થતી અટકાવવામાં મદદરૂપ થાય છે. (કોઠો ૩૧)

(૨) સાંકળપકડ.—હારમાં કે વર્તુલમાં ઉભેલાં છોકરાં એક- બીજાના હાથ પકડે; હાથ સીધા રાખે પણ સખત ન રાખે અને કોણી ચોક્કસ અને વાળેલી રાખે.

દાખલો. હારમાં સાંકળપકડ. એંગુઠા આગળ, ઢીંચણ ઉંચા અને નીચા કરવા. (કોઠો ૨૨)

ખ. કૂદકાની ઉંચાઈ વધારવા અથવા તેની કૃતિમાં મદદ માટે અથવા કૂદકો માર્યા પછી નીચે ઉતરવામાં કૂદકો મારનારને સ્થિરતા આપવા માટે મદદ કરનાર એક કે બે હાથ આપે. જ્યારે કૂદનારને મદદ કરવાનો હેતુ હોય છે ત્યારે સાધારણ રીતે નીચેની બાબતોમાં બંને હાથ આપવામાં આવે છેઃ

(૧) ઉંચાઈ એથી દોરડા ઉપર થઈને નીચે લેવાનો કૂદકો. (કોઠો ૭)

(૨) બે પગે એક બાજુથી બીજી બાજુ દોરડા ઉપર થઈને નીચે લેવાનો કૂદકો. (કોઠો ૧૨)

ઉંચકવામાં–ઉંચે કૂદકો લેવામાં મદદ મળે માટે ટેકો કરનારના હાથ કૂદનારના હાથ નીચે મૂકવા જોઈએ. ખાસ કરીને શરૂઆતમાં ઉતરતી વખતે કૂદનારને સ્થિર કરવા માટે એક અગર બંને હાથે ટેકો થઈ શકે.

કૂદકો મારનારને પડતો ઝીલવો અગર તેને ટેકો કરવો અને કૂદકામાં કખલગીરી ન થાય એ સહેલી વાત નથી. ઝીલનારે સાવધાન રહેવું પડે છે. કૃતિ કરનારને ધ્યાનપૂર્વક એણે જોયા કરવો જોઈએ, અને મદદ કરવા માટે યોગ્ય સ્થાને પહોંચી જવા માટે તેણે પોતાની સ્થિતિ અનુકૂળ બનાવી દેવી જોઈએ. વધારે ઉંચા પ્રકારની કસરતો વખતે ઝીલવાની કે ટેકો કર- વાની ખરી સ્થિતિ વિષે તે તે કસરતોના વર્ણન સાથે કહેવામાં આવ્યું છે.

## શારીરિક કસરતના પાઠો માટેનાં સાધનો

બાળવર્ગ અને બહુકશાળાના વિદ્યાર્થીઓ માટે આપેલા કોઠાઓની યોજના પ્રમાણે સારી રીતે કામ કરવા માટે, દડા, બીન કે મણકાની થેલીઓ, કૂદકો મારવા માટે કે દોરડાં કૂદવા માટે દોરડાં વગેરે સાદાં સાધનોની ખાસ જરૂર છે, અને આ સાધનોને શાળાનાં જરૂરી સાધનો ગણવાં જોઈએ. દરેક શાળામાં એક વર્ગને કે બે વર્ગને સાથે સાથે રોકવા જેટલાં સંપૂર્ણ સાધનો હોવાં જોઈએ. ઘણી શાળાઓમાં એક પેટી કે કબાટ હોય છે કે જેમાં જે વર્ગને કસરત હોય તે વર્ગને વાપરવાનાં સાધનો તૈયાર રાખેલાં હોય છે. કેટલીક શાળામાં વર્ગવાર સાધનોની યોજના હોય છે. આ યોજનામાં કર- કસર નથી. એને લીધે ઘણી વાર ઘણાં ઓછાં સાધનો દરેક વર્ગને ભાગ

આવે છે. બધા વચ્ચે સામાન્ય સાધનો એક કબાટમાં રાખવાથી સાધનોની મેળવણી અને તપાસ, તેની સંભાળ વગેરે ફરજો બજાવવાની તક પ્રાપ્ત થાય છે અને સાહિત્યભંડારમાં ઉમેરો કરવાની ઐચ્છિક ભાવનાને ઉત્તેજન મળે છે.

## ઉપજાવી કાઢેલાં સાધનો.

બુદ્ધિનો થોડો ઉપયોગ કર્યાથી નહિ જેવી કિંમતે કૂદવાનાં અને રમતનાં સાધનો મેળવી શકાય છે. ડબલાં ને ડબ્બાઓનો વિઘ્નો તરીકે કે તાકવાના નિશાન–ઢાલ તરીકે, કે સરતોમાં વળવાનો માર્ગ બતાવવા ઉપયોગ કરી શકાય; અથવા ભીની રેતી, માટી વગેરે વતી ભરીને ભારે કરી સ્થિર ઉભાં રાખી શકાય; અગર ખુણે ખુણે મૂકવાના વાવટાનો ભાર ઝીલી શકે તેવાં બનાવી શકાય. લાકડાંનાં ચક્કરો કુંડાળાં તરીકે તેમાં થઈને કૂદવાના કામમાં લઈ શકાય, અને આવાં કુંડાળાંની માર્ગદર્શક હાર પણ જલદી કરી શકાય. હલકા વાંસ, અથવા લાકડાની ચીપો, જેને એકજ બાળક ઉંચકી શકે તેવી, અથવા સ્કાફ્ટના સ્તંભ ઉપરથી લટકાવેલા ફુગ્ગા વગેરે, અથવા ઝાડુની લાકડીઓ વગેરે કૂદકા મારતાં દોડવા માટે ઉપયોગી છે; અથવા કૂદીને અદ્ધર વસ્તુને અડકવાની રમતમાં પણ ઉપયોગી છે. બિસ્કિટના ટીનના પતરાના ડબ્બામાં ભીની રેતી ભરીને તેમાં ઉભી લાકડી ખોસીને કૂદવાની ઘોડીઓ બનાવી શકાય, તેની ઉભી લાકડીમાં ખુંટા માટે કાણાં પાડી શકાય, તેમાં ખીલીઓ ઠોકીને લાકડી કે દોરડું મૂકીને તેને કૂદવાની ઘોડી બનાવી શકાય. આ પ્રમાણે અને બીજી અનેક રીતે બુદ્ધિશાળી શિક્ષક ઓછી કિંમતે શાળાનાં રમતનાં સાધનોમાં વધારો કરી શકે.

## મેદાનમાં નિશાનીઓ રાખવી.

હમેશને માટે નિશાનીઓ કરી રાખવાનું સૂચન કરવું એ શક્ય નથી તેમજ તે ઇચ્છવાજોગ પણ નથી. જ્યારે જ્યારે નવો પાઠ લેવાનો હોય ત્યારે, આવી નિશાનીના અભાવે શિક્ષકને માથે કે બાળકોને નકામો બોજો વધી જાય. બીજી તરફ ઘણી નિશાનીઓવાળું મેદાન પણ મદદરૂપ થવાને બદલે અડચણરૂપ થઈ પડે છે. આથી વર્ગની ક્રીડનશક્તિમાં નિયંત્રણા થાય છે અને એકજ જાતની ચપળતાની કૃતિઓ તરફ વલણ થઈ જાય છે એટલુંજ નહિ, પણ તે ઉપરાંત જુદી જુદી ઉંમરનાં બાળકોની કૂદવાની, ફેંકવાની ને દોડવાની શક્તિમાં ફેર હોવાથી કૃતિઓ ઉપર અંકુશ આવી જાય છે અને હોશિયારી પ્રાપ્ત કરવામાં પ્રતિબંધ મુકાય છે. જો ખાનાં

ઉપર સૂચવ્યા પ્રમાણે મેદાનને રમત માટે લીટીઓ પાડી તૈયાર કરવામાં આવે તો ખાસ કરીને હમેશ રાખવાની નિશાનીઓ પુરતા શારીરિક કસરતના પાઠો પુરતું તે ચાલશે. કોર્ટ–મેદાન વિભાગની હદદર્શક લીટીઓ, દોડીને લેવાના કુદકા, કુદકાઓ વગેરેને માટે આરંભરેખા અને દોડીને પાછા ફરવાની હદ કે સરત પુરી કરવાની હદ તરીકે પણ વાપરી શકાય. માર્ગદર્શક નિશાનીઓ અથવા ક્રમિકતા સાથેના કુદકા નીસરણી વગેરે ચપળતાની કૃતિઓ માટે હમેશ રહે તેવી નિશાનીઓનો મેદાન પર ઉપયોગ ન કરવો જોઈએ. થોડો વખત ચાલે તેવી નિશાનીઓ કરવા તૈયાર કરેલા ચાક કરતા–ચાકના ગાંગડાનો ઉપયોગ કરવો. કોઈ કોઈ જિલ્લાઓમાં કારખાનામાંથી નાખી દીધેલા વાસણ કે તાસકના ચાકના ભરતરના નમુના મળી આવશે. જમીન પર અણીવાળી લાકડી ઘણા ખપમાં આવશે અને પાણી પાવાનો ઝારો પણ થોડા સમય માટે ઘણું સારૂં કામ આપશે ઝીણું ઘાસ ઉગ્યું હોય તેવી જમીન પર ચાકની કે ચુનાની ભૂકી અથવ લાકડાનો વેર વાપરી શકાય.

### પોષાક.

બાળકોની શારીરિક તાલીમની પ્રગતિમાં રસ લેતા સઘળા માણસોને સ્પષ્ટ માલમ હશે કે પ્રગતિમાં બાળકોનો પોષાક ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ તેમજ ઉપયોગિતાની દૃષ્ટિએ અનુકૂળ પોષાકની બાબત વિષે પ્રકરણ ૧ (પા. — ) માં વિચાર કરવામાં આવ્યો છે, અને આ અભ્યાસક્રમના કોઠાઓમાં આપેલી કસરતો ને ઢીલચાલોને અભ્યાસ ખાસ કરીને મોટાં છોકરાંઓ માટેનો સ્પષ્ટતાથી બતાવી આપશે? આ અભ્યાસક્રમની કસરતો સંપૂર્ણતાથી કરવા માટે યોગ્ય પોષાકની ખાસ જરૂર છે. છેલ્લાં થોડા વર્ષોથી વધારે અનુકૂળ પોષાક શોધવાને જે પ્રયાસો થઈ રહ્યા છે તે પ્રોત્સાહન આપનારી બાબત છે, અને એમ પણ જણાય છે કે જો બાળકોને તેમની શારીરિક તાલીમમાં અને કસરતો તથા રમતોમાં સંપૂર્ણ રસ પડતો હોય તો માબાપનો સહકાર અને સહાનુભૂતિ સાધારણ રીતે મેળવી શકાય છે. જ્યાં કપડાં બદલવાની સગવડ હોય ત્યાં, એ! પડવાળાં વસ્ત્રો ચાલે, અને આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ તેવી વ્યવસ્થા કરવાનું બની શકે; પણ બાળકોની ગરિબાઈ અને શાળામાં સાધનોના અભાવને લીધે, કસરત પછી નાહીને અગર માલીસ કરીને સાફ કરીને પછી કપડાં બદલી પહેરવાનું શકય નથી.ઘણાં બાળકોની બાબતમાં તો જે સૌથી સારામાં સારી બાબત થઈ શકે તેમ છે તે એ છે કે બાળકોને નકામાં વધારાનાં કપડાં કાઢી નાખવાં

અને યોગ્ય જોડા પહેરવાનું કહેવું. જો આમ કસરતમાં વાપરવાના જોડા પછી તે શાળાની માલકીના હોય કે બાળકોની માલકીના હોય તોપણ તે નિશાળમાં કોઈ જગાએ રાખવાની ગોઠવણ શાળાના અધિકારીઓ કરી શકતા હોય તો એવા જોડા લાંબા સમય સુધી કસરતના કામમાં વાપરી શકાય. વધારાનાં કપડાં જેવાં કે ડગલા, બંડી, લાંબા ઘેરવાળા ફ્રમ્ઝ, ઝભ્ભો, મોજાં વગેરે—પોષાકમાંથી ઓછાં કરવાં એ એક જાતની કરકસર છે. છોકરાઓ માટે કમરપટો અને બાળકીઓ માટે ચડ્ડી એને માટે ખાસ પૈસા ખરચવાના રહેશે. આ પ્રમાણેના પોષાકમાં સજ્જ થએલું બાળક આ અભ્યાસક્રમમાં વર્ણવેલી કસરતો કોઈ પણ જાતની અડચણ વગર, અને સલામતીથી કરી શકશે.

શિક્ષકના પોષાક વિષે પણ કહ્યું છે. શારીરિક તાલીમ અગર રમતના પાઠો લેતા દરેક શિક્ષકે કસરતને યોગ્ય જાતના જોડા પહેરવા જોઈએ અને આધુનિક સમયમાં તાલીમ લીધેલા શિક્ષકો જે જાતના કસરતના ખાસ પોષાક અને રમતના ખાસ પોષાક પહેરે છે, તે પોષાકમાં વર્ગ સમક્ષ રજુ થવાની ટેવ પાડવી જોઈએ. નિશાળના શારીરિક તાલીમ તરફના વલણ ઉપર આની અસર થયા વિના રહેશે નહિ અને બાળકોના ભલામાં રસ લેતા બીજા માણસોના વલણ પર પણ અસર થયા વિના રહેશે નહિ.

### પાંચથી સાત વર્ષનાં બાળકો માટેના પાઠોની નોંધ.

અઢાર પાઠો યોજ્યા છે. જો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ હોય તો દર વર્ષે ૬ પાઠ પુરા લેવા. જો અભ્યાસક્રમનો બે વર્ષનો ગાળો હોય તો નવ પાઠ પુરા લેવાનો યત્ન કરવો.

### ઇન્ફન્ટ સ્કૂલ—બાળશાળા માટેના પ્રાથમિક પાઠો નીચેના ધોરણ પર રચાયા છે.

(અંતર લેવું.)
પ્રાસ્તાવિક આરામની કૃતિઓ.
ઉભા રહેવાની સ્થિતિ.
(રચના)
ધડની કસરતો—હલનચલન.
હાથની હીલચાલો. (તેનો દર વખતે સમાવેશ કર્યો નથી.)
સમતોલપણું.
સામાન્ય ચપળતાની કૃતિઓ.

(કૂદવું, દોડવું, ચાલવું, વગેરે. દડા, પૈડાં, કૂદવાનાં દોરડાં વગેરે સાથે ખેલ-રમત.)

રમત.

શાંતિપૂર્વક રમતનો અંત.

ઉપરની યોજના દરેક પાઠનું ખોખું છે, પણ દરેક શિક્ષકને નાનાં બાળકોની જરૂરિઆતને અનુકૂળ પડે તેવી રીતે પાઠ રજુ કરવાનું સુગમ પડે માટે ઘણી છૂટથી કરવાની કૃતિઓ પણ સાથે સાથે આપી છે. પાઠના મૂળભૂત સિદ્ધાંતોરૂપ પાયારૂપ કસરતોને એકબીજા સાથે સાંકળે એવી રીતે આ છૂટથી કરવાની કૃતિઓ દાખલ કરવામાં આવી છે.

આ પુસ્તકમા રૂપરેષા સાથે બાળવર્ગ માટે જે પાઠો યોજવામાં આવ્યા છે તે પહેલી નજર નાખતાં યાદ રાખવા મુશ્કેલ લાગશે; પણ જ્યારે શિક્ષક એક વખત તેની સામાન્ય યોજનાથી પરિચિત થશે ત્યારે તેને લાગશે કે ૧૯૧૯ની આવૃત્તિવાળા સિદ્ધાંતો ઉપરજ આ રચના થઈ છે, પણ સામાન્ય ચપળતાની કૃતિઓ માટે આ યોજનામાં વધારે મદદ આપવામાં આવી છે. જ્યારે પહેલાંની યોજનામાં પાઠમાં, સ્વતંત્ર હીલચાલ, આરામ અને તાજગી આણવા માટે વિરામ ને રમતદ્વારા પાઠનો વિસ્તાર કરવાની ફરજ પડતી, ત્યારે આ પુસ્તકમાં તો અનેક પ્રકારની વિવિધ ઉપયોગી ચપળતાની કૃતિઓ સૂચવવામાં આવી છે, જે એવી રીતે દાખલ કરવામાં આવી છે કે તેનાથી પાઠનું સળંગપણું અને સ્વતંત્ર હીલચાલ આખા પાઠ દરમિયાન સાચવી શકાય.

જો કે ઘણી જાતની કસરતો, રમતો અને ચપળતાની કૃતિઓનાં વર્ણનો નોંધમાં આપેલાં માલમ પડશે અને સાથે સાથે વ્યવસ્થા તેમજ શીખવવાની રીત સંબંધી પણ તેમાં સૂચનો છે તોપણ બધી મૂળભૂત સ્થિતિઓ-મુદ્રાઓ માટે તેમજ બાળવર્ગ તથા બટુકશાળાઓમાં સામાન્ય હોય તેવી હીલચાલોનાં સંપૂર્ણ વર્ણનો માટે પ્રકરણ ૮મું જોવાની જરૂર રહેશેજ.

બાળવર્ગના પાઠો આપતી વખતે શિક્ષકનું ધ્યાન નીચેના સામાન્ય મુદ્દાઓ તરફ ખેંચવામાં આવે છે.

### શિક્ષકે જાતે કસરતમાં ભાગ લેવાની જરૂર.

નાનાં બાળકો સાથે કામ કરનાર શિક્ષકોને માટે બાળકો સાથે કૃતિઓમાં અને રમતોમાં જોડાવું ઘણું અગત્યનું છે. આ ઉંમરે બાળકો અનુકરણ કરીને ઘણી સહેલાઈથી શીખી શકે છે તેથી અને કંઈક ગોરી પાઠને આરંભનો વેગ આપવા માટે શિક્ષકે તેમ કરવું જોઈએ. દેખીતુંજ

છે કે શિક્ષક જેમ પાઠમાં વધારે ચેતન અને ઉત્સાહ રેડશે અને બાળકોના આનંદ ને ગમતમાં જેમ વધારે ભાગ લેશે તેમ બાળકો તેના શિક્ષણ અને નેતૃત્વનો વધારે ઉત્સાહથી પ્રત્યુત્તર વાળશે. (સાથે કામ કરશે.)

## સિસોટીનો ઉપયોગ.

પ્રથમના થોડા પાઠોમાં સિસોટીને માત્ર કામ બંધ કરવાના સાધન તરીકે વાપરવી યોગ્ય છે. આમ કરવાથી બાળકો કોઈ પણ ઇસારાને જલદી તાબે થતાં અને પોતાની હીલચાલો ઉપર કાબુ મેળવતાં શીખે છે. અકસ્માતના સંભવોને ઓછા કરવાનું પણ તે કિંમતી સાધન છે. દા. તરીકે, જો દરેક બાળકને સિસોટી વાગતાંની સાથે પત્થરવત સ્થિર ઉભા રહેવાની ટેવ પડી હશે તો એક બાળકના પડવાથી થતા, ચાગર ચક્કર તૂટતાં થતા અકસ્માતોનો સંભવ રહેશે નહિ.

## રૂમાલનો ઉપયોગ.

પાઠની શરૂઆતમાં અને પાઠ પુરો થયે બાળકો પાસે રૂમાલ કઢાવી નાક સાફ કરાવવું સલાહભરેલું છે. આ પ્રમાણે નાક સાફ કરાવી પછી જોર પડે તેવી કૃતિઓ કરાવવાથી બાળકો અનાયાસે-અજાણે પણ ઉંડો શ્વાસ લેશે અને તેથી 'શ્વાસ'ની નિયમપૂર્વકની કે તે વગરની કસરતો કરતાં આ ઉંમરે બાળકોને આનાથી વધારે લાભ થશે.

---

# સંગીતનું નોટેશન

રાગ, ચદાના કાનરો; તાલ, ત્રિતાલ; માત્રા, ૧૬.

| | | | |
|---|---|---|---|
| સ — નીં પ | ગ — સરી | ગ — મમ | પ — નીંમ પ |
| નિ — જંળ | આ — મન | વા — ણગ | ળા — વો — — |
| 7 | — | — | — |
| મ — મમ | પ — નીપ | સ — સ સ | રીં નીં સં — |
| આ — મ્રત | રે — પ ર | વા — સ ક | રે — છું — |
| 7 | — | — | — |

નોટઃ—બીજી લીટી અને ચોથી લીટી પહેલી લીટી પ્રમાણે ગાવી.

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા (ઠેકાણા સહિત) | નકલદીઠ કિંમત રૂ. આ. પા. | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| ૧૧૩ | પંડિત મોતીલાલ નહેરુ | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | શ્રી જ્યોતિ કાર્યાલય, જુમા મસ્જીદ, અમદાવાદ | ૦—૬—૩ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે |
| ૧૧૪ | સર જગદીશચંદ્ર બોઝ | આર. પી. સોની | | | |
| ૧૧૫ | શ્રી અરવિંદ ઘોષ | ,, | | | |
| ૧૧૬ | વીર વિઠ્ઠલભાઈ | ડી. ટી. શાહ | | | |
| ૧૧૭ | શ્રી ધોંડો કેશવ કર્વે | ભોગીલાલ ગાંધી | | | |
| ૧૧૮ | શ્રી એનીબીસેંટ | ડી. ટી. શાહ | | | |
| ૧૧૯ | શ્રી ગજાનન | ,, | | | |
| ૧૨૦ | શ્રી કાર્તિકેય | ,, | | | |
| ૧૨૧ | ચંદ્રહાસ | બાળા મજમુદાર | | | |
| ૧૨૨ | ભક્ત સુધન્વા | ડી. ટી. શાહ | | | |
| ૧૨૩ | શ્રી હર્ષ | ,, | | | |
| ૧૨૪ | રસકવિ જગન્નાથ | ,, | | | |
| ૧૨૫ | ભક્ત નામદેવ | ,, | | | |
| ૧૨૬ | શ્રી હેમચંદ્રાચાર્ય | નાગકુમાર મકાતી | | | |
| ૧૨૭ | છત્રપતિ શિવાજી | ડી. ટી. શાહ | | | |
| ૧૨૮ | સમર્થ સ્વામી રામદાસ | ,, | | | |
| ૧૨૯ | ચાંદબીબી | બી. પી. દેસાઈ | | | |
| ૧૩૦ | ગુરુ નાનક | ડી. ટી. શાહ | | | |
| ૧૩૧ | મહાત્મા કબીર | ,, | | | |

પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે



૦—૧—૩

શ્રી જ્યોતિ કાર્યાલય, જુમા મસ્જીદ, અમદાવાદ.

| | | |
|---|---|---|
| ૧૩૪ | શ્રી ચિત્તરંજનદાસ | પ્રહલાદ બ્રહ્મભટ્ટ |
| ૧૩૫ | શ્રી ત્રિભુવનદાસ ગજ્જર | ડી. ટી. શાહ |
| ૧૩૬ | સર સુરેન્દ્રનાથ બેનરજી | આર. પી. સોની |
| ૧૩૭ | શ્રી વિજય ધર્મસૂરિ | ડી. ટી. શાહ |
| ૧૩૮ | બાબુ રાજેન્દ્રપ્રસાદ | ,, |
| ૧૩૯ | સતી પાર્વતી | બાળા મજમુદાર |
| ૧૪૦ | શ્રી શંકરાચાર્ય | આર. પી. સોની |
| ૧૪૧ | શ્રીમદ્ વલ્લભાચાર્ય | બાળા મજમુદાર |
| ૧૪૨ | શ્રી માધવાચાર્ય | એમ. બી. કર્ણિક |
| ૧૪૩ | શ્રી રામાનુજાચાર્ય | ,, |
| ૧૪૪ | મહારાજા કુમારપાળ | ડી. ટી. શાહ |
| ૧૪૫ | ગુરુ ગોવિંદસિંહ | સોમાભાઈ પટેલ |
| ૧૪૬ | રણજીતસિંહ | ડી. ટી. શાહ |
| ૧૪૭ | મહારાણી લક્ષ્મીબાઈ | બી. વી. દેસાઈ |
| ૧૪૮ | શ્રી કેશવચંદ્ર સેન | આર. પી. સોની |
| ૧૪૯ | શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ડી. ટી. શાહ |
| ૧૫૦ | મહાદેવ ગોવિંદ રાનડે | ,, |
| ૧૫૧ | દાદાભાઈ નવરોજજી | ,, |
| ૧૫૨ | શ્રી ગોપાલકૃષ્ણ ગોખલે | ,, |
| ૧૫૩ | સ્વામી શ્રદ્ધાનંદજી | પ્રહલાદ બ્રહ્મભટ્ટ |
| ૧૫૪ | શ્રી ગોવર્ધનરામ | બી. વી. દેસાઈ |
| ૧૫૫ | શ્રી જવાહીરલાલ નહેરૂ | ડી. ટી. શાહ |
| ૧૫૬ | શ્રી સુભાષચંદ્ર બોઝ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૭ | શ્રી સેનાપ્રમા | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ધી જ્યોતિ કાર્યાલય, જુમા મસ્જીદ, અમદાવાદ. | ૦—૧—૬ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે |
| ૧૫૮ | તારામંડળ | ડી. ટી. શાહ | | | |
| ૧૫૯ | મહાદેવી સીતા | ” | | | |
| ૧૬૦ | નાગાર્જુન | એમ. બી. કર્ણિક | | | |
| ૧૬૧ | કર્મદેવી અને મેવાડની વીરાંગનાઓ | ડી. ટી. શાહ | | | |
| ૧૬૨ | વીર વનરાજ | સોમાભાઈ પટેલ | | | |
| ૧૬૩ | હૈદરઅલી | આર. પી. સોની | | | |
| ૧૬૪ | મહાકવિ પ્રેમાનંદ | સોમાભાઈ પટેલ | | | |
| ૧૬૫ | સર ટી. માધવરાવ | ડી. ટી. શાહ | | | |
| ૧૬૬ | જામ રણજીત | મકનજી પરમાર | | | |
| ૧૬૭ | ઝંડુ ભટ્ટજી | ડી. ટી. શાહ | | | |
| ૧૬૮ | શિલ્પી કરમારકર | ” | | | |
| ૧૬૯ | કવિ દલપતરામ | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | | | |
| ૧૭૦ | સ્વ. હાજીમહમ્મદ | ડી. ટી. શાહ | | | |
| ૧૭૧ | વીર લધાભા | ” | | | |
| ૧૭૨ | સૌંદર્યધામ કાશ્મીર | ” | | | |
| ૧૭૩ | નૈનીતાલ | એચ. વી. દેસાઈ | | | |
| ૧૭૪ | ગિરનાર | એમ. બી. કર્ણિક | | | |
| ૧૭૫ | દ્વારકાં | ડી. ટી. શાહ | | | |
| ૧૭૬ | પાટનગર દિલ્હી | સોમાભાઈ પટેલ. | | | |
| ૧૭૭ | મ્હૈસુર | ડી. ટી. શાહ | | | |
| | | સોમાભાઈ પટેલ<br>હરભાઈ ત્રિવેદી | નવયુગ પુસ્તકભંડાર, | ૦—૮—૦ (કાગળનું પૂઠું) | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો- |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | ૦-૧૨-૦ (લુગડાનું પુંઠું) | માં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૮૦ | બુદ્ધિમાપક ગુણમાપિત (૧૯૩૬) | એસ. પી. દવે | સોમેશ્વર પીતાંબર દવે, ઘડિયાળીની પોળ, વડોદરા. | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૮૧ | વાર્તાનું શાસ્ત્ર ખંડ ૧ (સને ૧૯૩૭ની બીજી આવૃત્તિ) | ગીજુભાઈ | શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | ૦-૧૨-૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૮૨ | ,, ( ,, ) | ,, | ,, | ૦-૧૦-૦ | ,, |
| ૧૮૩ | માનસિક ભૂમિકા યાને બુદ્ધિના પ્રમાણો વિષેના નિબંધ | ડૉ. એચ. એચ. ગોદાર્ડ અને ભાષાંતરકર્તા પી. બી. વૉર્ડન. | આર્ડુરા પ્રિન્ટિંગ પ્રેસ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ | ૧—૮—૦ | ,, |
| ૧૮૪ | હિંદી સંસ્કૃતિ અને અહિંસા (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | ધર્માનન્દ કોસમ્બી અને ભાષાંતરકર્તા ભાસ્કરરાવ વિદ્વાંસ | જીવણલાલ અમરશી મહેતા પીરમશારોડ, અમદાવાદ | ૨—૦—૦ | ,, |
| ૧૮૫ | સ્વાતંત્ર્યનો પ્રયોગ (૧૯૩૭) | હરભાઈ ત્રિવેદી | નૂતનશિક્ષણ કાર્યાલય, દેસાઈ પોળ, સુરત | ૦—૮—૦ | ,, |
| ૧૮૬ | મનન અને મંતવ્યો | આર. વી. ખાંડવાળા. | રતનદાસ વિઠલદાસ ખાંડવાળા, વાડીફળીઆ, સુરત | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે |
| ૧૮૭ | શ્રી મહાભારત (ગુજરાતી પદ્યબન્ધ) ગ્રંથ પહેલો. (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | કે. કે. શાસ્ત્રી | ધી ફોર્બસ ગુજરાતી સભા, ૭૧૫ લેમિંગ્ટન રોડ, મુંબઈ ૪. | ૧—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનો- |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | માં. શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૮૮ | " " ગ્રંથ બીજો (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | " | " | ૧—૦—૦ | " |
| ૧૮૯ | " " ગ્રંથ ત્રીજો (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | " | " | ૧—૦—૦ | " |
| ૧૯૦ | ગુજરાતના ઐતિહાસિક લેખો પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંત ભાગ ૧લો (૧૯૩૩) | જી. વી. આચાર્ય | " | ૪—૮—૦ | |
| ૧૯૧ | " " ભાગ ૨જો (૧૯૩૫) | " | " | ૪—૮—૦ | |
| ૧૯૨ | શ્રી કૃષ્ણલીલાકાવ્ય કાયસ્થ કવિ કેશવરામ કૃત (૧૯૩૩) | એ. બી. જાની | " | ૧—૮—૦ | |
| ૧૯૩ | એલેકઝાંડર કીન્લોક ફોર્બસ રચિત રાસ-માળા અથવા ગુજરાત પ્રાંતનો ઇતિહાસ ભાગ ૧ (સને ૧૯૨૨ની ત્રીજી આવૃત્તિ). | એ. કે. ફોર્બસ | ધી ફોર્બસ ગુજરાતી સભા, ૩૬૫, ગીરગાંવ, લેમિન્ગ્ટન રોડ, મુંબઈ ૪. | ૫—૮—૦ | |
| ૧૯૪ | " " ભાગ ૨જો (સને ૧૯૩૩ની ત્રીજી આવૃત્તિ) | " | " | ૫—૮—૦ | |
| ૧૯૫ | બાદશાહ માર્કસ ઓરીલીયસ એન્ટોનીનસના વિચારો (સને ૧૯૨૨ની પહેલી આવૃત્તિ) | સર કેસરીસિંહજી | " | ૨—૦—૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૬ | કવિ માંડણકૃત પ્રબોધ બત્રીસી અથવા માંડણ બંધારાના ઉખાણા અને કવિ શ્રીધરકૃત રાવણમંદોદરીસંવાદ (૧૯૩૦) | એસ. સી. રાવળ | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૧૯૭ | શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | ડી. કે. શાસ્ત્રી | ,, | ૧—૦—૦ | ,, |
| ૧૯૮ | ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | કવીશ્વર દલપતરામ ડી. | ,, | ૦—૧૨—૦ | ,, |
| ૧૯૯ | શાક્ત સંપ્રદાય, તેના સિદ્ધાંતો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | એન. ડી. મહેતા | ,, | ૧—૮—૦ | ,, |
| ૨૦૦ | પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ (૧૯૩૦) | સી. વી. રાવળ | ,, | ૧—૦—૦ | માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૦૧ | ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રથમ ભાગ (૧૯૩૧) | આર. પી. બક્ષી | ,, | ૩—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૦૨ | મલધારી શ્રી રાજશેખરસુરી પ્રણીત ચતુર્વિંશતી પ્રબંધનો | એચ. આર. કાપડીઆ | ,, | ૧—૦—૦ | ,, |

## શાળાપત્ર સંબંધી સૂચનાઃ—

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧—૮—૦ ટપાલખર્ચ સાથે અગાઉથી. છૂટક અંકના રૂ. ૦—૩—૩ પોસ્ટે સાથે. લવાજમના પૈસા મનીઓર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

૫ સ્થળસંકોચને લીધે શાળાપત્રમાં ઇનામપત્રક છપાય છે તેના સંબંધમાં દરેકને સૂચના કરવામાં આવે છે, કે રૂ. ૫) થી ઓછી રકમવાળાં નામ છપાવવા માટે મોકલવાં નહિ; તેમ છતાં આવશે તો તે છાપવામાં આવશે નહિ.

તંત્રી

---

[ ઑગસ્ટ સને ૧૯૩૮ ]




તંત્રી

એચ. ટી. ધોંધારી, બી.એ., એસ ટી સી ડી

## અનુક્રમણિકા



કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ભિકમલાલ પોખારી, બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર, પ્રે. શ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.




પુસ્તક ૭૭ ] ઑગસ્ટ ૧૯૩૮ [ અંક ૮

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે, તેટલી વહેલી ઉન્નતિ.**

---

## શાળાની વ્યવસ્થા

( ગતાંક પૃષ્ઠ ૨૭૫ થી ચાલુ )

### સગવડભરેલો લક્કડસામાન, સાધનો, ચોપડીઓ, નકશા વગેરેનો બંદોબસ્ત—

નીચે જણાવેલી દૃષ્ટિએ સામાન ખરીદાવો જોઈએઃ

૧. ઉપયોગ, ૨. ટકાઉપણું, ૩. ખસેડવાની અનુકૂળતા, ૪. દેખાવ.

આમાં લક્કડસામાન જેવો કે ટેબલ, ખુરસી, કા. પા. પેટી, આંકણી વગેરે તેમજ પદાર્થપાઠ ને વિજ્ઞાનના પાઠો શીખવવાનાં સાધનો, પુસ્તકો (પાઠ્યપુસ્તકો તેમજ વિશેષ વાચન માટે પુસ્તકો) ચિત્રો, નકશા વગેરેનો સમાવેશ થાય છે.

કોઈપણ બીનઉપયોગી વસ્તુ ફક્ત દેખાવની ખાતર શાળામાં હોવી જોઈએ નહિ. એવી વસ્તુઓ જાહેર સંગ્રહસ્થાનમાં જઈ શકે.

પછી તેમનું પાલન થવું જોઇએ. વિદ્યાર્થીઓની શક્તિ બહારના તે હોવા જોઈએ નહિ. નિયમો તેમજ શિક્ષાનો હેતુ સુધારવા, સારૂં ઘડતર ઘડવા અને અનિચ્છનીય વર્તનના અટકાવ માટે હોવો જોઈએ. શિક્ષકમાં વિષયનું સારૂં જ્ઞાન હોવું જોઈએ. વિદ્યાર્થીઓને પ્રેમથી જીતી લેવા જોઈએ. પોતાના વર્ગની શિક્ષા માટે કોઈ પણ દિવસ મુખ્ય શિક્ષક પાસે જવું નહિ. પોતે જાતેજ વ્યવસ્થા કરી લેવી જોઈએ અને એવી રીતનો વર્તાવ રાખવો કે જેથી કોઈપણ બાળકને ગેરવાજબી શિક્ષા માટે ફરિયાદ કરવાનું કારણ રહે નહિ. શાળાનું વાતાવરણ આનંદજનક બનાવો. વિદ્યાર્થીઓના વાલીના સંબંધમાં આવવાથી શિસ્તપાલન સરળ થઈ પડશે. સારા અને નરસા વચ્ચેનો તફાવત બાળકે સમજવો જોઈએ. શાંતિ એટલે સારૂં અને પ્રવૃત્તિ એટલે ખોટું એમ સમજવાનું નથી. નાના બાળકોની શિસ્તમાં આપણો હેતુ, પ્રવૃત્તિ, કાર્ય અને સારા માટે છે, અને નહિ કે નિવૃત્તિ; શાંતિ અને આજ્ઞાપાલન માટે છે. જ્યાં બાળકો હેતુપૂર્વક ને બુદ્ધિપૂર્વક સ્વેચ્છાથી કોઈપણ ખોટા કે અસભ્ય વર્તન વગર ફરતા હોય ત્યાં શિસ્ત જળવાઈ છે એમ સમજવું. અલબત મોટાં થતાં જ્યાં ભેગાં બેસીને ભણવાનું હોય ત્યાં પોતાની જગાએ બીજાઓને હરકત કર્યા વગર બેસતાં તેમણે શીખવાનું છે કે જે તે ઉમરે તેઓ શીખશે, જેમ મોટાંઓને પણ કોઈના ભાષણમાં સ્થિર બેસવાનું હોય છે, પણ આ શિસ્ત સમજણપૂર્વક આવવી જોઈએ. હારબંધ બેસવું, શાંત બેસવું એ વધારે સુખકર છે એ તેમણે પોતાની મેળે સમજવું જોઈએ, અને સારી રીતે સમજે તેવી સ્થિતિમાં તેમને લાવવા જોઈએ. શામાટે તેમ વર્તવાની જરૂર છે એ તેઓ સમજતા હશે તો પોતાની મેળે તેમ વર્તવાને તૈયાર થઈ જશે અને નહિ કે આજ્ઞાથી. આથી સમજાશે કે શિસ્તપાલન કુદરતી થવું જોઈએ. ખરેખર, બાળકમાં જે કંઈ બીજાઓને અપમાનકર્તા કે નુકસાનકર્તા હોય અને અસભ્ય કે વિરુદ્ધતા-વાળી વર્તણુક હોય તે દબાવવી જોઇએ, પણ બાકીની દરેક ઉપયોગી પ્રવૃત્તિનું નિરીક્ષણ થવું જોઈએ, આ મુદ્દો ખાસ જરૂરી છે.

શિસ્ત એ સંચાલનનો અર્ક છે. તે શરીરની તાલીમ અને મનની ખીલવણી માટેનાં નિશાળનાં કામોનો સરવાળો છે. જે જે રીતોથી અને ઉપાયોથી શાળાનું સમગ્ર સંચાલન થાય છે તેમાં અને વ્યવસ્થિત આચરણમાં તે દેખા દે છે. સખત શિસ્તની પજા કે કલાકો નુકસાન કરતા નથી, ફાયદો પણ થાય અને સ્વતંત્ર શિસ્તની પજા કે કલાકો માટે તેમ ખાસ નિશ્ચય પૂર્વક કહી શકાય. આજ્ઞાપાલન બુદ્ધિનું પરિણામ છે નહિ કે જડતાનું.

## ઇનામ અને શિક્ષા.—

જ્યાંસુધી જગત છે ત્યાંસુધી બન્ને રહેવાનાંજ. રીતમાં ફેર પડશે. કોઈપણ કાર્ય નિષ્કામ બનવું એ ઘણું અઘરૂં છે અને લાખો કે કરોડો-માંથી એકાદનેજ તે સંપૂર્ણપણે પ્રાપ્ત થાય છે. ઇનામથી અદેખાઈ વગેરેની ઉત્પત્તિ ન થાય તે માટે બંનેનો સદુપયોગ કરવાની જરૂર છે. વ્યક્તિગત થવાને બદલે બાળકની પ્રવૃત્તિ સમાજના હિતાર્થે થાય એ ભાવના લાવવાની જરૂર છે. શાળામાં જે કંઇ શુભ પ્રવૃત્તિ થાય તે વર્ગના કે શાળાના હિત માટે હશે તો સકામતાની ભાવના ઓછી થઈ નિષ્કામ ભાવવાની બુદ્ધિ થવાનો સંભવ રહેશે. વ્યક્તિને પણ સારી પ્રવૃત્તિ માટે એ ચાર ખાસ શબ્દોની જરૂર રહે છે.

શિક્ષાનો હેતુ પણ સુધારક ને નિવારક હોવો જોઈએ. શિક્ષા કરવામાં મધ્યમ માર્ગને અનુસરવાની આવશ્યકતા છે. આતશયપણું નહિ જોઈએ. ભય કરતાં પ્રેમનો ભાવ વિશેષ હોવો જોઈએ. વ્યવસ્થાનો આધાર શિક્ષકના પોતાના ગુણ પર છે. શિક્ષકે કોઈપણ વખતે ગુસ્સામાં હોય ત્યારે બાળકને શિક્ષા કરવી નહિ. શારીરિક શિક્ષા મનુષ્યને માટે કોઈપણ કારણસર કોઈપણ વખતે ઇચ્છવા યોગ્ય નથી તેમ શોભાસ્પદ પણ નથી. જો શોભતી હોય તો વખતે પશુની બાબતમાં તેમ હોઈ શકે, પરંતુ મનુષ્ય બાળક માટે તો નહિજ. ઉપર જોઈ ગયા તેમ શાળામાં શિક્ષાની જરૂર રહે છે એમાં બે મત નથી, પરંતુ શારીરિક શિક્ષા સિવાય શિસ્ત જળવાય નહિ એ મહાન ભૂલ છે તો પછી નહિ આવડવા માટે શારીરિક શિક્ષા થાય એ તો તદ્દન જંગલીપણુંજ છે. હજુ એવા કેટલાક શિક્ષકો છે કે જેઓ ખાતરીપૂર્વક માને છે કે બીકથી શિસ્ત આવે છે અને તે બીક સોટીથી ચાલુ રહે છે. શિસ્તના આવા વિચિત્ર વિચારોને લઇને ગુન્હાની સરખામણીમાં અતિશય રૂપમાં જંગલી પદ્ધતિઓને તેઓ અનુસરે છે. આવી પશુત્વવાળી રીત કરતાં બીજી મનુષ્યત્વવાળી રીતો નથી શું? બીકથી નિયમો ને રિવાજો પળાવાય એ ખરી ને કાયમી અસરવાળી રીત નથી. બાળકોના આનંદ ને ઉત્સાહને થોડા વખત માટે બીકથી રોકવામાં આવે તો તે બીજા નુકસાન-કારક રસ્તે વળે છે. ક્રૂરતાથી વર્તવામાં આવેલ બાળકો ઘણીવાર નઠોર નીવડે છે.

પ્રથમ એ પણ જાણવું જોઈએ કે ગુન્હા તરફની વલણ ઘણી વખત માનસિક નબળાઇઓને લઇને હોય છે. અપૂર્ણ ખોરાક, અયોગ્ય ઉછેર, અને અનારોગ્ય શરીરથી બાળકો બીકણ અને હઠીલા બને છે અને ઘણી વખત

જે શીખવવામાં આવે તે સહેલાઈથી ગ્રહણ કરી શકતા નથી. આ વખતે શિક્ષકની સોટી કરતાં માનસશાસ્ત્રી ઘણું સારું કામ કરી શકે છે. આથી શિક્ષકને બાળમાનસનો અભ્યાસ હોવો જોઇએ અને વર્ગમાંના અનુભવોની નોંધો સબળ જોઈએ જેથી એ અભ્યાસ સુગમ થઈ પડશે. શિક્ષા નિષ્ફળ જાય છે. હઠીલા બાળકોને માનસશાસ્ત્રીને સોંપવામાં આવે, જે વાલીની સંમતિથી તેમના ખોરાકમાં અને બીજી ભૂલોમાં સુધારો કરાવી શકે. શિક્ષકે માનસશાસ્ત્રના નામથી ભડકવાની જરૂર નથી. અભ્યાસથી દરેક વિષય સુગમ બને છે. આ માટે શિક્ષકે નિરીક્ષણ કરવાની તેમજ વાલીઓના સંબંધમાં આવીને બાળક વિષેની માહીતી મેળવવાની જરૂર છે.

બીજું એ પણ સમજવું જોઈએ કે બાળકમાં જાતસુધારણાની વલણ રહેલી છે જેને પ્રગતિની જરૂર છે. આ બાળક માટેના પ્રેમથી બની શકે, નહિ કે બીકથી. કોઈ પણ મનુષ્ય પોતાને મંદ કે મૂર્ખ રાખવા ઇચ્છતો નથી. ઘણી વખત બાળકો પોતાનાં કપડાં, રમકડાં વગેરે ગમેતેમ ફેંકતા હોય છે અને ક્રોધી માબાપો એ માટે તેમને મારતા હોય છે, પરંતુ આ માટેની જરૂરી સૂચનાથી ઘણો સુધારો થઈ શકે. ઘણી વખત કપડાં ભરવવાની ખીંટીઓ ઉંચી હોય છે જેનો ઉપયોગ મોટાંઓજ કરી શકે અને બાળકોને કપડાં ગમે ત્યાં મૂકવાં પડે છે. મોટાંઓ પોતાને માટે પેટી વગેરે રાખે છે, બાળકને પોતાની ચીજો મૂકવાને તેવું કાંઈ હોતું નથી અને તેના અભાવે તેમની ચીજો ગમે ત્યાં રખડતી હોય છે જે માટે તેને શિક્ષા કરવામાં આવે છે. એજ પ્રમાણે શાળાનાં બાળકોની સાથે પણ એવાજ વર્તનની જરૂર છે. યોગ્ય પરિસ્થિતિ ઉભી કરી આપવી એ શિક્ષકની ફરજ છે. ધારો કે કોઈ બાળક કોઈ સામાન ભાંગવામાં આનંદ લેતું હોય તો તેનાથી બની શકે તેમ હોય તો તેની પાસે તે સમુ કરાવવું. આવા સીધા પગલાંથી બાળક પોતાની ભૂલ સમજે છે અને શું ખોટું કર્યું છે તે બરાબર જાણે છે.

ઉપર જોઈ ગયા તેમ શિક્ષા કરતી વખતે એ ખાસ ધ્યાનમાં રાખવું કે એ રક્ષણકર્તા, સુધારક અને નિવારક બને. તોફાની છોકરો હોય તો તેને બીજાઓથી દૂર કરવામાં આવે જેથી બીજાઓનું રક્ષણ થાય. ઘણી વખત શારીરિક શિક્ષાથી કેટલાક છોકરાઓ જેટલા ડરતા નથી તેટલા વર્ગમાં માનભંગથી ડરે છે અને તેથી બાળસ્વભાવના અભ્યાસની જરૂર છે અને તેવા અભ્યાસીનું કામ આ બાબતમાં સરળ થાય છે. બદલો

વાળવાની રીતની શિક્ષા કેળવણીની દષ્ટિએ તદ્દન નિષ્ફળ જાય છે. વિચાર-પૂર્વકની શિક્ષા એ મુખ્યત્વે સુધારક બને છે. કેટલીક વખત શક્તિશાળી વ્યક્તિત્વવાળા શિક્ષક તરફનો એક નમ્ર ઠપકો ખરેખર અજાયબ જેવી અસર કરે છે, પણ સામાન્ય રીતે નિયમો નીતિ ને કુદરતનાં કાયદાઓથી વિરુદ્ધ હશે તો બાળકો તેનો વારંવાર ભંગ કરવાને લલચાશે.

કેટલાક જુના સામાજિક રીતરિવાજોમાં જણાય છે તે પ્રમાણે શિક્ષકો પણ જુની ઘરેડમાંથી બહાર આવવા પ્રચ્છતા નથી હોતા. આનું કારણ એટલુંજ હોઈ શકે કે જે કાર્ય તેમણે હાથ પર લીધેલું છે તેનું મહત્ત્વ તેઓ સમજતા નથી. એક વખત પણ તેને વિચારનો વિષય બનાવેલો જણાતો નથી. બાળકોના મન પર કેટલી ભારે અસર તેઓ કરી શકે તેની તેમને કદર નથી અને તેથી તેમની પરિસ્થિતિમાં જે ઉત્તમ ફરજ તેમના-પર પડે છે તે તરફ તેઓ બેદરકાર રહે છે કે જે જો તેઓ પોતાની શક્તિ અને ઉપકારવૃત્તિથી વધુ સારી રીતે પરિચિત હોત તો બજાવી શકત. તેઓ બાળકોની બુદ્ધિપર મુખ્યત્વે કરીને યાંત્રિક અસર ઉપજાવે છે. બાળકો પર નૈતિક અસર ઉપજાવી તેમની ભાવના અને ટેવો કેળવવા પ્રયત્ન કરવો, તેમની વૃત્તિઓને કબજે રાખવા અને દોરવા સંબંધીના વિચારો તેમની સમજમાં આવતાજ નથી, આ માટે સામાન્ય સમજની જરૂર છે.

અપૂર્ણ

---

## આદર્શશાળા

(ગતાંક પૃષ્ઠ ૨૭૮ થી ચાલુ)

**માનસિક કસોટી.—**

બુદ્ધિનો પ્રદેશ અગમ્ય અને સાહજિક છે. જેમ સારી વસ્તુ નબળી વસ્તુમાં પડે તો તેની કિંમત નથી. તેમ મહાન બુદ્ધિશાળી વિદ્યાર્થી પાછળ-બુદ્ધિના સાથે ભણે કે પડી રહે તેમાં દેશને ખૂબ ફટકો પડે છે, કેમકે તીવ્ર બુદ્ધિવાળાનો વિકાસ શાળામાં વધતો અટકે છે, જેથી તેઓ આગળ જઈ નામના મેળવી શકતા નથી. જગતમાં બુદ્ધિશાળી પ્રજાજ જીવી શકે છે. માટે જો આપણે આગળ આવવું હોય તો નિશાળમાં ભણતા દરેક બાળકની માનસિક કસોટી કરવી જરૂરી છે. અમેરિકા જેવા દેશમાં તો પ્રત્યેક બાળકની માનસિક કસોટી થાય છે. આપણે ત્યાં પણ કેટલીક શાળામાં એના અખતરા કરવામાં આવ્યા છે. જેના પરિણામથી માલમ પડયું છે કે એથી કેળવણીના પ્રદેશમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ બંનેને લાભ થાય છે.

૧૫ દરરોજ પ્રાર્થના.—

આ બાબત ઉપર કહી ગયા છીએ. નિશાળ ઉઘડે કે તરત એક ઈશ્વરપ્રાર્થના કરવી જરૂરી છે. એથી બાળકની વૃત્તિ ઇશ્વરાભિમુખ બને છે.

૧૬ પર્યટન.—

શાળાની કેળવણી પર્યટન સિવાય અપૂર્ણ રહે છે. સાધારણ રીતે અમારો અનુભવ એવો છે કે ગામડાંની શાળામાં એવાં પર્યટનોથી વિદ્યાર્થીની સંગ્રહશક્તિ ખૂબ ખીલે છે. આ બાબત શિક્ષકના ઉત્સાહ પર આધાર રાખે છે, છતાં કર્તવ્યનિષ્ઠ શિક્ષકો ભવિષ્યની પ્રજાને આ રીતે સદ્દર અને નિડર બનાવી શકે છે. શાળાનું શિક્ષણ એ વિષયોમાં પરિસમાપ્ત થાય છે, જ્યારે બાહ્યપ્રવૃત્તિમાં પર્યટન જેવા વિષયોનો સમાવેશ થાય છે. આજુબાજુનાં કુદરતી સ્થળો અને કારખાનાં, ઐતિહાસિક સ્થળો અને વેપારનાં સ્થળો એ બાળકને પર્યટનદ્વારા બતાવવાં જોઈએ. એની નોંધ દરેક વિદ્યાર્થીએ પોતાની નોંધપોથીમાં રાખવી તેમજ પર્યટનમાં જ્યાં જાય ત્યાંથી શાળાના સંગ્રહસ્થાન માટે આકર્ષક નમુના પણ લાવવા કહેવું. આ રીતે પર્યટન એક ઉત્તમ મનુષ્ય બનાવવાની કળા છે. દેશાટન એ પણ આજ કારણથી ઉત્તમ મનાયું હતું. દા. જગતની મુસાફરી કરનારા સાહસવીરો એ આ બાબતની પ્રતીતિરૂપ છે.

૧૭ ચર્ચાસંઘ.—

પ્રાથમિક શાળામાં ચર્ચાસંઘ અનેકવિધ લાભો આપે છે. બોલવાની શક્તિ અને સ્પષ્ટ વિચાર દર્શાવવાની કુનેહ આવી છટાથી કેળવાય છે. એ ઉપરાંત નિડરતા અને સ્વમાનની વૃત્તિ પણ કેળવાય છે. પ્રાથમિક શાળામાં આ સંત્ર મેં શરૂ કર્યો છે. એના પ્રત્યક્ષ અનુભવથી મેં જોયું છે કે શરૂઆતમાં આપણને એમાં મુશ્કેલી આવે છે, પણ પાછળથી બાળકનો વિચારવિકાસ ઘણોજ પરિપૂર્ણ માલમ પડે છે. શરૂઆતમાં શિક્ષકે કોઈ પણ વિષય ઉપર વાતચીત શરૂ કરવી. આથી એનું નિબંધવાચન અને નિબંધલેખન સમૃદ્ધ બનશે. વર્તમાનપત્રોમાંથી રસિક હકીકતો અને અનુભવજન્ય વાતો આવી સભામાં કહી શકાય. મતપદ્ધતિથી ધારાસભાની ચુંટણી કે પાર્લામેંટની વ્યવસ્થાનું પણ ભાન થાય છે. ટુંકમાં સ્વાલંબન અને વાણીસ્વાતંત્ર્ય, નિડરતા અને સ્વમાન એવા અમૂલ્ય ગુણ વિદ્યાર્થીમાં બીજરૂપે જન્મે છે. આટલું પણ ઓછું છે?

## ૧૮ વિદ્યાર્થીની સ્વરાજ કમિટી—

શાળાની વ્યવસ્થા માટે દરેક ધોરણના પ્રતિનિધિઓની એક સભા નીમવી. તેને નિશાળની સામાન્ય વ્યવસ્થા સોંપવી. નિશાળમાં સાફસુફ રાખવું, નીચલા ધોરણને માર્ગદર્શક થવું, કોઈ વિદ્યાર્થીના ગુના માટે સજા કરવી, બગીચાની સંભાળ રાખવી, સંગ્રહસ્થાનની યાદી રાખવી, એવાં કામો એના કાર્યક્ષેત્ર માટે આપવાં. એમા મુખ્ય શિક્ષક માત્ર સલાહકાર તરીકે કામ કરે. પરસ્પર સહાયકારી સોસાઈટીનો પણ એજ અમલ કરે; પર્યટનની વ્યવસ્થા, કસરત શાળાની નિયમિતતા, સંમેલનની ગોઠવણ, એ પણ એ સમાજ કરે. રચનાત્મક સુધારાનાં બીજ આવી ચેતનમય પ્રવૃત્તિથી જ વાવી શકાય છે. આવી નાની બાબતોથીજ મહાન કાર્ય લણી શકાય છે. એના નિયમો ઓછા અને સાદી ભાષામાંજ લખવા, અને તેટલા ઓછા નિયમો પણ તેનો સંપૂર્ણ અમલ, એ સૂત્ર સંસ્થાની ઉન્નત્તિ માટે રામબાણ ઉપાય છે. શાળાની વ્યવસ્થા અને સ્વચ્છતા, પ્રમાણિકતા અને સમતા, જાગૃતિ અને સેવા, આબરૂ અને સમાજમા સ્થાન, એ આવી કમિટી–સભાદ્વારાજ સાધ્ય થઈ શકશે.

## ૧૯. નાટ્ય પ્રયોગ —

શિક્ષણની અનેકવિધ બહુરંગી પ્રવૃત્તિમાંની એક આ પ્રવૃત્તિ છે. "નાટક એ જીવન છે કે જીવન એ નાટક છે" એ નવલરામના સૂત્રનો જવાબ કોણ આપે તેમ છે! બીજવૃક્ષન્યાય જેવો આ સવાલ છે, છતાં શિક્ષણ એ મનુષ્યકૃત કળા છે. એના વિકાસ માટે શાળાજ જવાબદાર છે. દેવદાસ કે અછૂત કન્યા જેવી ફિલ્મ મનુષ્ય સમાજ પર કેટલી હૃદયંગમ અસર કરે છે. તેમ શિક્ષણમાં પણ "કૃતિ" સચોટ અસર કરે છે. શિક્ષણના પાંચ પગથીઆંમાં પ્રથમ સ્થાને પદાર્થ–કૃતિ છે. સીતાનું નાટક જોવાથી જેવી રોચક અસર થાય તેવી અસર લાખો વાર સીતાનો પાઠ વાંચવાથી થતી નથી. એ વસ્તુજ મનુષ્યસ્વભાવનું આલેખન કરવા બસ છે. માટે શાળામાં ઇતિહાસ, ભૂગોળ, વાચનપાઠ તથા કવિતા વગેરે વિષયો "રમતનું તત્ત્વ" દાખલ કરી શીખવવા. આ રીતે કામ કરવાથી બાળકનો વિકાસ થશે. શિક્ષકનું કાર્ય સરળ બનશે અને સાર્વત્રિક સુધારા સુલભ બનશે. દાખલા તરીકે, ગ્રામસુધારણા એ હાલનો પ્રધાન વિષય છે. હવે એની સમાજ પર અસર કરવા ગ્રામ્ય સુધારણાનું નાટક ઉત્તમ સાધન છે. આજ કારણથી શિક્ષણક્ષેત્રમાં સિનેમા, મેજિકલેન્ટર્ન અને સંવાદો અગત્યનો ભાગ ભજવે છે.

**૨૦. શાળા કમિટી—**

આ કમિટી ના. સરકારના બંધારણ અનુસાર ગામના પ્રતિષ્ઠિત લોકોના પ્રતિનિધિની બનેલી હોય છે. તેણે સ્કૂલને સહાય કરવાની છે, છતાં આ બાબતની પણ પુનરાવૃત્તિ જરૂરી છે. એક આદર્શ શાળાની સ્કૂલ કમિટી આદર્શ હોવી જોઈએ. બાળકોની જરૂરિઆતો પુરી પાડવી, ઇનામો વહેંચવાં, ગરીબ બાળકોને ભણાવવા મદદ કરવી અને શિક્ષકને પુરતી મદદ આપવી, એ એવી કમિટીનું કર્તવ્ય હોવું જોઈએ.

**૨૧. વાલીદિન અને બાળદિન**

નિશાળમાં ભણતા બાળકો એ દેશની અમૂલ્ય દોલત છે. એ સૂત્ર અમલમાં લાવવા વાલી અને શિક્ષક બંનેનો સહકાર જરૂરી છે, તેમજ દરેક વાલીને પોતાના બાળકનું વાર્ષિક કામ જોવું ગમે છે. પરસ્પર સહકારની માનવ કલ્યાણની ભાવના વ્યાપક કરવા આવાં સંમેલનોની અગત્ય છે.

નૂતન શિક્ષણપદ્ધતિ બાળકના વિકાસપર રચાએલી છે. બાળકને યોગ્ય માન આપો- તેની ભાવના પોષો અને પ્રત્યેક બાળકનો વ્યક્તિગત અભ્યાસ કરો, એ શિક્ષકનું અને વાલીનું કર્તવ્ય છે, માટે વાલીદિન એ ઉત્તમ ઉજાણીરૂપ છે. મહારાષ્ટ્રના બાલચિંતક દેશનાયકે આવી બાલદિનની ઉજવણી શરૂ કરી છે એ સ્તુત્ય છે. વાલીઓ નિશાળમાં આવે, પોતાના પુત્રનું કામ જુએ, અને સંતોષ અનુભવે, એ આ યોજનાનો હેતુ છે. એ સિવાય બાળકની મુશ્કેલીનો પણ તોડ પડે છે.

સમસ્ત ગુજરાતમા પણ આવા સાર્વત્રિક બાળદિનની ઉજવણી કરવી જરૂરી છે. બાળકને રમાડવાનું સૌને મન થાય છે, છતાં તેને કેમ ઉછેરવું તેની ભાગ્યેજ કોઇને પડી છે. અરે! સગી માતાને પણ પડી નથી. બાળક શબ્દથી સંતોષ થનાર બાળકની ઉર્મિઓ જાણી શકતો નથી. એને માટે માબાપો અને શિક્ષકે પરસ્પર વિચારવિનિમય કરવો જોઈએ. અપૂર્ણ

---

## ચિત્રકામ

(ગતાંક પૃષ્ઠ ૨૯૨ થી ચાલુ)

### પદાર્થ પરથી માપ લેવાની પદ્ધતિ:

કોઈપણ પદાર્થચિત્ર પદાર્થ પરથી કાઢતી વખતે પ્રમાણસર કાઢવા માટે કોઇપણ એક ચોક્કસ રીત વાપરવી જોઈએ, કે જેનાથી એકબીજાં માપો સરખાવી શકાય અને સપ્રમાણ ચિત્રકામ કરી શકાય.

કોઈ પણ પદાર્થ પરથી તેના જેવું આબેહૂબ ચિત્રકામ કરવાના મહાવરાથી પ્રમાણ અને આકાર સમજવાની શક્તિમાં વધારો થાય છે. વળી હાથને ચોકસાઈથી સફાઈદાર કામ કરવાની અને આંખને જુદા જુદા ખુણાઓ અને છટાદાર રેખાઓથી બનતા આકારો જોવાનો રસમય અભ્યાસ થાય છે.

વિદ્યાર્થીઓએ જાતે આંખે નિરીક્ષણ કરી પદાર્થ કે બીજી વસ્તુનાં પ્રમાણો શોધી કાઢવાં જોઈએ. કોઈપણ જાતના સાધનની મદદ વગર પ્રમાણ માત્ર આંખથી જોઈને સમજી શકાય એ બહુ ઉત્તમ છે, પરંતુ આવી બાબતમાં શરૂઆતનાં બાળકો માટે ઘણું અઘરું કાર્ય છે. આ માટે માત્ર પેન્સિલની મદદ લેવાની છૂટ આપવી જોઈએ. ધીમે ધીમે અભ્યાસમાં વધારો થતા તે પણ છોડી દેવડાવવી જોઈએ અને ત્યારેજ તેઓ પોતાની આંખનો ખરો ઉપયોગ કરતા થશે.

પેન્સિલથી થોડી કસરતો વર્ગનાં બાળકો પાસે નીચે મુજબ કરાવવી. દરેક બાળક પાસે મોટી પેન્સિલ રખાવવી.

૧. ટટાર સીધા બેસો.
૨. બંને હાથની પહેલી આંગળીના અગ્ર ભાગથી પેન્સિલ પકડો. (આકૃતિ ઘ જુઓ).
૩. હાથ લાંબા કરો.
૪. જમણી આંખ બંધ કરો.
૫. પેન્સિલ ખભાની લીટીની સમાંતર રાખો.
૬. સામે મૂકેલા કા-પા-ની નીચેની ધાર પર પેન્સિલ સમાંતર રાખો.
૭. સામે મૂકેલા કા-પા-ની ઉપલી ધાર પર પેન્સિલ સમાંતર રાખો.

ઘ. ૧. ટટાર સીધા બેસો
૨. બંને હાથની પહેલી આંગળીના અગ્ર ભાગથી પેન્સિલ પકડો.
૩. પેન્સિલ ખભાની લીટીને કાટખુણે રાખો
૪. જમણી આખ બંધ કરો.
૫. સામે મૂકેલા કા-પા-ની જમણી ધાર પર પેન્સિલ સમાંતર રાખો.
૬. સામે મૂકેલા કા-પા-ની ડાબી ધાર પર પેન્સિલ સમાંતર રાખો.

ઉપરની કસરતથી બાળકોને ધારેલી જગ્યા પર પેન્સિલ રાખતાં આવડશે. હવે માપ લેવા માટે પેન્સિલનો ઉપયોગ કેમ કરવો અને તેને કેમ પકડવી તે વિષે જાણવાની જરૂર છે. અંગુઠા પછીનાં ત્રણ આંગળાં

પેન્સિલની બહારની બાજુએ રાખવાં, ટચલી આંગળી તેમજ અંગુઠાનો અગ્ર ભાગ અંદરના ભાગમાં રાખી પેન્સિલ પકડવી. (આકૃતિ क જુઓ). વર્ગનાં બાળકો પાસે આ રીતે પેન્સિલ પકડાવવાનો અભ્યાસ કરાવવો.

ઉપર કહ્યા પ્રમાણે પેન્સિલ પકડવાથી અંગુઠાનો અગ્ર ભાગ પેન્સિલ પર ઉપર નીચે સહેલાઈથી ફરી શકે છે. આવી રીતે રાખી હાથ લાંબો કરવો. ડાબા હાથે ડાબી આંખ બંધ કરવી (ડાબી આંખ હાથ વગર બંધ રાખી શકતા હોય તો વધારે સારૂં) માપ લેતી વખતે ટટાર સીધા બેસવું. જે સ્થિતિમાં એકવાર માપ લીધું હોય તેજ સ્થિતિએ કામ પુરૂં થાય ત્યાંસુધી તે દરેક માપ લેતી વખતે રાખવી (આકૃતિ ख જુઓ). આડી સપાટીનું માપ લેતી વખત હાથ અને શરીરને પેન્સિલ રાખવાની રીત. (આકૃતિ ग જુઓ.)

આકૃતિ क પ્રમાણે પેન્સિલ પકડી પેન્સિલના ઉપલા ભાગની સપાટી સામે મૂકેલા પદાર્થની ઉપલી સપાટીને લાગે એમ રાખવી. પછી પેન્સિલ પર અંગુઠાનો અગ્ર ભાગ પદાર્થની નીચેની સપાટી જે જગ્યાએ દેખાય તે જગ્યાએ રાખવો. ચિત્રમાં એક ટોપીનું માપ લેતાં બતાવ્યું છે તે જુઓ. આકૃતિ क. ટોપી આંખની સપાટી પર મૂકવામાં આવી છે. આખા વર્ગને અગાઉની માફક થોડી કસરત ઉપલા અભ્યાસ માટે કરાવવી. દરેક બાળક પાસે લાંબી પેન્સિલ રખાવવી. વર્ગની વચમાં બાળકોની આંખની સપાટીની ઉંચાઈએ ચાનો ગોળ ડબ્બો મૂકવો.

૧. ટટાર સીધા બેસો.
૨. પેન્સિલ પકડો. (આકૃતિ क પ્રમાણે)
૩. હાથ લાંબો કરો. (આકૃતિ ख પ્રમાણે)
૪. ડાબે હાથે ડાબી આંખ બંધ કરો.
૫. પદાર્થની ઉંચાઈ માપો.
૬. પદાર્થની પહોળાઈ માપો.

ઉપર પ્રમાણે થોડો અભ્યાસ કરાવવો અહીં જરૂરનો છે. ચોરસ કે લંબચોરસ જેવા પદાર્થ આંખની સપાટીની નીચે મૂક્યા હોય તો તેની ઉપલી કે નીચેની સપાટીની ધારની લીટીઓ જે ત્રાંસી દેખાય છે તેઓનું માપ આડી પેન્સિલ રાખી લેવું. વસ્તુની લીટીઓ ત્રાંસી હોય તોપણ આપણે આડી પેન્સિલ રાખી માપ લેવાનું હોય છે. જુઓ આકૃતિ घ.

આ વિષે ધોરણ ચોથામાં વધુ સૂચના આપવામાં આવશે. અહીં માત્ર આંખની સપાટી પર વસ્તુઓ મૂકી પડાવવાની છે. પદાર્થ પરથી ચિત્રકામ કરતી વખતે પદાર્થની પાસે જઈ તેનાં પ્રમાણો ફૂટપટ્ટીથી માપવાની પદ્ધતિ ખોટી છે, તેમજ તેનું માપ શિક્ષક માપી બાળકોને કહે એ પણ ભૂલભરેલું છે અથવા અમુક બાળક પદાર્થ પાસે જઈ ફૂટપટ્ટીથી માપ લઈ વર્ગને કહે અથવા માપ વિષે બાળકોને સવાલો પૂછી માપ નક્કી કરી બાળકો પાસે કામ લેવું એ પણ ખોટી પદ્ધતિ છે. આમ માપ નક્કી કર્યા પછી કામ કરવા કહેવાથી દરેક બાળકને જાતે જોઈને પ્રમાણ શોધી કાઢવાની ટેવ પડતી નથી. પેન્સિલ પર લીધેલું માપ કાગળ પર મૂકવું ન જોઈએ અથવા તે માપથી ત્રણગણું કે ચારગણું માપીને કાઢવું, એ પણ ખોટું છે. કાગળના પ્રમાણનો ખ્યાલ રાખી પદાર્થની ઉંચાઈ અથવા પહોળાઈ કાઢવી અને તે લીટી જોડે બીજાં માપો સપ્રમાણ કાઢવાં જોઈએ. દરેકે દરેક બાળક સ્વતંત્ર રીતે પદાર્થનું માપ સ્વપ્રયાસે શોધી કાઢતાં શીખે એ હેતુ અહીં સાચવવાનો છે.

## ચિત્રની ભૂલો તપાસવી વિષે

પેન્સિલની મદદથી પ્રમાણ શોધી કે સ્વતંત્ર રીતે પ્રમાણ શોધી પદાર્થનું આબેહૂબ પ્રમાણસર ચિત્ર તૈયાર કર્યું છે કે નહિ તે શિક્ષકે જોવાનું છે. વર્ગમાં ફરતા રહેવું અને કોઈ બાળકે પદાર્થચિત્રમા જે જગ્યાનું માપ લેવામાં ભૂલ કરી હોય તે શિક્ષકે સવાલ પૂછી કઢાવવું અને તેને ફરી માપ લઈ મુખ્ય ઉંચાઈના માપ જોડે સરખાવવા કહેવું. આવી રીતે એકબીજાં માપો સરખાવવાથી ચિત્રમાં રહેલી ભૂલો સુધારાવી શકાય છે. શિક્ષક એક જગ્યાએ ઉભા રહી દરેકનું કામ જોઈ શકે નહિ, કારણકે દરેક બાળકની પદાર્થને જોવાની દિશા જુદી જુદી હોય છે, જેથી દરેકનું ચિત્ર એકસરખું હોતું નથી, અને તે સુધારવા માટે સૂચના આપવી જોઈએ, માટે દરેક વિદ્યાર્થીની પાસે જઈ તે જગ્યા પરથી પદાર્થ કેવો દેખાય છે અને બાળકે તે પ્રમાણે કાઢ્યો છે કે નહિ તે તપાસવાનું છે.

આખા વર્ગની અમુક ભૂલ થતી હોય તોજ આખા વર્ગને એક સૂચના આપી શકાય. દરેક વિદ્યાર્થીની જુદી જુદી ભૂલો હોય તો ઉપર કહ્યા પ્રમાણે કામ લેવું.

અપૂર્ણ

દમન મહેતા

# નીતિશિક્ષણ

(ગતાંક પૃષ્ઠ ૨૯૧ થી ચાલુ)

**મુદ્દો છઠ્ઠો**—'માબાપના બચાવ માટે પોતાના પ્રાણનું બલિદાન આપવું.' માબાપને પોતાનાં બાળકો એટલાં બધાં વહાલાં હોય છે, કે કોઈ મુશ્કેલીભરેલા પ્રસંગે પોતાના બાળકની જિંદગી બચાવવાને માટે પોતાના પ્રાણનું બલિદાન આપે છે. માબાપના આવા અનુપમ સ્નેહનો બદલો બાળકો કેવી રીતે વાળી શકે ? જ્યારે પોતાનાં માબાપ ઉપર દૈવજોગે એવો બારીક પ્રસંગ આવી પડે કે તેમના પ્રાણ જવાની તૈયારી હોય, તેવે પ્રસંગે માબાપ પ્રત્યેનું પોતાનું કર્તવ્ય સમજનાર પુત્ર કે પુત્રીએ પોતાના પ્રાણનું બલિદાન આપી તેમના પ્રાણ બચાવવા જોઈએ. આ પ્રમાણે કરે તો બાળકો માબાપના ઉપકારનો બદલો વાળી શકે. પ્રાણનું બલિદાન આપવાનો પ્રસંગ જીવનમાં કવચિતજ આવે છે, પરંતુ એવો પ્રસંગ આવી પડતાંજ બાળક માબાપની ખાતર પોતાના પ્રાણ વિસર્જન કરે છે, તેને ધન્ય છે ! આ મુદ્દો બરાબર સ્પષ્ટ કરવાને માટે નીચે આપેલાં બે દૃષ્ટાંત રજુ કરવાં:

**દૃષ્ટાંત પહેલું**—આયર્લાંડમાં લંડનડરિ શહેર છે. ત્યાં એકન નામે એક ખારવો રહેતો હતો. તેને એક પુત્ર હતો. તેની ઉંમર બાર વરસની હતી. બાપદીકરો બંને એકજ વહાણમા ખારવાનું કામ કરતા હતા. બાપે પોતાના દીકરાને બહુ સારી રીતે તરતા શીખવ્યું હતું. તે માછલાંની પેઠે ઘણા વખત સુધી દરીઆમાં બીનહરકતે તરી શકતો હતો.

એક વખત તેમનું વહાણ કેટલાક મુસાફરને લઈને દરીઆમાં મુસાફરી કરતું હતું. એવામાં એકાએક પવનનું તોફાન શરૂ થયું, અને વહાણ ડોલવા લાગ્યું. તે વખતે એક મુસાફરની નાની પુત્રી ઓચીંતી દરીઆમાં પડી ગઈ. એકને જોયું, કે તરતજ તે છોકરીને બચાવવા માટે દરીઆમાં કૂદી પડયો, ડૂબકી મારીને તે તેને પાણીમાંથી ઉપર લાવ્યો, અને તેને લઈ તે તરતો તરતો વહાણ તરફ આવવા લાગ્યો, એટલામાં તેણે એક મોટું મગરમચ્છ તેના તરફ ધસી આવતું જોયું. વહાણ બહુ દૂર ન હતું, પણ છોકરીને લઈને ત્યાં પહોંચતાં સુધીમાં આ ભયંકર મગરમચ્છના સપાટામાંથી બચવું મુશ્કેલ હતું. અચાનક આવી પડેલા આ ભયથી એકન ગભરાઈ ગયો, છતાં તે જેમ બને તેમ વધારે ઝડપથી વહાણ તરફ

તરવા લાગ્યો. વહાણ ઉપરના માણસોએ આ બનાવ જોયો હતો, તેથી તેઓ બેકનને બચાવવા માટે પેલા મગરમચ્છને બંદુકથી ઠાર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

વહાણ ઉપરથી મગરમચ્છને બંદુકની ગોળીઓ મારવામાં આવતી હતી, પરંતુ તેમાંની એક પણ ગોળી તેને વાગતી ન હતી. હવે તો તે મગરમચ્છ બેકનની છેક પાસે આવી પહોંચ્યું, અને તેણે તેને ગળી જવા માટે તેનું વિશાળ મોં પહોળું કર્યું. હવે બેકને મગરમચ્છની ચોટ ચુકાવવાને માટે ભગીરથ પ્રયત્ન કરવા માંડયો, પરંતુ તેની પાસે પેલી છોકરી હોવાથી તે દરેક પળે મગરમચ્છના મુખમાં સપડાઈ જવાની સ્થિતિમાં આવી પડતો. વહાણ ઉપરના માણસો બેકનની આ સ્થિતિ જોતાં હતાં; પરંતુ તેમાંથી કોઈપણ દરીઆમાં કૂદી પડીને તેને મદદ કરવાની હિંમત કરી શકતું ન હતું, એટલામાં એક નાનો છોકરો પોતાના હાથમાં એક તીક્ષ્ણ ધારવાળી તરવાર લઈને સમુદ્રમાં કૂદી પડયો! આ છોકરો કોણ હતો? તે બેકનનો બાર વરસનો બહાદુર છોકરો હતો. તે છોકરાએ જોયું કે હવે તેનો પિતા મગરમચ્છની સામે વધારે વખત ટકી શકશે નહિ, તેથી તરતજ તે પિતૃભક્ત છોકરાએ પોતાના પિતાને બચાવવા માટે સમુદ્રમાં ઝંપલાવ્યું. તે સપાટાબંધ તરતો તરતો મગરમચ્છની સામે ગયો અને તેની પાસે જઈ ડુબકી મારીને તેના હાથમાંની તરવાર તે દરિયાઈ પ્રાણીના પેટમા ખોસી દીધી. આથી બેકનને જતો કરીને તે વિકરાળ પ્રાણી પેલા છોકરા તરફ ધસ્યું. છોકરો તરવામા ઘણોજ કુશળ હતો તેથી તે મગરમચ્છના પંજામાથી વારંવાર છટકી જતો હતો અને તેના ઉપર તરવારના ઘા મારતો હતો.

મગરમચ્છ અને બેકનના પુત્રની લડાઈ ચાલતી હતી તે દરમિઆન બેકન પેલી છોકરી સાથે વહાણની નજીક સહીસલામત પહોંચી ગયો. વહાણ ઉપરનાં માણસોએ તે બંનેને વહાણમાં લઇ લીધાં. આ પ્રમાણે તે નાના છોકરાની બહાદુરીથી તે બંનેના જીવ બચ્યા; પરંતુ જે પિતૃભક્ત બાળકે પોતાના પિતા ઉપર આવેલી આફત પોતાને માથે ખેંચી લીધી હતી તેની જિંદગી પુરેપુરા ભયમાં હતી. તોફાની સાગરનાં ઉછળતાં મોજાંમાં તે નાનો છોકરો પેલા મગરમચ્છ સાથે જીવના જોખમે ભયંકર યુદ્ધ ખેલી રહ્યો હતો. તેની તરવારના ઘાથી મગરમચ્છના શરીરમાંથી પુષ્કળ લોહી નીકળતું હતું, તેથી તે સ્થળે સમુદ્રનું પાણી લાલ રંગનું બની ગયું

હતું. તરવારના ઘણા ઘા વાગવાથી મગરમચ્છનું જોર કેટલેક અંશે કમી થયું હતું, અને પેલો છોકરો પણ છેકજ થાકી ગયો હતો. કમજોર થએલા મગરમચ્છનો ધસારો ધીમો પડ્યો હતો, તેનો લાભ લઇને છોકરો થાકને નહિ ગણકારતાં બનતી ઝડપે વહાણ તરફ જવા લાગ્યો. વહાણ ઉપરનાં માણસોએ એક લાંબુ દોરડું તેના તરફ ફેંક્યું. તે તેણે પકડી લીધું અને તેની મદદથી પેલા મગરમચ્છના ધીમા ધસારા સામે બચાવ કરતો કરતો તે છેક વહાણ પાસે આવી પહોચ્યો.

આ વખતે વહાણમાંના માણસોએ ખુશાલીના પોકાર કર્યા, અને તેને ઉપર લેવાની તૈયારી કરી. તેજ વખતે પેલું મગરમચ્છ પોતાને ઘાયલ કરવાનું વેર લેવા એકદમ ધસી આવ્યું. થાકેલો છોકરો તેના આ ધસારામાંથી છટકી શક્યો નહિ. આથી તે મગરમચ્છ તેને કેડ સુધી ગળી ગયું. આ સ્થિતિમાં વહાણ ઉપરના માણસોએ તેને ઉપર ખેંચવાનો પ્રયત્ન કર્યો, પરંતુ મગરમચ્છે તે છોકરાનો કેડ સુધીનો ભાગ કરડી લીધો અને તે તરતજ પાણીમાં ચાલ્યું ગયું. બિચારા છોકરાનો કેડ સુધીનો ભાગ કપાઇ ગયો છતાં તેણે પકડેલું દોરડું છોડી દીધું ન હતું, એટલે લોકોએ તેનું અર્ધું શરીર વહાણ ઉપર ખેંચી લીધું. પોતાના છોકરાની આ સ્થિતિ જોઈ બેકનને મૂર્છા આવી. થોડી વાર પછી તેને ભાન આવતાં તેણે પોતાના પુત્રને ખોળામાં લીધો. પિતાની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. તે જોઇને પુત્રે કહ્યું, કે પિતાજી, તમે શા માટે રડો છો ? મારા જેવું મરણ તો કોઈ ભાગ્યશાળી પુત્રના નસીબમા હોય છે. હું તમને આટલી મદદ કરી શક્યો, તેથી મારૂં જીવન સફળ થયું છે. પ્રભુએ મને મારો પુત્ર-ધર્મ બજાવવાની ઉત્તમ તક આપી તેથી તેમનો હું ઘણોજ ઉપકાર માનું છું. પિતાજી, તમે રડશો નહિ અને મારી માને પણ રડવા દેશો નહિ. પિતાજી, હવે મારો અંતસમય નજીક આવ્યો છે, મારા માથા ઉપર તમારો માયાળુ હાથ મૂકો. બેકને પોતાના વહાલા પુત્રના માથા ઉપર પ્રેમથી હાથ ફેરવ્યો. તેજ વખતે તે પિતૃભક્ત બાળકના મોં ઉપર અવર્ણ્ય આનંદ પ્રકટ થયો, અને તેનો અમર આત્મા તેના નાશવંત દેહમાંથી ઉડી ગયો.

પોતાના પિતાને માટે પોતાના પ્રાણ કુરબાન કરનાર આ બાળકની પિતૃભક્તિનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે.

**દૃષ્ટાંત બીજું**—સ્વીડન દેશના એક શહેરમાં એક મોટો અમલદાર રહેતો હતો. તેને રાજ્યની ઘણી જોખમદારી ભરેલી ફરજ સોંપવામાં આવી હતી. તે અમલદાર ઘણો પ્રમાણિક અને રાજભક્ત હતો. તે હમેશાં

પ્રમાણિકપણે પોતાની ફરજ અદા કરતો હતો. એક વખત તેના કામમાં કંઈ કસુર આવવાથી તેના ઉપર કોર્ટમાં કેસ ચલાવવામાં આવ્યો. તેમાં તે અપરાધી ઠરવાથી તેને ફાંસીની સજા કરવામાં આવી.

આ અમલદારને એક અઢાર વર્ષની ઉંમરનો એકનો એક પુત્ર હતો. તે પુત્રને તેના પિતા ઉપર અનહદ પ્રેમ હતો. પિતાને ફાંસીની સજા થઈ છે, એ વાત જાણીને તેને અતિશય દુઃખ થયું. તેણે પોતાના પિતાને બદલે પોતે ફાંસીએ ચઢવાનો દૃઢ નિશ્ચય કર્યો અને તે તરતજ ફાંસીની સજા કરનાર ન્યાયાધીશ પાસે ગયો. તેણે ન્યાયાધીશને પગે પડીને ઘણી આજીજી સાથે કહ્યું, કે મારા પિતાને બદલે આપ મને ફાંસીએ ચઢાવો. મારા પિતાના મરણથી મને અતિશય આઘાત થશે અને મારું જીવન ટકી શકશે નહિ એટલે તેમના વિના એક ક્ષણ પણ હું જીવી શકીશ નહિ. અઢાર વર્ષની ઉંમરના આ આશાભર્યા યુવાન છોકરાની આ વિનતિ સાંભળીને ન્યાયાધીશને બહુજ નવાઈ લાગી. તે છોકરાની આ માગણી અંતઃકરણપૂર્વકની છે કે કેમ તેની ન્યાયાધીશે અનેક રીતે ખાતરી કરી, તો માલમ પડ્યું કે તે ખરા દિલથી પોતાના પિતાને માટે પોતાના પ્રાણનું બલિદાન આપવા તૈયાર થયો છે.

આ પ્રમાણે ન્યાયાધીશે તે છોકરાની સંપૂર્ણ કસોટી કર્યા પછી આ બધી હકીકત રાજાને લખી જણાવી. એક પુત્ર પોતાના પિતાને બદલે ફાંસીએ ચઢવા તૈયાર થયો છે, એ બાબત વાંચીને રાજાનું હૃદય ભરાઈ આવ્યું તેમણે તે પિતૃભક્ત છોકરાના પિતાનો અપરાધ ક્ષમા કરી તેને થએલી ફાંસીની સજા રદ કરી, તે ઉપરાંત તે સુશીલ છોકરાને એક માનવંતો ખિતાબ આપવાનો હુકમ ફરમાવ્યો.

રાજાનું આ ફરમાન તે પિતૃભક્ત છોકરાને લખી જણાવવામાં આવ્યું. તેણે પોતાના પિતાને થએલી ફાંસીની સજા માફ કરવા માટે રાજાજીનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો; પરંતુ તેને પોતાને આપવાનો ખિતાબ લેવાની તેણે નમ્રતાપૂર્વક ના પાડી. આથી રાજાએ પોતાની પાસે બોલાવીને ખિતાબ નહિ સ્વીકારવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં તે પિતૃભક્ત છોકરાએ વિનયથી જણાવ્યું કે મારા પિતા ઉપર જે અપરાધરૂપી કલંક લાગેલું છે તેને અંગે આપે આપેલો ખિતાબ જો હું સ્વીકારું તો તે ખિતાબ તેમને લાગેલા કલંકના સ્મરણચિહ્ન તરીકે ગણાય, એટલે હું તે ખિતાબ લઈને મારા પિતાને મળેલી નામોશીનો સ્મરણસ્તંભ ઇચ્છતો નથી.

આ જવાબ સાંભળીને રાજાને અતિશય આનંદ થયો. તેણે તે છોકરાની પિતૃભક્તિ, તીવ્રબુદ્ધિ અને દીર્ઘ દૃષ્ટિનાં ઘણાં વખાણ કર્યાં અને તેને પોતાનો વિશ્વાસુ ગૃહમંત્રી બનાવ્યો.

ઉપર પ્રમાણે બે દૃષ્ટાંતો રસિક રીતે કહીને દરેક દૃષ્ટાંત વિષે કેટલાક અગત્યના પ્રશ્નો પૂછવા. આથી માબાપના બચાવ માટે પોતાના પ્રાણનું બલિદાન આપવાનો છઠ્ઠો મુદ્દો સારી રીતે સમજાવી શકાશે.

આ પ્રમાણે માબાપની સેવાનો નીતિપાઠ પૂર્ણ થાય છે. આ પાઠના ૭ મુદ્દા યોગ્ય દૃષ્ટાંતો સાથે વિસ્તારથી આપવામાં આવ્યા છે. તે સારી રીતે બાળકો સમક્ષ રજુ કર્યા પછી છેવટે પાઠનું પુનરાવર્તન કરવા માટે આખા પાઠનો સાર આવી જાય એવી એક કવિતા રજુ કરવાથી પાઠ વિશેષ રસિક થશે.

પાઠનો દરેક મુદ્દો અને તેમાં દૃષ્ટાંત ક્રમે ક્રમે રજુ કરવામાં આવે તે વખતે મુદ્દો પુરો થાય કે તરત તેની નોંધ કાળા પાટીઆમાં ટુંકાણમાં કરવી. કાળા પાટીઆની નોંધ નીચે પ્રમાણે થશેઃ—

## માબાપની સેવા (નીતિપાઠ)

**મુદ્દો પહેલો**—અડગ સહન શક્તિથી માબાપની સેવા કરવી.
'બાપા પેલો કાગડો—હા ભાઇ કાગડો' એ દૃષ્ટાંત.

**મુદ્દો બીજો**—માબાપની સેવાનું મહત્વ.
ગજાનન અને કાર્તિક સ્વામીનું દૃષ્ટાંત.

**મુદ્દો ત્રીજો**—માબાપ તરફ અનન્ય પૂજ્યભાવ રાખનાર મહાપુરુષો.
અ–મહાન સિકંદરનું દૃષ્ટાંત.
બ–શ્રીમચ્છંકરાચાર્યનું દૃષ્ટાંત.

**મુદ્દો ચોથો**—માબાપને માટે ધનવૈભવનો ત્યાગ.
અ–સિસિલીના બે ભાઈઓની વાત.
બ–દેવવ્રતની વાત.

**મુદ્દો પાંચમો**—માબાપની સેવા કરવામાં દેહકષ્ટ વેઠવું.
અ–મુનિકુમાર શ્રવણનું દૃષ્ટાંત.
બ–માબાપને માટે પોતાના દાંત ઉખાડી આપવા જનારી છોકરીની વાત.

મુદ્દો છઠ્ઠો—માબાપના બચાવ માટે પોતાના પ્રાણનું બલિદાન આપવું.

અ–બેકન નામે ખારવો અને તેના છોકરાની વાત.

બ–પિતાને બદલે ફાંસીએ ચઢવા માટે તૈયાર થનાર છોકરાની વાત. અપૂર્ણ

સાકરલાલ પુરુષોત્તમ શુકલ.
રિટાયર્ડ હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કુલ
પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

---

## ભૂગોળ શિક્ષણ

સારા નવા અભ્યાસક્રમની વિચારણાસરણી. (શિક્ષકો માટે) બાળકોને જે કંઈ શિખવાય તે તે પ્રત્યક્ષ પરિચય કરાવીને શિખવાય તો તેથી તેના મન પર ચિરસ્થાયી છાપ પડે છે, એ શિક્ષણનો સર્વ માન્ય સિદ્ધાંત છે. પ્રાપ્ત થએલા જ્ઞાન પર નવું જ્ઞાન સમજવાને મન પ્રેરાય છે. આથી જુના જ્ઞાન પર નવું જ્ઞાન રચવું જોઈએ અથવા પરિચિત બાબતો પરથી અપરિચિત બાબતો તરફ તેમનું લક્ષ દોરવું જોઈએ.

ભૂગોળનો હેતુ અને ધ્યેય નક્કી કર્યા પછી તે કેમ પાર પાડવો તે માટે અભ્યાસક્રમની યોજના વિચારવી જોઈએ. બાળકોની ઉંમરના પ્રમાણમાં જુદા જુદા ધોરણોનો ક્રમિક વિકાસ સધાય તેવો અભ્યાસક્રમ નક્કી થવો જોઈએ.

સારો અભ્યાસક્રમ તેજ ગણાય કે જે બાળવર્ગથી શરૂ થઈ છેક સાતમા ધોરણ સુધી બાળકોના ધ્યેયને અનુસરી વિકાસ સાધતો રહે. શાળામા અભ્યાસક્રમ એવી રીતે ગોઠવવો જોઈએ કે જો તે લક્ષપૂર્વક વાંચવામાં આવે તો તેમાં વિકાસજ માલુમ પડે એટલુંજ નહિ, પરંતુ વિષયનિરૂપણ પણ સમજાય. જો આમ થાય તો અભ્યાસક્રમની એકતા જળવાય અને જુદા જુદા ભાગોની પ્રગતિ અને એકતા સમજાય.

સારા અભ્યાસક્રમનાં નીચે મુજબનાં ખાનાં પાડી વાંચવામાં આવશે તો કાર્ય-દિશાનો નિર્ણય કરવામાં સુગમતા પડશે.

બાજુમાં જણાવેલાં ખાનાં અને તેમાં જણાવેલી હકીકત મુજબ અભ્યાસક્રમ ગોઠવી દેવાથી શિક્ષકનું કાર્ય ઘણુંજ સરળ બનશે.

| ધોરણ | શિક્ષણ સૂચનો અવલોકનને લગતાં | હવાનું અવલોકન | સૂર્ય મંડલ સાથે પૃથ્વીનો સંબંધ | પૃથ્વીની સપાટી | માનુષી ભૂગોળ. |
|---|---|---|---|---|---|
| અભ્યાસક્રમ | સૂર્યની નજરે દેખાતી ગતિ<br>દિશાઓના પાઠ<br>ઘડિઆળ<br>વખત<br>ચંદ્ર. દિવસ ને રાત<br>પવનોની ગતિ.<br>ઋતુ વગેરે. | સૂર્ય, ચંદ્ર, પવનો, ગરમી, ઠંડી, સુકી ભીની હવા વગેરેનો સંબંધ. | પૃથ્વીનો ગોળો વગેરેની પ્રસ્તાવના, એક કે બે મોટાં નક્ષત્રોની વાર્તા. | ભૂમિરચના અને આબોહવા<br>બીજા મૂલકના લોકોની વાર્તા દાખલ કરવી. | બીજા પ્રદેશનાં બાળકો:<br>ઠંડું રણુ: એસ્કિમો.<br>મોટાં જંગલો:<br>રેડ ઇન્ડિઅન્સ.<br>ગરમ સૂકા પ્રદેશો:<br>આરબો<br>ગરમ ભીના પ્રદેશો:<br>સીધી<br>ચા અને ચોખાના પ્રદેશો:<br>ચીનાઓ અને જાપાનીઝ. |

બાળવર્ગમાં ભૂગોળને વિષય તરીકે શીખવવાની નથી. શિક્ષકે વાતચીતના પાઠોદ્વારા ભૂગોળ અને સૃષ્ટિજ્ઞાન સાથે સંબંધ ધરાવતા બનાવો પ્રસંગોનું નિરીક્ષણ કરવા બાળકો પ્રેરાય એવી રીતે તેમને ઉત્તેજન આપવાનું છે.

પહેલા ધોરણમાં પણ ભૂગોળ વિષય તરીકે શીખવવાની નથી, માટે વાસ્તવિક ભૂગોળશિક્ષણ આપવું નહિ. બાળવર્ગમાં વાતચીતના જે વિષયો નક્કી થયા હોય તેજ વધારે લેવા પણ નિરીક્ષણ વધારે સંભાળપૂર્વક થવું જોઈએ. તેમજ નમુના અને આકૃતિઓ વધારે સારાં થવાં જોઈએ. શાળાની બહાર આંગણામાં, પાસેના મેદાનમાં કે ઝાડ નીચે ઘણું કાર્ય થઈ શકશે.

અવલોકન વિધિ

સૌથી પ્રથમ વહેલાં, સવારમાં, બપોરે અને સાંજે સૂર્યની આકાશમાં કઈ જગ્યાએ સ્થિતિ છે તેનું અવલોકન કરાવવું. આકૃતિદ્વારા તે ઉપરથી વર્ગના ઓરડામાં દિશાની સમજ પાડવી. સૂર્ય ઉગે, સૂર્ય ઉંચે આવે, સૂર્ય આથમે, સૂર્ય દેખાય નહિ, તે નિરીક્ષણ કરવા બાળકોને ઉત્તેજિત કરવા. વર્ગના ઓરડામાં રાખેલાં ઘડિઆળ પરથી બાળકોને વખત જોતાં શીખવવું. સૂર્ય અને વખત વચ્ચે સંબંધ છે. તે તરફ તેમનું લક્ષ દોરવું.

દિવસ અને રાતનો તફાવત પણ વાતચીતના પાઠોદ્વારા શીખવવો. બાળકોએ ચંદ્રની આકૃતિમાં થતા ફેરફારોનું અવલોકન કરવું. ચંદ્ર વિષે વાતચીત-ચંદ્ર ક્યારે દેખાય છે, ક્યારે નથી દેખાતો, અમુક રાત્રિઓ દરમિઆન તેની આકાશમાં સ્થિતિ અને દિવસના અને રાત્રિના આકાશ વચ્ચેના તફાવત પરત્વે બાળકોને ધ્યાન આપવા કહેવું.

ઋતુઓ શીખવવામાં તે વખતે વરસાદ પડે છે કે નહિ, આકાશનો દેખાવ (નિર્મળ કે વાદળાંવાળું) એ સંબંધી બાળકોનું ધ્યાન ખેંચવું, અને તે બાબતો સંબંધ વાતચીત ચલાવવી. જે દિશામાં વાદળાં જતાં હોય તે દિશા ધ્યાનમાં રાખવા તેમને કહેવું. ઝાડ કેવી રીતે હાલે છે, ધુમાડો કઈ દિશામાં જાય છે તે જોવા કહેવું, અને તે ઉપરથી પવન કઈ દિશા તરફથી વાય છે તે જોવું.

હવે પૃથ્વીની સપાટીનું અવલોકન કેમ કરવાનું છે તે તપાસીએ. પાડોશમાં પર્વતો કે ટેકરીઓ નજરે પડતાં હોય તો તેમના દેખાવ સંબંધી વાતચીત કરવી અને બાળકો કાદવ-કાંપથી તેનો નમુનો બનાવે અથવા તેની આકૃતિ પાડે. તેજ પ્રમાણે ઝરા અને નદીઓ અને તળાવો (અને જો કોઈ નહેરો હોય તો તે) સંબંધી પાઠ લેવા. જો દરિયો હોય તો ભરતી અને તોફાની ઋતુ સંબંધી પણ તેમનું લક્ષ દોરવું. પાણીના ઝરા, વહેળા, વગેરે બાબતમા લોકો તેનો શો ઉપયોગ કરે છે તે બાળકો તેમની મેળે શિક્ષકોને કહી જણાવશે. વળી વરસાદની ઋતુમાં તેમાં વધારે પાણી રહે છે તે બાળકો તેમની મેળે જોઈ શકશે. વહેળા અને નદીઓની દિશાના પ્રવાહ તરફ પણ તેમનું ધ્યાન દોરવું, અને તે સંબંધી વાતચીત કરવી. વળી વરસાદની ઋતુમાં વરસાદની રોપા, ખેતી તેમજ તેમની ફુલવાડી-બગીચાની વનસ્પતિ ઉપર શી અસર થાય છે તે બાળકો નિહાળશે-તે સંબંધી તેમને વાતચીત કરવા દો.

છેવટે બાળકોની શાળા પાસે થઈને અવશ્ય કોઈ રસ્તો કે શેરી આવેલી હશે. બાળકોને પૂછો કે તે ક્યાં જાય છે? અને પટારા અને બળદ ગાડીઓ તેની ઉપર ક્યાં-કઈ દિશામાં (બંને) જાય છે? તેઓ તે શોધી કાઢશે, અને તેના સંબંધી વાતચીત પણ કરશે. પાસે જો કોઈ રેલગાડી કે વહાણો, હોડીઓ ચાલી શકે તેવી નદી હશે તો રેલ્વે તેમજ વહાણ સંબંધી પણ તેવીજ ચર્ચા થઇ શકશે. વળી જુદા જુદા લોક પસાર થતા હોય તેમનું પણ બાળકો અવલોકન કરે. તેમના પોશાકની વિશિષ્ટતા વગેરે, અને બની શકે તો તેમનાં નામ (એટલે મારવાડી, કોળી, વણઝારી, યુરોપી, પઠાણ વગેરે) સંબંધી માહિતી મેળવવા દો. બાળવર્ગના શિક્ષકમાં બાળકો જે જુએ તેની સાદી રૂપરેખાત્મક આકૃતિ કે તેના નમુના બનાવવામાં શક્તિ કેળવવી જોઈએ. બીજા ધોરણમાં વતનની ભૂગોળ શીખવ્યા પછી હિંદુસ્તાન અને દુનિયાના લોકોની વાર્તાનો ક્રમ લેવો ઉચિત છે.

શિક્ષકે દરેક વર્ગમાં પ્રાયોગિક અને અવલોકન કાર્ય (પ્રાકૃતિક) તેમજ વર્ણનાત્મક અને પ્રાદેશિક (માનુષી ભૂગોળ) ને યોગ્ય રીતે ગોઠવી લેવી એ ખાસ લક્ષમાં લેવાનું છે.

વિષયની પસંદગીનો હેતુ સ્પષ્ટ હોવો જોઈએ. બીજા વિષયો જેવા કે ભાષા, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે સાથેનો સંબંધ બતાવવો જોઈએ. મુખ્ય મુખ્ય આંતરરાષ્ટ્રીય પ્રશ્નો અંદર વણી કાઢવા જોઈએ. જગતની એકતાનો વિચાર દરેક વર્ગમા દષ્ટિ સમક્ષ રાખી છેલ્લા વર્ગમાં જગતનો અભ્યાસ પૂર્ણ થવો જોઈએ. હિંદ સિવાય બ્રિટિશ ટાપુઓ, બ્રિટિશ સામ્રાજ્ય, ચીન, જાપાન, યુનાઇટેડ સ્ટેટ્સ, આર્જેન્ટિના, બ્રાઝિલ વગેરેને યોગ્ય સ્થાન પ્રાપ્ત થવું જોઈએ. વાપરવા યોગ્ય સારાં પુસ્તકો પણ વર્ગમાં રાખવાં જોઈએ. પરીક્ષાના અભ્યાસક્રમની દષ્ટિ પણ રાખ્યા સિવાય છૂટકો નથી.

ભૂગોળનું વાસ્તવિક શિક્ષણ ક્યારથી શરૂ કરવું? 'જ્યારે બાળક આંસુ પાડયા સિવાય વાંચી શકે ત્યારે' આ જવાબ બાળમાનસ સમજવામાં ઉપયોગી થઈ પડશે. મુશ્કેલી એ છે કે વર્ગમાં બધાં બાળક સરખી ઉમરનાં હોતાં નથી. અત્યારે સામાન્ય રીતે ભૂગોળ વિદ્યા ૭ વર્ષની ઉમરે શિખવાય છે. આ ઉંમર જરૂર વહેલી છે પણ ૮ વર્ષ ઉપરની ઉમર વધુ ગણાશે. આથીજ બાળવર્ગ અને પહેલા ધોરણમાં વાસ્તવિક ભૂગોળ-શિક્ષણ આપવાનું નથી. ભૂગોળ શરૂ કરતા પહેલાં બાળકોએ 'કુદરતી ભૂગોળ' વિષે ઘણું જાણ્યું હશે. આ પૂર્વજ્ઞાનની કિંમત આપણે ઓછી આંકવાની નથી. ઈંટો, માટીના કેટલાએ નમુના બનાવ્યા હશે. (ઘર-દહેરાં વગેરે);

ગાડી, ડબ્બા, સ્ટેશનો વગેરે રમતો રમ્યા હશે; વરસાદના પાણીમાં કાગળની હોડીઓ ચલાવી હશે. સ્થાનિક બગીચામાં તળાવમાં ટાપુ જોયો હશે, માટીની ટેકરીઓ, પર્વતો અને મેદાનો બનાવ્યાં હશે. ટુંકામાં બાળકો મોડેલિંગ અને ડ્રોઈંગ પરથી શબ્દો અને ભૂગોળની વ્યાખ્યાઓ સમજી શકશે. આથી શરૂઆતમાં ચાર વર્ષમાં બાળકોને બે રીતે ભૂગોળ શીખવા ઉત્તેજિત કરી શકાશે :

૧. અવલોકન અને પ્રયોગદ્વારા,

૨. વર્ણનાત્મક અને કાલ્પનિક શક્તિ કેળવીને.

**વતનની ભૂગોળ અને અવલોકન:—**

સૂર્યની નજરે જણાતી ગતિઓ: સૂર્યનું વહેલાં, સવારમાં, બપોરે અને સાંજે નિરીક્ષણ કરાવવું. સૂર્ય ઉગે, સૂર્ય ઉંચે, સૂર્ય આથમે, સૂર્ય નહિ, એમ આકૃતિદ્વારા બાળકોને સમજ પાડવી.

ઉત્તર દિશા શીખવવા માટે રમતના મેદાનમાં સૂર્યનો બપોરનો પડછાયો જોવો; તે પરથી રમતોદ્વારા ઉત્તર દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ દિશાઓ શીખવવી.

નિશાળ અને ઘરની આસપાસના રસ્તાઓની દિશા. રેતીના થર પર સાદા રસ્તાના નમુના વર્ગ પાસે કરાવવા.

**સ્થાનિક આકારો:—**ઉંચા, નીચાના સાદા વિચારો—ના નામોનો શબ્દકોષ બનાવવો. સ્કૂલની આસપાસ બાળકોને ફરવા લઇ જવા અને જોઈતા શબ્દો ઉમેરવા: ટેકરી, રેતીનો ઢગલો, ઢોળાવ, ખીણ, નદીકિનારો, પુલ, રસ્તાઓનું મળવું, મુખ્ય રસ્તો, બગીચો, માટી કાઢવાનો ખાડો.

**સ્થાનિક ઝરો:—**પાણીનું ભ્રમણ, વાદળાં, વરસાદ, ખાઈઓ, નદી, દરિયો.

**રેલ્વે સડક:—**તેનું કામ કેવી રીતે ચાલે છે-તે ક્યાં જાય છે-સ્ટેશન. ઉપરની હકીકત દર્શાવતું વર્ગે તૈયાર કરેલું મોડેલ. અપૂર્ણ

---

## ઇનામી નિબંધ

"શિક્ષકને પોતાના કાર્યમાં વધુ સરળતા થાય, બાળકોને લાભદાયક થાય એવી અભ્યાસમાં અને શિક્ષકની રીતભાતમાં શા શા ફેરફાર કરવાની આવશ્યકતા છે ?"

આ બાબત ચર્ચતાં પહેલાં એક કેળવણીકારના નીચેના વક્તવ્યને સ્થાન આપવું વધુ સુયોગ્ય છે.

"આધુનિક કેળવણીની ખામી વિષે શ્રીમાન્ કુરમા રેડ્ડીના ભાષણમાંનું નીચેનું કથન આવકારદાયક છે.

ગામડાંનું પ્રાથમિક શિક્ષણ એવું હોવું જોઈએ, કે છોકરાઓ શાળામાંથી ખેતીનું પ્રાથમિક જ્ઞાન મેળવી ખેતીના કામમાં જોડાઈ શકે. માધ્યમિક પણ એવું હોવું જોઈએ કે હાઇસ્કૂલમાંથી નીકળેલા વિદ્યાર્થીઓ સુથારો, પ્લંબરો, ફિટરો, મિકેનિકો તરીકે કામ કરવાને લાયક બને; ઉદ્યોગી નિષ્ણાતો પુરા પાડવાનું કામ કૉલેજો અને યુનિવર્સિટીઓ પર છોડવું જોઈએ. આપણા જેવા ગરીબ, મોટી વસ્તીવાળા અને ખેતીપ્રધાન દેશમાં કેળવણી એવી હોવી જોઈએ, કે જેથી આપણા જીવનની જરૂરિયાતો પુરી પડે, આપણું જીવનધોરણ ઉંચું બને, અને આપણે સુખી જીવન ગાળી શકીએ.

"આ ધ્યેય પાર પાડવાનો આધાર સરકાર, કેળવણીકારો અને શિક્ષકો પર રહેલો છે."

('સમાજ-શિક્ષક' માસિકના જુલાઈ માસના અંકમાં પ્રકટ થએલું 'મુંબઈ સમાચાર'ના એક અંકમાંથી ઉદ્ધૃત.)

## આધુનિક બાળમાનસ અને તેને મળતી કેળવણીનું ટુંક દિગ્દર્શન

બહુધા આધુનિક કેળવણીકારો અને શિક્ષક વર્ગનો મોટો ભાગ એવા નિર્ણય પર આવ્યા છે કે અત્યારનાં બાળકોનાં માનસ હાલના વિવિધ અભ્યાસક્રમના અતીવ બોજાને સહન કરી શકે એવી શક્તિ ધરાવતાં નથી, જેથી બાળકોનો મોટો ભાગ વધુ અભ્યાસ કરવાને સદ્‌ભાગ્યશાળી નીવડી શકતો નથી. અત્યારના અભ્યાસક્રમની સમાલોચના કરવાથી હરકોઈને નિઃશંક ખાતરી થશે કે તેને પોષક અને અનુકૂળ હાલનાં બાળકોનાં માનસો નથી હોતાં. પરિણામ એ આવે છે, કે બાળકોના મોટા ભાગને અધવચ અભ્યાસ છોડવો પડે છે. જે અભ્યાસ જારી રાખે છે, તેમના વાલીઓ પણ ફરિયાદ કરતાંજ રહે છે, કે હાલનો અભ્યાસક્રમ બાળકોની કુદરતી શક્તિઓ કરતાં વધુ કઠિન છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે બાળકોના લાભની દૃષ્ટિએ પણ હાલના અભ્યાસમાં ફેરફાર કરવાની અનિવાર્ય આવશ્યકતા સમાએલી છે.

હાલના અભ્યાસમાં મોટામાં મોટી ખામી એ રહેલી છે કે ડિગ્રી મેળવેલો કોઈપણ યુવક પોતાની ડિગ્રી-લાયકાત-ની હિંમત નોકરી મેળવ-

વાંમાંજ સમાએલી માને છે. એ ડિગ્રી મેળવનારનો દોષ ન ગણી શકાય; પરંતુ એના અભ્યાસની હાલના બીજા કોઈ ધંધામાં કિંમત અંકાતી નથી, જેથી તેને નિરુપાયે નાની કે મોટી નોકરીજ મેળવવાના લોભમાં અથડાવું કૂટાવું-પડે છે. ભણીને નોકરી મેળવે, તેજ ભણ્યો એમ મનાય છે. અભ્યાસની ખામીના સમર્થનમાં નીચેના બે દાખલા ટાંકવા, એ અસ્થાને નહિ ગણાય:

(૧) ગ્રેજ્યુએટની પદ્વી મેળવેલા એક યુવકને બૂટપોલિશનો ધંધો સ્વીકારવો પડ્યો છે, અને બીજા તેવાજ યુવકને ટપાલી પોસ્ટમેનની નોકરી સ્વીકારવી પડી છે.

(૨) એક જગા પુરવા માટે માગવામાં આવેલી અરજીઓના જવાબમાં ૧૨૦૦ ભણેલા યુવાનોની અરજીઓ મળી હતી. ઉપરના દાખલાઓ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થએલા છે. આ બતાવી આપે છે, કે હાલના અભ્યાસને પરિણામે નોકરી મેળવવી, એમાંજ બધી ઇતિકર્તવ્યતા સમાપ્ત થએલી મનાય છે.

## અભ્યાસક્રમ કેવો હોવો જોઈએ.

હાલના અભ્યાસક્રમમાં ફેરફાર કરવાની જરૂર વિષે બે મત છે જ નહિ, તો પછી તે કેવો હોવો જોઈએ, તે બાબત વિચારવી આવશ્યક થઈ પડશે.

શિક્ષણ અને બાળમાનસશાસ્ત્રીઓના અભિપ્રાય પ્રમાણે અભ્યાસક્રમ એવો હોવો જોઈએ કે જેથી બાળકોની માનસિક શારીરિક અને નૈતિક શક્તિઓ પૂર્ણપણે વિકસી, તેનું ભાવિ જીવન સ્વતંત્ર અને સુખરૂપ વહન કરવાને શક્તિશાળી બની શકે. અભ્યાસક્રમ બાળકની શક્તિઓ અને માનસને અનુકૂળ બને, તે દૃષ્ટિએ ઘડાવો જોઈએ.

હાલના અભ્યાસક્રમની ખામીઓ.—

હાલના અભ્યાક્રમમાં નીચેની ખામીઓ રહેલી છે:

(૧) બાળકોની માનસિક શક્તિઓ ખીલે છે, પણ તે વ્યવહાર જ્ઞાન ઘણું ઓછું મેળવે છે, જેથી તેણે મેળવેલી કેળવણીથી સમાજમાં કંઈજ કિંમત અંકાતી નથી, જેને પરિણામે કેળવાએલો સજ્જન વ્યવહારશાસ્ત્રમાં 'વેદીઆ ઢોર' નું ઉપનામ મેળવે છે.

(૨) નીચલાં ધોરણોમાં આંકનું શિક્ષણ પ્રમાણમાં ઓછું અપાય છે. તેના મનની ગણિત-શક્તિઓ સતેજ થવાને બદલે નિર્બળ રહે છે.

(૩) ભૂમિતિ, અંકગણિત, ભૂગોળ વગેરે વિષયોનો અભ્યાસક્રમ નીચલાં ધોરણોમાં એટલો બધો પ્રમાણ કરતાં વધી ગયો છે, કે જેને લઈને તે વિષયો શાસ્ત્રીય દષ્ટિએ નહિ શીખવતા કેવળ અભ્યાસક્રમ પુરો કરવાની દષ્ટિએ; ઠાંસી ઠાંસીને તેનું ઉપલકીઉં ને પરીક્ષામાં જરૂરનુંજ જ્ઞાન અપાય છે; જેથી તે વિષયો જે હેતુથી અભ્યાસક્રમમાં યોજાયા છે, તે હેતુ મારો જાય છે, ને બાળકોના મનમાં શક્તિ કરતાં વધુ ભરી દેવાય છે. જેથી બાળમાનસ કંટાળે છે, ને ભણવું તેને ત્રાસરૂપ લાગતું જાય છે.

(૪) ભણાવવાના વિષયો ને તેનો અભ્યાસક્રમ પ્રમાણમાં અતિશય હોવાથી, તે શીખવવામાંજ શાળાનો ઘણો સમય પૂર્ણ થઈ જાય છે, જેથી બાળકોની શારીરિક શક્તિઓ ખીલવવામાં એટલે તનની કેળવણી ઘણીજ ઓછી બલકે નહિ જેવીજ અપાય છે, જેથી તન અને મન બંને પૂર્ણપણે કેળવવાં જોઈએ તે હેતુ સફળ થતો નથી ને મન પરજ અતિશય બોજો લાદવામાં આવે છે.

(૫) હાલના અભ્યાસક્રમમાં નીતિની કેળવણીને ઘણુંજ અલ્પ સ્થાન આપવામાં આવેલું છે; જેને લઈને બાળકોનાં ચારિત્ર ઉચ્ચ, નિર્મળ અને પવિત્ર થવાને બદલે હલકાં, કપટમય અને કર્કશતા ભરેલાં બનતાં જાય છે. સંપ, આનંદ, ઉત્સાહ અને સમાનતાને બદલે, કુસંપ, નિરુત્સાહ, એશ-આરામ ને ખરાબ દુર્ગુણો તેમનામાં પ્રવેશતા જતા જણાય છે, જેને લઈને સમાજમાં ગુન્હાઓનું પ્રમાણ દિન પર દિન વધતુંજ જતું જોવામાં આવે છે.

(૬) બાળકોને પોતાનાજ દેશના ઇતિહાસ, ભૂગોળ, તેની રચના, વેપાર, પ્રજાની ખાસિયત, વગેરેનું જ્ઞાન બહોળા પ્રમાણમાં અપાવું જોઈએ, તેને બદલે તેવું જ્ઞાન થોડીજ કક્ષામા પરિસમાપ્ત કરી, પરદેશોનું જ્ઞાન મેળવવામાં વધારે સમય તેનો રોકવામા આવે છે.

(૭) નામું, ગણિત (વ્યાવહારિક) લેખાં, વ્યાજવટાવ, વગેરેનું વ્યાવહારિક જ્ઞાન જેને કહેવામાં આવે છે, તે પ્રાથમિક ધોરણોમાં ભણતાં બાળકોને વ્યવહારને અનુલક્ષીને સારા અને પુરતા પ્રમાણમાં મળતું નથી. તેના: પુરતા ધ્યાન અને શિક્ષણને અભાવે હાલનાં બાળકો વ્યવહારશૂન્ય નીવડે છે જેનો દોષ શિક્ષકો અને હાલની કેળવણી પર ઢોળવામાં આવે છે.

(૮) હાલ ગામડાં અને શહેરો બંનેનાં બાળકોને સમાન ગણી, એક-સરખોજ અભ્યાસક્રમ યોજાએલો છે, જે એક રીતે વિચારતાં મોટી ઉણપજ ગણી શકાય. બંનેનાં સ્થાન, વાતાવરણ, ખોરાક, સંસ્કાર વગેરે તમામ રીતે ભિન્ન હોવા છતાં બંનેનું એકજ શિક્ષણ હોવું ન ઘટે.

(૯) હાલના અભ્યાસક્રમમાં બાળકોની સ્વાશ્રય-સ્વાવલંબન વૃત્તિઓ, કેળવાય તેવા વિષયોનું ઘણુંજ અલ્પજ્ઞાન અપાય છે. બાળક મોટપણે સ્વાશ્રયી જીવન નિભાવી શકે, તેવા ભિન્ન ભિન્ન ધંધાનું, હુન્નર-ઉદ્યોગનું જ્ઞાન એને પુરતા પ્રમાણમાં મળતું નથી, જેથી ભણી રહીને તેને કોઈ સ્વતંત્ર ધંધો કરવાની વૃત્તિ થતી નથી. તે પોતાની સ્વતંત્ર બુદ્ધિથી નવીન યોજનાઓ ઘડી શકતો નથી.

(૧૦) આપણો ખેતીપ્રધાન દેશ કે જ્યાં સેંકડે ૯૦ ટકા માણસો ખેતી પર જીવે છે, ત્યાં આવા મુખ્ય અને જરૂરી ધંધાનું જ્ઞાન ઘણુંજ થોડું અપાય છે. ગામડાનાં ઘણાં બાળકો મોટપણે આજ ધંધા પાછળ પોતાનું જીવન વીતાવવાનાં હોવા છતાં, તેમને તે ધંધામાં અનુરૂપ અને મદદરૂપ થઈ શકે તેવું જ્ઞાન તેઓ શાળામાંથી મેળવી શકતાં નથી, જેથી હાલનું શાળાનું શિક્ષણ તેમને ઘણા ઓછા કામમાં આવી શકે છે.

ઉપર બતાવેલી હાલના અભ્યાસક્રમની અપૂર્ણતાઓ દૂર થઈ શકે અને કેળવણી પામેલો યુવક, કોઈપણ હુન્નર યા ધંધો સહેલાઈથી કરી શકે, તેની શારીરિક સંપત્તિ સુયોગ્ય રીતે સુધારી શકે અને તેની નૈતિક વૃત્તિઓ યોગ્ય માર્ગે વળે, પોતાના વડીલોના કાર્યમાં યોગ્ય સાથ આપી શકે એટલે ભણીને નોકરીજ કરવી, એ વૃત્તિને મળતું પોષણ અટકે, તેનું ભાવિ જીવન સુખરૂપ વહે, તેવી સઘળી તૈયારી સાથે બહાર પડી કંઈક નવું નીપજાવવાની શક્તિ મેળવે એ વૃત્તિએ હાલના અભ્યાસક્રમમાં ફેરફાર થવા ઘટે છે. અપૂર્ણ

શંકરલાલ ભુલાભાઈ રાવળ
હેડમાસ્તર સરસવણી. તા. મહેમદાવાદ.

---

## કેટલીક ઉપયોગી હકીકત

(૧) જે છોકરાઓનું આરોગ્ય ખરાબ છે તેની યાદી હેડમાસ્તરની રૂબરૂ રજુ કરવી જોઇએ, કે જેથી છોકરાંનાં માબાપને ખબર કરવામાં આવે અને તેમની સાથે એવી જોગવાઈ કરવામાં આવે કે જેનાથી છોકરાંની તંદુરસ્તી ઠીક થાય, એવી ડ્રિલની રમતો કરાવવામાં આવે કે જે આરોગ્યમાં સુધારો કરે. નબળા અને અશક્ત વિદ્યાર્થીઓ માટે એક ઇલાયદો સમય રાખવો જોઈએ. એ સમયમાં વિદ્યાર્થીઓની બિમારીને અનુકૂળ કસરત કરાવવી જોઈએ.

(૨) કેટલાંક છોકરાંને ખુજલીની એવી બિમારી લાગુ પડે છે કે તે બીજાં છોકરાંને અડતાં તરતજ લાગુ થાય એમાં જરાએ શંકાને સ્થાન નથી. એવે સમયે શિક્ષકોનું કર્તવ્ય છે કે એવા ચેપી રોગવાળા છોકરાં સંબંધીની હકીકતનો રિપોર્ટ હેડ માસ્તરને કરી દેવો જોઈએ, કે જેથી એવા ચેપી રોગવાળાં છોકરાંઓને હેડ માસ્તર સારૂં થતાં સુધીની રજા આપે.

(૩) શાળાઓમાં કેટલાંક એવાં પણ છોકરાં હોય છે કે જેમના અવયવોમાં ખાસ ખામીઓ પેદા થાય છે. દાખલા તરીકે, ખભાથી આગળ નમવું, કેડમાંથી વાંકા વળી જવું, પગોનું નીચેથી સપાટ થઈ જવું એવી એવી ખામીઓ દૂર કરવા માટે પોતાના શારીરિક કેળવણીના અભ્યાસક્રમના ભાગ પહેલા અને બીજામાંથી મદદ લઈ શકાશે અને તેમાંની રમતો જે એવી ખામીઓ દૂર કરી શકતી હોય તે પસંદ કરી-ચુંટી કાઢી તે મુજબ અમલ કરી વિદ્યાર્થીઓની એવી બિમારીઓ દૂર કરી શકાય છે.

(૪) ઘણી વખતે રમતોમાં અને ખાસ કરીને ટુર્નામેન્ટ વેળાએ વિદ્યાર્થીઓને અણધાર્યું કાંઈ વાગી બેસે છે. આવા સમયે એ જણાવ્યા વગર ચાલશે નહિ કે દરેક શિક્ષક પહેલા નંબરનો "ફસ્ટ એડ" હોવો જોઈએ બલ્કે વિદ્યાર્થીઓનું પણ ફસ્ટ એડ હોવું ઘણુંજ જરૂરી છે, કારણ કે રમતો-ડ્રિલ-કસરતોનાં કામજ એવા છે કે જેમાં વખતે કાંઈ વાગી બેસવું સંભવિત છે, એટલા માટે શિક્ષકોએ દેશી અને અંગ્રેજી દવાઓનો ઉપયોગ અને અનુભવ મેળવવો જરૂરી છે, કે જેથી જખ્મી અથવા બેહોશની સત્વર મદદ કરી શકાય અને દાકતર આવી પહોંચે તે પહેલાં બિમારની સ્થિતિ ગંભીર થવા પામે નહિ.

(૫) કોઈ તમાશા વખતે વિદ્યાર્થીઓથી ભયકારક કામ ન લેવું જોઇએ. દાખલા તરીકે, કોઈ છોકરાને ઉંચેથી કે આઘેથી કૂદવાને કહેવું એ તેનો જીવ જોખમમાં નાખવા સમાન છે. જો શિક્ષકોને એવા તમાશા દેખાડવાનો શોખ હોય તો પોતેજ એવાં કામ કરી દેખાડે એજ સલાહભર્યું છે. કેટલીક વખતે આપણેજ એવાં કામથી ચોંકી જઈએ છીએ, ત્યારે છોકરાં પાસે એવાં કામની આશા રાખવી એ ન્યાયનું ખૂન કરવા સમાન છે અને એ મોટી ભૂલ છે.

(૬) જે કામ પોતે ન કરી શકે તેની આશા વિદ્યાર્થીઓ પાસેથી ન રાખવી જોઈએ. દરેક કામમાં પોતાનેજ આદર્શ નમુનારૂપ સાબિત કરો અને દરેક કામમાં પોતેજ નમુનારૂપ કામ કરી બતાવવું એજ સફળતાનો

રસ્તો છે. નમુનાનું કામ બતાવતાં એ વાત ભૂલવી ન જોઈએ કે કામ અને તેની સમજણ સાથેજ થવાં જોઈએ.

(૭) ગ્રામમાં દરરોજ ફેરફાર કરતા રહો, તેના માટે પોતાની ડાયરી મદદ કર્તા થઈ પડશે. ડાયરી જરૂર બનાવવી જોઈએ કે જે ઉપયોગી થઈ પડે છે.

(૮) સઘળા મરેતી રમત માટે સમયપત્રકમાં વિદ્યાર્થીઓના ઉંમરના પ્રમાણનાં જુથો નક્કી કરવા જોઈએ. મોટા છોકરાઓ સિનિઅર ટીમોમાં અને નાના છોકરા જુનિઅર ટીમોમાં રાખો.

(૯) રમતોમાં શિક્ષકોએ હોંસભેર ભાગ લેવો જોઈએ. દેશી રમતો અને દેશી બેઠકો દરરોજના કાર્યક્રમમાં હોવી જોઈએ.

(૧૦) શિક્ષકોએ સ્કાઉટિંગમાં ખૂબ રસ લેવો જોઈએ, કેમકે એ પણ શારીરિક તાલીમની શાખાઓ છે, એટલા માટે વિદ્યાર્થીઓને એમાં રસ લેતા કરવા ખાસ જરૂરી છે.

(૧૧) કોઈ મેળામાં મદદ કરવાની જરૂર જણાય અથવા વિદ્યાર્થીઓ સાથે બહાર ફરવા જવાનું થાય તેવે સમય સ્કૂલ રોડમાર્ચ થવી જોઈએ. શાળાથી માંડીને નક્કી કરેલા સ્થળ સુધી સાથે માર્ગમાં ચાલવું જોઈએ. પરીક્ષાના દિવસોમાં એવું જોવામાં આવે છે કે જ્યારે અમુક વર્ગોની તપાસણીમાં હોય તેવે વખતે બીજા વર્ગો નવરા બેસી રહે છે. તો એવે સમયે વિદ્યાર્થીઓને રમત કે ડ્રિલમાં કામે લગાડવાં જોઈએ, કારણ કે બેકારી કે નવરાશનું ઝેર વિદ્યાર્થીઓમાં ન પ્રવેશી શકે. અપૂર્ણ

ઉમરજી બક્ષ પટેલ મુન્શી.
કતાલી (અંકલેશ્વર)

---

## ગણિત–ગમ્મત

વ્યાખ્યા:—

અ + બ = અબ. સાબીત કરી આપો.

રીત:—

અ = ગમે તે પૂર્ણાંક સંખ્યા અને બ = $\frac{\text{તે પૂર્ણાંક સંખ્યા}}{\text{તે પૂર્ણાંક સંખ્યા} - 1}$

આ નિયમે નીચેની જોડીઓ બની શકે:—

(૧). ૨ અને $\frac{૨}{૧}$. (૨) ૩ અને $\frac{૩}{૨}$. (૩) ૫ અને $\frac{૫}{૪}$. (૪) ૧૨૫ અને $\frac{૧૨૫}{૧૨૪}$. હવે ખાતરી

(૧) $૨ + \frac{૨}{૧} = \frac{૨+૨}{૧} = ૪$ અને $૨ \times \frac{૨}{૧} = ૪$.

(૨) $૩ + \frac{૩}{૨} = \frac{૬+૩}{૨} = \frac{૯}{૨}$ અને $૩ \times \frac{૩}{૨} = \frac{૯}{૨}$.

(૩) $૫ + \frac{૫}{૪} = \frac{૨૦+૫}{૪} = \frac{૨૫}{૪}$ અને $૫ \times \frac{૫}{૪} = \frac{૨૫}{૪}$.

(૪) $૧૨૫ + \frac{૧૨૫}{૧૨૪} = \frac{૧૫૫૦૦+૧૨૫}{૧૨૪} = \frac{૧૫૬૨૫}{૧૨૪}$ અને $૧૨૫ \times \frac{૧૨૫}{૧૨૪} = \frac{૧૫૬૨૫}{૧૨૪}$, વગેરે વગેરે. આ રીતે સિદ્ધ કરી શકાય.

કોટડી – કચ્છ
તા. ૨૨–૫–૩૮.

સેવક,
**મુલજી જેઠુ જોશી.**

**નોંધઃ—**

$અ + બ = અબ$

$\therefore અબ = અ + બ$ આખી બાજુ બદલી

$\therefore અબ - બ = અ$ બ ડાબી બાજુએ લેતાં

$\therefore બ\ (અ-૧) = અ$

$\therefore બ = \frac{અ}{અ-૧}$

આ ઉપરથી એવો નિયમ નિકળે કે અની કીમત અમુક પૂર્ણાંક સંખ્યા હોય તો બની કીમત તે પૂર્ણાંક સંખ્યાના છેદમાં તેનાથી પહેલાંની સંખ્યા મૂકતાં જે અપૂર્ણાંક બને તે આવે. એટલે અની કીમત ૪, ૫, ૬ એ પ્રમાણે લઇએ તો બની કીમત $\frac{૪}{૩}$, $\frac{૫}{૪}$, $\frac{૬}{૫}$ લેવી પડે. તે શરતેજ ઉપરનું સમીકરણ સાચું છે. એ રીતે ઉપરની 'ગમ્મત'નો ઉદ્દભવ છે.

પી. આર. ટ્રેનિંગકોલેજ
અમદાવાદ

**ચં. કે. અમીન**

---

## સંગીતનું નોટેશન.

### લાવણી માત્રા ૮

| | | |
|---|---|---|
| સ ની | સ – રી – રી – ગ – | પ – પ મ/ પ ધ પ – |
| શી – | શો – ભા – ને – શો – | સા – જ જ ગ ત ના – |
| | ગ – ગ ગ – મ ધ પ | ગ મ ગ સ ગ મ ધ પ |
| | રા – જ ગાં – વે જ શ | તાં – રા ગા – વે જે શ |

ગ મ ગ — — — |

તા — રા — — — |

પ મ | પ — સં — ની — પ — | ગ — રી ગ — પ ગ મ |

ક વિ | ભ — ક્તો — હા — ર્યો — | કા — મ કા — મ ખૂબ |

ગ રી સ — — — |

ન્યા — રાં — — — |

ઝુલ

ધ મ | પ — ની સં પ ની સં રી નીં ધ | પ ધ પં મ ગ રી સ રી |

ર ક | મા — ટી ત ણા — — — વિ ધ | વિ — ધ વ ળી — કું — |

ની રી સ — — — |

કે ર ના — — — |

નોટ—લાવણી પ્રમાણે લાવણીવાળી લીટીઓ ગાવી અને ઝુલના ભાગ પ્રમાણે ઝુલ લેવી.

બાપાલાલ દવે

---

## ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૩૦૭ થી ચાલુ )

છૂટરચના—

છૂટ રચના એટલે કોઈ ખાસ રચના સિવાયનું અગર રમતના મેદાનમાં બાળકોનું છુટાછવાયા ગોઠવાવું તે. આ જાતની રચનાથી પાઠનું સામાન્ય લક્ષણ જારી રહેવાનો સંભવ છે. જો બાળકો વધારે અંતર લેતાં શીખે, અને પોતાના પાડોશીને અડી ન જવાય એટલે દૂર એકબીજાથી ઉભાં

રહે તો ઘણી હીલચાલો આ રચનામાં રહીને થઈ શકે. શરૂઆતથી 'એકલ વાડીમાં એકલ પંથી' એમ બુદ્ધિપૂર્વક જગા શોધી લેવાની ટેવ કેળવવામાં આવે તો જ્યારે હારોની રચના પહેલવહેલી દાખલ કરવામાં આવે ત્યારે તેમાં જગા લેવાની તેને તાલીમ આપવામાં ઘણી સરળતા મળશે અને હાથ પહોળા કરીને અંતર માપવાની, હાથ જોડવાની અને ફેલાવો કરવાની જરૂર દૂર થશે.

**છૂટ ચપળતાની કૃતિઓ—**

'છૂટ' શબ્દ જ્યારે વાપર્યો હોય ત્યારે જે પ્રમાણે છૂટા કૂદકામાં કરે છે તેમ દરેક બાળક પોતપોતાનો સમય લઈને મેદાનમાં ગમે ત્યાં કૃતિ કરે (એટલે કે નિશ્ચિંત તાલબદ્ધ કૃતિ નહિ). આમ છતાં શિક્ષકે કૃતિ સારી થાય તેને માટે ઉત્તેજન આપવું અને હીલચાલ સાથેની કૃતિનું શિક્ષણ આપવું. દા. ત. છૂટ દોરડા કૂદકામાં:—"ઉંચા (કમાન માફક) કૂદો!" "પગનાં આંગળાં ઉપરજ ઉભા રહો." માથું ઉંચું!" વગેરે.

**આવર્તન—**

હીલચાલો તથા કસરતો સંપૂર્ણ રીતે ફાયદાકારક બને તે માટે અને મહાવરાથી કૃતિ સુધરતી જાય તે માટે વારંવાર યોગ્ય આવર્તન કરવાની જરૂર છે એ યાદ રાખવું જોઈએ. કૃતિઓ ફક્ત એક કે બે વાર કરવાથી તેને લગતા જે જે સ્નાયુઓ કે સાંધાઓ હોય તેના ઉપર ઘણીજ ઓછી અસર ઉત્પન્ન થાય છે, અને તેટલા માટે એકજ કૃતિ વારંવાર કરવાની જરૂર છે. કૃતિ કેટલી વાર ફરી ફરીને કરવી તેનો આધાર તે કૃતિની મુશ્કેલી અને તેને કરવામાં વપરાતી શક્તિના ઉપર છે. પણ સાધારણ રીતે દરેક કૃતિનાં ચાર આવર્તન કરાવવાં યોગ્ય છે.

**પુનરાવર્તન—**

છૂટ ચપળતાની કૃતિઓનાં કેટલાં પુનરાવર્તન કરાવવાં તે આગળથી પાઠની સાથે કહેવું દેખીતી રીતેજ ઘણું મુશ્કેલ છે, કારણકે આનો મુખ્ય આધાર બાળકોની પ્રગતિની ઝડપ ઉપર છે. તેમ છતાં ખાસ ધ્યાનમાં રાખવું કે દડાની રમતો આવે તેવી અને સ્ફૂર્તિવાળી કૃતિઓનું પુનરાવર્તન સારી રીતે થઈ શકે, અને જો તેમને ક્રમિક પ્રગતિરૂપે તેમજ હેતુપુરઃસર રજુ કરવામાં આવે તો તે કદી નીરસ કે કંટાળાભરેલી થતી નથી. એથી આશા રાખવામાં આવે છે કે વિવિધતા સાધવી તેમજ

કુશળતા વધારવી એ બંને માટે પુનરાવર્તનની સાધન તરીકેની કિંમત પરત્વે ઉપેક્ષા કરવામાં આવશે નહિ.

**હીલચાલની કૃતિઓની ગુંથણી—**

કોઈપણ સ્થિતિ અગર કસરતને તેની પછીની કૃતિ કે કસરત સાથે જોડી દેવાથી તે સ્થિતિ અગર કસરતની અસરમાં ઘણો વધારો થાય છે, જ્યાં બની શકે ત્યાં આ રીતનો ઉપયોગ પાઠનું સળંગપણું સાધવામાં અને વર્ગ લેતી વખતે વખતનો બચાવ કરવામાં મદદરૂપ થશે. દા. ત. ૫ મા પાઠમાં ઘડ (અ) વાંધબેઠક, સસલાકૂદકા, માટે તૈયાર, વગેરે, 'લાંબા પગની બેઠક' ની સ્થિતિમાંથી લઈ શકાય. આવી જાતની અનુકૃતિ ક્યારે કરવી એ પાઠોમાં જો કે બતાવવામાં આવ્યું નથી તેમ છતાં આશા રાખવામાં આવે છે કે શિક્ષકો જ્યારે જ્યારે બને ત્યારે આ રીતથી થતા ફાયદા ધ્યાનમાં રાખશે.

**આજ્ઞાઓ:—**

પાઠની નોંધોમાં ઘણી થોડી આજ્ઞાઓ સૂચવવામાં આવી છે.

કસરતોમાંની ઘણી **'શરૂ! જાઓ! દોડો! ઉઠો! બેસો!** એવી ટુંકી આજ્ઞાઓથી શરૂ કરી શકાય. પછી સંખ્યાના આંકડાથી આજ્ઞાઓ આપી તે ચાલુ રાખી શકાય અને સીસોટી અથવા 'બંધ' એવી આજ્ઞાથી બંધ કરી શકાય. વર્ણન અને સમજુતીને બદલે કૃતિ કરી બતાવાય અથવા તેવી કૃતિ વર્ણન અને સમજુતીમાં મદદરૂપ બને. જેમ જેમ વધારે નિયમપૂર્વકની હીલચાલો દાખલ કરવામાં આવે તેમ તેમ પ્રારંભિક કોઠાનો ઉપયોગ કરવો, પણ તેમ કરવામાં બાળકો સમજી શકે તેવા શબ્દોનોજ ઉપયોગ કરવો.

**પાઠની શરૂઆત:—**

દરેક પાઠમાં ઓછામાં ઓછી ત્રણ પ્રારંભિક—આરંભની અપળતાની કૃતિઓનું સૂચન કરવામાં આવ્યું છે તે વાત ધ્યાન પર આવી હશે. કોઈપણ પાઠમાં આમાંની એક કરતાં વધારે કૃતિઓ લઈ શકાય. પણ દરરોજ પ્રારંભિક કૃતિમાં ફેર કરતાં રહેવું જેથી બાળકો હોંશિયાર સ્થિતિમાં રહે અને પાઠની શરૂઆતથીજ તેમની રસવૃત્તિ જાગ્રત થાય. જેમ જેમ બાળકોને વધારે ને વધારે પાઠોનો પરિચય થતો જાય તેમ તેમ શિક્ષક આગળ શીખવેલી કૃતિઓનો ઉપયોગ કરી શકશે, આથી એક જાતના પુનરાવર્તન તરીકે પણ તે ઉપયોગી થઈ પડશે અને રોજ રોજ નવીનતા લાવવા માટે કૃતિઓની પસંદગી કરવાનો પુષ્કળ અવકાશ પ્રાપ્ત થશે.

જે જાતની કૃતિઓનું સૂચન કરવામાં આવ્યું છે તે કૃતિઓના પાઠ વખતે બાળકોમાં ચેતન, જુસ્સો અને તાજગી આવી જશે. પણ સાથે સાથે એ પણ યાદ રાખવાનું છે, કે કૃતિને બરાબર કરવાના યત્નને ઉત્તેજન આપવાથી બાળકોને તેમનો આનંદ ઓછો થાય છે તેમ લાગવું ન જોઈએ. આ છુટી અને ખાસ નિયમ વગરની કૃતિઓથી હીલચાલો સારી રીતે કરવાની બાબતમાં ઘણી કિંમતી તાલીમ આપી શકાશે. પાઠ પુરો કરતી વખતે જે તાજગી અર્પનારી ચપળતાની કૃતિઓ અને રમતો લેવામાં આવે છે તેના સંબંધમાં આ રીત લાગુ પડે છે.

જો કે દરેક પ્રાસ્તાવિક કૃતિનું આવર્તન કરવાનું પાઠોમાં કહ્યું નથી, તોપણ દરેક શિક્ષક એટલું તો સમજશે કે શક્તિનો ઉપયોગ થાય અને શરીરમાં ગરમી ઉત્પન્ન થાય એવી ખરેખર અસરકારક કસરત થાય તેટલા માટે આવર્તન કરાવવાં એ ઘણા દાખલાઓમાં ઇચ્છાજોગ છે.

## શરતોમાં અને પાછળ પડી પકડવાની રમતોમાં સલામતી

બાળકોને ચપળ અને પગ દૃઢ રહે અને પડી ન જાય તેવાં બનાવવાં એ આ તાલીમના મુખ્ય હેતુઓમાંનો એક છે. બાળકો ગડથલાં ન ખાઈ જાય તેને માટે શિક્ષકે પુરતી અગમચેત રાખવી જોઈએ, પણ વારંવાર ભયની ચેતવણી આપી ભયનું સૂચન કરવું જોઇએ નહિ. નીચેની બાબતો પર ધ્યાન આપવાથી સલામતી જાળવવામાં મદદ મળશેઃ—

૧. શરૂઆતથીજ બાળકોને જથામાં ઘૂમવા દો ને એકબીજાની નજર ચુકાવી દોડી જવા દો.

૨. પાછળ દોડી પકડવાની રમતો ચઢાણ તરફ કે ઢાળની એક બાજુથી બીજી બાજુ તરફ થવા દો, પણ ઉતરાણ કે ઢાળ તરફ નહિ.

૩. જ્યાં ઘણાં બાળકો એકઠાં થઈ જાય એવી દિવાલ કે નાની સરખી જગાને "ઘર" તરીકે પસંદ કરો નહિ. ભીંતથી થોડે દૂર લીટી દોરો, કે મોટું વર્તુલ કે કુંડાળું દોરો, અગર ખુણા આગળ નિશાની કરો.

૪. પકડવા જતી વખતે ધક્કા મારવા નહિ અગર ખેંચવું નહિ, તેમજ પોતે જ્યારે પકડાય ત્યારે તે સ્વીકારવું અને શાંત ઉભા રહેવું એવી તાલીમ બાળકોને આપવી.

૫. દાની—દાવ આપનાર એકને બદલે બે હોય તો તે ઘણી વખત વધારે ઠીક પડે છે, કારણકે જો એકજ દાવ આપનાર હોય તો બાળકો

મેદાનની એકજ બાજુએ એકઠાં થવાનો સંભવ રહે છે, એથી ઉલટું બેથી પણ વધારે દાની-દાવ આપનાર હોય તો બાળકો ગુંચાય છે ને અથડાઅથડી થવાનો સંભવ રહે છે.

## પાઠ ૧

પાઠનો આરંભ—દોડો અને એકલા કોઈ સ્થાન લો.

૧. ગમે ત્યાં દોડી જવું, સીસોટી (કે ઇસારો અથવા સંકેત) થતાં ઉભા રહેવું. આમ કેટલીક વખત ફરી ફરીને કરવું. કૂદો. સીસોટી કે ઇસારો થતાં તેજ જગાએ ઉભા રહો.

શિક્ષકને પકડવા દોડો. શિક્ષક દોડી જાય અને બાળકો તેને પકડવા દોડે. એમ કેટલીક વાર કરવું. પછી દોડો અથવા ચાલો અને ભીંત આગળ હારમાં ગોઠવાઈ જાઓ. એજ જગા ઉપર કૂદકો, અને બને તેટલું ઉંચે કૂદવા પ્રયત્ન કરવો.

૨. દોડવું, ઇસારો થતાં ઉભા રહેવું. તમે તમારો રસ્તો કાપો. રસ્તે ચાલવા માંડો (એંજિન, મોટરગાડી વગેરે.)

શિક્ષક રંગેલું ફુમતું અથવા રૂમાલ લઈ રમતના મેદાનમાં દોડે તે વખતે બાળકો તે પકડવા શિક્ષકની પાછળ દોડે. દિવાલ પાસેની લીટી ઉપરથી બાળકો, શિક્ષક નાસી જાય તે પહેલાં ગોળાકારમાં ગોઠવાઈ જઈ તેને ઘેરી લેવા પ્રયત્ન કરે.

એક પગે ઉભા રહી ઠેકડા મારો. એમ દરેક પગે વારાફરતી ઠેકડા મારવા.

૩. છૂટથી કૂદવું, ઇસારો થતાં જોડીદાર શોધી લઈ ગોળાકાર કૂદવું. દોડો, અને ચાકની લીટીને અંગુઠો અડાડી ઉભા રહો. શિક્ષક બાળકો સાથે તેમ કરે. પગનાં આંગળાં ઉપર આગળ ચાલો, ઇસારો થતાં સામી દિવાલ તરફ દોડી જાઓ. ત્યાંથી એવીજ રીતે ચાકની દોરેલી લીટી આગળ પાછા ફરીને આવી જવું. ચાકની લીટી આગળથી કુંડાળું બનાવવું. અથવું ચક્કર મારતાં મારતાં કૂદવું. ઉંચે અથવા સાધારણ રીતે.

**ધડની કસરતો:-**

(ક) બાળકો છુટા છુટા જુથમા, વાઘબેઠકમાં-ઉભડક બેસે અને ઇસારો થતાં કૂદકો મારી ઉભા થાય. એમ કેટલીક વાર કરવું. (પલાંઠી-બેઠકમાં બેસવું અને એકદમ કૂદી ઉભા થવું.

(ખ) બને તેટલા ઉંચા, અને ગુંચળું વળી દબાઈને બેસે. (ઉભા રહેવાની સ્થિતિ, પલાંઠીબેઠક, અને ચત્તા સુઈ જવું, એવા ફેરફારો કરતા રહેવું.)

(ગ) હાથ જમીન ઉપર રાખી દબાઈ બેસવું, તેજ સ્થળે વાઘબેઠક-માંથી કુદકો મારવો, એટલે કે હાથ ઉપાડયા વિના સસલાકૂદકો મારવો. શિક્ષકની પાછળ પાછળ જવું, અને તે પાછળ જુએ કે એકદમ જમીન ઉપર વાઘબેઠકમાં દબાઈ બેસી જવું.

**શરીરને સમતોલ રાખવાની–સમધારણની કસરતો:—**

(ક) છુટાછવાયા કૂદો. પગનાં આંગળાં ઉપર ચાલી ભીંત આગળ હારમાં ટટાર ઉભા રહો.

શિક્ષકની પાછળ જવું, બાળકો આંગળાં ઉપર છાનાંમાનાં શિક્ષકની પાછળ પાછળ આગળ જાય; અને જ્યારે શિક્ષક તેમને પકડવા માટે પાછા ફરે ત્યારે પાછા દોડી ભીંત આગળ જતાં રહે.

(ખ) છુટાછવાયા કૂદો–જમીનથી ઉંચે (કમાન માફક) ઉછળી કૂદો. ઇસારો થતાં આંગળાં ઉપર, હાથ બાજુ પર પહોળા રાખીને ઉભા રહો.

(ગ) છુટાછવાયા ઘોડા કુદાવો, ઇસારો થતાં એક પગે ઉભા રહી, બંધ પડો, હાથ બાજુ પર રાખવા.

**કૂદકા:—**

(ક) અનુકરણની રમતો, ઘોડાની ગેલપ–ચારતક ચાલ, ટ્રોટિંગ ચાલ (રેવાળ ચાલ), અને થનગતી ચાલ વગેરે. પક્ષીની ઊડ, ચક્કર ઊડ, પક્ષીના ઠેકડા (પક્ષીની રીતે).

(ચ) પેટીમાં શિઆળ.

(ક) બાળકો ચાકની લીટીએ અંગુઠા અડાડી ઉભા રહે, તેના ઉપર કૂદકો મારવાનો મહાવરો કરે, અથવા તેની આગળ કૂદકો મારતાં જાય વગેરે.

**રમતો:—**

૧ શિક્ષકે ચારે તરફ ફેંકેલા દડાઓની પાછળ દોડી તે પકડી લાવવા (બને તેટલા ઝાઝા દડા લેવા).

૨ ત્રણ આંધળા ઉંદર

૩ વરુભાઈ! કેટલા વાગ્યા!

૪. પક્ષીમાતા.

સમાપ્તિ–ચાલીને શાળામાં જવું.

## પહેલા પાઠની નોંધ

જરૂરી સાધનો

૧ રંગીન ફુમતું અથવા રૂમાલ

૨ દડાની ટોપલી (ટેનિસ, સોરબો—એક જાતનું છિદ્રાળુ રબર અથવા ઊન)

૩ રમતના મેદાનની બે બાજુએ બાજુની દિવાલોથી સમાંતર દોરેલી ચાકની લીટી.

પ્રસ્તાવના: પોતાની જગા પસંદ કરી લો. મળી શકે તેટલી જગાનો પુરતો ઉપયોગ કરવા બાળકોને ઉત્તેજન આપો. "આખા મેદાનને ઉપયોગમાં લો." "એકબીજાથી બને તેટલા દૂર રહો"—(છુટા છુટા) દિવાલથી આગળ દૂર આવો, વગેરે.

૧ પોતાની જગા ઉપર કૂદો. બાળકોને અંગુઠા પર ઉભા રહેવામાં ઉત્તેજન આપો. બાળકોની સાથે કૂદીને શિક્ષકે ફેરા ઉછળા સાથેના કૂદકા બતાવવા. ઢીચણ સીધા, પગના ગોળાકાર ભાગથી (પાની અને પગનું તળીઉં) જેમ બને તેમ ઉંચે ધક્કો. બાળકો આનું અનુકરણ કરવા પ્રયત્ન કરશે. દોરડાકૂદકો જુઓ!

**તમારી જગાએજ જેમ બને તેમ વધારે લેવાય એટલો ઉંચો કૂદકો લો**—હવામાં જેમ બને તેમ ઉંચા કૂદવા તરફ યત્ન કરી કેટલાક ઉંચા કૂદકા મરાવવા. દરેક બાળક જુદો જુદો વખત લેશે અને સ્વાભાવિક રીતે સ્થળ પર ઉભા રહી મારેલા સાદા કૂદકા કરતાં આમાં સમય વધારે લાંબો રહેશે.

ધડ (ક)—પગ વાળીને બેસો. આ સ્થિતિનો મહાવરો કરાવતી વખતેજ પીઠ લાંબી ને સીધી રાખે એવું ઉત્તેજન આપો. "ટટાર ને ખૂબ સીધા બેસો"; ગરદન કેટલી લાંબી કરી શકો છો તે જુઓ" વગેરે. પાછળથી ધીરે ધીરે કૂદકો મારીને પગ વાળી બેસવાનું થઈ શકે. (એક મહીના પછી કે શિક્ષકને લાગે કે હવે બાળકો ધબ દઈને પડશે નહિ ત્યારે પગ વાળીને બેઠેલી સ્થિતિમાંથી હાથ વડે જમીનનો ટેકો લીધા સિવાય અને પગની આંટી છોડયા સિવાય ઉભા થવાની ટેવ પાડવા ઉત્તેજન આપવું.

(ખ) જેમ બને તેમ ઉંચા—ઉભા થાઓ! માથા ઉપર હાથ સીધા લંબાવીને બાળકો અંગુઠા ઉપર ઉભા થાય." "જેમ બને તેમ નાનાં—બેસી જાઓ!" બાળકો ઝડપથી વાઘબેઠકમાં આવી જાય અથવા કૂદકો મારી વાઘબેઠકમાં આવી જાય અથવા ગોળ દડાની જેમ વળી જાય,

ઘુંટણ વાળી દેવા અને માથું ઘુંટણ ઉપર અડકાડવું, ઉભા થવું, પલાંઠી-બેઠકમાં બેસવું ને ચતાં સુવું, એમ ફેરફાર કર્યે જવા, સ્ફૂર્તિવાળી અને ઝડપી હીલચાલોને ઉત્તેજન આપો, પણ શરૂઆતમાં બાળકોને જે સૌથી વધારે કુદરતી લાગે તે રીતે સ્થિતિઓમાં આવવા દો.

**(ગ). પોતાના સ્થળે વાઘતરાપ.** હાથ હલાવવાના નથી હોતા. માત્ર પગજ જમીનથી ઉચકાય. જમીન પરથી ઉચકાતી વખતે પગ સાથે રાખી જાંગને જોરપૂર્વક ઉચકવામા ઉત્તેજન આપો. ગુલાંટ ખાઈ જતાં અટવા માટે કસરત દરમિયાન માથું ઉંચું રાખવું.

**કૂદકા (ઘ)** રેખા ઉપર, રેખા પરથી દૂર અને રેખાથી ઉંચે કૂદવું. શરૂઆતથીજ બાળકોને હોરા રહીને અંગુઠા ઉપરજ ઉતરવામાં ઉત્તેજન આપવું. જાંગ, ઢીચણ અને ઘુંટીને નીચે આવવા દેવાં. પછીથી શિક્ષક સૌથી વધારે ઉંચું કોણ કૂદે છે તથા પાછળથી સૌથી વધારે દૂર કોણ કૂદે છે અને કોણ રેખા ઉપરજ બરાબર પડે છે તે જોવું અને તેવો યત્ન કરવા ઉત્તેજન આપવું.

**રમતો ૧. દડા પાછળ દોડ**—શિક્ષકથી થોડે દૂર, બાળકોને છુટા છુટાં જથામાં શિક્ષકના હાથમાંથી છૂટતા દડાને ધ્યાન રાખી જોવાનું કહો કે જેથી તેમણે કઈ દિશામાં દોડવું તે તેઓ આગળથી જાણી શકે. એકજ દડાને પકડવા માટે બાળકો ટોળે વળી ન જાય તેની સાવચેતી રાખવી.

**૨. ત્રણ આંધળા ઉંદર**—એક વર્તુલમાં બાળકો 'ત્રણ આંધળા ઉંદર' ગાતાં ગાતાં ગોળ ફરતાં કૂદે, શિક્ષક અથવા મધ્યબિંદુ પર ઉભેલો બાળક 'ખેડુતની બૈરી બને, એક ચોકસ શબ્દ વખતે તે છોકરાંઓને (ઉંદરોને) પકડવા દોડે. બાળકો પોતાના 'દર' તરફ દોડી જાય, જે પકડાય તે 'ખેડુતની સ્ત્રીને બીજી વાર પકડવામાં મદદ કરે.

ફેરફાર—બાળકોને ભૂરા ને ધોળા ઉંદરો એમ બે વિભાગમાં વહેંચી શકાય અને એક, બે, એમ વધારે 'દરો' પણ કરી શકાય.

**૩ વરૂભાઈ, કેટલા વાગ્યા?**—શિક્ષક અથવા તો જે બાળકે દાવ લીધો હોય તેની પાછળ વર્ગનાં બાળકો "વરૂભાઈ, કેટલા વાગ્યા" એમ બોલતા બોલતા જાય. વરૂભાઈ જવાબ આપે "નવ વાગ્યા, અગીઆર વાગ્યા" વગેરે પણ જ્યારે એવો જવાબ આપે કે "વાળુ વેળા," ત્યારે બાળકો દર તરફ દોડી જાય ને વરૂભાઈ પકડી શકાય તેટલાને પકડે. નવાં

બાળકને વરૂ બનાવી અથવા પકડાએલાને મદદ કરવા રાખી ફરી રમત રમાડી શકાય.

૪ **પક્ષી માતા**—એક બાળક બાજ બને અને શિક્ષક પક્ષીમાતા બને. શરૂઆતમાં બાળકો બે ભાગમાં અને પાછળથી બેથી વધારે ભાગમાં વહેંચાય અને એક જુથ માટે એક પંખીનું નામ પાડે ને બાળકો રમતના મેદાનના જુદા જુદા ખુણામાં પોતાનાં ઘર પસંદ કરે. પંખી માતા દરેક જુથને મેદાનની સામી બાજુએ પોતાના માળામાંથી વારા પ્રમાણે ઘેર બોલાવે અને જે વખતે તેઓ માતા તરફ દોડી જતાં હોય તે વખતે બાજ વચ્ચે પડે અને બને તેટલાંને પકડે; જે પકડાય તેને બાજ પોતાને માળે લઈ જાય. નવા બાજ બનાવી તથા પકડાએલાને બાજને મદદ કરવાનું કામ સોંપી રમત ફરીથી રમાડી શકાય.

---

## સરકારી જાહેરખબર

### પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા માટેનો અભ્યાસક્રમ

છોકરા અને છોકરીઓની પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા માટે અભ્યાસક્રમમા અને છોકરાઓ માટેની ખેતીવાડી અભ્યાસક્રમવાળી શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા માટેના અભ્યાસક્રમમાં નીચે પ્રમાણે સરકારી ઠરાવથી સુધારા કરવામા આવ્યા છેઃ—

**૧. છોકરાઓ માટેની પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા માટેનો અભ્યાસક્રમ.**

( સરકારી કેળવણી ખાતાના તા. ૨૪–૫–૧૯૩૭ ના નં. ૨૨૮૮ ના ઠરાવથી સુધારેલા પરીક્ષા માટેના નિયમોની સાથે આપેલું પરિશિષ્ટ ચ જુઓ.)

અભ્યાસક્રમના પહેલા અને બીજા વિષયોને બદલે નીચે પ્રમાણેના વિષયો લેવા

**૧૦૦ પહેલો વિષય—**

૭૫ (અ) ગદ્ય અને પદ્યના અપરિચિત ફકરાઓની સમજુતી–તેમનું પુનઃલેખન, વિસ્તાર, સારાંશ વગેરે.

શબ્દોના અર્થ ( ધોરણઃ ખાતાની વાચનમાળાની સાતમી ચોપડી ):

૨૫ (બ) વ્યાકરણ (વહેવારૂ પ્રયોગરૂપે અને સામાન્ય) શબ્દોની વ્યુત્પત્તિ વગેરે.

૧૦૦ **બીજો વિષય**—આપેલા વિષય ઉપર વર્ણનાત્મક નિબંધ અથવા રિપોર્ટ, પત્રલેખન, સંવાદ વગેરે.

**ત્રીજો વિષયઃ**—પેટા વિષય (જ્ઞ) માં "શુદ્ધ ઇલાકા માટે" એ શબ્દો જે શરૂઆતમાં આવેલા છે તે કાઢી નાખવા.

છઠ્ઠા વિષયને બદલે નીચે પ્રમાણેની હકીકત લેવી.

**છઠ્ઠો વિષયઃ**—(જે ઉમેદવારોએ બધા વિષયોમાં શિક્ષણના માધ્યમ તરીકે ઉર્દુ ભાષા લીધી હોય અને વધારામાં સ્થાનિક ભાષા ઐચ્છિક વિષય તરીકે લીધી હોય તેવા ઉમેદવારોને માટેજ ફક્ત).

ગુણ

૧૦૦ **છઠ્ઠો વિષયઃ**—(ઐચ્છિક)—

૫૦ (અ) ગદ્ય અને પદ્યના અપરિચિત ફકરાઓની સમજુતી-તેમનું પુનઃ લેખન, વિસ્તાર, સારાંશ વગેરે. શબ્દોના અર્થ અને સાદું વ્યાકરણ (ધોરણ ખાતાની વાચનમાળાની પાંચમી ચોપડી).

૫૦ (વ) આપેલા વિષય ઉપર વર્ણનાત્મક નિબંધ અથવા રિપોર્ટ, પત્રલેખન વગેરે.

(જે ઉમેદવારોએ બધા વિષયોમાં શિક્ષણના માધ્યમ તરીકે સ્થાનિક ભાષા લીધી હોય અને વધારાની ફરજિઆત ભાષા તરીકે ઉર્દુ ભાષા લીધી હોય તેવા ઉમેદવારોને માટેજ ફક્ત).

૧૦૦ **છઠ્ઠો વિષયઃ**—

૫૦ (અ) ગદ્ય અને પદ્યના અપરિચિત ફકરાઓની સમજુતી-તેમનું પુનઃલેખન, વિસ્તાર, સારાંશ વગેરે. શબ્દોના અર્થ અને વ્યાકરણ (ધોરણ ખાતાની વાચનમાળાની સાતમી ચોપડી).

૫૦ (વ) સાદા વિષય ઉપર વર્ણનાત્મક નિબંધ અથવા રિપોર્ટ, પત્રલેખન, સંવાદ, જીવન વૃત્તાંત, વગેરે,

**૨. છોકરીઓ માટેની પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા માટેનો અભ્યાસક્રમ.**

(તા. ૭-૫-૧૯૩૭ ના નં. ૨૬૩૬ ના કેળવણી ખાતાના સરકારી ઠરાવથી સુધારેલા પરીક્ષા માટેના નિયમોની સાથે આપેલું પરિશિષ્ટ વ જુઓ.)

પહેલા અને બીજા વિષયોને બદલે નીચે પ્રમાણેના વિષયો લેવા.

ગુણ

૧૦૦ પહેલો વિષયઃ—પ્રાદેશિક ભાષા—

૭૫ (અ) ગદ્ય અને પદ્યના અપરિચિત ફકરાઓની સમજુતી-તેમનું પુનઃલેખન, વિસ્તાર, સારાંશ, વગેરે. શબ્દોના અર્થ (ધોરણઃ ખાતાની વાચનમાળાની છઠ્ઠી ચોપડી અથવા ગુજરાતી કન્યાવાચનમાળાનું ત્રીજું પુસ્તક).

૨૫ (બ) વ્યાકરણ (વહેવારૂ પ્રયોગરૂપે અને સામાન્ય).

૧૦૦ **બીજો વિષયઃ**—નિબંધ અને હસ્તાક્ષર.

આપેલા વિષય ઉપર વર્ણનાત્મક નિબંધ અથવા રિપોર્ટ, પત્રલેખન સંવાદ, વગેરે.

૩. છોકરાઓ માટેની ખેતીવાડી અભ્યાસક્રમવાળી પ્રાથમિક શાળાંત પરીક્ષા માટેનો અભ્યાસક્રમ.

સરકારી કેળવણીખાતાના નં. ૧૧૯૯ ના તા. ૬-૭-૧૯૨૫ના ઠરાવથી મંજુર કરેલો અભ્યાસક્રમ જુઓ).

પહેલા અને બીજા વિષયને બદલે નીચે પ્રમાણેના વિષયો લેવા.

ગુણ

૧૦૦ **પહેલો વિષયઃ**—

૭૫ (અ) ગદ્ય અને પદ્યના અપરિચિત ફકરાઓની સમજુતી-તેમનું પુનઃલેખન, વિસ્તાર, સારાંશ, વગેરે. શબ્દોના અર્થ (ધોરણ કેળવણીખાતાની સાતમી ચોપડી).

૨૫ (બ) વ્યાકરણ (વહેવારૂ પ્રયોગરૂપે અને સામાન્ય), શબ્દોની વ્યુત્પત્તિ, વગેરે.

૧૦૦ **બીજો વિષયઃ**—આપેલા વિષય ઉપર વર્ણનાત્મક નિબંધ અથવા રિપોર્ટ, પત્રલેખન, સંવાદ વગેરે.

**ચોથો વિષયઃ**—પેટાવિષય (અ) માં "કરંડીકર અને કેલકરની **બ્રિટિશ હિંદુસ્થાનચી શાસન પદ્ધતિ** ના પ્રમાણે" એ શબ્દો કાઢી નાંખવા.

**પાંચમો વિષયઃ**—પેટાવિષય (અ) માં નીચેના શબ્દો કાઢી નાખવા.

"સિંધની બાબતમાં સિંધી વાચનમાળાની ચોપડીઓ પમી છમાંના નીચેના પાઠો ઉપર

વાચનમાળા, પમી ચોપડી—ભાગ ૩—પાઠો ૬૨ થી ૮૪

વાચનમાળા, ૬ઠ્ઠી ચોપડી—ભાગ ૩—પાઠો ૫૭ થી ૭૯

વાચનમાળા, ૭મી ચોપડી—ભાગ ૪—પાઠો ૬૬ થી ૮૮"

(ઉત્તર ભાગના મે. એજ્યુ. ઇન્સ્પે. સાહેબના તા. ૧૮-૭-૩૮ ના હુકમ નં. ૫૪૪૦ ના હુકમાનુસાર).

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| ૧ | સૂર્યમંડળ (સન ૧૯૩૭ ની પહેલી આવૃત્તિ) | આર. એન. શાહ | આર. એન. શાહ, બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨ | વિજ્ઞાન વિહાર ( ,, ) | એન એન. ભાવસાર | અશોક પ્રકાશન મંદિર, વડોદરા | ૦—૩—૦ | ,, |
| ૩ | સમ્રાટ સિકંદર ( ,, ) | એન. આઇ. પટેલ | ,, | ૦—૪—૦ | ,, |
| ૪ | શું શીખ્યા ? ( ૧૯૩૭ ) | હર્ષદ પટેલ | આપણું બાળકાર્ય મંદિર, ભરૂચ | ૦—૩—૦ | ,, |
| ૫ | વસ્તુને વીસમવાદે-નવ્વાણુંના ઠેલામાં વગેરે (૧૯૩૭) | એમ. આર. વૈદ | ડી. સી. સામપટ, મુંબાઇ | ૦—૩—૦ | ,, |
| ૬ | ભેલવાળો (સને ૧૯૩૭ ની પહેલી આવૃત્તિ ) | એન. આઇ. પટેલ | એન. આઇ. પટેલ, બાળવિનોદ માળા, મલાડ-મુંબાઇ. | ૦—૩—૦ | ,, |
| ૭ | કાગમંત્રી ( ,, ) | ,, | ,, | ૦—૩—૦ | ,, |
| ૮ | બાલબંસરી (સને ૧૯૩૭ ની બીજી આવૃત્તિ) | એમ. એ. દીવાન | એન. એમ. ઠક્કર એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ. | ૦—૬—૦ | ,, |
| ૯ | ચાલો ગાઇએ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૧૦ | ચાંગુડીઆ ભાઇ ભાગ ૨ જો (૧૯૩૨) | સી. એમ. ભટ્ટ | ગુજરાત સાહિત્ય મંદિર, ગાંધીરોડ, અમદાવાદ | ૦—૩—૦ | ,, |
| ૧૧ | ફોરમ ૭મી લહરી-વેપાર વીરો (સને ૧૯૩૭ની બીજી આવૃત્તિ) | શારદાપ્રસાદ વર્મા | યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત | ૦—૪—૦ | ,, |
| ૧૨ | ફોરમ ૧૨મી લહરી-જીવનપ્રસંગો (સને ૧૯૩૭ની ૧લી આવૃત્તિ) | | | ૦—૨—૬ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩ | મીરાંબાઈ (બીજી આવૃત્તિ) | શારદાપ્રસાદ વર્મા | યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૪ | હું પણ વાંચીશ | ક. એમ. પવાર | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૨—૦ | ,, |
| ૧૫ | ગુર્જરી સ્તવન બીજી આવૃત્તિ | એસ. સી. ચાંલઇયા | જી. એસ. ચાંલઇયા, ભાવસારવાડ, નડિઆદ | ૦—૧—૦ | ,, |
| ૧૬ | સરળ બાળપોથી આંક સાથે (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | ,, | એસ. સી. ચાંલઇયા અને આઇ. એલ. પટેલ, ભાવસારવાડ, નડિઆદ. | ૦—૨—૦ | ,, |
| ૧૭ | ચીનગારી ( સને ૧૯૩૭ ની પહેલી આવૃત્તિ ) | ભાનુપ્રસાદ વ્યાસ | ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડીઆ ચકલા, સુરત. | ૦—૧૨—૦ | ,, |
| ૧૮ | આદ્ય કવિ વાલ્મિકી બીજી આવૃત્તિ | ડી. ટી. શાહ | જ્યોતિ કાર્યાલય, જુમ્મા મસજીદની સામે, અમદાવાદ | ૦—૧—૩ | ,, |
| ૧૯ | મુનિરાજ અગસ્ત્ય ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૦ | શકુંતલા ,, | બાળા મજમુદાર | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૧ | દાનેશ્વરી કર્ણ ,, | ડી. ટી. શાહ | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૨ | મહારથી અર્જુન ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૩ | વીર અભિમન્યુ ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૪ | સત્યવાદી હરિશ્ચંદ્ર ,, | આર. એન. શાહ | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૫ | ભક્ત પ્રહલાદ ,, | બાળા મજમુદાર | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૬ | પિતૃભક્ત શ્રવણ ,, | ડી. ટી. શાહ | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૭ | ચેલૈયો ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૮ | મહાત્મા તુલસીદાસજી ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૯ | ગોપીચંદ ,, | સી. વી. શાહ | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૦ | સતી પદ્મિની ,, | આર. એન. શાહ | ,, | ૦—૧—૩ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૧ | શ્રી રામકૃષ્ણ પરમહંસ ,, | ડી. ટી. શાહ | ધી જ્યોતિ કાર્યાલય, જુમ્મામસજીદની સામે, અમદાવાદ | ૦—૧—૩ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૩૨ | સ્વામી વિવેકાનંદ ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૩ | સ્વામી રામતીર્થ ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૪ | શ્રીમદ્ રાજચંદ્ર ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૫ | પંડિત મદનમોહન માલવીયા | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૬ | સરદાર વલ્લભભાઇ બીજી આવૃત્તિ | આર. પી. સોની | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૭ | શ્રીમતી સરોજીની નાઇડુ ,, | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૩૮ | હિંદુઓનું સમાજ રચનાશાસ્ત્ર | એલ. જે. જાદવ | લીલાધર જે. જાદવ, ૩૪૫, બુધવાર પુના, ૨. | ૫—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

( અંગ્રેજીમાં સહી ) **એન. એ. કાદરી**

ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૫—૭—૧૯૩૮ ના પત્ર નં. ૪૫૧૩ માં કરેલી સૂચનાનુસાર ).

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૮ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| છ માસ | રૂ. ૩૨ | રૂ. ૨૨ | રૂ. ૧૬ |
| ત્રણ માસ | રૂ. ૧૯ | રૂ. ૧૨ | રૂ. ૯ |
| એક માસ | રૂ. ૭ | રૂ. ૫ | રૂ. ૪ |

## મુંબઈ ઈલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તા | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧,૨ | દુરૂસ ફનારસી ભાગ ૧ અને ૨ (સને ૧૯૩૬ની આવૃત્તિ) | શેખમહમદ અબ્દુલ ગફુર, હેડમાસ્તર, ઉર્દુ સ્કૂલ, સાંગલી સ્ટેટ | બાલોધ્યાન પ્રેસ, પુના-૨ | ૦—૫—૦ ભા. ૧<br>૦—૫—૦ ભા. ૨ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે (મોટી ઉમરનાં બાળકોના વર્ગો માટે.) |
| ૩ | આલ્ફાબેટીકલ ચાર્ટ (વર્નાક્યુલર-ઉર્દુ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૪ | કાદરઅલીઝ જ્યોગ્રફિ ઇન ઉર્દુ ભા. ૩ (દુનિયાકે મખસુસ પીસે) | ... | મેકમિલન એન્ડ કંપનિ લિમિટેડ, હોર્નબીરોડ, મુંબઇ | ૧—૪—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૫થી૮ | ઉર્દુ જ્યોગ્રફિ બુક ૧, ૨, ૩, અને ૪ કર્તા પ્રિન્સિપાલ એમ. આર. કુરેશી | એમ. આર. કુરેશી, એમ. એ. બી. ટી. લેકચરર ઇન જ્યોગ્રફિ, માલેર કોટલા કોલેજ | ,, | ૧—૪—૦ ભા. ૧<br>૧—૪—૦ ,, ૨<br>૦—૧૪—૦ ,, ૩<br>૧—૦—૦ ,, ૪ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૯ | જ્યોગ્રફિ ઓફ અહમદનગર ડિસ્ટ્રિક્ટ (ઉર્દુ) | મુન્શી મહમ્મદ અબ્દુર-રઝાક કાઝી | અખતર બુકડેપો, મુંબઇ—૩ | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | ખાતીમુન-નબી-ઇબ્બાન (સને ૧૯૩૬ની આવૃત્તિ) | ઇબ્રાહીમ ઇમદી, ટીચર, ઇસ્માઇલ બેગ-મોહમ્મદ હાઇસ્કૂલ, મુંબઇ | અજમલ પ્રેસ, મુંબઇ | ૦-૧૦-૦ | ઇસ્લામી મખતાબ માટે પાઠ્યપુસ્તક તરીકે અને શિક્ષકો અને વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૧ | જ્યોગ્રફિ ઓફ સિંધ (ધોરણ ૪ થું) (સને ૧૯૩૭ની આવૃત્તિ) | બશીર અહમદખાન | બશીરઅહમદખાન એન્ડ સન્સ, બોલ્ટ માર્કેટ, કરાંચી | ૦—૮—૦ | પ્રાયમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૨ થી ૧૩ | ખલીલ પ્રાયમર ભા. ૧ અને ૨ | મૌલાના ખલીલ અહમદખાન | યુનિવરસલ પબ્લિશીંગ હાઉસ, અલ્હાબાદ | ૦—૧—૬ | ” |
| ૧૪ થી ૧૭ | સીલસીલ-એ-નીસાબે ઉર્દુ, "ઉર્દુ અદબ" ભા. ૧, ૨, ૩ અને ૪ | ખ્વાજા ગુલામ સૈયદીન, પ્રિન્સિપાલ ટ્રેનિંગ કોલેજ, અલીગઢ | નંદકિશોર એન્ડ બ્રધર્સ, બનારસ | દરેક ભાગનો ૦-૧૦-૦ ભા. ૧<br>૦-૧૦-૦ ,, ૨<br>૦-૧૨-૦ ,, ૩<br>૦-૧૨-૦ ,, ૪ | ભાગ ૧ અને ૨ પ્રાથમિક સ્કૂલોના ધો. ૫ અને ૬ અને એ. વી. સ્કૂલોના ધો. ૧ અને ૨ માટે પાઠ્યપુસ્તક તરીકે અને ભાગ ૩ અને ૪ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલો માટે. |
| ૧૮ | દિન્યાત કી તીસરી કિતાબ સને ૧૯૩૭ની આવૃત્તિ) | ફઝલુલ્લાખાન શાહજહાનપુરી | ઇલ્મીઆ બુકડેપો, મહમદઅલી રોડ, મુંબઇ | ૦—૩—૦ | ઇસ્લામીક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે અને પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

(અંગ્રેજીમાં સહી) એન. જી. ઘાડગીલ,
સેક્રેટરી ઉર્દુ સ્કૂલ બુક કમિટી, મુંબઇ.

(મે. પર્સનલ આસિ. ટુ ધી એન્યુ ઇન્સ. બી. ડી. અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલ બુક કમિટી મુંબઈના તા. ૧૩-૭-૩૮ ના પત્ર નં. આર-૩૮-૩૫ માં કરેલી સૂચનાનુસાર.)

## ઇનામપત્રક

### ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| નાની ખડોલ | મહુધાના મિ. હરિકૃષ્ણ મૂળજી ભાઇ ગામીને | ૫—૦—૦ | સારા બાહોશ બાળકો માટે ઇનામ આપ્યું. |
| | ગામલોકોએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મોટી ખડોલના ગામ લોકોએ | ૧૨—૦—૦ | ,, |
| ફ઼ંજોડા | પગી બહાર દાજીએ | ૧૬—૮—૦ | ,, |
| ફણુબા | શાહ છગનલાલ લલ્લુભાઇએ | ... | મિઠાઈ વહેંચી. |
| હમીદપુરા | પટેલ મંગળભાઇ ગલાભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કણુભાઇપુરા | પટેલ ઓઝાભાઇ ગોપાળભાઇએ | ૧૦—૦—૦ | ,, |
| ઉત્તરસંડા | મે. રા. સા. ડિસ્ટ્રિ. સ્કૂલ બોર્ડના ચેરમેન સાહેબે | ૧૦—૦—૦ | વાચનશાળા, કન્યાશાળામાં ઇનામ તરીકે આપ્યા. |
| | મિ. ચતુરભાઇ નરસિંહભાઇ પટેલે | ૫—૧૦—૦ | અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાયનાં પુસ્તકો વહેંચ્યાં. |
| | મિ. જગન્નાથ એસ. ગોરે | ૫—૦—૦ | તમામ શાળાઓમાં મિઠાઈ વહેંચી. |
| રઢુ | બાઇ હેતા પટેલ ઓત્તમદાસ ગકનદાસની વિધવાએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ મુળજીભાઇ દ્વારકાંદાસે | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| દેવકીવણસોલ | બારૈયા શંકરજી લખાજીએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બારૈયા કોયાજી કસીજીએ | ૭—૦—૦ | ,, |
| જાલીઆ | પા. બાબરભાઇ નાથાભાઇએ | ૫—૦—૦ | ,, |
| ફેરીઆવી | પા. રામભાઇ શંકરભાઇની વિધવા બાઇ સાકરે | ૪૦—૦—૦ | ,, |
| મહુધા | ડૉ. ચંદુલાલ અંબાલાલની બદલી થઇ તે પ્રસંગે | ૧૦—૦—૦ | બાળાઓ માટે સિવણ કામ સારૂ આપ્યા. |
| રધવાણજ | પા. હરમાનભાઇ સાંમળભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બાઇ અંદરબા રાઠોડ માધવસીંગ અજુભાઇની વિધવાએ | ૧૪—૦—૦ | દૂધ પાયું તથા સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| મહુધા | પટેલ ડાહ્યાભાઇ જીભાઇભાઇએ | ૨૮૫—૦—૦ | મુખ્ય સ્કૂલ, કન્યાશાળા તથા ઉર્દુ સ્કૂલના તમામ બાળકોને જમાડયાં. |
| ઠાકરબાડ | ડાભી સાલભાઇ પરભાતસંગે | ૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મહુધા | દેસાઇ ઝવેરભાઇ નારણભાઇએ | ૫—૦—૦૦ | મિઠાઇ વહેંચી. |
| | પરીખ સાંકળચંદ ફુલચંદે | ૬—૦—૦ | ,, |

કન્યાશાળાઓમાં

# ઈનામ આપવાને મંજુર થએલાં પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

| અનુક્રમ | કિંમત |
|---|---|
| ૧ કાકી | ૦-૩-૦ |
| ૨ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩-૦ |
| ૩ અર્ધાંગના | ૦-૪-૦ |
| ૪ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬-૦ |
| ૫ ખાંપણ | ૦-૫-૦ |
| ૬ બલિદાન | ૦-૫-૦ |
| ૭ બવારથી | ૦-૪-૦ |
| ૮ મા | ૦-૪-૦ |
| ૯ જયાના પત્રો | ૦-૬-૦ |
| ૧૦ પતિની પસંદગી | ૦-૪-૦ |
| ૧૧ લીલીની આત્મકથા | ૦-૩-૦ |
| ૧૨ ફોઈ | ૦-૪-૦ |
| ૧૩ પારસી વાનીઓ | ૦-૬-૦ |
| ૧૪ વિધવા | ૦-૫-૦ |
| ૧૫ કોને પરણું ? | ૧-૪-૦ |
| ૧૬ સુઘડતા ને સુંદરતા | ૦-૮-૦ |
| ૧૭ હાસ્યફુવારો | ૦-૮-૦ |
| ૧૮ ભૂતના ભડકા | ૧-૧૨-૦ |
| ૧૯ વિષવૃક્ષ | ૧-૮-૦ |
| ૨૦ હાસ્યકલાપ | ૧-૮-૦ |
| ૨૧ દેવી ચૌધરાણી | ૧-૮-૦ |
| ૨૨ વીર રોશન | ૧-૦-૦ |
| ૨૩ હાસ્યઝરણાં | ૧-૮-૦ |
| ૨૪ જરા આ મૂકજો | ૧-૦-૦ |
| ૨૫ જીવનપલટો | ૦-૪-૦ |
| ૨૬ સુખી ઘર | ૦-૩-૦ |
| ૨૭ ભરતગુંથણ | ૦-૧૦-૦ |
| ૨૮ ચોર્યાસીનું ચક્કર | ૦-૫-૦ |
| ૨૯ રઝીયા બેગમ | ૦-૩-૦ |
| ૩૦ ગૃહવિવેક અને બીજી વાતો | ૦-૬-૦ |
| ૩૧ સખીના પત્રો | ૦-૮-૦ |
| ૩૨ સ્ટવનું શાસ્ત્ર | ૦-૩-૦ |
| ૩૩ સ્ત્રીહૃદય | ૦-૩-૦ |
| ૩૪ પારસી લગ્નગીતો વ. | ૦-૬-૦ |
| ૩૫ સંતતિનિયમન | ૦-૮-૦ |
| ૩૬ વહેમી પતિ | ૦-૩-૦ |
| ૩૭ આરોગ્ય અને સુખ | ૦-૬-૦ |
| ૩૮ સામાજિક વાતો | ૦-૫-૦ |
| ૩૯ રમુજી વાતો | ૦-૪-૦ |
| ૪૦ ભલી ભાભી | ૦-૧-૦ |
| ૪૧ પતિ પ્રભુ છે. | ૦-૧-૦ |
| ૪૨ માંદગી અને માવજત | ૦-૪-૦ |
| ૪૩ વાતનું વતેસર | ૦-૧-૦ |
| ૪૪ ઘરેણાંનો શોખ | ૦-૧-૦ |
| ૪૫ પારસી સતીઓ | ૦-૧-૦ |
| ૪૬ એકાદશી | ૦-૧૧-૦ |
| ૪૭ રાણકદેવી | ૦-૧૨-૦ |
| ૪૮ શિવાજીની મા | ૦-૧૦-૦ |
| ૪૯ સાસુની શિખામણ | ૦-૧-૦ |
| ૫૦ કાયદાનું અજ્ઞાન | ૦-૧-૦ |
| ૫૧ નામ વગરની નવલકથા | ૧-૮-૦ |
| ૫૨ નવા સાથીયા | ૦-૨-૦ |
| ૫૩ વીર તારા ભા. ૧ | ૧-૮-૦ |
| ૫૪ વીર તારા ભા. ૨ | ૦-૧૨-૦ |
| ૫૫ ગોરમાનાં ગીતો | ૦-૧-૦ |

મળવાનું ઠેકાણું:—

**સ્ત્રીશક્તિ કાર્યાલય-સુરત**

# મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ અને વેસ્ટર્ન ઇન્ડિઆ સ્ટેટ્સ એજન્સિએ મંજુર કરેલાં પુસ્તકોની

# યાદી

[મુંબઈ ઇ મંજુરી નં ૧૦૭૨૦/૮-૨-૩૫: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૩૭૨-૩૬/૨૬-૧૦-૩૬]

| | | |
|---|---|---|
| ૧ | કીર્તિકથાઓ ( ત્રીજી આવૃત્તિ ) | ૦-૨-૬ |
| ૨ | હીરામોતી ,, | ૦-૩-૦ |
| ૩ | ખુસખુસ ,, | ૦-૨-૬ |
| ૪ | ટન્ ટન્ ટન્ ટન્ ,, | ૦-૨-૬ |
| ૫ | ક્યારે સમજીશું? (બીજી આવૃત્તિ) | ૦-૩-૦ |
| ૬ | ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ ,, | ૦-૩-૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | વરતો અને ઉખાણા | ૦-૨-૬ | ૧૩ | પ્રાણીવર્ણન | ૦-૪-૦ |
| ૮ | વેરાયેલાં ફૂલ | ૦-૩-૦ | ૧૪ | બાળકોની રમતો | ૦-૩-૦ |
| ૯ | રઝળતો રાજહંસ | ૦-૩-૦ | ૧૫ | ધરતીકંપ | ૦-૩-૦ |
| ૧૦ | પ્રશ્નપેટી | ૦-૩-૦ | ૧૬ | ચાર સુંદર સંવાદો | ૦-૩-૦ |
| ૧૧ | ગણિતગમ્મત | ૦-૨-૬ | ૧૭ | જાપાનનો જ્વાળામુખી | ૦-૩-૦ |
| ૧૨ | હસતું મોં | ૦-૩-૦ | | | |

[મુંબઈ ઇ. મંજુરી નં ૧૪૨૧૦/૧૨-૩-૩૬: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૩૭૨-૩૬/૨૬-૧૦-૩૬]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮ | ચાંદોસૂરજ | ૦-૪-૦ | ૨૦ | જ્ઞાનગંગા | ૦-૩-૦ |
| ૧૯ | જંગલમાં રખડતાં | ૦-૪-૦ | | | |

[મુંબઈ ઇ મંજુરી નં ૧૪૨૧૦/૧૨-૩-૩૬: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૧૪૨૧૦/૧૨-૩-૩૬]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | અંતરનાં અજવાળાં | ૦-૫-૦ | ૨૩ | ગરવી ગુજરાત | ૦-૭-૦ |
| ૨૨ | કૂતરાની કહાણી | ૦-૮-૦ | ૨૪ | જગતના જંગલમાંથી | ૦-૫-૦ |

[મુંબઈ ઇ. મંજુરી નં. ૯૮૨૭/૧-૧૨-૩૭: વેસ્ટર્ન ઇ. મંજુરી નં. ૭૨૦૧-૩૬/૯-૭-૩૬]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૫ | કીર્તિમંદિર | ૦-૬-૦ | ૨૭ | વિજ્ઞાનવિનોદ | ૦-૫-૦ |
| ૨૬ | વાઘની બોડમાં | ૦-૬-૦ | | | |

| | | |
|---|---|---|
| તણખામંડળ પહેલું | ૧-૮-૦ | ૨૮૩૧ ૧૬-૬-૧૯૩૬ |
| ,, મંડળ બીજું | ૧-૮-૦ | |
| ,, મંડળ ચોથું | ૨-૦-૦ | ૬૬૬૦ ૨૯-૬-૩૭ |
| એર | ૦-૬-૦ | ૮૦૮૩ ૯-૧૦-૧૯૨૮ |
| સુંદર વાતો | ૦-૬-૦ | |
| દેવકથાઓ | ૦-૬-૦ | |
| પડઘા | ૦-૫-૦ | |
| દૃષ્ટાંતશતક | ૦-૧૦-૦ | |
| પરિણીતા (શરદબાબુ) | ૦-૮-૦ | ૬૫૩૪ ૨૭-૮-૩૭ |
| પલ્લીસમાજ ,, | ૧-૪-૦ | ૬૫૩૭ ,, |
| છબી ,, | ૧-૦-૦ | ૬૫૩૫ ,, |

| | | |
|---|---|---|
| ચંદ્રનાથ (શરદબાબુ) | ૦-૧૪-૦ | ૬૫૩૩ ૨૭-૮-૩૭ |
| સ્વામી ” | ૧-૪-૦ | ૬૫૩૬ ” |
| કાગળપત્રો | ૦-૩-૦ | ૧૪૫૧ ૨૭-૩-૩૧ |
| પાંચ લોકકથાઓ | ૦-૪-૦ | ૧૦૫૮૭ ૨૨-૧૧-૩૪ |
| વિસર્જન | ૦-૬-૦ | ૧૦૫૮૮ ” |
| સંવાદકુસુમ | ૦-૮-૦ | ૧૦૫૮૯ ” |
| બાઈબલકથાઓ | ૦-૮-૦ | ૧૪૩૧૧ ૧૯-૧-૩૩ |
| જૌહર | ૦-૬-૦ | ૧૪૨૭૫ ૬-૩-૩૫ |
| સંગીત માર્ગદર્શિકા | ૦-૬-૦ | ૧૪૩૫ ૫-૩-૩૪ |
| સંગીતવિનોદ | ૦-૧૦-૦ | ૧૪૭૫ ” |
| સોળ સતી | ૧-૪-૦ | ૫૮૦૯ ૧૩-૮-૩૬ |
| કંકાવટી મંડળ બીજું | ૦-૧૪-૦ | ૯૮૨૭ ૧-૧૨-૩૬ |
| વેણીનાં ફૂલ | ૦-૮-૦ | |

[ મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતા તરફથી ]

| | | |
|---|---|---|
| નાનકડી વાતો | ૦-૬-૦ | ૯૮૨૭ ૧-૧૨-૩૬ |
| કથા-ગીતો | ૦-૬-૦ | |
| વાનરપુરાણ | ૦-૬-૦ | ૨૦૬૮ ૨૬-૭-૩૭ |
| જનપદ | ૦-૧૨-૦ | ૨૦૬૬ ૨૧-૭-૩૭ |
| કિલ્લોલ | ૦-૮-૦ | ૯૫૧૦ ૨૭-૧૦-૩૭ |
| ચાંદની | ૦-૪-૦ | ” |
| શિકાર-કથાઓ | ૦-૮-૦ | ” |
| દેશ દેશની અદ્ભુત વાતો ભા. ૧ | ૦-૧૦-૦ | ” |
| ” ” ભા. ૨ | ૧-૧૦-૦ | ” |
| રમકડાં | ૦-૬-૦ | ૯૯૬૫ ૧૧-૧૧-૩૭ |
| ગોવિંદનું ખેતર | ૦-૨-૦ | ૯૯૦૨ ૧૦-૧૧-૩૭ |
| લખમી ને બીજી વાતો | ૦-૨-૦ | ૯૯૦૧ ૧૦-૧૧-૩૭ |
| શ્રીકાન્ત | ૩-૦-૦ | ૧૦૯૪૧ ૭-૧૨-૩૭ |
| બિલોરી પહાડ | ૦-૩-૦ | ૯૯૬૬ ૧૧-૧૧-૩૭ |
| ભીલકુમાર એકલવ્ય | ૦-૫-૦ | |
| મોટી ચાદાપોળી | ૦-૩-૦ | ૯૯૬૭ ૧૧-૧૧-૩૭ |

[ વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સિ તરફથી મંજૂર થએલાં ]

| | | |
|---|---|---|
| સમર્પણકથાઓ | ૦-૬-૦ | જી૦ ૨૦૧-૩૬ |
| ગોવિંદનું ખેતર | ૦-૨-૦ | તા. ૯-૭-૩૬ |
| વેણીનાં ફૂલ | ૦-૮-૦ | નં. જી૦ ૨૭૨-૩૬ તા. ૨૬-૧૦-૩૬ |
| જનપદ | ૦-૧૨-૦ | |
| તણખામંડળ ચોથું | ૨-૦-૦ | જી૦ ૩૭ ૨૭-૧-૩૭ |
| ભીલકુમાર એકલવ્ય | ૦-૫-૦ | જી૦ ૧૮૮/૩૧ ૨૯-૫-૩૫ |

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોક્ખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૩–૩ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનીઓર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

૫ સ્થળસંકોચને લીધે શાળાપત્રમાં ઇનામપત્રક છપાય છે તેના સંબંધમાં દરેકને સૂચના કરવામાં આવે છે, કે રૂ. ૫) થી ઓછી રકમવાળાં નામ છપાવવા માટે મોકલવાં નહિ; તેમ છતાં આવશે તો તે છાપવામાં આવશે નહિ.

૬ જે ગ્રાહકનું ચાલુ સાલનું લવાજમ બાકી હોય તેમણે તાકીદે મોકલી આપવું નહિતો આવતો અંક વી.પી. થી મોકલવામાં આવશે.

તંત્રી

---

## અનુક્રમણિકા



કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ધોળારી, બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.



પુસ્તક ૭૭ ]    સપ્ટેમ્બર ૧૯૩૮    [ અંક ૯

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે, તેટલી વહેલી ઉન્નતિ.

## શાળાની વ્યવસ્થા

( ગતાંક પૃષ્ઠ ૩૨૭ થી ચાલુ )

વિદ્યાર્થીઓના સામાન્ય ગુન્હાઃ—

૧. પરીક્ષામાં ચોરી કરવી કે છેતરવું, આ પ્રમાણે વર્તનારને બીજી પરીક્ષામાં બેસવાની મનાઈ હોવી જોઈએ.

૨. નિયમિત મોડા આવવું, મોડા આવવામાં બાળકની સત્તાની બહારની બાબત હોય તો વાલીનું ધ્યાન તે તરફ દોરવું. શિક્ષકે જાતે ખાસ નિયમિત થવાની જરૂર છે. બીજાં કારણો શોધી કાઢી તેને અનુકૂળ વર્તવાની જરૂર પડશે.

૩. શિક્ષક શીખવતા હોય ત્યારે બીજા છોકરાઓ સાથે વાતચીત કરવી અને વર્ગને ખલેલ કરવી, અમુક વિષય શીખવવાની રીતમાં રસ ન પડતો હોય અથવા બહુ મોટો વર્ગ હોય ને બાળકો બેધ્યાન હોય તો તે માટે બાળકને વગર વિચારે શિક્ષા કરવાથી કાર્ય સરતું

નથી. જે શિક્ષક બાળસ્વભાવથી પરિચિત હોય અને શીખવવાની સારી પદ્ધતિથી માહીતગાર હોય તે કદી પણ બાળકોને બેધ્યાન કે તોફાની જોશે નહિ. બાહ્યવાતાવરણ, અનારોગ્ય વગેરે પર પણ ધ્યાન આપવાની જરૂર પડશે.

૪. ઘેરથી કરી લાવવાના કામમાં નિષ્ફળતા–ઘેરથી આપેલું કામ–જો તે ગજા ઉપરાંતનું ન હોય તો વખતસર કરવામાં ન આવે તો માર્કના નુકસાનની શિક્ષા થાય અથવા શાળામાં તે કામ કરાવરાવવું; પરંતુ તેમાં રજાના વખતમાં અથવા શાળા પછીના વખતમાં રોકાવું નહિ જોઇએ. એથી શાળાનું વાતાવરણ દુઃખમય બનશે કે જે આનંદમય હોવું જોઈએ. વાલીનો પણ સહકાર સાધવો.

૫. જુઠું અથવા સંશય પડતું બોલવું ખરાબ સોબતો લઈને આમ બને છે અથવા કેટલીક વખત બીકથી પણ થાય છે. શરૂઆતથી સાચું બોલવાની ટેવ હોય તેમજ અજાણ ગુન્હા માટે બીક નહિ હોય તો આ ટેવો નાબુદ થશે. જુઠ ઘણી વખત બીકમાંથી ઉભું થતું નથી અને આ દૃષ્ટિબિંદુએ તેનો સામનો કરવો જોઈએ.

૬. ચોપડીઓ કે એવી નાની વસ્તુઓ ચોરવી–પાઠ્ય પુસ્તકો કે જરૂરી સામાનની ખામી હોવાથી આમ ઘણે ભાગે બને છે. વાલીના સહકારની જરૂર છે.

૭. શાળાનો સામાન કે સાધનો જાણી જોઈને બગાડવાં કે તેને નુકસાન કરવું–આવાં બાળકો બહુજ થોડાં જણાશે. ઉપર જણાવ્યા પ્રમાણે બને શક્ય હોય ત્યાં વિદ્યાર્થી પાસે સમું કરાવવું.

૮. રખડેલપણું, કામમાં આળસ, હાડકાંની હરામખોરી–આ ઘણી વખત ખરાબ સોબતને લઈને બને છે. બીજી પ્રવૃત્તિમાં તત્પર હોય તો તેને સુમાર્ગે વાળવાથી આ ટેવ નાબુદ થશે.

૯. ધાંધલીઆપણું કે લફંગાવેડા નં. ૮ માં જણાવ્યા પ્રમાણે સામનો થઈ શકે.

૧૦. શિક્ષક સાથે ઉદ્ધતાઈ–શાળાનું વાતાવરણ સાચા પ્રકારનું હોય અને બાળકો બધા સમજે કે બધા તેમના ભલાને માટેજ પ્રયત્ન કરે છે, તો વખત જતાં માનની લાગણીઓ ઉદ્ભવશે. ગુન્હાનું મુખ્ય કારણ જેમ વધુ કાળજીપૂર્વક તપાસાશે તેમ શિક્ષાની ઓછી જરૂર પડશે.

જે બાળકોમાં ખોટું કામ કરવાનું વલણ હોય તેમને યુક્તિપૂર્વક તાકીદે સુધારવાને પગલાં લેવાવાં જોઈએ, પણ જેઓમાં આવા આવેશો જોરાવર હોય તેમને માટે સખત શારીરિક શિક્ષા કરતાં શિક્ષાની વધુ માયાળુ પદ્ધતિઓ અનુસરાવી જોઈએ.

સારી વર્તણૂંક માટે વાજબી બદલા અને સારાં છોકરાં પ્રત્યે વખતસરના ઉત્સાહના શબ્દો જાદુઈ અસર કરે છે, અને ખોટું કામ કરનારાઓને સુધારવામાં બહુ મદદ કરે છે. શાળાઓનું નૈતિક ધોરણ ઉચું લાવવામાં તંદુરસ્ત બાહ્યપ્રવૃત્તિઓ જેવી કે સ્કાઉટિંગ, ગર્લ્સગાઈડ, સામુદાયિક કામ, રમતોમાં સહકાર, નાટ્યપ્રયોગો અને શાળાનાં પર્યટનો સીધા મદદરૂપ બને છે. જ્યાં આવી મદદો હયાત છે ત્યાં શિક્ષાનાં પત્રકો કોરાં રહેશે અને શાળાના ત્રણ પ્રદેશોમા શિક્ષકો, વાલીઓ અને વિદ્યાર્થીઓમાં શાંતિ ને સહકારનું રાજ્ય પ્રવર્તશે.

### પ્રિફેક્ટની યોજના—

કોઈ પણ મહાન શાળા પોતાની હયાતીમાં સ્વસંચાલનનું ધ્યેય સ્વીકારે છે, અને વિદ્યાર્થીઓમાં અંદર અંદર સ્વસંચાલન અમલમાં મૂકવા માટે કાયદા અને પ્રિફેક્ટની યોજના સાધનરૂપ છે. સ્વતંત્રતા કાયદાની ગુલામ છે. જ્યાં ધાતકીપણે નહિ, પણ સખતાઈથી કાયદો અને વ્યવસ્થા જાળવવામાં આવે છે ત્યાં જેવા લોકોના હક સચવાય છે તેવા બીજે ક્યાંય સચવાતા નથી. આને માટે શાળામાં મોનિટરોની યોજના કરવામાં આવે તેમજ વર્ગ દીઠ અને આખી શાળા માટે વ્યવસ્થા માટેની કમિટીઓ નીમવામાં આવે કે જેમાં સભ્યો વિદ્યાર્થીઓ તરફથી શિક્ષકની દેખરેખ નીચે નીમવામાં આવે તો ભવિષ્યનાં કાર્યોની વ્યવસ્થા માટેની તાલીમ તેમને મળી શકશે. શિક્ષકો સત્તાની ભૂખથી દૂર રહી બાળકોને પોતાને માટે પોતાનીજ વ્યવસ્થા કરી લેવા દે અને તે સંબંધી જરૂરી સૂચનાઓ અરજ થયેથી આપવાને તૈયાર રહે અને ફક્ત દોરનાર અને દેખરેખ રાખનાર તરીકે રહે તો બાળકોને પોતે કોઈ અંકુશ કે સત્તા નીચે છે એમ જણાશે નહિ. ભૂલોથી ડરવાની જરૂર નથી. શરૂઆતમાં ભૂલ થવાનીજ અને ભૂલો સુધારતાંજ શીખી શકાશે. જે ભૂલ કરતા નથી તે કંઈજ કામ કરતા નથી. કામ કરે છે તે ભૂલો કરે છે અને ભૂલો તો કોણ કરતું નથી ! મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે, તો બાળકોની ભૂલોથી જરાએ ડરવાની જરૂર નથી. ભૂલો કરીને અને તેમને સુધારીનેજ તેઓ શીખી શકશે

## શાળાની સ્થિતિ (તાસીર)

શિસ્તની અસર સ્થિતિ ઉપર છે તેના કરતાં સ્થિતિની અસર શિસ્ત ઉપર વધારે છે. કડક નિયમોનું સખતાઈથી પાલન કરાવીને શિસ્ત મેળવી શકાય. સ્થિતિનો આધાર દાખલા, ડહાપણવાળી વ્યવસ્થા, કુશળતા, જીવનના ઉચ્ચ આદર્શ અને સાચા શિક્ષણને લગતા પ્રયત્નોનું ઉચ્ચ ધોરણ રાખવા ઉપર અવલંબે છે. એક મજબુત મુખ્ય શિક્ષક પ્રશંસાપાત્ર શિસ્ત પ્રાપ્ત કરી શકે, ફાંકડી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ફાંકડો મુખ્ય-શિક્ષક જોઈએ. સ્થિતિ એ શાળાનો આત્મા છે. જો સ્થિતિ સારી થવાની હોય તો શાળા માટેનો પ્રેમ, શાળા માટે અભિમાન, સર્વ દિશામાં શાળાની પ્રગતિ સાધવાની ઉત્કંઠા, આનંદથી આજ્ઞાપાલનનો જુસ્સો, સબળ કામ, પ્રમાણિકપણું અને મર્યાદશીલતા, કામ અને રમતમાં સારું દીલ, વ્યવસ્થાની સાથે સ્વાતંત્ર્યનો જુસ્સો વગેરે હોવાં જોઈએ, અને દરેક વ્યક્તિ દુનીઆમાં જાય તે વખતે પોતાનું તેમજ દુનીઆનું ભલું કરવાની ધગસ એ જુસ્સા સાથે લઈને જાય.

### ઘરનું કામ:—

તે પુરવણીરૂપે હોવું જોઈએ એટલે વર્ગમાં છોડેલા કેટલાક મુદ્દાની વધારે ઉંડાણથી રસપૂર્વક સમજ માટે વર્ગમાં નહિ ચાલતાં પુસ્તકોમાંથી ઘેર અભ્યાસ માટે હોવુ જોઈએ ને ઐચ્છિક હોવું જોઈએ. લખાણકામ ઉપલાં ધોરણોમાં એકંદરે ૩૦ થી ૪૦ મિનિટથી વધારે હોવું જોઈએ નહિ. બૌદ્ધિક અજ્ઞાન અને વ્યાવહારિક નિષ્ક્રિયતા જેવું જુસ્સો નરમ કરનારૂં અને અનીતિમાન બનાવનારૂં બીજું કાંઈ નથી. બાગલાપણું અને અશક્તિ તેમનાંમાંથી ઉત્પન્ન થાય છે. ઘરનું કામ વ્યક્તિત્વ અને સ્વાધ્યાય માટે હોવું જોઈએ. ગોખેલાની પરીક્ષા માટે નહિ. આવી જાતના સહકારથી સ્વતઃ પ્રવૃત્તિની ભાવના જાગૃત થઈ શકશે.

### પુસ્તકાલય:—

છોકરાઓને પુસ્તકાલય તરફ ધકેલવા ન જોઈએ પણ આકર્ષવા જોઈએ. બધાં ધોરણો માટે બધા વિષયો માટેનાં રસિક પુસ્તકો તેમાં રાખવાનો આદર્શ રાખવો જોઈએ અને તે પ્રમાણે તે ગોઠવેલાં જોઈએ. પુસ્તકો તરત મળે તેવાં રાખવાં. પુસ્તકાલય ફક્ત ઘેર વાપરવા માટે છે તેવું ધારવું જોઈએ નહિ.

વાચનનો પાઠ શાંત હોવો જોઈએ. દરેક વિદ્યાર્થી તેનું પુસ્તક પસંદ કરે અને વાંચે અને જ્યારે સમજુતીની જરૂર લાગે ત્યારે શિક્ષકને પૂછે. પ્રસંગોપાત પુસ્તકાલયની મુલાકાત દરરોજના વ્યવહારથી ઇચ્છવાલાયક અને ઉપયોગી ફેરફાર છે. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ અથવા જ્યારે શાળાનું પુસ્તકાલય ન હોય કે અપૂર્ણ હોય ત્યારે સ્થાનિક જાહેર પુસ્તકાલયનો ઉપયોગ કરી શકે. આવા સંજોગોમાં શાળાના વિદ્યાર્થીઓ શિક્ષકની સાથે ત્યાં હાજરી આપે તે માટે સમય નિર્ણિત કરવો જોઈએ. શિક્ષકની જાણ વગર કોઈપણ પુસ્તક વિદ્યાર્થી પાસે હોવું જોઈએ નહિ.

અપૂર્ણ

---

## આદર્શશાળા

( ગતાંક પૃષ્ઠ ૩૩૦થી ચાલુ )

### ૨૨ સ્કાઉટિંગનું શિક્ષણ—

આ શિક્ષણ સેવાનું બિરદ અપાવે છે. પ્રાણિમાત્રની સેવા કરવી એ આ ચળવળનો હેતુ છે. એ ઉત્તમ આશયવાળી યોજનાઓનો અમલ જો આપણે બાળકો પાસે કરાવીએ તો સામાજિક, ધાર્મિક કે રાજકીય સુધારો નજીકનાજ ભવિષ્યમાં આપણે સર કરશું. મેં તો એનો જીવનમાં પણ અમલ કર્યો છે. એથી મને પોતાને ખૂબ લાભ થયો છે. એક વાર એક સ્ટેશને ગાડી થોભી. મારી પાસે એક સુશિક્ષિત બેન બેઠી હતી. તેનું પ્રભુતુલ્ય બાળક પાણી માટે રડતું હતું. ગાડી ઉપડવાનો સમય થયો. મેં તેનું પ્યાલું લીધું. નળેથી પાણી ભર્યું અને ઝટ ડબ્બામાં ચઢી બાળકને પાણી પાયું. એના તૃષાતુર આત્માએ સંતોષના અનંત આશીર્વાદ આપ્યા. મારી કને યુવકો બેઠા હતા તેમણે હસાહસ કરી મારી મશ્કરી કરી. અંતે મારી અને તે બાળકની કોઈપણ સગાઈ ન નીકળવાથી તેઓ ભોંઠા પડ્યા. મારી માફી માગી.

દરેક શાળામાંનો વિદ્યાર્થી ધારે તો આવું ઘણું કરી શકે. આપણે આજે જોઈએ છે તે એજ કે નિઃસ્વાર્થી સેવા માટે જો શાળામાં એવાં જવાહીર બહાર પડે તેજ આદર્શતાનો દાવો કરી શકે.

ગ્રામ્ય સુધારણાની બાબતમાં આવું શિક્ષણ વગર પૈસે અનેક રચનાત્મક કાર્ય કરી શકે; માત્ર શિક્ષકે સ્વાર્થ છોડવો જોઈએ. ક્ષણિક સ્વાર્થ લોકચર્ચાનો વિષય થતાં પ્રવૃત્તિ શૂન્યમાં મળે છે, એ સૂત્ર યાદ રાખો.

## ૨૩ છાત્રાલય—

છાત્રાલય એ ઋષિઆશ્રમનું આધુનિક રૂપ છે. ગૃહની કેળવણી સંકુચિત હોવાથી આવાં છાત્રાલયો ખૂબ કામનાં થઈ પડયાં છે. પ્રત્યેક પ્રાથમિક શાળા સાથે આવાં છાત્રાલયો હોય એ આનંદની વાત છે; છતાં દેશની સ્થિતિ જોતા એવાં છાત્રાલયો સેન્ટ્રલ સ્કૂલોમાં હોય એ ઇચ્છવા યોગ્ય છે. ગ્રામ્ય હિંદુસ્તાનને ખર્ચાળ યોજના પરવડે તેમ નથી, છતાં આવાં છાત્રાલયો દરેક ખુણે પ્રગતિ ફેલાવી શકે છે. ધંધાદારી શિક્ષણ અને ગામસુધારનું જ્ઞાન આવાં છાત્રાલયોમાં સારી રીતે આપી શકાય છે. માત્ર યોજનાની જરૂર છે. ઉદ્યોગ અને સંસ્કાર બંનેનો સુમેળ આવી પવિત્ર જગાયાજ ઉત્તમ રીતે થઈ શકે. કઈ પ્રજા કેળવણીની ઉચ્ચતા સિવાય સિદ્ધિ મેળવી શકી છે ?

## ૨૪ માબાપ-વાલીનો સહકાર—

શાળા એ સમાજનું અંગ છે, અથવા શાળા એ નાનો સમાજ છે. જેમ સમાજમાં અનેક કુટુંબો હોય છે તેમ શાળામાં ઘણાં ધોરણો હોય છે. પણ સત્ય વાત એ છે કે સમાજને ઘડવાનું કામ શાળા કરે છે. સમાજને વિકસાવનાર મહાન બળ શાળાનું શિક્ષણ છે. “ જેથી શાળા તેવો સમાજ” એ સૂત્ર પ્રત્યેક શિક્ષકે હૃદયપટ પર કોતરી રાખવું.

આ બાબત માટે માબાપના સહકારની ઘણી અગત્ય છે, નિશાળ વિષે સંપૂર્ણ ખબર દરેક વાલીને હોવી જોઈએ અને દરેક વાલીને શિક્ષકે ઓળખવા જોઈએ. આ બાબત નવીન શિક્ષણકારો પોકારીને કહે છે. બાળકના શિક્ષણમા ગૃહની પરિસ્થિતિ, વંશપરંપરાના ગુણ અને શાળાનું એકત્રિત શિક્ષણ મુખ્ય ભાગ ભજવે છે. શિક્ષક બાળકને લખવાનું આપે છે. ગરીબ બાળક ઘર આગળ ફાનસ કે દીવાના અભાવે લખવાનું કામ કરતો નથી. બીજે દિવસે શાળામાં લખાણ નહિ લખી લાવવા માટે શિક્ષક તેને મારે છે. આવી બાબતનું સત્ય માલમ પડે તોજ તેનો ઉપાય થાય છે. છોકરા અને છોકરી બંનેની, સ્થિતિ જાણવા માબાપનો સહકાર મુખ્ય પ્રધાનનું કામ કરે ે બાળકના સર્વોદય માટે બાળકની વધુ નજીક જવાય તેમ સારૂં.

## ૨૫ શારીરિક શિક્ષા—

વર્તમાન કેળવણીકારો આ બાબત સંબંધી ખૂબ ચર્ચા ચલાવે છે. જુની શિક્ષણપ્રથા સામે જે અર્વાચીન પદ્ધતિનો વિરોધ છે તેમાં આ બાબત

મુખ્ય છે. અસલના વખતમાં કેટલાક શિક્ષકો એમ માનતા કે સખત માર વગર વિદ્યાર્થીઓ ભણી શકે નહિ. જો કે એ વાત તો વિવાદાતીત છે કે અત્યારે સમાજમાં જે સ્વચ્છંદી વાતાવરણ જોવામાં આવે છે તે ચલાવી લેવાય તેમ નથી. સમાજમાં જો આવી પરિસ્થિતિ હમેશ ચાલુ રહે તો એ આવતી કાલની પેઢીને ભયંકરતાની ખીણમાં ખેંચી જશે. અલબત્ત સુધારો પદ્ધતિમાં થવાની જરૂર છે, પણ વિદ્યાર્થીની કુટેવો વધારવામાં સુધારો થવાની જરૂર નથી. પદાર્થ, પ્રયોગ અને સિદ્ધાંતની અર્વાચીન શિક્ષણશ્રેણી અનુભવજન્ય ક્રિયાત્મક શિક્ષણ આપે છે, પણ તેમાં બધાજ વિદ્યાર્થી સરખું કામ કરતા નથી, જો કે પાછળ પડતા વિદ્યાર્થીને એવી બાબતમાં શિક્ષા કરવાની જરૂર નથી. તેને માટે વધુ વખતભોગ અને શક્તિભોગ આપવાની જરૂર છે.

"સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ" એ કલંકપ્રિય ઉક્તિનું પુનરાવર્તન બાળકના ભાવિનો નાશ કરે છે. અનુભવ અને ઉત્ક્રાન્તિ બંનેનો સુમેળ સર્જન ઉત્પન્ન કરે છે. એથી શિક્ષાનું વાતાવરણ પ્રાથમિક શાળામાંથી બિલકુલ નાબુદ થવાને હજુ થોડો સમય જોઈશે.

જ્યારે એક શિક્ષક ચારિત્ર્ય માટે શિક્ષા કરે તો તેને લોક-સમાજ નિંદે છે, જ્યારે એક શિક્ષક ભણતર માટે શિક્ષા કરે તેને વખાણે છે. મને આ બાબતમાં પહેલી બાબત અગત્યની લાગે છે. જો શાળાનું ચારિત્ર્ય બગડતું હોય અને મુખ્યશિક્ષક તેને ખાળે નહિ તો તે પ્રવાહ સમસ્ત સમાજને ભરખીભૂત કરશે. આવી અગત્યની બાબતમાં તમે શું કરશો? આત્મનિર્ણય એ આ જમાનાની તાસીર છે. સ્વનિર્ણય, સ્વપ્રકાશ અને સ્વઉપાર્જન, એ ત્રિવિધ આદર્શો સિદ્ધ કરવો એજ પ્રાથમિક શાળાનું ઉત્તમ કર્તવ્ય છે.

ટુંકમાં બાળકની સર્વશક્તિ વિકસવા માટે તેને ધાક જરૂરની નથી. પણ બને છે એવું કે કેટલાક વિચારમાં સોના જેવા છે જ્યારે આચારમાં કથિર જેવા છે. આવા માણસો અનુભવની વગોવણી કરી નવીનતાની અતિશયોક્તિ કરે છે, જેથી પરંપરાગત મુડી શિથિલ બને છે.

બાળક એ ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે પ્રાણિમાંથી ઉત્પન્ન થયું છે. જેથી તેનામાં અનેક પાશવી સંસ્કારો છે. એ સંસ્કારોને તપાવ્યા સિવાય શુદ્ધ થતા નથી. એમ તો ન જ માની શકાય કે બાળક સો ટકા શુદ્ધ છે. વિચાર કરતાં કરતાં વિચારરત્નો જન્મે છે, કાર્ય કરતાં કામદગ્ધા જન્મે

છે અને દિવ્યતાનો વિચાર કરતાં દેવ બને છે. તેમ આપણો આદર્શ "બાળકમાંથી મનુષ્ય, અને મનુષ્યમાંથી દેવ બનાવવાનો છે."

છેવટે એટલુંજ કહીશું કે ભણતરને માટે શિક્ષા સદંતર બંધ કરવી. અને કોઈકજ સંજોગમાં મુખ્ય શિક્ષકને ચારિત્ર્ય માટે શિક્ષા કરવાનો જવાબદારીપૂર્વકનો અધિકાર આપવો; છતાં શારીરિક શિક્ષા તો સદંતર બંધ થવી જોઈએ. અપૂર્ણ

# ઇનામી નિબંધ

(ગતાંક પૃષ્ઠ ૩૪૭થી ચાલુ)

## બાળકોના અભ્યાસક્રમમાં કઈ કઈ બાબતોને સ્થાન મળવું જોઈએ.

(૧) ગામડાના બાળકોને ગણિત, વાચન અને લેખનનું પૂર્ણ જ્ઞાન મળવું જોઈએ.

(૨) વ્યવહારમાં તેમના ભણતરનો ઉપયોગ થાય, એવું નામું, ગણિત અને લેખાનુ હિસાબી જ્ઞાન અપાવું જોઈએ.

(૩) તેમની શારીરિક શક્તિ ખીલે, વધુ સુદૃઢ બને, એવો શારીરિક શક્તિઓને ખીલવનારો અભ્યાસક્રમ દાખલ કરી, તે ફરજિઆત કરવો જોઈએ.

(૪) એને પોતાનાજ પ્રાંત અને દેશનું પૂર્ણ જ્ઞાન-ઇતિહાસ, ભૂગોળની દૃષ્ટિએ મળવું જોઇએ.

(૫) પોતાના પ્રદેશની આબોહવા, જમીન, ખનીજો, આયાત, નિકાસ, વેપારનું વિસ્તૃત અને સચોટ જ્ઞાન મળવું જોઈએ.

(૬) જુદી જુદી કોમનાં બાળકોને તેમને વારસામાં મળેલો યા મળવાનો ધંધો બરાબર કરી શકે, તેમાં ઘટતા ફેરફારો કરી, નવી નવી શોધો કરી શકે, તેવું અને તેટલું જ્ઞાન તેમને તેમના ધંધાનું અપાવું જોઇએ.

(૭) ખેતીનો ધંધો એ અગત્યનો હોવાથી તેનું જ્ઞાન, તેનો વિકાસ, દેશ અને સમયને અનુસરીને તેમા કરવા જોઈતા સુધારાનું પ્રાથમિક જ્ઞાન પ્રાયોગિક રીતે તેને મળવુ જોઈએ.

(૮) સુથાર, લુહાર, કડીઆ, કારીગર, મોચી, દરજી એ કોમો કે જેની સમાજને હરપળે જરૂર પડે છે, તેની મદદ સિવાય સમાજ પાંગળો બની રહે; તે કોમોનાં બાળકોને તે ધંધાના આરંભનું જ્ઞાન, તેની ઉપયોગિતા, તેમાં શા શા ફેરફારો ઘટિત અને આવશ્યક છે તેનું

પ્રાથમિક જ્ઞાન મળવું જોઈએ, કે જેથી તે મોટપણે પોતાના ધંધાને યોગ્ય રીતે દીપાવી શકે, તે ધંધો યોગ્ય રીતે ચલાવી તે વડે પોતાનું જીવન સુખરૂપ વહાવી શકે; જેને પરિણામે દેશ સુખી અને આબાદ બને, અને દેશમાંથી બેકારીનું તત્ત્વ ઘટે.

(૯) ઇતિહાસનું જ્ઞાન તેને જરૂર પુરતું અને દેશકાળ સમજવા પુરતું મળે, તો તે અયોગ્ય નથી, પરંતુ હાલના અભ્યાસક્રમની માફક પરદેશોનું પૂર્ણ જ્ઞાન મેળવે, જ્યારે પોતાના દેશનું અને પોતાના પ્રાંતનું જરૂરનું જ્ઞાન બરાબર મેળવે નહિ, એમ બનવું ન જોઈએ.

(૧૦) આરંભથી આંકનો પાયો મજબુત થવો જોઈએ; જેથી તેની ગણિત-શક્તિ ખીલે, મજબુત થાય અને વ્યાવહારિક જ્ઞાનમાં પછાત ન રહે.

(૧૧) ચાર ધોરણ સુધીમાં સાધારણ લેખન, વાચન અને ગણિત જરૂર પુરતાં ઇતિહાસ, ભૂગોળ વિગેરેનું જ્ઞાન સામાન્ય રીતે દરેકને ફરજિઆત અપાવું જોઈએ.

(૧૨) દરેક ધંધાની એકેક શાળા, જિલ્લા દીઠ ખોલી, તે તે ધંધાનું જ્ઞાન મેળવવા બાળકો તે શાળામાં જાય, અને પોતાના ધંધાની યોગ્ય કેળવણી તે ત્યાં મેળવી શકે.

(૧૩) તાલુકા દીઠ એક કે બે સામાન્ય સાત ધોરણની શાળા ખોલવી, કે ધંધાની કેળવણી ન મેળવી શકનાર પરચુરણ કોમનાં બાળકો તે શાળામાં જાય, અને ત્યાં સર્વ વિષયોનું પૂર્ણ જ્ઞાન મેળવી, માધ્યમિક શિક્ષણ મેળવવાની લાયકાત પ્રાપ્ત કરે.

(૧૪) નીતિની કેળવણીને શાળામાં અવશ્ય સ્થાન મળવું જોઈએ, જેથી બાળકોનાં ચારિત્ર ખીલે, સુધરે અને સમાજમાંથી કજીઆ, કુસંપ, ચોરી, અનીતિ ઘટે અને પ્રત્યેક બાળક મોટપણે પવિત્રપણે પોતાનું જીવન ગાળી શકે.

(૧૫) હાલનો અભ્યાસક્રમ બાળકની મગજશક્તિઓ સહન કરે તે કરતાં વધુ કઠિન છે, તો તેને હલકો યા ઓછો કરવાની બેશક જરૂર છે. આ બાબત કેળવણી આપવાનું કામ કરનાર હરકોઈ વ્યક્તિ વિના-વિરોધે કબુલ કરશેજ.

**શિક્ષકને પોતાના કાર્યમાં વધુ સરળતા થાય, એ દૃષ્ટિએ હાલનો અભ્યાસક્રમ સુધરાવવો જોઇએ કે કેમ ?**

શિક્ષકના કામની સરળતાનો આધાર, બાળમાનસની સરળતા ઉપર રહેલો છે. શિક્ષક શીખવે, તે બાળક ગ્રહણ કરે, તેમાંજ શિક્ષકના શિક્ષણની સરળતા–સફળતા–સમાએલી છે; એટલે બાળકને લાભદાયક થાય, બાળકો ગ્રહણ કરી, તે સમજી પચાવી શકે,–હૃદયમાં ઉતારી શકે એવા અભ્યાસક્રમ પરજ શિક્ષકની સરળતા પણ અવલંબે છે; એટલે જો બાળકના લાભની દૃષ્ટિએ, અભ્યાસક્રમ સુધરે તો તેમાંજ શિક્ષકની સરળતાનો પ્રશ્ન સમાઈ જાય છે, એટલે તેની જુદી ચર્ચાની જરૂર રહી શકતી નથી. બાળકની લાભદાયક દૃષ્ટિના અભ્યાસક્રમમાંજ શિક્ષકની સરળતા સમાઈ જાય છે.

અપૂર્ણ

---

## ભૂગોળશિક્ષણ

(ગતાંક પૃષ્ઠ ૩૪૪થી ચાલુ)

**બીજાં કુટુંબો:—**

| | | |
|---|---|---|
| ૧ | ખેતરમાં બાપનું કામ ... ... ... | (ઋતુઓ) |
| ૨ | ખાણમાં કામ કરનાર ... ... ... | (ધંધો) |
| ૩ | નદીકાંઠે માછીમાર ... ... ... | (ધંધો) |
| ૪ | હોલેન્ડનું કુટુંબ ... ... ... | (સપાટ જમીન) |
| ૫ | રશિઆના જંગલનું કુટુંબ ... ... ... | (સમશીતોષ્ણ આબોહવા) |
| ૬ | સ્વિટ્ઝર્લૅન્ડનું કુટુંબ ... ... ... | (પહાડી મૂલક) |
| ૭ | કોંગોના જંગલનું કુટુંબ ... ... ... | (ગરમ ભેજવાળી હવા) |
| ૮ | લેબ્રેડોરનું કુટુંબ ... ... ... | (ઠંડો પ્રદેશ) |
| ૯ | સહરાના રણનું કુટુંબ ... ... ... | (રણપ્રદેશ) |
| ૧૦ | પ્રેરીના મેદાનોનું કુટુંબ .. ... ... | (સમશીતોષ્ણ બીડ) |
| ૧૧ | સુદાનનું કુટુંબ ... ... ... | (ઉષ્ણકટિબંધનું બીડ) |

આવી જાતની વર્ણનાત્મક અને કલ્પનાત્મક ભૂગોળ વાર્તાદ્વારા શીખવવી અને યોગ્ય પસંદગી અભ્યાસક્રમમાંથી કરવી. ઉપરના દાખલામાં જે કુટુંબો પસંદ કર્યાં છે તે ધંધાને, આબોહવાને અને ભૂરચનાને અનુસરી કરેલાં છે. બાળકો પિતાના ધંધાને જાણે છે (પોતી) અને તે ઉપરાંત બીજા બે પસંદ કરી બહારનાં કુટુંબોના વિવિધ દાખલા પસંદ કર્યા છે. વધુ દાખલા લેવાની જરૂર નથી. પૃથ્વીના મોટા વિરોધ દર્શાવનારા પ્રદેશોનો એક એક દાખલો બસ છે. આ વાર્તાઓ પ્રતિ વળવાની બીજી પણ કેટલીક રીતો છે: બાળકો, કુટુંબો, નાસ્તો, ઘરો, વ્યવહારનાં સાધનો, દુકાનો, ધંધાઓ, વનસ્પતિ,

પાક અને પ્રાણી. નીચેની હકીકત વાંચો એટલે આ હકીકત સ્પષ્ટ થશેઃ—

૧ પાળેલાં પ્રાણીઓ અને તેમની જાતનાં જંગલી પ્રાણીઓઃ—

બિલાડી અને વાઘ ... ... ... હિંદુસ્તાનનાં જંગલ
કુતરો અને વરૂ ... ... ... સાઈબિરિઆનું મેદાન
બકરો અને શેમોઈ યુરોપના ઉંચામાં ઉંચા પહાડો પર રહેનારૂં એક જાતનું હરણુઃ ... ... ... આલ્પ્સ
ઘોડો અને ઝિબ્રા ... ... ... આફ્રિકા

૨ ભાર વહેનારાં પ્રાણીઓઃ—

બળદ, યાક ... ... ... હિંદુસ્તાન, તિબેટ
ઊંટ ... ... ... સહરા, થર.
હાથી ... ... ... બ્રહ્મદેશ
રેઇન્ડિઅર ... ... ... લેપલેન્ડ

(૩) ઝાડપર ચઢનારાં પ્રાણીઃ—

વાંદરાં અને ખીસકોલી ... ... ... જંગલોઃ વન

(૪) દોડનારાં પ્રાણીઓઃ

હરણ અને શાહમૃગ ... ... ... ઘાસનાં બીડો

(૫) તરનારાં પ્રાણીઓઃ

ધોળું રીંછ, મગર ... ... ... વગેરે.

ભૌગોલિક પરિસ્થિતિને વળગી રહીને લોકોનું વર્ણન સંભાળપૂર્વક તાદ્દશ્ય થાય તેવી રીતે કરવું. હિંદમાં "ગ્રામ્ય જીવન"ના પાઠો પ્રદેશમાં આવેલા અમુક ગામને લગતાજ હોવા જોઈએ. સામાન્ય ખેડુતનું વર્ણન એ ભૂગોળ નથી.

પ્રોજેક્ટ પદ્ધતિ પ્રમાણે ગામડામાં કામ કરવાનું સરળ થઈ પડશે. ધંધાઓ રેતી પર કે રમતના મેદાનના એક ભાગમાં દર્શાવી શકાશે.

પ્રાથમિક શાળાનાં છેલ્લાં ત્રણ વર્ષમાં બીજા લોકોની વાર્તાદ્વારા બાળકોને પૃથ્વીના ગોળાના જમીન અને પાણીના મોટા જથ્થાઓનો ખ્યાલ આવી જશે. તેઓ મહાસાગરો અને ખંડોના નામથી પરિચિત થશે. તદુપરાંત ઘણા અગત્યના દેશો, દરિયા, નદીઓ અને પર્વતોના પ્રદેશોથી વાકેફ થશે. આ કાર્ય વ્યવસ્થાપૂર્વક વિષયની એકતાની દૃષ્ટિથી આગળ જણાવ્યું તેમ થશે.

દુકાનોમાં જોએલી ચીજો, ખેતરોમાંના પાક, વ્યવહારનાં સાધનો, હવા વગેરે બાળકો જે પ્રદેશમાં રહેતા હોય તેની સાથે યોગ્ય સંબંધ બતાવતાં હશે. સાદું નકશા બનાવવાનું કામ હાથ ધરવામાં આવશે; જેમકે વર્ગ, રમતનું મેદાન, મહોલ્લો. ઘર વગેરેના પ્લાન બનાવવા; ઓર્ડન્સ સમીક્ષા પણ શરૂ થશે; આ બધાં સૂચનો અભ્યાસક્રમમાં શરૂઆતથી દાખલ કરવાં જોઈએ.

વાર્તાઓની સાથે સાથે મુંબઈ ઇલાકાની થોડીક ભૂગોળ પણ શીખવવી. મુંબઈ ઇલાકાનો અભ્યાસ "સામાજિક દૃષ્ટિથી" કરાવવો; બની શકે તો હિંદુસ્તાનનો અભ્યાસ સફળતાથી લઈ શકાશે. આપણા દેશબંધુઓની જિંદગીની સ્થિતિનો અભ્યાસ—તેઓના ધંધાઓ, આરામગૃહો, ગૃહોની સ્થિતિ વગેરેનો અભ્યાસ સામાજિક બુદ્ધિનો વિકાસ સાધશે. ખોરાક, કપડાં અને ટાઢ, તડકા અને વરસાદથી રક્ષણ, એ બાબતો પરથી કેવી રીતે આગળ વધવું તે સમજાશે. સ્થાન, લોકો અને તેમનું કામ વિચારવું જોઈએ. વરસાદનું રેકર્ડ, સાદો વરસાદનો નકશો બનાવવામાં ઉપયોગી થશે.

હિંદુસ્તાન શીખવતી વેળા દુનિયાની એકતા ઉપર વારંવાર ભાર મૂકવો જોઈએ. હિંદને બ્રિટન, યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન અને યુરોપના દેશો ઘણી ચીજો પુરી પાડે છે. તેજ દેશો બીજા દેશોને પણ માલ આપે છે. બ્રિટન પણ ઘઉં, માંસ ઊન અને રૂ જે દેશોમાંથી મેળવે છે તેજ દેશો આપણુને પણ જોઈતી ચીજો આપે છે. ઉનાળામાં લોકો હવા-ખાવાનાં સ્થળોએ જાય છે. ઘણા લોક પરદેશ જાય છે. આ પ્રમાણે દુનિયા સાથે સંબંધ જોડવો.

આ અભ્યાસને અંતે બાળકો હિંદુસ્તાનના અને પૃથ્વીના ભૂરચનાના નકશાથી માહિતગાર બનશે. હવે તેમને એટલાસ અને પાઠ્યપુસ્તક વાપરતાં આવડશે. તદુપરાંત તેમને સ્વપ્રદેશની ભૂગોળ તથા ઇતિહાસ અને સાહિત્યનો થોડો અનુભવ થયો હશે.

શિક્ષકોને ચેતવણી આપવાની કે આ સમયે સ્કોલરશિપ, અને ખાસ કરીને ગણિત અને ભાષાનીજ પાછળ લાગવું જોખમભરેલું છે.

અપૂર્ણ

# ચિત્રકામ

(ગતાંક પૃષ્ઠ ૩૩૪ થી ચાલુ)

આંખની સપાટી પર મૂકેલા કુજાનું ચિત્ર કાઢવા વિષે.—




**વર્ગની ગોઠવણ:—**

વર્ગને ગોળાકાર કે અર્ધ ગોળાકારમાં ગોઠવવો. પદાર્થ વર્ગની બરાબર મધ્યમાં વિદ્યાર્થીથી ૭ કે ૮ ફુટ દૂર રહેવો જોઈએ.

**પદાર્થની ગોઠવણી:—**

પદાર્થને એવી રીતે ગોઠવવો કે તે દરેક વિદ્યાર્થીની આંખની સપાટી જેટલી ઉંચાઈએ રહે. આ માટે પદાર્થ મૂકવાની લાકડાની ઘોડી ઉંચી નીચી થઈ શકે એવી રાખવી જોઈએ.

ચિત્ર કાઢતાં પ્રથમ ધ્યાનમાં રાખવું કે એક સાદો પદાર્થ કાઢવા માટે કાગળમાં લગભગ ⅔ ભાગની જગામાં તેનો સમાવેશ થવો જોઈએ. ચિત્રકામ મોટું અને વચમાં કરવા માટે આસપાસ તેમજ ઉપર નીચેથી સાધારણ થોડી જગ્યા ખાલી રાખી વચમાં પ્રમાણસર ઉંચાઈની લીટી ને પદાર્થની પહોળાઈનો ખ્યાલ રાખી દોરવા.

૧. કુજાની ઉંચાઈ વચ્ચેની क ख સીધી ઉભી લીટી નક્કી કરી કાઢો.

૨. ત્યારબાદ કુજાની પહોળામાં પહોળી જગ્યા ઉંચાઈની લીટીમાં કઈ જગ્યાએ આવે છે તે જોવું અને તે જગ્યાએ પહોળાઈની ग घ લીટી દોરવી. આ લીટીઓ હલકે હાથે દોરવી.

૩. હવે પહોળાઈને ઉંચાઈ જોડે પ્રમાણસર સરખાવી ग घ લીટીમાં च અને छ બિંદુઓ મૂકવાં.

૪ હવે મોં અને પાયા આગળની કુજાની પહોળાઈ કુજાની મુખ્ય પહોળાઈ च छ જોડે સરખાવી અનુક્રમે प फ અને त थ બંને દોરો.

૫ હવે નાનામાં નાની ગળા આગળની પહોળાઈ મોંની પહોળાઈ प फ જોડે સરખાવી ઉંચાઈમાં કઈ જગ્યાએ આવે છે, તેનો ખ્યાલ રાખી પ્રમાણસર म र લીટી દોરો.

૬ હવે છટાથી કૂજાનો ડાબી તરફનો બાજુ આકાર ધીમેથી કાઢવો અને તેના જેવોજ ઉલટો આકાર જમણી તરફનો છે તે નિરીક્ષણ કરી ચીતરવો. ફરીથી સર્વે પ્રમાણો તપાસી જુઓ. ભૂલ હોય તો સુધારો અને કામ પૂર્ણ કરો.

આવી રીતે આવી જાતના કુજાઓ, બરણીઓ શીશાઓ વગેરે પદાર્થો કે જેને ચોમરદમથી જોવાથી આકાર સરખો દેખાય તેવા સર્વે પદાર્થો ચીતરી શકાય છે. નળાકાર અને શંકુ આકારવાળા પદાર્થોનો સચોટ અભ્યાસ કરાવ્યા પછીજ ઘન કે લંબઘન પદાર્થો લઈ શકાય.

## ઘન કે લંબઘન જેવા પદાર્થ ચીતરવા વિષે.

### ચાનો મોટો ડબ્બો




આંખની સપાટીએ મૂકી ચીતરાવવો,

વર્ગની તેમજ પદાર્થની ગોઠવણી આગળની સૂચના મુજબ કરવી.

ચાના ડબ્બાનો નીચેનો ભાગ આંખની સપાટી પર મૂકેલો છે. એની ચારે બાજુ બાળકોને સમજાવવા ખાતર જુદા જુદા રંગના રંગીન કાગળો ચોંટાડવામાં આવેલા છે, એક રંગની સપાટી બીજા રંગની સપાટીના પ્રમાણ કરતાં નાની છે કે મોટી તે આ જુદા જુદા રંગોથી જોનાર તરત કહી શકશે. આવી રીતે શરૂઆતમાં જમણી અને ડાબી બાજુની સપાટી તદન જુદાજ રંગની હોવાથી તેઓનું પ્રમાણ બાળકોને શીખવવામાં મદદરૂપ થઈ પડે છે.

રંગીન કાગળો ન મળે તો ચાર બાજુઓ પર ચોકવતી ૧, ૨, ૩,

૪, એમ ક્રમવાર આંકડા લખવાથી પણ પદાર્થની બાજુઓની સપાટીનાં પ્રમાણો બાળકોને સમજાવવામાં સરળતા પડે છે.

૧. એક પાયાની આડી લીટી क ख કાઢો.

૨. આ क ख લીટી પર ग घ પહોળાઈ મૂકો, આ પહોળાઈ દેખાતી બે બાજુઓની સાથે માપી મૂકવી.

૩. ग घ સમગ્ર પહોળાઈ જે ઉપલી આકૃતિમાં ૪ અને ૩ બાજુની છે, તેમાં ૪થી બાજુની પહોળાઈ ૩ જી બાજુ કરતાં વધારે છે કે ઓછી છે તે ચોક્કસ કરી વચમાં त च લીટી કાઢી બે ભાગ જુદા પાડો.

૪. પહોળાઈની લીટી ग घ જોડે ઉંચાઈની લીટી त च બરાબર સરખાવી પ્રમાણસર મૂકો.

અહીં વર્ગમાં દરેક બાળકને ૩, ૪, આંકડાવાળી બાજુઓ દેખાશે નહિ, પરંતુ કોઈને ૧, ૨, અથવા ૨, ૩, કે ૩, ૪, કે ૪, ૧, એમ ક્રમવાર દરેકની જગ્યાની દિશા પ્રમાણે જુદી જુદી દેખાશે. તે બે બાજુની સમગ્ર પહોળાઈ પહેલા લેવાની હોય છે; પદાર્થની મધ્યમાંથી પણ આ પહોળાઈ માપી શકાય છે.

૫. હવે ग અને घ બિંદુઓ આગળથી ઉભી લીટીઓ त च લીટીની સમાન્તર કાઢો.

૬. ડાબા હાથ તરફની ઉંચાઈની લીટી ग ल નાની છે કે મોટી તે વચલી લીટી च त જોડે સરખાવી પ્રમાણસર મૂકો.

૭. ઉપર પ્રમાણે જમણા હાથ તરફની घ र લીટી વચલી ઉભી લીટી च त જોડે સરખાવી પ્રમાણસર મૂકો.

૮. હવે મથાળાની લીટીઓનું નિરીક્ષણ કરો. બિંદુ त થી ल અને र બિંદુઓ કે જે વધતાં ઓછાં નીચાં દેખાય છે તે ચોક્કસ કરી તેઓની જગ્યાએ મૂકો. પછી સૌથી ઉંચાં આવેલાં બિંદુ त ને આસપાસના ઓછા વધતા નીચાં આવેલાં બિંદુઓ ल અને र જોડે જોડી દો.

ઉપલી રીતથી ચોરસ ઘન કે લંબચોરસ ઘન પરથી બનેલા આકારોના પદાર્થો જેવા કે પેટી, ચોપડી, ઈંટ, કાગળનાં ખોખાં વગેરે ચીતરી શકાશે.

## બીજી રીત

૧. કાગળની આસપાસ સરખી ખાલી જગ્યા રાખી સમગ્ર પહોળાઈની ઉભી બે લીટીઓ કાઢો.

૨. હવે દેખાતી બે બાજુઓમાંથી કઈ નાની છે અને કઈ મોટી છે તે નિરીક્ષણ કરી કે માપી નક્કી કરો અને પછી વચલી ઉંચાઈની ઉભી લીટી કાઢો.

૩. કાગળમાં નીચેના ભાગ પર યોગ્ય જગ્યા ખાલી રાખી આડી પાયાની લીટી ગ ઘ કાઢો, કે જે ઉભી ત્રણ લીટીને છેદીને જતી હોય. ગ ઘ લીટીની નીચે નકામી ઉભી લીટીઓ રહે તેને કાઢી નાખવી.

૪. હવે ઉંચાઈની વચલી લીટી સમગ્ર પહોળાઈની લીટી ગ ઘ જોડે સરખાવી પ્રમાણસર મૂકો. વધુ ઉંચી કાઢી હોય તો કાઢી નાખો.

૫. જમણા હાથ તરફની ઉભી લીટી તેમજ ડાબા હાથ તરફની ઉભી લીટી વચલી ઉંચાઈની લીટી જોડે સરખાવી મૂકવી. તેમજ ઉપલી સપાટીની આડી લીટીઓ અગાઉની રીત પ્રમાણે તપાસી જોવી. ફરી સર્વે પ્રમાણો એકબીજા જોડે સરખાવી જોવાં અને ચિત્ર પુરૂં કરવું.

**કુદરતી પદાર્થ ચિત્ર:—**

અગાઉ એક સાદું પાન કાઢવાનો મહાવરો બાળકોએ કર્યો છે. હવે બે કે ત્રણ સાદા પાનની ડાળીઓ ચીતરાવવી. તેમજ સાદાં પક્ષીઓ અને પ્રાણીઓ કે જે વિજ્ઞાનના વિષયમાં ઉપયોગી થઈ પડે તેવાં લેવાં. આ બાબતમાં બને તો પ્રત્યક્ષ પક્ષી કે પ્રાણી પરથી ઝડપી ચિત્રો (સ્કેચ) કરાવવાં, અથવા મરેલાં પક્ષી કે પ્રાણી જેને મસાલો ભરી સાચવી રાખવામાં આવે છે તેવાં ઉપયોગમાં લેવાં સુગમ પડશે. કાગડો, પોપટ, ચકલી, મોર, મરઘી, કુતરો, બિલાડી, વગેરે પ્રાણીઓની મુખ્ય ખાસિયતોવાળા ભાગોનું નિરીક્ષણ કરાવવું અને તેનાં જુદાં ચિત્ર કઢાવવાં.

**શિક્ષક માટે સુચના:—**

કુદરતી પદાર્થચિત્રકામમાં સાદા પાનની ડાંખળી પડાવવાની હોય તો દરેક બાળકને એક એક આપવી જોઈએ. જો પુરતી ડાંખળી ન હોય તો બે બાળકો વચ્ચે એક આપવી.

શરૂઆતના અભ્યાસ માટે આ ડાંખળી બાટલીમાં કે માટીના ગોળામાં ઉભી ન રાખતાં બાંકડા પર સીધી સપાટીએ મૂકવી.

શિક્ષકે વર્ગમાં ફરી તપાસી જોવું કે અમુક સ્થિતિમાં અને અમુક દિશામાં સુચના પ્રમાણે ડાંખળી બાળકોએ પોતાના ડાબા હાથ તરફ બાંકડા પર ગોઠવી છે કે નહિ. નક્કી કરેલી સ્થિતિમાં ડાંખળી ગોઠવ્યા પછી બાળકોને સૂચના આપવી કે હવે ડાંખળીનું ચિત્રકામ પુરૂં થાય નહિ

ત્યાંસુધી આજ સ્થિતિમાં તેને રાખવી. મતલબ કે બાળકો તેને અડકીને એની સ્થિતિમાં વારંવાર ફેરફાર ન કરે.

**ચિત્ર તપાસવા માટે:—**

બાળકો ચિત્રકામ કરવામાં રોકાયા હોય ત્યારે શિક્ષકે વર્ગમાં ફરતા રહેવું અને ડાંખળીનાં પ્રમાણો બાળકો પ્રમાણસર મૂકે છે કે નહિ તે જોવું. જો બાળક કોઈ પ્રમાણ બીજા પ્રમાણની જોડે સરખામણીમાં પ્રમાણસર ન મૂકે અને ભૂલ કરે તો એકબીજા પ્રમાણની સરખામણી વિષે પ્રશ્ન પૂછી સુધરાવવું. વર્ગનાં બધાંજ બાળકો અમુક ભૂલ કરતા હોય તોજ કા. પા. પર પદ્ધતિ બતાવવી.

શિક્ષકે ધ્યાનમાં રાખવું કે જે સ્થિતિમાં અગાઉ ડાંખળી રખાવવામાં આવી હતી તે તેમજ કાયમ રાખી છે કે કેમ, કારણ કે તે સ્થિતિ પ્રમાણે બાળકોને તેનું ચિત્રકામ કરવાનું છે, અને શિક્ષકે તે સ્થિતિ પ્રમાણે બાળકે ચિત્ર કાઢ્યું છે કે કેમ એ તપાસવાનું છે. કાયમ એકજ સ્થિતિમાં ડાંખળી રાખી તેનું ચિત્ર કાઢવામાં આવ્યું હશે તોજ શિક્ષક મૂળ ડાંખળી અને તેના પરથી કાઢેલા ચિત્રને સરખાવી ભૂલ શોધી શકશે.

**બે કે ત્રણ પાંદડાંની ડાંખળી ચીતરવા વિષેઃ—**



૧. પહેલા આખા સમૂહની જગ્યા કાગળ પર નક્કી કરવી. પછી ડાંખળીની પટરેખા આકૃતિ કાઢવી. (ઉપલા પહેલા ચિત્રમાં પટરેખાથી જેવી બતાવી છે તેવી.)

૨. પછી મુખ્ય ડાળીના વલણ પ્રમાણે પ્રમાણસર તેની સૂચક રેખાઓ તેમાં કાઢવી. ડાળી પછી દરેક દાંડી અને પાનની મુખ્ય નસની લંબાઈ કેટલી આગળથી નીકળી એકબીજાથી કેટલે અંતરે છે ને કઈ દિશાએ જાય છે તે સર્વેની સૂચક રેખાઓ કાઢવી. (પહેલા ચિત્રમાં બતાવ્યા પ્રમાણે).

૩. દાંડી અને પાનની લંબાઈ જુદી કરવી. પાંદડાંની પહોળાઈનો ખ્યાલ રાખી તે નસની આસપાસ સપ્રમાણ ગોઠવવી. મુખ્ય દાંડીની જાડાઈ, પાનનો આકાર, ધોરી નસ, પાનનું જોડાણ, વગેરે ઝીણુ-વટવાળી જગ્યાએ હલકે હાથે છટાદાર રેખાથી ચિત્ર પુરૂં કરવું (ઉપર બતાવેલા બીજા ચિત્ર પ્રમાણે).

બાળકોએ કુદરતી ડાંખળીનું પ્રમાણ જે હોય તેના કરતાં ચિત્રકામ પ્રમાણમાં મોટું પાડવું જોઈએ. જો કાગળના પ્રમાણ કરતાં ડાંખળી મોટી હોય તો ચિત્રકામ કાગળમાં રહી શકે તેટલું મોટું કરવું.

શિક્ષકે બને ત્યાંસુધી કાગળનાં પ્રમાણ કરતાં મોટી ડાંખળી પરથી ચિત્રકામ કરાવવું નહિ, ખાસ કરીને પ્રાથમિક ચિત્રકામમાં મોટા પાનની ડાંખળી આપવી અયોગ્ય છે, કુ. પદાર્થના આબેહૂબ માપનું ચિત્ર કાઢવું બાળકોને અટકાવવા.

**રંગકામ માટે સૂચના:—**

રંગકામમાં રંગીન કાગળ પર કરેલા ચિત્રને પેન્સલથી પહેલાં પાંદડાંને આબેહૂબ રંગ પુરવો. પછી દાંડીમાં અને છેલ્લે ડાળીમાં પુરવો જોઈએ

પાંદડાં લીલા રંગનાં હોય છે, પરંતુ આ લીલા રંગ પર પ્રકાશની અસર થાય છે. જે ભાગ પર પ્રકાશની અસર દેખાય તે ભાગનો રંગ વ ભુરાશ પડતો જરા ખુલ્લો દેખાશે અને અતિ પ્રકાશને લીધે લગભ સફેદ જેવો દેખાશે, માટે આંખથી બરાબર નિરીક્ષણ કરવું અને કુ. પાંદ પર છાયા અને પ્રકાશથી રંગમાં થએલા ફેરફાર પ્રમાણે આબેહૂબ રંગકા કરવાની કોશિષ કરવી.

અપૂર્ણ

કમળ મહેતા

---

## જીભનું અચકવું યા તોતડાપણું કેમ સુધારી શકાય.

સામાન્ય રીતે આ જાતની ખોડ શાળામાં જતાં લગભગ એક ટકા બાળકોમાં જોવામાં આવે છે. આ બાબતમાં ઉચ્ચારની શુદ્ધિ મ શિક્ષકવર્ગે ખાસ કાળજી રાખવાની જરૂર છે; પણ તેવા ખંતીલા ઉત્સાહી શિક્ષકો થોડા મળી આવે છે.

તોતડાપણું એટલે બોલતાં બોલતાં અચકાવું. તેનું કારણ ઉચ્ચારણ-અવયવોનું થોડી થોડી વારે નરમ પડવું તે છે. આ બે રીતે બનવા સંભ છેઃ એક તો ગમે તે સ્વર યા વ્યંજન આવતો હોય તેનો ઉચ્ચાર કર માટે ટુંક વખતની અશક્તિ અને બીજું બીજા પદના ઉચ્ચારે પહોંચ

પહેલા પદનું પિષ્ટપેષણ તે પણ ઉચ્ચાર કરનાર અવયવની અશક્તિનું કારણ છે.

કેટલીક વખત મનની અંદરના વિચારોનો ગુંચવાડો કે જે પાસેની વ્યક્તિ નિરીક્ષણ કરી શકે છે તેના પરિણામે તોતડાપણું જણાય છે. ઉપરાંત આ રીતની ક્રિયાઓ અમુક નિયમિત રીતે થતી નથી. વચલા ગાળામાં ઉચ્ચારશૈલી વખતે સરળ જણાય છે.

## તોતડાપણાની સ્થિતિ

સામાન્ય રીતે આ તોતડાપણું લાક્ષણિક રીતે માનસિક અને તંતુઓની નબળાઈનું પરિણામ હોય છે. ટુંકમાં ઉચ્ચારશૈલીમાં જે અસ્વાભાવિકપણું થાય છે તે અવયવોના દોષરૂપ હોતું નથી.

ઉચ્ચાર ઉત્પન્ન કરનાર ત્રણ અવયવો છેઃ (૧) હોઠથી મોં અને ગળા સુધીનો ભાગ, (૨) અવાજ ઉત્પન્ન કરનાર ભાગ કે જેમાં સ્થિતિસ્થાપક માંસપેશીઓ આવેલી છે તે અને (૩) શ્વાસોચ્છ્વાસની ક્રિયાના ભાગ એટલે કે ફેફસાં તથા ડાયફ્રેગમ તથા તેને ચોંટેલા સ્નાયુઓ.

ઉચ્છ્વાસ વખતે ફેફસાંમાંથી હવાનો જથ્થો આવે છે તે સ્થિતિસ્થાપક સ્નાયુઓને નજીક અને દૂર લાવે લઈ જાય છે. (ટુંકમાં ધ્રૂજતી ગતિમાં લાવે છે.) ઉચ્ચાર કરનાર પેટી ઉપરના ભાગો પણ તે સમયે ધ્રૂજતી ગતિમાં આવે છે. આથી કરીને તે ભાગ લડપચી નજીકનાને સુર યા તો અવાજ પેદા કરનાર ભાગ તરીકે ઓળખવામાં આવે છે. તેના રૂપમાં ફેરફાર કરવાથી અવાજોને પદ યા શબ્દોના રૂપમાં ઉચ્ચારવામાં આવે છે. આથી તે ભાગને અવાજ ઉત્પન્ન કરનાર કહે છે.

જ્યારે કંઈ પણ ભાષણ કરવામાં આવે ત્યારે ઉચ્ચારો કરતી વખતે આ બધા ભાગો શરીરના બીજા ભાગો સાથે સહકાર ને સમન્વયથી કામ કરે છે; પણ જે ભાઈઓ તોતડા હોય છે તેમનામાં ઉપર જણાવેલા ભાગોનો સમન્વય રહેતો નથી.

દેખાઈ આવે તેવી અશુદ્ધિના પરિણામે તોતડાઓના વાચા ઉત્પન્ન કરનાર ભાગોમાં દોષ છે તેમ માની તેમના તે ભાગો પર અનેક દુઃખ ઉત્પન્ન કરે તેવા ઉપચારો કરવામાં આવે છે. તાળવું તેમજ વાચા ઉત્પન્ન કરનાર બીજા અવયવોમાં કલ્પિત ખોડોમાં સુધારો કરવો તેવા આશયથી કેટલાક તોતડું બોલનાર એમ માને છે, કે તે બાબતમાં સુધારો અમુક કસરતોથીજ થાય છે. આ દોષના પરિણામે બોલતાં બોલતાં અચકી જવાના પ્રસંગોના વચગાળામાં વાચા તદ્દન સ્પષ્ટ હોય છે, તે ખાતરી કરી આપે

છે કે કોઈપણ જાતની મુખ્ય ખોડ કે દોષ નથી. જો કે આ અવયવોની તાલીમની કેટલીક કસરતો તે દોષ દૂર કરવામાં સહાયભૂત થાય છે, તોપણ તે તેનો ખાસ ઉપાય છે તેવું નથી.

તોતડાપણાનું મૂળ બારિકાઈથી શોધીએ તો જણાશે, કે તે કોઈ જાતની શારીરિક ખોડનું પરિણામ નથી પણ તે માનસિક અવસ્થાનું પરિણામ છે.

આ જાતના હુમલાને ઉત્તેજિત કરનાર કારણો ઘણાં છે. જેવાં કે (૧) ઈન્ફ્લુએન્ઝા, મુંઝારો, ડીપ્થીરીયા જેવી માંદગીઓ, (૨) કોઈ જાતનું શારીરિક નુકસાન, વાઢકાપ યા તો ભયભીત થવાનો આઘાત (૩) દરેક જાતની તીવ્ર લાગણીઓ જેવી કે અતિશય ભયભીતપણું, ઉતરતાપણાની લાગણી અને અતિશય શ્રદ્ધા ને છેવટે તોતડું બોલનારની નકલ કરવાની ટેવ.

આવા હુમલા થવાનાં ગમે તે કારણો ભલે હોય, પણ આવા દોષો ચાલુ રહેવાનું કારણ માનસિક અને ખાસ કરી તીવ્ર લાગણીઓનું ઉત્પન્ન થવું તે છે. વારંવાર તોતડું બોલાય તેનાં લક્ષણો માનસિક તથા શારીરિક બને છે, પણ માનસિક પ્રસિદ્ધિ તે શરૂઆતની પૂર્વગામી તથા ઉત્પાદક છે.

આવા તોતડાપણાનું સતતપણું કેટલાંક ગુંચવણભરેલાં અને માનસિક કારણોને આભારી છે, પણ તે ઘણે ભાગે બહાર જણાઈ આવતી સ્થિતિનું પરિણામ છે. ખાસ કરીને સાંસારિક સંબંધો કે જેમાં બોલવાની જરૂર પડે તે બાબતની અતિ ઉત્સુકતા અને ચિંતા મુખ્ય વસ્તુઓ છે. આ સંબંધોની વાતચીતમાં ઘણી ઉતાવળ અને આવેશને લીધે બરાબર બોલવાની શક્તિમાં વિશ્વાસના અભાવ સાથે અંતર્ગત અને માનસિક ગભરાટ જણાઈ આવે છે. વ્યાવહારિક સ્થિતિ કે જે ચર્ચાસ્પદ હોય તે બાબતની બીક, વ્યગ્રતા અને માનભંગ, વ્યક્તિને અતિશય બીકણપણું અને અળગાપણા તરફ લઈ જાય છે. અંતમાં આનું પરિણામ કાં તો વ્યક્તિત્વનું શમન, દૃઢ પ્રતિપાદન યા તો અતડાપણામાં પરિણમે છે. દરેક જાતનાં વ્યક્તિગત લક્ષણ પણ તેમાં વધારો કરે છે. આથી ફક્ત વાચાની ખોડ તરફજ મનુષ્ય લક્ષ આપે તે પુરતું નથી, પણ તેણે પોતાની વ્યક્તિ પરત્વે પણ લક્ષ આપવાની જરૂર છે.

આથી કરીને તોતડાપણાનો ઉપચાર ફક્ત વાચા સુધારવામાં રહેલો નથી પણ તેનો સમાવેશ પોતાપણાની રચના પર પણ રહે છે. જો બીજી બાબતમાં બેદરકારી રાખવામાં આવે તો ઉપચારોથી નીપજતાં પરિણામો ટુંક સમય માટે અને અનિશ્ચિત નીવડે છે.

## ઉપચાર

જે વ્યક્તિઓ તોતડી હોય છે તેમાંના કેટલાકમાં તે સ્થિતિ જો ઘણા વખતથી હોય તો તેનાં વ્યક્તિગત લક્ષણો હોય છે તેનો પુરતો અભ્યાસ કરવો ને ઠેકાણે પાડવા પ્રયત્ન કરવો. છતાં કેટલાંક સામાન્ય સૂત્રો દરેકને લાગુ પડે તેવાં છે તેનો ઉપયોગ કરવો.

તંદુરસ્તી સારામાં સારી હોવી જોઈએ; રોગી હાલત, ચીડિયાપણું અને થાક લાવે છે અને તેથી જ્ઞાનતંતુને અસર થાય છે, માણસ લાગણી-પ્રધાન થાય છે અને સમતોલપણાને હાનિ પહોંચાડે છે. આ માટે માણસે પુરતી ઊંઘ લેવી જોઈએ તેમજ નિયમિત આરોગ્ય જીવન ગાળવું જોઈએ. માણસે નિયમિત ખોરાક અને પુરતો આરામ લેવાં જોઈએ. દરેક પ્રકારની શારીરિક ખોડો સુધારવી. આમાં ખાસ કરોડનો વાંક, વધેલા ચોળીઆ તેમજ મસા ને ક્ષયની ગાંઠોનો સમાવેશ થઈ જાય છે. સખત ગાર્ટર, પટ્ટા, ટાઈ, ગળપટા જેવા તંગ પહેરવેશ દૂર થવાની જરૂર છે.

સાંધાની, વાચાની તેમજ શ્વાસોચ્છ્વાસને લગતી ખાસ કસરતો બહુજ ઉપયોગી થઈ પડે. આનો ઉપયોગ ઉપચાર તરીકે જ કરવાનો છે ને તેનાં પરિણામ જે આડકતરાં હોય છે તેનો ખ્યાલ કરીનેજ કરવાનો હોય છે. જો વાચાશુદ્ધિની તાલીમનો વ્યાજબી ઉપયોગ થાય તો ઉચ્ચારશુદ્ધિ કરવામાં મદદગાર નીવડે તેમજ તે આત્મશ્રદ્ધા, આત્મસંયમ અને સમતોલપણામાં વધારો કરે.

જો ખાસ યુક્તિઓનો ઉપયોગ થાય તો તે ટુંક સમય માટે હોય છે. જ્યારે તકલીફમાં હોઈએ ત્યારેજ તેનો ઉપયોગ થવો જોઈએ નહિ કે હમેશની મદદ માટે. વાચા અટકે ત્યારે અઘરા શબ્દને નજર આગળ લાવવો. જ્યારે વાચા આવેશયુક્ત હોય ત્યારે ઉંડો શ્વાસ લેવો અને અમુક રાગમાં બોલવું, આ બધી ખાસ યુક્તિઓ ગણાય છે. આ યુક્તિઓ સીધી રીતે નહિ પણ આડકતરી મદદ કરે છે. શરૂઆતમાં તે ગુંચવણ પેદા કરી પછી ધીમેથી બોલવા તરફ દોરે છે, શ્રદ્ધા પેદા કરે છે અને સમતોલપણું જાળવે છે. તોતડા માણસને જ્યારે એમ લાગે છે કે પોતે બોલતાં અચકી જશે ત્યારે મુશ્કેલી વધારે નડે છે. આ સમયે તે ગુંચવાય છે, શ્રદ્ધા ખુએ છે ને બેઆકળો બને છે. તે માનસિક રીતે અંજાઈ જાય છે, વ્યાકુળ થાય છે યા શરમાઈ જાય છે. ત્યારબાદ તે ઓચિંતા, ગાંડાની માફક આંધળા પ્રયત્નો બોલવું જારી રાખવા માટે કરે છે. આ તેના માનસિક વ્યાપારને વાચાની ઉતાવળમાં ઉમેરો કરે છે અને તેથી તેની સ્થિતિમાં વધારો કરે છે. બાજુના

માણસને ન જણાય તેવી રીતે તોતડાને પોતાની અચકવાની સ્થિતિનો ખ્યાલ આગળથી આવી જાય છે. બહાર જણાઈ આવે નહિ તેવી મુશ્કેલીનો તેને અનુભવ થાય છે. આથી તોતડાને ઉપર જણાવેલ લાગણીનો ખ્યાલ આવે તે વખતે ગભરાઈ ન જવાનું શીખવું જોઈએ, અને બોલવામાં મુશ્કેલ જણાતા શબ્દોનો ઉચ્ચાર કરવાની ધમાલમાં ન પડતાં, ધીમેથી તે ઉચ્ચાર કરવા અને પોતાને તે બાબતમાં મદદ મળે તેવા વિચારશીલ પ્રયત્ન કરવા જોઈએ. અપૂર્ણ

## કેટલીક ઉપયોગી હકીકત

( ગતાંક પૃષ્ઠ ૩૫૦થી ચાલુ )

(૧૨) પ્રાર્થના-દુઆ-ઇનામી મેળાવડા-જલસા-મુખપરીક્ષા-લેખો, તમામ શાળાનું એક વખતમાં લખવું, શાળાની જનરલ મિટિંગ-ટુર્નામેન્ટ-ગાર્ડ ઑફ ઑનર્સ વગેરે કેમ અને કેવી રીતે કરવાં તે જાણવું શિક્ષકોને માટે અતિ ઉપયોગી છે; કેમકે બધાં કામો કરવાં અને એ કામોનો બંદોબસ્ત રાખવો એ શિક્ષકનું કર્તવ્ય છે.

(૧૩) પ્રાર્થના (દુઆ) માટે સવારમાં ઘંટ વાગતાંની સાથે એકદમ વિદ્યાર્થીઓએ હાજરી આપવી જોઈએ. જો કે કેટલાક શિષ્યો પોતાની આદત મુજબ મોડા આવે છે. તો તેવાઓ માટે એક સેકંડ પણ રોકાવું ન જોઈએ, અને એવા મોડા આવનાર છોકરાઓને એક શિક્ષકની સામા ઉભા કરવા જોઈએ કે જેથી શિક્ષક, મોડા આવવાનું કારણ તપાસે અને જેનું મોડું આવવું વાજબી ન હોય તેમને હેડમાસ્તરની હજુર મોકલવા જોઈએ.

(૧૪) કેટલીક વખતે વિદ્યાર્થીઓને તેમનાં ફાલતુ કપડાં ડ્રિલના મેદાનમાં કે કસરતશાળામાં ઉતારવાનું કહેવામાં આવે છે, કેમકે તેથી તેઓ સરળતાપૂર્વક કસરત કરી શકે, એવે સમયે વિદ્યાર્થીઓને જણાવવું જોઈએ કે વાસ્કોટ અને કોટની ગડી કેમ અને કેવી રીતે વાળવી જોઈએ તેમજ ટોપી અને ફેંટા કેવી રીતે મૂકવાં. આ કામ ઋતુ મુજબ થવું જોઈએ. એવું ન થવું જોઈએ કે બધું મેદાન ઝાકળ કે ભિનાશથી તર હોય ને આપ હુકમ કરો કે-કપડાં નીચે મૂકી દો. એવે વખતે તો એજ સારૂં છે કે ભીંતોમાં કે જે નજીક હોય તેમાં ખુંટીઓ બેસડાવી દો કે જેથી તે ઉપર કપડાં ભરવવામાં આવે અને જે નામુનાસિબ જોડા ડ્રિલ વખતે વાપરવા વાજબી ગણાતા નથી તેને પણ કપડાંની નીચે મૂકી દેવામાં આવે. વળી એવું સ્થળ હોય કે જ્યાં ખુંટીઓનો બંદોબસ્ત થઈ શકતો નથી ત્યાં વિદ્યાર્થીઓ પોતાનાં ફાલતુ કપડાં પોતાના વર્ગમાંજ મૂકીને આવે.

(૧૫) કોઈ મિત્રોની ડ્રિલનો બંદોબસ્ત કરવો અથવા મિત્રોની મેચ માટે પુરતી સોઈ કરવી એ પોતાનો ધર્મ છે. તેમજ પ્રેક્ષક ગૃહસ્થો માટે બેસવાની સારી સગવડ કરવી જોઈએ કે જેથી જોનારાઓ જોઈને ખુશી પ્રાપ્ત કરી શકે.

(૧૬) કોઈ સાધારણ કે નહિ જેવી બિમારી જેને તમો કાંઈ જરૂરી ખ્યાલ કરતા નથી, એવા કારણસર વિદ્યાર્થીઓને કદી પણ છુટ્ટી ન આપો. જો તમો એવું નહિ કરશો તો છોકરાંઓને બ્હાનાં કાઢવાની આદત પડી જશે.

(૧૭) ડ્રિલના પિરીઅડમાં વધુ ઘોંઘાટ ન થવા દો કારણ કે નજીક-માંજ થઈ રહેલા શિક્ષણના કાર્યમાં કનડગત ન થાય, કારણકે શોરબકોર થવાથી નજીકમાં ભણતાં છોકરાંનું ધ્યાન ખેંચાય. તે પણ ડ્રિલનો વખત ક્યારે આવે એવું ઇચ્છે અને બોધદાયક શિક્ષણથી કોરા રહી જાય. માટે એવે સમયે ડહાપણથી કામ લેવું જોઇએ.

(૧૮) સ્થાનિક સેંટર ન હોવા બદલ પ્રાથમિક શાળાંત પરીક્ષા આપવા બીજે સ્થળે જવું પડે છે. પરીક્ષ ના સમયમાં છોકરાઓ જરૂરતથી પણ વધારે ભણવામાં શ્રમ ઉઠાવે છે, અને કેટલાક તો માંદા પણ થઈ જાય છે. વળી ઘણા તો ફાલતુ વખતને નકામો ગાળે છે. એવે વખતે ઇન્ચાર્જ શિક્ષકે હેડમાસ્તરની પરવાનગી મેળવી ડ્રિલને લગતો જરૂરી સામાન સાથે લઈ જવો જોઈએ અને એક છોકરાને કેપ્ટન નીમી તેના ચાર્જમાં રાખવો જોઈએ, અને હેડમાસ્તરે નક્કી કરેલા વખતપત્રક મુજબ ડ્રિલ કરાવવી જોઈએ. વિદ્યાર્થીઓને રમતગમત કરાવવાના સ્થળ કે મેદાન માટે હેડ માસ્તર સ્થાનિક સેંટરના હેડ માસ્તર મારફતે બંદોબસ્ત કરાવી આપશે.

(૧૯) શીખેલી રમતો અને શીખવાની બાબતો બધી નોટબુકમાં નોંધો અને તેને મનનપૂર્વક વાંચતા રહો. તમો અંગ્રેજી ન જાણતા હો તો અંગ્રેજી જાણનારની મદદ લઈ શારીરિક તાલીમદ્વારા ઉન્નતિ કરી શકાશે એટલુંજ નહિ, પણ તેમાંથી નવી નવી વાતો પણ પેદા કરી શકાશે.

(૨૦) કદાચ તમારા કોઈ નજીકના શહેરની શાળામાં કે કોલેજમાં શારીરિક તાલીમ કે સ્કાઉટિંગને લગતા પ્રયોગો દેખાડવામાં આવે તો જરૂર ત્યાં જઈને જોવા જોઈએ, અને શારીરિક કેળવણીના સંબંધનાં ભાષણો સાંભળવાં જોઈએ. ઉપરાંત પેપરો અને માસિકો વગેરે વાંચીને શારીરીક કેળવણીને લગતા જ્ઞાનમાં વિશેષ અનુભવ મેળવવો જોઈએ.

(ઉર્દૂ ઉપરથી) **ઉમરજી બક્ષ પટેલ મુન્શી.**
**જીતાલી** (અંકલેશ્વર)

# પાઠની નોંધ
## ધોરણ છઠ્ઠું
### આરોગ્ય

શિક્ષકઃ પ્રી. દ. દેસાઈ
તારીખઃ ૧૬–૭–૩૮
સમયઃ ૪૦′

વિષયઃ—આરોગ્ય
સામાન હેતુઃ—અવલોકનશક્તિ કેળવી આરોગ્ય જાળવતાં શીખવવાનો.
વિશેષ હેતુઃ—" માખીથી ફેલાતા રોગ " સંબંધી શીખવવાનો.
સાધનઃ—માખીનું ચિત્ર

| પાઠના ભાગ | મુદ્દા | શૈલિ | કા. પા. ની નોંધ |
|---|---|---|---|
| આરંભ | વાર્તાથી<br>મરણ નીપજાવનારાં કારણો | યમદેવનો વિચાર સેનાપતિ નીમવાનો થયો. મરણના કારણોએ તે જગા માટે ઉમેદવારી કરી. કોને કોને ઉમેદવારી કરી હશે? ઉમેદવારોનાં નામ કઢાવી તેમની લાયકાત સંબંધી પ્રશ્નો પૂછીશ. માખી પણ ઉમેદવાર હતી એમ કઢાવીશ. | |
| રજુઆત | માખીના ચિત્રનું અવલોકન<br>પગ<br>સ્વભાવ | માખીનું ચિત્ર બતાવી તેની શરીરરચનાનું અવલોકન કરાવીશ.<br>માખી એક જંતુ. શરીરના ભાગ. જીવનદશા<br>ચિત્ર દોરી રચના સમજાવીશ.<br>ગળ્યા પદાર્થ અને ગંદા પદાર્થ ઉપર બેસે છે. નવરી હોય ત્યારે પગ સાફ કરે. | માખી<br>જંતુઃ—શરીરના ત્રણ ભાગ<br>જીવનદશા ચાર<br>પગઃ—બે ભાગ, નીચે ગાદી, તેમાંથી રસ ઝરે. ગાદી નીચે લાલ.<br>સ્વભાવઃ—ગળ્યા પદાર્થ અને |

| | | | |
|---|---|---|---|
| | રોગનો ફેલાવો | મિઠાઈ ખરીદવા ગયા ત્યાં મિઠાઈ ઉપર શું હશે ? દુકાન ક્યાં હશે ? રસ્તા ઉપર ગંદા પદાર્થ ક્યા હશે ? તે ઉપરથી નર્કના ટોપલા, ગળફા, ઉલટી, પરૂ, વગેરેમાંથી ચેપ મિઠાઈ સાથે આવે છે તે શીખવીશ. તેજ પ્રમાણે હોટલ, દૂધ, રેવડી, ગોળીઓ, શરબત વગેરે સંબંધી શીખવીશ. | ગંદા પદાર્થ ઉપર બેસે. નવરી હોય ત્યારે પગ ખંખેરે. **રોગનો ફેલાવો:**—નર્ક, ગળફા, ઉલટી વગેરે પર બેસી ગળ્યા પદાર્થ ઉપર પગ ખંખેરે. મિઠાઈ, દૂધ સાથે ચેપ વેચાતો મળે. |
| | રોગનો ફેલાવો શી રીતે અટકે ? | સૂચક પ્રશ્નોદ્વારા રોગીના ઝાડા, ઉલટી, ગળફા વગેરે ઢાંકવા કે બાળવા વગેરે સાવચેતી કઢાવીશ. મિઠાઈ, દૂધ વગેરે ઢાંકવાની વ્યવસ્થા તથા માખીની વૃદ્ધિ અટકાવવા સંબંધી શીખવીશ. | |
| સાફલ્ય | પુનરાવર્તન | માખીની 'ઉમેદવારી ખરી કે ખોટી ? શાથી કહો છો ? ક્યા-રોગ ફેલાવે છે ? કેવી રીતે ? રોગ ફેલાતા કેવી રીતે અટકાવવા ? | **ફેલાવો કેવી રીતે અટકાવવો.** |
| | | માખીને સેનાપતિ નીમી એટલે રાજ્યારોહ કવિતા ગોખ્યો. " લાખ હજારો જીસને મારા વોહભી હારા મખ્ખીસે, વાઘ, સિંહ ઓર સર્પ બિચારા વોહ સબ ડરતા મખ્ખીસે; ચાંચડ મચ્છર ચૂપ હુએ સબ, પહેલવાન વોહી એક ખડા, જન મારણ સમશેર બહાદૂર મખ્ખી સિપાહી સાલાર વડા." સંવાદ: | ૧ મિઠાઈ, દૂધ ઉપર ઢાંકણું. ૨ ઝાડા, ઉલટી વગેરે બાળવા, ઢાંકવા, જંતુનાશક દવા. ૩ ગંદવાડ દૂર કરવો. ૪ માખીનો નાશ. |

**નોંધ :**—આ પાઠ આપી રહ્યા પછી શિક્ષકે બાળકોને સંવાદ ભજવવા કહ્યું હતું. બાળકોએ સ્વપ્રયાસથી પાઠ ભજવવાની વ્યવસ્થા કરી હતી, અને સંવાદ બહુ સરસ રીતે બાળકોએ ભજવી બતાવ્યો હતો. સારાંશ કે આવા પાઠોમાં બાળકોમાં સંવાદ કે નાટ્યપ્રયોગોદ્વારા ચેતન લાવી શકાય છે, તેથી પાઠમાં રસ ઉત્પન્ન થાય છે અને પાઠનો હેતુ આપોઆપ સિદ્ધ થાય છે.

તંત્રી

# સંગીતનું નોટેશન

## ગરવી ગુજરાત

રાગ યમન, તાલ એકતાલ, માત્રા ૪

| | | | |
|---|---|---|---|
| સ ધ | સ રી ગ પ | ગ રી ધ ની | સ – |
| જ ય | જ ય ગ ર | વી – ગુ જ | રા – ત |
| ની – | ધ – પ મ/ | ગ રી ધ ની | સ – |
| દી – | પે – અ રૂ | ણુ – પ ર | ભા – ત |
| ઉ – | ચી – તુ જ | સું – દ ર | જા – ત |
| સ ગ મ ગ | – ગ ગ – | ગ મ ગ રી | ગ મ/ પ – |
| ધ્વ જ પ્ર કા | – શ શે – | ઝ ળ ળ ળ | ક સું બી – |
| ગ મ ગ રી | સ રી ગ – | રી – | |
| પ્રે – મ શૌ | – ર્ય અં – | કિ – ત | |
| સ ની | સ રી રી રી | ગ મ ગ રી | સ – ગ રી |
| તું – | ભ ણ વ ભ | ણ વ નિ જ | સં – ત તિ |
| સ ની સ ની | ધ ની પ ધ | ની સ રી ગ | સ – |
| સ ઉ ને – | પ્રે – મ ભ | – ક્તિ ની – | રી – ત |

બાપાલાલ અમૃતલાલ દવે

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૩૬૦ થી ચાલુ )

## પાઠ ૨

**પાઠનો આરંભઃ—**

એકલા સ્થાન શોધી લો.

૧. ( એરોપ્લેનઃ-) હાથ બાજુએ રાખી અંગુઠા-આંગળાં ઉપર ઉભા થાઓ. છુટા દોડો, વિમાનની માફક ફરો, અને મરડાઓ, ગોળ ચક્કર લો. ઇશારો થતાં મેદાનની સામસામી બાજુએ બે હારમાં દોડીને અગર ચાલીને ગોઠવાઈ જાઓ. ઇશારો થતાં સામસામ આવી જગા બદલી લો. કૂદવું, દોડવું, ઠેકડા મારવા (ઘોડાચાલ) વગેરે કૃતિઓ, ટટાર ઉભા રહો.

૨. છુટા કૂદો, ઇશારો થતાં જોડીદાર સાથે કૂદો. બીજે ઇશારો થતાં સાથીદારો ચારચારના જુથમાં ગોળ ચક્કરમાં દોરડાં કૂદે. એમ કેટલીક વાર આવર્તન કરો, અથવા નાનો ઠેકડો મારો (દડો પછાડતા જવું ) શિક્ષકની સૂચના મુજબ હાથ જોડીને કુંડાળી બનાવી, પગના અંગુઠા ઉપર બાજુ-પડખાભેર ચાલો.

૩. છુટા દોડો, ઇશારો થતાં પોતાના સ્થાન ઉપરજ દોડો ફરીફરીને કેટલોક વખત તેમ કરો. ચકલાકૂદકો મારતાં, બે હારોમાં જાઓ, અને ટટાર ઉભા રહો. એડી ઉપર કે અંગુઠા ઉપર સૂચના મુજબ આગળ ચાલો, ઇશારો થતાં, દોડો અથવા ચકલાકૂદકો મારતાં પોતાની પોતાની લીટીઓ ઉપર પાછા જાઓ.

**ધડની કસરતોઃ—**

(क) કુંડાળું બનાવો, કૂદકો મારી પગ પહોળા કરો, અંગુઠે અડો, એમ કેટલીક વાર કરો. પછી અવળા ફરો, અને કૂદકા ભરતા ભરતાં આગળ વધો, ઇશારો થતાં પાછા દોડી કુંડાળું બનાવી દો.

(ख) કૂદીને પહોળા પગ રાખી, અંગુઠે અડો, કેટલીક વખત એમ કરો, પછી સસલાકૂદકો એજ જગા ઉપર મારો. (પાઠ ૧ લો.)

( પલાંઠીબેઠક કરો અને નીચા નમી આગળની જમીન ઉપર માથું નમાવી અડો, અને પાછા સીધા થાઓ. )

(ग) કૂદકો મારી પગ પહોળા કરો, ઘુંટી પકડો.

[પલાંઠી બેઠક, અને ઘુંટણને ડાબા, જમણા-વારાફરતી માથું અડાડો અને સીધા થાઓ. બદલીને પગનાં ફુંટીઆં વાળી ચતા સૂઈ જાઓ. પગ અને હાથ જમીન ઉપર અફાળો. ઇશારો થતાં, શાંત સીધા અને ચતા સૂઈ રહો. ]

**શરીરને સમતોલમાં-સમધારણમાં રાખવાની કસરત.**

(क) સોયમાં દોરો પરોવવો. હાથ સામે નીચા રાખી જોડી દો. એક પગ ઉંચો કરો અને દોરો પરોવતા હો તેવી રીતે પગ હાથમાંથી પસાર કરો, હાથ છુટી જવા ન જોઈએ.

પગ પસાર કરેલો—પરોવેલો રાખી, ઉભા પગે કુદકા મારો. એમ કેટલીક વખત વારાફરતી બંને પગે કરો. છુટા કૂદકા મારો. ઇશારો થતાં જોડીદાર શોધી લઈ, તેજ જગા ઉપર કૂદો.

(ख) છુટા કૂદો. ઇશારો થતાં, કૂદીને વાઘબેઠક કરો, અને ફેરફાર કરીને આંગળાં ઉપર ઉંચા થઈ ઉભા રહો. હાથ પહોળા બંને બાજુ રાખો, અને પાછા કૂદીને વાઘબેઠકમા બેસી જાઓ. ગમે ત્યાં ઝડપથી અને છટાથી ચાલી જાઓ.

(ग) હાથ જોડી કુંડાળામાં કૂદો. ઇશારો થતાં લીટી ઉપર દોડી જાઓ. એક પગે ઉભા રહો-(હોપ) એક પગે કુદકા મારો, અવળા ફરો, ઇશારો થતાં ફરી કુંડાળું કરો, અને કૂદવાનું ફરીથી શરૂ કરો. જુથમાં-છુટા છુટા, ઝડપથી ચાલીને અને પગલાં ગણતાં ગણતાં શિક્ષકની પાછળ જાઓ. ગમે તે વખતે-નંબર બોલતાં શિક્ષક પાછા ફરીને છોકરાઓને પકડવા દોડે; જે પકડાય તે શિક્ષકને પકડવામાં મદદ કરે.

(घ) ટીચણીઆ અને હાથબેર ચાલવું.

**કૂદકા:—**

૧. વાઘબેઠક. સસલાકૂદકો મારતાં આગળ વધો.

૨. દીવાલ આગળની લીટીથી સઘળા છોકરા દોડી જાય અને રમતના મેદાનની વચ્ચે થઈને લાંબી દોરેલી લીટી ઉપરથી કૂદી જાય.

૩. દોડો, અને નક્કી કરેલી જગાઓ ઉપર કૂદતાં કૂદતાં શિક્ષકની પાછળ જાઓ.

**રમતો:—**

૧ ખેડુતની સ્ત્રી અને બતક. બતક બની બાળકો બતકની ચાલ ચાલે, ટીચણ પુરેપુરા વાળેલા રાખી આમતેમ છુટા ફરે અને શિક્ષક-ખેડુતની

ઓ તેમને દાણા નાખે. એકદમ શિક્ષક તેમને પકડવા દોડે, તેવા તેઓ કૂદે અને દોડીને પાછા પોતાના સ્થાન ઉપર જતા રહે.

૨. મોટો ક (માણસ) નાનો ક (માણસ).

૩. બધા દડાને લાત મારે (દરેક જણને આપેલો દડો.) બાળકો દડાને લાત મારતાં આમતેમ દોડે.

૪. સમાપ્તિ. અંગુઠા ઉપર ચાલી શાળામાં જાય.

## બીજા પાઠની નોંધ

**જરૂરી** સાધનો:—પહેલા પાઠના જેવી ચાકની બે રેખાઓ. રમતના મેદાનના મધ્યમાંથી પસાર થતી એક ઉભી રેખા.

બેથી ત્રણ ફુટ પહોળાઈની અનેક જગાઓ. દરેક બાળક દીઠ એક દડો.

**આરંભ.**

**૧ હવાઈ વિમાન:**—હેતુપૂર્વક રમતને ઉત્તેજન આપી નીચે પ્રમાણે પરિણામ લાવવાં. સામાને હોશિયારીથી થાપ આપવી, સ્નાયુઓ ઉપરનો ઝડપી કાબુ, પગની ઝડપ વગેરે. બાળકોને કોઈ મૂર્ત સ્વરૂપનું જેવા કે હવાઈ વિમાન, મોટરગાડી, આગબોટ બનવાનું સૂચન કરવું અને "કોણ સૌથી સારો હાંકનાર કે નાવિક છે, કોણ ઓછામાં ઓછા અકસ્માત કરે છે, કોની બ્રેકસ સારામાં સારી છે." વગેરે કહી ઉત્તેજન આપવું, એ ઇચ્છવાજોગ છે.

**૩ ચકલી કૂદકો:**—નાના નાના ધીરેથી કૂદકા; રમતના મેદાન પર છુટાછવાયા. કૂદતી વખતે હાથ બાજુ પર પહોળા કરેલા અગર પાંખોની માફક ફફડાવવા.

ધડ. (ક) પગ બાજુ પર પહોળા–કૂદો. અંગુઠે અડકો. અક્કડાઈ વગર ધીરે રહીને નીચે નમવામાં ઉત્તેજન આપો. ઘુંટણ સીધાં રાખો. અંગુઠે અડતાં પહેલાં હાથ લંબાવવા વગેરે તૈયારી કરવા દો નહિ. માથાં અંદર ખેંચો. બે પગ વચ્ચે જુઓ. બાળકો આંચકા સાથે જલદી પાછાં ટટાર ન થાય તે તરફ લક્ષ રાખો.

આજ્ઞાઓ. "પગ પહોળા:—કૂદો! અંગુઠે અડો. નીચા–સીધા" (ક) અને (ખ) પલાંઠી બેઠક. પગ સામેની જમીનને માથા વડે અડકવાનો યત્ન કરવો અગર જમણા અથવા ડાબા ઢીંચણને માથાથી અડકવાનો યત્ન કરવો. ઉભા રહેવાની માફક, આગળ વળવાની અને બેસવાની કસરતોમાં પણ સીધી સ્થિતિમાં પહોંચવા ટટાર થવાની ગતિ તે આગળ વળ-

વાની ગતિ એટલીજ અગત્યની છે. આ હીલચાલોની અનેક પુનરાવૃત્તિથીજ ધારી અસર નીપજાવી શકાય છે. એક કે બે વખત કૃતિ કરી તેજ સ્થિતિમાં લાંબો સમય રહ્યાથી અસર થતી નથી.

**ચતા ને શાંત સુઇ રહેવું:**—ચતાપાટ સુઈ રહી પાછળનો દરેક ભાગ જમીનને અડકાડવાનો યત્ન કરવો. ડોક ને પીઠ તથા જમીન વચ્ચે જગા—"પોલાણ" ન રહે તે જોવું. જ્યારે સુઈ રહેવાની સ્થિતિ આરામ ખાતર આપવામાં આવી હોય ત્યારે તેમાં દરેકને જે સૌથી વધારે અનુકૂળ સ્થિતિ લાગે તે પ્રમાણે સુઈ રહેવા દો.

**સમતોલપણું-સમધારણ:**—(ક) સોયમાં દોરો પરોવો અને જે એક પગે ઉભા હો તે પગથી કૂદકા લો. એક પગે ઉભા રહી બીજા પગની જાંગ નીચે હાથની પકડ કરી બીજા પગના ઢીંચણને જેમ બને તેમ વધારે ઉંચું કરાય. "પગ ઉંચો ખેંચવો પણ પગ તરફ બાળકે નમવું નહિ." જેમ બને તેમ સીધા અને ઉભા રહેવાનો યત્ન કરતાં જે પગે ઉભા હો તે પગે કૂદકા મારો.

કૂદકા. ૧. વાઘકૂદકા લેતાં આગળ ચાલો.

૨. દોડીને ચાકની રેખા ઉપર થઈને કૂદો. જેમ બને તેમ ઉંચો કૂદકો મારવા ઉત્તેજિત કરો અને બાળકોને એક પગે કે બે પગે, એમાંથી એક કુદરતી રીતે જે રીતે નીચે પડાય તેવી રીતે પડવા દો.

૩. દોડો અને નિશાની કરેલી જગા કૂદો. બાળકો એક બીજાની પાછળ પણા નજીક આવી ન જાય તે તરફ લક્ષ રાખો. વાંકા ચુંકા રસ્તાની દોડ પસંદ કરવાથી આમ થતું (નજીક આવી જવું અટકશે. એક દોડના વારામાંજ અનેક કૂદકા મસવવા (પહોળાઈ ૨ થી ૩ ફૂટની—વર્ગનાં બાળકોની સરાસરી શક્તિ પ્રમાણે આ અંતર ચાકની રેખાથી કે દોરડાથી કે લાકડીઓથી બતાવવું ને જાણે નદી કૂદવાની હોય તેવી કલ્પના કરાવવી.

**રમતો.** ૨. મોટા ક, નાનો ક. રમતના મેદાનને છેડે બાળકો જુથમાં પણ છુટા છુટા ઉભા રહે. શિક્ષક કે બાળક સામે છેડે બિલાડી પેઠે પીઠ ફેરવી ઉભો રહે. બાળકો 'નાની બિલ્લી, મોટી બિલ્લી,' એમ ગાતાં જાય ને તે પ્રમાણે નાનામા નાના ને મોટામાં મોટા થતા જાય. "કૂદતી બિલ્લી", જગાએ નાના કૂદકા. "બિલ્લી કબાટમા પુરાઈ, મને દેખે નહિ" એમ અંગુઠા ઉપર ચાલી આગળ વધે. આમ કરતાં અને બોલતાં આગળ વધે અને એક બિલ્લીને અડે એટલે બધા ઘર તરફ દોડી જાય, બિલ્લી પૂઠ પકડે અને ઝલાય તેટલાને ઝાલે.

———

## પાઠ ૩

**પાઠનો આરંભઃ—**

૧. દોડી જગા શોધી લો. છુટા દોડો, ઈશારો થતાં પોતાની જગા ઉપર કૂદો. છુટા છુટા જુથમાં દોડો અથવા ચાલો.

મોટો क, નાનો क, (પાઠ ૨ જો)

૨. ઘુંટણ આગળ ઉભા ઉછાળીને દોડો. ધીમા તાલની લયે, પછી ફેરફાર કરી દોડો. ઢોળાવ ઉપર ચડતા ઉતરતા હો તેવી રીતે બાઇસિકલ ચલાવો. ગમે ત્યાં ઝડપથી જાઓ. ઇશારે થતાં કૂદવા માંડો. ઉભા કૂદકા મારો, પગો ભેગા રાખી ઉંચા કૂદકા મારો, તેમ કરતાં ફરતા રહો.

૩. જુથમાં છુટા એક જગાએ ઉભા રહો. શિક્ષક કે બાળક રંગીન ફુમતું પકડ્યું હોય તે પકડવા દોડો. શિક્ષક આઠ ગણે તેટલી વારમાં તેની આસપાસ કુંડાળું કરી લો. સંખ્યા ઘટતા જઈ ક્રિયા વારંવાર ફરી કરો. છેલ્લે કુંડાળામાં કૂદકા મારો, અને ઇશારે થતા દિશા બદલો.

**ધડની કસરતઃ—**

(क) કૂદીને પગ પહોળા કરો. નીચા નમીને બંને હાથે ડાબા જમણા ઘુંટણ વારાફરતી પકડી માથું ઘુંટણને અડાડો. તે વખતે ઢીંચણ સીધા રાખવા. એમ વારંવાર કરો.

વાંદરાની માફક ચારે પગે ચાલો (વાનર દોડ.)

(ख) એક જુથમાં રહી છુટા કૂદીને પગ પહોળા કરો, અને ઘુંટી પકડો.

ટુંટીઆ બેઠક, ઘુંટણો વચ્ચે નીચે નમી માથું મૂકો અને પાછા સીધા થાઓ. પગ તાલ પ્રમાણે પછાડો (ઢોલ વાગે).

કૂદકા મારતાં દોડતાં શિક્ષકની પાછળ જાઓ, પાછા ફરી શિક્ષક જુએ કે તરત નીચે દબાઈ જવું (વાઘબેઠક કરો.) એમ વારંવાર કરો.

(ग) હાથનાં આંગળાંનો ટેકો દઈ વાઘબેઠકમાં બેસો, પછી પગનાં આંગળાં ઉપર ઉભા થાઓ, હાથ બાજુએ સીધા રાખો અને પાછા મૂળ બેઠકમાં આવો. વારંવાર તેમ કરો.

(ટુંટીઉ વાળી સૂઈ-ચત્તા સુવો. બને પગ છેક છાતી સાથે આગળ લાવો.)

(घ) વાઘબેઠકની સ્થિતિ અને જગા પર દોડ.

**શરીર સમતોલ રાખવાની–સમધારણની કસરત.**

(क) બધા દડાને લાત મારે. (પાઠ ૨).

ગમે ત્યાં કૂદકો મારો, ઇશારો થતાં એક પગ ઉપર ઉભા રહો. તેમ વારંવાર કરો. ગમે ત્યાં છલાંગ ચાલી જાઓ, ઇશારો થતાં એડી ઉપર ચાલવા માંડો. ફરીથી કૂદવાની ક્રિયા કરો, વગેરે.

(ખ) છૂટથી દોડવું. (એરોપ્લેન;) ઇશારો થતાં દોડી આવી કુંડાળું બનાવો. સામસામે ઉભા રહી રેલપાટા... અને રોપ કાઢવાની ક્રિયા કરો. (પાદ ૨) વારાફરતી બંને પગે તેમ ઉઠબેસ કરો. ફરીથી એરોપ્લેનનું ઉડ્ડયન કરો. ઇશારો થતાં આંગળાં ઉપર ઉભા રહો, હાથ બાજુએ.

(ગ) છુટી દોડ. ઇશારો થતાં એક પગે ઉભા રહો, અને જમીનને હાથના આગળાં અડકો. વારંવાર તેમ કરો. વારાફરતી. પછી દોડીને સામસામી બે હારમાં અંતર રાખી ગોઠવાઈ જાઓ. કૂદીને જોડીદારને મળી જાઓ, હાથ મેળવો અને ગોળમાં કૂદો. ઇશારો થતાં દોડીને હારમાં ગોઠવાઈ જાઓ.

કૂદકાઃ—

૧. મેદાનના એક છેડે જુથમાં છુટા ઉભા રહો. મેદાનમાં-વચ્ચે થઈ, દોડતાં અથવા ઘોડો કૂદાવતાં જાઓ. વચ્ચે નિશાનો-પાટા કરી રાખ્યા હોય તે કૂદતા જાઓ.

૨. દાદરો ચડતા હો તેવી રીતે ઘુંટણ ઉચાં કરી ચાલો, અથવા ફરી નીચે ઉતરતા હો તેમ દોડીને પોતાની જગા ઉપર ચાલો. છેલ્લું પગથીઉં કૂદી જાઓ.

૩. પેટીમાં શિયાળ.

૪. નિશાનીઓ કરી હોય તે તે જગાઓ અને શિક્ષક દોરડું અથવા લાકડી પકડી રાખી હોય તેની ઉપર થઈને દોડીને કૂદી જાઓ.

રમતોઃ—

૧. ભોગીભોલ-ચાપદડી. બાળકો મેદાનને છેડે શિક્ષક સાથે રહે. શિક્ષક દડો ગબડાવે અને બાળકો તેને પકડવા દોડે.

૨. દડાની છુટી રમત. દડા ઉછાળતાં, કૂદતાં કૂદતાં, અથવા દોડતાં ચાલી આગળ જવું.

— નાના કૂ....

બિલ્લીને અડે એટલે પેર, કાળો નાગ, સમાપ્તિઃ કૂદતાં કૂદતાં બારણા આગળ જવાય તેટલાને જાસે. ....ાલી શાળામાં જાઓ.

## ત્રીજા પાઠની નોંધ

**જરૂરી સાધનો.**—રંગીન ફુમતું કે ખભાફમાલ-ખેસ. દરેક બાળક માટે એક એક દડો. થાપડદી માટે એક દોરડું અથવા લાકડી.

**દોડ.—ક.** વાનર દોડ મેદાન ઓળંગી જવામાં ચપળતાની હીલ-ચાલો અને ઝડપને ઉત્તેજન આપો. ચારે પગે પેટ ચાલવામાં નીચેની રીતે વિવિધતા લાવી શકાય. 'બિલ્લી ચાલ' મોટા છાનાં પગલાં-કરચલા ચાલ-બાજુ પર પગલું; રીંછચાલ-ઢીંચણ બને તેટલાં સીધાં રાખીને ચાલ.

**ખ.** ટુંટીઆ બેઠક, પડઘમ બજાવવી, એટલે કે પગથી સમય પ્રમાણે તાલ આપવા. નાની પડઘમ-પગથી જેમ બને તેમ ઓછો અવાજ કરી -ઝડપથી આછા તાલ આપવા. મોટી પડઘમ, મોટી લાંબી લયના તાલ આપવા; વખત વધારે થાય અને અવાજ વધારે થાય. લાંબા પગની બેઠકથી કે ચતા સુઈને પણ આ પ્રમાણે થાય.

**ગ.** ચતા સુવું. ઢીંચણ છાતી સુધી લાવવા ને ખભા ને માથાનો પાછલો ભાગ જમીન ઉપર રાખવો. ઘુંટણની પાછળ હાથ ભીડાવીને જોર કરી જેમ બને તેમ તે છાતી સરસાં ખેંચી રાખવાં; એમ કેટલીકવાર કરવું. જોરબંધ પગ ઉપડે અને પગ જમીનને ન ઘસાય તેમ ઉત્તેજન આપવું.

**ઘ. વાઘબેઠક**—પોતાની જગાએ રહીને દોડ. હાથ હલાવવા નહિ. જોરદાર કૃતિ માટે પગને જમીનથી સંપૂર્ણ રીતે ખુબ ઉંચા કરવા જોઈએ.

**સમતોલપણું-સમધારણ (ક)**—એક પગે ઉભા રહો, હાથના આંગળાં જમીનને અડકાડવાં. ઇશારો થતા બાળકો એકદમ સ્થિર ઉભાં રહે અને એક પગે ઉભા રહી જમીનને આંગળાનાં ટેરવાંથી અડકવા નીચાં નમે. અધર રહેલા પગને પાછળ જેમ બને તેમ વધારે ઉંચો કરવા તરફ ઉત્તેજન આપો. આગળનું ઘુંટણ સીધું અથવા વળેલું રહે. થોડી ક્ષણો સુધી આ સ્થિતિ રાખવી.

**કૂદકો. ૨.**—નિસરણી ચઢવી. છુટા જુથો. ગોળમાં અથવા બે હારમાં. દાખલા તરીકે, બાળકો ઘુંટણને જેમ બને તેમ વધારે ઉચકીને આઠ પગથીઆં ચડી જાય, પછી ઉપલે પગથીએથી પાછાં ફરી દોડતાં ઉતરવા માંડે અને છેલ્લાં ૧,૨,૩, અથવા ૪ પગથીઆં ઉપરથી કૂદકો મારી હાથનાં આંગળાનો ટેકો રાખી વાઘબેઠકમાં પડે અને ઉંચે કૂદીને ઉભાં થાય, દવામાં જેમ બને તેમ ઉંચાં કૂદવાની ટેવને ઉત્તેજન આપો.

૩. પેટીમાં શિયાળ.

૪. આગળથી નિશાની કરેલી રાખેલી જગાઓ કૂદતાં કૂદતાં અને શિક્ષકે રાખેલી લાકડી કે દોરડું કૂદતાં બાળકો સર્પાકાર દોડ દોડે (બાળકોની શક્તિ પ્રમાણે ઉંચાઈમાં ફેરફાર કરી શકાય.)

**રમતો.** ૩—પાણી ઉપર કાળીનાગ. કાળીનાગની આજુબાજુ ગોળાકારમાં નાચતા જાય ને ગાતાં જાય. પાણી ઉપર કાળીનાગ, સમુદ્રમાં કાળીનાગ. કાળા પંખીને દમે, પકડી શકે ન મને !

"મને" શબ્દ બોલતાં કાળીનાગ બાળકો ઘરમાં પહોંચે તે પહેલાં બને તેટલાને પકડે, લાકડાને, લોઢાને, કાપડને અડકી પડે અથવા એક પગે ઉભા રહી જાય, સૂતા સૂઈ જાય અથવા જિસ્લુ સાથે ગોળ કૂદવા માંડે તે બચે. બાળકો પગ જમીન પર જેમ બને તેમ જલદી મૂકી અમર જેટલો બને તેટલો અવાજ કરી મૂકે છે, એમ કરી તેમાં વિવિધતા ઉત્પન્ન કરી શકાય, પણ પગને ઉંચકવાને બદલે તેમને કદી પણ પગ ઘસડવા દેવા નહિ. આ કૃતિ સહેલાઈથી થઈ શકે તેટલા માટે હાથ જમીનનો આધાર રાખે તો પણ કૃતિ દરમિયાન ટટાર બરડો રાખી બેસવાનું અને માથાને બરાબર ઉંચકી સીધું રાખવા માટે સતત યત્ન કરવા કહો.

**સમતોલપણું-સમધારણ—(ક)** એક પગે ઉભા રહી પાછળ હાથ વડે બીજા પગનું ચાપવું પકડો.

એક પગે ઉભા રહો ને બીજો પગ વાળીને તેનો અંગુઠો તેજ હાથે અગર બીજે હાથે પકડી તેને પાછળ ઉંચે ખેંચો. "ઉંચા કૂદતી વખતે કોણ ટટાર ને સીધા રહી શકે છે" એમ કહો. બાળકો જો પગનો અંગુઠો જ પકડે ને પગના નળાને પકડતાં તેમને અટકાવવામાં આવે તો કૃતિ દરમિયાન નીચા નમી જવાની લાલચ ઉત્પન્ન થશે નહિ અને પગ બરાબર સીધો રાખીને ટટાર ઉભા રહેવાની સ્થિતિ સારી રીતે જળવાઈ રહેશે.

**કૂદકો.**—દરેક વિઘ્નકૂદકે થોડું દોડવાનું બને તેમ એક બીજાથી પદાર્થો દૂર ગોઠવવા. વિઘ્નસ્તંભો ન મળે તો ડબ્બા, બીબાંની થેલીઓ, જાડા પૂંઠાની પેટીઓ-ખોખાં વગેરે ગમે તે યોગ્ય વસ્તુઓ તેને બદલે મૂકી શકાય.

**રમતો:—૧ સિપાઈઓ અને બહારવટીઆ.** બાળકો બે હારમાં ઉભા રહે, સિપાઈની એક હાર ભીંત તરફ મોં કરી ઉભી રહે અને બહારવટીઆ મેદાનની સામી બાજુએ એક રેખાને પગના અંગુઠા અડકાડી ઉભા રહે. શિક્ષકનો ઇશારો થતાં બહારવટીઆ ચુપચાપ પગનાં આંગળા ઉપર ધીમે-

નિબંધઃ—ઘણી વિદ્યાર્થીનીઓ રોજના જીવનના પ્રત્યક્ષ અનુભવમાં આવતા વિષયો અને બનાવોનું વર્ણન આપી શકી નહોતી. તેઓને નિબંધના વિષયને પરિચ્છેદ-પાડી કેમ આલેખવો તેની માહીતી નહોતી. વિરામચિહ્નોનો ઉપયોગ ખોટી રીતે કરવામાં આવ્યો હતો. નિબંધનો વિષય વિચાર પરંપરા જાળવ્યા વગર લખી નાખ્યો હતો.

શ્રુતલેખનઃ—ઘણી વિદ્યાર્થીનીઓ સ્વચ્છ અક્ષરથી લેખનકામ કરી શકી નહોતી અને જોડણી અને વિરામચિહ્નો મૂકવામાં તેઓએ ભૂલો કરી હતી.

મુખપાઠઃ—વાચન એકંદર ઠીક હતું, પણ ઉચ્ચારદોષ વાંચતી વખતે થતા જોવામાં આવ્યા હતા. કોઈપણ જાતની ભાવના કે ચેતન વિના કેટલીક વિદ્યાર્થીનીઓએ પોપટની માફક કવિતા ગાઈ બતાવી હતી.

હસ્તલેખવાચનઃ—ઘણી વિદ્યાર્થીનીઓને આ વિષયનો મહાવરો ઘણોજ ઓછો હતો. વાચનમા દોષો હતા અને વાંચતી વખતે શુદ્ધિ-ચોકસાઈ જાળવવામા આવી નહોતી.

સૂચનાઓઃ—વિદ્યાર્થીનીઓને પરીક્ષા માટે તૈયાર કરવાની છે, એટલા માટે શિક્ષકોએ પણ તેવા હેતુથી તેમને તાલીમ આપવાની છે. દર અઠવાડીએ ઓછામા ઓછા એક વિષયની પરીક્ષા લેવાવી જોઈએ જેથી વિદ્યાર્થીનીઓને ઇચ્છીએ તેવી રીતે પ્રશ્નના ઉત્તર આપવાની ટેવ પડે. શિક્ષકોએ તેમના જવાબ અને જવાબ આપવાની રીત સંબંધી ટીકા કરવી જોઈએ અને પ્રશ્નના ઉત્તર ઉત્તમ રીતે કેવી રીતે આપવા તે સંબંધી ઉત્તમ રીત બતાવવી જોઈએ. શિક્ષકોએ તેમના દરરોજના પાઠની યોજના તૈયાર કરી રાખવી જોઈએ કે જેથી વિદ્યાર્થીનીઓ ગદ્ય અને પદ્ય પાઠો સચોટ રીતે સમજી ગ્રહણ કરી શકે, અને શિક્ષકોએ તેમનું શિક્ષણ તે યોજનાનુસાર આપવું જોઈએ. પાઠના આરંભમાં પ્રાસ્તાવિક રસભરી ચર્ચા કરીને આખા પાઠનો સારાંશ તેમની નજર આમળ ખડો કરી દેવો જોઈએ, અને પછી ફકરાવાર પાઠની સમજુતી આપવી જોઈએ; જ્યાં જરૂર લાગે ત્યા ભાષાનું સૌંદર્ય, શબ્દોની પસંદગી, વાક્યરચના, શબ્દોની ખાસ પસંદગી વગેરે બાબતો પરત્વે તેમનું લક્ષ દોરવું જોઈએ; પણ આ બધું એક પાઠમા થઈ શકે નહિ, એટલા માટે શિક્ષકોએ દરેક પાઠ સંબંધી પૂર્વ તૈયારી કરી તેવા દરેક પાઠ માટે યોજના તૈયાર રાખવી જોઈએ.

વિદ્યાર્થીનીઓને નિબંધ લખવાનો પુષ્કળ મહાવરો હોવો જોઈએ. પહેલાં વિષય સંબંધી ચર્ચા કર્યા વિના તેમજ સૂચનાઓ આપ્યા વિના શિક્ષકો વિદ્યાર્થીનીઓને નિબંધ લખી લાવવાનું કહે છે એટલે કે તે વિષય વિદ્યાર્થીનીઓને માથેજ નાખી દેવામાં આવે છે. પરિણામ એ આવે છે કે કામ યોજનાબદ્ધ થતું નથી. નિબંધ એ દઢીભૂત વિચારોનું ભાષામાં આલેખન છે, એટલા માટે એ અતિ મહત્ત્વની બાબત છે કે તે કામ તર્કસિદ્ધ થવું જોઈએ, અને નિબંધના વિષયના નિરૂપણમાં પરિચ્છેદ, વાક્યો અને વિરામચિહ્નોની બાબતમાં તે સિદ્ધતા સ્પષ્ટ થવી જોઈએ.

પણ વિશેષ વાચન અને સામાન્ય જ્ઞાનના અભાવે વિદ્યાર્થીનીઓ નિબંધમાં વધારે સારું કામ કરી બતાવે એ તેમને માટે અશક્ય બાબત છે. તેમનામાં વિચારની વિપુલતા જોઈએ અને એ વિપુલતા વધારાના વાચન સિવાય આવી શકે નહિ, એટલા માટે શિક્ષકની ફરજ છે કે તેમણે તેમની વિદ્યાર્થીનીઓને વિશેષ વાચન કાર્ય માટે ઉત્તેજન આપવું. આ પ્રમાણે તેઓ પરીક્ષા માટે વધારે સારી રીતે તૈયાર થશે એટલુંજ નહિ, પણ ભાવિ જગતમાં જીવન માટે પણ વધારે સારી રીતે તૈયાર થશે. કેટલાક સારા ફકરા તેમની સમક્ષ મોટેથી વાંચવા જોઈએ અને ટીકા કે વિવેચન કરી નિબંધની ખૂબી તેમને સમજાવવી જોઈએ.

શ્રુતલેખનની બાબતમાં એમ સૂચવવામાં આવે છે કે જોડણી અને છપાણ ઉપર વિદ્યાર્થીનીઓનું લક્ષ ખેંચવું જોઈએ. પાઠશિક્ષણ વખતે પણ આ બાબતો પરત્વે તેમનું ધ્યાન દોરવું જોઈએ. જુદા જુદા શબ્દોની જોડણી કેમ કરવામાં આવી છે, ફકરાઓમાં વિરામચિહ્નો કેવી રીતે વાપરવામાં આવ્યા છે તે ધ્યાનમાં રાખવા તેમને કહેવું જોઈએ. કાળા પાટીઆ ઉપર શુદ્ધ જોડણી કરેલા શબ્દો, જાડા પૂંઠા ઉપર અઘરા શુદ્ધ શબ્દોની વર્ગના ઓરડાની એક દિવાલ પર લટકાવેલી યાદી, જોડણી માટે મોઢાની કસોટી વગેરે એવી કેટલીક યુક્તિઓ છે કે જે વિદ્યાર્થીનીઓને તેમના આ કામમાં મદદરૂપ થઈ પડે. વળી આ કામને માટે લેખી કામના પ્રસંગો અનેક રીતે વર્ગમાં ઉભા કરી શકાય તેમજ વર્ગની બહાર પણ તેવા પ્રસંગો ઉત્પન્ન કરી શકાય.

મુખપાઠ માટે નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણેની કવિતાઓના પાઠ મોંએ કરી લેવા જોઈએ. શિક્ષકોએ જે રાગમાં આ કવિતાઓ ગાવા માટે નક્કી કરી હોય તે રાગમાં તે કવિતાઓ નમુનારૂપે ગાઈ

બતાવવી જોઈએ અને તે નમુના પ્રમાણે તેમણે વિદ્યાર્થીનીઓને ગાવા કહેવું જોઈએ. આ પ્રમાણે કવિતાઓ ગાવાને માટે તેમને પુરતો મહાવરો પડવો જોઈએ.

હસ્તલેખવાચનનો વિષય વહેવારૂ ઉપયોગિતાની દૃષ્ટિએ અગત્યનો વિષય છે. જુદા જુદા હસ્તલેખોનાં વાચન કરવાનો વિદ્યાર્થીનીઓને સારો મહાવરો હોવો જોઈએ. શિક્ષકોએ ટુંકાં મથાળાં જે પત્રો અથવા સરકારી તુમારોમાં હોય છે તે સમજાવવા જોઈએ અને કોઈ પણ રીતે વિદ્યાર્થીનીઓને તે સંબંધી અટકળ કરવા દેવી જોઈએ નહિ.

ગણિતઃ—ઘણી વિદ્યાર્થીનીઓને સરવાળા અને ગુણાકારના દાખલા કેવી રીતે ગણવા તેની માહીતી નહોતી. ઘણીખરી વિદ્યાર્થીનીઓએ જુદી જુદી જાતના દાખલાઓની રકમ વાંચી સમજી લેવાની તસ્દી લીધી નહોતી અને પરિણામે તેઓએ ખોટી રીતે દાખલા ગણ્યા હતા.

**દેશીનામુંઃ**—આ વિષયમાં કામ એકંદર ઠીક હતું.

**સુચનાઓઃ**—જુદી જુદી જાતના દાખલાઓની રકમ કેવા શબ્દોમાં લખાએલી છે તે તરફ શિક્ષકોએ વિદ્યાર્થીનીઓનું લક્ષ દોરી તેવા શબ્દપ્રયોગોનો શો અર્થ થાય છે તે તેમને સ્પષ્ટ ભાષામાં સમજાવવું જોઈએ. જે બાબતોના આધારે વિદ્યાર્થીનીઓને દાખલા ગણવાના હોય તે બાબતો શિક્ષકોએ સ્પષ્ટ સમજાવવી જોઈએ. નમુનારૂપે દાખલા કા.પા. પર ગણી તે કામ વિદ્યાર્થીનીઓને માટે કા.પા. પર રહેવા દેવું જોઈએ અને વિદ્યાર્થીનીઓનું તે યોજના તરફ લક્ષ દોરી તે ધ્યાનમાં રાખવા કહેવું જોઈએ. શિક્ષકોએ એ પણ ખાતરીપૂર્વક જાણી લેવું જોઈએ કે વિદ્યાર્થીનીઓને ગણિતના મૂળભૂત સિદ્ધાંતોનું પૂર્ણ જ્ઞાન સંપૂર્ણ પ્રમાણમાં છે. વિદ્યાર્થીનીઓના સ્વપ્રયાસને ઉત્તેજન મળવું જોઈએ, તે એવી મતલબથી કે તેઓ સ્વાશ્રયી બને. અમુક અમુક ધારેલા સિદ્ધાંતો અમલમાં મૂકી શકે એવા ખાસ પ્રકારના દાખલા વિદ્યાર્થીનીઓને ગણવા આપવા જોઈએ. લેખી કામ પહેલાં મુખગણિત થવું જોઈએ, કે જેથી તેમની માનસિક શક્તિઓને ઉત્તેજન મળે.

ભૂગોળઃ—એકંદર રીતે કામ સંતોષકારક હતું, પણ કેટલીક વિદ્યાર્થીનીઓ નકશા પુરવાનું કામ યોગ્ય રીતે કરી શકી નહોતી અને એમાં ઘણી અટકળ કરવામાં આવી હતી. તેમણે આપેલા કેટલાક જવાબ મુદ્દાસર

હતા નહિ. કેટલીક વિદ્યાર્થીનીઓને રાજકીય ભૂગોળનો બીલકુલ ખ્યાલ નહોતો અને પરિણામે જવાબમાં બ્રિટિશ ટાપુઓ અને બ્રિટિશ ઇન્ડિઆ વિષે ગરબડ કરી નાખી હતી.

**સૂચનાઓ:**—વિષયની ગોખણપટ્ટીને ઉત્તેજન મળવું જોઈએ નહિ. વિષયની બુદ્ધિપૂર્વકની સમજ વિદ્યાર્થીનીઓને સ્પષ્ટ રીતે આવવી જોઈએ અને આખા વિષયનું શાસ્ત્રીય નિરૂપણ તેમની સમક્ષ થવું જોઈએ. ભૂગોળના વિષયમાં તળરચના, આબોહવા, વનસ્પતિ, ખનીજ વગેરેનું સ્પષ્ટીકરણ હોય છે, છતાં વિષયનો અંતિમ હેતુ માનવજીવનનું નિરૂપણ છે. વિષયના આ સ્વરૂપ ઉપર વિશેષ ભાર મુકાવો જોઈએ અને શિક્ષણમાં આ હેતુ બર આવવો જોઈએ. પુસ્તકો, ચિત્રો, વાર્તાઓ, સંગ્રહસ્થાનો, પર્યટનો અને જાદુઈ ફાનસ વગેરે બાબતોને વિષયની સમજુતી આપવામાં અગત્યનો હિસ્સો મળવો જોઈએ. નકશાનું વાચન, નકશા પુરવાનું કામ એ બાબતોને ભૂલી જવી જોઈએ નહિ. એ બાબતમાં વિદ્યાર્થીનીઓને પુરો મહાવરો હોવો જોઈએ.

**ઇતિહાસ:**—કામ એકંદર સંતોષકારક હતું. યાંત્રિક શિક્ષણના પરિણામે જે સવાલોના ઉત્તર આપવામાં વિચારવાની જરૂર પડી હતી તેના જવાબ આપવાનો યત્ન જેમણે કર્યો હતો તેમાંની ઘણી વિદ્યાર્થીનીઓના યત્ન સંતોષકારક હતા નહિ. ભૂત અને વર્તમાન રાજબંધારણ વિષેનું તેમનું જ્ઞાન ઘણુંજ નબળું હતું.

**સૂચનાઓ:**—આ વિષય બુદ્ધિપૂર્વક અને રસિક રીતે શીખવવો જોઈએ, કે જેથી વિદ્યાર્થીનીઓને કેવળ યાદદાસ્ત ઉપર આધાર રાખવાનો રહે નહિ. વર્તમાનયુગનાં સ્ત્રીપુરુષો આજના હિંદનું રાજકીય બંધારણ ઘડી રહ્યાં છે, અને તેટલા માટેજ દરેક ઇતિહાસના શિક્ષકની ફરજ છે કે દેશની રાજકીય બાબતો જેમ બને તેમ સહેલી રીતે ને સંપૂર્ણ રીતે શીખવવી જોઈએ. બનાવો ઝડપથી બદલાતા જતા હોવાથી જુનાં પાઠ્યપુસ્તકો ઉપર આધાર રાખવો એ પાલવી શકે તેમ નથી ખાસ કરીને ઉપલાં ધોરણોમાં વર્તમાનપત્રનું વાચન ઉત્તેજનપૂર્વક કરાવવું જોઈએ. આથી વિદ્યાર્થીનીઓ વર્તમાન યુગની સાથે રહેશે. ઐતિહાસિક સમયરેખા, મહાપુરુષોનાં ચિત્રો, ઐતિહાસિક નકશાઓ અને એટલાસ એ સાહિત્યો વિષયને રસિક કરવામાં ઘણાં ઉપયોગી થઈ પડશે.

**આરોગ્ય:**—ફેફસાંની ક્રિયાઓ તેમનું કર્તવ્ય, ખોરાકની પોષક પદાર્થ તરીકેની અગત્ય, પાણી મારફતે ફેલાતા રોગો, એ બધા વિષયો રોજના જીવનમાં વહેવાર ઉપયોગી છે એ દષ્ટિએ સંપૂર્ણ રીતે શીખવવા જોઈએ. આકૃતિઓના ઉપયોગ ઉપર ભાર મૂકવામાં આવ્યો નહોતો, જવાબમાં અટકળથી કરેલું કામ અને સંદિગ્ધતા અથવા અસ્પષ્ટતા જોવામાં આવતાં હતાં.

**સૂચનાઓ:**—નમુનાઓ અને નકશાઓનો છૂટથી ઉપયોગ થવો જોઈએ. આથી વિદ્યાર્થીનીઓ વિષયને ગોખી નાખે છે તે બનવા પામશે નહિ. વિષયશિક્ષણનાં સાધનોની ખોટ હોય તો શિક્ષકે જરૂર પડતી આકૃતિઓ કે રેખાચિત્રો કાઢી તે ખોટ પુરી પાડવી જોઈએ. બની શકે ત્યાં જાદુઈ ફાનસનો ઉપયોગ કરવો જોઈએ.

**સૃષ્ટિજ્ઞાન:**—પદાર્થશાસ્ત્ર અને ખગોળ સંબંધી વિદ્યાર્થીનીઓનું જ્ઞાન ઘણું નબળું હતું. રોપા, પ્રાણી અને જંતુજીવનનો અભ્યાસ સંતોષકારક હતો, પણ તે સ્પષ્ટ રીતે જણાવી શક્યા નહોતા અને તે સંબંધી લખાણ સંતોષકારક હતું નહિ; છતાં કામ એકંદર સંતોષકારક હતું.

**સૂચનાઓ:**—આ કામમાં પ્રયોગાત્મક યત્નની જરૂર રહે છે, અને એટલા માટે વિદ્યાર્થીનીઓએ નિરીક્ષણ કામ વધારે કરવું જોઈએ. કુદરતમાં તેઓ જે કાંઈ જુએ તેની તેઓ સંભાળપૂર્વક નોંધ કરે એમ તેમને કહેવામા આવવું જોઈએ અને તેઓએ તે તે ચીજોના સાદાં પણ ખરાં ચિત્રો દોરવા જોઈએ.

**સોયકામ:**—એકંદર જોતાં કામ જોઈએ તેવું નહોતું. કેટલીક વિદ્યાર્થીનીઓએ જે કામ કર્યું હતું તે પ્રકાર જોતાં ઘણું નબળું હતું. એવું માલમ પડી આવ્યું હતું કે શાળાઓમાં આ કામ રસપૂર્વક શીખવવામાં આવ્યું નહોતું. વેતરવાનું કામ સંતોષકારક હતું નહિ. તુણવાનું કામ ઘણી થોડી વિદ્યાર્થીનીઓ જાણતી હતી.

**સૂચનાઓ:**—વહેવાર દ્રષ્ટિએ આ વિષય ઘણો ઉપયોગી છે અને એમ હોવાથી શિક્ષકો અને વિદ્યાર્થીનીઓએ આ વિષય પરત્વે વધારે ધ્યાન આપવું જોઈએ. વિષયનું સ્વરૂપજ એવું છે કે શિક્ષકે વ્યક્તિગત ધ્યાન આપવું જોઈએ અને વળી શિક્ષિકા પોતે આ વિષયમાં નિષ્ણાત

હોવી જોઈએ. જુદી જુદી જાતનું વેતરવાનું કામ અને જુદા જુદા પ્રકારના બખીઆ કતાવતું કામ, એ કામના નમુના વિદ્યાર્થીનીઓના ઉપયોગ માટે વર્ગમાં હંમેશાં તૈયાર રાખેલા હોવા જોઈએ અને વિદ્યાર્થીનીઓએ વારંવાર તેનું નિરીક્ષણ કરવું જોઈએ. શિક્ષકે માર્ગદર્શક બનવાનું છે અને કદી પણ તેમનું કામ તેમની વતી તેણે કરી દેવાનું નથી.

**ચિત્રકામ:**—કામ એકંદરે સંતોષકારક હતું.

**સંગીત:**—સંગીતના તાલ અને રાગનું જ્ઞાન વિદ્યાર્થીનીઓને ઠીક હતું. કેટલીક વિદ્યાર્થીનીઓ સંગીતના અભ્યાસક્રમથી અપરિચિત હતી.

**નોંધ:**—ઉપરના બે વિષયોમાં વિદ્યાર્થીનીઓનું કામ સંતોષકારક હોવાથી સૂચનાઓ આપવામાં આવી નથી.

## ઉર્દુ ઉમેદવારોનું કામ

**ઉર્દુ-ભાષા:**—વિદ્યાર્થીનીઓએ એકંદર રીતે આ વિષયમાં સંતોષકારક કામ કર્યું હતું, પણ તેઓ વ્યાકરણમાં નબળી માલમ પડી હતી.

**મુખપાઠ:**—પાઠ્યપુસ્તકનો યોગ્ય અને સંપૂર્ણ અભ્યાસ થવાની જરૂર છે, અને હસ્તલેખોના વાચનનો વિશેષ મહાવરો થવો જોઈએ.

**શ્રુતલેખન:**—કામ સંતોષકારક હતું, પણ હસ્તાક્ષર ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે.

**ભૂગોળ:**—આ વિષયના કામમાં કંઈક વધારે પ્રગતિ થએલી જોવામાં આવી હતી, પણ વિષયને બુદ્ધિપૂર્વક શીખવવાની જરૂર છે. પરીક્ષાના સવાલપત્રોના ઉત્તર કેવી રીતે આપવા તે બાબત તેમને શીખવવાની જરૂર છે.

**ઇતિહાસ:**—કામ એકંદર સંતોષકારક હતું, પણ વિદ્યાર્થીનીઓને વિષયમાં ગોખી નાખવાનું કામ કરવાનો અવકાશ આપવો જોઈએ નહિ.

**આરોગ્ય:**—આ વિષયમાં ઘણીખરી વિદ્યાર્થીનીઓએ ઠીક કામ કર્યું હતું.

**સૃષ્ટિજ્ઞાન:**—એકંદર કામ ઠીક હતું; પણ શિક્ષણમાં વહેવારુ બાબત ઉપર ભાર મૂકવાની જરૂર છે.

**ગણિત અને દેશી નામું:**—જુદી જુદી જાતનાં મનોયત્નો કરવાના મહાવરાની જરૂર છે. સવાલોના જવાબ કેવી રીતે ખરા આપી શકાય

તેને માટે તેમને માર્ગ બતાવવાની જરૂર છે. કામમાં ચોકસાઈની ખામી હતી. નામાનું શિક્ષણ સંપૂર્ણ રીતે થવું જોઈએ. વિષયના મૂળભૂત સિદ્ધાંતો વિષે વિદ્યાર્થીનીઓને અસ્પષ્ટ ખ્યાલ હતો.

**સોયકામ:**—જુદા જુદા પ્રકારના કામ સંબંધી તેમને વિશેષ ગહાવરો હોવાની જરૂર છે.

**ચિત્રકામ:**—કામ ધોરણ કરતાં ઉતરતા પ્રકારનું હતું.

**નોંધ:**—ગુજરાતી ઉમેદવારોના કામના સુધારા માટે જે સૂચનાઓ કરવામાં આવી છે તે સૂચનાઓ ઉર્દુ ઉમેદવારોની બાબતમાં પણ ઉપયોગી છે.

---

## સરકારી જાહેરખબર

### શુદ્ધિપત્રક

### છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા, ઉત્તર ભાગ.

### નં. ૫૬૯૫

સને ૧૯૩૬મા ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા જે ફતેહમંદ ઉમેદવારોએ પાસ કરી હતી તેમનાં નામની યાદીના સંબંધમાં આ ઑફિસની જે સરકારી જાહેરખબર સને ૧૯૩૬ ના ઑક્ટોબરની ૮ મી તારીખના મુંબઈ ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ ૨ ના ૨૦૦૬ થી ૨૦૩૦ પાના ઉપર સને ૧૯૩૬ના સપ્ટેમ્બરની ૨૬ મી તારીખના નં. ७૫૯૦ થી છપાએલી છે તેમાં નીચે પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે:—

ગોધરા મધ્યસ્થળના ૧૫૭ અનુક્રમ નંબર સામે "સોમાભાઈ નારસિંગ હલવાડી" ને બદલે "સોમાભાઈ નારસિંગ હિલવાડીઆ" વાચવું.

(સહી) એમ. રામબ્રહ્મ
અમદાવાદ, ૨૧ મી જુલાઈ ૧૯૩૮. એ. ઈ. ઉત્તર ભાગ.

## પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ ફોરમેન, અમદાવાદ, સર્ટિફિકેટ પરીક્ષા.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં સને ૧૯૩૮ ના એપ્રિલ માસમાં લેવાએલી વાર્ષિક પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા વિદ્યાર્થીઓ

### પહેલું વર્ષ

| નંબર | નામ | ટકા | નંબર | નામ | ટકા |
|---|---|---|---|---|---|
| ૧ | ચંદુલાલ ભાઈલાલ ભાવસાર | ૬૨·૩ | ૩૦ | ચંદ્રસિંહ મહાવસિંહ બારૈયા | ૫૧·૩ |
| ૨ | મણિભાઈ મકનજી દેસાઈ | ૬૦·૮ | ૩૧ | કચરાશંકર દુર્ગાશંકર ગોર | ૫૧·૦ |
| ૩ | હરિલાલ ગોરધનદાસ પાઠક | ૫૮·૩ | ૩૨ | ગોરધનલાલ જયશંકર ઠાકર | ૫૦·૮ |
| ૪ | મોતીભાઈ સુખાભાઈ બારૈયા | ૫૬·૯ | ૩૩ | પુરુષોત્તમ અંબારામ વ્યાસ | ૫૦·૫ |
| ૫ | લાલજી કાળિદાસ પરમાર | ૫૬·૦ | ૩૪ | નિત્યાનંદ સોમચંદ ખ્રિસ્તી | ૫૦·૪ |
| ૬ | ગેરસોમ નારાયણ ખ્રિસ્તી | ૫૫·૪ | ૩૫ | કમળાશંકર ગૌરીશંકર દવે | ૫૦·૪ |
| ૭ | જયકુમાર મકનજી ખ્રિસ્તી | ૫૫·૩ | ૩૬ | શિવશંકર નરસિંહલાલ ઠાકર | ૫૦·૩ |
| ૮ | દુર્ગાશંકર ઉદયરામ શુકલ | ૫૫·૦ | ૩૭ | ચંદ્રશંકર નાગેશ્વર પંડ્યા | ૪૯·૭ |
| ૯ | સીરીલ ભુધરભાઈ ખ્રિસ્તી | ૫૫·૦ | ૩૮ | પરાગજી શંકરજી નાયક | ૪૯·૬ |
| ૧૦ | નરહરિ જયશંકર ત્રવાડી | ૫૫·૦ | ૩૯ | રામાભાઈ જીવાભાઈ બારોટ | ૪૯·૪ |
| ૧૧ | હરિશ્ચંદ્ર શોભારામ ઉપાધ્યાય | ૫૪·૫ | ૪૦ | ગોરધનભાઈ ગીરધરભાઈ પટેલ | ૪૯·૩ |
| ૧૨ | દેસાઈભાઈ નરોત્તમભાઈ પટેલ | ૫૪·૪ | ૪૧ | પ્રેમાભાઈ પુરુષોત્તમ પટેલ | ૪૯·૧ |
| ૧૩ | મોતીલાલ શંકરલાલ સુથાર | ૫૪·૦ | ૪૨ | હરિશ્ચંદ્ર નાગેશ્વર ગોર | ૪૯·૦ |
| ૧૪ | પુરુષોત્તમ નરસિંહભાઈ પટેલ | ૫૪·૦ | ૪૩ | મંગળદાસ વિઠ્ઠલદાસ વાળંદ | ૪૯·૦ |
| ૧૫ | ઘનસ્યામદાસ કૃષ્ણદાસ રામાનુજ | ૫૩·૬ | ૪૪ | ડાહ્યાલાલ મનોરભાઈ પટેલ | ૪૮·૬ |
| ૧૬ | નારણજી નાગરજી દેસાઈ | ૫૩·૬ | ૪૫ | દત્તાત્રય વામનરાવ મુળે | ૪૮·૬ |
| ૧૭ | ચંદ્રવદન નગીનદાસ ઓઝા | ૫૨·૮ | ૪૬ | ભાણાભાઈ બીજલાલ પટેલ | ૪૮·૫ |
| ૧૮ | અબ્દુલભાઈ રહેમાનભાઈ વહોરા | ૫૨·૫ | ૪૭ | ડાહ્યાભાઈ નારણજી પટેલ | ૪૮·૩ |
| ૧૯ | વારસીભાઈ ફરામજી ચોધરી | ૫૨·૩ | ૪૮ | કૃષ્ણલાલ હિમિયાશંકર ભટ્ટ | ૪૭·૬ |
| ૨૦ | ધીરુભાઈ પરાગજી રાવળ | ૫૨·૨ | ૪૯ | મોહનલાલ છીતાભાઈ પટેલ | ૪૬·૯ |
| ૨૧ | બંસીલાલ હિરાલાલ બારોટ | ૫૨·૧ | ૫૦ | જીવાભાઈ સોમાભાઈ પટેલ | ૪૬·૬ |
| ૨૨ | મંગળભાઈ જશુભાઈ કોળી | ૫૨·૦ | ૫૧ | પુંજાલાલ માવજી વણકર | ૪૬·૬ |
| ૨૩ | છગનલાલ મણીભાઈ દેસાઈ | ૫૧·૯ | ૫૨ | ચતુરભાઈ ઉમેદભાઈ પટેલ | ૪૬·૨ |
| ૨૪ | માધવજી જીવણજી પટેલ | ૫૧·૯ | ૫૩ | છગનલાલ હરિભાઈ નાયક | ૪૬·૦ |
| ૨૫ | જયંતિલાલ જયશંકર શુકલ | ૫૧·૯ | ૫૪ | અનંતરાય કેશવલાલ ભટ્ટ | ૪૫·૭ |
| ૨૬ | દાજીભાઈ રામાભાઈ કોળી | ૫૧·૮ | ૫૫ | યુસુફ પીટર ખ્રિસ્તી | ૪૫·૧ |
| ૨૭ | અનોપરામ માવજી ભટ્ટ | ૫૧·૬ | ૫૬ | ગોવિંદરાવ બળવંતરાવ દેવરે | ૪૪·૩ |
| ૨૮ | ગણપતસિંહ, લખમસિંહ મેવાત | ૫૧·૫ | ૫૭ | ફતેહરાવ અમીરરાવ બારોટ | ૪૩·૯ |
| ૨૯ | દિવેશ્વર ભાઈશંકર ઉપાધ્યાય | ૫૧·૪ | ૫૮ | રણછોડભાઈ હરજીવનદાસ ઠક્કર | ૪૩·૮ |
| | | | ૫૯ | નગીનદાસ કાળિદાસ રાવળ | ૪૩·૦ |
| | | | ૬૦ | લાભશંકર અંબાશંકર દવે | ૪૨·૪ |
| | | | ૬૧ | કેવળભાઈ હાંસજીભાઈ પટેલ | ૪૨·૨ |

| | | |
|---|---|---|
| ૮ | થિઓફિલ ગૌરીશંકર ખ્રિસ્તી | ૫૨.૪ |
| ૯ | રામભાઇ મહીજીભાઇ પટેલ | ૫૦.૪ |
| ૧૦ | કૃષ્ણલાલ શંકરલાલ શર્મા | ૪૮.૨ |

### બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૧૧ | સોમાભાઇ મોતીભાઇ પટેલ | ૫૬.૦ |

### બહારથી બેઠેલા વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૬૨ | ભગવતીશંકર કેશવરામ પાઠક | ૫૧.૭ |
| ૬૩ | રાયજીભાઈ મંગળદાસ પટેલ | ૫૦.૭ |
| ૬૪ | પાંડુરંગ નારણ ભારી | |

### બીજું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ | નરસિંહભાઇ ગોપાળભાઇ પટેલ | ૭૦.૮ |
| ૨ | નરભેરામ રાવતરામ રણાત | ૬૪.૬ |
| ૩ | નાનુભાઇ ભીમભાઇ નાયક | ૬૨.૨ |
| ૪ | લક્ષ્મણભાઇ ભગાભાઇ પટેલ | ૬૦.૩ |
| ૫ | નરસિંહભાઈ ભોજાભાઇ વાઘેલા | ૬૦.૦ |
| ૬ | નગીનલાલ દયારામ મારતર | ૫૯.૮ |
| ૭ | ચંદુલાલ અંબારામ પટેલ | ૫૮.૯ |
| ૮ | શીવસંગ કહાનજી મહીડા | ૫૬.૬ |
| ૯ | જોઇતાભાઇ ઝવેરભાઈ પટેલ | ૫૬.૪ |
| ૧૦ | ઉત્તમરામ હરિકૃષ્ણ ભટ્ટ | ૫૬.૩ |
| ૧૧ | ચીમનલાલ ગોરધનદાસ શાહ | ૫૫.૦ |
| ૧૨ | શાંતિલાલ હરજીવનદાસ પંડ્યા | ૫૪.૫ |
| ૧૩ | ડાહ્યાભાઇ નારણભાઇ પટેલ | ૫૮.૪ |
| ૧૪ | રેવાભાઇ રતનાભાઇ મકવાણા | ૫૭.૦ |
| ૧૫ | મગનલાલ ત્ર્યંબકલાલ જોશી | ૫૨.૮ |
| ૧૬ | વસંતરામ ગોવિંદરામ ભટ્ટ | ૫૨.૫ |
| ૧૭ | જયસિંહ બહેચરસિંહ બારડ | ૫૨.૨ |
| ૧૮ | જયંતિલાલ અંબાશંકર રાવળ | ૫૧.૩ |
| ૧૯ | રણછોડજી ખંડુભાઇ પટેલ | ૫૦.૦ |
| ૨૦ | જયશંકર ગણપતરામ દવે | ૪૯.૨ |
| ૨૧ | રણછોડજી ભીમભાઇ દેસાઇ | ૪૮.૧ |
| ૨૨ | મંગળભાઈ સોમાભાઇ ઘોબી | ૪૭.૭ |

### ત્રીજું વર્ષ

| | | |
|---|---|---|
| ૧ | મગનલાલ ઘેલાભાઇ ગાંધી | ૬૧.૮ |
| ૨ | મગનલાલ રામદાસ પટેલ | ૬૦.૩ |
| ૩ | આત્મારામ ચતુરભાઇ પટેલ | ૫૯.૬ |
| ૪ | જગનજી નાનાભાઇ પટેલ | ૫૫.૭ |
| ૫ | માણેકલાલ મનસુખરામ જાની | ૫૫.૬ |
| ૬ | રામજીભાઇ લાલજીભાઇ વાઘેલા | ૫૪.૦ |
| ૭ | સોમાભાઇ શંકરભાઈ બારોટ | ૫૩.૬ |

### ટ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં સને ૧૯૩૮ ના એપ્રિલ માસમાં લેવાએલી ઉર્દુ ટ્રેનિંગ સ્કૂલની પહેલા વર્ષની વાર્ષિક પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા વિદ્યાર્થીઓ

| | | |
|---|---|---|
| ૧ | મુલ્લા હુસેઇન મુલ્લા ઇદ્રીસ | ૬૭.૩ |
| ૨ | મોહમદઅલીખાન ઉમરખાન દેશમુખ | ૬૪.૬ |
| ૩ | ઇસ્માઇલ ઉમર ધનશી | ૬૧.૨ |
| ૪ | ઉમર ઇબ્રાહીમ કાલશેકર | ૬૦.૮ |
| ૫ | જમાલુદ્દીન દાઉદ ઉતારકર | ૫૯.૮ |
| ૬ | વલીભાઇ મોહમ્મદ ઇસ્માઇલ પટેલ | ૪૯.૦ |
| ૭ | અબ્દુલમજીદ અબ્દુરરેહમાન | ૫૭.૭ |
| ૮ | અબ્દુલગફુર અબ્દુલ્લામીઆં શેખ | ૫૬.૮ |
| ૯ | ઉમરજી મોહમ્મદ પટેલ | ૫૬.૦ |
| ૧૦ | શેખ આદમ અહમદ રાઉત | ૫૪.૮ |
| ૧૧ | નવાઝખાન બીકનખાન પઠાણ | ૫૪.૫ |
| ૧૨ | હૈદરઅલી અમીરઅલી સૈયદ | ૫૪.૨ |
| ૧૩ | અહમદ સુલેમાન વલી પટેલ | ૫૪.૦ |
| ૧૪ | કરમીખાન હુસેઇનખાન પઠાણ | ૫૩.૬ |
| ૧૫ | મોહમ્મદ અમીન ખુબમીઆં પેટીવાળા | ૫૩.૦ |
| ૧૬ | અબ્બાસ રહેમાન હમીદ શેખ | ૫૨.૦ |
| ૧૭ | અબ્દુલ મજીદખાન દુલ્હેખાન પઠાણ | ૫૨.૧ |
| ૧૮ | અહમદમીઆ અમીરમીઆ શેખ | ૫૨.૧ |
| ૧૯ | હુસેઇનશાહ મોહમ્મદશાહ ફકીર | ૫૧.૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦ | નુરમોહમ્મદ શાહ મોહમ્મદ શેખ | ૫૧.૫ | ૨૮ | ઇસ્માઇલઅહમદ સરભાણીઆ | ૪૮.૨ |
| | | | ૨૯ | ખાનસાહીબખાન નાથુખાન પઠાણ | ૪૭.૦ |
| ૨૧ | અબ્દુલ્લાભાઇ મોહમ્મદભાઇ શેખ | ૫૧.૦ | ૩૦ | સુલેમાન ઇસ્માઇલ દોરીઆ | ૪૭.૦ |
| ૨૨ | અબ્દુલલતીફ અલીસાહીબ મુલ્લા | ૫૦.૬ | ૩૧ | રસુલખાન હુસેઇનખાન પઠાણ | ૪૬.૩ |
| | | | ૩૨ | અલી–મોહમ્મદઇસ્માઇલપટેલ | ૪૬.૨ |
| ૨૩ | મોહમ્મદ સુલેમાન અબદુલ્લા | ૫૦.૬ | ૩૩ | યુસુફ અબ્દુલલતીફ પલક | ૪૫.૩ |
| ૨૪ | મોહમ્મદ યાસીન મેહમુદ | ૫૦.૦ | ૩૪ | મુસા મોહમ્મદ મુસા પટેલ | ૪૪.૯ |
| ૨૫ | ઉસ્માન યુસુફ કાળા શેખ | ૪૯.૯ | ૩૫ | નાયતુલ્લા સીદીકુલ્લા પઠાણ | ૪૪.૮ |
| ૨૬ | મોહમ્મદ યુસુફ અહમદ પટેલ | ૪૯.૭ | ૩૬ | જીરાગીઆ બાપુમીઆ મલેક | ૪૩.૬ |
| ૨૭ | મોહમ્મદ આદમવલી પટેલ | ૪૯.૫ | ૩૭ | સુલેમાન અબ્દુલ્લા કાંકરેટીઆ | ૪૨.૯ |

ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ. ની
ઓફિસ. અમદાવાદ
તા. ૭–૬–૧૯૩૮.

(સહી) એમ. રામબ્રહ્મ
એજ્યુ ઇન્સ. ઉ. ભા.

---

સને ૧૯૩૮ ના એપ્રિલ માસમાં લેવાએલી સ્ત્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોની સિનિઅર પહેલા વર્ષની સર્ટિફિકેટ પરીક્ષામાં ઉત્તીર્ણ થએલી વિદ્યાર્થીનીઓઃ–

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોરવિમેન, અમદાવાદ.

| નંબર | નામ | ટકા | નંબર | નામ | ટકા |
|---|---|---|---|---|---|
| ૧ | તારા નાથાલાલ ખ્રિસ્તી | ૬૬.૬ | | **બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ.** | |
| ૨ | મનોરમા હીંમાજીરાવ સસારે | ૬૪.૧ | | | |
| ૩ | સરસ્વતી કામેશ્વર દવે | ૬૨.૬ | | | |
| ૪ | મણી મોતીભાઇ પટેલ | ૬૧.૪ | ૧૭ | કીકીબેન ગુલાબભાઇ દેસાઇ | ૫૬.૧ |
| ૫ | જીવકોર મોહનલાલ પટેલ | ૫૯.૧ | ૧૮ | પદ્માવતી દયાશંકર ત્રિવેદી | ૫૪.૦ |
| ૬ | ડાહી મોહનલાલ જાની | ૫૮.૪ | ૧૯ | ડાહીગૌરી ઉમિયાશંકર શેલત | ૫૩.૨ |
| ૭ | મણી વિઠ્ઠલભાઇ ધુનગર | ૫૭.૫ | ૨૦ | જસુમતી ભવાનીશંકર શુકલ | ૫૨.૫ |
| ૮ | લલિતા બળવંતરાય ફણસે | ૫૭.૪ | ૨૧ | કાશીબેન ભીખાભાઇ પટેલ | ૫૦.૮ |
| ૯ | દામરીસ ગીરધરલાલ ખ્રિસ્તી | ૫૫.૪ | ૨૨ | મણી દાનીએલ માતરવાળા | ૫૦.૩ |
| ૧૦ | કમળા ખંડુભાઇ નાયક | ૫૫.૩ | ૨૩ | અમરીત નરોત્તમ પટેલ | ૪૫.૮ |
| ૧૧ | વનિતા શીવલાલ ઠાકોર | ૫૪.૪ | | **મેરીબ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન, બોરસદ.** | |
| ૧૨ | કુસુમ હાકમભાઇ ચોધરી | ૫૪.૧ | | | |
| ૧૩ | રાધા વિશાજી પરમાર | ૫૩.૮ | | | |
| ૧૪ | શાંતા રણછોડભાઇ પટેલ | ૫૩.૬ | | | |
| ૧૫ | વિજીઆબેન મુળજીભાઇ ઠક્કર | ૫૩.૫ | ૧ | કુસમણી વિશ્રામ | ૬૧.૭ |
| ૧૬ | પાર્વતી લલ્લુભાઇ સોલંકી | ૫૨.૫ | ૨ | સુભક્તિ બેન્જામીન | ૬૦.૫ |

| | | |
|---|---|---|
| ૩ | સત્યવતી મુળજી | ૫૭•૪ |
| ૪ | ગુણવંતી છત્રા | ૫૫•૮ |
| ૫ | કરૂણા ભગવાન | ૫૨•૧ |
| ૬ | પેરસીસ હીરજી | ૫૨•૧ |
| ૭ | વિનીબેન બાપાલાલ ભાવસાર | ૫૧•૯ |
| ૮ | શાંતા હીરાગર ગોસાઇ | ૫૦•૧ |
| ૯ | સુનિત્રા જગનાથ | ૪૯•૫ |

**બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ.**

| | | |
|---|---|---|
| ૧૦ | એસ્તન સીમોન | ૫૪•૭ |
| ૧૧ | વિમળા મોતીલાલ ચોકસી | ૫૧•૨ |
| ૧૨ | લલિતા નાથુ | ૫૧•૨ |
| ૧૩ | સુદીઆ બેન | ૫૦•૧ |
| | ધીરજ મથુર | ૪૯•૦ |
| | જયકુંવર દાઉદ | ૪૫•૯ |

**મેથોડીસ્ટ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન, ગોધરા.**

| | | |
|---|---|---|
| ૧ | જયવંતી પાનાચંદ ઠાકોર | ૫૬•૯ |
| ૨ | દિવાળી હરખા | ૫૬•૬ |
| ૩ | દિવાળી પ્રેમચંદ ચોહાણ | ૫૪•૪ |
| ૪ | સુમનગૌરી બહાલજી મેકવાણ | ૫૧•૦ |
| ૫ | જેસ્સી દાનીએલ | ૫૧•૧ |
| ૬ | માણેક મુળજી | ૫૦•૧ |
| ૭ | શારદા લલ્લુ | ૪૯•૯ |
| ૮ | ખોરશેદ માણેકજી ફુલવાડીવાળા | ૪૯•૮ |

| | | |
|---|---|---|
| ૯ | ચંદન પુરુષોત્તમ ભગત | ૪૮•૯ |

**બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ.**

| | | |
|---|---|---|
| ૧૦ | સુશિલા પાંચાલાલ મેકવાણ | ૫૦•૩ |
| ૧૧ | પદ્માવતી હેન્રિ શાહ | ૫૦•૦ |
| ૧૨ | શાંતિ ચુનીલાલ | ૪૮•૩ |

**વનિતા વિશ્રામ ટ્રેનિંગ કૉલેજ ફોરવિમેન, મુંબઇ.**

| | | |
|---|---|---|
| ૧ | શીરીન જહાંગીરજી પટેલ | ૬૩•૦ |
| ૨ | પીરોજા રૂસ્તમજી ઇરાની | ૬૧•૫ |
| ૩ | નારગેશ દીનશા ડૉક્ટર | ૫૯•૯ |
| ૪ | સુપ્રભા લક્ષ્મીચંદ ગાંધી | ૫૮•૭ |
| ૫ | ચંપા કૃષ્ણાશંકર ત્રિવેદી | ૫૫•૩ |
| ૬ | ખેતી બહેરામજી રેવલાલીવાળા | ૫૫•૩ |
| ૭ | લલિતાબેન ગણપતરામ ભટ્ટ | ૫૪•૮ |
| ૮ | પુષ્પાવતી નવલચંદ શાહ | ૫૨•૯ |
| ૯ | ચંદ્રકાન્તા લક્ષ્મીશંકર અધ્વર્યુ | ૫૨•૭ |
| ૧૦ | સવિતા રેવાશંકર વ્યાસ | ૫૦•૪ |

**બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ.**

| | | |
|---|---|---|
| ૧૧ | ચંદ્રકાન્તા હરિલાલ શાહ | ૫૦•૫ |
| ૧૨ | હીરા મગનલાલ દવે | ૫૦•૫ |
| ૧૩ | ખુશલતા જીવણદાસ રૂપારેલ | ૪૯•૬ |
| ૧૪ | શાંતા જયશંકર મહેતા | ૪૮•૩ |

---

સને ૧૯૩૮ના એપ્રિલ માસમાં લેવાએલી સ્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોની બીજા વર્ષની સર્ટિફિકેટ પરીક્ષામાં ઉત્તીર્ણ થએલી વિદ્યાર્થીનીઓઃ–

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફોરવિમેન, અમદાવાદ.

| નંબર | નામ | ટકા | નંબર | નામ | ટકા |
|---|---|---|---|---|---|
| ૧ | ગંગા મોરારજી પટેલ | ૬૭•૫ | ૪ | સરસ્વતી નરસિંહરામ પુરોહિત | ૬૧•૪ |
| ૨ | સરસ્વતી રણછોડ લાદીઆ | ૬૪•૦ | ૫ | સીપોરાહ રામજીભાઇ | ૬૧•૦ |
| ૩ | વિદ્યા એસામ સોલંકી | ૬૨•૬ | ૬ | કલાવતી પ્રાગજી દેસાઈ | ૫૯•૨ |

| | | |
|---|---|---|
| ૭ | રૂક્ષ્મણી નિરુછાભાઈ દેસાઈ | ૫૯.૦ |
| ૮ | મેરી લાઝરસ કંથારીઆ | ૫૮.૨ |
| ૯ | સુર્યકાન્તા ભાઈશંકર વ્યાસ | ૫૭.૯ |
| ૧૦ | ઈન્દુમતી રતનસિંહ દેસાઈ | ૫૭.૭ |
| ૧૧ | વિદ્યા ગોરધનદાસ પટેલ | ૫૬.૭ |
| ૧૨ | આનંદી સુળજીભાઈ દવે | ૫૬.૭ |
| ૧૩ | કમળા છગનલાલ ગોર | ૫૨.૪ |
| ૧૪ | જમના ગોવિંદજી પટેલ | ૫૧.૦ |
| | **બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ** | |
| ૧૫ | નંદુ ઘેલાભાઈ પટેલ | ૫૪.૮ |
| ૧૬ | રૂપાળી જગજીવનદાસ પારેખ | ૫૩.૪ |
| ૧૭ | નર્મદા ગોપાળદાસ ગોસાઈ | ૫૧.૪ |
| ૧૮ | રમીલા ગંગારામ ચોકસી | ૫૦.૭ |
| | **મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન. બોરસદ** | |
| ૧ | અગ્નેસ દુધા | ૫૭.૩ |
| ૨ | રૂથ કસ્તુર | ૫૩.૯ |
| | **બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ** | |
| ૩ | રાહેલ પાનાજી | ૫૮.૧ |
| ૪ | એસ્થર રાણાજી | ૫૨.૪ |
| | **મેથોડીસ્ટ ટીચર્સ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન, ગોધરા.** | |
| ૧ | આનંદી જીવણલાલ ચોહાણ | ૬૧.૮ |
| ૨ | કમળા પ્રેમચંદ ભગત | ૬૦.૨ |

| | | |
|---|---|---|
| ૩ | સુમિત્રા પીતાંબર મેકવાણ | ૫૮.૬ |
| ૪ | એસ્થર સોલોમન | ૫૮.૩ |
| ૫ | કમળા ગંગુભાઇ સોલંકી | ૫૩.૫ |
| ૬ | મણી રૂમાલસીંગ | ૫૦.૪ |
| ૭ | કશોરા છગનલાલ | ૪૯.૯ |
| ૮ | વિરજીનીઆ પ્રેમચંદ | ૪૭.૪ |
| | **વનિતા વિશ્રામ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન, મુંબઈ.** | |
| ૧ | નારગેસ માણેકશાહ રણજી | ૬૫.૧ |
| ૨ | જયાબેન અંબાલાલ પરીખ | ૬૪.૭ |
| ૩ | ખોરશેદ રુસ્તમજી સીગન-પોરીઆ | ૬૨.૮ |
| ૪ | લલિતાબેન મણીલાલ દેસાઇ | ૬૨.૬ |
| ૫ | ધીરજ દોલતરાય દેસાઇ | ૫૭.૯ |
| ૬ | મનુ રૂસ્તમજી બાલીવાળા | ૫૭.૫ |
| ૭ | જસોદા ગંગારામ માલવીઆ | ૫૬.૧ |
| ૮ | સકીના નુરમામદ સુબજાલી | ૫૬.૦ |
| ૯ | શાંતા છોટાલાલ દલાલ | ૫૬.૦ |
| ૧૦ | રતનબેન ગીરજાશંકર દવે | ૫૩.૫ |
| ૧૧ | નર્મદા દેવકરણ મહેતા | ૫૦.૯ |
| | **બહારથી બેઠેલી વિદ્યાર્થીનીઓ** | |
| ૧૨ | દાૈલત બેહરામજી ઓફ | ૫૪.૬ |
| ૧૩ | અનસૂયા પ્રાણશંકર જોશી | ૫૩.૮ |
| ૧૪ | જમના નરસિંહ પરમાર | ૫૨.૬ |
| ૧૫ | ધન ધનજીશાહ દારૂવાલા | ૫૧.૦ |
| ૧૬ | ઈન્દુમતી ભોગીલાલ નાગર | ૪૮.૫ |

ઉ. બા. ના એજ્યુ. ઇન્સ. ની ઓફિસ.
અમદાવાદ તા. ૨૩-૭-૧૯૩૮

(અંગ્રેજીમાં સહી) **એમ. રામબ્રહ્મ**
એજ્યુ. ઇન્સ. ઉ. બા.

સને ૧૯૩૮ના એપ્રિલમાં પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં લેવાએલી વાર્ષિક પરીક્ષામાં નીચે જણાવેલા સ્કોલરોને ચંદ્રકો તથા ઇનામો આપવાનું નક્કી કરવામાં આવ્યું છે:—.

## ત્રીજું વર્ષ

| વિદ્યાર્થીનું નામ | વિષય | ઇનામ |
|---|---|---|
| મગનલાલ પેલાભાઈ ગાંધી | ભાષા | શ્રીયુત હિંમતલાલ ગણેશજી |
| " | પહેલા નંબરે પાસ થવાથી | અંજારીઆ સુવર્ણ ચંદ્રક. |
| | | કે. એમ. ચેટફીલ્ડ મેમો- |
| | ડ્રોઇંગમા પહેલા નંબરે પાસ થવાથી | રિઅલનું રૂ. ૧૭)નું ઇનામ. |
| | | જાપ્લસનું રૂ. ૧૨)નું ઇનામ |
| આત્મારામ ચતુરભાઈ પટેલ | શિક્ષણ | રા. બ. કમળાશંકર પ્રાણ-શંકર ત્રિવેદીનો સુવર્ણચંદ્રક રૂા. ૩૦). |

## બીજું વર્ષ

| વિદ્યાર્થીનું નામ | વિષય | ઇનામ |
|---|---|---|
| નરસિંહભાઈ ગોપાળભાઈ પટેલ | ભાષા | રા. સા. મહિપતરામ રૂપ-રામ નીલકંઠનો ચાંદીનો ચંદ્રક રૂ. ૨૦)નો. |
| " | શિક્ષણ | સર થિઓડોર હોપનું રૂ. ૧૨)નું પહેલું ઇનામ. |

## પહેલું વર્ષ

| વિદ્યાર્થીનું નામ | વિષય | ઇનામ |
|---|---|---|
| ગેરશોમ નારાયણ ખ્રિસ્તી | શિક્ષણ | સર થિઓડોર હોપનું રૂ. ૯)નું બીજું ઇનામ. |
| ચંદુલાલ ભાઈલાલ ભાવસાર | વિજ્ઞાન | રા. બ. કમળાશંકર પ્રાણ-શંકર ત્રિવેદીનું રૂ. ૨૫)નું સાયન્સનું ઇનામ. |

**એચ. ટી. કોઠારી**
હેડ માસ્તર, પી. આર. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

## જાહેરખબર

મિસિસ માસ્ટર સીવણભરત ફંડના વ્યાજમાંથી ઇનામ માટે ખેડા જિલ્લાની નામદાર સરકારે માન્ય કરેલી સઘળી પ્રા. કન્યાશાળાઓમાં ભણતી બાળાઓએ બનાવેલા સીવણભરતના નમુનાનું છઠ્ઠું પ્રદર્શન ભરવાનું છે; માટે તેવા નમુનાઓ તા. ૩૧ મી ઑક્ટોબર ૧૯૩૮, પહેલાં સિ. આા. ડે. એ. ઇ ને નડીઆદ મુકામે મોકલી આપવા:

(૧) નમુનાઓ બાળાઓએજ બનાવેલા જોઈએ.

(૨) નમુનાઓ બાળાઓએ બનાવેલા છે તેવું પ્રમાણપત્ર બે સદ્‌ગૃહસ્થોનું નમુનાઓ સાથે મોકલવું.

(૩) નમુના મોકલવાને દિવસે જે બાળાઓનાં નામ શાળાના રજિસ્ટર ઉપર હોય તેમનાજ નમુના મોકલવા.

(૪) નમુનાઓ મોકલવા લઈ જવાનો ખર્ચ નમુના મોકલનારને શીર છે.

(૫) નમુનાઓ મોકલે તે સાથે તેનું લિસ્ટ નીચે મુજબ મોકલવું.

નંબર—નમુનાનું નામ-ધોરણ-તૈયાર કરનારનું નામ-નિશાળનું નામ.

દરેક નમુના પર કાગળનું લેબલ ચોડવું. જેમાં સ્વચ્છ અક્ષરે કાળજીપૂર્વક નમુનો બનાવનારનું નામ, ધોરણ તથા નિશાળ લખવાં.

(૬) એકંદરે બે ઇનામો છે તેમા પહેલું રૂ. ૧૦) નું તથા બીજું રૂ. ૫) નું છે.

ગવર્નમેન્ટ હોસ્ટેલ બી. બ્લોક,
સિ. આ. ડે. એ. ઇ. ની.
ઑફિસ.
નડીઆદ.

N. L. Brahmchari.
સિનિઅર. આ. ડે. એ. ઇ. ખેડા ને
એક્સ ઓફિસીઓ સેક્રેટરી, "મીસીસ
માસ્ટર સોઇંગ ને એમ્બ્રોઇડરી પ્રાઇઝ ફંડ."

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૮ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| ૭ માસ | રૂ. ૩૨ | રૂ. ૨૨ | રૂ. ૧૬ |
| ત્રણ માસ | રૂ. ૧૮ | રૂ. ૧૨ | રૂ. ૯ |
| એક માસ | રૂ. ૭ | રૂ. ૫ | રૂ. ૪ |

## ઇનામપત્રક
### ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| દેવકીવણ સોલ | બારૈયા પરભાતસંગ ભાવસંગ ભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હમીદપુરા | બેન હીરા પટેલ મરઘાભાઇ જેસીંગભાઇની દીકરીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દેવકીવણ સોલ | બારૈયા માવસંગ શલાભાઇએ | ૧૦—૦—૦ | ,, |
| સિહુંજ | પા. સોમાભાઇ મથુરભાઇએ પોતાની ધર્મપત્નીના સ્વર્ગ વાસ નિમિત્તે | ૧૦૦—૦—૦ | બાળાઓને ઘાઘરી, કબજો તથા ઓઢણીનો આખો સેટ આપવામાં આવ્યો. |
| સારસા | અમદાવાદના ગૃહસ્થ સૈયદ આલીહુસેન સૈયદ અલી મશહદી સાહેબે પોતાના લગ્ન વખતે | ૧૦—૦—૦ | ઉર્દુ કન્યાશાળામાં ટીનની થાળીઓ નંગ ૫૦ તથા રૂ.૨)નાં પતાસાં વહેંચ્યાં. |
| રાસનોલ | ગામલોકોએ ઇનામનો મેળાવડો કરી | ૨૫—૦—૦ | દરેક વિદ્યાર્થીને પુસ્તક તથા બાળાઓને એક એક વારના કકડા વહેંચ્યા. |
| | સુથાર મથુરભાઇ ઇશ્વરભાઇ તથા સુથાર જેઠાલાલ ભક્તજી તથા સુથાર છગનલાલ શીવરામે ગળી. | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ચીખલોડ | પોલિસ પટેલ રામભાઇ અદેચરભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| | પટેલ નાથાભાઇ ધરમદાસે | ૧૫—૦—૦ | ,, |
| પીંડાઇ | પા. નારણભાઇ ભાઇજીભાઇએ | ૩૦—૦—૦ | ,, |
| સીહુંજ | પટેલ સોમાભાઇ મથુરભાઇએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ રમણભાઇ નાગજીભાઇએ | ૩૫—૦—૦ | ,, |
| કાસ્બાઇ | ગામલોકોએ મેળાવડા વખતે | ૩૦—૦—૦ ૯ | વિદ્યાર્થીઓને જમાડયા તથા વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| ભાનેર | પા. બહેચરભાઇ વરજભાઇએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ગોવિંદભાઇ મોહનભાઇએ | ૩૫—૦—૦ | ,, |
| | પા. જેસંગજીભાઇની વિધવા બાઇ જીવીએ | ૩૫—૦—૦ | ,, |
| ઉતરસંડા | વોટરવર્કસ વાળા એમ. એમ. પટેલની કંપનિ તરફથી | ... | બાળકોને પાણી માટે નળ કાયમને માટે કરાવી આપ્યો. |

| | | | |
|---|---|---|---|
| ઉમરેઠ | મિ. છગનલાલ રામચંદ્ર જોશીએ | ૧૧—૦—૦ | થોાય સ્કૂલ નં. ૨ માં ઘડિયાળ ભેટ આપ્યું. |
| મરીડા | છારતીઆ દોલતસિંહ કેસરીસિંહે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કણઝરી | વૈદરાજ રેવાશંકર રામશંકરે | ૧૫—૦—૦ | પરબ ફંડમાં આપ્યા. |
| | ,, | ૧૦—૦—૦ | બંને સ્કૂલોમાં સાકર વહેંચી. |
| દહેવાણ | ઠક્કર નરસીલાલ નારણદાસ પાટણવાળાએ | ૨૦—૮—૦ | વિદ્યાર્થીઓને પ્યાલા વહેંચ્યા. |
| | ઠક્કર છગનલાલ રામજીદાસે સ્કૂલ સ્થાપન તારીખના ઉત્સવપ્રસંગે | ૧૦—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| પીણાવ | મહુધાના પરી. ગીરધરલાલ મગનલાલ તથા ગામલોક તરફથી | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા ઇનામ વહેંચ્યાં. |
| ગામડી | પા. મથુરભાઇ બાબરભાઇએ | ૨૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| અરેરી | પરદેશી ડાહ્યાભાઇ ધૂળાભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ફડલાલ | પા. મોતીભાઇ બહેચરભાઇએ | ૨૦૦—૦—૦ | સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ભાઇલાલ નારણભાઇએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. બાબરભાઇ શામળભાઇએ | ૫—૦—૦ | ,, |
| | પા. કાશીભાઇ જીભાઇએ | ૧૨૫—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાના વિદ્યાર્થીઓને જમાડયા. |
| રૂદણ | શાહ મણીલાલ ડાહ્યાલાલે | ૩૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામલોકોએ | ૬—૧—૦ | ઇનામ તથા પતાસાં વહેંચ્યાં. |
| કણભા | મિ. હાથીભાઇ ભગવાનભાઇએ | ... | સ્કૂલના તમામ વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મોહનભાઇ રઇજીભાઇએ | ... | ,, |
| | પટેલ હીરાભાઇ વલ્લભભાઇએ | ... | ,, |
| | મેમ્બર મિ. રણછોડલાલ રાજારામે | ... | પ્યાલા વહેંચ્યા. |
| | મિ. મણીલાલ વીરચંદ શાહે | ... | રાસ–ગરબા–લેઝીમના ત્રીસ વિદ્યાર્થીઓને રકાબીઓ વહેંચી. |
| | મિ. પઢીયાર ફતેસંગ જીણા બાવાએ | ... | ગરબા ગાનાર દસ બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| | મિ. શંકરભાઇ જોઇતાભાઇ પટેલે | ... | લોટા વહેંચ્યા. |
| અરેરા | શા. કેશવલાલ મોહનલાલે | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| વીણા | પા. છોટાભાઇ બાવાજી તેલીઆ મીલના મેનેજર સાહેબે | ૬૦—૦—૦ | બાળાઓને ઘાઘરી, ઓઢણી તથા પોલકાં વહેંચ્યાં. |
| સોનીપુર | ઠાકોર સાહેબનો જન્મદિવસ હોવાથી | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૭—૮—૦ | ઇનામો લુગડાના કકડા વહેંચ્યા. |
| તોરણા | મિ. ઉદેસીંગ મોતીજીની વિધવાની મરણ પાછળ તેમના જમાઇ ભારથુજી હેંદુજીએ | ૬૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાલલા | પરમાર શામજી લાલજીએ | ૧૦—૦—૦ | ,, |
| ઉમરેઠ | શા. મણીલાલ નારણદાસ તથા વ્યાસ નરોત્તમ કાળીદાસ એ બંનેએ મળી | ૧૨—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| અમીઆદ | જાદવ માધવસંગ ભગવાનસંગ તથા જીવાભાઇ હરિભાઇ ચૌહાણે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મહેમદાવાદ | સ્વામીશ્રી અમૃતાનંદજીએ | ૪૦૦—૦—૦ | તમામ સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| મહમદપરા | મહેળાવના પટેલ ભીખાભાઇ નાથાભાઇએ | ૧૨—૦—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા રકાબી તથા છોકરાઓને પતાસાં વહેંચ્યાં. |
| આમડી | પા. લલ્લુભાઇ ગરબડભાઇએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પગી પુનેમભાઇ સોમાભાઇએ | ૬—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| અલીણા | ડુમરેહના શાહ અંબાલાલ ભોગીલાલે | ૧૫—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | આતરસુંબાના શાહ નરોતમ ભોગીલાલે | ૭—૦—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| | નડીઆદના પા. પુંજાભાઈ ભુલાભાઇએ | ૧૧—૦—૦ | બાળાઓને જર્મનના ટાટ વહેંચ્યા. |
| સીહુંજ | ઠક્કર મગનલાલ મુળજીભાઇની વિધવા બાઇ મણીએ | ૪૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રાસ્કા | મહીજના પટેલ મરઘાભાઇ સોમાભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને મિઠાઈ સાથે જર્મન સિલ્વરના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| કનીજ | પા. છગનભાઇ પ્રભુદાસે | ૮—૦—૦ | પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | પા. આત્મારામ મોહનલાલે | ૬૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| | પા. બળદેવ મણિલાલે | ૨૦-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ઇશ્વરભાઇ ભુલાભાઇએ | ૧૦-૦-૦ | ફેરીઓ વહેંચી. |
| કણજરી | મુંબઈનાં બાઇ લીલાબાઇ રણ-છોડદાસ ઠાકરસી તરફથી તેમના પૈત્રના જન્મ દિવસની ખુશાલીમાં | ૧૨૨-૦-૦ ૩૦-૦-૦ | કન્યાશાળામાં સિવવાનું મશીન ભેટ આપ્યું તથા બાળાઓને જમાડી. |
| | આણંદના પટેલ પરસોતમદાસ મૂળજીભાઇએ | ૨૦-૦-૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| | વલસાણના ચૌહાણ જેશભાઇ છભાઇએ | ૨૫-૦-૦ | ,, |
| દાસરા | મિ ચીમનલાલ છોટાલાલ દેશાઇએ | ૩૦-૦-૦ | કાચનું મોટું કબાટ ભેટ આપ્યું. |
| | મિ. ગોપાળલાલ છોટાલાલ કોઠારીએ | ૬૩-૦-૦ | સાગનું મોટું કબાટ તથા આયને ભેટ આપ્યો. |
| | મિ. ચીમનલાલ છોટાલાલ દેશાઇએ | ૧૬-૦-૦ | નકશા સ્કૂલને ભેટ આપ્યા. |
| પિઠાઇ | સોનપુરના પરમાર હીરાભાઇ બાજાભાઇએ | ૨૫-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

## શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૩–૩ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનીઑર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

સ્થળસંકોચને લીધે શાળાપત્રમાં ઇનામપત્રક છપાય છે તેના સંબંધમાં દરેકને સૂચના કરવામાં આવે છે, કે રૂ. ૫) થી ઓછી રકમવાળાં નામ છપાવવા માટે મોકલવાં નહિ; તેમ છતાં આવશે તો તે છાપવામાં આવશે નહિ.

૬ જે ગ્રાહકનું ચાલુ સાલનું લવાજમ બાકી હોય તેમણે તાકીદ મોકલી આપવું નહિતો આવતો અંક વી.પી. થી મોકલવામાં આવશે.

તંત્રી

[ઓક્ટોબર-નવેમ્બર સને ૧૯૩૮]

પુસ્તક ૭૭
અંક ૧૦-૧૧

Registered
No. B. 43

# ગુજરાત શાળાપત્ર



તંત્રી
પી. ડી. વ્યાસ, બી. એ., એસ. ટી. સી. ડી.

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક ( તા. ૨૪ સપ્ટેમ્બર ૧૯૩૮ થી )**

**પરમાનંદ ધનેશ્વર વ્યાસ, બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.




પુસ્તક ૭૭] ઓક્ટોબર-નવેમ્બર ૧૯૩૮ [અંક ૧૦-૧૧

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે, તેટલી વહેલી ઉન્નતિ.**

## શાળાની વ્યવસ્થા

( ગતાંક પૃષ્ઠ ૩૭૭ થી ચાલુ )

**પરીક્ષાઓ:—**

કેળવણીકારના વ્યવહારૂ પ્રશ્નોમાનો એક આ પ્રશ્ન છે કે સુધારો થયો છે કેમ અને કેટલો એ શોધી કાઢવું. બાળકો અમુક સંજોગોમાં વધુ અનુકૂળ બાબતો પસંદ કરતાં અને ઓછામાં ઓછી પ્રતિકૂળ બાબતોને રાખતાં શીખ્યા છે કે કેમ ? બાળક ખરૂં કરતાં અને તે વૃત્તિ તેનામાં સ્થાયી થઈ છે કે કેમ એ સિદ્ધાંતો નિરપવાદરૂપે ધ્યાનમાં રાખીને શિક્ષણ આપવું જોઈએ. પણ પછી એ પ્રશ્ન ઉદ્‌ભવશે કે શિક્ષક તે કેવી રીતે જાણી શકે ? આ તો ચોકખુંજ છે કે શિક્ષકની શિક્ષણની કુનેહ તે બાળકોએ સંપાદન કરેલા ગુણો પરથી સમજાય છે. તેથી બાળકોએ સંપાદન કરેલા ગુણોના માપ માટેની કોઈપણ યોજના તે શિક્ષણના પરિણામને માપે છે અને આ કાર્ય પરીક્ષાથીજ થઈ શકે. પરીક્ષા બાળકના સુધારા-ની અને શિક્ષણની જુદી જુદી શાળાઓમાં સંપાદન કરેલી શક્તિની

કસોટી છે, અને શિક્ષણની સફળતા કે નિષ્ફળતાના ચિહ્નરૂપે છે. આથી પરીક્ષાની રીતને માનસશાસ્ત્રનો ટેકો છે. અમુક પરિસ્થિતિમાં યોગ્ય જવાબ આપવાની જરૂર છે. કનુ ફૂટબોલની રમત સારી રીતે રમી જાણે છે એ તેને રમતમાં મૂકવાથીજ જાણી શકાય. સવિતાને રાંધતાં આવડે છે એ રાંધવાના પરિણામ ઉપરથીજ જણાય. તે પ્રમાણે ગણિત, જોડણી, નિબંધ વગેરે વિષયોમાની કુશળતા તે તે વિષયોને લગતા પ્રશ્નોના જવાબ ઉપરથીજ જાણી શકાય. જે કસોટી એવી હોય કે જેથી ઇચ્છિત જવાબ મળે અને તેજ જવાબ જરૂરી પરિણામ મેળવે એવી હોય તે સારી કસોટી છે. સાદા દાખલા લઈએ:

રમણને પાયનું ભાન છે, તે જુદી જુદી રીતે વિષયો અને સંખ્યાઓ સંબંધી કામ કરવાથીજ જાણી શકાય. મનુને ચોપડીના વર્ગનું ભાન છે તે તે સંબંધીનું વ્યવહાર કામ કરવાથી જાણી શકાય.

શિક્ષણ અને જ્ઞાનનાં પરિણામોની કસોટી એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન વાજબી છે. પણ બે પ્રશ્નો અહીં ઉપસ્થિત થશે:

૧ કેળવણીવિષયક રીતની મર્યાદા કે જેને પરીક્ષાની રીત લાગુ પાડવામાં આવે છે.

૨ હાલ જે પદ્ધતિ ચાલુ છે તેની સફળતા કે નિષ્ફળતા.

પહેલો પ્રશ્ન ઘણો અગત્યનો છે, જો કે તે બીજા કરતાં સહેલો છે. પરીક્ષા કેળવણીના આખા કે થોડા ભાગની પ્રગતિની કસોટી કરે છે? કેળવણીનો હેતુ ઘણી જુદી જુદી પરિસ્થિતિઓમાં યોગ્ય રીતે જવાબ આપવાને લાયક, સ્વતંત્ર ને આખી વ્યક્તિનો વિકાસ છે. વ્યક્તિની બુદ્ધિ ને શિક્ષણ ઉપરાંત ઘણી બાબતોનો સમાવેશ થાય છે, એ બાબુ ગુંફિત છે, અને જાણવું, લાગવું અને પ્રવર્તવું (પ્રવૃત્તિ) એનો સમાવેશ તેમાં થાય છે. સામાન્ય પરીક્ષા જાણવાની બાબતનો તદ્દન અનાદર કરે છે અને લાગવું અને પ્રવર્તવાનો પણ યોગ્ય આદર કરતી નથી. શિક્ષણની અસર ને પરિણામો પરીક્ષા પરથી જણાય તેના કરતાં ઘણે દૂર પથરાએલાં છે. શિક્ષણના હેતુઓમાં કાયમી રસો અને જરૂરીઆતોની સ્થાપના નૈતિક દૃષ્ટિનું કાયમીપણું કે જે જીવનમાં ચારિત્ર્ય ઉપર અમલ ચલાવે છે અને ઝીણા (સૂક્ષ્મ) આવેગો અને સૌન્દર્યના ભાનની કેળવણીનો સમાવેશ થાય છે તે બધું મેળવવું એ કેળવણીનો હેતુ છે; એટલે ઉંચી આશાઓની પ્રેરણા, ઉમદા આદર્શો ઘડવા અને નૈતિક શક્તિ મેળવવી, એ કેળવણીના હેતુ-

ઓમાંના અગત્યના અંશો છે અને તેમની કસોટી પરીક્ષા કરતી નથી, અને કરતી હોય તોપણ બહુજ મર્યાદિત રીતે કરે છે. બુદ્ધિની કસોટી તો હવે જાણીતી થઈ છે અને પરિણામો પણ સરખામણીમાં તદ્દન ખરાં હોય છે, પણ ચરિત્ર એવી કસોટીને વશ થતું નથી, જો કે હવે તે બાબતમાં પણ શરૂઆત થવા લાગી છે. મન અને શરીરમય ચેતન એક અખંડ હોવાથી નીતિની કસોટી સિવાયની બુદ્ધિની કસોટી પુરતી નથી. કેટલાક માનસશાસ્ત્રીઓની શોધોમાં માનસિક અને નૈતિક શક્તિઓ વચ્ચે સંબંધ જણાઈ આવ્યો છે. ઉપલક દૃષ્ટિએ પણ જણાશે કે કેટલાક નૈતિક ગુણોની હયાતી માનસિક કાર્યોમાં બાળકને ઘણી મદદ કરે છે. ખંત, આવેગમય સંયમ, શારીરિક સંયમ, સંજોગોને અનુકૂળ થવાની ટેવ, સતત ધ્યાનની શક્તિ, દઢતા, મંદતાનો અભાવ, ખાતરી, સાહસ, પ્રમાણિકતા વગેરે નૈતિક ગુણોનો માનસિક કાર્યની સાથે સંબંધ છે. એકજ વ્યક્તિ એકીવખતે માનસિક અને નૈતિક છે, જેથી બંનેનો પૂર્ણ સંબંધ હોવો જોઈએ. હાલની શોધો પણ અપૂર્ણ છે. આથી મર્યાદાની બાબતોમાં પરીક્ષાઓ અપૂર્ણ છે. બીજો પ્રશ્ન જે વિષયની પરીક્ષા લેવામાં આવે છે તેની સફળતાને લગતો છે.

ઇતિહાસની પરીક્ષા વિદ્યાર્થીની તે વિષયમાં જ્ઞાન અને શક્તિની ખરેખર કસોટી કરે છે ? એજ પ્રમાણે બીજા વિષયો માટે કહી શકાય. પરીક્ષાપદ્ધતિ શાળામાં બાળકની પ્રગતિનું માપ કાઢવા અને આગળ વધવામાં નક્કી કરવામાં સાચું ધોરણ છે ? હાલની પરીક્ષાપદ્ધતિ તેમ કરવામાં નિષ્ફળ નીવડે છે એ અભિપ્રાય હાજર થતો જાય છે. આ બાબતમાં લગભગ ૪૦ વરસ ઉપરાંતથી હાલચાલ ચાલી રહી છે અને ત્યારથી જો કે પ્રાથમિક કેળવણીના વિસ્તારમાં કેટલીક પ્રગતિ થઈ છે તોપણ બીજી કેળવણીની બાબતમાં જુજજ ફેરફાર છે.

માનસિક શક્તિની કસોટીની શરૂઆતની વાત હવે જાણીતી થઈ ગઈ છે. છેલ્લા ત્રણ દસકામાં અમેરિકા, ફ્રાન્સ, ઈંગ્લંડ અને જર્મનીમાં ઘણા માનસશાસ્ત્રીઓએ એ બાબતમાં અથાગ મહેનત કરી છે. આમાં કસોટીનાં સાધનો અને ધોરણોમાં કસોટીઓની ગોઠવણીનો સમાવેશ થાય છે. આ કસોટીઓ ને ધોરણો હજારોની બાબતમાં અમલમાં મુકાએલ છે અને જરૂરી સુધારા થએલ છે.

શરૂઆતમાં બુદ્ધિની કસોટી તરીકે અજમાયશ થઈ, પણ વખત જતાં માનસિક શક્તિઓ અને સંપાદન કરેલા ગુણોની શક્તિઓ માટેની કસોટી

માટે પણ પુષ્કળ તક મળી અને નવી જાતની પરીક્ષાની પદ્ધતિ યોજાઇ, કે જે કસોટી છે અને માર્કસ આપવાની રીત કે મેળવેલા જ્ઞાન માટેનું અનુમાન નથી.

આનો દેખીતો ફાયદો એ છે કે તે પરીક્ષાની પણ વૈજ્ઞાનિક રીતે અંગીકાર થયા પહેલાં કસોટી કરાઈ છે. એવા ધોરણ પર એ યોજાઈ છે કે ગમે તે પરીક્ષક હોય તોપણ પરિણામ એકસરખુંજ આપે. દરેક પ્રશ્નનો એકજ ઉત્તમ જવાબ હોઈ શકે જે વિના તે નકામો થઈ પડે. ટુંકામાં, તે મૂર્ખતાના પ્રદર્શનની વિરુદ્ધની કસોટી એટલે કોઈપણ પરીક્ષક એ પ્રશ્નથી મૂર્ખ ઠરેજ નહિ. બે જુદા જુદા દાખલા લઈએ:

૧ મૂર્ખતાભરેલો. તમે તમારી સ્ત્રીને મારવાનું મૂકી દીધું છે? આમાં હા ને ના બંને જવાબો આપી શકે.

૨ ડહાપણભરેલો. બ્રહ્મદેશની ખાણોમાંથી પ્રવાલ મળે છે? આને માટે એકજ જવાબ હોઈ શકે.

જુની પદ્ધતિનો બીજો દોષ એ છે કે તે નિબંધ ઉપર રચાએલી છે. ઇતિહાસ, ભાષા વગેરે વિષયોમાં નિબંધરૂપે ટુંકામાં કે લંબાણમાં લખવાનું હોય છે. આમાં એક જાણવાજોગ દાખલો ઠીક થઈ પડશે.

એક પ્રોફેસર નિબંધ લખવાને આપતા અને તેમાં એકને 'ઘણો સારો' બીજાને 'સાધારણ સારો' એવી ટીકા હંમેશાં મળતી. એક વખત કેટલાક વિદ્યાર્થીઓએ યુક્તિ રચી અને તેમણે એકજ જણમાંથી નકલ કરીને તે નિબંધ પોતાને નામે આપ્યો છતાં પરિણામ એજ આવ્યું, જો કે પ્રોફેસર નિખાલસપણે અને સાવચેતીથી કામ કરનાર હતા. આ ઉપરથી જણાશે કે પ્રથમથી જે મત બંધાએલો હોય છે તેજ ચાલુ રહે છે. બીજા ઘણાએ એવા દાખલાઓ મળી આવશે.

જે શિક્ષકે વિદ્યાર્થીનું કામ અને અભ્યાસ આખું વર્ષ જોએલ છે તેનો મત પરીક્ષક કરતાં વધુ વજનદાર હોય (જો પ્રમાણિકપણે તે મત આપવામાં આવે તો) એનો અનાદર થઈ શકે નહિ. એકલા નિબંધના વિષયમાં તેમજ જણાયું છે એટલુંજ નહિ પરંતુ ગણિતના (ભૂમિતિ વગેરે) વિષયમાં પણ તેમજ જણાયું છે. પરીક્ષાની નવી પદ્ધતિમાં નિબંધરૂપે જવાબ આપવાના થોડા પ્રશ્નોને બદલે ઘણાં પ્રશ્નો પૂછવામાં આવે છે જે દરેકમાં અમુક મુદ્દો હોય છે, અને ઘણી ઝડપથી જવાબ આપી શકાય છે અને પ્રશ્નો પુસ્તકના દરેક ભાગમાંથી આવી જાય છે. કેટલીક વખત ૨૫ મિનિટમાં ૨૦૦ પ્રશ્નોના જવાબ આપવાના હોય છે અને તેમાંથી ૧૨૫

ઉપરાંતના જવાબ વિદ્યાર્થી ખરા લખે તો તે ઘણી સારી શક્તિઓવાળો ગણી શકાય. આ બુદ્ધિની કસોટીનો દાખલો લશ્કરમાં ભરતી માટેનો છે, પરંતુ માનસશાસ્ત્રીય કસોટી માટે બે કલાકમાં ૧૬૦ પ્રશ્નોના જવાબ આપવામાં આવે કે જે વખત સામાન્ય રીતે પાંચ કે છ પ્રશ્નો માટે આપવામાં આવે છે અને વખત થોડો એવી બુમ કદી પડતી નથી. જુની પદ્ધતિ કરતાં નવી પદ્ધતિમાં ખરી કસોટી થાય છે. ગપ્પાં મારનાર કે થોડું વાંચીને આવેલ હોય તે આવડતા પ્રશ્નો આવી જવાથી ફાવી જાય એવું કોઈ આમાં બનતું નથી. બધીજ બાબતનો સમાવેશ પ્રશ્નોમાં થઈ જાય છે. આમાં બે દરકાર ને તૈયારી વગરનો વિદ્યાર્થી નિષ્ફળ જાય છે, અને કાળજીવાળા વિદ્યાર્થીએ કેટલી સાવચેતીથી પોતાનું કામ કરેલું છે તેની ખબર પરીક્ષકને પડે છે. જુની પદ્ધતિ પ્રમાણે શિક્ષક જે બાબત ઉપર ભાર મૂકે તેના પરજ વિદ્યાર્થીઓ ધ્યાન આપે છે, અને તેથી ચાલી જાય છે, આમાં તેમ ચાલે નહિ. જુની પદ્ધતિમા ગોખણપટ્ટીનો દોષ રહેલો છે. નવી પદ્ધતિ સામે પણ આ હોય છે, પરંતુ આ જાતની ગોખણપટ્ટીમાં વિદ્યાર્થીને તમામ બાબત તૈયાર કરવી પડે છે, કારણકે એકેએક ભાગમાંથી પ્રશ્નો આવે છે. આથી વિદ્યાર્થીની આગળ તૈયારી માટે પ્રશ્નપત્રો હોય તો પણ ચિંતા કરવા જેવું રહેતું નથી. નીચેના મુદ્દાઓ ટુંકમાં સમજવા માટે આપવામાં આવે છે:

કામને માટે અંદરની પરીક્ષાનું અસ્તિત્વ છે પણ પરીક્ષાને માટે કામ નથી એવું મુખ્ય શિક્ષકે જોવું જોઈએ. નહિ તો પરીક્ષામાં જેનો બદલો મળે નહિ તેની જરાએ દરકાર કરવામાં આવશે નહિ, કારણકે તેથી વખત નકામો જાય છે એમ સમજાશે. પરીક્ષાના પત્રો એવા હોવા જોઈએ કે જેથી કેળવણી અને શિક્ષણની કસોટી થાય.

પરીક્ષાથી વિચારશક્તિ અને શોધકવૃત્તિને ઉત્તેજન મળવું જોઈએ અને નહિ કે જે જાણવાલાયક નથી તેના ટુંક જ્ઞાનને ઉત્તેજવા માટે તે હોય.

હેતુ ચાલાકી બતાવવાનો, પકડવાનો, ગભરાવવાનો, ગુંચવવાનો, નિરાશ કરવાનો અને કંટાળો આવવાનો નથી કે વિદ્યાર્થીઓ શું નથી જાણતા તે શોધવાનો નથી, પણ તેઓ શું જાણે છે તે શોધવાનો છે.

તેઓ જાણવાની અને સમજવાની મુખ્ય બાબત હોય છે. આ મુખ્ય બાબત તે જાણે છે ને સમજે છે કે નહિ તે શોધી કાઢવા માટેનો પ્રયત્ન કરવા માટે પ્રશ્ન સીધો, સરળ અને પ્રમાણિક હોવો જોઈએ.

કઠણ પ્રશ્નોના ખરાબ જવાબ આપે તેના કરતાં સહેલા પ્રશ્નોના સારા જવાબ મેળવવા સારા છે. સરલ સવાલના સારા ઉત્તર ગોખી શકાય નહિ. જો લોકો શીખવવાને માટે લાયક હોય તો તેઓ પરીક્ષા લેવા માટે પણ જ્યાંસુધી તેઓ પ્રમાણિક રહે ત્યાંસુધી લાયક છે. તે ઉંમરનાં બાળકોને શીખવવા માટે ટેવાએલા હોય તેવા લોકોએ પ્રશ્નો કાઢવા જોઈએ. પ્રશ્નો બહુ સખત કે તરત પકડી લેવાય તેવા અથવા કિંમત આંકવામાં કે માર્ક આપવામાં બહુ મુસ્કેલી પડે તેવા હોવા જોઈએ નહિ.

વર્ગસ્પર્ધાઃ—

હાજરીના ટકામાં, વર્ગમાં મોડા નહિ પડવામાં, સમુહદિલની તેમજ શિસ્તપાલનની ચપળતામાં, શિક્ષાના પ્રસંગોમાંથી દૂર રહેવામાં, રમતોની પ્રગતિ અને કાર્યની સંગીનતા સાધવામાં સૌથી પ્રથમ પદ માટે બાળવર્ગથી સાતમા સુધીના બધા વર્ગો વચ્ચે સતત સ્પર્ધા હોવી જોઈએ.

જે વર્ગ પ્રથમ સ્થાન મેળવે તે વર્ગ નિશાળનો વાવટો કે ધ્વજ એક અઠવાડીઉં કે એક માસ રાખે અથવા વર્ગદીઠ કે શાળાનું એક માન દર્શાવતું પાટીઉં રાખે અને જ્યારે જાહેર પ્રસંગો ઉપસ્થિત થાય ત્યારે તેમાં દર્શાવેલી બાબતો તરફ જનતાનું લક્ષ દોરવું જોઈએ. વ્યક્તિગત ઇનામોની લાલચો આથી દૂર થશે અને સામાજિક ભાવના જાગશે.

વ્યવસ્થિત રમતોઃ—

સંસારના બધાં કાર્યોમાં આ શરીરની જરૂર પડે છે. પહેલું સુખ તે જાતે નર્યા. આથી દરેક વ્યક્તિનું (કેળવાએલી કે અભણ) શરીર દુરસ્ત અને દૃઢ બાંધાનું હોવું જોઈએ. શરીરમાં સ્ફૂર્તિ રહે, કામ કરવાની ઇચ્છા થાય, શ્વાસોશ્વાસની ક્રિયા બરાબર થાય, લોહીનું ભ્રમણ અને શુદ્ધિ બરાબર થાય અને જઠરાગ્નિ પ્રદીપ્ત રહેવી જોઈએ.

દુર્બળ જ્ઞાની વ્યવહારમાં ઉપયોગી નથી. તે ખરો સુખી નથી. ખરો આનંદ ભોગવી શકે નહિ એ પુરો કેળવાએલ નથી. શારીરિક, નૈતિક ને માનસિક ત્રણે પ્રકારની કેળવણી આપવી એ શિક્ષકનો ઉદ્દેશ હોવો જોઈએ. પ્રથમ શરીર, પછી વર્તન ને પછી જ્ઞાન.

મુખ્ય શિક્ષક તેમજ દરેક મદદનિશ શિક્ષકને દેશી તેમજ પરદેશી રમતોનું જ્ઞાન હોવું જોઈએ. જે શિક્ષક રમતો સારી રીતે શીખવી શકે તેમ ન હોય તેણે સારી રીતે રમત જાણનાર વિદ્યાર્થીની મદદથી તે કાર્ય

શાળાના મકાનનો ખુલ્લો ભાગ તેજ તેમનું ક્રીડાંગણ છે. જે કંઈ આગળ ઉપર કાર્યના રૂપમાં પરિણમવાનું છે તેને માટે રમતજ પ્રારંભિક શાળા છે.

આરોગ્યના અલ્પતમ ભોગે પ્રાપ્ત થતો જ્ઞાનરાશિ પણ તેના વાસ્તવિક મૂલ્ય કરતાં આપણને ખરેખર વધારે મોંઘોજ થઈ પડે છે.

શાળાની રમતોમાં માનસિક ચપળતાની પ્રાપ્તિ માટે ઘણો અવકાશ છે કારણકે તેમાં લગભગ બધીજ ઇંદ્રિયોનો ઉપયોગ થઈ શકે છે.

તેમાં તુલનાશક્તિ અને નિર્ણયશક્તિની આવશ્યકતા છે. રમતો કાયદા માટે માનવૃત્તિ કેળવે છે, કલ્પનાશક્તિનો વિકાસ સાધે છે, અને જે વિવિધતામાં પ્રત્યેક બાળક આનંદ માને છે અને જેમાં ઉપસ્થિત થતી નાની નાની મુશ્કેલીઓ ઉપર તે વિજય મેળવે છે તેવા પ્રસંગો અર્પે છે.

રમતગમતમાં જો મુશ્કેલીઓ ન હોય તો તેમની કદર પણ ન થાય. રમતમાં મશગુલ રહેતા વિદ્યાર્થીને વિલોકો અને તેની શારીરિક સ્થિતિ ને રમતગમતમાં ભાગ નહિ લેનાર વિદ્યાર્થીની શારીરિક સ્થિતિ સાથે સરખાવો.

તેનો તંદુરસ્ત ચહેરો, તેની સ્વૈર ગતિ, તેના ભવ્ય સ્નાયુઓ, તેનું વિકસેલું સ્વરૂપ, તેનો બાંધો જે તેને બળવાન મનુષ્ય બનાવે છે તે વિલોકો. આવી વિકસિત શારીરિક સંપત્તિવાળા મનુષ્યમાં મન અને ચારિત્ર્યનો સમાન વિકાસ થએલો હોય છે. તદુપરાંત તેનામાં ભણકતો જુસ્સો, કર્તવ્યપરાયણતા, પરીક્ષણના પ્રસંગોમાં આનંદી સ્વભાવ, ન્યાયવૃત્તિ અને પ્રામાણિકતા પ્રત્યેનો અનુરાગ, સ્વાશ્રય, સહિષ્ણુતા, સહાધ્યાયીઓનાં શ્રદ્ધા, ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરવાની તમન્ના, ત્વરિત નિર્ણયશક્તિ, તથા સ્વાર્થને માટે નહિ પણ સર્વના હિતાર્થે અન્ય સાથે ઉચિત વર્તન રાખવાની યોગ્યતા, વિઘ્નોમાં ધૈર્ય અને આત્મસંયમ એ બધુંજ દ્રષ્ટિગોચર થાય છે.

આમાં શાળાઓની તેમજ અન્યશાળાઓ સાથેની મેચો હરિફાઈ અને રમતગમતોનો સમાવેશ થાય છે. પક્ષભાવના જાગૃત કરવાની જરૂર છે.

બધા વિદ્યાર્થીઓએ વિવિધ રીતે રમતોમાં ભાગ લેવો જોઈએ. પોતાની નિશાળના ૭ કે અગીઆર મોટા વિદ્યાર્થીઓ બધીજ જીતો મેળવે અને પાંચસો વિદ્યાર્થીઓ સુસ્ત રહીને કેવળ તેમને જોયાજ કરે એવી રમતોની વ્યવસ્થા કરવાનો કશોજ અર્થ નથી-તેમ લાભ પણ નથી.

**નીતિશિક્ષણ:—**

શિક્ષણનો હેતુ જ્ઞાનથી સારી રીતે ભરેલાં મન નહિ પણ નીતિબળવાળી વ્યક્તિઓનો વિકાસ છે. નીતિબળ એ બુદ્ધિબળ કરતાં વિશેષ છે. નીતિબળ તરફ પૂજ્યભાવ રહે છે જ્યારે બુદ્ધિબળથી આશ્ચર્ય પામીએ છીએ.

બાળકને કેળવવું એ શિક્ષકનું મુખ્ય કામ છે એ જો સત્ય હોય તો શાળામાં આવનાર દરેક વ્યક્તિગત બાળક સાથે (એટલે તેની શક્તિઓ, વલણો, જ્ઞાન, મતલબ કે આખી વ્યક્તિ સાથે) કેળવણીની પદ્ધતિ અખત્યાર કરવી જોઈએ. આનું શરૂઆતનું ચિહ્ન કયું અને ક્યાં છે એ શિક્ષકે કેવી રીતે જાણવું? આ ફક્ત બાળકની વર્તણુકમાં જે વલણો જોવામાં આવે છે તે ઉપરથીજ સમજાય છે. શાળાએ જતાં પહેલાં ઘરમાં જે વર્ષો ગાળવામાં આવે છે તે વર્ષોમાં બાળકના ચારિત્ર્ય ને વ્યક્તિત્વનું બંધારણ બને છે કે જે ઘણા અગત્યનાં વર્ષો છે. આચાર કે વર્તન મનુષ્યનું પોણું જીવન છે. બાળકની કેળવણીમાં શિક્ષકનું વ્યક્તિત્વ એ ઘણુંજ અગત્યનું અંગ છે એમ વારંવાર જણાવવામાં શિક્ષકો થાકી ગએલ છે, પરંતુ આ મૂળભૂત સત્ય નથી. વાસ્તવિક રીતે માતાપિતા, શિક્ષક અને બાળકનું વ્યક્તિત્વ ત્રણે સરખાં અગત્યનાં છે. દરેક વિચાર, શબ્દ, લાગણી, કાર્ય, ફક્ત જ્ઞાત ચેતનાવસ્થામાંજ નહિ, પરંતુ અજ્ઞાત ચેતનાવસ્થામાં પણ અસર કરે છે.

શાળામાં આ વિષય બહુધા શિક્ષકોના ચારિત્ર્ય ઉપર અવલંબે છે. બોલવું સહેલું છે, પણ કરવું કઠિન છે. શિક્ષકના વ્યક્તિત્વની અસર તેની વાણીથી નહિ પણ તેનાં કાર્યોદ્વારા થાય છે. નીતિનું જ્ઞાન પુસ્તકોદ્વારા કદાપિ થઈ શકતું નથી. શિક્ષક કદાચ તેના નીતિમય અને વ્યાવહારિક જીવનમાં સંપૂર્ણ ન હોય છતાં તેણે તેની ત્રુટિઓ વિદ્યાર્થીઓની દૃષ્ટિએ ન પડે તેની સાવચેતી રાખવી જોઈએ.

**શાળાના અભ્યાસક્રમને અંગે ગુંથાએલી પ્રવૃત્તિઓ.—**

વસ્તુઓ બાળક તરફ આવતી નથી. આથી શાળાએ બાળકોને વસ્તુ તરફ લઈ જવાની જરૂર રહે છે. આથી વ્યક્તિનો વિકાસ સધાય છે અને સમાજભાવ કેળવાય છે. શાળા અને સમાજ વચ્ચેનો સંબંધ ગાઢ થશે. પરંતુ આ પ્રવૃત્તિઓની વ્યવસ્થા કેવી રીતે કરવી તે જાણવું જોઈએ. શિક્ષકોએ કરવી કે મોટી ઉમરના વિદ્યાર્થીઓએ કરવી? સારો રસ્તો એ છે કે મોટી ઉમરના વિદ્યાર્થીઓએ તમામ વ્યવસ્થા શિક્ષકોની દેખરેખ નીચે કરવી. કેટલીક પ્રવૃત્તિઓ નીચે જણાવવામાં આવે છે. એનો અર્થ એ નથી કે તેમાંની એક એક પ્રવૃત્તિ દરેક શાળામાં હોવી જોઈએ. અસંખ્ય અવ્યવસ્થિત મંડળો કરતાં સુવ્યવસ્થિત અને પ્રગતિમાન થતાં ગણ્યાં ગાંઠ્યાં મંડળો વધારે ઠીક છે. આમાં નાટ્યપ્રયોગોનો સમાવેશ થઈ જાય છે.

સતત અને ચતુરાઇભરી દેખરેખ નીચે ચાલતું ચર્ચા મંડળ દરેક શાળામાં હોવું જોઈએ.

૧. વિદ્યાર્થીપર્યટન ને તે સંબંધી વાતચીત
૨. આંતર્ સ્પર્ધા
૩. જાહેર પુસ્તકાલયનો ઉપયોગ
૪. કૂળ યોજના-ભ્રાતૃભાવ
૫. સારી સોબતના લાભ-સત્સંગ
૬. બાળવીર ને વીરબાળા યોજના
૭. સોસાઈટીઓ ( મંડળો ) જેવાં કે જીવદયા, રેડક્રોસ, સહકારી, પ્રાણીઓ પ્રત્યે ક્રૂરતાની અટકાયત વગેરે.
૮. સ્વયંસેવકો અથવા અથવા ઐચ્છિક લશ્કરી કેળવણી
૯. વાલીઓનો દિવસ
૧૦. બાળકોનો દિવસ

**માબાપ કે વાલીઓનો સહકાર:—**

જે બાળકોની કેળવણી માટે બધી પ્રવૃત્તિઓ બને છે તેમાં બાળકોના વાલીઓના સહકારની જરૂર નથી એવી માન્યતા મહાન ભૂલભરેલી છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે બાળકની કેળવણીમાં એકલા માતપિતા, શિક્ષક કે વિદ્યાર્થીઓની ગણના થવી ન જોઈએ, પરંતુ ત્રણેના સહકાર-થીજ વ્યક્તિનો વિકાસ સાધ્ય છે. જ્યાંસુધી વાલીઓ અજ્ઞાન દશામાં હશે ત્યાંસુધી ખાસ કરીને ગામડાંઓમાં ઉત્તમ સહકારની ઉણપ જણાશે, છતાં એમ ન સમજવું કે શહેરો કે જ્યાં ઘણુ ભાગે વાલીઓ કેળવાએલાં હોય છે ત્યાં તે કાર્ય સુગમ છે. થોડાઘણા વાલીઓનો સહકાર મળે એ સહકાર નથી. શાળામાં આવી એકે એક વ્યક્તિના વાલીના સહકારની જરૂર છે, અને તોજ દરેક વ્યક્તિનો વિકાસ સુગમ થાય. શહેરોમાં પણ ઘણાએ કેળવાએલા છે કે જેઓ પોતાના બાળકોની સાથે નિયમિત અર્ધો કલાક પણ ભાગ્યેજ વાતચીત કરતા હોય અને તેમના સંબંધી વ્યવહાર, નૈતિક અને માનસિક દ્રષ્ટિએ માહિતી મેળવતા હોય, છતાં શિક્ષકે આથી નાસીપાસ થવાની જરૂર નથી. કોઈપણ ઉપાયે સહકાર મેળવવોજ રહ્યો અને તોજ શિક્ષકનું કામ મોટા ભાગે અને ખાસ કરીને શિસ્તપાલનમાં, નૈતિક અને માનસશાસ્ત્રીય દષ્ટિએ સરળ થશે. વાલીઓના સંબંધમાં આવવાથી શિસ્ત-પાલન સુગમ બનશે, કારણકે વાલીઓ અને શિક્ષકો એકબીજા પ્રત્યે

માનની લાગણીથી જોતા હશે તો બાળકો પર તેની સારી છાપ પડશે તેવીજ રીતે નીતિ સંબંધી માહીતીની પણ એકબીજા વચ્ચે આપ લે થઈ શકવાથી અરસપરસ ઉપાયોની યોજના સહેલાઈથી ઘડી શકાશે. બાળક દિવસનો ઘણો ભાગ ઘેર હોવાથી તેની વૃત્તિઓ, ભાવના, લાગણીઓ, પ્રેરણાઓ, નિશાળે આપવા સંબંધી હકીકત શિક્ષકને વાલી તરફથી પુરી પાડવામા આવેથી કેળવણી સંબંધીનું શિક્ષકનું કાર્ય સરળ થશે. ટુંકમાં બંનેએ મળીને બાળકના આખા વ્યક્તિત્વનો વિકાસ કરવાનો છે. એકના અભાવે તે વિકાસ અધુરોજ રહેશે. જેટલો વિશેષ સહકાર તેટલો દરેક પ્રકારનો વિશેષ વિકાસ.



## આદર્શશાળા

(ગતાંક પૃષ્ઠ ૩૭૬ થી ચાલુ)

**૨૬. બુદ્ધિ, કલ્પના, જિજ્ઞાસા અને બીજી શક્તિનો વિકાસ.—**

પ્રાથમિક શાળામાં જે વિષયો શિખવાય છે તેમાં ગણિત, ભૂગોળ, ઇતિહાસ, ભાષા, વિજ્ઞાન, આરોગ્ય વગેરે મુખ્ય છે. એ બધા વિષયો એવા સંબંધવાળા છે કે જેનો એકબીજા સાથે સાંકળના જેવો-પાણીના જેવો-પાણીના પ્રવાહ જેવો અણીશુદ્ધ સંબંધ છે. ટુંકમાં જેમ કુદરતમાં વિવિધતામા એકતા છે તેમ શિક્ષણના વિષયોમાં એકતા ભારોભાર રહેલી છે. પણ એ એકતા પ્રકટાવવા શિક્ષકે તૈયાર રહેવું જોઈએ.

શક્તિનો વિકાસ કરવા સારા શિક્ષકો જોઈએ, અને પોતે બાળકની સાથે એકતાન થઈ જાય તેવું વર્તન શિક્ષકે રાખવું જોઈએ. અલબત, જ્યાં એક શિક્ષક પાસે પાંચ ધોરણ હોય ત્યાં શિક્ષક સહરાના રણમાં પાણીની વીરડી જેવા અટુલા છે અને જ્યાં એક શિક્ષક પાસે બેથી ત્રણ ધોરણ હોય ત્યાં પણ પ્રતિકૂળતા ઘણી છે; છતાં મન સાથે નિશ્ચય કરે કે "આ બાળકો આપણાં દેશનાં છે. અરે, માનવજાતની શોભા છે. જેનાથી સર્વ સ્થાનો પ્રફુલ્લિત બનવાનાં છે તેવાં બાળકોને કેળવવાં એજ આપણું પરમ કર્તવ્ય છે." તોજ રાષ્ટ્રનો ઉદ્ધાર થશે તોજ ભારતમૈયા હસતી થશે અને એવી કર્તવ્યજ્યોતમાંથી હજારો દીપકો પ્રકાશવંત બની અનેક સ્વપ્નાં સિદ્ધ કરશે.

શિક્ષકનો ધંધો પવિત્ર અને સાધુતામય છે. એમણે તો તત્ત્વજ્ઞાની અને વિજ્ઞાનીની હારમાળા પેદા કરવી પડશે. ખરો શિક્ષક કેટલું જગતઅમૃત

પેદા કરી શકે છે! ઇંગ્લાંડનો મહાન પ્રધાન ગ્લેડસ્ટન સહુથી પહેલાં શિક્ષકોને નમન કરતો. આપણી આજુબાજુ જે અંધકાર ફરી વળ્યો છે તેને આચાર અને વ્યવહારથી દૂર કરવો જોઈએ. જે વિદ્યાર્થી શાળામાંથી બહાર પડે તેણે પ્રથમ તો પોતાના અભણ માણસોને ભણાવવા નિશ્ચય કરવો જોઈએ. તે ઉપરાંત તેણે અજ્ઞાની-અભણ માણસમાં સાક્ષરતાનો પ્રચાર કરવા તૈયાર થવું જોઈએ.

ઇતિહાસ કે ભૂગોળ, ગણિત કે શ્રુતલેખન એ ભણવાથી શો લાભ? એનો હેતુ શો? હેતુ સત્ય છે કે સર્વશક્તિનો વિકાસ થઈ તેમાંથી જીવનભાથું મેળવે. આપણે એટલે શિક્ષકે વિદ્યાર્થીને એવું શિક્ષણ આપવું કે પ્રત્યેક વિષયનો સંબંધ 'જીવન' સાથે થાય. જીવન એ જગતમાં અગત્યનો વિષય છે. એમાં 'નવ' શબ્દ ઉમેરી ગુરુએ પોતાની પ્રતિભા પ્રસ્થાપિત કરવી જોઈએ.

શક્તિનો વિકાસ શિક્ષણના કાર્યથી જ ઉદ્ભવે છે, માટે પ્રત્યેક શાળામાં એવું શિક્ષણ અપાવું જોઈએ કે જેનાથી વિદ્યાર્થીઓ ખરેખરા નાગરિકો બને અને જેના જીવનમાંથી સામાન્ય પ્રજા ચારિત્ર્ય, વિશુદ્ધિ અને સદાચારના પાઠ મેળવે.

વિજ્ઞાનનું શિક્ષણ ત્યારેજ સફળ કે જ્યારે અનેક જગદીશચંદ્ર બોઝ નવભારતમાં પાકે, ઇતિહાસનું શિક્ષણ ત્યારેજ સફળ કે જ્યારે અનેક ઋષિઓ જન્મે, ભૂગોળનું શિક્ષણ ત્યારેજ સફળ કે જ્યાં અનેક ગેલિલિયો પાકે, ગણિતનું શિક્ષણ ક્યારે સારું કે જ્યારે દેશમાં અનેક રામાનુજમ પાકે, આ બધી કલ્પનાવિધાયક વૃત્તિઓ નથી, પણ કાર્યમાં પરિણમતી દિવ્ય ઔષધિઓ છે. કોઈ આને મનોવિહાર કે સ્વપ્ન વિહાર ન માને.

ટૂંકમાં બાળવર્ગથી માંડી ગુજરાતી સાત ધોરણ સુધી બધું શિક્ષણ ક્રમબદ્ધ અને વિકાસજન્ય સર્જનવાળું મળવું જોઈએ. પણ સર્જન ક્યાં આવે છે? જ્યાં કર્તવ્ય છે ત્યાં સદાચાર છે અને જ્યાં સદાચાર છે ત્યાં વિકાસ છે અને જ્યાં વિકાસ છે ત્યાં આનંદ છે. એટલે આનંદની પ્રાપ્તિ માટે વિકાસનો દુર્ઘટ રસ્તો કાપવો જોઈએ.

**૨૯. વિશ્વમાં હિંદનું સ્થાન.—**

આપણી સંકુચિતતા અને પામરતા આપણને 'બિચારા' કરે છે. વર્તમાનયુગ પરિવર્તનનો છે અને અત્યારે આંતરરાષ્ટ્રીયતા એ પ્રધાનમંત્ર છે, માટે શાળામાં ઉપલા ધોરણના છોકરાને જગતના બનાવો તરફ ખેંચવા.

ચીન-જાપાન યુદ્ધ, સ્પેનનો આંતરવિગ્રહ, હિંદની બંધારણને રસ્તે સ્વરાજ-કુચ એ બધા બનાવો વિદ્યાર્થીને સમજાવવા જોઈએ. આ બાબત માટે ચાહવાડીઆમાં એક પિરિઅડ રાખવો જોઇએ. ટુંકમાં શિક્ષક જમાનાને પુરેપુરો ઓળખી તેનો લાભ વિદ્યાર્થીને આપવો જોઈએ.

૨૮. હેડમાસ્તરની લાયકાત.—

આદર્શશાળાનો શિક્ષક પણ આદર્શ હોવો જોઈએ. જેમ શરીરમાં મોટું મગજ મુખ્ય છે. તેમ શાળામાં મુખ્યશિક્ષક એ મગજ જેવો છે અને ઉપશિક્ષકો નાના મગજ જેવા છે. શાળાની સંપૂર્ણ જવાબદારી મુખ્ય શિક્ષક પર છે. માટે શાળાની વ્યવસ્થા, ચારિત્ર્ય, શિસ્ત, પ્રમાણિકતા, નિયમિતતા, દફતરી કામ, અને બીજું જરૂરી કામ મુખ્ય શિક્ષકે બરાબર કરવું. આ બાબત એ શિક્ષણની સાથેજ જાય છે. એ ઉપરાંત મુખ્ય શિક્ષક જ્ઞાની, પવિત્ર આચરણવાળો, તેજસ્વી, સ્વતંત્રતા પ્રિય, પ્રતિભાસંપન્ન, આનંદી, હસમુખો અને વિદ્યાર્થી પર પ્રેમ રાખનારો હોવો જોઈએ.

ખાસ કરીને નિયમિતતાની બાબતમાં હેડમાસ્તરે ખૂબ કાળજી રાખવાની છે. 'મોડા જવું'એ હિંદુસ્તાનનો રોગ છે એનો જલદીથી નાશ કરવો એ આપણું કર્તવ્ય છે. નાનું બાળક પણ ઘેર જઈ વાત કરે કે આજે અમારા ગુરુજી અમુક કામ હોવાથી મોડા આવ્યા, જેથી અમને મઝા આવી. આવી નાની ક્ષુલ્લક બાબત સામાજિક ચશ્માએ જોવાની જરૂર છે.

સ્વતંત્રતા, જવાબદારી, સહકાર અને સ્વયંસ્ફૂર્તિ બાળકમાં જન્મે તેવું શિક્ષણ શિક્ષક આપવું જોઇએ અને સાથે સાથે પ્રજા પ્રજાનું સંગઠન કેમ થાય તે પણ યોગ્યતા પ્રમાણે શીખવવું જોઇએ.

તે નવી પદ્ધતિથી હંમેશાં જાણકાર હોવો જોઈએ, પણ ખર્ચાળ પદ્ધતિ વગર વિચાર્યે અમલમાં મૂકવી નહિ. આનું કારણ ગરીબી છે. જ્યાં એક પૈસાનું ચ્યાસતેલ ન હોય ત્યાં તેનાં બાળકને નકામાં ખર્ચ કરાવવાં એ હિતકર નથી. સંજોગો પ્રમાણેજ પુરેપુરી સ્થિતિ અવલોકી નવી પદ્ધતિ ચાખતરે ચલાવવી. હા, કેળવણીના કામમાં ખર્ચ એ અગત્યની બાબત નથી. પણ કયાં? જ્યાં શ્રીમંતોનાં છોકરાં ભણતાં હોય ત્યાં. હીમ, દુકાળ અને ગુલામતાના મહારોગથી હાડપિંજર બનેલા ખેડુતનાં છોકરાં ખર્ચાળ કેળવણી શી રીતે લઈ શકે?

**૨૯ મદદનિશોની કર્તવ્યનિષ્ઠા.—**

એકલો મુખ્યશિક્ષક મીંડાં વગરના એકડા જેવો છે. જેમ એકડા વગરના મીંડાં નકામાં છે તેમ મીડાં વગરનો એકડો પણ પ્રગતિશૂન્યતા જેવો છે. શિક્ષકો વચ્ચે જો સહકાર ન હોય તો શાળાનું કામ બગડે છે અને વિદ્યાર્થીમાં અસંતોષ વ્યાપે છે. પ્રાથમિક શાળાની ઉન્નતિ માટે મદદનિશોનો સહકાર ખૂબ અગત્યનો છે. એક હાથે તાળી પડતી નથી. એક પાંખે ઉડાતું નથી તેમજ મુખ્ય અને મદદનિશ શિક્ષકોના હૃદયના સહકાર વગર શાળાની ચઢતી થતી નથી. અલબત, મદદનિશ શિક્ષકો બેદરકાર બને તો તેને મુખ્ય શિક્ષકે સૂચના આપવી જોઈએ. શાળામાં એટલાં બધાં કામો હોય છે કે તેને સમાલવા-જીવંત બનાવવા એકતાની ખૂબ જરૂર છે.

**૩૦ સંસ્કૃતિપોષક શિક્ષણ.—**

વર્તમાન કેળવણી સામે જે ઉહાપોહ છે તે એજ કે એનાથી વિદ્યાર્થીમાં નવચેતન અને ઉદ્યોગિતા આવતી નથી; બલકે ઓછી આવે છે. હવે જે રાષ્ટ્રપુનરુત્થાન થઈ રહ્યું છે તેના ઘર્ષણથી કેળવણી આદર્શ બનશે એવી સૌ કોઈ આશા રાખે છે, છતાં ગોરાડુ જમીન હોય તો આદુ સારૂં થાય છે, પણ કાળી જમીનમાં ઉત્તમ ખેડુત પણ આદુ પકવી શકતો નથી, તેમ ગામડાંમાં ગ્રામ્ય સંસ્કૃતિ વિકસે તેવું શિક્ષણ આપવું જોઈએ અને શહેરોમાં શહેરની જરૂરીઆતો પ્રમાણેનું શિક્ષણ મળવું જોઈએ. આ બાબત વિચારણીય છે. ગામડાંની શાળામાં ગામડાનું અર્થશાસ્ત્ર ભણાવવુંજ જોઈએ.

**૩૧ કન્યાશાળાનું શિક્ષણ.—**

ઘણે ભાગે ગામડાંમાં આર્થિક કારણે મિશ્રશાળાજ હોય છે, એટલે આપણે ત્યાં છોકરાછોકરીનું શિક્ષણ એકજ રીતે અપાય છે. કેટલાંક મોટાં ગામોમાં અને શહેરોમાં કન્યાશાળા જુદી હોય છે.

કન્યાનો અભ્યાસ કેવો હોવો જોઈએ એ બાબત ખૂબ ચર્ચા ચાલે છે, છતાં વધારે મત કન્યાને જુદું શિક્ષણ આપવું એનેજ મળે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે **ન સ્ત્રી સ્વાતંત્ર્ય મર્હતિ ।** એ વચન યથાર્થ નથી. સ્ત્રીને સ્વતંત્રતા નજ આપવી એ માનવસંસ્કૃતિને નુકસાન પહોંચાડવા બરાબર છે, છતાં એટલી બાબત ખરી છે કે જે સ્ત્રીઓ ભણે છે, વકીલ બને છે, દાક્તર બને છે, પ્રધાન બને છે તેઓ આદર્શમાતા બને છે ?

સ્ત્રીઓનું શિક્ષણ એવું હોવું જોઈએ કે જેથી તેઓ આદર્શમાતા બને. જે આદર્શમાતા બને તેજ આદર્શપ્રજા ઉત્પન્ન કરી શકે. વીરજનેતા

ઉમાબાઈ, ધનુર્ધારી અર્જુનની જનેતા કુંતી એ વર્તમાન સ્ત્રીઓનો આદર્શ હોવા જોઈએ.

સ્ત્રીઓને કેળવવાં સિવાય કોઈપણ દેશે સ્વતંત્રતા મેળવી નથી. એ વાત સૌ કોઈ દેશીએ યાદ રાખવાની જરૂર છે, પણ એટલું યાદ રાખો કે પ્રાથમિક શાળામાં તો છોકરાછોકરીને ભેગાં ભણાવવાથી કોઈપણ જાતનું નુકસાન નથી. છોકરી જ્યારે ઓવેશમાં આવે છે ત્યારપછી તેને જુદું શિક્ષણ આપવું જોઈએ. જોકે સહશિક્ષણનો પ્રશ્ન અત્યારે પૂર્ણ ચર્ચાઈ રહ્યો છે. એનાથી લાભ અને ગેરલાભ બંને થયા છે. કેટલીક પ્રસિદ્ધ વ્યક્તિઓએ જણાવ્યું છે કે સ્ત્રીજીવનનો આદર્શ સાચી ગૃહિણીનો છે. જો એ આપણે સ્વીકારીએ તો કન્યાશાળામાં એમને એમના ઉત્તરજીવનનું જ્ઞાન સંપૂર્ણ રીતે આપવું જોઈએ.

રાંધણકલા, ગૃહવ્યવસ્થા, બાળઉછેર, બાળકેળવણી, સંગીત, સીવણ, ભરત, ગુંથણ વગેરે બરાબર શીખવવું જોઈએ. પ્રાચીન યુગમાં સ્ત્રીઓ ગુરુકુળોમાં ભણતી અને સ્ત્રીસમાજમાં ચેતન લાવતી. તેમજ હાલમાં પણ એવી ઘણી સ્ત્રીઓ છે કે જેણે ભારતવર્ષની આર્યમહિલાઓનું ગૌરવ સાચવી રાખ્યું છે.

પ્રાથમિક શાળામાં ૪ થા ધોરણથી છોકરા અને છોકરીનો અભ્યાસ જુદો રાખવો જોઈએ, જેથી સ્ત્રી અને પુરુષ બંનેને લાભ થાય.

સહશિક્ષણની ચર્ચામાં આપણે ઉતરતા નથી, છતાં એની સફળતાનો આધાર પવિત્ર આચરણવાળા શિક્ષકો ઉપરજ છે. જો વાતાવરણ પવિત્ર હોય તો બાળવર્ગથી માંડી કૉલેજની કેળવણી સુધી કંઈપણ વાંધો આવતો નથી.

પ્રકૃતિની ભિન્નતા ઈશ્વરે રાખી છે. માટે સ્ત્રીપુરુષનું શિક્ષણ પણ જુદું જોઈએ એ બાબતમાં બહુ તર્ક નથી. માટે જે શાળામાં કન્યા અને કિશોર આનંદથી ભણે તેજ શાળા આદર્શ ગણાય અને એજ આદર્શ હાલની નિરક્ષરતાને પહોંચી વળવા આર્થિક રીતે સફળતાસૂચક છે.

## ૩૨ જીવનપોષક શિક્ષણ અને ઔદ્યોગિક શિક્ષણ.—

જીવનનો વિકાસ કરે તેવું શિક્ષણ આપવું એ કેળવણીના વડાઓના ધર્મ છે. જીવન એ એક ગાડી છે. પણ એ ગાડી એવી છે કે જે સ્વયં ગતિવાળી છે. એ ગતિ વધારવી કે ઘટાડવી તે શિક્ષણ પર આધાર રાખે છે. ઉદ્યોગ અને સંસ્કાર એકીસાથે મળે તેવું શિક્ષણ પ્રાથમિક શાળામાં મળવું જોઈએ. પ્રથમિક શાળાનો હેતુ માધ્યમિક શાળાના શિક્ષણ માટે

વિદ્યાર્થીને તૈયાર કરવાનોજ માત્ર ન હોવો જોઈએ. સાત ગુજરાતી ભણીને છૂટી જનાર પણ શાળામાંથી નીકળે કે સ્વાશ્રયી બનવો જોઈએ. જો તે પરાશ્રયી હશે તો સમાજ, કુટુંબ અને રાષ્ટ્રને ભારરૂપ બનશે. પ્રભુ, પ્રત્યેક શાળા આવા સુદઢ અને પ્રતાપી વિદ્યાર્થી ઉત્પન્ન કરવાને શક્તિમાન બનો.

૩૩ સ્વચ્છતા.—

સ્વચ્છતા અને પ્રસન્નતા શાળાનો શણગાર છે. દરેક વિદ્યાર્થી સ્વચ્છ હોવો જોઈએ. તેમજ તેનાં ચોપડાં, દફતર, તેમજ બીજી વસ્તુઓ પણ સ્વચ્છતાનો નમુનો હોવો જોઈએ. ગામડા જે હાલમાં ગંદકીના પીયર છે તેનો સુધારો શાળામાંથીજ થઈ શકશે. પોતે, પોતાની શાળા, પોતાનું દફતર અને પોતાનું ઘર સ્વચ્છ રાખવું એ પ્રત્યેક વિદ્યાર્થીનો ઇશ્વરી ધર્મ છે એવું તેને સ્વભાન થવું જોઈએ. સ્વચ્છતા બીજી કુદરત છે. એનો અર્થ એજ કે આપણે સ્વચ્છ થઈએ તોજ ઇશ્વરભક્તિ થઈ શકે છે. આરોગ્યના જ્ઞાન સાથે સ્વચ્છતાનું સારૂં જ્ઞાન આપી શકાય. આપણાં શાસ્ત્રો અને રિવાજો આરોગ્યનાં ચાલક બળો છે. પ્રત્યેક દૈનિક કામ કર્યા પછી સ્વચ્છ થવું એમ શાસ્ત્રો કહે છે. તે વૈજ્ઞાનિક સત્ય છે તે એ રીતેજ.

"આચારઃ પ્રથમો ધર્મ" એ ઉક્તિ સ્વચ્છતાનું પણ પ્રતીક છે. આખી શાળા એવી હોવી જોઈએ કે જ્યાં જવાથી એક અસ્વચ્છ માણસ પણ સ્વચ્છતાનો પાઠ શીખી જાય. બાળવર્ગનાં બાળક ઘણે ભાગે અસ્વચ્છ રહે છે. તેને માટે બાળવર્ગના શિક્ષકે દરરોજ કાળજી રાખવી જોઈએ. શાળાના નકશા, ચિત્રો, ટેબલો, બાગબગીચા તથા પુસ્તકો દરેકમાં સ્વચ્છતાનું દર્શન બાળકને થવું જોઈએ. શિક્ષકોએ પણ પહેરવેશ અને પાણી સ્વચ્છ વાપરવાં જોઈએ. સ્વચ્છતા એ જીવનના દરેક ક્ષેત્રમાં કામ કરે છે. જે લોકો અસ્વચ્છ પાણી વાપરે તે અસ્વચ્છ સંસ્કાર ઉત્પન્ન કરે છે. ઘણે ભાગે આપણે વર્તનમાં સ્વચ્છતા આચરીએ, એટલે બાળકમાં પણ તેનું પ્રતિબિંબ પડે છે, એ સર્જનજુનો જવાબ છે.

૩૪ ચારિત્ર્ય.—

ચારિત્ર્ય એ શાળાનો પાયો છે. પ્રાથમિક શાળામાંથીજ એ ભૂમિકા તૈયાર કરવાની છે. માબાપ કે ફળીઆની વાતચીત ઉપરથી કેટલાંક બાળકો શાળામાં જુઠાણું લાવે છે. તેને યોગ્ય સમજણ આપી શિક્ષકે પ્રત્યેક બાળકને હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી બનાવવા જોઈએ.

એ ઉપરાંત ચારિત્ર્યમાં અહિંસા, પ્રેમ, ભાતૃભાવ; બહેનો પ્રત્યે માન,

છે. આજ દષ્ટિએ શિક્ષકની રીતભાતમાં સુધારો થવો યા કરવો જરૂરનો છે. આ સુધારો કરતાં પહેલાં નીચેનું વાક્ય સ્મરણમાં રાખવાની અગત્ય છેઃ

"જેવો શિક્ષક તેવી કેળવણી, અને જેવી કેળવણી તેવો સમાજ."

આ વસ્તુ યાદ રાખવાથી શિક્ષક કેવો હોવો જોઈએ તે સ્પષ્ટ થાય છે.

હાલના શિક્ષકવર્ગનું પૃથક્કરણ કરવાથી ખાતરી થાય તેમ છે, કે કેટલાકને શિક્ષક તરીકે સંબોધવા એ પણ અયોગ્ય અને અરુચિકર લાગે તેવી પરિસ્થિતિ જણાય છે. શિક્ષકનું પદ મેળવ્યું, એટલે કેળવણી આપતાં આવડીજ ગઈ એમ ગણાતું નથી. કેટલાક ભલે શિક્ષક ન હોવા છતાં શિક્ષકપદને પૂર્ણ લાયક હોય છે, જ્યારે શિક્ષક હોવા છતાં ભણાવવાને બીલકુલ લાયક ન હોય એવા પણ શિક્ષક નામના પવિત્ર પદને દીપાવી રહ્યા છે. શિક્ષક તરીકે પસંદગી કરવામા પણ આ વસ્તુ ઘણી વખત વિસારી દેવામાં આવેલી જણાય છે.

જેને પરિણામે શિક્ષક ન થવા યોગ્ય એવા કેટલાક માણસો શિક્ષક બની ગયા છે. આ વસ્તુ શિક્ષકના હાથમા નથી, એ તેના, બાળકોના અને સમાજના કમભાગ્યનીજ નિશાની ગણી શકાય. હવે શિક્ષક થયો, પછી તે લાયક કે ગેરલાયક ગમે તે હોય પણ તેણે તે પદ શોભાવ્યા પછી, તે પદને લાયક કેટલાક ગુણો, કેટલુંક વર્તન સુધારવું યા કેળવવું ઘટે.

શિક્ષક પદને શું શું શોભાવી-દીપાવી શકે?

(૧) વિચાર, વાણી અને વર્તનની પવિત્રતા અને નિયમિતપણું
(૨) કટુ વાણી, અસત્ય કથન અને વ્યસનનો સદંતર ત્યાગ
(૩) વિચાર, વાણી અને વર્તનની ભિન્નતાનો ત્યાગ
(૪) પહેરવેશની સાદાઇ, સ્વચ્છતા, અને સુઘટિતતા
(૫) બાળક પ્રતિ પૂર્ણ પ્રેમ, તેના તરફના અણગમાનો ત્યાગ
(૬) શીખવવા તરફ પૂર્ણ અભિરુચિ, ઉત્સાહ ને નવું નવું જાણવાની જિજ્ઞાસાવૃત્તિ
(૭) સમાજ સાથે છૂટથી હળવું-ભળવું, પણ ખટપટ, પક્ષાપક્ષી, તેમાં ભળવાની અગર એકની વાત અન્યને કહેવાની, હલકટ વૃત્તિનો ત્યાગ.
(૮) બાળકની શારીરિક, નૈતિક અને માનસિક વૃત્તિઓ પૂર્ણપણે ખીલવવાની તન્મયતા
(૯) સ્વમાનશીલતા, વિવેક, સભ્યતા, અને પ્રેમાળ વૃત્તિ
(૧૦) 'હાજી હા' કરવાની કુટેવનો ત્યાગ, પ્રમાણિકપણે પોતાનો સ્પષ્ટ મત ઉચ્ચારવાની નિર્ભયતા

પછી 'રેશમના ઝભ્ભાવાળી રાજકુંવરી'ની વાર્તા કહેવી. બીજા દેશોનાં
બાળકોની નીચેની યાદી ઉપયોગી થઈ પડશે.

૧ ઉત્તર અમેરિકાનાં બાળકો—એસ્કિમો, રેડ ઇન્ડિઅન્સ. ... ... ... ફીર્લીઝ
૨ સ્ટેપનાં બાળકો ... ... ...
૩ સ્વિસ બાળકો ... ... ...
૪ નોર્વેજિયન બાળકો ... ... ... ભટકતા આરબો
૫ રણપ્રદેશનાં બાળકો ... ... ... સીધીઓ
૬ સેવાનાનાં બાળકો ... ... ... પિગ્મીઝ
૭ જંગલનાં બાળકો
૮ ગ્રીક બાળકો
૯ જાપાનીઝ બાળકો
૧૦ હિંદના ખેડુતનાં બાળકો
૧૧ ચીનાઈ બાળકો
૧૨ ડચ બાળકો
૧૩ ઇટાલિયન બાળકો
૧૪ ઓસ્ટ્રેલિયાનાં બાળકો (ઘેટાંનો પ્રદેશ)
૧૫ કેનેડાનાં બાળકો (ઢોરનો પ્રદેશ)

હવે હિંદુસ્તાન વિષેની ચર્ચા નીચે મુજબ થઈ શકશે:—
આપણો ખોરાક—ઘઉં, ચોખા, ફળ, શાક, ઘી, દૂધ વગેરે.
આપણો પોશાક—રૂ, ઊન, રેશમ, બુટ, ટોપી.
આપણું ઘર—પત્થર, ઇંટા, સાગ, ચુનો, સીમેન્ટ, રેતી–કટલરી, પ્યાલા રકાબી.
ગાડાં, મોટરો, રેલ્વે, બંદરોઃ સ્થાન, વહાણના માલની વખાર, ગોદી,
કોઠી, આયાતની ચીજો, નિકાસની ચીજો, કામ કરનારા, દરિયાઈ માર્ગો.
દુનિયાની આસપાસ પશ્ચિમ તરફ મુસાફરી, દુનિયાની આસપાસ
પૂર્વ તરફ મુસાફરી. આ રીતે દુનિયા સાથે સંબંધ સ્થાપિત થશે.
દુનિયાની ભૂગોળમાં ખંડોની ભૂગોળનો સમાવેશ થાય છે. દે
દુનિયાની ભૂગોળ અને બ્રિટિશ સામ્રાજ્યની ભૂગોળ શીખવવામાં ખ
અભ્યાસમાં હિંદુસ્તાન અને બ્રિટિશ સામ્રાજ્યની ભૂગોળ બહુ વિચારપ
ધ્યાન આપવાનું છે. શિક્ષકો માટેનો નવો અભ્યાસક્રમ બહુ વિચારપ
યોજાયેલો અને અતિ ઉપયોગી છે. દુનિયાના કુદરતી વિભાગોનું પુનરાવર્તન
કરાવી, પહેલા વર્ષમાં હિંદુસ્તાનના પુનરાવર્તન સાથે સંબંધ જોડવો. હિં
વિષે બીજી ઘણી બાબતો પહેલાં નહિ થઈ ગઈ હોય તે જણાવશો. તે
ઉપરાંત એશિયા ખંડ પણ હિંદના અભ્યાસ સાથે સરળતાથી જો

શકાશે. પછી બીજા વર્ષમાં ત્રણ દક્ષિણના ખંડો–દક્ષિણ અમેરિકા, આફ્રિકા અને ઓસ્ટ્રેલિયા તૈયાર કરવા સુગમ પડશે. (નવા બીજા વર્ષના અભ્યાસક્રમમાં દ. અમેરિકા નથી, ઉત્તર અમેરિકા અને યુરોપ પણ નથી). શરૂઆતમાં કુદરતી વિભાગો પ્રમાણે કામ લેવાથી છેવટે સમસ્ત દુનિયાની જાણવા લાયક બાબતો ત્રીજા વર્ષમા આવી જશે. ખંડ કે દેશ વિષે આરંભ કરવાની ઉત્તમ રીત દરિયાઈ સફર કે મુસાફરી છે. પહેલા બે વર્ષમાં કુદરતી વિભાગોમાં મનુષ્ય અને તેની પરિસ્થિતિનો અરસપરસ સંબંધ વિષેની સામાન્ય બાબતો જણાવવાની છે. ત્રીજા વર્ષમાં આર્થિક પ્રશ્નો પર વિશેષ લક્ષ આપવાનું છે. ખંડની હકીકત શીખવવામાં સ્થાન, આબોહવા અને કુદરતી વિભાગો બહુજ સામાન્ય રીતે અને જલદીથી તૈયાર કરાવવા: ઉદ્દેશ એટલોજ છે કે ખંડોના પણ નાના નાના કુદરતી વિભાગો થઈ શકે છે.

નડિઆદ, હાઇસ્કૂલ. **ચુનીલાલ ભીખાભાઈ પટેલ**

---

# ચિત્રકામ

(ગતાંક પૃષ્ઠ ૩૮૬ થી ચાલુ)

## સુશોભિત આકૃતિરચના (ભાતચિત્ર:—)

(ભાતચિત્ર કાઢવા માટે બાળકોને ઉપયોગી)

૧. સાધન:—રંગીન ટીન્ટેડ કાગળો, રાખોડી ખુલ્લા કે ખુલ્લા ભુરા રંગના, ફુટપટી, કાટખુણીઓ, પેન્સિલ, અને પેસ્ટલની પેટી.

૨. એક પાયારૂપ આકૃતિઓ પોતાની જમણી અને ડાબી તરફ પોતાનું પુનરાવર્તન કરી ફેલાય તેવી ભાતોને કિનારીની ભાતો કહે છે.

૩. ભૂમિતિનાં સાધન અને પેન્સિલ વડે બાળકોએ ૭ ઈંચ લાંબી અને એક ઈંચ પહોળી કિનારીની ભાત બનાવવા માટેનું ચોકઠું દોરવું, અને તેમાં એક એક ઈંચના ભાગ કરવા. આવા કિનારી માટે તૈયાર કરેલા ચોકઠામાં નીચેની કિનારીની ભાતોનો ક્રમવાર અભ્યાસ કરાવવો. અહીં ચોરસ અને ત્રિકોણ આકાર પાયારૂપ આકૃતિ વપરાવવી.

### કિનારીની ભાત:—

૧. સાદા ચોરસોની યોજના કરવી. (લાલ અને લીલો રંગ વાપરવો).
૨. આડા ચોરસો અને સીધા ચોરસો. (ભુરો અને લીલો રંગ વાપરવો).
૩. આડા ચોરસો અને સીધા ચોરસો. (ભુરો અને નારંગી રંગ વાપરવો).

૪. ત્રિકોણની સાદી યોજના. (પીળો અને જાંબુડો રંગ)
૫. આડા ચોરસ અને ત્રિકોણની યોજના. (ભુરો અને પીળો રંગ)
૬. ત્રિકોણની અવકાશવાળી ગોઠવણી. (ઘેરો ભુરો અને ખુલ્લો લાલ)
૭. પદાર્થ. ભમરડાની યોજના. (નારંગી અને પીળો)
૮. પીપળાના પાનની ગોઠવણી. (લીલો અને ભુરો લીલો)

ચોપટ ભાતો:—

બાળકો પાસે ત્રણ ઇંચના ચોરસમાં એક એક ઇંચનાં ખાનાં કરાવી ભાત માટેનું ચોકઠું તૈયાર કરાવવું, અને પછી નીચેની ભાતોનો અભ્યાસ કરાવવો.




૯. સાદા ત્રિકોણોની ગોઠવણીથી ચોપટભાત યોજવી. (ભુરો અને નારંગી)
૧૦. સીધા અને આડા ચોરસો. ચોપટ ભાત યોજવી. (નારંગી અને લીલો)
૧૧. આડા ચોરસો અને ત્રિકોણથી ચોપટ ભાત યોજવી. (લીલો અને ભુરો)
૧૨. પદાર્થ. ભમરડાની આકૃતિથી ચોપટ યોજવી. (પીળો અને લીલો)
૧૩. પીપળાના પાનોની ગોઠવણીથી ચોપટ યોજવી. (જાંબુડો અને ભુરો)

ઉપલા અભ્યાસ માટે સુચનારૂપ અહીં આકૃતિઓ આપી છે. તેમાં રંગોની સપાટી જુદી સમજાવવા માટે કાળી લીટી અને કાળો રંગ છાપવામાં લીધા છે.

ઉપલી આકૃતિ પ્રમાણેજ બાળકો ગોઠવે એવું શિક્ષકે સમજવાનું નથી. બાળકો સ્વતંત્ર રીતે પોતાની ભાતો ગોઠવી શકે છે. શિક્ષકોને આ છાપેલી આકૃતિઓની ગોઠવણીઓ બાળકોના અભ્યાસ માટે માર્ગદર્શક થઈ પડે એ દૃષ્ટિએ આપવામાં આવી છે.

આવી રીતે એક યા અનેક પાયારૂપ આકૃતિઓ સાથે લઈ કમવાર કિનારીની તેમજ ચોપટ ભાતોની યોજના કરી શકાય છે, પણ આ ધોરણમાં એક કે બે પાયારૂપ આકૃતિઓ સાથે લઈ ભાતની ગોઠવણી બાળકો જાતે કરે એ ઇચ્છવા યોગ્ય છે. શિક્ષકે કિનારીની ભાતો તેમજ ચોપટ ભાતો અમુક પદાર્થ કે વસ્તુ માટે કાઢવાની છે એ સૂચના બાળકોને અગાઉથી આપવી. દાખલા તરીકે, સાડીની કોર, ગાદી માટે ચોરસ ભાત વગેરે, બાળાઓની શાળામાં ભરતકામમાં, રંગોળીમાં તેમજ બીજા ઘણા ઉપયોગમાં આવી ભાતો આવી શકે છે.

શિક્ષકે કા. પા. પર યોજેલી ભાતનું બાળકો અનુકરણ કરે એ ઇચ્છવાજોગ નથી. આથી બાળકોને સર્જક શક્તિનો ઝરો સુકાઈ જાય છે, અને તેઓને કામમાં રસ પડતો નથી. તેઓને કલ્પનાથી સુશોભિત રીતે ભાતોની યોજના કરવામાં શિક્ષકે પ્રોત્સાહન આપવું.

**ભૂમિતિનાં સાધનો—ફુટપટી અને કાટખુણીઓના ઉપયોગઃ—**

ફુટપટી પરના આંકડા અંગ્રેજી હોય છે તે બરાબર બાળકો પાસે ઓળખાવવા. ઓળખતાં આવડ્યાની ખાતરી કરવી, પછી ઇંચના ભાગ ગણાવવા. આખા ફુટમાં ઇંચના કેટલા ભાગ કર્યા છે તે ગણાવવા. પછી એક ઇંચમાં નાના કેટલા ભાગો કર્યા છે તે ગણાવવા ફુટ, ઇંચ અને દોરા વિષે પુરતો અભ્યાસ કરાવવો. એક ઇંચમાં ૧૬ દોરાવાળી ફુટપટીનો ઉપયોગ કરાવવો સુગમ પડશે.

**કાટખુણીઓઃ—**

*કાટખુણીઓ બે આવે છે. તે બન્નેમાં કયા ખુણાને કાટખુણો કહે* છે તે સમજાવવા માટે પ્રયોગો કરી બતાવવા. કાટખુણીઓ અને ફુટપટી ભાત કાઢવામાં અને માપસર ચિત્રકામમાં ઘણાં ઉપયોગી સાધનો છે. આ સાધનોનું પુરતું જ્ઞાન બાળકોને આપ્યા પછી નીચેનો અભ્યાસ કરાવવોઃ

ફુટપટી વતી સ્લેટની બાજુઓ માપો, ચોપડીની બાજુઓ માપો. સ્લેટની લંબાઈની બાજુનું શું માપ આવ્યું? ચોપડીની લંબાઈનું શું માપ આવ્યું? આવા સવાલો બાળકોને પુછી લંબાઈ પહોળાઈ વિષે જ્ઞાન આપવું.

નીચેનો અભ્યાસ ચોપડીમાં કરાવવો:—

(૧) નીચેનાં માપની સીધી લીટીઓ દોરો.
૨ ઇંચ, ૩ ઇંચ, ૨॥ ઇંચ, ૪ ઇંચ.

(૨) નીચેનાં માપની સીધી લીટીઓ દોરો.
૨॥ ઇંચ, ૩ ઇંચ ૪ દોરા, ૨ ઇંચ ૯ દોરા.

(૩) ચાર ઇંચની સીધી લીટી દોરો, પછી તેના બે સરખા ભાગ કરો.

(૪) ચાર ઇંચની સીધી લીટી દોરો, પછી તેના ચાર સરખા ભાગ કરો.
હવે બાળકોને માપ આપીને ચોરસ દોરતાં શીખવવું.

ચોરસ આકારનો કાગળ બતાવી ચોરસ વિષે સમજ પાડવી. દરેક બાજુઓનું માપ લઈ એક બીજી જોડે સરખાવી બાળકો પાસે કઢાવવું કે ચોરસની બાજુઓ સરખી છે કે નાના મોટી ? આવો થોડો અભ્યાસ થયા પછી કાગળમા અભ્યાસ કરાવવો.

નીચેનાં માપનાં ચોરસો કાઢો:—

| | |
|---|---|
| ૧) બે ઇંચનો ચોરસ દોરો. | (૪) પહેલા ચોરસનાં ચાર સરખા ભાગ કરો. |
| ૨) ત્રય ઇંચનો ચોરસ દોરો. | (૫) બીજા ચોરસના નવ સરખા ભાગ કરો. |
| ૩) ચાર ઇંચનો ચોરસ દોરો | (૬) ત્રીજા ચોરસના સોળ સરખા ભાગ કરો. |

**માપસર ચિત્રકામ (મેઝર ડ્રૉઇંગ):—**

દરેક બાળકને એક એક પોસ્ટકાર્ડ આપવું અને તેની પહોળાઈ અને લંબાઈ માપવા કહેવું. પછી કાગળમાં તેજ પ્રમાણનું આબેહૂબ માપચિત્ર પડાવવું. લંબાઈ પહોળાઈનું માપ અને કાટખુણો બરાબર મૂકયા છે કે કેમ તે પર પુરતું ધ્યાન આપવું.

આવી રીતે સાદી સપાટીવાળી વસ્તુઓ જેની લંબાઈ પહોળાઈ હોય પણ જાડાઈ ન હોય તેવી વસ્તુ પરથી માપચિત્રો કઢાવવાં. નીચેનો અભ્યાસક્રમ બાળકો પાસે કરાવવો:—

(૧) પરબીડીઆંના ઉપલા પૃષ્ઠનું પ્રમાણસર માપચિત્ર દોરો.

(૨) પેન્સીલ પેટીના ઉપલા પૃષ્ઠનું પ્રમાણસર માપચિત્ર દોરો.

(૩) દીવાસળીની પેટીના ઉપલા પૃષ્ઠનું પ્રમાણસર માપચિત્ર દોરો.

સ્મૃતિચિત્ર કઢાવવા માટે મુખ્ય ત્રણ રીત છે, જે નીચે આપી છે:

ક. અગાઉ પદાર્થો જે પદાર્થચિત્રના કામમાં ઉપયોગમાં લીધા હોય તેનું સ્મૃતિચિત્ર કઢાવી શકાય. કુદરતી પદાર્થો જેનો અભ્યાસ અગાઉ થયો હોય તેવા પણ સ્મૃતિચિત્રમાં કઢાવી શકાય.

શિક્ષકે ધ્યાનમાં રાખવું કે બાળકો ચિત્ર કામ કરતાં હોય તે વખતે વસ્તુ પ્રત્યક્ષ હોવી ન જોઈએ.

ख. અગાઉ બાળકોએ જોએલી હોય તેવી કોઈ પણ વસ્તુનું આબેહૂબ સ્વરૂપ કલ્પનાદ્વારા મગજમાં ખડું કરી તેના પરથી ચિત્ર દોરી શકે. આમાં વસ્તુ પ્રત્યક્ષ હોતી નથી.

ग. અમુક વસ્તુ બાળકોને નિરીક્ષણ કરવા આપવી, પછી તે લઈ લેવી, અને બાળકો જોઈ શકે નહિ તેવી જગાએ મૂકી દેવી. પછી બાળકોને તે વસ્તુનું આબેહૂબ ચિત્ર કાઢવા કહેવું. જો બાળકો ઘણી ભૂલો કરે, અને તેઓએ નિરીક્ષણ બરાબર કર્યું નથી એમ શિક્ષકને લાગે તો કામ બંધ કરાવી ફરી નિરીક્ષણ કરવા વસ્તુ આપવી. બે, ચાર મિનિટ નિરીક્ષણ કરવા દેવું અને પછી તે લઈ લેવી અને બાળકોને કામ કરવા કહેવું.

घ. આ ધોરણમાં પદાર્થચિત્ર માટે ઉપયોગમાં લીધેલી હોય, તેવી વસ્તુઓ:—

ચાનો ગોળ ડબ્બો, કિનાઇનનો ગોળ ડબ્બો, પીપ, પવાલી, તપેલી, બરણી, સીસા, બાલદી (ડોલ) મુસલમાની ટોપી, પ્યાલો; તાંબાકુંડી, ટોપલી, ઘંટ, કુજો, ઘડો, લોટો વગેરે નળાકાર અને શંકુ આકાર પદાર્થોનો આંખની સપાટી પર મુકાવી અભ્યાસ કરાવ્યો હતો, માટે બાળકો તેજ પ્રમાણે કાઢે એ વધુ ઇચ્છવાજોગ છે. સાદી વસ્તુઓ જેનો અભ્યાસ ત્રીજા ધોરણમાં શરૂઆતમાં થયો હોય તેવી અથવા બીજા ધોરણમાં છેલ્લો થયો હોય તેવી વસ્તુઓ:—

ફ્રેમ, પંખો, પતંગ, ધજા, ઢાલ, સ્લેટ, ગોળાકાર ઘંટ, થેલી, કરવત, કુહાડી, ભમરડો વગેરે.

કુદરતી પદાર્થો–પીપળાનું પાન, વડનું પાન, આંબાનું પાન, વગેરે પાનો. મોસંબી, જામફળ, પૈયું, કેળાં વગેરે ફળો.

ख. ઉપલી વસ્તુઓમાંથી ઘણીખરી વસ્તુઓ બાળકોએ જોએલી હોય છે. નદીકિનારે, દરીઆકિનારે, રેલવે સ્ટેશન પર તેમજ ઘરમાં, નિશાળમાં, કસરતશાળામાં, વગેરે જગ્યાએ જોએલી વસ્તુઓ.

ग. આપેલી क યાદીમાંથી, ફ્રેમ, પંખો, પતંગ, ઢાલ, સ્લેટ, ગોળાકાર, ઘંટ, થેલી, કરવત, કુહાડી, અને તે ઉપરાંત, બ્રશ, જોડા, ઝાડુ, છત્રી, કાંટો, હથોડી, ગાડીનું પૈડું, કુદરતી પદાર્થો જે क યાદીમાં આપેલા છે, તે સર્વ સ્મૃતિચિત્રના વિષયમાં લઈ શકાય છે.

**કુદરતી દેખાવો:—**

શાળાના અમુક ભાગનો દેખાવ, શાળા નજદીકનો સાદો દેખાવ, જમીન અને આકાશ, પાણી અને આકાશ, વગેરે સાદા કુદરતી દેખાવો. જમીન અને આકાશમાં માત્ર રંગથી કામ કરાવવાથી ઘણા સુંદર દેખાવ ચીતરી શકાય છે. જેમકે, આખા કાગળમાં ભુરો રંગ વાપરો, અને પછી જમીનનો જે ભાગ હોય તે જુદો કરો, અને તે ભાગ પર પીળો રંગ વાપરો, એટલે ભુરો અને પીળો મળી લીલો રંગ લીલા ઘાસનો થશે.

**ગતિવાળાં ચિત્ર:—**

મનુષ્ય, પ્રાણી અને પક્ષીઓના સાદા આકારો. પાઠમાંની વાર્તાઓ, ઐતિહાસિક વાર્તાઓના સાદા પ્રસંગોને લગતા દેખાવો, ભૂગોળને લગતા દેખાવો, શહેરનો સિપાઈ, શાળાનો પટાવાળો, રેલવે પરનો મજુર, પોસ્ટમેન, કાગળવાળો, મ્યુનિસિપાલિટિનો ઝાડુવાળો વગેરે પડાવી શકાય છે. રંગીન કાગળ અને પેસ્ટલનો ઉપયોગ કરવો જોઈએ.

અપૂર્ણ

## જીભનું અચકવું યા તોતડાપણું કેમ સુધારી શકાય.*

( ગતાંક પૃષ્ટ ૩૯૦ થી ચાલુ )

### વાણીની મુશ્કેલીના બે પ્રકાર:

જ્યારે વાણીમાં નડતર આવે છે ત્યારે બે જાતની ગુંચવણ હોય તેમ જણાય છે. અવાજ ઉત્પન્ન કરવાની અશક્તિ અગર શરૂઆતમાં ઉત્પન્ન કરેલા અવાજનું પુનર્કથન. બંને જાતની ગુંચવણમાંની ગમે તે જાતમાં તોતડો માણસ પછીથી પેદા કરવાના અવાજ ઉત્પન્ન કરવા અશક્ત નીવડે છે.

આવા પ્રસંગે નીચે જણાવેલી સૂચનાઓનો અમલ વધારે મદદગાર થઈ પડશે. જ્યારે કંઈપણ અવાજ પેદા ન થાય ત્યારે તે કાં તો ઉંડો શ્વાસ લેતો હોય છે યા તો પુષ્કળ ઉચ્છવાસ કાઢતો હોય છે. આ બેમાંની કોઈપણ સ્થિતિમાં કોઈપણ વ્યક્તિ હોય તો તે અવાજ કાઢી શકે નહિ. આવા પ્રસંગે તેણે શાંત રીતે ઉંડો શ્વાસ લઈ લીધા પછી બોલવાની ફરી શરૂઆત કરવી. જો પહેલો ઉચ્ચાર થયા પછી બીજો કરવા અશક્ત નીવડે તો ઉપર જણાવેલી કોઈપણ સ્થિતિ તે વખતે ચાલુ હોય છે; કાં તો તોતડાનું મોં પ્રમાણમાં વધારે યા ઓછું ઉઘાડું હોવાને લીધે તે ઉચ્ચાર

---

* "હાઈજીયા" નામના અંગ્રેજી લેખ પરથી સુધારા વધારા સાથે.

કરવા માગે છે કે જે માટે તેથી વિરૂદ્ધની સ્થિતિ ઉચ્ચાર પેદા કરવાને જરૂરની છે તે સ્થિતિમાં એકદમ આવી નહિ શકવાને પરિણામે અવાજ પેદા કરવા અશક્ત નીવડે છે. દાખલા તરીકે, ક, ખ, ચ, ઝ, ત, ટ, પ, ફ, બ, મ, ર, લ, વગેરેનો ઉચ્ચાર આવી ખામીવાળા માણસને મોટી મુશ્કેલી ઉભી કરે છે. મનમાં અવાજ પેદા કરવાનો આશય રાખીને આખોજ શબ્દ ફરી બોલવો તે વધારે ફાયદાકારક નીવડશે. પાસે ઉભેલો માણસ પોતાની ખોડનો જાણીતો છે તે બાબતની શરમ યા બીક રાખ્યા સિવાય તોતડા માણસે આ સિદ્ધાંત અમલમાં મૂકવો. પાસે ઉભેલા માણસને બહુ કરીને એમજ જણાશે કે બોલનાર માણસ વિચાર કરવામાં અને બોલવામાં બહુ કાળજી રાખે છે અને પોતાના વિચારો ધીમેથી અને સ્પષ્ટતાથી દર્શાવે છે.

માનસિક અને ગભરાટને લગતે વિચાર રાખીને તોતડાપણાના કુદરતી ઉપાય કરવાના હોય છે. તોતડા માણસે પોતાની ખોડ દૂર કરવા હૃદયપૂર્વક ઇચ્છા કરવી જોઈએ. આ વિચાર ઉપરચોટીઓ લાગે પણ ઘણી વખત આવી વ્યક્તિઓ આ બાબતમા બહુજ બેદરકાર હોય છે. સુધરવાની ફક્ત ઇચ્છાજ રાખવી તે પુરતું નથી, પણ તે બાબતમાં તેણે શાંતિથી અને સતત પ્રયત્ન કરવો જોઈએ. પોતાની આ સ્થિતિ સુધારવા વખત આપવો જોઈએ, વિચાર કરવો જોઈએ, લક્ષ આપવું જોઈએ. ગમે તેટલી નિષ્ફળતાઓ મળે તોપણ તે પદ્ધતિ તેણે ચાલુ રાખવી જરૂરની છે, અને જે થોડોઘણો અને ધીમો સુધારો થતો જાય તેથી સંતોષ માનવો જોઈએ.

વ્યક્તિગત પ્રયત્નોજ લાભકારક છે. તોતડા માણસે ખ્યાલ રાખવો જોઈએ, કે પોતાનાજ પ્રયત્નો સિવાય ખોડ દૂર થઈ શકશે નહિ. આ ખોડ દૂર કરવામાં કંઈ જાદુઈ ઉપાય હોયજ નહિ. તેણે પોતાની ખોડથી વિગતવાર પુરતા માહિતગાર રહેવું જોઈએ ને તેની સામે થવાની તૈયારી રાખવી જોઈએ. પોતાના જાતિભાઈઓથી આ બાબતમાં પોતે નિડર હોય તેનો ભાવ રાખવો તેમજ જે સ્થિતિઓમાં પોતે હરકત આવશે તેમ માનતો હોય તે સ્થિતિ માટે પણ નિડર રહેવું. ડરપોકપણું, ઉતરતા દરજ્જાની લાગણી, લાચારી, અશક્તિ, અળગાપણાની વૃત્તિ અને તેવાં બીજાં કારણોની સામે થવુંજ જોઈએ. પોતામાં તેમજ વાણી ઉત્પન્ન કરનાર અવયવો પર ખાસ કરીને શ્રદ્ધાની લાગણીને ઉત્તેજન આપવું અને તે વિકસાવવી. આ

તા. ૨૫-૧-૩૬. વિકાસ અને ચેતન દૈનિક ક્રમ પ્રમાણે વધારે માલમ પડયાં.

તા. ૨૬ તથા ૨૭-૧-૩૬. નિરીક્ષણ કર્યા સિવાય આળસમાં ગયાં.

તા. ૨૮-૧-૩૬. આજે તો બહુજ મોટા થયેલાં માલમ પડયાં આજનું કદ લગભગ હોલા જેવડું હતું. તેના દેખાવમાં ઘણો ફેર માલમ પડતો હતો. આંખો સ્પષ્ટ ઉઘડેલી માલમ પડતી હતી અને મારી સામું જોઈ ચાંચો મારવાની કોશિષ કરતાં હતાં. ચાંચો ઉઘાડયા પછી બંધ થવાથી અવાજ થતો હતો. ચાંચોએ કાળાશ વધારે પકડી હતી. છેડે ઝાંખો ધોળો રંગ હતો. ઉપલા બે પગોએ પાંખોનું રૂપ લીધું હતું. બચ્ચું નાની પાંખો વખતે વખતે ફફડાવતું હતું અને તેની પીઠ ઉપર શેહડીના જેવી સળીઓ પીછાંને ઠેકાણે દેખાતી હતી. પીઠને ઠેકાણે પણ તેવીજ સળીઓ હતી. ઉપરના પીળા વાળ ઓછા દેખાતા હતા. નીચેના પગ મોટા અને તેનાં આંગળાં સ્પષ્ટ દેખાતાં હતાં, મતલબ કે બચ્ચું પારેવાના સંપૂર્ણ વિકાસનું નાનું રૂપ હતું.

તા. ૨૯-૧-૩૬. હું ખુરસી ઉપર બેઠો બેઠો ચોપડી વાંચતો હતો. ત્યાં મારે કાને બચ્ચાંઓનો અવાજ આવ્યો. મારા ઓરડામાં બધા સાંભળી શકે તેવો આજનો પ્રથમ અવાજ હતો. ઈંડાંમાંથી નીકળ્યા પછી લગભગ નવમે દિવસે બોલવાની શરૂઆત કરી. હું બચ્ચાંઓને જોવા ઉઠયો, અને કમાડ ઉપર ચડયો એટલે બચ્ચાંઓએ બીતિથી મારા તરફ ઝડપથી ચાંચો મારવાના દેખાવો કર્યા અને ચણાના પોપટાને હાથમાં દાબી જેવો અવાજ થાય તેવો અવાજ કરવા લાગ્યા. હવે તો તેનું કદ વધારે વધારે થતું જતું માલમ પડતું હતું. આપણે વાર્તા કહેતાં કહીએ છીએ કે ' દિવસે ન વધે તેટલો રાત્રે વધે અને રાત્રે ન વધે તેટલો દિવસે વધે' તેમ આ બચ્ચાંઓ વધવા લાગ્યાં. તેના શરીરની ચામડીનો રંગ કાળો હતો અને માથે પીળા પીળા આછા વાળ હતા. આંખની કીકીઓ કાળી ભમ્મર હતી. પગ કાળા હતા. એકંદરે આખું શરીર કાળું હતું. ચાંચના છેડાનો થોડો ભાગ ધોળો ભુરો હતો. બચ્ચાંની આજુબાજુ ચરક હતી, જેથી ત્યાં ગંધ આવતી હતી.

તા. ૩૦-૧-૩૬. પુછડીના છેડે આછું આછું રૂ જેવું ઉગેલું જણાતું હતું.

તા. ૩૧-૧-૩૬. બચ્ચાંઓને તેની મા ચાંચમાં ચાંચ ભરાવીને ચણ આપતી હતી. બચ્ચાંઓએ આજથી ખોરાક ખાવો શરૂ કર્યો હતો. જો

કે મેં તેની બાજુમાં ચર મૂકી હતી, તોપણ બચ્ચાંઓ ચણતાં ન હતાં. તેની મા ખવરાવે ત્યારે ખાતાં હતાં.

રાત્રે હું ફાનસના અજવાળામાં આંટા મારતો હતો ત્યારે મારો પડછાયો નાનો મોટો સામેની દિવાલ ઉપર પડતો હતો. જ્યારે તે પડછાયો નાનામાંથી મોટો થતો હતો ત્યારે બચ્ચાંઓ તે જોઈ ભીતિને લઈ સ્વરક્ષણ માટે ચાંચો મારતાં હતાં તેના અવાજો સાંભળતો હતો. જ્યારે હું ફરતો રહી જતો ત્યારે તે અવાજ બંધ પડતો. મને એમ લાગ્યું કે મારા ફરવાથી વૃથા બીકને લીધે બચ્ચાંઓ અધમુવા થઈ જશે. રખે મરી જશે, તેથી મેં મારૂ ફરવાનું બંધ કર્યું હતું.

તા. ૧-૨-૩૬. હવે તેની મા થોડો થોડો વખત બચ્ચાંઓથી દૂર બેસતી હતી. તેણે પ્રથમની જેમ આખો વખત બેસવાનું બંધ રાખ્યું હતું. આજે તો તેના શરીર ઉપર નાનાં નાનાં અસંખ્ય પીછાંઓ જોવામાં આવ્યાં હતાં. તા. ૨૮મીએ શેળાડીના જેવી જે સળીઓ જોવામાં આવી હતી તે પાંખોની નીચે ચામડીની સાથે જોડાઈ ગઈ હતી. તેને છેડે તેમજ ઉપર બધે સ્થળે પીછાં ઉગેલાં દેખાતાં હતાં.

તા. ૨-૨-૩૬. તેના ગળાનો ભાગ બહુ ઉપસેલો માલમ પડતો હતો ચાંચ તો તેની મધ્યે આવેલી હતી. પારેવું પોતાના ગળાને ઘુ ઘુ કરી ઘણી વખત ફુલાવે છે તે આપણે જોઈ શકીએ છીએ; આ ગળું કદાચ તેના કોઠાર તરીકે ઉપયોગમાં આવતું હશે, કારણ કે પારેવું બહાર ચણી આવીને તેના બચ્ચાંને ગળામાંથી દાણા કાઢીને ખવરાવે છે.

તા. ૩-૨-૩૬. પારેવાનું કદ હોલાના કરતાં લગભગ દોઢું માલમ પડતું હતું. રીતસર હવે તો મોટા પીછાં અને નાની નાની પાંખો આવેલી જોઈ શકાતી હતી.

તા. ૫-૨-૩૬ બચ્ચાંઓની નાની પુછડી તથા નાની પાંખો થોડી મોટી થઈ હતી. એકંદરે બચ્ચાંઓ પારેવાનું સંપૂર્ણ નાનું રૂપ હતાં.

ત્યારપછી એક અઠવાડીએ બચ્ચાંઓ મારો ઓરડો છોડી વિશાળ દુનિયામાં પાંખો ફફડાવતાં ફફડાવતાં ઉડી ગયાં અને પોતાના વિકાસક્રમની નોંધ શાળાપત્રની ઓફિસ ઉપર મોકલવાનું કહી ગયા.

છ. વ. મલકાણ

——×——

# ગુજરાતનો કલાભંડાર

હિંદુ ઇસ્લામની સંગમકલાનો ઇતિહાસ ગુજરાતના મધ્યકાલિન મહાલયોમાં લખાએલો છે. અમદાવાદ શહેરજ ઇતિહાસનો એક અજબ કલાગ્રન્થ છે. સૌંદર્યનું વેરણછેરણ થએલું અમદાવાદ એક ઉદ્યાન છે. સુરતની અને સુરતીઓની સૌંદર્યભાવના રસમાં, રૂપમાં, સ્વાદમાં, સુગંધમાં, સંગીતમાં કવિતામાં અનેકધા વિકસેલી છે. જામનગર સૌરાષ્ટ્રનું સુરત છે. કુંકુમ, ફૂલ, અત્તર, બાંધણી, જરીકામ, સંગીતશાસ્ત્રવિશારદતા અનેકધા ત્યાં મ્હોરેલાં છે. વર્તમાનયુગના અમદાવાદ શહેરને ને મુંબઈ નગરીને ત્યાંના શેઠીઆઓએ શણગારી છે. વડોદરાને મહારાજા સયાજીરાવ ગાયકવાડે શણગાર્યું છે. ભાવનગર, જુનાગઢ, જામનગર, મોરબી, ગોંડળ, પોરબંદરને સૌ ત્યાંનાં રાજવીઓએ ઓછાં વધતા શણગારેલાં છે. પણ ગુજરાતનો પ્રાચીન કલાઇતિહાસ એટલે ગુજરાતવાસી આર્યતાનો કલાઇતિહાસ, બૌદ્ધોનો કલાઇતિહાસ, શૈવોનો કલાઇતિહાસ, જૈનોનો કલાઇતિહાસ, ઇસ્લામનો કલાઇતિહાસ, વૈષ્ણવોનો કલાઇતિહાસ, ગુજરાતનો કલાઇતિહાસ એમ પચરંગી છે. દ્વારિકાના હરિમંદિરોમાં બૌદ્ધ, શૈવ ને વૈષ્ણવી સૌંદર્યછાયાઓ ગુંથાએલી છે. મહારાજ અશોકના શિલામન્ત્રો, વલ્લભીપુરનાં કોઇક કોઇક ખંડેર, ગીરનાર શિખર પરનાં અને સાગરતીરનાં કોઇક કોઇક મંદિરો, સુદર્શન સરોવરની સીમાઓ, ને ભાંગેલી ભોખડો, એ બૌદ્ધ કલાઇતિહાસના ભાગ્યાતૂટ્યા અક્ષરો છે. પ્રભાસપાટણનાં સોમનાથનાં ખંડેર, સિદ્ધપુરના રુદ્રમહાલયનાં ઉચ્ચ ભવ્ય તોરણો, પાટણના રાણીવાવ, મોઢેરાનાં ખંડેર, ઝીંઝુવાડાનો ઉત્કંઠ કિલ્લો, જુનાગઢના ઉપરકોટનાં કાંગરા, એ શૈવયુગની જાહોજલાલીના ભાંગેલા કીર્તિસ્તંભો છે. એજ કાળમાં જૈનયુગ પણ પ્રવર્તતો હતો. ગીરનાર અને સિદ્ધાચળને શિખરે, આબુને અને તારંગાને માથે, સુરત, અમદાવાદ, જામનગરને ખોળે, જૈનસંઘે સૌંદર્યના અમર અલંકાર ગુજરાતને ધરાવેલા છે, અને પછી આવ્યો ઇસ્લામનો યુગ. અમદાવાદ એટલે ઇરાનની સૌંદર્યવિધાનનું સંગ્રહસ્થાન. વીસ લાખની વસ્તીના આ શહેરમાં મસજીદોના એક હજાર મિનારા હતા. બાદશાહી સોનાટંકશાળ હતી. નાગોરથી સાલસેટ ટાપુ સુધીની સલ્તનતનું આ રાજનગર હતું. હુમાયુન, અકબરશાહ, જહાંગીરશાહ, શાહજહાન અને ઔરંગઝેબ બાદશાહો આપણી નગરીમાં વસી ગએલા છે. બાદશાહજાદાઓ અમદાવાદની સુબાગિરિમાં ગૌરવ માણતા. શહેનશાહબાનુ નૂરજહાં, અને શાહબાનુ મુમતાઝમહાલ આપણા સાબરતીરે રહી ગયાં છે. આજમ-

ખાનનો મહેલ બાદશાહીના એક સુબેદારનો મહેલ છે. દાદાહરીની વાવ બાદશાહીની એક દાસીએ બંધાવેલો રાજમહેલ છે. સરખેજનો રોજો, દરિયાખાનનો ઘુમટ, બાદશાહોના ધર્મગુરુના રોજા (હતા) છે. મુમતાઝની પ્રેમસમાધિ ને મૃત્યુવાસ યમુનાતીરે મંડાયા તે પૂર્વે મુમતાઝના રંગમહેલ ને સંસારવાસ સાબરતીરે મંડાયા હતા. સર ટોમસ રો અમદાવાદ જોઈને મોહ્યો હતો. તે ભાખી ગયો છે કે દેશદેશની વસ્તુઓ અને દેશદેશની જનતા માણેકચોકમાં અને ત્રણ દરવાજે એકઠી મળતી. ઉર્દુ કવિતાનો પ્રથમ કવિ વળી અમદાવાદી હતો. ઈસ્લામની જાહોજલાલીનો ઇતિહાસ કંઈક વણસુંસાએલો આજ પણ અમદાવાદમાં મોજુદ છે. પછી ગુજરાતમાં જાગ્યો વૈષ્ણવયુગ. નરસિંહ મીરાંથી મંડાએલો એ યુગ કલાપ્રેમી પ્રેમાનંદ અને દયારામભાઈમાં ખીલી નીકળ્યો. વલ્લભસંપ્રદાયની ફૂલમંડળીઓ અને હિંડોળા, પૂજાસામગ્રી, કીર્તન સંગીત ને છપ્પન ભોગ તેમજ સ્વામીનારાયણ સંપ્રદાયનાં મંદિરમહાલયો—એમણે વૈષ્ણવી કલાવિધાનોથી ગુજરાતને શોભાવ્યું. આમ ગુજરાતનું ઐતિહાસિક કલાવિધાન પંચામૃત સરખું પંચ પરમ દ્રવ્યોનું બનેલું છે.

ગુજરાતની સૌંદર્યવાટિકા વિવિધ અને વિશાળ છે, જગદ્મોહિની છે. એ સામાં ગુર્જરી સૌંદર્યોદ્યાનમાં પરમ રસકલા, સર્વશ્રેષ્ઠ ફૂલકલિકા, તો ગુર્જર સુંદરી શું હિંદુ કે શું ઇસ્લામી? શું પારસી કે શું ખ્રિસ્તી? કે પછી શું યાહુદી? ગુર્જર સુંદરીના ગરબા ભરતખંડમાં અનુપમ છે, જગતભરમાં અનુપમ છે; ગુજરાતણ જગત સુંદરીઓમાં એવી અનુપમ છે. ગુર્જર સુંદરીઓનો પોષાક, સગવડસૌંદર્ય અને લાજમર્યાદાને માટે બેનમૂન છે. મદ્રાસમા, મહારાષ્ટ્રમાં, બંગાળામાં, ઘણી નવસુંદરીઓ ગુજરાતના પોષાક ઉપર મોહી છે અને ધારણે કીધો છે. ગુજરાતની સંસ્કૃતિની, સંગીતની, કલાની, કવિતાની, ધાર્મિકતાની, ગુર્જર સુંદરી પરમ પુણ્યકલિકા છે; એની પાંખડીએ અદ્દભુત અને અલૌકિક પરિમલ પમરે છે. રાજમહેલમાં તેમજ ગરીબોની ઝુંપડીઓમાં ગુર્જર યશકલારૂપ ગુજરાતણ જન્મે છે. રણવાસમાંની એ રાણકદેવી અને સહસ્ત્રલિંગ તળાવ ગોડતી એ જસમા ઓડણનો પરિવાર નિર્વંશ નથી થયો. ગુજરાતને ગામેગામ સતીઓની દહેરીઓ છે. ગુજરાતની એ નવસુંદરીઓ! ગુજરાતની એ ગરવી ગુણિયલનું, એના પુણ્યનું, એના સૌંદર્યનું એના સતીત્વનું નવવિકાસને નામે, નવયુગને નામે, નવ ભાવનાઓને નામે રણે ખુન કરતી હો!

એ થઈ ગુજરાતના કલાઇતિહાસની રૂપરેખા; ગુજરાતના અર્વાચીન કલાદર્શનની કાંઈક ઝાંખી કરી લઈએ.

આજે દેશની જે ગરીબી છે, પ્રજાની જે ગરીબી છે, તેજ કલા અને કલાવંતોની ગરીબી છે. વીસમી સદી ભરતખંડમાં તો છાપનીઆથી બેઠી તે પછીની પચ્ચીસીમાં કેટલીક નાની નાની દુકાળની છાંયડીઓ આવી ગઈ. મોઘવારી અને અછત છાપનીઆ પછી વધી ગઈ. કલાઓની પણ એવી અછત અને મોંઘવારી છે. તોયે ગુજરાત 'ભાંગ્યું ભાંગ્યું પણ ભરૂચ' છે. ગુજરાતનો બગીચો કરમાયો છે, છતાંયે કરમાયેલો પણ બગીચો છે, સો વર્ષ ઉપર સ્વામીનારાયણનાં મંદિરો બાંધનાર કારીગરો ગુજરાતમાં હતા. પોણોસો વર્ષ ઉપર આ હઠીભાઈની વાડી ને અંજનશલાકા બાંધનાર પ્રેમચંદ સલાટ હતા. વાસેક વર્ષો ઉપર તાજુબ કરે એવું ફતાશાહની પોળમાનું, ખેતરપાળની પોળમાનું, શેઠની પોળમાંનું દેરાસર બંધાવનાર રવિકરણ અને ગુલાબજી હતા. પચ્ચાસેક વર્ષો પર મૌલાબક્ષ ને આદિત્યરામજી જેવા સંગીતાચાર્યો ગુજરાતના ખોળે રમતા, રાજા રવિવર્મા આપણે ત્યા નથી નીવડયા, પણ છેક ચિત્રકલા વિનાનું ગુજરાત નથી રહ્યું. સમસ્ત ભારતપૂજ્ય ને આર્યાવર્ત પ્રખ્યાત એક ચિત્ર તો ગુજરાતે આ યુગમા આપ્યું છે. આ પ્રજાયુગમાં સ્વદેશભક્તિના આ સવારમાં, હિંદમૈયાની મૂર્તિ આપણા ગુજરાતી ચિત્રકાર સદ્ગત મગનલાલ લીલાધર શર્માએ આપી છે. માતૃભક્તિની તાદશતા એ ગુજરાતીએ ખડી કરી. કવિઓ તો ઘણા થયા તોય સાહિત્ય વાંઝિયું નથી રહ્યું. સરસ્વતીચંદ્રનાં ચાર પુસ્તક ૧૯ મી કે ૨૦ મી સદીની જગતસાહિત્ય પરિષદમાં પ્રવેશતાં ગુજરાતીઓને શરમાવું પડે એમ નથી. ગુજરાતના ધનિકો જેમ ધન કમાઈ જાણે છે તેમ ખોબલે અને ટોપલે આપીએ જાણે છે. ત્રીસ લાખની સખાવત કરનાર જમશેદજી તાતા, પંદર લાખની સખાવત કરનાર સર વિઠ્ઠલદાસ જેવા વિદ્યારસિક મહાગુર્જરો આ યુગના યુગપુત્રો છે. પ્રેમચંદની ભારતીય ઉદારતા લાખોની હતી. અમદાવાદમાંજ રણછોડભાઈ કુટુંબની છેલ્લાં ૫૦ વર્ષોમાંની સખાવતોનો સરવાળો લાખોનો છે. તિલકસ્વરાજ્ય ફાળાની વખતે લગભગ ૫૦ લાખ રૂપીઆ ગુજરાતીઓએ દેશયજ્ઞમાં હોમ્યા હતા. જગડુશાહ, વિમળશાહ, ને સમાળશાહનો, વસ્તુપાળ ને તેજપાળનો પુણ્યશ્લોક એ ગુર્જર વૈશ્યોનો વંશવિસ્તાર હજી આથમી ગયો નથી. મહારાજ સયાજીરાવ ગાયકવાડ જગતના કોઈપણ મંત્રીમંડળમાં ઓજસ્ પાડે. મહારાજા જામશ્રી રણજીતસિંહજીએ અંગ્રેજી દેશોમાં અંગ્રેજી ખેલના અખાડાઓમાં દિગ્વિજય કર્યો છે. મહાત્માજીનું માહાત્મ્ય, ને કસ્તુરબાનું શીલ વર્તમાન ગુજરાતના દામ્પત્યનું એ પરમ દર્શન આજે જગતવંદના

પામી રહ્યું છે. જગતનો તપસ્વી આજ આપણી વાડીએ છે. ગુર્જરી સૌંદર્યોદ્યાનમાં આજનાં એ પુષ્પો કેટલાં સુંદર છે? ગુજરાતની આત્મ-સમૃદ્ધિ ઓછી, અધુરી, ઓસરેલી તોય થોડી નથી.

આપણો સુંદર ગુજરાત ભરતખંડનો ગુલઝાર વ્યાપારપ્રધાન દેશ છે. ઉદ્યોગપરાયણ ગુજરાતનાં બંદરોએથી ભરતખંડનો વેપાર દેશપરદેશ જતો આવતો. સુરત, અમદાવાદ, પાટણ, સૌરાષ્ટ્રની કારીગરી છે તે બધી જગતનાં બજારોમાં જતી. બાદશાહો અમદાવાદી મશરૂ ને કીનખાબ પહેરતા. ગુજરાતના હુન્નરઉદ્યોગો ભૂતકાલમાં સૌંદર્યવિહોણા ન હતા, વર્તમાનમાં કલાવિહોણા નજ હોય. કાપડમાં પોત અને ભાત બન્ને પારખનારા તો પારખે છે. પ્રજાજીવનનું એ પોત એટલે હુન્નરઉદ્યોગો અને ભાત એટલે સૌંદર્ય ને કલા. કલા એ ઉદ્યોગની વિરોધી નથી. પોત એ ભાતની પેઠે એકબીજાની પુરવણી છે. અમદાવાદી અતલસના રંગો, અમદાવાદી મશરૂની વિવિધ ભાતો, અમદાવાદી કીનખાબનું કસબીપણું, અમદાવાદની ઉદ્યોગ-ભાવનાનું તેમજ સૌંદર્યભાવનાનું દર્શન છે. ગુજરાતના કેટલાક કલારસિકો ને કેટલાક ધનિકોનો આ સમારંભ ગુજરાતના સર્વ કલારસિકો ને સર્વ ધનિકોનો સમારંભ થાય એવી કયા ગુજરાતીની ભાવના ન હોય?

પણ આશાને એ આંબે મહોર ક્યારે આવે? પ્રેરણા અને પરિશ્રમ સંગાથે સંચરે ત્યારે. સર્વ કલાવિધાયકોને મારી એક વિનતિ છે કે પરિશ્ર-મને પરિત્યાગશો મા. કલાકારનો સ્વભાવ લ્હેરકો હોય છે. પણ આનંદી પ્રકૃતિ એટલે આળસુ પ્રકૃતિ એમ અનર્થ થવો ન જોઈએ. પ્રેરણાના પ્રેરાએલાઓને પણ પરિશ્રમનાંજ પાણી ઉછેરે છે. સર્વમાન્ય લોકોક્તિ છે કે ૨% પ્રેરણા ને ૯૮% પરિશ્રમ. પ્રેરણાના બાળકો પરિશ્રમનાં પાવણ વિનાનાં, બાલપણામાંજ કરમાઈ જતાં અનેક દીઠાં છે.

પ્રજાનાયકોને તેમજ રાજ્યનાયકોને અંતિમ મારી એક વિનંતી છે. ધર્મને, કલાને, કેળવણીને રાજકીય પક્ષાપક્ષીથી દૂર રાખજો. ધર્મની ભાવના તો પ્રજાત્વથી યે દૂર છે. કલા અને કેળવણી પ્રજાત્વથી દૂર ન હોય. કોઈ પણ પ્રજાનું સાહિત્ય તેની દેશની ભાષાથી, તેની માતૃભાષાથી નિરાળું નજ હોય. આત્મવિહોણું મનુષ્ય હોય તો પ્રજાત્વવિહોણી પ્રજા સંભવે. પણ ઇંગ્લેંડનું પ્રજાત્વ એટલે કોન્ઝર્વેટિવની કે લિબરલની, લેબરની કે રેડિકલની છાવણી નહિ. ઇંગ્લેંડનું પ્રજાત્વ એટલે એ સર્વે છાવણીનો સંઘસમુદાય ઓક્સફર્ડ ને કેમ્બ્રિજ. ક્રિસ્ટલ પેલેસ ને બ્રિટિશ મ્યુઝિયમ એટલે સંસારિક કે રાજ્યની પક્ષાપક્ષી નહિ. માટે ગુજરાતના એ પ્રજા-

નાયકો ! ગુજરાતના મહારાજાઓ ! ગુજરાતની આજની એ સાર્વભૌમ સરકાર ! ધર્મમંદિર, કલામંદિર, સરસ્વતીમંદિર પક્ષાપક્ષીથી દૂર રાખજો. નરસિંહ મહેતા ગાઈ ગયા છે કે,—

"પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર સમદ્દષ્ટીને સર્વ સમાન."

ધર્મ, કલા, ને કેળવણીના પાયા સમદષ્ટી ઉપર માંડજો. પક્ષાપક્ષીમાં પરમેશ્વર નથી.

(યુગધર્મ પુ. ૩)

સોમચંદ નથુભાઈ (પ્રથમ વર્ષ સ્કોલર)
પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.

## પાઠની નોંધ-કવિતા

### વરસાદની આત્મકથા

૧. હરિગીત

સાગર, સરોવર સૌ સુકાયા, સૂર્ય કેરા તાપથી,
ધરતી ધખ્યા ત્યાં જળરૂપે હું, ઉકળ્યો સંતાપથી;
મુજ માતનું દુઃખ દૂર કરવા, આદરી મુસાફરી,
ને વાયુરૂપી વ્હાણમાં બેસી સફર નભમાં કરી.

૨. દોહરા

વરાળ રૂપે વ્યોમમાં, વિચર્યો વાયુ સંગ;
ઉંચે ચઢીને મ્હાલતો, ધારી અંગ ઉમંગ.

૩. તોટક

ધરી વાદળરૂપ રહું ફરતો, ધરણી પર છાંય સદા કરતો;
ગિરિ શૃંગ ચઢી કદી આથડતો, બહુ મોજથકી નભમાં તરતો.

૪. સવૈયા

જળભર વાદળ થાતા આવું, ગર્જનની નોબત સાથે,
મશાલ, વીજળી ધરતી મુજને, લોક ધરે છત્રી માથે;
અમૃતશી રસવૃષ્ટિ કરીને, નવજીવન દઉં હું સઉને,
લીલી સાડી ધારી ધરણી-માત વધાવે છે મુજને.

૫ ગઝલ (ઉપસંહાર)

પ્રવાસે નીકળીને જે, હરે છે દુઃખ માતાનું,
સહીને કષ્ટ, ધન લાવે, કરે કલ્યાણ જનતાનું;
દિયે વરસાદની પેઠે, બધુંયે મિષ્ટરૂપે જે,
ખરે, સંસાર સાગરમાં, સફર તેની, સફળ થાયે.

# ધોરણ સાતમું.

વિષય—:કવિતા ( આખ્યાયિકા પ્રકારની ).

સામાન્ય હેતુ:—રસવૃત્તિ કેળવી કાવ્યનો આનંદ આપવાનો.

વિશેષ હેતુ:—'વરસાદની આત્મકથા' વિષે કવિતા શીખવવાનો.

સાહિત્ય:—ભાવાર્થ સમજાવવા માટે તૈયાર કરેલાં ચિત્રો.

શિક્ષક:— શંકરભાઈ ત્રિકમભાઈ પટેલ

તારીખ:—૧૩–૮–૩૮

સમય:—૪૦ મિનિટ

| પાઠના વિભાગ અને મુદ્દા | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| આરંભ—<br>(૧) વર્ગવ્યવસ્થા<br>(૨) પૂર્વજ્ઞાનની કસોટી | પ્રથમ વર્ગને ડ્રિલ કરાવી વ્યવસ્થિત કરીશ.<br>નીચેની હકીકત છોકરાઓને કહી સંબળાવી તે કોને લાગુ પડે છે તે કહાવીશ:—<br>" મારૂં નામ ચાર અક્ષરનું છે. હું જુદાં જુદાં રૂપ ધરું છું ને પૃથ્વીથી આકાશ સુધીની મુસાફરી કરું છું. મારા ઉપર પ્રાણી, વનસ્પતિ, વગેરે સૌનો આધાર છે. હું ચોમાસામાં આવું છું ને સૌને આનંદ આપું છું. કહો, મારૂં નામ શું ? "<br>જવાબ મળ્યા પછી વરસાદ સંબંધી જે હકીકત છોકરાઓ જાણતા હશે તે, પ્રશ્નો પૂછી કહાવીશ.<br>પ્ર. કોઈ પોતાની હકીકત પોતે કહી બતાવે તેને કેવી કથા કહેવાય ? નહિ આવડે તો 'આત્મભોગ', આત્મશ્લાઘા', | |

| | | |
|---|---|---|
| (૩) રજુઆત | 'આત્મવિશ્વાસ' વગેરે શબ્દો ઉપરથી સૂચક પ્રશ્નદ્વારા 'આત્મકથા' શબ્દ કઢાવીશ.<br>પ્ર. પ્રથમ મેં કહી સંભળાવી હતી તે કોની આત્મકથા છે ?<br>તમે વરસાદની આત્મકથા ગદ્યમાં જાણો છો. એવી કથા પદ્યમાં છે તે આજે શીખીએ. | |
| ૨. પાઠનો મુખ્ય વિષય<br>(૧) શિક્ષકનું ગાયન<br>(૨) વિદ્યાર્થીઓનું ગાયન | એ કવિતા યોગ્ય ઢબે ગાઈ બતાવીશ.<br>પછી એ કવિતા બધા છોકરાઓને ઉભા કરી સમૂહમાં ગવરાવીશ. | |
| (૩) ભાવાત્મક વાચન<br>(૪) શબ્દોચ્ચાર | ભાવ સમજાય એવી રીતે એ કવિતા હું વાંચી બતાવીશ.<br>કા. પા. માં લખેલા શબ્દોના ઉચ્ચાર સમૂહમાં તેમજ વ્યક્તિગત કરાવીશ. | શબ્દોચ્ચાર<br>વ્યોમ, વિચર્યો, શૃંગ, વૃષ્ટિ. |
| (૫) શાંત વાચન<br>(क) કસોટીના પ્રશ્નો | કવિતા વાંચી રહ્યા પછી પ્રથમ નીચેના બે પ્રશ્નોના ઉત્તર આપવાના છે તે તરફ છોકરાઓનું ધ્યાન ખેંચીશ:—<br>(૧) વરસાદની માતા કોણ ? (૨) વરસાદને વધાવતી વખતે તેની માતા કયા રંગની સાડી ધારણ કરે છે ? | |
| (ख) સૂચનાઓ અને શબ્દાર્થ | ઉપરના બે પ્રશ્નો ઉપરાંત બીજા ઘણા પ્રશ્નોના ઉત્તર આપવાના છે, માટે બરાબર સમજીને વાંચવું, હોઠ બંધ રાખીને મનમાં વાંચવું, વગેરે સૂચનાઓ આપીશ. | શબ્દાર્થ<br>ધખી, ગરમ થઈ<br>આદરી, શરૂ કરી<br>નભ, વ્યોમ } આકાશ |

અઘરા શબ્દોના અર્થ કા. પા. માં લખ્યા છે તે તરફ ધ્યાન ખેંચી, એ સિવાયના અઘરા શબ્દોની નોંધ કરી છેવટે મને પૂછવા કહીશ ત્યારબાદ છોકરાઓને શાંત વાચન કરવા કહીશ.

વિચર્યો, ગયો
ધરણી, પૃથ્વી
જળભર, જળથી ભરપુર
ગર્જન, ગર્જના
અમૃત શી, અમૃત જેવી
રસવૃષ્ટિ, રસની વૃષ્ટિ
જનતા, જનસમૂહ
મિષ્ટ, મીઠું

(૬) કસોટીના પ્રશ્નોનો નિકાલ

છોકરાઓ કવિતા વાંચી રહેશે એટલે શાંત વાચનની કસોટીના પ્રશ્નો પૂછી તેમનો નિકાલ કરાવીશ. છોકરાઓએ નોંધેલા શબ્દોના અર્થ, તે શબ્દો વાકયમાં વાપરી બતાવી સમજાવીશ. ત્યારબાદ કેટલાક અઘરા શબ્દોના અર્થ પૂછી આવડયાની ખાતરી કરીશ.

(૭) ભાવાર્થના પ્રશ્નો

(૧) આજે તમે કોની આત્મકથા વાંચી? એની માતા કોણ? ધરતી માતાને શું દુઃખ પડયું? એ દુઃખને લીધે પાણી ઉપર શી અસર થઈ? પાણી ઉકળ્યા પછી કયું રૂપ ધારણ કરે છે? (૨) વરાળ ઉંચે આકાશમાં શા માટે જાય છે તે સંબંધી કવિ શું કહે છે? વરાળ, વાયુ સાથે ઉંચે ચઢે છે તે સંબંધી શી કલ્પના કરી છે? વાયુરૂપી વહાણમાં બેસી તે આકાશની મુસાફરી શા માટે કરે છે? (૩) વરાળરૂપ પછી તે કયું રૂપ ધારણ કરે છે? વાદળરૂપે એ ધરતી માતાની શી સેવા કરે છે? કયાં આથડે છે? કયા સાગરમાં તરે છે? (૪) વાદળ કેવાં થાય ત્યારે વરસાદ આવે છે? નભની સફર કરી રહ્યા

| | |
|---|---|
| | પછી વરસાદની સવારી પૃથ્વી ઉપર આવે છે ત્યારે નોબત કોણ વગાડે છે ? મશાલ કોણ ધરે છે ? પ્રવાસ કરીને વરસાદ શું લેતો આવે છે ? 'અમૃતથી રસવૃષ્ટિ' કેમ કહી છે ? એવી વૃષ્ટિથી બધાંને શો લાભ થાય છે ? વરસાદ બધાંને નવજીવન આપે છે એમ શા ઉપરથી કહો છો ? વરસાદને કોણ વધાવે છે ? શી રીતે વધાવે છે ? |
| ૩. પુનરાવર્તન<br>(૧) સાદૃશ્ય | વરસાદે ક્યાં સફર કરી ? શા માટે ? માતાનું દુઃખ દૂર કરવા તેણે શું શું કર્યું ? હિંદમાતાનું દુઃખ દૂર કરવા તમે શું કરશો ? |
| (૨) ગાયન | આ કવિતા છોકરાઓને સમૂહમાં ગવરાવીશ. |
| (૩) મનોયત્ન | કવિતામાંની કલ્પના (૧) લખીને અને (૨) ચીતરીને સમજાવવાનું કહીશ. |
| | પછી છોકરાઓને વ્યવસ્થિત રીતે વર્ગમાં લઈ જઈશ. |

# સને ૧૯૩૮માં લેવાએલી છોકરાઓ માટેની પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના; સુધારા માટે સૂચનાઓ સાથે.

**ભાષા:**—થોડાક અપવાદરૂપ વિદ્યાર્થીઓ સિવાય ઘણા વિદ્યાર્થીઓના જવાબ જોઈએ તેવા સંતોષકારક નહોતા. શાળાઓમાં આ વિષયને વધારે બુદ્ધિપૂર્વક અને પદ્ધતિપૂર્વક શીખવવાની જરૂર છે. વિદ્યાર્થીઓએ કાળજીપૂર્વક પ્રશ્નપત્ર વાંચ્યો નહોતો અને તેથી ગમે તે પ્રશ્નોના ગમે તેમ જવાબ આપી દીધા હતા. કયા વિકલ્પના પ્રશ્નો છે તે પણ તેઓએ જોયું ન હતું, અને ખેતીવાડી અભ્યાસક્રમ માટેના સવાલોના પણ જવાબ આપી દીધા હતા. તેઓએ સૂચનાઓ પણ વાંચી નહોતી અને એકજ પાના ઉપર એક કરતાં વધારે પ્રશ્નોના જવાબ નંબર પાડયા વિના આપી દીધા હતા. સમજુતી જે આપી હતી તે અસંતોષકારક હતી અને તે આપતી વખતે 'અન્વય' અને 'સમજુતી' નો તફાવત સમજ્યા નહોતા. પૂર્ણ વાકયોને બદલે વાકયોના ટુકડારૂપે જવાબો આપ્યા હતા અને જ્યાં લંબાણપૂર્વક જવાબ આપવામાં આવ્યા હતા ત્યાં તેઓએ જોડણીમાં ભૂલો કરી હતી. વ્યુત્પત્તિ, સમાસ અને શબ્દોના અર્થ આપવામાં તેઓ નબળા માલમ પડયા હતા. પૃથક્કરણ પણ ઘણું નબળું હતું. પૂર્વાપર સંબંધ કેવી રીતે અને કેટલા પ્રમાણમાં આપવો તે તેઓ જાણતા નહોતા. એકંદર ભાષાનું સ્થાન ઘણું કાચું માલમ પડી આવ્યું હતું.

**સુખપાઠ:**—પાઠો વાંચતી વખતે ઉમેદવારો કાં તો ઘણી ઉતાવળથી પાઠ વાંચી જતા હતા અથવા તો બહુ ખચકાઈ ખચકાઈને વાંચતા હતા. વિરામચિહ્નો પ્રમાણે વાચન થતું નહોતુ તેમજ શબ્દભાર મૂકીને વાચનનો સ્પષ્ટાર્થ પ્રગટ કરવામાં આવતો નહોતો. કવિતાના સુખપાઠ સાધારણ રીતે સંતોષકારક માલમ પડયા હતા, પણ ભાવ પ્રગટ કરવામાં તેઓ કાચા હતા. તાલ, રાગ, સ્વર અથવા પંક્તિઓના આરોહ, અવરોહ, એ બાબતો કવિતાના સુખપાઠ વખતે ધ્યાનમાં રાખવી જોઈએ. ઉચ્ચારશુદ્ધિ ઉપર લક્ષ આપવામાં આવ્યું નહોતું અને તેથી સ, ત, ટ, ન, ણ, ર, ળ, લ, વગેરે અક્ષરોના ઉચ્ચાર શુદ્ધ રીતે કરવામાં આવ્યા નહોતા.

**હસ્તલેખ વાચન:**—આ વિષય ઉપર માત્ર ઉપલકીઉં લક્ષ આપવામાં આવ્યું હતું એમ માલમ પડી આવે છે. જો કે લખાણના નમુના સારા મરોડદાર અક્ષરવાળા અને સ્વચ્છ હતા તોપણ ઘણા વિદ્યા-

થીઓ તે સરળતાપૂર્વક અને ભૂલો કર્યાં વગર વાંચી શકયા નહોતા, અને ટૂંકા અક્ષરથી બાંધેલા શબ્દો વિસ્તાર કરી વાંચી શકયા નહોતા.

સૂચનાઃ—વિચાર પ્રગટ કરવાના એક પ્રબળ સાધન તરીકે ભાષાનો શાસ્ત્રીય અભ્યાસ કરવા કરાવવાની શાળાઓમાં ઘણી જરૂર છે; અને એટલા માટે વાક્યરચના, શબ્દોના પ્રયોગ, અને લેખનશૈલી, એ બાબતો ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે. સામાન્ય રીતે શાળાના શિક્ષકો પણ ભાષાના પાઠો શીખવતી વખતે 'પાઠ શીખવવાની યોજના' તૈયાર કરી રાખતા નથી અને વર્ગમાં પૂર્વ તૈયારી વગર પાઠો શીખવી જાય છે. દરેક પાઠમાં વિચાર, વિચાર પ્રગટ કરવાની કળા, વાક્યરચના, શબ્દ-પ્રયોગ, લેખનશૈલી, વાક્યપ્રકાર, વિરામચિહ્નો, વગેરે એવી ઘણી બાબતો છે કે જેના ઉપર શિક્ષકે પુરો વિચાર કરવો જોઈએ. તેવીજ રીતે બલ્કે તેથી વધારે કવિતાની સમજુતીમાં ધ્યાન આપવાની જરૂર છે. એક નિશ્ચિત યોજના વિના પાઠોદ્વારા ભાષા શીખવી શકાય નહિ. પરીક્ષામાં વિદ્યાર્થીઓના દોષ જણાવવામાં આવે છે, પણ એ દોષોના ઉત્પાદક કારણ તરીકે શિક્ષકનું શિક્ષણ છે એમ કહેવામાં આવે તો તે ખોટું નથી. પાઠનાં વિવિધ અંગો કેવી રીતે શીખવવાં તેની વિગતવાર નોંધ શિક્ષક પાસે પહેલેથી તૈયાર કરેલી હોવી જોઈએ, નહિ તો અકસ્માત શિક્ષણશૈલીથી કોઈ જાતનું ભાષાશિક્ષણ થઈ શકશે નહિ. ગદ્ય અને પદ્યપાઠોનું શિક્ષણ એકજ ધાટીથી આપી શકાય નહિ. હાલના જમાનામાં સ્વભાષાના શિક્ષણ ઉપર વધુ ને વધુ ભાર મૂકવામાં આવે છે અને જમાનો સ્વભાષાની ખીલવણી માગી રહ્યો છે તે વખતે શિક્ષકો ભાષાશિક્ષણ પરત્વે લક્ષ આપે અને તેને શાસ્ત્રીય શિક્ષણદ્વારા ખીલવે તો એ ઘણું આવકારદાયક ગણાશે. કેળવણીના ઘણાખરા વિષયો માતૃભાષાદ્વારા શીખવવાના છે એથી ભાષાશિક્ષણની કેટલી અગત્ય છે એ સહેજે સમજી શકાય તેમ છે.

શિક્ષકો પાઠો શીખવતી વખતે તેમના વાચનનો નમુનો આપતાજ હશે એમ માનીને અત્રે સૂચના આપવામાં આવે છે કે તેઓએ તે નમુના તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચી વાચનની કઈ કઈ ખૂબીઓ કેવી રીતે વાચનદ્વારા ઉઠાવવામાં આવે છે તે તેમને સમજાવવું જોઈએ. આથી મુખવાચન વખતે વિદ્યાર્થીઓ તેમના વાચનનું અનુકરણ કરશે અને વાચન-માં સરળતા પ્રાપ્ત કરશે. વિદ્યાર્થીઓને મોટેથી વાંચવાનો ખૂબ મહાવરો પાડવો જોઈએ જેથી તેઓ શબ્દસમૂહો પ્રમાણે વાંચી શકે. સરળ વાચન માટે આંખની શક્તિ કેળવવી જોઈએ, કારણકે તેનાથી યોગ્ય

શબ્દસમૂહો એકીવખતે યોગ્ય રીતે નજરમા આવી શકે છે. તે વિના વાચન તૂટક અને અસંબદ્ધ થશે.

હસ્તલેખોના વાચન માટે પણ જુદી જુદી જાતનાં લેખન વાંચવાનો મહાવરો પાડવાની જરૂર છે. અક્ષરના વિવિધ મરોડ વિદ્યાર્થીઓના મગજમાં ઉકેલ સાથે ઠસે તોજ વાચન સરળ થઈ શકે. આને માટે શિક્ષકોએ કા. પા. પર તેવા મરોડ દોરી તેની સ્પષ્ટ સમજુતી આપવી જોઈએ. વહેવારમાં બાંધેલા શબ્દો કેવી રીતે વિસ્તારથી વંચાય છે તેની સંપૂર્ણ માહીતી આપી તેની વિદ્યાર્થીઓ પાસે નોંધ રખાવવી જોઇએ, અને પછીના શિક્ષણ વખતે તેનો ઉપયોગ કરતાં તેમને શીખવવું જોઈએ. આવી પદ્ધતિના અભાવે વિદ્યાર્થીઓ ગમે તેવી કલ્પના કરી ગમે તેમ વાંચી નાખે છે. હસ્તલેખોના વાચનને વહેવારૂ વિષય તરીકે ઓછી અગત્ય આપવાની નથી. પત્રલેખન, પત્રવાચન અને તુમારો એ તેમના જીવનની જરૂરિઆતો છે; એટલા માટે આ વિષયની ઉપેક્ષા કરવી ઉચિત નથી.

પરીક્ષાની તૈયારી માટે પણ શિક્ષકોએ વિદ્યાર્થીઓને દર અઠવાડીએ એક પ્રશ્નપત્ર આપવો જોઈએ. જે જવાબો આવે તેના ઉપરથી પછી તેઓએ જવાબ આપવાની રીત, કેવી રીતે લખવું, સ્વચ્છતા કેમ જાળવવી, મુદ્દાસર જવાબ કેમ આપવા, વગેરે બાબતો ઉપર ચર્ચા ચલાવવી જોઈએ. આવી રીતે મહાવરો પાડવાથી જવાબ આપવાની પદ્ધતિ ઉપર જે ફરિયાદો આવે છે તે દૂર થશે અને ઉપરાંત વિદ્યાર્થીઓને પણ એક જાતનું વહેવારૂ શિક્ષણ મળશે. પરીક્ષાની પૂર્વ તૈયારીરૂપે શિક્ષકોએ પણ પોતાના પ્રશ્નપત્ર ઉપર નમુનારૂપ કેટલીક સૂચના આપવી. વિદ્યાર્થીઓ તેનો કેટલે અંશે અમલ કરે છે તે જોઇ પછી તે સંબંધી તેઓએ સુધારા માટે વિવેચન કરવું જોઈએ.

**નિબંધ:**—આ વિષયમાં વિદ્યાર્થીઓનું કામ સાધારણ હતું. ઘણા વિદ્યાર્થીઓએ એના એજ વિચારો ફરી ફરીને કોઇપણ કારણ વિના જણાવ્યા હતા અને ન જોઇતી બાબતો પણ પણ લખી નાખી હતી. પરિચ્છેદ પાડવામાં કોઈ જાતની નિશ્ચિત સંકલના જોવામાં આવી નહોતી. પ્રશ્નપત્રમાં 'મેળાવડા' વિષે નિબંધ લખવાનો હતો, પણ ઘણા વિદ્યાર્થીઓએ તેને બદલે 'મેળા' વિષે નિબંધ લખી નાખ્યો હતો. પૂર્ણ વિરામના ચિહ્ન સિવાય બીજાં વિરામચિહ્નોનો ભાગ્યેજ તેઓએ ઉપયોગ કર્યો હતો. શાળામાં થયેલા કામની પુનરાવૃત્તિરૂપે ઘણા વિદ્યાર્થીઓએ નિબંધ-

લેખન કર્યું હતું. લખાણમાં સ્વચ્છતાનો અભાવ હતો તેમજ પરિચ્છેદ પણ પાડવામાં આવ્યા નહોતા.

રિપોર્ટ:—કેટલાક વિદ્યાર્થીઓએ તારીખ નાખ્યા વિના રિપોર્ટ લખી નાખ્યો હતો, જ્યારે કેટલાક બીજા વિદ્યાર્થીઓ કયા અધિકારીને કેવી રીતે રિપોર્ટ કરવો તે જાણતા નહોતા. 'તલાટી' તરીકે તેમને રિપોર્ટ કરવાનો હતો, છતાં પોતાની સહીથી તેઓએ રિપોર્ટ કર્યો હતો, એટલે કે કેવળ યાંત્રિક રીતે તેઓએ રિપોર્ટ લખવાનું કામ કર્યું હતું.

**સૂચના:**—નિબંધલેખનને સામાન્ય રીતે શાળામાં ઉત્તેજન આપવામાં આવતું નથી. વખત પત્રકમાં નિબંધના વિષયને માટે સમય આપેલો હોય છે છતાં વાર્ષિક નિબંધની સંખ્યા જોઈએ તેટલા પ્રમાણમાં રહેતી નથી. મહાવરા વિના નિબંધલેખન સારું થઈ શકે નહિ. લેખન સંતોષકારક થાય તેટલા માટે વિશેષ વાચનની વિશેષ આવશ્યકતા છે. એટલા માટે નીચલાં ધોરણોથી બાળકોની શક્તિના પ્રમાણમાં સરળ રસિક વાચનને ઉત્તેજન મળવું જોઈએ, ઉપરાંત સંક્ષિપ્ત સુલેખન પણ થવું જોઈએ. નિબંધના તૈયાર પુસ્તકો આ દૃષ્ટિએ વિદ્યાર્થીઓને મોટી હાનિ કરે છે એ બાબત શિક્ષકોના લક્ષ બહાર રહેવી જોઈએ નહિ. પાઠ્ય પુસ્તકો, વાર્તાપુસ્તકો, તેમજ ઉપલાં ધોરણોમાં વાંચવા લાયક અધરા વિષયોને લગતા પુસ્તકો, શિક્ષકનું નમુનારૂપ લેખન, એ બધું નિબંધલેખનને ઘણું ઉપકારક છે. વળી વર્તમાનપત્રવાચન, પુસ્તકાલય, વર્તમાનસાર, ચર્ચામંડળ એ સાધનોદ્વારા બાળકોની લેખનશક્તિ વધારી શકાય. વર્ગમાં વિષય પરત્વે ચર્ચા શરૂ કરી. મુદ્દા તારવી કાઢી ફરીથી તેને વિસ્તારી નિબંધરૂપે લખવાને માટે બાળકોને પ્રોત્સાહન આપવું જોઈએ અને શિક્ષકે તેવાં લેખન કાળજીપૂર્વક સુધારી ભૂલો ઉપર ચર્ચા કરવી જોઈએ અને નિબંધલેખનના સુંદર નમુના પણ વિદ્યાર્થીઓ આગળ રજુ કરવા જોઈએ. વસ્તુસંકલના, વાક્યઘટના, શબ્દપ્રયોગ, જોડણી અને વિરામચિહ્નો તથા પરિચ્છેદપદ્ધતિ વગેરેની યથાવિધિ સમજુતી આપવી જોઈએ.

રિપોર્ટલેખનની બાબતમાં પ્રત્યક્ષ નમુના આપી વહેવારુ શિક્ષણ આપી શકાય તેમ છે. તેવીજ રીતે હસ્તલેખોના વાચનનો પણ મહાવરો પાડી વાસ્તવિક લેખનથી વિદ્યાર્થીઓને વાકેફ કરવા જોઈએ. રિપોર્ટ અને હસ્તલેખવાચન, એ બંને માટે મહાવરો કરાવવો એ પણ લેખન જેટલુંજ જરૂરી છે.

**ગણિત:**—ગણિતના વિષયમાં વિદ્યાર્થીઓનું કામ ઘણું નબળું માલમ પડયું હતું. કેટલાક વિદ્યાર્થીઓ તો પરીક્ષામાં બેસવા લાયકજ હતા નહિ એમ તેમના કામ ઉપરથી માલમ પડી આવ્યું હતું. દશાંશના પ્રાથમિક સિદ્ધાંતો કેટલાક વિદ્યાર્થીઓ સમજ્યા નહોતા, અને વાસ્તવિક કીમત તથા ટકા વચ્ચેના તફાવતનો પણ કેટલાકને ખ્યાલ હતો નહિ. લોન વિષે પણ તેમને સ્પષ્ટ જ્ઞાન હતું નહિ. પ્રશ્નપત્રો પણ વધારે સ્પષ્ટ ભાષામાં અને અભ્યાસક્રમને અનુસરતા હોવા જોઈએ.

**ભૂમિતિ:**—ઘણા વિદ્યાર્થીઓએ ભૂમિતિની આકૃતિઓ ખરી અને સ્વચ્છતાપૂર્વક દોરી હતી; કેટલાકે સાહિત્યોનો ઉપયોગ આકૃતિઓ દોરવામાં કર્યો નહોતો અને કેટલાકને કાટખુણાના માપનો પણ ખ્યાલ નહોતો. સંજ્ઞાઓ યોગ્ય રીતે વાપરી શકયા નહોતા. સાબીતી આપવામાં પણ ગોટાળો કરી નાખ્યો હતો. તર્ક પરંપરાની ખામી જોવામાં આવી હતી. વિષયને વધારે બુદ્ધિપૂર્વક અને કાળજીથી શીખવવાની પણ જરૂર છે. પ્રયોગાત્મક ભૂમિતિનું જ્ઞાન પણ કાચું હતું.

**માપકરણ:**—એકંદર કામ ઠીક હતું.

**દેશીનામું:**—નામાના પારિભાષિક શબ્દોનું જ્ઞાન સંદિગ્ધ અને અસ્પષ્ટ હતું. ખાતામાં તારીખવાર બાબતો નોંધવામાં આવી નહોતી અને જમા, ઉધાર પાસાંનો સેળભેળ કરી નાખ્યો હતો. હિસાબ ગણવામાં બેકાળજી અને અજ્ઞાન જણાઈ આવતા હતાં. વિદ્યાર્થીઓ વ્યાખ્યાઓ યોગ્ય ભાષામાં આપી સમજાવી શકયા નહોતા. કેટલાક વિદ્યાર્થીઓએ ખોટી રીતે વ્યાજ ગણ્યું હતું અને બાકી કાઢવામા પણ ભૂલો કરી હતી.

**સૂચના:**—ગણિતના વિષયમાં વિદ્યાર્થીઓનું પાયાજ્ઞાન કાચું હોય છે, એટલા માટે નવી ઇમારત ચણતાં પહેલાં પાયાજ્ઞાનને પુનરાવર્તન કરી વધારે દૃઢ કરવું જોઈએ. ગણિતના નવા સિદ્ધાંતો અમુક મુખ્ય પાયારૂપ સિદ્ધાંતો ઉપર ગુંથાએલા હોય છે, માટે હિસાબ શીખવતી વખતે શિક્ષકે વિદ્યાર્થીઓનું તે તરફ લક્ષ ખેંચવું જોઈએ અને જરૂર પડે તો મુખ્ય સિદ્ધાંત ફરીથી તાજો કરાવી લેવો જોઈએ. આ વિષયમાં જો વિદ્યાર્થીઓ જાતે દાખલા ગણવાનો પ્રયત્ન કરે, પોતાની મુસ્કેલીઓ ઉકેલવા પોતે મથે અને શિક્ષક સિદ્ધાંતો સમજાવી બાકીના કામ માટે માર્ગદર્શક બને તો સ્વાવલંબનપદ્ધતિદ્વારા વિદ્યાર્થીઓ સારૂં કામ બતાવવા શક્તિમાન થશે. નવા સિદ્ધાંત આપવા દાખલા સમજાવતી વખતે શિક્ષકે કા. પા. નો છુટથી ઉપયોગ કરી ક્રમિક પગથીઆં અને લેખનપદ્ધતિનો સ્પષ્ટ ખ્યાલ

**વિજ્ઞાન-આરોગ્ય:**—રોજના જીવનની પ્રત્યક્ષ બાબતો પરત્વેનાં આપેલાં કારણો બરાબર તેમજ મુદ્દાપૂર્વકનાં હતાં નહિ. સળગી ન ઉઠે એવી દીવાસળીની બનાવટની તેઓ યોગ્ય સમજુતી આપી શક્યા નહોતા. આરોગ્યના વિષયમાં પણ તેઓ નબળા માલમ પડયા હતા. રુધિરાભિસરણનો તેમને સ્પષ્ટ ખ્યાલ હતો નહિ. લોહી કઈ કઈ રક્તવાહિનીઓમાંથી કેવી રીતે પસાર થાય છે તેનો પણ ખ્યાલ હતો નહિ. એસિડ અને અલ્કલિ વિષે તેઓ કાંઈ સમજતા નહોતા. સમજુતી આપતી વખતે આકૃતિઓ પણ ઘણાખરા વિદ્યાર્થીઓએ કાઢી નહોતી. બંને વિષયો ગોખી નાખેલા હતા અને પ્રયોગો ધ્યાનમાં આવ્યા નહોતા એમ જવાબો ઉપરથી માલમ પડી આવ્યું હતું.

**સૂચના:**—આ વિષયો પ્રયોગો અને ચિત્રપટોથી ઉત્તમ રીતે શીખવવા જોઈએ. ભાષાના પાઠોની જેમ આ વિષયના પાઠો વાંચી સમજાવી શકાયજ નહિ; એટલા માટે પ્રયોગો કરાવી તેમની વિદ્યાર્થીઓ પાસે વિગતવાર નોંધ લેવરાવવી જોઈએ અને પછી પાઠની સાથે તે નોંધોને સરખાવવા વિદ્યાર્થીઓને કહેવું જોઈએ કુદરતમાં પણ કેટલાક સિદ્ધાંતો મોજુદ હોય છે તે તરફ તેમનું લક્ષ દોરી વિષયનું સ્પષ્ટીકરણ થઈ શકે.

## ખેતીવાડી અભ્યાસક્રમ.

ખેતીવાડી અભ્યાસક્રમ વાળા વિદ્યાર્થીઓનું કામ સંતોષકારક હતું.

## ઉર્દુ અભ્યાસક્રમ.

### પહેલો વિષય (ब) અને (क):-ભાષા:—

આ વિષયમા કામ એકંદર રીતે સંતોષકારક હતું, પણ કેટલાક વિદ્યાર્થીઓને નામ, ક્રિયાપદ વગેરેનો ખ્યાલ પણ નહોતો એટલે કે તેઓ વ્યાકરણમાં ઘણા નબળા માલમ પડયા હતા. કેટલાકે એકજ પાના ઉપર વધારે પ્રશ્નોના જવાબ આપ્યા હતા અને કેટલાકે જવાબના નંબર પણ લખ્યા નહોતા. બની શકે ત્યાંસુધી વિદ્યાર્થીઓએ ઉર્દુ શબ્દોનો ઉપયોગ કરવો જોઈએ.

### બીજો વિષય (ज) અને (ब)-નિબંધ અને રિપોર્ટ:—

નિબંધલેખન માટે ચાર વિષયો આપેલા હતા તેમાંથી એક ઉપર નિબંધ લખવાનું કહેવામા આવ્યુ હતું, છતાં ઘણા વિદ્યાર્થીઓએ બધાજ ઉપર નિબંધ લખી નાખ્યા હતા. નિબંધલેખન મુદ્દાસર નહિ હોવાથી

કેટલાક નિબંધમાં વિષયાન્તર થવા પામ્યું હતું, મરોડદાર અક્ષર લખવામાં આવ્યા નહોતા.

**ત્રીજો વિષયઃ-ગણિતઃ**—આ વિષયમાં ઘણા વિદ્યાર્થીઓ ઘણા નબળા માલમ પડયા હતા અને કેટલાકને તો અપૂર્ણાંકનો એક હિસાબ આવડયો નહોતો. ગણિતના સાદા સિદ્ધાંતોનો પણ તેમને ખ્યાલ નહોતો.

**ભૂમિતિઃ**—વિદ્યાર્થીઓનું જ્ઞાન કંઈક ઠીક હતું, પણ રચનાકૃતિની બાબતમાં કેટલાક વિદ્યાર્થીઓએ સંતોષકારક કામ બતાવ્યું નહોતું. પ્રમેય-નો વહેવારૂ ઉપયોગ તેઓ કરી શકયા નહોતા અને માત્ર ગોખણીઉં કામ બતાવી શકયા હતા. એ ઉપરથી માલમ પડયું હતું કે આ વિષયને શાળામાં યોગ્ય રીતે શીખવવામાં આવતો નથી.

**દેશીનામુંઃ**—પ્રશ્નપત્ર સામાન્ય સમજની કસોટીરૂપે હતો, અને વિદ્યાર્થીઓએ એકંદર ઠીક કામ કર્યું હતું, પણ કાપી વ્યાજના પ્રશ્નનો ખરો જવાબ કેટલાક વિદ્યાર્થીઓ આપી શકયા નહોતા. ગુજરાતી-ઉર્દુ વિદ્યાર્થીઓનુ કામ કંઈક વધારે સારૂં હતું.

**ચોથો વિષયઃ ઇતિહાસઃ**—વિદ્યાર્થીઓ છેલ્લા પ્રશ્નનો ઉત્તર સંતોષકારક રીતે આપી શકયા નહોતા. એકજ પાના ઉપર વધારે જવાબ આપેલા હતા. યોગ્ય અને અગત્યની ઐતિહાસિક તવારીખો યાદ રાખવી જોઈએ.

**ભૂગોળઃ**—ઘણા વિદ્યાર્થીઓએ બધાજ પ્રશ્નોના ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં ઘણાજ થોડા વિદ્યાર્થીઓને ભૂગોળના સિદ્ધાંતો-નો સ્પષ્ટ ખ્યાલ હતો એમ માલમ પડયું હતું. શહેરો વચ્ચેનું અંતર, ધરતીકંપનું મધ્ય સ્થળ, કટિબંધ, એ સંબંધી પ્રશ્નોના ઉત્તર ઘણા થોડા વિદ્યાર્થીઓએ આપ્યા હતા. એકંદર કામ ઠીક હતું.

**પાંચમો વિષયઃ વિજ્ઞાનઃ**—એ વિભાગમાંથી આરોગ્ય સંબંધી વિદ્યાર્થીઓએ વધારે સારૂં કામ આપ્યુ હતું. ઘણા થોડા વિદ્યાર્થીઓએ જવાબ આપતી વખતે આકૃતિઓ દોરી હતી. એસિડ અને એલ્કલી વચ્ચેનો તફાવત તેઓ સમજાવી શકયા નહોતા.

**છઠ્ઠો વિષયઃ ભાષાઃ**—આ વિષયમાં કંઈક સુધારો માલમ પડયો હતો. સમજુતી અસંતોષકારક અને વ્યાકરણ ઘણું કાચું હતું. શુદ્ધ જોડણી, સારા મરોડદાર અક્ષર, અને વાકયમાં યોગ્ય શબ્દોનો પ્રયોગ એ બાબતો ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

મુખપાઠ:—વાચનમાં વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. કવિતાન મુખપાઠ ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી.

હસ્તલેખોના વાચન માટે વિશેષ મહાવરાની જરૂર છે. સરકારી પત્ર વ્યવહારોમાં ટુંકાં મથાળાં સારી રીતે સમજાવવાની જરૂર છે.

નોંધઃ—ગુજરાતી વિદ્યાર્થીઓના કામ પરત્વે આપેલી સૂચનાએ ઉર્દુ ઉમેદવારો માટે પણ અગત્યની છે, માટે તે ધ્યાનમાં રાખવી.



## ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૪૦૭ થી ચાલુ )

### પાઠ ૪

પાઠનો આરંભ:—

૧. છુટથી–ઘોડા કુદાવતાં જવું, દોડતાં જવું, નાના કૂદકા મારવા, વગેરે. ગમે ત્યાં ઝડપથી ચાલીજવું. ફેરફાર કરી થોડીક વાર એડી ઉપર, થોડીક વાર અંગુઠા ઉપર ચાલતા જવું; ચારે પગે (બિલાડીની માફક; કરચલાંની માફક ) ચાલવું, છુટા થઈ જવું, સ્થાન ઉપર નાના કૂદકા મારવા અને શિક્ષકની સૂચના મુજબ ડાબી જમણી તરફ તેવી રીતે જવું.

૨. છુટથી દોડવું, ઇશારો થતાં એક પગે ઉભા રહેવું, અને આંગળાં જમીન ઉપર અડકાડી રાખતા (પાઠ ૩) ગમે ત્યાં ઝડપથી દોડી જવું, ઇશારો થતાં વચલી લીટીએ દોડીને સામસામા જોડીદારના બંને હાથ પકડી ઉભા રહેવું. સામું મોં રાખી કૂદકો મારતાં બાજુમાં જોડીદારથી છુટા પડવું અને પાછા સામા આવવું.

૩. છુટથી દોડવું, ઇશારો થતાં નાયકની પાછળ જવું, અને હારમાં ગોઠવાઈ સર્પાકાર ગતિમાં જવું. ફેરફાર કરી નાના કૂદકા મારો, ઘોડા કૂદકા મારો, પગના અંગુઠા ઉપર ચાલો વગેરે અને કુંડાળું બનાવી છેવટે ઉભા રહો. નાના કૂદકા મારતાં આગળ પાછળ જવું, એટલે કે મધ્ય સ્થળથી પાછા જાઓ, અને ફરી ત્યાં આગળ આવો.

**ધડની કસરતઃ—**

(ક) કૂદકો મારી પગ પહોળા રાખી ઉભા રહો. અંગુઠાને અડો અથવા ઘુંટીઓને પકડો. [ ચતા સુઈ જાઓ, હાથ બંને બાજુએ–પડખે, પગ સીધા; અને પગ મોં આગળ લાવી પાછળ અંગુઠા અડાડો, પાછા ધીમે ધીમે પગ સીધા કરો. તેવીજ રીતે ચતા સુઈ ડાબા જમણી વારાફરતી ગબડવું–પછી એકદમ ઉભા થવું, પાછા ચતા સુઈ જવું. ]

(ખ) કુંડાળું બનાવો, કૂદકો મારી પગ પહોળા કરો. મુઠીઓ અંગુઠાને અડાડો, એમ કેટલીક વખત કરો. પછી ગમે ત્યાં સસલાકૂદકાથી જવું, ઇશારો થતાં પાછા દોડી આવી કુંડાળામા ગોઠવાઈ જાઓ.

(ગ) બને તેટલા નીચા થાઓ અને બને તેટલા ઉંચા થાઓ. (પાઠ ૧)

પલાંઠીબેઠક કરો. જમીનને માથું અડાડો–અને પાછા સીધા થાઓ ( પાઠ ૨ )

બંને હાથ જમીન ઉપર રાખી પગ પહોળા લાંબા કરી બેસો અને ઝડપથી પલાંઠીબેઠક કરો.

**સમતોલપણાની–સમધારણની કસરતઃ—**

(ક) મેદાનને છેડે યોગ્ય અંતરે સામસામી બે લીટીઓ દોરેલી હોય ત્યાં બે ભાગમાં દોડી જાઓ અને છુટા ઉભા રહો. એક પગ પાછળથી પકડી ઉભા રહો. તેજ સ્થળે કૂદકા મારો. બીજા પગે તેમ ઠેકડા મારો. બે કુંડાળાં બનાવી ગોળ ચકરમાં ફરો. ઇશારો થતાં લીટીઓ ઉપર જતા રહો અને પહેલાંની માફક ઉભા રહો. એક પગના ઉંચા તેમજ નાના કૂદકા ફરીથી કેટલીક વાર મારો.

(ખ) છુટા દોડો અને ઇશારો થતાં કુંડાળાં બનાવો. બાજુમાં અંગુઠા ઉપર ચાલવું, ઇશારો થતાં દિશા બદલો. ઘોડાચાલે કૂદકા મારતાં–પગલાં ભરતાં બાજુ ઉપર જઈ પુરૂં કરો. બાગી બોલ–થાપદડી (પાઠ ૩.)

(ગ) છુટા રહી નાના કૂદકા મારો. ઇશારો થતાં જોડીદાર શોધી તેવી રીતે કૂદો. બીજો ઇશારો થતાં ૪ કે ૬ જણાનું કુંડાળું બનાવો; અંગુઠા ઉપર બાજુએ ચાલો. ઇશારો થતાં ક્રિયા બંધ કરી અંગુઠા ઉપર ઉભા રહેવું. ફરીથી છુટા રહી નાના કૂદકા મારો. નવા જોડીદાર શોધીને બધી ક્રિયાઓ કરી જાઓ.

(ઘ) છુટા રહી ધીમા કૂદો. ઇશારો થતાં તેજ સ્થળે નાના કૂદકા મારો; કૂદીને નીચે બેસી દબાઈ જઈ જમીનને અડકી રહો; અને અમુક

નંબર સંખ્યા બોલતાં કૂદકો મારી ઉભા થાઓ, ફરીથી તેમ કરો, નંબર બદલતાં રહેવું.

કૂદકાઃ—

૧. સામસામી બે એકબીજીથી દૂર દોરેલી લીટીઓ ઉપર મધ્ય જગા ઉપર નાયકની પાછળ દોડી આવો. વચમાં ત્રણ ચાર વિઘ્નસ્તંભો અથવા નીચી વસ્તુઓ મૂકી હોય તે કુદી જવું. પછીથી પોતાની જગાએ અમુક અમુક નિશાની કરેલી જગાઓ કૂદતાં કૂદતાં દોડી આવો.

૨. મેદાનમાં છુટા દોડવું, અને મધ્ય લીટી ઉપર કૂદકો મારતાં જવું, બને તેટલા ઉંચા કૂદકા મારો

રમતોઃ—

૧. સૈનિકો અને બહારવટીઆ
૨. બીઆંની કોથળીઓની રમત
૩. દરીઆનો દેડકો
૪. ખેડૂત અને સસલાં

## ચોથા પાઠની નોંધ

**જરૂરી સાધનોઃ**—મધ્યરેખા. એકબીજાથી ઘણે અંતરે બે રેખાઓ. એક મોટો દડો.

મણુકા કે કચુકાની કે બીઆંની કોથળીઓ ૨૦ કે વધારે. કૂદકા. માટે વિઘ્નો.

**આરંભઃ**—૧. શિક્ષકના કહ્યા પ્રમાણે ડાબા કે જમણા ફરતાં નાનો કૂદકો બાળકોના સામે મોં રાખી શિક્ષક પણ તે પ્રમાણે કૂદે ને જેમ જેમ શિક્ષક બાજુ પર જતા જાય તેમ તેમ બાળકો પણ કરે અથવા શિક્ષક માત્ર કોઈ દિશામાં જવું તેની સૂચના આપે.

**ધડઃ**—ક. પલાંઠી બેઠકઃ જમીનને માથા વડે અડો અને સીધા થાઓ. ધ્યાન રાખવું કે પાછા ટટાર થતાં ગતિ એકધારી અને સતત રહેલી જોઈએ. આંચકા મારીને કે અતિશય ધીરેથી ગતિ થવી જોઈએ નહિ. એકજ ગતિમાં શરીર ટટાર કરવા કરતાં ટટાર સ્થિતિમાં પહોંચવા માટે ઉપર કહેલી સીધા ટટાર થવાની સ્થિતિમાં પાછું આવવું એ વધારે અસરકારક છે. આ ટીકા હવે પછી આવનાર ઉભા રહી ધડ આગળ વાળવું ને સીધા થવું તે કસરતને લાગુ પડે છે.

**પલાંઠીબેઠક:**—તેમાંથી લાંબા અને પગ પહોળા કરી બેસવું એ ફેરફાર કરવો અને પલાંઠીબેઠક. એક બેઠક અગર સુતેલી સ્થિતિમાંથી બીજીમાં બદલાતાં, આખો પગ બરાબર જોરપૂર્વક ચોક્સ રીતે ઉચકાય એવી ટેવને ઉત્તેજન આપો.

૩. **દરિયાનો દેડકો:**—બાળકો બોલે 'દરિયામાં દેડકો કોઈ મને પકડે નહિ,' એમ બોલતાં બોલતાં મરજી પ્રમાણે દેડકાની આસપાસ કૂદતાં ફરે. વચ્ચે તળાવમાં દેડકો બેઠો હોય તે ગમે તે વખતે એકદમ કુદકો મારી પૂઠ પકડે.

૪. **ખેડુત અને સસલાં:** સસલાં બનેલાં બાળકો રમતના મેદાન પર ગમે તેમ બે પગે ઉચાં કૂદતાં ફરે. શિક્ષક ખેડુત બનીને ત્રણ કે ચાર કુતરા સાથે (ચારે પગે ચાલતાં બાળકો) આવી પહોંચે. સસલાંને પકડવા કુતરાને સીસકારે. બધા કૂદતાં દિવાલ પાસે અગર ખુણામાં કરેલાં દર તરફ દોડી જાય. પકડાય તે કુતરા બને.

---

## પાઠ ૫ મો

**પાઠનો આરંભ:**—

૧. છુટથી (દોરડું કૂદતા હો તેવી રીતે) નાના કૂદકા મારો. ઇશારો થતાં તમારા જોડીદાર સાથે બે હાથ મેળવી તે જગા ઉપર તેમ કૂદવાનું શરૂ કરો. સીટી ઉપર દોડો અને શિક્ષક સામે હારમાં ગોઠવાઈ જાઓ. શિક્ષકની પાછળ બાજુ પર ઉંચા ઉંચા ( ગેલપ ) બંને પગે કૂદીને પગલું ભરો.

૨. દશ પાછળ દોડવું ( પાઠ ૧ લો ) કુંડાળામાં ગોઠવાઈ જાઓ. બાજુએ કૂદીને (ગેલપ) પગલું ભરો, ઇશારો થતાં તેજ જગા ઉપર કૂદકો મારો. અવળા ફરી આ ક્રિયા ફરીથી કરો.

૩. છુટથી દોડવું, ઇશારો થતા એક હારમાં પસંદ કરેલા નાયકની પાછળ જાઓ. ગતિ બદલો, ઘોડાની ચાલે બંને પગે ઉંચા થોડા કૂદકા ભરો, રેવાલ (ઘોડા) કૂદકા ભરો, વિમાનની માફક ઉડો, ચકલીની માફક કૂદકા મારતાં ચાલો. રમતના આખા મેદાનમાં રાક્ષસી પગલાં–મોટાં પગલાંથી ચાલો.

**ધડની કસરત:**—

(क) કૂદીને પગ પહોળા કરો, મુઠ્ઠીથી અંગુઠાને અડકો.

[ લાંબા પગની બેઠક. અંગુઠા પકડો અને ઢીંચણ સુધી માથું નીચું

લાવો. પાનીઓથી ધીમેથી કે જોરથી ( નગારૂં વગાડતા હો તેવી રીતે ) પાનીઓ જમીન ઉપર ઠોકો. (પાદ ઠજો) ]

(ખ) આંગળીઓના ટેકા સાથેની વાઘબેઠકમાંથી ફેરફાર કરી હાથ ઉંચા રાખી અંગુઠા ઉપર ઉભા રહો. પછી બરાબર ઉભી સ્થિતિમાં આવી જાઓ.

" ઉંદર જેટલા નાના, ઘર જેટલા ઉંચા, ટાંકણી જેવા પાતળા. "

ગમેપણ જગાએ કાંગારૂકૂદકો મારતા જાઓ.

(ગ) કૂદીને પગ પહોળા કરો. ઘુંટીને પકડો.

તે જગાએ (દોરડા-કૂદતા હો તેવી રીતે) થોડું થોડું ઉંચું કૂદવાનું શરૂ કરો, અને અમુક નક્કી કરેલા નંબર બોલતી વખતે આંગળીઓના ટેકા સાથેની વાઘબેઠકમાં બેસો.

[ લાંબા પગની બેઠક. જમીન ઉપર પાનીઓ ઠોકો અને ઇશારો થતાં ઠુંટીઆબેઠકમાં બેસો. ]

**શરીરની સમતોલ રાખવાની સમધારણની કસરતો:—**

(ક) છૂટથી દોડવું, ઢીંચણ ઉંચા ઉછાળી દોડો ( ઘોડાની થન થન ચાલ). તે જગાએ થોડું થોડું ઉંચું કૂદવાનું શરૂ કરો, ઇશારો થતાં આંગળી-ના ટેકા સાથેની વાઘબેઠક લો. ફેરફાર કરી ઢીંચણ ઉપર હાથ લાવો. (કાગડા) ઉભા થઈ આ ક્રિયા ફરી કરો.

(ખ) વચ્ચે પુરતું અંતર રાખી સામસામી બે હાર કરો. ઉંચા ગોઠણ રાખી આગળ ચાલો. ઇશારો થતાં પગનાં આંગળાં ઉપર પાછા દોડો. (ટુંકાં પગલાં) ફરી ફરી એ ક્રિયા કરો. પછી જોડીદારને મળો અને બંને હાથ સામસામા પકડો. પછી પુરેપુરા ઢીંચણ સુધી નીચા નમો અને નાના કૂદકા કૂદો. પાછા સીધા થાઓ સાથીદાર એકબીજાની હાથેલીઓ પકડી છૂટથી રમતના મેદાનમાં નાના કૂદકા કૂદતાં કૂદતાં છુટા ફરે છે.

(ગ) છૂટથી કૂદવું, ઇશારો થતાં બે, ત્રણ કે ચારનાં જુથ પાડી કુંડાળાં બનાવો અને પગનાં આંગળાં ઉપર ઉભા રહો. ફરી ફરી એ ક્રિયા કરો. ગમે ત્યાં ચપળતાથી ચાલો, ઇશારો થતાં અટકો. એક હાથ આગળ ઉંચો કરો અને સીધા પગે તે હાથને લાત મારવા યત્ન કરો. હાથ બદલો અને બીજા પગે એ ક્રિયા ફરી કરો. ચાલવાની ક્રિયા ફરી કરો વગેરે.

કૂદકા:—

૧. માછલી ઉપર થઈ કૂદી જાઓ (અડકયા વિના).

૨. દોડીને લીટી ઉપર થઈ લીટી ઉપર અને લીટી બહાર કૂદો.

૩. દોડો અને છૂટથી ઉભા બે પગે ઉભા કૂદકા મારો. ઇશારો થતાં અને તેટલું ઉંચે કૂદો.

૪. હાથ અને ઢીંચણ ઉપર ધીમા ચાલો અથવા હાથ પગ ઉપર ચાર પગે ધીમે ચાલો. (વાનર દોડ, બિલાડી ચાલ, કરચલા ચાલ વગેરે).

રમતઃ—

૧. બિલાડી અને ઉંદર. રમતના મેદાનની બરાબર વચમાં બિલાડી ઊંઘતી બેસે છે. ઉંદરો મેદાનના એક છેડેથી બીજે છેડે અંગુઠા ઉપર ચાલી ગુપચુપ જાય છે. બિલાડી તેમનો અવાજ સાંભળે તો કૂદકો ભરી તેમની પાછળ પડે છે.

૨. દડાની છુટી રમતો. દોડવું કે થોડું થોડું કૂદવું; દડા ઉછાળવા અને ઝીલવા અથવા દડો ટપ આપી પછાડવો અને ઝીલવો.

૩. હે ડિડલ ડિડલ.

૪. બન્યા ભાઈ બન્યા.

---

## પાંચમા પાઠની નોંધ

જરૂરી સાધનો—દરેક બાળક માટે એક દડો.

પાઠમાં બતાવ્યા પ્રમાણે ચાકની નિશાનીઓ. એક દોરડું કે લાકડી.

આરંભ—૧ શિક્ષકની પાછળ એક ઘોડા-પગલું. બાજુઓ કૂદો. (પાઠ ૪ જુઓ) અચાનક દિશાના ફેરફાર કરી અને અંતરમાં ફેરફાર કરી વર્ગ ઝડપથી અવલોકન અને ક્રિયા કરે તે માટે ઉત્તેજન આપો. ડાબો કે જમણો હાથ ઉંચો કરીને પણ શિક્ષક દિશાનો નિર્દેશ કરી શકે.

૩ રાક્ષસી પગલાં—બને તેટલા થોડાં પગલાં ભરી બાળકો રમત-ગમતનું મેદાન ઓળંગવા પ્રયત્ન કરે, દા. ત. લાંબાં પગલાં ભરીને દોડો. ફેરફાર, કૂદવું, ઉંચા કૂદકા (એક પગે).

ધડ—(ક) લાંબા પગે બેસીને સસલાની ફાળ માટે તૈયારી કરવા વાઘ-બેઠક. બાળકો બંને હાથ ડાબી કે જમણી બાજુએ જમીન ઉપર મૂકે અને કૂદકો ભરી વાઘ બેઠકમાં જાય.

(ખ) ઘર જેટલા ઉંચા, ઉંદર જેટલા નાનાં, ટાંકણી જેવાં પાતળાં. બાળકો બને તેટલાં ઉંચાં અને નાનાં બને. "ટાંકણી જેવાં પાતળાં" એ સાંભળતાં તેઓ બાજુએ હાથ રાખી શાંત ઉભાં રહે અને ઘણા ઉંચાં અને પાતળાં થવા યત્ન કરે. સ્થિતિઓના ક્રમમાં શિક્ષક વારંવાર ફેરફાર કરે તો તેથી રસને ઉત્તેજન મળે.

**કાંગારૂ કૂદકો**—પગ ભેગા, બાળકો લાંબી ઉંચી ફલંગો ભરી રમતના મેદાનમાં છૂટથી ફરી કાંગારૂનું અનુકરણ કરે. દરેક કૂદકાની તૈયારી માટે થોડો વિરામ લે એ બાબતને ઉત્તેજન આપવું જોઈએ.

**સમતોલપણું-સમધારણ—(ક) આંગળીઓના ટેકા સાથેની વાઘબેઠક.** ફેરફાર કરીને "ઘુંટણ ઉપર હાથ"ની સ્થિતિ એટલે કે ઘુંટણ બરાબર વાળો; એડી ભેગી કરો, ઘુંટણ છુટા, પીઠ સીધી, હાથ ઘુંટણ ઉપર મૂકવા બાળકોને હાથ સીધા રાખવા ઉત્તેજો. એથી તેઓ પીઠ સીધી રાખી બેસી શકશે અને ઘુંટણ ઉપર આગળ નમી જતાં અટકશે. નાનાં બાળકો માટે આ સ્થિતિએ આવવું મુશ્કેલ નથી.

૧ **કૂદકો.** માછલી કૂદી જવી (પહોળો થતો ઝરો કૂદી જવો એ કસરતનો ફેરફાર) મેદાનની વચમાં આડી એક મોટી માછલી ચીતરવામાં આવે છે. પછી શિક્ષકની પાછળ બાળકો પુછડી (પાતળો ભાગ) ઉપરથી કૂદી જાય છે, પછી માથા ઉપરથી પહોળો ભાગ) કૂદી જાય છે અને છેવટે વચલા ભાગ (પહોળો ભાગ) ઉપરથી કૂદી જાય છે. માછલી ઉપર પગ મૂક્યા વિના કેટલા કૂદી જાય છે તે જોઈ તેવા યત્નને ઉત્તેજન આપો.

૨ પહેલા પાઠની નોંધ જુઓ. માત્ર થોડે સુધી દોડવાની જરૂર છે.

૩ **રમત. હે ડિડલ ડિડલ—નારંગી છે નારંગી.** બાળકો છુટા છુટા મેદાનને છેડે ઉભાં રહે, શિક્ષક મધ્યમાં તેમના સામે હોય. બાળકો તેની તરફ ગાતા ગાતાં જાય; "નારંગી છે નારંગી, બિલ્લી વાજે સારંગી," "ચાંદો કૂદે ગાવડી," એમ બોલતાં બાળકો બને તેટલાં ઉંચાં કૂદે. "ગલૂડું જુએ મઝા એ" એમ બોલી શબ્દોના સ્પષ્ટાર્થે ઘુંટણે ચાબડે અને પોતાની બાજુઓ પકડે. "-દોડે થાળી લઈ," એટલું બોલી શિક્ષક અટકે અને "ચમચો" એટલું બોલી રહે એટલે બાળકો શિક્ષક ભીંતે અડકે ત્યાંસુધી તેને પકડવા પાછળ દોડી જાય.

૪ **બન્યા ભાઈ બન્યા**—મધ્ય લીટીની સામસામી બાજુએ દરેક બાળક સાથીદારના હાથ ઝાલી ઉભું રહે. શિક્ષક અથવા એક બાળક 'હાની-દાવ આપનાર બને. ઇશારો થતાં દાવ આપનાર સાથે બધાં મેદાનમાં આમ તેમ દોડે, કૂદે, ઠેકડા મારે, વગેરે; બીજો ઇશારો થતાં બધાં મધ્ય લીટી ઉપર ઝડપથી આવે, અને દરેક સાથીદારને મળી જાય. બાકી રહે તે બીજી વાર એ રમત માટે રહી ગએલું બાળક દાવ આપે.

# છોકરીઓ માટેની પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષા

## ઉત્તર ભાગ નં. ૫૩૧૮

ઉ. ભા. માં સને ૧૯૩૮ ની સાલમાં લેવાએલી છોકરીઓ માટેની પ્રાથમિક શાળાંત સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થએલી વિદ્યાર્થીનીઓનાં નામની યાદી:—

| નંબર | નામ, બાપનું નામ અને અટક | માર્ક | નંબર | નામ, બાપનું નામ અને અટક | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ જિલ્લો** | | ૨૮ | હીરા કેશવલાલ કોન્ટ્રાક્ટર | ૩૬૬ |
| | | | ૨૮ | હીરામણી અંબાલાલ શાહ | ૩૬૬ |
| ૧ | મંગળાબેન રણછોડલાલ વ્યાસ | ૪૪૫ | ૩૦ | ઇન્દુમતી જેઠાલાલ ક્રિશ્ચિયન | ૩૬૫ |
| ૨ | સુશિલા ઉમિયાશંકર ભટ્ટ | ૪૨૧ | ૩૧ | નર્મદા પીતામ્બર પટેલ | ૩૬૩ |
| ૩ | તારા કેશવલાલ શાહ | ૪૧૯ | ૩૧ | મરીયમ લાલજી ખ્રિસ્તી | ૩૬૩ |
| ૪ | ચંપા માણેકલાલ દવે | ૪૧૬ | ૩૩ | રાધાબેન લલ્લુભાઈ આણંદજી વાળા | ૩૬૧ |
| ૫ | અનિલક્ષ્મી આશારામ પટેલ | ૪૧૦ | | | |
| ૬ | સૂર્યકાન્તા ચુનીલાલ પંડ્યા | ૪૦૮ | ૩૪ | મંજુ ધુળાભાઈ સનાથીઆ | ૩૬૦ |
| ૭ | ધનલક્ષ્મી મગનલાલ પંચાલ | ૪૦૬ | ૩૫ | ઈંદ્રપ્રભા વાનજી ચૌહાણ | ૩૫૯ |
| ૮ | હીરા બાલાભાઈ શાહ | ૪૦૫ | ૩૫ | મનહરગૌરી ભવાનીશંકર ઓઝા | ૩૫૯ |
| ૯ | નિરંજન શંભુપ્રસાદ મહેતા | ૪૦૨ | ૩૫ | મધુકાન્તા ચીમનલાલ શાહ | ૩૫૯ |
| ૧૦ | મધુકાન્તા અનુપ્રસાદ રાવળ | ૩૯૦ | ૩૮ | ધીરજબા ગોવિંદસિંહજી ઝાલા | ૩૫૮ |
| ૧૦ | કાન્તા મોહનલાલ ઠક્કર | ૩૯૯ | ૩૮ | શાંતા સામળદાસ શાહ | ૩૫૮ |
| ૧૨ | કાન્તા ત્રીકમલાલ જારીઆ | ૩૯૬ | ૪૦ | મધુકાન્તા મયાશંકર વ્યાસ | ૩૫૭ |
| ૧૩ | કમળા મુળજીભાઈ પટેલ | ૩૯૧ | ૪૧ | લીલાવતી ત્ર્યંબકલાલ ઠાકર | ૩૫૬ |
| ૧૩ | મધુકાન્તા મુળશંકર શુક્લ | ૩૯૧ | ૪૨ | સરસ્વતી બાબુરાવ નાગ્રે | ૩૫૪ |
| ૧૫ | ઇન્દુમતી શીવપ્રસાદ જાની | ૩૮૮ | ૪૨ | પ્રભાવતી રતીલાલ શાહ | ૩૫૪ |
| ૧૬ | ચંપા લક્ષ્મીચંદ દોશી | ૪૮૭ | ૪૪ | લુદીઆ જેઠાલાલ બટાકાવાલા | ૩૫૩ |
| ૧૭ | ઇન્દુમતી ચંપકલાલ દલાલ | ૩૮૩ | ૪૪ | દશરા છબીલદાસ બાબુ | ૩૫૩ |
| ૧૮ | સમરી પ્રેમાભાઈ ચૌહાણ | ૩૮૧ | ૪૪ | લલિતા જમનાદાસ પટેલ | ૩૫૩ |
| ૧૮ | સુભદ્રા કૃષ્ણલાલ મહેતા | ૩૮૧ | ૪૭ | ચંદ્રકાન્તા શાંતિલાલ મીઠાવાળા | ૩૫૧ |
| ૧૮ | વિદ્યાગૌરી ચતુરદાસ મહેતા | ૩૮૧ | ૪૭ | શારદાગૌરી રામરાય ભટ્ટ | ૩૫૧ |
| ૨૧ | જશોદા છનાલાલ રાવત | ૩૭૪ | ૪૯ | નિર્મળા મણિલાલ મોદી | ૩૫૦ |
| ૨૨ | વિદ્યાગૌરી ચુનીલાલ જાની | ૩૭૨ | ૪૯ | મધુકાન્તા માધાજી સોમાણી | ૩૫૦ |
| ૨૨ | કિરણ નાથાલાલ ખ્રિસ્તી | ૩૭૨ | ૫૧ | રહેમત રાજેમહમદ મોમીન | ૩૪૯ |
| ૨૪ | રેહમત અલીભાઈ મુમ્ના | ૩૭૦ | ૫૧ | સવિતા મણીલાલ શાહ | ૩૪૯ |
| ૨૫ | જશોદા કેશવલાલ ઉપાધ્યાય | ૩૬૯ | ૫૧ | સમળ ઉમરભાઈ ગોરીયા | ૩૪૯ |
| ૨૬ | વિમળાબેન લક્ષ્મણરાવ કારકર | ૩૬૮ | ૫૪ | શાંતા રતિલાલ ઠાકોર | ૩૪૮ |
| ૨૭ | વિનોદા વડીલાલ પટેલ | ૩૬૭ | ૫૫ | મંજુ ચુનીલાલ શાહ | ૩૪૭ |

મુંબઈ ઇલાકાના સરકાર[illegible] મંજુર કરેલાં પુસ્તકોના
ઇન્ડિઆ સ્ટેટ્સ એજન્સિએ મંજુર કરેલાં પુસ્તકોના

# યાદી

| | |
|---|---|
| શાંતિકથાઓ | ૦-૨-૬ |
| હીરામોતી | ૦-૩-૦ |
| બુલબુલ | ૦-૨-૬ |
| ટન ટન ટન ટન | ૦-૨-૬ |
| ક્યારે સમજીશું ? | ૦-૩-૦ |
| ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ | ૦-૩-૦ |
| વરતો અને ઉખાણાં | ૦-૨-૬ |
| વેરાયેલાં ફૂલ | ૦-૩-૦ |
| રઝળતો રાજહંસ | ૦-૩-૦ |
| પ્રશ્નપેટી | ૦-૬-૦ |
| ગણિતગમ્મત | ૦-૨-૬ |
| હસતું મોં | ૦-૩-૦ |
| પ્રાણીવર્ણન | ૦-૪-૦ |
| બાળકોની રમતો | ૦-૩-૦ |
| ધરતીકંપ | ૦-૩-૦ |
| ચાર સુંદર સંવાદો | ૦-૩-૦ |
| જાપાનનો જ્વાળામુખી | ૦-૩-૦ |
| ચાંદોસૂરજ | ૦-૪-૦ |
| જંગલમાં રખડતાં | ૦-૪-૦ |
| જ્ઞાનગંગા | ૦-૩-૦ |
| અંતરના અજવાળાં | ૦-૫-૦ |
| કૂતરાની કહાણી | ૦-૮-૦ |
| ગરવી ગુજરાત | ૦-૭-૦ |
| જગતના જંગલમાંથી | ૦-૫-૦ |
| શાંતિમંદિર | ૦-૬-૦ |
| વાઘની બોડમાં | ૦-૬-૦ |
| વિજ્ઞાનવિનોદ | ૦-૫-૦ |
| તણખામંડળ પહેલું | ૧-૮-૦ |
| " મંડળ બીજું | ૧-૮-૦ |
| " મંડળ ચોથું | ૨-૦-૦ |
| બેર | ૦-૬-૦ |
| સુંદર વાતો | ૦-૬-૦ |
| દેવકથાઓ | ૦-૬-૦ |
| પડઘા | ૦-૫-૦ |
| દ્રષ્ટાંતશતક | ૦-૧૦-૦ |
| પરિણીતા (શરદબાબુ) | ૦-૮-૦ |
| પલ્લીસમાજ " | ૧-૪-૦ |
| છબી " | ૧-૦-૦ |
| ચંદ્રનાથ (શરદબાબુ) | ૦-૧૪-૦ |
| સ્વામી " | ૧-૪-૦ |
| કાગળપત્રો | ૦-૩-૦ |
| પાંચ લોકકથાઓ | ૦-૪-૦ |
| વિસર્જન | ૦-૬-૦ |
| સંવાદકુસુમ | ૦-૮-૦ |
| બાઈબલકથાઓ | ૦-૮-૦ |
| જોહર | ૦-૬-૦ |
| સંગીત માર્ગદર્શિકા | ૦-૬-૦ |
| સંગીતવિનોદ | ૦-૧૦-૦ |
| મોળ સતી | ૧-૪-૦ |
| કંકાવટી મંડળ બીજું | ૦-૧૪-૦ |
| વેણીનાં ફૂલ | ૦-૮-૦ |
| નાનકડી વાતો | ૦-૬-૦ |
| કથા-ગીતો | ૦-૬-૦ |
| વાનરપુરાણ | ૦-૬-૦ |
| જનપદ | ૦-૧૨-૦ |
| કિલ્લોલ | ૦-૮-૦ |
| ચાંદની | ૦-૪-૦ |
| શિકાર-કથાઓ | ૦-૮-૦ |
| દેશ દેશની અદ્ભુત વાતો ભા. ૧ | ૦-૧૦-૦ |
| દેશ દેશની " " ભા. ૨ | ૧-૧૦-૦ |
| રમકડાં | ૦-૬-૦ |
| ગોવિંદનું ખેતર | ૦-૨-૦ |
| લખમી ને બીજી વાતો | ૦-૨-૦ |
| શ્રીકાન્ત | ૩-૦-૦ |
| ભિલોરી પહાડ | ૦-૩-૦ |
| ભીલકુમાર એકલવ્ય | ૦-૫-૦ |
| મોટી ચાંદાપોળી | ૦-૩-૦ |
| સમર્પણકથાઓ | ૦-૬-૦ |

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોક્ખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧—૮—૦ ટપાલખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦—૩—૩ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનિઑર્ડર, ચેક અગર ડ્રાફટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

૫ સ્થળસંકોચને લીધે શાળાપત્રમાં ઇનામીપત્રક છપાય છે તેના સંબંધમાં દરેકને સૂચના કરવામાં આવે છે, કે રૂ. ૫) થી ઓછી રકમવાળાં નામ છપાવવા માટે મોકલવાં નહિ; તેમ છતાં આવશે તો તે છાપવામાં આવશે નહિ.

૬ જે ગ્રાહકનું ચાલુ સાલનું લવાજમ બાકી હોય તેમણે તાકીદે મોકલી આપવું નહિ તો આવતો અંક વી.પી. થી મોકલવામાં આવશે.

તંત્રી

[ ડિસેમ્બર સને ૧૯૩૮ ]

પુસ્તક ૭૭
અંક ૧૨

Registered
No. B. 43

# ગુજરાત શાળાપત્ર



તંત્રી

સી. કે. અમીન, બી. એ., એસ. ટી. સી. ડી.

પુ. ૭૭ ] ડિસેમ્બર સને ૧૯૩૮ [ અંક ૧૨

# અનુક્રમણિકા



કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક

ચંદુલાલ કેશવલાલ અમીન, બી. એ., એસ. ટી. સી. ડી.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.



રા. રા. હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી

બી. એ., એસ. ટી. સી. ડી.

તંત્રી "ગુજરાત શાળાપત્ર"

૧૯૩૫ના ફેબ્રુઆરીથી ૧૯૩૮ના સપ્ટેમ્બર સુધી.




પુસ્તક ૭૭ ] ડિસેમ્બર ૧૯૩૮ [ અંક ૧૨

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે, તેટલી વહેલી ઉન્નતિ.**

## તંત્રીપદમાં ફેરફાર

આ સંસ્થાના મુખ્ય આચાર્ય રા. રા. હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારીની અમદાવાદ જિલ્લા બોર્ડની શાળાઓના એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર તરીકે બદલી થતાં આ પત્રનું તંત્રીપદ અમારા હસ્તક આવ્યું છે, અને આ પ્રસંગે નિવૃત્ત તંત્રીજી વિષે લખતાં અમોને આનંદ થાય છે.

આ પત્રની લગભગ ૭૭ વર્ષની કારકીર્દી દરમિઆન અનેક વિદ્વાનોને હાથે એ પ્રગટ થયું છે. અને સર્વ કોઈમાં કાંઈને કાંઈ વિશિષ્ટતા નજરે ચઢી છે. આ પત્રનો મુખ્ય ઉદ્દેશ કેળવણીવિષયક પ્રશ્નો ચર્ચવાનો છે. એટલે સ્વાભાવિક છે કે સામાન્ય જનતાને એમાં બહુ રસ પડે નહિ. પણ જેઓ કેળવણી અભિમુખ છે અને જેઓ સમજે છે કે જગતની સર્વ પ્રવૃત્તિ કેળવણી ઉપર આધાર રાખે છે, તેઓ આ પત્રમાં રસ લેતા આવ્યા છે અને હજી પણ લે છે. કેળવણીવિષયક પ્રશ્નો ચર્ચનારૂં મહત્ ગુજરાતમાં આ માસિક સૌથી જુનું અને વધારે વ્યાપક છે. આનંદની વાત છે કે આધુનિક ગુજરાત કેળવણીની બાબતમાં ખૂબ પ્રગતિ કરી રહ્યું છે

અને તેની કેળવણીના પ્રશ્નો ચર્ચતાં છાપાંઓ અને માસિકો પણ ઠીક ઠીક પ્રમાણમાં પ્રગટ થવા લાગ્યાં છે. તેમ છતાં આ ગુજરાત શાળાપત્ર કેળવણીની બાબતમાં અનેરૂં સ્થાન ભોગવે છે.

કેળવણી જેવા અગત્યના પ્રશ્નની, ચર્ચા કરતા પત્રના તંત્રીપદને શોભાવવું એ સહેલી વાત નથી. વળી પૂર્વે થઇ ગએલા અનેક વિવેચકો, સાક્ષરો ને કેળવણી નિષ્ણાતો જે આ તંત્રીપદને શોભાવી ગયા છે તેમની હરોળમાં ઉભા રહેવા જેવું કાર્ય કરી બતાવવું એ પણ એક વિશિષ્ટ પ્રકારની શક્તિ વિના બની શકે તેમ નથી. અમને લખતાં આનંદ થાય છે કે શ્રીયુત હીરાલાલ ધોધારીએ આ તંત્રીપદને દીપાવ્યું છે એટલું જ નહિ પણ પૂર્વે થઈ ગએલા દરેક તંત્રીએ જેમ પોતપોતાની વિશિષ્ટતાની મહોરથી તેને અંકિત કર્યું છે તેમ એમણે પણ કર્યું છે.

આ પત્રમાં ચર્ચાતા પ્રશ્નોને વેગ આપનાર, થંભાવનાર કે પાછળ પાડનાર એક બીજી બાબત પણ ધ્યાનમાં રાખવા જેવી છે. કેળવણીનો વિષય સમાજજીવનથી છૂટો પડી શકે તેવો નથી. જેમ જેમ સમાજજીવન દેશકાળના અનેક રંગથી રંગાયે જાય છે તેમ તેમ કેળવણી સંબંધી વિચારો ઉપર પણ તેની અસર થાય છે. એટલે આધુનિક વાતાવરણ, સમાજજીવન વગેરે પરત્વે ઉન્મુખ રહી કેળવણીના માત્ર તાત્ત્વિક સિદ્ધાંતોની ચર્ચા કરવી પણ પાલવે તેમ નથી. આ પત્રે તો પ્રગતિમાન કેળવણીનો દરેક પ્રશ્ન લઇ આધુનિક પરિસ્થિતિને તે કેટલે દરજ્જે અનુકૂળ પડશે તે વાતનો પણ વિચાર કરવાનો રહ્યો. આ દૃષ્ટિએ પણ નિવૃત્ત થતા તંત્રી શ્રી. હીરાલાલ ધોધારીએ આધુનિક પ્રથાઓ અને પ્રવૃત્તિઓ ઉપર લેખો લખી પોતાનું મન્તવ્ય બતાવી કેળવણીમાં રસ લેતી જનતાને દોરવાનો પ્રયત્ન કર્યો છે.

પૂર્વે થઈ ગએલા તંત્રીઓમાના કોઇને પણ નહતો એટલો લાંબા સમયનો એમને ગામડાંની શાળાઓનો અનુભવ છે. એઓ જ્યારે પ્રે. ટ્રે. સંસ્થાના હેડ માસ્તરના ઓધ્ધે આવ્યા ત્યારે સંસ્થામાં અપાતા શિક્ષણ અને ગામડાઓમા પ્રવર્તતી સ્થિતિના તફાવતે તેમનુ ખૂબ ધ્યાન ખેંચ્યું. ગ્રામજનતાનો લાંબો પરિચય, ગ્રામશાળાઓનો અંગત અનુભવ અને ગ્રામ જનતા તરફની સહાનુભૂતિ એમની કલમે લખાયેલા લેખોમાં તરી આવે છે. ગ્રામજનતા આધુનિક પરિસ્થિતિમાં કેળવણીની બાબતમાં સારામાં સારો લાભ શી રીતે ઉઠાવી શકે એની માર્ગદર્શક યોજનાઓ બહાર પાડી ગ્રામજનતાને ખરેખરી મદદ કરવાની આંતર્વૃત્તિ એમણે બતાવી આપી છે.

કેળવણી વિષયક પુસ્તકોની ઉણપને લીધે તાર્કિક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતા લેખોની ગુજરાતી શિક્ષક આલમને જેટલી જરૂર છે, તેટલીજ કે બલ્કે તેથી પણ વધારે જરૂર વ્યાવહારિક સૂચનાઓથી ભરપૂર અને અનુભવસિદ્ધ માર્ગો દાખવતા લેખોની પણ છે. આ બાબતમાં પણ શ્રીયુત ઘોઘારીએ ગામડાંના શિક્ષકોના માર્ગ ઉપર વિશિષ્ટ પ્રકારનું અજવાળું પાડયું છે, એટલુંજ નહિ પણ 'શિક્ષકની ભાવના,' અને 'નાની નિર્મળાનો નિર્મળ નિર્ણય' નામના સુંદર લેખો અને 'પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર' 'આદર્શશાળા' 'બુદ્ધિમાપન' 'શાળાની વ્યવસ્થા' વગેરે લેખમાળાઓ લખી શિક્ષકઆલમને પોતાના કર્તવ્યપથમાં ચાલવાનું સુગમ કરી આપ્યું છે.

શિક્ષણમાં સચોટતા, શરીરમાં સુદૃઢતા, ટેવોમાં સુઘડતા, અને કાર્યમાં દક્ષતાપૂર્વક શીઘ્રતા એ શ્રીયુત હીરાલાલમાં વિશિષ્ટ લક્ષણો કહીએ તો ચાલે. તેઓશ્રીના તંત્રીપદ નીચે પ્રગટ થએલા લેખો જોતાં જણાશે કે પદ્ધતિના આંટીઘુંટીના વમળમાંજ ભરાઈ રહેવા કરતાં જે કાંઇ બાળકોને શીખવવાનું હોય તે સંબંધી તેમને સ્પષ્ટ ખ્યાલ આવે તે વધારે ઇચ્છવા જોગ છે એમ એમનું મન્તવ્ય હતું.

તન્દુરસ્ત શરીરમાંજ પ્રફુલ્લિત અને ઉન્નત મન રહી શકે છે એવી માનતાને અંગે, ગામડાંઓની પરિસ્થિતિ ધ્યાનમાં રાખી શારીરિક તાલીમના લેખો પણ એમના તંત્રીપદ નીચે ઠીક ઠીક પ્રમાણમાં પ્રગટ થયા છે.

કોઈ પણ પ્રાથમિક શાળાની મુલાકાત આપણને સાબીત કરી બતાવશે કે આપણાં બાળકોને અનેક જાતની સુઘડ ટેવો કેળવવાની હજી ખાસ જરૂર છે. અહીંની પ્રે. સ્કૂલનાં બાળકો પાછળ અંગત શ્રમ લઈને તથા ગામડાંઓની શાળાઓના લાભાર્થે લેખો લખીને, શ્રી. ઘોઘારીએ તેવી ટેવો કેળવવાના ફાયદા બતાવી આપી શિક્ષક સમાજને દોરવાનો સારો પ્રયાસ કર્યો છે.

ઈશ્વરે માથે નાખેલી દરેક ફરજ દક્ષતાપૂર્વક શીઘ્રતાથી બજાવવી, અને તે બજાવવામાં બીજાં કોઇ અંગત તત્ત્વોને અંતરાયરૂપ થવા ન દેવાં એવો જીવન મંત્ર એમણે સેવ્યો છે એટલુંજ નહિ પણ ફરજ બજાવ્યા પછી નિઃસ્પૃહ ઉદાસીનતા સેવી છે.

સમય સાથે પ્રગતિ કરી શાળાપત્રદ્વારા લગભગ સાડાત્રણ વર્ષ સુધી શ્રીયુત ઘોઘારીએ કેળવણી, શિક્ષકસમાજ ને સામાન્ય જનતાની અનન્ય સેવા બજાવી છે અને આ સેવામાં અન્ય શિક્ષક બંધુઓનો સહકાર પણ ઉદાર ભાવે સ્વીકાર્યો છે.

આવા એક નિરભિમાની નિઃસ્પૃહી ને, નિડર તંત્રી શ્રીયુત ઘોઘારી આ પ્રણાલિકા જાળવવાનો બોજો અમારે શીર નાંખી અન્ય કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરે છે તે વખતે અમે તેમને તેમના આ કાર્યક્ષેત્રમાં સંપૂર્ણ યશ અને કૃતેહ મળે એમ ઇચ્છીએ છીએ.

રા. રા. કે. એ. બાલા અને ત્યારપછીના બધા તંત્રીઓ સાથેના અમારાં પરિચયને લીધે અમને ઘણું અનુભવયુક્ત જ્ઞાન મળ્યું છે. એટલે આ પ્રસંગે અમારાથી યથાશક્તિ સેવા થાય એવી શક્તિ ને પ્રેરણા પ્રભુ અમને આપે એટલું ઇચ્છી વિરમીએ છીએ.

નોંધઃ—

તંત્રીપદના ફેરફારનું નિવેદન હજી તો છાપખાનામાં છે ત્યાં તો વળી બીજા ફેરફારનું નિવેદન કરવાનુ અમને ઉપસ્થિત થાય છે. શ્રી પરમાનંદ ધનેશ્વર વ્યાસની સૂરત હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે બદલી થતાં આ પ્રસંગ ઉભો થયો છે. શ્રી પરમાનંદ વ્યાસનો શાળાપત્ર સાથેનો સંબંધ છેક ૧૯૨૨ની સાલથી શરૂ થયો હતો. આ સાલના ઓગસ્ટમાં તેમણે આ પત્રનું ઉપતંત્રી પદ સ્વીકાર્યું, ત્યારથી તે અત્યાર સુધી માત્ર ત્રણ વર્ષના ગાળા સિવાય તેમણે આ ઉપતંત્રીપદ પર રહી શાળાપત્રની ખૂબ સેવા બજાવી છે. ઉપતંત્રીપદની સેવાઓમાં કીર્તિ, લોભ પણ હોતો નથી. અને આ લાંબા ગાળામાં એક પણ જગાએ પોતાનું નામ પ્રગટ ન થવા દઈ તેમણે એ સાબીત કરી આપ્યું છે. શ્રીયુત ઘોઘારી સાહેબની બદલી થતાં તેમને પણ તંત્રીપદ પ્રાપ્ત થયું હતું. આ સ્થાને રહી એઓ ઘણી સુંદર સેવા કરી શક્યા હોત કારણકે તેમની પાછળ ઘણા વર્ષોના અનુભવયુક્ત જ્ઞાન હતું. પણ ચઢતા દરજ્જાની નોકરી પર બદલી થતાં તેમને તંત્રીપદ છોડવું પડે છે. પ્રભુ એમને એમના આ નવીન કાર્યક્ષેત્રમાં સંપૂર્ણ યશ અને વિજય આપે એવી શુભેચ્છાઓ અમે આ સમયે વ્યક્ત કરીએ છીએ.

## આદર્શશાળા

(ગતાંક પૃષ્ટ ૪૩૬ થી ચાલુ)

### વખતપત્રક, બાળવર્ગ અને જાતીયશિક્ષણ.

વખતપત્રક એ શાળાનું થર્મોમિટર છે. કયા ધોરણમાં કયું કામ ચાલે છે તથા દરેક વિષયનું શિક્ષણ બરાબર અપાય છે કે કેમ તે વખતપત્રકથી જાણી શકાય છે. વખતપત્રક એવી રીતે ગોઠવવું જોઇએ કે જેથી

બાળકોને નકામો શ્રમ ન પડે. નૂતન કેળવણીકારો વખતપત્રકનો મૃત્યુઘંટ વગાડી રહ્યા છે. તેમણે પણ કામનું ધોરણ તો કોઇને કોઇ રીતે રાખવું તો પડશેજ. જુનો જમાનો કે નવો, જુની પ્રથા કે નવી, દરેકમાં માર્ગ અને તેમાં માઇલના થાંભલા તો રાખવાજ પડશે. વખતપત્રકમાં ગણિત, ભૂગોળ, ભૂમિતિ જેવા વિષયો અડવાડીઆંની શરૂઆતમાં રાખવા, અને દરરોજ સાંજના રમતગમત માટે એક પિરિઅડ રાખવો. શાળાને નિયમિત અને વ્યવસ્થિત બનાવવા વખતપત્રકની અતિશય જરૂર છે. બાળવર્ગ એવો છે કે જેને માટે સારો શિક્ષક હોય તોજ તે સુંદર રીતે ખીલી શકે છે. બાળવર્ગનું વખતપત્રક બાળવર્ગના શિક્ષકને સ્વતંત્ર સોંપવું. બાળવર્ગ જો શાળામાં મજબુત અને ચેતનમય હોય તો આખી શાળા આબાદ બને છે.

આ કારણથીજ બાળવર્ગ ટ્રેઇન્ડ શિક્ષકને સોંપવો જોઇએ. અને બની શકે તો મુખ્ય શિક્ષકેજ તે રાખવો જોઇએ. અનેક યોજના પડતીની નિશાની છે. એકજ બાબત બરોબર અમલમાં મૂકવાથી તેનો સારો લાભ મળે છે. પ્રસંગ આવે કોન્ફરન્સ કે સંમેલનમાં બાળવર્ગના શિક્ષણનો અનુભવ રજુ કરવો. અને સારા શિક્ષકો પાસે આદર્શ પાઠો અપાવવા. ટુંકમાં આદર્શશાળાનો બાળવર્ગ પણ આદર્શતાનો ઉત્તમ નમુનો હોવો જોઇએ.

**मातृ देवोभव । पितृ देवोभव । आचार्य देवोभव ॥**

ઉપનિષદ્‌ના આ પરમપવિત્ર વાક્યને સજીવન કરવા બાળવર્ગના શિક્ષક કટિબદ્ધ થવું જોઈએ.

*જે દેશ તત્ત્વજ્ઞાનમાં, વિદ્યામાં, વેપારમાં, ઉદ્યોગીમાં અને કળા-*કારિગીરીમાં બેનમુન હતો તે દેશના આપણે શિક્ષકો છીએ, અને તે દેશના આ બાળકો છે, એ બંનેનું ધનભાગ્ય છે!

જાતીયશિક્ષણ એ અર્વાચીન શિક્ષણનું એક અગત્યનું અંગ છે. બાળવર્ગથી માંડી કૉલેજના શિક્ષણ-સુધી એનું દમન અને વિકૃતિ માલુમ પડે છે. સાધારણ રીતે ઘરમાં બનતી નાની બાબતો જો બાળકોને ન સમજાવવામાં આવે તો આગળ જતા તેમાંથી વિષવૃક્ષ પેદા થાય છે. અને જેમાંથી અનેક ગોઝારાં વિનાશકારી ફળો જન્મે છે.

આપણે કેટલીક નવી બાબતોને વધારે પડતું રૂપ આપી દઇએ છીએ એ પણ વિચારનો અતિરેક છે. છતાં શિક્ષણના પ્રદેશમાં જે જીવંત સુધારા થતા જાય છે, તે પ્રત્યે આપણે આંખ મીચામણાં કરીએ તે પાલવે તેમ નથી.

છવજંતુ, વનસ્પતિ અને નરમાદાની સામાન્ય વાતચીત ઉપરથી જાતીયશિક્ષણ બાળકને યોગ્યતા પ્રમાણે આપવું. શિક્ષણના વિષયમાંજ આ શિક્ષણને ઓતપ્રોત કરવું. એનો જુદો પિરિઅડ રાખવો નહિ.

ગામડાંમાં પણ અકાળે માતાપિતા થવાનું ઘણાંને પ્રાપ્ત થાય છે. એ સમાજના સડાની નિશાની છે. ભાવિ પ્રજાને જો વિર્યવાન, પ્રાણવાન અને વજ્રપુંજ બનાવવી હોય તો શિક્ષણની બાબત વધારે વિચારી યોગ્ય ઉપાય કરવાજ પડશે.

વિકાર એ જગતનો વિકાસક્રમ છે. એટલે સાધારણ રીતે આપણે નવી ટેવો, નવા વિચારો, નવી ભાવના અને નવી રીતભાતથી ભડકીએ છીએ તે અયોગ્ય છે. જમાનો ઉત્ક્રાન્તિનો છે. એટલે "જુનાને સોનું ને નવાને ધતિંગ" માનનારાએ પોતાની દૃષ્ટિ બદલવાની જરૂર છે. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ" એ નિયમ પ્રમાણે આપણે જેવું ધારીએ તેવું માનીએ. જાતીયશિક્ષણ એ સુધારાનું ક્ષેત્ર છે. એથી છોકરાછોકરી વધારે શિક્ષિત અને સદાચારી બનશે.

એ બાબતમા બેજ ભયસ્થાન છે. એક વાતાવરણની અશુદ્ધતા અને બીજું અયોગ્ય વાચન.

કેટલુંક સાહિત્ય આપણને સુધારવાને બદલે બગાડે છે. તેનાથી ખૂબ સાવચેત રહેવાની જરૂર છે. નીતિના ઉત્તમ સદાચાર સિવાય કઈ પ્રજા ઉત્તમ થઈ શકે છે ?

## બાળ લાઇબ્રેરી અને રમત ગમતની હરિફાઈ

બાળ લાઇબ્રેરી એ શાળાની સ્વતઃ જ્ઞાનપરબ છે. જેમાંથી બાળકો જાતેજ મધમાખીની માફક જ્ઞાનરસ ચુસી લે છે. મર્યાદિત શિક્ષણથી જે વૃત્તિઓ અસંતુષ્ટ રહે છે તે આવી લાઇબ્રેરીથી તૃપ્ત થાય છે. આવી લાઇબ્રેરીમાં દાનવીર સર પુરુષોતમદાસ ઠાકોરદાસ બાળ લાઇબ્રેરીની યોજનાની માફક ઉત્તમ પુસ્તકો રાખવાં જોઇએ. એની વ્યવસ્થા ઉપલા ધોરણના વિદ્યાર્થીઓજ કરે. અને જે પુસ્તક વાંચે તેની ટુંકી નોંધ પણ વિદ્યાર્થીએ રાખવી જોઇએ. આ જ્ઞાન આગળ ઉપર જાહેરજીવનમાં અથવા અભ્યાસની બાબતમાં સ્વતઃગુરુ જેવું કામ આપે છે.

રમતગમતની હરિફાઇ વિદ્યાર્થીમાં જીવનના અમૂલ્ય ગુણ લાવે છે. આખી શાળા આવી રમતગમતમાં ભાગ લે તેવું બંધારણ શાળાના આચાર્યે ઘડવું જોઈએ. રમતગમતની હરિફાઈથી જે લાભો થાય છે તેમાં મુખ્ય સંપ, પોતાની શાળાનું અભિમાન—જે આગળ ઉપર રાષ્ટ્રની

એકતા માટે જરૂરી છે તે–અસ્પૃશ્યતા નિવારણ, ઉદારવૃત્તિ, સેવાભાવ, અને સમભાવની વૃત્તિ છે.

ટુંકમાં રમતગમતની પ્રવૃત્તિ એક હાસ્યની સાથે સરખાવી શકાય. જેટલી હાસ્યની જરૂર છે તેટલીજ જીવનમાં રમતની જરૂર છે. રમત-ગમતની પણ શાળામાં ખૂબ જરૂર છે. અને તેનું કારણ એ છે કે તે સહજ વૃત્તિ છે.

ક્રિકેટ જેવી રમતે જગતમાં કેટલાં મહાન કામો કર્યા હશે. આટાપાટા તથા ખોખો જેવી દેશી રમતે પણ અનેક વીરપુરુષોનાં બાહુબળ તૈયાર કર્યા છે.

આપણે વિકાસનો મિનારો ચઢવે હોય તો આદર્શશાળામાં રમત-ગમત ફરજિયાત રમાડવી જોઈએ. પછી જુઓ એ બાળકો કેવાં ધાટીલાં અને તેજસ્વી બને છે.

આપણે શાળાની અને તેને લગતી અનેક બાબત વિગતવાર જોઈ ગયા. હવે માત્ર એટલીજ સ્પષ્ટતા કરવી જરૂરી છે કે બધી પ્રવૃત્તિ એકી સાથે શાળામાં શકય છે? જવાબ એટલોજ કે બને તેટલી પ્રવૃત્તિ અણી-શુદ્ધ પાર પાડવી. બધી સાથે શરૂ કરી એકે અમલમાં ન મૂકવી એ પડતીનાં ચિહ્ન છે.

બીજી બાબત એ કે શાળાનો આદર્શ સર્વસાર રૂપે એવો હોવો જોઈએ કે જેથી વિદ્યાર્થી અજ્ઞાનમાંથી જ્ઞાનમાં, અંધકારમાંથી તેજમાં અને મૃત્યુમાંથી અમૃતમાં જઇ શકે.

ત્રીજી બાબત એકે જે દેશમાં ૮૦ ટકા ખેડુતો છે, તે દેશનાં બાળ-કોને ખેતી ઉપર પ્રેમ ઉત્પન્ન થાય અને પોતાનો ધંધો જાત મહેનતથી કરતાં શીખે એવું સ્વાવલંબી શિક્ષણ આદર્શશાળામાં મળવું જોઇએ.

જેમ બે બળદ, એક હળ, એક હળ હાંકનાર અને જમીન પ્રેમથી પોતાનું કામ સંપીને કરે છે, તેમ આદર્શશાળામાં વિદ્યાર્થીઓ, શિક્ષકો, ગામલોકો અને અધિકારી સાહેબો સંપૂર્ણ એકતાથી કામ કરે, અને તેવાં સુકર્તવ્યથીજ ઉત્તમ પરિણામો ઉત્પન્ન થાય.

પ્રભુ ભારતને આવી આદર્શશાળાથી આદર્શ દેશ બનાવવા શક્તિ આપો!!!

લિ. વિનમ્ર

ભીખુભાઈ કરસનજી નાયક

હેડ માસ્તર, રાનકુવા જિ. સુરત.

# નીતિશિક્ષણ

(પુ. ૭૭ના અંક ૮ના પૃષ્ઠ ૩૪૦થી ચાલુ)

ઉપલાં ધોરણોમાં આપવાના નીતિપાઠના બે નમુના આપવામાં આવ્યા. તે નમુનાને અનુસરીને ઇશ્વરભક્તિ, ગુરુભક્તિ, સ્વદેશપ્રીતિ, પરોપકાર, દયા, ક્ષમા વગેરે નીતિપાઠો આપી શકાય. દરેક નીતિપાઠના મુખ્ય મુદ્દા નક્કી કરીને તે દરેક મુદ્દાને માટે યોગ્ય અને અસરકારક દષ્ટાંતો શોધી કાઢવાં જોઇએ. પછી તે મુદ્દા ક્રમસર ગોઠવીને તેની નોંધ તૈયાર કરવી જોઇએ. આ પ્રમાણે સારી તૈયારી કરનાર શિક્ષક કોઇ પણ પાઠ આપવામાં સંપૂર્ણ સફળતા મેળવી શકશે.

જે નીતિપાઠ ઉપલાં ધોરણોમાં અપાય તેજ નીતિપાઠ નીચલાં ધોરણોમાં પણ આપી શકાય; પરંતુ નીચલાં ધોરણોમાં એટલે બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધીમાં નીતિપાઠ આપવાનું કામ જરા વધારે મુશ્કેલી ભરેલું છે. નાની ઉંમરનાં બાળકોને જે નીતિપાઠ આપવાનો હોય તેને માટે તદન સરળ અને ટુંકા દષ્ટાંતો શોધી કાઢવાં જોઇએ. એવાં કેટલાંક દષ્ટાંતો નાનાં બાળકો માટે લખાએલાં વાર્તાનાં પુસ્તકોમાંથી મળી આવશે; અને કેટલાક દષ્ટાંતો શિક્ષકે પોતે ઉપજાવી કાઢવાં પડશે. પુસ્તકોમાંથી શોધી કાઢેલાં દષ્ટાંતોની ભાષા નાનાં બાળકો સમજી શકે એવી ન હોય તો તેમાં યોગ્ય ફેરફાર કરીને શિક્ષકે સરળ બનાવવી પડશે. બાહોશ અને ખંતીલા શિક્ષક આ કામ સહેલાઇથી કરી શકશે.

હવે નીચલાં ધોરણોમાં આવા નીતિપાઠ કેવી રીતે અપાય તેનો એક નમુનો આપીશું. તેને માટે પહેલા ધોરણમાં 'દયા' વિષે નીતિપાઠ પસંદ કરીએ.

**ધોરણ પહેલું : નીતિપાઠ 'દયા'** પહેલા ધોરણના બાળકો સરકારી વાચનમાળાની પહેલી ચોપડીનો ૧૫ મો પાઠ 'પ્રાણી ઉપર દયા રાખવા વિષે' શીખ્યા હોય, તો તે જાણીતી બાબત સંબંધી પ્રશ્નો પૂછીને આ પાઠનો આરંભ કરવો. તે આરંભપ્રશ્નો નીચે પ્રમાણે પૂછવા.

માધુ શું કરતો હતો? ઝાડને પાણી પાતી વખતે તે કયાં જોતો હતો? નીચે નહિ જોવાથી તેના પગ તળે શું ખુંદાતું હતું? ચિનુભાઇએ તેને શું કહ્યું? કીડીઓ પોતાનું દુ:ખ બીજાને કેમ કહી શકતી નથી? કીડીઓને દુ:ખ થાય કે નહિ? માધુના પગ તળેથી નીકળવાને શામાટે ફાંફાં મારતી હતી? જેને ઘેર ઢોર હોય તેણે તેમની શી શી સંભાળ

રાખવી જોઇએ ? માધુએ તેના લાલ બળદને શું કર્યું હતું? તે સોળ જોઈ ને તેના બાપાએ તેને શું કહ્યું હતું ? જે માણસ બળદ પાસે ગજા ઉપરાંત કામ કરાવે તે કેવો કહેવાય ? નાનાં મોટાં બધાં પ્રાણીઓ તરફ શું બતાવવું જોઇએ ?

ઉપર પ્રમાણે પ્રશ્નો પૂછીને તેના જવાબ લેવાથી બાળકોના હૃદયમાં નાનાં મોટાં પ્રાણીઓ તરફ દયાની લાગણી જાગૃત થશે. એટલે એ રીતે તેમનાં મન દયાના નીતિ પાઠને માટે તૈયાર થશે.

આ પ્રમાણે આરંભ કરીને એટલે બાળકોના મનમાં દયાની ભાવના ઉત્પન્ન કરીને પાઠનો મુખ્ય વિષય શરૂ કરવો. પાઠના મુખ્ય વિષયમાં ત્રણ મુદ્દા લેવા.

**મુદ્દો પહેલો**—' પક્ષી ઉપર દયા રાખવી ' આ મુદ્દા માટે નીચે આપેલું દૃષ્ટાંત બાળકો સમક્ષ રજુ કરવું.

**દૃષ્ટાંત**—રમણ કરીને એક છોકરો હતો. તેનો હર્ષદ નામે નાનો ભાઈ હતો. હર્ષદ ગુજરાતી પહેલી ચોપડી ભણતો હતો. એક દિવસ રમણ તેના નાના ભાઈ હર્ષદ સાથે બાગમાં ફરવા ગયો. બન્ને ભાઈ એક પાટલી ઉપર બેઠા. તે પાટલી પાસે એક નાનું ઝાડ હતું. તેમાં પક્ષીનો એક માળો હતો. તે માળામાં બે નાનાં બચ્ચાં પોતાની ચાંચ બહાર રાખીને બેઠાં હતાં. હર્ષદની નજર તેના ઉપર પડી, અને તે બોલી ઊઠયો. મોટાભાઈ, જુઓ પેલો માળો. તેમાં પેલાં બે નાનાં બચ્ચાં બેઠા છે. તે કોનો માળો હશે ? રમણે કહ્યું, કે ભાઈ, એ ચકલીનો માળો છે, અને તેમાં ચકલીનાં બે નાનાં બચ્ચાં છે. જો આ ચકલી આવી તે તેની ચાંચમાં કંઇક ખાવાનું લાવી છે. હવે તું જો, કે એ ચકલી શું કરે છે. હર્ષદની નજર તે તરફજ હતી. ચકલી તેનાં બે બચ્ચાંને ખોરાક ખવરાવીને પાછી ઊડી ગઈ.

આ જોઇને હર્ષદે કહ્યું, કે મોટાભાઈ, ચકલી તેનાં બચ્ચાંને કંઈક ખવરાવી ગઈ. આ બચ્ચાં કેવાં સુંદર છે ! તેમને આપણે ઘેર લઇ જઇશું ? હું અને નાની બેન તેમને રમાડીશું. રમણે કહ્યું કે, ભાઇ હર્ષદ, તે બચ્ચાંને આપણાથી ઘેર ન લઈ જવાય. પેલી ચકલી તે બચ્ચાંની મા છે. તેનાં બચ્ચાં આપણે લઇ જઇએ તે બિચારીની શી દશા થાય ? હર્ષદ, તે દિવસે મેળામાં આપણી નાની બેન ખોવાઈ ગઈ હતી તે તને યાદ છે ? હર્ષદે જવાબ આપ્યો, કે હા મોટાભાઈ, તે મને યાદ છે. નાની બેનને બાપા ખોળી લાવ્યા, ત્યાં સુધી બાએ રડયા કર્યું હતું. રડી રડીને બાની આંખો ફૂલી ગઇ હતી.

રમણે કહ્યું, કે ભાઈ હર્ષદ, તેં બરાબર યાદ રાખ્યું છે. તો હવે તુંજ કહે કે આ બચ્ચાંને આપણાથી ઘેર લઈ જવાય? હર્ષદે જવાબ આપ્યો કે, ના મોટાભાઈ, આપણે આ બચ્ચાંને લઈ જઈએ તો બિચારી તેમની મા બહુ દુઃખી થાય. રમણે કહ્યું, કે તેમની મા દુઃખી થાય, અને તે ઉપરાંત આ નાનાં બચ્ચાં તેમની મા વગર મરી જાય. હવે હર્ષદ બરાબર સમજ્યો અને બોલ્યો કે મોટાભાઈ, મારી ભૂલ થઈ. હવે પછી હું કોઈ દિવસ આવો વિચાર પણ નહિ કરૂં. રમણે કહ્યું, કે ભાઈ તું તારી ભૂલ સમજ્યો તેથી હું બહુ રાજી થયો. હવે તું કહી શકીશ, કે જે માણસ આવું કામ કરે તે કેવો કહેવાય? હર્ષદે જવાબ દીધો, કે મોટાભાઈ, તે માણસ દયા વગરનો કહેવાય. રમણે કહ્યું કે ભાઈ, તારો જવાબ બરાબર છે. પછી બાગમા રેડીઓ સાંભળીને બન્ને ભાઈ પોતાના ઘેર ગયા.

ઉપરે જણાવેલી વાર્તા નાના બાળકોને કહ્યા પછી તે સંબંધી કેટલાક પ્રશ્નો પૂછીને તેમા રહેલી દયાની ભાવના દૃઢ કરાવવી.

**મુદ્દો બીજો**—'દુઃખી માણસ ઉપર દયા રાખવી.' આ મુદ્દાને માટે નીચેનું દૃષ્ટાંત બાળકોને કહેવું.

**દૃષ્ટાંત**—હરનારાયણ કરીને એક છોકરો હતો. તેને પાર્વતી નામે એક બેન હતી. આ બન્ને ભાઈ બેન શ્રાવણ માસમાં ગોકળ આઠમને દિવસે મેળો જોવા ગયાં. તેમના બાપાએ તેમને મેળામાં વાપરવા માટે આઠ આઠ આના આપ્યા હતા.

બન્ને ભાઈ બેન ધીમે ધીમે મેળામાં જતાં હતાં. એટલામાં રસ્તાથી થોડે દૂર કોઈના રડવાનો અવાજ તેમણે સાંભળ્યો. પાર્વતીએ તે તરફ જોયું તો એક ઝાડ નીચે એક બાઈ છાતીફાટ રડતી હતી. પાર્વતી તરતજ તે બાઈ પાસે દોડી ગઈ. હરનારાયણ પણ તેની પાછળ ગયો. પાર્વતીએ તે બાઈને પૂછ્યું, માજી તમે શા માટે રડો છો?' બાઈએ જવાબ આપ્યો, કે બેન, હડખાયું કુતરૂં કરડવાથી મારો ધણી બે માસ ઉપર મરી ગયો.' હાલમાં ઘણો વરસાદ પડવાથી મારી ઝુંપડી પણ પડી ગઈ. ચોમાસાના દહાડામાં હમણા મજુરી પણ મળતી નથી. મારી પાસે ખાવા માટે મુઠી દાણાએ નથી. હું બે દહાડાની ભૂખી છું, તેથી આ છોકરીને આંગળીએ વળગાડી મેળામાં 'ભીખ' માગવા જતી હતી. એટલામાં એક દોડતી ગાડીના પૈડાની ધાર આ છોકરીને પગે ઝપટાઈ. જુઓ બેન, આ તેના પગમાંથી હજુ પણ લોહી નીકળે છે.

બાઈની વાત સાંભળીને પાર્વતીને દયા આવી. તેણે પોતાની પાસે રૂમાલ હતો તે કાઢીને પેલી છોકરીને પગે બાંધ્યો. પછી તેની પાસે મેળામાં વાપરવાના આઠ આના હતા, તે તેણે પેલી બાઈને આપી દીધા, અને કહ્યું, કે માજી, તમે આ પૈસાનું અનાજ લાવીને ખાજો. પેલી બાઈએ પાર્વતીનો ઉપકાર માન્યો, અને કહ્યું કે બેન, ઘેર જતી વખતે તમે અહીં થઈને જજો.

પછી પાર્વતી અને હરનારાયણ મેળામાં ગયાં. હરનારાયણે તેના આઠ આનાનાં રમકડાં લીધાં. મેળો જોયા પછી બંને ભાઈબેન ઘેર જવા માટે પાછાં ફર્યાં. પાછાં આવતાં પેલા ઝાડતળે પેલી બાઈ તેમની રાહ જોતી હતી. તેણે પાર્વતીને કહ્યું, બેન તમે બહુ દયાળુ છો. ભગવાન તમારૂં ભલું કરશે. મેં મારી પાસે મોગરાના છોડ વાવ્યા છે, તેનાં આ ફૂલ લાવી છું તે તમે લઈ જાઓ. પાર્વતીએ તે ફૂલ લીધાં, અને તેના ભાઈ સાથે ઘર તરફ ચાલવા માંડ્યું.

ઘેર જઈને હરનારાયણે તેના બાપાને પોતાનાં રમકડાં બતાવ્યાં, અને કહ્યું કે જુઓ બાપા હું આઠ આનાનાં આટલાં બધાં રમકડાં લાવ્યો છું. પાર્વતીબેને તો તેના બધા પૈસા એક બાયડીને આપી દીધા. તેના બાપાએ પાર્વતીને પૂછ્યું, બેન તેં તારા આઠ આના કોને આપી દીધા? પાર્વતીએ બધી હકીકત તેના બાપાને કહી, અને પેલાં ફુલ તેમની પાસે મૂક્યાં; પાર્વતીના દયાળુ કામથી તેના બાપા બહુ રાજી થયા. તેમણે હરનારાયણને કહ્યું કે તારી બેને પેલી દુઃખી બાઈને મદદ કરીને ઘણું સારૂં કામ કર્યું છે. તેં તે બાઈને કંઈ પણ ન આપ્યું, તે ઠીક ન કર્યું. તારા મનમાં દયાનો છાંટોએ નથી, તેથી હું બહુ દિલગીર થયો છું. તારાં રમકડાં કરતાં તારી બેનનાં આ ફુલ વધારે કીમતી છે. આ સાંભળી હરનારાયણ પસ્તાયો, અને બોલ્યો કે બાપા મારી ભૂલ થઈ. હવે પછી હું પણ પાર્વતીબેનની પેઠે દુઃખી માણસને મદદ કરીશ.

ઉપરની વાર્તા બાળકોને કહ્યા પછી તે સંબંધી કેટલાક પ્રશ્નો પૂછીને બીજો મુદ્દો દઢ કરાવવો.

**મુદ્દો ત્રીજો**—'આંધળાં માણસ ઉપર દયા રાખવી', આ મુદ્દો સ્પષ્ટ રીતે સમજાવવાને માટે નીચે લખેલું દૃષ્ટાંત બાળકોને કહેવું.

**દૃષ્ટાંત**—એક દિવસ સાંજે પાંચ વાગે નિશાળ છૂટ્યા પછી કેટલાક છોકરા ઘેર જતા હતા એવામાં સામેથી એક આંધળો માણસ આવ્યો.

તેણે પેલા છોકરાઓને પૂછ્યું, જમાલપુર દરવાજે જવાનો રસ્તો બતાવશો ? તે છોકરાઓમાં અમથારામ કરીને એક ખરાબ છોકરો હતો. તેણે પેલા આંધળા માણસને હેરાન કરવાનો વિચાર કરીને કહ્યું કે જમણા હાથ તરફ જાઓ. આ સાંભળી આંધળાએ જમણા હાથ તરફ ચાલવા માંડયું. જમણા હાથ તરફ એક ખાડો હતો. તેમાં તે આંધળો પડત, પરંતુ તે છોકરાઓમા દયાશંકર કરીને એક દયાળુ છોકરો હતો, તેણે બૂમ પાડીને કહ્યું કે સુરદાસજી, ત્યાંજ ઉભા રહો. પેલો આંધળો માણુસ ઉભો રહ્યો. પછી દયાશંકરે તેની પાસે જઈને પૂછ્યું, તમારે ક્યાં જવું છે ? તેણે કહ્યું કે ભાઈ, મારે જમાલપુર દરવાજા બહાર જગન્નાથજીના મંદિરમાં જવું છે. દયાશંકરે કહ્યું કે ચાલો હું તમને ત્યાં મૂકવા આવું છું. આ પ્રમાણે કહીને તે છોકરો તેને દોરીને જગન્નાથજીના મંદિરમાં મૂકી આવ્યો.

બીજે દિવસે નિશાળમાં બપોરે અર્ધાકલાકની રજા પડી ત્યારે અમથારામે દયાશંકરને કહ્યું, કે તેં ગઈ કાલે પેલા આંધળા માણસને જમણા હાથ તરફ જવા દીધો હોત તો ખરેખરી મજા પડત ! દયાશંકરે કહ્યું, તે બિચારો આંધળો માણસ ખાડામાં પડત અને તેનો હાથ કે પગ ભાગત તેમાં તને શી મજા પડત ? અરેરે ! તારામાં દયાનો છાંટોએ છે કે નહિ ? અંધાપાનું દુઃખ કેવું છે, તે તું જાણે છે ? જો હું તને બતાવું. દયાશંકરે અમથારામની આંખો ઉપર પોતાના રૂમાલનો પાટો બાંધ્યો. પછી તેને કહ્યું કે હવે તું અહીંથી આપણા વર્ગમાં જા. અમથારામ ગભરાયો; તે આમતેમ ફાંફાં મારતો ચાલ્યો, અને ઓટલા સાથે અથડાયો. તે તરતજ બોલી ઉઠ્યો, કે ભાઈ આંધળા માણસની હાલત કેવી હોય છે, તેની હવે મને ખબર પડી. આજથી હું કોઈ દિવસ આવું કામ નહિ કરૂં. પણ તારી પેઠે એવાં માણસને મદદ કરીશ. પછી દયાશંકરે તેની આંખોનો પાટો છોડી નાખ્યો. તે દિવસથી અમથારામ સુધરી ગયો.

ઉપર જણાવેલું દૃષ્ટાંત બાળકોને કહ્યા પછી તેને લગતા પ્રશ્નો પૂછીને પાઠનો ત્રીજો મુદ્દો દૃઢ કરાવવો.

આ પાઠના ત્રણ મુદ્દા લેવામાં આવ્યા છે, અને દરેક મુદ્દાનું એક એક દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. તેમાં પહેલા અને ત્રીજા મુદ્દાનાં બે દૃષ્ટાંતો ઉપજાવી કાઢેલાં છે; અને બીજા મુદ્દાનું દૃષ્ટાંત કન્યાવાચનમાળા પુસ્તક પહેલામાંથી જરૂરી ફેરફાર કરીને લેવામાં આવ્યું છે. કન્યાવાચનમાળા પુસ્તક પહેલાનો પાઠ ૨૦ મો 'દયા અને દાન' જુઓ.

બાળકોને નીતિશિક્ષણ આપવા માટે પ્રત્યક્ષ નીતિપાઠો ઉપલા અને નીચલાં ધોરણોમાં કેવી રીતે અપાય તેના નમુના આપવામાં આવ્યા. પહેલાં જ્યારે પ્રત્યક્ષ નીતિપાઠો આપવાની પદ્ધતિ ચાલુ હતી ત્યારે આ પ્રમાણે પાઠો આપવામાં આવતા હતા. હાલમાં પરોક્ષ રીતે નીતિશિક્ષણ આપવાની પદ્ધતિ ચાલુ છે. એટલે બાળકોને એવું પરોક્ષ નીતિશિક્ષણ કેવી રીતે અપાય તેનું માર્ગદર્શન કરાવીને આ લેખ સમાપ્ત કરીશું.

અપૂર્ણ.

સાકરલાલ પુરુષોત્તમ શુક્લ
રિટાયર્ડ હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ,
પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

# ધોરણ ૪ થું ચિત્રકામ

( ગતાંક પૃષ્ટ ૪૪૬થી ચાલુ )

**પદાર્થચિત્ર:—**

અગાઉ આપણે પદાર્થ આંખની સપાટીપર મૂકી ચીતરવાનો અભ્યાસ કરી ગયા છીએ, હવે તેવાજ પદાર્થો આંખની સપાટીની નીચે તેમજ આંખની સપાટી ઉપર મૂકીને ચીતરવાનો અભ્યાસ શરૂ કરીએ. પદાર્થ આંખની સપાટીથી નીચે કે ઉંચે મૂકવાથી તેની ઉપરની કે નીચેની સપાટી દેખાય છે. ઉપરની ગોળ સપાટી લંબ ગોળાકારમાં અને ચોરસ સપાટી મેસુરઘાટમાં ફેલાઈ જાય છે. વળી સમાંતર લીટીઓ દૂર જતાં નાની દેખાય છે. આ વિષેનું જ્ઞાન પદાર્થનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરવાથી મેળવી શકાય છે. પણ તે સર્વે કાગળપર આબેહુબ ચિતરવાના અભ્યાસ વિષે અહીં જણાવવામાં આવ્યું છે.

**વર્ગની ગોઠવણી:—**

કુદરતી પદાર્થ, સ્મૃતિચિત્ર, ભાતચિત્ર વગેરે ચિત્રકામના વિષયમાં જે પ્રમાણે શાળાના બીજા વિષયોમાં બાળકોને સાધારણ રીતે એક હારમાં બાંકડાપર બેસાડવામાં આવે છે તેજ પ્રમાણે બાંકડાની ગોઠવણી ચાલી શકે. પરંતુ પદાર્થ પરથી ચિતરવામાં આ ગોઠવણી બીલકુલ ચાલી શકે નહિ. માત્ર શરૂઆતનાં પદાર્થચિત્ર જેમને જાડાઈ હોતી નથી તેવા પરથી ચિત્રકામ કરવામાં ઉપલી ગોઠવણ ચાલી શકે.

ઘન, નળાકાર, શંકુઆકાર વગેરે આકારો પરથી બનતા પદાર્થોનું ચિત્રકામ કરાવવા માટે તે પદાર્થના મધ્યબિંદુમાંથી લીટીઓ દોરી તે લીટીના કાટખૂણે લગભગ ૭ ફૂટ દૂર બાળકોના બાંકડાઓ ગોળાકાર કે અર્ધગોળાકારમાં ગોઠવવા જોઈએ. એકજ બાળક બેસી શકે એની ખાસ બનાવટના બાંકડાઓ હોય તો વધુ સારૂં.

ઉપર કહેલા નાના બાંકડાઓ ન હોય તો ચિત્રકામ કરતી વખતે વિદ્યાર્થીઓને પદાર્થ જોવા માટે પદાર્થના કાટખૂણે વારંવાર ફરવું પડે. માટે કાટખૂણે ફરીને જોવાનો અભ્યાસ પણ વિદ્યાર્થીઓએ રાખવો જોઈએ.

ઉપલા અભ્યાસનો મહાવરો ન હોવાથી બાળકો ચિત્રકામ આબેહુબ કરી શકતા નથી. સાધારણ વર્ગની અંદર બાંકડાઓની આગળ થોડીક ખુલ્લી જગાઓ રાખવામા આવે છે. જો બાંકડાઓને જરા જરા ઉપર કહ્યા પ્રમાણે ખસેડવામા આવે, તો કેટલીક મુશ્કેલીઓ દૂર થાય અને બાળકો ચિત્ર બરાબર કાઢી શકે. જો સર્વે બાળકોની ગોઠવણી ન બની શકે તો વર્ગના અમુક વિદ્યાર્થીઓ પદાર્થચિત્ર કાઢે અને બાકીનાઓને ચિત્રકામના બીજા વિષયોમાંથી ગમે તે એક આપવો; પરંતુ નવો પ્રયોગ આખા વર્ગની સમક્ષ કરવો.

**પદાર્થની ગોઠવણીઃ—**

જમીનથી લગભગ ૧૮ ઈંચની ઉંચાઈએ સાધારણ રીતે પદાર્થ ગોઠવવો એ સલાહ ભરેલું છે; પરંતુ આ ઉંચાઈ હર હંમેશ કાયમ ન રાખતાં જુદી જુદી ઉંચાઈથી ચિત્રકામ કરાવવાનો મહાવરો બાળકોએ કરવો જોઈએ. માત્ર અમુક ચોક્કસ ઉંચાઈથી ચિત્ર પાડવાનો મહાવરો રાખવાથી જ્યારે આંખની સપાટીથી ઉપર રાખેલા પદાર્થપરથી ચિત્ર કાઢવા કહેતાં જે લીટીઓ ઉપરથી નીચે બિંદુમાં મળતી હોય છે, તેઓને નીચેથી ઉપર બિંદુમાં મળતી હોય તેમ કાઢે છે. આનું કારણ હંમેશની એકજ જગ્યા અને વારંવાર એકજ સપાટીપરથી કામ કરવાની ટેવ છે. બાળકો નિરીક્ષણ ન કરતાં વગર વિચારે માત્ર સ્મૃતિચિત્ર કાઢે છે. આવી વખતે શિક્ષકે ખાસ ધ્યાન આપી માર્ગદર્શક થવાની જરૂર છે. અને પદાર્થની ઉંચાઈ દરેક વખતે એક સરખી રાખી ચિત્રકામ કરાવવું નહિ. કોઈ પણ નવો સિદ્ધાંત શીખવવા માટે વર્ગ સમક્ષ મોટો પદાર્થ ઉપયોગમાં લેવો અને તે પદાર્થ પરથીજ અભ્યાસ કરવો.

**ઉભા કાચની સપાટી વિષેઃ—**

અમુક વિદ્યાર્થી ઘણા નબળા હોઈ પ્રમાણ નજ સમજી શકે, તેને

ઉભા કાચની સપાટીપર ચિત્ર કાઢવા કહેવું અને પછી તે ચિત્ર પરથી પ્રમાણો વિષે તેને સમજાવી શકાશે.

આગળ વધેલા વિદ્યાર્થી માટે વસ્તુ પદાર્થો ગોઠવવા અને તે પદાર્થો સપ્રમાણ ગોઠવાયલા છે કે નહિ તે તપાસવા માટે પેન્સિલનો ઉપયોગ કરવા દેવો. પેન્સિલથી પદાર્થનું માપ કેમ લેવું તે અગાઉ જણાવી ગયા છીએ, અનુભવે પ્રમાણ શોધી કાઢવા માટે પેન્સિલની પણ જરૂર રહેશે નહિ.

**યથાદર્શનનો પહેલો મુદ્દો:—**

આપણે પદાર્થોને જુદી જુદી સ્થિતિમાં અને જુદા જુદા અંતરે જોઈએ છીએ. આપણી આંખે તેઓનો જે આકાર દેખાય છે, તેવોજ આકાર દૃષ્ટિવિદ્યાના નિયમના યથાદર્શન સિદ્ધાંતથી આપણે તેનું ચિત્ર તૈયાર કરીએ તોજ આબેહુબ દેખાય છે. બધા સરખા કદના આકારો આંખની જેમ પાસે કે દૂર જાય તેમ તેઓ મોટા કે નાના દેખાય છે, અને વળી ઓછાવત્તા સ્પષ્ટ દેખાય છે.

શરૂઆતમાં બાળકોને આ ભેદો સમજાવવા માટે પારદર્શક કાચની સપાટી પર ચાક વડે જે દેખાય તેનું રૂપરેખાચિત્ર કાઢવાનો અભ્યાસ કરાવવો. બાળકો કંઈક સમજતા થાય પછી કલ્પિત ઉભી સપાટીપર આંગળીથી રૂપરેખાચિત્ર કાઢવાનો મહાવરો કરાવવો, અને પછી કાગળપર કાઢવા સૂચના કરવી.

આ રીતે જે દેખાય છે તેનું આબેહુબ ચિત્ર તૈયાર થાય છે જેને યથાદર્શન સિદ્ધાંતથી તૈયાર કરેલું ચિત્ર કહી શકાય છે.

ઘન પદાર્થ આંખની સપાટીની નીચે મૂકેલો હોય તો તેની જમણી, ડાબી અને ઉપલી ત્રણજ સપાટી દેખાતી હોય છે, જ્યારે ખરી રીતે એ વસ્તુને ૭ સપાટી હોય છે પણ તે દરેક અહીં આપણા જોવામાં આવતી નથી. આવા આવા ઘણા મુદ્દાઓ અને પ્રમાણો બાળકોને સમજાવવા માટે પારદર્શક કાચની ઉભી સપાટી ઘણીજ ઉપયોગી છે.

ઘરની કાચની બારીમાંથી દેખાતા દૃશ્યનું ચિત્ર તેજ કાચપર ચાક વડે ચીતરવું. આમ વારંવાર મહાવરો કરવાથી કાચની સપાટી કે કલ્પિત સપાટીની જરૂર રહેશે નહિ. આમ પ્રમાણસર રૂપરેખા ચિત્ર કાગળપર આબેહુબ કાઢી શકાશે.

નીચેની બાબતો શિક્ષકે કા. પા. પર કે બીજા પ્રયોગોદ્વારા બાળકોને સમજાવવાની ખાસ જરૂર છે.

**પદાર્થચિત્ર માટે ખાસ જરૂરી સૂચનાઓ:—**

૧. એક બીજાની સમાન્તર આડી લીટીઓ એક સપાટી કે સ્વતંત્ર જુદી સપાટી પર પડેલી હોય તે દૂર જતાં એકજ સંયોગબિંદુને મળે છે. દા. તરીકે ફરસબંધી જમીન કે ભીંત, છત અને રાચ રચીલું રેલ્વેના પાટા, તારના થાંભલા, પુલનો દેખાવ વગેરે.

૨. લીટીઓ દૂર જતાં જે એક સંયોગબિંદુને મળે છે તે સંયોગબિંદુ આંખની સપાટીપર આવેલું હોય છે.

૩. આંખની સપાટી જુદી જુદી ઉંચાઈએ હોય છે. જેમકે ભોંય પર બેઠેલા, બાંકડાપર બેઠેલા અને ઉભા રહેલા બાળકોને તેમની ઉંચાઈ પ્રમાણે તે જુદી જુદી હોય છે.

૪. ભૂમિતિના નિયમો જેવી જે સમાન્તર લીટીઓ દૂર જતાં મળતી નથી તે સમાન્તર લીટીઓ કાગળની નીચલી ધારની સમાન્તર રહે છે. દા. તરીકે જમીનની, ભીંતની કે છતની આ લીટીઓ આડી સીધી લીટીઓ હોય છે.

૫. એક સરખા પદાર્થો અમુક અંતરે મૂકેલા હોય તે દૂર ને દૂર જતાં નાના ને નાના દેખાતા એક બિંદુમાં મળી જતા દેખાય છે. જુદી જુદી ઉંચાઈએ ગોળાકાર સપાટી અથવા ચોરસ સપાટીનો આકાર કેવો દેખાય છે તે વિષે પ્રયોગ કરવા વિષે.

**વર્ગ સમક્ષ શિક્ષકે પ્રયોગ કરી બતાવવો:—**

આંખની સપાટી પર ગોળાકાર કેવો દેખાય છે અને તેનું ચિત્રકામ કેમ કરવું તે વિષે ત્રીજા ધોરણમાં શીખી ગયા. હવે શિક્ષકે ત્રીજા ધોરણમાં ઉપયોગમાં લીધેલાં લાકડાના બે પાટીઆંનો અહીં ફરી ઉપયોગ કરવો.

બાળકોની આંખની સપાટીએ લાકડાના ગોળ પાટીઆને રાખી પછી ધીમે ધીમે ઉપર લેતા એમ થોડે થોડે અંતરે ઉંચું રાખી તેઓને કયા ભાગ દેખાય છે તેનું નિરીક્ષણ કરવા કહેવું. અને તેવીજ રીતે આંખની સપાટીની નીચે જતાં શું ફરક પડે છે, કયા ભાગ દેખાય છે, વગેરે પ્રશ્નોદ્વારા માહીતી આપવી.

અહીં આકૃતિઓ આપવામાં આવી છે તે પ્રમાણે વર્ગ સમક્ષ શિક્ષકે પ્રયોગ કરી બતાવવા.

ઉપલીજ રીતે ચોરસ લાકડાના પાટીઆ પરથી ચોરસ આકારના ભેદો સમજાવવા.

આવા પ્રયોગોથી બાળકો વસ્તુની ઉપલી કે નીચલી સપાટી કેવી દેખાય છે અને તેનાં કારણો શું છે તે પણ સમજી શકશે.




## લંબગોળાકાર ચીતરવા વિષે:—

શરૂઆતમાં ઘણા વિદ્યાર્થીઓ લંબગોળાકાર કાઢવામાં ઘણી ભૂલો કરે છે. ગોળાકારની લંબાઇ આગળનો છેડો એકદમ અણીવાળો કે વધુ પડતો ગોળાકાર કાઢે છે. ગોળાકારની મોટી વ્યાસરેખાની ઉપલી બાજુએ અર્ધ ગોળાકાર કાઢે છે અને નીચેનો અર્ધગોળાકાર કાઢતા નથી. (આ૦ ક. ખ.)

આવી આવી ઘણી ભૂલો કરવામાં આવે છે. પદાર્થ આંખની સપાટી નીચે મૂકવાથી વર્તુલાકાર જે લંબગોળાકારમાં ફેરવાઇ જાય છે, તેવા લંબગોળાકાર કાઢવા માટે એક આડો મોટો વ્યાસ અને બીજો ઉભો નાનો વ્યાસ એક બીજાના મધ્યબિંદુએ કાટખૂણે મૂકવા જોઇએ, પછી છટાદાર રેખાથી લંબગોળાકાર કાઢવો જોઇએ. (જુઓ આકૃતિ ग)

આ રીતે દરેક પદાર્થના ઉપલા તેમજ નીચેના લંબગોળાકાર કાઢવાનો અભ્યાસ આ ધોરણમાં ખાસ કરવાનો છે.










શરૂઆતમાં ખાળકો પદાર્થ પરથી માત્ર લંબગોળાકાર બરાબર કાઢતાં શીખે પછી, આખા પદાર્થનું ચિત્રકામ કરતાં શીખવવું. ઉપર નીચેના લંબગોળાકાર કાઢતા ન આવડે તો પદાર્થ આખો કાઢી ન શકાય, માટે એ બહુજ ઉપયોગી છે. દરેક પદાર્થમાં તે જોવામાં આવે છે.

અપૂર્ણ

ડમન મહેતા

---

## અમેરિકાની આગગાડી

લોસ એન્જેલોસથી નીકળી ન્યુયોર્ક ટર્મીનસ સુધી એક નવીન પવનવેગી ગાડી પહેલીવારજ થોડાં વર્ષ પહેલાં દોડી હતી.

એ નવીન ટ્રેનનું નામ "એમ–૧૦,૦૦૧" રાખવામાં આવ્યું છે.

ટૂંક સમય, ખર્ચ ઓછો, સુખસગવડ અને સહીસલામતી કોને ન ગમે?

આ ટ્રેનને નિહાળવાને મનુષ્યની મેદનીથી સ્ટેશન ચીકાર ભરાઈ જાય છે.

આ ગાડી આપણી સાધારણ ગાડી જેવી નથી. એના ડબ્બાઓ એલ્યુમિનીયમમાંથી કરવામાં આવ્યા છે.

એલ્યુમિનીયમ હલકું છે તેથીજ તેમાંથી વિમાનોની પાંખો તૈયાર કરવામાં આવે છે. એના પર ક્ષારો પુષ્કળ લાગવાથી એનો ઉપયોગ અત્યાર સુધી છૂટથી થતો ન હતો; પરંતુ અંદર બીજી ધાતુઓના મિશ્રણને પરિણામે જે નવીન ધાતુ તૈયાર કરી છે, તેની અંદર વજનમાં હલકાપણું અને યોગ્ય મજબુતાઈ પુરતા પ્રમાણમાં આવી છે.

હાલમાં વપરાતી ટ્રેનોના ડબ્બા વચ્ચે જે ખરફને લઇને અંતર રહે

-છે, તેવું અંતર આ ગાડીના ડબ્બાઓમાં રાખવામાં નથી આવ્યું. એના ડબ્બાઓ વળાંકમાં તૈયાર કરવાથી હવાનું દબાણ અને સુસવાટા એ ડબ્બાઓને ખૂબ ઓછા લાગે છે.

આપણે સાધારણ દૃષ્ટિએ ખાસ ઊંડું ઉતર્યા વિના જોઇએ તો આપણને ટ્રેન સળંગ એકજ ડબ્બાની બની હોય એમ લાગે છે, કારણ એના ડબ્બાઓની એવી અંતર્ગત વ્યવસ્થા કરવામાં આવી છે. એક ડબ્બો બીજા ડબ્બા સાથે એવી સુંદર રીતે ગોઠવાઈ જાય છે કે આપણને આ ટ્રેન સળંગ છે એવો આભાસ થાય છે.

પરંતુ એમ નથી. "એમ-૧૦,૦૦૧"માં ૭ ડબ્બા છે, જ્યારે નવીન બનનારી ગાડીઓમાં નવની સગવડ થશે.

ટ્રેનના ડબ્બાઓનું બંધારણ પણ એટલી સુંદર શાસ્ત્રીય પદ્ધતિઓ અને સિદ્ધાંતો અનુસાર કરવામાં આવ્યું છે કે જેથી ગુરુત્વબિંદુ રેલ્વેના પાટાઓથી ફક્ત વીસ ઈંચ દૂર રહે છે. એ ખૂબીના પરિણામે ગમે તેટલી ઝડપી ગતિથી ગાડી દોડતી હોય, અને ગમે તેવા વાંકાચુકા રસ્તાઓ આવે છતાંય ગુરુત્વબિંદુ નીચું હોવાથી ગાડી પાટા પરથી ઉતરી પડતી નથી; પરંતુ સહેલાઈથી વળાંકો પસાર કરી જાય છે.

આવા ૭ ડબ્બાઓની "એમ-૧૦,૦૦૧" બની છે. તેમાં એકની અંદર ડીસલ મોટર ગોઠવી છે, બીજો ડબ્બો ટપાલ અને સરસામાન માટે છે, અને બાકીના ચાર ડબ્બાઓ ઉતારૂઓ માટે છે. છેલ્લો ડબ્બો ખાસ ખૂબીથી તૈયાર કરવામાં આવ્યો છે. એમ કરવાનું કારણ હવાનું દબાણ ઓછું રહે એટલુંજ છે.

એ ટ્રેનમાં ૧૨૪ (પેસેન્જર) ઉતારૂઓ માટે સગવડ છે. ઉપલી બેઠક પરના ઉતારૂના માટે ખાસ અલાહીદી સગવડ કરવામાં આવી છે.

એકાંત પ્રિય એકાકી મુસાફર માટે ઓછામાં ઓછી મહેનતે સરકી જાય એવા એલ્યુમિનીયમના પડદાઓ છે. નીચે ઉતરવાને માટે પગથારમાં ગોઠવાઈ જાય એવી નાનકડી અને નાજુક સીડી છે.

ઉપલી બેઠકવાળા ઉતારૂઓ સહેલાઇથી અને જરાયે અગવડ વિના કપડાં પહેરી અગર કાઢી શકે એટલા માટે દાદર પર નાનકડા પડદાઓ રાખેલા છે.

એની અંદર યંત્રોની જાળ બીછાવવામાં આવી નથી. માત્ર એકજ યંત્ર ગોઠવવામાં આવ્યું છે. ડીસલ ઓઇલ એન્જીનથી વીજળીકશક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે. એ પાવરથી મોટર ચાલે છે, અને ધકેકદિ મોટરના જોરથી પૈડાં ચાલે છે.

સાધારણ યંત્રોનું કામ જાણનાર માણસ પણ આ ડીસલ એન્જીનની ગોઠવણ સહેલાઇથી સમજી શકે છે.

આટલું મોટું બળ ધરાવતું એન્જીન ફક્ત ૨૦ ફુટ લાંબી, ૮ ફુટ ઉંચી, અને ૬ ફુટથીયે ઓછી પહોળાઇની જગામાં સમાઇ જાય છે !

સાધારણ વરાળથી ચાલતા એન્જીનના ઉપર ધુમાડાના માટે ચીમની છે, તેવીજ નાનકડી ગળણી જેવી ચીમની આ એન્જીન માટે છે. મોટરમાં જેવી રીતે પાછળથી ધુમાડા નીકળે છે, તેવીજ રીતે આ ડીસલ એન્જીનની અંદરનો ધુમાડો પાવરકારના મથાળેથી આ નાનકડી ચીમનીમાંથી નીકળે છે.

આ યંત્ર ઉપર દેખરેખ રાખવા માટે એકજ નિષ્ણાત રાખવામાં આવેલ છે.

વરાળથી ચાલતી સાધારણ ટ્રેનોના ડ્રાઈવરોની માફક એનાં કપડાં મેલાં નથી હોતાં. સ્વચ્છ વસ્ત્રમાં સજ્જ થઇને એ એકલે હાથે યંત્રો પર બરાબર કાબુ રાખે છે.

એના માટે બહારનો દેખાવ જરાયે અડચણ સિવાય જોઇ શકાય એવી ઉંચી બેઠક બનાવી છે. એ બેઠક પર બેસીને દૂર દૂર સુધી નજર રાખી શકાય છે. વળી એ ટ્રેનનો રંગ પાળો અને તપખીરીઓ છે. આ રંગોની પસંદગી કરવાનું કારણ એટલુંજ છે કે એ ઘણે દૂર સુધી જોઇ શકાય છે.

પહેલાં જે વખત લાગતો તેના કરતાં આ ટ્રેન થવાથી લગભગ સાડા ચૌદ કલાકનો ફાયદો થશે એવી ગણતરી છે.

લોસ એન્જેલોસથી ન્યુયોર્ક ટર્મીનસના ૩૫૦૦ માઇલનું અંતર દોડતાં "એમ-૧૦,૦૦૧"માં ૨૦૭૯ ગેલન ઓઇલ વપરાય, અને તેનો ખર્ચ ગણતા દર માઇલે લગભગ ૨½ સેન્ટસ (એટલે કે લગભગ ૧½ આનો) આવે જ્યારે કોલસાથી ચાલતી ટ્રેનમાં દર માઇલે ૫૬ રતલ કોલસો વપરાય છે, અને એ રીતે લગભગ ૮ સેન્ટસનો (૪½ આનાનો) ખર્ચ આવે છે.

આગગાડીના ઇતિહાસમાં આ નવીન સાહસે સુવર્ણ અક્ષરે પલટો આણ્યો છે. પહેલાં લાકડાં બાળીને ચલાવવામાં આવતાં વરાળએન્જીનો, અને પાછળથી કોલસાના બળતણથી ચાલતાં એન્જીનોને આ નવીન સાહસે દૂર દૂર ભૂતકાળની ક્ષિતિજમાં હડસેલી મૂક્યાં છે.

રાજમોહંમદ નુરમોહંમદ કડીવાલા
આ. શિ. તાલુકા સ્કૂલ, પાલનપુર.

# નવીન યુક્તિ

અમેરિકામાં ઘણીવાર જેલની મજબુત દિવાલો અથવા મજબુત જાડા સળીઆઓ તોડી ગુનેગાર કેદી છટકી જાય છે, એવું આપણે સાંભળીએ છીએ. એ નાસભાગ જાદુ યા મંત્રતંત્રથી થતી નથી; પરંતુ સફાઇથી પોતાની સાથે છુપાવી રાખેલાં પોલાદનાં હથિયારો વડે તે સળીઆઓ કાપી શકે છે અથવા તો કોઇને કોઇ હથિયારો વડે તે નાસવા શક્તિમાન થાય છે.

— આવા કેદીઓ માટે હમણાજ એક નવીન યુક્તિ અજમાવવામાં આવી છે, અને એ આબાદ પાર પડી છે.

જેલખાનાના દરવાજાની અંદર દાખલ થતાં વારજ જો કોઈ પણ પ્રકારનું હથિયાર કેદીએ સંતાડી રાખ્યું હોય, તો જેલના દરવાજા પર એક લાલ બત્તી થાય છે. એટલે તરતજ કેદીની બારીક જડતી લઇ છુપાવેલાં હથિયાર શોધી કાઢવામાં આવે છે.

એ વિજ્ઞાનની કળા છે. જેલના દરવાજાના બારણામાં ધાતુનાં ત્રણ સમાંતર ગુંચળાં રાખવામાં આવે છે. એમાંના વચલા ગુંચળામાં વિદ્યુત-પ્રવાહ સતત વહે છે, અને બાકીનાં બે ગુંચળાં વિદ્યુતપ્રવાહ ઉપરોક્ત વચલા ગુંચળામાંથી પકડી લે છે.

દરવાજામાં દાખલ થનાર વ્યક્તિ પાસે કોઇ પણ જાતનું હથિયાર હોય તો પેલા બે બાજુ પર ગોઠવેલા ગુંચળામાંના વિદ્યુતપ્રવાહને આંચકો લાગે છે, અને તરતજ આંખના પલકારા જેટલા સમયમાં એક લાલ બત્તી દરવાજા પર ઝળકે છે.

દરવાજા આગળ બેઠેલ પહેરગીરની નજર પેલી બત્તી તરફ જતાં વેંત કેદીની બારીક જડતી લેવામાં આવે છે, અને તરતજ ગમે તેવા કાબેલ ને ભયંકર ડાકુની પાસેથી એને નાસવામાં મદદરૂપ થઇ પડનાર હથિયારો જપ્ત કરવામાં આવે છે.

હવે કેદીઓની કરામત કામ લાગશે નહિ.

પણ આ તો અમેરિકાની વાત થઇ. આપણા દેશમાં તો કેદખાનામાં કેદીને દાખલ કરે છે, તે વેળા ઘણે ભાગે એને સંપૂર્ણ નવસ્ત્રો કરીનેજ એની જડતી લે છે, અને પછીજ એને જેલની અંદરની બાજુ લઇ જાય છે. એટલે આ યુક્તિની આપણા દેશમાં જરૂર પડે એમ જણાતું નથી.

**રાજમોહમંદ નુરમોહંમદ કડીવાલા**
આ. શિ. તાલુકા સ્કૂલ, પાલનપુર.

## ધોરણ ત્રીજુ

વ્યાયામ શિક્ષક :—પંડ્યા હરિશંકર ધનેશ્વર.
પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.
સમય :—૩૦ મિનિટ.

વિષય :—સંઘવ્યાયામ. (ડ્રિલ)
સા૦ હેતુ :—શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ સાધવાનો.
વિ૦ હેતુ :—વ્યવસ્થિત રીતે સંઘમાં કસરત અને રમતની તાલીમ આપવાનો.
સાધનો :—મેદાનમાં વર્ગની ગોઠવણી માટે લીટીઓ, કુંડાળાં, લાકડીઓ, દોરી, દડા, સિસોટી, શેતરંજી વગેરે.

| પાઠના વિભાગ | પાઠના મુદ્દા | શિક્ષણ-શૈલી | ચિત્રો વગેરેની નોંધ |
|---|---|---|---|
| સાધનો | પૂર્વ તૈયારી | જમીન ઉપર વર્ગની ગોઠવણ માટેની લીટીઓ, 'આકૃતિઓ' ફૂલ-પટી, દડા, દોરી, લાકડીઓ, શેતરંજીઓ, સિસોટી, ચિત્રો વગેરે સાધન. સામગ્રીના ઉપયોગની સૂચના. યોગ્ય પોશાક વગેરેની સજાવટ અને હીલચાલો, જોગા ન થઈ જતાં અલગ અલગ શા માટે રહેવું અને કેવી રીતે ઉભા રહેવું. તેની સમજ વગેરે માર્ગદર્શક સૂચનાઓ સાથે પૂર્વજ્ઞાનની કસોટી કરવા આરંભમાં નીચે મુજબની કૃતિઓ કરાવી જોઇ રજુઆત કરતાં નવી કૃતિઓની સમજુત આપતાં શીખવવી. | ઉંચાઇના ક્રમ મુજબની ગોઠવણ. એક કતાર નીચાથી ઉંચો |
| પૂર્વજ્ઞાનની કસોટી | આરંભ | ચેતના 'જાગૃતિ' લાવવાની બંધન વિનાની છુટી છવાયી ચપળ હીલચાલો. વ્યૂહ રચનાઓ. ક્રમવાર ઉંચાઈ પ્રમાણે | ૦૦૦૦ ૦૦૦૦ ૦૦૦૦<br>૧૨૩૪, ૧૨૩૪, ૧૨૩૪. |

| | | |
|---|---|---|
| નવી કસરતો | રજુઆત | 'નીચાથી-ઉંચા', સરખે અંતરે ગોઠવાઈ જતાં, ટટાર ઉભા રહેતાં, સ્થિર થતાં, ઈશારા મુજબ કૃતિ કરતાં, સિસોટીના અવાજ ઉપર એકદમ રોકાઇ જતાં, ચાલાકીથી ચૂપચાપ ચાલતાં, ભેગાં થતાં, વિખરાઇ જતાં, વ્યૂહમાં ગોઠવાઇ જતાં આવડે છે કે કેમ તેની કસોટી કરવી.<br><br>આજે આપણે એક સ્પર્ધાની રમત રમવાની છે, તે કેવી રીતે રમવી તે થોડી નવી કૃતિઓ શીખ્યા બાદ બતાવીશ.<br><br>નવી કૃતિ શી રીતે કરવાની છે તેની સમજુતી આપતાં કૃતિ કરી બતાવવી. સમજ્યાની ખાતરી કરી લેવી. બાદ આજ્ઞાઓ ( હિંદીમાં ) આપી, કૃતિઓ કરાવવી. દરેક બાળક પર ચપળ દૃષ્ટિ રાખી તેની ખોડખાંપણ જાણી, તેનું કારણ શોધી સુધારવા પ્રયત્ન કરવો. |
| | શરીરના તમામ અવયવોને કસરત મળે તેવી તાલીમ | બાળકોને પાઠ કંટાળાભર્યો ન લાગે, માટે એકની એક હાલતમાં લાંબો વખત ન રોકી રાખતાં જુદી જુદી રીતે ફરી ફરી તાલીમ આપી ભૂલ સુધારવી; અને મોટે ભાગે શરીરના તમામ અવયવોને કસરત મળે, તેવી જાતની હીલચાલો બાળકની શક્તિ અને સમયનો વિચાર રાખી આપવી.. ત્યારબાદ |

દા કતાર




વ્યૂહ રચનાઓ.
ચો કતાર



| | | | |
|---|---|---|---|
| | | બાળકોને ફડાથી છુટા સ્વતંત્ર રીતે રમવા દઇ રમત માટેની ગોઠવણ કરવી. | ટુકડી ચો કતાર.  શિક્ષકનું સ્થાન |
| રમતની તાલીમ | હરિફાઇની રમત સાધન સાથે | ગોઠવણી પુરી થયે બાળકોનું લક્ષ ખેંચી હરિફાઇ માટે ટુકડીઓમાં ગોઠવી રમતની સમજુતી આપી, ખાતરી કરી, રમત શરૂ કરીશ. તેમને ટુકડીઓમાં હરિફાઇ અને જુસ્સો વધારવા યોગ્ય ઉત્તેજન આપી, ઉત્સાહ સાથે નીતિનિયમોનું પાલન કરાવતો રહીશ. | |
| તાલબદ્ધ ગતિથી કરવાની કૃતિઓ | સંગીત સાથે વ્યાયામ, વંદન, વિસર્જન | જો વખત હશે તો સંઘમાં તાલબદ્ધ ગતિથી લાકડી સાથે ડ્રિલના થોડા દાવ શીખવીશ. ( વાજિત્રના ઉપયોગ સાથે ) જુદી જુદી રીતે આવર્તન કરાવી પાઠ પૂર્ણ કરી એક હારમાં સમેટી વંદન કરાવી, ટટાર ચપળ ગતિથી ચલાવી સીધી હારમાં વર્ગમાં મોકલી પાઠ પૂર્ણ કરીશ. | |

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૪૭૮ થી ચાલુ )

## પાઠ ૬ ટ્ઠો

**પાઠનો આરંભ.—**

૧. વારાફરતી એકલા અને જોડીદાર સાથે—નાના નાના કૂદકા મારવા.

કૂદતો જિમિ.

પાછળ એક પગ ઝાલવો, બીજા પગ ઉપર ઉભા રહો. ગોળ ગોળ ફરતા તે જગા ઉપર ઉંચા કૂદકા ભરો.

૨. છૂટથી દોડવું, ઇશારો થતા ઉંચે કૂદવું. ચાલતાં ચાલતાં ફેરફાર કરી પાની ઉપર ચાલવું, અંગુઠા ઉપર ચાલવું.

દડાની છૂટ રમત. (પાઠ ૫ મો)

૩. છૂટથી ( ઘોડા માફક ) કૂદવું, ઇસારો થતાં ઘરમાં દોડી જવું, બીજે ઇસારો થતાં કુંડાળામાં ગોઠવાઇ જવું. ફરી ફરી એ ક્રિયા કરો. કુંડાળામાં હાથ પકડી આંગળીઓ ઉપર ઘોડા પગલું ભરી બાજુએ જાઓ. દા. ત. ડાબી બાજુ ૧૨, જમણી બાજુ ૧૨, (વર્ગ ગણે). હાથ મૂકી દો, સૂચના પ્રમાણે આગળ નાનો કૂદકો ભરો, પાછળ કૂદકો ભરો અથવા અવળા ફરો.

**ધડની કસરત.—**

(क) કૂદી પગ પહોળા કરો. નીચા વળો અને બંને હાથે એક ઘુંટણ પકડો અને માથું ઘુંટણ સુધી લાવો. ( ઘુંટણ સીધા ) બંને બાજુએ એ ક્રિયા ફરી ફરી કરો.

[ ટુંટીઉ વાળી સૂવો, પગ હવામાં ઉંચા લાંબા કરો અને નીચા લાવો. પલાંઠી વાળી અંગુઠા પકડો અને પાછળ નજર કરવા માટે ફરો. ]

(ख) પગ પહોળા કરો, નીચા વળો અને બંને હાથે એક ઘુંટી પકડો. બંને બાજુએ ફરી ફરી એ ક્રિયા કરો.

ગમે ત્યાં વાનરદોડ કરો. (પાઠ ૩ જો)

(ग) બને તેટલા નાના, ઉંચા અને ટટ્ટાર થાઓ. (પાઠ ૧ લો)

[ પલાંઠી વાળી બેસો. માથા વડે જમીનને અડકવા યત્ન કરો અને અસલ સ્થિતિમાં આવી જાઓ. પાઠ ૪ થો ]

[ ચત્તા સૂઇ રહો. પગ ઉંચા કરી હવામાં બાઇસિકલ ચલાવવાની ક્રિયા કરો. ]

(ઘ) વાઘબેઠકમાં બેસો. પોતાની જગા ઉપર દોડો. (પાઠ ૩ જો).

**સમતોલપણાની-સમધારણની કસરત.**

(ક) છુટથી દોડો, ઇશારો થતાં આંગળાના ટેકા સાથેની વાઘબેઠકમાં બેસો. ઘુંટણ ઉપર હાથ મૂકી ઉભા થઇ જાઓ (પાઠ ૫ મો). ફરી ફરી એ ક્રિયા કરો ગમે ત્યાં આંગળાંઓ ઉપર ચુપચુપ ચાલો, ઇશારો થતાં કોઇ દિવાલને અડકવા દોડો, શિક્ષકે બને તેટલાંને પકડી પાડવાં.

(ખ) છુટથી કૂદવું, ઇશારો થતાં એક પગ ઉપર ઉભા રહો, જમીનને આંગળીઓ વડે અડકો, અથવા હાથ બાજુએ રાખી એક પગ ઉપર ઉભા રહો. ફરી ફરી એ ક્રિયા કરો. છુટથી (થોડા) કૂદકા ભરો, ઇશારો થતાં જોડીદાર પસંદ કરો. પોતાની જગા ઉપર કૂદવાનું શરૂ કરો અને પગનાં આંગળાં ઉપર ઉભા રહો.

(ગ) છુટથી દોડો, અને ફેરફાર કરીને ચાલવા માંડો. ઇશારો થતાં દોડીને ખૂબ છુટી બે હાર બનાવો. પાછળી એક પગ પકડી તેજ જગા ઉપર ગોળ ગોળ ફરતાં ઉંચા કૂદકા મારો. ઇશારો થતાં સામી હાર તરફ દોડી જાઓ અને પહેલાંની માફક એક પગ ઉપર ઉભા રહો. બીજા પગ ઉપર ફરવાની વગેરે ક્રિયા ફરી કરો. લાગટ કૂદકા ભરતાં ભરતાં જોડીદારને મળો (પાઠ ૫ મો), હાથ મેળવો અને ગોળ ગોળ થોડું થોડું ફરો. ઇશારો થતાં પાછા લીટી ઉપર દોડી જાઓ અને ફરી ફરી એ ક્રિયા કરો.

(ઘ) ગમે ત્યાં સસલાની માફક કૂદકા ભરો, ઇશારો થતાં બાજુ ઉપર હાથ રાખી પગનાં આંગળા ઉપર ઉભા રહો.

કૂદકા—

૧ પહોળો થતો ઝરો કૂદી જાઓ.

૨ સીડી ઉપર જવું અને દોડતા નીચે ઉતરવું અને છેવટે પગથીએથી કૂદકો મારવો. (પાઠ ૩ જો)

૩ પહોળો થતો ઝરો કૂદી જતાં નાયકની પાછળ જવું, પછી દોડવું કે શિક્ષકે ઝાલી રાખેલ લાકડી કે દોરડા ઉપરથી કૂદી જવું.

**રમતો—**

૧ અનુકરણની રમતો—

દા. ત. રમતના મેદાનમાં એક છેડેથી બીજે છેડે શરતના ઘોડા દોડાવવા. વાનરદોડની હરિફાઈ અથવા સસલાની માફક કૂદકા ભરવાની હરિફાઈ (માત્ર ટુંકાં અંતરો.)

પક્ષીઓ ઉડે. બાજપક્ષીઓ પાછળ ઉડી તેમને તેમના માળામાં પાછાં હાંકી કાઢે. જેઓ પકડાય તે બધાં બાજપક્ષી બને.

૨ છુટથી રમવું. કેટલાક ગોળ પટામાંથી કે કડામાંથી દડો પસાર કરે, કેટલાક દડો અફાળી કુદાવતા ફરે (કોણ લાંબો વખત દડો કુદતો રાખી શકે છે; પછી દોડતાં દોડતાં).

૩ મધર હબ્બાર્ડ—બુરા કાકા.

૪ દરીઓ અને તેનાં છોકરાં-માછલાં.

---

## છઠ્ઠા પાઠની નોંધ

**જરૂરી સાધનો—**

પહોળો થતો ઝરો.
દરેક માટે એક દડો.
લાકડી કે દોરડું.
ગોળ પાટા કે લોઢાનાં ચક્કર.

**આરંભ—**

૧ **કૂદતો જિમિ** બાળકો છુટા છુટા શિક્ષક સામા ઉભા રહે છે. શિક્ષક જિમિ તરીકે કેટલાક જુદી જુદી જાતના કૂદકા ભરે છે. બાળકો તેનું અનુકરણ કરે છે. પછી નિશાની થતાં-શિક્ષક ઉભો રહે અથવા તાળી પાડે વગેરે-બાળકો સામી દિવાલ તરફ દોડે છે અને શિક્ષક તેમને પકડવા પાછળ પડે છે. પછી કૂદતા જિમિ તરીકે બીજું બાળક પસંદ કરી રમત આગળ ચલાવવામાં આવે છે.

૨ **ઘરમાં દોડી જાઓ.** સંમૂહની પહેલી શરૂઆત. તે માટે ઝડપથી લગભગ સરખી સંખ્યાના ત્રણ કે ચાર સમૂહ પાડવા એ શિક્ષક માટે સલાહ ભરેલું છે. દરેક સમૂહને એક નામ આપો (પક્ષી, માછલું, પ્રાણી, વગેરે) અને તેમને તેમના ખૂણા તરફ મોકલી આપો. સમૂહનું નામ બોલવામાં આવે એટલે બાળકો પોતાની જગાએ કૂદે, ગોળ ફરતાં નાચે,

સંજ્ઞાચાર્ય બેસે વગેરે તેમને પોતાના સમૂહનું નામ યાદ રાખવા મદદ કરવા આ સારી યુક્તિ છે.

**૫૬ (ક) પલાંઠી વાળી બેસવું, અંગુઠા પકડવા અને પાછળ જોવા ફરવું.** પીઠ સીધી ઉંચી ટટાર રાખી બેસવા બાળકોને ઉત્તેજન આપો; હીલચાલ વખતે "ગરદન ટટાર રાખવા" બાળકો લાંબી સીધી પીઠથી બેસે તેને માટે અને "કોણ ગરદન વધારેમાં વધારે ફેરવી શકે છે (શરીર અને માથું બેને ફેરવવા) તે જોવા માટે ઉત્તેજન આપવું.

આજ્ઞા—તમારી પાછળ શું છે તે જોવા બને તેટલા વધારે ફરવું.

ફરો! હવે બીજી બાજુએ-ફરો! (जहां तक बनसके पीछे देखनेको घूमो)-घूमो (फिरो)-दुसरी बाजु-घूमो (फिरो)

૫૬ (ગ) પીઠ ઉપર-ચતા સુવું, બાઇસિકલ ફેરવવી. જોરથી દૂર સુધીની પગ ફેરવવાની ગતિને ઉત્તેજન આપો. શિક્ષકની સૂચના પ્રમાણે પગ ઉતાવળા કે ધીમા ફરે, અથવા પોતાની કલ્પના પ્રમાણે ગતિ સમજી બાળકો ક્રિયા કરે.

**કૂદકો ૧** પહોળો થતો ઝરો કુદી જવો. રમતના મેદાનમાં ચાક વડે એક કે વધારે કુદકા માટે સીધા પટા દોરવામાં આવે છે કે દોરડાં પાથરવામાં આવે છે તેમને પહોળા થતા ઝરા સમજવાના છે. બાળકો શિક્ષક કે નેતાની પાછળ મેદાનમાં જુદી જુદી બાજુએ જાય છે અને ઝરા પાસે આવે ત્યારે તે કુદી જાય છે. સૌથી વધારે પહોળા ભાગ ઉપર થઈને કેટલાં બાળક અંદર પગ દીધા વગર, પોતાના પગ પલાળ્યા વગર, કુદી જાય છે તે જોવું.

૨. રમતો. દરેક ચપળતાની ક્રિયા માટે જગા નક્કી કરી રાખવી જોઈએ. બાળકોને પોતાના ગોળપાટા (ધાતુનાં કે લાકડાનાં ગોળ કડાં) અંકુશમાં રાખવા, તેમનો ફટકો મારી બહુ દૂર ન કરવા ઉત્તેજન આપવું. હાથ અથવા લાકડીનો ઉપયોગ થાય.

**૩. ભુરા કાકા.** બાળકો શિક્ષક (ભુરા કાકા) પાછળ દોડે કે કૂદે. શિક્ષક એક કલ્પિત કબાટ આગળ ઉભો રહે (પાછળ દોડતાં બાળક આય). બાળકો ફરી ફરી પૂછે, "ભુરા કાકા કબાટમાં બાઉ છે?" શિક્ષક હા, છે તો ખરો, જોઉં છું વગેરે કહે તો બાળકો રાહ જુવે. જો "ના" કહે તો બાળકો ઘેર (પોતાના ખૂણામાં) દોડી જાય, અને શિક્ષક-ભુરા કાકા બને તેટલાં બાળકને પકડે છે.

**૪. દરીઓ અને તેનાં છોકરાં–માછલાં.** બાળકોના સમૂહ પાડી તેમના પોતાના ખૂણામાં મોકલવામાં આવે છે અને દરેક સમૂહ એકએક માછલીનું નામ પસંદ કરે છે. શિક્ષક વારાફરતી દરેક સમૂહ આગળ "દરીઆને શિમ્પ માછલીઓ જોઈએ છે" એમ બોલતો જાય વગેરે અને તે પ્રમાણે બધા તેની પાછળ પાછળ જાય. દરીઓ શાંત છે એમ કહી શિક્ષક ધીમે પગ મૂકીને ચાલે એટલે બાળકો તેમ કરે છે. મોજાં ઉછળે છે એમ કહે એટલે બાળકો નાના મોટા કૂદકા મારે છે, તોફાન છે એમ કહે એટલે તેઓ મોટા મોટા ઠેકડા ભરે અને હાથ પગ બધી બાજુ હલાવે. પણ દરીઓ ફરે છે એમ કહે એટલે બધા પોતાના ખૂણા તરફ પાછા દોડે છે અને શિક્ષક બને તેટલાં બાળકોને પકડવા યત્ન કરે છે.

---

## પાઠ ૭ મો

### પાઠનો આરંભ

૧. ભોગી બોલ—થાપદડી (પાઠ ૩ જો). મોટી ચાકથી દર્શાવેલી ચોરસાકાર જગા. છુટથી ચાલવું. ઇશારો થતાં બબોલને દોડીને છુટી દોરેલી લીટીઓ ઉપર દોડી આવવું. ઘર ભોટી લેવાં. (છુટા છુટા) ઘુંટણ ઉંચા રાખી તે જગા ઉપર દોડયા કરો. ચોરસાકાર જગાની બહાર અને અંદર ચાકથી બનાવેલી લીટી, ઉપર થઈને કૂદકા ભરો.

૨. છુટથી નાના નાના કૂદકા મારવા. શિક્ષકની સૂચના પ્રમાણે બે બેનાં, ત્રણ ત્રણનાં, ચારચારનાં જુથ બનાવો. નાનાં જુથોમાંથી એક મોટું કુંડાળું બનાવો. ચપળતાથી ચાલો. ઇશારો થતાં ફેરફાર કરીને કૂદવા માંડો. ઇશારો થતાં એકદમ દિશા બદલો. મધ્યમાં કૂદકા ભરો (૪ કે ૬, વગેરે) અવળા ફરી એ ક્રિયા ફરી કરો.

૩. છુટથી દોડવું, ઇશારો થતાં ચાર ટુકડીઓમાં વહેંચાઈ જઈ ખૂણામાં દોડી જાઓ. દરેક ટુકડીને એક નામ આપો. (પક્ષીઓ, પ્રાણીઓ, વગેરે); નામ બોલવામાં આવે તેમ ટુકડીઓ પોતાના ખૂણા બદલે. બધાએ રમતના મેદાનના મધ્ય ભાગ તરફ કૂદે, અને ઇશારો થતાં હાથ મેળવે અને કુંડાળું બનાવે.

### ધડની કસરત

(ક) પગ પહોળા કરવા, ઘુંટી પકડવી.

[ પલાંઠી બેઠકમાં બેસી પગનાં આંગળાં પકડવાં. પીઠ ઉપર અવળા ચતા ફરો અને ફરી મૂળ સ્થિતિએ આવો ].

(ख) ચૂપકીથી ગમે ત્યાં બિલ્લીચાલે જાઓ. ઇશારો થતાં વાઘબેઠક કરો. જમીન ઉપર હાથ રાખી ઘુંટણ લંબાવો અને ગુસ્સે થએલી બિલાડીની માફક પીઠ કમાનની માફક વાળો. આ ક્રિયા ફરી ફરી કરો અને ચૂપકીથી બિલાડીચાલ ચાલુ રાખો.

(ग) પગ પહોળા, મુઠી વડે પગનાં આંગળાંને અડકો.

[ચત્તા સૂઈ વારાફરતી એક પગ બને તેટલો ઉંચો કરો].

(घ) ટુકડીમાં કે ચોરસ જગાની ચાકની લીટીઓ ઉપર બાળકો જગા ઉપર સસલાની માફક કૂદે, કે ખસતાં રહે. ઇશારો થતાં સામી બાજુ દોડે અને સામી હારમાં કે સામી ટુકડીમાંથી અરસપરસ જગા બદલે અને ફરી સસલાની માફક કૂદકો મારે.

[ ચત્તા સૂઈ, પગના આગળાં તરફ નજર કરવા માથું ઉચકો].

**સમતોલપણાની-સમધારણની કસરત**

(क) છૂટથી નાના નાના કૂદકા મારવા. ઇશારો થતાં દોડીને (ચોરસ જમીનમાં પાડેલી) ચાકની લીટીઓ ઉપર ઉભા રહો અને સામી હાર સાથે જગા બદલી કરો, એક વખત બે હાર (અને બીજી વખત બીજી બે હાર) પગની આગળીઓ ઉપર લીટી ઉપર ઉભા રહો. હારમાં હાથ મેળવો. બાજુએ આંગળીઓનાં ટેરવાં ઉપર રાખી અને જમણી તરફ ચાકની લીટીઓ ઉપર ચાલો. હાથ ચોકડી માફક મેળવી બબ્બેનાં જોડકામાં ગમે ત્યાં કૂદકા ભરતા જાઓ (ગાડીમાં જોડેલા ઘોડાની માફક). ગમે ત્યાં ચપળતાથી ચાલો, ઇશારો થતાં દોડો અને ચાકની લીટીઓ ઉપર સ્થાન લો, અને ટટાર ઉભા રહો.

(ख) ગમે ત્યાં ચકલીની માફક કૂદકા ભરો (પાઠ ૨ જો) ઇશારો થતાં દોડીને કુંડાળામાં ગોઠવાઈ જાઓ. એક બીજા જરા પાસે આવી જાઓ. પગનાં આંગળાં ઉપર ઉભા રહી અને હાથ લંબાવી ઉંચી (દરવાજાની) કમાનો બનાવો. સૂચના પ્રમાણે ડાબા કે જમણા કૂદો. થોભો અને ફરી ફરી ઘણી વાર કમાનો બનાવો. ટોપલી ભરેલી રાખો. (પાઠ ૪ જો).

(ग) છૂટથી કૂદવું, ઇશારો થતાં સાથીદાર સાથે કૂદો. બીજો ઇશારો થતાં ચાર ચારની ગોળ ગોઠવાએલી ટુકડી બનાવો અને હાથ વડે ઉંચી કમાનો બનાવી પગનાં આંગળાંને અડકો. ફરી ફરી આ ક્રિયા કરો.

ખૂણા તરફ કે ચાકની લીટીઓ તરફ દોડો અને કાગડાની માફક બેસો (પાઠ ૫ મો); જગાની બદલી કરો અને એ ક્રિયા ફરી ફરી કરો.

કૂદવું

૧. એક હારમાં નાયકની પાછળ દોડવું અને એક કે વધારે નીચાં દોરડાં કૂદી જવાં.

૨. દોડો અને વિઘ્નોની હાર તથા નિશાની કરેલી જગાઓ કૂદી જાઓ.

૩. "ગાડીઘોડા" (બે બેની જોડમાં અદબ વાળીને જમીન ખોતરવી, પગ ઠોકવા અને નીચે પ્રમાણે કવિતા ગાતાં ગાતાં કૂદકા ભરતાં, દોડવું. "ગાડી ઘોડા, ગાડી ઘોડા કેટલા વાગ્યા, એક વાગ્યો, બે વાગ્યા, ત્રણ દોડી જાઓ".)

રમત

૧. જાદુઈ કુંડાળું.

૨. પક્ષીમાતા. ફેરફાર કરી ચાર ટુકડીઓ.

૩. દડાની છૂટ રમત. દોડવું કે કૂદવું, દડો ઉંચે ઉછાળવો, દડો જમીન ઉપરથી પાછો કૂદે ત્યારે તેને ઝીલવો. (પાનું )

૪. ચાંદની તારા તેજ.

## સાતમા પાઠની નોંધ

**જરૂરી સાધનો** ચાક વડે દોરેલી મોટી ચોરસ જગા. ચાકના પટા વડે કે દોરડા વડે નક્કી કરેલી જગા.

દડા ભરેલી ટોપલી.

કૂદવા માટે દોરડાં.

**આરંભ:—**

૧. આખો વર્ગ સમાય અને દરેક બાળક પાટાની ઉપર પોતાની જોડના બાળકને અડકયા વગર ઉભું રહી શકે તેટલી મોટી ચોરસ જગા હોવી જોઈએ.

**ચોરસની બહાર અને અંદર કૂદવું.** અંદર કૂદો! બહાર કૂદો! ઘણી વાર; પછી બાળકો સતત અનુકૂળ ઝડપથી બહાર અને અંદર કૂદે એટલે કે આગળ, પાછળ, નાના મોટા કૂદકા ભરે.

૨. **કુંડાળાની મધ્યમાં નાના નાના કૂદકા મારી જવું.** આગળ ગતિ કરી ઉંચું કૂદે તે વખતે બાળકોને ટટાર રહેવા ઉત્તેજન આપો.

૩. **સમૂહો ખૂણા બદલે.** ઝડપને બદલે ચતુરાઈથી અડયા વિના ફેર બદલી કરવા માટે ઉત્તેજન આપો પછી બંને માગો.

પગ ઉપર ગબડો;
(ક) પલાંઠી વાળી બેસો, અંગુઠા પકડો અને પીઠ ઉપર ગબડો;

ધ૬ (ઘોડીઆ ઝોલા માટે તૈયારી, પાનું ) અંગુઠા પકડી રાખી બાળકો
પાછળ ગબડે છે અને બોચી અને પીઠ જમીનને અડકે છે, અને પછી
ઉલટા ફરી-પાછા ઝોક સાથે પલાંઠીની સ્થિતિએ આવી જાય છે. પછી
તેની પછી બિલાડીની ચાલ આવે તો જમીન ઉપર બાજુએ હાથ મૂકો
અને કૂદકો ભરી વાઘબેઠકમાં આવી જાઓ.

(ખ) "ઘુરકતી બિલાડીઓ" હાથ અથવા આંગળીના ટેરવાં જમીન
ઉપર રાખવા યત્ન કરીને ઘુંટણ લાંબા કરવાં (જમીન ઉપરના પગનો બધો
ભાગ) અને માથું અંદર મૂકવામાં આવે. પછી ફરી પાછા વાઘબેઠકમાં
આવી જવું. "પીઠ-ઉંચી! અને-નીચી!"

(ગ) **ચત્તા સૂઇ રહેવું, વારા ફરતી દરેક પગ ઉંચો કરવો.**
ઉંચો કરવા માંડેલો પગ બને તેટલો વધારે ઉંચો કરવો, બીજો પગ સીધો રાખવો.

(ઘ) **ચત્તા સુવું**, માથું "**પગનાં આંગળાં જોવા**" ઉંચું
**કરવું**, ફકત માથું જમીન ઉપરથી ઉંચું કરવામાં આવે છે, આંગળાં
ઘુંટીના સાધાને જોર આપી ઉંચા રાખવામાં આવે છે. "પગનાં આંગળાં
સામું જોવા, માથું-ઉંચું!-નીચું!-ઉંચું!-નીચું!"

કૂદકો ૧ દરેક દોરડું બે બાળકો ઝાલી રાખે (પોતાની ઉંચાઈની
બરાબર); અથવા એક છેડો થાંભલે કે વાડ સાથે બાંધવામાં આવે અને
બીજો છેડો ઝાલી રાખે. દોરડું ઢીલું ઝાલવું જોઈએ, અને બાળક તેના
ઉપરથી જતાં અફળાય તો તે છોડી દેવું જોઈએ. દોરડાં ઝાલનાર બાળકોને
વારંવાર બદલવાં જોઈએ.

રમત ૧ જાદુઈ કુંડાળું જાદુગર મધ્યમાં જાદુઈ લાકડી ઝાલી ઉભો
રહે. બાળકો તેની આસપાસ છૂટથી ફરે અને દંડથી દર્શાવવામાં આવે તે
ક્રિયાઓ કરે. (દા.ત. ચાલવું, ડાબી કે જમણી બાજુએ. દોડવું, પોતાની
જગાએ રહી કૂદવું, વાઘબેઠક કરવી, લાંબા થવું વગેરે) જાદુગર લાકડી
પડતી મૂકે એટલે જાદુ ઉડી જાય અને બાળકો ઘેર કે પોતાના ખૂણામાં
દોડી જાય, અને જાદુગર બને તેટલાં બાળકોને પકડે.

૨ ચાંદની કે તારા તેજ બાળકો ધીમે ધીમે ગાય, "તેજ આપે
ચાંદની, તેજ આપે તારો, કેમ આવે રાતે, આજ ધુતારો." એમ ધીમે
ધીમે ધુતારો સંતાઈને ઉંઘી ગયો હોય તે ખૂણામાં બાળકો કૂદતાં કે
ધીમે જાય. ધુતારો જાગે ને 'ધ......' બોલે એટલે બધા ઘેર દોડી જાય
અને ધુતારો તેમને પકડે.

# સરકારી જાહેરખબરો

મુંબઈ ઇલાકાના ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, તેમના તા. ૧૪-૯-૩૮ ના નં. એસ. ૧૦૯ (એફ)-(i)-II-(ડિ) માં સૂચના કરે છે કે નીચે જણાવેલાં ખાતાનાં ઉર્દૂ પુસ્તકો સને ૧૯૩૯ ની પહેલી એપ્રિલથી મંજુર કરેલાં પુસ્તકોની યાદીમાંથી કમી કરવાં એવો સરકારે હુકમ કર્યો છે.

૧ બાળપોથી. ૫ ચોથી ચોપડી. ૯ મહારાષ્ટ્ર ઇતિહાસ.
૨ પહેલી ચોપડી. ૬ પાંચમી ચોપડી ૧૦ ગુજરાતનો ઇતિહાસ.
૩ બીજી ચોપડી. ૭ છઠ્ઠી ચોપડી. ૧૧ કર્ણાટકનો ઇતિહાસ.
૪ ત્રીજી ચોપડી ૮ સાતમી ચોપડી. ૧૨ દેશીનામું.

એ પ્રમાણે ઉપર જણાવેલાં પુસ્તકો સને ૧૯૩૯ ના એપ્રિલની ૧ લીથી મંજુર કરેલાં પુસ્તકોની યાદીમાંથી કમી કરવામાં આવશે.

**એન. એ. કાદરી**
ફોર એજ્યુ. ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## હાઇસ્કૂલ સ્કોલરશિપ પરીક્ષા-ઉત્તર ભાગ

(૧)

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના દરેક જિલ્લાના મધ્યસ્થળે સર્વે હરિફાઈ કરી શકે એવી ૫ (ઓપન) હાઇસ્કૂલ સ્કોલરશિપ અને ૫૭ સ્પેશિઅલ હાઇસ્કૂલ સ્કોલરશિપોની પરીક્ષા સને ૧૯૩૯ ના ફેબ્રુઆરિની તા. ૬ ઠ્ઠી ને સોમવારથી ૮ મીને બુધવાર સુધીના રોજ (ત્રણ દિવસ) ૧૧-૩૦ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશે:—

| સ્થળનું નામ | સઘળા વર્ગો હરિફાઈ કરી શકે એવી હાઇસ્કૂલ સ્કોલરશિપો | વર્ગો માટે ખાસ નક્કી કરવામાં આવેલી સ્પેશિઅલ હાઇસ્કૂલ સ્કોલરશિપો | | |
|---|---|---|---|---|
| | | મધ્યમ વર્ગો | પછાત વર્ગો | મુસલમાનો |
| અમદાવાદ | ૧ | ૫ | ૪ | ૭ |
| નડિઆદ | ૧ | ૫ | ૨ | ૪ |
| ગોધરા | ૧ | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૧ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૧ | ૩ | ૭ | ૪ |
| ઉત્તર ભાગ માટે કુલ | ૫ | ૧૬ | ૧૯ | ૨૨ |

૨. દરેક મધ્યસ્થળે એક પરીક્ષક કમિટી આ પરીક્ષા લેશે, અને તે દરેક મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર તે કમિટીના પ્રેસિડેન્ટ તરીકે રહેશે.

૩. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષાની અરજીનું ફોર્મ પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કર્યેથી મળી શકશે.

૪. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ પરીક્ષાની ફી સાથે (રૂ. ૨ ઓપન હાઇસ્કૂલ સ્કોલરશિપ માટે અને રૂ. ૧ સ્પેશિઅલ હાઇસ્કૂલ સ્કોલરશિપ માટે) પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને તા. ૧લી જાન્યુઆરિ ૧૯૩૯ સુધીમાં મળી જવી જોઈશે. તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારાશે નહિ.

૫. ઉમેદવારોની લાયકાતનું ધોરણ ઉમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, પરીક્ષામાં બેસવા માટે ભરવાની ફી વગેરે હકીકત તા. ૧૨ મી જુલાઈ ૧૯૨૮ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧લાના પૃષ્ઠ ૧૪૧૦ થી ૧૪૨૧ માં છપાએલા નિયમોમાંથી મળી આવશે. સ્પેશિઅલ સ્કોલરશિપોની રકમ સરકારી કેળવણીખાતાના ઠરાવ નં. ૫૨૯૮ તા. ૯ મી જુન ૧૯૩૩થી ઘટાડી ધોરણ ૪ થા માટે માસિક રૂ. ૫, ધોરણ ૫ માટે માસિક રૂ. ૬ અને ધોરણ ૬ અને ૭ માટે માસિક રૂ. ૮ એમ નક્કી કરવામાં આવી છે. પરીક્ષાના વિષયો ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટો, લોકલ ઓથોરિટી મ્યુનિસિપાલિટીઓ અને દરેક માધ્યમિક સ્કૂલોના હેડમાસ્તરોને આ ઓફિસના નં. ૪૬૩૨ તા. ૧૪-૭-૧૯૩૭ ના રોજ લખી જણાવ્યા છે તે પ્રમાણે રહેશે.

૬. જે ઉમેદવારોનાં કાયમનાં ઘરો—આ ઇલાકાના બ્રિટિશ જિલ્લામાં આવેલાં હોય પણ જેઓ દેશી રાજ્યોની માધ્યમિક સ્કૂલોમાં ભણતા હોય, જે ઉમેદવારોના કાયમનાં ઘર દેશી રાજ્યોમા હોય અને જેઓ મુંબઈ ઇલાકાની બહારના બ્રિટિશ જિલ્લાના હોય તેઓ સ્કોલરશિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

| | |
|---|---|
| ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ. ની ઓફિસ, અમદાવાદ તા. ૨૮-૧૧-૧૯૩૮ | (અંગ્રેજીમાં સહી) એમ. રામપ્રસાદ એજ્યુ. ઇન્સ. એન. ડી. |

## સરકારી મિડલ સ્કૂલ સ્કોલરશિપ પરીક્ષા ઉત્તર ભાગ

(૨)

આથી જાહેર કરવામાં આવે છે કે સર્વે હરિફાઈ કરી શકે એવી ૧૦ (ઓપન) મિડલ સ્કૂલ સ્કોલરશિપો અને ૫૭ સ્પેશિઅલ મિડલ સ્કૂલ સ્કોલરશિપોની પરીક્ષા તા. ૯ અને ૧૦ મી ફેબ્રુઆરિ સને ૧૯૩૯ ને ગુરુવાર અને શુક્રવાર, એ બંને દિવસોએ ૧૧-૩૦ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશે:—

| સ્થળનું નામ | સઘળા વર્ગો હરિફાઈ કરી શકે એવી મિડલ સ્કૂલ સ્કોલરશિપો | નીચેના વર્ગો માટે ખાસ નક્કી કરવામા આવેલી સ્પેશિઅલ મિડલ સ્કૂલ સ્કોલરશિપ | | |
|---|---|---|---|---|
| | | મધ્યમ વર્ગો | પછાત વર્ગો | મુસલમાનો |
| અમદાવાદ | ૨ | ૫ | ૪ | ૭ |
| નડિઆદ | ૨ | ૫ | ૨ | ૪ |
| ગોધરા | ૨ | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૨ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૨ | ૩ | ૭ | ૪ |
| કુલ | ૧૦ | ૧૬ | ૧૯ | ૨૨ |

૨. દરેક મધ્યસ્થળે એક પરીક્ષક કમિટી આ પરીક્ષા લેશે. અને તે દરેક મધ્યસ્થળના સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર તે કમિટીના પ્રેસિડેન્ટ તરીકે રહેશે.

૩. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાના પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષાની અરજીનું ફોર્મ પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે.

૪. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ પરીક્ષાની ફીના રૂ. ૧) સાથે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને તા. ૧લી જાન્યુઆરિ ૧૯૩૯ સુધીમાં મળી જવી જોઈશે; તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારશે નહિ.

૫. ઉમેદવારોની લાયકાતનું ધોરણ ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, વગેરે હકીકત તા. ૧૨ મી જુલાઈ, ૧૯૨૮ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૪૧૨ થી ૧૪૧૬માં છપાએલા અને તા.૧૮ મી ઓગસ્ટ ૧૯૩૧ના સરકારી નોટિફિકેશન નં. ૨૪૯૧થી સુધારેલા અને તા. ૨૦ મી ઓગસ્ટ ૧૯૩૧ ના મુંબઈ સરકારી ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૮૮૩ માં છપાએલા નિયમોમાંથી મળી આવશે સ્પેશિઅલ સ્કોલરશિપની રકમ કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૫૨૯૮ તા. ૯ મી જુન ૧૯૩૩થી ઘટાડી (ધોરણ ૧ થી ૩ માટે માસિક રૂ. ૪) એમ નક્કી કરવામાં આવી છે. પરીક્ષાના વિષયો ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટો, લોકલ ઓથોરિટી મ્યુનિસિપાલિટીઓ અને દરેક માધ્યમિક સ્કૂલોના હેડમાસ્તરોને આ ઓફિસના નં. ૪૬૩૨ તા. ૧૪-૭-૧૯૩૭ના રોજ લખી જણાવ્યા છે તે પ્રમાણે રહેશે.

૬. જે ઉમેદવારોનાં કાયમનાં ઘર દેશી રાજ્યોમાં હોય, જે ઉમેદવારોનાં કાયમનાં ઘર આ ઇલાકાના બ્રિટિશ જિલ્લામાં આવેલાં હોય પણ

જેઓ દેશી રાજ્યોની માધ્યમિક સ્કૂલોમાં ભણતા હોય અને જે ઉમેદવારો મુંબઈ ઇલાકાની બહારના પ્રોવિન્શિયલ જિલ્લાના હોય તેઓ સ્કોલરશિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ્પેક્ટરની ઓફિસ, અમદાવાદ, તા. ૨૮-૧૧-૧૯૩૮ (અંગ્રેજીમાં સહી) એમ. રામપ્રકાશ એજ્યુ. ઇન્સ. એન. ડી.

## કાઝી શાહબુદ્દીન સ્કોલરશિપ પરીક્ષા-ઉત્તર ભાગ

(૩)

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાઓની કોઈપણ જાહેર શાળાઓના મુસલમાન ઉમેદવારો માટે કાઝી શાહબુદ્દીન એન્ડાઉમેન્ટ ફંડમાંથી રૂ. પાંચની એક, એવી બે, હાઈ અને સ્પેશિયલ સ્કોલરશિપ (શિષ્યવૃત્તિ) માટેની હરિફાઈની પરીક્ષા સને ૧૯૩૯ના ફેબ્રુઆરિની તા. ૬ઠ્ઠી ને સોમવારથી તા. ૮મી ને બુધવાર સુધીના રોજ (ત્રણ દિવસ) અનુક્રમે આર. સી. હાઇસ્કૂલ અમદાવાદ, અને ગવર્મેન્ટ હાઇસ્કૂલ, નડિઆદ સ્થળોએ ૧૧-૩૦ વાગે લેવામાં આવશે.

૨. દરેક મધ્યસ્થળે એક પરીક્ષક કમિટી આ પરીક્ષા લેશે, અને તે મધ્યસ્થળની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર તે કમિટીના પ્રેસિડેન્ટ તરીકે રહેશે.

૩. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી અને અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષાની અરજીનું ફોર્મ પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને અરજી કરેથી મળી શકશે.

૪. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ પરીક્ષાની ફીના રૂ. ૨) સાથે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૯ સુધીમાં મળી જવી જોઈશે. પરીક્ષાના વિષયો ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટો, લોકલ ઓથોરિટી મ્યુનિસિપાલિટીઓ અને દરેક માધ્યમિક સ્કૂલોના હેડમાસ્તરોને આ ઓફિસના નં. ૪૧૬૨ તા. ૧૪-૭-૧૯૩૭ના રોજ લખી જણાવ્યા છે તે પ્રમાણે રહેશે.

૫. ઉમેદવારોની લાયકાતનું ધોરણ ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત વગેરે નિયમો તા. ૨૧ મી નવેમ્બર ૧૯૨૯ ના મુંબઈ સરકારીગેઝેટ ભાગ ૧ લાના પૃષ્ઠ ૨૪૭૨થી ૨૪૭૫માં છપાયા છે.

ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ. ની ઓફિસ, અમદાવાદ, તા. ૨૮-૧૧-૧૯૩૮ (અંગ્રેજીમાં સહી) એમ. રામપ્રકાશ એજ્યુ. ઇન્સ. એન. ડી.

# અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડની હાઇ અને સ્પેશિઅલ શાળાની સ્કોલરશિપો–ઉત્તર ભાગ
## (૪)

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ જિલ્લામાંના લેઉઆ અથવા કડવા પાટીદાર વર્ગના છોકરાઓ માટે અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડમાંથી માસિક રૂ. ૭ની એક એવી હાઇ અને સ્પેશિઅલ સ્કૂલોમાં આપવાની ૪ સ્કોલરશિપો માટેની હરિફાઇની પરીક્ષા સને ૧૯૩૯ ના ફેબ્રુઆરિની તા. ૬ ઠ્ઠીને સોમવારથી તા. ૮મીને બુધવાર સુધીના રોજ (ત્રણ દિવસ) અમદાવાદ, આર. સી. હાઇસ્કૂલમાં, ૧૧–૩૦ વાગે, તા. ૨૬મી ફેબ્રુઆરિ ૧૯૩૧ના કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૪૧૫૫માંના નિયમો અને શરતો પ્રમાણે લેવામાં આવશે.

૨. પરીક્ષામાં બેસવા માટેની અરજી તથા દાખલ ફી, સ્કોલરશિપ માટેની અમદાવાદ મધ્યસ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ સાહેબ, તા. ૧લી જાન્યુઆરિ ૧૯૩૯, સુધીમાં સ્વીકારશે, એ તારીખ પછીની અરજી સ્વીકારવામાં આવશે નહિ.

ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ.ની ઓફિસ, અમદાવાદ, તા. ૨૮–૧૧–૧૯૩૮. } (અંગ્રેજીમાં સહી) એમ. રામચંદ્ર
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

# અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડની મિડલ-સ્કૂલોની સ્કોલરશિપો–ઉત્તર ભાગ
## (૫)

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ જિલ્લામાંના લેઉઆ અથવા કડવા પાટીદાર વર્ગના છોકરાઓ માટે અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડમાંથી માસિક રૂ. ૬ની એક એવી મિડલ અને સ્પેશિઅલ સ્કોલોમાં આપવાની ૬ સ્કોલરશિપો માટેની હરિફાઇની પરીક્ષા તા. ૯મી અને ૧૦મી ફેબ્રુઆરિ સને ૧૯૩૯ને ગુરુવાર અને શુક્રવારે, અમદાવાદ આર. સી. હાઇસ્કૂલમાં, ૧૧–૩૦ વાગે, તા. ૨૬મી ફેબ્રુઆરિ ૧૯૩૧ના કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૪૧૫૫ માંના નિયમો અને શરતો પ્રમાણે લેવામાં આવશે.

૨. પરીક્ષામાં બેસવા માટેની અરજી તથા દાખલ ફી, સ્કોલરશિપ માટેની અમદાવાદ મધ્યસ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ સાહેબ તા. ૧લી જાન્યુઆરિ ૧૯૩૯ સુધીમાં સ્વીકારશે. એ તારીખ પછીની અરજી સ્વીકારવામાં આવશે નહિ.

ઉ. ભા. ના એજ્યુ. ઇન્સ. ની ઓફિસ, અમદાવાદ તા. ૨૮–૧૧–૧૯૩૮. } (અંગ્રેજીમાં સહી) એમ. રામચંદ્ર
એજ્યુ. ઇન્સ. ઉ.ભા.

(ઉ. ભા. ના ગૅ. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૮–૧૧–૧૯૩૮ના પત્ર નં. ૧૧૮૧૦ માં કરેલી સૂચનાનુસાર)

## મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ અને ઇન્ડિઆ સ્ટેટ્સ એજન્સિઓ મંજુર કરેલાં પુસ્તકોની

# યાદી

| | |
|---|---|
| કીર્તિકથાઓ | 0-2-6 |
| હીરામોતી | 0-3-0 |
| બુલબુલ | 0-2-6 |
| ટન્ ટન્ ટન્ ટન્ | 0-2-6 |
| ક્યારે સમજીશું ? | 0-3-0 |
| ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ | 0-3-0 |
| વરતો અને ઉખાણા | 0-2-6 |
| વેરાયેલાં ફૂલ | 0-3-0 |
| રઝળતા રાજહંસ | 0-3-0 |
| પ્રશ્નપેટી | 0-3-0 |
| ગણિતગમ્મત | 0-2-6 |
| હસતું મોં | 0-3-0 |
| પ્રાણીવર્ણન | 0-4-0 |
| બાળકોની રમતો | 0-3-0 |
| ધરતીકંપ | 0-3-0 |
| ચાર સુંદર સંવાદો | 0-3-0 |
| જાપાનનો જ્વાળામુખી | 0-3-0 |
| ચાંદોસૂરજ | 0-4-0 |
| જંગલમાં રખડતા | 0-4-0 |
| જ્ઞાનગંગા | 0-3-0 |
| અંતરના અજવાળાં | 0-5-0 |
| કૂતરાની કહાણી | 0-8-0 |
| ગરવી ગુજરાત | 0-7-0 |
| જગતના જંગલમાંથી | 0-5-0 |
| કીર્તિમંદિર | 0-6-0 |
| વાઘની બોડમાં | 0-6-0 |
| વિજ્ઞાનવિનોદ | 0-5-0 |
| તણખામંડળ પહેલું | 1-8-0 |
| ,, મંડળ બીજું | 1-8-0 |
| ,, મંડળ ચોથું | 2-0-0 |
| ભેર | 0-6-0 |
| સુંદર વાતો | 0-6-0 |
| દેવકથાઓ | 0-6-0 |
| પડઘા | 0-5-0 |
| દૃષ્ટાંતશતક | 0-10-0 |
| પરિણીતા (શરદબાબુ) | 0-8-0 |
| પલ્લીસમાજ ,, | 1-4-0 |
| છબી ,, | 1-0-0 |
| ચંદ્રનાથ (શરદબાબુ) | 0-14-0 |
| સ્વામી ,, | 1-4-0 |
| કાગળપત્રો | 0-3-0 |
| પાંચ લોકકથાઓ | 0-4-0 |
| વિસર્જન | 0-6-0 |
| સંવાદકુસુમ | 0-8-0 |
| બાઈબલકથાઓ | 0-8-0 |
| જોહર | 0-6-0 |
| સંગીત માર્ગદર્શિકા | 0-6-0 |
| સંગીતવિનોદ | 0-10-0 |
| સોળ સતી | 1-4-0 |
| કંકાવટી મંડળ બીજું | 0-14- |
| વેણીનાં ફૂલ | 0-8- |
| નાનકડી વાતો | 0-6-0 |
| કથા-ગીતો | 0-6-0 |
| વાતરપુરાણ | 0-6-0 |
| જનપદ | 0-12-0 |
| હિલ્લોલ | 0-8-0 |
| ચાંદની | 0-4-0 |
| શિકાર-કથાઓ | 0-8-0 |
| દેશ દેશની અદ્ભુત વાતો ભા. 1 | 0-10-0 |
| ,, ,, ભા. 2 | 1-10-0 |
| દેશદેશની ,, ,, | 0-6-0 |
| રમકડાં | 0-2-0 |
| ગોવિંદનું ખેતર | 0-2-0 |
| લખમી ને બીજી વાતો | 2-0-0 |
| શ્રીકાન્ત | 0-3-0 |
| બિલોરી પહાડ | 0-5-0 |
| ભીલકુમાર એકલવ્ય | 0-3-0 |
| મોટી ચાંદાપોળી | 0-6-0 |
| સમર્પણકથાઓ | |

**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ**

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૭૭, સને ૧૯૩૮

## અનુક્રમણિકા

## સરકારી જાહેરખબરો

— બહાર પડી ચૂક્યું છે —

ગુજરાતના જાણીતા ચિત્રશિક્ષક શ્રી રાજેન્દ્ર સુરકથા રચિત

અને

# મેસર્સ લૉંગમેન્સ, ગ્રીન એન્ડ કંપની, લિમિટેડ

(૫૩, નિકલરોડ, મુંબઈ) પ્રકાશિતઃ—

## કર્તવ્ય ભૂમિતિ અને આકૃતિ આલેખન' પુસ્તક ૧લું

જેમાં ૮૦૦ આકૃતિઓ સહિત ભૂમિતિ સંબંધીના પારિભાષિક શબ્દોની સ્પષ્ટ સમજ સાથે દુભાગવું, લંબ, સમાંતર બાજુ, ખૂણા, લીટીઓના ભાગ, અનેક પ્રકારના ત્રિકોણ, ચતુષ્કોણ, બહુકોણ, વર્તુળ, ઓછ્, લંબગોળ, વગેરે સંબંધીના ૮૧ કૃત્યો;

ઉપર જણાવેલા કૃત્યો ઉપર રચાયલી ભૂમિતિની આકૃતિઓ (ભાત કે તરેહ), આકૃતિ આલેખનમાં વપરાતા સામાન્ય પારિભાષિક શબ્દો, પરસુરણ ક્રમ ઉપર રચાયલી કિનારની ભાત, રંગોળી કામ, ભૂમિતિના આકારો ઉપર અવલંબતા કુદરતી અને બનાવટી આકારો અને તાંત્રિક યંત્રો વિષે ટૂંકમાં સચોટ ભરપૂર આકૃતિઓ સાથે માહિતી આપવામાં આવી છે.

જે પ્રાથમિક શાળાઓના ઉપલા ધોરણો, માધ્યમિક શાળાનાં એકથી ત્રણ ધોરણો અને ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો, કન્યાઓની પ્રાથમરી સ્કૂલ લીવીંગ (વ. ફા.) પરીક્ષા અને ડ્રૉઈંગની એલિમેન્ટરી ગ્રેડ પરીક્ષાના ઉમેદવારો અને કળાકાર અને કારીગર વર્ગને માટે ચિત્રકામના આ વિષયમાં સચોટ માર્ગદર્શક છે.

જેમાં પ્રાથમિક અને માધ્યમિક શાળાના ચિત્રકામના આ વિષયના અભ્યાસક્રમનો સમાવેશ કરવામાં આવ્યો છે.

જે કર્તાના અંગ્રેજી ભાષામાં ગયે સાલ પ્રકટ થયેલા અને નામદાર સરકારે મુંબઈ ઈલાકાની માધ્યમિક શાળાઓ માટે ટેક્સ્ટ બુક તરીકે મંજૂર કરેલા 'પ્રેક્ટીકલ પ્લેઈન જોમેટ્રિ એન્ડ પેટર્ન ડ્રૉઈંગ' બુક-૧-૨ માંના પુસ્તક ૧ લાનું યથાર્થ ગુજરાતી ભાષાંતર છે.

આ અંગ્રેજી ભાષામાં પ્રકટ થયેલાં બે પુસ્તકો એ વિષયને લગતાં અન્ય પુસ્તકોમાં શ્રેષ્ઠ અને અજોડ છે. એ પુસ્તકો માટે ચિત્રકામના વિષયના જાણકાર અને રસલેનાર વિદ્વાન પુરુષોએ સુંદર અભિપ્રાયો દર્શાવ્યા છે.

આ ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલાં પુસ્તકમાં અંગ્રેજી પારિભાષિક શબ્દોની યથાર્થ શબ્દસૂચિ પણ આપવામાં આવી છે. કિંમત. ૧૨ આના.




પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને
કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર
જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

---

## નિવેદન

અમો વાચકવર્ગને વિજ્ઞપ્તિપૂર્વક જણાવવા માગીએ છીએ કે શાળાપત્ર માટે ઉદારદૃષ્ટિથી જે લેખો લેખકો તરફથી મોકલવામાં આવે છે તે લેખો આ અંકમાં અમો છાપી શક્યા નથી. તેનું કારણ ટ્રેનિંગ-સંસ્થા માટેનો અભ્યાસક્રમ તાત્કાલિક છાપવો જરૂરી જણાય છે એ છે. તેજ કારણથી શિક્ષણસપ્તાહનાં ભાષણો પણ અમે આશા રાખી હતી તેમ પુરાં છાપી શક્યા નથી.

# શિક્ષણસપ્તાહ

(ગતાંક પૃષ્ઠ ૪૬૪ થી ચાલુ)

## ત્રીજો દિવસઃ તા. ૮–૯–૩૫.

પ્રમુખ શ્રી. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી
વિષય—શારીરિક કેળવણી
વ્યાખ્યાનકર્તા:—શ્રી. જીવણલાલ હ. દીવાન
શ્રી. સાંવતાબેન ત્રિવેદી

---

વિષય—શાળાનું આરોગ્ય
વ્યાખ્યાનકર્તા—શ્રી. ભોગીલાલ કે. પરવા

---

વિષય—દાક્તરી તપાસ
વ્યાખ્યાનકર્તા:—શ્રી. ડૉ. માધવજી બી. મચ્છર

**શ્રી. જીવણલાલ હ. દીવાનનું ભાષણ:—**

શારીરિક કસરતમાં હું માનું છું. અખાડાની કસરત માટે મને પ્રેમ છે. મારી એ ટેવ છે. નાનપણથી હું તેમાં રસ લેતો આવ્યો છું. શાળામાં જ્યારે હું ભણતો ત્યારે સાઇકલો કે મોટરો ન હતી; છતાં ક્રિકેટ માટે જવું એ મારો નિયમ હતો. કોલેજમાં ક્રિકેટ રમવાને લીધે પરીક્ષામાં નાપાસ થવાશે એમ મારા સહાધ્યાયીઓ મને કહેતા, પરંતુ બન્યું એવું કે મારા સહાધ્યાયીઓ કસરત નહિ કરનારા નાપાસ થયા ને હું બી. એ. માં ઉત્તીર્ણ થયો. મેં તેમને જણાવ્યું કે પાસ થવું હોય તો ક્રિકેટ રમો. એ લોકો એમ માનતા હોય કે ૨૪ કલાક અભ્યાસ કરવાથી હોશિયાર થવાય છે તો તે તેમની મોટી ભૂલ છે. મનની શક્તિ વધારવા માટે કસરતની ખાસ જરૂર છે. કસરત કર્યા વિનાનો માણસ અભ્યાસ સારી રીતે કરી શકતો નથી. મન અને શરીર એ બંનેના સ્વાસ્થ્ય માટે કસરતની જરૂર છે. જેવી રીતે મનની શક્તિ વધારવાની જરૂર છે તેવીજ રીતે શરીરની શક્તિ વધારવાની પણ જરૂર છે. શારીરિક કસરતથી મનુષ્ય શરીર ઉપરાંત મનને ખીલવી શકે છે. પરીક્ષામાં જો ૨૪ કલાક વાંચવાનું રાખે તો તે બધું ભૂલી જાય છે. રાતના બે વાગ્યા સુધી વાંચનાર વિદ્યાર્થીઓમાં નથી ચોખ-

વટ કે પરીક્ષાના જવાબ આપવાનું ભાન, કારણ તે સર્વ ભૂલી જાય છે. વાંચ્યા છતાં પરીક્ષામાં તે નાપાસ થાય છે; માટે કસરત આવશ્યક છે.

કસરત કરનારે ધ્યાનમાં રાખવું જોઈએ કે તેમણે પહેલવાન થવાની ઇચ્છાથી કસરત કરવાની નથી. શરીર કેળવવાને ખાતર કસરતની જરૂર છે. જેમ અતિશય અભ્યાસ કરનારા લોકો એક તરફ લક્ષ રાખીને બીજી બાજુ બગાડે છે તેમ અતિશય કસરત કરનારનું પણ સમજવું. અતિશય કસરત કરવાથી, દોડવાથી, કે વજન ઉંચકવાથી શરીર ખરાબ થાય છે. આપણી ગુજરાતી પ્રજાને હજુ જોઈએ તેટલો કસરતમાં રસ નથી. પુરાણી ભાઈઓના પ્રયત્નો પછી એ પ્રવૃત્તિમાં શિથિલતા આવી ગઈ છે. એ માટે વિદ્યાર્થીઓને આકર્ષવાની શક્તિવાળા શ્રી૦ અંબાલાલ પુરાણી ગુજરાત છોડી આધ્યાત્મસાધના માટે ચાલ્યા ગયા પછી સ્થિતિ બગડતી ચાલી છે. એ રસ ઓસરતો લાગે છે. પણ એમ ઓસરવા દેવાનું આપણને પાલવે તેમ નથી. જો ગુજરાતના લોકો પોતાનાં બાળકોને ઉભા કરવા માગતા હોય તો તેમણે મહોલ્લે મહોલ્લે અખાડા ઉભા કરવાની જરૂર છે. બાળકોને અખાડા પ્રિય ના હોય તો રમત તો હોય છેજ. તેવાં બાળકોને રમતદ્વારા વાળવાં. બળાત્કારે રમાડેલી રમત ઠીક નથી. પતંગ ઉડાડતાં કે મહોલ્લામાં રમતાં બાળકોને રસ પડે છે, ત્યારે શાળામાં રસ નથી પડતો; કારણ કે શાળામાં ફરજિઆત રમત છે. બાળકોને જે રમતમાં રસ હોય તેવી રમતો ગોઠવવી જોઈએ, ને તેમને રસ લેતાં કરવાં જોઈએ. યુરોપમાં ફરજિઆત લશ્કરી તાલીમ આપવામાં આવે છે અને તે કેમ્પમાં જઈ લેવી પડે છે. આપણા દેશમાં એ તાલીમ નથી મળી શકતી એ શોચનીય છે. પણ આવો લાભ આપણા દેશમાં આપવો હોય તો તે માટે ડ્રિલની જરૂર છે. તે માટે જાપાનના જનરલ નોગી જેવા યુવકોના હૃદયને સ્પર્શ કરે તેવા દોરનારાઓ તૈયાર થવા જોઈએ. હજુ માબાપો ડિગ્રીમાં માને છે, શરીરમાં માનતા નથી. બાળકોના શરીરની કદર કરતા નથી પણ તેની પરીક્ષા પાસ કર્યાની કદર કરે છે. આવાં માબાપોને મારી પ્રાર્થના છે કે તેમની પ્રથમ માનસિક કેળવણી કરતાં શારીરિક કેળવણી તરફ લક્ષ આપવું. બાળકનું શરીર નિર્માલ્ય હશે તો તેનાથી પ્રજાનું, પોતાનું, કે કોઈનું સાર્થક થવાનું નથી.

કસરત, મયદાની રમત અને છૂટથી ખુલ્લી હવાનો લાભ ઉગતી પ્રજાને મળવો જોઈએ. મુંબઈમાં જેમ દરેક મેદાનમાં હિંચકા, પાટીઆં વગેરેની વ્યવસ્થા છે તેમ દરેક શહેરમાં હોવું જોઈએ. જો કે અમદાવાદમાં મોટી મુશ્કેલી એ છે કે જમીનની કિંમતના ખર્ચની ભારે મુશ્કેલી છે. જમીનના ભાવ વધી ગયા છે. પણ

પ્રજા કે સંસ્થા તેનું ખર્ચ ભોગવે તોજ મેદાન અસ્તિત્વમાં આવી શકે અને તેમ કરવા આપણે પ્રયત્ન કરવો જોઈએ; નહિ તો એ ખર્ચ પ્રજાએ કે મ્યુનિસિપાલિટિએ વેઠવુંજ રહ્યું. અમદાવાદમાં મોટી મોટી પોળો છે. તેનાં ચોકઠાંનાં મેદાન પણ રમત માટે વાપરી શકાય. તે અસ્વચ્છ રહે છે તેને સ્વચ્છ બનાવી રમત માટેજ વાપરો. શરીર સુધર્યા વિના માનસિક શક્તિઓ ખીલતી નથી. કોઈ કહે કે નિર્બળની પણ માનસિક શક્તિ ઘણી હોય છે તો મારે કહેવું જોઈએ કે તે કેટલાક અપવાદરૂપ દાખલા છે. પણ તે લઈ ન શકાય. વિલિઅમ પીટ કે એલેકઝાન્ડર પોપ જેવા અપવાદો સિવાય માત્ર બીજું કંઈ નથી. શરીરની લાયકાત માટે, શરીરની ખીલવણી માટે તેમજ પુખ્ત વયનાં માણસો માટે પણ કસરત આવશ્યક છે. છેવટે ત્રણ ચાર માઇલ ચાલીને પણ શરીરને વ્યવસ્થિત કરી શકાય છે અને એ શક્તિના ઉપયોગથી ફરજ બજાવી શકાય છે. આમ થશે તોજ પ્રજા ગૌરવવાળી ને આગળ પડતી થશે. સામાજિક અંતરાયો ફેંકી દેવા જોઈએ. અમદાવાદમાં દરરોજ સરેરાશ ૩ માણસો ક્ષયરોગથી મરે છે. તેનું કારણ ખુલ્લી હવાનો અભાવ છે. આપણને ખુલ્લી હવા મળતી નથી તે આપણું કમભાગ્ય; પણ જો તેને માટે પ્રયત્ન કરવામાં આવે તો મરણપ્રમાણ ઘટાડી શકાશે.

### શ્રી સાવતાબેન ત્રિવેદીનું ભાષણ:—

આજનો મારો વિષય શારીરિક કેળવણીનો છે. સામાન્ય રીતે શિક્ષણના બીજા વિષયો કરતાં આ વિષય સરળ છે અને કેટલીક રીતે વહેવારૂ છે. આપણે બધા શારીરિક કેળવણીમાં માનીએ છીએ. જો કે કેટલીક વહેવારૂ બાબતો જાણીએ છીએ તે સરળ હોય છે, છતાં તે અનુભવમાં મૂકી શકતા નથી.

હું એમ માનું છું કે શારીરિક કેળવણી એટલે શરીરની દુરસ્તી અને ઘડતર, તેમાંય મનુષ્યનું ઘડતર. જો શારીરિક દુરસ્તી આપણા જીવનમાં ઉતારી હોય તો મનુષ્યના જીવનનું ઘડતર સારૂં ઘડી શકીએ. શરીરના ઘડતરનાં આવશ્યક અંગો તે પોષક તત્ત્વો (ખોરાક), શ્વાસોચ્છ્વાસ કસરત, આરામ, નિદ્રા અને લોહીભ્રમણ છે. શરીરનો આધાર આ દરેક અંગ પર અવલંબે છે. એકલી કસરતથી સારૂં ઘડતર થતું નથી.

આપણાં બાળકો યુવાન, યુવતીઓ, અને પ્રૌઢોનાં શરીર જોઈએ તો શરીરના બંધારણનો આપણને બરાબર ખ્યાલ આવશે. આનું કારણ

આપણે શારીરિક કેળવણી જાણીએ છીએ છતાં અનુભવમાં મૂકી શકતા નથી. આપણું જીવન કુદરતી નથી, પણ કૃત્રિમ થયું છે, રઘવાટવાળું બન્યું છે. આપણા જીવનની ધમાલનો અંતજ આવતો નથી. યુરોપના વિદ્યાર્થીઓ અને લોકો ઘણા પ્રવૃત્તિશીલ હોય છે, છતાંય તે પોતાની જરૂરી ક્રિયામાં કોઈ વખત ઉતાવળ કે ધાંધલ કરતા નથી અને પોતાનું કાર્ય નિયમમાં ને શાંતિપૂર્વક કરે છે. આરામ, રમત–ગમત પણ નિયમિત લે છે, જ્યારે આપણામાં તેમ નથી, કારણ કે આપણી ધમાલનો અંત આવતો નથી.

હાલમાં શાળામાં દાકતરી તપાસ કરાવીએ છીએ તે પ્રશંસનીય છે. પણ તેનો અમલ થાય છે કે નહિ તે માબાપોએ ને શિક્ષકોએ જોવાનું છે. બાળક ૬–૭ વાગે ઉઠે, સાડા દસે તેને શાળામાં જવાનું હોય, દાતણ કર્યું ન કર્યું, નાક, આંખ વગેરે બરાબર સ્વચ્છ કર્યાં ન કર્યાં ને પોતાના પાઠો કરવા બેસશે. આ ઉતાવળી વ્યાવહારિક ધમાલને લીધે તેની આંખ, નાક વગેરે મલિન ને ખરાબ રહે છે. બાળકની જેમ તેમ પરવારી લેવાની વૃત્તિથી તેનાં અંગો–આંખ, દાંત,નખ વગેરે ખરાબ થાય છે.

આપણે ધારીએ તો આવતી કાલે તે સુધારી શકીએ. આપણે બ્રાહ્મણનાં સ્નાન માટે તેની મશ્કરી કરીએ છીએ, પણ આપણે શું કરીએ છીએ તે જોતા નથી. બાળક ઉઠે, જમે, વાંચે ને નિશાળે જાય તે દરેકમાં તેને ઉતાવળ હોય છે. ખાવામાં ઉતાવળ કરીએ તેને અંગે શરીર-સ્વાસ્થ્ય બગડે છે. વિજ્ઞાનની વાતોમાં ને પાઠમાં આવે છે કે "એક કોળીઓ બત્રીસ વખત ચાવી ગળે ઉતારવો." પણ જો બાળકને ખાતાં વાર લાગે તો મા તેને નિશાળમાં મોડા થવાને બ્હાને ટપકો આપે. ૧૧ થી ૫ વાગ્યા સુધી શાળામાં ગોંધાઈ રહે. ઘેર આવે ને રમવા જાય તો માબાપને મન તે રખડવા જાય છે એટલે વાંચવાની સૂચના થાય. આમ તેના જીવનને કંઈ પણ શાંતિ મળે નહિ. બાળકને તંદુરસ્ત બનવા આપણે તેને જરાપણ સમય આપતા નથી. આ બાબત દાકતરી તપાસ કરતાં માબાપો કે વાલીઓ તેની વધારે સારી સંભાળ લઈ શકે. સામાન્ય તંદુરસ્તીનો પ્રથમ ઉપાય આપણે કરીએ ત્યારપછી આપણે કસરત ઉપર આવી શકીએ.

કસરતો બે પ્રકારની છેઃ ઘરની અને મયદાની. ઘરની કસરતમાં દરેક બાળકને માટે સારો નાનો ઓરડો જોઈએ. નાના હવાવાળા ઓરડામાં બાળક કસરત કરી શકે છે. તેથી શરીરને સામાન્ય દુરસ્ત બનાવી શકાય.

શારીરિક કસરતમાં આસનો, નેળિકર્મ વગેરે આવી શકે. આ રીતે શરીરને સુંદર ને દુરસ્ત બનાવી શકીએ. કોઈપણ મનુષ્યને બેડોળ થવું ગમતું નથી. વૃદ્ધને પણ આયનામાં મોં જોવાનું મન થાય છે. આપણામાં ભાગ્યેજ કોઈના મોં પર લાલી હોય છે. કોઈ પાતળા, અતિશય શુષ્ક, તો કોઈ સ્થૂલ હોય છે. આમ શા માટે ? આ જોતાં આપણને જણાશે કે શારીરિક કેળવણીની કેટલી અગત્ય છે. આપણે શારીરિક તાલીમ માટે જગ્યા, મેદાન કે સમયના બહાનાં કાઢીએ એ બધાંય ખોટાં છે. જો શ્વાસોચ્છ્વાસની ક્રિયા કસરતમાં બરાબર ચાલે નહિ તો તેથી શરીરને નુકસાન થાય છે. માટે હવાઉજાસવાળો ઓરડો ઉપયોગમાં લઈ શકાય; નહિ તો બહાર આંગણામા પણ કસરત થઈ શકે. હાથ, પગ, ડોકું, વગેરેની કસરત કરવાથી શરીર સુડોળ ને ઘાટીલું થઈ શકે છે.

શરીરના ગમે તે અંગોની કસરત માટે મયદાનની કસરતોમાં વિવિધતાઓ છે. મેદાનની કસરતોમાં યુરોપમાં વ્યક્તિગત અને સમૂહગત-કેટલીક વાર તો દસ દસ હજાર જેટલી મોટી સંખ્યામાં કસરતો કરાવવામાં આવે છે. તે બધાનાં શરીર સુંદર ને ઘાટીલાં હોય છે. એ રીતે તેમનો વ્યક્તિગત વિકાસ થાય છે, એક જાતનું સૈન્ય તૈયાર થાય છે, શિસ્તની તાલીમ પામે છે, અને હુકમનો અમલ કરતાં શીખે છે. તેમાં નથી જોઈતા પૈસા કે સાધન.

મયદાની કસરત મેદાનમાં થાય તો તેમાં જુથભાવના કેળવાય છે. દાખલા તરીકે, હો હો, હુ તુ તુ તુ વગેરે. આ રમતોથી બધામાં વ્યવસ્થાશક્તિ કેળવાય છે, મનુષ્ય થવાય છે. એ પ્રજા માટે પણ ઉત્તમ છે. આમાં સમગ્ર પ્રજા તરીકેની ભાવના કેળવાય છે.

આ ઉપરથી જણાશે કે આપણને મેદાનોની કેટલી જરૂર છે. અમદાવાદ જેવા શહેરમાં પણ મેદાન ગણ્યાંગાંઠયાં છે. અમદાવાદની પ્રજાકીય અને ખાનગી સંસ્થાઓએ તે વિચારવા જેવું છે. ઉગતી પ્રજાને કેળવણીની દૃષ્ટિએ અમદાવાદમાં મહાજનોની વાડીઓ વગેરેનો પણ આ માટે ઉપયોગ થાય તો તે ઇષ્ટ ગણાશે. રમતોના મેળાવડાઓ હંમેશાં થવા જોઇએ. અમદાવાદને તેમજ અન્ય ગામોને જુદી જુદી ઘણી વસ્તુઓની અગત્ય છે.

હાલમાં શાળાઓમા જે કસરતો શિખવાય છે કે અપાય છે તે કસરતની ખરી ગરજ સારતી નથી. તેમા પણ ગામડાંઓમાં શાળામાં કસરત જેવું કશુંજ નથી. મરણપ્રમાણ ઘટાડવાનો સરળ રસ્તો પણ કસરતજ છે. વળી વિદ્યાર્થીઅવસ્થામાં જે હવા, ઉજાસ મળવાં જોઈએ

તે નથી. શરીરનું ઘડતર ઘડવા માટે સારી હવાની પણ જરૂર છે. શાળામાં બાળકને પાંચ કલાક સુધી ભરાઈ રહેવું પડે છે. પુરતી હવા તેમને મળતી નથી. જીવનનું સાર્થક આમ બાંધી રાખવાથી નહિ થાય. કેટલાક કહે છે કે લેજીમ, લાઠી અને ભાલાની સમૂહગત કસરત આપીને તમે શું કરશો ? આ વિજ્ઞાનના યુગમાં તેનો શો અર્થ ? ક્યાં લડાઈ જાગવાની છે કે ભાલા વગેરે કામમાં આવે ? હવે ભાલાનું કંઈ કામ રહ્યું નથી, પરંતુ માણસો કેટલીક વાર પોતે ધારતાં હોય છે તે કરતાં વધારે નિર્બળ હોય છે. આફતને સમયે તેની બધી બહાદુરી જતી રહે છે. જ્યારે કસરતના શારીરિક પ્રયોગો તૈયાર કરવામાં આવ્યા હોય છે ત્યારે તે આફત સમયે કામમાં આવે છે. અણીના પ્રસંગે પોતાની જાતને તે તૈયાર કરે છે. મનુષ્યના જીવનમાં શૌર્યની ભાવનાઓ વણાઈ હોય તો તે જરૂર ઉપયોગી થાય.

તરવાની કસરત પણ તેટલીજ જરૂરી છે. તે વગર પૈસે થાય તેવી છે. ગામડાંનાં માણસો આપણે જોઈએ તો સ્ત્રી કે પુરુષ બધાંને તરતાં આવડે છે. આપણા શહેરની નદીનો તેમાં ઉપયોગ કરી શકીએ. જો કે આપણી નદી એટલી નાની છે કે તેમ થઈ શકતું નથી. તેમજ અહીં સ્નાનગૃહો પણ નથી. મોટાં શહેરોમાં સ્નાનગૃહોની જરૂર છે. જો આપણે હૃદયથી ઈચ્છીએ કે આપણે શરીરને તૈયાર કરવું છે તો તે સાધનો મેળવીએ અને કામ કરી શકીએ છીએ. ફક્ત તદ્‌વૃત્તિની અને કાર્યશક્તિની જરૂર છે. આપણા શરીરનું ઘડતર એવું થઈએ કે જેથી માનસિક અસર જીવન ઉપર થાય અને આપણે ઉપયોગી થઈએ તેમજ પ્રજાને આબાદ કરી શકીએ. આને માટે પ્રથમ નિશ્ચય કરવો.

**શ્રી. ભોગીલાલ કે. પટવાનું ભાષણ:—વ્યવહારિક દૃષ્ટિએ શાળામાં શારીરિક કેળવણી.**

શારીરિક કેળવણીનાં પ્રચલિત સ્વરૂપો. —

૧. અંગબળવર્ધક કસરતો—અખાડા કે કસરત શાળાઓમાં – ડબલ-બાર – સિંગલબાર, મલખમ, કુસ્તી – સ્નાયુઓ મોટા કરે માટે સ્નાયુવર્ધક.

૨. ઘરની અંદર એ કામ કરીને કરવાની – ગગદળ, ડંબેલ્સ વગેરે સાધનોથી અથવા દંડ, બેઠક વગેરે સેન્ડો, મેક્ફાડન, મુલર વગેરેની

પદ્ધતિ મુજબની સ્નાયુ ઉપર **માનસિક એકાગ્રતાની** અસર ઉપજાવનાર.

૩. પ્રવીણતાની અજમાયશ માટેની – ઉંચું – લાંબું કૂદવું, દોડ, દોરડાં ખેંચવાં વગેરે **મેળાવડા કે પ્રદર્શન માટેની.**

૪. વ્યવસ્થિત ટુકડીઓની હરિફાઈની – ક્રિકેટ, ફૂટબોલ, હોકી, ટેનિસ.

૫. દેશી રમતો – ચકભિલ્લુ, આટાપાટા, હુતુતુતુ, લંગડી.

૬. ડ્રિલ – શિસ્ત – વ્યવસ્થા માટે, તાલીમ માટે, નૃત્ય કરવા માટે, સ્કાઉટ કેળવણી માટેની અને આરોગ્ય વર્ધક.

આ બધાના ગુણ–દોષ તપાસતાં પહેલાં વ્યાવહારિક અને કાર્યસાધક દૃષ્ટિથી શાળામાં કેવા પ્રકારની શારિરીક કેળવણી આપી શકાય અને કેવા પ્રકારની બાળકોને ખાસ જરૂર છે તે ઉપર થોડોક વિચાર કરીશું.

સામાન્ય ખ્યાલ એવો છે કે શારીરિક કેળવણી એટલે શરીર કસાય, સ્નાયુઓ મોટા અને મજબૂત થાય, શરીર સુંદર દેખાય અને મનુષ્ય ઘણો **બળવાન** થાય. પણ બળવાન માણસ હંમેશાં **તંદુરસ્ત** હોય છે એ ખ્યાલ ખોટો છે. દુનિયાનો સૌથી બળવાન મનાતો માણસ સેન્ડો ૫૮ વર્ષની ઉંમરે મગજમાં લોહીની નસ તૂટવાથી ગુજરી ગયો. મોટાં વજન ઉપાડનાર ઉસ્તાદ ૩૮ વર્ષે ગુદાના દરદથી મૃત્યુ પામ્યો. મલ્લો પણ પેટના કે બીજાં દરદો માટે દવા લેતા હોય એવા દાખલા આપણે જાણીએ છીએ. મલ્લો અને કુસ્તીબાજનું આયુષ્ય સાધારણ મનુષ્યો કરતાં પણ ઓછું છે એમ મરણના આંકડા પરથી જણાઈ આવે છે. આ ઉપરથી સમજી શકાશે કે બળ અને તંદુરસ્તી હંમેશાં સાથે હોય એમ નથી.

એક ઘણીજ સુંદર મોટરકાર ઘણીજ મજબુત અને ૧૦૦ હોર્સ-પાવરની હોય, પણ થોડુંક ચાલતાં જો તેનું સાંચાકામ બગડી જાય તો તે મોટર આપણા ઉપયોગ માટે નકામી થાય છે; એટલે આપણો આદર્શ મલ્લો ઉત્પન્ન કરવાનો નહિ પણ માણસમાં સ્ફૂર્તિ રહે, તેને કામ કરવાની ઇચ્છા થાય, શરીરમાં ફેફસાં, હોજરી વગેરે પોતાનું કામ નિયમસર સારી રીતે કરે, લોહીનું ભ્રમણ અને શુદ્ધિ બરાબર થાય તેવા તંદુરસ્ત માણસો ઉત્પન્ન કરવાનો આપણો આદર્શ હોવો જોઈએ. વળી દેશના દરેકે દરેક બાળકને આપણે બળવાન બનાવી શકીએ નહિ, પણ પ્રયત્નથી તંદુરસ્ત તો જરૂર બનાવી શકીએ.

બાળકોની શારીરિક કેળવણીનો પ્રશ્ન આપણે કેળવણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્ર એ ત્રણે એકબીજા પર કેવી રીતે

અને કેટલી અસર કરે છે તે ધ્યાનમાં રાખીને ઉકેલવાનો છે. આરોગ્ય અને શરીરશાસ્ત્રના નિયમોને અનુસરીને તો શારીરિક કેળવણીનો હેતુ એવો હોવો જોઈએ કે તે **શરીરની મંડનક્રિયાને જેમ બને તેમ વધુ સંપૂર્ણ, ખંડનક્રિયાને વધુ ધીમી, અને જીવનને વધુ જુસ્સાદાર બનાવે અને મરણને જેમ બને તેમ વધુ દૂર લઈ જાય.** આને માટે એવાં સાધનોનો ઉપયોગ કરવો જોઈએ કે જે શરીરને સંપૂર્ણ દુરસ્ત હાલતમાં રાખે, શરીરના બંધારણને મજબુત બનાવે અને શરીરની રચનાને સુધારે. આટલા માટે **શારીરિક વિકાસ એટલે ફક્ત સ્નાયુઓની કેળવણીજ સમજવાની નથી.** પણ તેમાં તો શરીરની અંદરની જુદી જુદી રચનાત્મક ક્રિયાઓનું યોગ્ય પોષણ કરે તેવી અને જીવનને વિશ્રાન્તિજનક થઈ પડે તેવી હીલચાલોનો સમાવેશ થાય છે.

તંદુરસ્તીનું આવું ઉંચું ધોરણ આપણે સ્વીકારીએ તો પછી શારીરિક કેળવણીનો એવો ક્રમ આપણે શાળાને માટે પસંદ કરવો જોઈએ કે જેથી **દરેકે દરેક બાળકને** પોતાનાં જીવનનાં કર્તવ્યો જુસ્સાથી વિજય સહિત બજાવવા જેટલી બને તેટલી સંપૂર્ણ રીતે લાયક બનાવે, અને જે પ્રકારથી દરેક બાળકની શારીરિક શક્તિઓનો સંભાળપૂર્વક અને સર્વદેશીય વિકાસ થશે એવી આપણને ખાતરી રહે.

આટલા વિવેચન પછી સહજ સમજાશે કે સ્નાયુવર્ધક કસરતો આપણી શાળાઓ માટે ઘણી ઉપયોગી કે કાર્યસાધક થઈ પડે નહિ. કારણઃ-

(૧) **બધાં બાળકોને** આપવાની જોગવાઇ કરી શકાય નહિ. તેનો લાભ ફક્ત થોડાંજ લઈ શકે. આપણો હેતુ કોઈ પ્રદર્શન માટે, વાર્ષિક મેળાવડા માટે **થોડાક ચુંટી કાઢેલા** કસરતબાજોની ટુકડી તૈયાર કરવાનો નથી.

(૨) અમુક સ્નાયુઓને કેળવી મોટા બનાવી અમુક શક્તિઓ વધારવાનો આપણો હેતુ નથી. આપણે મોટા નહિ પણ તંદુરસ્ત અને મજબુત સ્નાયુઓ જોઈએ છે કે જે શરીરની ક્રિયાઓમાં મદદ કરે અને ઇચ્છાશક્તિના હુકમ મુજબ તત્કાળ કામ કરે એટલે મલ્લો, મોટર અટકાવનારા, છાતીપર પથરો ભાગનારા, ભારે વજન ઉપાડનારા કે સાંકળો તોડનારા પહેલવાનોની કેળવણી-ઘણુંખરું અહંભાવ વધારનારીની જરૂર નથી. પણ આપણે તો પાતળો, મોહક, સૌંદર્યવાન, તેજસ્વી આંખોવાળો ચપળ, ટટાર, સરલ હીલચાલવાળો, આનંદી, જુસ્સાદાર, ભાવનાશીલ,

પોતાની જાત ઉપર કાબુવાળો અને મગજના સ્ફુરણ પ્રમાણે તાત્કાલિક કામ કરનાર બનાવે તેવી કેળવણી આપવી છે.

(૩) આપણા ધ્યેય મુજબ **મગજ અને જ્ઞાનતંતુઓને** એવી રીતે કેળવવાં છે કે તેમના સ્નાયુઓ અને શરીરની દરેક હીલચાલ ઉપર સંપૂર્ણ કાબુ રહે.

સ્નાયુઓના બળ કરતાં **જ્ઞાનતંતુઓનું બળ અને મનની મજબુતી** ઉપર આપણે વધારે લક્ષ આપવાનું છે કે જેથી બુદ્ધિ, લાગણી અને ઇચ્છાશક્તિ વધુ જુસ્સાદાર બને. કસરતો, અખાડાની ઘણીખરી સ્વલક્ષી છે. પોતાની મેળે કામ કરવાનું હોવાથી આ હેતુ થોડેજ અંશે સધાય છે. એથી ઉલટું ડ્રિલમાં સામા માણસના હુકમ એકદમ સમજી જઈને મગજને ચપળતાથી જ્ઞાનતંતુઓ મારફતે તાત્કાલિક ઝડપથી કામ કરવાનું હોવાથી મગજ અને જ્ઞાનતંતુઓનો સ્નાયુઓ અને શરીરની હીલચાલો ઉપર કાબુ જામે છે. મગજ અને જ્ઞાનતંતુઓ કેળવાઈ મજબુત થાય છે. આમ સ્નાયુઓની કેળવણી ડ્રિલમાં પરલક્ષી બને છે.

આમ અખાડાની કસરતો આપણી શાળાઓના તંદુરસ્તીના આદર્શને અનુકૂળ થઈ પડે નહિ. આપણે તો વધુ મોટી સંખ્યા ને વધારેમાં વધારે લાભદાયક થાય એવી રીતે શારીરિક વિકાસ સાધવો છે.

આપણો હેતુ સાથે સાથે પ્રેરણા, વ્યવસ્થા, કલ્પના, જુસ્સો અને ભાવના પુરી પાડવાનો પણ છે. અખાડાની કસરતોની જરૂર છે પણ તે શાળાઓમાં નહિ શાળાઓનો આદર્શ અખાડાથી પુરો નહિ પડે. ક્રિકેટ વગેરેમાં પણ શાળાના દરેક વિદ્યાર્થી માટે ગોઠવણ થવી મુશ્કેલ છે. વળી તે બહુજ ખર્ચાળ થઈ પડે, માટે તે પણ આપણી ગણતરીમાંથી બાતલ કરીશું. પ્રવીણતા માટેની અજમાએશો પણ મેળાવડા, પ્રદર્શનો માટે રહેવા દઈશું. આ પ્રમાણે જોતાં શાળાઓ માટે દેશી બીનખર્ચાળ રમતો અને ડ્રિલ – ખાસ કરીને કૂચ કરવાની અને **આરોગ્ય વર્ધકજ** વધુ અનુકૂળ અને કાર્યસાધક થઈ પડશે.

તંદુરસ્તીને માટેની મુખ્ય જરૂર આગળ કહ્યું તેમ, શ્વાસોચ્છ્વાસની બરાબર ક્રિયાની, લોહીની શુદ્ધિ અને તેનું ભ્રમણ બરાબર થાય તેની અને **પાચનની યોગ્ય ક્રિયા છે.** તેટલા માટે કસરતની જરૂર હાથપગના સ્નાયુઓ કરતાં છાતી, પેટ અને આંતરડાંનાં સ્નાયુઓની ઘણીજ વધારે છે. પેટના સ્નાયુઓને આપણે ઓછીજ કસરત આપીએ છીએ. શરીરના

બીજા સ્નાયુઓને તો આપણી સાધારણ હીલચાલથી અને કામકાજથી જરૂરી કસરત મળી રહે છે, પણ પેટના સ્નાયુઓને તે મળતી નથી. દીર્ઘ શ્વાસ – ફેફસાંને સંપૂર્ણ રીતે વિસ્તારીને – લેવાની પણ તેટલીજ જરૂર છે.

યોગ્ય ખોરાક, અસરકારક વૈદક તપાસ અને આરોગ્યજનક પરિસ્થિતિથી સંપૂર્ણ તંદુરસ્તી જળવાઈ શકે એ માન્યતા ભૂલભરેલી છે. તે અભાને પૂર્તિરૂપ શરીરના વિકાસ માટે તેમજ તંદુરસ્તીને બાધક પરિસ્થિતિથી ઉપજતી કેટલીક શારીરિક ખોડોની સુધારણા અર્થે પણ આ કસરતો અનિવાર્ય છે. તેનો હેતુ આરોગ્ય સારૂં જળવાય અને સુધરે તે માટે શરીરના પોષણ ઉપર સામાન્ય અસર કરવા ઉપર વધુ લક્ષ આપવાનો છે. માટે શરીરના પોષણ ઉપર સામાન્ય અસર કરવા ઉપર વધુ લક્ષ આપવાનું છે. માટે હવે આપણે આરોગ્યવર્ધક ડ્રિલ ઉપર થોડુંક ધ્યાન રોકીશું.

સાધારણ રીતે ડ્રિલ તો દરેક શાળામાં શિખવાય છે, પણ તે આવા હેતુપૂર્વક ઘણીજ થોડી શિખવાય છે. ઘણીખરી ડ્રિલોમાં લશ્કરી ઢબનું અનુકરણ અથવા ચપળતા અને વ્યવસ્થાજ જોવામાં આવે છે. સ્કાઉટોની ડ્રિલમાં આનો કાંઈક અંશ નજરે પડે છે.

શરીરની જે હીલચાલો શરીરના આરોગ્યપોષણ અને મંડન માટે જરૂરની છે, પણ અમુક સંજોગોને લીધે થવી રહી જાય છે તેમની ખોટ પુરી પાડવા માટે ઉપર કહ્યું તેમ રમતો સાથે સાધન કે સાહિત્યો વગરની ડ્રિલ ઘણીજ વ્યાવહારિક થઈ પડે છે.

શારીરિક ડ્રિલ નીચેનાં કારણોસર જરૂરની છે.—

**(૧) શરીરના પોષણ માટે:**—પાચનક્રિયા તેમજ જુદાં જુદાં અંગોના પોષણની ક્રિયામાં મદદરૂપે.

**(૨) માનસિક કેળવણી માટે:**—નિયમિતતા, સહકાર, પ્રમાણિકપણું, આજ્ઞાધીનપણું, વિનય, મનપર કાબુ, ઉદારતા વગેરે ગુણો કેળવવા અને શરમાળપણું છોડાવવા માટે.

**(૩) સુધારક તરીકે:**—ખામીઓ અને ખોડો જે અનારોગ્યપરિસ્થિતિને લીધે ઉપસ્થિત થવા પામી હોય તે દૂર કરવા માટે.

**(૪) આરોગ્યવર્ધક તરીકે:**—સ્નાયુઓને કેળવવા માટે તેમજ ફેફસાંની ક્રિયા તથા લોહીના ભ્રમણ વગેરેને મદદરૂપે.

(૫) **આનંદ આપી તાજા બનાવનાર:—**ઉમંગ અને ઉત્સાહના પ્રેરક રૂપે.

તંદુરસ્તી માટે સૌથી પહેલાં તો ઉભા રહેવાની યોગ્ય ઢબની ખાસ અગત્ય છે. બરોબર ઉભા રહેવાની, બેસવાની અને ચાલવાની ટેવ પડે તો શારીરિક કેળવણીનું અરધું કામ તો થઈ ગયું કહેવાય. યોગ્ય ઢબથી ઉભા રહેવા, બેસવા કે ચાલવાથી હોજરી પર દબાણ થતું નથી કે પાચન ક્રિયાને ખલેલ થતી નથી. ડ્રિલની શરૂઆતમાં સાહેજ કૂચ કરાવવી કે જેથી બાળકોમાં ચપળતા અને ગરમી આવે અને લોહી ફરતું થાય. પછી તેમને થોડીક રમતો રમાડવી. પછી આરોગ્યવર્ધક ડ્રિલ આપવી.

કસરતો કુદરતી, જુસ્સાબંધ, તાલબંધ, ફાયદાકારક અને નિર્દોષ હોવી જોઈએ. દરેક હીલચાલમાં જાણે ઉંચા કૂદતા હોઈએ, ઉંચા વધતા હોઈએ ઉંચા ઉડતા હોઈએ એવો ખ્યાલ રહેવો જોઇએ. ઢીલા, ઉંચા-પ્રફુલ્લિત જુસ્સાબંધ, એ આ ડ્રિલની ખાસ ચાવીઓ છે. તેમાં હાથની, પગની, પેટની અને શ્વાસ લેવાની, એમ ચાર પ્રકારના દાવ પછી ' બને તેટલા દીર્ઘ શ્વાસ નાક વાટે લેવડાવવા.

આ જાતની ડ્રિલ જેને ( callisthenics ) કેલીસ્થેનીક્સ કહે છે તેની શરૂઆત પહેલાં જર્મની તથા સ્વીડનમાં થએલી. જર્મન પદ્ધતિમાં લશ્કરી તત્ત્વ અને સખ્તાઈ વધુ હોવાથી ઇંગ્લાંડમાં સ્વીડિશ પદ્ધતિનો સ્વીકાર થયો, અને ઇંગ્લાંડની બોર્ડ ઑફ એજ્યુકેશને તે ઉપરથી જોઇતા સુધારા વધારા કરીને અંગ્રેજી શાળાઓના ઉપયોગ માટે માર્ગદર્શક રૂપે "Syllabus of Physical Training for schools" એ પુસ્તક પ્રગટ કર્યું છે. આ પુસ્તક શારીરિક કેળવણીમાં રસ લેનાર દરેક જણે ખાસ વાંચવું જોઇએ અને દરેક શાળામાં તે હોવું જોઈએ.

અમેરિકામાં યુનાઈટેડ સ્ટેટ્સ આ બાબતમાં બહુજ આગળ વધી ગયું છે. ત્યાં તો શારીરિક કેળવણી માટે મોટી કોલેજો સ્થપાઈ છે. તેનો અભ્યાસક્રમ વિદ્યાપીઠોએ ઘડેલો છે. તે કોલેજોમાંથી પાસ થએલા ગ્રેજ્યુએટોને ખાસ શિક્ષક તરીકે તે પ્રમાણે તાલીમ મળે છે અને આવા તાલીમ પામેલા શિક્ષકોજ ત્યાંની શાળાઓમાં શારીરિક કેળવણી આપે છે.

અમેરિકામાં તો આ આરોગ્યવર્ધક ડ્રિલના સેંકડો ખાનગી વર્ગો દરેક ઉમરનાં સ્ત્રીપુરુષો માટે ચાલે છે. એક વર્ગમાં તો ૬૦ થી ૮૪ વરસની ઉમરનાં મનુષ્યો હતાં. કેટલાક વર્ગો ત્યાં રેડીઓ મારફતે ગામે ગામ ચાલે

છે. વર્ગશિક્ષક પોતાની સૂચનાઓ તથા હુકમો રેડીઓ મારફતે બ્રોડકાસ્ટ કરે છે, તે બધા શિષ્યો ઝીલે છે. સાથે ફોનોગ્રાફની થાળી સંગીત સાથે ચાલે છે-અને થાળીઓ પર ડ્રિલના હુકમો અને નંબરો ઉતારેલા હોય છે. દરેક શિષ્ય પાસે ચિત્રોની ચોપડી હોય છે તે તે જોતો જાય છે અને સૂચના મુજબ ક્રિયાઓ કરતો જાય છે.

રમત એ તો બાળશિક્ષણનો પાયો છે. બાળકો રમતદ્વારાજ શિક્ષણ મેળવે છે. રમત બાળકોનો પ્રાણ છે. દરેકે દરેક શિક્ષણશાસ્ત્રીએ રમતોદ્વારા શિક્ષણ આપવા માટે આગ્રહ કર્યો છે. રમતો બાળકો માટે સ્વાભાવિકજ છે. બાળકેળવણીમાં તો રમતને ખાસ સ્થાન છે. રમતના મેદાનમાં ચારિત્ર્ય ઘડાય છે તેટલું શાળાના ઓરડામાં ઘડાતું નથી. સ્વાર્થત્યાગ, સમભાવ, ચપળતા, પ્રમાણિકપણું, ઉચ્ચ નીચના ભેદનો અભાવ, સહાનુભૂતિ, વ્યવસ્થા વગેરે ગુણો રમતોથીજ કેળવાય છે.

દેશી રમતોમાં એવી રમતો પસંદ કરવી કે જેમાં બધાં છોકરાંઓ ભાગ લઈ શકે. રમતના દાવો કુદરતી ઉત્ક્રાન્તિવાદના સ્વાભાવિક પાયા ઉપર રચાએલા જોઈએ (દોડવું-કૂદવું-ફેંકવું, પગની ઠેસ મારવી, ચઢી જવું વગેરે). સમૂહરમતને માટે અત્રે મિ. વેબર આવેલા તેમણે એક મોટા બે ફુટના વ્યાસનો ફુલાવેલો બોલ હજારો છોકરાઓની બે ટુકડીઓ પાડી તેમને તે બોલ મોટા મેદાનમાં ઉંચે ઉડાવવા આપ્યો હતો. તે રમત ખાસ દાખલ કરવા યોગ્ય છે. મિ. વેબરે આરોગ્યવર્ધક ડ્રિલનું પ્રદર્શન અમદાવાદમાં પણ ૧૯૨૬માં કર્યું હતું.

સાધારણ રીતે પાંચ મિનિટ નૃત્ય, પંદર મિનિટ રમતો અને દસ મિનિટને આસરે ડ્રિલ આપવી ઠીક પડે.

ડ્રિલના દાવમાં તેમજ રમતમાં બાળકોને હંમેશાં સંપૂર્ણ આનંદ પડવો જોઈએ. સરળતાથી હીલચાલ થાય, ઉમંગ અને ઉત્સાહનો વધારો થાય અને બાળકો ઉંચાં જતાં વધતાં લાગે અને તેમની સ્થિતિસ્થાપકતા વધે ત્યારેજ આ ડ્રિલનો પુરેપુરો લાભ મળે.

આ બધો ક્રમ છોકરાઓ તથા છોકરીઓ બંનેને એકસરખોજ લાગુ પડે છે. પ્રાથમિક શાળાનાં બાળકોને તો દર ૧૫-૨૦ મિનિટે એકાદ મિનિટ ડ્રિલના ચાર ચાર દાવનો એક સટ કરાવાય તો ચપળ બાળકોની વધુ પડતી ઉત્સાહશક્તિને યોગ્ય માર્ગ મળે અને ઢીલાં આળસુ બાળકોમાં સ્ફૂર્તિ આવે. વળી માનસિક કામથી થાકેલા બાળકને આ ફેરફારથી

આરામ અને આનંદ મળે અને ફરીથી બાળકો વધારે માનસિક કામ કરવા તૈયાર થાય. આવો ૧૫થી૨૦ મિનિટનો શારીરિક વિકાસનો કાર્યક્રમ સહેલાઇથી આપણી શાળાઓમાં દાખલ થઈ શકે. આ સાધનો વગરનો ક્રમ આપણી શાળાઓ માટે ઉત્તમ છે, પણ જો સાહિત્યો વાપરવાંજ હોય તો લાકડી, ડમ્બેલ્સ લેજિમ અને મલખમ પસંદ કરવા યોગ્ય છે. સિંગલબાર સાધારણ ઠીક, પણ ડબલબાર તથા ભારે વજન ઉપાડવાની કસરતો પસંદ કરવા જેવી છે.

માધ્યમિક શાળાઓ અને કોલેજોમાં આવી નિયમિત રોજની કસરત ઉપરાંત બોટિંગ અને રાઇડિંગ કલબો સ્થાપવાની જરૂર છે. વળી રજાના દિવસોમાં સ્કાઉટ કેમ્પિંગ કરવું બહુજ ફાયદાકારક નીવડે. સ્કાઉટ ટ્રેનિંગના ફાયદા વિષે તો આ સ્થાને વધુ કહેવાની જરૂર નથી. છેવટે એકજ વસ્તુ આપના ધ્યાન ઉપર લાવવાની મને જરૂર લાગે છે અને તે આસનો. આપણાં યોગનાં આસનો દરેક શાળામાં દાખલ કરવાની જરૂર છે. તેનાથી થતા ફાયદા વિષે હવે તો શંકા છે જ નહિ, ડૉ. ગુણેએ એમ પણ બતાવ્યું છે કે જીવન પર અસર કરતી ગ્રંથીઓ ( Glands ) ઉપર આસનો ઘણી સારી અસર કરે છે. આ બાબત ઉપર ખાસ લક્ષ શારીરિક કેળવણીના હિમાયતીઓએ આપવું ઘટે છે.

બીજા દેશોમાં તો આ શારીરિક કેળવણીનો વિષય વિદ્વાનોએ બહુજ શાસ્ત્રીય રીતે ઉપાડી લીધો છે, અને તેનો લાભ તે તે દેશોમાં વિદ્યાર્થીઓને પુરેપુરો મળે છે. આપણા દેશમાં પણ હવે જાગ્રતિ આવી છે અને આશા છે કે આપણા દેશને અનુકૂળ શારીરિક કેળવણીનો શાળાઓ માટેનો ક્રમ યોજાશે અને આપણે પણ આપણાં બાળકોને થોડાક વર્ષોમાં સંપૂર્ણ તંદુરસ્તી ભોગવતા જોઈશું.

### ડૉ. માધવજી બી. મચ્છરનું ભાષણ. —

### વિદ્યાર્થીઓની દાક્તરી તપાસ અને શાળાનું આરોગ્ય

**નિરોગી શરીર અને જીવનસાફલ્ય.**—આદર્શ જીવન જીવવા માટે અને જીવનને સફળ કરવા માટે બીજાં અગત્યનાં સાધનોમાં સશક્ત અને નિરોગી શરીર એ મુખ્ય સાધન છે.

**બાલશરીરની ખામીઓ અને રોગોની વહેલી પરખ,**— શરીરમાં બાળપણથીજ કેટલીક ખામીઓ અને રોગો ઘર કરી જાય છે. આ ખામીઓ અને આ રોગોને નાની વિદ્યાર્થીવયમાંજ શોધી કાઢી

તેમને નાબુદ ન કરવામાં આવે તો શરીર કેળવવાનાં બીજાં સાધનો આ ખામીવાળો અને રોગગ્રસ્ત વિદ્યાર્થી માટે નિરર્થક નીવડશે. સુંદર શરીર, ચપળ બુદ્ધિ, અને ઉન્નત હૃદય એવો વિદ્યાર્થી પ્રાપ્ત નહિ થઈ શકે. દેશ કે સમાજને ઉપયોગી નાગરિક તરીકે તે કામ નહિ આપી શકે. મોટે ભાગે સમાજ ઉપર તે ભારરૂપજ રહેશે. આ ગુંચવણને દૂર કરવા-ઉકેલવા-વિદ્યાર્થીઓની દાકતરી તપાસ કરવાની પદ્ધતિ પશ્ચિમમાં દાખલ કરવામાં આવી છે, અને આપણે ત્યાં પણ તે પદ્ધતિ ધીમે ધીમે મોટાં શહેરોની શાળાઓમાં દાખલ થતી જાય છે.

**દાકતરી તપાસમાં પહેલાં પરખાતાં દરદો**.—આંખના દર્દોમાં ટુંકી નજર એ વિદ્યાર્થી વર્ગમાં મોટે ભાગે જોવામાં આવે છે.

ગળાના ચોળીઆ, ચેપી ગળું, નાકના મસા, ગળાના મસા, કાનના મસા, થોડી બેરાશ ઇત્યાદ દરદો જો વેળાસર પકડાઇ જાય છે તો બેરાશ ટાળી શકાય છે, નાકથી પુરી સ્વચ્છ હવા લઈ શકે તેવું થાય છે, અને ગળાના ચેપમાંથી શરીરમાં વ્યાપક બનતા બીજા ઘણા રોગો અટકાવી શકાય છે. ગળાની સાદી ગાંઠો તથા કંઠમાળની ગાંઠોને વહેલી પરખી કાઢી દવા કરવામાં આવે તો ક્ષય જેવા જીવલેણ દરદમાંથી બચી જવાય છે.

દાંતનો સડો એ હમણાં હમણાં બહુ સામાન્ય થતો જાય છે. નબળો બાંધો એ શરીરમાં ચુનાનું ઓછું તત્ત્વ હોવાની અચૂક નિશાની છે. ચુનો દવા તરીકે પચી જાય તેવી રીતે આપવામાં આવે તો છોકરાનું શરીર મજબુત અને ઉંચું થઇ આરોગ્યવાળું બનશે.

ઘણાં બાળકોને જન્મથી હૃદયનો રોગ હોય છે. આવાં બાળકો વધતાં નથી. જો તેની પરખ કરી યોગ્ય ઉપચારો કરવામાં આવે તો બાળક સશક્ત બની જીવનભાર સરળતાથી વહન કરી શકે તેવો થાય છે.

હમણાં હમણાં બાળકોમાં વધેલી બરોળ અને મેલેરીઆની ફિકાશ ઉપરાંત લોહીની ફિકાશનું દર્દ વધારે પ્રમાણમાં જણાય છે. અભ્યાસ કરવામાં આ બાળકો મંદ હોય છે અને તેમનામાં જીવનનો વેગ કે આનંદ નથી દેખાતો. દરદને પરખી યોગ્ય ઉપચારો કરવાથી, તે છોકરાઓ રાતામાતા તથા ઉદમાત કરતા થઈ જાય છે અને તેમનું આરોગ્ય માબાપ તેમજ શિક્ષકને આનંદ અને સંતોષનું કારણ બને છે.

આ પ્રમાણે દાકતરી તપાસથી અનેક દરદો વહેલાં પકડાઈ જાય છે અને તેના યોગ્ય ઉપાય કરવાનું બને છે. પરિણામે વિદ્યાર્થીઓમાં દરદ અને ખામીઓ દૂર થવાથી આરોગ્ય અને ઉલ્લાસ પ્રવર્તે છે.

**સરકારનો હિસ્સો.**—સરકારે સને ૧૯૨૧માં માધ્યામિક શાળાઓના વિદ્યાર્થીઓની દાકતરી તપાસ કરવાનું ખાતું ખોલ્યું હતું. આ ખાતાએ એક વરસ કામ કરી દેખાડી વિદ્યાર્થીઓ પ્રતિ પોતાની ફરજ લાક્ષણિક રીતે બતાવી હતી.

**મ્યુનિસિપાલિટિએ દાકતરી તપાસનું ઉપાડી લીધેલું કામ.**—આપણી અમદાવાદની મ્યુનિસિપાલિટિએ છેલ્લાં ૬ વરસથી વિદ્યાર્થીઓની દાકતરી તપાસનું કામ હાથ ધર્યું છે. બાળકોનાં દરદો અને ખામીઓ સંબંધી ઇલાજ કરવાની સૂચનાઓ વિદ્યાર્થીઓનાં માબાપને મોકલી આપવામાં આવે છે.

એક દાક્તર દર વર્ષે ૫૨૫૨ વિદ્યાર્થીઓને તપાસી શકે છે એવી માહીતી મને હાલના કામ કરતા દાક્તરો પાસેથી મળી છે. આ ઉપરથી આપણે સમજી શકીશું કે એક પુરુષ દાક્તર અને એક લેડી દાક્તર વધારે રોકવામાં આવે, તો ૧૬ હજારની પુરી સંખ્યા દર વર્ષે તપાસી શકાય.

**માધ્યમિક શાળાઓમાં દાકતરી તપાસ.**—શહેરની માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓની આ બાબતમાં શી હાલત છે તે પણ આપણે તપાસીશું. છોકરા અને છોડીઓની મળી બે સરકારી હાઇસ્કૂલો છે. આ ઉપરાંત ૧૫ થી ૧૭ ખાનગી માધ્યમિક શાળાઓ છે, અને હજુ વધતી જાય છે. અમદાવાદ વેપારીઓનું શહેર છે. તેમાં વિદ્યાના વેપારનો પણ ધીકતો ધંધો ચાલતો જણાય છે. તેથીજ હમણા હમણાં ખાનગી માધ્યમિક શાળાઓનો જાણે રાફડો ફાટયો છે. નિશાળો વધારે થાય એ વાત આદરને પાત્ર છે; પરંતુ કમાણીની દૃષ્ટિએજ ગમે તેની નિશાળો થાય અને તેમને ગમે તેમ ચલાવવામાં આવે એ વાત જરાયે ઇષ્ટ નથી.

આવી શાળાઓ અત્યારે રાષ્ટ્રના નાગરિકો, વીર સેનાનીઓ, રાજ્યદ્વારી પુરુષો, તત્ત્વચિંતકો, કવિઓ, દાક્તરો, ઇજિનેરો, વેપારીઓ, કલાકારો ઇત્યાદિ રાષ્ટ્ર આખાના જીવંત દેહને ઘડી રહી છે. શું તેમાં દુર્બળ શરીરના વિદ્યાર્થીઓ ચાલશે? રાષ્ટ્ર દેહમાં ગાબડું નહિ પડે? રાષ્ટ્રને ઘડવામાં કેળવણીકારોની જવાબદારી જેવી તેવી નથી. તે પવિત્ર છે અને મહાન છે. તેને લાયક બનાવવામાંજ ખરો ધર્મ સમાએલો છે.

**લોકલ બોર્ડની નિશાળોના વિદ્યાર્થીઓનું શું?**—લોકલ બોર્ડની નિશાળોમાં ૩૫૦૦૦ જેટલી મોટી સંખ્યાનાં બાળકો ભણે છે. આ વિદ્યાર્થીઓ માટે દાકતરી તપાસ જેવું સાધન જ નથી. આ કેટલી ખેદની

વાત ? આનો અર્થ એ કે આપણાં શહેરો બધી વાતમાં અગ્રસ્થાન ભોગવે અને કાયદો ઉઠાવે; ત્યારે ગામડાંના લોકો આપણને અન્ન વસ્ત્ર અને જીવનનાં સાધનો આપે છતાં તેમને જીવન જીવવાની અગત્યની વસ્તુઓ પણ આપણે ન આપીએ! આપણને સારા રસ્તા જોઈએ, વિજળી જોઈએ, મોટરબસો જોઈએ, નિશાળોનાં આલ્હાદક મકાનો જોઈએ, બધા પ્રકારની કેળવણીનાં સાધનો જોઈએ; ત્યારે ગ્રામ્ય પ્રજાને પુરૂં આરોગ્યનું કે દવાદારૂનું પણ સાધન નહિ અને ભાગ્યુંતૂટ્યું લખવાનું સાધન મળે. તેમાં વળી દાક્તરી તપાસ જેવું તો હોય જ ક્યાંથી ? દાક્તરી તપાસ અને આરોગ્યની બાબતમાં જો લોકલ બોર્ડના ચાલકો પોતાનો ધર્મ સમજી વેળાસર અગત્યનો સુધારો નહિ કરે તો તેમની નિશાળોની પ્રવૃત્તિ અને પૈસા વ્યર્થજ જશે.

**આપણા વિદ્યાર્થીઓનું ઓછું વજન**.—આપણા વિદ્યાર્થીઓનાં વજન, ઉંમર અને ઉંચાઈના પ્રમાણમાં આપણા આરોગ્યના ધોરણ પ્રમાણે પણ મોટા ભાગના વિદ્યાર્થીઓમાં આસરે ૧૫ ટકા જેટલું ઓછું હોય છે. વજન ઓછું હોવાનાં કારણો, નબળો બાંધો, અને શરીરનો અટકી જતો વિકાસ એ બે છે. મને લાગે છે કે આપણા વિદ્યાર્થીઓ ગમે તે કારણથી પુરતા પ્રમાણમાં દૂધ લઈ શકતા નથી. આ મહત્ત્વનો પ્રશ્ન છે અને મ્યુનિસિપાલિટિએ આ બાબતની તપાસ કરી ઘટતું કરવું જોઈએ. પશ્ચિમના દેશોમાં તો નિશાળમાં રજા પડે ત્યારે દૂધ કે ખાણું મફત ઘણી નિશાળોના વિદ્યાર્થીઓને પુરૂં પાડવાના પ્રબંધો થએલા છે. તેનાં પરિણામો અતિ સુંદર આવ્યાં છે. અહીં આપણા શહેરમાં પણ નિશાળના વિદ્યાર્થીઓને મફત દૂધ આપવાનો પ્રબંધ કરવાના પ્રયાસો કેટલાક ઉદાર શહેરીઓ કરી રહ્યા છે, એમ મારી જાણમાં આવ્યું છે. આ પણ એક સુભાગ્યની વાત છે.

**દાકતરી તપાસ ઉપરાંત આરોગ્યનાં બીજાં કાર્યો દાક્તરોએ કરવાં જોઈએ**.—મ્યુનિસિપાલિટિના તેમજ બીજી શાળાઓના દાક્તરો તપાસનું સુંદર કામ કરી રહ્યા છે તેમને આપણે ધન્યવાદ આપીશું. પરંતુ શરીરની દાકતરી તપાસ ઉપરાંત વિદ્યાર્થીઓની તંદુરસ્તીને હાનિ કરનારી બીજી પરિસ્થિતિઓ અને સંજોગોને, તેઓ પોતાની ફરજ સમજી તપાસે એવી મારી વિનતિ છે.

**શિક્ષકોનાં શરીર પણ તપાસો**.—વિદ્યાર્થીઓ અને શાળાના આરોગ્ય સાથે સંબંધ ધરાવતી બીજી બાબતોનો ઉલ્લેખ કર્યા પહેલાં એક

અગત્યની બાબત તરફ તેમનું લક્ષ દોરવાનું મને યોગ્ય લાગે છે. વિદ્યાર્થી-ઓની શરીરની તપાસ કરવા ઉપરાંત વિદ્યાર્થીઓના શિક્ષકોનાં શરીરની પણ તપાસ તેમણે જરૂર કરવી જોઈએ. તેમનું કામ કરવાની શક્તિ કે અશક્તિની દૃષ્ટિએ નહિ, પરંતુ તેઓ ચેપી રોગથી પીડાતા હોય તો તેનો ચેપ વિદ્યાર્થીઓને ન લાગે તેને માટે.

**હવા અને અજવાળું**—હવા પ્રાણપોષક છે, છતાં શહેરમાં આપણે આપણી ગંદી આદતોથી, કારખાનાં ઇત્યાદિથી તેને મલિન અને પ્રાણશોષક કરી મૂકીએ છીએ. આવી હવામાંજ આપણી નિશાળોનાં મકાનો આવેલાં છે. જુનાં ભાડાનાં મકાનો તો ઘણાંખરાં હવાઅજવાળાને માટે નિશાળોના ઉપયોગમાં ન લેવાં જોઈએ તેવાંજ હોય છે. મ્યુનિસિપાલિટિની જાણની બહાર આ વાત હોતી નથી, છતાં ઘણી વખત આવાં ખરાબ મકાનોમાં પણ શિક્ષકો વધારે સંભાળ રાખે તો આસપાસની ગંદકી અને ખરાબ હવા ઓછી કરી શકે. વળી થોડા સુધારાવધારાથી મકાનોમાં જોઈતું અજવાળું પણ લાવી શકાય. પાટીઆં ઇત્યાદિ વાંચવાનાં સાધનો અજવાળું પડે તેવી જગ્યાએ ગોઠવાય એવી ગોઠવણ શિક્ષકો પોતેજ કરી શકે.

**ઘોંઘાટભર્યો અવાજ:**—આ અવાજ તન્દુરસ્તીને નુકસાનકારક તત્ત્વ છે. વૈદ્યકશાસ્ત્ર હવે અવાજના નુકસાનકારક પરિણામો ઉપર બહુ ભાર મૂકી તેને બને ત્યાંથી દૂર કરાવે છે; પરંતુ આપણા શહેરમાં તો મોટર, ખટારા, બેન્ડવાજાં, સીગરામગાડી વગેરેના ભેરી નાદથી એટલા બધા આપણે ટેવાઈ ગયા છીએ કે અવાજથી થતા નુકસાન તરફ આપણે તદ્દન બેદરકાર રહીએ છીએ.

[ ૧૨ ]

પ્રાથમિક શાળાઓમાં રસ્તાના ટ્રાફિક ઉપરાંત વિદ્યાર્થીઓ ભણવામાં અને માસ્તરો શીખવાડવામાં પણ બહુજ ઘોંઘાટ અને અવાજ કરે છે. યોગ્ય અધિકારીઓ આમાં જોઈ તો સુધારો સહેલાઈથી કરી શકે.

**પાણી અને તે પીવાની પદ્ધતિ:**—પાણીનો ઉપયોગ સ્વચ્છ રીતે કરવામાં આવે તો તે શરીરને પોષક છે; પરંતુ જો તેને ચોકખાઈથી ન લેવામાં આવે તો અનેક ચેપીરોગો તે વાટે શરીરમાં દાખલ થાય છે. પ્યાલાથી પાણી પાવાની પદ્ધતિ પણ રોગો ફેલાવવામાં બહુ કારણભૂત બને છે. પાણી પીધેલા પ્યાલા કદી એવા સાફ નથી કરવામાં આવતા કે

જેથી પ્રથમના પીનારના મોંનો ચેપ પ્યાલામાંથી દૂર થાય. ગળાનો સોજો, ઉંટાટીઉં, શરૂમાં થતો ટાઈફોઇડ તાવ ઇત્યાદિ ચેપી દરદો આ પ્યાલાથી ફેલાવાનો ઘણો સંભવ છે. વળી પ્યાલા પાટીઆ ઉપર ઉંધા રાખવામાં આવે છે તેથી પાટીઆની થોડીઘણી રજ પણ પ્યાલાના કાંઠે ચોંટે છે. આ અસ્વચ્છતા પણ ચલાવી લેવા જેવી નથી. મને તો ડહાપણનું કામ એ જણાય છે કે પ્યાલાથી પાણી પાવાની પદ્ધતિજ કાઢી નાખવી જોઈએ અને તેને બદલે આપણી જૂની ઢબ પ્રમાણે લોટાવતી પાણી રેડી ખોબાવતી પીવું. આ પદ્ધતિને ફાઉન્ટન પદ્ધતિ કહે છે. આ પદ્ધતિ બીનખર્ચાળ અને આરોગ્યરક્ષક છે. વિદ્યાર્થીઓમાં પાણીથી ફેલાતાં દર્દોને અટકાવવાનો આ અમોઘ ઉપાય છે.

[ ૧૩ ]

**ખોરાક:**—ખોરાકની બાબતમાં નિશાળોમાં વેચાતી ખાદ્ય વસ્તુઓ, ફળો ઇત્યાદિ ઉપર પુરતી તકેદારી રખાવી જોઈએ; નહિ તો અજ્ઞાન અને ગરીબ પણ સ્વાર્થી લારીવાળા ગમે તેવું સડેલું, બગડેલું, ખોરૂં લાવી વિદ્યાર્થીને આપી તેમની તબિયત બગાડે છે.

**પોષાક અને સ્વચ્છતા:**—પોષાક અને સ્વચ્છતાની બાબતો સાથે સાથેજ સંકળાએલી છે. ઘણી નિશાળોમાં માસ્તરો પણ મેલાં કપડાં પહેરીને આવે છે. આની અસર વિદ્યાર્થીઓ ઉપર બહુ ખરાબ થાય છે. મેલાં કપડાં પહેરી ભણાવતા માસ્તરો સ્વચ્છતાનો બોધ વિદ્યાર્થીઓને કઈ રીતે આપી શકે? વિદ્યાર્થીઓ પણ સ્વચ્છ અને સુઘડ પોષાકમાં આવે તેની તપાસ શિક્ષક તથા દાક્તર બંને રાખે એ ઇચ્છવાજોગ છે.

ઉપસંહાર—આ પ્રમાણે દાક્તરો તેમજ શિક્ષકોને એમ લાગશે કે તેમના નિર્ણિત કામ ઉપરાંત બીજું ઘણું કામ તેમને કરવાનું કહેવામાં આવે છે; પરંતુ દાક્તરોએ વિદ્યાર્થીના શરીર તપાસવાનું અને શિક્ષકોએ તેમના મનને કેળવવાનું ખરૂં કામ કર્યું ત્યારેજ ગણાય કે જ્યારે વિદ્યાર્થીઓના દુરસ્ત શરીરમાં કેળવણીથી સુંદર અને સંસ્કારી બનેલું મન વસતું તેઓ કરે. નોકરી, પગાર કે મહેનતાણાની ખાતર કરવાને બદલે તે મહેનતાણું લીધા છતાં તેમાં સેવાભાવ રાખવામાં આવે તો દાક્તર તેમજ શિક્ષકો વિદ્યાર્થીઓને રાષ્ટ્રના સાચા નાગરિકો બનાવી શકે.

આ વિષય ઉપર ચર્ચા ચલાવતાં **શ્રી. હરરાય અમુલખરાય દેસાઈ**એ જણાવ્યું કે આપણાં પોતાનાં ચોકરાંઓની માલીકી બાળકોની થાય

તોજ બાળકો ખરેખરાં સુખી થાય. દાકતરો શાળાની તપાસ કરે એ સાથે સારી વ્યવહારૂ કસરતો સૂચવે તો ઠીક થઈ પડે. શાળામાં બેસવાની સ્થિતિ, પાટીઓની જગ્યા વગેરે વિષે સૂચનાઓ કરે તો તે ઉપયોગી થાય. નિશાળોમાં પાટીઓ સાફ કરવાની રીત એવી છે કે તે શ્વાસ અને નાકના ઘણા રોગો માટે જવાબદાર છે.

ત્યારબાદ **શ્રી. ચુનીલાલ કાળીદાસ દવે**એ જણાવ્યું કે માબાપોની પોતાનાં બાળકો પ્રત્યેની બેદરકારીને લીધે તેમનાં બાળકો નિસ્તેજ ને નિષ્પ્રાણ દેખાય છે. ગામડાંઓની શાળામાં તો આ સ્થિતિ અતિશય પ્રમાણમાં જોવામાં આવે છે. માટે શાળામાં પ્રથમ બાળકોને શૌર્યગીતો મારફત ગર્વયુક્ત કરવા જોઈએ. શૌર્યગીતોને શારીરિક તાલીમનું પ્રથમ અંગ ગણવું જોઈએ. શૌર્યગીતોદ્વારા શારીરિક તાલીમ માટે ઘણું કાર્ય થઈ શકશે.

**પ્રમુખનો ઉપસંહારઃ**—પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે પ્રથમ કઈ કઈ પદ્ધતિઓ દુનીઆમાં ચાલુ છે તે વિચારીને પછી ગુણદોષની તારવણી કરીશું.

હાલમાં ચાર પાંચ પદ્ધતિઓ વિશેષ પ્રમાણમાં ચાલુ છેઃ (૧) સ્વિડિશ પદ્ધતિ. આનો આશય એ હતો કે અહીંના યુવાનો સબળ ને સુદૃઢ થાય. એ ભાવનાથી તે રચાઈ હતી. તેના ચાર વિભાગ છેઃ શાળાની, યુદ્ધવિષયક, રોગ મટાડવાની અને આરોગ્યવર્ધક.

(૧) શાળામાં તેનો સિદ્ધાંત એ છે કે શરીરનાં વિવિધ અંગોને કસરત મળે. તે સિવાય ઉભા રહેવાની સ્થિતિ સુંદર રહે. તે ઉપરાંત તે વ્યાયામ હુકમથી કરાવાય છે. આથી શરીર યોગ્યતાપૂર્વક કેળવાય છે.

(૨) જર્મન પદ્ધતિઃ—પૅરેલલ બાર્સ, રોમન રિંગ. આખી પદ્ધતિનું કેન્દ્ર તેવી કસરતો છે. તે સિવાય તેમાં મેદાનની રમતો અને નાચનો સમાવેશ થાય છે. તેનો મોટામાં મોટો ફાળો યુવાનો ભેગા મળે, કૂચ કરતા જંગલમાં જાય, રમતો રમે એ છે. ઝેકોસ્લોવેકિઆમાં તે પદ્ધતિ જર્મન કરતાં પણ વધારે પ્રચલિત છે. ૨૦ થી ૬૦ હજાર યુવાનો તેમાં એક સાથે ભાગ લે છે.

(૩) જાપાનઃ—જુજુત્સુ. ચપળતાથી હરીફના સાંધા એવા પકડવા કે તે શિથિલ થઈ જાય. તેમાં સાંધાનો અભ્યાસ ખૂબ કરવો પડે છે.

આપણી વ્યાયામપદ્ધતિનું કેન્દ્ર કુસ્તી છે. તે સિવાય દંડ, બેઠક, મલખમ વગેરે છે. દંડથી છાતી ને ભુજાઓ મજબુત થાય છે. મલખમ

પેટના સ્નાયુઓને ખૂબ કેળવે છે. ચારેય કસરતો જો રીતસર કરવામાં આવે તો સ્ફૂર્તિ આવે છે તેમજ બચાવ કરવાની શક્તિ આવે છે. દુનીઆની બીજી પદ્ધતિથી થએલા મલ્લો આ પદ્ધતિના મલ્લોને પહોંચી શકયા નથી.

હિંદના વીરોની વીરતા મરાઠાં ને શીખોએ જાળવી છે. તે વ્યાયામને આભારી છે. આપણી વ્યાયામની જોડે મેદાનની કસરતો જોડવામાં આવે તો ઘણી પ્રગતિ થાય. પશ્ચિમની મહોર છાપ મળે તેજ ઉત્તમ એ માન્યતા હવે જવી જોઈએ. નિર્માલ્ય પ્રજા બીજા દેશો સમક્ષ ઉભી નહિ રહી શકે. તેણે બળવાન થવુંજ જોઇએ. પ્રજા તાલબદ્ધ થાય, શારીરિક નિર્બળતાથી મુકત થાય એમ થવુંજ જોઈએ. અમદાવાદ શહેર ધારે તો એક મંડળ ઉભું કરીને વ્યાયામનો પ્રચાર કરી શકે. કેવળ વ્યાખ્યાન કે ચોપડીથી વ્યાયામ તરફ રસ ઉત્પન્ન ન થાય. આ ઉપરાંત અન્ય દેશોની કસરતો અને નિજ અનુભવની કસરતો વિષે ઘણુંજ ઉંચા પ્રકારનું ને વિદ્વત્તાપૂર્વકનું ભાષણ વકતાએ કરી સભાનો આભાર માની ભાષણ ખતમ કર્યું હતું.

---

# પુરુષો માટેની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓનો નવો અભ્યાસક્રમ

## પહેલું વર્ષ

### ૧. શિક્ષણશાસ્ત્ર.—

(અ) શિક્ષણશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો અને બાળમાનસના વિકાસ અને વૃદ્ધિનો ક્રમ અને તેના નિયમો.

વિષયો:—બાળમાનસનો અભ્યાસ, બાળકોનાં ખાસ લક્ષણ, બાળમાનસના વિકાસનાં પગથીઆં, જિજ્ઞાસા, રચનાકાર્ય, રમત, માલીકીની ભાવના, શાળાની પ્રવૃત્તિના કેન્દ્રરૂપે બાળક, શિસ્ત, પાઠ માટેની તૈયારી, પાઠની નોંધો, પ્રશ્નો અને ઉત્તર, કા. પા. ઉપરનું કામ, વિવરણ અને સ્પષ્ટીકરણ, ઉપયોગી શિક્ષણની યોજનાઓ, વાર્તા કહેવી, પ્રાથમિક શિક્ષણનો ઉદ્દેશ.

(બ) પ્રાથમિક શાળાના ત્રણ વર્ગો—એટલે કે બાળવર્ગ, ધો. ૧ અને ૨, ને શીખવવાની પદ્ધતિઓ અને વ્યવસ્થા.

(ક) બાલોદ્યાનપદ્ધતિ, મોંટેસોરીપદ્ધતિ, યોજનાપદ્ધતિ (હેતુપદ્ધતિ) ખેલપદ્ધતિ.

તોજ બાળકો ખરેખરાં સુખી થાય. દાક્તરો શાળાની તપાસ કરે એ સાથે સારી વ્યવહારૂ કસરતો સૂચવે તો ઠીક થઈ પડે. શાળામાં બેસવાની સ્થિતિ, પાટીઓની જગ્યા વગેરે વિષે સૂચનાઓ કરે તો તે ઉપયોગી થાય. નિશાળોમાં પાટીઓ સાફ કરવાની રીત એવી છે કે તે શ્વાસ અને નાકના ઘણા રોગો માટે જવાબદાર છે.

ત્યારબાદ **શ્રી. ચુનીલાલ કાળીદાસ** દવેએ જણાવ્યું કે માબાપોની પોતાનાં બાળકો પ્રત્યેની બેદરકારીને લીધે તેમનાં બાળકો નિસ્તેજ ને નિષ્પ્રાણ દેખાય છે. ગામડાંઓની શાળામાં તો આ સ્થિતિ અતિશય પ્રમાણમાં જોવામાં આવે છે. માટે શાળામાં પ્રથમ બાળકોને શૌર્યગીતો મારફત ગર્વયુક્ત કરવાં જોઈએ. શૌર્યગીતોને શારીરિક તાલીમનું પ્રથમ અંગ ગણવું જોઈએ. શૌર્યગીતોદ્વારા શારીરિક તાલીમ માટે ઘણું કાર્ય થઈ શકશે.

**પ્રમુખનો ઉપસંહારઃ**—પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે પ્રથમ કઈ કઈ પદ્ધતિઓ દુનીઆમાં ચાલુ છે તે વિચારીને પછી ગુણદોષની તારવણી કરીશું.

હાલમાં ચાર પાંચ પદ્ધતિઓ વિશેષ પ્રમાણમાં ચાલુ છેઃ (૧) સ્વિડિશ પદ્ધતિ. આનો આશય એ હતો કે અહીંના યુવાનો સબળ ને સુદૃઢ થાય. એ ભાવનાથી તે રચાઈ હતી. તેના ચાર વિભાગ છેઃ શાળાની, યુદ્ધવિષયક, રોગ મટાડવાની અને આરોગ્યવર્ધક.

(૧) શાળામાં તેનો સિદ્ધાંત એ છે કે શરીરનાં વિવિધ અંગોને કસરત મળે. તે સિવાય ઉભા રહેવાની સ્થિતિ સુંદર રહે. તે ઉપરાંત તે વ્યાયામ હુકમથી કરાવાય છે. આથી શરીર યોગ્યતાપૂર્વક કેળવાય છે.

(૨) જર્મન પદ્ધતિઃ—પેરેલલ બાર્સ, રોમન રિંગ. આખી પદ્ધતિનું કેન્દ્ર તેવી કસરતો છે. તે સિવાય તેમાં મેદાનની રમતો અને નાચનો સમાવેશ થાય છે. તેનો મોટામાં મોટો ફાળો યુવાનો ભેગા મળે, કૂચ કરતા જંગલમાં જાય, રમતો રમે એ છે. ઝેકોસ્લોવેકિઆમાં તે પદ્ધતિ જર્મન કરતાં પણ વધારે પ્રચલિત છે. ૨૦ થી ૬૦ હજાર યુવાનો તેમાં એક સાથે ભાગ લે છે.

(૩) જાપાનઃ—જુજુત્સુ. ચપળતાથી હરીફના સાંધા એવા પકડવા કે તે શિથિલ થઈ જાય. તેમાં સાંધાનો અભ્યાસ ખૂબ કરવો પડે છે.

આપણી વ્યાયામપદ્ધતિનું કેન્દ્ર કુસ્તી છે. તે સિવાય દંડ, બેઠક, મલખમ વગેરે છે. દંડથી છાતી ને ભુજાઓ મજબુત થાય છે. મલખમ

(ब) (૧) સેવિંગ્ઝ બેંકના વ્યાજની ગણતરી;
(૨) જોઇન્ટ સ્ટોક કંપનિના પ્રાથમિક ખ્યાલ; શેર, ડિવિડંડ, વગેરે.
(૩) લોનનો અભ્યાસ (વૉર લોન, વગેરે), કેશ સર્ટિફિકેટ;
(૪) માપકરણ, (આકૃતિ સાથે)-ત્રિકોણ, ચતુષ્કોણ, સમાંતર બાજુ ચતુષ્કોણ, સમલંબ ચતુષ્કોણ, વર્તુળનાં ક્ષેત્રફળ અને નળા, શંકુ, શંકુ-વિભાગનાં પૃષ્ઠફળ;
(૫) ગણિતશ્રેણી;
(૬) સૂત્ર બનાવવાં;—સૂત્રનો વિષય ફેરવવો; કીમત કાઢવી (અંકગણિતની રીતોમાં).

૨. **દેશીનામું:**—પાંચમા ધોરણ માટેનો નામાનો વિગતવાર ઉંડો અભ્યાસ—(ખાતાનું જ્ઞાન, સાદો હિસાબ રાખવો, ઘરના હિસાબને લગતી ખતવણી-ફક્ત રોકડ રકમોની નોંધ)

૩. ભૂમિતિ—(अ) (૧) લંબાઈ માપવી.
(૨) ખુણા માપવા: આપેલો ખુણો દુભાગવો, આપેલો ખુણો બનાવવો.
(૩) ઉપર ब. (૪)માં દર્શાવ્યા પ્રમાણે ક્ષેત્રફળ માપવું.

(ब) ક્ષેત્રકામ:-(૧) રોપેલા સ્તંભની આસપાસ દિશા માપવી.
(૨) દિશા અને અંતરવડે સ્થાન નક્કી કરવું.
(૩) સ્કેલ માપથી પ્લાન દોરવા (ઉપરની રીતે).

(क) બિંદુ આગળના ખુણાનાં પ્રમેયો (સમાંતર બાજુ સિવાયના), ત્રિકોણના ધર્મો.

### ૪. હિંદુસ્તાનનો ઇતિહાસ.—

**૧. મુસલમાનોની શરૂઆતની સ્વારીઓ.—**

| | |
|---|---|
| अ. મહમદ કાસીમ, સમય. | अ. કાસીમની સવારી નીચે સિંધ ઉપર અરબોનું આક્રમણ |
| ब. મહમદ ગઝની, સમય. | ब. મહમદ ગઝની |
| क. મહમદ ઘોરી, સમય. | क. મહમદ ઘોરીના આક્રમણો |
| | ड. હિંદુ પરાજયનાં કારણો |
| | इ. અસર |

२. દિલ્હીના સુલતાનો-१२००-१५२६.—

નામાંકિત પુરુષો.—

१. કુતુબુદ્દીન
२. મહમદ બખતિઆર-બંગાળાનો જીતનાર
३. અલ્તમશ
४. મહમદ તઘલખ
५. ફિરોઝ તઘલખ
६. કવિ અમીર ખુશરૂ
७. રામાનંદ-ભક્તિસંપ્રદાયનો સ્થાપક
८. કબીર, નાનક-હિંદુ-મુસલમાન ધર્મના ઐક્યભાવનો પ્રયત્ન

३. સ્થાનિક સ્વતંત્ર રાજ્યો.—

१. જુવાનપુરના શરકી રાજાઓ
२. માળવા-સુલતાન હોશંગ
३. ગુજરાતઃ અહમદશાહ, મહમદ બેગડો અને બહાદુરશાહ
४. ખાનદેશનું ફારકી રાજ્ય
५. બ્રાહ્મણી રાજ્ય અને તેનાં શાખારાજ્યો.—

વિજાપુર, ગોલકોંડા, અહમદનગર, બીદર, બિરાર

६. વિજયનગરનું રાજ્ય

४. સોળમું સૈકું-અર્વાચીન યુગની શરૂઆત.—

१. બાબરના આક્રમણે હિંદને એકત્ર બનાવનાર સત્તા સ્થાપી.
२. વાસ્કો ડી ગામાનું આવવું-બાબર પહેલાં १६ વર્ષ
३. અમેરિકાની શોધ

५. બાબર અને હુમાયું.—

अ. બાબર   ब. હુમાયું

६. મહાન અકબર.— હિંદનું ઐક્ય

નામાંકિત પુરુષો.—

ટોડરમલ, અબુલ ફઝલ, ફૈઝી, માનસીંગ, ખાન-ઇ-ખાનાન, રાણા પ્રતાપ, ચાંદબીબી.

७. જહાંગીર અને શાહજહાં
८. ઔરંગઝેબ
९. મોગલ સામ્રાજ્યની પડતી
१०. મોગલ રાજ્યનું સિંહાવલોકન
११. શિવાજી પહેલાનું મહારાષ્ટ્ર
१२. શિવાજી

૧૩. શાહુ અને પેશ્વા બાજીરાવ ૧ લો
૧૪. નાના સાહેબ પેશ્વા ૧૭૪૦-૧૭૬૧
૧૫. માધવરાવ
૧૬. મરાઠાની પડતી ૧૭૭૨-૧૮૧૮

## ૫. ભૂગોળ.—

**૧. સામાન્ય ભૂગોળ:—**

**પ્રાસ્તાવિક.**—"આબોહવા"ના સિદ્ધાંતો અને "આબોહવા" નો અર્થ. જુદી જુદી જાતની આબોહવાનાં કારણો.

(૧) કૃતિઓ. આબોહવાને લગતી વિગતો, આંકડા વગેરે પરથી જગ્યાઓનું સ્થાન નક્કી કરવું; જગ્યાઓ વિષેની માહીતી પરથી આબોહવાનો નિર્ણય, અર્થાત્ નકશામાં દર્શાવેલા સ્થાન પરથી તે જગ્યાની હકીકત વર્ણવવી;

(૨) વાતાવરણના ઉષ્ણતામાન, હવાનું દબાણ અને વરસાદની નોંધ. દૈનિક હવામાનના નકશા તૈયાર કરવા.

(૩) મહીનામાં એક વખત બજારમાં મળતાં શાકભાજી, ફળાદિની ઋતુ અનુસાર નોંધ.

**૨. (અ) હિંદના કુદરતી વિભાગોનો અભ્યાસ, (બ) અને (અ) માં નિશ્ચિત થએલાં પરિણામોને આધારે એશિઆના પ્રાકૃતિક પ્રદેશોનો સાધારણ અભ્યાસ.**

(૧) કુદરતી વિભાગો;

(૨) તેની આબોહવા અને જમીનની જાત, સમુદ્રની સપાટીથી ઉંચાઈ અને નદીઓ, અને સ્થાન (અર્થાત્ અક્ષાંશ ને સમુદ્રથી અંતર);

(૩) પેદાશ ( ખનીજ, પેદાસ સાથે );

(૪) લોકો-( ધંધાઓ—ગ્રામ્ય અને શહેરી; શહેરો—ઉત્પત્તિ અને વિકાસ; અને સ્વભાવ; એટલે કે ધંધા અને પ્રદેશને લઈને થતું શરીર બંધારણ, રંગ અને તેમની ભાષા );

(૫) વ્યવહારના માર્ગો ( ૨, ૩, અને ૪ ની સાથે લેવા ).

**૩. (૨ ના આધારે)-મનુષ્યના ઉદ્યોગ-ધંધા.—**

૧ માછલાં પકડવાનો-(૧) કોંકણ, (૨) મધ્ય કેનેડા, અને (૩) ઈંગ્લંડ.
૨ લાકડાં-ઇમારતી કાટનો-(૧) પશ્ચિમઘાટ, (૨) બ્રહ્મદેશ અથવા આસામ, (૩) કેનેડા.

૩ (૧) રેશમનો-સુરત, (૨) ચીન.
૪ કુંભારકામ-માટીનાં વાસણોનો-(૧) ઉત્તર હિંદુસ્તાન, (૨) ઇજિપ્ત, અને (૩) જર્મનિ.
૫ ડેન્માર્કમાં ડેરીનો (માખણ અને પનીર બનાવવાનો)
૬ કાશ્મીર અને ઑસ્ટ્રેલિઆમાં ઘેટાં ઉછેરવાનો
૭ મધ્યકટિબંધના પ્રદેશમાં અને પૂર્વ ઑસ્ટ્રેલિઆમાં ખેતી કરવાનો

## ૪. ક્રિયાત્મક-૬ ના સંબંધમાં.—

૧ નકશાની સમજણ તથા પ્રમાણ (સ્કેલ) નકશાનો આકાર કાઢવો, કૉન્ટુર (સમભૂદર્શક) લીટીઓ અથવા રિલીફ.
૨ જાતકુશ્તુયંત્ર, વરસાદમાપક યંત્ર અને છાયાયંત્ર (તૈયાર કરી ઉપયોગમાં લેવાં).
૩ કોઈ એક વિષયને લગતાં ચિત્રો (વ્યક્તિગત કે સમૂહનું કામ)
૪ અખબારોમાંથી નોંધ (હવામાન અને વરસાદને લગતી)

## ૫. વૈયક્તિક કાર્ય:—

યોજનાઓ.—(એક પસંદ કરી લેવી અને દરેક સ્કોલરે તે તૈયાર કરવી)

| ગ્રામ્ય વિભાગ.— | શહેર વિભાગ.— |
|---|---|
| ૧. ખેતરમાં થતા પાકો | ૧. સુતરાઉ કાપડ બનાવવાની મિલમાં થતા કામનો અને તેની રીતનો અભ્યા |
| ૨. ડેરી | |
| ૩. સોલાપુરનું કાપડવણાટ | ૨. કાગળ બનાવવાની મિલ, લોટ દળવાની ઘંટી |
| ૪. પાણી પુરું પાડવું—નહેરોનો પ્રદેશ | |
| ૫. ગૃહઉદ્યોગો | ૩. ખાનદેશની જિનિંગ ફેકટરી |
| ૬. માછલાં પકડવાનો ધંધો | ૪. ગોદી |
| ૭. બજાર | ૫. રેલ્વેનો ધક્કો |
| ૮. ઢોર અને મરઘાં બતકાં | ૬. બજાર |
| ૯. જમીનના વિભાગ થઈ જવા અને તેને કેમ સંગઠિત કરવા. | |

૬. પ્રાકૃતિક ભૂગોળ:—આકાશના એક ગ્રહ તરીકે પૃથ્વીની માહીતી, તેનો આકાર; તેનું કદ; દૈનિક ગતિ; દૈનિક ગતિઓ-સમય; ગ્રીનિચ સમય, અને હિંદુસ્તાનનો સ્ટાન્ડર્ડ સમય; અક્ષાંશ અને રેખાંશ; દૈનિક ગતિ અને વાર્ષિક ગતિની અસરો; ઋતુઓ; સૂર્યમંડળમાં પૃથ્વીનું સ્થાન.

## ૬. વિજ્ઞાન.—

## વિજ્ઞાનનાં સામાન્ય મૂળતત્વો

(ગુણવિશિષ્ટ અને પ્રાયોગિક)

**માપન:**—લંબાઈ, ક્ષેત્રફળ અને કદ, એકમો.

સમય: સમયનો એકમ

ભારમાન: એકમ. ભારમાન અને દ્રવ્યમાન

**હવા:**—આપણી આસપાસ હવા છે. હવાનો મહાસાગર. આપણે શ્વાસમાં લઈએ છીએ અને બહાર કાઢીએ છીએ તે હવા. હવાની ઘટના. દહન માટે હવાની જરૂર. આપણે શા માટે હવા લઈએ છીએ. છોડ અને ઝાડ હવા લે છે ? સ્વચ્છ હવાની અગત્ય. હવા મેળવવાની સગવડ. હવાને વજન છે. હવાનું દબાણ. ઉંચાઈના પ્રમાણમાં હવાના દબાણનો ફેરફાર. હવાના બંબા. ફેફસાં. બકનળી. હવાનાં ઓસીકાં અને ટાયર. હવાની આડી અને ઉભી ગતિ. પવન. હવા મેળવવાની સગવડ. હવાની ઘટના. હવામાંનો કાર્બોનિક એસિડવાયુ. ઓક્સિડેશન. દહન. કાટ ચઢવો.

**પાણી:**—પાણીનાં સ્વરુપ. પાણીનું દ્રાવકત્વ. પાણીની વહેંચણી. હવામાંની વરાળ. બાષ્પભવન. ઠરવું. વરસાદ, ઝાકળ, ધુમ્મસ, વાદળાં, ઠરેલું પાણી, બરફ, હિમ, ઠરેલાં વરસાદનાં ટીપાં, ઠરેલી વરાળ. મીઠું પાણી અને ખારૂં પાણી. ભારે અને હલકું પાણી. ઘર વપરાશનું પાણી અને તેની વહેંચણી. ઝરા અને કુવા. પાણીની ઘટના. દહનનું પરિણામરૂપ પાણી.

**યંત્રશાસ્ત્ર:**—કામ, તેનો અર્થ. ફુટ પાઉન્ડ. શક્તિ, કામ કરવામાં આવે છે તેનું પ્રમાણ. સાદાં યંત્રો. ઉચ્ચાલન અને મહેનત બચાવનારી યુક્તિઓ (સાધનો). હાડકાં ઉચ્ચાલન તરીકે. નાજવું. ઘર્ષણ અને ઘર્ષણ ઓછું કરવાનાં સાધન. ઝડપ અથવા બળની એકુળીજનના નફાથી ખોટ.

**ગરમી:**—ગરમીની અસર. સાદાં ગરમીમાપકયંત્રો. ગરમીનું વહન. થર્મોસ. પાણી–મંદવાહક. હવાના પ્રવાહ અને હવા મેળવવાની સગવડ. આબોહવા.

**પ્રકાશ:**—પ્રકાશ સીધી લીટીમાં જાય છે. પડછાયા. પ્રકાશનું પરાવર્તન. પ્રકાશનું વક્રીભવન. પ્રકાશનો ફેલાવો. રંગ. સાદા બેવડા બાહ્યગોળ કાચ. આકૃતિઓ કેવી રીતે બને છે. આંખ અને કેમેરા.

૪. ભંડારતંત્ર
૫. તંતુતંત્રઃ—રક્ષક (ત્વચા, છુચ) ત્વચા, બળ આપનાર, વૃદ્ધિ, વાહક, હવા આપનાર, ભંડાર.
૬. કોષ, કોષની ભીંત, જીવનતત્ત્વ, કોષનો રસ, કોષના ભાગ થવા.

**એક અથવા બે છોડની જીવનદશા**

**છોડના આર્થિક ઉપયોગઃ—**

ઇમારતી લાકડું, ખુચ, રૂ, કાગળ, તંતુઓ, રંગ, તેલ, ટેનિન, ગુંદર, રાળ, રબર, સ્ટાર્ચ, ખાંડ, લીલાં શાક, કર્બુબરનાં શાક, ફળ, સૂકાં ફળ, મસાલા, તેજાના.

સ્થાનિક થોડા (આસરે બે ડઝન) છોડ અને ઝાડની ઓળખાણ.

બાગકામ.—

**વર્ગમાં પાઠઃ**—જમીન અને ખેતી.

જમીનની ઉત્પત્તિ, ઘસારો, જુદી જુદી જાતની જમીન, જમીનની ફળદ્રુપતા—જમીનની ઉંડાઈ, ખેતી, પાણી (પાણીનો નિકાલ), હવા, ચુનો અને છોડના ખોરાક ઉપર આધાર રાખતી; જમીનના રહેવાસીઓ, અળસીઆં, જંતુઓ.

**બગીચાનું કામઃ**—ખોદકામ, બેવડું ખોદકામ, પાણીનો નિકાલ, કિનારી બાંધવી (ભારે ભેજવાળી જમીનમાં), એક પાક ઉગાડવો.

દાખલા તરીકે, પાક ઉપરની અસર બતાવવા માટે એક વખત ખોદેલા અને બે વખત ખોદેલા ભાગમાં બટાકા વાવવાં

**વર્ગમાં પાઠઃ**—શાક તરકારી—બી અને બી વાવવાં. બીની પાદી તૈયાર કરવી. જુદી જુદી જાત, સારી જાતની અગત્ય. વાવવાના વખત, સામાન્ય ખેતી અને પ્રાસિકા અને મૂળની રોપણી.

**બગીચામાં કામઃ**—ક્યારા તૈયાર કરવા, બી વાવવાં, ખરપી ફેરવવી. અડધા ક્યારામાં બીજા ભાગ કરતાં બે વખત ખરપી ફેરવવી. પરિણામનું અવલોકન કરવું.

**વર્ગમાં પાઠઃ**—શાક તરકારી—બટાકા, શિંગવાળા છોડ અને બીજાં શાકના ઉછેરની સામાન્ય રૂપરેખા.

**બગીચામાં કામઃ**—કોબી (પ્રાસિકા) વાવવી, નાના છોડ આછા કરવા, રોપણી, ખરપી ફેરવવી કેટલાક છોડ આછા કર્યા વગરના રાખો. કેટલાક સામાન્ય અંતરે આછા કરેલા રાખો, બીજા બેવડે અંતરે.

## પ્રાણીવિદ્યા.—

પ્રાણીસૃષ્ટિના મુખ્ય વિભાગોની રૂપરેખા, મુખ્ય ભાગોના મુખ્ય તફાવત.

**કરોડવાળાં:**—આંચળવાળાં, પક્ષી, પેટે ચાલનારાં, દ્વિજીવન પ્રાણીઓ, માછલાં.

માણસ:—શારીરિક લક્ષણોને આધારે જુદી જુદી જાતો

દૂધાળાં ઢોરની ઉછેર, ખોરાક અને દૂધની પેદાશ.

મરઘાં રાખવાં, મરઘાંનાં વર્ગીકરણ તેમનો ખોરાક.

દેડકાની જીવનદશા

માછલાંની શ્વાસ લેવાની રીત

**કરોડ વગરનાં:**—જંતુઓ, શતપદી, કરોળીઆ, કવચધારી, કીડા, જેવી માછલી.

એક ચાગર બે પસંદ કરેલાં જંતુઓની જીવનદશા

એક કોષવાળાં દેહી

એક કોષવાળાં દેહીની પુનરુત્પત્તિ

પરંટ, એક્ટિરિઆ, શીતળા ટાંકવા.

ઉત્ક્રાંતિ:—વર્ગીકરણ અને જાતિઓ, આનુવંશિક સંસ્કાર, પસંદગીથી ઉછેર.

## ૯. ચિત્રકામ.—

**શિક્ષકનો હેતુ:—**

શિક્ષકે ખાસ કરીને જ્યાં ચિત્રકામના વિષય પ્રત્યે ઓછી ચાહના કે વલણ હોય, ત્યાં ચિત્રકામ માટે પ્રેમ ઉત્પન્ન કરવાનો અને પોષવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ હેતુ પાર પાડવા બાળકનું માનસ સમજવું જોઈએ; અને કામમાં વિવિધતા દાખલ કરીને તેને ઉત્તેજિત કરવો અને ચિત્રકામમાં રસ લેતો રાખવા પ્રયત્ન કરવો જોઈએ.

### ટ્રે. કૉ. માં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે ગ્રહણ કરવા યોગ્ય બાબતો —

ટ્રે. કૉ. માં વિદ્યાર્થીઓએ નીચેની બાબતોપર ખાસ લક્ષ રાખવાનું છે:—

(૧) કુદરતી અને બનાવટી પદાર્થોનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરવું. ચોકસાઈથી જાણવું અને યથાર્થ આલેખન કરવું.

(૨) પ્રમાણચિત્રમાં અને જુદાં જુદાં કળાકૃતિ (હેન્ડવર્ક) માટે (જેમકે, છોકરીઓની શાળામાં સીવણકામ ચાલ છે તે.) ડિઝાઈનો બનાવવામાં ભૂમિતિનાં સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવો તે જાણવું જોઈએ.

(૩) રંગના તક્તા તૈયાર કરીને રંગની સારી યોજના કરવી જોઈએ, અને તેનો ઉપયોગ જાણવો જોઈએ.
(૪) કોઈ ખાસ હેતુ પાર પાડવા માટે ડિઝાઈનો બનાવવામાં કુદરતી અને બનાવટી આકારોનો ઉપયોગ કરવો જોઈએ.
(૫) સ્મૃતિ, જ્ઞાન અને કલ્પના પરથી ચિત્રો દોરવાં જોઈએ.
(૬) વર્ગશિક્ષણ માટે કા. પા. નો ઉપયોગ કરવો જોઈએ.
(૭) ગુજરાતી અક્ષરોની રચના અને તેમને કેવી રીતે દોરવા તે જાણવું જોઈએ.
(૮) આસપાસના સંજોગો લક્ષમાં લઈને શિક્ષણમાં જુદી જુદી પદ્ધતિઓ અખત્યાર કરવી.
(૯) વર્ગને કેવી રીતે ગોઠવવો તે અને બાળકોને જાણીતા પરથી અજાણ્યા પર લઈ જતાં આવડવું જોઈએ.

**પરીક્ષાના વિષયો:—**

अ. વર્ણાનાત્મક સાદું ચિત્ર
ब. આછા રંગીન કે બીજી જાતના કાગળ પર પદાર્થચિત્ર અથવા કુદરતી પદાર્થચિત્ર
क. સ્મૃતિચિત્ર

અને ચિત્રના શિક્ષણ સંબંધી ઓછામાં ઓછો એક પ્રશ્ન.

**ખાસ નોંધ:—**

નીચે આપેલી બાબતોમાં વિદ્યાર્થીઓની શક્તિની કસોટી:—

अ. માત્ર ચિત્રકામના જ પાઠો નહિ પણ બીજા વિષયો પણ ચિત્રદ્વારા સમજાવવાની.
ब. પરિચિત વસ્તુઓ અને કુદરતી વસ્તુઓનાં કાગળ પર બને તેટલાં સંપૂર્ણ ચિત્ર બનાવવાની.
क. સ્મૃતિચિત્ર એવું હોવું જોઈએ કે તે કેવળ સંસ્કારની પ્રતિમારૂપ ન હોય પણ તેમાં વિદ્યાર્થીની અવલોકન અને તર્કશક્તિ સ્પષ્ટ માલુમ પડે અને તે ઉપરાંત તેને આકાર, રચનાનું યથાર્થ જ્ઞાન થાય તથા તે સુંદરતાની કદર કરતાં શીખે.
ड. ચિત્રકામના શિક્ષણના સિદ્ધાંતો વિષેના પ્રશ્નના ઉત્તર આપવાની.

**ચિત્રકામનો અભ્યાસક્રમ.—**

अ. પ્રાથમિક શાળાઓ માટેના ચિત્રકામના અભ્યાસક્રમના વિષયોનો મહાવરો:-ધો. ૧ થી ૪ સુધી. [ પદાર્થચિત્ર અને કુદરતી પદાર્થ

ચિત્ર (ફ્રીઆર્મ અને ફ્રી હેન્ડ ડ્રોઈંગ) ભાતચિત્ર અને નકશીચિત્ર (પેટર્ન અને ડિઝાઇન), રંગકામ, સ્મૃતિ અને કલ્પનાત્મક ચિત્ર, અક્ષરોનું ચિત્રકામ [લેટરીંગ].

घ. કા. પા. નો ઉપયોગ. વર્ગમાં કા. પા. પર ઝડપથી એક સામટું સંપૂર્ણ ચિત્ર દોરવું. જે ચિત્રો દોર્યાં હોય તેમાં રહેલા ખાસ મુદ્દાઓનું જ્ઞાન (ખાસ કરીને આકાર અને રચના) અને સુંદરતાની કદર સ્પષ્ટ રીતે થવી જોઈએ.

क. કલ્પનાત્મક અને ગતિનિદર્શક ચિત્રો

**પ્રાસ્તાવિક:**—પ્રાથમિક શાળાઓમાં શિખવાતા સાદા હસ્તઉદ્યોગના બધા આકારો બાળકોએ પોતે જાણવા જોઈએ. હસ્તઉદ્યોગનાં સાહિત્યો પસંદ કરતી વખતે સ્થાનિક સ્થળની ખાસ જરૂરિઆતો, અને ઘણીખરી શાળાઓ પોતાની કંટિન્જન્ટ ગ્રાન્ટમાંથી ઘણુંજ થોડું ખરચ કરી શકે છે, એ વાત ધ્યાનમાં રાખવી. તેમજ વિદ્યાર્થિઓમાંથી ઘણાને એવી શાળાઓમાં કામ કરવાનું હોય છે કે જે શાળાઓ પ્લેસ્ટિસિન, રંગીન ડ્રૉ. પેપર વગેરે વાપરી શકે એવી હોય છે, માટે તેવાં સાધનનો ઉપયોગ પણ શીખવવો. હસ્તઉદ્યોગ શીખવવામાં ખાસ શીક્ષણ સંબંધી જરૂરીઆતો ધ્યાનમાં રાખવી અને બનતાં સુધી સ્થાનિક સ્થળેથી મળતા સાધનો વાપરવાં.

જે વસ્તુઓ સહેલાઈથી મળી શકે એવી હોય તેનાં મોડેલ—નમુના બનાવવામાં વખત બગાડવો નહિ.

કળાની દૃષ્ટિ ધ્યાનમાં રાખીને સઘળા નમુના બનાવવા.

## ૮. હસ્તઉદ્યોગ.—

अ. સાહિત્યો બનાવવાં—(ચાલતી પદ્ધતિઓ અને ગામડામાં મળતાં સાહિત્યો ધ્યાનમાં રાખીને)

૧. સંખ્યાશિક્ષણ સાહિત્ય
૨. અક્ષરશિક્ષણ સાહિત્ય
૩. સૃષ્ટિજ્ઞાન ( તકતા )
૪. ઇતિહાસ ( તકતા )
૫. ભૂગોળ ( નકશા, ઉપેલા—ઉંચાણનિચાણ બતાવનારા નકશા વગેરે આબેહુબ નમુના )
૬. વાર્તાઓનાં ચિત્રો

૧૮. બ્રિટિશ સત્તાની પૂર્ણાવસ્થા—
દલહાઉસી ૧૮૪૮–૧૮૫૬

૧૯. હિંદી બળવો ૧૮૫૭

**રાજ્યકારભારની સત્તા તાજને હસ્તક–બાદશાહી**

૨૦. બ્રિટિશ સત્તા નીચે હિંદમાં લોકશિક્ષણ

૨૧. ઔદ્યોગિક સુધારા

૨૨. સામાજિક સુધારા

૨૩. ઓગણીસમા સૈકામાં ધાર્મિક ચળવળો

૨૪. સ્થાનિક સ્વરાજ્ય

૨૫. સ્વદેશી ચળવળ અને રાજકીય સુધારા

૨૬. હિંદની શાસનપદ્ધતિ

**૫. ભૂગોળ.—**

**સામાન્ય:—**

**૧. પૃથ્વીના મુખ્ય કુદરતી વિભાગો.—**

(૧) ગરમ અને ઠંડા રણો;

(૨) મોન્સુન અને ભૂમધ્ય સમુદ્રના કાંઠાના પ્રદેશો;

(૩) વિષુવવૃત્તના પ્રદેશોનાં અને સમશીતોષ્ણ કટિબંધનાં જંગલો;

(૪) ઉષ્ણ કટિબંધનાં તથા સમશીતોષ્ણ કટિબંધનાં બીડો–આબોહવાના આંકડાઓ સાથે;

(૫) આબોહવાની લોકજીવન પર થતી અસર.

**૨. મનુષ્યના મુખ્ય ધંધાઓ.—**

(૧) ખાદ્ય પદાર્થો તૈયાર કરવા–અનાજનું વાવેતર કરવું, લણવું, ઝૂડવું, દળવું, પકવવું, રક્ષણ કરવું અને ડબ્બામાં ભરવું (હાથ મજુરીથી અને કારખાનાંમાં સાંચાની મદદથી).

(૨) કપડાં બનાવવાં–દા. ચામડું, ઊન, રૂ, રેશમ; (હાથમજુરીથી અને કારખાનાંમાં સાંચાની મદદથી).

(૩) ઘર બનાવવાં—

અ સાધનો, આકાર, કદ અને રીતો (હાથમજુરીથી અને કારખાનાંમાં સાંચાની મદદથી).

બ મનુષ્યની ટેવો અને પરિસ્થિતિને અનુસરી ઘરમાં જોઈતાં ઓજારો અને ઉપયોગી સાધનો; (નિઃસીમ).

(૪) વેપાર, દા. વ્યવહવારનાં સાધનો.
(૫) શરાફની પેઢીઓ

૩. ઑસ્ટ્રેલિઆ અને આફ્રિકાનો સામાન્ય પરિચય

૪. પ્રાયોગિક.—

(૧) વ્યાપારી આંકડા. દા. તરીકે હિંદને લગતી દેશ પરદેશની ચાલુ આયાતનિકાસને લગતા આંકડાઓ (૨) કેટલાંક ખનીજો.
(૩) કાગળ બનાવવાની મિલ, સુતરાઉ કાપડ બનાવવાની મિલ, કાચનો સામાન અને માટીનાં વાસણ બનાવવાનાં કારખાનાંની મુલાકાતો લેવી અને ટુકડીઓમાં (સામાજિક દૃષ્ટિથી) ગામડાનું સ્થાનિક અવલોકન કરવું.
(૪) નકશાવડે અને તેનીજ મદદથી પગપાળા મુસાફરી કરવી.
(૫) વરસાદ, ઉષ્ણતામાન અને પવન, તેની નોંધ સાથે અવલોકન ચાલુ રાખવું.
(૬) ઉત્તર અને ઉત્તરધ્રુવ શોધવાં અને હોકાયંત્રનો ઉપયોગ કરવો.
(૭) ઉષ્ણતામાપક યંત્ર (થર્મોમિટર) અને વાયુ ભારમાપક યંત્ર (બેરોમિટર)નો ઉપયોગ

૫. પ્રાકૃતિક ભૂગોળ.—

પૃથ્વીની સપાટી; જમીન અને પાણી; સપાટીરચનાકારક બળો; જમીન અને તળજમીનનો ઘસારો; વહેતું પાણી (અસર); જમીનનું ધોવાવું; માટીનું એક જગાએથી બીજી જગાએ ઘસડાઈ જવું અને જમા થવું; સમુદ્રનું કાર્ય, પવનનું કાર્ય, બરફનું કાર્ય.

૬ આરોગ્યવિષયક શરીરશાસ્ત્ર.—

**પ્રાસ્તાવિક:**—પ્રાણીની ઉત્ક્રાંતિ, જુદા પડવું, મનુષ્યની જીવનદશા.

**હાડપિંજર:**—શરીરને ચોકઠાની જરૂર, હાડકાંનાં રૂપ અને ઉપયોગ, હાડકાંની રચના અને ઘટના, સાંધા, હાડકાંની વૃદ્ધિ, બેડોળપણું, ખરી સ્થિતિ.

**સ્નાયુઓ:**—સ્નાયુના ઉપયોગ, સ્નાયુના બે પ્રકાર, સ્નાયુઓની ઘટના, જ્ઞાનતંતુના પ્રોત્સાહન અને સ્નાયુની રચના, અંદરના બળતા એન્જીન તરીકે સ્નાયુ, સ્નાયુબંધનો, સ્નાયુઓ કેવી રીતે મજબુત થાય છે, સ્નાયુનું બળ, થાક શી રીતે લાગે છે, કસરત તરફનો ભય, સ્નાયુની ચપળતા તંદુરસ્તીને કેવી રીતે મદદ કરે છે.

**૪. વ્યક્તિનું આરોગ્ય.—**

વંશપરંપરાના રોગ. વ્યક્તિગત સ્વચ્છતા. ચામડી. ગરમ પાણી અને સાબુ. ઠંડું અને ગરમ સ્નાન. વાળ. દાંત. નખ. કસરત અને આરામ. નિયમિતપણું. કપડાં. કપડાં માટે વપરાતા પદાર્થ. સરદના પોષાક. સ્ત્રીના પોષાક. બૂટ અને શુઝ. રાતનો પોષાક. બાળકનાં કપડાં.

**૫. મકાન અને આસપાસની જગ્યા.—**

સ્થળ અને જમીન. મકાનની સામાન્ય રચના. હવાની સગવડ. જોઈતી તાજી હવાનું પ્રમાણ. ઘર માટે પાણી પુરૂં પાડવાની સગવડ. ઘરનો કચરો અને તેનો નિકાલ. નીકો અને ગટર. જાજરૂ.

**૬. ચેપી રોગો અને તેમના અટકાવ.—**

ઉડતા અને ચેપી રોગો. જંતુઓ કેવી રીતે જાય છે અને રહે છે. ટાઢીઓ તાવ. ઓરી. શીતળા. ટાઈફોઇડ. લાપોટીઉં. કાગળીઉં. મરકી. બાળકો અને ચેપીરોગ. જંતુ નાશ કરવાની રીત (ડિસઇન્ફેકશન). રસી મુકાવવી. શીતળાની રસી.

**૭ અકસ્માત વખતે વૈદકીય મદદ અને માંદાની માવજત સંબંધી સૂચના.—**

બેસાન થવું. મૂર્છા. હિસ્ટીરિઆ. ઝેર. ઉલટી કરાવનારી દવાઓ. ગુંગળાવું અને શ્વાસ નળીનો અવરોધ. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ. આંખ, નાક અને કાનમાં બહારની વસ્તુ. રક્તસ્રાવ. ચીરા. ઉઝરડા અને ઘા. દાઝવું અને ચકામાં પડવાં. કરડવું અને ડંખવું. મચકોડાવું અને હાડકાનું ભાગવું. પાટા, પોટિસ. સેક.

**રસાયનશાસ્ત્ર.—**

૧ મૂળતત્ત્વો અને સંયુક્ત પદાર્થો. મૂળતત્ત્વોના ગુણ. સામાન્ય મૂળતત્ત્વો. રસાયનિક મિશ્રણ. સાદું મિશ્રણ અને રસાયનિક સંયોગ. હવા. વાયુઓનું સાદું મિશ્રણ;

૨ ઓક્સિજન, નાઇટ્રોજન, કાર્બોનિક એસિડ અને હાઇડ્રોજન વાયુઓની બનાવટ અને ગુણ;

૩ કાર્બન શું છે. કુદરતમાં તે કેવી રીતે રહે છે. ત્રણ રૂપ. કોલસો. કોલગેસ. કાર્બોનિક ઓક્સાઇડ;

૪ ગંધક; ફક્ત ગુણ અને ઉપયોગ;

૫ ફોસ્ફરસ: ગુણ અને ઉપયોગ. બે રૂપ. સાદી અને સેફ્ટી દીવાસળી;

૬ તેજાબ. બેઇઝ અને ક્ષાર. મીઠાનો અને ગંધકનો તેજાબ. કોસ્ટિક સોડા અને કોસ્ટિક પોટાસ. સાદું મીઠું. સુરોખાર. યવક્ષાર;

૭ દીવાનું રસાયન—રચના. પ્રદેશ. પ્રકાશ આપનારો ભાગ. ઇન્કેન્ડિસન્ટ દીવો. તેલનો દીવો. બર્નરની ઉત્ક્રાંતિ. ગરમી આપનાર ભાગ. દીવાનો ભુરો ભાગ. પ્રાઇમસ સ્ટવ. સાદી સગડી;

૮ ધાતુઓની તપાસ, ગુણ અને ઉપયોગ:—લોઢું, ત્રાંબુ, એલ્યુમિનમ, જસત, કલાઈ, રૂપું, તેમજ પિત્તળ, જર્મનસિલ્વર અને કાંસુ;

૯ નીચેની વસ્તુઓની તપાસ, ગુણ અને ઉપયોગ:—ટંકણખાર. પોટેશિઅમ પરમેંગેનેટ. ફટકડી. સિલિકા. કાચ. ચિનાઈ માટી. ચુનો અને ચાક. પીલેલા ચુનાનો કોલ અને સિમેન્ટ. કોન્ક્રીટ. ચરબી. તેલ અને સાબુ.

બ્લીચ કરનારા પદાર્થો: જંતુનાશક પદાર્થો

આલ્કોહોલ. ટર્પેન્ટાઇન. કેરોસીન. સરકો. લીંબુનો તેજાબ.

## બાગકામ

**વર્ગમાં પાઠ:**—છોડની વનસ્પતિજ વંશવૃદ્ધિ-કાપીને (મૂળ અને થડ), ડાળી વાળીને, બચ્ચાં, કંદ, ગાંઠો વગેરે છુટાં પાડીને. ઘણા નિંદામણના છોડની ટકાવ કરવાની શક્તિનો આધાર તેઓની વંશવૃદ્ધિ વનસ્પતિજ રીતે થાય છે તેના ઉપર આધાર રાખે છે તેવું બતાવો.

**બગીચામાં કામ:**—ખોદકામ. દાતણથી કલમ કરવી. નાના છોડને છુટા પાડવા. એકવર્ષના, બેવર્ષના અને ત્રણવર્ષના કરન્ટ. ગુઝબેરી વગેરેની કલમ કરવી. પરિણામ નોંધો. ગુલાબની કલમ ઢીલવડે અને તે સિવાય કરવી.

**વર્ગમાં પાઠ:**—ખાતર અને ખાતરનાં ખર્ગાં, જમીનનું પુનરાવર્તન. જમીન ખોરાકના ભંડાર તરીકે. છોડની જરૂરિઆત. ચુનો. સેન્દ્રિય ખાતર. કૃત્રિમ ખાતરો અને તેમના ઉપયોગ. વનસ્પતિની વૃદ્ધિ માટે જળક્ષારની યોજના.

**બગીચામાં કામ:**—કાયમના આઠ ક્યારાની પરીક્ષા. જુદાં જુદાં ખાતરનાં વજન કરવાં અને જુદા જુદા પ્રમાણમાં નાખવાં. સાધારણ ઉછેર અને બી વાવવાં.

**વર્ગમાં કામ અથવા પ્રયોગ:**—ફૂલ. અર્ધખડતલ અને ખડતલ. એકવર્ષીય, દ્વિવર્ષીય, બહુવર્ષીય ઔષધિ: ફૂલ આપનારાં ઝાડવાં. ગુલાબ.

**બગીચામાં કામ:**—ખડતલ એક વર્ષીય છોડ વાવવા, આળા કરવા વગેરે. અર્ધખડતલ એક વર્ષીય છોડ રોપવા. છોડને ટેકા આંપવો અને સંભાળ. ગુલાબ અને ફૂલ આપનારા છોડને છાંટવા.

### ૭ હસ્તઉદ્યોગ.—

अ. ૧લા વર્ષના अ અને बનું પુનરાવર્તન.

ब. નીચે ગણાવેલામાંથી ગમે તે એક—

દોરડા અને તારનો ઉપયોગ કરીને બાગકામ. સુતારીકામ. ટોપલી અને નેતરકામ. કાંતવું, વણવું. ચોપડીઓ બાંધવી. માટીનાં વાસણો બનાવવાં.

क. અર્થશાસ્ત્ર—ઉદ્યોગો ચલાવવામાં થતા ખર્ચ સંબંધી

**ખાસ નોંધ**—ટ્રેનિંગકોલેજના શિક્ષકો, વિદ્યાર્થીનું ગામ, વિદ્યાર્થીની શક્તિપર ઉદ્યોગની પસંદગીનો આધાર રહેશે.

### ૮ ચિત્રકામ.—

अ. પ્રાથમિક શાળાઓ માટેના ચિત્રકામના અભ્યાસક્રમના વિષયોનો મહાવરો ધો. ૫, ૬, અને ૭. (પદાર્થચિત્ર અને કુદરતી પદાર્થ-ચિત્ર, ભાતચિત્ર અને નકશીચિત્ર (પેટર્ન અને ડિઝાઈન) રંગકામ અને પીંછી ચત્ર, સ્મૃતિ અને કલ્પનાત્મક ચિત્ર પ્રમાણચિત્ર અને લેટરિંગ (વર્ણાંકુલર).

ब. સાદું ચિત્રવાચન અને ચિત્રની બનાવટ

क. રંગના સિદ્ધાંતો

ड. ઘરબહારના દશ્યોનું ચિત્રકામ (સ્કેચિંગ).

### ૯ શારીરિક કેળવણી.—

अ. 'બોર્ડ ઑાવ એજ્યુકેશન' તરફથી પ્રગટ થએલા "શાળાઓ માટેનો શારીરિક કેળવણીનો અભ્યાસક્રમ" એ નામના પુસ્તકમાંથી ૧૦ થી ૨૭ કોઠા લેવાની શક્તિ (પાનાં ૧૯૬–૨૦૩, ૨૫૦ અને ૨૫૧ અને ૨૭૧ થી ૩૦૭).

ઉપલા પુસ્તકમાંથી સામાન્ય માહીતી માટે પ્રકરણ આઠમાનો સંબંધ ધરાવતો ભાગ.

(ब) (તાલીમ લેવા આવેલા શિક્ષકોની કસરત માટે)—
ઉપલા પુસ્તકમાંથી બીજા પાંચ કોઠાઓ.

(क) અઠવાડીઆમાં ત્રણ વખત દેશી રમતો. (૨૦ મિનિટનો પિરિઅડ)

## ત્રીજું વર્ષ

### ૧ શિક્ષણશાસ્ત્ર.—

**૧ સામાન્ય.—**

(अ) વિષયોઃ—નવીન માનસશાસ્ત્ર; વંશપરંપરાના સંસ્કારના નિયમો અને

પરિસ્થિતિ; સામાજિક જીવન માટેની તાલીમ; નવીન કેળવણી; કેળવણીના સામાન્ય મુખ્ય ઉદ્દેશ.

(ब) વાર્તાકથનપદ્ધતિનો ઉપયોગ; સૃષ્ટિજ્ઞાન, હસ્તઉદ્યોગ અને રમત—એનો પ્રાથમિક શાળાના અભ્યાસક્રમના જુદા જુદા વિષયોના સંબંધમાં ઉપયોગ. પૂર્ણ પ્રાથમિક શાળાનાં સાત ધોરણ સુધીના વર્ગોને શિક્ષણ આપવાની અને વ્યવસ્થાની પદ્ધતિઓ.

## કેળવણીનો આધુનિક વિકાસ.—

૧. આધુનિક પ્રશ્નોની પાછળ રહેલાં મુખ્ય કારણો. (૧૯ મા સૈકાનો ઇતિહાસ જુઓ).

આજની દુનીઆ—(अ) પૃથ્વીના જુદા જુદા ભાગોનો આર્થિક પરસ્પર આધાર (જુઓ ભૂગોળ);

(ब) દુનીઆના સઘળા ભાગોનો રાજકીય તેમજ સામાજિક સંસર્ગ (ઇતિહાસ)—તેના કારણરૂપે વધારે સારી વહેવારની સગવડો (દૈનિકપત્ર જુઓ), અને પરિણામે ખાસ કરીને એક સામાન્ય સંસ્કૃતિનો ક્રમે ક્રમે થતો ફેલાવો (ઇતિહાસ જુઓ);

**૨. સામુદાયિક કેળવણી:—**

(૧) સામુદાયિક કેળવણીનો અર્થ;
કેળવણી અને અક્ષરજ્ઞાન—ભણતર વચ્ચેનો ભેદ. કેવળ અક્ષરજ્ઞાનનો મર્યાદિત પ્રદેશ—કેળવણીનો હેતુ;

(૨) પ્રાથમિક, માધ્યમિક, કળાવિષયક અને ઉચ્ચતર કેળવણી વચ્ચેનો તફાવત (કેળવણીનો ઇતિહાસ જુઓ);

(૩) સામુદાયિક કેળવણીની કેટલીક નિયામક બાબતો;

(૪) કેળવણીના ખર્ચ માટે નાણાં મેળવવાનાં સાધનો;

**૩. પુખ્ત ઉંમરનાંની કેળવણી:**—(ઇંગ્લંડની કેળવણીનો ઇતિહાસ જુઓ);

(૧) અર્થ.—(अ) મોટી ઉંમરનાં માણસોની કેળવણીનો અર્થ એટલે કે નિરક્ષર મોટી ઉંમરનાં માણસોને વાચન, લેખન, ગણિત શીખવવાનો;

(ब) માધ્યમિક અને વિદ્યાપીઠની કેળવણી પણ મોટી ઉંમરનાં માણસો માટે હોઈ શકે;

(क) કલાત્મક અને ધંધાદારી કેળવણી.

(૨) પદ્ધતિઓ અને માર્ગઃ—શાળાનાં બાળકોને શીખવવાની પદ્ધતિ-
થી જુદાં;

૪. ગામડાંની કેળવણી

૫. ધંધાદારી શિક્ષણ

૬. સ્ત્રીઓની કેળવણી

૭. જાતીય શિક્ષણ.—

(૧) તેની જરૂર. (૨) (અ) જ્ઞાન આપવાની પદ્ધતિઓ;
(બ) રોગ વગેરે સંબંધી ખાસ જ્ઞાન.

૮. સહશિક્ષણ.—

(૧) અર્થ. (૨) સહશિક્ષણના લાભ. (૩) ગેરલાભો.
(૪) (૨) અને (૩) વચ્ચેનું સ્વીકારાએલું સમાધાન.
(૫) હિંદુસ્તાનની માધ્યમિક શાળાઓમાં કહેવાતા સહશિક્ષણને યુરોપમાંના સહશિક્ષણની સાથે સરખાવો.

૯ અને ૧૦ નીતિશિક્ષણ અને નાગરિકોનું શિક્ષણ એકજ

૧૧. કેળવણીવિષયક આધુનિક વલણનાં ખાસ લક્ષણો.—

(૧) હેતુ. (૨) સાધનો. (૩) પદ્ધતિ;

૧૨. ડાલ્ટન પદ્ધતિ

૧૩. શિક્ષકની દેખરેખ નીચેનો અભ્યાસ

૧૪. ચક્ષુદ્વારા શિક્ષણ, નેત્રદ્વારા શિક્ષણ.—

(૧) સિદ્ધાંત. (૨) પદ્ધતિ અને પ્રસંગ;

૧૫. શારીરિક કેળવણી.—

સિદ્ધાંત. હેતુ. સાધનો;

૧૬. અભ્યાસક્રમને અંગે ગુંથાએલી અન્ય પ્રવૃત્તિઓ.—

(૧) હેતુ અને મહત્તા. (૨) યોજના.

૧૭. માનસિક કસોટીઓ અને તેનું મહત્ત્વ.

(૧) પદ્ધતિ. (૨) હેતુ. (૩) મહત્ત્વ, મતભેદ.

૧૮. ઇંગ્લંડમાં ચાલુ શિક્ષણપદ્ધતિઓ; (એટલે ૧૯૨૧ નો કાયદો).—

(અ) ૧. વિશ્વવિદ્યાલયની; ૨. માધ્યમિક; ૩. પ્રાથમિક; ૪. કલાવિષયી; ૫. મોટી ઉંમરનાંની કેળવણી અને સાંજના વર્ગો;
(બ) શિક્ષણની નિસરણી;
(ક) ખરચની યોજના;
(ડ) સરકાર અને સ્થાનિક સંસ્થાની પોતપોતાની સત્તાઓ;

(इ) ફરજિઆત કેળવણી અને તેનો અમલ;
(फ) શિક્ષકની ભરતી અને તેમની તાલીમ.

૨. ભાષા.—

પેપર ૧ લો.—

(अ) ગદ્યઃ પ્રાચીન સમયથી તે અર્વાચીન સમય સુધીના લેખકોના ગદ્યનાં ૨૫૦ પાનાં.

(ब) પદ્યઃ (૧) પ્રાચીન સમયથી તે અર્વાચીન સમય સુધીના લેખકોના પદ્યની ૮૦૦ લીટી.

(૨) આમાંની ૨૦૦ લીટીનો મુખપાઠ;

તે ઉપરાંત ૧૦૦ લીટીઓ બાળકાવ્યોની.

(फ) *વ્યાકરણઃ ૧ અઘરું પિંગળ; ૨ અઘરા અલંકાર; ૩ અઘરી વ્યુત્પત્તિ; ૪ અઘરા સમાસો;

(ड) ભાષાનો ઇતિહાસ: દરેક તબક્કે તેનો વિગતવાર વિકાસ દર્શાવવો.

તા. ક. સામાન્ય બહારના વાચનને ઉત્તેજન આપવું; પણ તેની પરીક્ષા લેવાશે નહિ.

પેપર ૨ જો.—

(अ) વર્ગમાં ન થયાં હોય એવાં કાવ્યોના વિચારનું ગદ્યમાં અવતરણ અને તેની ખૂબીઓની સમજ

(ब) વર્ગમાં થયો ન હોય તેવા ગદ્યના ફકરાના વિચારને ટુંકાણમાં દર્શાવતાં શીખવું.

(क) નિબંધ.

(ड) ઉપરના (क) ના વિષયમાં હસ્તાક્ષર, જોડણી અને વિરામચિહ્નો

૩. ગણિત.—

૧. અંકગણિતઃ—

(अ) (૧) પહેલેથી સાતમા ધોરણ–(વ. ફા. નો વર્ગ) માટેના અંકગણિતનું પુનરાવર્તન. વર્નાક્યુલર ફાઇનલનો અભ્યાસક્રમ;

(૨) અંકગણિતની બધી બાબતો શીખવવાની રીતો;

(ब) (૧) કર અને અંદાજપત્રનો અભ્યાસ;

(૨) ગુણઘાત (લોગરિથમ), ગણિતનાં કોષ્ટકોનો અભ્યાસ અને ઉપયોગ (૪ આંકડા): ઘાતચિહ્નના નિયમનો પ્રાથમિક અભ્યાસ;

---

* ગુજરાતી–અઘરું વ્યાકરણ અલંકાર સાથે

(૩) વર્ગમૂળ (ભાગાકારની રીતે);

(૪) આકૃતો અભ્યાસ–એકધારી વક્ર લીટીઓ–એટલે પ્રશ્નો (મુસાફરી, શરત, સાદું અને ચક્રવૃદ્ધિ વ્યાજ, સમ અને વ્યસ્ત પ્રમાણ વગેરે);

(૫) પિથાગોરાસનું પ્રમેય અને તેનો ઉપયોગ
( ૩–૪–૫ : ૫–૧૨–૧૩ : ૮–૧૫–૧૭ ).

$क^2 - ख^2 = (क+ख)\ (क-ख)$

$क^2 + २\ क\ ख + ख^2 = (क + ख)^2$

$क^2 - २\ क\ ख + ख^2 = (क - ख)^2$ નું જ્ઞાન અને અંકગણિતને લગતાં તેમનાં આકૃ ચિત્ર.

૨. દેશીનામું:—

સાતમા ધોરણ માટેનો વિગતવાર નામાનો ઊંડો અભ્યાસ. (દેશી રીતે વ્યાજ ગણવું, સરવૈયું, નફાનુકસાનનો હિસાબ, વેપારી ચોપડાનું જ્ઞાન).

૩. ભૂમિતિ:—

(अ) (૧) વર્તુલના ધર્મો;

(૨) બરાબર આકૃતિઓ ( લંબચોરસ, ત્રિકોણો અને સમાંતરબાજુ ચતુષ્કોણો ) અને તે માટે જરૂરની શરતો. 'બરાબર અને એકરૂપ' ની સમજ.

(ब) (૧) સ્થિર પાયાથી ત્રિકોણ રીતિએ સ્થાન અને અંતર નક્કી કરવું. ત્રિકોણ રીતિઓનો ઉપયોગ કરી સ્કેચ અને પ્લાન તૈયાર કરવા.

(૨) ફક્ત એકાકાર કાટખુણ ત્રિકોણોનો ઉપયોગ કરી ઉંચાઈ અને અંતર માપવાં ( ત્રિકોણ માપ (સેટસ્કવેર)નો ઉપયોગ કરી–એટલે ૬૦°, ૪૫°, ૩૦° ના ખુણાનો ઉપયોગ કરી );

(૩) માપ લઈ, સ્કેલ શોધી પ્લાન તૈયાર કરવા ( પહેલાં બે વર્ષનું પુનરાવર્તન ).

૪. ઇતિહાસ.—

ઈંગ્લંડનો અને બ્રિટિશ સામ્રાજ્યનો ઈતિહાસ—
ઈ. સ. ૧૪૮૫ થી આજ સુધી.

૧. ટયુડર રાજસત્તા:—ઈ. સ. ૧૪૮૫–૧૬૦૩.

(अ) મધ્યયુગની રાજસત્તા સાથે સરખામણી;

(ब) દિલ્હી સલ્તનત સાથે સરખામણી;

વ્યક્તિઓ— (૧) ગુલાબના વિગ્રહો અને તાજની નવીન સમૃદ્ધિને
હેન્રી સાતમો લીધે સાતમા હેન્રીના હાથે ઉમરાવોનો નાશ;
હેન્રી આઠમો (૨) રાજા સાથે સંધિ અને તાજની નવીન સંપત્તિને લીધે
ઇલિઝાબેથ અને (अ) નાના જમીનદારો અને (ब) વ્યાપારીઓ
ફિલિપ સિડની જેઓ ધાર્મિક, સામાજિક, આર્થિક અને દેવળના
શેકસપિઅર રાજકીય કાર્યથી અસંતુષ્ટ થએલા હતા તેને લીધે
આઠમા હેન્રીએ દેવળ ઉપર અંકુશ મૂક્યો.

(૩) ઇલિઝાબેથના સમયની સ્થિતિ.
(अ) રાષ્ટ્રીય સમાજવાદ. (રાજ્યનો ઉદ્યોગ ઉપર કાબુ) જુઓ. ગરીબીનો કાયદો, ઇજારા, ગુમાસ્તાના કાયદા.
(ब) રાષ્ટ્રભાવના. (क) વિદ્યાનો પુનરુદ્ધાર.

૨. શોધખોળનો યુગ:—૧૪૮૫ ૧૬૨૫.

(अ) કારણો:—
(૧) આર્થિક—તુર્કોએ બંધ કરેલો ભૂમધ્ય સમુદ્રનો માર્ગ (યુરોપને જોઈતી વસ્તુઓ; પહેલા ખાદ્ય પદાર્થના વેપારીઓ અને માર્ગો);

વ્યક્તિઓ— (૨) વૈજ્ઞાનિક—દુનીઆભરમાં નવીન જ્ઞાન;
કોલમ્બસ (ब) પરિણામ:—
વાસ્કો-ડી-ગામા ૧. આર્થિક:—નવા વેપારી માર્ગો;
હોકીન્સ નવી વસ્તુઓ;
ડ્રેક . નવી ખાદ્ય ચીજોના વેપારીઓ.
રેલે ૨. વૈજ્ઞાનિક:—નવી દુનીઆ—અમેરિકા;
૨. રાજકીય:—વેપારના મથકોએ પ્રયાણ;
નવા ઇગ્લંડ (આબોહવા પ્રમાણે).
પરદેશ પ્રયાણનાં ખાસ કારણો:—
(अ) ધર્મ; (ब) વેપાર;
(क) વંશપરંપરા ( કૌટુંબિક મિલ્કતના વારસાની આશા નહિ રાખનારા સાહસિક યુવાનો ).

૩. પ્રજાકીય-( પાર્લામેન્ટની ) અગર રાજબંધારણની સત્તાનો ઉદય.—૧૬૦૩-૧૬૬૦
(એટલે કે: છેલ્લા સ્ટુઅર્ટ રાજાના સમયમાં ટયુડર રાજસત્તાનું અધ:પતન)
કારણો:—

(૧) નાના જમીનદારો અને વ્યાપારીઓની વધતી સત્તા.-

| | | |
|---|---|---|
| વ્યક્તિઓ— | (અ) વધતો જતો વેપાર અને સંપત્તિ, | ને લીધે |
| ચાર્લ્સ પહેલો | (બ) ઇલિઝાબેથનો સુવર્ણ સમય. | |
| ક્રોમવેલ | રાષ્ટ્ર સમાજવાદ તરફ તેઓનો વાંધો, | |
| ચાર્લ્સ બીજો | ખાનગી નફામાં વચ્ચે પડે છે. દા. વાડા. | |
| વોલપોલ | | |
| ચેથામ | | |

(૨) મ્હેસુલપદ્ધતિની નીચેની બાબતોને પહોંચી વળવાની નિષ્ફળતા.—

(અ) સરકારનું વધી ગએલું ખર્ચ,

(બ) નવી ચઢી ગએલી કિંમતો (દક્ષિણ અમેરિકાનું રૂપું).-

(૩) ટયુડર રાજાઓએ (અ) વ્યાપારીઓ (બ) નાના જમીનદારો સાથે કરેલા સંપને લીધે પાર્લામેન્ટને (આમની સભાને) ટયુડરોએ ઉત્તેજન આપ્યું તેથી તેને પોતાની અગત્ય જણાઈ.

(૪) સ્ટુઅર્ટ રાજાઓની પ્રકૃતિ;

(૫) ધર્મ. 'ધર્મગુરુ નહિ, રાજા નહિ'.

પરિણામો:—

(૧) પાર્લામેન્ટની રાજસત્તા (ક્રમિક ખ્યાલ આપો).
(ચાર્લ્સ ૧ લો)
(ચાર્લ્સ ૨ જો)
(ચાર્લ્સ ૩ જો)
(જ્યોર્જ ૧ લો)
પક્ષપદ્ધતિ અનુસાર બંધાએલું મંત્રિમંડળ, રાજા ખોટું કરે નહિ પણ ખોટી સલાહથી દોરવાય તેવી કાયદાની દૃષ્ટિએ માન્યતા;

(૨) મહેસુલપદ્ધતિમાં સુધારો;

(૩) ઇંગ્લંડમાં રાષ્ટ્રસમાજવાદનો નાશ; (પણ શરૂઆતમાં સ્કોટલંડ, આયર્લંડ અને અમેરિકાનો સ્વાર્થ માટે ઉપયોગ.)
(અ) ગૃહ ઉદ્યોગમાં;
(બ) પાછીથી પરદેશ સાથે વેપાર.

જ્યોર્જ ૧લાના સમયમાં પાર્લામેન્ટમાં બેસતા સભ્યોનો વર્ગ, કેવી રીતે ચુંટાતા, કોનાથી, તેમના ગુણ વગેરે.

૪. (अ) ઈંગ્લંડની સામાજિક અને આર્થિક સ્થિતિ.—

(अ) ૧૪૫૦ ના }
(ब) ૧૬૬૦ ના } સમયમાં;
(क) ૧૭૬૦ ના }

એટલે કે વર્ગ, ધંધા, બજાર અને મેળા, ધર્મ, રીતરિવાજ, રમતગમત, જમીનદારી પદ્ધતિ, યુદ્ધકળા, વહનનાં સાધનો, વ્યવહાર, ખોરાક, કપડાં, ઘર, દેશ તેમજ પરદેશનો વેપાર, સ્વચ્છતા અને આરોગ્યની ટેવો, ઔષધ, ઉદ્યોગ, રમત, સ્વભાવ, ભાષા, કેળવણી, વસ્તી અને વ્યાપારના અડસટ્ટાના આંકડા પણ આપવા.

(ड) अ. ब. क. માં સમયાનુસાર થએલા ફેરફારનાં કારણો.—

| | |
|---|---|
| अ. ब. क. ના દાખલા— | (૧) ખેતી વિષયક ક્રાંતિ, |
| ચોસર : યાત્રાળુઓ | (૨) ઔદ્યોગિક ,, , |
| પેપી : ડાયરી (નોંધ) | (૩) રાજકીય ,, , |
| હોરેસ વોલ્પોલ : પત્રો | (૪) ધાર્મિક ,, , |
| | (૫) વ્યાપાર અને સાંસ્થાનિક વસાહતની પ્રગતિ. |

૫. ખેતીવિષયક ક્રાંતિ ૧૭૪૦-૧૮૦૦.—

નવીન વિજ્ઞાનની વૈજ્ઞાનિક પીઠિકાનો પ્રયોગ.—

વ્યક્તિઓ— (૧) ટયુડર, ઘેટાં, વાડા (ઊનનો વેપાર);
ટાઉન્શેન્ડ (૨) ૧૮ સૈકામાં ખેતી લાયક વાડા;
આર્થર યંગ (મોટાં શહેરોની વસ્તી માટે ખોરાક અને નિકાસ);
(૩) નિર્વાહને બદલે નફાના લોભને લીધે ખેતી;
(૪) ઢોર માટે શિઆળુ ખોરાક.
(૫) પડતર ખેતર વગર મૂળ-પાક અને પાકની ફેરવણીની પદ્ધતિ દાખલ;
(૬) જકાત કરને બદલે આર્થિક (નફાકારક) કર;
(૭) ગૃહઉદ્યોગોનો નાશ-(ઔદ્યોગિક ક્રાંતિ જુઓ);
(૮) પ્રયાણ.

૬. ઔદ્યોગિક ક્રાંતિ.—

નવીન વિજ્ઞાનની વૈજ્ઞાનિક પીઠિકા.—

નવીન વિજ્ઞાનનો ઉપયોગ.—

૧૭૪૦-૧૮૦૦ (૧) માનુષિક બળને બદલે નવી નવી શક્તિઓ;
વ્યક્તિઓ— (૨) યંત્ર;
બેકન (૩) ખેતીવિષયક ક્રાંતિ સાથે સહકાર;
ન્યુટન (૪) વ્યક્તિગત બનાવટના કરતાં સમૂહબનાવટ વધારે સસ્તી.
સ્ટીફન્સન પરિણામ નીચેની બાબતોમાં:—
વોટ (अ) વસ્તી (ઔષધ અને આરોગ્ય); (ब) કપડાં; (क) ખોરાક; (ड) ઘર બાંધકામ અને તેને અંગે વસ્તુઓ; (इ) વ્યવહાર અને વહનનાં સાધનો; (फ) યુદ્ધ;

૭. ઇંગ્લંડનો વિકાસ:—૧૬૦૦-૧૮૦૦.—

અઢારમા સૈકામા દરિઆઈ સત્તા અને વ્યાપારગત આધિપત્યના આધારે યોજાએલો.—

(૧) અમેરિકાના સંસ્થાનો.—

મૂળ ત્રણ જાતનાં (૧) વેપાર, (૨) ધર્મ, (૩) જુવાનો. ચાર્લ્સ રજા અને જ્યોર્જ ત્રીજાના સમયમાં તેમના ઉપર કેવો અમલ ચાલતો.

આર્થિક સ્વાર્થસિદ્ધિ અને નૌકાકાયદા.

વ્યક્તિઓ— વેપારની બાબ સીજો: (૨ હિંદી વસાહતો અને વધારો;
વિલિયમ પેન ત્યા રહેનારી પ્રજા. (૩) વેસ્ટ ઇન્ડિઝ અને ઈસ્ટ ઇન્ડિઝ ટાપુઓનાં વેપારી મથકો અને
વોશિંગ્ટન
કેપ્ટન કુક બાવેતર અને મૂળ ઉત્પત્તિ;
(૪) આફ્રિકાનો કિનારો;
(૫) કેનેડા કેવી રીતે સામ્રાજ્યનો ભાગ બન્યું. તેની કિંમત (અગત્ય);
(૬) બ્રિટિશ સામ્રાજ્યમાંથી તેર સંસ્થાનો કેવી રીતે છૂટાં પડ્યાં;
(૭) આસ્ટ્રેલિઆની શોધ.

૮. ફ્રેંચ વિપ્લવ:—૧૭૮૯-૧૮૧૫.—

સિદ્ધાંતો:—

(૧) હકનો નાશ; એટલે સમયની સમાનતા અને કાયદાની દૃષ્ટિએ સમાનતાની પ્રાપ્તિ;

(૨) રાજકીય સ્વતંત્રતા એટલે રાજ્યપ્રકરણમાં સર્વેનો હિસ્સો;

(૩) આંતરિક વેપાર અને મજુરીના અંકુશો સામે આર્થિક સ્વતંત્રતાની માગણી; (એટલે કે રાષ્ટ્રસમાજવાદનો દુરુપયોગ) દા. ત. સ્ટુઅર્ટ ઇંગ્લંડ);

પરિણામ:—

(૧) રાષ્ટ્રવાદી પછી રાજપક્ષી.—

(અ) ફ્રાન્સની ઇગ્લંડ સાથે વેપાર અને સંસ્થાન માટે અથડામણ;

(બ) રાષ્ટ્ર પ્રશ્ન ઉપર યુરોપ સાથે અથડામણ.

(૨) પ્રજાસત્તા અને રાષ્ટ્રવાદના વિચારો યુરોપ ઉપર અસર કરે છે.

**૯. ૧૭૮૯ નું યુરોપ-૧૮૧૫ નું યુરોપ.—**

(ઐતિહાસિક ભૂગોળ)

રાજકીય ફેરફારો બતાવવા ચાર મોટા ભીંતે ટાંગવાના નકશા જોઈએ. ફ્રેંચ લડાઈઓ (૧૭૯૨-૧૮૧૫) અને ફ્રેંચ વિપ્લવની નીચેનાં ઉપર અસર.—

(અ) બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણ આફ્રિકા, અને કેટલાક ટાપુઓ અને બંદરો ઉપર અસર.

(બ) તે સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા.—

(૧) કેનેડા (સ્વરાજ ચલાવવું);

(૨) ૧૮૩૨ નો પાર્લામેન્ટના સુધારાનો કાયદો અને તે પછીના તેવા કાયદા;

(૩) આસ્ટ્રેલિઆ અને દક્ષિણ આફ્રિકા; પછીથી સ્વરાજ્યતંત્ર;

**૧૦. ૧૯ મા સૈકામાં બ્રિટિશ સામ્રાજ્ય.—**

(૧) ઇગ્લંડ દુનીઆનું કાર્યક્ષેત્ર; શરૂઆતનો લાભ.

(૨) નવી જાતના વેપાર-કોલસા. તૈયાર કરેલી વસ્તુઓ-(પાકો માલ) કાચો માલ-ખોરાક. વગર જકાતી વેપાર માટે કારણો.—

(૩) પૂર્વ દેશો પૈસાના રોકાણ માટે અને મેળવવા માટે પશ્ચિમ દેશોનું બજાર; દા. ત. ચીનનાં મથકો અને હિંદ ઉપર રાજકીય આધિપત્ય;

(૪) કોલસો-વહાણો-રેલ્વે,
વ્યાપારી અને આર્થિક આધિપત્ય,
આફ્રિકા, યુરોપ અને અમેરિકામાં અંગ્રેજોનાં રેલ્વે બાંધકામ;

(૫) અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે સરાફી પેઢીઓ અને ધીરધાર;

(૬) અંગ્રેજી કારખાનાંની સ્થિતિ;

(૭) બળનાં નવાં સાધનો, વરાળ, ગ્રેસ, પેટ્રોલ, વીજળી વગેરે.— આની નીચેની બાબતો ઉપર અસર.—

(અ) વહનનાં સાધનો. વ્યવહાર (વખતના હિસાબે દુનીઆનું કદ) અને (બ) ઉદ્યોગનો વિકાસ અને વ્યવસ્થા;

(૮) (अ) ઓગણીસમા સૈકાનું ઇંગ્લંડનું જીવન. (૧૮૯૦);
(ब) ઓગણીસમા સૈકાનું કેનેડા, આસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા.

૧૧. (अ) ઓગણીસમા સૈકામા આફ્રિકાના વિભાગ અને સંસ્થાનોની વસાહત
(ब) આસ્ટ્રેલિઆની આર્થિક દષ્ટિએ વસાહત;
(क) ચીન, ઇજિપ્ત ( સુદાન ) અને ઇરાનના વખાતમાં આર્થિક અને રાજકીય ડખલ.

૧૨. ૧૯૧૪ ની દુનીઆ-( ઐતિહાસિક );
૧૯૧૮ ની દુનીઆ-( ભૌગોલિક );
બ્રિટિશ સામ્રાજ્ય અને રાષ્ટ્રભાવના સંબંધી ખાસ.

નોંધ: ૧. હિંદના ઐતિહાસિક સમય અને સામ્રાજ્યના ઐતિહાસિક સમયની સરખામણી કરનારો સમયતખ્તો. (સ્કેલ પ્રમાણથી) વિદ્યાર્થીઓનું એકત્ર કામ;
૨. અગત્યની તારીખોઃ—કાર્યકારણના પરિણામ બતાવતી અને ઐતિહાસિક વિગતનો ક્રમ બનાવતી;
૩. ૯ અને ૧૨ માટે રંગીન ભીંતે ટાંગવાનો નકશો. વિદ્યાર્થીનું એકત્ર કામ;
યુરોપનો અને દુનીઆનો ૧૩૮૫ નો રાજકીય નકશો.

## ૫. ભૂગોળ.—

### ૧. પૃથ્વી પર રહેતા લોકોનું જીવન.—

૧. તેમની જરૂરિઆતો—બધા પ્રાકૃતિક પ્રદેશોમાં તે કેવી રીતે પુરી પડે છે;
૨. મનુષ્યે પૃથ્વીની સપાટીપર કેવા ફેરફાર કર્યા છે; રેલ્વે, નહેરો, પુલો; અથવા તેણે કુદરતી વ્યવહારમાર્ગોનો કેવો ઉપયોગ કર્યો છે, દા. નદીઓ, ખીણો, ઘાટો;
૩. બળઃ—મનુષ્ય, પ્રાણી, તેલ વગેરે;

### ૨. જગતની આગળ વધેલી પ્રજાઓનો હિંદ સાથેનો આર્થિક સંબંધ.—

બ્રિટિશ ટાપુઓ, જર્મનિ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન. ( લોકો અને તેઓની આર્થિક ઉન્નતિ ).

### ૩. ભૌગોલિક દષ્ટિએ હાલની સુધરેલી પ્રજાઓનો સામાન્ય પરિચય.—

દા. યુનાઇટેડ સ્ટેટ્સ, ડેન્માર્ક, રશિઆ, ઇગ્લાંડ, આર્જેન્ટાઇન, જાપાન, ફ્રાન્સ.

૪. પ્રાયોગિક ૧. (અ) નકશો—ભૂપૃષ્ઠદર્શક લીટીઓ દોરવી;
(બ) સ્ટીરીઓસ્કોપ, મેગ્નિફાયંગ ગ્લાસની ઓળખાણ અને ઉપયોગ.
૨. પ્રાથમિક ભૂમાપન: થિઓડોલાઇટ, પ્લેઇનટેબલ, પ્રિઝમેટિક કોમ્પાસ, પીડોમિટર, ચેઇનક્લીનોમીટરનો ઉપયોગ.

૫. ૧. દુનિયાનું (અ) સૂર્યમંડળ, (બ) વિશ્વમાં સ્થાન:
૨. તેની ઉત્પત્તિ—

૬. પ્રાકૃતિક ભૂગોળ—

જમીન અને પાણીના આકાર, હિમજનિત પ્રદેશો, લાવાથી બનેલા પ્રદેશો, નદીથી બનેલાં મેદાનો, પર્વતો, ઉચ્ચ પ્રદેશો ( ટેબલ લેન્ડ્ઝ ) જ્વાળામુખીઓ, ખીણો, દરીઆકિનારો, દ્વીપો, નદીઓ, સમુદ્રો, સમુદ્રતળો, પૃથ્વીનું પૃષ્ઠ, જુના ખડકો, પૃથ્વીની ગતિઓ, ધરતીકંપ, પછીથી બનેલા ખડકો, તે કેવી રીતે બન્યા, શેષો, પૃથ્વી ઉપર જીવનવિકાસનો ઇતિહાસ.

૬. સામાન્ય વિજ્ઞાન (ગુણ વિશિષ્ટ અને પ્રાયોગિક).—

૧ સામાન્ય પદાર્થવિજ્ઞાન:—

રજકણસમૂહ અને વજન. ઘટત્વ. ઘટત્વથી પદાર્થની પારખ. પ્રવાહી. પ્રવાહીનું દબાણ. પ્રવાહીની તારક શક્તિ વજનનો ખોટ. આર્કિમિડિઝનો સિદ્ધાન્ત. સાપેક્ષ ઘટત્વ. તરવું. દૂધમાપક યંત્ર ( લેક્ટોમિટર ). અને પ્રવાહી ભારમાપક યંત્ર ( હાઇડ્રોમિટર ). હોડી. વહાણ. હવાઈ જહાજ. સબમરિન.

હવાનું દબાણ. હવાનું વજન. તે કેવી રીતે મપાય. વાયુ ભારમાપક યંત્ર. પારાની ઉંચાઈ અને તેનો અર્થ. વાયુભારમાપક યંત્રમાં પારાની વધઘટ ( ક્યારે અને ક્યાં ). હવાનું સૂચન.

તે ઉપર આધાર રાખનારાં યંત્રો. હવાનો પંપ. સાદો પંપ. સાઇકલ પંપ, બંબનળી. વાસુદેવ પ્યાલો.

નગરો અને શહેરોમાં પાણી પુરું પાડવાની ગોઠવણ; પાતાળકુવા અને ફુવારા.

૨. ગરમી:—

ગરમીથી વૃદ્ધિ. ગરમીમાપક યંત્રો. એફ અને સી માપ. નિશ્ચિત બિંદુઓ. દાક્તરી ગરમીમાપક યંત્ર. વધારેમાં વધારે અને ઓછામાં ઓછી

ગરમીમાપક યંત્ર. ગરમીનો જથો. ગરમી અને અંશ. ગરમી માટેની શક્તિ. પાણીની ગરમી માટેની વધારે શક્તિ. તેનાં કુદરતી પરિણામ.

બાષ્પભવન. દાખલા. ઉકળવું. ઉકળવા ઉપર દબાણ અને ઓગળેલા પદાર્થની અસર. કુદરતમાં બાષ્પભવન. ઝાકળ. ધુમ્મસ. વગેરે. વરસાદ અને બરફ.

પીગળવું. છુપી ગરમી. બરફની બનાવટ. ઠંડું પાડવાની રીતો. ગરમીનો ફેલાવો. વહન સારૂં અને ખરાબ. પ્રવાહી અને વાયુ અને હવામાં નયન, ઓરડામાં પવન. જમીન અને દરીઆના પવન. પવનો. હવાઉજાસ, કિરણરૂપે ફેલાવો. શોષણ, થર્મોસફ્લાસ્ક.

૩. યંત્રશાસ્ત્ર અને યંત્રો:—

યંત્રો. અર્થ. યંત્રમા બળનો ઉપયોગ અને થતું કામ. યાંત્રિક લાભ.

ઉચ્ચાલન, તે શેનું બન્યું છે, તે કેવી રીતે કામ કરે છે. યાંત્રિકલાભ. વ્યાવહારિક ઉપયોગ.

ગરગડીઃ જડેલી અને છુટી. રેંટ. વ્યાવહારિક ઉપયોગ.

ઢાળઃ નીસરણી. ફાચર અને પેચ. સ્ક્રુ. ગોળ સીડી. કુદરતનાં બળ.

ગુરૂત્વાકર્ષણબળ—ગુરૂત્વાકર્ષણ. ગુરૂત્વમધ્યબિંદુ. સમતોલપણું ગુરૂત્વમધ્યબિંદુ.

જડતાઃ—જડતાની દરરોજની અસરો. વહેવારૂ ઉપયોગ.

હવાનું બળઃ—પવનચક્કી. વહાણના સઢ.

પાણીનું બળ.—જળચક્કી. ટર્બાઇન. દબાણ. બોજો મોકલવું. ચાપયંત્ર.

વરાળઃ—વરાળ અને યંત્રો. સ્નાયુની શક્તિને બદલે સ્થાન લેનાર પ્રાચીન, અર્વાચીન અને સંભવિત ભવિષ્યનાં સાધન. વરાળ એન્જિનની રચના અને ક્રિયા. ઓટોમોબાઇલ અને તેનું એન્જીન. એન્જીનનાં બળતણ. પેટ્રોલિઅમ. તેલના કુવા.

પ્રકાશ:—

પ્રકાશ સીધી લીટીમાં જાય છે. પીનહોલ. કેમેરા. પડછાયા.

પરાવર્તન—સાદા આયના અને વક્ર આયના વહેવારૂ દાખલા.

વક્રીભવન—ચોરસ કકડામાંથી, ત્રિકોણમાંથી.

અસર—બાહ્યગોળ અને અંતર્ગોળ.

ચશ્મા—કેન્દ્ર, આકૃતિ, વિપુલદર્શક કાચ.

સુક્ષ્મદર્શકયંત્ર—દૂરબીન. મેજીકલેન્ટર્ન. છબી પાડવાનો કેમેરા. છુટું પડવું. મેઘધનુષ.

રંગ—રંગનું શોષણ. આકાશનો વાદળી અને સૂર્યાસ્તનો લાલ.

૫. અવાજ—

કેવી રીતે થાય છે. વાહન. હવા. ઘન. પ્રવાહી. આંદોલનો. મોજાંની ગતિ. હવાની ગતિ. પરાવર્તન અને પડઘો. ગળાનો અવાજ. કેટલાંક વાજિંત્રોની તપાસ. ઘંટડી. વાયુવાદ્ય અને તંતુવાદ્ય. ગ્રામોફોન. સાઉન્ડ બોક્સ અને રેકર્ડ. કાન.

૬. લોહચુંબકત્વ અને વીજળી—

લોહચુંબક, કુદરતી અને બનાવટ. લોહચુંબકની લોઢા ઉપર અસર. લોહચુંબકત્વના નિયમ. લોહચુંબકનો દોરવાનો ગુણ. ઇન્ડકશન, થોડો વખત રહેનાર, લોહચુંબક. લોહચુંબકની સાંકળ. હોકાયંત્ર. લોહચુંબક કેવી રીતે બને છે.

અર્વાચીન દૈનિક જીવનમાં વીજળી. પ્રાચીન જમાનાની ઘર્ષણ વીજળી; તેની પછી વીજળીનો પ્રવાહ ઉત્પન્ન કરવાની વોલ્ટાની શોધવાળી રીત. પ્રવાહ પકડવો. અર્વાચીન બેટરીઓ. સૂકી સેલ. સ્ટોરેજ સેલ. વીજળીનો પ્રવાહ. ગરમીની અસર. વીજળીનો દીવો. વીજળીનું હીટર. ફ્યુઝ. લોહચુંબકની અસર. વિદ્યુત-લોહચુંબક. વીજળીની ઘંટડી. ટેલિગ્રાફ અને ટેલિફોન.

રસાયણિક અસર. વીજળીથી પાણીનું પૃથક્કરણ. વીજળીથી ઢોળ ચઢાવવો. વાહક અને ઇન્સ્યુલેટર. વીજળીની મોટર અને ડાયનેમોના સિદ્ધાન્ત. વીજળીનું માપ શી રીતે લેવાય છે.

બાગકામ

**વર્ગમાં કામ:**—ખુંટીની કલમ. ફળ ઝાડ માટે જથ્થો. ઉપચારને માટે રોગના જંતુઓ અને રોગોના વર્ગ કરવા. શાળામાંનાં સ્પ્રે કરેલાં અને નહિ સ્પ્રે કરેલાં ઝાડ ઉપરથી ઈંડાં સેવવા પ્રયાસ કરવો. કોશેટા એકઠા કરો અને સેવો.

**બગીચામાં કામ:**—ખુંટીની કલમ, ડાળી વાળીને કલમ, જથ્થા, રોગના જંતુનાં ઈંડાં અને ફુગજન્ય રોગોના નમુના એકઠા કરવા. બી વાવવાં.

**વર્ગમાં કામ:**—આંખ ચઢાવવી–છોડની કેટલીક સામાન્ય અડચણોની જીવનદશા. જો બની શકે તો જંતુ શાળામાં ઉછેરવાનાં પાંજરામાં રાખવાં.

**બગીચામાં કામ:**—આંખ ચઢાવવી-ફળ ઉપર સ્પ્રે કરવું. છાંટવું. સ્પ્રે કરેલાં અને નહિ સ્પ્રે કરેલા ઝાડના જંતુનું અવલોકન વગેરે. જુદાં જુદાં ઝાડનાં ફૂલ આવવાની તારીખ નોંધો.

## ૭ ચિત્રકામ

(अ) આગલા વર્ષના અભ્યાસક્રમનું કામ ચાલુ રાખવું; અને પ્રાથમિક શાળાઓ માટે ચિત્રકામના અભ્યાસક્રમમાં આવી જતા બધા વિષયોનો મહાવરો (આગલા વર્ષના અભ્યાસક્રમ કરતાં વધારે અઘરી વસ્તુઓ પસંદ કરવી).

(ब) ચિત્રકામ (વિષય તરીકે)—

(૧) કેળવણીમાં ચિત્રકામનું સ્થાન;

(૨) ચિત્રકામની વિદ્યાર્થીઓ પર અસર;

(૩) ચિત્રકામ શીખવવાના સિદ્ધાંતો.

**શિક્ષકોને સૂચના**

ચિત્રકામ અને રંગકામના (પેઇન્ટિંગના) સારા જ્ઞાન સિવાય શિક્ષક સફળતાથી ચિત્રકામ શીખવવાની આશા રાખી શકે નહિ. તેણે તેની આસપાસ બને તેટલું ચિત્રકામનું સાહિત્ય એકઠું કરવું જોઈએ. તેણે ચિત્રકળાના અભ્યાસનો કળાના બીજા વિષયો સાથેનો સંબંધ ગાઢ રીતે અને બને તેટલો કુદરતી રીતે જોડવો જોઈએ. તેણે અવલોકનશક્તિ ખીલવવી જોઈએ, અને કુદરતી પદાર્થ ઉપરથી સ્કેચિંગ કરવાને ઉત્તેજન આપવું જોઈએ. દીવાલો, ભોંયતળીઆ, છત વગેરે પર સારા ચિત્ર મૂકવાનો પ્રયત્ન કરવો જોઈએ, અને તેમની ચર્ચા કરવી જોઈએ. તેણે વિદ્યાર્થીઓને સુંદર અને યોગ્ય આકારોનું અવલોકન કરવાને મદદ કરવી જોઈએ અને ફર્નિચર, ઘરઉપયોગી વસ્તુઓ વગેરેમાં રસ લેતા શીખવવું, અને જેકાંઈ ખાસ આકાર અને રંગમા સારી રીતે યોજાયેલું હોય તેની કદર કરતાં તેમને શીખવવું જોઈએ.

## ૮ હસ્તઉદ્યોગ.—

(अ) બીજા વર્ષ ब માં આપેલા/ગણાવેલા ઉદ્યોગોમાંથી એકનો ઉંચા પ્રકારનો અભ્યાસ

(ब) કેળવણીમાં ઉપયોગી હસ્તઉદ્યોગના નિયમો અને સિદ્ધાંતો

## ૯ શારીરિક કેળવણી:—

(अ) "બોર્ડ ઑવ એજ્યુકેશન"નો "શાળાઓ માટે શારીરિક કેળવણીનો અભ્યાસક્રમ" એ પુસ્તકનાં ૨૮–૪૨ સુધીના (પા. ૧૯૬–૨૦૩, ૨૫૦, ૨૫૧, ૩૦૮–૩૪૭) કોઠા લેવાની શાકત

(સામાન્ય માહીતી માટે સંબંધ ધરાવતો આઠમા પ્રકરણનો ભાગ).

(ब) (તાલીમ લેવા આવેલા શિક્ષકોની કસરત માટે) ઉપલા પુસ્તકમાંથી બીજા આગળ પાંચ કોઠા

(क) અઠવાડીઆમાં ત્રણ વખત દેશી રમતો (૨૦ મિનિટનો પિરિઅડ)

# પંચાંગ—ઈ૦ સ૦ ૧૯૩૬

સંવત ૧૯૯૨-૧૯૯૩ | મુ. હી. સન ૧૩૫૪-૧૩૫૫

| જાન્યુઆરી પોષ-મહા સંવત ૧૯૯૨ | | | ફેબ્રુઆરી મહા-ફાગણ | | | માર્ચ ફાગણ-ચૈત્ર | | | એપ્રિલ ચૈત્ર-વૈશાખ | | | મે વૈશાખ-જેઠ | | | જુન જેઠ-અશાડ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ |
| ૧ | બુધ | ૭ | ૧ | શનિ | ૯ | ૧ | રવિ | ૮ | ૧ | બુધ | ૧૦ | ૧ | શુક્ર | ૧૦ | ૧ | સોમ | ૧૨ |
| ૨ | ગુરુ | ૮ | ૨ | રવિ | ૧૦ | ૨ | સોમ | ૧૦ | ૨ | ગુરુ | ૧૧ | ૨ | શનિ | ૧૧ | ૨ | મંગળ | ૧૨ |
| ૩ | શુક્ર | ૧૦ | ૩ | સોમ | ૧૧ | ૩ | મંગળ | ૧૧ | ૩ | શુક્ર | ૧૨ | ૩ | રવિ | ૧૨ | ૩ | બુધ | ૧૩ |
| ૪ | શનિ | ૧૧ | ૪ | મંગળ | ૧૨ | ૪ | બુધ | ૧૨ | ૪ | શનિ | ૧૩ | ૪ | સોમ | ૧૩ | ૪ | ગુરુ | ૧૪ |
| ૫ | રવિ | ૧૨ | ૫ | બુધ | ૧૩ | ૫ | ગુરુ | ૧૩ | ૫ | રવિ | ૧૪ | ૫ | મંગળ | ૧૪ | ૫ | શુક્ર | ૧૫ |
| ૬ | સોમ | ૧૩ | ૬ | ગુરુ | ૧૪ | ૬ | શુક્ર | ૧૩ | ૬ | સોમ | ૧૫ | ૬ | બુધ | ૧૫ | ૬ | શનિ | વ૧ |
| ૭ | મંગળ | ૧૪ | ૭ | શુક્ર | ૧૫ | ૭ | શનિ | ૧૪ | ૭ | મંગળ | વ૧ | ૭ | ગુરુ | વ૧ | ૭ | રવિ | ૨ |
| ૮ | બુધ | ૧૫ | ૮ | શનિ | વ૧ | ૮ | રવિ | ૧૫ | ૮ | બુધ | ૨ | ૮ | શુક્ર | ૨ | ૮ | સોમ | ૩ |
| ૯ | ગુરુ | વ૧ | ૯ | રવિ | ૨ | ૯ | સોમ | વ૧ | ૯ | ગુરુ | ૨ | ૯ | શનિ | ૩ | ૯ | મંગળ | ૪ |
| ૧૦ | શુક્ર | ૨ | ૧૦ | સોમ | ૩ | ૧૦ | મંગળ | ૨ | ૧૦ | શુક્ર | ૩ | ૧૦ | રવિ | ૪ | ૧૦ | બુધ | ૫ |
| ૧૧ | શનિ | ૩ | ૧૧ | મંગળ | ૪ | ૧૧ | બુધ | ૩ | ૧૧ | શનિ | ૪ | ૧૧ | સોમ | ૫ | ૧૧ | ગુરુ | ૭ |
| ૧૨ | રવિ | ૪ | ૧૨ | બુધ | ૫ | ૧૨ | ગુરુ | ૪ | ૧૨ | રવિ | ૫ | ૧૨ | મંગળ | ૬ | ૧૨ | શુક્ર | ૮ |
| ૧૩ | સોમ | ૫ | ૧૩ | ગુરુ | ૬ | ૧૩ | શુક્ર | ૫ | ૧૩ | સોમ | ૬ | ૧૩ | બુધ | ૭ | ૧૩ | શનિ | ૯ |
| ૧૪ | મંગળ | ૬ | ૧૪ | શુક્ર | ૭ | ૧૪ | શનિ | ૬ | ૧૪ | મંગળ | ૭ | ૧૪ | ગુરુ | ૮ | ૧૪ | રવિ | ૧૦ |
| ૧૫ | બુધ | ૬ | ૧૫ | શનિ | ૮ | ૧૫ | રવિ | ૭ | ૧૫ | બુધ | ૮ | ૧૫ | શુક્ર | ૯ | ૧૫ | સોમ | ૧૧ |
| ૧૬ | ગુરુ | ૭ | ૧૬ | રવિ | ૯ | ૧૬ | સોમ | ૮ | ૧૬ | ગુરુ | ૯ | ૧૬ | શનિ | ૧૦ | ૧૬ | મંગળ | ૧૨ |
| ૧૭ | શુક્ર | ૮ | ૧૭ | સોમ | ૧૦ | ૧૭ | મંગળ | ૯ | ૧૭ | શુક્ર | ૧૧ | ૧૭ | રવિ | ૧૧ | ૧૭ | બુધ | ૧૩ |
| ૧૮ | શનિ | ૯ | ૧૮ | મંગળ | ૧૧ | ૧૮ | બુધ | ૧૦ | ૧૮ | શનિ | ૧૨ | ૧૮ | સોમ | ૧૨ | ૧૮ | ગુરુ | ૧૪ |
| ૧૯ | રવિ | ૧૦ | ૧૯ | બુધ | ૧૨ | ૧૯ | ગુરુ | ૧૧ | ૧૯ | રવિ | ૧૩ | ૧૯ | મંગળ | ૧૩ | ૧૯ | શુક્ર | ૦)) |
| ૨૦ | સોમ | ૧૧ | ૨૦ | ગુરુ | ૧૩ | ૨૦ | શુક્ર | ૧૨ | ૨૦ | સોમ | ૧૪ | ૨૦ | બુધ | ૦)) | ૨૦ | શનિ | ૧ |
| ૨૧ | મંગળ | ૧૨ | ૨૧ | શુક્ર | ૧૪ | ૨૧ | શનિ | ૧૩ | ૨૧ | મંગળ | ૦)) | ૨૧ | ગુરુ | ૧ | ૨૧ | રવિ | ૨ |
| ૨૨ | બુધ | ૧૩ | ૨૧ | શનિ | ૦)) | ૨૨ | રવિ | ૧૪ | ૨૨ | બુધ | ૧ | ૨૨ | શુક્ર | ૨ | ૨૨ | સોમ | ૩ |
| ૨૩ | ગુરુ | ૧૪ | ૨૩ | રવિ | ૧ | ૨૩ | સોમ | ૦)) | ૨૩ | ગુરુ | ૨ | ૨૩ | શનિ | ૩ | ૨૩ | મંગળ | ૪ |
| ૨૪ | શુક્ર | ૦)) | ૨૪ | સોમ | ૨ | ૨૪ | મંગળ | ૨ | ૨૪ | શુક્ર | ૩ | ૨૪ | રવિ | ૪ | ૨૪ | બુધ | ૫ |
| ૨૫ | શનિ | ૧ | ૨૫ | મંગળ | ૩ | ૨૫ | બુધ | ૩ | ૨૫ | શનિ | ૪ | ૨૫ | સોમ | ૫ | ૨૫ | ગુરુ | ૬ |
| ૨૬ | રવિ | ૨ | ૨૬ | બુધ | ૪ | ૨૬ | ગુરુ | ૪ | ૨૬ | રવિ | ૫ | ૨૬ | મંગળ | ૬ | ૨૬ | શુક્ર | ૭ |
| ૨૭ | સોમ | ૩ | ૨૭ | ગુરુ | ૫ | ૨૭ | શુક્ર | ૫ | ૨૭ | સોમ | ૬ | ૨૭ | બુધ | ૭ | ૨૭ | શનિ | ૮ |
| ૨૮ | મંગળ | ૫ | ૨૮ | શુક્ર | ૬ | ૨૮ | શનિ | ૬ | ૨૮ | મંગળ | ૭ | ૨૮ | ગુરુ | ૮ | ૨૮ | રવિ | ૯ |
| ૨૯ | બુધ | ૬ | ૨૯ | શનિ | ૭ | ૨૯ | રવિ | ૭ | ૨૯ | બુધ | ૮ | ૨૯ | શુક્ર | ૯ | ૨૯ | સોમ | ૧૦ |
| ૩૦ | ગુરુ | ૭ | ... | ... | ... | ૩૦ | સોમ | ૮ | ૩૦ | ગુરુ | ૯ | ૩૦ | શનિ | ૧૦ | ૩૦ | મંગળ | ૧૧ |
| ૩૧ | શુક્ર | ૮ | ... | ... | ... | ૩૧ | મંગળ | ૯ | ... | ... | ... | ૩૧ | રવિ | ૧૧ | ... | ... | ... |

| જુલાઈ અશાડ–શ્રાવણ | | | ઓગસ્ટ શ્રાવણ–અધિક ભાદરવો | | | સપ્ટેમ્બર અધિક ભાદરવો-ભાદરવો | | | ઓક્ટોમ્બર ભાદરવો–આસો | | | નવેમ્બર આસો–કારતક સં. ૨૦૧૦ | | | ડિસેમ્બર કારતક–માગસર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ | તારીખ | વાર | તિથિ |
| ૧ | બુધ | ૧૨ | ૧ | શનિ | ૧૩ | ૧ | મંગળ | ૧૫ | ૧ | ગુરુ | વ૧ | ૧ | રવિ | ૨ | ૧ | મંગળ | ૩ |
| ૨ | ગુરુ | ૧૩ | ૨ | રવિ | ૧૪ | ૨ | બુધ | વ૧ | ૨ | શુક્ર | ૨ | ૨ | સોમ | ૪ | ૨ | બુધ | ૪ |
| ૩ | શુક્ર | ૧૪ | ૩ | સોમ | ૧૫ | ૩ | ગુરુ | ૨ | ૩ | શનિ | ૩ | ૩ | મંગળ | ૫ | ૩ | ગુરુ | ૫ |
| ૪ | શનિ | ૧૫ | ૪ | મંગળ | વ૧ | ૪ | શુક્ર | ૩ | ૪ | રવિ | ૪ | ૪ | બુધ | ૬ | ૪ | શુક્ર | ૬ |
| ૫ | રવિ | વ૧ | ૫ | બુધ | ૩ | ૫ | શનિ | ૪ | ૫ | સોમ | ૫ | ૫ | ગુરુ | ૭ | ૫ | શનિ | ૭ |
| ૬ | સોમ | ૨ | ૬ | ગુરુ | ૪ | ૬ | રવિ | ૬ | ૬ | મંગળ | ૬ | ૬ | શુક્ર | ૮ | ૬ | રવિ | ૮ |
| ૭ | મંગળ | ૩ | ૭ | શુક્ર | ૫ | ૭ | સોમ | ૭ | ૭ | બુધ | ૭ | ૭ | શનિ | ૯ | ૭ | સોમ | ૯ |
| ૮ | બુધ | ૪ | ૮ | શનિ | ૬ | ૮ | મંગળ | ૮ | ૮ | ગુરુ | ૮ | ૮ | રવિ | ૧૦ | ૮ | મંગળ | ૧૦ |
| ૯ | ગુરુ | ૫ | ૯ | રવિ | ૭ | ૯ | બુધ | ૯ | ૯ | શુક્ર | ૯ | ૯ | સોમ | ૧૧ | ૯ | બુધ | ૧૧ |
| ૧૦ | શુક્ર | ૬ | ૧૦ | સોમ | ૮ | ૧૦ | ગુરુ | ૧૦ | ૧૦ | શનિ | ૧૦ | ૧૦ | મંગળ | ૧૨ | ૧૦ | ગુરુ | ૧૨ |
| ૧૧ | શનિ | ૭ | ૧૧ | મંગળ | ૯ | ૧૧ | શુક્ર | ૧૧ | ૧૧ | રવિ | ૧૧ | ૧૧ | બુધ | ૧૩ | ૧૧ | શુક્ર | ૧૩ |
| ૧૨ | રવિ | ૮ | ૧૨ | બુધ | ૧૦ | ૧૨ | શનિ | ૧૨ | ૧૨ | સોમ | ૧૨ | ૧૨ | ગુરુ | ૧૪ | ૧૨ | શનિ | ૧૪ |
| ૧૩ | સોમ | ૯ | ૧૩ | ગુરુ | ૧૧ | ૧૩ | રવિ | ૧૩ | ૧૩ | મંગળ | ૧૩ | ૧૩ | શુક્ર | ૧૪ | ૧૩ | રવિ | ૦)) |
| ૧૪ | મંગળ | ૧૧ | ૧૪ | શુક્ર | ૧૨ | ૧૪ | સોમ | ૧૪ | ૧૪ | બુધ | ૧૪ | ૧૪ | શનિ | ૦)) | ૧૪ | સોમ | ૧ |
| ૧૫ | બુધ | ૧૨ | ૧૫ | શનિ | ૧૩ | ૧૫ | મંગળ | ૦)) | ૧૫ | ગુરુ | ૦)) | ૧૫ | રવિ | ૧ | ૧૫ | મંગળ | ૨ |
| ૧૬ | ગુરુ | ૧૩ | ૧૬ | રવિ | ૧૪ | ૧૬ | બુધ | ૧ | ૧૬ | શુક્ર | ૧ | ૧૬ | સોમ | ૨ | ૧૬ | બુધ | ૩ |
| ૧૭ | શુક્ર | ૧૪ | ૧૭ | સોમ | ૦)) | ૧૭ | ગુરુ | ૨ | ૧૭ | શનિ | ૨ | ૧૭ | મંગળ | ૩ | ૧૭ | ગુરુ | ૪ |
| ૧૮ | શનિ | ૦)) | ૧૮ | મંગળ | ૧ | ૧૮ | શુક્ર | ૩ | ૧૮ | રવિ | ૩ | ૧૮ | બુધ | ૪ | ૧૮ | શુક્ર | [illegible] |
| ૧૯ | રવિ | ૧ | ૧૯ | બુધ | ૨ | ૧૯ | શનિ | ૪ | ૧૯ | સોમ | ૪ | ૧૯ | ગુરુ | ૫ | ૧૯ | શનિ | ૬ |
| ૨૦ | સોમ | ૨ | ૨૦ | ગુરુ | ૩ | ૨૦ | રવિ | ૫ | ૨૦ | મંગળ | ૫ | ૨૦ | શુક્ર | ૬ | ૨૦ | રવિ | [illegible] |
| ૨૧ | મંગળ | ૩ | ૨૧ | શુક્ર | ૪ | ૨૧ | સોમ | ૫ | ૨૧ | બુધ | ૬ | ૨૧ | શનિ | ૭ | ૨૧ | સોમ | [illegible] |
| ૨૨ | બુધ | ૪ | ૨૨ | શનિ | ૫ | ૨૨ | મંગળ | ૬ | ૨૨ | ગુરુ | ૭ | ૨૨ | રવિ | ૮ | ૨૨ | મંગળ | [illegible] |
| ૨૩ | ગુરુ | ૫ | ૨૩ | રવિ | ૬ | ૨૩ | બુધ | ૭ | ૨૩ | શુક્ર | ૮ | ૨૩ | સોમ | ૯ | ૨૩ | બુધ | [illegible] |
| ૨૪ | શુક્ર | ૬ | ૨૪ | સોમ | ૭ | ૨૪ | ગુરુ | ૮ | ૨૪ | શનિ | ૯ | ૨૪ | મંગળ | ૧૦ | ૨૪ | ગુરુ | [illegible] |
| ૨૫ | શનિ | ૭ | ૨૫ | મંગળ | ૮ | ૨૫ | શુક્ર | ૯ | ૨૫ | રવિ | ૧૦ | ૨૫ | બુધ | ૧૧ | ૨૫ | શુક્ર | [illegible] |
| ૨૬ | રવિ | ૮ | ૨૬ | બુધ | ૯ | ૨૬ | શનિ | ૧૦ | ૨૬ | સોમ | ૧૧ | ૨૬ | ગુરુ | ૧૩ | ૨૬ | શનિ | [illegible] |
| ૨૭ | સોમ | ૯ | ૨૭ | ગુરુ | ૧૦ | ૨૭ | રવિ | ૧૧ | ૨૭ | મંગળ | ૧૨ | ૨૭ | શુક્ર | ૧૪ | ૨૭ | રવિ | [illegible] |
| ૨૮ | મંગળ | ૯ | ૨૮ | શુક્ર | ૧૧ | ૨૮ | સોમ | ૧૨ | ૨૮ | બુધ | ૧૩ | ૨૮ | શાન | ૧૫ | ૨૮ | સોમ | [illegible] |
| ૨૯ | બુધ | ૧૦ | ૨૯ | શનિ | ૧૨ | ૨૯ | મંગળ | ૧૩ | ૨૯ | ગુરુ | ૧૪ | ૨૯ | રવિ | વ૧ | ૨૯ | મંગળ | [illegible] |
| ૩૦ | ગુરુ | ૧૧ | ૩૦ | રવિ | ૧૩ | ૩૦ | બુધ | ૧૫ | ૩૦ | શુક્ર | ૧૫ | ૩૦ | સોમ | ૨ | ૩૦ | બુધ | |
| ૩૧ | શુક્ર | ૧૨ | ૩૧ | સોમ | ૧૪ | ... | ... | ... | ૩૧ | શનિ | વ૧ | ... | ... | ... | ૩૧ | ગુરુ | |

મોહનભાઈ ગોરધનભાઈ પટેલ
- હે. આસિ. સો. બો. સ્કૂલ, વાવલી. તા. જંબુસર જિ. ભરૂચ

# સરકારી જાહેરખબરો

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા, ઉત્તર ભાગ

નં. ૯૫૧૮. આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૩૬ ના માર્ચની તા. ૧૦ મીને મંગળવારે અને તે પછીના દિવસોએ (તા. ૧૩ મી માર્ચ ૧૯૩૬ ને શુક્રવાર સિવાય) ઉત્તર ભાગમાં નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ | જે અમલદાર પર અરજી કરવાની છે તે અમલદારનો ઓદ્દો |
|---|---|---|
| અમદાવાદ | અમદાવાદ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અમદાવાદ. |
| નડિઆદ<br>આણંદ<br>બોરસદ | ખેડા<br>"<br>" | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ખેડા, નડિઆદ. |
| ગોધરા | પંચમહાલ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, પંચમહાલ, ગોધરા. |
| ભરુચ<br>અંકલેશ્વર | ભરુચ<br>" | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરુચ. |
| સુરત<br>વલસાડ | સુરત<br>" | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, સુરત. |

ઉર્દુ ઉમેદવારો માટે ઉર્દુ વ. ફા. પરીક્ષા પણ તેજ વખતે સઘળાં ગુજરાતી પરીક્ષાનાં સ્થળોએ લેવામાં આવશે.

૨. સને ૧૯૨૯ ના જુલાઈની તા. ૨૭ મીના કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૨૬૩૬, જે તા. ૧ લી ઑગસ્ટ સને ૧૯૨૯ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ નાં ૧૬૫૯ અને ૧૬૬૩ એ પાનાં ઉપર સુધારી છપાએલી છે, અને સને ૧૯૩૫ ના ઑગસ્ટ તા. ૧૯ મીના કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૨૬૩૬ જે તા. ૨૨ મી ઑગસ્ટ સને ૧૯૩૫ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ ના ૧૫૮૫ મા પાને છપાએલી છે તે પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

૩. દરેક સ્થળે તે સ્થળની કમિટી પરીક્ષા લેશે. આ પરીક્ષક કમિટીના ચેરમેન તરીકે જિલ્લાના સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર આ સ્થળોએ કામ કરશે.

૪. ઉપર જણાવ્યા પ્રમાણે જે જિલ્લાના સ્થળે પરીક્ષામાં બેસવું હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના ચેરમેનને ઉમેદવારોએ છાપેલા ફૉર્મમાં

અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૩) મોકલી આપવા. અરજી અધિકારીને મોડામાં મોડી તા. ૧ લી ફેબ્રુઆરિ સને ૧૯૩૬ સુધીમાં અથવા તે પહેલાં મળી જવી જોઈએ. એ તારીખ પછી મળેલી અરજી સ્વીકારાશે નહિ.

૫. પરીક્ષામાં બેસવા માટેની અરજીનું ફૉર્મ જિલ્લાની પરીક્ષક કમિટીના ચેરમેનને અરજી કરેથી ફી લીધા વિના મળી શકશે.

૬. ઉપરના નિયમ ૨ મા જણાવેલા તા. ૧ લી ઑગસ્ટ ૧૯૨૯ ના ગેઝેટમાં પરીક્ષા માટેનો અભ્યાસક્રમ છાપવામાં આવ્યો છે.

૭. તા. ૧-૧૧-૧૯૩૪ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૨ ના પૃષ્ઠ ૨૨૮૧ ઉપર પરીક્ષા માટે નક્કી કરેલા ગુજરાતી પાઠો છપાયા છે.

| | |
|---|---|
| ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ તા. ૩૦-૧૧-૧૯૩૫. | (અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ. |

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩૦-૧૧-૧૯૩૫ ના પત્ર નં ૯૫૧૯ માં કરેલી સૂચનાનુસાર.)

## [છો]કરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ

નં. ૧૦૩૩૩

આથી જાહેર કરવામા આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની [વ]ર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા તા. ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૩૬ ને સોમવારે અને [ત]ે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ | ભરુચ |
| નડિઆદ | સુરત |
| ગોધરા | |

૨. સદરહુ પરીક્ષા તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ના નં. ૨૨૮૮ ની કેળવણીખાતાની સરકારી જાહેરખબરમા જણાવ્યા મુજબ અને તે પછી સુધારેલી તા. ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૧૯૬૮ થી ૧૯૭૧ સુધીમાં પ્રગટ કરેલી જાહેરખબર મુજબ લેવામાં આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરુચ અને સુરતની સરકારી હાઇસ્કૂલોના હેડમાસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલું છાપેલું ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી તથા પરીક્ષાની ફીના રૂ. ૭) જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતાં

હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૧ લી માર્ચ ૧૯૩૬ સુધીમાં કે તે પહેલાં મોકલી આપવી. તે તારીખ પછી મળેલી અરજીઓ સ્વીકારવામાં આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીનું ફૉર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ તા. ૬ ઠ્ઠી ડિસેમ્બર ૧૯૩૪ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ બીજાના પૃષ્ઠ ૨૪૮૬ માં પ્રગટ કરવામાં આવ્યાં છે.

૬. દરેક પુરુષ વિદ્યાર્થીનું તા. ૧ લી એપ્રિલ ૧૯૩૬ સુધીમાં ૨૫મું વર્ષ પુરૂં થએલું હોવું જોઈએ નહિ, અને જે જિલ્લામાં પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામાં છેલ્લા ૭ માસ સુધી તે રહ્યો હોવો જોઈએ.

૭. ઉમેદવારોની પરીક્ષામાં બેસવાની લાયકાત, અભ્યાસક્રમ તથા પરીક્ષા સંબંધી સંપૂર્ણ વિગત વગેરે સદરહુ બીજા પેરામાં જણાવ્યા મુજબના મુંબઈ સરકારી ગેઝેટમાં પ્રગટ કરેલા નિયમોમાંથી મળી આવશે.

૮. ઉર્દુ-ગુજરાતી અને ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં લેવાની, ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ બધાં સ્થળોએ તેજ વખતે લેવામાં આવશે.

૯. ૬ ઠ્ઠી જુલાઈ ૧૯૨૫ના નં. ૧૧૯૯ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ સુધારેલા ખેતીકામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપનાર ઉમેદવારોની પરીક્ષા ઉપર જણાવેલાં સ્થળોએ તેજ સમયે લેવામાં આવશે.

| | |
|---|---|
| ઉ. ભા. ના. મે. એ. ઇ. સાહેબની ઑફિસ, અમદાવાદ, તા. ૨૦ મી ડિસેમ્બર ૧૯૩૫. | (અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી. એજ્યુકેશનલ ઇન્સ. ઉત્તર ભાગ. |

(ઉ. ભા. ના. મે. એ. ઇ. સાહેબના તા. ૨૦-૧૨-૩૫ ના પત્ર નં. ૧૦૩૩૪ ના હુકમ અનુસાર.)

---

# ૩ વસ્તુ દરેક શાળામાં જોઈએજ

ગાંડીવના બાળસાહિત્યનો પૂર્ણ સટ. સાઠ ચોપડીઓ બહાર પડી છે. તેમાંની ૫૮ મંજુર થઈ ગએલી છે ને બીજી મંજુર થવા ગઈ છે. ચોપડીઓ સરતી, સુંદર સુબોધક અને સર્વ પ્રશંસિત છે. આખો સટ ૧૯) રૂ.નો થાય છે. લિસ્ટ મંગાવ્યાથી મોકલાય છે; અથવા આગલાં શાળાપત્ર જુઓ.



(૨)

ગાંડીવ બાળપખવાડિક દર ૧લી અને ૧૬મીએ ટકોરાબંધ બહાર પડે છે. લવાજમ ફક્ત રૂ. પાંચ ટ૦ ખ૦ તથા ભેટ પુસ્તક સાથે. ઇતિહાસ, ભૂગોળ, ગણિતગમ્મત, કોયડા, વાર્તાઓ જે જુએ છે, તે વખાણે છે ને મંગાવે છે. માત્ર નિશાળોનેજ નમુનો મફત. સરકારે તા. ૭ મી માર્ચના ગેઝેટમાં મંજુર કર્યું છે.

(૩)

ચાલો ભજવીએ (ભાગ ૧ થી ૧૦) આ ચોપડીઓમાં ભજવી શકાય એવાં પુષ્કળ નાટકો ભજવવા માટેની સૂચનાઓ અને સલાહ સાથે આપ્યાં છે. નવે ભાગ વી. પી. થી મંગાવી લ્યો. કિં. ૫-૦-૦ ટ. ખ. ૧) રૂ. મેળાવડા વખતે ખૂબજ કામ લાગશે.

**ગાંડીવ**
હવાડીયા ચકલો
**સુરત**

**—: ગાંડીવની ચોપડી સૌ કોઈ વાંચે :—**

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે:—

૫૦ જયાના પત્રો

૫૦ ચોર્યાશીનુ અક્ષર

૫૫ બલિદાન

૫૦ મા

૫૦ કાકી

૫૦ અર્ધાંગના

૫૦ દરેક સ્ત્રી વાચે

૫૦ ભવાટવી

૬૪ વાતનું વતેસર

૬૪ સામાજિક વાતો

૬૪ રટવનું શાસ્ત્ર

૬૪ હેરાઈ

૬૪ સુખી ઘર

૬૪ રઝીઆ બેગમ

૬૪ ઓરશિઆની રમુજી વાતો

૬૪ ભલી બાલી

૬૪ મોંઘી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર થએલાં છે.

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)

હીરાલાલ ત્રિકમલાલ ધોધારી બી. એ., એસ. ટી. સી. ડી

હેડમાસ્તર પ્રે. શ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫]    ફેબ્રુઆરિ ૧૯૩૬    [અંક ૨

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## સદ્‌ગત સમ્રાટ્ પંચમ જ્યૉર્જ



સમ્રાટ્ પંચમ જ્યૉર્જના અવસાનના સમાચાર પ્રગટ થતા સમસ્ત બ્રિટિશ સામ્રાજ્યમાં ભારે ગમગીની ફેલાઈ ગઈ છે. તેમના જીવનની રૂપરેખાનું વિહંગાવલોકન કરતાં પણ સહજ જણાઈ આવશે કે આ મહાન વ્યક્તિએ પોતાના ૨૫ વર્ષના અમલ દરમિયાન પોતાની કુનેહ, ઔદાર્ય, સમાનતા અને પ્રેમથી સમસ્ત સામ્રાજ્યની પ્રજાની પ્રીતિ સંપાદન કરી પોતાની કીર્તિ દિગંતમાં ફેલાવી છે.

આ મહાન વ્યક્તિનો જન્મ ૧૮૬૫ ના જુનની ત્રીજી તારીખે થયો હતો. તેમના પિતા સમ્રાટ્ સાતમા એડવર્ડ તે સમયે પ્રિન્સ ઑવ વેલ્સ-પદ ભોગવતા હતા. તેમના જ્યેષ્ટ ભ્રાતા ડયુક ઑવ કલેરેન્સ સાથે કુમારાવસ્થામાં તેમના શિક્ષક રેવરંડ જોન નીલ ડાલ્ટન પાસે તેમણે કેળવણી લીધી હતી. બાર વર્ષની ઉમ્મર થતાં તેમને નૌકાખાતામાં સૈનિક તરીકે દાખલ કરવાનું નક્કી કરવામાં આવ્યું, કારણ નૌકાતાલીમ રાજકુટુંબી જનો માટે અગત્યની ગણાય છે. ૧૮૭૭ માં તેમના ભ્રાતા ડયુક ઑવ કલેરેન્સ અને તે પોતે મનવાર બ્રિટેનિઆ ઉપર નૌકાતાલીમ લેવા સૈનિક તરીકે જોડાયા. અત્રે તેઓ એક સામાન્ય સૈનિક જેવું કઠિન જીવન ભોગવવા લાગ્યા અને સખત મહેનત કરી નૌકાશાળાની શિસ્ત જાળવી એક વિદ્યાર્થી તરીકેની સર્વ ફરજો અદા કરવા લાગ્યા.

શરૂઆતની નૌકાકેળવણી પ્રાપ્ત કર્યા બાદ બે વર્ષ પછી મનવાર બેકાંટે ઉપર બન્ને ભાઈઓને તાલીમ આપવા મોકલવામાં આવ્યા. ત્યાં ત્રણ વર્ષ સુધી તેઓએ નૌકાતાલીમ લીધી એટલુંજ નહિ, પણ આખી દુનીઆની મુસાફરી કરી જુદા જુદા દેશો સંબંધી વિગતોનો અભ્યાસ કરી સારો અનુભવ મેળવ્યો. ૧૮૮૩ થી બન્ને ભાઈઓ છુટા પડયા. ડયુક ઑવ કલેરેન્સને રાજકીય કેળવણીની અગત્ય હતી તેથી તેમની પ્રગતિ તે દિશામાં વળી; પ્રિન્સ જ્યૉર્જ નૌકાતાલીમ મેળવવા તેજ ખાતામાં ચાલુ રહ્યા. ૧૮૮૩-૮૪ મા ઉત્તર અમેરિકા, વેસ્ટ ઈંડિઝના નૌકા મથક ઉપર તેઓએ કામ કર્યું. ૧૮૮૪ માં ગ્રિનિચ રૉયલ નેવલ કોલેજમાં તેઓ જોડાયા અને મનવાર એક્સેલન્ટ ઉપર નૌકા લડાઈની તાલીમ મેળવી. લગભગ આઠ વર્ષ સુધી નૌકાખાતામાં કામ કરી તેઓ જુદી જુદી પદવીઓ પ્રાપ્ત કરી શક્યા. આ પ્રમાણે નૌકા સંબંધી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કર્યાથી તેઓ 'સેઈલર પ્રિન્સ' નામથી ઓળખાવા લાગ્યા.

૧૮૯૨ માં ખેદજનક બનાવ બનવાથી પ્રિન્સ જ્યૉર્જના જીવનક્રમમાં પલટો થયો. તે વર્ષના જાન્યુઆરી માસમાં તેમના ભાઈ ડયુક ઑવ કલેરેન્સ અવસાન પામ્યા અને તેઓ પ્રિન્સ ઑવ વેલ્સ પદના અધિકારી થયા. હવે તેમને ફક્ત નૌકા તરફ લક્ષ આપવાનું ન રહ્યું. રાજકીય વિષયો પ્રત્યે નજર ફેરવવાની જરૂર પડી. ૧૮૯૩ ના જાન્યુઆરિ માસમાં તેઓને ડયુક ઑવ યોર્કની પદવી એનાયત કરવામાં આવી. છ માસ પછી તેઓનું લગ્ન ડયુક ને ડચેસ ઑવ ટેકની પુત્રી પ્રિન્સેસ વિક્ટોરિઆ મેરીસાથે કરવામાં આવ્યું.

લગ્ન બાદ ડયુક અને ડચેસ ઓવ યોર્ક પ્રવાસે નીકળ્યા. તેમાં ખાસ કરીને આયર્લેન્ડને ૧૮૯૭-૯૯ માં મુલાકાત આપી. ૧૯૦૧ માં મહારાણી વિક્ટોરિઆનું અવસાન થવાથી તે પ્રિન્સ ઓવ વેલ્સ થયા. તે વર્ષમાં તેઓ ઓસ્ટ્રેલિઆ અને ન્યુઝિલાંડના પ્રવાસે નીકળ્યા. ઓસ્ટ્રેલિઆના કોમનવેલ્થની પહેલીજ પાર્લામેન્ટ તેમણે ખુલ્લી મૂકી અને ત્રણ માસ ઓસ્ટ્રેલિઆમાં રહી સર્વ પ્રાંતોની મુલાકાત લીધી. ઓસ્ટ્રેલિઆથી ન્યુઝિલાંડ અને ત્યાંથી દક્ષિણ આફ્રિકાની મુલાકાતે તે ઓફીર મનવારમાં ગયા. ત્યાં તેમના આગમનની સારી અસર થઈ. ત્યાંથી સમસ્ત કેનેડાની મુસાફરી પુરી કરી વર્ષ આખરે તેઓ ઇંગ્લેંડ આવ્યા.

પ્રવાસમાંથી પાછા ફર્યા પછી ગીલ્ડહોલમાં ભાષણ કરતાં તેમણે અનુભવેલો સંસ્થાનવાસીઓનો પ્રેમ અને આવકાર પ્રદર્શિત કર્યો અને જણાવ્યું કે પરદેશી વેપારની હરિફાઈમાં ઉતર્યા છે તેની વિરુદ્ધ ઇંગ્લેંડે સાંસ્થાનિક વેપારમાં ઉત્તમ પદ જાળવી રાખવા જાગ્રત થવું જોઈએ.

૧૯૦૫ માં તેમણે પ્રિન્સ ઓવ વેલ્સ તરીકે હિંદને મુલાકાત આપી. તેમના પાંચ માસના સમય દરમિઆન તેમણે સમસ્ત હિંદમાં મુસાફરી કરી. બ્રિટિશ હિંદ-દેશીરાજ્યો, બર્મા, રાવલપીંડી, ચમન વગેરે સ્થળોએ પ્રવાસ કરતાં તેમને અથાગ શ્રમ પડયો, પરંતુ પ્રિન્સ અને પ્રિન્સેસે હિંમતથી પ્રજા સમક્ષ પોતાની દૃઢતા બતાવી તેમનો પ્રેમ અને સત્કાર મેળવ્યો.

ઇંગ્લેંડ પાછા ફર્યા પછી તેમણે રાજકીય વિષયોનો અભ્યાસ કરવામાં તેમજ આયર્લેંડ-હિંદ સંબંધી ઘટનાઓનો ઉંડો અભ્યાસ કરવામાં પોતાનો સમય ગાળ્યો. ૧૯૧૦ માં ઓસ્ટ્રેલિઆ કોમનવેલ્થની પાર્લામેન્ટ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી તેવી દક્ષિણ આફ્રિકાના સંયુક્ત સંસ્થાનોની પાર્લામેન્ટ તેમને હાથે ખુલ્લી મુકાવવાની ગોઠવણ કરવામાં આવી;પરંતુ ઇંગ્લેંડના રાજદ્વારી પ્રશ્નોની ગુંચવણને અંગે અને શહેનશાહ સાતમા એડવર્ડનું અવસાન થવાથી તે યોજના પડતી મૂકવામાં આવી.

૧૯૧૧ ના મેની ૬ઠી તારીખે સમ્રાટ સાતમા એડવર્ડનું અવસાન થવાથી પ્રિન્સ ઓવ વેલ્સ શહેનશાહ પંચમ જ્યોર્જ તરીકે ઓળખાયા. તેમનો રાજ્યાભિષેક જુનમાં ઉજવવામાં આવ્યો. આ સમયે દેશની રાજકીય સ્થિતિ કટોકટી ભરેલી હતી. પાર્લામેન્ટમાં ઉમરાવોની સભાની સત્તા સામે આમની સભાના સભ્યો લડત ચલાવી રહ્યા હતા. વળી આયર્લેન્ડને હોમરૂલ-

સ્વરાજ આપવાનો પ્રશ્ન ઘણો ગંભીર બન્યો હતો. પંચમ જ્યોર્જ શહેનશાહ દઢતાથી આ સર્વે પ્રશ્નોનો ઉકેલ લાવ્યા. ત્યારબાદ આયર્લેન્ડ–સ્કોટલેન્ડ–વેલ્સમા પ્રવાસ કરી પ્રજાની પ્રીતિ સંપાદન કરી તેઓ અને નામદાર શહેનશાહ બાનુ નવેમ્બર ૧૯૧૧માં તાજપોષી માટે હિંદના પ્રવાસે નીકળ્યાં.

ડિસેમ્બરની ૧૨ મી તારીખે દિલ્હીના પાયતખ્ત ઉપર તેમનો મહા રાણી મેરી સાથે ભારે દબદબાથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તે સમયે હિંદમાં બંગાળાના ભાગલાને લીધે થએલા રાજકીય અસંતોષને દૂર કરવા તેમણે જાહેરનામુ બહાર પાડી તે ભાગલા રદ કર્યા. વળી કેળવણીના પ્રચાર માટે પચાસ લાખ રૂપીઆ ખર્ચવાની તેમજ હિંદી લશ્કરી સિપાઈ અને અમલદારો માટે વિકટોરિઆ ક્રોસનો ખિતાબ ખુલ્લો મુકવાની જાહેરાત કરી સામાન્ય અને લશ્કરી પ્રજાના મન હરી લીધાં.

૧૯૧૨ ના મે માસમાં નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ ઇગ્લેંડ પાછા ફર્યા. સમ્રાટ પંચમ જ્યોર્જની સરકારને આયર્લેન્ડનો પ્રશ્ન ગુંચવી રહેલ હતો અને મુલકી લડાઈ ફાટી નીકળે તેવો સંભવ ઉપસ્થિત થયો હતો. નામદાર શહેનશાહ, આયર્લેન્ડ અને તેમની સરકારના મતભેદ દૂર કરવા અથાગ પ્રયત્ન કરી રહ્યા હતા; પરંતુ કાંઈપણ પરિણામ આવે તે પહેલાં આખા યુરોપનું ચિત્ત બીજી દિશા તરફ દોરાયું અને ઇગ્લેંડ અને આયર્લેન્ડ આંતરિક કલહનો ત્યાગ કરી તે તરફ નિહાળવા લાગ્યા.

૧૯૧૪ ના ઓગસ્ટની શરૂઆતમા મહાન વિગ્રહ ઉપસ્થિત થયો. ઈગ્લેંડે જર્મની વિરૂદ્ધ તેમા ઝંપલાવ્યુ. નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુએ આ લડાઈની પ્રવૃત્તિઓમા ઘણોજ ભાગ લીધો. નામદાર શહેનશાહ લડાઈની ભૂમિ ઉપર કેટલીક વખત હાજર થતા. ઘાયલ અને અપંગ થએલાની ઇસ્પિતાલમા મુલાકાત લઈ તેમને ઉત્તેજન આપતા; પોતાના વૈભવવિલાસનો ત્યાગ કરી લડાઈની સર્વ પ્રગતિઓમાં રસપૂર્વક ભાગ લઈ પ્રજાને તેમણે સંપૂર્ણ સંતોષ આપ્યો હતો. ૧૯૧૮ માં સુલેહ થતાં ઇગ્લેંડની કીર્તિ ચોતરફ ઝળકી રહી. લડાઈ પછી ઉપસ્થિત થએલી દેશની રાજકીય અને આર્થિક સ્થિતિ સુધારવા તેમણે ઘણોજ પ્રયત્ન કર્યો હતો. આ અરસામાં નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુના લગ્નનો રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો.

૧૯૨૯ માં સમ્રાટ્ પંચમ જ્યોર્જને પહેલીજ વાર ગંભીર માંદગી આવી અને સામ્રાજ્યના વહીવટ માટે એક મંડળ નીમવામાં આવ્યું. વરસ દરમિઆન તેમની તબીયત સુધરતી આવી અને ૧૯૩૦ થી તો તેમણે રાજ્યકારભાર હાથમાં લીધો.

૧૯૩૦ માં હિંદના બંધારણની નવી રચના કરવા માટે બોલાવેલી રાઉન્ડટેબલ કોન્ફરન્સ નામદાર શહેનશાહે ખુલ્લી મૂકી હતી અને હિંદને ન્યાય મળે તેવી ઇચ્છા પ્રગટ કરી હતી. નામદાર શહેનશાહ રાજકીય પ્રકરણો સારી રીતે સમજી શકતા અને રાજકીય પક્ષાપક્ષીથી પર રહી નિર્ણય કરતા.

નામદાર શહેનશાહ સમાજમાં આગળ પડતો ભાગ લેતા. તેઓ એક વક્તા તરીકે ઘણા જાણીતા હતા. આનંદી સ્વભાવથી, મિલનસાર પ્રકૃતિથી તેમણે સર્વ મનુષ્યોનાં મન હરી લીધાં હતાં.

૧૯૩૫ ના મે માસમાં તેમના રાજ્ય અમલનો રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો અને તે સમયે સારાય સામ્રાજ્યે ઉત્સાહપૂર્વક ભાગ લઈ તેમના પ્રત્યેની વફાદારીનું દિગ્દર્શન કરાવ્યું હતું. રૌપ્યમહોત્સવ પછી તેમની તબીયત નાદુરસ્ત રહેવા લાગી હતી. તોપણ પોતાના પુત્ર ડયુક ઓવ કેન્ટ અને ડયુક ઓવ ગ્લુસ્ટરના લગ્ન પ્રસંગોમાં તેમણે સારો ભાગ લીધો હતો.

જાન્યુઆરિ ૧૦, ૧૯૩૬ થી તેમની તબીયત વધારે બગડવા લાગી અને સોમવાર તા. ૨૦ મીની રાત્રે ૧૧-૫૫ કલાકે તેમણે દેહ મૂકયો અને સમસ્ત સામ્રાજ્યમાં ગમગીનીના સમાચાર ફેલાઈ રહ્યા.

સદ્‌ગત નામદાર શહેનશાહના આત્માને પ્રભુ પરમ શાંતિ આપો.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## સ્કાઉટોને નવા વર્ષનો સંદેશ

### મુંબઈ ઇલાકાના ચીફ સ્કાઉટ નામદાર ગવર્નર સાહેબ તરફથી

મુંબઈ ઇલાકાના ચીફ સ્કાઉટ તરીકે આખા ઇલાકાના સઘળા સ્કાઉટોને હું ખરા અંતઃકરણથી નવા વર્ષનાં અભિનંદન આપું છું.

મુખ્ય મથકમાં કે મુસાફરીએ હોઉં ત્યારે રેલી માટે એકઠા થએલા સ્કાઉટોને તેમજ વ્યક્તિગત સ્કાઉટોને જ્યારે જ્યારે યોગ્ય પ્રસંગ મળે છે ત્યારે હું મળું છું, અને મને લાગે છે કે હું તેમને વધારે ઓળખતો થયો છું. અત્યારસુધીમાં જે સુંદર કાર્ય થયું છે તેની હું સંપૂર્ણ કદર કરું છું; અને આવતા નવા વર્ષ દરમિઆન એથી પણ ઉચ્ચતર કુશળતાએ પહોંચવાને તમારું લક્ષ એકત્રિત થાય, બાળવીરો પ્રથમ વર્ગના વીરપદકો

અને કૌશલ્યપદકો મેળવવા યત્ન કરે અને બાળવીર શિક્ષકો વુડબેજ અભ્યાસક્રમ પુરો કરે એવી હું આશા રાખું છું. વળી સ્કાઉટ કમિશ્નરો રોવરો ઉપર ખાસ લક્ષ આપે, જેથી ભવિષ્યમાં નેતાઓની ખોટ પડે નહિ એમ પણ હું ઇચ્છું છું. ૧૯૩૫ મહોત્સવના વર્ષમાં મેં બાળવીરોમાં ભારે ઉત્સાહ જોયો હતો. મને આશા છે કે એ ઉત્સાહને મરી જવા દેવામાં નહિ આવે પણ સ્કાઉટિંગના કાર્યને ઉચ્ચતર પદે ચઢાવવાના સતત યત્ન તરફ વાળવામાં આવશે.

આ સાલ તમારા "બોમ્બે સ્કાઉટ" નામના માસિકપત્રને તેની બારમી વર્ષગાંઠ નિમિત્તે મારા અભિનંદન છે. મને આશા છે કે સર્વે તેની ઉપયોગિતા વધારવામાં બનતી મદદ કરશે.

બાળવીરો, છેવટે મારો તમને ખાસ સંદેશ છે કે તમે જે જે વિભાગના હો તે તે વિભાગનો માનમરતબો સાચવશો, પણ સાથે સાથે એ પણ યાદ રાખશો કે તમે જુદા જુદા વિભાગોના હોવા છતાં એકજ મહાન હીલ-ચાલના સભ્યો છો અને એટલા માટે તમારે દરેક વિભાગના કે દેશદેશાવરના સઘળા સ્કાઉટો પ્રત્યે એક સરખી વફાદારી અને મૈત્રી રાખવી જોઈએ.

૨૦-૧૨-૨૫

બ્રેબોર્ન
ગવર્નર ઓફ બોમ્બે

---

## શિક્ષણસપ્તાહ

(પુસ્તક ૭૫ અંક ૧. પા. ૨૧ થી ચાલુ)

ચોથો દિવસ તા. ૯-૯-૩૫

પ્રમુખઃ—શ્રી. મિસ એસ. પોલ

વિષય—સહશિક્ષણ

વ્યાખ્યાનકર્તાઃ—શ્રી. ઇન્દુમતીબેન મહેતા
શ્રી. તરંગિણીબેન નીલકંઠ

વિષય.—અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો

વ્યાખ્યાનકર્તાઃ—શ્રી. નવલરામ જ. ત્રિવેદી
શ્રી. ચંદુલાલ કા. દવે
શ્રી. પ્રીતમરાય વ્રજરાય દેસાઈ

વિષય.—પરીક્ષાઓ

વ્યાખ્યાનકર્તાઃ—શ્રી. સાકરલાલ અ. દવે

**શ્રી. ઇંદુમતી મહેતા ભાષણઃ**—આજે શિક્ષણક્ષેત્રની અંદર સૌને મુંઝવનારો પ્રશ્ન સહશિક્ષણ છે. શાળાના સંચાલકો તેના ઉકેલ તરીકે શાળા

સ્થાપીને એમ માને છે કે આ પ્રશ્નનો ઉકેલ થઈ ગયો. અત્યારનું શિક્ષણ એ સહશિક્ષણ નથી પરંતુ સંગત ભણતર છે. એવી સંસ્થાથી આ મહાનપ્રશ્નનો ઉકેલ થતો નથી. સહશિક્ષણ માટે જોઈએ તેવા ઉત્તમ શિક્ષકો મળતા નથી ત્યાંસુધી તેનો હેતુ સરતો નથી. ઉલટો પ્રશ્ન વધારે ગુંચવાય છે. જનસમાજને બાલમંદિરમાં સહશિક્ષણ હોય તેની સામે વાંધો નથી, પ્રાથમિક શાળામાં વાંધો નથી, પરંતુ બાળકો જ્યારે માધ્યમિક શાળામાં ભણવા જાય છે ત્યાંથી મુંઝવણ ઉભી થાય છે. એની સાથે વળી બન્નેને એકજ જાતનું શિક્ષણ આપવું કે જુદું જુદું તે પણ ગંભીર પ્રશ્ન છે. કેટલાકની એવી દલીલ છે કે બન્નેને જુદા જુદા ક્ષેત્રમાં કામ કરવાનું છે માટે તેમની કેળવણી પણ જુદી જુદી જાતની હોવી જોઈએ. કેટલાક એમ કહે છે કે સ્ત્રી અને પુરુષના સરખા હક્ક હોય તો તેમને સરખું શિક્ષણ કેમ નહિ ? મને લાગે છે કે આ બન્નેમાં મધ્યમ માર્ગજ ઉત્તમ છે. બન્નેમાંથી સત્યાંશ લઈને પ્રણાલિકા ઉભી કરીએ તો વધારે સારૂં પરિણામ આવે.

બન્નેનો વિરોધ જોઈએ. બન્નેના શારીરિક વિકાસમાં તફાવત પડે છે. છોકરીનો વિકાસ એકદમ થાય છે. છોકરાને વાર લાગે છે. ૧૫ વર્ષની છોકરીને અમુક જ્ઞાન ઝપાટાબંધ આવે છે, જ્યારે ૧૫ વર્ષનો છોકરો નાદાન ગણાય છે. જેને તારુણ્ય કહીએ છીએ તેમાં પણ ફેર પડે છે. છોકરીઓ બહુ ચંચળ ગણાય છે. એક લેખક કહે છે કે છોકરાઓનું શરીર 'સ્નાયુવિશિષ્ટ' છે જ્યારે છોકરીઓનાં શરીર 'રસવિશિષ્ટ' હોય છે. ઇચ્છાબળનો સવાલ આવશે ત્યાં છોકરાઓનું મગજ વધારે કામ કરતું માલમ પડશે અને લાગણીના સવાલમાં છોકરીઓ વધારે રસ લેતી જણાશે કેળવણી વખતે આપણે બન્ને દૃષ્ટિ ધ્યાનમાં લેવી પડશે. માનસિક રીતે જોતાં પણ બન્નેમાં વિરોધ માલમ પડશે. સ્ત્રીઓના સ્ત્રીસહજ ગુણો નાબુદ નહિ કરી શકાય. સ્ત્રીમાં મૃદુતા, વિવેક અને આત્મભોગની વૃત્તિ છે, જ્યારે પુરુષમાં હિંમત અને સહનશક્તિ છે; એટલે તેમને અપાતું શિક્ષણ તેમનામાં રહેલ સહજ ગુણોને અનુરૂપ હોવું જોઈએ.

વળી કલ્પનાના વિષયો, ધાર્મિક વિષયો સ્ત્રીઓને ખુબ ગમે છે, જ્યારે છોકરાઓને ગણિત કે કળાવિશિષ્ટ પ્રવૃત્તિ વગેરે ખૂબ ગમે છે. શિક્ષણમાં આ બે વસ્તુઓ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે. અત્યારનું સહશિક્ષણ એ સંગત ભણતર છે. સમાજમાં જ્યાંસુધી સાથે હળેમળે નહિ ત્યાંસુધી સહશિક્ષણ કહેવાયજ નહિ. આ તત્ત્વ ન ઉમેરાય ત્યાંસુધી

સહશિક્ષણને સહદર્શન કહેવું એજ વધારે અર્થયુક્ત છે. અત્યારનું સહ-શિક્ષણ ફક્ત આકર્ષણ છે, શિક્ષણ નથી. હું સહશિક્ષણ વિરુદ્ધ નથી, પરંતુ તે ઉપર કહ્યું તે રીતે ખરા સ્વરૂપમાં મુકાવું જોઈએ.

અત્યારે સ્ત્રીત્વને જાગ્રત કરે એવાં તત્ત્વોને દાબી દેવામાં આવે છે. તેના વિકાસને માટે છોકરીને છોકરા જેટલાજ સમાન હક્ક મળવા જોઈએ. છોકરાને જેટલાં સાધન જોઈએ તેટલાંજ સાધન કન્યાને જોઈએ. અમુક વિષયમાં જરૂર તે જુદાં પડે; પરંતુ સ્ત્રીશક્તિને દબાવી દે તેવી રીતે તેને શિક્ષણ આપવું જોઈએ નહિ.

અત્યારના કહેવાતા સહશિક્ષણથી સ્ત્રીઓમાં સ્ત્રીસહજ ગુણને બદલે પુરુષત્વ આવે છે. આજના શિક્ષણથી સ્ત્રીઓના સ્ત્રીત્વના બધા ગુણો દાબી દેવામાં આવ્યા છે. આજે શિક્ષણને લાદવામાં આવે છે. તેમજ સામાન્ય વિષયો ઉપરાંત બીજા બહારના વિષયોનો બોજો એટલો હોય છે કે શારીરિક વિકાસને તેમાં સ્થાનજ રહેતું નથી. આજના શિક્ષણમાં છોકરાઓ કરતાં છોકરીઓ ઉપર અભ્યાસનો બોજો વધારે રહે છે. કોલેજ ઉપરાંત વધારાના વિષયો, ગૃહકેળવણી, માતાને ઘરના કામમાં સહાય વગેરે બોજો છોકરી ઉપર પડે છે. તે ઉપરાંત તેને ગૃહકેળવણી પણ સાથો-સાથ લેવી પડે છે. તેના શરીરનો યોગ્ય વિકાસ થતો નથી, તેનું આ પણ એક કારણ છે. બન્નેની જાતીય વૃત્તિ ધ્યાનમાં લઈને ફેરફાર કરવા જોઈએ. કોઈપણ સભામાં તોફાનનું જે વાતાવરણ હોય છે તે છોકરીઓના પ્રભાવથી શાન્ત થાય છે. પુરુષો ઉપર સ્ત્રીના ચારિત્ર્યની સરસ છાપ પડે છે. વળી છોકરાઓ તેમનું વિશાળ દૃષ્ટિબિંદુ છોકરીઓને આપે છે.

મહાન માનસશાસ્ત્રી જંગ કહે છે કે અત્યારના સહશિક્ષણથી સ્ત્રીનું સ્ત્રીત્વ અને પુરુષનું પુરુષત્વ હણાય છે. સ્ત્રીને પુરુષના અને પુરુષને સ્ત્રીના અમુક સદ્ગુણોની જરૂર છે. અમુક વૃત્તિ અને વિચારો અનુરૂપ થાય, પછી આ જાતનું શિક્ષણ હોવું જોઈએ. અત્યારે તો બન્ને અડધીમાં જુદાંજ રહે છે. એક જુનો મત છે, જ્યારે બીજો સુધારક મત છે. તેમાંથી એક તત્ત્વ નીકળવું જોઈએ. સ્ત્રીને પુરુષ અને પુરુષને સ્ત્રીમિત્ર જરૂર હોવો જોઈએ. પોતાની વ્યક્તિગત વિશિષ્ટતાઓ દાબી દઈને બીજાની શક્તિ લેવા મથે એ કેળવણીનો ખરો આદર્શ ન ગણાય.

આવી બાબતમાં માનસશાસ્ત્રની દૃષ્ટિથી કામ લેવું જોઈએ અત્યારના સહશિક્ષણના પ્રતાપે તો સ્ત્રીઓને પોતાના ગુણો પર કંટાળો આવ્યો છે. માતૃત્વનું કામ તિરસ્કારભર્યું લાગે છે. આ સ્થિતિમાંથી માર્ગ નીકળવોજ

જોઈએ. સ્ત્રી એ પુરુષની હરિફ કે ગુલામ નથી, એ દષ્ટિએ જોઈએ તો છોકરા કરતાં વધારે કેળવણીની તેને જરૂર છે સ્ત્રીને અને સ્ત્રીત્વને સમાજ હલકાં માને છે, પણ તેમ નથી. અત્યારે તો માતાના પદને તદ્દન હલકું પાડી દેવામાં આવ્યું છે; પરંતુ માતા તરીકે બીલકુલ કેળવણી ન હોય એ કેમ પોષાય? માતાને તો માનસશાસ્ત્ર અને શિક્ષણનો ખાસ અભ્યાસ જોઈએ. માતાઓએ એવી કેળવણી માટે જરૂર તૈયાર થવું જોઈએ. રસિક-કળા, સહિત્ય વગેરે માટે પણ તૈયાર થવું જોઈએ.

હિંદને આજે સાચી માતાઓની ખરી જરૂર છે. શિક્ષકો પણ એવા હોવા જોઈએ કે સારી વિભૂતિઓ શોધી કાઢીને તેને દેશને અર્થે તૈયાર કરે. સ્ત્રીઓ આ જાતનું કામ કરે તેનો અર્થ એવો નથી કે તેણે ઘરજ સંભાળવું જોઈએ. તે વૈદ્ય, તંત્રી વગેરે પણ થઈ શકે છે.

સમાજની અંદર સહશિક્ષણ કરતાં સહજીવનની વધારે જરૂર છે. સમાજોમાં નાટ્યપ્રયોગો, ચર્ચા વગેરે પણ થવું જોઈએ. સામાન્ય છાત્રાલયની પણ ખાસ જરૂર છે. બન્નેને સાથે રાખવામાંજ ખરૂં મનુષ્યત્વ છે. સમાજ-માં સારો માર્ગ બતાવે તેવા સારા શિક્ષકો નથી. વળી માબાપ અને સમાજની પણ મુશ્કેલી છે. આ બાબતમાં આપણે હજુ ઉંડા ઉતર્યા નથી. કેટલીક પ્રાયોગિક શાળાઓ ચલાવવી જોઈએ. પરિણામ યોગ્ય માલમ પડે તો આપણે જરૂર સહશિક્ષણ લેવું જોઈએ.

**શ્રી. તરંગિણીબેન નીલકંઠનું ભાષણ.**—આજનો વિષય સહશિક્ષણનો છે. મુંબાઈ ઇલાકામાં સહશિક્ષણ વધારે છે. બંગાળા, સંયુક્ત પ્રાંતો પંજાબમાં હજુ પડદો છે. જ્યાં પડદો હોય ત્યાં સહ-શિક્ષણ ન હોય. સદ્‌ભાગ્યે બધાં બાલમંદિરો મિશ્ર છે, પરંતુ બધી પ્રાથ-મિક શાળાઓ મિશ્ર નથી. મને સમજ પડતી નથી કે બાલમંદિરનાં બાળકોને છુટાં શા માટે પાડવામાં આવે છે! હવે ભેગાં ન ભણાય એવી ભાવના છોકરાંઓમાં જાગ્રત થાય છે. એથી તો એમને જાતીય ભાન થાય છે. એક સાથે ભણતાં હોય છે ત્યાંસુધી જે વસ્તુનું ભાન હોતું નથી એનું છુટા પડતાંની સાથે ભાન થાય છે. લોકો એમ ધારે છે કે એથી છોકરાઓ બાયલા થશે. એક પ્રાથમિક શાળામાં ભાઈબેન સાથે ભણવા જતાં હતાં. બેનની બેનપણીઓ સાથે ભાઈ પણ રમતો હતો. છોકરીઓ સાથે ન રમાય એવો ખોટો ખ્યાલ બેસાડીને છોકરાને તેમ કરતો અટકાવવામાં આવ્યો. માબાપો છોકરા કરતાં છોકરીઓ

ખરાબ છે એમ માને છે, એટલેજ ઉપર જણાવ્યા તેવા બનાવ બને છે; આને માટે માબાપજ જવાબદાર છે. એકજ સાથે મિશ્રશાળામાં ભણતાં છોકરાછોકરીઓમાં મોટી ઉંમરે પણ જાતીય ભાન નહિ આવે. વળી છોકરા તથા છોકરીઓ બન્ને મિશ્રશાળાનેજ પસંદ કરે છે. જુદી શાળાઓ બધી બંધ થવી જોઈએ. એવી બધી શાળાઓને મિશ્ર કરી નાખવી જોઈએ.

વિજ્ઞાનીઓ એમ માને છે કે ૧૧ થી ૧૪ વર્ષમાં અગર તે પછી મિશ્રશાળા ન હોવી જોઈએ. માનસશાસ્ત્ર પણ એમજ કહે છે કે આ ઉંમરથી જાતીય આકર્ષણ શરૂ થાય છે, માટે સહશિક્ષણ ન જોઈએ.

મારૂં એવું માનવું છે કે બાળકોને જો નાનપણથીજ મિશ્રશાળામાં ભણાવ્યાં હોય તો પછી તેમને જુદાં પાડવાની જરૂર નથી. કેટલાક અભ્યાસક્રમનો વાંધો બતાવીને કહે છે કે છોકરીઓને ભરત, ગુંથણ વગેરે શીખવવું જોઈએ. તે વખતે છોકરાઓ શું કરે? એના જવાબમાં હું કહું છું કે છોકરાઓને એકાદ બટન ટાંકવાની હોશિયારી આવે તે સામે તમારે શો વાંધો છે? હાઇસ્કૂલમાં ગૃહવિજ્ઞાન, માતૃત્વનું શિક્ષણ વગેરે છોકરીઓને મળે, તે વખતે છોકરાઓ ધંધાદારી તાલીમના વર્ગમાં જાય. એ સિવાય બીજા વિષયમાં તેઓ સાથેજ ભણે.

અહીંની ઘણી શાળાઓને મિશ્રશાળાઓ કહેવામાં આવે છે; પરંતુ ૮૦૦ છોકરાઓની શાળામાં ૨૦ છોકરીઓ ભણતી હોય તેને મિશ્રશાળા શા આધારે કહી શકાય? વળી ૨૦ છોકરીઓને શિક્ષકની પાસે આગળની પાટલી ઉપર જુદી બેસાડો એને સહશિક્ષણ કેમ કહેવાય? સર્વ ભેગાં ભણે, હરેફરે, રમે એ સહશિક્ષણ કહેવાય.

આવી અર્ધદગ્ધ સ્થિતિમાં તો તેઓ ઉલટાં મુશ્કેલીમાં મુકાય છે. માબાપો ડગલે ને પગલે છોકરીઓ બગડી જશે એ સવાલ રજુ કરે છે, પરંતુ એ વાત તદ્દન ખોટી છે. નાનપણથી બધી કેળવણી જુદી જુદી લઈને પછી યુનિવર્સિટીમાં દાખલ થતી વખતે તેઓ સહશિક્ષણ લે ત્યાં તેમની સ્થિતિ જળમાંથી બહાર કાઢેલાં માછલાં જેવી થાય છે. કોઈ નવી વસ્તુ જોતા હોય એમ બન્ને એકબીજાને કુતૂહલ દૃષ્ટિથી જુએ છે. નાનપણથી જુદાં ભણાવીને યુનિવર્સિટીમાં એકઠાં કરવામાં આવે એ બીલકુલ ઇચ્છનીય નથી. સહશિક્ષણની શરુઆત બાળપણથીજ હોવી જોઈએ. હમણાં સ્ત્રીઓ સમાનતાનો દાવો કરે છે, અને પુરુષો તે સ્વીકારે છે; પરંતુ તેઓએ સહશિક્ષણ લીધું હશે તોજ પુરુષોની સાથે ટકી શકશે.

નાનપણમાંથીજ સાથે ભણ્યાં હશે તો તેમને ખ્યાલ પણ નહિ હોય કે હું સ્ત્રી છું. હું પ્રથમ કૉલેજમાં ગઈ ત્યારે મને એમ લાગતું હતું કે હું છોકરાઓના સમુદ્રમાં ક્યાં આવી! પરંતુ થોડાજ દિવસે તે બધું ભૂલી જવાયું હતું. છોકરાંઓ જો નાનપણથીજ મિશ્રશાળામાં ભણ્યાં હોય તો પછી સહશિક્ષણથી કંઈ નુકસાન નથી.

## અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો

**શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદીનું ભાષણ.**—આજે હું અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો વિષે બે બોલ કહેવા ઇચ્છું છું. ડૉ. ઍની-બીસંટ કહેતાં હતાં કે અત્યારની કેળવણીથી કારકુનો ઉત્પન્ન થાય છે. આપણા અભ્યાસક્રમમાં પરિવર્તન કરવાનું છે, તે આ છે. આજની કેળવણી જેને કાકાસાહેબ કાલેલકર રૅણુ કહે છે, તેને હું શક્ર કહું છું. થીગડાં માર્યાથી રાષ્ટ્રના આ મહાન પ્રશ્નનો ઉકેલ થશે નહિ. આવો ભયંકર રોગ થીગડાં મારવાથી નાબુદ થશે નહિ. આના ઉપર ઢોળ નહિ ચાલે. જુદીજ વસ્તુની જરૂર છે. હિંદને સ્વતંત્ર વિચાર ધરાવતી શાળાની જરૂર છે. શાળાની અંદર લશ્કરી તાલીમ માટે વિદ્વાનો દબાણ લાવી શકે છે. જે વસ્તુ કૉલેજ અને યુનિવર્સિટીમાં છે તે પ્રાથમિક શાળાથી કેમ ન હોય? ઔદ્યોગિક કેળવણી સંબંધી જોઈએ તો ખેડુતના છોકરાઓને અમેરિકાની નદી અને આફ્રિકાનાં રણો ગોખાવવાથી શું વળે! દેશનો ૮૫ ટકા ભાગ આવી કેળવણી લઈને શું કરે છે? આપણા હાથમાં સત્તા આવી તોપણ આપણે ગુલામી માનસ તજી શક્યા નહિ. વણાટમાં હું રેંટીઆ અને તકલીની વાત કરતો નથી. કપાસનો મોટો ઉદ્યોગ પડયો છે. ખેડુતનો છોકરો મિલમાં જાય છે, તેને ખેતીને રસ્તે વાળો.

બૌદ્ધિક કેળવણીની અંદર જોઈએ તો ગણિત અને ઇતિહાસમાં મને ખાસ વાંધો છે. ઇતિહાસમાં જુલ્મગારો, સ્વાર્થપટુઓ, નિર્દય, એવા સરદારોનાંજ જીવનચરિત્ર કેમ શિખવાય છે? આખા જગત ઉપર જેમણે ઉપકાર કર્યો છે તેવા બુદ્ધ, મહાવીર, જીસસ, અને શંકરાચાર્યનાં જીવન-ચરિત્રો શીખવો. આમાં ઇતિહાસને કેમ શીખવવો તેનો સવાલ નથી, પણ મૂળગત ફેરફાર કરવો પડશે. હિંદના ઇતિહાસમાં તો ખૂબ ફેરફાર કરવો પડશે. આપણાજ ઇતિહાસમાં આપણા દેશને ઉતારી પાડવામાં આવે છે.

આપણા ૫૦ હજાર દેશી સિપાઈ ઓને પાંચ હજાર યુરોપીઅન સિપાઈ ઓએ હરાવ્યા. આવાં પુસ્તકોમાં ફેરફાર કરવાની જરૂર છે.

ગણિતની અંદર બીજા ધોરણમા બાર લાખ, પંચાશી હજાર, નવસો સત્તાવન શું કામ જોઈએ ? મને મારી છોડી દરરોજ પૂછે છે, પણ હું બાર લાખ પાદડા પણ ક્યાંથી લાવું ? મોટા મોટા સરવાળા નિરર્થક કરાવામાં આવે છે. એને જીવન સાથે કેટલો સંબંધ છે ? શિક્ષણ એ ભાવિ જીવનની તૈયારી છે કે વર્તમાન જીવનને ઉત્તમ બનાવવાની તક છે. વર્તમાન જીવન ઉત્તમ કરવાના હેતુથીજ આપણે કેળવણી લઈએ છીએ. વર્તમાનને અવગણીને ભવિષ્યની જિંદગી ઉત્તમ કરવા જતાં વચમાંજ વિદ્યાર્થીઓના જીવનના ભૂકા થઈ જાય છે.

**શ્રી. ચંદુલાલ કા. દવેનું ભાષણ.**—અત્યારે પરદેશમાં નૂતન શિક્ષણનો પ્રચાર થઈ રહ્યો છે. ત્યાં એમ મનાય છે કે વિષયોને ખાંડી ખાંડીને ભરવા તેના કરતા તો બાળમાનસનો અભ્યાસ કરીને કંઈક માર્ગ કાઢવો તે વધારે ઇષ્ટ છે. બાળક એક ટોપલી છે. તેમા દાસીદાસીને જ્ઞાન ભરવું જોઈએ એવી માન્યતા અભ્યાસની બાબતમા હોય છે. આપણે યુનિવર્સિટીના બંધનથી એવા તો જકડાઈ ગયા છીએ કે વધારે બોલવું તે હવાઈ કિલ્લા સમાન છે. આપણે કાંઈપણ ફેરફાર કે પ્રયોગ કરવા શક્તિમાન નથી. હું પ્રથમ એમ માનતો હતો કે ગુજરાતમાં કન્યાકેળવણી માટે બહુ વાંધો નથી. હું હવે માનું છું કે યુનિવર્સિટીની પદવીની જરૂરિઆત છોકરાઓના સંબંધમા પણ ઘર ઘાલી બેઠી છે.

સહશિક્ષણ સંબંધમા હું માનું છું કે ઘણી પ્રગતિ થઈ છે. ધીરે ધીરે કન્યાકેળવણીની જુદી સંસ્થાઓ બંધ થતી જાય છે. હવે ઘણાંની માન્યતા સહશિક્ષણમાં દૃઢ થઈ છે. કન્યાની જુદી કેળવણીની અગત્ય હવે ઓછી થતી જાય છે. હવે નજીકના ભવિષ્યમા એકજ શાળામાં કેળવણી આપવાનું બનશે ત્યારે પ્રશ્ન એ છે કે તેમનો અભ્યાસ એકજ હોવો જોઈએ કે જુદો હોવો જોઈએ. એક મત એમ છે કે બન્નેનો અભ્યાસ એકજ જાતનો હોવો જોઈએ, બીજા જુદું માને છે. જેઓ એકજની તરફેણમાં છે તેઓ એમ માને છે કે છોકરીઓની બુદ્ધિની તેમાં અવગણના છે. તેમના તરફ તમારો તિરસ્કાર છે. તે લોકો એમ માને છે કે સ્ત્રીને જુદો અભ્યાસ આપવો તે તેને હલકી પાડવા બરાબર છે. જુદી કેળવણી સ્ત્રીઓને માટે હાનિકર્તા છે.

જુદી કેળવણીમાં માનનારા કહે છે કે તેમનાં બંધારણમાં કુદરતે કેટલીક ભિન્નતા રાખી છે. બન્નેનાં કાર્યક્ષેત્ર જુદાં છે. સ્ત્રી હલકી છે માટે જુદો અભ્યાસ એમ નહિ, પરંતુ બન્નેમાં ભિન્નતા છે, માટે આમ હોવું જોઈએ. આપણા સમાજે બન્નેમાં એટલા ભેદ કલ્પ્યા છે કે તેને માટે ખૂબ પ્રચાર કરવાની જરૂર છે. સ્ત્રીઓમા લાગણીનો અને પુરુષમાં બુદ્ધિનો અતિરેક છે. માટે ખૂટતી કેળવણીની સ્ત્રીઓને બુદ્ધિની, અને પુરુષને લાગણીની ખાસ જરૂર છે.

---

**શ્રી. પ્રીતમરાય વ્રજરાય દેસાઈનું ભાષણ.**— મહાન કવિ કાળિદાસે રઘુવંશમાં તે જમાનાના સદ્‌ગૃહસ્થોના આદર્શ રૂપ રઘુરાજાનું વર્ણન કર્યું છે, તેમાં કહ્યું છે કે—

**शैशवेभ्यस्त विद्यानां, यौवने विजीगिषुणाम् ।**
**वाधक्ये मुनिवृत्तिनाम्, योगेनान्ते तनु त्यजाम् ॥**

અર્થાત—બાળપણમા વિદ્યાભ્યાસ કરતા, યૌવનમાં વિજયપ્રાપ્તિની ઇચ્છા રાખતા, ઘડપણમાં મુનિવૃત્તિ રાખતા, અને યોગથી અંતે દેહ તજતા.

એજ કાળિદાસ કવિ આજે જીવતા હોય તો ગુજરાતીઓને માટે શું કહેત ?

**शैशवे भक्ष्य विद्यानाम्, यौवने तु भवोद्विजाम् ।**
**वार्धक्ये श्वानवृत्तिनाम्, रोगेनान्ते तनु त्यजाम् ॥**

બાળપણમા વિદ્યાના ભક્ષ થઈ પડેલા, યૌવનમાં સંસારમાં પડવાના વિચારથી ઉદ્વેગ પામેલા, ઘડપણમાં કુતરાના જેવી વૃત્તિવાળા, અને રોગનો અંત આવે ત્યારે દેહ છોડનારા.

આ સંસારમાં આદર્શવાદ અને ઉપયોગવાદની તકરાર હંમેશાં ચાલુ છે. કેટલાક આદર્શવાદમાં તો કેટલા ઉપયોગવાદમાં માને છે. મહાકવિ પ્રેમાનંદ જેવા પણ

એ તો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજી રે,
લાવો બાળક માગે અન્ન, લાગું પાયજી રે.

એ વાક્ય ઋષિપત્નીના મુખમાં મૂકી શિક્ષણ પર આક્ષેપ કરાવી ઉપયોગવાદનું મહત્ત્વ બતાવે છે. હમણાં તો અત્યારની સ્થિતિથી એકજ પગલું આગળ વધાય તેટલીજ જરૂર છે. હવે ગુજરાતી આદર્શ કેવો હોવો જોઈએ, તેનો વિચાર કરીએ. ભવિષ્યનો ગુજરાતી કેવો હોવો જોઈએ,

તે નક્કી કરવાનું કામ શિક્ષકોનું નથી, નેતાઓનું છે. જમાનો બદલાય છે, આદર્શ નક્કી કરવા માટે દેશનેતાઓ જોઈએ, શિક્ષકો નહિ.

આપણા પ્રાચીન આદર્શોમાં ચારે પુરુષાર્થને આગળ ધરવામાં આવતા હતા. ધર્મથી અર્થ, અર્થથી ભોગવિલાસ, અને પછી મોક્ષ. એ એનો ક્રમ છે. આપણી ગુજરાત વિદ્યાપીઠે પણ **"सा विद्या या विमुक्तये"** એ મંત્ર રાખ્યો છે. આપણે ત્યાં આદર્શ નક્કી કરવાનું કામ કોણ કરે છે? હું માનું છું કે આપણી યુનિવર્સિટીએ એવું કામ નક્કી કર્યું નથી. ઘડીકમાં ઉપયોગ તો ઘડીકમાં આદર્શ એમ દારૂડીઆના મગજ પેઠે નિયામકોનું મગજ પણ ઝોલા ખાય છે. તેઓ પ્રજાના આગેવાનો કહેવાય છે, પણ ઘણા વગવસીલાથી પેસી જાય છે. તેમાં વકીલોની બહુમતિ છે. તેઓ સામાન્ય બાબત નક્કી કરવામાં દિવાની કોર્ટે બે ત્રણ વર્ષ વીતાવે છે. તેવીજ મનોદશાવાળા છે. ગામડીઆને મન ભણ્યો એટલે કામકાજથી ટળ્યો, એવો કેળવણીનો અર્થ છે.

અભ્યાક્રમ ઘડવો એ નિષ્ણાતોનું કામ છે. પાઠ્યપુસ્તકો આદર્શને વળગીને ક્રમિકતા મુજબ નક્કી કરવાં પડે છે. અત્યારની વાચનમાળા સંતોષકારક છે, પરંતુ જમાનાજુની છે, તેથી કેટલોક ફેરફાર કરવાનો વખત થઈ ગયો છે.

કેળવણીનો અર્થ વિદ્યાભ્યાસંગ છે, "ભણેલા માણસો ફુરસદનો ઉપયોગ કેમ કરે છે, તે ઉપરથી તેનું ચારિત્ર્ય નક્કી કરવું એવો એરિસ્ટોટલનો મત છે. અત્યારે પાસ થયા પછી વિદ્યાપીઠ એટલે વિદ્યા તરફ ફેરવેલી પીઠ એવો અર્થ બરાબર સાબીત થાય છે.

---

## પરીક્ષાઓ

**શ્રી. સાકરલાલ દવેનું ભાષણ.**—અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો પછી સ્વાભાવિક રીતે પરીક્ષાઓ વિષે આપણે વિચાર કરીએ. પરીક્ષાઓ વિદ્યાર્થીવર્ગને અણગમતો વિષય છે, કેમકે અનેક ચિંતા, ઉજાગરા, માનતા અને બાધાઓને એ જન્મ આપે છે. એ અણગમતા વિષયને દેશવટો દેવો જોઈએ એમ વિદ્યાર્થીઓ મોટે ભાગે માને છે. એ દેશવટો દેવો શક્ય હોય તો હું પણ એમાં સાથ આપવાને તૈયાર છું; પરંતુ વિચાર કરતાં જણાશે કે પરીક્ષાઓને નાબુદ કરી નાખવી એ જેટલું ઇષ્ટ હશે એટલું સુંદર નથી. વળી આપણો સૌનો

સામાન્ય અનુભવ છે કે વ્યવહારમાં કોઈક ધોરણ વિના ચાલતું નથી. શાક તોળવાનું કાટલું છાપેલું ન હોય તો આપણને વહેમ રહે છે કે આપણે છેતરાયા. માંદા થઈએ તો ડિગ્રીવાળા દાક્તરને ત્યાં સહેજે જઈશું, ઊંટવૈદને ત્યાં જતાં મનમાં અશ્રદ્ધા રહેશે; એટલે અમુક માણસમાં અમુક લાયકાત છે કે નહિ તેની ખાતરી માટે કોઈક ધોરણ આવશ્યક છે જ. અર્થાત્, પરીક્ષાઓને દેશવટો દેવો અશક્ય છે, કોઈ પણ દેશે હજી સુધી એ ચમત્કાર સાધ્યો નથી.

ત્યારે પરીક્ષાનો ત્રાસ કેમ ઓછો કરવો, વિદ્યાર્થીઓનો બોજો કેમ હળવો કરવો, એ મહત્ત્વનો પ્રશ્ન છે. તે સંબંધે આપણે વિચાર કરીએ.

હાલમાં પરીક્ષાના પ્રશ્નપત્રો કાઢનારને અનેક પ્રકારની સૂચનાઓ આપવામાં આવે છે, અને એ સૂચનાનો અમલ થાય છે કે નહિ તે જોનારા પણ હોય છે. મેટ્રિક્યુલેશન પરીક્ષા વિષે બોલું તો એ પરીક્ષાનો એક પણ પ્રશ્નપત્ર કોઈ એક જ વ્યક્તિ કાઢતી નથી. બે ત્રણ વિદ્વાનોની કમિટી હોય છે અને તેઓ બધા સાથે મળીને જ એ કામ કરે છે. હેતુ એ છે કે વિદ્યાર્થીને અન્યાય થાય નહિ. પ્રશ્નો સ્પષ્ટ ભાષામાં અસંદિગ્ધપણે રચવામાં આવે છે. વળી, પ્રશ્નોમાં વિકલ્પ રાખવામાં આવે છે. આઠ પ્રશ્નો પૂછી એમ સૂચના કરવામાં આવે છે કે ગમે તે પાંચના ઉત્તર લખો. ઇતિહાસના વિષયમાં તો બમણો વિકલ્પ હોય છે, એટલે કે આઠ સવાલના જવાબ લખવા માટે સોળ સવાલ મેં આગળ હોય છે. અમારા વખતમાં અમે આવા ભાગ્યશાળી નહોતા. આ ખરેખર પ્રગતિની નિશાની છે.

ડૉ. બેલાર્ડ નામના વિદ્વાને બાર વરસ પર "The New Examiner" નામનું પુસ્તક પ્રગટ કર્યું હતું. એ પુસ્તક વાંચનાર શિક્ષકને માલમ છે કે પરીક્ષાની જૂની ઢબ છોડી દઈ હવે નવી ઢબે પરીક્ષા લેવાની છે; એટલે કે વિદ્યાર્થીને શું આવડે છે તે તપાસવાનું છે, એને શું નથી આવડતું એ શોધી કાઢવાનું નથી. વિદ્યાર્થી બુદ્ધિપૂર્વક કેટલું કામ કરે છે તે જોવાને માટે અનેક પ્રકારના પ્રશ્નો નવી નવી રીતે એ પુસ્તકમાં યોજેલા છે. માત્ર સ્મરણશક્તિની પરીક્ષા નહિ, પણ સમજશક્તિ કેટલી વધી એ ધોરણે હાલની પરીક્ષાઓ લેવાય છે.

હાઇસ્કૂલોમાં દર અઠવાડીએ પરીક્ષા લેવાનો રિવાજ છે. એ સંબંધે મારો નમ્ર અભિપ્રાય એ છે કે અમુક દિવસ મુકરર કર્યા વિના, વિદ્યાર્થીઓને બિલકુલ ખબર આપ્યા વિના, શિક્ષકે પોતાના વિષયમાં બે ત્રણ

સવાલો લખાવીને તપાસી લેવું. શિક્ષણને બદલે તે દિવસે, તે સમયે, પરીક્ષણ થઈ શકે. આથી વિદ્યાર્થીઓ નિયમિત રીતે અભ્યાસ કરે છે કે નહિ, અને જે શીખવવામાં આવ્યું તે કેટલું સમજાયું છે, તેનો નિર્ધાર થઈ શકે છે, અને વિદ્યાર્થીઓને માથે પરીક્ષાનો ભાર રહેતો નથી. વિદ્યાર્થીઓને આ પદ્ધતિ ગમતી નથી એ હું અનુભવથી કહું છું. તેમને તો તૈયાર રસોઈ પર બેસવું છે, જાતે પરિશ્રમ લઈ અભ્યાસ કરવો નથી. શિક્ષકો પરીક્ષાને માટે બધી તૈયારી કરી આપે એવી તેમની લાલસા હોય છે—ખરી રીતે કહીએ તો એવી તેમને ટેવ પડી ગઈ છે. તેમાંથી તેમણે છૂટવું જ જોઈશે.

પરીક્ષાઓ બિલકુલ કાઢી નાખી વર્ગશિક્ષકના કે શાળાના મુખ્ય શિક્ષકના અભિપ્રાય પરથી બાળકને ઉપલા ધોરણમાં ચઢાવવો એ પણ એક વિચારવા જેવી પદ્ધતિ છે. જે શિક્ષક આખું વર્ષ શીખવે તેનો અભિપ્રાય વજનદાર ગણાવો જ જોઈએ; પરંતુ એ પદ્ધતિ પણ–બીજી બધી પદ્ધતિઓની પેઠે–દોષરહિત નથી જ. એક વિદ્યાર્થીને ઉપર ચઢાવ્યો, બીજાને ન ચઢાવ્યો; એટલે વિદ્યાર્થી તથા માબાપ તરફથી અન્યાયનો આક્ષેપ થવાનો, પક્ષપાત, ખુશામત, વગેરે અનેક આક્ષેપો થવાના, અને એ બધાને પહોંચી વળવું સહેલું છે એમ કોણ કહેશે?

એટલે એકંદરે જોતાં પરીક્ષાની હાલની પદ્ધતિમાં નવા નવા સુધારા કરતાં જવું, અને શીખનાર બાળકોના માથા પરનો ભાર બને તેટલો હળવો કરવાનું ધ્યેય રાખવું, એ શ્રેયસ્કર લાગે છે. તેમાં જ શાળાનું અને સમાજનું હિત રહેલું છે એમ મને સમજાય છે.

## પાંચમો દિવસ. તા. ૨૬–૯–૩૫

પ્રમુખ.—શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોર

વિષય.—મોટી ઉંમરનાંની કેળવણી

વ્યાખ્યાનકર્તા.—શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ

વિષય.—પુસ્તકાલયો

વ્યાખ્યાનકર્તા.—શ્રી. પ્રીતમરાય વ્રજરાય દેસાઈ

વિષય.—આહારનું જ્ઞાન

વ્યાખ્યાનકર્તા.—શ્રી. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

**શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખનું ભાષણ.**—હું જ્યારે નાનો

હતો ત્યારે મારા સાથીઓ સાથે પોળના ચોકમાં ખૂબ રમતો. અમારાં ચોકની પાસેજ એક વયોવૃદ્ધ કાકાનો દીકરો પણ અમારી સાથે રમવા આવતો. પોતાના દીકરાનો હાથપગ ભાગી જવાની બીકે તેઓ અમને રમવા માટે લડતા અને કહેતા કે આ ઉન્માદ શો ? બેઠી રમત રમો, બેઠી ! આવો ઠપકો હમેશ અમને આપતા. આનું કારણ એજ કે કેળવણી શું છે તેનો તેમને ખ્યાલ ન હતો. તેવોજ એક બીજો પ્રસંગ મારા એક મિત્ર કે જેઓ સ્કૂલબોર્ડના સભ્ય થયા છે તેમનો છે. તેઓ જ્યારે જ્યારે શાળાની મુલાકાતે જાય ત્યારે ત્યારે બાળકોને લેખાં ને પલાખાંજ પૂછે. બાળકોને જો તે ન આવડે તો માસ્તર કંઈ ભણાવતાજ નથી એમ કહેતા. શાળામાં લેખાં ને પલાખાં આવડવામાંજ કેળવણી સમાપ્ત થાય છે એમ તેઓ માનતા.

જ્યારે વિદ્યાપીઠની સ્થાપના થઈ ત્યારે આ લેખાંપલાખાંનો ભાર ઓછો થશે એમ લોકોની માન્યતા થઈ અને તે તેમને ગમ્યું. બાળમંદિરમાં પણ સ્વતંત્રતા ને સ્વયંસ્ફુર્તિની વાતો આપણે કરીએ છીએ પણ તેમને લડવાનું તો ચાલુજ રાખીએ છીએ. શાળાના પ્રયોગોમાં પણ બાળકોનાં માબાપો તે સમજે નહિ તો શા કામનું ? માબાપોએ બાળકોને સમજવાં જોઈએ. માટે મોટાંઓની કેળવણી ઘણી અગત્યની છે. કેળવણી માબાપોના સહકાર વગર સફળ થઈ શકે નહિ. મોટાંઓની કેળવણીમાં ફક્ત એટલુંજ કરવાનું છે કે તેના સિદ્ધાંતો આપણે તેમને સમજાવીએ, અને સાથે સાથે ઘર ને નિશાળનું સંધાન કરાવીએ. બાળકોના માબાપોને કેળવવાનું કામ શિક્ષકે કરવું પડશે. સામાન્ય રીતે પ્રજામા સુધારો કરવાની વાત આવે છે ત્યારે કેળવણીમાં સુધારો લાવવાની વાત આવે છે. બાળકો મોટા થશે ત્યારે નવા સુધારા કરશે એમ કહેવું અઘટિત છે. હાલનો જમાનો હવે દરેક પ્રશ્નનો તાત્કાલિક જવાબ માગશે અને તેનો નિકાલ તત્કાળ કરવો પડશે; માટેજ મોટાંની કેળવણીની જરૂર છે.

આજે કેળવણીમાં દેશનો મોટામાં મોટો પ્રશ્ન સ્વચ્છતાનો છે. થુંકવું, પેસાબ કરવા બેસવું, પાયખાનાની બાબતો વગેરેમાં સ્વચ્છતા માટે આપણે ઘણા પછાત છીએ. ગામડાંઓમાં આ બાબતોની ઘણીજ ગંદકી માલમ પડે છે. કવિઓ ગ્રામ્યજીવનની, તેના આંગણાંઓની ને સ્વચ્છતાની સુંદર કવિતાઓ લખે છે, પણ આપણે જો ગામડાંમાં જઈને જોઈએ તો ગંદકી સિવાય કંઈજ માલમ પડતું નથી. રાજગોપાલાચાર્યે પણ એક વખતે લખ્યું હતું કે "હિંદના કોઈ ગામમાં તમે મુસાફરી કરો તો ઘણો ભાગ ગંદકી સિવાય બીજું તમે કંઈ જોશો નહિ." લૉર્ડ કર્ઝને ઇ. સ.

૧૯૧૭ માં જ્યારે અહીં આવ્યા ત્યારે તેમણે હિંદનાં ગામડાંનું વર્ણન કરતાં લખ્યું છે કે "હિંદનાં ગામડાંમાં ઉકરડામાંથી દુર્ગંધ આવે, મકાનોમાં બારીબારણાં હોય નહિ, ગ્યાસતેલના દીવાની ખુલ્લી ચીમનીઓ બળતી હોય અને શિઆળામાં સળગતી સગડીઓ હોય વગેરે વગેરે." આપણાં દેવમંદિરો આપણે જોઈએ તો અંદરથી જોતાં સારાં લાગે પણ બહારથી જોતાં ગંદવાડ, એઠું વગેરે ઢળ્યું હોય. મારવાડી દુકાનદારો પણ પાસેજ તેટલીજ ગંદકી કરી મૂકતા હોય છે. આ પ્રમાણે આપણે એવા ખરાબ ટેવાઈ ગયા છીએ અથવા તો આપણી એવી ટેવ થઈ ગઈ છે કે સુંદર વસ્તુને પણ બગાડી મૂકીએ છીએ

કોલમના એક ભાઈ યુરોપ જઈ આવ્યા. તેમણે મને યુરોપની સ્વચ્છતા વિષે વાતો કરી. મેં પૂછ્યું કે તમે હિંદમાં શું જોયું? તેમણે કહ્યું કે હિંદમા અસ્વચ્છતા ને રાષ્ટ્રીય ધમાલ સિવાય કંઈજ નહિ. હિંદનાં મકાનો વાંકા, શેરી વાંકી, સામાન અવ્યવસ્થિત અને સુંદરતાની દૃષ્ટિનો અભાવ એમ કહેલું ત્યારે મને લાગ્યું કે આપણા દેશમાં મોટાંઓની કેળવણી આજે તાત્કાળિક સુધારો માગે છે. આપણામા જ્યાંસુધી સ્વચ્છતા કે કોમળતા વગેરે નથી આવવાની ત્યાંસુધી આપણા બધા પ્રયાસો મિથ્યા છે. કેળવણી પણ મિથ્યા છે. માટે આપણું પ્રથમ કાર્ય મોટાંઓને કેળવણી આપવાનું છે.

કદાચ શિક્ષકો બાળકોને કેળવશે, પણ ઘેર મા કહેશે કે સ્નાન કરવાં આટલી વાર શી! જમતી વખતે કહે કે જલદી કર. આ બધી વસ્તુઓ માટે પણ આપણે મોટાઓને કેળવવાં જોઈએ.

આજે ધર્મને નામે પણ એટલા ધતિંગ ચાલી રહ્યાં છે કે તેનો બોજો સમાજ ઉપર નાહકનો પડ્યો છે. શક્તિનો વ્યય થાય છે, ધનનો નાશ થાય છે અને એ બહાને લાખો રૂપીઆ ખર્ચાય છે. થોડાક સમય ઉપર નડિઆદમા સંતરામ મંદિરમા એક મોટો યજ્ઞ કરવામાં આવ્યો હતો. તે વખતે હું ત્યા ગયો ને જોયું તો મોટા મોટા એલ. એલ. બી ને એમ. એ. થએલાઓ પણ તેમા સામેલ હતા અને કોણ જાણે કેટલાય મણ ઘી યજ્ઞમાં બાળવામાં (હોમવામા) આવ્યું હતું, એટલે કે માત્ર ઘીનો યાહોમ કરવામાં આવ્યો હતો. આવા નાહકના થતા ખર્ચના ધુમાડા પાછળ ભણેલા કે કેળવાએલા કહેવાતા જે નાણાનો વ્યય કરે છે તેમને પણ કેળવવાની જરૂર છે.

સામાજિક વ્યવહારોમા ગજા ઉપરાંત ખર્ચ કરવાં, જેવાં કે, લગ્ન, વરો વગેરે, તેમાં પણ જો સુધારો નહિ કરીએ તો આપણો સમાજ આપના

બારમાના દેવાથી કદાપિ ઉંચો આવવાનો નથી. ભણેલાઓ પણ આવા ખર્ચથી પાછા પડતા નથી. તેઓ બહાર સુધરેલા વિચારોની વાતો કરે છે પણ પોતાને ઘેર પ્રસંગ આવે છે ત્યારે વૃદ્ધો કરે તે ખરૂં એમ કહી છટકી જાય છે. આવી બાબતો માટે પણ મોટાંઓની કેળવણીની જરૂર છે.

બીજી અગત્યની બાબત અસ્પૃશ્યતાનિવારણની છે. જેમાં કેળવાએલાઓ પણ હોય છે. બહારનું અજ્ઞાન આપણામાં બહુ છે. પરદેશીઓ હિંદમાં શા માટે આવ્યા, સાથે તેઓ શું લાવ્યા વગેરે બાબતોનો આપણે વિચાર કરતા નથી. પરદેશમાં બનેલી વસ્તુ પછી તે ગમે તે રીતે તૈયાર કરવામાં આવી હોય તેને આપણે ઠાકોરજીના થાળમાં નૈવેદ્ય તરીકે ધરાવતાં વિચાર કરતા નથી. આવી બાબતોમાં બહારનું અજ્ઞાન ટાળવા માટે એકલી શાળા કે શિક્ષકો કામ કરે તે નહિ ચાલે. આવું અજ્ઞાન ટાળવા માટે પણ મોટાંઓને કેળવણીની જરૂર છે. હવે તેને માટે કયાં સાધનોની જરૂર છે તેનો આપણે વિચાર કરીએઃ

(૧) પ્રથમ તો રાત્રીશાળાઓ મારફત અક્ષરજ્ઞાનનો ફેલાવો કરવો જોઈએ.
(૨) વળી વર્તમાનપત્રોદ્વારા તેનો ફેલાવો થઈ શકે.
(૩) વાચનાલય પણ આમાં મદદ રૂપ થઈ પડે.
(૪) સિનેમા, નાટકોદ્વારા પણ કાર્ય થઈ શકે.

અક્ષરજ્ઞાનના ફેલાવા માટે બે મત તો ન જ હોય. જો કે તેનો દુરુપયોગ થાય છે. જેવો કે દુકાનનાં પાટીઆ વાંચે, સાથે સાથે બિભત્સ કે ખરાબ લખાણ વાંચે, રેલવેના પાયખાનામાં ખરાબ લખે, ખરાબ કે આડે માર્ગે દોરવનારી જાહેરખબરો વાંચે. આમ નહિ ચાલે. અક્ષરજ્ઞાનનો ઉપયોગ તેટલા માટે નહિ પણ તેમના વિચારો, ભાવના કેળવવા માટે કરવો પડશે અને તે સાથે અક્ષરજ્ઞાન થવું જોઈએ. અક્ષરજ્ઞાનવાળાઓની વૃત્તિ ખરાબ થવાનું કારણ એ છે કે આપણાં વર્તમાનપત્રો, વાચનાલય, સિનેમા અને નાટકોનાં સાધનો અત્યારે હીન સ્થિતિમાં છે. વર્તમાનપત્રવાળાને કહીએ કે તમે ખરાબ જાહેરખબરો લેશો નહિ, તો તેઓ કહે છે કે ભાઈ, અમારી તો ખરી કમાણી તેમાંજ છે. તે ન લઈએ તો અમારો ધંધો કે વ્યવહાર અટકી પડે. વળી વર્તમાનપત્રોનાં જેટલાં પાના ભરેલાં હોય છે તેમાં આપણે વાંચીએ તો કોઈ વૈરીને ઉપાડી ગયો, તો કંઈ કોર્ટોમાં બળાત્કારના કેસો વગેરે પુષ્કળ લખેલા હોય છે. વર્તમાનપત્રો આવા લખાણથી ભરેલાં હોય છે. આવાં વર્તમાનપત્રો સમાજને ઉપયોગી નથી. તેનો હેતુ માત્ર પૈસા કમાવાનો છે, નહિ કે કેળવણીનો.

જે વર્તમાનપત્રો કેળવણીના ઉદ્દેશથી ચાલતાં હોય તેજ આપણને ઉપયોગી થઈ પડશે. વર્તમાનપત્રો કેટલીક વખત ખોટી ખબરોથી મહાન ઉલ્કાપાત જમાવે છે. દાખલા તરીકે, લડાઈના ગપગોળા. ઉપર જણાવ્યા પ્રમાણે વર્તમાનપત્રોનું સાધન અત્યારે દૂષિત સ્થિતિમાં છે. તેઓ લોકોપયોગી કાર્ય કરી શકતાં નથી.

નાટક અને સિનેમાનું પણ તેમજ છે. તેમના ખેલો અશ્લીલ પ્રકારનાં ન હોય તો પ્રેક્ષકવર્ગની ઠઠ જામતી નથી. અત્યારે તેઓ આપણા દેશમાં કુકેળવણી આપવાનું મોટું સાધન થઈ પડ્યાં છે. કુસંસ્કારમાં તેણે મોટો ફાળો આપ્યો છે. સંસ્કારી મનાતા જનોમાં પણ સાચી સંસ્કારિતા નથી. તેનાં બીજ નાટક અને સિનેમામાં નખાયાં છે. છાપામાં ખરાબ સમાચારો હોય, ત્યારે સિનેમામાં હીન લાગણી પોષક પટો વધારે જોઈએ છીએ. માટે આમાં પણ શુદ્ધિ થવાની જરૂર છે.

પુસ્તકોમાં પણ ગંદી નવલકથાઓ વધારે ખપે છે ત્યારે સારાં પુસ્તકો ખપતાં નથી. તેને માટે ઉચ્ચ અભિલાષી ને સારા માણસોની જરૂર છે, લોકમતની જરૂર છે. સમાજનો લોકમત બંધાય અને ગંદું સાહિત્ય લેતાં શરમાય એવી નિયામક યોજનાની જરૂર છે. મારી દૃષ્ટિએ તો સાચા ને સંસ્કારી વ્યક્તિઓના સહવાસની લોકોને જરૂર છે. જે વ્યક્તિ સમાજને ઉચ્ચ માર્ગે વાળી શકે તે જો એકાદ ગામમા જાય તો તે સમાજને તરત વાળી શકે. સહવાસથી કેળવણી સારી થાય છે.

ખરૂ કહીએ તો રેલવેનાં વ્યવહારનાં સાધનોથી લોકકેળવણી મુશ્કેલ થઈ પડી છે કેળવણી શહેરોમાં ભરાઈ ગઈ ને બિચારાં ગામડાં રહ્યાં. પ્રાચીન સમયમા જ્યારે સાધુઓ જાત્રાએ જતા ત્યારે ગામડાંઓમાં ફરતા. સ્વાનુભવની વાતો કરતા, જ્ઞાન દેતા, ઉપદેશ દેતા ને આગળ વધતા. અત્યારે આ રેલવેના જમાનામાં ગામડાંમાં જઈને પૂછીએ કે અહીં કોઈ સારા માણસો આવે છે જાય છે ખરા કે? તો કહેશે કે તાલુકદાર, દારૂના પીઠાવાળો કે ધીરધાર કરનારાઓ ગામમાં આવે છે, બીજું કોઈ નહિ. આમ રેલવેથી માણસો શહેરના માણસોના સહવાસમાં આવતા નથી. તેમજ ગામડાંની અવગણનાને અભાવે પણ તેમ થવા પામ્યું. વળી રેલવે પહેલાં ગામડાંમાં કથાકારો ને પુરાણીઓ ફરતા તે પણ આજે નથી. તેમની પાસેથી મળતું જ્ઞાન પણ ગ્રામ્યવાસીઓ ગુમાવી બેઠા છે. જો કે હાલમાં આર્યસમાજીઓ તેમજ કેટલાક પ્રચારકો જવા લાગ્યા:છે, પરંતુ તેમનામાં પ્રચારકની દૃષ્ટ વધારે છે. જ્ઞાનની નહિ, કેળવણીની નહિ. તેઓ કાં તો

મહાસભાના સભાસદ નોંધાવવા માટે કે કાં તો ધર્મ સમજાવવા માટે જાય, પણ ફક્ત પ્રચારક હેતુ પરજ લક્ષ આપે છે. કેળવણીકાર ને પ્રચારકમાં મોટો ભેદ છે તે તે કયાંથી જાણે ? કેળવણીનું મહત્ત્વ તે શી રીતે સમજે ? માટેજ શિક્ષકે કેળવણીકાર તરીકે ગામડાંમાં જવું જોઈએ. શુદ્ધ આચાર-વાળા માણસોએ ગામડાંમાં જવું જોઈએ.

લોકકેળવણીનો કોયડો સાચા કેળવણીવાળા માણસો ગામડાંના માણસો સાથે ભળશે ત્યારેજ ઉકેલાશે. જ્યારે તેવા શુદ્ધ જીવન ગાળનારા, સંસ્કાર-સંપન્ન ને શક્તિશાળી પુરુષો તેમની સાથે ભળી જશે ત્યારેજ આપણામાં નવચેતન આવશે.



**શ્રી. પ્રાણલાલ કી. દેસાઈનું ભાષણ.**—આપણે ત્યાં હાલમાં જે કેળવણીની પ્રણાલિકા ચાલી રહી છે તે મુજબ ૩ થી ૫ વર્ષનાં બાળકો હાલમાં બાળમંદિરમાં અભ્યાસ કરે છે. ૧૨ થી ૧૭ વર્ષની વયનાં માધ્યમિક શાળામાં અભ્યાસ કરે છે અને ૧૬–૧૭ થી ૨૫ વર્ષના યુવકો યુનિવર્સિટીમાં અભ્યાસ કરે છે. આ રીતે કેળવાએલો વર્ગ ઉત્પન્ન થાય છે. સામાન્ય રીતે કહેવાય છે કે તે વર્ગ બહુ ધાંધલીઓ છે. તેમનો શોરબકોર, ધાંધલ વગેરે આપણી દૃષ્ટિએ બહુ પડે છે. તેથી કેટલાકને એવો ખ્યાલ આવતો હશે કે આ વર્ગની વસ્તી બહુ હશે. જો આપણે સમગ્ર દેશ સાથે આ કેળવાએલા વર્ગની સરખામણી કરીએ તો જણાશે કે આવો વર્ગ ફક્ત નહિ જેવોજ છે. માત્ર હાલમાં હિંદમાં ૧૦૦ માંથી ૮ માણસોજ લખીવાંચી જાણે છે. જ્યારે ૯૨ ને લખતાં વાંચતાં આવડતું જ નથી. આજથી ૧૫ વર્ષ પર સોએ ૯૪ ને લખતાં વાંચતાં આવડતું ન હતું. આપણા દેશની વસ્તીનો ૯૦ ટકા ભાગ ગામડાંમાં વસે છે. જ્યારે ૧૦ ટકાજ માત્ર શહેરમાં વસે છે. ગામડાંના ૯૦ ટકાવાળા ભાગમાં જવલ્લેજ યુનિવર્સિટીની ડિગ્રી લીધેલા માણસો નજરે પડે છે. આ ધાંધલીઓ વર્ગ આપણી દૃષ્ટિએ પડે છે છતાં તેની સંખ્યા ઓછી છે. તેમના સંસ્કારો, આચારવિચારો, રીતરિવાજો, પહેરવેશ, બોલી બધુંય બીનકેળવાએલ વર્ગથી જુદું પડે છે. આપણા દેશમાં એકજ પ્રજાના સમૂહ વચ્ચે આવડું મોટું અંતર પડ્યું છે. તે કેમ પડ્યું છે તેની પાછળ મોટો ઇતિહાસ છે. જ્યાંસુધી કહેવાતા કેળવાએલા અને બીનકેળવાએલા વર્ગની વચ્ચેનું અંતર આપણે દૂર કરીશું નહિ ત્યાં-સુધી આપણી પ્રગતિ કે ઉત્કર્ષ થવાનો નથી. ઉત્કર્ષ સાધવા માટે આપણી પ્રગતિમાં તેમને આપણી સાથે લઈને ચાલવું પડશે.

હવે પ્રશ્ન એ થાય છે કે પહેલાં આવો બીનકેળવાએલો વર્ગ હતો કે નહિ? તો અત્યારે જે અંતર છે તે ૧૦૦ વર્ષ પહેલાં ન હતું, કારણકે તે વખતમાં વિદ્વાન, સંસ્કારી લોકો એમ સમજતા હતા કે આપણે સંસ્કાર, વિદ્યા વગેરે ફેલાવવાં એ આપણો ધર્મ છે. આપણી પ્રજાના ધ્યેયમાં, સંસ્કારના આદર્શમાં મોટો ફેર હતો. અત્યારે જેમ યુનિવર્સિટીની ડિગ્રીઓ લઈ વિલાયત જઈ આવી પૈસો પેદા કરીએ એવો આદર્શ છે તેવો તે વખતે ન હતો. તેમનો જીવનઆદર્શ ધર્મ હતો. તે સમજતા હતા કે આ સંસાર નાશવંત છે, ક્ષણભંગુર છે, માટે બીજે ધ્યાન ન આપતાં મોક્ષ મેળવવા તૈયારીઓ કરવી એ આપણી પ્રજાનું પ્રાચીન લક્ષબિંદુ હતું. તેને માટે પ્રચાર કરવા અનેક યોજનાઓ કરતા આપણી કથાઓ, હરિકથનો વગેરે આપણી પ્રાચીન સંસ્કૃતિના અવશેષરૂપે છે, આપણા સાધુએ, ધર્મગુરુઓ જનસમાજને કથાદ્વારા જીવનઆદર્શ પહોંચાડતા. માટેજ કેળવાએલા ને બીનકેળવાએલા વચ્ચે અંતર રહેતું નહિ. ડોસીઓ પણ ભજન સાંભળવા માટે આતુર રહેતી. હવે આપણો આદર્શ બદલાયો છે. મોક્ષની આપણને બહુ પડી નથી. અત્યારે જીવન આનંદમય કરવું એજ આપણો આદર્શ છે. આપણે પરાધીન છીએ. તેની સાંકળ તોડી સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવું છે. નિર્ધનતા ટાળી સંપત્તિ ને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી છે. આપણું ધાંધાપણું, વહેમ, વગેરે ટાળી બુદ્ધિશાળી બનવું છે, પ્રગતિશીલ થવું છે. એ આદર્શો જનસમૂહને સમજાવવા આપણે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે અજ્ઞાન ગણાતાઓને આપવું એ આપણો ધર્મ છે. ૯૨ ટકા લોકો જે દેશમા લખીવાંચી ન જાણે તે જીવનની સપાટી ઉપર શી રીતે આવે! વેપારરોજગારના ફાયદા શી રીતે સમજી શકે! જાહેર આરોગ્ય, તંદુરસ્તી શી રીતે સમજી શકે! જે દેશમાં ૯૨ ટકા લખીવાંચી જાણે નહિ તે દેશમા જુલમી પટાણો, સત્તાધારીઓ વગેરે પીડે તેમાં શી નવાઈ! જો આપણે ઉચ્ચતા પ્રાપ્ત કરવી હોય તો આપણાં અજ્ઞાન ભાઈભાંડુઓને સાથે લઈ લેવા જોઈએ, પણ તે કેવી રીતે થઈ શકે?

અત્યારનો જમાનો પ્રજાસત્તાનો છે. વ્યક્તિ પાસેથી સત્તા જઈને સમૂહ પાસે આવતી જાય છે. સમાજના કહેવાતા વડાઓ પાસે ૫૦ વર્ષ પર જે સત્તા હતી તે સત્તા અત્યારે તેઓ ભોગવી શકતા નથી. રાજબંધારણમાં પણ આદર્શ તો એજ છે કે જે સત્તા રાજા ને અમલદારો ભોગવતા હતા તે સત્તા તેમને પ્રજાને આપવી પડી છે; માટેજ પ્રજાતંત્ર અસ્તિત્વમાં આવ્યું છે. મ્યુનિસિપાલિટિઓ, ધારાસભાઓ વગેરે પ્રજાના

પ્રતિનિધિઓની બનેલી છે. તેમને જે કામ કરવાનું છે તે તેઓ બરાબર રીતે કરે છે કે નહિ તે ચુંટણીમાં તેમને મત આપનારાઓ મોકલાવી આપે છે તેમણે જોવાનું છે. પ્રજાહિતનું કામ કરે છે કે સ્વાર્થ સાધે છે તે તેમણે જોવાનું છે. એ તેમની ફરજ છે. ગ્રામ્ય પંચાયતો, મ્યુનિસિપાલીટિઓ વગેરેનું કામકાજ જોવાનું કામ પ્રજાનું; પણ જ્યાં ૯૨ ટકા વસ્તી લખી વાંચી જાણે નહિ ત્યાં આવું કાર્ય શી રીતે જોઈ શકાય? તે લોકો ત્યાં શું કરે છે તે જાણે, અયોગ્ય માણસોને તેઓ મત ન આપે, એ બધુંય કરવા માટે તેમને સાથમાં લેવાની જરૂર છે, માટેજ તેમને કેળવણી આપવાની જરૂર છે. આ જ્ઞાન તેમને કેવી રીતે આપવું? નાનપણમાં છોકરાંઓને જેટલું લખતાં વાંચતાં શીખવું જોઈએ તેટલું ગામડાનાં બાળકો શીખતાં નથી. ફક્ત ૩ બાળકો ભણે છે. છોકરીઓ તો ૧૦ માંથી માત્ર ૨ ભણે છે. આ બાબત માટે ફરજિઆત કેળવણી અગત્યનો પ્રશ્ન છે. સાથે મોટી ઉંમરનાંની કેળવણીની પણ જરૂર છે. તેમને માટે રાત્રીશાળાઓ કાઢવી, તેમનાં મંડળો સ્થાપવાં, ક્લબો સ્થાપવી, અને પ્રજાહિતની પ્રવૃત્તિઓની તેમને સમજણ પાડવી. હવે તે કામ કરવાનું છે. મેજિકલેન્ટર્નદ્વારા કે સિનેમાદ્વારા તેમને ભાષણો આપવાં જોઈએ તે આપવાનું કામ કોણ કરે? આપણી કેળવણીમાં અંગ્રેજી ને સંસ્કૃત દાખલ કરી આપણે બે ભૂલ કરી છે. એક તો ગામડાં છોડી શહેરમાં વસવાની ને બીજી પરીક્ષાઓ પાસ કરી નોકરી માટે ફાંફાં મારવાની. આશાગય યુવકો અત્યારે ભણી રહ્યા પછી ૨૫-૩૦ રૂપીઆ માટે ફાંફાં મારે છે તે કરુણાજનક છે. દાક્તરોને પણ ગામડાંમાં જઈને અજ્ઞાન લોકોને દવા આપવાનું ગમતું નથી, પણ ટુંકા પગારમાં શહેરમાં રહેવાનું તેમને વધારે ગમે છે. આમ થશે તો આપણી જે સ્થિતિ છે તેથી પણ વધારે ભયંકર થશે. જો આપણે કેળવાએલા મજુરો, હરિજનો કે અજ્ઞાન ગણાતા વર્ગ સાથે જઈને વસીશું, તેમની સાથે ભળીશું ને તેમની ભાષામાં બોધ આપીશું તોજ તેમનું અજ્ઞાન દૂર થવાનું છે.

બાદ હરિપ્રસાદ ડૉક્ટરે ચર્ચા કરતાં જણાવ્યું કે મોટાંઓની કેળવણીમાં હવે એવો સમય આવી લાગ્યો છે કે મોટી ઉંમરનાંની કેળવણીની દૃષ્ટિથી હવે વાચનમાળાનાં પુસ્તકો રચાવાં જોઈએ. હમણાં થોડા વખત પછી સાહિત્યપરિષદ ભરાવાની છે તેમને પણ હું વિજ્ઞપ્તિ કરીશ કે તે મોટી ઉંમરનાંની કેળવણીના સાહિત્યના પ્રચારની ગોઠવણ કરે. મોટી ઉંમરનાંની કેળવણી માટે મેઘાણી જેવાની પસંદગી કરે અને તે એક ગામથી

બીજે ગામ ફરતા રહે, થાણાં જમાવે ને ગ્રામ્યભાઈઓને કેળવવાનું કામ કરે, તો ઘણું કાર્ય થઈ શકે. એક વખત મેં એક ગામમાં જઈને પૂછ્યું કે અહીં આજકાલ શી પ્રવૃત્તિ ચાલે છે ? તો જવાબ મળ્યો કે હમણાં અહીં ઢાઢી આવ્યા છે, (ભાટ જેવા મુસલમાન લોકો), જે ભાગોળે વડલાને ઓતરે મુકામ રાખી આપણી રાસમાળા જેવાં વીરત્વનાં કાવ્યો લલકારે છે ને આપણા પૂર્વજોનો ખ્યાલ આપે છે. આવા લોકો કંઈ કંઈ સ્મરણો કરાવે છે, જેવી કે વાણીઆની ફજેતી. હાસ્યરસવાળું કોઈ કાવ્ય જ્યારે અભિનય સાથે તેઓ ગાઈ સંભળાવે છે ત્યારે તો મને એમ થાય છે કે સુરેન્દ્રનાથ બેનરજી કરતાં પણ આ લોકો ગામડાંના લોકોની જિજ્ઞાસાવૃત્તિ ઉત્તેજિત કરી મૂકે છે. તેઓ ઐતિહાસિક વાર્તા કહે છે. યોગવાસિષ્ઠની કથા કહેનારા, મંદિરના ઓટલે બેસી માણભટો–કથાવાર્તા કહેનારા, ગામડાંઓમાં ભવાઈ થાય, ગરબા ગવાય, આમ જેને આપણે અભણ કહીએ છીએ તેવાઓને આવા લોકોએ આવી સંસ્કૃતિ આપી પોષ્યા છે. પણ હવે તે બધુંય નાશ પામ્યું છે, માટે ગામડાંના લોકોને કેળવવાનું મુખ્ય કામ સાહિત્યપરિષદનું, સાહિત્યસભાનું ને શિક્ષકોનું છે. તેમણે આ લોકોને જ્ઞાન આપવાની જરૂર છે. નવું જ્ઞાન, જીવનચરિત્રો, વિજ્ઞાનના પાઠો વગેરેનું જ્ઞાન આપવાની જરૂર હવે ગામડાંમાં જણાય છે.

મિ. **સાકરલાલ દવે**એ જણાવ્યું કે મોટાઓને કેળવણી આપવાના સંબંધમા નરહરિભાઈએ કહ્યું તે સત્ય છે. તેમણે જે વસ્તુઓ સંસ્કારને માટે ગણાવી તેનો દુરુપયોગ થાય છે. પણ મને એક વિચાર થયો કે સંસ્કાર, સંસ્કૃતિ ને જ્ઞાન મારામાં કાયમ રહે ને જો હું નિરક્ષર હોઉં તો ? નિરક્ષર થવું એ મહા પાપ છે; લોકો નિરક્ષર રહે તે ઠીક નહિ. ભણેલાના સંસર્ગમાં આવી અને જો તેનો નોકર નિરક્ષર ને અભણ રહે તો તે ઠીક નહિ. નોકરીઓ ઉપર પણ ઘણા અભણ માણસો હોય છે. આપણને સમય નથી મળતો એમ કહેવું એ એક જાતનું બહાનું છે. તેને શિક્ષિત બનાવવાનો આપણે નિશ્ચય કરીએ તો તેમ કરી શકીએ છીએ. તેના સંસ્કાર કેળવવા તેની આંખો ઉઘાડીએ નહિ તો તે અનિષ્ટ ગણાય. દરેક માણસ જો બાર મહીનામાં એક બે માણસોને પણ ભણેલા કરવાનો પ્રયત્ન કરે તો તેમણે કંઈક ફરજ બજાવી ગણાશે.

ત્યારબાદ બાળમંદિરનાં મુખ્ય શિક્ષિકા **મણિબેન** જણાવ્યું કે મનુષ્ય વધારે સંસ્કારીના સહવાસમાં રહેવાથી સુસંસ્કારી થઈ શકે. જે નિરક્ષર છે

તેને જે મુંઝવણ કે દુઃખ થાય છે તે કોઈનાથી સમજી શકાય તેમ નથી. એ તો જેમને અનુભવ થાય તે જાણે. ભાવનગરમાં અમને ફરજ પડી કે પાંચ ગામને દરેક માણસે ભણતાં કરવાં. અમે ગામડાંમાં જતાં અને અભણ લોકો તેમને ભણતાં આવડશે એવી જિજ્ઞાસાથી તૈયાર રહેતાં, ભીંતોને ધોળીને તૈયાર રાખતાં (સાધનના અભાવે). અમે તેમની પાસેથી કામ લીધું ને થોડા વખતમાં તેઓ વાંચતાં લખતાં શીખ્યાં. તેમનો આનંદ વધ્યો અને સ્ત્રીઓનો તો એટલો બધો આનંદ વધ્યો કે રોટલા ટીપતાં કે બહાર જતાં કક્કો મનમાં વાંચે ને આનંદ પામે.છતી આખે દેખતાં થયાં એમ તેમને લાગ્યું.

અભણ રહેવામાં શું દુઃખ છે તેની એક રમુજી વાત મેં જોએલી કહું. એક બાઈને તેનો ધણી રૂ. ૧૦૦૦) ની નોટ પોતાના પુત્રોથી ખાનગી આપીને ગુજરી ગયો. બાઈ તે નોટને ગજવામાં ઘાલી તેને સીવીને તેની તેજ ચોળી પહેરે ને જ્યાં જવું હોય ત્યાં જાય. તેના એક દીકરાને વહેમ ગયો ને તેણે ગજવું ફાડી તે નોટ કાઢી લીધી ને બદલામાં રૂા. ૧૦૦)ની નોટ મુકી ગજવું સીવી લીધું. થોડા સમય પછી તે બાઈ તે નોટ પોતાના જમાઈને સાચવી રાખવા આપવા ગઈ ને કહ્યું કે રૂા. ૧૦૦૦)ની નોટ તમે લો ને સાચવી રાખજો. હું માગું ત્યારે આપજો. જમાઈએ નોટ જોઈ અને કહ્યું કે તે તો ૧૦૦) ની છે. આ બધું કેમ બનવા પામ્યું તેની જ્યારે બાઈને ખબર પડી ત્યારે તેને ખબર પડી કે અભણ રહેવામાં શું દુઃખ છે. માટે મોટાંઓને કેળવવા માટે જો દરેક ભાઈ સાંજના ફાજલ વખતમાં માણસોને ભેગાં કરી ફક્ત અર્ધો કલાક પોતાના વખતનો ભોગ આપવાનો નિશ્ચય કરે તો તેમણે પોતાની કંઈક ફરજ અદા કરી ગણાશે.

---

## પુસ્તકાલય

**શ્રી. પ્રીતમરાય વ્રજરાય દેસાઈનું ભાષણ.**—શ્રી નરહરિભાઈના વિચારમૂલક ભાષણ પછી મારે વધારે કહેવા પણું રહેતું નથી. ગુજરાતમાં પુસ્તકાલયની હીલચાલ જો શ્રીમંત સયાજીરાવ મહારાજની કૃપાદષ્ટિ ન હોત તો થાત કે કેમ તે શંકા છે. અમદાવાદ જેવા શહેરમાં કહીએ તો એક પણ પુસ્તકાલય નથી. બેશક થોડાં ઘણાં છે પણ ગણતરીમાં લઈ શકાય તેવું એક પણ નથી. અમદાવાદ જેવા ધનાઢ્ય શહેરની આ સ્થિતિ હોય તો પછી નાનાં ગામડાંની તો વાતજ શી કરવી! આપણાં કમનસીબે વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરી જેવું એક પણ પુસ્તકાલય નથી, એથી કરીને ગુજરાતીઓ જ્ઞાનપ્રદેશમાં જતાં અટકે છે.

કોઈ પણ દેશમાં અભ્યાસી બધાં પુસ્તકો ખરીદી શકે, એમ બની શક્યું નથી. મોટી લાઇબ્રેરીઓજ એવી જરૂરિઆત પુરી કરી શકે છે. આજે મેં આશા રાખી હતી કે આપણા મેયરને આપણે વિનંતી કરીશું. અમદાવાદમાં એક મોટું પુસ્તકાલય તૈયાર થાય છે, તેમાં અમદાવાદ જો થોડું ખર્ચ કરીને લાઇબ્રેરીઅન ભણેલો રાખે તો મોટી કૃપા થાય. આ બાબતમાં મંદિરના પુજારી જેવું નહિ થાય એવી આશા છે. હું માનું છું કે વર્તમાનપત્રવાળા આ સંદેશો પહોંચાડશે. સાધારણ વિદ્યાભ્યાસંગીઓ માટે આવા પુસ્તકાલયની ખાસ જરૂર છે ને નક્કી છે. તે સિવાય જેઓ ચાર ચોપડીઓ ભણીને ઉતરી જાય છે તેમને માટે ફરતાં પુસ્તકાલયની ખાસ જરૂર છે. હું તેની યોજના રજુ કરૂં છું.

અમદાવાદ જિલ્લાનાં ૬૦૦ માંથી ૩૦૦ ગામડામાં સ્કૂલો છે. ત્યાં આપણે કંઈક કરી શકીએ. બાકીના ૬૦૦ માટે તો કંઈક વિચાર કરવો પણ અશક્ય છે. એ છસો ગામો પૈકી ઘણાં તો એવાં છે કે ગામમાં એક પણ માણસ કાગળ વાંચી શકે એવી સ્થિતિ નથી. મેં એવાં કેટલાંએ ગામો જોયાં છે કે જ્યાં એક પણ માણસ અક્ષરજ્ઞાન લીધેલ ન હોય. ત્રણસો ગામડામાં શાળા છે. ત્યાં બાળવર્ગમાં ૧૦ છોકરા હોય છે. તેમાંથી ફક્ત એક આગળ જાય છે. તે પણ ઉપલાં ધોરણમાં જતાં ઉતરી જાય છે. આવા ગામોમાં 'ફરતા પુસ્તકાલય' ની યોજના હોય તો ઘણું સારૂં કામ થાય. ગામ રૂ. ૧૦) આપે. દરેક ૧ પેટી બે માસ રહે. ૭ પેટીઓ અવાર-નવાર આવ્યા કરે પહેલે વર્ષે સંસ્થાને રૂ. ૬૦) જોડવા પડે. મને લાગે છે કે અમદાવાદ જિલ્લામાં વાર્ષિક રૂ. ૧૦) ભરે એવાં ગામો ૬૦થી વધારે નીકળે નહિ. રૂ. ૧૦) પણ નીકળવા મુશ્કેલ છે; પરંતુ કેટલાંક ગામોમાં સહકારી મંડળીઓ, શિક્ષકો વગેરે છે. તેઓ રૂ. ૧૦) મેળવી આપી શકે. અમદાવાદ જેવા શહેરમાંથી જો આ યોજના તૈયાર થાય તો તે સંસ્થાને પહેલે વર્ષે રૂ. ૬૦૦) અને બીજે વર્ષે રૂ. ૩૦૦) જોડવા પડે. આટલી નાની રકમથી આખા અમદાવાદ જિલ્લામાં આ પ્રવૃત્તિને વ્યાપક કરી શકાય છે. આ યોજનામાં પાંચ વર્ષનો અભ્યાસક્રમ ઘડવામાં આવે,તો પાંચ વર્ષમાં પુસ્તકાલય મારફતે આપણે આપવા માગીએ છીએ એવી બધી કેળવણી આપી શકાય.

કોઈ પણ કામમાં શરૂઆતમાં મુશ્કેલી તો રહેવાની જ, પરંતુ આ કામમાં જો પહેલે વર્ષે રૂ. ૭૦૦), બીજે વર્ષે રૂ. ૪૦૦) અને ત્રીજે વર્ષે રૂ. ૧૦૦) મળે તો આ યોજના ચાલી શકે.

જો આ યોજનામાં જરૂર પડશે તો અઠવાડીઆમાં બે ત્રણ કલાક

હું આપી શકીશ. ગામડાંના પૈસાની જવાબદારી હું ઉઠાવીશ. બાકી આવાં કામો માટે સ્વતંત્ર યોજના જોઈએ. ગુજરાત સાહિત્યસભા ધારે તો આ યોજના ઉપાડી શકે.

અમદાવાદ શહેરમાં પણ આ યોજના સારી રીતે ચાલી શકે. શરૂઆતના વર્ષમાં, રૂા. ૧૦૦૦), બીજે વર્ષે રૂા. ૫૦૦) અને ત્રીજે વર્ષે રૂા. ૨૦૦) માં આ યોજના કરી શકાય. આમાં બીજી મુશ્કેલી પુસ્તકની પસંદગીની છે. અમદાવાદની વણકરભાઈઓની કેળવણી માટે આવી પ્રવૃત્તિ માટે રૂા. ૩૦૦) મેં લીધા હતા. એક વિદ્વાન મિત્ર પાસે હું પુસ્તકની પસંદગી માટે ગયો. હૈયું બાળવા કરતાં હાથ બાળવા સારા એ ન્યાયે તે ભાઈની પસંદગી ઠીક ન લાગી અને મારેજ બધું કામ કરવું પડયું. પુસ્તકની પસંદગીમાં કેટલાંક પુસ્તકો એક માર્ગી, તો કેટલાંક અઘરાં આવી જાય છે. આમાં પણ તેમ બન્યું. પૈસા, ચોપડીઓ બધું હતું, છતાં કાર્યદક્ષતાને અભાવે યોજના ભાંગી પડી.

ત્યારપછી એમ જણાયું કે આવી પ્રવૃત્તિ માટે એકાદ કાર્યવાહક અવશ્ય હોવો જોઈએ. પુસ્તકની પસંદગી વખતે વ્યાપક દૃષ્ટિથી કામ કરીએ તો સાહિત્યની ઉણપ ચોક્કસ દૂર થાય. અત્યારે આપવા માટે જરૂરી જણાય એટલું સાહિત્ય આપણી પાસે છે, એમ મને લાગે છે. આ યોજના ફતેહમંદ થાય તેવી છે, છતાં ગુજરાત સાહિત્યસભા ઉપાડી ન શકે તો કંઈ નહિ, પરંતુ કોઈ ગામ આવી પ્રવૃત્તિ પોતાના ગામ પુરતી ઉપાડે અને આપણી પાસે પુસ્તકોની યાદી માગે તો તે પણ આપણી પાસે તૈયાર નથી.

ગુજરાત સાહિત્યસભાના સભ્યો એક કમિટી નીમીને રૂા. ૨૦, ૪૦, ૬૦, ૧૦૦ ના સેટ નક્કી કરે તો જે ગામમાં જેટલા રૂા. થી પુસ્તકાલય શરૂ કરવું હોય તે આ યાદી મુજબ શરૂ કરી શકે. ઘણી વખત ચોપડીઓ એવી હોય છે કે લાભને બદલે ઉલટું નુકસાન કરે; વાચક વહેમી બને અને ભ્રમમાં પડે.

સેન્ટ્રલ લાઇબ્રેરી એ તો તવંગર અને અમદાવાદ મ્યુનિસિપાલિટિનો સવાલ છે. ગામ અને શહેર માટે ફરતાં પુસ્તકાલયની યોજના ઉપાડી શકાય તેવી છે. તે પણ ન બની શકે તો પછી છેવટે એક યાદી તૈયાર કરી આપવી અને આપણા ગુજરાતી સાહિત્યમાં જે જાતનાં પુસ્તકની ઉણપ હોય, તે જાતનાં પુસ્તકો લખાવવાં. જો આમ બને તો પાંચ વર્ષે હોગ યુનિવર્સિટી જેટલો અભ્યાસ જરૂર થાય.

યોગ માટે નકશાનાં ખાલી ખોખાં બાળકો મારફત તૈયાર કરાવી શકાય. આ જાતનું કામ બાળકોમાં ઉત્સાહ ઉત્પન્ન કરવામાં ઘણું કિંમતી છે, પણ તે રીતના ઉપયોગથી પાઠની શીખવવાની બાબત પર પુરતું લક્ષ નહિ રહે અને તેમ કરવામાં વસ્તુસંકલના અસ્તવ્યસ્ત થઈ જવાનો ભય રહે છે. બાળકોએ આણેલા ચિત્રો અને વસ્તુઓના નમુનાની ચર્ચાને પદ્ધતિસર શિક્ષણમાં સ્થાન ન હોવું જોઈએ. આ બધાં સાહિત્યો શિક્ષણનાં પૂરક છે. અનુકૂળતા હોય તો તેમને વર્ગમાં પસાર કરવાં, નહિ તો વર્ગની દિવાલ પર બાળકો સમક્ષ મૂકવાં જોઈએ. આવી બાબતો ખાસ કરીને આર્થિક ભૂગોળ-માં અગત્ય ધરાવે છે; પણ રૂ કે રબર અને તેની બનાવટનો અભ્યાસ ભૂગોળ માટે નિર્ણિત કરેલા સમય સિવાયના બીજા કોઈ પાઠમાં કરવો જોઈએ. દા. અવલોકનનો પાઠ કે પદાર્થપાઠ.

વળી બાળકોને તેઓના એટલાસમાં પાઠને લગતા યોગ્ય નકશાઓનો અભ્યાસ કરવા પ્રેરવા જોઈએ. આ કાર્ય તેમને પાઠ થતાં પૂર્વે કે પાઠ થઈ રહ્યા પછી પણ સોંપી શકાય. પણ ચાલુ પાઠમાં એટલાસમાંના નકશાઓનો વ્યક્તિગત અભ્યાસ કેવળ વિક્ષેપ ઉત્પન્ન કરે છે. એટલાસનો ઉપયોગ બહુ ઓછો કરાવવાનો નથી, પણ કેટલીક વખત અભ્યાસની પદ્ધતિને અનુસરી તેનોજ ખાસ ઉપયોગ થઈ શકે છે. આ પદ્ધતિથી કામ કરવું હોય ત્યારે શિક્ષકે ચોકસ સૂચનાઓ આપી બાળકોને દોરવા જોઈએ. દા. " મુંબાઈથી રેલ્વે માર્ગે કલકત્તા જતાં આવતી મુખ્ય જગ્યાઓનાં નામની નોંધ કરો." "હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાની પ્રાકૃતિક રચનાનું વર્ણન કરો."

ઉપલા વર્ગોમાં સંખ્યાબંધ પાઠોની તૈયારી તરીકે નિશાળના પુસ્તકા-લયમાંથી વાચન કરાવી શકાય અને તૈયારી કે પુનરાવર્તન માટે પાઠ્ય પુસ્તક ઉપયોગમાં લઈ શકાય.

## ૪ વિષયની શરૂઆત

પાઠની શરૂઆત કરતાં પહેલાં શિક્ષકે જોવું જોઈએ કે બધાં જરૂરી સાધનો પોતાની નજીક વ્યવસ્થિત રીતે ગોઠવેલાં છે. યુવાન શિક્ષકે હંમેશાં પાઠની સંપૂર્ણ નોંધ તૈયારી કરવી જોઈએ. કેટલીક વખત અનુભવી શિક્ષ-કોએ પણ તે તૈયાર કરવી જોઈએ. તેમાં શીખવવાની બાબત અને તે બાબતના જુદા જુદા વિભાગોમાં કેટલો વખત જશે તે દર્શાવવું જોઈએ. આ નોંધમાં જે પ્રશ્નો પૂછવાના હોય તેના પ્રશ્નોનો સમાવેશ કરવો જોઈએ.

પાઠ આપતી વખતે શિક્ષકોની એક બહુ સામાન્ય ભૂલ થાય છે; તેઓ શરૂઆતમાં ઘણો વખત લઈ લે છે. એથી ધારેલું કામ પુરૂં થતું નથી. આરંભનો હેતુ બાળકોને પાઠમાં રસ ઉત્પન્ન કરવાનો છે અને અગાઉ થઈ ગએલા કામનો સંબંધ જોડવાનો છે. સામાન્ય રીતે જ્યાં સંખ્યાબંધ પાઠો ક્રમિક ગોઠવેલા હોય છે ત્યાં આ કાર્ય નકશાઓદ્વારા થઈ શકશે. વળી આરંભમાં ઘણાં થોડાં વાકયોનીજ જરૂર છે. આ વિભાગમાં જે સમયમાં પાઠ પૂર્ણ કરવાનો હોય તેના દસમા ભાગથી વધારે સમય લેવો નહિ.

નવી શ્રેણીનો પ્રથમ પાઠજ આરંભ હોઈ શકે. આ પાઠનો અગાઉ થઈ ગએલા પાઠના પુનરાવર્તન સાથે સંબંધ જોડવાની ભૂલ ન કરવી. પાઠનો જે વિષય હોય તે એકદમ હાથ ધરવો દા. જો તમને "હિંદુસ્તાનની ભૂરચના અને નદીઓ" પરના પાઠ માટે ૩૦ મિનિટ આપી હોય, તો મોટા ભૂરચનાનો નકશોજ આરંભમાં જરૂરનો છે, અને ૨૦ મિનિટ પછી તમારા કાળા પાટીઆ ઉપર દોરેલા સ્કેચ મેપમાં નીચેની હકીકતો શોધીને મુકાઈ ગએલી હોવી જોઈએ: હિમાલય, વાયવ્યના પર્વતો, દખ્ખણ, ઉત્તરનાં મેદાનો, પૂર્વ કિનારાનું મેદાન, સિંધુ અને પંજાબ, ગંગા અને યમુના, દક્ષિણની નદીઓ (નામ નહિ થયા હોય). બાળકોને દરેક પ્રદેશની ભૂરચનાનો એકંદર ખ્યાલ આવ્યો હશે. તે ઉપરાંત હિમાલયની નદીઓ અને દખ્ખણની નદીઓ વેગમાં મેદાનોમાં કેવી રીતે જુદી પડે છે તેનો ખ્યાલ આવ્યો હશે. આ ઉપરાંત, ખીણોની જાત, નહેરો માટે કે જળમાર્ગે તરીકે તેની ઉપયોગિતા પણ સમજાઈ હશે. પાઠનો બાકીનો સમય બાળકોએ આ હકીકતો તેઓના નકશાઓમાં નોંધવા માટે ગાળવો જોઈએ. (નકશાનાં ખોખાં પુરાં પાડવાં).

જ્યારે ભૂગોળ માટે આટલો થોડો સમય આપ્યો હોય ત્યારે તમે તેનો ઘણો ભાગ વાતો કરવામાં ન રોકી શકો. જો આટલી બધી બાબતો વખતસર ન શીખવી શકો તો તમારે અભ્યાસક્રમમાં મુકરર કરેલો સમય બદલવો જોઈએ અથવા તો ઓછી અગત્યની બાબતો પડતી મૂકવી જોઈએ. તમે બાળકોને નવી હકીકત કે સંબંધ માત્ર કહી ગયા છો તેથી તમારે એમ માનવું નહિ કે તેઓ નવી હકીકત કે સંબંધ બરાબર સમજ્યા છે. તેઓ પોપટની માફક બોલી જાય તોપણ શું? તે જવાબ આપે તોપણ શું?

"વાયવ્ય યુરોપની આબોહવા" ઉપરના તેટલીજ લંબાઈના પ્રથમ પાઠ માટે જોઈતાં સાધનોમાં યુરોપના નકશાની આકૃતિઓનો સમાવેશ

કરવો જોઈએ. મોટા ડ્રોઈંગ પેપર પર શિક્ષકે તે દોરવી જોઈએ. તો નીચેની બાબતો આવવી જોઈએઃ—

૧. જાન્યુઆરિની ઉષ્ણતામાનદર્શક લીટીઓ ૩૨°ફા.; ૫૦°ફા.

૨. જુલાઈની ઉષ્ણતામાનદર્શક લીટીઓ ૫૦°ફા.; ૬૮°ફા.

. આ ત્રણ ઉષ્ણતામાનદર્શક લીટીઓ આબોહવાના અભ્યાસ મ ઘણી અગત્યની લીટીઓ છે, અને સાથે સાથે યૂરોપને ભૂરચનાનો નકશે રાખવો જોઈએ.

વાયવ્ય યૂરોપના મધ્યભાગમાં આવેલા હોલેંડના પ્રદેશની ગરમી લગતી હકીકત મેળવવા માટે પ્રશ્નો પૂછી કામ શરૂ કરો અને જે જવાબ આવે તેનો કાળા પાટીઆ પર નીચે મુજબ કોઠો બતાવોઃ—

ઉનાળાનું ઉષ્ણતામાન ૫૦° અને ૬૮° વચ્ચેઃ ગરમ (સાધારણ)
શિઆળાનું ઉષ્ણતામાન ૩૨° અને ૫૦° વચ્ચેઃ ઠંડું
ઉષ્ણતામાનનો તફાવત—૬૮°થી ઓછો પણ ૫૦°થી વધારે.

ઉપરના આંકડા સામાન્ય છે.

આબોહવા.—સાધારણ રીતે સમધાત છે; ઉનાળો ગરમ છે, અને શિઆળો ઠંડો છે.

પછી સરખામણીથી કે વધારે સારી રીતે, આકૃતિ ટ્રેસિંગ પેપર પર કાઢી, બીજા દેશ પર તે મૂકીને, આખા પ્રદેશની હદ પર જ્યાં આ હકીકત લાગુ પડતી હોય ત્યાં અજમાવી જુઓ, અને તે પ્રમાણે આખા પ્રદેશની ગરમીનો નિર્ણય કરો. આખરે બાળકોને આ પ્રદેશની ગરમી તેની પાસે આવેલા પ્રદેશની ગરમીથી કેવી રીતે જુદી પડે છે તે સમજવાને તૈયાર કરો. પ્રશ્નોદ્વારા બાળકો પાસે લખાવીને કે પૂછીને આબોહવા સંબંધી જેટલી હકીકત શીખવી હોય તેનું પુનરાવર્તન કરો. તે આબોહવા જે પ્રદેશોમા બતાવી હોય તે વિષેજ હકીકત પૂછવી.

જે આબોહવાનો નિર્ણય કર્યો હોય તે આબોહવાના પ્રદેશોનાં અક્ષાંશ, મહાસાગર અને ખંડમાં આવેલા સ્થાન વિષેની માહીતી પૂછો. અમુક ગરમી છે એમ બોલવું અર્થ વગરનું લાગે છે. માટેજ આ વાક્યોનો અર્થ શો છે તેનો બાળકોને સ્પષ્ટ ખ્યાલ આવવો જોઈએ. "રશિઆનું શિઆળાનું ઉષ્ણતામાન ૩૨°થી નીચે છે." આવાં અર્થસૂચક વાક્યોની સમજુતી આબોહવાના અભ્યાસમાં જરૂર છે, કારણ કે આબોહવાનો સંબંધ વનસ્પતિ અને લોકજીવન સાથે જોડવાનો છે. માટે ઉપલાં ધોર-

ણોમાં આબોહવા વિષેના ઘણા પાઠોમાં આવા ગરમીના આંકડાના અર્થ બાળકો સમજ્યા છે તેની ખાતરી કરવાથી કામ ઠીક થશે.

## ૫ આંક અને નકશાનો ઉપયોગ

નકશાની આકૃતિઓ અને સ્કેચ-મેપ ભૂગોળના શિક્ષકને બહુ કિંમતી છે. સામાન્ય રીતે સાદા નકશા ઘણા ઉપયોગી છે. આવી આકૃતિમાં એક જાતની હકીકતોના સાદા સમૂહ કરતા વધારે બાબતો મૂકવાનો પ્રયત્ન કરવો નહિ. ધારો કે ઑસ્ટ્રેલિઆ શીખવવા તૈયારી કરવી છે. આ કામ કરવામાં તે પ્રદેશના નકશાની આકૃતિઓમાં કેટલીનો સમાવેશ કરવો એ પ્રશ્ન છે. આને માટે નીચેની બાબતો દર્શાવતા જુદા જુદા નકશા બનાવો:—

૧ ઑસ્ટ્રેલિઆની વનસ્પતિ
૨ મુખ્ય રેલ્વેની સડકો
૩ વસ્તીની સામાન્ય વહેંચણી
૪ ખંડના જુદા જુદા ભાગોની પેદાશ

તે ઉપરાંત જણાવી ગયા તેવા ૫ ગરમીના, અને ૬ તેને અનુસરી પવનો અને વરસાદના નકશા પાડો.

દરેક નિશાળમાં આવા નકશાઓના સમૂહ દરેક ખંડ માટે હિંદ માટે, મુંબઈ ઇલાકા માટે અને ગુજરાત માટે હોવા જોઈએ. આવા દોરેલા નકશા ઘણા સાદા હોય છે અને તેથી દિવાલે ટાંગવાના નકશા કે એટલાસ કરતાં આવા નકશા બાળકો માટે વધારે સારા છે. પણ આવા નકશા હંમેશાં ચાલતા પ્રદેશની ભૂમિરચના બતાવતા નકશાની સાથેજ વાપરવા. ખરેખર, કોઈપણ પ્રદેશના અભ્યાસ માટે ભૂમિરચનાનો નકશો એકલોજ સૌથી વધારે અગત્યનો છે. બાળકોના ઉપયોગ માટે ખાલી ખોખાં સાઇક્લોસ્ટાઇલ કે એવા બીજા કોઈ સાધનની મદદથી તૈયાર કરી રાખવાં અને ઘણા પ્રસંગે બાળકોની પાઠની સંક્ષિપ્ત નોંધ આ નકશાઓમાંજ સમાઈ જશે.

ભૂગોળમાં અગત્ય ધરાવતી ઘણી હકીકતો અને સંબંધોની સમજણ માટે આંકનો ઉપયોગ શિક્ષકને ઘણો મદદરૂપ છે. આથી તેનો જેમ બને તેમ છૂટથી ઉપયોગ કરવો. ભૂગોળમાં આંક શીખવવાનું કામ કરવાનું નથી, પણ ભૂગોળમાં આપેલી હકીકતોનો સારો ઉપયોગ કરવો જોઈએ. આઠ કે નવ વર્ષનાં બાળકો વર્ગ કે વર્ગની બહાર લીધેલી દૈનિક ગરમીની

નોંધના આંકડા સારી રીતે સમજી શકે. મુખ્ય મુખ્ય સ્થાનોની માસિક ગરમીનું માપ અને વરસાદની નોંધોના આંક, આયાતનિકાસના આંક, વસ્તીના ફેરફારના આંક, વગેરે બાબતો વારંવાર ઉપયોગી થઈ પડશે. આવી હકીકતો રજુ કરવામાં આંક બહુ ઉપયોગી થાય છે. વળી બાળકો તુલના કરી આવી હકીકતો પરથી પરસ્પર સંબંધો શોધી કાઢવા સમર્થ બને છે.

કોઈ ખાસ ઉચી જમીન, ખીણ કે સપાટ પ્રદેશ સંબંધી જ્ઞાન માટે આકૃતિ ઉત્તમ સાધન છે. સિંધુ નદીની ખીણનો નીચેનો પ્રદેશ તે નદીની આકૃતિદ્વારાજ સારી રીતે શીખવી શકાય. આથી ઇચ્છવા જોગ છે કે જેમ બને તેમ જલદીથી બાળકો આવા સ્કેચ બનાવતા થઈ જાય. મોડેલ સામે રાખીને તે ઉત્તમ રીતે શીખવી શકાય છે. મોડેલનો ઉપયોગ નકશો સમજવામાં મદદરૂપ થાય છે. મોડેલ બનાવવા શિક્ષકે પ્રથમ પ્લેસ્ટરઓફપેરિસ કે માટીનો ઉપયોગ કરવો જોઈએ. ફક્ત જે વિભાગ બતાવવાનો હોય તેટલોજ મોડેલમાં રહેવા દેવો અને પછી તેની સાથે બનાવેલી આકૃતિ સરખાવવી. સાધારણ બુદ્ધિશાળી બાળકો એક પાઠમાં એક વિભાગ બનાવી શકે. પણ વિભાગની આકૃતિઓ બાળકો બતાવે તો જ તેઓ નકશાને સમજી અભ્યાસ કરવા ટેવાશે. આથી જુદા જુદા પ્રદેશોના અભ્યાસમાં નિયમિત રીતે આ કાર્ય થવું જોઈએ. ભૂગોળમાં વિભાગનું ચિત્ર દોરતાં ઉંચાઈની લીટીનું પ્રમાણ આડી લીટીના પ્રમાણ કરતાં વધારે રાખવું; કારણ કે જો તેમ નહિ થાય તો જમીનની ઉંચાઈ બરાબર બતાવી શકાશે નહિ. જમીનની ઉંચાઈ બતાવવામાં જેમ બને તેમ અતિશયોક્તિ ઓછી થાય તેમ કરવું, અને બાળકોને તેમ સમજી લેવાની ટેવ પાડવી.

સામાન્ય રીતે બાળકોએ યાદ કરી દોરેલા નકશાઓ ઉપયોગમાં ન લેવા. બાળકોના જ્ઞાનની કસોટી કરવા કેટલીક વખત રૂપરેખાવાળા નકશામાં સ્થળો કે નિશાનીઓ તેમને મૂકવાની જણાવવામાં આવે છે. આ શીખવવાના પાઠમાં તો ન આવે. આ રીત શિક્ષણ માટે નહિ, પણ પરીક્ષા પુરતી છે. જ્યાં આવા નકશાઓ કસોટી માટે કે શિક્ષણમાં મદદ તરીકે ઉપયોગમાં લેવાતા હોય ત્યાં તેમને શિક્ષકે તપાસી જોવા જોઈએ. જો તેમ કરવામાં નહિ આવે તો બાળકો બેદરકાર થઈ જશે અને નકશા ઉપર થએલી ભૂલોમાંથી ખોટું જ્ઞાન તેમના મનમાં ઠસી જવાનો ભય ઉત્પન્ન થશે, અગર તો બાળકો વારંવાર ભૂલો ચાલુ રાખવાથી રીઢા થઈ જશે. તપાસવાનું કામ જલદીથી અને ચાલાકીથી કરી લેવું જોઈએ. ઘણી

બાબતોમાં જેમકે, ઉપર જણાવેલા હિંદુસ્તાનના પાઠ વિષે-શિક્ષકને બાળકની નકશા પરની નોંધ કેવી હોય તેના ૨૫૯ ચિત્રનો ચોક્સ ખ્યાલ મનમાં હશે. આથી જો બધા નકશા પાઠ પુરા થતાં પહેલાં શિક્ષક સમક્ષ ધરવામાં આવે અને શિક્ષક પાટલીની હાર પર નજર નાખી લે તો ભૂલો એકદમ જણાઈ આવશે અને જે બાળકોના નકશા ખોટા હશે તેમના તે તરતજ સુધરાવી શકાશે. અપૂર્ણ

---

# એબિસિનિઆ

(પુ. ૭૪ અંક ૧૦-૧૧ પૃષ્ઠ ૪૧૧ થી ચાલુ.)

**લોકોની રહેણીકરણી અને પોશાક**—ભૂમિની અસર લોકો ઉપર દૃષ્ટિગોચર થએલી છે. કુદરતી સાધનો સાથે બાથ ભીડતા લોકોમાં જેવા ગુણો ખીલી નીકળે છે તેવા ગુણો આ લોકોમાં જોવામાં આવે છે. લોકો મજબુત, કરકસરવાળા, બહાદુર, અને દેશાભિમાની છે. બંદુક અને ભાલો તેમનાં સામાન્ય શસ્ત્ર છે. એકલા ભાલાથી શિકાર કરવો તે પરાક્રમનું કામ ગણાય છે. આરબની માફક તેમની પરોણાચાકરી મશહૂર છે. લોકો ગેંડાના ચામડાની ઢાલ બનાવે છે.

**પોશાક**—સ્ત્રી પુરુષોનો પોશાક લગભગ મળતો આવે છે. પોશાકમાં સામાન્ય રીતે એક બદન, સુતરાઉ અથવા રેશમી પાયજામો, અને રંગનો લાંબો ઝભ્ભો હોય છે. તહેવારને દિવસે સિંહની ચાળનો ટોપ, કાળા ચિત્તાના વાળનો ઝભ્ભો, અને સુંદર મ્યાનવાળી તરવાર ધારણ કરે છે.

**ઘર**—દેશ પહાડી અને જંગલોથી ભરપુર હોવાથી, ઘર પત્થર અને વાંસનાં હોય છે. દેશમાં વેપાર બહુ ન હોવાથી વસ્તી એકત્રિત થઈ શકતી નથી અને તેથી હાલના જમાનાનાં મોટાં શહેરોનો અભાવ છે.

**રાજ્યવ્યવસ્થા**—રાજ્ય રાજસત્તાક છે. રાજાને શહેનશાહ કહેવામાં આવે છે. હાલના શહેનશાહ 'રાસ તફરી' છે અને તે હેઈલે સેલાસી પહેલા તરીકે જાણીતા છે. તેમનો જન્મ સને ૧૮૯૧ માં થએલો. સને ૧૯૨૮ માં તેમણે રાજ્યારોહણ કર્યું. સોલોમન રાજા અને શેબાની રાણીના તે અસ્ખલિત વંશજ છે એવું તે માને છે.

**વર્તમાન પરિસ્થિતિઃ**—આફ્રિકાના મધ્યભાગની સહેજ ઉત્તરે આ રાજ્ય આવેલું છે. આ દેશનું અસલ નામ 'ઇથિઓપિઆ' છે. લોકો

સ્વાતંત્ર્યપ્રિય છે. સને ૧૮૬૭માં મગદલાની લડાઈમાં સર રોબર્ટ નેપિઅરની જીત થએલી, પણ લોકો સ્વતંત્રતાને વળગી રહ્યા છે. શહેનશાહ. થિઓડોરે સને ૧૮૫૫થી ૧૮૬૮ સુધી રાજ્ય કર્યું. લૉર્ડ નેપિઅરને હાથે હાર મળવાથી તે હતાશ થઈ ગયો અને મરણ પામ્યો સને ૧૮૮૯ માં મેનેલાક બીજો શહેનશાહ થયો. તેણે રાજ્યનું સંગઠન અને વિસ્તાર કર્યો. તે ૧૯૧૩ માં મરણ પામ્યો. ત્યારપછી તેના પૌત્ર 'લેજયેસુને ગાદી મળી, પણ તેના ખરાબ વર્તનને લઈને સને ૧૯૨૬ની સાલમાં અમીરોએ તેને પદભ્રષ્ટ કર્યો. સને ૧૯૩૦ શહેનશાહ મેનેલાકની પુત્રી 'ઝોઉડીટુ'ના મરણ પછી રાસતફ્રી'ને ગાદી મળી અને તેમણે હેઈલસેલાસી ૧ લા'ની પદવી ધારણ કરી છે.

**સી. એલ. બ્રહ્મચારી**
સી. આ. ડે. એ. ઈ. પંચમહાલ.
**ગોધરા**

---

# નીતિશિક્ષણ

પુ-૭૪-અંક-૧૦-૧૧, પૃષ્ઠ ૪૧૯ થી ચાલુ

દંભ એ મોટામાં મોટો દુર્ગુણ છે. હૃદયમાં વેરની જ્વાળા ભડભડ બળતી હોય અને બહારથી મૈત્રી બતાવવી, નિર્દયતા છુપાવીને બહારથી દયાનો ડોળ કરવો, અધર્મમા રચ્યાપચ્યા રહીને ધર્માત્માનો આડંબર કરવો, અને ગુપ્ત રીતે અનીતિને રસ્તે ચાલીને જગતમાં લોકોની સમક્ષ નીતિમાન હોવાનો વેશ ભજવવો, એ દંભ કહેવાય. હૃદયમાં હોય કંઈક અને બહાર બતાવવું કંઈક, એ દંભી માણસનું લક્ષણ છે. આવાં દંભી માણસો લોકોની આંખોમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરે છે, પરંતુ તેમાં તેમને અંતે નિષ્ફળતાજ મળે છે; મતલબ કે અંતરમાં છુપાવી રાખેલું પાપ પ્રકટ થયા વિના રહેતું નથી. દંભી શિક્ષકનું પણ એમજ થાય છે. તેમનું પોગળ તેમના શિષ્યો આગળ ખુલ્લું થઈ જાય છે. વળી તેમના શબ્દોની તેમના શિષ્યો ઉપર જરા પણ અસર થતી નથી.

દૃષ્ટાંત તરીકે, ધારો કે શિક્ષકને બીડી પીવાની ટેવ છે. હવે તે પોતાના વિદ્યાર્થીઓને વ્યસનથી અલગ રહેવાનો બોધ આપે છે; પરંતુ શિક્ષકને પોતાનેજ વ્યસન વળગેલું હોવાથી તેમના દંભથી ભરેલા ઉપદેશમાં વચનો તદન ફુસાંજ હશે. આવો દાંભિક બોધ કંઈ પણ અસર ન

કરે, તો તેમાં જરા પણ આશ્ચર્ય પામવા જેવું નથી. વળી ધારો કે વર્ગમાંના કોઈ વિદ્યાર્થીએ પોતાના શિક્ષકને બીડી પીતાં જોયા છે, અથવા મોંની દુર્ગંધે તેમના તે વ્યસનથી વિદ્યાર્થીઓને જાણીતા કર્યા છે. હવે તે શિક્ષક વ્યસનથી દૂર રહેવાની નીતિ શીખવતા હોય, તે વખતે વર્ગમાંનો એકાદ નિડર વિદ્યાર્થી પૂછે છે, કે સાહેબ! વ્યસન નુકસાનકારક છે, તો આપ શા માટે બીડી પીઓ છો? આવે પ્રસંગે શિક્ષકનો દંભ તદ્દન ઉઘાડો પડી જશે, અને તેમની પુરેપુરી ફજેતી થશે.

આ ઉપરથી લક્ષમાં લેવાની બાબત એ છે, કે આવા પ્રકારની અનીતિથી શિક્ષકે હંમેશાં દૂર રહેવું જોઈએ. તેમણે પોતાનું અંતઃકરણ અને વાણી તદ્દન નિર્મળ રાખવાં જોઈએ. કોઈપણ જાતના કપટનો તેમાં લેશ પણ પ્રવેશ થવા દેવો જોઈએ નહિ. જે શિક્ષકનું હૃદય નીતિથી ભરપુર છે, અને તેમાં કપટ, દંભ, અસત્ય વગેરે કોઈપણ જાતની અનીતિને જરા પણ જગા મળે એમ નથી, તેમના મુખ ઉપર વર્ણન ન કરી શકાય એવી દિવ્યતા છવાઈ રહેલી હોય છે. આવા સમર્થ વિદ્યાગુરુનો પ્રતાપ કંઈ જેવો તેવો નથી. ગમે તેવી પાપિષ્ઠ વ્યક્તિને પણ તે પોતાના વિદ્યુત જેવા દષ્ટિપાતથી નમ્ર બનાવી દે છે. વળી હડહડતા જુઠા ગુનેગારો તેમની દિવ્યતાથી દબાઈ જઈ પોતાનો ગુનો કબુલ કરી દે છે. જેનું આટલું બધું સામર્થ્ય છે, એવા શિક્ષકનાં વચનો પણ અમૃતના ઝરણાં છે. તેમનો નીતિબોધ તેમના શિષ્યો ઉપર અથાગ અસર કરે છે. ટુંકામાં કહીએ તો એવા વિદ્યાગુરુના શિષ્યો પુરેપુરા ભાગ્યશાળી છે.

શિક્ષકે પોતાના શિષ્યોને અન્યોન્યાશ્રય એટલે એકબીજાને મદદ કરવાની નીતિ શીખવવી. વર્ગના વિદ્યાર્થીઓ એકબીજાને સારા કામમાં સહાય કરે એવી તેમને ટેવ પાડવી. આમ કરવાથી તેમનો સેવાભાવ કેળવાશે. પોતાના સહાધ્યાયીની અડચણ દૂર કરવામાં સહાય આપવાની ટેવ પડતાં તેમનો સેવાભાવ દિનપ્રતિદિન વૃદ્ધિ પામશે. પરિણામે મોટપણમાં તે મનુષ્ય માત્રને સંકટમાં સહાય કરશે. ધરતીકંપ જેવા કુદરતના કોપથી તે સ્થળના મનુષ્યોની શી દશા થાય છે, તેનો ખ્યાલ શિક્ષકે પોતાના શિષ્યોને અસરકારક રીતે આપીને એવા નિરાધાર મનુષ્યોને બનતી મદદ આપવા કહેવું. આનું પરિણામ ઘણું સારૂં આવશે. વિદ્યાર્થીઓ પોતાને મળતા ખીસાખર્ચમાંથી બચાવીને પણ આવા કાર્યમાં મદદ કરશે. આથી તેઓ સ્વાર્થત્યાગ અને આત્મસંયમની નીતિ શીખશે. બિહાર અને કવેટાના ભયંકર ધરતીકંપથી નિરાધાર બનેલા લોકો માટે ઉઘાડેલા ફંડમાં શિક્ષકોના સદ્-

બોધથી વિદ્યાર્થીઓએ ઘણી સારી મદદ કરેલી છે. કેટલાંક છાત્રાલયના વિદ્યાર્થીઓએ અઠવાડીઆ સુધી કે પંદર દિવસ સુધી દૂધ કે ઘીનો ત્યાગ કરી તેની બચતનાં નાણાં એ ફંડમાં ભર્યાં છે. આવી જાતની નીતિ જે શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓને શીખવે છે તેમને ધન્ય છે!

શિક્ષકે બાળકોની કેટલીક કુટેવો દૂર કરવા તરફ ખાસ લક્ષ આપવું. કેટલાંક બાળકોને મોંમાં આંગળી ઘાલવાની ટેવ હોય છે. આ કુટેવ આરોગ્યની દૃષ્ટિએ પણ નુકસાનકારક છે. જે બાળક મોંમાં આંગળી ઘાલે તેને તે આંગળી ધોઈ આવવાની ફરજ પાડવી. તેને માટે એક પાણીની ડોલ અને નાનું પવાલું વર્ગમાં રાખવાં. બાળક જેટલી વખત મોંમાં આંગળી ઘાલે તેટલી વખત ડોલમાંથી પવાલા વડે પાણી લેવડાવીને તેને આંગળી ધોવા મોકલવો. આ પ્રમાણે કરવાથી થોડા દિવસમાં તેની આ કુટેવ સુધરી જશે. કેટલાંક બાળકોને નખ કરડવાની ટેવ હોય છે. નખની કરચો અને તેમાંનો મેલ પેટમાં જવાથી ઘણું નુકસાન થાય છે, માટે એ નુકસાનકારક કુટેવ પણ શિક્ષકે દૂર કરાવવી.

શિક્ષકનું વર્તન તેમના શિષ્યો ઉપર ઘણી અસર કરે છે. જો શિક્ષક પોતે સ્વચ્છતાના નિયમોનું કાળજીપૂર્વક પાલન નહિ કરે તો તેમના શિષ્યો પણ તેમનું અનુકરણ કરશે. કાળું પાટીઉં સાફ કરવા માટે શિક્ષક કપડાનો ઉપયોગ કરવાનું ભૂલી જાય, અને હાથ વડે સાફ કરે તો તેમના શિષ્યો પણ તેમજ કરશે. આ કારણથી પ્રથમ તો શિક્ષકે પોતેજ દરેક નીતિનિયમ ખંત અને દક્ષતાથી પાળવો, એટલે તેમના શિષ્યો પણ તેમનું અનુકરણ કરીને આપોઆપ નીતિના નિયમો પાળતાં શીખશે. ઉપદેશ કરતા તેમના વર્તનની અસર વિશેષ થાય છે, એ સત્ય શિક્ષકે કદી પણ ભૂલવું નહિ.

ઉપર જણાવેલી બાબતો જેટલે અંશે છોકરાની નિશાળના શિક્ષકોને અગત્યની છે, તેટલેજ અંશે કન્યાશાળાની શિક્ષિકાઓને પણ અગત્યની છે. પોતાની પાસે ભણતી બાળાઓને નીતિમાન બનાવવી, એ શિક્ષિકાઓની મહત્ત્વની ફરજ છે. પોતાની શિષ્યાઓના મનમાં સારા સંસ્કાર દાખલ કરવાથી તેમનાં જીવન નીતિમય બનશે. અનેક પ્રકારના વહેમ, અદેખાઈ, સ્વાર્થતા, પર નિંદા વગેરે દુર્ગુણોમાંનો કોઈપણ દુર્ગુણ કોઈપણ બાળામાં માલમ પડે, તો તે દૂર કરવાને માટે શિક્ષિકાએ ખંતપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ.

અશાડ મહીનામાં બાળાઓ ગોરોનું વ્રત કરે છે, તેનું દષ્ટાંત લઈએ. તે દિવસોમાં બાળાઓનાં ટોળેટોળાં નંદી કે તળાવ ઉપર નાહવા જાય છે. ત્યાં તેઓ કાઇની જરાપણ શરમ રાખ્યા વિના રડવા કૂટવાનું કાર્ય કરે છે. શુભ દિવસોમાં એટલે ઉત્સવને પ્રસંગે રડવા કૂટવાનું અમંગળ કાર્ય કરવું એ ઘણુંજ ખોટું છે. ગોરો કરનારી બાળાઓનું આ નિંદ્ય કાર્ય આટલેથી જ અટકતું નથી, પરંતુ તેમનાં જતાંઆવતાં ટોળાં એકબીજા સાથે ગાળાગાળી અને મારામારી કરે છે. વળી તે ઉપરાંત આ મંગળ અવસરે તેઓ સાંભળનારને કાન બંધ કરવા પડે એવું બિભત્સ પણ બોલે છે. વિશેષે કરીને હલકી કોમમાં અને કેટલીક ઉંચી કોમમાં આ પ્રમાણે થતું જોવામાં આવે છે. હવે કન્યાશાળામાં શિક્ષણ લેવા આવતી બાળકીઓને તેમની શિક્ષિકા નીતિને રસ્તે દોરી, તેમને આવી અનીતિથી દૂર રાખી શકે. તેમણે પોતાના વર્ગની બાળાઓને ગોરોના વ્રતનો હેતુ અસરકારક રીતે સમજાવવો. વળી તે દિવસોમાં ઉત્તમ પ્રકારનું નીતિમય વર્તન રાખી, પોતાની બેનપણીઓ સાથે નિર્દોષ રમતો રમવાનો બોધ આપવો. અપશબ્દો બોલવા, ગાળાગાળી કરવી, કૂટવું વગેરે કાર્યોનાં નુકસાન અને હલકાપણું સમજાવી તે તરફ બાળાઓને તિરસ્કાર ઉત્પન્ન થાય એમ કરવું. આવી રીતે તેઓનું વર્તન સુધારીને સારૂં પરિણામ લાવી શકાશે. ટુંકામાં કહીએ તો રૂઢિના પ્રવાહમાં તણાતી અણસમજુ અભણ માતાઓએ પોતાની પુત્રીઓને અનેક પ્રકારની કુટેવો અને દુર્ગુણોનું શિક્ષણ આપેલું હોય, તો તેનો જડમૂળથી નાશ કરી, તે પુત્રીઓના હૃદયમાં નીતિ દાખલ કરવાનું મહાન કાર્ય શિક્ષિકાઓ કરી શકશે.

અજ્ઞાન માતાઓ ઘણી જાતના વહેમ પોતાની બાળક પુત્રીઓના મનમાં ઠસાવી દે છે. ઘરમાં કોઈ નાનું કે મોટું માણસ માંદું પડે તો તેને કોઈની નજર લાગી છે એમ માનીને અણસમજુ સ્ત્રીઓ તે માંદા માણસની નજર બાંધે છે. આનું પરિણામ એ આવે છે કે તેમની બાળાઓ પણ તેમના જેવીજ વહેમી બને છે. વાડકો થાળી સાથે ચોંટી જાય છે, તે જોઈને નાનાં બાળકો આશ્ચર્ય પામે છે અને પોતાની માના કહેવા પ્રમાણે માંદા માણસને નજર લાગી છે, એ વાત સાચી માને છે. આવી જાતના વહેમ કન્યાશાળાની શિક્ષિકાઓએ પોતાની શિષ્યાઓના મનમાંથી દૂર કરાવવા. શાળામાં નજર બાંધવાનો પ્રયોગ કરીને વાડકો થાળી સાથે ચોંટી જવાનું કારણ બાળાઓને સ્પષ્ટ સમજાવવું. કોઈના માંથે ઉતાર્યા વિના પણ વાડકો થાળી સાથે ચોંટી જાય છે તે તરફ તેમનું લક્ષ ખેંચવું.

આ બધું પ્રત્યક્ષ જોયા પછી બાળાઓના મનમાંથી નજર લાગવાનો વહેમ દૂર થઈ જશે. વળી બાળાઓને સમજાવવું કે અણસમજુ બૈરાં માંદા માણસની માત્ર નજર બાંધીને તેને આરામ થઈ જવાની આશા રાખી તેની કંઈપણ દવા કરતાં નથી, તેથી દરદ વધી જાય છે, અને તેનું ભયંકર પરિણામ આવે છે; માટે આવા ખોટા વહેમમાં નહિ ફસાતાં માણસ માંદું પડે કે તરતજ વૈદ્ય કે દાક્તરની દવા શરૂ કરવી.

કેટલીક સ્ત્રીઓને એક જાતનું દરદ થાય છે. આ દરદ જેને થયું હોય છે, તે અનેક પ્રકારના ચાળા કરે છે, અને ગમે તેમ બકે છે. અણસમજુ બૈરાં તેને ભૂત વળગ્યું છે, એમ માનીને ભૂવાને બોલાવી તેનું નિવારણ કરાવે છે અથવા બાવા કે ફકીર પાસે દોરાધાગા કરાવે છે. આ બધું નાનાં બાળકો જુએ છે, અને તેમના કુમળા મગજમાં ભૂતનો વહેમ પેસી જાય છે. આવી રીતે કેટલીક બાળાઓના મનમાં તેમની અણસમજુ માતાઓએ ભૂતનો અને દોરાધાગા કરાવવાનો વહેમ ઠસાવી દીધેલો હોય છે. શિક્ષકાઓએ તેમને આવા વહેમમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવો. 'મંછા ભૂત અને શંકા ડાકણ' એ સત્ય બાળાઓને દૃષ્ટાંત સાથે બરાબર સમજાવવું. વળી આવા વહેમને વશ થઈ દોરાધાગા કરાવવા જતાં કેટલીક ભોળી સ્ત્રીઓ ધુતારાઓની જાળમાં ફસાઈ જાય છે, અને પૈસા તથા ઈજતની પાયમાલી કરે છે, તે દૃષ્ટાંતો આપીને સમજાવવું.

કેટલી સ્ત્રીઓ નવરાશના વખતમાં બીજાંની કુથલી કરે છે. તેમનું જોઈને તેમની પુત્રીઓ પણ પરનિંદા કરતાં શીખે છે. કન્યાશાળામાં અભ્યાસ કરતી બાળાઓને શિક્ષિકાઓએ પારકી નિંદા નહિ કરવાની શિખામણ આપવી. પારકી કુથલી કરવાની ટેવ ઘણીજ નુકસાનકારક છે. એવી ટેવથી ઘણાંની સાથે દુશ્મનાવટ ઉભી થાય છે, અને તેનું પરિણામ ખરાબ આવે છે, માટે કદી પણ કોઈની કુથલી કરવી નહિ. વળી પરનિંદા પાપરૂપ છે, માટે નવરાશનો વખત એવા દુષ્ટ કાર્યમાં નહિ ગુમાવતાં સારાં પુસ્તકો વાંચવામાં કે સિવણગુંથણ કરવામાં ગાળવો. ઉછરતી બાળાઓને આવો સદ્‌બોધ ઘણો અસરકારક થઇ પડશે, અને જેના મનમાં પરનિંદા કરવાના ખોટા સંસ્કાર પડયા હશે, તે દૂર થઈ જશે.

વિદ્યા વિનય વડે શોભે છે, માટે દરેક શિક્ષિકાએ પોતાના વર્ગની બાળાઓને વિનય શીખવવો. ઘરમાં વડીલવર્ગ સાથે કેવી રીતે વિનયથી વર્તવું તેની તેમને સમજ આપવી. પોતાને ઘેર કોઈ મળવા આવે અથવા

મેમાન આવે તો તેમને વિનયવાળી વાણીથી આવકાર આપવો. તેમને બેસવા માટે શેતરંજી કે પાથરણું પાથરી આપવું. પાણીનો લોટો અને પ્યાલો લાવીને તેમની પાસે મૂકવાં. પોતાની માતા કે પિતા ઘરમાં ન હોય તો તેમના આવતાં સુધી તેમની સાથે વિનયપૂર્વક વાતચીત કરવી. આવી રીતે વિવેક વાપરવામાં પાઈનું પણ ખર્ચ થતું નથી, તેની સમજ બાળાઓને બરાબર આપવી. 'આવો, બેસો અને પીઓ પાણી, એ ત્રણે વસ્તુ મફતની આણી'. આ રમુજી કહેવતનું રહસ્ય તેમને બરાબર સમજાવવું.

બાળાઓનાં અંતઃકરણ બહુજ સરળ હોય છે, તેથી તેમના હૃદયમાં સારા સંસ્કાર જલદી પાડી શકાય છે, એટલે શિક્ષિકાઓ તેમને સત્ય, દયા, ક્ષમા વગેરે નીતિ સહેલાઈથી શીખવી શકશે. ગમે તેટલું દુઃખ સહન કરવું પડે તોપણ સત્ય તજે નહિ, તો આખરે સત્યનોજ જય થાય છે, એ બાબત તેમને સત્યવાદી હરિશ્ચંદ્રના દષ્ટાંતથી બરાબર ઠસાવવી. વળી તેમના અંતઃકરણમાં રહેલો દયાભાવ કેળવી તેમને દયાની નીતિ શીખવવી. દુઃખી પ્રાણીને જોઈને જેનું હૃદય દયાર્દ્ર થતું નથી તેનું હૃદય કઠોર ગણાય છે. પરમકૃપાળુ પરમેશ્વર ' દયાનિધિ ' કહેવાય છે, એટલે પ્રભુ સાક્ષાત દયાની મૂર્તિ છે. દયાનિધિ પ્રભુ કઠોર હૃદયમાં કદી પણ વાસ કરતો નથી. જેનું દિલમંદિર દયાથી ભરપુર હોય તેમાંજ પ્રભુ નિરંતર વસે છે, માટે હૃદયની કઠોરતા દૂર કરી તેને દયામય બનાવવું, અને દુખીઆંનાં દુઃખ દૂર કરવા પ્રયત્ન કરવો. આ બાબત દષ્ટાંત આપીને બરાબર સમજાવવી. દધીચિ-ઋષિએ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં દેવોનું દુઃખ દૂર કરવાને માટે તેમને પોતાના શરીરનાં અસ્થિ (હાડકાં) આપ્યાં હતાં. તેનું વજ્ર બનાવી ઇંદ્રે વૃત્રાસુર રાક્ષસને મારીને સ્વર્ગમાં શાન્તિ સ્થાપી હતી. આ પ્રમાણે દયાળુ મહાત્માઓ બીજાનું દુઃખ ટાળવાને માટે પોતાના પ્રાણ પણ કુરબાન કરતા હતા, તો આપણે દુઃખી યાચકને યથાશક્તિ મદદ અવશ્ય આપવી જોઈએ. તેવીજ રીતે યુધિષ્ઠિરની ક્ષમાનું દષ્ટાંત આપી તેમને ક્ષમાની નીતિ શીખવવી. કોઈ માણસ આપણો કંઈ અપરાધ કરે તો આપણે ક્રોધને આધીન ન થતાં તેને ક્ષમા આપવી. વેર વાળવાની વૃત્તિ રાખવાથી પરસ્પર વેર વધતું જાય છે, અને બન્ને પક્ષ દુઃખી થાય છે, માટે ક્ષમારૂપી ખડગથી વેરરૂપી રાક્ષસનો નાશ કરવો.

નાની બાળાઓ, ભવિષ્યની ગૃહિણીઓ છે, માટે તેમની શિક્ષિકાએ તેમને શાળામાં ઉચ્ચ પ્રકારનું નીતિશિક્ષણ આપવું. પોતાની દરેક શિષ્યા

લગતાં યોગ્ય દૃષ્ટાંતો સંબંધી વિચાર કરવો જોઈએ; મતલબ કે દરેક મુસ્કેલી-ની સામે સામનો કરીને પોતાની પ્રતિજ્ઞા પાળનાર મહાપુરુષોનાં દૃષ્ટાંતો શોધી કાઢવાં જોઈએ. દરેક મુદ્દા માટે ઓછામાં ઓછાં એવાં બે દૃષ્ટાંતો વિદ્યાર્થીઓ સમક્ષ અવશ્ય રજુ કરવા જોઈએ.

હવે દરેક મુદ્દો વર્ગની સમક્ષ કેવી રીતે રજુ કરવો, અને તેને લગતાં કેવાં અસરકારક દૃષ્ટાંતો કહેવાં તે જણાવીશું. પહેલો મુદ્દો રજુ કરવાને માટે શિક્ષકે હરિશ્ચંદ્રના જાણીતા દૃષ્ટાંતનો પ્રથમ ઉપયોગ કરવો. વિદ્યાર્થીઓ પાંચમી ચોપડીમા બોલ્યું પાળવા વિષેનો હરિશ્ચંદ્રનો પાઠ શીખી ગયા છે. હરિશ્ચંદ્રે પોતાનું બોલ્યું પાળવા માટે શા શા દુ:ખ સહન કર્યાં, તે પ્રશ્નો પૂછીને કઢાવવું. હરિશ્ચંદ્રે રાજ્યનો અને અઢળક લક્ષ્મીનો ત્યાગ કર્યો, પોતાનાં સ્ત્રીપુત્રને વેચ્યાં અને છેવટે પોતે, પણ ચંડાળને ત્યાં વેચાયો. આ બધું કરવાનું કારણ શું હતું? તેના હૃદયમા પોતાનું બોલ્યું પાળવાની સાચી ધગસ હતી. એ સાચી ધગસને લીધેજ તેણે હસતાં હસતાં ધનવૈભવનો ત્યાગ કર્યો, એ મુદ્દો કઢાવવો. પછી એજ મુદ્દાને વધારે દૃઢ કરવાને માટે 'મેવાડ-ની જાહોજલાલી નામના ઐતિહાસિક પુસ્તકમાંથી એક બીજું દૃષ્ટાંત નીચે પ્રમાણે રજુ કરવું:

ઇ. સ. ના ચૌદમા સૈકાની આખરે મેવાડમાં લખોરાણો રાજ્ય કરતો હતો. તેની વૃદ્ધાવસ્થામા તેના પાટવી પુત્ર ચંદ્રસિંહને માટે મારવાડના રાજા રાવ રણમલની કુંવરીનું નાળિએર આવ્યું. રાજ્યગોર નાળિએર લઈને રાણાના દરબારમાં આવ્યો. રાણાએ તેનો સારો સત્કાર કરી મશ્કરીમાં કહ્યું, કે મારા જેવા ધોળી દાઢીવાળાને માટે તો તમે આ નાળિએર નહિજ લાવ્યા હો, તેની મને ખાતરી છે, એટલે મારો પાટવી કુંવર ચંદ્રસિંહ હમણાં દરબારમા આવશે, ત્યારે તેમને માટે આ નાળિએર સ્વીકારીશું. થોડીવાર પછી ચંદ્રસિંહ દરબારમા આવ્યો, ત્યારે તેણે પોતાના પિતાએ કરેલી મજાકની વાત જાણી, તેથી તેણે તે નાળિએર સ્વીકારવાની ના કહી. તેણે કહ્યું, કે બાપુજી આપને જે કન્યા પરણવાની ઇચ્છા થઈ તે મારે માતા સમાન છે. હવે નાળિએર પાછું પણ ન વાળી શકાય, એટલે વૃદ્ધ રાણાની મજાકથી મોટી મુસ્કેલી ઉભી થઈ. પિતાએ પુત્રને બહુ સમજાવ્યો, પણ તે એકનો બે ન જ થયો. આથી રાણો ગુસ્સે થયો અને ચંદ્રસિંહને કહ્યું, કે જો તું મેવાડની ગાદી ઉપરથી તારો હક ઉઠાવી લે, તો હું આ નાળિ-એરનો સ્વીકાર કરું. ચંદ્રસિંહે પિતાને વચન આપ્યું કે હું મેવાડની ગાદીનો મારો હક છોડી દઉં છું. ચંદ્રસિંહે આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, એટલે વૃદ્ધ

રાણાએ પેલું નાળિએર પોતાને માટે સ્વીકાર્યું. આ પ્રમાણે નાળિએરનો સ્વીકાર કર્યા પછી રાણો મારવાડની રાજકન્યાને પરણ્યો.

રાણાને આ લગ્નથી એક પુત્ર થયો. તેનું નામ મોકળ હતું. મોકળ પાંચ વરસનો થયો, ત્યારે રાણાએ આત્મકલ્યાણને માટે રાજગાદીનો ત્યાગ કરી તીર્થક્ષેત્રમાં જવા ધાર્યું. તે વખતે તેણે ચંદ્રસિંહને બોલાવીને પૂછ્યું કે મોકળને કંઈ જાગીર આપીશું? ચંદ્રસિંહે હસતે મોંએ કહ્યું, કે બાપુજી, મોકળભાઈને મેવાડની ગાદી આપો, અને આપ તેનો રાજ્યાભિષેક કરીનેજ તીર્થક્ષેત્રમાં જાઓ. હું મહારાણા મોકળનો સાચો સેવક બનીશ, અને જીવનપર્યંત તેમને વફાદાર રહીશ. વૃદ્ધરાણો મોકળનો રાજ્યાભિષેક કરીને તીર્થક્ષેત્રમાં ગયો. આ પ્રમાણે ચંદ્રસિંહે પોતાનું વચન પાળવાની ખાતર મેવાડનું રાજ્ય જતું કરી ધનવૈભવને લાત મારી ગણો મોકળ નાનો હોવાથી ચંદ્રસિંહ વફાદારીથી મેવાડનો રાજ્યવહીવટ ચલાવતો હતો, પરંતુ મોકળનો મોસાળપક્ષ ચિતોડમાં આવીને રહ્યો હતો. તેમની ખટપટને લીધે ચંદ્રસિંહને ચિતોડમાંથી ખસી જવું પડ્યું. મારવાડના રાજાની એટલે મોકળની માના બાપ રાવ રણમલની દાનત મેવાડનું રાજ્ય પચાવી પડવાની હતી, એટલે મોકળની જિંદગી પણ ભયમાં હતી. મોકળની મા પોતાના બાપનું આ કારસ્તાન પાછળથી સમજી અને તેણે ચંદ્રસિંહની મદદ માગી. ચંદ્રસિંહે ચિતોડ આવી પોતાના જીવના જોખમે મોકળના મોસાળીઆંને ત્યાંથી હાંકી કાઢી તેને નિર્ભય કર્યો. આ પ્રમાણે ચંદ્રસિંહે પોતાનું વચન જીવનપર્યંત પૂર્ણ રીતે પાળ્યું.

આ પ્રમાણે હરિશ્ચંદ્ર અને ચંદ્રસિંહનાં દૃષ્ટાંતોથી પાઠનો પહેલો મુદ્દો બરાબર સમજાવી શકાશે. હવે બીજો મુદ્દો કેવી રીતે રજુ કરવો તે જોઈએ.

અપૂર્ણ

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. — સાકરલાલ પુરુષોત્તમ શુકલ, હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

## ચમત્કારી દવાઓ

પુસ્તક ૭૪ અંક ૧૦-૧૧—પૃષ્ઠ ૪૨૧—અનુસંધાન

### ખાંસી

"તકરારનું મૂળ હાંસી ને રોગનું મૂળ ખાંસી" એ લોકપ્રચલિત કહેવત તદ્દન સાચી છે. ખાંસી સ્વતંત્ર દરદ તરીકે પણ હોય છે તેમજ

ક્ષય જેવાં કેટલાંક દરદોનું ચિહ્ન માત્ર પણ હોય છે. ગળું, શ્વાસનળી અને ફેફસાંના વિકારોને લીધે ખાંસી થઈ આવે છે.

ખાંસી થવાનું મુખ્ય કારણ શું છે એ જાણી લેવું અને સૌથી પહેલાં તેને દૂર કરવું. ઘણીવાર કેવળ ઉધરસના ઉપાયો કરવામાં આવે છે, પરંતુ તેનું મૂળગત કારણ દૂર નથી થયું હોતું એટલે ખાંસી મટતી નથી અને હેરાન થવું પડે છે.

૧. આંતરડાં સાફ કરી નાખવાં. જુલાબ લઈ લેવો, અને આહાર ખૂબ પરિમિત અને સાત્ત્વિક લેવો.

૨. જેઠીમધનો શીરો મોંમાં રાખવો.

૩. મીઠાનો ગાંગડો, સાકરનો ગાંગડો અથવા બહેડાં, કે હીમજ મોંમાં રાખવી.

૪. ગામડાંમાં ઉભી તથા બેઠી ભોંયભોરિંગણીઓ બહુજ થાય છે. તેમનાં ફળ લાવી, એક કોડીઆમાં ભરી એના ઉપર બીજું કોડીયું ઊંધું વાળી વચ્ચે કપડા તથા માટીથી મોં બંધ કરી તેને એક ગજપુટ આપવો. રાખ થાય તેને ૧ રતીની માત્રામાં મધમાં ચાટવી તેથી ઉધરસ મટે છે. [ ગજપુટ એટલે એક ગજ ઉંડો ને એક ગજ પહોળો ખાડો. તેમાં અડધાં છાણાં ભરી, વચ્ચે પેલું સંપુટ મૂકવું અને ઉપર પાછાં બીજાં છાણાં ભરી દેવાં ને પછી સળગાવી મૂકવું ]

૫. પીંપર મધ જોડે ચાટવી.

૬. અરડૂસીનો રસ પણ બહુ સારી અસર કરે છે, અને ક્ષયની ઉધરસમાં તો તેજ ઉત્તમ ઔષધ છે.

૭. ખેરસાર પાનમાં લીધાથી અથવા 'મદિરાદિવટી' તૈયાર આવે છે તે મોંમાં મમળાવવાથી પણ સારી અસર થાય છે.

૮. આકડાનાં ફૂલના રવૈડાં અને તેથી બમણાં મરીને ખૂબ વાટી મધ નાખી મગ બરાબર ગોળી બનાવી મોંમાં રાખવાથી સારી અસર ઉપજાવે છે.

આવા તો સેંકડો ઉપચારો છે. તેમાંનાં તાત્કાલિક થઈ શકે એવા સહેલા આપ્યા છે. મરચાં, તિખાસ, ગરમાગરમ ચીજો વગેરે વસ્તુઓને ત્યાજ્ય ગણવી.

ખાંસી અનેક ભયંકર રોગોનો ચોપદાર છે, માટે એને થતામાં જ દૂર કરવી.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

# પુરુષો માટેની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થા

## પરિશિષ્ટ ક

### સર્ટિફિકેટ પરીક્ષા માટે નવા અભ્યાસક્રમની રૂપરેખા.—

| મુખ્ય વિષય. | વિષય. | લેખી પરીક્ષા | | | | | | મોઢાની અથવા પ્રત્યક્ષ પરીક્ષા | | | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પહેલું વર્ષ | વખત | બીજું વર્ષ | વખત | ત્રીજું વર્ષ | વખત | પહેલું વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | માર્ક | કલાક | માર્ક | કલાક | માર્ક | કલાક | માર્ક | માર્ક | માર્ક | |
| ૧ | શિક્ષણશાસ્ત્ર:— | | | | | | | | | | |
| | अ. (૧) શિક્ષણશાસ્ત્ર અને અધ્યાપનકળા | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ... | ... | ... | |
| | (૨) આધુનિક વિકાસ | ... | ... | ... | ... | ૧૦૦ | ૩ | ... | ... | ... | |
| | ब. પરીક્ષકો સમક્ષ શીખવવું | ... | ... | ... | ... | ... | ... | ૧૫૦* | ૧૫૦* | ૧૫૦* | * આમાંથી ૫૦ ગુણ વાણી અને છટાના રાખવા |
| | क. વરસ દરમિયાનનું અધ્યાપનકામ | ... | ... | ... | ... | ... | ... | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | |
| ૨ | ભાષા:— | | | | | | | | | | |
| | अ. પહેલો પ્રશ્નપત્ર— પાઠ્ય પુસ્તક, વ્યાકરણ, જીવનવૃત્તાંત, ઉચ્ચારશાસ્ત્ર | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ... | ... | ... | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બ. બીજો પ્રશ્નપત્ર— સ્વભાષામાં વિવરણ, સંક્ષિપ્ત વિચારલેખન, નિબંધ, જોડણી વગેરે | ૧૦૦+ | ૩ | ૧૦૦+ | ૩ | ૧૦૦+ | ૩ | ... | ... | ... |
| ૩ ગણિત:— | | | | | | | | | |
| અ આંકગણિત | ૭૫ | ૨ | ૭૫ | ૨ | ૭૫ | ૨ | ... | ... | ... |
| બ. દેશીનામું અને ભૂમિતિ | ૭૫ | ૨ | ૭૫ | ૨ | ૭૫ | ૨ | ... | ... | ... |
| ૪ ઇતિહાસ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ... | ... | ... |
| ૫ ભૂગોળ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ... | ... | ... |
| ૬ વિજ્ઞાન:— પહેલું વર્ષ:— | | | | | | | | | |
| અ. સામાન્ય વિજ્ઞાન અને પ્રાણીશાસ્ત્ર | ૭૫ | ૨ | ... | ... | ... | ... | ... | ... | ... |
| બ. વનસ્પતિશાસ્ત્ર | ૭૫ | ૨ | ... | ... | ... | ... | ... | ... | ... |
| બીજું વર્ષ:— | | | | | | | | | |
| અ. આરોગ્યવિષયકશરીરશાસ્ત્ર | ... | ... | ૭૫ | ૨ | ... | ... | ... | ... | ... |
| બ. રસાયણશાસ્ત્ર | ... | ... | ૭૫ | ૨ | ... | ... | ... | ... | ... |
| ત્રીજું વર્ષ:— સામાન્ય વિજ્ઞાન | ... | ... | ... | ... | ૭૫ ૭૫ } | ૨ ૨ | ... | ... | ... |
| ૭ બાગકામ* | ... | ... | ... | ... | ... | ... | ૭૫ | ૭૫ | ૭૫ |
| ૮ ચિત્રકામ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ૧૦૦ | ૩ | ... | ... | ... |
| ૯ હસ્તઉદ્યોગ* | ... | ... | ... | ... | ... | ... | ૭૫ | ૭૫ | ૭૫ |

+ આમાંથી ૪૦ ગુણ નિબંધ માટે રાખવા.

* આ વિષયોની પરીક્ષા લેવામાં આવશે નહિ, પણ મેસ્યાના ઉપરી વરસ દરમિઆન વિદ્યાર્થીના કામની આંકણી કરી તેના ગુણ આપશે અને

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | શારીરિક કેળવણી× | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | સર્ટિફિકેટ પરીક્ષામાં તેની ગણતરી કરવામાં આવશે.<br>× આ વિષયની પરીક્ષા થશે નહિ અને તેના ગુણ આપવામાં આવશે નહિ; પણ સંસ્થાના ઉપરી, વિદ્યાર્થીએ શારીરિક કેળવણીના અભ્યાસક્રમની પુરેપુરી તાલીમ લીધી છે એવી મતલબનો દાખલો આપશે. પરીક્ષકો જો ઇચ્છે તો શારીરિક કેળવણી સંબંધી એક પાઠ પણ લઈ શકશે. |
| | કુલ ગુણ | ૯૦૦ | ... | ૯૦૦ | ... | ૧૦૦૦ | ... | ૪૦૦ | ૪૦૦ | ૪૦૦ | |

નોંધ:—(૧) ઉમેદવારોએ કુલ ગુણના ૪૦ ટકાથી ઓછા નહિ; ૨ થી ૯ સુધીના દરેક વિષય માટેના વધારેમાં વધારે ગુણના ⅓ થી ઓછા નહિ, અને મુખ્ય વિષય શિક્ષણશાસ્ત્રના દરેક પેટા વિષય अ, च, क ના ગુણના ૪૦ ટકાથી ઓછા નહિ, એ રીતના ગુણ મેળવવા પડશે.

(૨) પહેલો વિષય:—પ્રત્યક્ષ પરીક્ષા વખતે, વરસ દરમિઆન શિક્ષકની દેખરેખ નીચે આપેલા પાઠોની શિક્ષકની સૂચનાઓ સાથેની નોંધો વિદ્યાર્થીએ રજુ કરવી પડશે. વિદ્યાર્થીઓએ પરીક્ષકોની રુબરૂ એક અથવા વધારે પાઠો આપવા પડશે. પાઠનો વિષય અને જે ધોરણમાં પાઠ આપવાનો હોય તે ધોરણ ઉમેદવારને એક કે બે દિવસ અગાઉથી કહેવામાં આવશે. ઉમેદવારે પાઠની તૈયારી કરવામાં કોઈપણ જાતની મદદ લીધી નથી એવી મતલબનું પ્રમાણપત્ર સંસ્થાના ઉપરી પાસેથી મેળવી રજુ કરવું જોઈશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | લોઅર પ્રાયમરી એરિથમેટિક ઇન ઉર્દુ | મિ. ચંદ્રમૌલી શુક્લ | ” | ૦—૫—૦ | ” |
| ૧૨થી૧૪ | મોડર્ન કૉપિ સ્લીપ્સ ઇન ઉર્દુ નં. ૧, ૨ અને ૩. | ... | પી. સી. દ્વાદશ શ્રેણી એન્ડ કો. અલીગઢ | ૦—૧—૦ દરેકનો | કૉપિબુક તરીકે વાપરવા માટે. |
| ૧૫થી૧૮ | તાલીમ–એ–ખુશખત્તી કૉપિ બુક્સ નં ૧–૨–૩ અને ૪ | ... | ” | ૦—૧—૬ દરેકનો | ” |
| ૧૯થી૨૨ | મુલમુલ–હિસાબ ભાગ ૧,૨, ૩ અને ૪ | મિ. જે. સી. ચક્રવર્તી | ” | ૦—૪—૦<br>૦—૩—૦<br>૦—૪—૦<br>૦—૪—૦ | ભા. ૧<br>” ૨<br>” ૩<br>” ૪ } પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી બુક તરીકે અને શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૩ | અપર પ્રાયમરી એરિથમેટિક ઇન ઉર્દુ | મિ. ચંદ્રમૌલી શુક્લ | ” | ૦–૧૦–૦ | ” |
| ૨૪ | ઇલ્મુલ–હિસાબ (લુગડાથી બાંધેલું પૂંઠું) | મિ. જે. સી. ચક્રવર્તી | ” | ૦–૧૪–૦ | શિક્ષકોની લાયબ્રેરી બુક તરીકે. |
| ૨૫ | આઈના ગઝાયીન | ... | ” | ૦—૫—૦ | વિદ્યાર્થી અને શિક્ષકોની લાયબ્રેરી બુક તરીકે. |
| ૨૬ | તારીખી–કહાનીઆં | મિ. શેખ અબ્દુર–રશીદ, એમ. એમ. | ” | ૧—૦—૦ | ” |
| ૨૭અને ૨૮ | જદીદ તારીખ–એ–હિંદ ભાગ ૧ અને ૨. | ” | ” | ૧—૪—૦<br>૧—૦—૦ | ભા. ૧<br>” ૨ } ” |
| ૨૯અને ૩૦ | ગર્લ્સ લોઅર પ્રાયમરી એરિથમેટિક અને ગર્લ્સ અપર પ્રાયમરી એરિથમેટિક | ... | પી. સી. દ્વાદશ શ્રેણી એન્ડ કો., અલીગઢ | ૦—૫—૬<br>૦—૬—૦ | ” |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૧થી ૩૪ | મુઅલ્લીમ-ઉલ-અતફાલ ભા. ૧, ૨, ૩ અને ૪ | મિ. હફીઝ જલ્લાલુદ્દીન એ. જાફરી | જાફરી બ્રધર્સ, અલ્હાબાદ | ૦—૪—૦<br>૦—૫—૦<br>૦—૬—૦ | ભા. ૧ અને ૨ ”<br>,, ૩ ”<br>,, ૪ ” |
| ૩૫ | મુઅલ્લીમ-ઉસ-સલાત | ” | ” | ૦—૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થી અને શિક્ષકોની લાયબ્રેરી બુક તરીકે. |
| ૩૬ | મસાએલ-ઉસ-સલાત | ” | ” | ૦—૨—૦ | ” |
| ૩૭ | અકાએદ-એ-અહમદી | ” | ” | ૦—૨—૦ | ” |
| ૩૮ | ખસેલહાત-એ-જુઅફિયા, (એલીમેન્ટરી જ્યોગ્રફી) બીજા વર્ગ માટે. | ” | ” | ૦—૩—૦ | ” |
| ૩૯ | શોર્ટ હિસ્ટ્રી ઓફ ધી ઇન્ડિઅન પીપલ | તારાચંદ | મેસર્સ મેકમિલન એન્ડ કં., લિ. મુંબઈ | ૨—૮—૦ | હાઇસ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે. |

(અંગ્રેજીમાં સહી) એન. જી. ધાડગીલ
પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને
સેક્રેટરી ઉર્દુ સ્કૂલ કમિટી, મુંબઈ.

મુંબઈ, તા. ૧૧-૧૨-૩૫

(પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલ કમિટી, મુંબઈના તા. ૧૧-૧૨-૧૯૩૫ના પત્ર નં. આર. ૩૮/૧૩૬ માં કરેલી સૂચનાનુસાર.)

## છોકરીઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ.

ઉ. ભા. માં સને ૧૯૩૫ માં લેવાએલી છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોનાં નામની યાદીઃ—

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ જિલ્લો** | | ૩૩ | ધનગૌરી અંબાલાલ ઉપાધ્યાય | ૩૭૯ |
| | | | ૩૩ | સુલોચના રતીલાલ દેસાઈ | ૩૭૯ |
| ૧ | શાંતા તારાચંદ પટેલ | ૪૩૭ | ૩૫ | હીરાગૌરી મોહનલાલ ભટ્ટ | ૩૭૮ |
| ૨ | રસિલા શીવકુમાર દવે | ૪૨૭ | ૩૫ | મેરી અલીશાભાઈ ખ્રિસ્તી | ૩૭૮ |
| ૩ | મહાલક્ષ્મી સુનીલાલ શાહ | ૪૧૨ | ૩૭ | હીરા રામસીંગજી દેસાઈ | ૩૭૬ |
| ૪ | અનસુયા માધવલાલ ભટ્ટ | ૪૧૧ | ૩૭ | સુભદ્રા અંબાલાલ રાવળ | ૩૭૬ |
| ૫ | કાન્તા કકુભાઇ પટેલ | ૪૦૯ | ૩૯ | કૅથેરીન જેમ્સ વિમાવાળા | ૩૭૫ |
| ૬ | અશ્રુમતી વાડીલાલ પટેલ | ૪૦૮ | ૪૦ | ચંદ્રકળા વેલચંદ મેહતા | ૩૭૪ |
| ૬ | લક્ષ્મી અમરદાસ સાધુ | ૪૦૮ | ૪૦ | સરસ્વતી વનમાળી મુખી | ૩૭૪ |
| ૮ | સારતા યોહાનભાઇ ખ્રિસ્તી | ૪૦૨ | ૪૦ | આનંદી સોમેશ્વર શુક્લ | ૩૭૪ |
| ૮ | જસુમતી ભવાનીશંકર શુક્લ | ૪૦૨ | ૪૩ | શાંતા છોટાલાલ રખીઆલા | ૩૭૨ |
| ૧૦ | શાંતા સાંકળચંદ ઠક્કર | ૪૦૧ | ૪૩ | કમળા છગનલાલ શાહ | ૩૭૨ |
| ૧૧ | દામરીસ ગીરધરલાલ ખ્રિસ્તી | ૪૦૦ | ૪૫ | સરસ્વતી મણીલાલ રાવળ | ૩૭૧ |
| ૧૨ | નીણા જેશનભાઇ પરમાર | ૩૯૯ | ૪૬ | રૂથ ધુળા ખ્રિસ્તી | ૩૭૦ |
| ૧૩ | મુક્તા વિશમભર રાવળ | ૩૯૮ | ૪૬ | અમીના અલીભાઈ મનસુરી | ૩૭૦ |
| ૧૪ | પ્રભાવતી કરસનદાસ દેસાઈ | ૩૯૭ | ૪૮ | જેહી છગનલાલ જાની | ૩૬૭ |
| ૧૪ | હીરા અમૃતલાલ જીવરાજાની | ૩૯૭ | ૪૮ | માર્ગ્રેટ ગલાભાઈ ખ્રિસ્તી | ૩૬૭ |
| ૧૪ | મધુકાન્તા મણીલાલ ત્રિવેદી | ૩૯૭ | ૫૦ | મધુકાન્તા ગીરધરલાલ દેસાઇ | ૩૬૬ |
| ૧૭ | વચ્ચુ નાથાલાલ જોષી | ૩૯૬ | ૫૦ | કંચન પ્રેમચંદ શાહ | ૩૬૬ |
| ૧૭ | શારદા લલ્લુભાઇ પટેલ | ૩૯૬ | ૫૨ | શરદકાન્તા ગીરધરલાલ દેસાઇ | ૩૬૪ |
| ૧૯ | સમરથ ચીમનલાલ દુધીઆ | ૩૯૪ | ૫૩ | સુરજ મોહનલાલ રાઠોડ | ૩૬૩ |
| ૨૦ | વિમળા ચંદુલાલ ભટ્ટ | ૩૯૩ | ૫૪ | મંકુ રણછોડલાલ પટેલ | ૩૬૨ |
| ૨૧ | આનંદી મુળજીભાઈ દવે | ૩૯૨ | ૫૫ | જયાલક્ષ્મી જમનાદાસ શાહ | ૩૬૧ |
| ૨૨ | મણી હરિલાલ જેરાદી | ૩૯૧ | ૫૫ | મરથી શીવલાલ ખ્રિસ્તી | ૩૬૧ |
| ૨૩ | બચ્ચુ સોમનાથ જાની | ૩૯૦ | ૫૭ | મંગુ વિષ્ણુરામ રાવળ | ૩૬૦ |
| ૨૪ | નિર્મળા મકનજી ખ્રિસ્તી | ૩૮૯ | ૫૭ | વિદ્યુ લક્ષ્મીપ્રસાદ મેહતા | ૩૬૦ |
| ૨૪ | કમળા છોટાલાલ ભટ્ટ | ૩૮૯ | ૫૯ | ભાનુમતી નારણદાસ શાહ | ૩૫૯ |
| ૨૬ | ચંદ્રકાન્તા ડાહ્યાભાઇ પટેલ | ૩૮૭ | ૬૦ | જસોદા અંબાલાલ ભટ્ટ | ૩૫૭ |
| ૨૭ | મંગુ પુરુષોત્તમ ભટ્ટ | ૩૮૪ | ૬૦ | સવિતા ઠાકોરપ્રસાદ પટેલ | ૩૫૭ |
| ૨૭ | શાંતુ શીવલાલ ઓઝા | ૩૮૪ | ૬૨ | કાન્તા ચુનીલાલ અખ્યાર | ૩૫૫ |
| ૨૯ | સવિતા જેઠાલાલ શાહ | ૩૮૩ | ૬૨ | ચંદન જીવણલાલ પટેલ | ૩૫૫ |
| ૩૦ | પદ્માવતી રણછોડલાલ મેહતા | ૩૮૨ | ૬૪ | અમીના ફકીરમહમ્મદ બુકબાઇન્ડર | ૩૫૪ |
| ૩૧ | નરગી ભોગીલાલ શાહ | ૩૮૧ | | | |
| ૩૨ | લાડુબેન નાનજીભાઈ શીલુ | ૩૮૦ | ૬૫ | આનંદી ચીમનલાલ મેહતા | ૩૫૨ |

| | | |
|---|---|---|
| ૬૬ | કાન્તા ડાહ્યાભાઈ દવે | ૩૫૧ |
| ૬૭ | વિનુમતી ચીમનલાલ મેહતા | ૩૫૦ |
| ૬૭ | પાર્વતી લલ્લુભાઈ સોલંકી | ૩૫૦ |
| ૬૯ | પુષ્પાવતી નાથાલાલ જાની | ૩૪૯ |
| ૬૯ | ચંદ્રકા શંભુપ્રસાદ ઠાકર | ૩૪૯ |
| ૬૯ | ઇંદુમતી પ્રાણલાલ ઉપાધ્યાય | ૩૪૯ |
| ૬૯ | ભાગીરથી અર્જુનલાલ ચાવડા | ૩૪૯ |
| ૭૩ | જયાગૌરી રામચંદ્ર દવે | ૩૪૬ |
| ૭૩ | અરવિંદા પુરષોત્તમ જર્મરવાલા | ૩૪૬ |
| ૭૩ | કુમુદ પ્રેમચંદ પરીખ | ૩૪૬ |
| ૭૬ | વિનોદ હીરાલાલ શાહ | ૩૪૫ |
| ૭૬ | કમળા હરીલાલ ઠાકર | ૩૪૫ |
| ૭૮ | ધનલક્ષ્મી જેશંકર ત્રિપાઠી | ૩૪૪ |
| ૭૯ | સોફીઆ રામજીભાઇ ખ્રિસ્તી | ૩૪૩ |
| ૮૦ | કમળા સાકરચંદ પરીખ | ૩૪૨ |
| ૮૦ | ઉર્મિલા વિશ્વનાથ શાસ્ત્રી | ૩૪૨ |
| ૮૨ | સુશીલા હીરાલાલ વ્યાસ | ૩૪૧ |
| ૮૩ | રેટેલા હેમીલ્ટન માસ્તર | ૩૪૦ |
| ૮૩ | શારદા છોટાલાલ પટેલ | ૩૪૦ |
| ૮૩ | વિદ્યા જગજીવન વ્યાસ | ૩૪૦ |
| ૮૬ | ફ્રેશલીના હીરાલાલ ખ્રિસ્તી | ૩૩૯ |
| ૮૬ | કાન્તાબેન ભોગીલાલ પટેલ | ૩૩૯ |
| ૮૮ | લીલાવતી ગોવિંદલાલ અમીન | ૩૩૮ |
| ૮૮ | ભાનુમતી સોમનાથ બંદુક | ૩૩૮ |
| ૯૦ | વિદ્યાબેન મફતલાલ પારેખ | ૩૩૭ |
| ૯૦ | નર્મદા કેશવલાલ શાહ | ૩૩૭ |
| ૯૦ | કુસુમ લક્ષ્મીશંકર ત્રિવેદી | ૩૩૭ |
| ૯૦ | કપિલા કાળુસિંહ સૂર્યવંશી | ૩૩૭ |
| ૯૪ | સુમિત્રા આત્મારામ દવે | ૩૩૬ |
| ૯૪ | સવિતા છગનલાલ રજપૂત | ૩૩૬ |
| ૯૬ | ભગવતી માણેકલાલ ત્રિવેદી | ૩૩૫ |
| ૯૬ | સવિતા પોપટલાલ વ્યાસ | ૩૩૫ |
| ૯૮ | શાંતાબેન જેશંકર મેહતા | ૩૩૪ |
| ૯૮ | અનુ દૂધાભાઇ સોલંકી | ૩૩૪ |
| ૧૦૦ | પ્રિસ્કીલા રામજી પરમાર | ૩૩૩ |
| ૧૦૧ | મરયા પહાડસીંગ ખ્રિસ્તી | ૩૩૨ |
| ૧૦૨ | લીલાવતી ગણપતરામ ઉપાધ્યાય | ૩૩૧ |
| ૧૦૩ | શાંતાબેન ઝીણાભાઈ દેસાઈ | ૩૩૦ |
| ૧૦૪ | સૂર્યા પુરુષોત્તમ શાહ | ૩૨૯ |

| | | |
|---|---|---|
| ૧૦૪ | શાંતા મોતીલાલ જારેચા | ૩૨૯ |
| ૧૦૬ | ઉષાવતી અમથારામ ભટ્ટ | ૩૨૮ |
| ૧૦૬ | ગોદાવરી હરિપ્રસાદ દવે | ૩૨૮ |
| ૧૦૬ | સવિતા નગીનદાસ સ્વામી-નારાયણ | ૩૨૮ |
| ૧૦૬ | કાન્તા દામજીભાઈ ત્રિવેદી | ૩૨૮ |
| ૧૦૬ | મધુકાન્તા મણીલાલ ભગત | ૩૨૮ |
| ૧૧૧ | દુર્ગાગૌરી ચુનીલાલ જાની | ૩૨૭ |
| ૧૧૧ | ચંદ્રકાન્તા સોમનાથ જોષી | ૩૨૭ |
| ૧૧૧ | ફુલમણી બાવજી ખ્રિસ્તી | ૩૨૭ |
| ૧૧૧ | લલિતા ભીખાભાઈ નાયક | ૩૨૭ |
| ૧૧૧ | શાંતા નરસિંહ પટેલ | ૩૨૭ |
| ૧૧૧ | જસુમતી કેશવલાલ શરપારા | ૩૨૭ |
| ૧૧૭ | સુગરા મગનભાઇ છજનેર | ૩૨૬ |
| ૧૧૭ | અનસુયા ત્રિકમલાલ શાહ | ૩૨૬ |
| ૧૧૯ | એલન દાનીએલ ખ્રિસ્તી | ૩૨૫ |
| ૧૨૦ | બાળા સોમનાથ ભટ્ટ | ૩૨૪ |
| ૧૨૦ | અમીના મુહમ્મદભાઇ મલમ-પટાવાળા | ૩૨૪ |
| ૧૨૨ | મંગળા ઉમેદરામ ભોજક | ૩૨૩ |
| ૧૨૨ | ગંગા તુળસીદાસ કાંટીઆ | ૩૨૩ |
| ૧૨૨ | જસવતી સોમનાથ શુકલ | ૩૨૩ |
| ૧૨૫ | કાન્તા જાલમસીંગજી દેશાઇ | ૩૨૨ |
| ૧૨૬ | કમળા ગોવિંદરામ કોનોરીઆ | ૩૨૧ |
| ૧૨૬ | સદગુણા આશારામ નારણી | ૩૨૧ |
| ૧૨૬ | કાન્તા ખોડાભાઇ પટેલ | ૩૨૧ |
| ૧૨૬ | પુંજી જોઇતારામ સાગર | ૩૨૧ |
| ૧૩૦ | મધુ ડાહ્યાલાલ ચીતારા | ૩૨૦ |
| ૧૩૦ | લક્ષ્મી સાકરચંદ દેસાઇ | ૩૨૦ |
| ૧૩૦ | સવિતા જયચંદ શાહ | ૩૨૦ |
| ૧૩૩ | રહેમત ગુલામહુસેન ચાંદ | ૩૧૯ |
| ૧૩૪ | મણી સોમચંદ ખ્રિસ્તી | ૩૧૮ |
| ૧૩૪ | કપિલા છગનલાલ ત્રિવેદી | ૩૧૮ |
| ૧૩૬ | હીરા સાંકળચંદ 'શાહ' | ૩૧૭ |
| ૧૩૬ | પાર્વતી રીનજી ગોધી | ૩૧૭ |
| ૧૩૮ | ચંદ્રકાન્તા ભાઈલાલ અમીન | ૩૧૬ |
| ૧૩૮ | સરાહ સવજી ખ્રિસ્તી | ૩૧૬ |
| ૧૩૮ | જસોદા છગનલાલ ઉપાધ્યાય | ૩૧૬ |
| ૧૪૧ | પ્રભાલક્ષ્મી શંકરલાલ જાની | ૩૧૫ |
| ૧૪૧ | રૂપાળી જુગલભાઇ પટેલ | ૩૧૫ |

| | | |
|---|---|---|
| ૧૪૩ | આનંદી કાળીદાસ ખ્રિસ્તી | ૩૧૪ |
| ૧૪૩ | અનસુયા ચંદુલાલ શાહ | ૩૧૪ |
| ૧૪૫ | વસંતબેન વેલજીભાઇ ચોહાન | ૩૧૨ |
| ૧૪૫ | મંગુ સોમનાથ મિસ્ત્રી | ૩૧૨ |
| ૧૪૭ | સવિતા મગનલાલ આચાર્ય | ૩૧૦ |
| ૧૪૭ | શાંતા મગનલાલ ભટ્ટ | ૩૧૦ |
| ૧૪૭ | કાન્તા બળદેવભાઇ પારેખ | ૩૧૦ |
| ૧૫૦ | લક્ષ્મી અંબાલાલ ઠક્કર | ૩૦૮ |
| ૧૫૧ | કૈલાસ જેશીંગભાઇ શાહ | ૩૦૭ |
| ૧૫૨ | શાંતા સોમનાથ મેહતા | ૩૦૬ |
| ૧૫૨ | જયાગૌરી શંકરલાલ માસ્તર | ૩૦૬ |
| ૧૫૨ | કંચનબેન ધનજી શાહ | ૩૦૬ |
| ૧૫૫ | સવિનીઆ માધવભાઇ ખ્રિસ્તી | ૩૦૪ |
| ૧૫૫ | એમબાઇ રાજેભાઈ વોહરા | ૩૦૪ |
| ૧૫૭ | ચંદ્રાવતી અમૃતલાલ કાપરી | ૩૦૩ |
| ૧૫૭ | હીરાગૌરી અમૃતલાલ શાહ | ૩૦૩ |
| ૧૫૭ | ઈંદુમતી પ્રાણલાલ ઠક્કર | ૩૦૩ |
| ૧૬૦ | સવિતા ચુનીલાલ મેહતા | ૩૦૨ |
| ૧૬૦ | શિવકુમારી લક્ષ્મીપ્રસાદ મેહતા | ૩૦૨ |
| ૧૬૦ | ગંગા શંકરભાઇ પટેલ | ૩૦૨ |
| ૧૬૩ | ભગવતી ગીરજાશંકર અધ્યારૂ | ૩૦૦ |
| ૧૬૩ | બચુ રણછોડલાલ પરીખ | ૩૦૦ |
| ૧૬૩ | શારદા મંગળદાસ શાહ | ૩૦૦ |
| ૧૬૬ | સીતા મણીલાલ પારેખ | ૨૯૯ |
| ૧૬૬ | ચંપાગૌરી પ્રાણજીવન યાજ્ઞિક | ૨૯૯ |
| ૧૬૮ | મંગળા જેસીંગભાઈ પટેલ | ૨૯૮ |
| ૧૬૯ | શાંતાગૌરીબેન નાનાલાલ વ્યાસ | ૨૯૭ |
| ૧૭૦ | પ્રભાલક્ષ્મી રતનલાલ ત્રિવેદી | ૨૯૬ |
| ૧૭૧ | સરસ્વતી બાલુભાઇ દેસાઇ | ૨૯૫ |
| ૧૭૧ | વિદ્યા રામસીંગ ખ્રિસ્તી | ૨૯૫ |
| ૧૭૧ | ભગવતી રણછોડદાસ પટેલ | ૨૯૫ |
| ૧૭૪ | વીરમતી કરસનદાસ સાધુ | ૨૯૪ |
| ૧૭૫ | ડૈરીસ મથુરદાસ ખ્રિસ્તી | ૨૯૩ |
| ૧૭૫ | વિજયા નાનાલાલ પટેલ | ૨૯૩ |
| ૧૭૫ | કાન્તાગૌરી બસાભાઇ ત્રગાળા | ૨૯૩ |
| ૧૭૮ | ચંપાબેન ત્રિભોવન ગોહેલ | ૨૯૨ |
| ૧૭૮ | કંચનબેન શીવપ્રસાદ મેહતા | ૨૯૨ |
| ૧૭૮ | સવિતા અમુલખ શાહ | ૨૯૨ |
| ૧૮૧ | સરસ્વતીબેન પુરષોત્તમ ઉપાધ્યાય | ૨૯૦ |
| ૧૮૨ | શાંતા લલ્લુભાઇ ગનંદીઆ | ૨૮૯ |
| ૧૮૩ | જાસુદ પાનાચંદ ધારૂખાન | ૨૮૮ |
| ૧૮૩ | લલિતા નારણદાસ પટેલ | ૨૮૮ |
| ૧૮૫ | અરૂણી કેશવલાલ કંકુવાળા | ૨૮૫ |
| ૧૮૬ | અન્નપૂર્ણા કેશવલાલ આચાર્ય | ૨૮૩ |
| ૧૮૭ | વિદ્યાગૌરી રેવાભાઇ પટેલ | ૨૮૨ |
| ૧૮૮ | કાન્તા રણછોડજી દેસાઇ | ૨૭૭ |
| ૧૮૯ | ચંપાબેન હરનારાયણ દવે | ૨૭૫ |

## ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૧ | અમીરબીબી દોસમહમ્મદ શેખ | ૩૩૨ |
| ૨ | અનુબીબી રમજુભાઇ શેખ | ૩૦૬ |
| ૩ | હુસેનાબીબી ઇસ્માઇલખાન પઠાણ | ૨૭૯ |
| ૪ | ફાતમા બીબી અબ્દુલહમીદ માસ્તર | ૨૬૨ |

## ખેડા જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | અગ્નેસ દુધા ક્રિશ્ચિઅન | ૪૫૫ |
| ૨ | જયકુંવર દાઉદ ખ્રિસ્તી | ૪૩૬ |
| ૩ | ધીરજ મથુર ખ્રિસ્તી | ૪૩૮ |
| ૪ | ક્લેરીના ટીસા ક્રિશ્ચિઅન | ૪૩૦ |
| ૫ | પ્રીસીલ ધીરજ ખ્રિસ્તી | ૪૨૮ |
| ૬ | લલિતા નાથુ ખ્રિસ્તી | ૪૨૨ |
| ૬ | ઉર્મિલા જોન ખ્રિસ્તી | ૪૨૨ |
| ૮ | હન્ના સેમ્યુઅલ ખ્રિસ્તી | ૪૧૬ |
| ૯ | સુમિત્રા નારણ ખ્રિસ્તી | ૪૧૫ |
| ૧૦ | શારદા અંબાલાલ ત્રિવેદી | ૪૧૨ |
| ૧૦ | સુભક્તિ બેન્જામીન ખ્રિસ્તી | ૪૧૨ |
| ૧૦ | વાયલેટ મનાસેહ ખ્રિસ્તી | ૪૧૨ |
| ૧૩ | એલન સીમીઓન ક્રિશ્ચિઅન | ૪૧૦ |
| ૧૩ | લુદીઆ યોહાન ખ્રિસ્તી | ૪૧૦ |
| ૧૩ | લીલાવંતી છોટાલાલ કાપડીઆ | ૪૧૦ |
| ૧૬ | કિરન મથુર ખ્રિસ્તી | ૪૦૩ |
| ૧૭ | એલન મુસા ક્રિશ્ચિઅન | ૪૦૧ |
| ૧૮ | સત્યવતી ઉલ્લીલાસ ખ્રિસ્તી | ૩૯૯ |
| ૧૯ | શારદાબેન જોન ખ્રિસ્તી | ૩૯૨ |
| ૨૦ | કેરન તીમોથી ખ્રિસ્તી | ૩૯૧ |
| ૨૧ | ભગવતી પરભુદાસ બુટાજી | ૩૮૯ |
| ૨૨ | વિમળાબેન મોતીલાલ ચોકસી | ૩૮૪ |

| | | |
|---|---|---|
| ૨૩ | રૂક્મણી સાલેમન ખ્રિસ્તી | ૩૮૩ |
| ૨૪ | શાંતા દાઉદ ખ્રિસ્તી | ૩૮૦ |
| ૨૫ | સોફાયા મોઝીસ ખ્રિસ્તી | ૩૭૮ |
| ૨૬ | સબીના ઓગસ્ટીન કેથોલિક | ૩૭૮ |
| ૨૭ | મેરી પેનવાસ કેથોલિક | ૩૭૬ |
| ૨૮ | પ્યુરિફિકેશન મુળજી કેથોલીક | ૩૭૪ |
| ૨૯ | હારાથી ચોહાન ખ્રિસ્તી | ૩૭૪ |
| ૩૦ | એલન લાઝરસ ક્રિશ્ચિઅન | ૩૭૩ |
| ૩૦ | ઝવેર ડાહ્યાભાઇ ખ્રિસ્તી | ૩૭૩ |
| ૩૦ | મણીબેન ઝવેરભાઇ પટેલ | ૩૭૩ |
| ૩૩ | મણીબેન રામદાસભાઇ પટેલ | ૩૭૧ |
| ૩૪ | લીલીઅન નાથેનાઇલ ખ્રિસ્તી | ૩૭૦ |
| ૩૫ | મરથા એન્દ્રોઅસ કેથોલીક | ૩૬૩ |
| ૩૬ | કાશીબેન લલ્લુભાઇ પટેલ | ૩૬૨ |
| ૩૬ | મેરીઆ પાઉલ કેથોલિક | ૩૬૨ |
| ૩૮ | મહાલક્ષ્મી પુરુષોત્તમ ભાવસાર | ૩૫૮ |
| ૩૯ | એલિઝાબેત મોતીલાલ ક્રિશ્ચિઅન | ૩૫૨ |
| ૪૦ | રૂક્મણી ઝાલા ખ્રિસ્તી | ૩૪૯ |
| ૪૧ | સુદીઆ મીકા ખ્રિસ્તી | ૩૪૪ |
| ૪૧ | એલન સેમ્યુઅલ ક્રિશ્ચિઅન | ૩૪૪ |
| ૪૩ | ચંદ્રકાન્તા ગણપતરામ ભટ્ટ | ૩૪૩ |
| ૪૪ | કુસુમબેન ચીમનલાલ ત્રિવેદી | ૩૪૨ |
| ૪૪ | દેવેન્દ્રવિદ્યા પ્રાણલાલ યાજ્ઞિક | ૩૪૨ |
| ૪૬ | લાયઝા ટીસાજી ખ્રિસ્તી | ૩૪૧ |
| ૪૬ | લીલાવતી હરિલાલ શાહ | ૩૪૧ |
| ૪૮ | કાંતાબેન આદિતરામ પંડ્યા | ૩૪૦ |
| ૪૮ | શાંતાબેન હીરાવગર ગીરી | ૩૪૦ |
| ૫૦ | કલેરા ચોહાન ખ્રિસ્તી | ૩૩૮ |
| ૫૧ | ફુલકેરીઆ પીટર કેથોલિક | ૩૩૭ |
| ૫૨ | અંબાબેન ઝવેરભાઇ બારૈયા | ૩૩૭ |
| ૫૧ | તારાબેન સકરાભાઇ કાપડીઆ | ૩૩૭ |
| ૫૪ | મરથા સ્ટીફન કેથોલિક | ૩૩૬ |
| ૫૪ | રીબ્કાહ ભીખા ખ્રિસ્તી | ૩૩૬ |
| ૫૬ | કાન્તીબેન ચુનીલાલ સદીવાળા | ૩૩૫ |
| ૫૬ | શાંતા ચુનીલાલ દવે | ૩૩૫ |
| ૫૮ | વિદ્યાગૌરી જગન્નાથ ભટ્ટ | ૩૩૪ |
| ૫૮ | શારદાબેન ચતુરભાઇ પટેલ | ૩૩૪ |
| ૬૦ | મધુબેન ચંદુલાલ મેહતા | ૩૩૩ |
| ૬૧ | લલિતા ત્રંબકરામ ભટ્ટ | ૩૩૨ |

| | | |
|---|---|---|
| ૬૧ | કંચનબેન રણછોડદાસ ગાંધી | ૩૩૨ |
| ૬૩ | માલવીકા કૃષ્ણપ્રસાદ મહેતા | ૩૩૦ |
| ૬૪ | માર્ગેટ સવજી ખ્રિસ્તી | ૩૩૦ |
| ૬૫ | શાંતા શંકરલાલ જોષી | ૩૨૯ |
| ૬૬ | અંગેલા ઓગસ્ટીન કેથોલિક | ૩૨૮ |
| ૬૭ | હરિગંગાબેન કુલશંકર ભટ્ટ | ૩૨૭ |
| ૬૭ | પ્રભાવતીબેન છોટાલાલ શાહ | ૩૨૭ |
| ૬૭ | હસુમતી ઈશ્વરલાલ ત્રિવેદી | ૩૨૭ |
| ૭૦ | ચંપાબેન સોમાભાઇ શાહ | ૩૧૯ |
| ૭૧ | લીલાવંતી ઝવેરીલાલ દરજી | ૩૧૮ |
| ૭૨ | કમળા ગીરજાશંકર ભટ્ટ | ૩૧૬ |
| ૭૨ | લવિન્યા નારણ ખ્રિસ્તી | ૩૧૬ |
| ૭૪ | સવિતા જટાશંકર શુકલ | ૩૧૫ |
| ૭૫ | શારદાબેન રતનલાલ દેસાઈ | ૩૧૩ |
| ૭૬ | ધનલક્ષ્મીબેન વ્રજલાલ સેલત | ૩૧૨ |
| ૭૬ | કાન્તાબેન હરિલાલ પંડયા | ૩૧૨ |
| ૭૮ | શ્રીમંતગૌરી ભાઈશંકર જાની | ૩૧૧ |
| ૭૯ | કુસુમબેન હરિલાલ દેસાઇ | ૩૧૦ |
| ૮૦ | સાલોમીબેન મકનદાસ ખ્રિસ્તી | ૩૦૮ |
| ૮૦ | લીલાવતી પુરષોત્તમદાસ ગર્જર | ૩૦૮ |
| ૮૨ | કપિલાબેન મથુરદાસ શાહ | ૩૦૭ |
| ૮૩ | જીવીબેન ભુલાભાઇ બારૈયા | ૩૦૬ |
| ૮૪ | સોનાબેન શનાભાઇ ખ્રિસ્તી | ૩૦૫ |
| ૮૫ | કમળાબેન નરસિંહલાલ પુરોહિત | ૩૦૩ |
| ૮૬ | કમળાબેન કેશવલાલ મહેતા | ૩૦૨ |
| ૮૭ | સવિતાબેન મનોરભાઇ પટેલ | ૩૦૧ |
| ૮૭ | સુભદ્રાબેન વાડીલાલ શાહ | ૩૦૧ |
| ૮૯ | જયાગૌરી ઇશ્વરલાલ ત્રિવેદી | ૩૦૦ |
| ૯૦ | જસોદાબેન મણીલાલ શાહ | ૨૯૯ |
| ૯૧ | સવિતા હરિલાલ પુરોહિત | ૨૯૫ |
| ૯૨ | કમળાબેન સોમાભાઇ પટેલ | ૨૯૪ |
| ૯૩ | કંચન ભગવાનદાસ શાહ | ૨૯૩ |
| ૯૩ | શાંતાબેન ગોરધનરામ શુકલ | ૨૯૩ |
| ૯૫ | પ્રેમીલાબેન વીરપ્રસાદ કંથારીઆ | ૨૮૮ |
| ૯૬ | જીવકોરબેન કેશવરામ ભટ્ટ | ૨૮૭ |
| ૯૬ | કુસુબેન સાંતુરામ દવે | ૨૮૭ |
| ૯૬ | કાંતાબેન જેરાલાલ મહેતા | ૨૮૭ |
| ૯૯ | સુર્યકાન્તાબેન જશવનરાય ભટ્ટ | ૨૮૨ |

| | | |
|---|---|---|
| ૧૦૦ | હીરાબેન જેશંકર જોષી | ૨૮૦ |

## ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૧ | કુલસમ બીબી અહમદ હુસેઈન શેખ | ૨૮૭ |

## પંચમહાલ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | કાંતાબેન ચુનીલાલ દલાલ | ૪૨૫ |
| ૨ | લક્ષ્મી નાથાલાલ કોન્ટ્રાક્ટર | ૪૨૧ |
| ૨ | સુશીલાબેન વહાલજીભાઈ પર- | ૪૨૧ |
| ૪ | ચંદ્રિકા ચુનીલાલ પરીખ [માર | ૪૧૭ |
| ૫ | કુસુમ નાથાનાએલ ખ્રિસ્તી | ૪૧૫ |
| ૬ | માર્ગ્રેટ ખાનદાસ પરમાર | ૪૧૧ |
| ૭ | વસુમતી મોહનલાલ પરીખ | ૪૦૪ |
| ૮ | ફ્રેરોલીન બેન્જામીન શાહ | ૪૦૦ |
| ૯ | સુશીલા પાંચાલાલ મેકવાન | ૩૯૮ |
| ૧૦ | મણી મુળજી પરમાર | ૩૯૫ |
| ૧૧ | દિવાળી પ્રેમચંદ ખ્રિસ્તી | ૩૮૮ |
| ૧૨ | યશવંતી માધવલાલ પરમાર | ૩૮૪ |
| ૧૩ | એલીસાબેત સેમ્યુઅલ હેરી | ૩૮૨ |
| ૧૪ | શશીબાળા જેકબ ખ્રિસ્તી | ૩૮૧ |
| ૧૫ | પ્રીયંવદા ફિલિપ ઠાકોર | ૩૮૦ |
| ૧૬ | સરલા નાથાલાલ ખ્રિસ્તી | ૩૭૯ |
| ૧૭ | ફ્લોરા આશાલાલ ખ્રિસ્તી | ૩૭૭ |
| ૧૮ | કરસન બેચર ખ્રિસ્તી | ૩૭૬ |
| ૧૯ | સુશીલા ગંગુ ખ્રિસ્તી | ૩૭૪ |
| ૨૦ | નર્મદાબેન ગીરધલાલ દલવાડી | ૩૭૩ |
| ૨૧ | રુક્ષ્મણગૌરી બ્હાલજી ખ્રિસ્તી | ૩૭૨ |
| ૨૨ | સરલાદેવી ઇન્દુરાય દેસાઈ | ૩૭૧ |
| ૨૨ | રૂથ મુસા પરમાર | ૩૭૧ |
| ૨૪ | જમના કેશવલાલ કડકીઆ | ૩૬૯ |
| ૨૫ | શાંતિ ભગવાનદાસ ખ્રિસ્તી | ૩૬૫ |
| ૨૬ | શાંતિ ચુનીલાલ ખ્રિસ્તી | ૩૫૯ |
| ૨૭ | સરિતા મંગળદાસ ખ્રિસ્તી | ૩૫૮ |
| ૨૮ | કાંતાગૌરી અમૃતલાલ ઠાકર | ૩૫૭ |
| ૨૮ | વિજયા નારાયણ ખ્રિસ્તી | ૩૫૭ |
| ૩૦ | આનંદી સોમચંદ લાલજી ખ્રિસ્તી | ૩૪૮ |
| ૩૦ | ચંદ્રકાન્તા નરોતમ ગાંધી | ૩૪૮ |
| ૩૦ | મધુકાન્તા ચંદુલાલ ગાંધી | ૩૪૮ |
| ૩૩ | કમળાબેન પીતામ્બરદાસ દલવાડી | ૩૪૬ |
| ૩૩ | મંગળા વેણીરામ દવે | ૩૪૬ |
| ૩૫ | સાલ્વીન્યા અમરસીંગ ખ્રિસ્તી | ૩૪૫ |
| ૩૬ | આનંદી સોમચંદ ધુળા ખ્રિસ્તી | ૩૪૩ |
| ૩૬ | સુલોચના ભોગીલાલ દવે | ૩૪૩ |
| ૩૮ | લીલાવતી જીવરાજ તલાટી | ૩૪૨ |
| ૩૯ | એલન મુળજી ચૌહાણ | ૩૪૦ |
| ૪૦ | દેવલક્ષ્મી નરોતમદાસ કોઠારી | ૩૩૯ |
| ૪૧ | લલિતા વહાલજીભાઈ પરમાર | ૩૩૮ |
| ૪૨ | નિરુપમા વીરજી ખ્રિસ્તી | ૩૩૭ |
| ૪૨ | વિદ્યાગૌરી વહાલજી ખ્રિસ્તી | ૩૩૭ |
| ૪૨ | સરસ્વતી ગોપાળકૃષ્ણ રાણા | ૩૩૭ |
| ૪૫ | કાન્તા મોહનલાલ ખ્રિસ્તી | ૩૩૫ |
| ૪૬ | શારદા જેઠાલાલ પરમાર | ૩૩૩ |
| ૪૭ | ચંદ્રકાન્તા ચીમનલાલ કડકીઆ | ૩૩૨ |
| ૪૭ | શારદા લલ્લુભાઈ ખ્રિસ્તી | ૩૩૨ |
| ૪૯ | કુસુમવતી કાર્તિકસ્વામી ખ્રિસ્તી | ૩૩૧ |
| ૪૯ | મણી ભગવાનદાસ ખ્રિસ્તી | ૩૩૧ |
| ૪૯ | ચંદ્રમણી છોટાલાલ દેસાઈ | ૩૩૧ |
| ૪૯ | જમના ગોરધનદાસ શાહ | ૩૩૧ |
| ૫૩ | જયાલક્ષ્મી પ્રાણશંકર સેલત | ૩૩૦ |
| ૫૩ | સૂર્યપ્રભા મોહનલાલ શાહ | ૩૩૦ |
| ૫૫ | મંગળાગૌરી દલસુખરામ ત્રિવેદી | ૩૨૯ |
| ૫૬ | રૂથબાઇ ત્રિભોવન ખ્રિસ્તી | ૩૨૪ |
| ૫૬ | તારામણી મુળજીભાઈ પરીખ | ૩૨૪ |
| ૫૮ | ઝુદીઆ પુંજા ખ્રિસ્તી | ૩૨૩ |
| ૫૮ | તારાગૌરી ભોગીલાલ ત્રિવેદી | ૩૨૩ |
| ૬૦ | નિર્મળા બાપુભાઈ દેસાઇ | ૩૨૨ |
| ૬૧ | ધાન્દરા સોલોમન પરમાર | ૩૨૧ |
| ૬૧ | લલિતા ગણેશ ખ્રિસ્તી | ૩૨૧ |
| ૬૩ | શાંતા રેવાશંકર પંડ્યા | ૩૨૦ |
| ૬૩ | કાંતાબેન બાલાશંકર પંડ્યા | ૩૨૦ |
| ૬૫ | કપિલા મુળજીભાઇ શાહ | ૩૧૮ |
| ૬૬ | સુભદ્રાબેન ગોરધનદાસ શાહ | ૩૧૭ |
| ૬૭ | કરૂણા દેવજી ખ્રિસ્તી | ૩૧૬ |
| ૬૮ | કપિલાબેન ગોકળદાસ સરૈયા | ૩૧૪ |
| ૬૯ | શાંતા માણેકલાલ દવે | ૩૧૩ |

| | | |
|---|---|---|
| ૭૦ | ફ્રિથ બેન ખ્રિસ્તી | ૩૧૧ |
| ૭૦ | નિર્મળા લાઝરસ ખ્રિસ્તી | ૩૧૧ |
| ૭૨ | સુર્યકાન્તા મદનલાલ બક્ષી | ૩૦૯ |
| ૭૩ | ઇન્દિરાબેન સોમેશ્વર ઠાકોર | ૩૦૩ |
| ૭૪ | ચંદન મણીલાલ શેઠ | ૩૦૨ |
| ૭૫ | સુમિત્રા દાજી ખ્રિસ્તી | ૨૯૯ |
| ૭૬ | સરસ્વતી હસમુખભાઈ શેઠ | ૨૯૪ |
| ૭૭ | મધુકાન્તા મોહનલાલ શેઠ | ૨૯૩ |
| ૭૮ | મણી ફુલજીભાઇ વ્યાસ | ૨૯૧ |
| ૭૯ | લલિતાબેન મહાશંકર દવે | ૨૯૦ |
| ૮૦ | શાંતા બાપુભાઇ દેસાઇ | ૨૮૮ |
| ૮૧ | માણેક લક્ષ્મણ ખ્રિસ્તી | ૨૮૦ |
| ૮૨ | જડાવબેન પુરસોતમ ગજ્જર | ૨૭૬ |
| ૮૩ | લીલાવતી હીરાલાલ શાહ | ૨૭૧ |

## ભરૂચ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | રૂપાબેન ધનજીભાઇ ક્રિશ્ચિઅન | ૪૨૯ |
| ૨ | ઇન્દુમતી મણીશંકર પંડયા | ૪૧૬ |
| ૩ | મરીયમ ગંગારામ ઠાકોર | ૪૦૬ |
| ૪ | અનસુયા વામનરાવ ટાકલકર | ૩૯૬ |
| ૫ | કાન્તાગૌરી છોટાલાલ દેસાઇ | ૩૮૪ |
| ૬ | હરગૌરી નવનીતરામ ભટ્ટ | ૩૭૯ |
| ૭ | નાગભાઇ છોટાલાલસિંધવવાલા | ૩૭૭ |
| ૮ | સરસ્વતીબેન જયશંકર ઠાકર | ૩૭૦ |
| ૯ | શાંતા રાણાજી ક્રિશ્ચિઅન | ૩૬૮ |
| ૧૦ | કળાવતી હીરાલાલ શાહ | ૩૬૬ |
| ૧૧ | જીવદોર ભગવાન ગોહીલ | ૩૬૨ |
| ૧૨ | ઇન્દુમતી મુખણદાસ તેલાટ | ૩૫૭ |
| ૧૨ | સવિતા હેતશંકર પંડયા | ૩૫૪ |
| ૧૪ | સવિતા જગજીવન નાયુકરેવાલા | ૩૫૩ |
| ૧૪ | ઇન્દુમતી ગીરધરલાલ શાહ | ૩૫૩ |
| ૧૬ | ચંચળબેન જગનલાલ શુકલ | ૩૫૧ |
| ૧૭ | મંગળાગૌરી ભગવાનજી ભટ્ટ | ૩૫૦ |
| ૧૮ | જસવંતી છોટાલાલ કાપડીઆ | ૩૪૬ |
| ૧૯ | ઇન્દિરા નંદલાલ મોલા | ૩૩૯ |
| ૨૦ | હીરાબેન જેઠાલાલ પ્રજાપતિ | ૩૩૮ |
| ૨૧ | શારદાગૌરી રામચંદ્ર પંડયા | ૩૩૫ |
| ૨૨ | કમળાગૌરી સોમાલાલ ગાંધી | ૩૩૪ |
| ૨૨ | કમળાબેન છેલરાવ ખ્રિસ્તી | ૩૩૪ |
| ૨૪ | શશિકાન્તા ભીખાજી ક્રિશ્ચિયન | ૩૩૨ |
| ૨૪ | દયાબેન લક્ષ્મણદાસ પુરાણી | ૩૩૨ |
| ૨૬ | રીઓબ દેવસીંગ ક્રિશ્ચિઅન | ૩૩૧ |
| ૨૭ | લલિતાબેન નરોત્તમદાસ ખ્રિસ્તી | ૩૩૦ |
| ૨૮ | જડાવ મગનલાલ નારિયેળવાળા | ૩૨૯ |
| ૨૯ | ચંચળ નાથુભાઇ પટેલ | ૩૨૮ |
| ૩૦ | હસમુખગૌરી રાજ મોહનલાલ શાહ | ૩૨૭ |
| ૩૧ | સુમિત્રાબેન ભગવાનદાસ પટેલ | ૩૨૩ |
| ૩૨ | હસમનગૌરી ભીખાભાઇ વીણ | ૩૨૨ |
| ૩૩ | રમાવતી ઘનસ્યામદાસ પુનાવાળા | ૩૨૨ |
| ૩૪ | રમણગૌરી ભુલાભાઇ વ્યાસ | ૩૨૧ |
| ૩૫ | કવિતા મોતીલાલ ચાદરવાળા | ૩૧૯ |
| ૩૬ | હેલન પ્રેમચંદ ખ્રિસ્તી | ૩૧૭ |
| ૩૬ | સુમતા રણછોડજી ભગત | ૩૧૭ |
| ૩૮ | ઇન્દુમતી લલ્લુભાઈ સોની | ૩૧૫ |
| ૩૯ | અતીલક્ષ્મી ભાખાભાઈવીણ | ૩૧૨ |
| ૪૦ | મેબલ રામજીભાઇ ખ્રિસ્તી | ૩૧૦ |
| ૪૧ | મણી હરિકૃષ્ણ વ્યાસ | ૩૦૯ |
| ૪૧ | પાર્વતીબેન ઇચ્છાભાઈ ખ્રિસ્તી | ૩૦૯ |
| ૪૩ | સુશીલા જગમોહન મજમુદાર | ૩૦૪ |
| ૪૩ | ભાનુમતી ગોકળદાસ ડોકટર | ૩૦૪ |
| ૪૫ | સુમન બાપાલાલ ધ્રુવ | ૩૦૨ |
| ૪૬ | સવિતાબેન પ્રેમચંદ ભગત | ૩૦૨ |
| ૪૭ | ડાહી હીરાલાલ રાણા | ૩૦૧ |
| ૪૭ | કમળાગૌરી દીપચંદ કાપડીઆ | ૩૦૧ |
| ૪૯ | મહેરબાનુ ફકીરશા આંકલેસરીઆ | ૩૦૦ |
| ૫૦ | દમયંતી પ્રાણશંકર શુકલ | ૨૯૪ |
| ૫૧ | કુસુમ છોટાલાલ શાહ | ૨૯૩ |
| ૫૨ | હીરકોર ભીખાભાઈ ગોળવાળા | ૨૯૨ |
| ૫૩ | શરદકાન્તા મગનલાલ છત્રપતિ | ૨૮૯ |
| ૫૪ | સવિતા સોમેશ્વર જોષી | ૨૭૫ |
| ૫૫ | સવિતા મગનલાલ મહેતા | ૨૭૩ |
| ૫૬ | કલાવતી સાકરલાલ શાહ | ૨૭૦ |
| ૫૭ | નર્મદા લક્ષ્મણભાઈ પટેલ | ૨૬૯ |
| ૫૮ | મધુ કેશવલાલ શાહ | ૨૬૬ |

## ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૧ | આયશાબેન યુસુફ સરીગત | ૪૧૯ |
| ૨ | કુલસુમ બીબી ગુલામ મહમદ કુતુબ ફરીશ | ૩૨૫ |
| ૩ | મરીઅમબેન મોહમદ દલાલ | ૩૧૧ |
| ૩ | નુરબીબી ભાઈમીઆં અહમદમીઆં સૈયદ | ૩૧૧ |

## સુરત જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | નાનીબેન હરિલાલ મોદી | ૪૧૭ |
| ૨ | બાળામતી પુરષોત્તમ વૈદ | ૪૧૬ |
| ૩ | ભાનુ દારાશાહ વાંદરીવાળા | ૪૦૭ |
| ૪ | લલિતાબેન મણીલાલ દેસાઇ | ૪૦૫ |
| ૪ | પદ્માવતી નટવરલાલ લાલાજી | ૪૦૫ |
| ૬ | ગુલન કુવરજી વસાણીઆ | ૩૯૮ |
| ૭ | બસુ ગણપતરાવ સુર્વે | ૩૯૭ |
| ૮ | મણીબેન રણછોડજી દેસાઇ | ૩૯૬ |
| ૯ | ધનવિદ્યા ચુનીલાલ મરજાદી | ૩૯૫ |
| ૯ | શાંતાગૌરી ગીગાભાઇ દેસાઇ | ૩૯૫ |
| ૧૧ | પીરોજા બહેરામજી વગાઈવાળા | ૩૯૨ |
| ૧૨ | કાન્તાગૌરી રણછોડજી નાયક | ૩૮૭ |
| ૧૨ | અંબીકાબેન ઓંકારલાલ પટેલ | ૩૮૭ |
| ૧૪ | જસ્ટીના ભગવતપ્રસાદ જોષી | ૩૮૧ |
| ૧૪ | હંસા કાશીનાથ મજમુદાર | ૩૮૧ |
| ૧૪ | પાર્વતીબેન રણછોડજી નાયક | ૩૮૧ |
| ૧૭ | ઇન્દુમતી ગજાનન પુરોહિત | ૩૮૦ |
| ૧૮ | વીરમતી નાથાભાઇ પટેલ | ૩૭૯ |
| ૧૯ | કમળાબેન મોરારજી નાયક | ૩૭૮ |
| ૧૯ | સુમતીબેન ગોવિંદજી શતવેદી | ૩૭૮ |
| ૨૧ | પ્રસન્ના આત્મારામ પટેલ | ૩૭૬ |
| ૨૨ | ચંચળ વનમાળીદાસ રાનપરા | ૩૭૪ |
| ૨૩ | છબુ અરજન જોગ | ૩૭૨ |
| ૨૪ | ચંપુબેન નાનાભાઇ કોળી | ૩૭૧ |
| ૨૫ | લલિતા લક્ષ્મણપુરી ગોસાઇ | ૩૭૦ |
| ૨૬ | દેબી ટીમોથીભાઈ સતીઅહી | ૩૬૮ |
| ૨૬ | સુંદરબેન મગનલાલ શાહ | ૩૬૮ |
| ૨૮ | નેલીબેન રઘુએલ જેરોમ | ૩૬૭ |
| ૨૮ | નંદગૌરી છોટુભાઈ જોષી | ૩૬૭ |
| ૩૦ | રૂક્ષ્મણી લાલભાઇ દેસાઇ | ૩૬૬ |
| ૩૧ | પદ્માવતી રતીલાલ શાહ | ૩૬૫ |
| ૩૧ | એલન અરદેશર ભોટ | ૩૬૫ |
| ૩૧ | મંગળા ચુનીલાલ કાપડીઆ | ૩૬૫ |
| ૩૪ | અરૂણબેન વીરચંદ હીરાધર | ૩૬૪ |
| ૩૫ | લીલાવતી મગનલાલ દેસાઇ | ૩૬૨ |
| ૩૬ | રીલીનાબેન કાયડલાલ રજવાડી | ૩૬૧ |
| ૩૭ | કપિલાબેન ગણપતરામ દવે | ૩૬૦ |
| ૩૮ | હીલ્લા સોરાબજી ડેબુ | ૩૫૮ |
| ૩૯ | પ્રમોદાબેન ચીમનલાલ જરદોશ | ૩૫૪ |
| ૪૦ | ગોદાવરીબેન ગોપાળજી પટેલ | ૩૫૩ |
| ૪૦ | કપિલાબેન દીન મણીશંકર શુકલ | ૩૫૩ |
| ૪૨ | રમણગૌરી મયાશંકર વ્યાસ | ૩૫૧ |
| ૪૨ | વિમળા દામોદર રજવાડી | ૩૫૧ |
| ૪૪ | દોલત ડોસાભાઇ સચીનવાળા | ૩૫૦ |
| ૪૪ | અમૃતબેન નરોત્તમ પટેલ | ૩૫૦ |
| ૪૬ | પદ્માવતી જેચંદદાસ શાહ | ૩૪૯ |
| ૪૬ | સુશીલાબેન ચુનીલાલ ગાંધી | ૩૪૯ |
| ૪૮ | ચંદ્રકાન્તા લક્ષ્મીશંકર અધ્વર્યુ | ૩૪૮ |
| ૪૮ | હસમુખ મણીશંકર પાઠક | ૩૪૮ |
| ૪૮ | હસમુખગૌરી નાથુભાઇ જરીવાળા | ૩૪૮ |
| ૪૮ | વ્હાલીબેન મગનલાલ પટેલ | ૩૪૮ |
| ૪૮ | છનુબેન ઠાકોરદાસ મોદી | ૩૪૮ |
| ૫૩ | મંજરાબેન ડાહ્યાભાઇ દેસાઇ | ૩૪૬ |
| ૫૩ | લીલાવતીબેન કાળીદાસ શાહ | ૩૪૬ |
| ૫૫ | મંગુબેન અમૃતલાલ દવે | ૩૪૫ |
| ૫૬ | ગજરાબેન રણછોડજી દેસાઈ | ૩૪૪ |
| ૫૬ | કમળાબેન ડાહ્યાભાઈ વશી | ૩૪૪ |
| ૫૬ | ડોલા વહોરમસજી લાલા | ૩૪૪ |
| ૫૬ | નિર્મળાબેન ધીરજરામ શુકલ | ૩૪૪ |
| ૬૦ | સકુબેન હરિભાઈ દેસાઈ | ૩૪૨ |
| ૬૧ | જડાવબેન વલ્લભભાઈ સિદ્ધપુરીઆ | ૩૪૧ |
| ૬૧ | ડાહીબેન ગુલાબભાઈ દેસાઈ | ૩૪૧ |
| ૬૩ | વિમળા બાબાજીરાવ મોહીલે | ૩૪૦ |
| ૬૩ | લલિતાબેન મણીભાઈ દેસાઇ | ૩૪૦ |
| ૬૩ | શાંતાબેન ભીમભાઈ નાયક | ૩૪૦ |
| ૬૬ | બનીબેન બિઠલભાઈ ધનગર | ૩૩૯ |

| | | |
|---|---|---|
| ૬૬ | શાંતાબેન ઝીણાભાઈ શાહ | ૩૩૯ |
| ૬૬ | સુમતિ છગનલાલ દલાલ | ૩૩૯ |
| ૬૯ | નાથીબેન ફકીરભાઈ પટેલ | ૩૩૮ |
| ૬૯ | શ્રીસુખગૌરી જગીયતરામ પંડ્યા | ૩૩૮ |
| ૬૯ | શાંતાબેન દેવચંદ શાહ | ૩૩૮ |
| ૭૨ | ધનગૌરીબેન દુર્લભ બત્તીવાળા | ૩૩૬ |
| ૭૨ | જમનાબેન નારણજી દેસાઇ | ૩૩૫ |
| ૭૪ | ગુલાબબેન દુર્લભભાઈ પટેલ | ૩૩૪ |
| ૭૪ | ફીકીબેન મોહનભાઈ દેશાઇ | ૩૩૪ |
| ૭૪ | સુશીલાબેન મગનલાલ શાહ | ૩૩૪ |
| ૭૪ | સવિતાબેન છોટુભાઈ દેશાઇ | ૩૩૪ |
| ૭૮ | પરસનબેન અમીચંદ શાહ | ૩૩૩ |
| ૭૮ | પુષ્પાવતી નરભેરામ વ્યાસ | ૩૩૩ |
| ૭૮ | કાન્તા ખંડુભાઈ દેશાઇ | ૩૩૩ |
| ૭૮ | ફીકીબેન ઠાકોરલાલ દેશાઇ | ૩૩૩ |
| ૮૨ | સુશીલા દયાશંકર ત્રિવેદી | ૩૩૨ |
| ૮૨ | પદ્માવતી લલ્લુભાઈ દેશાઇ | ૩૩૨ |
| ૮૪ | નિર્મળાબેન વનમાળીદાસ શાહ | ૩૩૦ |
| ૮૪ | રતિકાન્તા હીરાચંદ શાહ | ૩૩૦ |
| ૮૪ | કમળાબેન લલ્લુભાઈ દેશાઇ | ૩૩૦ |
| ૮૭ | પાલીબેન ડાહ્યાભાઈ પટેલ | ૩૨૯ |
| ૮૭ | તારાબેન લલ્લુભાઈ સીકલીગર | ૩૨૯ |
| ૮૯ | કુમુદબેન મણીશંકર પાઠક | ૩૨૮ |
| ૮૯ | કૈલાસ કાળીદાસ તન્ના | ૩૨૮ |
| ૮૯ | સવિતા શામજીભાઇ ચાવડા | ૩૨૮ |
| ૯૨ | સવિતાબેન લાલભાઇ દેસાઇ | ૩૨૭ |
| ૯૨ | દાબોરા નાનજી ખ્રિસ્તી | ૩૨૭ |
| ૯૪ | કુસુમબેન મણીભાઈ દેસાઇ | ૩૨૬ |
| ૯૪ | પાર્વતી અંબેલાલ કમ્પાઉન્ડર | ૩૨૬ |
| ૯૪ | રતા સોરાબજી ડેબુ | ૩૨૬ |
| ૯૪ | શાંતાબેન લલ્લુભાઇ દેશાઇ | ૩૨૬ |
| ૯૮ | ચંપાબેન નિચ્છાભાઇ દેશાઇ | ૩૨૫ |
| ૯૮ | નિર્મળાબેન નરહરિશંકર દેશાઇ | ૩૨૫ |
| ૯૮ | લલિતાબેન મોરારજી દેશાઇ | ૩૨૫ |
| ૯૮ | શાંતાબેન દલપતભાઇ દેશાઇ | ૩૨૫ |
| ૧૦૨ | ધનુબેન નારણજી વૈદ | ૩૨૪ |
| ૧૦૩ | શાંતીબેન ઘેલાભાઇ દેશાઇ | ૩૨૩ |
| ૧૦૩ | મણીબેન ખંડુભાઇ દેસાઇ | ૩૨૩ |
| ૧૦૫ | ડાહીબેન પરસોતમભાઇ પટેલ | ૩૨૨ |
| ૧૦૫ | શાંતીબેન મગનલાલ પરીખ | ૩૨૨ |
| ૧૦૫ | કમુબેન ગોપાળજી દેસાઇ | ૩૨૨ |
| ૧૦૮ | નિર્મળાબેન નારણજી નાયક | ૩૨૧ |
| ૧૦૯ | કમળાબેન કીશનદાસ કંથારીઆ | ૩૨૦ |
| ૧૦૯ | રતીકાન્તા ચીમનલાલ શાહ | ૩૨૦ |
| ૧૦૯ | મણી નાગજી પંડ્યા | ૩૨૦ |
| ૧૦૯ | સરસ્વતી વલ્લભાઇ પટેલ | ૩૨૦ |
| ૧૦૯ | નિર્મળાબેન મગનલાલ દેસાઇ | ૩૨૦ |
| ૧૧૪ | નીરૂબેન નાથુભાઇ ઝરીવાળા | ૩૧૯ |
| ૧૧૪ | રળીઆતબેન ગોરધનભાઇ પટેલ | ૩૧૯ |
| ૧૧૬ | ભાનુમતીબેન ઠાકોરદાસ શેઠ | ૩૧૭ |
| ૧૧૬ | મનુબેન ઝીણાભાઇ દેશાઇ | ૩૧૭ |
| ૧૧૬ | પરવીઝ સોરાબજી ડોરડી | ૩૧૭ |
| ૧૧૯ | અંબાબેન ભીમભાઇ નાયક | ૩૧૬ |
| ૧૨૦ | લલિતાબેન મણીભાઇ દેસાઇ | ૩૧૪ |
| ૧૨૦ | રમીબેન મોરાર પટેલ | ૩૧૪ |
| ૧૨૦ | શાંતાબેન રણછોડજી દેસાઇ | ૩૧૪ |
| ૧૨૦ | ગજરાબેન લાલભાઇ નાયક | ૩૧૪ |
| ૧૨૦ | શાંતાબેન મોરારજી ગાંધી | ૩૧૪ |
| ૧૨૫ | ધીરીબેન ખંડુભાઇ નાયક | ૩૧૩ |
| ૧૨૫ | શાંતાબેન મગનલાલ શાહ | ૩૧૩ |
| ૧૨૭ | કાશીબેન અંબાભાઇ પટેલ | ૩૧૨ |
| ૧૨૭ | મણીબેન માધવ પટેલ | ૩૧૨ |
| ૧૨૭ | ઉર્મિલા હીરાલાલ છાપાવાળા | ૩૧૨ |
| ૧૩૦ | સુવર્ણા ઇંદ્રવદન સ્માર્ટ | ૩૧૧ |
| ૧૩૧ | હરશીદા મુળચંદભાઇ સુડગર | ૩૦૯ |
| ૧૩૧ | મધુમતી ભીમભાઇ દેશાઇ | ૩૦૯ |
| ૧૩૧ | રમણબેન નાનાભાઇ ગળીઆરા | ૩૦૯ |
| ૧૩૧ | વસુમતી ભાઇશંકર શુક્લ | ૩૦૯ |
| ૧૩૫ | તારાબેન મોહનલાલ ગોસાઇ | ૩૦૮ |
| ૧૩૫ | ફીકીબેન ગોપાળજી દેશાઇ | ૩૦૮ |
| ૧૩૭ | મંગળાબેન ઘેલાભાઇ દેશાઇ | ૩૦૭ |
| ૧૩૮ | ચંદ્રકાન્તા મોતીલાલ પારેખ | ૩૦૬ |
| ૧૩૮ | સરસ્વતીબેન લલ્લુભાઇ ઉદેપુરીઆ | ૩૦૬ |
| ૧૩૮ | શાંતાબેન ગોપાળજી દેસાઇ | ૩૦૬ |
| ૧૩૮ | શાંતાબેન કલ્યાણજી દેસાઇ | ૩૦૬ |
| ૧૪૨ | મોતનબેન વલ્લભરામ | ૩૦૫ |
| | જરીવાળા | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪૨ | બીજલા પુથા ટકેલ | ૩૦૫ | ૧૭૪ | તારાબેન જીવણજી ઠાકોર | ૨૯૪ |
| ૧૪૨ | પુષ્પાબેન નાથુભાઇ દેસાઇ | ૩૦૫ | ૧૭૪ | સારાબેન ડેનીઅલ ડેશી- | ૨૯૪ |
| ૧૪૫ | મણીબેન રામજી પટેલ | ૩૦૪ | | ખ્રિસ્તી | |
| ૧૪૬ | જશુમતી હુકમાભાઇ ચોધરી | ૩૦૩ | ૧૭૭ | વસંતપ્રભા હરિલાલ શેઠ | ૨૯૩ |
| ૧૪૬ | તનસુખબેન મગનલાલ | ૩૦૩ | ૧૭૮ | ગુલા દીનશાજી દુતીઆ | ૨૯૨ |
| | સુખડીઆ | | ૧૭૯ | ચંદ્રિકા મોહનલાલ વૈદ | ૨૯૦ |
| ૧૪૬ | પદ્માવતી લીંબાજીરાવ સસાણે | ૩૦૩ | ૧૭૯ | ધનીબેન કુબેરભાઇ પટેલ | ૨૯૦ |
| ૧૪૬ | લલિતાબેન દુર્લભાઇ દેશાઇ | ૩૦૩ | ૧૭૯ | વિમળાગૌરી નાથુભાઇ શાહ | ૨૯૦ |
| ૧૫૦ | રતનબેન ભગવાનજી નાયક | ૩૦૨ | ૧૮૨ | વીરમતીબેન અર્જુનભાઇ | ૨૮૯ |
| ૧૫૦ | વીરમતીબેન મગનલાલ દેસાઇ | ૩૦૨ | | દુમાસીઆ | |
| ૧૫૨ | કીકીબેન બાપુભાઇ દેસાઇ | ૩૦૧ | ૧૮૩ | ડાહીબેન નાથાભાઇ પટેલ | ૨૮૮ |
| ૧૫૨ | પીરોજબાઇ રુસ્તમજી બસ્સારા | ૩૦૧ | ૧૮૩ | લીલાવતી કલ્યાણજી દેશાઇ | ૨૮૮ |
| ૧૫૪ | નાથીબેન મોહનલાલ પાઠક | ૩૦૦ | ૧૮૩ | મંજુલા ચંદુલાલ તંબોળી | ૨૮૮ |
| ૧૫૪ | સુંદરાબાઇ બબાજી કણિક | ૩૦૦ | ૧૮૩ | રાજરાણી કાળીચરણ શુકલ | ૨૮૮ |
| ૧૫૪ | લીલાવતી પ્રાગજી મહેતા | ૩૦૦ | ૧૮૭ | ગુલાબબેન માધવરાવ આર્તે | ૨૮૭ |
| ૧૫૭ | ઇંદિરાબેન ધુળાભાઇ પટેલ | ૨૯૯ | ૧૮૮ | નીરુબેન ડાહ્યાભાઇ દેશાઇ | ૨૮૫ |
| ૧૫૭ | જડાવબેન મગનલાલ | ૨૯૯ | ૧૮૯ | બાનુ રતનશાહ શુબેસવાળા | ૨૮૪ |
| | સિદ્ધપુરીઆ | | ૧૯૦ | કળાવતી દીપકરામ પુરોહિત | ૨૮૨ |
| ૧૫૭ | શારદાબેન મોરારજી નાયક | ૨૯૯ | ૧૯૦ | નયનબાળા હરિસુખરામ | ૨૮૨ |
| ૧૫૭ | જયાગૌરી પ્રાણજીવનદાસ પટેલ | ૨૯૯ | | ત્રિવેદી | |
| ૧૬૧ | કીકીબેન લલ્લુભાઇ દેસાઇ | ૨૯૮ | ૧૯૦ | ઇંદુમતી મદનજીત દેશાઇ | ૨૮૨ |
| ૧૬૧ | પદ્માબેન નાથાલાલ શેઠ | ૨૯૮ | ૧૯૦ | શારદાબેન પરાગજી દેશાઇ | ૨૮૨ |
| ૧૬૧ | કૈલાસબેન ભુરાભાઇ કાપડીઆ | ૨૯૮ | ૧૯૪ | મનોરમાબેન વીરજી | ૨૮૧ |
| ૧૬૧ | કમળાબાઇ હરીભાઉ તાલેકર | ૨૯૮ | | અમદાવાદી | |
| ૧૬૧ | શાંતાબેન વસનજી દેશાઇ | ૨૯૮ | ૧૯૫ | મેરીયન સેમ્યુઅલ ખ્રિસ્તી | ૨૮૦ |
| ૧૬૬ | શાંતાબેન દુલ્લભભાઇ શાહ | ૨૯૭ | ૧૯૬ | કીકીબેન ગુલાબભાઇ દેશાઇ | ૨૭૧ |
| ૧૬૬ | સુમતીબેન શાન્તિલાલ ત્રિવેદી | ૨૯૭ | ૧૯૭ | મનહરબેન ચેલાભાઇ શેઠ | ૨૭૩ |
| ૧૬૬ | ઉર્જમ ગણપતરામ સેલત | ૨૯૭ | ૧૯૮ | લીલાવતી યશવંતરાવ દેશમુખ | ૨૬૪ |
| ૧૬૬ | નિર્મળા સોમચંદ સોલંકી | ૨૯૭ | ૧૯૮ | માર્ગ્રેટબેન મોત્રીસ દેશાઇ | ૨૬૪ |
| ૧૬૬ | લલિતાબેન ભીમભાઇ દેશાઇ | ૨૯૭ | ૨૦૦ | મંછીબેન ડાહ્યાભાઇ પટેલ | ૨૫૮ |
| ૧૭૧ | કુંદનબેન ગણપતરામ પાઠક | ૨૯૬ | | | |
| ૧૭૨ | મહાશ્વેતા લોકુમલ દલાલ | ૨૯૫ | | ઉર્દૂ | |
| ૧૭૨ | કમળાબેન હરિભાઇ દેસાઇ | ૨૯૫ | ૧ | હમીદાબીબી મુન્શી અબ્દુલ- | ૪૦૪ |
| ૧૭૪ | જેઠીબેન ડાહ્યાભાઇ દેસાઇ | ૨૯૪ | | રહીમ હકીમ | |

અમદાવાદ. | (અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી
તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૯૩૫ | એજ્યુ. ઇન્સ. ઉ. બા.

( ઉ. બા.ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૮-૧૦-૧૯૩૫ના પત્ર નં. ૮૧૪૧માં કરેલી સૂચનાનુસાર )

## ઈનામપત્રક

### અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ધોલેરા | મિ. પુરુષોત્તમ વ્રજલાલ ઠક્કર | ૨૦—૦—૦ | બધી નિશાળોમાં મિઠાઈ વહેંચી. |
| નાના ઉભડા | પટેલ માધાભાઈ કલ્યાણદાસે | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને |
| .. | પટેલ ધરમશી ભુદરદાસે | ૧૫—૦—૦ | જમાડયા. |
| | પટેલ શીવાભાઈ આંબાભાઈએ | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| | કુંભાર જેશાભાઈ રામાભાઈએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| હાથીજણ | શાહ વીરચંદ સુજાણજીએ | ૭—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| તગડી | જસકાના શાહ હરજીવન સોમચંદભાઈએ | ૧૦—૦—૦ | મોટું ઘડિયાળ ભેટ આપ્યું. |
| હાથીજણ | શાહ કેશવલાલ ગજેચંદની દીકરી બેન ચંપાના લગ્ન પ્રસંગે ધર્મજના શાહ સોમચંદ નાથાભાઈએ | ૨—૦—૦ | ગરીબ વિદ્યાર્થીના ફંડમાં આપ્યા. |
| | મિ. વાડીલાલ માણેકલાલ જોશીએ | ૩—૦—૦ | ઈનામ વહેંચ્યાં. |
| | ગામલોકો તરફથી | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૬ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અર્ધુ પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૭૦ | રૂ. ૫૦ | રૂ. ૩૫ |
| છ માસ | રૂ. ૩૫ | રૂ. ૨૫ | રૂ. ૧૮ |
| ત્રણ માસ | રૂ. ૨૧ | રૂ. ૧૫ | રૂ. ૧૧ |
| એક માસ | રૂ. ૧૦ | રૂ. ૭ | રૂ. ૬ |

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

૫૦ જયાના પત્રો
૫૦ ચોર્યાશીનું ચક્કર
૫૫ બલિદાન
૫૦ મા
૫૦ કાકી
૫૦ અર્ધાંગના
૫૦ દરેક સ્ત્રી વાંચે
૫૦ ભવાટવી
૬૪ વાતનું વતેસર
૬૪ સામાજિક વાતો
૬૪ સ્ટવનું શાસ્ત્ર
૬૪ ફોઈ
૬૪ સુખી ઘર
૬૪ રઝીઆ બેગમ
૬૪ સ્રીશક્તિની રમુજી વાતો
૬૪ ભલી ભાભી
૬૪ માંદગી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર થએલાં છે.

સ્ત્રી શક્તિ સુરત.

# ગણિત-ભૂમિતિ-નામું

*મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ તેમજ પશ્ચિમહિંદ એજન્સિએ × પાઠયપુસ્તક, ઇનામ કે લાયબ્રેરીબુક તરીકે મંજુર કર્યાં છે.

*કુમાર ગણિત ભાગ પહેલો×
[ભૂમિતિ સાથે, રૂ. ૦-૬-૦]
નવી દસમી આવૃત્તિ
નવા અભ્યાસક્રમને અનુરૂપ ભૂમિતિ તેમજ બીજા વધારા સાથેનું બાળકોને અતિશય ગમ્યુ છે !

*કન્યાગણિત ભાગ બીજો×
[ભૂમિતિ સાથે, રૂ. ૦-૧૦-૦)
નવી છઠ્ઠી આવૃત્તિ
ચોથા ધોરણથી કોલેજ સુધીની બાળાઓ માટે. વ. ફા. પરીક્ષાના પ્રશ્નો સાથેનું. બાળાઓને અતિશય ગમ્યુ છે !

* કુમારગણિત ભાગ પહેલો અ ×
[નવા અભ્યાસક્રમ પ્રમાણે સુધારેલી ચોથી આવૃત્તિ, ભૂમિતિ સાથે, રૂ. ૦-૬-૦
[ત્રીજા ધોરણ સુધીના છોકરા તથા છોકરીઓ બન્ને માટે ઉપયોગી]

નવા અભ્યાસક્રમ પ્રમાણે ધોરણવાર ગણિતો

*અનડાગણિત ધોરણ પહેલું [કુમારગણિત ધોરણ પહેલું] રૂ. ૦-૧-૩
[ભૂમિતિ અને આંક સાથે છોકરા તથા છોકરીઓ બન્ને માટે ઉપયોગી]

*અનડાગણિત ધોરણ બીજું× [કુમારગણિત ધોરણ બીજુ] રૂ. ૦-૪-૦
[ભૂમિતિ સાથે, ત્રી. આ., છોકરા તથા છોકરીઓ બન્ને માટે ઉપયોગી]

*અનડાગણિત ધોરણ ત્રીજું× [કુમારગણિત ધોરણ ત્રીજુ] રૂ. ૦-૪-૦
[ભૂમિતિ સાથે ત્રી આ., છોકરા તથા છોકરીઓ બન્ને માટે ઉપયોગી]

*અનડાગણિત ધોરણ ચોથું× [કન્યાગણિત ધોરણ ચોથુ] રૂ ૦-૪-૬
[ભૂમિતિ વિભાગ અને નામા,સાથેની ત્રીજી આવૃત્તિ]

*અનડાગણિત ધોરણ છઠ્ઠું× [છોકરાઓના છઠ્ઠા ધોરણ માટે] રૂ. ૦-૫-૦

નવા અભ્યાસક્રમ પ્રમાણે બીજાં પુસ્તકો

*અનડાનામું ભાગ પહેલો× [ઘરનો હિસાબ, ત્રી. આ] રૂ. ૦-૩-૦
[ધો ૪, ૫ ને ૬ છોકરા તથા છોકરીઓ બન્નેને ઉપયોગી]

*અનડાનામું ભાગ બીજો× [દુકાનનો હિસાબ, બી આ] રૂ. ૦-૪-૦
[ધોરણ ૭ તથા વ ફા. પરીક્ષાના છોકરાઓને ઉપયોગી]

*અનડાભૂમિતિ ભાગ પહેલો [ત્રીજી આવૃત્તિ] રૂ. ૦-૨-૦
[બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધીના છોકરા તથા છોકરીઓને ઉપયોગી]

*અનડાભૂમિતિ ભાગ બીજો [ત્રીજી આવૃત્તિ] રૂ. ૦-૨-૦
[ચોથા ને પાંચમા ધોરણના છોકરા તથા છોકરીઓને ઉપયોગી]

ટીપઃ—વાપરનારાં મુક્ત કંઠે વખાણે છે. એક વાર મગાવી ખાતરી કરો. નકલો માટે નીચેને શીરનામે લખો. સારૂં કમિશન ને બીજી ઘણી અનુકૂળતા.

રતનશી પુરુષોત્તમ અનડા

હેડમાસ્તર, મેરીબ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ, બોરસદ.

# જાહેર ખબર-

તા. ૧લી નવેમ્બરથી

કોઇપણ બુકસેલર પાસેથી

માગી લો.

**ગજરાવાળા ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫**

દરેકની કિંમત ૧ આનો.

**એકઆના ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫**

દરેકની કિંમત ૧ આનો.

**એકસામટી ખરીદનારને સારૂં કમિશન મળશે.**

કિંમત સંબંધી કંઈ પણ ફેરફાર હોય તો

નીચે બતાવેલા સરનામે લખો.

ધી ગુજરાત ઓરિએન્ટલ બૂકડીપો,

ગાંધીરોડ, રતનપોળને નાકે,

અમદાવાદ.

પુસ્તક ૬૫ ] [ અંક ૪

મુદ્રિત નાગરદાસ રઘુનાથદાસ Registered

... પોષ્ટ કાલબાદેવી-મુંબઈ B. 43.

ઍપ્રિલ

સને ૧૯૩૬

# ગુજરાત શાળાપત્ર



તંત્રી,

એચ. ટી. ઘોઘારી, બી.એ., એસ. ટી. સી. ડી.

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ દોશી, બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે: રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ





શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫ ] એપ્રિલ ૧૯૩૬ [ અંક ૪


પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## નાની નિર્મળાનો નિર્મળ નિર્ણય

જગતમાં પૂર્ણ જ્ઞાની કે અજ્ઞાની તેમજ પૂર્ણ સદ્‌ગુણી કે દુર્ગુણી મનુષ્ય ભાગ્યેજ નજરે પડશે; મતલબ કે દરેકે દરેક મનુષ્યમાં કંઈને કંઈ ગુણ હોય છેજ. આથી બાળકને મંદબુદ્ધિનું, નકામું વગેરે શબ્દો બોલીને નીંદવું એ કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. બાળકનું મન કોરા કાગળજ જેવું જન્મથી હોતું નથી એ સંબંધી ચર્ચાની જરૂર હવે રહેતી નથી. કેટલીક શક્તિઓ (મૂળ પ્રકૃતિ) સાથે તે જન્મે છે કે જેમાં કેળવણી ને પરિસ્થિતિથી સુધારોવધારો થઈ શકે છે. બાળકની કુદરતી શક્તિઓને જાણીને તેને અનુકૂળ પરિસ્થિતિ ઉભી કરવામાં આવે તો તેનો વિકાસ થઈ શકે. આ શક્તિઓને શોધી કાઢવી એ માતાપિતા અને શિક્ષકનું કામ છે. જ્યાંસુધી બંનેનો સુમેળ નહિ બને ત્યાંસુધી બાળકનો વિકાસ અપૂર્ણજ રહેશે. મંદતા કંઈ બાળકનો ગુન્હો નથી, ઉલટું મંદ બાળક હોશિયાર બાળક કરતાં વધુ ધ્યાનને પાત્ર છે. શાળા એ કેળવણીનું સ્થાન છે. (જો

કે એકલુંજ નથી.) બાળકને કંઈ કામ સોંપવું અને પછી જણાવવું કે તું મુર્ખ છે કારણ કે તારાથી એ બનશે નહિ એ કેળવણી નથી. આવા બાળકને તેનું સ્વમાન જળવાય એવી રીતે પ્રોત્સાહનની જરૂર છે. તેનામાં જે કંઈ ઉત્તમ હોય તેને શોધી કાઢીને ઉત્તેજવામાં આવે તો તે એ બાબતમાં બીજાં બાળકો કરતાં પણ ચઢતા પ્રકારનું બનશે. આથી તે બાળકને ઉતારી નહિ પાડતાં પ્રોત્સાહિત કરવાની અગત્ય ઉભી થાય છે.

-અનુકરણપ્રેરણાથી બાળક બીજાઓની વર્તણૂક પર ધ્યાન આપી તે પ્રમાણે પોતે વર્તવા પ્રયત્ન કરે છે અને એ રીતે એની મહત્તાનો વિકાસ થાય છે. અનુકરણથી બાળક બોલતાં શીખે છે અને બીજાં બાળકો જોડે રમતાં કે લડતાં શીખે છે. વળી બીજાં માણસોનાં ભાષણ અને વર્તનથી તેની મહત્તાના વિકાસ પર બીજી રીતે પણ અસર થાય છે, કારણકે બાળક માટે બીજાઓ જે અભિપ્રાય ધરાવતા હોય અને એના પ્રત્યે જે પ્રકારનું વર્તન ચલાવતા હોય તે પ્રમાણે તેની મહત્તાનો વિકાસ થાય છે.

કોઈ બાળકને માબાપ, ભાઈબેન, શિક્ષક કે બીજાઓ જેવાંકે સગાવહાલાં, આડોશીપાડોશી વગેરે હંમેશાં મૂર્ખ, લુચ્ચું, રમતિઆળ કે કુટાળીઉં ગણતા હોય અને હંમેશાં ધાકથી અને ત્રાસથી રાખતા હોય તો તે બાળકની અહંતા પર એ વર્તનની પ્રબળ અસર થાય છે. બાળક જડ કે મૂર્ખ ન હોય છતાં પણ પોતાને એવું માની લે છે અને એ ગુણો કેળવે છે. એથી ઉલટું જો બાળકને ઉત્તેજન અને પ્રેમાળ ભાષણથી અને વર્તનથી ઉછેરવામાં આવે તેની અહંતા તે પ્રમાણે કેળવાય છે.

ઉપર પ્રમાણે પરોક્ષ કે પ્રત્યક્ષ સૂચનથી બાળકની શક્તિનો વિકાસ કે અવરોધ થાય છે. આથી દરેક બાળકને કેવા પ્રકારની સૂચનાની જરૂર છે તેનાથી માબાપે અને શિક્ષકે જાણીતા રહેવાની જરૂર છે. મોટાઓ ને બાળક વચ્ચેના માનસશાસ્ત્રીય તફાવતથી જ્ઞાત રહેવાની શિક્ષકને જરૂર છે. કઈ વખતે કયા બાળકને કઈ સૂચનાની જરૂર છે એ બરાબર જાણવામાં આવે તો તેથી બાળકની તે શક્તિનો વિકાસ સાધવામાં સુગમ થઈ પડશે.

પરિસ્થિતિનો વિચાર કરતાં જણાશે કે મોટે ભાગે જાહેરખબરની શક્તિને આપણે સૂચના રૂપે વશ થઈએ છીએ. તેવીજ રીતે રોજિંદાં પત્રો વાંચનારાઓની તેવી વૃત્તિ પણ ઓછામાં ઓછી સ્વતંત્ર તપાસથી રાજકીય બાબત, હુન્નર, ધર્મ, ગમત ઉપરના અભિપ્રાય સ્વીકારે છે, છતાં આપણે કે જેઓ પુખ્ત ઉમરના છીએ તેઓ સ્વતંત્ર નિર્ણયની શક્તિ મેળવી છે એમ ધારીએ છીએ. આ ભય તરફ કેટલાક એટલા બધા જાગૃત હોય છે

કે તેઓ બાળક પાસેથી પણ એવી માગણી કરે છે. તેના વિચાર અને કાર્ય વિચારપૂર્વકના પાયા પર બનવાં જોઈએ, એમ તેઓ ધારી લે છે, પણ આ રીતે તો તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે બાળક અને મોટા વચ્ચેના અગત્યના માનસશાસ્ત્રીય તફાવતથી અજ્ઞાત રહેલા જણાય છે. મોટર ઉભી રહે ત્યાંસુધી ઉતરવાને તેણે રાહ જોવી એ હુકમથી બાળક ઉપર અસર થાય તો તેને અને જનસમૂહને પુરી ફાયદાકારક એવી સૂચનાવશ સ્થિતિ તે દર્શાવે છે. હવે મથાળે જણાવેલી બાબત તરફ વળીએ જેથી સ્પષ્ટતા થશે.

ઉપર જણાવ્યા પ્રમાણે માતાપિતા અને શિક્ષકો જો બાળકના માનસનું પૃથક્કરણ કરી તેની યોગ્ય શક્તિઓને સમજી યોગ્ય પરિસ્થિતિ ઉભી કરી અનુકરણ કે સૂચનાદ્વારા યોગ્ય વિકાસ સાધવાને પ્રયત્ન કરે તો કોઈ પણ બાળકને ઠોઠ, મૂર્ખ, મંદ વગેરે શબ્દોથી કલંકિત થવાનો પ્રસંગ પ્રાપ્ત નહિ થતાં તેનામાં જે ઉત્તમ હોય તેનો યોગ્ય વિકાસ થવાને તક મળશે, અને બેદરકારી, શિક્ષા વગેરેથી ઉત્પન્ન થતું ઝેરી વાતાવરણ નાબુદ થશે. અલબત, આ પ્રમાણે થવામાં વ્યક્તિ દીઠ કેવા પ્રકારની યોગ્ય સૂચના કરવી તેનાંથી શિક્ષકે વાકેફ રહેવું જોઈશે.

નાની નિર્મળા મંદબુદ્ધિની બાળા ગણાતી. વર્ગમાં મહેતીજી તેને મૂર્ખ કહે. ઘર ઘરનાં માણસો તેને બુદ્ધિહીન કહે. ક્રીડાંગણમાં તેની બેનપણીઓ તેને મંદબુદ્ધિની કહે. વર્ગમાં તેનો નંબર સૌથી છેલ્લો આવે. કોઈ પણ વિષયમાં તે ઉંચે નંબરે આવેજ નહિ. એમ કરતાં વર્ગની બાળાઓને અને મહેતીજીને લાગવા માંડયું કે છેલ્લો નંબર તો નિર્મળાએ પોતાનો જ કરી લીધો છે.

નિર્મળાની આ સ્થિતિ જોઈ તેની માતાને ઘણું ઓછું આવતું. એક દિવસ નિર્મળાને ગોદમાં બેસાડી માતાએ વહાલથી કહેવા માંડયું, "નિર્મળા, બેટા, તું કોઈ પણ વિષયમાં પહેલે નંબરે તો આવતીજ નથી, મેં તને કદી ઇનામ લઈને ઘેર આવતી જોઈ નથી! વગના વિષયો તને ન આવડતા હોય તો બીજી એવી કોઈ પણ બાબત તને સૂઝતી નથી કે જેમાં તું એકો બને?" નિર્મળા દિલગીર થઈ, માથું ધુણાવી બોલી, "બધાં મને મૂર્ખ કહે છે. મને લાગે છે કે કોઈ પણ વિષયમા ઉંચે નંબરે આવવા જેટલી મારામાં બુદ્ધિ નથી." "બેટા, વર્ગમાં ચાલતો કોઈ પણ વિષય ભલે તને ન આવડે પણ તું એક કામ તો કરી શકે એમ હું ઇચ્છું છું, અને એ સંબંધી તારામાં શક્તિ છે એવી પણ મને ખાતરી છે. તું આજથી નિશ્ચય કર કે તારે સ્વચ્છતા ને સુઘડતામાં પહેલે નંબરે આવવું." માતાનાં આ માયા-

ભર્યા વચનોથી નિર્મળાનું હૃદય ગુંચી ઊઠયું. તેણે તત્કાળ નિશ્ચય કર્યો કે વર્ગમાં સૌથી સ્વચ્છ ને સુઘડ બનવા એણે પ્રયત્ન કરવો. તે દિવસથી નિર્મળા રોજ પોતાનું મોં ખૂબ લુછે, આંખો ધોઈને સ્વચ્છ રાખે, નખ કાપેલા ને મેલ વિનાના રાખે, વાળ ઓળીઓળીને સારા રાખે, તેનાં કપડાં ધોઈને સાફ રાખે અને દફતર ગોઠવીને સુવ્યવસ્થિત રાખે. થોડા દિવસમાં તો તે સુઘડતાના નમુનારૂપ બની ગઈ. તેનું શરીર સ્વચ્છ, તેનાં કપડાં સ્વચ્છ, ને તેનું દફતર પણ વ્યવસ્થિત. વર્ગમાં તો તે તેની જગાએજ બેસી રહેતી. તેના જીવનમાં કોઈ દિવસ પણ વર્ગમાં ઉંચે આવવાનો આનંદ પ્રાપ્ત થતો નહિ.

એક દિવસ એકાએક નિશાળ પાસે એક સુંદર અને બાપકાબંધ ગાડી આવીને ઉભી રહી. બધાનું ધ્યાન તે તરફ ખેંચાયું. ગાડીમાંથી રાણીશ્રી બહાર નીકળ્યાં. તેમણે નિશાળનાં મુખ્ય શિક્ષિકાને વચન આપ્યું હતું કે એક દિવસ આગળથી ખબર આપ્યા વિના તે આવશે અને શાળામાં ફરીને જોશે.

રાણીજીને જોતાંજ મહેતીજીએ એક બાળાને બાગમાં દોડાવી, અને સુંદર પુષ્પોની એક મંજરી બનાવી લાવવા કહ્યું. રાણીશ્રી ફરતાં ફરતાં પધારે તેની રાહ જોતાં મહેતીજી ઉભાં રહ્યાં. પણ આ મંજરી કોને હાથ આપાવવી એ પ્રશ્ને મહેતીજીને ગુંચવ્યાં. બેન રાધા, અહીં આવ. જોઉં, તારા તો હાથ પર મેલ ચડયો છે. તું નહિ ખપ લાગે. જા, બેસ, મંગળા, તું ઊઠ, તારૂં મોં કેવું ગંદુ છે ? બેન, કમળા, તારાં જડીઆં તો ફરફરતાંજ રહેવાનાં કેમ ! અરે, કુમુદ તારા કબજા ઉપર તો જો કેવો ડાઘ છે ! બટન તૂટી ગયું છે તેનું પણ તને કયાં ભાન છે ! તારા તો નખમાં મેલ ભર્યો છે. પુષ્પ આપતા નખ તો દેખાયજને ! મોંઘી તારો તો શ્વાસ ગંધાય છે. રાણીશ્રી વાત કરે ત્યારે ખોટુંજ દેખાયને ! આમ મહેતીજીની નજર એક પછી એક એમ બાળાઓ ઉપર ફરવા લાગી. આ સમયે પેલી મંદ (નિર્મળા) બુદ્ધિની નિર્મળા પોતાની જગા સાચવીને છેલ્લે નંબરે બેઠી હતી. એકાએક આનંદમાં આવી જઈ મહેતીજીએ કહ્યું, બેન નિર્મળા, આવ, ચાલ, આજ તું ખપ આવીશ. આજ રાણીશ્રીને તારે હાથે નિર્મળ પુષ્પમંજરી અર્પીશું. રાણીશ્રી આવ્યાં. નિર્મળાએ વિનયપૂર્વક પ્રણામ કર્યા ને પુષ્પમંજરી આપી. રાણીશ્રી તેની સ્વચ્છતા ને સુઘડતા જોઈ ખૂબ ખૂશ થયાં. તેનો ઉપકાર માન્યો. એક નજર વર્ગ તરફ નાખી બોલ્યાં, સ્વચ્છતા ને સુઘડતામાં તું પહેલે નંબરે છે; કેવી નિર્મળ બાળા !

આજ નિર્મળાને આનંદનું પર્વ હતું. ભલે, પાઠ્ય ગોખવામાં પહેલે નંબરે ન આવી પણ સ્વચ્છતા ને સુઘડતામાં (નિર્મળતામાં) તો તે પહેલે નંબરેજ હતી ! કેવો નિર્મળ નિર્ણય ?

## શિક્ષકોને

ગતાંકોમાં આ મથાળા નીચે બબ્બે યોજનાઓ આપવામાં આવી હતી. બંને વચ્ચેનો તફાવત શિક્ષકો સમજ્યા હશે. એકંદરે શિક્ષકોએ રસપૂર્વક ભાગ લીધો છે એ જણાવવામાં આનંદ થાય છે; છતાં દિલગીરી સાથે જણાવવું પડે છે કે સ્ત્રીશિક્ષકોનો ફાળો નજીવોજ છે. પરંતુ ગતાંકમાંની સૂચના પ્રમાણે તેઓ પણ રસપૂર્વક ભાગ લેશે એમ આશા રાખવામાં આવે છે.

ઑગસ્ટ માસના અંકમાં 'સગાંવહાલાનું જીવન ચરિત્ર' એ મથાળા નીચે બાળકો પાસેથી જે હકીકત માગવામાં આવી છે તેમાં બાળાઓ પણ સારો ફાળો આપે એમ ઇચ્છીએ છીએ. આ બાબતમાં સ્ત્રીશિક્ષકો રસ લે તોજ બની શકે તેમ છે. આશા છે કે કન્યાશાળાઓમાંથી પણ તેવા થોડાક નમુના આવશે, જેથી બંનેના માનસ વિષે ઠીક જાણવાનું મળશે. સ્થળસંકોચને લીધે વધુ યોજનાઓ આપી શકતા નથી તેથી શિક્ષકોએ નાસીપાસ થવાની જરૂર નથી, કારણકે સ્વતંત્ર રીતે યોજના ઘડવામાં સર્જનશક્તિનો લાભ કાંઈ જેવો તેવો નથી. એ પ્રમાણે કામ કરવાથી બીજી બાબતોમાં પણ સ્વતંત્ર રીતે કામ કરવાની શક્તિ આવશે અને સ્વાશ્રયી બનાશે તેમજ બાળકોને તેવા બનાવી શકાશે.

## સાહિત્ય એ પ્રજા જીવનની એક આરસી છે.

જગતની ઉત્પત્તિની સાથોસાથ તત્ત્વચિંતનના કેટલાક વિકટ પ્રશ્નો ઉદ્ભવ્યા છે. ઉદા. બીજવૃક્ષન્યાય. તેમાં કોણ પ્રથમ તે કહી શકાય નહિ. બીજથી વૃક્ષ અને વૃક્ષથી બીજ. વાઙ્મયની બાબતમાં પણ આજ ન્યાય પ્રવર્તે છે. સાહિત્ય પ્રજાજીવન ઘડે છે, અને એ રીતે ઘડાએલું પ્રજાજીવન પોતાની વૃત્તિને રુચે એવું સાહિત્ય ઉત્પન્ન કરે છે. જનસમાજમાં જે વૃત્તિ પ્રબળ હોય છે, તેજ જાતનું સાહિત્ય

લોકભોગ્ય બને છે. બાકીના સાહિત્યનું રાજકીય કે આર્થિક દૃષ્ટિએ ગમે તેટલું મહત્ત્વ હોય તોપણ સામાજિક વહેણના અતિરેકથી તે સિનેમાની ફિલ્મ પેઠે ઝપાટાબંધ દૃષ્ટિપટ પરથી સરી જાય છે અને વિસ્મરણના ગર્તમાં વિલીન થાય છે. આ રીતે સાહિત્ય અને પ્રજાજીવન રથનાં બે ચક્રો પેઠે અન્યોન્યાશ્રયથીજ રહે છે, ઘડાય છે, અને ઉત્ક્રાન્તિ પામે છે.

એક રીતે જોતાં આમાં એક ખાસ લાભ થયો છે, કે એક વિશાળ શબ્દકોષ માફક દરેક સમયના સાહિત્યમાં તે તે સમયનાં ધર્મ, રીતરિવાજ, નીતિનિયમ, સામાજિક રૂઢિઓ વગેરે એવાં પ્રતિબિંબિત થઈ ગયાં છે, કે તેના ઉપર પુરાતનતાના ગમે તેટલા થર ચઢ્યા હોય, તથા ક્રાંતિની ગમે તેવી આંધી આવી ગઈ હોય, છતાં તે મૂળ સ્થિતિમાં અવિચ્છિન્ન માલમ પડે છે, અને ભાવિ પ્રજાને માટે ઉત્તમ પથપ્રદર્શક બને છે. જ્યારે જ્યારે પ્રજાજીવન સુખી, સંતોષી, નિર્મળ અને સદ્દગુણોથી વિભૂષિત હોય છે, ત્યારે ત્યારે દરેક વ્યક્તિ હંમેશાં અંતર્મુખ થવા પ્રયત્ન કરે છે, અને એ રીતે ઈશ્વર કે ઈશ્વરકૃતિ સાથે તાદાત્મ્ય વધતાં હૃદયને જે આહ્લાદ મળે છે, તેમાંથી આપોઆપ સાહિત્યની સ્ફૂરણા થાય છે. જ્યારે જ્યારે હૃદય ભાવાવેશમાં ડૂબે છે, ત્યારે ત્યારે પ્રેરણાના સ્રોતસમું પદ્યસાહિત્યજ તેમાંથી દ્રવે છે, અને બુદ્ધિ અને વિચારોનું પ્રાધાન્ય હોય ત્યારે ગદ્ય સાહિત્યનીજ કલ્પના આવે છે. આર્યો મૂળથીજ ભાવનાપ્રિય ( Romantic ) હોવાથી છેલ્લા એક બે સૈકા સિવાયનું બધું સાહિત્ય કાવ્યરૂપેજ છે.

પ્રથમથીજ શરૂ કરીને, એટલે આર્યસાહિત્યસ્રોતના પ્રેરણાસ્થાનસમું વૈદિક સાહિત્ય જોઈએ, તો તેમાં વિકસેલાં પ્રજાજીવનનાં અંગઉપાંગ જોઈને આપણે દિંગ થઈ જઈએ છીએ. સ્ફટિક જેવું નિર્મળ અને એકધારૂં તેજસ્વી જીવન, સ્વોપાર્જનથી મેળવેલા સાત્ત્વિક અન્ન અને પંચસિંધુનાં નિર્મળ જળથી પોષાતો યોગક્ષેમ, વિશેષ પ્રાપ્તિની તૃષ્ણા નહિ, કેવળ સાત્ત્વિક ભાવના. જ્યાં જુઓ ત્યાં નીરવ શાંતિ. ક્યાંઈ ધમાલ, કોલાહલ, કે બાહ્યપ્રવૃત્તિનો અતિરેક નહિ. આ વખતનું સાહિત્ય જોઈએ, તો તેમાં આવા પુનિત જીવનની એવી જીવંત પ્રતિકૃતિ માલમ પડે છે, કે એક વખત વાંચ્યા પછી માણસ આખી જિંદગી એ જીવન જીવવાનાં સુખદ સ્વપ્નો સેવે, અને આ ધમાલીઆ જમાનામાં પણ તેવાં જીવન માટે ફાંફાં મારે. વેદોની સાગરગંભીર ઋચાઓની અંદર, સામાન્ય દૃષ્ટિથી પર, પરંતુ અંતર્મુખ માણસ સ્પષ્ટ જોઈ શકે તેવી, તરણા ઓથે છુપાએલા ડુંગરની પેઠે છુપાએલી, આર્યોની દિનચર્યા વેદોના જેટલીજ ચિંતનશીલ અને પાવનકારી છે.

વૈદિક સમય પછીનો એટલે રામાયણ, મહાભારત અને ષડ્દર્શનનો સમય જોઈએ તો તેમાં ઉપરના નિર્મળ અને એકાંતિક જીવનમાં રાજસી વૃત્તિના પ્રતિનિધિરૂપ સત્તા અને સમૃદ્ધિનો દર્પ, પરસ્ત્રીહરણ, લોભ, લડાઈ અને રાજખટપટના કુટિલ કાવાદાવા વગેરે તત્ત્વો ધીમે ધીમે પ્રસરતાં માલમ પડે છે. તત્ત્વચિંતન માટે ગાળવામાં આવતા દિવસના શેષ ભાગમાંથી હવે આ વિકારી તત્ત્વોએ મોટો હિસ્સો પડાવી લીધો છે, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. જો કે આવું વૃત્તિપરિવર્તન કાંઈ પાંચ પચીસ વર્ષમાં જ થતું નથી, પરંતુ મનુસ્મૃતિ જેવાં પુસ્તકોનો પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ સરખાવીએ, તો તેમાં નરી આંખે પણ એટલો બધો તફાવત જણાઈ આવે છે, કે આપણે જરૂર સંભ્રમમાં પડી જઈએ. એમ છતાંયે એ સમયના પ્રજાજીવનના વહેણનાં એકાદ બે પડ ઉખેડીને ભીતર તપાસીએ તો વેદના ભવ્ય ભૂતકાળની જરૂર ઝાંખી થાય. અત્યારે નાના મોટા અનેક જીવનકલહ તુચ્છ બાબતો માટે ઉપસ્થિત થાય છે, ત્યારે તે વખતનો કલહ પણ કેવો સાત્ત્વિક અને પ્રેમપૂર્ણ છે, એ જોતાં આપણું મસ્તક તેમને નમ્યા સિવાય રહેતું નથી. જગદ્‌ગુરુ આદ્ય શંકરાચાર્ય કર્મમાર્ગની ઘોષણાથી દિગંતને ગજાવે છે, તેમાં એક વિસંવાદી સૂર સંભળાય છે. શંકરાચાર્ય એમ માને છે કે કર્મનાં ફળ ઈશ્વર આપે છે, જ્યારે મંડનમિશ્ર એમ માને છે કે કર્મનું ફળ કર્મજ પોતાની જાતે આપે છે. કોઈને તમાચો મારીએ તો તરતજ તમાચો ખાઈએ, તેમાં ઈશ્વરની કયાં જરૂર રહી? પ્રજા સમસ્તનું ધ્યાન જીવનના આ મહત્ત્વપૂર્ણ પ્રશ્ન તરફ આકર્ષાય છે, અને એ પ્રશ્નનો નીવેડો લાવવા તેમને પ્રાર્થના કરવામાં આવે છે. શંકરાચાર્ય મંડનમિશ્રને ત્યાં જવા ચાલી નીકળે છે. શહેરમાં પેસતાંજ હૃદયને ક્ષુભિત કરી નાખે એવું ભવ્ય વાતાવરણ જોઈને જ્ઞાનનો ઘમંડ ગળી જાય છે. મંડનમિશ્રનું ઘર કયાં છે તેના જવાબમાં સામાન્ય દૃષ્ટિથી અભણ ગણાતી પનિહારીઓ સૂચવે છેઃ—

**स्वतः प्रमाणं, परतः प्रमाणं, शुकाङ्गना यत्र गिरो गिरन्ति,**
**शिष्योपशिष्यै रुपचीयमानं, ज्ञानोहि तत् पण्डित मण्ड नौकः**

સામાન્ય પ્રજાનો વિદ્યાભ્યાસંગ પણ કઈ કોટિએ પહોંચ્યો હશે, એને માટે એકજ ઉદાહરણ પુરતું છે.

વળી એ જ્ઞાન અને બલિદાનની ભાવના એવી વ્યાપક હતી કે પ્રાચીન ગ્રંથોમાં દેશકલ્યાણની ભાવનાથી આપેલાં મહાન બલિદાનો સિવાય બીજાં બલિદાનોને સામાન્ય નામાવલિથી વધારે મહત્ત્વ આપી શકાયું નથી. એકાદ

વિદેશીય દાખલો લઈએ ત્યારેજ આપણને આ વસ્તુની યથાર્થ કિંમત સમજાય. યહૂદી પ્રજાએ પોતાના માનસને પ્રતિકૂળ એવો બોધ કરવાને માટે શ્રીજીસસ ક્રાઈસ્ટને બળાત્કારે દેહાંત દંડની સજા કરી તેથી તે યુગ-પ્રવર્તક પુરુષ ગણાયા. ખરેખર, તેમણે પ્રાણ જતાં સુધી પોતાના નિશ્ચય-માંથી નહિ ડગવાની અડગતા બતાવીને પોતાની વ્યક્તિવિશેષતા અને પર-માત્માના પુત્ર તરીકેની લાયકાત સિદ્ધ કરી છે. એથી દુનિયાનો મોટો ભાગ તેમને વિશ્વવંદ્ય વિભૂતિ માને છે. જ્યારે આજ સ્થળે સાભ્રમતીને કિનારે જગતકલ્યાણ માટે સ્વેચ્છાએ પોતાનાં અસ્થિ કાઢી આપનાર મહર્ષિ દધીચિનું આખ્યાન રૂપે ફક્ત નાનકડું વાર્તિક છે. એથી સ્પષ્ટ થાય છે કે આર્યાવર્તનો પ્રત્યેક મનુષ્ય પ્રસંગવશાત્ બલિદાન આપવામાંજ દેહની સાર્થ-કતા માનતો. ઉપરના બન્ને દાખલાઓ ભૂતકાળના ભવ્ય પ્રજાજીવનના જીવંત નમુના છે.

ત્યારપછીના રાજપૂતયુગના સાહિત્યમાં રામાયણ, મહાભારતનાં ત્યાગ, શૌર્ય, બલિદાનની ભાવના, સતીત્વ, "प्रान जाई अरू बचन न जाई" ની ટેક જળવાઈ રહેલાં છે, પરંતુ તેમાં સાથે સાથે ક્રોધ, ઈર્ષાગ્નિ, ભાઈ-ભાઈમાં હરિફાઈ વગેરે દુર્ગુણોનો વધારે વિકાસ માલમ પડે છે.

હવે આપણે થોડું વિદેશીય સાહિત્ય અવલોકીએ. જોકે એકજ દેશનું સાંગોપાંગ વિકસિત સાહિત્ય આ સિદ્ધાંતની પૂર્તિ માટે પુરતું છે. એક એશિઅન, યુરોપિઅન, નીગ્રો કે એસ્કિમો એ ભલે રૂપરંગથી જુદા જણાતા હોય, પરંતુ સાહિત્યના પ્રાણરૂપ હૃદયના ભાવો, માતૃભાવના, ઉર્મિગીતો, રૂદન, હાસ્ય એમાં ક્યાંયે ભિન્નતા નહિ હોય; તે છતાં આપણે સહેજ ચંચુપાત કરી જોઈએ. સંસ્કૃત ગિરા સમ્રાટ્ કાલિદાસની હરોળમાં ગણાતા મહા કવિ શેક્સપીઅરનું સાહિત્ય જોઇએ તો તેમાં પ્રજાજીવન એક જીવંત ઇતિહાસ તરીકે સ્પષ્ટ માલમ પડે છે. "મરચંટ ઓફ વેનિસ," "હેમ્લેટ" વગેરે પુસ્તકો પ્રજામાનસને માપવા માટેની સિદ્ધ પારાશીશી સમાન છે. ત્યારપછીના કવિ ગોલ્ડ સ્મિથના સુંદર કાવ્ય "Deserted village" માં ગ્રામ્ય જીવનનું એવું સુંદર ચિત્ર છે, કે કદી ભૂલાય નહિ. સુંદર સરિતા-તટ, કિનારે રમતાં બાળકો, ખ્રિસ્તી દેવળ, સવાર સાંજનું રમ્ય વાતાવરણ, અને એની વચ્ચે એકધારૂં વહેતું નિર્મળ પ્રજાજીવન જોઈને દિંગ થઈ જઈએ. ત્યારપછી રશિઆના સંત કાઉન્ટ ટૉલ્સ્ટૉય અને તેમના જમાનાના બીજા લેખકોનાં પુસ્તકો જોતાં, રશિઆની પ્રજા ઝારની ગુલામીમાંથી છૂટવા કેવો ઉલ્કાપાત મચાવે છે, આખો દેશ સ્વતંત્રતા ખાતર કુરબાન થઈ જવા

જીવનને ભોગે પણ કેવાં સાહસો ખેડે છે, અને હસતે મોંએ દેશનિકાલની મહોર લઈ સાઇબિરિઆનાં ગીચ જંગલોમા મૃત્યુના મુખમાં વિરમે છે, એ બહુજ સ્પષ્ટ જણાઈ આવે છે.

સુંદર સાહિત્યની પ્રજાજીવન ઉપર કેવી અસર થાય છે, તેનું દષ્ટાંત અલેક્ઝાંડર ડુમાનાં પુસ્તકો છે. તેનાં શૈલી અને પાત્રાલેખન એટલાં અદ્ભુત છે, કે પાત્રોને થતું દુઃખ જાણે કોઈ નજીકનાં સગાંને થતું હોય એટલી વાચકને લાગણી થાય છે. કહે છે કે ડુમાની એક સુંદરવાર્તા એક વર્તમાનપત્રમાં આવતી હતી. વાર્તાની નાયિકાને એક વખત માંદગી આવી એવું પાત્રાલેખન થયું. આથી વાચકોને ખૂબ આઘાત થયો. જુવાન સ્ત્રીઓ તો જાણે ખૂબ બેચેની આવી હોય એટલી પીડા અનુભવવા લાગી. વાર્તાનાં કલ્પિત પાત્રોમાં એવું સજીવારોપણ કર્યું હતું, કે જો તે નાયિકાને મરી ગયેલી જાહેર કરે તો દેશનાં લાખો માણસોનાં મગજને ખૂબ આઘાત થઈ જાય. પરિણામે ડુમાને પોતાની ઇચ્છાવિરુદ્ધ તેને સજીવન કરવી પડી.

અત્યારસુધી જે સાહિત્યની આપણે સમીક્ષા કરી તે જીવન આપણે અનુભવ્યું નથી, જેથી ફક્ત તેના વાચનથીજ નિર્ણય કરીને સંતોષ લીધો છે; પરંતુ છેલ્લાં સો વર્ષનો ઇતિહાસ અને સાહિત્ય જેની અસર હજુએ આપણી આંખ સમક્ષ મોજુદ છે, તેને તપાસીએ તો સાહિત્ય અને પ્રજાજીવન એકબીજામાં કેટલું ઓતપ્રોત થઈ ગયું છે, તે સ્પષ્ટ જણાય. અઢારમી સદી પહેલાંનું સાહિત્ય એ ત્યાગ અને ભક્તિપ્રધાન સાહિત્ય છે. અત્યારસુધી પ્રજાજીવનનાં બીજાં અંગઉપાંગોમાં સાહિત્યે બહુજ નજીવો પગ પેસારો કર્યો હતો, કારણકે ચિંતકોની દષ્ટિએ જીવનનું અંતિમ લક્ષ મુક્તિજ ગણાતું, એટલે મીરાં, નરસિંહથી માંડીને દયારામયુગના કાવ્યસાહિત્યમાં ફક્ત ધાર્મિક ભાવનાજ દષ્ટિગોચર થાય છે.

હિંદમાં ૧૮૫૭ નો બળવો થયો. પ્રજામાં રાષ્ટ્રીય અસ્મિતા ધીમે ધીમે વિકસવા લાગી, ત્યારપછીનું સાહિત્ય જોઈએ તો તેમાં પ્રજાજીવનનો પ્રાણ રાષ્ટ્રીય ભાવના માટે કેટલી આતુરતા દર્શાવે છે, તે તેમાં બહુજ સ્પષ્ટપણે જણાઈ આવે છે.

બળવાની પછી અંગ્રેજી રાજ્ય મજબુત થયું, અને સુધારા દાખલ થયા ત્યારથી પ્રજાજીવન ધીમી ગતિએ કેવી રીતે વફાદારી તરફ વળ્યું, તે દલપતસાહિત્યથી સ્પષ્ટ જણાય છે. નર્મદની વીર

ભાવનાને બદલે વફાદારીની સુંવાળી ભાવના સ્થાપવામાં દલપત સાહિત્યે કંઈ નાનોસુનો ફાળો આપ્યો નથી. પ્રજાએ પણ બળવા પછીની ભીષણતા જોઈ હતી, એટલે તેને આ ભાવના વધારે રુચિકર થઈ પડી. દલપતરામ પોતાની ઉત્તરાવસ્થામાં લક્ષ્મીસંપન્ન થયા, અને વીર નર્મદને યોગક્ષેમનો પણ વાંધો પડ્યો. એનાથી પ્રજાનું માનસ કઈ દિશાએ વહેતું હશે એનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. "ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર" એ કવિતાએ જે ચિરંજીવી અસર કરી છે, તે હજુસુધી પ્રબળ છે. સાહિત્ય જનસમાજપર કેવી અસર કરે છે, તેનું આ એક જ્વલંત દૃષ્ટાંત છે.

એજ જમાનાનું કાઠિઆવાડી સાહિત્ય જોઈએ તો મધ્યકાલીન રાજપૂત યુગ જેવું જ જણાશે. બલિદાન, ત્યાગ, બહારવટું, સ્ત્રીસન્માન વગેરે ભીષણ નીતિકંદરાઓ વચ્ચે થઈને સૌરાષ્ટ્રની રસધાર ધીમી ગતિએ વહન કરી રહી જણાશે. રજપૂતાના જેવું સંપૂર્ણ મરદાનગીભર્યું ખમીર બતાવવાના બીજાં સાધનો ઓછાં થયા હોવાથી બહારવટા મારફતે પણ પોતાના કુળની શૂરવીરતા તેમજ ત્યાગભાવના બતાવીને આખા સૌરાષ્ટ્રનું પ્રજાજીવન કેવું પ્રાણવાન હતું, તેનું સુંદર વર્ણન આપણી આંખ સામે સાહિત્યના સ્વરૂપમાં મોજુદ છે, અને ગામની ભાગોળે ખાંભી કે પાળીઆરૂપી કીર્તિસ્તંભથી સદાને માટે અમર છે. ગામપર હલ્લો કરતી વખતે જે બહારવટીઓ ઘણાં મનુષ્યોનો સંહાર કરે છે, તેજ બહારવટીઓ શરીર પરની જુઓ અને પોતાના શરીર પરના ક્ષતમાં પડેલા જીવડાઓને પાળવાની ચૂસ્ત અહિંસાવૃત્તિમાં એવો અડગ છે કે જો ઘામાંથી એકાદ કીડો પડી ગયો હોય તો તેને પાછો મૂકી દે છે. આવા યતિધર્મનું મૂલ્યાંકન કોણ કરી શકે? શત્રુભાવે હંફાવવા ગએલા અંગ્રેજ ગૃહસ્થ મિ. કિન્કેઈડના મુખમાંથી બહારવટીઆ જોગા ખુમાણને જોઇને નીચેની પંક્તિઓ આપોઆપ નીકળી જાય છે.

"The stars may fall, from heavens dome,
The pride of thrones depart;

Yet, valour still, will make her home,
In Joga Khuman's heart."

ધ્રુવ ચલે, મેરુ ડગે, મહીપત મેલે માન,
જોગાં કિં જાતી કરે, ક્ષત્રીવટ ખુમાણ.

એક વિદેશીએ એક બહારવટીઆના જીવન ઉપર વેરેલા આ પ્રશંસાનાં પુષ્પો તેના એકધારા ઉજ્જવળ જીવનની સાબીતીરૂપ છે.

ત્યારપછી ગોવર્ધન યુગ આવ્યો. ભાવિના દષ્ટાસમા શ્રીયુત ગોવર્ધનરામને, કુમુદને વિધવા રાખવી તેમાં અંતરાત્માના અવાજનું ઇંધન લાગે છે. કુમુદના પુનર્લગ્નની ઇચ્છા થાય છે, પરંતુ સમાજ તરફ દષ્ટિ કરતાં જણાય છે કે સમાજ આ દશ્ય જોવા તો શું, પરંતુ વાંચવા પણ તૈયાર નથી. આથી પોતાનો ઉત્કટ વિચાર પડતો મૂકવો પડયો હતો. આટલા પ્રસારાથી પણ ખૂબ ખળભળાટ થયો હતો અને વિધવાલગ્નનો પ્રશ્ન છણાતાં છણાતાં ધીમેધીમે તે ક્ષેત્ર તૈયાર થઈ ગયું હતું, અને મુન્શીયુગમાં તો લોકો ધીમેધીમે આકર્ષાવા પણ લાગ્યા હતા. વિદ્યુત્ પ્રવાહ પેઠે આંચકો લગાડનાર વિચારો પણ રોજના નિદિધ્યાસનથી જીવનમાં કેવા વણાઈ જાય છે, તેનો આ દાખલો છે.

હવે આપણે બંગભંગ પછીની સ્થિતિ જોઈએ. દેશમાં રાજદ્વારી ચળવળથી જાગૃતિનું એક જબ્બર મોજું ફરી વળ્યું હતું. દેશે તે વખતે અહિંસાનું ધ્યેય લક્ષ સામે રાખ્યું ન હતું, તેને પરિણામે બંગાળામાં ખૂબ ક્રાન્તિકારી ઉલ્કાપાતો થયા. તે વખતનું બધું સાહિત્ય આવી ક્રાન્તિકારીવૃત્તિને પોષક હતું. એ પુસ્તકો જોતાંજ દેશની નાડમાં સ્વતંત્રતા અને હિંસાના સન્નિપાતે કેવો ઉન્માદ પ્રસરાવ્યો હતો, તે સ્પષ્ટ માલમ પડે છે. દલપત સમયમાં જેઓ અંધશ્રદ્ધાથી અંગ્રેજોનું દરેક કૃત્ય હિંદને લાભકારી હોય એમ માનતા, તેજ લોકો હવે રાજ્યપ્રવૃત્તિ તરફ શંકિત દષ્ટિથી જોવા લાગ્યા અને એકેએક કૃત્યની પેટભરીને નિંદા કરવા લાગ્યા. તે વખતનું સાહિત્ય જોઈએ તો પ્રજાની વૃત્તિમાં કેવો દષ્ટિભેદ ઉત્પન્ન થયો છે તે સ્પષ્ટ માલમ પડે. જે પ્રજા "ઇંગ્લિશના નેજાની નીચે, તારાં તનુજ કરે ગુલતાન," એમ અભિમાનથી બોલતી, અને રાજભક્તિનેજ જીવનનું મધ્યબિંદુ સમજતી તેજ પ્રજા "પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં," વગેરે ગીતો કેવળ અંતરનો તિરસ્કાર ખાલી કરવા ગાતી હતી. એકને એકજ પ્રજા, એકજ રાજકર્તા છતાં પ્રજાનું દષ્ટિબિંદુ ફરતાં સાહિત્ય પણ કેવું બદલાઈ જાય છે, તેનું આ એક દૃષ્ટાંત છે.

આ રીતે આપણે વેદકાળથી માંડીને છેક છેલ્લા દિવસ સુધીના સાહિત્યનું વિહંગાવલોકન કર્યું. તેમાંથી એકજ અર્થ ફલિત થાય છે કે સાહિત્ય અને પ્રજાજીવન એકમેકની ઉન્નતિ અને અવનતિનાં નિમિત્ત છે.

સાહિત્ય પ્રજાને ઘડે છે, અને પ્રજા પોતાની મનોવૃત્તિને અનુકૂળ સાહિત્ય તૈયાર કરે છે.

મહાકવિ કાલિદાસ કહે છે તેમજ

**नीचैर्गच्छ त्युपरिचदशा, चक्रनेमिक्रमेण.**

એમ દશાના ચક્રની પેઠે સાહિત્ય અને પ્રજાજીવન એકજ પૈડાના આરા હોઈ અન્યોન્યાશ્રયથી ઉદ્દભવે છે, ખીલે છે, અને પાંગરે છે.

પી. આર. ટ્રે. કૉલેજ, લાખુભા જસવંતસિંહ ચુડાસમા
અમદાવાદ. સ્કોલર ત્રીજું વર્ષ



## નવીન ભૂગોળ શિક્ષણ

(ગતાંક પૃષ્ઠ ૧૨૯ થી અનુસંધાન)

૬. પ્રશ્નો—

જે પાઠોમાંથી બાળકોને નકશાઓમાંથી કે બીજા કોઈ સાધનમાંથી હકીકતો કે સંબંધો શોધી કાઢવાનું હોય છે તે પાઠોમાં શિક્ષકનું મુખ્ય કામ પ્રશ્ન કરનાર તરીકેનું હોય છે. ઘણાખરા પાઠોમાં શિક્ષણસાફલ્ય મોટે ભાગે પ્રશ્નોદ્વારા નક્કી કરવાનું હોવું જોઈએ. ભૂગોળના પાઠોમાં પ્રશ્નોનો હેતુ નીચે મુજબ હોઈ શકે:—

૧ જે હકીકત નકશામાં દર્શાવી હોય તે બાળકોને જોવાની પ્રેરણા કરવા માટે અને શબ્દોમાં જણાવવા માટે;
૨ જે હકીકત બાળકો જાણતા હોય તેની સાથે કોઈનો સંબંધ શોધી કાઢવા કે સમજવાની વૃત્તિ પેદા કરવા માટે;
૩ બાળકોને તેમની પોતાની ભૂલો સુધારવામાં મદદરૂપ થવા માટે; અથવા
૪ તેમના જ્ઞાનની કસોટી કરવા માટે.

શિક્ષણપદ્ધતિને અસરકારક બનાવવા પ્રશ્નોની યોજનાનો હેતુ સ્પષ્ટ હોવાની જરૂર છે. અહીંઆં કેટલાક પ્રશ્નોના પ્રકાર જણાવ્યા છે; પણ અમુક પાઠમાં તેના મુકરર સ્થાન સિવાય તે પ્રશ્નોની સારી અસર ન થઈ શકે તે સંભવિત છે.

કેટલાક પ્રશ્નો એવા હોય છે કે જેના એક કરતાં વધુ ખરા જવાબો આપવાનું શક્ય બને છે. બધા જવાબો જુદા જુદા હોય છે. જેમકે, 'તમે

મુંબાઈ ઇલાકા વિષે શું જાણો છો?' આવા એક પ્રશ્નના ઘણા ખરા જવાબો હોય. શિક્ષણપદ્ધતિમાં તે પ્રશ્નને સ્થાન ન હોવું જોઈએ. આવા પ્રશ્નનો ઉપયોગ જવલ્લેજ થઈ શકે છે. તેનાથી તો આપણે દૂરજ રહેવું ઘટે.

જે પ્રશ્નોના જવાબો માત્ર 'હા' કે 'ના' આવે તે પ્રશ્નો અને જેમાં કાંઈ અધ્યાહૃત હોય તેવા પ્રશ્નોનો ન છૂટકેજ ઉપયોગ થવો જોઈએ. તેમાં શિક્ષક બાળકોને તેમની મેળે વિચાર કરાવવાને બદલે પોતે તેમના માટે વિચારે છે. દા. ઉંચા અક્ષાંશોમાં આવેલા દેશો કરતાં વિષુવવૃત્તની નજીકમાં આવેલા દેશો કેમ વધારે ગરમ છે? આવા ઘણા સવાલો જુદી રીતે યોજીને બાળકોને વિચાર કરતાં કરી શકાય.

ભૂગોળ શીખવવામાં સૌથી અગત્યનો હેતુ બાળકો હકીકતોનો પરસ્પર સંબંધ સમજે અને કાર્યકારણ ન્યાયે તેમને સત્યજ્ઞાનની જિજ્ઞાસા થાય તેટલા માટે, "શા માટે?" "શાથી," "કેમ," વગેરેથી શરૂ થતા પ્રશ્નો સૌથી વધારે અગત્ય ધરાવે છે, અને આવા પ્રશ્નોનો છૂટથી ઉપયોગ થવો જોઈએ. જેમકે, એસ્કિમો રૂવાંવાળા કપડાં કેમ પહેરે છે? ઇંગ્લેંડની પૂર્વમાં વહેતી નદીઓ પશ્ચિમમાં વહેતી નદીઓ કરતાં વધારે લાંબી શાથી છે? મુંબાઈથી બ્રિટનમાં રૂની શા માટે નિકાસ કરવામાં આવે છે? મુંબાઈ-માં કાપડવણાટની મિલો શાથી ઘણી છે? કરાંચીમાં કાપડ વણાટની મિલો શાથી નથી? મુંબાઈ કરતાં મદ્રાસમાં વરસાદ ઓછો કેમ પડે છે? બાળકોને બુદ્ધિપૂર્વક વિચાર કરી ભૌગોલિક સંબંધો જોડવાનું કાર્ય તેમની મેળે કરતાં આવડે તેવા પ્રશ્નોનો ઉપયોગ કરો.

ભૂગોળના પાઠમાં દરેક પ્રશ્નના જવાબમાં સંપૂર્ણ વાકય આવવુંજ જોઈએ એવો આગ્રહ ઇચ્છવા જોગ નથી. કેટલીક વખત આ ટેવથી ઘણો વખત નકામો જાય છે અને બીનજરૂરી પ્રશ્નનું પુનરાવર્તન થાય છે. જેમકે, સ્કૉટલેન્ડનું મુખ્ય શહેર શું છે? ગુજરાતનું પાટનગર કયું છે? આવા પ્રશ્નોના જવાબો ફક્ત એકજ શબ્દના હોવા જોઈએ. દરેક પ્રશ્નના સંપૂર્ણ જવાબની જરૂરિઆત નથી. આમ કરતાં સમયની બરબાદી થતી અટકશે. પણ આવા સાદા અને જલદીથી કસોટી કરવાનાજ પ્રશ્નોના જવાબો ટુંકામાં આપે તો વાંધો નથી. બાકીના ઘણાખરા પ્રશ્નોમાં સંપૂર્ણ ખરાં વાકયોમાં જવાબો મળવા જોઈએ. સામાન્ય બુદ્ધિથી જવાબ કેવો છે તે વિચારી કામ કરવું અને કોઈ ખાસ નિયમને વળગી રહેવું નહિ. આમ વખત ગુમાવવો નહિ અને જવાબ અમુક જાતનોજ હોવો

જોઈએ એવો આગ્રહ કરીને ચાલતા પાઠમાંથી આવી બાબતમાં લક્ષ આપી વર્ગનું ધ્યાન ચુકાવવું નહિ. પાઠમાં રસ લેતાં બાળકોને અટકાવવાની આથી વધારે અસરકારક રીતો બહુ થોડી છે.

પ્રશ્નો એવા યોજવા જોઈએ કે એકપછીએક એમ આવતા બધા પ્રશ્નો એકબીજા સાથે સંબંધ ધરાવે. જેમકે, દક્ષિણની નદીઓ કઈ દિશામાં વહે છે ? આ ઉચ્ચ પ્રદેશનો ઢોળાવ કઈ બાજુ છે ? એ પ્રદેશની કઇ બાજુ વધારે ઉંચી છે ? પશ્ચિમઘાટથી તે પ્રદેશના વરસાદ પર શી અસર થાય છે ?—અને તેજ પ્રમાણે તેની કુદરતી વનસ્પતિ પર શી અસર થાય છે ? તેની સપાટી પર કયા કિનારા પરથી જવું વધારે સહેલું છે ? આ કિનારા પર મુખ્ય બંદર કયું છે ? આવી પ્રશ્નપરંપરાઓ સારા શિક્ષકના હાથમાં ઘણાં ઉપયોગી શસ્ત્રો છે.

પ્રશ્નો બાળકોની ઉંમર અને શક્તિને અનુકૂળ થઇ જાય તેમ વખતોવખત બદલતા રહેવું જોઈએ. આથી બાળકોની એકસામટો વિચાર કરવાની શક્તિઓનો વિકાસ થશે તથા તેને શક્તિઓનો ઉપયોગ કરવાનું અમૂલ્ય સાધન થશે; તે ઉપરાંત ભૌગોલિક બાબતોના સંબંધો યોગ્ય રીતે બાળકો સમજી શકશે અને તેથી તેમની વિવેચક શક્તિ કેળવાશે. જ્યાં શક્ય હોય ત્યા બાળકોને તેમના જવાબો બીજી હકીકતો સાથે સરખાવી જોવા દો. દા. ઉપર બતાવેલા છેલ્લા બે પ્રશ્નોના જવાબો હિંદુસ્તાનની રેલ્વેના નકશા કે આકૃતિ સાથે તેમજ ભૂરચના નકશા સાથે સંબંધ દર્શાવીને શીખવવા જોઇએ.

કેટલીક વખત બહુજ ઉપયોગી પ્રશ્નો મિશ્ર પ્રશ્નો બની જાય છે, અને તેમના જવાબો જોઇએ તે કરતા સહેજ લાંબા થઇ જાય છે. જેમકે, ઘઉં ઉગાડવામાં કઈ જાતની આબોહવાની સ્થિતિ અનુકૂળ હોય છે ? હિંદમાં ગંગાના મેદાનમાં સૌથી વધારે વસ્તી શાથી છે ? કાનપુરની અગત્ય માટે સમજુતી આપો. ઓસ્ટ્રેલિઆમાં ઊનની ઉત્પત્તિની અગત્ય સમજાવો. બ્રિટન અને દક્ષિણ આફ્રિકા વચ્ચે કઈ ચીજોનો અદલોબદલો થાય છે ? આવા પ્રશ્નોના ઉત્તર જો બાળકો પાસે કઢાવવા હોય તો આખો જવાબ એક બાળકે આપવાની જરૂર નથી. વર્ગનાં જુદાં જુદાં બાળકો જુદી જુદી હકીકતો પુરી પાડે, જેથી કામની વહેંચણી થઈ શકશે અને બાળકોનું ધ્યાન પણ રોકી શકાશે. જ્યાં આવા પ્રશ્નનો પુરેપુરો જવાબ લેવાની જરૂર જણાય ત્યાં તે જવાબ બાળકો લખીને આપે તે વધારે સારૂં છે.

## ૭. જવાબોની વિધિ

જવાબોની બરાબર વિધિ એ શિક્ષકના કાર્યમાં સૌથી વધારે મુસીબતવાળી તેમજ અગત્યની બાબત છે. શિક્ષક પ્રત્યે બાળકનું વલણ, અને શિખવાતા વિષય પ્રત્યેનું વલણ બાળકોના જવાબની ઢબ પરથી ઘણે ભાગે નિશ્ચિત થાય છે. જે બાળકના જવાબો ખરા પ્રયત્નનો પુરાવો આપતા હોય તેને શાબાશી આપી ઉત્તેજિત કરો અને જ્યાં જવાબ પ્રશ્ન ન સમજાવાથી તદ્દન નિષ્ફળ નીવડયો હોય ત્યાં બાળકની કે શિક્ષકની ભૂલ છે તે વિચારો. સામાન્ય બુદ્ધિશાળી બાળકોની બાબતમાં મોટે ભાગે જો નિષ્ફળતા પ્રાપ્ત થઈ હોય તો તેનું કારણ કાં તો શિક્ષણની ખામી હોય છે કે પ્રશ્ન પૂછવાની રીત ખોટી હોય છે. પ્રશ્ન પૂછવાની ભૂલ હોય તો તે પાછો ખેંચી લેવા અચકાતા નહિ. વિષયને લક્ષમાં રાખી સામાન્ય રીતે જવાબોની જાતોનું નીચે મુજબ વર્ગીકરણ થઇ શકે. આમાં જવાબની રચનાનો સમાવેશ નથી થતો. જેમકે:

૧. ખરો.
૨. હકીકત ખરી છે, પણ અપૂર્ણ છે.
૩. કેટલેક અંશે ખરો, પણ કેટલાક અગત્યના ભાગ પડતા મુકાયા છે.
૪. ખોટો, પણ બુદ્ધિપૂર્વક પ્રયત્નનો પુરાવો આપે છે.
૫. ખોટો, પ્રશ્ન સમજાયો નથી અને તેમ કરવાના પ્રયત્નનો પુરાવો આપે છે.
૬. તદ્દન ખોટો, સુધારવો અશક્ય.

જો શિક્ષણશૈલી અને પ્રશ્નો અસરકારક હશે, અને બાળકોમાં માનસિક ખામી નહિ હોય તો જવાબની છેલ્લી જાત ભાગ્યેજ આવશે. ખરા જવાબોની કદર કરવી જોઈએ. આની અસર જવાબ દેનાર પર અને વર્ગના બીજા બાળકો પર ઘણી સારી થાય છે. જવાબોનું ઉંચામાં ઉંચું ધોરણ નક્કી કરવાથી બીજાં બાળકોને તે કક્ષાએ પહોંચવા માટે પ્રેરણા મળે છે અને તેમનામાં ઉત્સાહ વધે છે; પરંતુ જે બાળકો ખરા જવાબો આપવામાં નિષ્ફળ નીવડે તેમને નાસીપાસ કરવા નહિ. બીજા, ત્રીજા અને ચોથા પ્રકારના જવાબો વર્ગમાં બીજા બાળકોને પૂછીને અથવા તો પ્રશ્નને સંભાળપૂર્વક ફરી યોજીને કાર્ય કરવાથી સફળતા મળશે. જો પાંચમા પ્રકારનો જવાબ મળ્યો હોય તો શિક્ષકે પોતાની શીખવવાની રીત અને પ્રશ્નો ફરી વિચારી જોવાં જોઇએ જેથી સત્ય માર્ગે જવાશે.

બાળકોએ આપેલા જવાબોનો અભ્યાસ શિક્ષક માટે સ્વપરીક્ષા કરવાનું ઉત્તમ સાધન છે. ત્રીજા અને બીજા પ્રકારના જવાબો ઘણુ આવતા હોય તો સમજવું કે પાઠમાં અમુક મુદ્દા પર ખોટો ભાર મુકાયો છે, અથવા વધુ વખત ગાળવામાં આવ્યો છે કે શિક્ષકે બાળકોની શક્તિઓનો વિચાર કર્યો નથી. ચોથા પ્રકારના જવાબો વધુ પ્રમાણમાં આવે તો જાણવું કે બાળકોને શીખવતી વખતે મુદ્દાઓના સંબંધની સમજણ પડી હોય છતાં તેઓ મુદ્દાઓને બરાબર જોઈએ તેવા શીખ્યા નથી અને તેથી શિક્ષકે બાળકો નવું જ્ઞાન ગ્રહણ કરે તે પહેલાં ઘણી ઉતાવળ કરેલી હોવી જોઈએ. બાળકો તરફથી મળેલા જવાબોનો આવો અભ્યાસ દરેક યુવાન શિક્ષકે કરવો જોઈએ. તેનાં પરિણામો શિક્ષકને તેના કામમાં સુધારા તરફ દોરશે. અપૂર્ણ

---

## એબિસિનિઆનો સ્વાતંત્ર્યઇતિહાસ

### ઉપોદ્ઘાત

આફ્રિકાના એક ભાગમાં શાંતિ અને સુખનો અનુભવ કરી સંતોષથી પડી રહેલું સ્વતંત્ર એબિસિનિઆ ઉર્ફે ઇથિઓપિઆ સાથે લડાઈ જાહેર કરી લડવાનું શરૂ કર્યું છે, ત્યારથી સામાન્ય જનતા પણ એબિસિનિઆના નામથી માહીતગાર થએલી છે, પરંતુ એબિસિનિઆનો પૂર્વ ઇતિહાસ જાણવામાં નહિ હોવાથી તે સંબંધી રીતસર માહીતી સામાન્ય જનતાની જાણમાં આવી નથી.

એબિસિનિઆની પ્રાચીનતા, દેશની પરિસ્થિતિ, બીજાં સ્વતંત્ર રાજ્યો સાથેનો તેનો સંબંધ, તેની સંસ્કારિતા, ઇટલીએ લડાઈ શા માટે કરી છે, યુરોપી મહારાજ્યોનો એબિસિનિઆ પર ડોળો, જાપાનનો પગપેસારો અને તેથી યુરોપી મહારાજ્યોને થતી ચિંતા, આ સઘળી બીના ભારતવાસીઓએ મનન કરી લેવી જોઈએ, અને ભારતની ભાવિ પ્રજાને તેની માહીતી આપવામાં મદદ થાય તેથી આ બીના આપવામાં આવી છે. આજે વીસમી સદીને વિજ્ઞાનયુગ કહે છે. વિજ્ઞાનની શોધખોળ અને સુધારણા જેટલી આગળ આગળ વધતી જાય છે તેટલું તેટલું મનુષ્યની જિંદગીનું પ્રમાણ અલ્પ થતું જાય છે. વૈજ્ઞાનિક શોધખોળથી બનેલાં

અસ્રશસ્ત્રોથી માનવસંહાર કેવો ભીષણ અને કેટલો ઝડપી થાય છે તેનો પ્રત્યક્ષ પુરાવો આજે યુરોપમાં ચાલી રહેલો ઇટલી–એબિસિનિયાનો હત્યાકાંડ છે.

સને ૧૯૧૪માં યુરોપમાં જે યુદ્ધ થયું હતું તેને "મહાયુદ્ધ" ગણવામાં આવે છે. તે યુદ્ધની માઠી અસરે ઠેઠ આપણા હિંદુસ્તાન સુધી એવી ભીષણ પરિસ્થિતિ કરી મૂકી છે કે તેને સ્વપ્નમાં પણ ન દેખીએ એવું સૌ કોઈ ઇચ્છે છે. તે યુદ્ધ પછી યુરોપમાં રાષ્ટ્રસંઘ સ્થપાયો છે, અને તે સંઘની પરવાનગી વિના એકબીજા સાથે યુદ્ધ કરી ન શકાય એવા એ સંઘમાં નિયમો નક્કી કરાએલા મોજુદ છે, છતાં એજ સંઘનું એક સભ્ય એબિસિનિઆ છે તેના પર રાષ્ટ્રસંઘની મરજી વિરુદ્ધ, પોતાની સગવડ માટે ઇટલીએ, આજના સુધરેલા ઘોર સંહાર કરનારાં અસ્રશસ્રો વિનાના, નિઃસહાય એબિસિનિઆ પર, આકાશ માર્ગેથી મારો ચલાવ્યો છે, છતાં એ વૈજ્ઞાનિક સાધનહીન એબિસિનિઆવાસીઓ આટઆટલા દિવસો છતાં તેમની સામે માતૃભૂમિની સ્વતંત્રતા માટે કેવા મરણીઆ થયા છે, તેનો હેવાલ વર્તમાનપત્રોદ્વારા સહેજે પ્રાપ્ય છે.

એબિસિનિઅનોને પોતાનું પુરાતન નામ ઇથિઓપિઆ ઘણું પ્રિય છે. મિસર અને લાઇબિરિઆ બાદ કરતાં સમસ્ત આફ્રિકામાં તે એક સ્વતંત્ર રાજ્ય–રાષ્ટ્ર છે. દુનિયામાં અનેક રાજ્યો ઉદ્દભવ્યાં અને તેનો વિનાશ થઇ ગયો, પણ ઇથિઓપિઅન સામ્રાજ્ય હજીએ એવુંને એવું જીવંત ઉભું છે. આ વીસમી સદીમાં તેજ એક માત્ર એવો દેશ છે કે જ્યાં જાગીરની પ્રથા પ્રચલિત છે. ત્યાંના નિવાસીઓનો પ્રાણ તે "સ્વતંત્રતા" છે. રાણી શેબા અને સમ્રાટ સુલેમાનનાં વંશજ છે. આ રાષ્ટ્રની સ્થાપના ક્યારે થઈ તેનો હજી ઇતિહાસ મળ્યો નથી અને ક્યારે મળશે તે કહી શકાય તેમ નથી.

ક્ષેત્રફળ—આધુનિક ઇથિઓપિઆનું ક્ષેત્રફળ ૪,૨૪૦૦૦ માઇલ છે. એક સમય એવો પણ હતો કે જ્યારે ઇથિઓપિઆના રાજરાજેશ્વરો સમક્ષ દુનિયાના અન્ય રાષ્ટ્રો ઘુંટણીએ પડતા. તેમની સંસ્કૃતિ અને સભ્યતા વિશ્વમા ગર્વ લેવા જેવી વસ્તુ હતી. ત્યાં લલિત કળાઓ પણ એટલી બધી ઉન્નતિએ પહોંચી હતી કે આજ પણ તે જોઈને આશ્ચર્યોદ્‌ગાર નીકળી જાય છે. આ ઇથિઓપિઆ અને મિસરનો એક સમય એવો પણ હતો કે જ્યારે યુરોપવાસીઓ તદ્દન જંગલી હતા. લંડન, પેરિસનો તો પત્તોએ ન

હતો, જ્યાં આજે ઉંચી ઉંચી અટારીઓવાળાં ભવનો દ્રષ્ટિગોચર થાય છે ત્યાં નર્યાં જંગલી જાનવરોનો વાસ હતો. તેવા સમયે ઇથિઓપિઆ જાહોજલાલી ભોગવતું હતું; પરંતુ આજે સમય ફરી ગયો છે. એકબાજુ મિસર પર અંગ્રેજોનું પ્રભુત્વ છે અને બીજી બાજુએથી તો ઇટલીએ ઇથિઓપિઆને આખેઆખો ગળી જવા માટે બોંબનો વરસાદ વરસાવવા માંડ્યો છે. ઇટલીના મુસોલીનીની આ કૃતિ એકલા ઇથિઓપિઆનેજ નહિ, પણ આધુનિક સભ્યતા, આધુનિક સંસ્કૃતિ, અરે! મનુષ્યત્વનો સંહાર કરશે. ૧૯૧૪ ના યુદ્ધથી જે આદર્શોને લઇને "રાષ્ટ્ર-સંઘ" નો જન્મ થયો છે તે પર મુસોલીનીનું આ કૃત્ય વજ્રપાત સમાન નીવડશે.

ત્યારે રાષ્ટ્ર-સંઘના નિયમોનું ઉલ્લંઘન થવાનું કારણ શું? ઇથિઓપિયનોએ કંઈ અપરાધ કર્યો છે કે તેના પર ઇટલીને ચઢી આવવું પડ્યું?

ઇથિઓપિઅનોનો મોટામાં મોટો અપરાધ એ છે કે તેઓ "કાળા" હોવા છતાં પણ "સ્વતંત્ર" છે, અને પોતાની સ્વતંત્રતાને કોણ જાણે કેટલાંયે હજારો વર્ષથી સુરક્ષિત રાખી રહ્યા છે. ઇટલીને આ બાબત અસહ્ય છે. ઇથિઓપિઆ જેવો સુંદર દેશ, જલ, વાયુ આરોગ્યવર્ધક, ભૂમિ રસાળ, ખનીજ પદાર્થોની વિશાળતા, યુરોપના આટલા નિકટ, દ્રવ્યલોભી માણસો આધિપત્ય જમાવી રહ્યા છે, એ બધું મહત્ત્વાકાંક્ષી મુસોલીનીના આકર્ષણનું મુખ્ય કારણ છે.

વળી યુરોપના અન્ય સામ્રાજ્યવાદી દલો પાસે તો અનેક સુંદર દેશો છે, કે જેનાથી તેઓ સમૃદ્ધશાલી અને શક્તિશાલી થઇ રહ્યા છે અને તેનાથી તેઓને યથેચ્છ ફાલવાફૂલવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. આથી ઇટલી શા માટે એટલી સ્પૃહા ના રાખે કે ઇથિઓપિઆને પોતાના કબજામાં લઈને ફરીથી રોમન સામ્રાજ્ય સ્થાપિત કરવાનો ઉપક્રમ કરે! આવા પ્રકારનું રક્ત ઇટલીઅનોની નસોમાં વહી રહ્યું છે. હજારો વર્ષોથી તેઓ મહત્ત્વાકાંક્ષા રાખે છે કે એકવાર ફરીથી પૃથ્વી પર રોમન સામ્રાજ્યનું સ્થાપન કરવું. આજે ઇટલીનો મુસોલીની એજ કૃત્ય પ્રદર્શિત કરે છે, અને તે કૃત્ય આજે સમગ્ર જગત ઉત્સુકતાથી નિહાળી રહ્યું છે.

સંપૂર્ણ

દીવાળીબાઈ ઝીણાભાઈ રાઠોડ

# કથકલી

ગામડાંમાં રહેતા ગરીબ અને અજ્ઞાન જનસમૂહને નિર્દોષ આનંદ અને જ્ઞાન આપી સંસ્કારી રાખવામાં ગુજરાતમાં માણભટ્ટની કથાઓ અને આખ્યાનો તથા ભાટચારણોની વાર્તાઓએ અગત્યનો ફાળો આપ્યો છે. ઉત્તર હિંદમાં રામલીલાએ તેવુંજ કાર્ય કર્યું છે. છેક દક્ષિણમાં આનું સ્થાન કથકલી નૃત્યે લીધું છે. કેરલ પ્રાંતની કથકલી નૃત્ય કરનારોની મંડળી ત્યાંના કવિવર વાલા થોલની આગેવાની હેઠળ હમણાંજ ગુજરાતમાં આવી ગઈ. કથાઓને નાટક (કલી) તરીકે ભજવવી, પરંતુ કથાના બધા ભાવ નૃત્ય કરનાર મૂક અભિનયથી અંગેઅંગમાં બતાવે એ કથકલી નૃત્યની વિશિષ્ટતા છે. નૃત્ય વખતનાં ભાવપ્રદર્શન સંસ્કારી છતાં હાલના સિનેમાના નટોને મુકાબલે પણ ઘણાં ઉત્તમ પ્રકારનાં જણાય છે. દેશવિદેશમાં હિંદી નૃત્ય માટે કીર્તિ પ્રાપ્ત કરનાર શ્રી ઉદયશંકરે પણ કથકલી નૃત્યમાંથી પ્રેરણા મેળવેલી છે એમ કહેવાય છે.

આ નૃત્યની સાથે સાદાઈ આપણું ધ્યાન ખેંચે છે. બે ઢોલકવાળા નૃત્યને અનુરૂપ તાલ આપે છે. ઢોલની મિઠાસ અજબ હોય છે. વગાડવાની ઢબ પણ આપણા કરતાં જુદા પ્રકારની હોય છે. નટનો પોશાક ઘણી ઓછી કિમ્મતનો પણ પાત્રને છાજતો અને નૃત્યની મોહકતામાં વધારો કરનાર હોય છે. જો આપણી નાટકમંડળીવાળાઓ અને સિનેમાવાળાઓ આ નૃત્યની કળા શીખે અને તેમાંથી પોશાક અને સજાવટનું અનુકરણ કરે તો ઘણાં નકામાં ખર્ચ ઓછાં થાય.

અજન્ટાની ગુફાઓનાં ચિત્રો દરેક અંગના ભાવપ્રદર્શન માટે આખી પૃથ્વીમાં પંકાએલાં છે. તે શૈલીના સજીવ અભિનય કથકલીના નટોમાં જોવામાં આવે છે.

હિંદની બીજી કળાઓની માફક કથકલી નૃત્ય પણ નાશ પામવાની તૈયારીમાં હતું તેને સજીવન કરવાના હાલ પ્રયત્નો થયા છે, અને કવિવર વાલા થોલે કેરલની મંડળીને હિંદમાં પ્રવાસ કરાવી તેમના અનુપમ નૃત્યનો બીજા પ્રાંતોને ખ્યાલ આપી તે નટોને પ્રોત્સાહન આપવા જે પ્રયાસ આદર્યો છે તે અભિનંદનીય છે.

કથકલી નૃત્યના પ્રયોગ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજમાં બતાવવામાં આવ્યા હતા. આ પ્રયોગને લીધે આપણી સંસ્કૃતિનો કાંઈક ખ્યાલ વિદ્યાર્થીઓને આવ્યો હતો અને તે સંસ્કૃતિ જાગ્રત રાખવા કેવી સમાજરચના

અને વ્યવસ્થા આપણા દેશમાં હતી તેની પણ ઝાંખી થઈ હતી. આ પ્રયોગને લીધે આ નૃત્યનાં સંભારણાં ગુજરાતના ખુણે ખુણામાં પહોંચી જશે એમાં જરાએ શક નથી.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ

## સ્કાઉટિંગ અને સમાજ

(૧)

સમાજ એ એક મોટું કુટુંબ છે. કુટુંબનું કામ ક્યારે સરળ ચાલે? બધાં માણસો સંપીને ચાલે ત્યારે એવી ભાવના જાગ્રત થાય કે આ કામ મારૂં બગડે છે, અને એ મારે કરવુંજ જોઈએ, તોજ તે કુટુંબની ઉન્નતિ થાય. તેમ આજનો સમાજ જો સંપીને ચાલે તોજ તેની ઉન્નતિ થશે.

બાળકો એ આવતી કાલના નાગરિક છે. નાગરિક તરીકે તેને ઘણી બાબતનું જ્ઞાન હોવું જોઈએ. માત્ર તેને વાંચી કે લખી જાણતાં આવડતું હોય તેથી તે સમાજમાં પોતાનું કામ બરાબર કરી શકતું નથી. વ્યાવહારિક જ્ઞાનની પણ ઘણી જરૂર છે. માટે શાળામાં માનસિક કેળવણી સાથે આવી કેળવણીની પણ જરૂર છે.

કેટલાક અભણ માણસો પણ લક્ષાધિપતિ થયા છે, કેટલાક મહાત્મા થયા છે, અને કેટલાક મોટા વેપારી છે, કારણકે તેમને સામાજિક વ્યવહારનું જ્ઞાન મળેલું છે. જો અભણ આ રીતે આગળ જાય તો ભણેલાને એવું શિક્ષણ મળે તો તે જરૂર આગળ જઈ શકે.

સ્કાઉટિંગ એ બાળકને અપાતાનું એક બહારનું શિક્ષણ છે. શાળામાં જ એ કંઈ અપાતું નથી. એનાથી બાળક ખડતલ, દુઃખ ખમવાની શક્તિવાળા, વિનયી, આજ્ઞાધીન અને વ્યાવહારિક બને છે. આજે પ્રજાને એવી કેળવણીની જરૂર છે કે જેથી બાળક વિનયી બને. તેજ કેળવણી કહેવાય કે જેનાથી બાળકમાં આજ્ઞાધીનપણું અને જવાબદારીવાળું માનસ આવે. વર્તમાન કેળવણી લીધેલાં બાળકોના માનસ બીનજવાબદાર માલમ પડે છે. જે શિક્ષણ બાળકને સંપૂર્ણ રીતે લાયક બનાવે તેજ ખરૂં શિક્ષણ કે કેળવણી કહેવાય, અને એવી કેળવણી બાળકને મળવી જોઈએ.

બાલવીરવિદ્યા લેવાથી દરેક બાળક થોડે કે ઘણે અંશે વ્યાવહારિક બને છે; માટેજ દરેક બાળકને એ શિક્ષણ ફરજિઆત આપવું જોઈએ.

મારે ગામડાંમાં રહેવાનું છે. તેથી મને લોકોનો ઘણો અનુભવ છે.

રજામાં પણ મેં બે ત્રણ જગ્યાએ સ્કાઉટિંગની શરૂઆત કરાવી હતી તથા એક કેમ્પફાયર કરાવ્યો હતો.

લોકોને સાહેબ જેવાં બહાદુર દેખાતાં પોતાનાં બાળક ગમે છે. તેવું કામ ગમે છે. લાઠી ઝાલીને ચાલતાં લાઠીધર બાળક ભીષ્મ અને અર્જુન જેવાં વીર અને બહાદુર બને એવી તેઓ ઇચ્છા રાખે છે. માત્ર "સ્કાઉટિંગ" જેવા શબ્દથી ભડકે છે, પણ તેનું રહસ્ય, તેની ભાવના ગમે છે. એની પાછળ મોટી તાલીમ છે. સ્કાઉટ પરદેશી શબ્દ છે એથી બીલકુલ ગભરાવું નહિ. ખરૂં કામ ગામડાંમાં છે. ગામડાંમાં શિક્ષકો વજનદાર અને માનીતી વ્યક્તિ છે. શિક્ષકો બરાબર સમજાવે તો આજે જે એક જાતની ખોટી માન્યતા ફેલાઇ છે તે દૂર થાય અને સમાજ ખરી દિશામાં કૂચ કરે.

બાળકને યોગ્ય તાલીમ મળે એટલે બસ છે, પછી તે ઇંગ્લાંડનું હોય કે અમેરિકાનું. આપણે કોઈ સાથે લેવા દેવા નથી.

× × × ×

એક બાળકના વાલીએ સ્કાઉટ શિક્ષકને પૂછેલા પ્રશ્નો અને તેના સ્કાઉટ શિક્ષકે આપેલા જવાબ:—

વાલી. તમે સ્કાઉટિંગથી શું શીખવવા માગો છો. ?

સ્કા. મા. એથી દરેક બાળકમાં વિનય, ચપળતા, ઉત્સાહ, અને આત્મશ્રદ્ધા આવે છે. જાપાનની પ્રગતિનાં મૂળ ત્યાંના લોકના વિનયમાં રહેલાં છે. વિનય એ દસમો નિધિ છે. "વિદ્યા વિનયેન શોભતે"

વાલી. સ્કાઉટ પાટા બાંધે એટલે ડૉકટર થઈ જશે?

સ્કા. મા. તમારી સમજફેર છે. કોઈ દરદીને નસકોરી ફૂટી હોય, ડૉકટર ૪ ગાઉ દૂર શહેરમાં રહેતો હોય તે આવે ત્યાંસુધી કંઈ ઉપાય ન કરે તો તે માણસ તદ્દન અશક્ત થઈ જાય છે; પણ આપણે સાધારણ ઉપાય જાણતા હોઈએ તો ઘણો લાભ થાય છે. "થવા કાળમાં કોઈ ડાહ્યું નથી" ક્યારે અકસ્માત થાય તે કહેવાય નહિ. ડૉકટર આવે ત્યાંસુધીમાં તે ભાગ વધુ ન બગડે તેટલી સારવાર આપણને આવડવી જોઈએ. વખતે વખતે જરૂર પડતી નથી, પણ રણમાંજ ઝાડની કિંમત છે. જ્યારે એકાદ ગામડામાં કંઈ સગવડ ન હોય, ચોમાસું હોય, ચારે બાજુએ પાણી હોય ત્યારે ડૉકટર આવી શકે નહિ. ત્યારે જો આપણને પાટો બાંધતા આવડતો હોય તો તે દરદીનો પ્રાણ આપણે બચાવી શકીએ છીએ. એ એક જાતનું ઘરવૈદું છે.

વાલી. તમે છોકરાઓમાં રાખો તેથી શો લાભ ?

સ્કા. મા. છાવણીમાં દરેક જાતની જવાબદારી બાળકને માથે હોય છે; એટલે તે પોતેજ કર્તવ્યનિષ્ઠ બને છે. તે કોઈની નિંદા કરતો નથી, આખો દિવસ કામમાંજ પસાર કરે છે, અને રાત્રે કેમ્પફાયરમાં આનંદ કરે છે. ઉદ્યોગનાં મૂળ નખાય છે. વાસણ, લુગડાં જાતેજ સાફ કરે છે. પોતાનો તંબુ, તેની આજુબાજુની જગ્યા સાફ રાખે છે, વાસણો ચોકખાં રાખે છે. દરેક સામાન વ્યવસ્થિત સુંદર રીતે મૂકે છે. રાજાના રાજમહેલ કરતાં પણ સ્કાઉટનો મહેલ (તંબુ) વધારે વ્યવસ્થિત અને સ્વચ્છ રહે છે.

ગૃહઉદ્યોગો તથા કસરત શીખે છે. પોતે મન, વચન અને કર્મથી પવિત્ર રહે છે. તેનું દષ્ટિબિંદુ સંકુચિત નહિ પણ ઉદાર બને છે. વ્યક્તિના સુખમાં નહિ પણ સમષ્ટિના સુખમાં આનંદ માને છે.

વાલી. દરેક બાળકને કેમ્પફાયર કેમ ગમે છે ?

સ્કા. મા. બાળક માત્રને આનંદ ગમે છે. કેમ્પફાયરમાં નિર્દોષ આનંદ મળે છે. જાતે સંવાદો, વાર્તાઓ, રમતો કરે છે જેથી તેની આત્મશ્રદ્ધા વધે છે. નમાલાપણું દૂર થઈ ખરેખરો વીર બને છે. સામાન્ય અતડાપણું દૂર થવાથી સામાજિકપણું આવે છે. નિડર અને નિસ્વાર્થી બને છે. સંગીત ઉપર શોખ ઉત્પન્ન થાય છે, અને તે શીખવા પ્રયત્ન કરે છે. નીચે જમીન અને ઉપર આભ-એની સમાનતાનો વિચાર કરે છે. કુદરતનું સૌંદર્ય જુએ છે. રાત્રે ચંદ્ર પ્રકાશે છે. એવી મધુર કલ્પના તે તેની છાવણીમાંથી કરે છે. છાવણીઓ ડુંગર ઉપર કે જંગલમાં અથવા એકાંતમાં હોય છે. દરેક વિદ્યાર્થીએ બહાર જરૂર રહેવું જોઈએ.

સૌથી વહાલો દેવ અગ્નિ સ્કાઉટનો પૂજ્ય ગુરુ છે. તેની સાક્ષીમાં તે બધાં કામ કરે છે. એ રીતે તે સૂર્યને પણ પ્રણામ કરે છે.

કેમ્પફાયરની જગ્યા ઉપર તે સુંદર સાથીઆ પુરે છે. તેથી તેની કલ્પના ખૂબ ખીલે છે. સાથીઆથી કેમ્પભૂમિ એક કળાકારની ઉત્તમ કૃતિ જેવી શોભે છે. આવાં કામોથી તેનું નૈસર્ગિક વલણ ખૂબ ખીલે છે. સર્જનશક્તિ ખીલે છે. એવા અનેક લાભો કેમ્પફાયરમાં થાય છે.

વાલી. એ બધી વાત ખરી પણ સ્કાઉટનો પોશાક કેમ ખાખી રાખો છો ?

સ્કા. મા. સ્કાઉટોનો પોશાક એકજ જાતનો હોવો જોઈએ, કેમકે તેથી સૌમાં ભ્રાતૃભાવ અને સમાનતા આવે છે. વ્યવસ્થા અને સભ્યતા સચવાય છે, અને દરેકને આખી મંડળી માટે સુઅભિમાન પેદા થાય છે, સમભાવના ખીલે છે. ખાદીનો પોશાક હોય તોપણ ચાલે, માત્ર એક રંગનો

| | | |
|---|---|---|
| ૪૩૫ | ડાહ્યાભાઈ અંબાલાલ પટેલ | ૨૩૬ |
| ૪૩૫ | નારણભાઈ બેહેચરભાઈ પટેલ | ૨૩૬ |
| ૪૩૫ | મોમાભાઈ સાભળભાઈ પટેલ | ૨૩૬ |
| ૪૪૧ | સૈયદ મોહસીનુદીન નુરૂદીન કાદરી | ૨૩૫ |
| ૪૪૧ | ઓચ્છવલાલ ફુલચંદ ખંભોળજા | ૨૩૫ |
| ૪૪૧ | બેચરભાઈ મહીજીભાઈ પટેલ | ૨૩૫ |
| ૪૪૧ | ચતુરભાઈ પુનભાઈ પટેલ | ૨૩૫ |
| ૪૪૧ | હરમાનભાઈ ગીરધભાઈ પટેલ | ૨૩૫ |
| ૪૪૧ | જશભાઈ શીવાભાઈ પટેલ | ૨૩૫ |
| ૪૪૧ | નારણભાઈ લલ્લુભાઈ પટેલ | ૨૩૫ |
| ૪૪૧ | પુરષોત્તમ મોમાભાઈ બીન ભીખાભાઈ પટેલ | ૨૩૫ |
| ૪૪૧ | કાન્તિલાલ કેશવલાલ શાહ | ૨૩૫ |
| ૪૪૧ | મંગળભાઈ જીવાભાઈ વાળંદ | ૨૩૫ |
| ૪૫૧ | ભીખાભાઈ માણેકલાલ ભટ્ટ | ૨૩૪ |
| ૪૫૧ | હરમાનભાઈ શંકરભાઈ ચાવડા | ૨૩૪ |
| ૪૫૧ | જયંતિલાલ ગોવિંદલાલ પંડ્યા | ૨૩૪ |
| ૪૫૧ | વિષ્ણુપ્રસાદ જગનાથ પંડ્યા | ૨૩૪ |
| ૪૫૧ | મોહનલાલ જેશંકર પારોટ | ૨૩૪ |
| ૪૫૧ | ભીખાભાઈ ઘેરીભાઈ પટેલ | ૨૩૪ |
| ૪૫૧ | મણિલાલ તગજીભાઈ પટેલ | ૨૩૪ |
| ૪૫૧ | મોહનભાઈ વેહેરીભાઈ પટેલ | ૨૩૪ |
| ૪૫૧ | મગન સુરભાણ રબારી | ૨૩૪ |
| ૪૫૧ | પુરષોત્તમ પીતામ્બર ઠક્કર | ૨૩૪ |
| ૪૫૧ | બાદરેવરામ મહાસુખરામ ઉપાધ્યાય | ૨૩૪ |
| ૪૫૧ | કેશવલાલ જેઠારામ ઉપાધ્યાય | ૨૩૪ |
| ૪૬૩ | રામભાઈ જેઠાભાઈ દેસાઈ | ૨૩૩ |
| ૪૬૩ | શાંતિલાલ પ્રાણવલ્લભદાસ પરીખ | ૨૩૩ |
| ૪૬૩ | સારાભાઈ સોમાભાઈ પટેલ | ૨૩૩ |
| ૪૬૩ | શંકરભાઈ ભાથીભાઈ પટેલ | ૨૩૩ |
| ૪૬૭ | ચીમનલાલ શંકરલાલ ગાભા | ૨૩૨ |
| ૪૬૭ | રમણલાલ માણેકલાલ જોશી | ૨૩૨ |
| ૪૬૭ | ઈશ્વરભાઈ ભાઈલાલભાઈ બીન જેરાભાઈ પટેલ | ૨૩૨ |
| ૪૬૭ | અમીરખાન જીવેખાન પઠાણ | ૨૩૨ |
| ૪૭૧ | સામંતભાઈ ઝવેરભાઈ અજમેર | ૨૩૧ |
| ૪૭૧ | નાનુમીઆં ડોસુમીઆં મલેક | ૨૩૧ |
| ૪૭૧ | પુરષોત્તમ શીવાભાઈ પટેલ | ૨૩૧ |
| ૪૭૪ | શાંતિલાલ માણેકલાલ દવે | ૨૩૦ |
| ૪૭૪ | ખોડાભાઈ રામભાઈ પરમાર | ૨૩૦ |
| ૪૭૪ | અંબાલાલ શીવાભાઈ પટેલ | ૨૩૦ |
| ૪૭૪ | મંગળભાઈ પ્રભુદાસ પટેલ | ૨૩૦ |
| ૪૭૪ | મણિભાઈ કાશીભાઈ પટેલ | ૨૩૦ |
| ૪૭૪ | મણિલાલ મનોરભાઈ પટેલ | ૨૩૦ |
| ૪૭૪ | નારણભાઈ શંકરભાઈ પટેલ | ૨૩૦ |
| ૪૭૪ | સોમાભાઈ જોઢાભાઈ પટેલ | ૨૩૦ |
| ૪૭૪ | શાંતિલાલ મણિલાલ શાહ | ૨૩૦ |
| ૪૮૩ | શીવપ્રસાદ ઉમીઆશંકર જોશી | ૨૨૯ |
| ૪૮૩ | ઠાકોરલાલ હરસુખરામ મેહતા | ૨૨૯ |
| ૪૮૩ | અંબાલાલ શનાભાઈ બીન નારણભાઈ પટેલ | ૨૨૯ |
| ૪૮૩ | ઈશ્વરભાઈ નારણભાઈ પટેલ | ૨૨૯ |
| ૪૮૩ | હસમુખલાલ ચીમનલાલ શાહ | ૨૨૯ |
| ૪૮૮ | ભુપતભાઈ લલ્લુભાઈ બારૈયા | ૨૨૮ |
| ૪૮૮ | પુંજાજી સોમાજી બારૈયા | ૨૨૮ |
| ૪૮૮ | ઈંદ્રવદન ચીમનલાલ દવે | ૨૨૮ |
| ૪૮૮ | અંબાલાલ મોતીલાલ બીન મનોરભાઈ પટેલ | ૨૨૮ |
| ૪૮૮ | છોટાભાઈ શીવાભાઈ બીન રણછોડભાઈ પટેલ | ૨૨૮ |
| ૪૮૮ | જેઠાભાઈ જીવાભાઈ પટેલ | ૨૨૮ |
| ૪૮૮ | પુરષોત્તમ ખુશાલભાઈ પટેલ | ૨૨૮ |
| ૪૮૮ | પુરષોત્તમ મંગળભાઈ પટેલ | ૨૨૮ |
| ૪૮૮ | પ્રભુભાઈ કેશવભાઈ પટેલ | ૨૨૮ |
| ૪૮૮ | રતિલાલ મણિલાલ પટેલ | ૨૨૮ |
| ૪૯૮ | ચુનીભાઈ પુનમભાઈ પટેલ | ૨૨૭ |
| ૪૯૮ | જેઠાભાઈ બેહેચરભાઈ પટેલ | ૨૨૭ |
| ૪૯૮ | દેવસંગ અમથાભાઈ રાજ | ૨૨૭ |
| ૪૯૮ | નાગજીભાઈ કાળાભાઈ શીરોયા | ૨૨૭ |
| ૪૯૮ | ડાહ્યાભાઈ ભીખાભાઈ વાળંદ | ૨૨૭ |
| ૫૦૩ | ગીરજાશંકર ચુનીલાલ જોશી | ૨૨૬ |
| ૫૦૩ | ગોરધનભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૨૨૬ |

| | | |
|---|---|---|
| ૫૦૩ | મુળજીભાઇ બેહેચરભાઈ બીન વલ્લવભાઈ પટેલ | ૨૨૬ |
| ૫૦૩ | અબ્દુલ ફકીરભાઇ વહોરા | ૨૨૬ |
| ૫૦૩ | ડાહ્યાભાઇ સોમનાથ વ્યાસ | ૨૨૬ |
| ૫૦૮ | અંબાલાલ છગનલાલ બારોટ | ૨૨૫ |
| ૫૦૮ | માધવસિંહ રામસિંહ બ્રહ્મભટ્ટ | ૨૨૫ |
| ૫૦૮ | ગોવિંદભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૨૫ |
| ૫૦૮ | બંસીલાલ નારણદાસ શાહ | ૨૨૫ |
| ૫૧૨ | ચંદ્રસિંહ રણછોડભાઈ વાઘોડીઆ | ૨૨૪ |
| ૫૧૩ | વિલિયમ ગોરાર ખ્રિસ્તી | ૨૨૩ |
| ૫૧૩ | નાનસિંહ અજબસિંહ ચોહાણ | ૨૨૩ |
| ૫૧૩ | ઇશ્વરભાઈ મંગળભાઈ પટેલ | ૨૨૩ |
| ૫૧૩ | મગનભાઈ સામળભાઈ પટેલ | ૨૨૩ |
| ૫૧૩ | ધુળાભાઈ પ્રતાપસિંહ ઠાકોર | ૨૨૩ |
| ૫૧૮ | ફકીરભાઈ ચુનીલાલ રાણા | ૨૨૨ |
| ૫૧૮ | શીવાજી પાનાજી સોલંકી | ૨૨૨ |
| ૫૨૦ | ડાભાઈ મોતીજી પરમાર | ૨૨૧ |
| ૫૨૧ | જીવણલાલ ત્રિભોવનદાસ બ્રહ્મભટ્ટ | ૨૨૦ |
| ૫૨૧ | જેઠાભાઈ મુનદાસભાઈ પટેલ | ૨૨૦ |
| ૫૨૩ | ચીમનલાલ કૃષ્ણલાલ શાહ | ૨૧૯ |
| ૫૨૩ | અબ્દુલભાઈ અહમદભાઇ વહોરા | ૨૧૯ |
| ૫૨૫ | શંકરભાઈ શનાભાઈ ભાટ | ૨૧૮ |
| ૫૨૫ | જતુભાઈ જેશંકર મેહતા | ૨૧૮ |
| ૫૨૫ | મોહનભાઇ ઉકાભાઇ વાઘેલા | ૨૧૮ |
| ૫૨૮ | ચીમનલાલ શનાભાઈ ગોર | ૨૧૭ |
| ૫૨૮ | અંબાલાલ શંકરભાઈ બીન બેચરભાઈ પટેલ | ૨૧૭ |
| ૫૨૮ | કેશવલાલ લલ્લુભાઇ શાહ | ૨૧૭ |
| ૫૩૧ | ગિરજાશંકર સોમેશ્વર મેહતા | ૨૧૬ |
| ૫૩૧ | દલાભાઈ રણછોડભાઇ પાટ- ણવાડીઆ | ૨૧૬ |
| ૫૩૧ | હીરાલાલ હરિપ્રસાદ ઠાકર | ૨૧૬ |
| ૫૩૪ | ગમાનસિંહ મોતીસિંહ રાઠોડ | ૨૧૫ |
| ૫૩૫ | ડાહ્યાભાઇ ભાઇલાલભાઇ પટેલ | ૨૧૪ |
| ૫૩૫ | શાંતિલાલ મંગળદાસ શાહ | ૨૧૪ |
| ૫૩૭ | ડાહ્યાભાઇ બેચરભાઇ બીન પીતાંબરભાઇ પટેલ | ૨૧૩ |
| ૫૩૭ | મગનભાઇ મોતીભાઇ પટેલ | ૨૧૩ |
| ૫૩૯ | ગીરધરભાઇ ગોપાળભાઇ પટેલ | ૨૧૨ |
| ૫૪૦ | ડાહ્યાભાઇ જીવાભાઈ પટેલ | ૨૧૧ |
| ૫૪૦ | શાંતિભાઇ શંકરભાઇ પટેલ | ૨૧૧ |
| ૫૪૨ | કનૈયાલાલ ચુનીલાલ શાહ | ૨૧૦ |
| ૫૪૩ | જોન દાઉદભાઇ ક્રિશ્ચિઅન | ૨૦૯ |
| ૫૪૩ | ઠાકોરલાલ પ્રાણશંકર દવે | ૨૦૯ |

## ખેતીવાડી બાયસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | બાબરભાઇ રઘનાથભાઇ વાઘરી | ૩૯૩ |
| ૨ | સોમાભાઇ ઝીણાભાઇ વાઘરી | ૩૬૫ |
| ૩ | શકરાભાઇ રઘનાથભાઇ વાઘરી | ૩૧૦ |
| ૪ | ડાહ્યાભાઇ મંગળભાઇ વાઘરી | ૩૦૨ |
| ૫ | ગલીજીભાઇ રણછોડભાઇ કુંભાર | ૨૯૭ |
| ૬ | ડાહ્યાભાઇ પુંજાભાઇ પટેલ | ૨૬૪ |
| ૭ | મોહનભાઇ મંગળભાઇ પટેલ | ૨૬૩ |
| ૮ | હીરાભાઇ છનાભાઇ વાઘરી | ૨૬૦ |
| ૯ | સોમાભાઈ ભાઇજીભાઇ પટેલ | ૨૨૫ |

## ઉર્દુ–ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | અબ્દુલકરીમ મહમદઅમીન શેખ | ૩૨૪ |
| ૨ | અબ્દુલઅઝીઝ અબદુલરહીમ શેખ | ૨૭૭ |
| ૩ | શેખહુસેન અબ્દુલહુસેન શેખ | ૨૬૬ |
| ૪ | ઇબ્રાહીમ સુલતાનભાઇ શેખ | ૨૫૭ |
| ૫ | કાસમભાઇ દીનમહમદ મનસુરી | ૨૪૫ |
| ૬ | ગુલામરસુલ હાજીઅહમદ શેખ | ૨૪૮ |
| ૭ | નુરમહમદ લાલમીઆં શેખ | ૨૩૧ |

## ગુજરાતી–ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | હાસમમીઆં નથુમીઆં મલેક | ૩૪૧ |
| ૨ | મીરસાહેબ અમીનભાઇ મલેક | ૩૦૪ |
| ૩ | મહમદખાન કેસરખાન પઠાણ | ૨૮૦ |
| ૪ | અબ્દુલરહીમ ગુલામનબી વોહરા | ૨૭૭ |

(અપૂર્ણ)

(અંગ્રેજીમાં સહી) બી. જે. છ. શાસ્ત્રી
એક્ટ. ઇન્સ. ઉ. ભા.

## ઇનામપત્રક

### અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| પરદોલ | ઉવારસદના પટેલ છોટાભાઇ નારણભાઇએ | ૨૦—૦—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા રકાબી વહેંચ્યા તથા આખી સ્કૂલમાં પતાસાં વહેંચ્યાં |
| તગડી | સ્કૂલ કમિટીના મેમ્બરો તથા અન્ય સદ્‌ગૃહસ્થોએ મળી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો તથા બાળાઓને કપડાંના કકડા વહેંચ્યા |
| કેરમાનાબાદ | દરજી પરસોતમ અમથાભાઇએ | ૧૦—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા |
| બાંગલી-આળા | દરબાર શીવાભાઇ કાળુસિંહ વાઘેલાએ પોતાના ભાઇ ચીનુભાઈ કાળુસિંહ વાઘેલાના પુણ્યાર્થે | ૨૫—૦—૦ | " " |
| નાણીઆણા | ગામતરફથી સોની મોહનલાલ પ.નારદે | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી |
| ધંદરવા | ગામલોકો તરફથી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા |
| | સોની છગણ ત્રિભોવને | ૧૫—૦—૦ | " " |
| | મુખી નરસિંહ વસરામે, | ૧૫—૦—૦ | " " |
| | પટેલ ગોવિંદ રામજીએ | ૧૫—૦—૦ | " " |

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

- ૫૦ જયાના પત્રો
- ૫૦ ચોર્યાશીનું ચક્કર
- ૫૫ બલિદાન
- ૫૦ મા
- ૫૦ કાકી
- ૫૦ અર્ધાંગના
- ૫૦ દરેક સ્ત્રી વાંચે
- ૫૦ ભવાટવી
- ૬૪ વાતનું વતેસર
- ૬૪ સામાજિક વાતો
- ૬૪ સ્ટવનું શાસ્ત્ર
- ૬૪ કોઈ
- ૬૪ સુખી ઘર
- ૬૪ રઝીઆ બેગમ
- ૬૪ સ્ત્રીશક્તિની રમુજી વાતો
- ૬૪ ભલી ભાભી
- ૬૪ માંદગી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર થએલાં છે.

સ્ત્રી શક્તિ સુરત.

પુસ્તક ૭૫ ] [ અંક ૫-૬ મ્યુનિ૦ નામરદાસ [illegible] Registered
મે-જુન ગુ૦ સ્કુલ, પોષ્ટ કાલબાદેવી-મુંબઈ No. B. 43.
સને ૧૯૩૬

# ગુજરાત શાળાપત્ર



તંત્રી,
એચ. ટી. ઘોઘારી, બી.એ., એસ. ટી. સી. ડી.

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ નિકમલાલ ઘોચારી બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે. ત્રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સલાપોસ રોડ—અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫ ] મે-જુન ૧૯૩૬ [ અંક ૫-૬.


પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## સગાંવહાલાંનું જીવનચરિત્ર

આ મથાળા નીચે થોડા મહીના અગાઉ શિક્ષકોની મારફતે બાળકો પાસેથી પોતાના શબ્દોમાં હકીકત માગવામાં આવી હતી; છતાં દિલગીરી સાથે જણાવવું પડે છે કે ગણ્યાગાંઠ્યા શિક્ષકોએજ એ બાબતમાં તસ્દી લીધેલી જણાય છે. સ્ત્રીશિક્ષકોનો અસહકાર તો જેવોને તેવો આજુજ છે. બાળકોએ તેમાં અભિપ્રાય ફક્ત ચોથીઆ કાગળ ઉપરજ જણાવવાનો હતો, કારણકે હકીકત ટુંકમાંજ આપવાની હતી અને શિક્ષકોએ તેમાંથી થોડાક તેમને યોગ્ય લાગે તેવા અમને મોકલી આપવાના હતા, છતાં સારો પ્રત્યુત્તર નહિ મળ્યો, તે આપણને આપણી ફરજ પ્રત્યે કેટલી કાળજી છે તે સ્પષ્ટ રીતે જણાવે છે. કેટલાક શિક્ષકો વખતે એ બાબતમાં શું કરવું તે સમજ્યા ન પણ હોય તે આશયથી આ નીચે પી. આર. ટ્રેનિંગ કોલેજને અંગેની પ્રેક્ટિસિંગ સ્કૂલના વિદ્યાર્થીઓના થોડાક અભિપ્રાયો આપવામાં આવે છે. રચનાત્મક વૃત્તિની ખાસ જરૂર છે. દેખાદેખી કરવી એમાં પ્રજાની ઉન્નતિ નથી. બીજાની આશા રાખીને બેસી રહેવાથી

કામ પાર પડતું નથી. દરેક જણ સ્વતંત્ર વિચાર કરીને કામ કરવાની શરૂઆત કરે તોજ તે પાર પડે. એ પ્રમાણે થોડાક નમુના શાળાપત્રમાં આવે અને પછી મોકલી આપીશું એવી આશામાં બેસી રહેવાથી રચનાત્મક વૃત્તિનો નાશ થાય છે, અને નકલની ટેવ પડી જાય છે. નકલની અમુક અંશે અમુક વખત સુધી જરૂર પડશે પરંતુ હમેશ નહિ. આશા છે કે શિક્ષકો દરેક યોજનામાં રસપૂર્વક ભાગ લેશે અને સક્રિય ફાળો આપશે.



મારા ઘરનાં બધાં માણસોમાં, મને મારા મોટાભાઈ ખૂબ ગમે. સ્વભાવે કડક ખરા, પણ મારા પ્રત્યે કડક નહિ. અમે અઠવાડીએ એક દિવસ તળાવમાં નાહવા જઈએ, ત્યારે કેટલીક વખત તો અમારી સાથે આવે, અને અમને તરતાં શિખવાડે. ખૂબ ખૂબ મઝા પડે. કેટલીક વખત તો મને કહે કે સાયકલ બરાબર આવડવી જોઈએ. મેં કહ્યું, પણ સાયકલજ ક્યાં છે? બીજે દિવસે તેમણે મને એક સાયકલ મંગાવી આપી. હું સાયકલ શીખી ગયો. છુટા હાથ મૂકીને પણ ચલાવતો, અને ગામમાં પણ ફેરવતો. એક દિવસ હું બેઠો બેઠો વાંચતો હતો. "કરણઘેલો" ની ચોપડીમાં, કરણઘેલાના પ્રધાનના ભાઈની શૂરવીરતા સુધી આવ્યો હતો, એટલામાં મારા મોટાભાઈ આવ્યા અને કહ્યું કે કાલે તારે સાયકલની શરતમાં ઉતરવાનું છે. મેં હા પાડી. હું ખૂબ ખૂશ થયો, કારણકે મને "જશ" લેવાનો ખૂબ શોખ હતો.

ઇનામી શરતમાં હું ત્રીજે નંબરે આવ્યો. મને દસ રૂપીઆ ઇનામ મળ્યું. તે રૂપીઆનું શું કરીશ? એમ મોટાભાઈએ પૂછ્યું. મેં કહ્યું; "નવચેતન" માસિક મંગાવીશ. એમણે કહ્યું કે "કુમાર" સારૂં આવે છે. મેં કુમાર મંગાવ્યું. મને તે વાંચવામાં ખૂબ ખૂબ મઝા પડતી. પરીક્ષાનો એક મહીનો બાકી હતો, અને મારા મોટાભાઈ વડોદરા ગયા. પાછા આવ્યા ત્યારે સાથે એક ચોપડી લેતા આવેલા તેનું નામ "અમૃતમંથન" એવું હતું. સિનેમા જોવા ગએલા ત્યાંથીજ લાવેલા. મેં એ ચોપડી વાંચી અને મને પણ "અમૃતમંથન" જોવાનું મન થયું. મેં મોટાભાઈને કહ્યું, વડોદરા જાઉં? અમૃતમંથન જોવા. તેમણે હા પાડી. હું ખૂશ થયો અને વડોદરા ગયો અને અમૃતમંથન જોઈ આવ્યો. આવાં આવાં અનેક કારણોને લીધે મને મારા મોટાભાઈ ખૂબ ગમે. મારાં બા મને લડે એટલે એ ન ગમે. હું વાર્તાની ચોપડી વાચતો હોઉં તો તે મને લઢે અને લેસન વાંચવા કહે એ મને ન ગમે. હું સમજતું કે સવારે લેસન વાંચું

છું અને બપોરે વાર્તા વાંચું તેમાં તમારે શું? પરીક્ષામાં હું ઉપલે નંબરે પાસ થાઉં તોયે તે વાર્તાની ચોપડી વાંચવાની ના પાડે. વ્યાયામશાળામાં જતો હોઉં તો હાથ-પગ ભાંગશે 'એમ કહે! વ્યાયામશાળામાં મારા મિત્રો મશ્કરી કરે, કે જો જો ભાઈ હાથપગ ભાંગશે, એટલે મારી બા મને ખૂબ ન ગમે. પણ બીજી રીતે ખૂબ સારાં. વ્યાયામશાળામાંથી આવું કે તરત મને લાંબો ટમલર દૂધ ભરી આપે. ખાસ કરીને મારાં બા કરતાં મને મારા મોટાભાઈ વધારે ગમે. મને મારા કાકા તો બીલકુલ ન ગમે. કેટલીક વખત મને મારે અને મારા મિત્રો મારી મશ્કરી કરે. બધાંયથી મને વહાલા મારા મોટાભાઈ. એક વખત મેં મારા મોટા ભાઈની કવિતા બનાવી બતાવી ત્યારે તેમણે કહ્યું કે આનાથીએ, જ્યારે સારી કવિતા તું કરીશ ત્યારે આપણે તેને "કુમાર" માં મોકલાવીશું. મારી બાને મેં વાંચી સંભળાવી. ત્યારે કહે, કે તારે એજ ધંધો છે! ડાહ્યા ખૂબ ન બનીએ,' એમ કહે. કાકાને વંચાવી તો કહે કે બહુ ડાહ્યો! અને પછી હસે. મને ખોટું લાગે અને હું જતો રહું. આવાં આવાં અનેક કારણોને લીધે મને મારા કાકા અને બા ન ગમે. મને ગમે મારા મોટાભાઈ. હું મોટો થઈશ ત્યારે મોટાભાઈ, મને જે કહેશે તે કરીશ અને એમની સેવા કરીશ અને પ્રભુને પ્રાર્થના કર્યાં કરીશ કે મારાભાઈ "સો" વર્ષ જીવો અને મને મારા કામમાં મદદ કરતા રહો.

પ્રેક્ટિસિંગ સ્કૂલ, ધોરણ ૭ મું

મારી બા મને સવારે વહેલો ઉઠાડે છે. વખતસર જમાડી નિશાળે મોકલે છે. નિશાળમાં ફી ભરે છે. રજાના દિવસે મારાં લુગડાં ધોઈ આપે છે. મને તાવ આવે છે ત્યારે તે મારી દવા લાવે છે. આમ મારું પાલનપોષણ કરવામાં બહુ કાળજી રાખે છે. પણ મારા બાપા ઘેર ન રહેતાં નાસતા ફરે છે, એથી મારી બા ઉપર મને વધારે હેત આવે છે.

પ્રે. સ્કૂ. ધોરણ ૫ મું

મને મારા બાપા પર ઘણું હેત છે; કારણ કે તે મને સારી સારી શિખામણો આપે છે, અને તે મારું પાલણપોષણ કરી મને સંભાળે છે. મને કોઈ કોઈ વાર ફરવા પણ લઈ જાય છે. વળી મારી વરસ ગાંઠે સારું સારું જમવાનું કરે છે. વળી મને સારા લુગડાં પહેરવાને આપે છે. હું નિશાળે આવું છું, ત્યારે મારી ચિંતા કરે છે. મારા બાપા કોઈ કોઈ વાર બજારે જાય છે, ત્યારે મારે વાસ્તે સારાં સારાં ફળ લેતા આવે છે, તેથી હું પણ તેમનો ઘણો ઉપકાર માનું છું.- પ્રેક્ટિસિંગ સ્કૂલ, ધોરણ ૪ થું

# શિક્ષકોને

(ઝુલણા)

આજ પ્રગતિતણા નવીન આ યુગમાં ત્યાજ્ય છે સ્થિરતા શિક્ષકોની,
ઉડી ગઈ છે હવે ઊંઘ દુનિયાતણી જગતભરનાં સહુ માનવીની;
આ સમે બંધુઓ સર્વ સુસજ્જ થઈ ગોદ નિદ્રાતણી છોડી દેજો,
દેશનું ભાવિ છે હાથમાં આપણા શિક્ષકો સૌ હવે ચેતી લેજો. ૧

યુગ છે આચમ્યો સોટી ને બ્હીકનો ભય અને લાલચો સર્વ ત્યાગો,
ભાવથી કેળવો સાથમાં ભેળવો બાળકો દેખી ના દૂર ભાગો;
મનન ઊંડું કરી બાળમાનસ તણું જુની દૃષ્ટિ સદા છોડી દેજો,
દેશનું ભાવિ છે હાથમાં આપણા શિક્ષકો સૌ હવે ચેતી લેજો. ૨

વિનય સાલાઈ ને સભ્યતા શીખવો દાખવો પ્રેમ સહાનુભૂતિ,
નિડર ને નમ્ર આદર્શ શહેરી બની દુઃખમાં ધરી શકે અજબ ધૃતિ;
અવર સંસ્કારને શક્તિઓ આપીને શિષ્યને જીવનમાં છોડી દેજો,
દેશનું ભાવિ છે હાથમાં આપણા શિક્ષકો સૌ હવે ચેતી લેજો. ૩

બાળને ઓળખી શક્તિઓ પારખી શિષ્યના હૃદયની પાસ આવો,
સ્વતઃ વિકાસનો માર્ગ દેખાડજો કેળવ્યાનો મૂકી દૂર દાવો;
પંથમાં આવતા કંટકો કાંકરા ઝાંખરા સર્વને દૂર કરજો,
દેશનું ભાવિ છે હાથમાં આપણા શિક્ષકો સૌ હવે ચેતી લેજો. ૪

સાધી સહકાર માબાપ સાથે અને બાળકોના મનોભાવ જાણી,
ગૃહ-શાળાતણા ભેદને કાઢવો શિષ્યના હૃદયમાં સ્નેહ આણી;
નિજ આદર્શને પહોંચવા સૌ ખરે સહન કરવું પડે તે સહેજો,
દેશનું ભાવિ છે હાથમાં આપણા શિક્ષકો સૌ હવે ચેતી લેજો. ૫

નીરસ રીતિ વડે અઘટતું આપીને સકળ શિશુતણાં ખુન કરતા;
પ્રાણહીન બાળ કરી જ્ઞાન ગોખાવીને સરસ પરિણામ લઈ એષ્ટ કરતા;
છે જમાનો ગયો એ હવે માનીને નૂતન વિચાર અપનાવી લેજો,
દેશનું ભાવિ છે હાથમાં આપણા શિક્ષકો સૌ હવે ચેતી લેજો. ૬

મોન્ટેસોરી બાલમંદિર
વઢિયા
કાઠિઆવાડ

મોહનલાલ ધનેશ્વર દવે
(મેંડલીસ્ટ, સિનીયર ટ્રેઇન્ડ ટીચર)
અધ્યાપક

# સ્ત્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓનો નવો અભ્યાસક્રમ

## પહેલું વર્ષ—જુનિઅર

### ૧. શિક્ષણશાસ્ત્ર.—

(अ) શિક્ષણશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો અને બાળમાનસના વિકાસ અને વૃદ્ધિનો ક્રમ અને તેના નયમો.

વિષયો:—બાળમાનસનો અભ્યાસ, બાળકોનાં ખાસ લક્ષણ, બાળમાનસના વિકાસનાં પગથીઆં, જિજ્ઞાસા, રચનાકાર્ય, રમત, માલીકીની ભાવના, શાળાની પ્રવૃત્તિના કેન્દ્રરૂપે બાળક, શિસ્ત, પાઠ માટેની તૈયારી, પાઠની નોંધો, પ્રશ્નો અને ઉત્તરે, કા. પા. ઉપરનું કામ, વિવરણ અને સ્પષ્ટીકરણ, ઉપયોગી શિક્ષણની યોજનાઓ, વાર્તા કહેવી, પ્રાથમિક શિક્ષણનો ઉદ્દેશ.

(ब) પ્રાથમિક શાળાના ત્રણ વર્ગો—એટલે કે બાળવર્ગ, ધો. ૧ અને ૨, ને શીખવવાની પદ્ધતિઓ અને વ્યવસ્થા.

(क) બાલોદ્યાનપદ્ધતિ, મોંટેસોરીપદ્ધતિ, યોજનાપદ્ધતિ (હેતુપદ્ધતિ) ખેલપદ્ધતિ.

### ૨. ભાષા.—

પેપર પહેલો:—

(अ) પસંદ કરેલું પદ્ય. શિષ્ટ ગદ્યનાં ૧૨૦ પાનાં.

(ब) (૧) છોકરાઓની શાળાના ૭ મા ધોરણ પ્રમાણે કવિતાની ૨૫૦ લીટીઓ.

(૨) ૧૫૦ લીટીઓનો મુખપાઠ, ઉપરાંત બાળકાવ્યોની ૬૦ લીટીઓ.

(क) વ્યાકરણ.—(૧) ઘણા સાદા શબ્દોની વ્યુત્પત્તિ;

(૨) સમાસનાં સહેલા દાખલા;

(૩) સઘળા પ્રકારનાં વાક્યોનું પૃથક્કરણ;

(૪) પિંગળનાં મૂળતત્ત્વો

(ड) (૧) ભાવપૂર્વક, સરળ અને ભૂલ વગરનું વાચન;

(૨) મુખપાઠ;

(૩) હસ્તલેખોનું વાચન.

પેપર બીજો:—
(અ) એક નિબંધ
(બ) પત્રલેખન
(ક) વર્ગમાં ન થયું હોય તેવા કાવ્યનું સ્વભાષામાં વિવરણ.
(ડ) ઉપલા વિષયોમાં જોડણી, વિરામચિહ્નો અને હસ્તાક્ષર પર લક્ષ આપવું.

ફારસી.—ફારસી-કી-પહલી કિતાબ (રોયલસિરિઝ) પહેલાં ૪૦ પાનાં

## ૩. ગણિત:—

૧. અંકગણિત:—
(અ) (૧) પહેલેથી ત્રીજા ધોરણ સુધીનો ગણિતનો વિગતવાર ઊંડો અભ્યાસ અને તેને લગતું મુખગણિત.
(૨) ઉપરના અભ્યાસની બાબતો શીખવવાની રીતો (પદ્ધતિ).
(બ) (૧) સરાસરી અને શતમાનના (ટકા) સહેલા દાખલા.
(૨) સેવિંગ્સ બેંકના વ્યાજની ગણતરી.
(૩) લંબચોરસ વસ્તુઓનું ક્ષેત્રફળ—છો કરવી અથવા પથરા ચોડવા, રંગ કરવો, ધોળવું, રસ્તાનું ક્ષેત્રફળ કાઢવું વગેરે.
૨. ઘરનું નામું—પ્રાથમિક (શરૂઆતનો) હિસાબ રાખવો (ફક્ત સામાન્ય ખ્યાલ) ઘરને લગતા કામકાજનો (ખર્ચખુટણનો) સાદો હિસાબ રાખવો, ફક્ત રોકડ રકમોની નોંધ કરવી.
૩ ભૂમિતિ—
(અ) (૧) લંબાઈ માપવી;
(૨) ખુણા માપવા.
(બ) (૧) સ્થિર બિંદુની આસપાસ દિશા માપવી.
(૩) દિશા અને અંતર વડે સ્થાન નક્કી કરવું.
(૩) સાદા સ્કેલ દોરવા —સ્કેલ માપથી પ્લાન દોરવા.
(ક) ૧) બિંદુ આગળના ખુણા } માત્ર પ્રયોગની
(૨) ત્રિકોણના ધર્મો } મદદથી

## ૪. હિંદુસ્તાનનો ઇતિહાસ—

૧. મુસલમાનોની શરૂઆતની સ્વારીઓ:—

| | |
|---|---|
| અ. મહમદ કાસીમ, સમય. | અ. કાસીમની સવારી નીચે સિંધ ઉપર અરબોનું આક્રમણ |
| બ. મહમદ ગઝની, સમય, | બ. મહમદ ગઝની |
| ક. મહમદ ઘોરી, સમય. | ક. મહમદ ઘોરીનાં આક્રમણો |
| | ડ. હિંદુ પરાજયનાં કારણો |
| | ઇ. અસર |

**૨. દિલ્હીના સુલતાનો-૧૨૦૦-૧૫૨૬.—**

**નામાંકિત પુરુષો:—**

૧. કુતબુદ્દીન

૨. મહમદ બખતિઆર–બંગાળાનો જીતનાર

૩. અલ્તમશ

૪. મહમદ તઘલખ

૫. ફિરોઝ તઘલખ

૬. કવિ અમીર ખુશરૂ

૭. રામાનંદ–ભક્તિસંપ્રદાયનો સ્થાપક

૮. કબીર, નાનક–હિંદુ-મુસલમાન ધર્મના ઐક્યભાવનો પ્રયત્ન

**૩. સ્થાનિક સ્વતંત્ર રાજ્યો:—**

૧. જુવાનપુરના શરકી રાજાઓ

૨. માલવા-સુલતાન હોશંગ

૩. ગુજરાત: અહમદશાહ, મહમદ બેગડો અને બહાદુરશાહ

૪. ખાનદેશનું ફારુકી રાજ્ય

૫. બાહ્મણી રાજ્ય અને તેનાં શાખારાજ્યો—

વિજાપુર, ગોલકોંડા અહમદનગર, બીદર, બિરાર

૬. વિજયનગરનું રાજ્ય

**૪. સોળમું સૈકું, અર્વાચીન યુગની શરૂઆત:—**

૧. બાબરના આક્રમણે હિંદને એકત્ર બનાવનાર સત્તા સ્થાપી.

૨. વાસ્કો ડી ગામાનું આવવું–બાબર પહેલાં ૧૬ વર્ષ

૩. અમેરિકાની શોધ

**૫. બાબર અને હુમાયુ:—**

अ. બાબર व હુમાયું

**૬. મહાન અકબર:**—હિંદનું ઐક્ય

**નામાંકિત પુરુષો:—**

ટોડરમલ, અબુલ ફઝલ, ફૈઝી, માનસીંગ, ખાન-ઇ-ખાનાન, રાણા પ્રતાપ, ચાંદબીબી.

**૭. જહાંગીર અને શાહજહાં**

**૮. ઔરંગઝેબ**

**૯. મોગલ સામ્રાજ્યની પડતી**

**૧૦ મોગલ રાજ્યનું સિંહાવલોકન**

**૧૧. શિવાજી પહેલાનું મહારાષ્ટ્ર**

**૧૨. શિવાજી**

૧૩. શાહુ અને પેશ્વા બાજીરાવ ૧ લો
૧૪. નાના સાહેબ પેશ્વા ૧૭૪૦-૧૭૬૧
૧૫. માધવરાવ પહેલો
૧૬. મરાઠાની પડતી ૧૭૭૨-૧૮૧૮

## ૫. ભૂગોળ

૧. પ્રાસ્તાવિક ભૂગોળ:—

"આબોહવા"ના સિદ્ધાંતો અને "આબોહવા" નો અર્થ. જુદી જુદી જાતની આબોહવાનાં કારણો.

(૧) કૃતિઓ. આબોહવાને લગતી વિગતો, આંકડા વગેરે પરથી જગ્યાઓનું સ્થાન નક્કી કરવું; જગ્યાઓ વિષેની માહીતી પરથી આબોહવાનો નિર્ણય, અર્થાત્ નકશામાં દર્શાવેલા સ્થાન પરથી તે જગ્યાની હકીકત વર્ણવવી;

(૨) ઉષ્ણતામાન, વરસાદ અને હવાના દબાણની નોંધ. દૈનિક હવામાનના નકશા તૈયાર કરવા.

(૩) મહીનામા એક વખત બજારમાં મળતાં શાકભાજી, ફળાદિની ઋતુઅનુસાર નોંધ.

૨. સામાન્ય ભૂગોળ:—

(अ) હિંદના કુદરતી વિભાગોનો અભ્યાસ, (ब)-અને (अ) માં નિશ્ચિત થએલાં પારણામોને આધારે એશિઆના પ્રાકૃતિક પ્રદેશોનો સાધારણ અભ્યાસ.

(૧) કુદરતી વિભાગો.

(૨) તેમની આબોહવા અને જમીનની જાત, સમુદ્રની સપાટીથી ઉંચાઇ અને નદીઓ, અને સ્થાન ( અર્થાત્ અક્ષાંશ અને સમુદ્રથી અંતર).

(૩) પેદાશ (ખનીજ સાથે.)

(૪) લોકો; તેમનું સ્વરૂપ, એટલે તેમના ધંધા અને પ્રદેશને લઈને તેમનું શરીર બંધારણ, રંગ અને તેમની ભાષા). ધંધાઓ—ગ્રામ્ય અને શહેરી—શહેરની ઉત્પત્તિ અને વિકાસ.

(૫) વ્યવહારના માર્ગો (૨,૩, અને ૪ સાથે લેવા).

૩. મનુષ્યના ઉદ્યોગ-ધંધા (બીજાપર આધારિત થએલા)

(૧) (अ) કોંકણ, (ब) મધ્ય કેનેડા, અને (क) ઈંગ્લાંડમાં માછલાં પકડવાનો ઉદ્યોગ.

(૨) (अ) પશ્ચિમ ઘાટ, (ब) બ્રહ્મદેશ અને/અથવા આસામ, (क) કેનેડામાં લાકડાં વહેરવાનો ઉદ્યોગ.

(૩) (अ) સુરત, (ब) ચીનમાં રેશમના વણાવટનો ઉદ્યોગ.

(૪) (अ) ઉત્તર હિંદુસ્તાન, (ब) ઇજિપ્ત, અને (क) જર્મનિમાં માટીનાં વાસણ બનાવવાનો ઉદ્યોગ.

(૫) ડેન્માર્કમાં ડેરીનો (માખણ અને પનીર બનાવવાનો) ઉદ્યોગ.

(૬) કાશ્મીર અને ઑસ્ટ્રેલિઆમાં ઘેટાં ઉછેરવાનો ઉદ્યોગ.

(૭) ટ્રે. કો. વાળા જિલ્લામાં અને પૂર્વ એંગ્લીઆમાં ખેતી કરવાનો ઉદ્યોગ.

૪. વૈયક્તિક કાર્ય—

નીચેની યોજનાઓમાંથી એક પસંદ કરી લેવી અને દરેક વિદ્યાર્થીનીએ તે તયાર કરવી.

| ગ્રામ્ય વિભાગ | શહેરી વિભાગ |
|---|---|
| ૧ ખેતરમાં થતા પાકો. | ૧ સુતરાઉ કાપડ બનાવવાની મીલમાં થતા કામનો અને રીતનો અભ્યાસ. |
| ૨ ડેરી | ૨ કાગળ બનાવવાની મીલ, લોટ દળવાની ઘંટી (કારખાનું) |
| ૩ કાપડવણાટ (દા. તરીકે સોલાપુર) | ૩ કપાસ લોઢવાનું કારખાનું (દા. તરીકે ખાનદેશ) |
| ૪ નહેરોવાળા પ્રદેશમાં પાણી પુરું પાડવું. | ૪ ડૉક યાર્ડ્ઝ. |
| ૫ ગૃહઉદ્યોગો. | ૫ રેલ્વે ગોડાઉન. |
| ૬ માછલાં પકડવાનો ધંધો. | ૬ બજાર. |
| ૭ બજાર. | |
| ૮ ઢોર અને મરઘાંબતકાં. | |
| ૯ જમીનના વિભાગ થઈ જવા અને તેને કેમ સંગઠિત કરવા. | |

૫. પ્રાકૃતિક ભૂગોળ—આકાશના એક ગ્રહ તરીકે પૃથ્વીની માહીતી; તેનો આકાર; તેનું કદ; દૈનિક ગતિ; દૈનિક ગતિ અને સમય; ગ્રિનિચ સમય અને હિંદુસ્તાનનો સ્ટાન્ડર્ડ સમય; અક્ષાંશ અને રેખાંશ; દૈનિક ગતિ અને વાર્ષિક ગતિની સપાટીઓ; ઋતુઓ, સૂર્યમંડળમાં પૃથ્વીનું સ્થાન.

## ૬ વિજ્ઞાન—

### શરીરવિદ્યા અને આરોગ્ય.—

૧ શરીરશાસ્ત્ર.—

૧ શરીરની રચના-કોષ, તેની રચના અને કર્તવ્ય. સૂક્ષ્મદર્શક યંત્ર મારફત એમીબાનો અભ્યાસ. એમીબા અને ચડતી કોટિનાં પ્રાણીઓની વંશવૃદ્ધિ સમજાવવી.

મનુષ્ય શરીરની વૃદ્ધિ—મનુષ્ય શરીરના કોષોમાં વધારો.

૨ શરીરનું હાડકાનું ખોખું અથવા હાડપિંજર-તેનાં કર્તવ્ય.

૩ હાડકાં અને સાંધા.

૪ હાડકાંની ઘટના-આ બતાવવા માટે પ્રયોગ.

૫ સ્નાયુ તંત્ર.

૬ ચામડી.

૭ જ્ઞાનતંતુતંત્ર.

૮ મોં, આંખ, કાન, મગજ, કરોડરજ્જુ.

૯ હૃદય અને ભ્રમણતંત્ર-લોહીની ઘટના.

૧૦ શ્વાસોચ્છ્વાસતંત્ર.

હવાની ઘટના-દહનને માટે પ્રાણવાયુ જરૂરી છે તે બતાવનારા અને શ્વાસમાં લીધેલી અને ઉચ્છ્વાસમાં કાઢેલી હવાની જુદી જુદી ઘટના બતાવનારા પ્રયોગ.

૧૧ પાચનક્રિયાતંત્ર-પાચનરસોનું કામ દેખાડનારા પ્રયોગો.

૧૨ મલોત્સર્ગ—ફેફસાં, ચામડી, મુત્રપિંડ અને મોટું આંતરડું, આ બધાં તંત્રોનો અરસપરસ આધાર.

૧૩ પ્રજનન તંત્ર.

૧૪ આ બધાં તંત્રોનો પરસ્પર આધાર.

૨ આરોગ્ય—

આરોગ્ય—કેવી રીતે તંદુરસ્ત રહેવું તે કહેનારું શાસ્ત્ર.

હિંદનું મરણ પ્રમાણ અમુક પશ્ચિમના દેશો સાથે સરખાવો-વળી હિંદવાસીઓની સરેરાશ આવરદા પણ. મુખ્ય કારણો-રોગ, ખરાબ પોષણ અને આરોગ્યના નિયમોનું અજ્ઞાન.

રોગનાં કારણ—

બેકટરીઆ અથવા જંતુઓ (સામાન્ય મોલ્ડના બેકટીરીઆ જોવાના પ્રયોગ-તેઓની વૃદ્ધિ અને ફેલાવાની શક્તિ).

**જંતુઓ**—બધે હાજર-બધા દુશ્મન નથી-રોગના જંતુઓની વૃદ્ધિ માટે અનુકુળ સંજોગો-ગરમી, કચરો, અંધારૂં, ભેજ, ઓછું પોષણ.

(આ સાબિત કરવા પ્રયોગો).

**જંતુ કેવી રીતે લઈ જવામાં આવે છે અને તે કેવી રીતે રોગ ઉત્પન્ન કરે છે**—ખોરાક, દૂધ, પાણી પુરૂં પાડવા સંબંધી સાવચેતીઓ, આસપાસની સ્વચ્છતા, ચેપી કે ઉડતા રોગથી પીડાતા લોકોનો સંસર્ગ—

રોગવાહક જંતુઓ—મચ્છર, રેતીની માખી, માખી, માંકડ, ચાંચડ.

**જંતુનો કેવી રીતે નાશ કરવો.**—

તાજી હવા-પ્રકાશ.

પુષ્કળ ગરમી-ઉકાળવું.

જંતુનાશક દવાઓ.

શીતળા ટંકાવવા.

રસી મુકાવવી.

**કેટલાક સામાન્ય ચેપી અને ઉડતા રોગોનો અભ્યાસ.**—

ચિહ્નો, રોગની વૃદ્ધિનો સમય, જુદા રાખવાનો સમય (જ્યાં લાગુ પડે ત્યાં), ચેપ કેવી રીતે ફેલાય છે.

અટકાવવા અને ફેલાવા સંબંધી સાવચેતીઓ.

ટાઢીઓ તાવ, ખસ, આંખ દુઃખવી, શીતળા, ઓરી, મરકી, કોગળીઉં, ક્ષય, કરમીઆં (હુક કે ગીની).

**પાણી**—ઘટના, મૂળ, સ્વચ્છ કરવું.

**હવા**—ઘટના કેવી રીતે બગડે.

**ખોરાક**—ઘટના, રાસાયણિક કસોટી, વિટામીનની અગત્ય, કાચાં અને બહુ પાકેલાં ફળ અને બગડેલા ખોરાકનાં જોખમ.

**દુરસ્ત શરીરની જરૂરીઆતો**—

(૧) સ્વચ્છતા—ચામડી, વાળ, દાંત, આંખ.

(૨) તાજી હવા—કસરત, ઊંઘ.

(૩) નિયમિત અને મિતાહારી ટેવો

(૪) ખોરાક-પોષક અને યોગ્ય સમપ્રમાણ વાળો ખોરાક.

(૫) પાણી—તેની સ્વચ્છતા અને તેની શરીરને અગત્ય.

**ઘરનું આરોગ્ય**—

(૧) તાજી હવા-ઘરમાં હવાની આવજા અને પ્રકાશ.

(૨) ઘરની આસપાસની જગ્યાની સ્વચ્છતા.

(૩) કચરો, નકામું પાણી અને મેલાનો નિકાસ.

(૪) વધારે ગીચતા અટકાવવી—ખાસ કરીને સુવાના ઓરડામાં.

(૫) ઘરવાશી જંતુઓની સામે લેવાની સાવચેતી.

(૬) કુટુંબનું કોઈ પણ માણસ ચેપી રોગથી પીડાતું હોય તે વખતે ચેપ ન લાગે તેવી સાવચેતી.

શાળાનું આરોગ્ય—

(૧) ગીચતા અટકાવવી.

(૨) હવાની આવજા અને પ્રકાશ.

(૩) ચેપી અગર ઉડતા રોગથી પીડાતા વિદ્યાર્થીઓને આવતાં અટકાવવા અગર નિરાળા રાખવા.

(૪) વાંકાશ, દબાએલાં ફેફસાં અને આંખની તકલીફ અટકાવવા વાંચતી અને લખતી વખતની સ્થિતિ ઉપર રાખવાનું ધ્યાન.

(૫) કસરત.

(૬) આસપાસની જગ્યાની સ્વચ્છતા અને આરોગ્ય રહે તેવી સગવડ.

(૭) પીવા માટે ચોકખું પાણી પુરૂં પાડવું અને પાણીનાં વાસણની સ્વચ્છતા.

(૮) બાળકોમાં સ્વચ્છતાની ટેવ પાડવી.

(૯) વિદ્યાર્થીઓની શારીરિક ખોડ અથવા રોગ પારખવા માટેનું સાવધપણું અને ઇલાજ માટે ગોઠવણ કરવી.

૩ તાત્કાલિક સારવાર—

સાદા પાટા બાંધવા, ઘાની કેવી રીતે સારવાર કરવી, ઉઝરડા અને નાની ઇજાઓ, ઘાની પીડા શાંત કરનારી અને જંતુનાશક દવાઓ અને જરૂર હોય ત્યાં પાટા બાંધવા,

ધોરીનસમાંથી વહેતું લોહી કેવી રીતે પારખવું અને રોકવું, નાકમાંથી લોહીનું વહેવું.

દાઝવું, ડામ, મચકોડાવું, મૂર્છા, કરડ, ડંખ, આંખમાં બહારની વસ્તુનું પડવું, તેના કેવી રીતે ઉપચાર કરવા.

૭ ચિત્રકામ.—

(અ) પ્રાથમિક શાળાઓ માટેના ચિત્રકામના અભ્યાસક્રમના વિષયોનો મહાવરો:—ધો. ૧ થી ૪ સુધી. [પદાર્થચિત્ર અને કુદરતી પદાર્થ ચિત્ર (ફ્રીઆર્મ અને ફ્રી હેન્ડ ડ્રોઇંગ) ભાતચિત્ર અને નકશીચિત્ર

(પિટર્ન અને ડિઝાઈન), રંગકામ, સ્મૃતિ અને કલ્પનાત્મક ચિત્ર, અક્ષરોનું ચિત્રકામ [ લેટરીંગ ].

ઘ. કા. પા. નો ઉપયોગ. વર્ગમાં કા. પા. પર ઝડપથી એક સારૂં સંપૂર્ણ ચિત્ર દોરવું. જે ચિત્રો દોર્યા હોય તેમાં રહેલા ખાસ મુદ્દાઓનું જ્ઞાન (ખાસ કરીને આકાર અને રચના) અને સુંદરતાની કદર સ્પષ્ટ રીતે થવી જોઈએ.

ક. કલ્પનાત્મક અને ગતિનિદર્શક ચિત્રો.

## ૮. હસ્ત ઉદ્યોગ:—

**પ્રાસ્તાવિક:**—પ્રાથમિક શાળાઓમાં શિખવાતા હસ્તઉદ્યોગના બધા આકારો બાળકોએ પોતે જાણવા જોઈએ. હસ્તઉદ્યોગનાં સાહિત્યો પસંદ કરતી વખતે સ્થાનિક સ્થળની ખાસ જરૂરિઆતો, અને ઘણીખરી શાળાઓ પોતાની કંટિન્જન્ટ ગ્રાન્ટમાંથી ઘણુંજ થોડું ખરચ કરી શકે છે, એ વાત ધ્યાનમાં રાખવી. તેમજ વિદ્યાર્થીઓમાંથી ઘણાને એવી શાળાઓમાં કામ કરવાનું હોય છે કે જે શાળાઓ પ્લેસ્ટિસિન, રંગીન ક્રૅપ પેપર વગેરે વાપરી શકે એવી હોય છે. માટે તેવાં સાધનનો ઉપયોગ પણ શીખવવો. હસ્તઉદ્યોગ શીખવવામાં ખાસ શિક્ષણ સંબંધી જરૂરિઆતો ધ્યાનમા રાખવી અને બનતાં સુધી સ્થાનિક સ્થળેથી મળતા સાધનો વાપરવાં.

જે વસ્તુઓ સહેલાઈથી મળી શકે એવી હોય તેનાં ગોટેસ—નમુના બનાવવામાં વખત બગાડવો નહિ.

કળાની દૃષ્ટિ ધ્યાનમાં રાખીને સુઘળા નમુના બનાવવા.

૧ **સાહિત્યો ( ચેકટોઆફ સહિત) બનાવવાં.**—(ચાલતી પદ્ધતિઓ અને ગામડાંમાં મળતાં સાહિત્યો ધ્યાનમા રાખીને )

૨ પ્રાથમિક શાળા માટે હાથ અને આંખની કેળવણી:
(૧) કાગળ કાપવા; (૨) કાગળ ફાડવા; (૩) કાગળ વાળવા; (૪) કાગળ ચોડવા; (૫) પુઠાં કાપવા અને ચોડવાં; (૬) માટીનું કામ.

૩. બાગકામ.

## ૯. બાગકામ.—

### પહેલું વર્ષ જુનિઅર અને સિનિઅર.—

વર્ગમાં પાઠો—જમીન અને ખેતી.—જમીનની ઉત્પત્તિ, ઘસારો, જમીનની જુદી જુદી જાતો, જમીનની ફળદ્રુપતા [ જમીનની ઉંડાઈ, કેળવણી, પાણી (વહી જવું ) હવા, ચુનો અને છોડનો ખોરાક, એના ઉપર આધાર રાખતી ].જમીનવાસીઓ, અળસીઆં, અને જંતુઓ.

બાગકામ.—ખોદવું, બેવડું ખોદવું, પાણીના નિકાલની યોજના, પાળો પાડવી (કાંપવાળી ચીકણી અને ભિનાશવાળી જમીન ઉપર), બેવડી ખોદેલી અને એકવાર ખોદેલી જમીનમાં લેટ્યુસ કે ટમાટાં કે છોડ વાવવા અને પાક ઉપર શી અસર થઈ છે તે જોવું.

વર્ગમાં પાઠ.—શાકભાજી—બીઆં અને તે વાવવાં, નવાં બીની યાદી તૈયાર કરવી. જાતો-સ્ટ્રેઈનની અગત્ય. વાવવાનો સમય. સામાન્ય ખેતી અને અમુક ફૂલો અને મૂળવાળી શાકભાજી વાવવાં.

બાગકામ.—ક્યારા તૈયાર કરવા, બીઆં વાવવા, જમીનના અડધા ભાગમાં એકવાર ખરપી ફેરવવી અને બીજા અડધા ભાગમાં તેથી બેવડીવાર ખરપી ફેરવવી. પરિણામ તપાસવું.

વર્ગમાં પાઠ.—ફૂલો $\frac{\text{અથવા}}{\text{અને}}$ શાકભાજી.—કઠોળ, શાકભાજી, અને અમુક સામાન્ય ફૂલોનું સામાન્ય વાવેતર.

બાગમાં કામઃ—છોડ રોપવા, નાના છોડવા આછા કરવા, ખરપી ફેરવવી. બી વાવવાં, આછા કર્યા વિના થોડાક નાના છોડ રાખો, યોગ્ય અંતરે રાખ્યા હોય તેવા, બીજા તેનાથી બેવડા અંતરે.

ટીપ.—શહેરોમાં અને બાગની સગવડ ન હોય એવી શાળાઓમાં શીખવવા ઇચ્છનાર વિદ્યાર્થીઓને કુંડામાં, વાસણમાં, લટકતી ટોપલીઓમાં અને પેટીઓમાં જે ફૂલછોડ ઉછેરવા માટે ઉપલી હકીકતનો સંબંધ ધરાવતા ભાગનો ઉપયોગ કરવાનો મહાવરો આપવો.

## ૧૦ સીવણકામ—

(અ) સાદા ટાંકા, બખીઆ, દોરા કાઢવા, બટનનાં કાણાં પાડવાં. ઉપરના દોરા દેખાડવા માપ પ્રમાણે કબજો વેતરવો.

પરીક્ષકની હાજરીમાં એક છોકરાનો સદરો અથવા તેનું ખમીસ માપ પ્રમાણે વેતરવું (માપવાની ટેઈપ વાપરી શકાશે.)

બટન, હૂક, આંકડા, ટેઈપ (ચોપડીઓમાં નાના નમુના બતાવવા) ચોઢવાં.

(બ) બાળકની ટોપી, કબજો અથવા જેકેટ એમાંથી ગમે તે એના ગુંથણનો નમુનો; હિંદી ભરત, અથવા ફેન્સી સુતરાઉ દોરાકામ બતાવવું.

## ૧૧ શારીરિક કેળવણી—

**અ. સામાન્યઃ—૧. શારીરિક કેળવણીના સિદ્ધાંતો—**

"બોર્ડ ઑવ એજ્યુકેશન" તરફથી પ્રગટ થએલા "શાળાઓ માટે શારીરિક કેળવણીનો અભ્યાસક્રમ" એ નામના પુસ્તકનું (સને ૧૯૩૩ની આવૃત્તિ) પહેલું પ્રકરણ.

૨. સામાન્ય પદ્ધતિઓઃ—

. ઉપલા પુસ્તકનું બીજું અને ત્રીજું પ્રકરણ.

વ વિશેષ—(અ) ઉપલા પુસ્તકનું છઠ્ઠું પ્રકરણ.

(સામાન્ય માહીતી માટે આઠમા પ્રકરણનો સંબંધ ધરાવતો ભાગ)

(બ) ઉપલા પુસ્તકમાં આપેલા બાળવર્ગો માટેના પહેલા દસ પાઠો લેવાની શક્તિ-પાનાં ૧૯૬, ૨૦૪, ૨૨૭.

(ક) ઉપલા પુસ્તકમાં આપેલા ૧થી ૯ કોઠા લેવાની શક્તિ-પાનાં ૧૯૩-૨૦૩, ૨૫૦-૨૭૧.

(ડ) તાલીમ લેવા આવેલાં શિક્ષકોની કસરત માટે) ઉપલા પુસ્તકમાં આપેલા પહેલા પાંચ કોઠા-મોટી ઉમરની છોકરીઓ માટે પરિશિષ્ટ.

(ઇ) ૨૦ મનિટનો એક પિરિઅડ, એવી રીતે અઠવાડીઆમાં ત્રણ વખત દેશી રમતો.

## પહેલું વર્ષ-સિનિઅર

### ૧ શિક્ષણશાસ્ત્રઃ—

(અ) બાળકોને શીખવવાની પદ્ધતિઓમાં સમાએલા માનસ-શાસ્ત્રના સિદ્ધાંતોનું વિશેષ જ્ઞાન.

વિષયોઃ—જ્ઞાનેન્દ્રિયો, સંવેદન-ઇન્દ્રિયસંસ્કારલાગણી, દર્શન, સાહચર્ય, ધ્યાન, રસ અને થાક, સ્મૃતિ, કલ્પના, વ્યાપ્તિ અને અનુમાન ન્યાય, તારતમ્ય, વિચારણા અને નિર્ણય--ન્યાયબુદ્ધિ, પ્રેરણાનો વિગતવાર અભ્યાસ, હેતુસૂચક અને હેતુયુક્ત પ્રવૃત્તિ, ઇચ્છા, ઉત્પાદક આવેશ અને રમત, સૂચન, ટેવો અને ભાવનાનું બંધાવું, ચારિત્ર અને વ્યક્તિનો વિકાસ.

(બ) શાળાની વ્યવસ્થા અને શિસ્ત સાથે ખાસ સંબંધ ધરાવે તેવી રીતની પ્રાથમિક શાળાના પાંચ ધોરણ સુધી શિક્ષણ અને વ્યવસ્થાની પદ્ધતિઓ.

### ૨. ભાષાઃ—

પેપર ૧ લોઃ—

(અ) ગદ્યઃ— આધુનિક શિષ્ટ ગદ્યનાં લગભગ ૧૫૦ પાનાં (ઇષ્ટ લાગે તો ગદ્ય નાટકોનો સમાવેશ કરવો.)

(ब) પદ્ય—(૧) લગભગ ૪૦૦ લીટી. આમાંની અડધી આધુનિક લેખકોની હોવી જોઈએ;

(૨) આમાંની ૨૦૦ લીટીનો મુખપાઠ; તે ઉપરાંત બાળકો માટેની કવિતાઓની ૮૦ લીટીઓ.

(क) વ્યાકરણ. વ. ફા. પરીક્ષા માટે નક્કી કરેલો અભ્યાસક્રમ (સાદા પિંગળના જ્ઞાન સાથે)

(ड) વાંચેલા લેખકોમાંના અગત્યના લેખકોના જીવનપ્રસંગોનો અભ્યાસ.

(इ) ઉચ્ચારશાસ્ત્રવિષયક સાદી માહીતી

પેપર ૨ જો:—

(अ) વર્ગમાં ન ચાલ્યું હોય તેવા કોઈપણ કાવ્યનો વિચાર સારા ગદ્યમા ઉતારવો.

(ब) વર્ગમાં થયા ન હોય તેવા ગદ્યના ફકરાનો ટુંકમાં સાર.

(क) નિબંધ (વર્ણનાત્મક પત્રલેખન વગેરેના સમાવેશ સાથે)

(ड) ઉપર જણાવેલા વિષયોમાં જોડણી, વિરામચિહ્ન અને હસ્તાક્ષર.
ફારસી:—કિતાબ-ઉલ-મા-રીફ-ભાગ. ૧ નાં ૪૦ પાનાં.

**ટીપ:**—બીજા પેપરના (अ) અને (ब) માં પૂછેલી બાબતોના જવાબ આપી શકાય તેટલા માટે વિદ્યાર્થીઓને સામાન્ય અને ખાનગી વાચનની જરૂર રહેશે. આ સામાન્ય વાચન ઉપર ખાસ કરીને ૧ લા વર્ષમાં શિક્ષક તરફથી દેખરેખ રાખવામાં આવશે, પણ તેને માટે પરીક્ષા લેવામાં આવશે નહિ.

### ૩. ગણિત:—

૧. અંકગણિત:—

अ. (૧) પહેલેથી ચાર ધોરણ માટેનો વિગતવાર અંકગણિતનો ઉંડો અભ્યાસ અને તેને લગતું મુખગણિત.

(૨) ઉપરના અભ્યાસની બાબતો શીખવવાની રીતો.

ब. (૧) નફાતોટાના સહેલા હિસાબ.

(૨) આડત અને શરાફી વટાવના પ્રશ્નો.

(૩) મેટ્રિક પદ્ધતિ.

(૪) ફક્ત લંબઘન આકૃતિઓનું ઘનફળ.

(૫) આંક આકૃતિઓનો ઉપયોગ-ચિત્રો-ચિરોઆભાસ-ફક્ત તૂટક વક્ર લીટીઓ (નોંધના આંક)

૨. ઘરનું નામું:—

રોકડી અને ઉધાર રકમોનો સાદો હિસાબ રાખવો. રોજનો હિસાબ રાખવો. રોજનો હિસાબ અને તેનો ઉપયોગ.

૩. ભૂમિતિ:—

अ. (૧) ત્રિકોણની રચના–એકરૂપતાની ઓળખ.
(૨) આપેલા ખુણા અને લીટીઓ દુભાગવાં.
(૩) આપેલા ખુણાની બરાબર ખુણો બનાવવો.
(૪) લંબ રચવા અને દોરવા,

ब. સ્કેલમાપથી પ્લાન દોરવા–ખુણા અને લીટીઓને લગતા પ્રશ્નો. મુસાફરીના રસ્તાનો સ્કેચ દોરવો.

क. સમાંતર બાજુઓ અને સમાંતરબાજુ ચતુષ્કોણના ધર્મો–માત્ર પ્રયોગની મદદથી.

## ૪ હિંદુસ્તાનનો ઇતિહાસ:—

૧. ભૌગોલિક પરિસ્થિતિનું નિયંત્રણ, એટલે કે હિંદના ઇતિહાસ ઉપર ભૂગોળની અગત્ય અને અસર.

૨. હિંદના મૂળ વતનીઓ

૩. આર્યો.—
(૧) મૂળ વસતિસ્થાન, (૨) જુદી જુદી ટોળીઓમાં સમાનતા. (૩) જુદી જુદી ટોળીઓની ફૂટ

૪. આર્યોની વસાહત અને જીવન

૫. આર્યોનાં ધાર્મિક પવિત્ર પુસ્તકો

૬. ચાર આશ્રમો અને ચાર જાતિઓ

૭. બ્રાહ્મણધર્મયુગ-સમય ૬૦૦૦–૬૦૦ ઇ. સ. પૂ. (આસરે)

૮. જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ ૬૦૦–૩૦૦ ઇ. સ. પૂ.
अ. કારણો. ब. જૈન ધર્મ. क. બૌદ્ધ ધર્મ. ड. બૌદ્ધ ધર્મનો વિકાસ અને પ્રચાર. इ. બૌદ્ધ ધર્મની અવનતિ અને ઇ. સ. ૫૦૦ સુધીમાં હિંદના ઇતિહાસ ઉપર તેની અસર. फ. બૌદ્ધ ધર્મની અસર.

૯. મહાન એલેકઝાન્ડર અને હિંદની સંસ્કૃતિમાં ગ્રીક લોકોનો હિસ્સો
(૧) એલેકઝાન્ડરનું જીવન અને તેનો વિજય, પ્રત્યાગમન અને મરણ ૩૨૪ ઇ. સ. પૂ. (૨) એલેકઝાન્ડર પછી પશ્ચિમ અને મધ્ય એશિઆમાં ગ્રીકો

૧૦. મૌર્ય સામ્રાજ્ય.—
(૧) ચંદ્રગુપ્ત, (૨) અશોક.
૧૧. ગુપ્ત સમ્રાટો, હિંદનો સુવર્ણયુગ, ૩૨૦–૪૫૫ ઈ. સ.
૧૨. કનોજનો હર્ષ
૧૩. રજપુતો-તેઓની ઉત્પત્તિ.
अ. પ્રાચીન વંશપરંપરાની માન્યતા, ब. અર્વાચીન માન્યતા, क. કેટલીક રજપુત જાત
૧૪. હિંદમાં બ્રિટિશ સત્તાનો પાયો: ક્લાઇવ.
૧૫. હિંદમાં બ્રિટિશ સત્તાની ઘટના-વ્યવસ્થા
૧૬. બ્રિટિશ સત્તા-સાર્વભૌમ
अ. વેલેસ્લી ૧૭૯૮–૧૮૦૫ ब. હેસ્ટિંગ્સ ૧૮૧૩-૧૮૨૨.
૧૭. બ્રિટિશ સત્તાની દૃઢતા: બેન્ટિક.
૧૮. બ્રિટિશ સત્તાની પૂર્ણાવસ્થા—
ડલહાઉસી ૧૮૪૮–૧૮૫૫
૧૯. હિંદી બળવો ૧૮૫૭

## રાજ્યકારભારની સત્તા તાજને હસ્તક-બાદશાહી

૨૦. બ્રિટિશ સત્તા નીચે હિંદમાં લોકશિક્ષણ
૨૧. ઔદ્યોગિક સુધારા
૨૨. સામાજિક સુધારા
૨૩. ઓગણીસમા સૈકામા ધાર્મિક ચળવળો
૨૪. સ્થાનિક સ્વરાજ્ય
૨૫. સ્વદેશી ચળવળ અને રાજકીય સુધારા
૨૬. હિંદની શાસનપદ્ધતિ

## ૫. ભૂગોળ.—

સામાન્ય:—

૧. પૃથ્વીના મુખ્ય કુદરતી વિભાગો.—આબોહવાની આંકડાવારી સહિત:—
(૧) ગરમ અને ઠંડાં રણો;
(૨) મોન્સૂનના અને ભૂમધ્ય સમુદ્રના કાંઠાના પ્રદેશો;
(૩) વિષુવવૃત્તના પ્રદેશોનાં અને સમશીતોષ્ણ કટિબંધનાં જંગલો;
(૪) ઉષ્ણ કટિબંધનાં તથા સમશીતોષ્ણ કટિબંધનાં ઘીડો;
(૫) આબોહવાની લોકજીવન પર થતી અસર.

૨. મનુષ્યના મુખ્ય ધંધાઓ.—

(૧) ખાદ્ય પદાર્થો તૈયાર કરવા–અનાજનું વાવેતર કરવું, લણવું, ઝૂડવું, દળવું, પકવવું, રક્ષણ કરવું અને ડબ્બામાં ભરવું (હાથ મજુરીથી અને કારખાનાંમાં સાંચાની મદદથી).

(૨) કપડાં બનાવવાં–દા. ચામડું, ઊન, રૂ, રેશમ; (હાથમજુરીથી અને કારખાનાંમાં સાંચાની મદદથી)

(૩) ઘર બનાવવાં—

અ સાધનો, આકાર, કદ અને રીતો (હાથમજુરીથી અને કારખાનાંમાં સાંચાની મદદથી).

બ મનુષ્યની ટેવો અને પરિસ્થિતિને અનુસરી ઘરમાં જોઈતાં ઓજારો અને ઉપયોગી સાધનો.

(૪) વેપાર, દા. વ્યવહારનાં સાધનો.

(૫) શરાફની પેઢીઓ

૩. આફ્રિકાનો સામાન્ય પરિચય

૪. પ્રાયોગિક.—

(૧) કેટલાંક ખનીજો.

(૨) કાગળ બનાવવાની મિલ, સુતરાઉ કાપડ બનાવવાની મિલ, કાચનો સામાન અને માટીના વાસણ બનાવવાનાં કારખાનાંની મુલાકાતો લેવી અને ટુકડીઓમાં (સામાજિક દૃષ્ટિથી) ગામડાનું સ્થાનિક અવલોકન કરવું.

(૩) વરસાદ, ઉષ્ણતામાન અને પવન, તેની નોંધ સાથે અવલોકન ચાલુ રાખવું.

(૪) નકશાનું વાચન, પ્રમાણમાપ, ભૂપૃષ્ઠદર્શક નકશા (રિલીફ) માટે સમપૃષ્ઠદર્શક લીટીઓ

(૫) વાતકુકુટયંત્ર બનાવવું, તેનો ઉપયોગ કરવો, વરસાદ માપકયંત્ર અને છાયાયંત્ર

(૬) કોઈપણ વિષયને લગતાં ચિત્રો (વૈયક્તિક કે સમૂહકામ)

(૭) વર્તમાનપત્રોમાંથી તારવેલા ફકરા (ઉષ્ણતામાન અને વરસાદ)

૫. પ્રાકૃતિક ભૂગોળ.—

પૃથ્વીનું પૃષ્ઠ; જમીન અને પાણી; પૃષ્ઠરચનાકારક બળો; જમીન અને તળજમીનનો ઘસારો; વહેતું પાણી (અસર);

જમીનનું ધોવાવું; માટીનું એક જગાએથી બીજી જગાએ ઘસડાઈ જવું અને જમા થવું; સમુદ્રનું કાર્ય; પવનનું કાર્ય; બરફનું કાર્ય.

## ૬. વિજ્ઞાન.

### વનસ્પતિશાસ્ત્ર અને જીવનવિદ્યા

**જીવનવિદ્યા—**સજીવોનો અભ્યાસ સજીવ અને નિર્જીવનો ભેદ (વૃદ્ધિ, વંશવૃદ્ધિ, ઉત્સાહકોની પ્રતિક્રિયા, શ્વાસોચ્છ્વાસ.)

**બે મુખ્ય વિભાગ**

| પ્રાણી | વનસ્પતિ |
|---|---|
| (પ્રાણીવિદ્યા) | (વનસ્પતિશાસ્ત્ર) |
| કરોડવાળાં કરોડવગરનાં | સપુષ્પ વનસ્પતિ અપુષ્પ વનસ્પતિ |

માણસના શરીરની રચનાનું પુનરાવર્તન કરો—કોષની વૃદ્ધિ. બધાં સજીવો કોષમાંથી વૃદ્ધિ પામે છે.

પહેલા અભ્યાસ કરેલો છે તે ઓળખો. કોષની ઘટના. કોષનાં લક્ષણ.

ડુંગળીનાં પાન (કાંદો) ના અને લીલા પાનના કોષની સૂક્ષ્મદર્શક યંત્રમાં તપાસ.

વનસ્પતિ જીવન—ચક્ર-છોડ, ફૂલ, ફળ, બીજ-છોડ.

ખોરાકનાં મૂળ—જમીન, પાણી, હવા, સૂર્યનો પ્રકાશ.

છોડના ભાગ અને તેમનાં કર્ત્તવ્ય.—

(૧) મૂળ.—રચના-પ્રકાર, જમીનમાંથી ખોરાક ચૂસવો, ચુસવામાં આવેલા ખોરાકના પ્રકાર, ખોરાકનો સંગ્રહ, વળગીને રહેવું.

(૨) થડ.—રચના-પ્રકાર-જમીનની અંદર અને ઉપર થતાં થડ-દરેકનાં કર્ત્તવ્ય, ખોરાકનો સંગ્રહ.

(૩) પાન—રચના—પ્રકાર-કર્ત્તવ્ય સ્ટાર્ચનું બનવું.

જીવનમાં સ્ટાર્ચની હાજરી બતાવનારા પ્રયોગો. તેની બનાવટ માટે સૂર્યના પ્રકાશ અને કાર્બન ડાયોકસાઈડની જરૂર. શ્વાસોચ્છ્વાસ.

ભૌતિક સંજોગો પ્રમાણે ફેરફાર કરવાની શક્તિ. દાખલા તરીકે, પાણીનો જથ્થો, જમીન, ખાતર, ગરમીના અંશ. ઝાડનાં પાંદડાં શા કારણથી ખરે છે.

ફૂલ—રચના અને કર્ત્તવ્ય. રંગ અને સુગંધનો સંબંધ-દાખલા એકઠા કરવા.

પરાગનયન—પોતામાં અને વિનિમયથી ફલીકરણ.

ફળ—રચના, કર્ત્તવ્ય અને બીનો ફેલાવો

બી—એકદળ અને દ્વિદળ-રચના-બીજોદ્ભવ ક્રિયા.

સ્થાનિક વૃક્ષો અને સામાન્ય રોપાઓનો લાક્ષણિક અભ્યાસ.

વનસ્પતિજીવનમાં કુદરતી પસંદગી

**પ્રાણી અને પક્ષીજીવનનો અભ્યાસ.—**

નિરીક્ષણ માટે ધ્યાનમાં રાખવાના મુદ્દા.—

પ્રેરણા—જેમાં ટોળાંમાં રહેવાપણાનો અને નહિ રહેવાપણાનો સમાવેશ થાય છે.

(અ) પ્રાથમિક | જુદી જુદી સ્થિતિમાં વ્યક્તિગત દાખલો.
(બ) દ્વિતીય | કુદરતી પસંદગીના નિયમ મારફત પ્રયત્ન અને ભૂલોનું પરિણામ

લાગણીઓ.—

પ્રાણી-પક્ષી { મન પર આઘાત / નાસીપાસી } સહજવૃત્તિનું અચાનક સંતોષાવું અને સહજ સ્વતઃ પ્રતિકૃતિ

**૧. પક્ષીઓઃ—**

(અ) ખોરાક લેવાની ટેવ પ્રમાણે વર્ગીકરણ, રચના, બહારનાં લક્ષણો.

(બ) ટેવો—સ્થળાંતર કરનારાં અને નહિ કરનારાં, સ્થળાંતરનાં કારણ, માળો બાંધવાની ટેવ,

ગાનારાં અને નહિ ગાનારાં પક્ષીઓ (ગાયનનાં કારણ)

રંગ, કદ, રક્ષક અને જાતીય રંગકૃતિ—નર અને માદા.

**સ્થાનિક પક્ષીઓનો અભ્યાસઃ**—સામાન્ય મેના, બ્રાહ્મણી મેના ગુલાબી રંગનું સ્ટાર્લિંગ (જ્વારી પક્ષી) (સ્થળ બદલનાર): લાલ સ્ટાર્ટ (સ્થળ બદલનાર) સામાન્ય રોબિન; મેગપાઈ રોબિન, કાગડો (જંગલી અને ઘરનો-બે જાત) કબુતર (રીંગ અને ગુલાબી-બેજાત) વાદળી કબુતર, કીંગ ફીશર (ત્રણ જાત) હૂપી, કોયલ, શ્રાઈક (ત્રણજાત), ટેઈલર (સીવનાર) પક્ષી, સુગરી, આયોરા રાખોડી રંગનું રેન ચંડોળ, ઈગ્રેટ (બે જાત), તળાવનું હેરન, કો-ફેઝન્ટ, ડ્રોંગો (કીંગ-કો) સમડી (બે જાત), ગીધ (ત્રણ જાત), બુલબુલ, બેબલર્સ (બે જાત), પાર્ટ્રિજ, ક્વેઈલ, લક્કડખોદ, રેન વોર્બલર, માખી પકડનાર, (પંખાપુચ્છ) મધખાનાર (સ્થળ બદલનાર) બ્લુજેય (સ્થળ બદલનાર), ચકલી (કેટલીક સ્થળ બદલનાર), સ્વીફ્ટ (કેટલાંક સ્થળ બદલનાર) સેન્ડપાઇપર (કેટલાક સ્થળ બદલનાર).

**૨ આંચળવાળાં.—**

**શિકારી**—વાઘ, ચિત્તો, બિલાડી, કુતરો
**ઘાસખાનાર**—ગાય, ઘેટું, સસલું, ઘોડો.
**બધું ખાનાર**—માણસ
} રચના, વંશવૃદ્ધિ વિકાસ

આજની દુનીઆ-(અ) પૃથ્વીના જુદા જુદા ભાગોનો આર્થિક પરસ્પર આધાર ( જુઓ ભૂગોળ );

(બ) દુનિયાના સઘળા ભાગોનો રાજકીય તેમજ સામાજિક સંસર્ગ (ઇતિહાસ)-તેના કારણરૂપે વધારે સારી વહેવારની સગવડો ( દૈનિકપત્ર જુઓ ), અને પરિણામે ખાસ કરીને એક સામાન્ય સંસ્કૃતિનો ક્રમે ક્રમે થતો ફેલાવો (ઇતિહાસ જુઓ):

૨. સામુદાયિક કેળવણી:—

(૧) સામુદાયિક કેળવણીનો અર્થ;
કેળવણી અને અક્ષરજ્ઞાન-ભણતર વચ્ચેનો ભેદ. કેવળ અક્ષરજ્ઞાનનો મર્યાદિત પ્રદેશ-કેળવણીનો હેતુ;

(૨) પ્રાથમિક, માધ્યમિક, કળાવિષયક અને ઉચ્ચતર કેળવણી વચ્ચેનો તફાવત ( કેળવણીનો ઇતિહાસ જુઓ );

(૩) સામુદાયિક કેળવણીની કેટલીક નિયામક બાબતો;

(૪) કેળવણીના ખર્ચ માટે નાણાં મેળવવાનાં સાધનો;

૩. પુખ્ત ઉંમરનાંની કેળવણી:—(ઇંગ્લંડની કેળવણીનો ઇતિહાસ જુઓ

(૧) અર્થ—(અ) મોટી ઉંમરનાં માણસોની કેળવણીનો અર્થ એટલે નિરક્ષર મોટી ઉંમરનાં માણસોને વાચન, લેખન ગણિત શીખવવાનો;

(બ) માધ્યમિક અને વિદ્યાપીઠની કેળવણી પણ મોટી ઉંમરનાં માણસો માટે હોઈ શકે;

(ક) કલાત્મક અને ધંધાદારી કેળવણી.

(૨) પદ્ધતિઓ અને માર્ગ:—શાળાનાં બાળકોને શીખવવાની પદ્ધતિથી જુદાં;

૪. ગામડાંની કેળવણી

૫. ધંધાદારી શિક્ષણ

૬. સ્ત્રીઓની કેળવણી

૭. જાતીય શિક્ષણ.—

(૧) તેની જરૂર. (૨) (અ) જ્ઞાન આપવાની પદ્ધતિઓ;
(બ) રોગ વગેરે સંબંધી ખાસ જ્ઞાન.

૮. સહશિક્ષણ.—

(૧) અર્થ, (૨) સહશિક્ષણના લાભ (૩) ગેરલાભો.

(૪) (૨) અને (૩) વચ્ચેનું સ્વીકારાએલું સમાધાન.
(૫) હિંદુસ્તાનની માધ્યમિક શાળાઓમાં કહેવાતા સહશિક્ષણને યુરેપમાંના સહશિક્ષણની સાથે સરખાવો.

**૯ અને ૧૦ નીતિશિક્ષણ અને નાગરિકોનું શિક્ષણ એકજ**

**૧૧. કેળવણીવિષયક આધુનિક વલણનાં ખાસ લક્ષણો.—**
(૧) હેતુ, (૨) સાધનો, (૩) પદ્ધતિ.

**૧૨. ડાલ્ટન પદ્ધતિ**

**૧૩. શિક્ષકની દેખરેખ નીચેનો અભ્યાસ**

**૧૪. ચક્ષુદ્વારા શિક્ષણ.—**
(૧) સિદ્ધાંત. (૨) પદ્ધતિ અને પ્રસંગ.

**૧૫. શારીરિક કેળવણી.—**
સિદ્ધાંત, હેતુ, સાધનો.

**૧૬. અભ્યાસક્રમને અંગે ગુંથાએલી અન્ય પ્રવૃત્તિઓ:—**
(૧) હેતુ અને મહત્તા, (૨) યોજના.

**૧૭. માનસિક કસોટીઓ અને તેની કિમ્મત—**
(૧) પદ્ધતિ. (૨) હેતુ. (૩) મહત્ત્વ, મતભેદ.

**૧૮. ઇંગ્લેંડમાં ચાલુ શિક્ષણપદ્ધતિઓ; (એટલે ૧૯૨૧ નો કાયદો.—**
(अ) ૧. વિશ્વવિદ્યાલયની; ૨. માધ્યમિક; ૩. પ્રાથમિક; ૪. કલાવિષયી. ૫. મોટી ઉંમરનાંની કેળવણી અને સાંજના વર્ગો;
(ब) શિક્ષણની નીસરણી;
(क) ખરચની યોજના;
(ड) સરકાર અને સ્થાનિક સંસ્થાની પોતપોતાની સત્તાઓ.
(इ) ફરજિઆત કેળવણી અને તેનો અમલ;
(फ શિક્ષકની ભરતી અને તેમની તાલીમ.

**પેપર ૧ લો:—**

**૨. ભાષા.—**

**अ. ગદ્ય:**—ચાલુ અને છેલ્લા ૨ સૈકાના શિષ્ટ ગદ્યનાં ૨૦૦ પાનાં;
**ब. પદ્ય:**—(૧) પ્રાચીન અને અર્વાચીન કવિઓનાં પદ્યમાંથી ૫૦૦ લીટી, (૨) તેમાંની ૨૦૦ લીટીનો મુખપાઠ; આ ઉપરાંત બાળકાવ્યોની ૧૦૦ લીટી.

क. વ્યાકરણ*:—પિંગળ, સાદી વ્યુત્પત્તિ, સમાસો, સાદા અલંકારો, ૧ લા વર્ષના કામનું પુનરાવર્તન.

ड. ભાષા આધુનિક સ્વરૂપમાં કેવી રીતે આવી તેના ઇતિહાસનું સાધારણ જ્ઞાન.

इ. વર્ગમાં ચાલેલા લેખકોમાંના ઘણા અગત્યના લેખકોનાં જીવનચરિત્રોનો થોડો અભ્યાસ

ટીપ:—શિક્ષકની દેખરેખ નીચે ખાનગી વિશેષ વાચન હોવું જોઈએ, પણ તેવા વાચનની પરીક્ષા લેવામાં આવશે નહિ.

પેપર ૨. જો.—

अ. વર્ગમાં ન થયુ હોય તેવા કાવ્યના વિચારનું સુગદ્યમાં અવતરણ

ब. વર્ગમાં ન થયો હોય તેવા ગદ્યના ફકરાના વિચારનો ટુંકમાં સાર

क. નિબંધ

ड. (ઉપર જણાવેલા વિષયમાં હસ્તાક્ષર, વિરામચિહ્નો, અને જોડણી.

ફારસી.—કિતાબ-ઉલ-ત્રાઆરીફ ભાગ ૧, બીજાં ૪૦ પાનાં.

## ૩. ગણિત.—

૧. અંકગણિત:—

अ. (૧) પાચમા અને છઠ્ઠા ધોરણ માટેનો વિગતવાર અંકગણિતનો ઉંડો અભ્યાસ અને તેને લગતું મુખગણિત.

(૨) ઉપરના અભ્યાસની બાબતો શીખવવાની રીતો.

ब. (૧) જોઈંટ સ્ટોક કંપનિનો પ્રાથમિક ખ્યાલ. શેર, ડિવિડંડ વગેરે.

(૨) લોનનો અભ્યાસ-ગવર્નમેંટ સિક્યુરિટિ, વોરલોન વગેરે.

(૩) સહીઆરા ધોરણ ઉપર ચાલતી ભાગીદારીનો અભ્યાસ.

(૪) વિમાનો અભ્યાસ, જુદી જુદી કંપનિના પ્રિમિયમની સરખામણી. જુદી જુદી જાતના વિમા વગેરે (પ્રાથમિક વર્ણન).

(૫) પિથાગોરાસનું પ્રમેય અને તેનો ઉપયોગ

(૬) ત્રિકોણ, સમાંતરબાજુચતુષ્કોણ, સમલંબચતુષ્કોણ અને વર્તુલનું ક્ષેત્રફળ.

* ગુજરાતી વ્યાકરણ—પિંગળ, વિગતવાર સમાસો, અને સંપૂર્ણ પૃથક્કરણના અભ્યાસ સાથે.

(૭) ત્રાફનો અભ્યાસ–સમ અને વ્યસ્ત પ્રમાણના પ્રશ્નોને લગતી એકધારી વક્ર લીટીઓ.

૨. ઘરનું નામું:—(૧) ખાતા અને પ્રોમિસરી નોટનો અભ્યાસ

(૨) રોજની નોંધ (રોજનો હિસાબ) ઉપરથી માસિક હિસાબની ચોપડી તૈયાર કરવી.

૩. ભૂમિતિ:—ત્રિકોણની રચના કરવી-ડિઝાઈન, પેટર્ન વગેરેના સંબંધમાં એકરૂપતા, સમતોલ આકાર, અને એકાકારની ઓળખ.

ख. સ્કેલમાપથી પ્લાન દોરવા-ખુણા અને લીટીઓ સંબંધી અઘરા પ્રશ્નો. આપેલા મુસાફરીના સ્કેચ ઉપરથી રિપોર્ટ લખવો.

क. વર્તુલના ધર્મો (માત્ર પ્રયોગની મદદથી).

## ૪. ઈતિહાસ.—

### ઇંગ્લેંડનો અને બ્રિટિશ સામ્રાજ્યનો ઈતિહાસ—

### ઇ. સ. ૧૪૮૫ થી આજ સુધી

**૧. ટયુડર રાજસત્તા:—ઇ. સ. ૧૪૮૫–૧૬૦૩.**

(अ) મધ્યયુગની રાજસત્તા સાથે સરખામણી;

(ब) દિલ્હીસલ્તનત સાથે સરખામણી;

વ્યક્તિઓ— હેન્રી અસાતમો, હેન્રી આઠમો, ઇલિઝાબેથ, બેકન, ફિલિપ સિડની, શેક્સપિઅર

(૧) ગુલાબના વિગ્રહો અને તાજની નવીન સમૃદ્ધિને લીધે સાતમા હેન્રીના હાથે ઉમરાવોનો નાશ;

(૨) રાજા સાથે સંધિ અને તાજની નવીન સંપત્તિને લીધે અને (अ) નાના જમીનદારો અને (ब) વ્યાપારીઓ જેઓ ધાર્મિક, સામાજિક, આર્થિક અને દેવળના રાજકીય કાર્યથી અસંતુષ્ટ થએલા હતા તેને લીધે આઠમા હેન્રીએ દેવળ ઉપર અંકુશ મૂક્યો.

(૩) ઇલિઝાબેથના સમયની સ્થિતિ

(अ) રાષ્ટ્રીય સમાજવાદ. (રાજ્યનો ઉદ્યોગ ઉપર કાબુ) જુઓ, ગરીબીનો કાયદો, ગુમાસ્તાના કાયદા, ઇજારા.

(ब) રાષ્ટ્રભાવના. (क) વિદ્યાનો પુનરુદ્ધાર.

**૨. શોધખોળનો યુગ:—૧૪૮૫–૧૬૨૫.**

વ્યક્તિઓ— કોલમ્બસ, વાસ્કો–ડી–ગામા

(अ) કારણો:—

(૧) આર્થિક—તુર્કોએ બંધ કરેલો ભૂમધ્ય સમુદ્રનો માર્ગ (યુરોપને જોઇતી વસ્તુઓ; પહેલા ખાદ્ય

હોકીન્સ — પદાર્થના વેપારીઓ અને માર્ગો);
ડ્રેક — (૨) વૈજ્ઞાનિક—દુનીઆભરમાં નવીન જ્ઞાન;
રેલે — (બ) પરિણામ:—
૧. આર્થિક:—નવા વેપારી માર્ગો;
નવી વસ્તુઓ;
નવી ખાદ્ય ચીજોના વેપારીઓ.
૨. વૈજ્ઞાનિક:—નવી દુનીઆ-અમેરિકા;
૩. રાજકીય:—વેપારનાં મથકોએ પ્રયાણ;
નવાં ઇંગ્લેંડ (આબોહવા પ્રમાણે).
પરદેશપ્રયાણના ખાસ કારણો:—
(અ) ધર્મ; (બ) વેપાર;
(ક) વંશપરંપરા ( કૌટુંબિક મિલકતના વારસાની આશા નહિ રાખનારા સાહસિક યુવાનો ).

૩. પ્રજાકીય-( પાર્લામેન્ટની ). અગર રાજબંધારણની સત્તાનો ઉદય.—૧૬૦૩-૧૭૬૦:

(એટલે કે છેલ્લા સ્ટુઅર્ટ રાજના સમયમાં ટયુડરરાજસત્તાનું અધ:પતન)
કારણો:—

(૧) નાના જમીનદારો અને વ્યાપારીઓની વધતી સત્તા.—
(અ) વધતો જતો વેપાર અને સંપત્તિ, } ને લીધે
(બ) ઇલિઝાબેથનો સુવર્ણ સમય. } ને લીધે
રાષ્ટ્ર સમાજવાદ તરફ તેઓનો વાંધો. } ને લીધે
ખાનગી નફામાં વચ્ચે પડે છે. દા.વાડા } ને લીધે

વ્યક્તિઓ—
ચાર્લ્સ પહેલો
ક્રોમવેલ
ચાર્લ્સ બીજો
વોલપોલ
ચેધામ

(૨) મ્હેસુલપદ્ધતિની નીચેની બાબતોને પહોંચી વળવાની નિષ્ફળતા.—
(અ) સરકારનું વધી ગએલું ખર્ચ;
(બ) નવા ચઢી ગએલી કિંમતો (દક્ષિણ અમેરિકાનું રૂપું)
(૩) ટયુડર રાજાઓએ (અ) વ્યાપારીઓ (બ) નાના જમીનદારો સાથે કરેલા સંપને લીધે પાર્લામેન્ટને ( ખાસ કરીને આમની સભાને) ઉત્તેજન આપ્યું તેથી તેને પોતાની અગત્ય જણાઈ,

(૪) સ્ટુઅર્ટ રાજાઓનું ચારિત્ર;
(૫) ધર્મ. 'ધર્મગુરુ નહિ, રાજા નહિ'.

પરિણામો:—

(૧) પાર્લામેન્ટની રાજસત્તા ( ક્રમિક ખ્યાલ આપો),
(ચાર્લ્સ ૧ લો)
(ચાર્લ્સ ૨ જો)
ચાર્લ્સ ૩ જો)
(જ્યોર્જ ૧ લો)
અને પક્ષપદ્ધતિ અનુસાર બંધાએલું મંત્રિમંડળ; રાજા ખોટું કરે નહિ, પણ ખોટી સલાહથી દોરવાય તેવી કાયદાની દૃષ્ટિએ માન્યતા;
(૨) મહેસૂલપદ્ધતિમાં સુધારો;
(૩) ઈંગ્લેંડમાં ગ્રામ્યસમાજનો નાશ; ( પણ શરૂઆતમાં સ્કોટ-લેંડ, આયર્લેંડ અને અમેરિકાનો સ્વાર્થ માટે ઉપયોગ. ).—
(अ) ગૃહઉદ્યોગમાં,
(ब) પછીથી પરદેશ સાથે વેપાર.

જ્યોર્જ ૧લાના સમયમાં પાર્લામેન્ટમાં બેસતા સભ્યોનો વર્ગ. કેવી રીતે ચુંટાતા, કોનાથી, તેમના ગુણ વગેરે.

**૪. (अ) ઈંગ્લેંડની સામાજિક અને આર્થિક સ્થિતિ.—**

(अ) ૧૪૫૦ ના
(ब) ૧૬૬૦ ના } સમયમાં;
(क) ૧૭૬૦ ના

એટલે કે વર્ગ, ધંધા, બજાર અને મેળા, ધર્મ, રીતરિવાજ, રમતગમત, જમીનદારી પદ્ધતિ, યુદ્ધકળા, વહનનાં સાધનો, વ્યવહાર, ખોરાક, કપડાં, ઘર, દેશ તેમજ પરદેશનો વેપાર, (સ્વચ્છતા અને આરોગ્યની) ટેવો, ઔષધ, ઉદ્યોગ, રમત, ચારિત્ર, ભાષા, કેળવણી, વસ્તી અને વ્યાપારના અડસટાના આંકડા પણ આપવા

(ब) अ. ब. क. માં સમયાનુસાર થએલા ફેરફારનાં કારણો.—
(૧) ખેતીવિષયક ક્રાંતિ,
(૨) ઔદ્યોગિક „
(૩) રાજકીય „
(૪) ધાર્મિક „
(૫) વ્યાપાર અને સાંસ્થાનિક વસાહતની પ્રગતિ.

**अ. ब. क. ના દાખલા**—ચોસર : યાત્રાળુઓ; પેપી : ડાયરી (નોંધ); હોરેસ વોલ્પોલ : પત્રો

૫. ઇંગ્લેંડનો વિકાસઃ—૧૬૦૦-૧૮૦૦.

અઢારમા સૈકામાં દરિયાઈ સત્તા અને વ્યાપારગત આધિપત્યના આધારે યોજાએલો.—

વ્યક્તિઓ—વિલિઅમ પેન, વોશિંગ્ટન,-કેપ્ટન કુક.
વેપારની ખાદ્ય ચીજો; ત્યાં રહેનારી પ્રજા.

(૧) અમેરિકાનાં સંસ્થાનો.—
મૂળ ત્રણ જાતનાં (૧) વેપાર, (૨) ધર્મ, (૩) જીવાનો. ચાર્લ્સ રાજા અને જ્યોર્જ ત્રીજાના સમયમાં તેમના ઉપર કેવો અમલ ચાલતો.
આર્થિક સ્વાર્થસિદ્ધિ અને નૌકાકાયદા.

(૨) હિંદી વસાહતો અને વધારો;
(૩) વેસ્ટ ઇન્ડિઝ અને ઇસ્ટ ઇન્ડિઝ ટાપુઓનાં વેપારી મથકો અને પાવેતર અને મૂળ ઉત્પત્તિ;
(૪) આફ્રિકાનો કિનારો,
(૫) કેનેડા કેવી રીતે સામ્રાજ્યનો ભાગ બન્યું, તેની કિંમત (અગત્ય);
(૬) બ્રિટિશ સામ્રાજ્યમાંથી તેર સંસ્થાનો કેવી રીતે છુટાં પડયાં;
(૭) આસ્ટ્રેલિઆની શોધ.

૬. ૧૭૮૯ નું યુરોપ.—

૧૮૧૫ નું-યુરોપ. (ઐતિહાસિક ભૂગોળ)
૧૭૮૯ ની દુનીઆ, ૧૮૧૫ની દુનીઆ. (ઐતિહાસિક ભૂગોળ.)
(રાજકીય ફેરફારો બતાવવા ચાર મોટા ભીંતે ટાંગવાના નકશા જોઇએ.)
ફ્રેંચ લડાઇઓ (૧૭૯૨-૧૮૧૫) અને ફ્રેંચ વિપ્લવની નીચેનાં ઉપર અસર.—

(અ) બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર—દક્ષિણ આફ્રિકા, અને કેટલાક ટાપુઓ અને બંદરો ઉપર અસર. વધારામાં.—

(બ) તે સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા.—
(૧) કેનેડા (સ્વરાજ્ય ભોગવતું)
(૨) ૧૮૩૨ નો પાર્લામેન્ટના સુધારાનો કાયદો અને તે પછીના તેવા કાયદા;
(૩) આસ્ટ્રેલિઆ અને દક્ષિણ આફ્રિકા; પછીથી સ્વરાજ્યતંત્ર;

**૭. ૧૯મા સૈકામાં બ્રિટિશ સામ્રાજ્ય.—**

(૧) ઇંગ્લેંડ દુનિયાનું કાર્યક્ષેત્ર; શરૂઆતનો લાભ.
(૨) નવી જાતના વેપાર–કોલસા. તૈયાર કરેલી વસ્તુઓ (પાકો માલ)– ખોરાક. કાચો માલ–વગર જકાતી વેપાર માટે કારણો.
(૩) પૂર્વ દેશો પૈસાના રોકાણ માટે અને મેળવવા માટે પશ્ચિમ દેશોનું બજાર; દા. ત. ચીનનાં બંદરો અને હિંદ ઉપર રાજકીય આધિપત્ય;
(૪) કોલસો–વહાણો–રેલ્વે,
વ્યાપારી અને આર્થિક આધિપત્ય,
આફ્રિકા, યુરોપ અને અમેરિકામાં અંગ્રેજોનાં રેલ્વે બાંધકામ
(૫) અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે શરાફી પેઢીઓ અને ધીરધાર;
(૬) અંગ્રેજી કારખાનાંની સ્થિતિ;
(૭) બળનાં નવાં સાધનો, વરાળ, ગેસ, પેટ્રોલ, વીજળી વગેરે:—
આની નીચેની બાબતો ઉપર અસર.—
(अ) વહનનાં સાધનો. વ્યવહાર (વખતના હિસાબે દુનીઆનું કદ)
અને (બ) ઉદ્યોગનો વિકાસ અને વ્યવસ્થા;
(૮) ઓગણીસમા સૈકાનું ઇંગ્લૅંડનું જીવન (૧૮૯૦)

**૮.** (अ) ઓગણીસમા સૈકામાં આફ્રિકાના વિભાગ અને સંસ્થાનોની વસાહત
(ब) આસ્ટ્રેલિઆની આર્થિક દૃષ્ટિએ વસાહત
(क) ચીન, ઇજિપ્ત (સુદાન) અને ઈરાનના અખાતમાં આર્થિક અને રાજકીય ડખલ

**૯. ૧૯૧૪ની દુનીઆ-(ઐતિહાસિક)** } બ્રિટિશ સામ્રાજ્ય અને રાષ્ટ્ર-
**૧૯૧૮ ની દુનીઆ-(ભૌગોલિક)** } ભાવના સંબંધી ખાસ.

**નોંધ:** (૧) હિંદના ઐતિહાસિક સમય અને સામ્રાજ્યના ઐતિહાસિક સમયની સરખામણી કરનારો સમયતખ્તો. (સ્કેલ પ્રમાણથી)–(વિદ્યાર્થીઓનું એકત્ર કામ.)
" ૨. અગત્યની તારીખો:—કાર્યકારણના પરિણામ બતાવતી અને ઐતિહાસિક વિગતનો ક્રમ બતાવતી;
૩. ૬. અને ૯ માટે રંગીન ભીંતે ટાંગવાનો નકશો. વિદ્યાર્થીનું એકત્ર કામ.
યુરોપનો અને દુનીઆનો ૧૮૮૫ નો રાજકીય નકશો.

### ૫ ભૂગોળ:—
### શહેર વિભાગ.

**૧ પૃથ્વી પર રહેતા લોકોનું જીવન.—**

૧. તેમની જરૂરિઆતો-બધા પ્રાકૃતિક પ્રદેશોમાં કેવી રીતે પુરી પડે છે.
૨. મનુષ્યે પૃથ્વીની સપાટીપર કેવા ફેરફારો કર્યા છેઃ રેલ્વે, નહેરો, પુલો; અથવા કુદરતી વ્યવહાર માર્ગોનો કેવો ઉપયોગ કર્યો છે. દા. નદીઓ, ખીણો, ઘાટો.
૩. બળઃ મનુષ્ય, પ્રાણી, તેલ વગેરે.

**૨. જગતની આગળ વધેલી પ્રજાઓનો હિંદ સાથેના આર્થિક સંબંધઃ** બ્રિટિશ ટાપુઓ, જર્મનિ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન (લોકો અને તેઓની આર્થિક ઉન્નતિ).

**૩. ભૌગોલિક દૃષ્ટિએ હાલની સુધરેલી પ્રજાઓનો સામાન્ય પરિચયઃ** દા. યુનાઇટેડ સ્ટેટ્સ, ડેન્માર્ક, રશિઆ, ઇંગ્લેંડ, આરજેનટાઇન, જાપાન, ફ્રાન્સ.

**૪. પ્રાયોગિક.—**

૧. વ્યાપારી આંકડાઃ હિંદને લગતી અને દેશપરદેશની વપરાશની ચીજોની આંકડાવારી, હિંદને લગતી ચાલુ વપરાશની ચીજોની આંકડાવારી—નિકાસ અને આયાત.
૨. નકશાવડે અને તેનીજ મદદથી પગપાળા મુસાફરી કરવી.
૩. ઉત્તર, અને ઉત્તરધ્રુવ શોધવાં અને હોકાયંત્રનો ઉપયોગ કરવો.
૪. થર્મોમિટર ( ઉષ્ણતામાપક યંત્ર ) અને બેરોમિટર (વાયુભારમાપક યંત્ર)નો ઉપયોગ.

**૫. પ્રાકૃતિકઃ**

જમીન અને પાણીના આકાર, હિમજનિત મેદાનો, લાવાનાં મેદાન, નદીનાં મેદાન, પર્વતો ઉચ્ચ પ્રદેશો, જ્વાળામુખી પર્વતો, ખીણો, દરીઆ-કિનારો, દ્વીપો, નદીઓ, સમુદ્રો અને સમુદ્રતળ.

પૃથ્વીનું પૃષ્ઠ, જુના ખડકો, પૃથ્વીના પૃષ્ઠના ફેરફાર, ધરતીકંપો, પૃથ્વી ઉપરના ચૈતન્યનો ઇતિહાસ, પછીથી બનેલા ખડકો-કેવી રીતે બન્યા, શોધો.

### ૬. વિજ્ઞાન.—
### ગૃહવિજ્ઞાન.—

૧. પ્રાથમિક વિજ્ઞાનના પાઠ.
૨ ઘર.

રાંધવું.
સિવણકામ (જુદો અભ્યાસક્રમ),
ધોબીકામ.
ગૃહિણીકળા.
માતૃકળા.
ઘરમાં સારવાર.

## પ્રાથમિક વિજ્ઞાનના પાઠ. —

પદાર્થવિજ્ઞાન. —

પદાર્થનાં ત્રણ રૂપ અને તેમના ભેદ બતાવનારાં લક્ષણ.

ઉષ્ણતા.—ગરમીમાપક યંત્ર–સેન્ટિગ્રેડ-ફેરનહાઇટ. વિદ્યાર્થીઓએ પહેલાં તેમનાં કાચાં ગરમીમાપક યંત્ર બનાવવાં અને જુદી જુદી સ્થિતિમાં તેનું માપ તપાસવું અને પછી ધોરણ પ્રમાણે માપ બતાવનારાં વાસ્તવિક ગરમીમાપક યંત્રનો અભ્યાસ કરવો.

વિકાસ થવો અને સંકોચાવું.

ગરમી માટેની પદાર્થની શક્તિ, બાષ્પ ભવન અને ઠરવું, વહન સારા અને મંદવાહક પદાર્થો. દરેકના લાભ અને ઉપયોગ.

ઠંડા કરવાની જુદી જુદી રીત–કાચના વાસણને એકદમ ગરમ કરી ઠંડાં કરવાં. બરફની બનાવટ.

રસાયણશાસ્ત્ર. —

હવાની ઘટના, બળવું, ઓક્સીડેશન.

પાણીના ગુણ–ભારે અને હલકું પાણી; પાણીને હલકું કરનારા પદાર્થો અને તેમનાં કામ. પાણી સ્વચ્છ કરવાની રીત.

અલ્કલી, તેજાબ–ક્ષાર.

સાબુ–તેની બનાવટ–તેની ભારે અને હલકા પાણી ઉપર અસર

લોઢું, પિત્તળ, ત્રાંબું અને એલ્યુમિનિયમનો ઉપયોગ અને તેના ગુણ.

કાર્બન, ગંધક, ફોસ્ફરસ, ક્લોરાઇન, કેલશિઅમ, મીઠાનો ઉપયોગ અને તેના ગુણ.

ટંકણખાર, પોટેશિયમ પરમેંગેનેટ, આલ્કોહોલ, આયોડોફોર્મનો ઉપયોગ અને તેના ગુણ.

આ અભ્યાસક્રમમાં શીખેલા સિદ્ધાન્તોનો ઉપયોગ વ્યવહાર જ્ઞાન શીખવવામાં કરવો. દા. તરીકે–રાંધવામાં, ધોવામાં, ગૃહિણીકળા પ્રાથમિક સારવાર.

## ૨ ઘર.—

**મકાનની પસંદગીમાં વિચાર.—**

(अ) ભાડુ કે કિમ્મત.
(व) કામ કરવાના સ્થળની નજીક.
(क) સ્થળ.
(ड) દેખાવ.
(इ) જમીન.
(फ) મળતી સગવડ.
(ग) વેન્ટીલેશન.
(ह) આરોગ્ય.

મ્યુનિસિપાલિટિ અગર સ્થાનિક સત્તા આસપાસની જગ્યાની સફાઈ અને આરોગ્ય માટે કેટલી જવાબદાર છે. કઈ સત્તાને ફરિયાદ કરવી —સામાન્ય ભૂલો—તે કેમ દૂર કરવી કે કરાવવી. કચરો, નંકામું પાણી કે મેલાનો નિકાલ. ઘરનું આરોગ્ય—જંતુનાશક દવાઓથી કેવી રીતે ચોકસાઇપૂર્વક સફાઇ રાખવી અને ગંધ ઓછી કરવી.

## ૩ રાંધવું.—

**(अ) રસોડાનું આરોગ્ય.—**

સપાટી અને દિવાલો—કચરો અને પડી રહેલી ચીજોનો નિકાલ. ખોરાક સંઘરવાની સગવડ. દાખલા તરીકે, દૂધ, શાક, માંસ, માછલી, કઠોળ, મસાલા, પીવાના પાણી અને ઘરવપરાશના પાણી માટે સગવડ, વાસણની પસંદગી.

(ब) **રસોડામાં કરકસર**—અગાડ નહિ, ખોરાકની અગત્ય અને ગુણના પ્રમાણમાં કેવી રીતે વસ્તુ પસંદ કરવી—જોઇતી ચીજોના પ્રમાણનો અડસટ્ટો, કિમ્મત.

(क) **બળતણ**—પ્રકાર—લાભ—કિમ્મત—તેલ અને પેટ્રોલના સ્ટવની સંભાળ અને વ્યવસ્થા—સાવચેતી.

(ड) **ખોરાકની ઘટના**—અને ખોરાક તરીકેની અગત્ય. સામાન્ય ખોરાકના પદાર્થોનો તેમની ખોરાક તરીકેની અગત્યની દૃષ્ટિએ અભ્યાસ કરવો. મેંદા કે કોષદ પદાર્થ વગેરેની રાસાયણિક કસોટી.

(इ) **રાંધવાની રીતો**-તળવું, ઉકાળવું, બાફવું, શેકવું,—જુદા જુદા ખોરાકના પદાર્થોને યોગ્ય અને તેની તેના ઉપર અસર, મસાલાનો ઉપયોગ—શા માટે જરૂરી.

(ફ) **સામાન્ય વાનીઓ**–બનાવટ. રોટલી, પુરી, દાળ, ભાત, કઢી, કચુંબર, શાક તરકારી, મિઠાઈ, પીવાની ચીજો, ચા, કોફી, અને બીજી હિંદી બનાવટો. મુરબ્બા અને અથાણાં. ભોજન કેવી રીતે પીરસવું. જોઈતા પ્રમાણમાં ખોરાકનાં તત્ત્વો મળી રહે એવી રીતે એક અઠવાડીઆ માટેની જમવાની વાનીઓનો કાર્યક્રમ ઘડવો અને કિમ્મતનો અડસટ્ટો કરવો.

(ગ) **માંદા માણસ માટેનો ખોરાક**–સુપની બનાવટ, કાંજી, જવનું, ચોખાનું પાણી. બાળક અને નાના છોકરાં માટે ખોરાકની બનાવટ. ફળના રસ, શાકતરકારીના રસ, કાંજી, પેટન્ટ ખોરાક.

### ૪. સિવણકામ–જુદો અભ્યાસક્રમ.

### ૫. ધોબીકામ.—

જુદી જુદી જાતના પદાર્થ–કેવી રીતે પસંદ કરવા.

(૧) ધોવાનાં કપડાં જુદાં પાડવાં–કારણ–સમું કરવું, રંગ, ડાઘા, પદાર્થો. કપડાં પલાળવાં, બાફવાં—ઘણાં ગંદાં કપડાં માટે પેરેફિનનો ઉપયોગ.

(૨) કપડાં ધોવાં.—
ભારે અને હલકું પાણી—પ્રયોગ–નરમ કરનારા પદાર્થો–વધારે પ્રમાણની અસર–બ્લીચિંગ પાઉડર–ઘટના અને અસર–સાબુ–ઘટના. કેવી રીતે બનાવવો–સાબુને બદલે વાપરવાની ચીજો–અરીઠા, ભુસુંછોડાં, સાબુની કાંજી અને તેની બનાવટ.
કાંજી—કેવી રીતે બનાવવી અને ઉપયોગ.
વાદળીરંગ (ગળી)—તેનો ઉપયોગ–ઘટના.

(૩) સુતરાઉ સફેદ કપડાં ધોવાં–બાફવાં, વાદળી રંગ (ગળી) કરવો, જરૂર પડે કાંજી નાંખવી, અસ્રી કરવી.

(૪) સુતરાઉ રંગીન કપડાં ધોવાં–મીઠાનો ઉપયોગ–બ્રાન, સરકો, અરીઠા, રંગ ફેલાતો અટકાવવા માટે સાવચેતી.

(૫) રેશમી કપડાં ધોવાં અને અસ્રી કરવી.

(૬) ઊનનાં કપડાં ધોવાં.

(૭) બાળકનાં કપડાં–ધોવાં–ચામડીને આળી કરે તેવી ચીજોથી દૂર રહેવું..

(૮) ડાઘા દૂર કરવા, કઢી, ફળ, સાહી, ચા, કોફી, રંગ, ડામર.

(૯) રંગવું ( ઐચ્છિક )

## આદર્શ મુખ્ય શિક્ષકના ખાસ ગુણો:

સાચો સદ્‌ગૃહસ્થ કે સન્નારી.

આનંદી, ચતુર (યુક્તિબાજ), વિનોદી.

માનસશાસ્ત્રી, સહાનુભૂતિવાળો, બાળકો ને શિક્ષકો સાથે ગળતાવડો, વફાદાર ને મદદનિશો પર ભરોસાવાળો, વિનય સાથે સ્વમાની, શિસ્તપાલક, વ્યવસ્થાની શક્તિવાળો, દેખાવે ઠીક, પુખ્ત ઉંમરનો (મધ્યમ વયનો), જુસ્સાવાળો, ઉત્સુકતાવાળો, સારો શિક્ષક, દોરનાર (સલાહકાર) ને દેખરેખ રાખનાર, ચારિત્ર્યવાન, નિષ્પક્ષપાતી, વાલીનો સહકાર સાધનાર.

જે નિબંધો આવેલા છે તેમાંથી આદર્શ મુખ્ય શિક્ષકના ખાસ ચુંટી કાઢેલા ગુણો આ નીચે જણાવવામાં આવે છે અને તે માટે પ્રથમના બે સારા નિબંધ આપવામાં આવે છે.

૧

કેળવણીખાતાની દૃષ્ટિએ જોઈએ તો મુખ્ય શિક્ષક એટલે જેના તાબામાં સ્કૂલ તથા સ્કૂલના સઘળા શિક્ષકો હોય છે તેમજ શાળાના તંત્રની નિયમિતતા માટે તેમજ બીજી વ્યવસ્થા માટે જેને પ્રમાણભૂત માનવામાં આવે એવો શાળાનો એક સઘળી જવાબદારીવાળો માણસ.

શાળાની દૃષ્ટિએ જોઈએ તો હેડમાસ્તરને ભણાવવા ઉપરાંત ઘણી કામગીરી હોય છે. આદર્શ મુખ્યશિક્ષક કોઈ નવી શાળામાં નિમાય કે તરતજ તેનું ધ્યાન પ્રથમ શાળાના મકાન ઉપર જાય. જો સારા મકાનની સગવડ ન હોય તો સરકારી કે ખાનગી ગ્રાંટમાંથી અગર જાહેર સખાવતથી તે ઉભું કરવા તરફ તેણે બધી શક્તિ વાપરવી જોઈએ.

ત્યારપછી શાળાની અને વિદ્યાર્થીઓની સફાઈ તરફ તેનું ધ્યાન જાય છે. ભણાવવા જેટલુંજ આ પણ ઉપયોગી કાર્ય છે એ વાત ધ્યાન બહાર ન જવી જોઈએ.

નિશાળમાં જોઈતું ફરનિચર તથા નિશાળના શણગાર માટે નકશા, જુદાં જુદાં ચિત્રો વગેરે માટે તેણે બને ત્યાંથી જોગવાઈ કરવીજ જોઈએ. તે સિવાય શાળાના મકાનની સાથે છુટી જમીન હોય તો તેમાં શાળાના વિષયોને ઉપયોગી થાય એવો બગીચો બનાવવાની તેને કાળજી હોવી જોઈએ. કોઈ પણ આદર્શ શિક્ષક નવી જગાએ જતાંની સાથે આટલું કરવાની કાળજીવાળો હોવો જોઈએ.

હવે શાળાની અંદરની બાબતોનો વિચાર કરીએ. મુખ્યશિક્ષકે દરેક વિદ્યાર્થીનો વ્યક્તિગત વિચાર કરવો જોઈએ અને એના ગુણ અવગુણનું

તેને થોડાજ સમયમાં જ્ઞાન થઈ જવું જોઈએ. આમ વ્યક્તિવાર અભ્યાસ સિવાય તે દરેકના માનસને ન્યાય આપી શકશે નહિ. શાળામાં ગુન્હા કેવા થાય છે, વધારે ગુન્હાવાળાં કૃત્યો કોણ કરે છે તે સંબંધી તેણે ઊંડા ઉતરીને જોવું જોઈએ. એમ કરવામાં ગુન્હેગારની યાદી બનાવવાથી ગુન્હા નહિ સુધરે; પરંતુ ગુન્હાનાં મૂળ શોધી કાઢવાં પડશે. શિક્ષાથી ગુન્હા ઓછા થાય છે, એ વાત હવે નવા શિક્ષકે છોડી દેવી જોઈએ. દરેક ગુન્હાનો ઉકેલ માનસશાસ્ત્રની દૃષ્ટિથી થવો જોઈએ. તેની કઈ વૃત્તિએ તેને આ ગુન્હો કરવા ઉશ્કેર્યો છે એ આદર્શ શિક્ષકે તરતજ સમજી લેવું જોઈએ.

ઉપશિક્ષકો તરફ કેવી રીતે વર્તવું એ બાબત પણ બહુ અગત્યની છે; કારણ કે શાળાની આબાદીનો તેની પર આધાર છે. દરેક શિક્ષક શુદ્ધ કર્તવ્યનિષ્ઠાથી પોતાની ફરજ બજાવે એવી ધંધાદારી હોંસ ઉભી કરવી જોઈએ. તેણે દરેક સાથે માયાળુપણે વર્તવું જોઈએ, પરંતુ તેની સાથે અતિ પરિચય નહિ રાખવો જોઈએ. ખાસ કરીને પોતાના વર્તનથી તેમના ઉપર દાખલો બેસાડવો જોઈએ. દરેક વિષયની શાસ્ત્રીય રીતો તેમને બતાવવી, નમુનાના પાઠો આપી બતાવવા, વિદ્યાર્થીના દેખતાં તેમને ઉતારી પાડવા નહિ, એ બધી તેમને વશ કરવાની રીતો છે.

મુખ્યશિક્ષક પોતે બહુશ્રુત અને દરેક પદ્ધતિનો જાણનાર હોવો જોઈએ. તેનું વાચન વિશાળ જોઈએ, તેણે પોતાનાં ચારિત્ર્ય અને વિદ્વતાની છાપ ગામ, ઉપશિક્ષક અને વિદ્યાર્થી ઉપર બેસાડવી જોઈએ. વિદ્યાર્થીઓમાં યોગ્ય સ્પર્ધા જાગે, ગામ લોકો તેમાં રસ લે અને એ રીતે જોઈતાં નાણાં મળે એટલી કુનેહ તેનામાં હોવી જોઈએ. સંગીત, સંવાદ, શારીરિક કસરતો, ચિત્રકામ, વગેરેની હરિફાઈ થાય તો શાળાના વાતાવરણમાં આપોઆપ ઉત્સાહ આવે અને ગામ પણ રસ લે. આથી જરૂરી આર્થિક મદદ આપોઆપ મળી જાય. આ બધાનો આધાર મુખ્યશિક્ષક પર છે. શાળાના વાતાવરણમાં રસની જમાવટ થઈ એટલે આપોઆપ બધું વ્યસ્થિત થઈ જશે અને મુખ્ય શિક્ષકની ઘણી મુશ્કેલી ઓછી થઈ જશે.

આ બધું કરવામાં તેણે શારીરિક શિક્ષા અને ખોટા આવેશને તજવાંજ જોઈએ. વિદ્યાર્થીને એમ થાય કે આ કૃત્ય કરવાથી મુખ્ય શિક્ષક મારા પર નારાજ થશે. વિદ્યાર્થીના હૃદયમાં જે મુખ્યશિક્ષક આટલું સ્થાન મેળવી શકે તે મુખ્ય આદર્શ શિક્ષક છે, એ નિર્વિવાદ છે.

ટુંકાણમાં, તેના ચારિત્ર્યમાંથી બધાને પ્રેરણા મળે, તેના નિયમિત જીવનથી બધું તંત્ર નિયમિત બને, તેના જ્ઞાનથી ઘણા જણ જ્ઞાન તરફ

આકર્ષીય. પરીક્ષાની દષ્ટિથી નહિ, પરંતુ સર્વદેશીય વિકાસની દષ્ટિથી કેળવણી આપે એ આદર્શ શિક્ષક ગણાય.

**લાખુભા જસવંતસિંહ ચુડાસમા**
ત્રીજું વર્ષ પ્રે. રા. ટ્રે. કૉ.—**અમદાવાદ.**

---

૨

**મહત્તા અને જવાબદારી:—**

શાળા, શિક્ષણ અને શિષ્યના અભ્યુદયની આશા, પ્રગતિની સીમા, મુખ્ય શિક્ષક પર અવલંબે છે. શાળાની પ્રતિષ્ઠા, આબાદી, ખીલવટ, વિકાસ અને વિશુદ્ધિ મુખ્યશિક્ષક પર આધાર રાખે છે. જેથી **યથા શિક્ષક તથા શાળા** કહીએ તો અસત્ય નથી.

શિક્ષણ સંસ્થાના—ભવ્ય મહેલાતના સાચા આધારસ્થંભ શાળાના મુખ્ય શિક્ષક છે. સમાજજીવન, સમાજશાસ્ત્ર, સમાજભાવિ, સમાજકલ્યાણ અને સમાજસંસ્કાર માટે સાચો જવાબદાર મુખ્ય શિક્ષક છે. બીજા ધંધાદારીની માફક તે ઉત્તમ કલાકાર છે.

જે મુખ્ય શિક્ષક શિષ્યની શારીરિક, માનસિક, આધ્યાત્મિક, અને આર્થિક ઉન્નતિ સાધે છે, જીવનના હરકોઈ કૃત્ય કરવાની શક્તિ પ્રેરે છે, ભાવિ પ્રજામાં સંસ્કાર રેડે છે અને પ્રજાજનો જેની પાસેથી સમાજ અભ્યુદયની આશા સેવે છે તેવા શિક્ષકોના પણ માર્ગદર્શક મુખ્ય શિક્ષકની મહત્તા ઓછી નથી. ઉપનિષદ્ પણ આનો કરે છે કે:—

**"માતૃ દેવો ભવ, પિતૃ દેવો ભવ, આચાર્ય દેવો ભવ."**

**જવાબદારીઓ—**

જ્યારે જ્યારે મહત્તા વધે છે ત્યારે ત્યારે જવાબદારી પણ વધે છે. જવાબદારીથી મનુષ્ય વિમુખ થાય છે, કર્તવ્યભ્રષ્ટ થાય છે અને માત્ર મહત્તાના—ઉન્નતિના યશોગાન સાંભળી કુંભકર્ણની નિદ્રામાં ઘોરે છે ત્યારે મહત્તાના—ઉન્નતિના શિખરે વિરાજેલો મનુષ્ય ખીણ અને ખાડામાં ગબડી પડે છે; માટે મહત્તા જાળવવા—વૃદ્ધિ કરવા અને ઉન્નતિ સાધવા "જવાબદારીનું" જે મુખ્ય શિક્ષક વિસ્મરણ કરતો નથી એ આદર્શ મુખ્ય શિક્ષક છે.

તેમની જવાબદારીઓ:—

(૧) પોતા પ્રત્યેની (૨) સ્ટાફ પ્રત્યેની (૩) શાળા પ્રત્યેની (૪) શિષ્ય

અને શિક્ષણ પ્રત્યેની (૫) શહેરી પ્રત્યેની.

**(૧) પોતા પ્રત્યેની જવાબદારીઓ.—**

જ્યારે કોઈ કલાકારોને ઘણી જવાબદારીઓ કલાક, દિવસ કે, માસ પુરતી હોય છે, કોઈ કલાકારોને ઘણી જવાબદારીઓ વર્ષ પુરતી હોય છે, ત્યારે મુખ્ય શિક્ષક એક એવો કલાકાર છે કે જેની **જવાબદારી શિષ્યની જિંદગી પર્યંતની, સમાજમાં સૈકા સુધીની છે.** જે મુખ્ય શિક્ષક પોતાની જવાબદારી કેટલી ઉત્તમ, દીર્ઘ અને મહત્તાવાળી છે એ ખ્યાલ કદાપિ ભૂલતો નથી તે આદર્શ મુખ્ય શિક્ષક છે.

**આદર્શ મુખ્ય શિક્ષકના લક્ષણો:—**

| | |
|---|---|
| (૧) કર્તવ્યનિષ્ઠા | (૧૧) દઢ સંકલ્પ |
| (૨) ધંધાની તાલીમ | (૧૨) કુનેહથી કામ લેવાની કળા |
| (૩) સચોટ જ્ઞાન | (૧૩) સ્વમાન |
| (૪) શારીરિક દુરસ્તી | (૧૪) યોગ્ય વિશ્વાસ |
| (૫) શિક્ષણમાં તલ્લીનતા | (૧૫) સમુદ્ર જેવી ગંભીરતા |
| (૬) પ્રેમ અને અહિંસાની ઉપાસના | (૧૬) ત્રાજવા જેવો ન્યાય |
| (૭) ઉત્સાહ | (૧૭) શાળાની સૂક્ષ્મ બાબત પર લક્ષ |
| (૮) વ્યવસ્થાશક્તિ | (૧૮) કહેણી તેવી રહેણી |
| (૯) નિયમિતતા | (૧૯) પૃથ્વી જેવી સહનશીલતા |
| (૧૦) સ્વચ્છતા ને સુઘડતા | (૨૦) કદર |

વળી (૧) ધંધાનું જ્ઞાન (૨) કેળવણીના હેતુ (૩) બાલ માનસનો અભ્યાસ (૪) માનસશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રનું અધ્યયન (૫) શિક્ષણની રજુઆત (૬) વિવરણશક્તિ (૭) શુદ્ધ ઉચ્ચાર (૮) ભાષાપર કાબુ (૯) પ્રશ્ન પૂછવાની ચાલાકી (૧૦) સાધનનો ઉપયોગ (૧૧) વિષયનું સચોટ-જ્ઞાન (૧૨) સ્ફૂર્તિ (૧૩) બાળક પ્રત્યે પ્રેમ (૧૪) રસિક શિક્ષણ અને (૧૫) શીઘ્ર, સરળ, સંગીન, શાસ્ત્રીય, કુદરતી, રસિક પદ્ધતિની પિછાણ, એ અવસ્ય જરૂરનાં છે.

**મુખ્ય શિક્ષકે આદર્શ મુખ્ય શિક્ષક થવા નીચેના દુર્ગુણો આજથી ત્યાગવા.—**

(૧) લોભને કંજુસાઈ (૨) ચિડાસ (૩) ભય (૪) ખુશામત (૫) લઘરા જેવો પોશાક (૬) કુટેવો–બીડી પીવી, ગાળો દેવી (૭) કુસંગ (૮) પ્રમાદ (૯) અરસિકતા.

જ્યારે શિક્ષક દુર્ગુણોથી મુક્તિ મેળવી કહેલા (૨૦) ગુણો ધરાવતા મુખ્ય શિક્ષકો થશે ત્યારે તે શિક્ષકો પથરામાંથી દેવ પ્રકટાવશે, બાળકની સંસ્કૃતિ વિકસાવી બાળકને પ્રભાવશાળી વ્યક્તિ અને ઉચ્ચનાગરિકના ધર્મો શીખવી દુનિયામાં સ્વર્ગ સરજાવશે.

તે સમયે બેકારીની ભૂતાવળો નહિ ઉભરાય;
તે સમયે કારાગૃહો બંદીવાનોથી નહિ છલકાય;
તે સમયે માંદા અને માયકાંગલાથી દવાખાનાં નહિ ભરાય;

પરંતુ તે સમયે સશક્ત, ઉદ્યોગી, આધ્યાત્મિક, અને સંતોષી જીવન ગાળતા દેખાશે. વ્યવસ્થા, સ્વચ્છતા, નિયમિતતા અને સ્વતંત્રતા ઠેર ઠેર જોવામાં આવશે.

**(૨) સ્ટાફ પ્રત્યેની જવાબદારી.—**

સ્ટાફ અને મુખ્ય શિક્ષક વચ્ચે સંપ ન હોય તો સમજવું કે શાળાની આબાદીના પાયા ડોલ્યા છે. માટે શાળાની આબાદી માટે મુખ્ય શિક્ષકમાં નીચેના ગુણો જોઈએ.—

અ સંપ બ નિષ્પક્ષપાત ક દૃઢ સંકલ્પ ड કામની કદર ढ યોગ્ય વિશ્વાસ फ ખાનગી ટયુશનો પર યોગ્ય અંકુશ અને એક વાર્ષિક પરીક્ષામાં નબળા વિદ્યાર્થીને પ્રમોશન આપવા માટે વિવેક.

સ્ટાફ, શિષ્ય અને શિક્ષણ માટે:—

મુખ્ય આદર્શ શિક્ષકે નીચેના નિયમનો અમલ કરવો.—

(૧) દાદા આદમના વિચારોનો ત્યાગ કરી, ખુશામતીઆને ઉત્તેજન આપવું નહિ.
(૨) પરીક્ષા લેવામાં, વર્ગ સોંપવામાં, વિષયની વહેંચણીમાં, દફતરી કામમાં અને રજાની મંજુરીમાં પક્ષપાત રાખવો નહિ.
(૩) શિક્ષણ કરતાં બહુજ અમૂલ્ય દફતર નથી, જેથી { (જોઈએ તે કરતાં) [ શિક્ષણ તરફ બેદરકારી રાખી ] } દફતરમાંજ ગોથાં ખાવાં નહિ.
(૪) નજીવી બાબતોને પણ ખાનગી ખાનગી કુટી મારી બિલ્લાડીના બચ્ચાં માફક આમતેમ છૂપી રાખો નહિ. (યોગ્ય વિશ્વાસુ બનો).
(૫) ટકેશેર ભાજી ટકેશેર ખાજાં તોળો નહિ; પરંતુ આટલું તો કરો.—
(૧) વર્ગો નિયમિત તપાસવા.
(૨) નિયમસર દરેકના કામ પર દેખરેખ રાખવી.
(૩) ગમે તેવું કામ નિભાવી લેવું નહિ.

(૪) શિક્ષણ શૈલી યોગ્ય છે ? જરૂરનું શિક્ષણ અપાય છે ? બાળક ગ્રહણ કરે છે ? બાળકનો વિકાસ સધાય છે ? ઉપરની બાબત પર ધ્યાન આપો.
(૫) આસિ. સાથે વિચારવિનિમય ને સહકાર સાધી માર્ગદર્શક બનો.
(૬) **પવનચક્કી માફક વિચારો ફેરવો નહિ.**
(૭) પોતાના કાર્યથી શિક્ષકને પ્રેરણા આપો.
(૮) સત્તા કરતાં સ્નેહથી કામ લો.
(૯) ગામગપાટા ઝીકવા કરતાં શિક્ષણ સંબંધી ચર્ચા કરો.
(૧૦) માસિક કે ત્રૈમાસિક સગવડ પ્રમાણે શિક્ષકસમાજ ભરો.
(૧૧) કોને ? કયા ધોરણમાં ? શામાટે ? કેટલી કેટલી મુશ્કેલી પડે છે ? આ બાબતો માટે મેં કંઇ વિચાર્યું છે ? દરેક બાબત પર વિચાર કરવો.
(૧૨) પ્રદર્શન,મેળાવડા, અને વ્યાયામના પ્રયોગો છમાસિકકે વાર્ષિક બનાવો.
(૧૩) હુન્નરકળાની ( પાટી–આસનીઆં–નેતરકામ–ક્રેટવર્કની )શરૂઆત કરો.
(૧૪) પ્રજાજન સાથે સહકાર સાધી બાલ લાઇબ્રેરી, વ્યાયામનાં સાધનો, શિક્ષણનાં સાહિત્યો બનાવો.
(૧૫) વિદ્યાર્થીની શારીરિક દુરસ્તી માટે ખાસ ધ્યાન આપો.
(૧૬) સારા અને નબળા વિદ્યાર્થીની નોંધ રાખી યોગ્યતા પ્રમાણે તેમની પાસેથી કાર્ય લેતા થાઓ ( લાઇબ્રેરીની વ્યવસ્થા વગેરે ).
(૧૭) સેવાભાવથી, સહકારથી, સમભાવથી લોકપ્રિય બની, શહેર ઉન્નતિનાં કાર્યો કરો " અક્ષરજ્ઞાનની યોજના હાથ ધરો.
(૧૮) શિક્ષણ કરતા શિષ્ય પર વધારે ધ્યાન આપો.
(૧૯) પુસ્તકના કીડા બનાવી બાળકને જ્ઞાનભારે લાદવા કરતાં યોગ્યાયોગ્યનો વિચાર કરી કેળવણી આપો ( માત્ર ભણાવો નહિ).
(૨૦) વાચન પુષ્કળ રાખો, ઘણા અનુભવો લો; પરંતુ પરિસ્થિતિ, સાધન, શક્તિ અને સ્થળનો વિચાર કરી, પદ્ધતિ સ્વીકારશો.

**( દંભ ને રોફ ખાતર પદ્ધતિના ગુલામ થશો નહિ. )**

શાળાપ્રત્યેઃ—

| | |
|---|---|
| (૧) વ્યવસ્થા | (૪) સંખ્યાની આબાદી |
| (૨) નિયમિતતા | (૫) સામાનની સારી સ્થિતિ |
| (૩) સ્વચ્છતા | (૬) વિદ્યાર્થી સંસ્કારી, વિવેકી અને, બુદ્ધિશાળી ને ચાલાક. |

**વ્યવસ્થાઃ**—વર્ગોની બેઠકો વિદ્યાર્થીની તંદુરસ્તીને અનુકૂળ ન હોય; નકશા અહીંતહીં રખડતા હોય; દફતર ગમે તેમ પડયું હોય; ચિત્રો ઢંગધડા વિનાનાં અવ્યવસ્થિત ટાંગ્યા હોય; આવી શાળામાંથી શિક્ષણ લેનાર શિષ્યના સંસ્કાર કેવા હોય!

મુ. શિક્ષક આ બાબત ઘણું કરી શકે છે. વિદ્યાર્થીના બેસવામાં હાલવામાં, સ્તુતિના સમયે રજા સમયે ઘેર જવામાં, કાગળના ટુકડા ફેંકવામાં અને ઘણી વખત કપડામાં પણ વ્યવસ્થા હોતી નથી.

ઉપરની બાબતમાં મુ. શિક્ષક કાળજી રાખી ધીમે ધીમે પણ સુધારો કરે તો અવશ્ય ભવિષ્યમાં સારી વ્યવસ્થા રહે.

લગ્નોમાં, વરામાં, મેળામાં, સભામા, સંમેલનોમાં, રમતગમતમાં, સ્ટેશનમાં કે ટ્રેનમાં ક્યાંય વ્યવસ્થાના દર્શન થાય છે? કારણ? **ગૃહશિક્ષણની અને શાળા શિક્ષણની બેદરકારીનાં** એ પરિણામ છે. માટે મુખ્ય શિક્ષકે વર્ગમાં, તેમજ સામાન્ય જીવનમાં વિદ્યાર્થીઓને વ્યવસ્થા રાખવા પ્રેરવા.

**ભાનુશંકર મહાશંકર રાજયગુરૂ**
તા. સ્કૂલ. **ચિતલ.**

## આદર્શ મદદનિશ શિક્ષક

શાળાપત્રના વાચકવર્ગ પાસેથી ગયા અંકોમાં 'આદર્શ મુખ્ય શિક્ષક' ના શીર્ષક નીચે વિચારો માગ્યા હતા તેમાં શિક્ષકો તરફથી ઠીક પ્રમાણમાં સહકાર મળ્યો હતો; એકે સ્ત્રી શિક્ષક તરફથી તે સંબંધી કોઈ લેખ મળ્યો નથી એ શોચનીય બાબત ગણાય. આ નવા મથાળા નીચે 'મદદનિશ શિક્ષક' કેવો જોઈએ તે સંબંધી વિચારો માગવામાં આવ્યા છે, તો આશા છે, કે આ વખતે સ્ત્રીશિક્ષકો સારો ફાળો આપશે. આ વિષયમાં મુખ્ય શિક્ષકો તેમજ મદદનિશ શિક્ષકો પણ તેમના વિચારો જણાવી શકશે. વિચારોની આપલે થવાથી વિચારોમાં વૃદ્ધિ થાય છે, અને તે દ્વારા આપણી સમક્ષ એક સુંદર આદર્શ ખડો થાય છે.

---

## અમારૂં આનંદ પર્યટન

હિમાલયથી રામેશ્વર સુધી પથરાએલ હિંદ એક અને અખંડ છે, પરંતુ હિંદીઓ પણ અરસપરસમાં જ્યારે હિંદુસ્તાન શબ્દ વાપરે છે, ત્યારે તેનો અર્થ ઉત્તર હિંદુસ્તાન એવોજ થાય છે. હિંદનાં મહાન તીર્થો ઉત્તર હિંદમાંજ છે. ઉત્તર હિંદની ભાષાજ હિંદની રાષ્ટ્રભાષાનું મહામાન મેળવી શકી છે. આમ લૌકિક પરિભાષામાં ઉત્તર હિંદનેજ સમગ્ર હિંદનું પ્રતિનિધિત્વ મળે છે. સર્વને મન ઉત્તર હિંદનું માહાત્મ્ય અધિક છે. તીર્થની

વાત કરશે કે સર્વની દૃષ્ટિ તરતજ ઉત્તર હિંદ તરફ જશે; કારણકે હિંદી સંસ્કૃતિનું એ આદ્ય પ્રેરણાસ્થાન છે. આમ અમારા પર્યટન વખતે પણ અમારૂં ધ્યાન ઉત્તર હિંદ તરફજ આકર્ષાયું. અધુરામાં પુરૂં ગઈ સાલ ગએલા સ્કોલરોએ ઉત્તર હિંદની પ્રશંસા કરીને તેને ખૂબ વેગ આપ્યો. આ બધાંથી આકર્ષાઈને આ સાલ પણ તેજ ક્રમ રાખવા ઉપરાન્ત તેમાં ચિતોડ, ઉદેપુર અને શ્રીનાથજી એટલાં સ્થળ ઉમેર્યાં અને કોલેજના વડાએ તેને સંમતિ આપી. પર્યટનની ગોઠવણ તથા તેને અંગેની કંસેશન, ઉતારાની વ્યવસ્થા, ખાનગી સ્થળો જોવાની વગેરેની વ્યવસ્થા અમારા સાહિત્યાચાર્ય શ્રી. રણજીતભાઈ દેરાસરીએ કરી હતી. તેઓશ્રીએ પ્રોગ્રામ ઘડવામાં પણ વિવિધ દૃષ્ટિએ દરેક જાતની વૃત્તિ સંતોષાય, અને જીવંત ઇતિહાસની ઝાંખી થાય તેનો ખાસ ખ્યાલ રાખ્યો હતો. રજપૂતોનાં ત્યાગ અને બલિદાનના સ્મારકસમાં ચિતોડ અને ઉદેપુર; મોગલાઈ આધિપત્ય સ્વીકારીને શણગારવામાં આવેલા જયપુર અને અંબર; હિંદુ, મુસ્લીમ અને અંગ્રેજી સામ્રાજ્યના ત્રિવેણી સંગમરૂપ દિલ્હી; વેદકાળથી અદ્યાપિ પર્યંત હિંદુઓના આદ્ય પ્રેરણાસ્થાનસમા, સ્ફટિક જેવાં વિશુદ્ધ અને વિકૃતિમુક્ત હિમાલય અને જાહ્નવી; પ્રાચીન કાળમાં મહાન ગણાતાં હોય, પરંતુ અત્યારે જતાં તીર્થનો ખ્યાલ પણ ન આવે એવાં આધુનિક તીર્થસ્થાનો; મોગલાઈ સંસ્કૃતિ અને સ્થાપત્યના પ્રતિનિધિ સમું આગ્રા; વૈષ્ણવ સંપ્રદાયનું મુખ્ય સ્થાન શ્રીનાથજી, આમ આ પર્યટનને અનેક રીતે વૈવિધ્યપૂર્ણ અને રોચક બનાવ્યું હતું. રેલ્વે કંપનિએ પણ દરેક જાતની સગવડવાળો એક ડબ્બો (જેને હવે આપણે બી. ટી. એ નામથી ઓળખીશું) આપ્યો હતો, અને તે અમારી સાથેજ રહ્યો હતો. અમારી સાથે શ્રી. રણજીતભાઈ દેરાસરી, શ્રી. બાપાલાલ દવે, અને શ્રી. પુંજાભાઈ સુતાર આવવાથી સાહિત્ય, સંગીત, અને કલાનો વિરલ યોગ આકસ્મિક મળી ગયો હતો. સાથે રસોયા, નોકરો, તથા સીધું સામાન વગેરે લઈને અમદાવાદથી બપોરે ક. ૩-૨૦ મિનિટે ઉપડતી દિલ્હી એક્સપ્રેસમાં રવાના થયા.

અમોએ લગભગ ૨૦૦૦ માઇલની મુસાફરી કરી અને વિવિધ સ્થળો જોયાં, પરંતુ ચિતોડનું આકર્ષણ અજબ હતું. **"गढ तो चितोड गढ, ओर सब गढैयां"** એ પ્રશસ્તિ ચિતોડને માટે ખરેખર યોગ્ય છે. લશ્કરી દૃષ્ટિએ જોનારજ એનું ખરૂં મૂલ્યાંકન કરી શકે. એમ કહેવાય છે કે હિંદમાં આવતા લશ્કરી અમલદારોને ચિતોડગઢ જોવાની ખાસ ભલા-

મણ કરવામાં આવે છે. પ્રથમ ૧ દરવાજો, અને ૧ કોટ; પછી બીજો દરવાજો અને બીજો કોટ, એ રીતે ઘણા દરવાજા અને કોટ પસાર કર્યા પછી ચિતોડમાં જઈ શકાય છે. કિલ્લામાં બહુજ જરૂરિઆતની વસ્તુ પાણી ગણાય, તેની તો તેમાં અદ્‌ભુત સગવડ છે. કુદરતી ઝરણું દરેક કોટમાંથી પસાર થઈ, ત્યાંનાં તળાવ અને હોજ ભરીને છેવટે નીચે ઉતરી જાય છે. સિંહદ્વારમાં પેસતાંજ રજપૂતયુગનું પ્રેરણાદાયી વાતાવરણ ઉભું થાય છે. અલાઉદ્દીનથી માંડીને અકબર સુધીનાં ૫૦૦ વર્ષમાં રજપૂતોએ કરેલાં કેસરીઆં, રજપૂતસ્ત્રીઓનાં ચિતાસ્નાન, વગેરે યાદ કરતાં મહારાણાશ્રીની રાષ્ટ્રભક્તિના સ્મારકસમુ ચિતોડ આપણને પણ અનાયાસે તે યુગમાં ઘસડી જાય છે, અને આપણે અવાક્ બની જઈએ છીએ. ધર્મ અને માતૃભૂમિ માટે રજપૂતોએ આદરેલો સ્વાર્પણયજ્ઞ, આ વણિકયુગમાં કદાચ અવ્યાવહારૂ ગણાતો હશે, પરંતુ દુનિયાના ઇતિહાસમાં એમનો જોટો નથી. આ વાતાવરણની ત્યાં સ્પષ્ટ ઝાંખી થાય છે. ઉપર ચિતોડનો જયસ્તંભ આવે છે. આખી મુસાફરી દરમિઆન ઘણી તરેહનાં શિલ્પ જોયાં, પરંતુ શુદ્ધ હિંદુ સ્થાપત્યના નમુનારૂપ આ જયસ્તંભ જેવું ઉત્તમ સ્થાપત્ય બહુજ વિરલ જણાયું. મિનારાના વચ્ચેના ઘુમટમાં પગથીઆં હોય એ ખ્યાલ હજુ બીજા કોઈ કળાકારને આવેલો જણાયો નથી. કુતુબમિનાર જેવો જબરજસ્ત મિનારો પણ સ્ક્રૂ આકારે ગોઠવાએલ પગથીઆંનો છે, જ્યારે આ આખોએ જયસ્તંભ બે ચક્કર સ્ક્રૂ આકારે, અને ત્રીજું ચક્કર અંદર એ રીતનાં પગથીઆંવાળો છે. ત્યાંથી મીરાંનું કૃષ્ણમંદિર જોઈને પદ્મિનીનો મહેલ જોવા ગયા. મહેલ જુનો છે, અને પ્રાચીનતાને અનુરૂપ સાદાઈ તેમાં જણાઈ આવે છે. ત્યાંથી જોતાં થોડે દૂર એક ટેકરી જણાય છે, તે ચિતોડના પતનની સહાયક છે; અને સાક્ષી રૂપે હજીએ મોજુદ છે. ચિતોડમાં પ્રવેશવાને માટે અકબરશાહને કોઈ માર્ગ સુઝયો નહિ, ખૂબ મુંઝવણ થઈ. જરા આરામ માટે ઘોડો લઈને ફરવા નીકળ્યો. કોટની નજીકમાંજ નાની ટેકરી જોઈ. તેની વેધકદૃષ્ટિએ માપી લીધું કે ટેકરી થોડી ઉંચી હોય તો તેના ઉપરથી તોપનો ગોળો સીધો કિલ્લામાં જાય; પણ ટેકરી ઉંચી શી રીતે થાય ? કોઈ પણ ભોગે ચિતોડ જીતવું હતું. એમાં આર્થિક લાભ ન હતો પરંતુ ચિતોડ ન જીતાય ત્યાંસુધી શહેનશાહત ઝાંખી અને અધુરી ભાસતી હતી, અને પ્રતિષ્ઠાનું ભૂત એવી રીતે વળગ્યું હતું કે મેવાડાધિપતિને મ્હાત કર્યા સિવાય છુટકોજ ન હતો. ટેકરીને ઉંચી કરવા માટે બ્યુગલ વગાડયું. સિપાઇઓ એકઠા

થયા. એક ટોપલો માટી નાખે અને એક અશરફી લઈ જાય એવો હુકમ કર્યો. લક્ષ્મીભૂખ્યા સિપાઈઓને બહુજ નફાકારક ધંધો મળી ગયો. થોડીજ વારમાં મોટો ડુંગર થઈ ગયો, અને ચિતોડ ભસ્મીભૂત થયું. હિંદનીજ લક્ષ્મી અને શક્તિએ હિંદના ક્ષાત્રતેજના કીર્તિકળશને ખંડિત કર્યો. ત્યાર-પછી જયમલનું મૃત્યુ, રજપૂતોનાં કેસરીઆં, રજપૂત રમણીઓનાં ચિતા-સ્નાન એમ કરૂણ બનાવોની પરંપરા ઉભી થઈ. હજુએ એ ટેકરી આ બધી રોમાંચક ઘટનાના સ્મારક તરીકે "અશરફી હીલ" નામ ધારણ કરીને ઉભી છે. પાછા વળતાં રાણા પ્રતાપનાં કૂળદેવી ભવાનીનાં દર્શન કરવા ગયા. પછી હમણાંજ બંધાએલો 'ફ્તેહપ્રકાશ' મહેલ જોયો. તેમાં રાણા પ્રતાપ તથા તેમના પૂર્વજ, બાપારાવળ, રાણાસંગ, ઉદયસિંહજી વગેરેનાં તૈલ ચિત્રો બહુ જોવા લાયક હતાં.

ચિતોડથી નીકળી ઉદેપુર ગયા. અમારી બી.ટી. ને ઉદેપુરની ટ્રેઈન સાથે જોડવાની હતી, પરંતુ દેશી રાજ્યનું એંજિન, કંપનિના ભારે ડબ્બાને ખેંચી જવા અસમર્થ હતું. જ્યારે ઉદેપુરનો ચઢાવ શરૂ થયો, ત્યારે તો તેણે આગળ વધવાની સાફ ના પાડી. કોઈ રીતે એંજિન સ્ટીમ પકડેજ નહિ, પરંતુ ડ્રાઈવર હોશિયાર હતો એટલે ઉદેપુર પહોંચી ગયા. ખુગદા અને પર્વતની હારમાળા વચ્ચે થઈને ટ્રેઇન પસાર થતી હતી. દૃશ્ય ખૂબ આકર્ષક હતું. ચિતોડ પડયા પછી સહીસલામતી માટે ઉદેપુર વસા-વેલું એટલે એને સુરક્ષિત રાખવાની નિપુણતા તેમાં તરી આવતી હતી. અભેદ્ય પર્વતમાળા વચ્ચે પાણીના અખૂટ ભંડારવાળી જમા પસંદ કરી છે. મહેલો અને તળાવો એ એની ખાસ વિશેષતા છે. પીચોલા નામનું મોટું સરોવર છે. વચ્ચે બહુજ સુંદર મહેલ છે. રાણાજીનો પ્રાચીન મહેલ પણ જોયો. યાંત્ર યુગ પહેલાંનો હોવાથી અત્યારના મહેલો જેવો ઝગઝગાટ તેમાં નથી પરંતુ ખૂબ ભવ્ય છે. નવો મહેલ અર્વાચીન ફરનિચરથી શણ-ગારેલો છે, અને અંતરના ફુવારા વગેરે રાજસી માનસને પ્રિય વસ્તુઓ ગોઠવેલી છે. મહેલમાં જતાં પહેલા ખાસ તકેદારી રાખવામાં આવે છે, કે કોઇ હેટ, ટોપી, કે ઉઘાડા માથાવાળો અંદર ન જાય. છેવટે ૧ ચો. ફુટનો રૂમાલ પણ બાંધવોજ પડે છે, અને એ રીતે રજપૂતોની પ્રાચીન પ્રથાને માન આપવું પડે છે. ત્યારપછી સાહેલીઓનો બાગ જોવા ગયા. આવા સુંદર ફુવારા ક્યાંયે જોયા નથી. એક ચાવી ફેરવતાંની સાથેજ આરસનાં જાનવરો તથા પક્ષીઓનાં અંગમાંથી જે ધારાઓ છૂટે છે, તે જોઈને દંગજ થઈએ ! થોડી વાર તો જાણે પૃથ્વી પરથી કોઈ બેહ-

સ્તમાં આવ્યા હોઈએ એવો ભાસ થાય છે. તે જોઈને ઉદેપુરનું સંગ્રહ
સ્થાન જોવા ગયા. તેમાં સામાન્ય ચીજો ઉપરાંત રાણાજીએ હલ્દીઘાટના
યુદ્ધમાં જે પોષાક પહેર્યો હતો તે તથા તેમનું બખ્તર બન્ને સાચવી
રાખ્યાં છે. જોઈને ખૂબ આનંદ થયો. આઝાદી માટે લડતા રાષ્ટ્રવીરન
રુધિરથી ખરડાએલ આ વસ્ત્રો આરાધ્યદેવ જેટલાજ શ્રદ્ધા અને ભક્તિભાવ
પાત્ર છે, અને આ સંગ્રહ ઐતિહાસિક દૃષ્ટિએ બહુજ મૂલ્યવાન ગણાય

મેવાડનું લોકજીવન અનુભવવા જેટલો સમય ન હતો, છતાં દૂ
દૂરથી તેનું વિહંગાવલોકન થતું હતું. ચાલતી ટ્રેઈને પણ તેમનાં ઝુંપડાં
લગભગ નગ્ન હાલત ગણાય એવો પોષાક, કંગાલ વિષાદપૂર્ણ મુખમુદ્ર
વગેરેથી મરુભૂમિનું લોકજીવન તરી આવતું હતું, અને મહેલોના ઝગ
ઝળાટમાં અનોખી ભાત પાડતું હતું.

આજે ઉદેપુરથી શ્રીનાથજી જવાનું હતું. અમોએ મોટર રસ્તે
પસંદ કર્યો હતો; કારણ કે અમારે પર્વતમાળામાં ફરવાનો આનંદ માણવ
ઉપરાંત સીસોદીઆના ઈષ્ટદેવ શ્રી એકલિંગજીનાં પણ દર્શન કરવાં હત
પર્વતમાળા ખરેખર સુંદર છે. પર્વતીય પ્રદેશમાં એકલિંગજીનું ભવ્ય દેવા
લય છે. હજુએ ઉદેપુરનરેશ ખૂબ ભક્તિભાવથી તેમને આરાધે છે. મૂર્તિ
પૂજામાં નહિ માનનાર ભાઈઓ પણ નૈસર્ગિક સૌંદર્ય અને પરમશાંતિનુ
વાતાવરણ જોઈ ખૂબ પ્રસન્ન થયા. આરતી સુધી રોકાઈ આગળ રવાન
થયા અને શ્રીનાથજી ગયા.

વૈષ્ણવ સાંપ્રદાયિક પટ્દર્શન પૈકી શૃંગારનાં દર્શનની તૈયારી હતી
બધું વાતાવરણ બહિર્શુદ્ધિ અને છૂતઅછૂતની ભાવનાથી સંક્ષુબ્ધ હતું
મંદિર ખૂબ ભવ્ય હતું. અને એમાં રાજભોગને માટે તૈયારી કરતા
આહારના અતિરેકથી બેડોળ થએલા ચોબાઓ, અમદાવાદની પોળોમ
રખડતી ગાયો પેઠે ઝૂલતા હતા. જીવનનો પરમધર્મ અહીં બાહ્યશુદ્ધિમાંજ
પરિસમાપ્ત થાય છે. છોવાઈ જવાની બીકે દર મિનિટે હાથ પગ ધોત
પુજારીઓ, પોતે ધર્મ અને પવિત્રતાની ઉંચામાં ઉંચી કક્ષાએ છે, એમ
માનવાની આત્મવંચના શી રીતે કરી શકતા હશે, એ સમજાયું નહિ
દર્શન થયાં. સ્વયંસેવકો લોકોના ધસારાને ઓછો કરવા ધોતીઆંના ગોટ
કરીને યાત્રિકોને ફટકારતા હતા, પરંતુ ગીરદી ઓછી થતી ન હતી. એમ
શુદ્ધ ધર્મભાવના હશે કે ખસી જનારને પોતાની ધર્મભાવનાનું સમાજમ
ઓછું મૂલ્યાંકન થશે એવી ભીતિ હશે, તે સમજાતું ન હતું. દર્શન કરી
બહાર નીકળ્યા. ત્યાં જે દૃશ્ય જોયું તે જોઈને દિંગ થઈ ગયા. પ્રભુજીન

મહાપ્રસાદની પત્રાળીઓ વેચવાને માટે ચોબાઓ આકાશપાતાળ એક કરતા હતા. અમારો જઠરાનળ પણ અમોને પ્રસાદ લઈને પાવન થવા માટે લલચાવતો હતો. અમો જમ્યા જેથી ક્ષુધા અને ધર્મભાવના બન્ને સંતોષાય એવું પુણ્ય કરવામાં કોણ અંતરાય નાખી શકે!

આજે જયપુર જવા નીકળ્યા. ત્યાં પહોંચતાં પહેલાં અમારા નિત્યક્રમની થોડીક વિગત આપી દઉં. જ્યાં અમારી બી. ટી. છુટી જાય, ત્યાં રસોઈ થાય. ચાલતી ટ્રેઈનમાં અમો સાથે રાખેલ ભાથાથી ચલાવી લેતા. એક ખાનામાં પાંચ જણની એક ટુકડી હોય. દરરોજ ૧ ટુકડીને સેવાનો વારો મળે. તે દિવસની રસોઈની, નાસ્તો વહેંચવાની, રાત્રે પહેરો ભરવાની વગેરે બધી સેવા તે ટુકડીજ કરે. જમી રહ્યા પછી થોડા વાંચે. વાર્તાવિનોદ કરે, થોડા ગંજીફો કૂટે. હાસ્ય, મસ્તી, મશ્કરી પણ પાત્ર પ્રમાણે હોયજ. આ મસ્તી જોકે નિર્દોષ હોય, મર્યાદા ભંગ ન થાય માટે અમારાં સાહિત્ય, સંગીત, અને કલાને અમોએ જુદા ખાનામાં ગોઠવીને વચ્ચે એક ઓથું ઉભું કર્યું હતું. તેઓ પણ સાર્વભૌમ સત્તાની પેઠે ખાસ ઉલ્કાપાત સિવાય અમારા વિનોદમાં અંતરાય નાખતા ન હતા, અને ભર્તૃહરિ કહે છે તેમ અમો જ્યારે સાહિત્ય, સંગીત, અને કલાની ગેરહાજરી હોય, ત્યારે ટોળ, મસ્તી, વિનોદ વગેરેનો આનંદ લઈ લેતા, અને થોડી મિનિટના આસ્વાદન પછી પાછા ધીર, ગંભીર બની જતા. તેમની હાજરીમાં પણ કોઈ કોઈ વખત વિવિધ રસની છાંટ આવી જતી. દરરોજ નક્કી કરેલ ધોરણે નાસ્તો વહેંચાય, તે એક દેહ દુર્બળ (સુરતી?) ને બે ટંક ચાલે તેટલો હોય, જ્યારે એક અલમસ્ત (અમદાવાદી) ને એક ટંક પૂરતો પણ ન હોય, એટલે વચેટ પાસેથી શામ, દામ, ભેદ, દંડથી તેની વસુલાત થાય, અને જોવાની ખૂબ મઝા પડે. આવો કલહ છેવટે હાસ્ય અને તાળીઓના ગડગડાટમા વિરમે.

વાતોમાં ક્યારે જયપુર આવ્યું તેનું ભાન રહ્યું નહિ. જયપુર એટલે સ્થાપત્યનું ધામ. એકસરખી બાંધણી, સ્વચ્છતા, રૈનક, સપ્રમાણતા એ બધાંનો સુમેળ. બજાર પણ સારૂં અને પ્રમાણિકને છેતરાવાની ધાસ્તી નહિ. બીજે દિવસે જયપુરની જુની રાજધાની આંબેર જોવા ગયા. તે ડુંગર પર સુરક્ષિત જગાએ બાંધેલ છે. દિલ્હી જુએ એ તરતજ બોલી ઉઠે કે આંબેર એ મોગલાઈ દિલ્હીની નાનકડી આવૃત્તિ છે. નાના માપનાં પરંતુ દિલ્હી જેવાંજ શીસ મહેલ, દિવાનેખાસ, દિવાનેઆમ, રાણીઓના મહેલો, જાણે બીજું દિલ્હી ન હોય એવોજ ભાસ થાય છે. ચિતોડ કે ઉદેપુર જેવા

પહેલાં આંબેર જોઈએ તો કદાચ ગમે, પરંતુ ચિતોડના ત્યાગ અને સ્વાર્પણની ભભકવાળા વાતાવરણમાંથી આવ્યા પછી અમારી કસોટીનો પારો પણ ઉકાળબિંદુએ પહોંચ્યો હતો, અને તેથી આપોઆપ બન્ને પરિસ્થિતિની સરખામણી થઇ જતી હતી. ઇતિહાસ વાંચીને આપણે અમુક પાત્રોને વખાણવા અથવા ધિક્કારવા તૈયાર થઈ જઈએ છીએ, પરંતુ ત્યાંના વાતાવરણમાં ઊંડાઉ કરીએ તો તેમને વધારે ન્યાય આપી શકીએ. મહાન મોગલ સલ્તનત નીચે એશઆરામ અને માનઅકરામથી લદાએલા સુંવાળા વાતાવરણને કોઇક વિરલ ત્યાગી કે યતાત્મન હોય તેજ ઠોકર મારી શકે. ત્યાગનાં નિરવધિ દુઃખો ખમવા જેટલું મનોબળ દરેક માણસમાં કયાંથી હોય! માનઅકરામની મોહજાળમાં એક વખત સપડાયા પછી કોની તાકાત છે કે તેની સામો આવીને ઉભો રહે! આંબેરમાં બીજું ખાસ કાંઈ જોવા લાયક ન હતું. પાછાં વળતાં હુન્નરઉદ્યોગશાળા જોવા ગયા. ત્યાં, શિલ્પ, ચિત્રકળા, સોનારૂપાનું નકસીકામ વગેરે પદ્ધતિસર શિખવાય છે. બધી શ્રેણીના વિદ્યાર્થીઓનું કામ જોઈને ઘણું જાણવાનું મળ્યું. સોના, ચાંદીમાં કરેલું મિનાકારી કામ એટલું સુંદર હતું, કે કદાચ પરદેશમાં પણ તેવું નહિ થતું હોય.

જમ્યા પછી બપોરે અજાયબ ઘર (સંગ્રહસ્થાન) તથા ચીડીઆખાનું જોવા ગયા. બન્ને અદ્ભુત હતાં. ઘણે ઠેકાણે પક્ષી તથા જાનવરોનો સંગ્રહ હોય છે, પરંતુ પૃથ્વી પટ પરનાં શકય તેટલાં બધાં જાનવરો તદન કુદરતી સ્થિતિમાં રાખેલાં હોય એવું તો કયાએ જોયું નથી. લગભગ ૨૦૦ જાતના તો પોપટ છે. આફ્રિકા, ઓસ્ટ્રેલિઆ વગેરે દેશોનાં દરેક પશુ ત્યાં જોવા મળે છે તે બરાબર જીવી શકે તે માટે તેને અનુકૂળ વાતાવરણ કરેલું હોય છે. નાનાં વિવિધરંગી પક્ષીઓ તો એવાં સુંદર લાગતાં હતાં કે જોતાં ધરાઇએ જ નહિ. આખું ચીડીઆખાનું જોતાં તો થાકીને લોથ થઈ જઈએ. જયપુર સ્ટેટે આને માટે ગંજાવર ખર્ચ કર્યો છે. કારણકે દરેક જાનવર કે પક્ષીને તેના વતન જેવું જ કુદરતી રહેઠાણ કરી આપ્યા સિવાય તે જીવી શકે જ નહિ. વળી સંગ્રહસ્થાનો જેવાં મુડદાલ જાનવરો ન હતાં, પરંતુ અત્યારેજ પકડી લાવ્યા હોય તેવાં તદ્દન તંદુરસ્ત હતાં.

અપૂર્ણ

---

# શિક્ષકની કદર

કોઈને નવા વર્ષની માનચાંદની લ્હાણીમાં મોટો ખિતાબ મળે, કોઈને મોટો હોદ્દો મળે, કોઈ પરદેશની વિદ્યાપીઠની મોટી પરીક્ષા પસાર કરે, અને આ બાબતો છાપામાં છપાતાં લોકોમાં વંચાય એટલે શિક્ષકવર્ગ એકબીજા સાથે વાતચીતમાં કહે છે, "તે મારા વર્ગમાં હતો."

જેમનાં જીવન ઘણે ભાગે પોતાની દેખરેખ નીચે ઘડાયાં છે તેમની આ રીતની ફતેહમાં ભાગ લેવો તેના કરતાં વધારે સારો બદલો શિક્ષકને માટે ભાગ્યેજ હોઈ શકે. પોતાના પુત્રના જીવનમાં ફરીને પોતાનું જીવન જીવતા પિતાને આ જાતનો બદલો મળી શકે છે. પિતાને તો માત્ર થોડા પુત્ર હોય છે, પણ શિક્ષકને તો સેંકડો શિષ્યો હોય છે કે જેમના ઉજ્જવલ કારકીર્દિભર્યા જીવનમાં તે વર્ગની રોજની સખત મજુરીથી દૂર પોતાનું લાયક જીવન જીવે છે. જે ફતેહ શિષ્ય મેળવે છે તેમા પોતાનો હિસ્સો છે એવું શિક્ષક જાણે છે; પણ કેટલે અંશે શિક્ષકનું કામ તે ફતેહ માટે જવાબદાર છે તે શિક્ષક પણ નથી જાણતો તેમ બીજું કોઈ પણ નથી જાણતું-પણ તે ફતેહ શિક્ષકના કામને આભારી છે તેની કોઈ ના કહી શકે તેમ નથી.

### હવેલીઓ અને ગાડીઘોડા નથી!

શિક્ષકને આ જાતનો ખાસ કીમતી બદલો મળે તે બરાબર છે, કારણ કે તેમા કોઈ ભાગ પડાવવા આવી શકે તેમ નથી. શિક્ષકના ધંધામાં બંગલા, મોટરો વસાવી ન શકાય એ કહેવાની જરૂર નથી. જેમને એની જાતનો લોભ હોય છે તેઓ શિક્ષકનો ધંધો છોડી બીજા ધંધામાં જોડાય છે. ત્યાં તેઓ પોતાની શક્તિ, સાહસ અને ચતુરાઈના પ્રમાણમાં ધનદોલત મેળવે છે. આ કારણને લીધે ઘણા શિક્ષકનો ધંધો છોડી દે છે. દાક્તરી, વકીલના, વેપારીના અને એવા બીજા ધંધામાં જોડાએલા ઘણા માણસોએ પોતાનું આજીવિકા મેળવવાનું કાર્ય શિક્ષક તરીકે શરૂ કર્યું હોય છે; અને તેમાંના ઘણા એવા પણ છે કે જેમનું શિક્ષક તરીકેનું કાર્ય ઉજ્જ્વલ નીવડ્યું હોત.

### શિક્ષકનો પગાર કેટલો?

શિક્ષકનો પગાર થોડો છે અને તે પણ કચવાતાં આપવામાં આવે છે, તેનું કારણ શોધવું પડે તેમ નથી. કારીગર કાચા માલમાંથી વસ્તુઓ

બનાવે છે અને તેના વેચાણથી ધન મળે છે, એટલે તેને તેમાં ભાગ મળે છે. હિસાબી કામ કરનાર, કારકુન, વકીલ વગેરે એવી જાતનું કામ કરે છે કે જેની કીમત તેમના અસીલ રૂપીઆ, આના, પાઈમાં આંકી શકે છે. કેળવણીને માટે તેમજ કેળવણીનું કામ કરનારને માટે એવું કહી શકાય તેમ નથી. અભણ અને અજ્ઞાની માણસ કરતાં ભણેલો માણસ સમાજને વધારે ઉપયોગી છે. અભણની બનેલી સમાજ કરતાં ભણેલાની સમાજ વધારે સારી છે તે માટે બે મત ન હોઈ શકે. આ ભેદ સ્પષ્ટ જણાય છે અને તે સારૂં છે, પણ તેથી શિક્ષકના કામની રૂપીઆ, આના, પાઈમાં કીમત આંકી શકાતી નથી. હિંદના શિક્ષકોનાં કામથી દેશને આટલો ફાયદો થયો એવું કોઈ પણ કહી શકે તેમ નથી; એટલે તેમને કેટલો બદલો મળવો જોઈએ એ પણ કહી ન શકાય.

જીવનના કટોકટીના પ્રસંગે, દાક્તર અને સર્જનની જરૂર પડે તેવી જાતના કટોકટીના પ્રસંગે કામ કરવાનું શિક્ષકને હોતું નથી. દુઃખથી પીડાતાં કે મૃત્યુના મુખમાં ઉભેલાં સ્ત્રીપુરુષો શાંતિ કે બચાવ માટે ઘણું દ્રવ્ય આપવા તૈયાર થાય છે. પગારમાં વધારો મેળવવા અથવા આગળની મોટી જગા મેળવવા કોઈ પરીક્ષા પસાર કરવા શિક્ષકની જરૂર પડે તેવા પ્રસંગો થોડા જ બને છે, એટલે જેમને શિક્ષકના પગાર નક્કી કરવાના હોય છે તેઓ તેના કામની કીમત આંકી શકતા નથી, એટલે તેઓ ઉપર ઉપરથી તેના કામની કીમતનો અંદાજ કાઢી તેના પગારનું ધોરણ નક્કી કરે છે.

**ખુરસી ઉપર બેસવાનું, સારો પગાર, લાંબી રજાઓ.—**

થોડા વખત ઉપર કેટલાએક વિદ્યાર્થીઓને પુછવામાં આવ્યું: " તમે ભણી રહ્યા પછી શો ધંધો કરશો ? " ઘણાએ જવાબ આપ્યો: " અમે શિક્ષક થઈશું ?"

" કેમ ? "

" ખુરસીએ બેસવાનું, કામ થોડું, પગાર સારો, અને રજાઓ ઘણી."

કાચી સમજના દસબાર વરસની ઉમરના વિદ્યાર્થીઓના જેવોજ ખ્યાલ મોટી ઉંમરના મનુષ્યોને શિક્ષક સંબંધી છે.

આ વાત સાચી હોત તો દરેક જણ શિક્ષકના ધંધામાં દાખલ થવા પ્રયત્ન કરત; કારણ કે સારો પગાર અને ઘણી રજાઓ બધાને ગમે છે; એટલે યોગ્ય માણસો કેળવણીખાતામાં દાખલ થવા તનતોડ પ્રયત્ન કરત. ખરી વાત તો એ છે કે સાધારણ સમયે યોગ્ય માણસો શિક્ષકના ધંધામાં જોડાય તે માટે યત્ન કરવો પડે છે, અને તે ઉપરાંત યોગ્ય શિક્ષકો શિક્ષકનો

ધંધો છોડી ન દે તે માટે પણ યત્ન કરવાની જરૂર પડે છે. અત્યારે કેળવાએલા શિક્ષકો નોકરી ખોળતા માલમ પડે છે એ વાત ખરી છે. તેનાં બે કારણ છેઃ એક કારણ એ છે કે મહાન યુદ્ધ વખતે શરૂઆતના પગારના ધોરણમાં વધારો કરવામાં આવ્યો અને આગળની જગાઓના પગાર પણ તેજ પ્રમાણમાં વધ્યા. તે ધોરણ બધે ચાલુ રહી શક્યું નથી, અને બીજું કારણ એ છે કે ઘણી સંસ્થાઓ પૈસાના અભાવે તાલીમ નહિ પામેલા એવા શિક્ષકોને નોકરીમાં રાખવાનું પસંદ કરે છે.

**કામ સખત છે, ચીવટથી કરવાનું છે.**

પોલાદનું કામ કરનાર કે પત્થરની ખાણમાં કામ કરનારનું કામ સખત છે તે અર્થમાં શિક્ષકનું કામ સખત નથી, છતાં કામ સખત છે, ચીવટથી કરવાનું છે, તેને માટે ચિંતા પણ રહે છે. શિક્ષકને નોકરીની શરૂઆતમાં શારીરિક તપાસમાંથી પસાર થવું પડે છે. એવી તપાસમાંથી પસાર થએલા સારા શિક્ષકો નિશાળના કામના પરિણામે માંદગી અને નબળાઈ ભોગવે છે. ઘણા પેન્શન મેળવવા પણ જીવતા રહેતા નથી. ઘણીખરી સંસ્થાઓ પેન્શનની કે કામથી ફારેગ થએલ શિક્ષકને માટે કે સખત મજુરીને લીધે અશક્ત થએલ શિક્ષકને માટે પેન્શનના જેવી કોઈ યોજના ઘડી અમલમા મૂકી શકી નથી કામના બોજાને લીધે જેઓ અશક્ત થઈ જાય અથવા નોકરી કરતાં કરતાં (પેન્શન મેળવ્યા પહેલાં) જેઓ મૃત્યુ પામે તેવા સાધારણ પગારના શિક્ષકને માટે કોઈ યોજના ઘડવાની જરૂર છે એમા શક નથી.

શિક્ષકો સ્થિતિફેરફાર માટે માગણી કરે છે તેનો ખોટો અર્થ કરવામાં આવે છે. "તેમને પોતાનું કામ ઓછું કરવું છે તેઓ કામ કરતા નથી" એવા શબ્દો ઉચ્ચારવામા આવે છે. શિક્ષકો કહે છેઃ "વર્ગ નાના કરો." ઇતરજનો માને છે કે મોટા વર્ગ શીખવવા કરતાં નાના વર્ગ શીખવવામાં મહેનત ઓછી છે. વર્ગમાં ઘણાં વર્ષ કામ કરી ચોક્કસ અનુભવ મેળવ્યા પછી મને લાગે છે કે એ વાત બરાબર નથી. મુશ્કેલી વધારે છે કે ઓછી છે એ સવાલ નથી. ૩૦ બાળકોને એકીસાથે શીખવી શકાય તેમ છે, પણ ૬૦ બાળકોને તેવી રીતે કેળવણી આપવી એ અશક્ય છે. કાપકૂપ કરનારા અર્થશાસ્ત્રીઓ શિક્ષકોને મોટા વર્ગ સોંપી કેળવણી સોંઘી કરતા નથી, પણ કેળવણી ગુમાવીને પૈસા બચાવે છે એ ખરી વાત છે, અને એ ખરી વાત બહુ થોડા સમજે તેમ છે. શિક્ષકની માગણીનો અર્થ એવો નથી કે તેનું કામ ઓછું થાય. સાધારણ કદનો યોગ્ય વર્ગ મળવાથી પણ તેને તેટલું જ

સખત કામ કરવું પડશે, પણ તે સાથે કાર્યદક્ષતાની જે કક્ષાએ તેનું કામ પહોંચવું જોઈએ તે કક્ષાએ પોતાનું કામ પહોંચાડવાની તેને તક મળશે.

બીજી માગણીઓ–સારાં મકાન, બેસવા, લખવા વગેરેનાં સાધન વગેરે માટે પણ એજ કહી શકાય. કેળવણી તેના યોગ્ય અર્થમાં અમલમાં મુકાય તે માટે કેળવણીને જીવનના કાર્ય તરીકે સ્વીકારનાર મનુષ્યોની આ માગણીઓ છે. અર્વાચીન યુગમાં જીવન માટેની યોગ્ય કેળવણી સોંઘી ન હોઈ શકે, એટલે તેને સોંઘી કરવા પ્રયત્ન કરનારને નિષ્ફળતા જ મળવાની. યોગ્ય કેળવણીની જોગવાઈ કરતાં શિક્ષકવર્ગ સંબંધી વિચાર કર્યા વિના ચાલે તેમ નથી.

જેઓ શ્રમભર્યાં કામ ન કરી શકે તેઓ બાળકની સંભાળ તો લઈ શકે એ જાતના વિચાર હવે નષ્ટ થયા છે. સાધારણ જ્ઞાન હોય અને બાળકોને કબજામાં રાખી શકે તેવા માણસને નિશાળ સોંપી શકાય એમ માનવામાં આવતું હતું તે દિવસો પણ ચાલી ગયા છે. યોગ્ય કદના વર્ગો, સારાં સાધન, યોગ્ય પુસ્તકો અને સગવડવાળાં મકાન માટેની માગણીઓ સાથે યોગ્ય દરજ્જો, કામને માટે યોગ્ય અનુકૂળતા અને ધંધાનો દરજ્જો જાળવી શકાય તેટલો પગાર, એ માટેની માગણીઓને જોડી શકાય. શિક્ષકની પ્રથમ જાતની માગણીઓ સંતોષવામાં આવે તોજ કેળવણી શક્ય બને છે. બીજી જાતની માગણીઓ સંતોષવામાં આવે તોજ શિક્ષક પોતાનું કામ કરવા લાયક રહી શકાય તેવું જીવન જીવી શકે છે.

થાકી ગએલા, કામના બોજામાં દટાઈ ગએલા અને ચિંતાગ્રસ્ત મનુષ્યો કેળવણી ન આપી શકે. તેમની સંભાળ નીચે બાળકોને મૂકવાં જોઈએ નહિ. તેઓ બાળકોનો યોગ્ય વિકાસ સાધી શકતાં નથી, પણ તેમાં વિઘ્નરૂપ બની અટકાયત કરે છે, અને ફાયદો થવાનો તો કોરાણે રહે છે અને નુકસાન ચોક્કસ થાય છે.

શિક્ષકને ઓછો પગાર આપી તેને નકામી તકલીફ અને ચિંતામાં મૂકવો તેમાં જેટલી મુર્ખાઈ અને સંકુચિત દૃષ્ટિ રહેલી છે તેટલીજ મુર્ખાઈ અને સંકુચિત દૃષ્ટિ મોટા વર્ગ માટે આગ્રહ રાખવો અને શાળા માટે યોગ્ય અને પૂરતાં મકાન તથા સાધન ન આપવાં તેમાં છે. એક દિવસ એવો આવશે કે જ્યારે આ વાત સમજી શકે તેટલો બુદ્ધિમાન અને કેળવાએલો આપણો સમાજ હશે. એ દિવસ શિક્ષકના કામનો વધારાનો બદલો ગણાશે, કારણકે એ દિવસ લાવવાની મહેનતમાં તેનો હિસ્સો હશે જ.

અર્વાચીન કેળવણી શરૂ થઈ ત્યારથી બાંધવામાં આવેલી પોતાની આશાઓ ફળીભૂત થઈ એવો સંતોષ આ દિવસ આવતાં શિક્ષકવર્ગને થશે.*

પ્રે. ટ્ર. ટ્રે. કોલેજ, અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

# એબિસિનિઆનો સ્વાતંત્ર્ય ઇતિહાસ

( ગતાંક પૃષ્ઠ ૧૭૪ થી ચાલુ )

**ભૂતળ રચના**—ઇથિઓપિઆને આફ્રિકાનો ટિબેટ કહીએ તો ચાલે. ભારતવર્ષના ટિબેટના "ડલાઈલામા" તો ત્યાં જરૂર નથીજ, પણ ત્યાંની જનતાનો મોટો ભાગ બહુજ ધાર્મિક છે તથા પોતાના પ્રાચીન ધર્મ પર બહુ આસ્થા રાખે છે. ટિબેટની માફક ઇથિયોપિઆ પણ આફ્રિકાની સૌથી ઉંચામાં ઉંચી ભૂમિપર છે. ટિબેટની માફક ત્યાં પણ વિદેશીઓની અવર-જવર બહુ ઓછી છે. હજારો વર્ષો સુધી તો કોઈ ત્યાં ગયુંએ નહોતું.

ખ્રિસ્તી રાષ્ટ્રોમાં આ પ્રાચીનતમ રાજ્ય છે. જેવી રીતે મિસરના ઇતિહાસના કંઈક ચિહ્નો અવશિષ્ટ છે, તેવી રીતે ઇથિઓપિઆનાં નથી. તેમના લોકોની સુરત જોયાથી જણાય છે કે તેઓ પ્રથમ મિસર, અરબ અને જુદીઆથી આવીને અહીંઆં વસ્યા હશે. કેવી રીતે અને ક્યારે આવ્યા તે નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી. કોઈ કહે છે કે ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ પર અને કોઈ ઇ. સ. પૂર્વ ૫૦૦૦ વર્ષ પર તેમનું આગમન બતાવે છે. ઇ. સ. ૧૦૦૦ ની પૂર્વે કે જ્યારે મહારાણી શેબા મહારાજા સુલેમાનને મળવા માટે જેરૂસલેમ ગઈ હતી ત્યારથી આજસુધી એજ રાજવંશજ અહીં રાજ કરતા આવ્યા હતા. લગભગ ૩૦૦૦ વર્ષથી આ રાજ્વંશ આ પ્રદેશ પર અવિચલપણાથી શાસન કરી રહ્યો હતો. તેના પર અનેક આંતર ઝગડાઓ તથા પરદેશી આક્રમણોની આફતો આવી પડી હશે, પણ તેમાંથી તે દેશ અત્યારસુધી મુક્તિ મેળવી શકયો હતો, અને પોતાની સંસ્કૃતિમાં ફેરફાર થવા દીધો ન હતો. પણ એનું પરિણામ એ આવ્યું કે દુનીઆની આધુનિક સંસ્કૃતિની સારી છાપ તેના પર પડી નહિ, અને તેની "કૂપ-મંડૂક" સ્થિતિ ઉદ્‌ભવી. આપણે મિસરવાસીઓ સિવાયના સઘળા આફ્રિકાવાસીઓને "હબસી" સમજીએ છીએ, પણ ઇથિઓપિઅન હબસી નથી, પણ તેમના પાડોશીઓ સઘળા હબસીઓ છે.

* Junior Teachers' World એ નામના અંગ્રેજી માસિકના એક લેખ પરથી.

ઇથિઓપિઅનનો રંગ કાળો, તેમના વાળ વાંકડીઆ અને હોઠ જાડા હોય છે, પરંતુ તેનું નાક આર્યોના જેવું હોય છે. ચિબુક અને આંખો સુંદર હોય છે. તેમની ચાલ સિપાઇશાહી છે. તેમના હૃદયમાં દેશ પ્રત્યે અત્યંત પ્રેમ હોય છે. એકવાર જોયાથી તેઓ ભુલાય તેમ નથી.

દેશની મુખ્ય આમ્હરિક ભાષાનું કોઇક સાહિત્યક મહત્વ નથી. ત્યાં લખવું, વાંચવું "ગીજ" ભાષામાં થાય છે. તેનો પાદરીઓ પણ વપરાશ કરે છે. હાલમાં તો "ગીજ ભાષા" મૃત ભાષાની કોટિએ પહોંચી છે.

ઇથિઓપિઆના મૂળ વતનીઓ દેશના મધ્ય અને ઉત્તર ભાગમાં રહે છે. ઉત્તર-પૂર્વમાં "ડનાકિલ" જાતિનું નિવાસસ્થાન છે, તેઓ અધિકાંશે મુસલમાનો છે, અને પશ્ચિમ દક્ષિણ તથા દક્ષિણ-પૂર્વમાં ગાલાલેંડ છે. ત્યાં "ગાલા" જાતિના લોકો રહે છે. દક્ષિણ અને દક્ષિણ-પૂર્વમાં "સોમાલી" જાતિનું પ્રાધાન્ય છે, અને તેના દેશનું નામ તે કારણથી સોમાલીલેંડ નામે પ્રખ્યાત છે.

અહીંના હવાપાણી બહુજ સ્વાસ્થ્યપ્રદ કહેવાય છે, અને તેજ કારણથી ત્યાંના નિવાસી ખૂબ હ્રષ્ટ-પુષ્ટ, ચંચળ અને સ્વસ્થ છે; મતલબ કે દુનિયાભરમાં સૌથી અધિક સુંદર દેશ છે, પર્વત, ઘાટો, વન, સરોવરો, સરિતાઓ સર્વમાં પ્રકૃતિદેવી વિવિધ વેષે ખૂબ પ્રકાશી રહી છે. તે પ્રદેશ સમુદ્રતલથી ૮૦૦૦ ફુટથી અધિક ઉંચાઈ પર સ્થિત હોવાના કારણે વિદેશી મુસાફરો તેની મનોહારિતા પર મુગ્ધ થાય છે તેમાં કંઈજ આશ્ચર્ય નથી. વરસાદ પણ ત્યાં ખૂબ વર્ષે છે. ઇથિઓપિઆના વરસાદથીજ "નીલ" નદીમાં ખૂબ જળ વહે જાય છે. તેના પરજ મિસર દેશની સઘળી સમૃદ્ધિ નિર્ભર છે. એવી માન્યતા છે કે જો કદાચ ઇથિઓપિયા ન હોત તો મિસર સહરાના રણ સમાન હોત. મિસર આને લીધે ધનધાન્યથી ભરપુર દેખાય છે.

અતિશય વરસાદ થવાના કારણે ત્યાં ચોમેર લીલુંછમ રહે છે. અનેક પ્રકારના ફળ, ફૂલ, લતા, વૃક્ષાદિ ખૂબ હોય છે. અનાજમાં ઘઉં, જવ, ટૈફ, કારી, ઇખ કપાસની પેદાશ ઘણી છે. 'દીવાળીબાઈ'

ગયા જુનમાં એબિસિનિઆની સ્વતંત્રતા ઇટલીના આક્રમણથી નષ્ટ થઇ, અને હવે રોમ રાજ્યના એક તાબાના દેશ તરીકે તેનું અસ્તિત્વ રહેશે. એબિસિનિઆને બદલે તે હવે એબિસિનિઆને બદલે તે હવે એનિગ્રોલેન્ડ તરીકે ઓળખાશે. તેનું પાટનગર એડિસઅબાબા પણ ન્યુરોમ તરીકે હવે પૃથ્વીના નકશામાં જણાશે. તંત્રી

# ચેપી રોગો

ખસ, ખરજવું, દાદર, ક્ષય, તાવ, ઉટાટિયું, મરડો, કોલેરા, પરમિયો, ચાંદી, એ રોગો ચેપી ગણાય છે. એક માણસને થયા હોય તો તેના પ્રસંગથી તેને અડકવાથી તેનો શ્વાસ લીધાથી, એનું એઠું ખાવાપીવાથી, તેની પથારીમાં સુવાથી વગેરે કારણોથી એ ચેપ ફેલાય છે.

ચેપ ફેલાવાનાં કારણોમાં તે રોગોના જંતુ હોય છે. આ જંતુઓ વિષે આયુર્વેદના પ્રાચીન સાહિત્યમાં ઠેકઠેકાણે ઉલ્લેખો મળે છે એટલું જ નહિ પરંતુ છેક ઋગ્વેદમાં પણ તેમનો ઉલ્લેખ મળે છે. પરંતુ જુદાજુદા રોગોના જુદા જુદા કૃમિઓની શોધ કરવાનું પ્રથમ માન જર્મન ડૉ. કોકને વરે છે.

આવતા પ્રકરણમાં આવા સંક્રામક રોગોની વાત કરીએ તે પહેલાં તેમને વિષે એક વસ્તુ જાણી લેવાની જરૂર છે કે આ જંતુઓ તાકાતવાળા શરીર ઉપર કંઈ જ ખરાબ અસર ઉપજાવી શકતાં નથી. આ રોગોત્પાદક જંતુઓ હવામાં, અને ખુદ આપણા શરીરમાં પણ રહેતા હોવા છતાં જો શરીરની રોગાભેદ્યતા ઓછી ન થઈ હોય તો તે કંઈજ ખરાબ અસર ઉપજાવી શકતા નથી. શરીરના લોહીના શ્વેતકણોની તાકાત જો સંપૂર્ણ હોય તો તે આ રોગોત્પાદક જંતુઓ સામે ભારે સંગ્રામ કરી તેમને પરાસ્ત કરે છે. આ શ્વેતકણો શરીરની રક્ષા કરનાર લશ્કર છે.

શરીરની આ રોગાભેદ્યતા અથવા સંરક્ષક લશ્કરની તાકાત ત્રણ વસ્તુ ઉપર નભે છેઃ (૧) ખોરાક (૨) નિદ્રા (૩) બ્રહ્મચર્ય. આને વૈષ્ણવીશક્તિ કહી શકાય. આ ત્રણ વસ્તુઓમાં જે સંયમી છે તેનાથી રોગોત્પાદક જંતુઓ ને રોગ બન્ને અનેક કોસ દૂર ભાગતા ફરે છે. તેથી જ આપણે પાછળનાં પ્રકરણોનાં મિથ્યા આહારવિહારના ત્યાગ ઉપર બહુજ ભાર મૂકયો છે.

ચેપી રોગના નિવારણ માટે ઉપરની ત્રણ વસ્તુઓ ઉપરાંત શરીરનું આંતરબાહ્ય શૌચ તેમજ વાતાવરણોનું શૌચ, આવા ચેપી રોગોના ફેલાવાનો નાશ કરે છે.

આવતા પ્રકરણમાં આપણે ક્ષય રોગોની વાત કરશું. આપણે જે ચેપી અથવા સંક્રામક રોગોની વાત કરી તેમનાં ઝીણવટ વિષે વધારે જાણવાની જિજ્ઞાસા થાય તો "માધવનિદાન" નામનો અમારો એક ગ્રંથ હમણાં બહાર પડ્યો છે તેનાં ૧ થી ૫૧, ૭૪ થી ૮૦, અને ૧૦૯ થી ૧૧૦ પાનાં જોવાં. એમાં એ વિષે અમે આવશ્યક માહિતી આપી છે.

વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ

# બાળવર્ગ

વિષય:—ક્રિયાત્મક વાચન
સા. હેતુ:—સમજપૂર્વક વાંચતાં શીખવાનો.
વિ. હેતુ:—વાંચેલા વાક્યમાં જણાવ્યા પ્રમાણેની ક્રિયા કરાવવાનો.
સાધન:—ટીકડીઓ, ઘંટડી, લખોટાયંત્ર, લાલ ચાક, ગુલાબનું ફૂલ.

શિક્ષક:—ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી
આસિ. મા.; ગુજ. પ્રેક્ટિ. સ્કૂલ,
અમદાવાદ
સમય ૨૦ મિનિટ

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| ૧. આરંભ. अ વ્યવસ્થા | વર્ગને અર્ધ ગોળાકારમાં ગોઠવી વર્ગ ડ્રિલ કરાવી બાળકોને વ્યવસ્થિત ગોઠવવાં. | अ. મારી પાસે ટીકડી છે.<br>ઘંટડી મેજ ઉપર છે.<br>ચીનુએ તાળી પાડી. |
| ब. કેટલુંક વાચન | કા. પા. ની નોંધના अ જૂથમાં જણાવેલાં વાક્યો એક પછી એક લખી જુદા જુદા બાળક પાસે તે વંચાવી બાળકો વાંચી શકે છે, તેની ખાતરી કરવી. | |
| क. સાધનપરિચય | મેજ ઉપર ગોઠવેલાં સાધનો એક પછી એક બતાવવાં ને તેનો ઉપયોગ પૂછવો. | |
| ड. રજુઆત | 'આજે કંઈક વાંચીએ, આ સાધનો વાપરીએ, કંઈક ખાઈએ ને રમત કરી મઝા કરીએ' આમ રજુઆત કરવી. | |
| ૨. મુખ્ય વિષય<br>अ. સમજણ | કા. પા. ની નોંધના ब જૂથમાં જણાવેલાં વાક્યો એક પછી એક લખવાં, ને વંચાવવાં. વાક્યમાં શું શું કામ કરવાનું કહ્યું છે તે પૂછવું અને તે પ્રમાણે ક્રિયા કરાવવી. આવી રીતે જે વાક્ય લખાય તે મનમાં વાંચી તેમાં કહ્યા પ્રમાણે ક્રિયા કરી જવાની સૂચના આપવી. | ब. ઉભા થઈ તાળી પાડો.<br>બે ટીકડી ખાઈ જાઓ.<br>ઘંટડી લઈ વગાડો.<br>દસ લખોટા કાઢો.<br>ફૂલ લઈ સૂંઘો. |

| | | |
|---|---|---|
| च. આખા વર્ગની સાથે ક્રિયા | કા. પા. ની નોંધના क જૂથનાં વાક્યો એક પછી એક લખી તેમાં સૂચવેલી ક્રિયા આખા વર્ગનાં બાળકો પાસે કરાવવી. | क. બધા ઉભા થાઓ.<br>બે હાથ ઉંચા કરો.<br>એક તાળી પાડો.<br>વંદન કરો.<br>બેસી જાઓ. |
| क. એકથી વધુ ક્રિયા | કા. પા. ની નોંધમાં જણાવેલા ड જૂથનાં ૧ નંબરનાં બધાં વાક્યો કા. પા. માં લખવાં. બધાં બાળકો પાસે તે વંચાવવાં. પછી તેમાં લખ્યા પ્રમાણેની ક્રિયાઓ એકજ બાળક પાસે કરાવવી. એજ પ્રમાણે ड જૂથનાં નંબર ૨ નાં વાક્યો લખી તેમાં સૂચવેલા નામવાળા બાળક પાસે ક્રિયા કરાવવી. (બાળક પોતાનું નામ વાંચીને પોતાની મેળે ક્રિયા કરી જાય તે માટે આગાઉથી સૂચના આપવી.) | ड. (૧) મેજ પાસે આવો.<br>લાલ ચાક લો.<br>પાટીઆ પાસે જાઓ.<br>લાકડી દોરો.<br>(૨) સોરાબ, ઉભા થાઓ.<br>ગુલાબનું ફૂલ લો.<br>ગુલાબ મોટા સાહેબને આપો.<br>પછી વંદન કરી બેસી જાઓ. |
| પુનરાવર્તન ક્રિયા સાથે રજા | કા. પા. ના ई જૂથમાં જણાવેલાં બધાં વાક્યો લખી, તે વંચાવીને તે પ્રમાણે ક્રિયા કરાવી બાળકોને રજા આપવી. | ई. બધા ઉભા થાઓ.<br>ખૂબ હસો.<br>પછી વંદન કરો.<br>જમણા ફરો.<br>ચાલો. |

## બાળગીત-મોટર

મા મને મોટર બહુ વ્હાલી—ટેક૦
પેસિંજર બેસાડી હાંકે, શોફર પૈડું ઝાલી—મા૦
સરરર સરરર ભોં ભોં કરતી, જાય ઝડપથી ચાલી—મા૦
પેટ્રોલ ને પાણીથી દોડે, ઘોડા બળદ વીણ ખાલી—મા૦
મોટા થઈ મા મોટર લાવું, આશિષ દે રસમાલી—મા૦

લલ્લુભાઈ માધવભાઈ પટેલ
હે. મા. કરંજ,
તા. ઓલપાડ.

---

## જીવન—પ્રવાહ

( હે માતૃભૂમિ તેરે......એ લય. )

જીવનપ્રવાહ સુંદર વહેતો અગમ્ય દરીએ,
ધ્વનિ એ પ્રવાહ કેરો રહેતો સદૈવ દરીએ.

( ૧ )

કોઈ ધીમે વહે છે, કોઈ ઉતાવળો છે,
કોઈ શાંતિયુક્ત દીસે, કોઈ ગંભીર ભાસે—જીવન૦

( ૨ )

કોઈ રમ્યતા બતાવે, કોઈ શુષ્કતા ભણાવે,
કોઈ આર્દ્રતા વહાવે, કોઈ રૌદ્રતા જણાવે—જીવન૦

( ૩ )

કોઈ ગર્જના કરે, કો રવ રમ્ય ઉચરે છે,
કંઈ શોકને વહે છે, કંઈ મોદને ભરે છે—જીવન૦

( ૪ )

કોઈ વહે હમેશાં, કો કો દી કો સુકાતા;
કોઈ વહે કદી ના, કો કો દી કો વહેતા—જીવન૦

( ૫ )

સૌ ભિન્ન આ પ્રવાહે કંઈ ઓર ઐક્ય ભાસે,
વહે સ્વત્વ ધારી એ તો સર્વે અગમ્ય દરીએ—જીવન૦

વાડીઆ—નર્મદાને તીર. } અંબાશંકર હરિશંકર દ્વિવેદી

# સરકારી જાહેરખબર

## પુરૂષો તથા સ્ત્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓની સર્ટિફિકેટ પરીક્ષા

સંસ્થાઓની સર્ટિફિકેટ પરીક્ષામાં પહેલા વિષયમાં બીજીવાર બેસતા ઉમેદવારોને પરવાનગી સંબંધી.

પુરુષો તથા સ્ત્રીઓની વર્નાક્યુલર ટ્રેનિંગ સંસ્થાઓના અનુક્રમે વિદ્યમાન ૧૫ અને ૧૮ મા નિયમોમાં ઉમેરેલી નોંધ ૨ પ્રમાણે.

૧. જે ઉમેદવાર પહેલા વિષય " શિક્ષણશાસ્ત્ર અને અધ્યાપનકળા "ના પેટા વિષય ब અને क માં પાસ થાય તેને તેમાં બીજીવાર પરીક્ષા આપતી વખતે ફરી પાઠોની નોંધો કાઢવામાંથી મુક્ત રાખવામાં આવશે પણ તેને પરીક્ષકોની રૂબરૂ પાઠ આપવો પડશે, એટલે કે તેને પહેલા વિષયના अ અને ब પેટા વિષયની ફરી પરીક્ષા આપવી પડશે.

૨. ઉમેદવાર જો પહેલા વિષયના ब અથવા क પેટા વિષયમાં નાપાસ થયો હોય તો પછીની પરીક્ષા વખતે તેની તે વિષયની ब અને क પેટા વિષયોમાં પરીક્ષા લેવામાં આવશે, એટલે કે क પેટા વિષય માટે શિક્ષકોની દેખરેખ નીચે આપેલા પાઠોની ફરી તૈયાર કરેલી નોંધો તેણે રજુ કરવી જોઈશે

૩. ઉમેદવાર જો ब અને क પેટા વિષયમાં પહેલાં પાસ થયો હોય તો તેને क પેટા વિષયમાં ફરી પરીક્ષામાથી મુક્ત રાખવામાં આવશે, એટલે કે તેને ફરીથી પાઠોની નોંધો રજુ કરવાની જરૂર નથી, પણ ब પેટા વિષયમા તેની ફરી પરીક્ષા લેવામાં આવશે. क પેટા વિષયને માટે અગાઉ જે ગુણ તેણે મેળવ્યા હશે તે ગુણ તેને આપવામા આવશે.

ડી. પી. આઈ. નં ૧૪૯/૧૨૪ ડી. પુના, તા. ૭ મી ફેબ્રુઆરિ, ૧૯૩૬ અને ઈ. આઈ. એન. ડી. નં. ૧૩૯૧૪ તા. ૪-૩-૧૯૩૬.

( ૨ )

## નવરોજજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ પરીક્ષા

૧. અમદાવાદ શહેરની અથવા તો તેની નજીકમાં આવેલી સરકારે સ્વીકારેલી કોઈપણ શાળામાં અભ્યાસ કરતી બાળાઓને નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપો આપવા માટેની સ્પર્ધાની પરીક્ષા ગુરુવાર તા. ૧૩-૮-૩૬ ને દિવસે અને તે પછીના દિવસોએ અગીઆર

વાગ્યાથી સાંજના પાંચ વાગતાં સુધી અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેનના મકાનમાં લેવાશે.

૨. આ પરીક્ષા મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ લેશે. પરીક્ષામાં બેસવાની અરજીઓ* મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબને તા. ૧૩-૭-૩૬ ને દિવસે અથવા તે પહેલાં તેમને પહોંચે એવી રીતે મોકલી આપવી. તે દિવસ પછી કોઈપણ અરજી લેવામાં આવશે નહિ.

૩. આ પરીક્ષામાં બેસવા ઇચ્છનાર ઉમેદવાર કેટલી ઉમરના હોવા જોઈએ. પરીક્ષા કયા કયા વિષયોમા લેવામાં આવશે, સ્કોલરશિપો કેટલી કિંમતની છે, અને કેટલો વખત ચાલશે વગેરે બાબતની માહીતી આ પરીક્ષાના નિયમો અમદાવાદમાં બધી માધ્યમિક શાળામાં સને ૧૯૨૯ માં મોકલવામાં આવેલા છે તે ઉપરથી માલમ પડશે.

મ્યુનિસિપલ ઑફિસ,
અમદાવાદ.
તા. ૧૨ મી જુન ૧૯૩૬.

**બળવંતરાય પ. ઠાકોર**
ઉ. પ્રમુખ,
અમદાવાદ મ્યુનિસિપાલિટિ.

## (૩)
## હંટર ટ્રેનિંગ કોલેજ ફૉર મેન-પ્રાવેશિક પરીક્ષા
### સને ૧૯૩૬.

૧. આથી જાહેર કરવામાં આવે છે કે હંટર ટ્રેનિંગ કોલેજ ફૉર મેનની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૧મી ઑગસ્ટ શુક્રવાર ૧૧-૦ વાગે આ કોલેજના મકાનમાં શરૂ થશે.

૨. નીચેની કલમ ૩ જીમાં જણાવેલી કોઈપણ પરીક્ષા પાસ થએલા ઉમેદવાર કોલેજની પ્રાવેશિક પરીક્ષા આપી શકશે, પરંતુ ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો કોલેજમાં સામાન્ય રીતે દાખલ થઈ શકશે નહિ, પરંતુ વે. ઇ. સ્ટે. એજન્સિના કોઈપણ સ્ટેટની કે એજન્સિની કોઈપણ શાળામાં ઓછામાં ઓછા છેલ્લા બે વર્ષથી કામ કરતો શિક્ષક ૩૦ વર્ષની ઉંમર સુધી કોલેજમાં દાખલ થઈ શકશે.

૩. દરેક ઉમેદવારની અભ્યાસ સંબંધી લાયકાત ઓછામાં ઓછી **નીચેમાંથી એક જોઈશે.—**

(ક) સરકારી કેળવણીખાતાએ નિયત કર્યા મુજબ સાતમું ધોરણ પાસ.
(ખ) વર્નાક્યુલર ફાઇનલ પાસ.

---

* અરજીના નમુના તથા હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૩, પૃષ્ઠ ૨૮૫.

(ग) સરકારે મંજુર કરેલી કોઈપણ શાળામાં અંગ્રેજી ધોરણ ચોથું પાસ.

૪. ઉપરની કલમ ૩ જી પ્રમાણેની લાયકાતવાળા ઉમેદવારે મુકરર કરેલા ફોર્મમાં પોતાની અરજી* **તારીખ ૧ લી જુલાઈ ૧૯૩૩થી તા. ૧લી ઓગસ્ટ સુધીમાંજ** આ ઓફિસે મળી જાય તેવી રીતે મોકલી આપવી તથા આ અરજીની સાથે ઉમેદવારે નમુના પ્રમાણેનું સર્ટિફિકેટ ભરાવી મોકલવું.

૫. (क) અપૂર્ણ અથવા અનિયમિત રીતે પુરેલાં અને વખતસર નહિ પહોંચેલા સર્ટિફિકેટ તથા અરજીઓ કોઈપણ સંજોગોમાં સ્વીકારવામાં આવશે નહિ.

(ख) દરેક ઉમેદવાર માટે જુદી અરજી તથા જુદું સર્ટિફિકેટ જોઈશે.

૬. પરીક્ષા માટે કાંઈ દાખલ ફી લેવામાં આવશે નહિ પણ સ્ટેશનરી વિગેરે ખર્ચના માટે આ ઓફિસ વખતો વખત નક્કી કરે તે રકમ ઉમેદવાર પાસેથી પરીક્ષા શરૂ થયા પહેલાં લેવામાં આવશે.

૭. મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૩માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે પણ તેમાં ફેરફાર કરેલા વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશે:—

| | | માર્ક |
|---|---|---|
| ૧. ગુજરાતી:— (क) લેખી પરીક્ષા | ૧. ગુજરાતી સરકારી વાચનમાળા પુસ્તક સાતમાના સામાન્ય જ્ઞાનના પાઠોની લેખી પરીક્ષા. | ૬૦ |
| | ૨. વ્યાકરણ, વ્યુત્પત્તિ પિંગળ અને નિબંધ | ૪૦+૨૫ |
| | ૩. અક્ષર. | ૨૫ |
| (ख) મોઢાની પરીક્ષા | | ૫૦ |

આ પરીક્ષા માટે સાતમી ચોપડીની નીચેની કવિતાઓ મુખપાઠ તથા અર્થ સાથે લેવાને મુકરર કરેલી છે:—

પાઠ ૩, ૭, ૧૨, ૧૬ (ફક્ત ધર્મ વિષેની), ૩૨,

૨. સાયન્સ તથા આરોગ્ય વિજ્ઞાનના વિષયમાં વે. ઇ. સ્ટે. એ. ના મહે. એજ્યુ. ઓફિસર સાહેબના સર. નં. ૭ તા. ૨૬-૬-૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે (આ અભ્યાસક્રમ "સૌરાષ્ટ્ર શિક્ષક" ના નવેમ્બર સને ૧૯૨૮ના અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે.)

૩. ભૂમિતિ તથા ગણિતનો સુધારેલો કાર્યક્રમ મે ૧૯૩૩ ના સૌરાષ્ટ્ર શિક્ષકમાં છપાએલ છે તે મુજબ પરીક્ષા લેવાશે.

૮. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા, બોબડા કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાકતરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારને કોલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૯. હંટર ટ્રેનિંગ કૉલેજમાં અત્યારસુધી એક પ્રાવેશિક વર્ગ જુન આખરેથી ખોલવામાં આવતો, તેની જરૂર ન હોવાથી તે બંધ કરવામાં આવ્યો છે.

હંટર ટ્રેનિંગ કૉલેજ ફોર મેન, રાજકોટ તા. ૧૮-૪-૩૬ — બી. કે કઠેચા, પ્રિન્સિપાલ

(૪)

## સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ,–રાજકોટ.

### પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૩૬

આ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૪ મી ઑગસ્ટને સોમવાર સવારના અગિયાર વાગ્યે કૉલેજના મકાનમાં શરૂ થશે.

આ કૉલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઇચ્છા રાખતી હોય, તેમણે નમુના પ્રમાણે હકીકતનું એક પત્રક પોતાની શાળાનાં મુખ્ય શિક્ષિકા મારફત અમારા તરફ મોકલી આપવું. એ પત્રકની સાથે સ્કૂલ કમિટીના મેમ્બરો તરફથી અથવા પોતાના ગામના કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી મેળવેલા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો પણ મોકલવી. હકીકતનું પત્રક તથા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોડામાં મોડાં તા. પહેલી ઑગસ્ટ સુધીમાં અમને મળી જવાં જોઈએ, ત્યારપછી આવેલાં પત્રકો સ્વીકારવામાં આવશે નહિ.

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં ઉપરની કોઈ ખાસ મર્યાદા રાખવામાં આવતી નથી, પરંતુ કૉલેજમાં દાખલ થતી વખતે જેની ઉંમર પુરાં ૧૫ વર્ષની હોય છે તેનેજ દાખલ કરવામાં આવે છે. **૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉંમરની બાઈઓને કૉલેજમાં દાખલ કરવામાં આવતી નથી.**

પરીક્ષાના દિવસો દરમિઆન જે બાઈઓ કૉલેજની બોર્ડિંગમાં રહેવા ઇચ્છતી હોય તેણે તે બાબતની ખબર લેડી સુપરિન્ટેન્ડેન્ટને અઠવાડિઆ અગાઉથી આપવી. પરીક્ષા પહેલાં ચાર દિવસથી વધારે પહેલાં કોઈને બોર્ડિંગમાં સમાસ આપવામાં આવશે નહિ. બોર્ડિંગમાં રહેવા ઇચ્છનાર પ્રત્યેક ઉમેદવારે બિછાનું, જમવાનાં વાસણો તથા લોટી પ્યાલો સાથે લાવવાં જોઈએ.

સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ રાજકોટ. તા. ૧૩-૪-૩૬. — **મંજુલા મહેતા**, લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

---

હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૩ પૃષ્ઠ ૨૮૦. પ્રાવેશિક પરીક્ષાના અભ્યાસક્રમ માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૪ પૃષ્ઠ ૨૯૬.

# ઇનામપત્રક

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| આખડોલ | પા. સોમાભાઈ નરોતમદાસે | ૨—૦—૮ | કળીના લાડુ વહેંચ્યા. |
| | પા. રામાભાઈ ઝવેરભાઈએ | ૨—૦—૦ | ,, |
| | શાહ ચીમનલાલ સોમાભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યા. |
| | શિક્ષક સ્ટાફ તથા સદ્દગૃહસ્થ | ૨—૦—૦ | ,, |
| | પા. ફુલાભાઈ જેઠાભાઈ એ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | પા. સોમાભાઈ નરોતમદાસ<br>જોશી નારણભાઈ લલ્લુભાઇ<br>તલાટી અમરસંગ સુલતાનસંગ<br>સૈયદ અકબરમીયાં સેદુમીયાં<br>પા. ઝવેરભાઇ લલ્લુભાઇ<br>પા. ચતુરભાઇ સોમાભાઇએ<br>મળી | ૬—૦—૦ | જ્યુબિલિ પ્રસંગે મિઠાઈ વહેંચી. |
| | પા. શીવાભાઇ લાલદાસ<br>પા. રામાભાઇ ઝવેરભાઈ<br>પા. લલ્લુભાઇ જીવાભાઇ<br>પા. સોમાભાઇ નરોતમદાસ<br>પા. દેશાઇભાઇ ભુલાભાઇએ<br>મળી | ૨૦—૦—૦ | જ્યુબિલિ પ્રસંગે સ્કૂલ જમાડી |
| સોડપુર | ગામના સદ્દગૃહસ્થો તરફથી તથા ખૂટતી રકમ પા. ડાહ્યા-ભાઇ શંકરભાઇએ રૂ. ૪-૫ આપી | ૨૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા મિશન સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગાના | પા. નારણભાઇ ભાઇજીભાઇએ | ૪૫—૬—૦ | વિદ્યાર્થીઓ તથા બાળાઓ તથા અંત્યજ વિદ્યાર્થીઓને જમાડયા. |
| શેલગઢ | મિ. લલ્લુભાઇ રામજીભાઈ પટેલે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મગનભાઇ ગલાભાઇ પટેલે | ૧૨—૦—૦ | ,, |
| | મિ. કેવળભાઇ ગોબર પટેલે | ૧૨—૦—૦ | ,, |
| દેવાતજ | પા. સીવાભાઇ લખાભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. ફુલાભાઇ પ્રભુદાસે | ૧—૦—૦ | ,, |
| | મિ. મણીલાલ મથુરભાઇએ | ૨—૦—૯ | મિઠાઈ વહેંચી. |
| સલુણ | પા. હુરમાનભાઇ ચતુરભાઇએ | ૧૫—૦—૦ | કન્યાશાળામાં સીવવાનો સંચો લાવવા માટે મદદ કરી. |
| ગામડી | રા. સા. ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડના મે. ચેરમેન સાહેબ ભગવાન-દાસ ગિરધરદાસ દેસાઇએ | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| વડોદ | ખંભોળજના પટેલ ઝવેરભાઇ મથુરભાઇએ | ૨૧–૧૨—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| | ” | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ઉતરસંડાના વાળંદ મોતીભાઇ ભાઇજીભાઇએ | ૨—૦—૦ | ” |
| | ” | ૧—૦—૦ | પરબમાં આપ્યા. |
| ક્ણભાઇપુરા | શેઠ અમૃતલાલ ચુનીલાલ શાહે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. મંગળભાઇ ભુલાભાઇએ | ૧૫—૦—૦ | ” |
| | ભોઇ પુંજાભાઈ ધુળાભાઇએ | ૧૫—૦—૦ | ” |
| પીપલગ | મિ. શામળભાઇ મથુરભાઇએ | ... | સં. ૧૯૭૬ માં ઘડિઆળ ભેટ આપ્યું. |
| વાલ્લા | મિ. શનાભાઇ શંકરભાઇ પટેલ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ.મોતીભાઇ બાબરભાઇ પટેલે | ... | ” |
| ગામડી | પગી દલા બલાની વિધવા બાઇ રાજીએ | ૩૦—૦—૦ | છોકરા છોકરીઓને જમાડયા. |
| નડિઆદ | મલેક કાસમમીયાં હુસેનમીયાંએ | ૧૮—૮—૦ | ઉર્દુ કન્યાશાળા નં ૨ માં પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| નાયકા | શાહ મણીલાલ મગનલાલે | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને ખૂટતી ચોપડીઓ તથા ગરીબ છોકરાઓને સ્લેટો, કપડાં વગેરે આપ્યું |
| કણજરી | પાઠક ગણપતરામભાઇ ભીખાભાઇએ | ૨—૮—૦ | પરબ ખાતે આપવા ખુશી બતાવી છે. |
| મંઝીપુરા | આગરવાના પટેલ લલ્લુભાઇ શંકરભાઇ તથા પાંડવણીયાના પટેલ શંકરભાઇ ચાનાભાઇએ | ૧૦—૦—૦ | છોકરાને પતાસાં તથા બાળાઓને રકાબી પ્યાલા વહેંચ્યા. |
| સાસ્તાપુર | શાહ શામળદાસ મથુરદાસે | ૬—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ભાવસાર કુબેરભાઇ નારણભાઇએ | ૧૦—૦—૦ | ” |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૫—૦—૦ | ” |
| | શાહ શંકરલાલ નાનચંદે | ૭—૦—૦ | ” |
| | શાહ કાલીદાસ નાનચંદે | ૭—૦—૦ | ” |
| ગોબલજ | અમદાવાદના મે. કાદરી સાહેબના કુટુંબી કાદરી હુસેનમીયાં હેમદમીયાંએ | ૧૫—૦—૦ | બાળકોને જર્મન સિલ્વરના રકાબી પ્યાલા વહેંચ્યા તથા |
| | ” | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યા. |
| સુરકુવા | પટેલ ખોડાભાઈ અમ્બાઇદાસે | ૨૧–૧૧—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| સુરકુવા | પટેલ પ્રભુદાસ જેઠાભાઇએ | ૪—૮—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | પટેલ મનોરભાઇ રેવનદાસે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ગામડી | પા. વલ્લભભાઇ રાઇજીભાઇએ | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. મોતીભાઇ કુબેરભાઇએ | ૪૦—૦—૦ | ,, |
| ગોભલજ | પોલિસપટેલ પુંજાભાઇ માધાભાઇ તથા પટેલ મોતીભાઇ દેસાઇભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| કણજરી | પંડયા પુરશોત્તમ મુળજીભાઇએ | ૧૦૧—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયાં. |
| લીંબાસી | ગામ લોકોએ | ૬૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સ્કૂલ કમિટીના મેમ્બર પટેલ ગોકળભાઈ નારણભાઇએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| સરસવણી | સ્કૂલ કમિટીના મેમ્બર મિ. નરોત્તમભાઈ મકનેશ્વરે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોરોલી | કુંભાર રણછોડભાઇ લાલાભાઇએ | ૪૦—૦—૦ | ,, |
| કંજોડા | ગામ લોકોએ | ૨૨—૮—૦ | ,, |
| રાવળાપુરા | મિ. માણેકલાલ ભાઇલાલે | ૨૦—૦—૦ | ,, |
| | મિ. ભાઇલાલ વલ્લવભાઇએ | ૧—૦—૦ | પતાસાં તથા ટીકડીઓવહેંચી |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૭—૦—૦ | રમકડાં તથા ટોપીઓ વહેંચી. |
| | મિ. શીવાભાઇ જેઠાભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | આણંદના મિ. ડાહ્યાભાઇ શંકરભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વાંઘા | ગામના આગેવાન સદ્‌ગૃહસ્થોએ | ૧૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોકેવા | ધોળાસરના મિ. ફુલચંદ પુરુષોતમદાસ શાહે | ૮—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાવર્ગમાં મિઠાઈ વહેંચી. |
| શેલગઢ | વાસણીના પટેલ બહેચરભાઈ જેઠીદાસે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વાસણીના પટેલ રેવાભાઇ રણછોડભાઇએ | ૪—૮—૦ | પતાસાં વાવટા વગેરે વહેંચ્યું. |
| ત્રાણજા | પા. દાજીભાઇ ભુલાભાઇએ | ૩૦—૦—૦ | મુખ્ય નિશાળ તથા અંત્યજ વર્ગના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સ્કૂલ કમિટીના મેમ્બર રણછોડભાઇ નરશીભાઇએ | ૫—૦—૦ | ઘડિયાળ લાવવા આપ્યા. |
| સણાદ્રા | ગામ લોકોએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વનોડા | મલેક સાહેબ અકબરમીઆં વગેરેએ | ૩૦—૦—૦ | ,, |
| | પા. શના ભુલાએ | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | જોશી ડાહ્યાભાઇ હરગોવિંદે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| | વ્યાસ વાડીલાલ ભુરાભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. જીવાં ભાઇજીએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ભીખાભાઈ મથુરભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| | પા. મંગળ નારણે | ૨૦—૦—૦ | ,, |
| રખીઆલ | પટેલ મગનભાઈ લલ્લુભાઈ પાડવાણીયાનાએ | ૧૧—૦—૦ | જર્મનસીલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| | પટેલ જીવાભાઈ હરિભાઈ પાડવાણીઆનાએ | ૧૩—૦—૦ | પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| | મકવાણા મંગળભાઈ હેમાભાઈ સુરાસામણનાએ | ૧૩—૦—૦ | ,, |
| મોંધરોલી | સલીના પંચાલ બાબરભાઈ પુંજાભાઈએ | ૧૩—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યાં. |
| | સ્કૂલકમિટિના મેમ્બરો તથા ગામલોકોએ જ્યુબિલી પ્રસંગે | ૧૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| કઠલાલ | માસ્તર ભુલાભાઈ હરગોવન<br>હ. જ્યોતિષી પી. શર્માએ | ૧૨—૦—૦<br>૬—૦—૦ | સ્કૂલના ફંડમાં આપ્યા તથા કુમારમાસિક ભેટ આપ્યું. |
| | પંડયા ભોળાનાથ કામેશ્વરે | ૧૫૦—૦—૦ | બધી નિશાળના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સોડપુર | પા. કાળીદાસ મંગળભાઇએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મરીડાના પા શનાભાઈ મીઠાભાઈએ | ૨—૦—૦<br>૧—૮—૦ | સ્કૂલફંડમાં આપ્યા તથા પતાસાં વહેંચ્યાં. |
| મરીડા | સામરખાના પટેલ ચતુરભાઇ ભગાભાઈએ | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | પટેલ તળશીભાઈ ગિરધરભાઈએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયાં. |
| | સામરખાના પા. ભીખાભાઈ સામળભાઈએ | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| લવાડ | ગોસાંઈ બાલગર મોતીગરે | ૨૫—૦—૦ | બે વખત વિદ્યાર્થીઓને જમાડયા. |
| | દેવાના મહીડા ભૂપતસંગ અગસંગે | ૪—૮—૦<br>૧—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા તથા પતાસાં વહેંચ્યાં. |
| પીહાઈ | બેન ઝવર દલુસીંગ જાલમસંગની દીકરીએ | ...<br>૧—૨—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા બાળાઓને એક્સરસાઈઝ બુકો નં. ૧૮ વહેંચી. |
| સીંગલાવ | માસ્તર કેશવલાલ મથુરદાસ શાહે | ૨૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પીહાઇ | વણસોલીના પટેલ બાબરભાઇ શંકરભાઈએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| | ,, | ૫—૦—૦ | સ્કાઉટફંડમાં આપ્યા. |
| | ,, | ૨—૦—૦ | ગરીબ વિદ્યાર્થીફંડમાં આપ્યા. |
| | ,, | ૧૫—૦—૦ | બાળાઓને ઓઢણીઓ નં. ૧૮ વહેંચી. |
| રૂદણ | શાહ આશાભાઈ કહાનદાસે | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ફટલાલના મિ. નટવરલાલ અનોપરામે | ૫—૦—૦ | વિદ્યાર્થીઓને પતાસાં તથા બાળાઓને જર્મનસીલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| ભલાડા | ગામલોકોએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | હરીઅણના પા. ફુલાભાઈ કાળીદાસે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જર્મનસીલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| વડોદ | ગામલોકોએ | ૧૦૩—૪—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા રોશની કરી તથા દારૂખાનું ફોડયું. |
| | પા. રણછોડભાઈ તુળસીભાઈ મથુરભાઈએ | ૭૬—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડભાણ | બાઈ દિવાળી પા. આશાભાઈ દાદાભાઈની વિધવાએ | ૭૦—૦—૦ | ,, |
| | પા. ભીમભાઈ ઝવેરભાઈએ | ૪—૦—૦ | દૂધ પાયું. |
| | પા. મથુરભાઈ જેસંગભાઈએ | ૪—૦—૦ | ,, |
| | પા. નારણભાઈ દાદાભાઈએ | ૪—૦—૦ | ,, |
| | પંડયા રણછોડલાલ સોમેશ્વરે | ૪—૦—૦ | ,, |
| | પા. મથુરભાઈ જેસંગભાઈએ | ૧૧—૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | પા. સોમાભાઈ નાથાભાઈએ | ૯—૦—૦ | ,, |
| | પા. શંકરભાઈ ઝવેરભાઈએ | ૪—૦—૦ | દૂધ પાયું. |
| | પા. હરમાનભાઈ વાઘજીભાઈએ | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. શીવાભાઈ મોતીભાઈએ | ૪—૦—૦ | ,, |
| | પા. નાથાભાઈ બાજીભાઈએ | ૫—૦—૦ | ,, |
| | પંડયા છોટાલાલ મનસુખે | ૪—૦—૦ | દૂધ પાયું. |
| | પા. ગરધાભાઈ મથુરભાઈએ | ૩૦—૦—૦ | પરબખાતે આપ્યા. |

## પંચમહાલ અને રેવાકાંઠા

| | | | |
|---|---|---|---|
| સણસોલી | ભીલપુરાના ઠાકોર સાહેબ શ્રીમાન અમરસિંહજીએ | ૩—૦—૦ | સાકર વહેંચી તથા કન્યા કલાસમાં દરેક બાળા- |
| | ,, | ૭—૦—૦ | ઓને વાર વારના કકડા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| કાંકણપુર | ગોર રામશંકર પુરુષોત્તમે | ૧૪—૦—૦ | પિત્તળના રકાબી પ્યાલા નં. ૫૯ દરેક બાળાને |
| | " | ૧—૦—૦ | વહેંચ્યા તથા મિઠાઈ વહેંચી. |
| સંજેલી | નામદાર દરબાર સાહેબ શ્રી પુષ્પસિંહજી સાહેબે | ૮૭—૦—૦ | સાકર, મિઠાઈ, પતાસાં, ચોપડીઓ તથા ઓઢણીઓ વહેંચી. |
| | લુણાવાડાના મિ. મોહનલાલ ગણપતરામ ભટ્ટ પોસ્ટમાસ્તરે | ૨—૦—૦ | સાકર વહેંચી |
| નંદેરીયા | મિ. પુરોહિત મહાશંકર રાજારામે તેમના દાદા પુરોહિત વલ્લભરામ રેવાશંકરના સ્વર્ગવાસ નિમિત્તે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને રકાબી-પ્યાલા વહેંચ્યા. |
| અગર | મે. ઠાકોર સાહેબશ્રી ચાવરખાનજી ગંભીરખાનજીએ | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | મે. ડાક્ટર સાહેબ જે. ડી. કાપાડીએ | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો તથા સ્લેટો વહેંચી. |
| | મે. પોલિસ સબ-ઈન્સ્પેક્ટર સાહેબે | ૨—૦—૦ | વાડીઆ થાણાના વિદ્યાર્થીઓને સાકર વહેંચી. |
| સંજેલી | લુણાવાડાના અખાડાના મહંત મહારાજશ્રી મંગળગીરજી મથુરાંગીરજી તરફથી | ૫—૦—૦ | દૂધ પાયું તથા પેંડા વહેંચ્યા. |
| દોડકા | સુથાર હીરાલાલ ભગવાને | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વહોરા રસુલ સુલેમાને | ૨—૦—૦ | ચીભડાં વહેંચ્યાં. |
| સેવાડા | મે. ઠાકોર સુસુફખાનજી જોરાવરખાનજીએ પોતાના કુમારશ્રીને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૧૩—૫—૦<br>૧—૦—૦<br>૮—૧૨—૦<br>૨—૧—૦ | જર્મનના વાડકા દરેક વિદ્યાર્થીને વહેંચ્યા તથા મિઠાઈ વહેંચી તથા ચાલતી ચોપડીઓ વહેંચી તથા પિત્તળના લોટા નં. ૨ તથા પ્યાલા નં. ૨ પરબ ખાતે આપ્યા. |
| રામપુરા | પીપલીઆવાંટના મે. ઠાકોર સાહેબે | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી તથા પરબ ખાતે લોટા પ્યાલા |
| | " | ૨—૦—૦ | આપ્યા. |
| રુસ્તમપુરા | મે. શેઠ સાહેબ દીનશાજી બમનજી દલાલ સાહેબે | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને કપડાં વહેંચ્યાં. |
| | મે. ડૉક્ટર સાહેબ મોતીશંકર પ્રભાશંકર ત્રિપાઠીએ | ૧૫—૦—૦ | પિત્તળના વાડકા વહેંચ્યા. |
| સરસીંડ | શ્રીમાન દાદાસાહેબ રામસિંહજી નહારસિંહજી ધરગાય સ્ટેટ તરફથી | ૨—૦—૦ | સ્કૂલમાં ચોપડીઓ વહેંચવા માટે આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| સરસીંડા | મિ. દીપસિંહજી ભારતસિંહજીએ | ૪—૦—૦ | સ્કૂલમાં ચોપડીઓ વહેંચવા માટે આપ્યા. |
| | મિ. ન્હારસિંહજી બહાદુરસિંહજીએ | ૨—૦—૦ | |
| | મિ. ઉકારસિંહજી બહાદુરસિંહજીએ | ૨—૦—૦ | |
| | મિ. વેરીસાલજી બહાદુરસિંહજી એ | ૨—૦—૦ | |
| | મિ. કેસરીસિંહજી બહાદુરસિંહજી એ | ૨—૦—૦ | |
| | ચાવડા ઠા. સા. મોહનસિંહજી છતસિંહજીએ ભીલોડીઆનાએ | ૨—૦—૦ | |
| | કારભારી છોટાલાલ મહાશંકર તરફથી | ૧—૦—૦ | |
| | માસ્તર રેવાશંકર અંબાલાલ ઉપાધ્યાયે | ૧—૦—૦ | |
| | આસિ. ગોવિંદલાલ ગગનલાલ દવે એ | ૧—૦—૦ | |
| પરા | મહેરબાન અગર ઠાકોરસાહેબ | ૫—૦—૦ | સાકર વહેંચી. |
| | ગરીઆ મોહનબાવા નાથુબાવા તથા તેમના ભાઈ ગરીઆ પરભાત બાવા નાથુ બાવાએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ સોમચંદ ડાહ્યાભાઈએ | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | મુખી પટેલ કરસન બહેચરે | ૧—૦—૦ | પતાસા વહેંચ્યાં. |
| | આસગોલના મુખી પટેલ બમા નાથાએ | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | સુરજઘોડાના મુખી પટેલ બલકા બહેચરે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | માસ્તર હીરાલાલ રણછોડ | ૧—૦—૦ | રમતમાં જીતનાર છોકરાને રોકડ ઇનામ આપ્યું. |
| વેરી | મિ. ઠાકોર સાહેબે | ૧૨—૦—૦ | મિઠાઈ વહેંચી તથા બાળાઓને કાપડના કકડા વહેંચ્યા. |
| ,, | ,, | ૫—૦—૦ | |
| વજીરીઆ | મિ. ઠાકોર સાહેબ શ્રી કેસરખાંનજી સાહેબ તરફથી | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓને ચાલતી ચોપડીઓ તથા બાળાઓને ઓઢણીઓ તથા મિઠાઈ વહેંચી |
| ડેરોલ | મિ. શંકરભાઈ હરિભાઇ પટેલ | ૧૪—૨—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| મોકરી | મહાપુરાના પા. જેઠાભાઇ પુંજાભાઈએ | ૫—૦-૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | શાહ અમૃતલાલ કેવળદાસે | ૬—૦-૦ | ખુરસી નં. ૨ ભેટ આપી. |
| દેલોલ | ગોરજના હેડમાસ્તર મિ. શંકરલાલ કાળિશંકર પાઠકે | ૭૧—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| જીતપુરા | મહેલોલ સ્ટેટના મે. ઠાકોર સાહેબે | ૨—૦-૦ | સાકર વહેંચી. |
| પાન્ડુ | મિ. ગટુલાલ પ્રાણશંકર પાઠકે | ૨૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | રાણીપરાના પટેલ જેઠાભાઈ વેણીદાસે | ૪—૦-૦ | ગોળ તથા સાકર વહેંચી. |
| | જમીદાર સાહેબે | ૮—૦-૦ | ઇનામ તથા પતાસાં વહેંચ્યાં. |
| અનગઢ | જોષી વિઠલ જગન્નાથ ગુજરી જવાથી તેમના પુણ્યાર્થે | ૪૧—૦-૦<br>૧—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પરબ ખાતે પિત્તળનો લોટો નં.૧ આપ્યો. |
| સંજેલી | નામદાર દરબાર સાહેબ શ્રી પુષ્પસિંહજી સાહેબ તરફથી | ૫૦—૦-૦ | ચોપડીઓ, બાળાઓને ઓઢણીઓ તથા મિઠાઈ તથા રોકડ ઇનામ આપ્યું. |
| કણજરી | કોઠારી ભીખાભાઈ રણછોડદાસે | ૪—૦-૦ | દૂધ પાયું તથા મમરા વહેંચ્યા. |
| | મિ. ગીરધરભાઈ છબાઇ પરેલે | ૨—૦-૦ | બંને સ્કૂલોમાં દૂધ પાયું. |
| મણીપુર | પટેલ ઈશ્વરભાઈ ગરબડદાસે | ૧૫—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કણજરી | મિ. શંકરલાલભાઈ ગીરજાશંકર પંડયાએ | ૪—૦-૦ | બંને સ્કૂલોમાં દૂધ પાયું મમરા વહેંચ્યા. |
| | ઠક્કર જેઠાલાલ પ્રભુલાલે | ૩—૮-૦ | " |
| દાકોર | મિ. ગગનલાલ ચુનીલાલે | ૨—૦-૦ | સાકર વહેંચી. |
| | ડાક્ટર વિનાયકરાવ સુંદરલાલે | ૧—૦-૦ | ગરીબ છોકરાંને રસોટા વહેંચી. |
| | મિ. પોપટલાલ રેવાશંકર મેનેજરે | ૨—૦-૦ | સાકર વહેંચી. |
| | મિ. અંબાલાલ ભોગીલાલે | ૨—૦-૦ | ગરીબ વિદ્યાર્થીઓને કપડાં વહેંચ્યાં. |
| ઇટવાડ | સણસોલીના ઠાકોર જીતસિંહ દાજીભાઈએ | ૧૨—૦-૦ | બારમાસ સુધી પાણીની પરબ માટે આપ્યા. |
| સાગણા | સાગાના મુવાડના પટેલ ખાતુ રામજીએ | ૨૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દોહદ | મુંબઇના શેઠ સાહેબ તરફથી ફ્રીલેન્ડગંજ દોહદના હેડ કલાર્ક મિ. તાપીશંકરભાઈએ પાઠશાળા ખુરસી મૂકી તે પ્રસંગે | ૧૫—૦-૦ | ભીલ સેન્ટ્રલ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| કોબલા | પાટીદાર એકડાના પંચતરફથી | ૧૪—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા |
| | માલકીપરાના મિ. નાથા મુળજી પટેલે | ૧૨–૧૨–૦ | " |
| ગજેરા | મિ. મણીભાઈ મગનભાઈએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. તળસીભાઈ ઝવેરભાઈએ | ૨—૦—૦ | " |
| | મિ. રમણલાલ હીરાલાલશાહે | ૫—૦—૦ | ગેટ લાવવા સારૂ આપ્યા |
| | હેડમાસ્તર શંકરલાલ ઉમીયાશંકરે | ૫—૦—૦ | " |
| | પ. આ. ચુનીલાલ છોટાલાલે | ૨—૦—૦ | બેન્ડ લાવવા સારૂ આપ્યા |
| | ત્રીજા આસિ. ત્રિભુવન નથુરામે | ૨—૦—૦ | પુસ્તકો તથા મિઠાઇ વહેંચી. |
| | | ૧—૦—૦ | |
| | મિ. મહમદભાઈ નથ્થુભાઈએ | ૧—૦—૦ | |
| | પાં. આસિ.. | ૫—૨—૦ | |
| | સ્કૂલકમિટિ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | કુલાચન સરદાર શ્રી ઠાકોર ચિંદ્રસિંહજી સાહેબ બહાદુર તરફથી | ૪—૦—૦ | દૂધ પાયું. |
| | પટેલ જેઠાલાલ રણછોડ | ૩—૦—૦ | " |
| | મિ. ભગવાનદાસ જસવંતરામે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| " | મિ. જયશંકર રામશંકર ઉપાધ્યાયે | ૫—૦—૦ | બંને સ્કૂલોમાં દૂધ પાયું. |
| | ઓનીર ભીખાભાઈ પિતામ્બરે | ૩—૦—૦ | દૂધ પાયું. |
| | મહેતા મૂળજીભાઇ નાથજીભાઇએ | ૩—૦—૦ | " |
| | ટેઇલર વનમાળી નાથજીભાઇએ | ૩—૦—૦ | બંને સ્કૂલોમાં દૂધ પાયું. |
| સરસીંડ | ઠાકોર સાહેબશ્રી ઉદયસિંહજી બહાદુરસિંહજીએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| રામસીંગપુરા | મે. ઠાકોર સાહેબ તરફથી | ૧૦—૦—૦ | પરીક્ષા વખતે પુસ્તકો તથા સાકર વહેંચી. |
| સેવાડા | મહેતાજી દે. શ. પટેલ તથા સુવાણુ હીંમતસીંગ મોકમસીંગે | ૧૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| અંતગઢ | ગોહેલ ચકાભાઇ સુખાભાઇએ | ૪૦—૦—૦ | " |
| નદીસર | વડોદરા મે. હેડ પોસ્ટ માસ્તર સાહેબ સોમાલાલ બાપુલાલ પરીખે | ૨૫—૦—૦ | ઘડિયાળ ઘર સાથે ભેટ આપ્યું. |
| રતનપુર | ગામલોકોએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા |
| | " | ૭—૦—૦ | અને બાળાઓને કકડા વહેંચ્યા. |
| | ઠાકોર કિશોરસિંહ પ્રભાતસિંહે | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| કતપોર | સ્થાનિક સ્કૂલ કમિટી તરફથી | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| સમની | પા. શંકરભાઈ કાળિદાસની ઉત્તરક્રિયા નિમિત્તે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. હરિભાઈ લાલદાસની ઉત્તરક્રિયા નિમિત્તે | ૧૫—૦—૦ | ,, |
| દોરા | પા. પરાગભાઇ દરૂભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| | સુથાર જગજીવન નરોતમે | ૨૫—૦—૦ | ,, |
| | પા. લલ્લુભાઇ ઝવેરભાઇએ | ૨૫—૦—૦ | ,, |
| કારેલી | પા. ભોગીલાલ છોટાભાઇએ | ૩૦—૦—૦ | ,, |
| એટભારા | પા. નારણ મુળજીએ | ૧—૦—૦ | સ્કાઉટ ડ્રેસ સિવડાવવા માટે આપ્યો. |
| | પા. કાળિદાસ નારણે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| ઝણોર | શ્રીમાન ગં. ઠકરાણીસાહેબ શ્રી દોલતકુંવરબા સાહેબ તરફથી સીલ્વર જ્યુબિલી પ્રસંગે | ૧૫—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| | ,, | ૫—૦—૦ | કન્યાશાળામાં પેંડા વહેંચ્યા. |
| પખાજણ | પા. કેસરીસિંહ બાપુસિંહે સિલ્વર જ્યુબિલી પ્રસંગે | ૧૮—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | શાહ મોહનલાલ લલ્લુભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સગની | શાહ ભોગીલાલ નગીનદાસે | ૧-૧૨-૦ | કેરીઓ વહેંચી. |
| કતપોર | મિ. ભગુભાઇ પી. દેશાઇ વાઇસ પ્રેસિડેન્ટ ડિ. સ્કૂલ બોર્ડ ભરુચનાએ | ૨-૧૨-૦ | રોકડ ઇનામ આપ્યાં. |
| | મિ. ભગવાન અમરાએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| પાનોલી | ખીરબોવારીઓ તરફથી | ૧૬—૮—૬ | ઉર્દુ શાળામાં પાઠ્યપુસ્તકો વહેંચ્યાં. |
| કારેલી | પટેલ ભીખાભાઈ ઓધારભાઈએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગજેરાના પા. નાથાભાઈ વરજભાઈએ | ૨૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા સાકર વહેંચી. |
| આસરમા | પા. ગોમાનભાઈ વલ્લભભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હાંસોટ | શેખ અબ્બાસ રહેમતુલ્લાએ | ૫—૦—૦ | સ્કાઉટફંડમાં આપ્યા. |
| | બાઈ સુભાન હુસેનરસુલ હજામની વિધવાએ | ૨—૦—૦ | વિદ્યાર્થીઓને જલેબી વહેંચી. |
| આમોદ | ખ્રિસ્તી શિવાભાઈ જેરામભાઈએ | ૮—૦—૦ | બ્રાંચ સ્કૂલ નં. ૨ ના અંત્યજ છોકરાંઓને જમાડયાં. |

| | | | |
|---|---|---|---|
| પારડીઇદ્રીસ | પા. શિવાભાઇ કાળાભાઇએ | ૨—૦—૦ | બાળકોને પ્યાલા રકાબ તથા મિઠાઈ વહેંચી. |
| | પા. છીતુભાઇ વલ્લભભાઇએ | ૨—૦—૦ | |
| | તલાટી નારશંકરભાઇએ | ૨—૦—૦ | |
| | મિ. મેરજીભાઇ છીતાભાઇ ઠાકોરે | ૨—૦—૦ | |
| | મિ ચુનીલાલ રણછોડ મોદીએ | ૧—૦—૦ | |
| | પોલીસપટેલ મગનભાઇ ગોમાનભાઈએ | ૨—૦—૦ | |
| | મિ. દીપસંગ ડાહ્યાભાઇ ઠાકોરે | ૧—૦—૦ | |
| | મિ. રતનજી હરિભાઇ પટેલે | ૧—૦—૦ | |
| | કડોદ્રાના ગામલોકોએ | ૩—૦—૦ | |
| દીવા | ગં. સ્વ. ઇચ્છા આદીતરામ નાગજીની દીકરીએ | ૨—૮—૦ | સ્કૂલ તથા કન્યાશાળામાં માસિકફાળે કાઠી પરબ બેસાડી |
| | પા. મૂળજીભાઇ તપસાભાઈએ | ૧—૦—૦ | |
| | પા. ગોપાળ નટમીભાઇએ | ૧—૦—૦ | |
| વહેલમ | બાઇ દિવાળી પટેલ દેસાઇ રામદાસની વિધવાએ | ૧૦—૦—૦ | નવો કલાસ ખોલાયો નિમિત્તે વિદ્યાર્થીઓ જમાડયા. |
| બેટબાહા | પા. ભાણાભાઇ દેવજીભાઇએ | ૩—૯—૦ | સ્કાઉટ ડ્રેસ માટે ખાટ્વીલ લાવી આપ્યું. |
| કાવી | ગામલોકોએ | ૧૩—૦—૦ | કન્યાશાળામાં ઘડિયા ભેટ આપ્યું. |
| | ” | ૫—૪—૦ | પરબ માટે તાંબાનું આપ્યું. |
| ગજેરા | પા. ઘેરીભાઇ મકનદાસે | ૧૨—૦—૦ | મુખ્ય સ્કૂલમાં પાણીની પરબ ચાર માસ બેસાડી. |
| ટુંડજ | મિ. પુંજાભાઇ મુળજીભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. શંકરભાઇ આસાભાઇએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| દેરા | ભીલના આત્મારામ રામચંદ્રે | ૭—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા સાકર વહેંચી. |
| પાલેજ | મિ. રેવાશંકર બાલાશંકર ભટ્ટે | ૧૧૫—૦—૦ | સીવવાનો સંચો હાથનો લાવી આપ્યો. |
| ,, | મિ. નાથાભાઇ બહેચરભાઇ હસ્તે મિ. મૂળચંદ લખમીચંદે | ૩૦—૦—૦ | ફ્રોલ્ડીંગ બાંકડા નં. ૧૫ કન્યાશાળાઓને ભેટ આપ્યા. પંજરી તથા પિત્તળના દાંડીઆ બાળાઓને વહેંચ્યા. |
| | મિ. જેઠાલાલ બાલમુકુંદદાસ હસ્તે મિ. મણીભાઈ પટેલ | ૨૨—૦—૦ | |
| | મિ. જગમોહનદાસ કૃષ્ણવલ્લભદાસ ગાંધીએ | ૨૨—૦—૦ | |
| | મિ. કુંવરજી જાદવજીએ | ૨૨—૦—૦ | |
| | મિ. મહંમદઅલી બાજેવાલાએ | ૨૨—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| | મિ. ડાહ્યાચંદ ભવાનચંદ હસ્તે | | ” |
| | મિ. ભોગીલાલ મોતીલાલ શાહ | ૩૦—૦—૦ | ” |
| | મિ. અચરતલાલ ગૌરીશંકર માજી સ્ટેશન માસ્તરે | ૧૧—૦—૦ | ” |
| | મિ. ચીમનલાલ છોટાલાલ શાહે | ૫૩—૦—૦ | ” |
| | મિ. મનસુખલાલ સંઘવીએ | ૨૨—૦—૦ | ” |
| | મિ. ઉત્તમચંદ નેમચંદ શાહે | ૧૧—૦—૦ | ” |
| | મિ. ઇબ્રાહીમ આસમાલ અહમદ ગોળવાળાએ | ૧૫—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | મિ. નાથાભાઈ રૂપચંદ શાહે | ૫—૦—૦ | બાળાઓને કાચની ચલાણીઓ અને પતાસાં વહેંચ્યાં. |
| માંડવાબુઝર્ગ | મિ. ગોવિંદ નારણે | ૧૫—૦—૦ | બાળાઓને જમાડી. |
| આમોદ | મિ. જગજીવન પૂંજાભાઇ કહાનવાનાએ | ૧—૦—૦ | બ્રાંચ સ્કૂલ નં. ૨ માં પતાસાં વહેંચ્યાં. |
| | બાઇ રાજી ઢેડ વીરસ બેચરની વિધવાએ | ૧—૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | ઢેડ માધવ હાંસજીએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ઉબેરના ઢેડ ડાહ્યા નરસીએ | ૧—૦—૦ | સાકરીઆ ચણા વહેંચ્યા. |
| | ભીમપરાના ઢેડ જેઠા છીતાએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| બેટબાદર | નર્મદાકુટી આશ્રમના મહારાજ અવધૂત હંસદેવજીએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | દરજી ગોમાન ગોસારે | ૨૦—૦—૦ | ” |
| ગજેરા | મિ. નાથાભાઇ વરધાભાઇ પટેલે | ૧—૦—૦ | બાળલાયબ્રેરીમાં આપ્યો. |
| | મિ. બહેચરભાઇ છોટાભાઇ પટેલે | ૧—૦—૦ | ” |
| | મિ. કરશનભાઇ નાગજીભાઇ પટેલે | ૧—૦—૦ | ” |
| | મિ. મૂળજીભાઈ સામળભાઇ બીન વરધભાઇ પટેલે | ૨—૦—૦ | ” |
| | મિ. દયારામ પુરાંણદાસ મહંતે | ૧—૦—૦ | ” |
| | મિ. નાગેશ્વર મૂળજીભાઇ પંડયાએ | ૨—૦—૦ | ” |
| | મિ. હીરાભાઇ સામળભાઇ બીન મૂળજીભાઇએ | ૧—૦—૦ | ” |
| | કાશીબેન બહેચરભાઇ વરધભાઇની દીકરીએ | ૨—૦—૦ | ” |



# વસ્તુ દરેક શાળામાં જોઈએજ

ગાંડીવના બાળસાહિત્યનો પૂર્ણ સટ. સાઠ ચોપડીઓ બહાર પડી છે. તેમાંની ૫૮ મંજુર થઈ ગએલી છે ને બીજી મંજુર થવા ગઈ છે. ચોપડીઓ સસ્તી, સુંદર સુબોધક અને સર્વ પ્રશંસિત છે. આખો સટ ૧૮) રૂ.નો થાય છે. લિસ્ટ મંગાવ્યાથી મોકલાય છે; અથવા આગલાં શાળાપત્ર જુઓ.

(૨)

ગાંડીવ બાળપખવાડિક દર ૧લી અને ૧૬મીએ ટકોરાબંધ બહાર પડે છે. લવાજમ ફક્ત રૂા. પાંચ ટ૦ ખ૦ તથા ભેટ પુસ્તક સાથે. ઇતિહાસ, ભૂગોળ, ગણિતગમ્મત, કોયડા, વાર્તાઓ જે જુએ છે, તે વખાણે છે ને મંગાવે છે. માત્ર નિશાળો-નેજ નમુનો મફત. સરકારે **તા. ૭ મી માર્ચના ગેઝેટમાં મંજુર કર્યું છે.**

(૩)

**ચાલો ભજવીએ:** ( ભાગ ૧ થી ૧૦ ) આ ચોપડીઓમાં ભજવી શકાય એવાં પુષ્કળ નાટકો ભજવવા માટેની સૂચનાઓ અને સલાહ સાથે આપ્યાં છે. નવે ભાગ વી. પી. થી મંગાવી લ્યો. કિ. ૫-૦-૦ ટ. ખ. ૧) રૂ. મેળાવડા વખતે ખૂબજ કામ લાગશે.

ગાંડીવ
હવાડીયા ચકલા
સુરત

**—: ગાંડીવની ચોપડી સૌ કોઈ વાંચે :—**

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડનાં એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

૫૦ જયાના પત્રો
૫૦ ચોર્યાશીનું ચક્કર
૫૫ બલિદાન
૫૦ મા
૫૦ કાકી
૫૦ અર્ધાંગના
૫૦ દરેક સ્ત્રી વાંચે
૫૦ ભવાટવી
૬૪ વાતનું વતેસર
૬૪ સામાજિક વાતો
૬૪ સ્ટવનું શાસ્ત્ર
૬૪ ફોઈ
૬૪ સુખી ઘર
૬૪ રઝીઆ બેગમ
૬૪ સ્ત્રીશક્તિની રમુજી વાતો
૬૪ ભલી ભાભી
૬૪ માંદગી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર થએલાં છે.

સ્ત્રી શક્તિ સુરત.

પુસ્તક ૬૫] [અંક ૮

Registered
No. B. 43.

ઑગસ્ટ
સને ૧૯૨૬

# ગુજરાત શાળાપત્ર



તંત્રી
એસ. ટી. ઘોઘારી, બી.એ., એસ. ટી. સી. ડી.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫ ]          ઓગસ્ટ ૧૯૩૬          [ અંક ૮


**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

---

## રાજગીત

— ગઝલ —

વિભુ રક્ષ આપણા રાજા, એડવર્ડ હિન્દ મહારાજા,
નિરંતર રાખજે સાજા, અમારા હિન્દ મહારાજા.
અમારા હિન્દના શિરતાજ, (નો)મંગળ જન્મ દિન છે આજ,
તપે ભાનુ શશી આકાશ, તપો આમ શહેનશાહનું રાજ.
અરપજો વિજયની વરમાળ, કરો શત્રુ તણો સંહાર,
ધરો વિભુ વિનતિ આ બાળ, પળેપળ રાખજો સંભાળ.
અમારા પ્રૌઢ એ રાજા, તને મનથી રહે તાજા,
વિજયનાં વાગજો વાજાં, ગગડજો શત્રુનાં હાજાં.
વધો જશ કીર્તિ ને કાન્તિ, વધો આયુષ્ય બળબુદ્ધિ,
મળો રિદ્ધિ અને સિદ્ધિ, મળો સામ્રાજ્યમાં વૃદ્ધિ.
ટળો ત્રિવિધના તનતાપ, ટળો સૌ શત્રુઓના તાજ,
ટળો સૌ શત્રુઓનાં સાજ, સુખી રહો હિન્દના મહારાજ
વિભુ આમ વિનતિ ધરજે, અમી દૃષ્ટિ સદા કરજે,
સદા કલ્યાણ તું કરજે, શુભાશિષ વ્યાસની એ છે.

દસાડા કામ્પો. સ્કૂલ,
તા. ૨૩ માહે જુન, ૧૯૩૬

યોજક, કાશીરામ લાલજી વ્યાસ
હેડમાસ્તર

# પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર

---

કોઈપણ બાબત સંસારવ્યવહારમાં જ્યારે ઉદ્યોગ અથવા ધંધાના સ્વરૂપમાં આપણે હાથ ધરીએ છીએ ત્યારે તેમાં જો આપણે ફતેહ મેળવવા ઇચ્છતા હોઈએ તો તેનો શાસ્ત્રીય અભ્યાસ કરી તેને શાસ્ત્રના રૂપમાં મૂક્યા વિના ચાલે નહિ આધુનિક જગતમાં સર્વે મનુષ્યો દરેક બાબતને વિજ્ઞાનની દૃષ્ટિથી જુએ છે, અને તે દૃષ્ટિએ તે તે બાબતનું ખરૂં સ્વરૂપ સમજવા તેના કારણકાર્યનો સંબંધ સમજવા પ્રયત્ન કરે છે. અત્યારે વિજ્ઞાન મનુષ્યના સ્વરૂપને સમજવા અથાગ પ્રયત્ન કરી રહ્યું છે, અને તેમાંએ મનુષ્યનું "મન" એ શી વસ્તુ છે, તેનો શરીર સાથે શો સંબંધ છે, તેનું વ્યાપકત્વ કેટલું અને કેવા પ્રકારનું છે, અને તે કેવી રીતે ઘડાય છે તે બધું વિજ્ઞાન તપાસે છે. પરિણામ એ આવ્યું છે કે પ્રાચીન અને અર્વાચીન "મન" વિષેની સમજમાં ફેર પડી ગયો છે. તે કેવળ વર્તમાન સંસ્કારઆદી વસ્તુ નથી, પણ પ્રાથમિક સંસ્કારોથી સંસ્કારી થએલું 'મન' છે, એમ તેના વિષેના પૂર્વ ઇતિહાસને આધુનિક મનોવિજ્ઞાન યોગ્ય અગત્ય આપે છે શિક્ષકના ધંધામાં આ **નવીન મન** પ્રત્યેની વૈજ્ઞાનિક દૃષ્ટિ બહુ અગત્યની છે, કારણ કે તેનું યથાર્થ સ્વરૂપ સમજ્યા વિના શિક્ષકનો ધંધો ગ્રહણ કરવો એ એક રીતે માનવ જાતને અન્યાય કરવા જેવું થાય છે. બાળકનું મન એ આનુવંશિક સંસ્કારથી વિશિષ્ટ થએલું મન છે, એટલા માટે એ પ્રકારના મનને સમજીને કેવી રીતે બાળકને શિક્ષણ આપવું એ બહુ અગત્યનો મુદ્દો છે. આ લેખમાં **"નવીન માનસશાસ્ત્ર"** શું શીખવે છે તે વિષે ટુંકો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

---

મનુષ્યની બધી શક્તિઓનું કેન્દ્ર તેનું મન છે, આ એક ઘણો પ્રાચીન અને સામાન્ય સિદ્ધાંત છે, પણ એટલું કહેવામાં એની પર્યાપ્તિ થતી નથી, કારણકે મન શબ્દનો સંપૂર્ણ વ્યક્તિ તરીકે જો વિચાર કરવામાં આવે તો માલમ પડશે કે જે કંઈ આપણને જણાઈ રહેલું છે તે મનુષ્યની કુદરતી અથવા પ્રાકૃતિક શક્તિઓનું જાણે કાર્ય ન હોય! જે શક્તિઓ મનની અંદર મનુષ્યના જન્મની સાથે ઉત્પન્ન થઈ હતી એનું મૂળ રૂપ આટલું વ્યાપક અને વિભિન્ન ન હતું. જીવનના સંરક્ષણને માટે પરમાત્માએ જે પ્રકારે શરીરનાં જુદાં જુદાં અંગોને જુદી જુદી વિશેષતાઓ આપેલી છે તે પ્રમાણે પ્રાણીની સુવ્યવસ્થાને માટે અનેક મનમાં કેટલીક રક્ષક પ્રવૃત્તિ-

એનાં બીજ નાખેલાં છે; પરંતુ બંને વચ્ચે એ ભિન્નતા છે કે મનુષ્યની માનસિક પ્રવૃત્તિઓ (મનોવ્યાપાર) શારીરિક ક્રિયાઓની પેઠે નિશ્ચિત અને નિર્દેશાએલી નથી હોતી. યકૃત્ જેમ ખોરાક પચાવવાના કાર્યમાં સહાયક થવા ઉપરાંત બીજું કાંઈ દેખી કે સાંભળી શકતું નથી, પરંતુ મનના સ્વભાવમાં ભયનું જે એક સાર્વજનિક તત્ત્વ છે તેની બાબતમાં જોવામાં આવે છે કે તે એક મનુષ્યને કાયર, બીજાને દૂરદર્શી અને ત્રીજાને કંજુસ બનાવી દે છે. આથી મનની મૂળ પ્રેરણાઓનો સાંસારિક અને સામાજિક પરિસ્થિતિની સામે સંબંધ થવા ઉપરાંત મનુષ્યે પોતાના વિકાસ અને વ્યક્તિત્વને માટે કોઈ મનોવૈજ્ઞાનિક માર્ગનું અનુસરણ કરેલું છે. અહીં સુધી મનની ઓળખાણ સામાન્ય રીતે થઈ શકે છે; પરંતુ એ સર્વ મનોવ્યાપારો કયા કયા સંજોગોમાં ઉદ્ભવે છે અને વિકાસ પામે છે તથા કયા નિયમોને અનુસરીને વર્તે છે, એ જાણ્યા વિના મનુષ્યસ્વભાવનું યથાર્થ જ્ઞાન થઈ શકતું નથી. જીવનની અસંખ્ય નાની ઘટનાઓમાંથી અમુક ઘટનાઓના પ્રભાવોએ વ્યક્તિના મનને છિન્નભિન્ન કરીને જે ચાલુ સ્વરૂપ આપેલું છે એ કેવી રીતે સમજાય? પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર આ પ્રકારની તપાસ માટેની એક વૈજ્ઞાનિક પદ્ધતિ છે. જુના માનસશાસ્ત્રીઓથી નવા માનસશાસ્ત્રીઓ આ બાબતમાં જુદા પડે છે.

જુના માનસશાસ્ત્રીઓ ચેતનની ક્રિયા માટે જડ શરીરયંત્ર ઉપર આધાર રાખે છે, જ્યારે પૃથક્કરણપદ્ધતિનું માનસશાસ્ત્ર તે માનસરોગ વિદ્યા છે. માનસિક વિકૃતિનું કારણ મગજતંતુઓની અસાધારણ સ્થિતિ નહિ, પરંતુ કોઇ અજ્ઞાત માનસિક ક્રિયામાં છે એમ નવા માનસવેત્તાઓ માને છે. નીચે રહેલી માનસિક સ્થિતિઓ કોઈ ઉપાયે ઉંચે લાવવાથી માનસિક રોગનું નિવારણ થાય છે. જુના માનસશાસ્ત્રીઓને અજ્ઞાત મન વિષે કશી જાણ ન હતી. નવા માનસશાસ્ત્રીઓ અજ્ઞાત મન ઉપર ખાસ ભાર મૂકે છે અને જ્ઞાત મન કરતાં તેનું બળ નવગણું માને છે. નવીન માનસશાસ્ત્ર એટલે અસામાન્ય માનસને લગતું માનસશાસ્ત્ર એમ ઘણા માનસશાસ્ત્રી માને છે; એટલે ખરી રીતે જોતાં ચાલુ મનોવ્યાપારનો ખુલાસો માત્ર આપી બેસી ન રહેતાં નવું માનસશાસ્ત્ર પ્રત્યેક સમયે અને પ્રત્યેક સ્થળમાં આવી મળતા અનુભવોનું વિવેચન કરે છે. જેમ જીવવિદ્યાના મત પ્રમાણે મનુષ્યનો શારીરિક વિકાસ જન્મ પહેલાં બીજાં પ્રાણીઓનાં રૂપ બદલાઈને થાય છે, એટલે એ બધા સ્વરૂપમાંથી ધીરે ધીરે મનુષ્યનું સ્વરૂપ ઉત્પન્ન થયું છે, તેમ હાલના મનુષ્યનું મન પણ ઉત્ક્રાન્ત થઈને

આવેલું છે. આગળના પૂર્વજોના માનસિક બંધારણોના એક પછી એક મળેલા વારસાગાંથી ઘડાઈ ઘડાઈને હાલની સ્થિતિ પ્રાપ્ત થએલી છે. આ પ્રમાણે નવીન માનસશાસ્ત્ર ઉત્ક્રાન્તિ ઉપર ખાસ ભાર મૂકે છે. આ ઉત્ક્રાન્તિની ક્રિયા માનસિક જગતમાં પણ ચાલી રહી છે. આપણી વિચારશક્તિને લગતી, લાગણીને લગતી, ઇચ્છાશક્તિને લગતી સર્વ ક્રિયાઓ વધારે ને વધારે સંકીર્ણ બનતી જાય છે અને એ ઉત્ક્રાન્તિ વ્યક્તિ તેમજ સમષ્ટિ બંનેને લાગુ પડે છે; મતલબ કે આ શક્તિઓ શિક્ષણ અને પરિસ્થિતિથી ખિલવાય છે. આથી શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ પણ બાળકોનાં મનનાં વલણ, શક્તિઓ અને તેના વિકારનું નિરીક્ષણ ઘણુંજ આવશ્યક છે. આથી બાળકોને કેમ ઉછેરવાં તથા તેમની શક્તિઓનો વધારેમાં વધારે સદુપયોગ કેવી રીતે થઈ શકે એ મહા પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કારણ કે આપણે ઉપર જોઈ ગયા તેમ બાળકનું મન જુના માનસશાસ્ત્રીઓ માનતા હતા તેમ કોરા કાગળ જેવું નહિ, પણ આનુવંશિક સંસ્કારવાળું છે અને યોગ્ય કેળવણી અને સંજોગોથી તેનો વિકાસ થાય છે. આ પ્રશ્નના નિરાકરણ માટે બાળકના જીવનક્રમનો અને તેના માનસિક વિકાસનો ખાસ અભ્યાસ કરવાની માતાપિતા તેમજ શિક્ષકને જરૂર છે. દરેક વ્યક્તિગત બાળકના વર્તનની સંભાળપૂર્વક નોંધ લેવાવાની જરૂર છે. જે એ બાબતમાં ઉપયોગી થઈ પડે તેવી નોંધો વૈજ્ઞાનિક દૃષ્ટિએ ચોકસાઈથી અને સંભાળપૂર્વક લેવાએલી હોવી જોઈએ, જેથી દરેક વ્યક્તિના વિકાસ માટેનું કાર્ય સરળ થઈ પડે, જો કે નોંધનું કામ ધારીએ તેટલું સરળ નથી, પરંતુ અભ્યાસથી તે સરળ થશે. દરેક કાર્ય શરૂઆતમાં અશક્ય અથવા અઘરૂં જણાય છે અને તેજ કાર્ય અભ્યાસથી સરળ થાય છે. બાળકના શરીરની હીલચાલ તેમજ તેના માનસિક ફેરફારોનો યથાયોગ્ય અર્થ ધરાવવો જોઈએ, અને સમજ સાથે તે કામ થવું જોઈએ. બાળક એ નિરીક્ષણમાં પોતાના મનનો જોઇએ તેવો ખુલાસો કરી શકતું નથી, તેમજ મોટી ઉમરનાં મનુષ્યો પણ તેનું મન બરોબર સમજી શકતા નથી, તેમજ તેમની પોતાની સ્મૃતિ પણ છેક નાનપણ સુધી પહોંચી શકતી નથી, તેથી મનુષ્યને પોતાનું બાળપણ પણ તેમાં મદદરૂપ થતું નથી. વખતે આગળ વધેલી બુદ્ધિ શક્તિની મદદ વડે આપણે આપણું નાનપણ યાદ કરી શકીએ છીએ; પરંતુ તેથી ખરા સ્વરૂપની ઝાંખી થતી નથી. આથી કરીને બાળકને લગતી આપણી શોધ વૈજ્ઞાનિક દૃષ્ટિએ અપૂર્ણ ગણી શકાય; તોપણ એ બાબતમાં આગળ વધી શકાય તેમ છે. છેક નિરાશ થવાની જરૂર નથી.

જેટલી માહિતી મળી હોય તેનો ઉપયોગ કરી એ દિશામાં કાર્ય કરવું જોઈએ. ખરેખર, તે કામ કરવા માટે લાયક કામ કરનારા હોવા જોઈએ. બાળસ્વભાવના ખરા અભ્યાસ માટે એ બાબત જરૂરી છેઃ બાળકનું મન ભેદી તેનું મન સમજવાની શક્તિ અને માનસશાસ્ત્રનું શાસ્ત્રીય શિક્ષણ એ બંને અતિ આવશ્યક છે.

બાળકનું મન સમજનાર અને તેને અનુરૂપ થનાર મનુષ્યો આગળ બાળક પોતાનું દિલ ખોલે છે અને તેમના સમાગમમાં પોતાનો કુદરતી સ્વભાવ અનિયંત્રિતપણે પ્રવર્તવા દે છે. તેવા મનુષ્યોને બાળક ઘણું ગમે છે અને બાળકને તેવા મનુષ્યો પ્રત્યે ભાવ હોય છે, માટે શિક્ષકે પ્રથમ બાળકનો પ્રેમ મેળવવો જોઈએ, જોકે આ એકલો ગુણ બસ નથી, કારણકે યોગ્ય મુદ્દાઓ તપાસવા, તેમના વિષે ચોકસાઈથી નિરીક્ષણ કરવું અને પદ્ધતિસર તેની તુલના કરવી એ શાસ્ત્રીય શિક્ષણ વગર થઈ શકતું નથી. આથીજ શિક્ષકો માટે ટ્રેનિંગ સંસ્થાઓના અભ્યાસક્રમમાં નવા માનસશાસ્ત્રનો અભ્યાસ દાખલ કરવામાં આવેલ છે અને જુના શિક્ષકોએ પોતાનું કાર્ય સરળ કરવા તે વિષય માટેની માહિતી તેવી તાલીમ પામેલા શિક્ષકો પાસેથી મેળવવાની જરૂર છે, કઈ વૃત્તિઓ અને વલણ ખાસ નોંધવા જેવાં છે, કયે માર્ગે તે નિરીક્ષણમાં આવી શકે વગેરે બાબતો માનસશાસ્ત્રના અભ્યાસ વગર બની શકે તેમ નથી.

આ કામ શ્રેષ્ઠ રીતે કોણ કરી શકે તે જોઈએ. વૈજ્ઞાનિક દૃષ્ટિએ દાકતરો ઉત્તમ રીતે તેવું નિરીક્ષણ કરી શકે અને તેમને એ કામ કરવાની અનુકૂળતા પણ મળે. માતાઓ પણ જો પોતાની લાગણીઓથી વિવશ ન થઈ જાય તો કરી શકે. બાળકનો પિતા માનસશાસ્ત્રનો અભ્યાસી હોય તોપણ માતાના જેટલો બાળકના સમાગમમાં આવી શકતો નથી, માટે માનસશાસ્ત્રના અભ્યાસવાળી માતાઓ આ કામ શ્રેષ્ઠ રીતે કરી શકે એ નિર્વિવાદ છે. જેમ જેમ બાળક મોટું થતું જશે તેમ તેમ નિરીક્ષણ વધારે શાસ્ત્રીય પદ્ધતિથી કરવાની જરૂર રહેશે, કારણકે તેના માનસિક વિકાસની સાથે વિવિધતા આવતી જશે. તે વિવિધતા કયાં કારણોથી ઉદ્દભવે છે એ નિર્ણય કરવાનું કામ મુશ્કેલ છે, પરંતુ ઘણી નોંધો, ઘણાં નિરીક્ષણ અને તુલનાઓ કર્યેથી એ માર્ગ સહેલો થઈ શકશે, અલબત એ અભ્યાસનો દરેક દરેક પ્રશ્ન એટલો બધો વિજ્ઞાનમય નથી અને સાધારણ માહિતીવાળી નોંધો પણ ઉપયોગી થઈ પડશે! સાધારણ જ્ઞાન

અને અગમચેતીથી કરેલાં નિરીક્ષણ સહાયભૂત થાય છે. એ નિરીક્ષણ જે આસપાસની પરિસ્થિતિમાં કરાયાં હોય તે સહિત નોંધાય તો તેના સંબંધથી તે વધારે અર્થસૂચક થઈ શકે છે. છૂટીછવાઈ નોંધ બહુ કામની થઈ પડતી નથી. આથી સ્ત્રીવર્ગને માનસશાસ્ત્રનો વધારે ને વધારે અભ્યાસ કરવાની જરૂર રહે છે, અને તેમના સમાગમમાં આવતાં બાળકોનાં વલણ અને વર્તનોની નોંધ લઈ બીજાના ઉપયોગ માટે તે પ્રસિદ્ધ કરે તો બાળસ્વભાવનો અભ્યાસ ઘણો આગળ વધે. તેજ પ્રમાણે શિક્ષકો પણ જુદી જુદી ઉંમરનાં બાળકોનાં વર્તન અને વલણોનું નિરીક્ષણ અને નોંધ કરી શકે અને એ રીતે અભ્યાસમાં સહાયતા આપી શકે. શિક્ષક અને માતા બન્ને પરસ્પર સહાયક વૃત્તિથી જો આ કાર્ય કરે તો તે ઘણું વધારે સફળ થવા સંભવ છે. બાળકના વલણને વર્તનનું જ્ઞાન મળે તો શિક્ષણનો માર્ગ સુલભ થાય એટલે બાળકોને યોગ્ય દિશામાં લઈ જવાનું કાર્ય તેમની શારીરિક, માનસિક, નૈતિક અને ધાર્મિક ઉન્નતિ કરવાનું કાર્ય સરળ બને અને છફ્ળ આપે.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યાંસુધી શિક્ષક બાળકના સ્વભાવથી પરિચિત થતો નથી, એટલે તેનામાં કેવી જાતની લાગણી, પ્રેરણા, કલ્પના કે વિચાર વગેરે માનસ ઉદ્ભવે છે એ જાણતો નથી ત્યાંસુધી તે તેના કામમાં ફળીભૂત થતો નથી. આથી શિક્ષકે બાળકની ખાસિયતો જેવી કે બીક, ગર્વ (આત્મપ્રશંસા) પ્રેમ, નકલ સંગ્રહાત્મક વૃત્તિ, લડાયકવૃત્તિ (ગુસ્સો), હરિફાઈ, વખાણ, માલીકીપણું, રચનાત્મક વૃત્તિ, ચપળતા, રમત, જિજ્ઞાસા, સહવાસ વૃત્તિ, કહી દેવાની વૃત્તિ, દયા વગેરેને ખાસ સમજવાની અને તેને યોગ્ય માર્ગે વાળવાની જરૂર છે. અપૂર્ણ

---

## શારીરિક કેળવણી

---

નાનાં બાળકો અને નાની બાલિકાઓ સારાં અને આદર્શ શહેરીઓ બને અને આ દુનિયામાં પોતાનું સ્થાન જમાવે તથા જીવનની રસાકસીમાં હિંમતભેર ઉતરી પાર પડે તેટલા માટે શિક્ષકોએ તેમને કેળવણી આપવાનું જે સુંદર કાર્ય માથે ઉપાડ્યું છે તે ખરેખર પ્રશંસનીય છે. નાનાં બાળકોને કેળવણી એકાદ દિવસમાં અપાઈ જતી નથી, પણ તે માટે લાંબા સમય સુધી સતત પ્રયત્ન કરવાની જરૂર પડે છે, અને તેની જોખમદારી

શિક્ષકો તેમજ માબાપો માથે છે. એક બાળક પોતાના સમયનો ⅘ ભાગ, માબાપની કહેવાતી દેખરેખ નીચે શાળાની બહાર ગાળે છે. માત્ર આટલી બાબતજ માબાપનો શિક્ષક સાથેનો સહકાર કેટલો અગત્યનો છે તે બતાવવાને પુરતી છે. આ જાતનો સહકાર સાધવાને વાલીમંડળો સ્થાપવાની ઘણીજ જરૂર છે. શિષ્ટતાના નિયમોને અમુક એકજ ધોરણ ઉપર મૂકી શકાય, ચારિત્ર્ય ઘડવામાં ચોક્કસ ધોરણ ઉપર દેખરેખ રાખી શકાય, અને શાળામાં તેમજ શાળા બહાર સારી ટેવો પાડવાના યત્ન કરી શકાય, તેટલા માટે આવી સંસ્થાઓમાં શિક્ષકો અને માબાપોએ એકઠાં મળી વિચારોની છૂટથી આપલે કરવી જોઈએ. આ દિશામાં માબાપ માથે વધારે જોખમભરેલી ફરજો પડે છે. બાળકોને પોતાનાં મુરબ્બીઓનાં વર્તન બારિકાઈથી તપાસવાની અને તેનું અનુકરણ કરવાની ટેવ હોય છે. આથીજ બાળકો ઉપર સુંદર દાખલો બેસે તેવું વર્તન રાખવાની ફરજ માબાપ ને શિક્ષકોને માથે આવી પડે છે. આથીજ ઉપર કહ્યાં તેવાં વાલીમંડળો સ્થાપવાની અગત્ય સ્પષ્ટ થાય છે. આવાં મંડળોમાં ભાગ લેતાં થવાથી માબાપો શાળાના કામમાં વધારે રસ લેતાં પણ થશે.

બાળકોની માનસિક કેળવણી પાછળ શિક્ષકો પોતાનું બનતું કરે છે એ વાત સર્વવિદિત છે, અને તેથી ઉલટું હાલના સમયમાં બાળકોની શારીરિક કેળવણી ઉપર ઘણુંજ ઓછું લક્ષ આપવામાં આવે છે તે પણ નિર્વિવાદ છે. પ્રાચીન સમયથી ચાલતી આવેલી ઉક્તિઓ સુખી શરીરમાં પ્રસન્નાત્મા " **તંદુરસ્ત શરીરમાંજ તંદુરસ્ત મન** " "**शरीरमाद्यं खलु धर्मसाधनम्**" વગેરે બધા સારી પેઠે જાણે છે, છતાંએ આ આખાએ વિષય તરફ મંદ ને ઉત્સાહ રહિત યત્ન કરવામાં આવે છે. આજથી આસરે ચાલીસ વર્ષ પહેલાં શિક્ષકો અને માબાપોને સ્નાયુના વિકાસનો શોખ હતો, અને તેથીજ તેમનાં ફરજંદો પણ અંગબળની કસરતો તરફ વધારે લક્ષ આપતાં. અત્યારે વસ્તુસ્થિતિ પલટાઇ ગઇ છે, અને વિદ્યાર્થીઓ શારીરિક વિકાસ તરફ બહુ જ દુર્લક્ષ થયા છે. શિક્ષકો ને માબાપો, બન્નેમાંથી આ બાબતનો ઉત્સાહ જતો રહ્યો છે.

બીજા દેશોમાં આ દિશામાં શું થાય છે તે તરફ અંગુલિનિર્દેષ કરવો ઇષ્ટ છે. સને ૧૮૭૭માં સ્થપાએલી બ્રિટિશ મેડિકલ એસોસિએશન, આધુનિક દુનિયામાં ઘણીજ વગ ધરાવતી, સત્તાધારી ને શાસ્ત્રીય પાયા પર ચાલતી સંસ્થા છે, એટલે એ સંસ્થાનાં સૂચનોને વજુદવાળાં ગણવાં ઇષ્ટ

લાગે છે. બ્રિ૦ મે૦ જર્નલના ૧૧૬મા પાને (૧૯-૧-૧૯૩૫) નોંધના મથાળા નીચે શારીરિક કેળવણી વિષે ચર્ચા કરેલી છે. પ્રજાકીય કેળવણીની યોજનામાં શારીરિક કેળવણી ઘણા લાંબા સમયથી મન અને શરીર બંનેને ખીલવવામાં ઘણો અગત્યનો ભાગ ભજવતી આવી છે, અને હજી પણ તે તેવોજ ભાગ ભજવે છે. કેળવણીમંડળો આ બાબતમાં વધારે રસ લેતાં થયાં છે અને ખાનગી પ્રયાસો તથા સંસ્થાઓને પણ તેઓ સંપૂર્ણ ઉત્તેજન આપે છે. માન્ય કરેલી શારીરિક તાલીમની સંસ્થા આખી પ્રજાના શારીરિક વિકાસ માટે ખૂબ યત્ન કરી રહી છે; છતાં પણ બીજી પ્રજાઓની સરખામણીમાં આ યત્નો ઓછા છે એમ આટલો બધો યત્ન કરતી સંસ્થાઓ જાહેર કરે છે. શારીરિક તાલીમમાં સંગીતને પણ ઘણું અગત્યનું સ્થાન છે. આ વાત પર પણ ઘણો ભાર મૂકવામાં આવે છે. શારીરિક કેળવણીમાં કામ કરતા શિક્ષકોને પણ બીજા શિક્ષકોની પદવીની પંક્તિમાં મૂકવાનો યત્ન કરવામા આવે છે. કેળવણીની જુદી જુદી સ્થાનિક સંસ્થાઓએ લગભગ ૧૮૦ શારીરિક તાલીમના નિષ્ણાતોને રોક્યા છે. કેળવણીમંડળના મુખ્ય વૈદ્યકીય અધિકારી સર જ્યોર્જ ન્યુમેને તેમના રિપોર્ટોમાંથી કરેલા અવતરણો ઉપરથી આ દેશની અંદર ધીરેધીરે છતાં ઉત્સાહભર્યો કેવા યત્ન શારીરિક કેળવણીની બાબતમાં થાય છે તે જાણી અચંબો થયા વિના રહેશે નહિ. આ નિષ્ણાતો ફરતા રહીને શિક્ષકોને તાલીમ અને સલાહ આપે છે. શારીરિક કેળવણીની નૈતિક દૃષ્ટિએ કેટલી મોટી અગત્ય છે તે વાત સર જ્યોર્જ ન્યુમેન ભાર મૂકીને કહે છે. જે સંસ્થાઓમાં શારીરિક વિકાસ અર્થે સુંદર રમતો રમાતી હોય છે અને કસરતો કરાવાતી હોય છે તે સંસ્થાનો વિદ્યાર્થી ભાગ્યેજ કેદખાનામાં નજરે પડે છે. દસ વર્ષ પહેલાં નાની વયના કેદીઓ માટે પણ આ જાતનાં વર્ગ ઉઘાડવામાં આવ્યા હતા, અને તેનું પરિણામ પણ ઘણું સુંદર આવ્યું હતું. Y. M. C. A. વાળા મિ. નેલર કહે છે કે "આધુનિક સમયમાં શારીરિક તાલીમની ખરી કિંમત અંકાવા લાગી છે. વળી તેઓ એમ પણ માને છે કે શારીરિક તાલીમશાસ્ત્રીઓ માટે યુનિવર્સિટીઓ થોડા સમયમાં સન્માન્ય પદવીઓ યોજશે."

તા. ૨૨ જુન ૧૯૩૫ના બ્રિટિશ મેડિકલ જરનલના ૧૨૯૯ના પાને 'પાર્લામેન્ટમાં દાકતરી પોકાર' એવા મથાળા નીચે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે આમની સભાની કમિટીમાં ૧૭મી જુને કેળવણીનું અંદાજ-પત્રક રજુ કરતાં મિ. રામસ્બોથમે નિશાળે જતાં બાળકોની શારીરિક

કેળવણી જેટલી બને તેટલી સંપૂર્ણ હોવી જોઈએ એ વાત ખાસ ભાર મૂકીને કહી હતી અને તેમણે ખાનરી આપી હતી કે કેળવણીમંડળ આ તરફ પુરતું લક્ષ આપી રહ્યું છે. પ્રાથમિક શાળાઓમાં નિયમિત અને શારીરિક તાલીમ અપાય છે અને શિક્ષકો માટેની ટ્રેનિંગ કોલેજોમાં પણ સ્વલક્ષી અને પરલક્ષી શારીરિક કેળવણીની તાલીમ અપાય છે. નામદાર મહારાજાના રૌપ્ય મહોત્સવ વખતે નામદાર પાટવી કુંવરે બહાર પાડેલી વિજ્ઞપ્તિથી પણ પ્રજાનું લક્ષ અને રસ આ વિષય તરફ વળ્યાં છે. બ્રિટિશ મેડિકલ એસોસિએશને એક કમિટી નીમી સમસ્ત પ્રજાના શારીરિક વિકાસ અને તે સાધવાની પદ્ધતિઓ વિષે તપાસ કરી રિપોર્ટ કરવાનું તેને સોંપ્યું છે. શારીરિક કેળવણીનો વિષય પદ્ધતિસર અને શરીરશાસ્ત્રના નિયમાનુસાર રચાય તેટલા માટે અને આ વિષય વૈદકીય વિજ્ઞાનના જેટલોજ શાસ્ત્રીય અને અગત્યનો હોવાથી આ કમિટીના સભ્યોનાં નામો પણ બ્રિ. મે. એસોસિએશને ચુંટી કાઢ્યાં હતાં.!

આ બધા પરથી ઇંગ્લેંડમાં માનસિક વિકાસની સાથે સાથે શારીરિક વિકાસ તરફ કેટલું બધું લક્ષ આપવામાં આવે છે તેનો જરા ખ્યાલ આવશે. તેનાથી ઉલટું આપણા દેશના વિદ્યાર્થીઓનાં શરીર કેટલે અંશે ક્ષીણ બની ગયાં છે તે વાત લશ્કરી સંસ્થાઓમાં દાખલ થનાર ઉમેદ-વારોના શરીર સંબંધી રિપોર્ટ પરથી જણાશે. રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે એ ઉમેદવારમાંના ઘણાની શારીરિક અને માનસિક શક્તિઓ હિંદી લશ્કરમાં ઓધ્ધેદાર બનવાને લાયક ન હતી.

આવી જાતના ઉમેદવારોની સંખ્યા એટલી તો મોટી હતી કે આવા બીનલાયકાતવાળા ઉમેદવારોને તપાસવાનો શ્રમ ને ખર્ચ ઘટાડવા અમુક જાતનાં પગલાં ભરવાનું બોર્ડને ઉચિત જણાયું હતું આ સ્થિતિ તરફ આપણા દેશના શિક્ષકોએ ગંભીર અને તાત્કાલિક ધ્યાન આપવું ઘટે છે, અને તેને જેમ બને તેમ જલદી તદન નાબુદ કરવા યત્ન કરવા ઘટે છે,

શારીરિક તાલીમ એ શાળાના અભ્યાસક્રમનો એક અગત્યનો વિષય ગણાવો જોઈએ. દરેક વિદ્યાર્થી કેળવણી લઈ શાળા છોડે તે વખતે તેનું શરીર સંપૂર્ણ વિકાસ પામેલું હોવું જોઈએ. સાધનો, મેદાનો, અખાડા વગેરેની સગવડ કરીને તાલીમ પામેલા શિક્ષકોને પુરતી સંખ્યામાં રોકવા જોઈએ. માબાપોએ તેમજ શિક્ષકોએ આ બાબતમાં ખૂબ રસ લેવો જોઈએ. વળી માબાપોએ પોતાનાં બાળકોની શારીરિક તાલીમ

માટે શાળાના અધિકારીઓને ફરજ પાડવી જોઈએ. આ કામ પાર પાડવા માટે વાલીઓનાં મંડળો ને તેમના સહકારની અગત્ય સ્પષ્ટ જણાય છે. આ જાતની કેળવણી માટે દરેક શિક્ષકમાં ઉત્સાહ હોવો જોઈએ. પોતે શારીરિક તાલીમ લીધી ન હોય અને જે રમતોમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતો ન હોય તેવા કોઈ પણ નવા માણસને શિક્ષક તરીકે રોકવો જોઈએ નહિ. સંપૂર્ણ વિકાસ પામેલું શરીર એ એક મોટું નૈતિક બળ છે એમ સર જ્યોર્જ ન્યુમેન આપણને વારંવાર કહે છે. આવા શરીરથી બાળકો ગંદી ટેવો ને તેમાંથી નિપજતાં નુકસાનોમાંથી બચી જાય છે. તેથી તેનું આયુષ્ય વધે છે ને તે પોતાનું દીર્ઘાયુ સુખમાં ગાળી શકે છે. શારીરિક વિકાસની શાસ્ત્રીય તાલીમ આપનારી અત્યારે એક પણ સર્વમાન્ય સંસ્થા નથી કે જ્યાં શિક્ષકો આવા પ્રકારની તાલીમ લઇ શકે. જે શાળા સાથે સારા ધોરણ પર ચાલતું વાલીઓનું મંડળ જોડાએલું ન હોય અને જેમાં શારીરિક તાલીમ માટે પુરતાં સાધનો ન હોય તેવી કોઈ પણ સંસ્થાને સંપૂર્ણશાળા ગણવી જોઈએ નહિ.

દરેક વિદ્યાર્થીને મલ્લ બનાવી દેવાનો ઉદ્દેશ નથી, પણ દરેક વિદ્યાર્થી સુદૃઢ બાંધાનો તો થવોજ જોઈએ. સુદૃઢ શરીરથી વિદ્યાર્થીનું મન ઉમદા બને છે અને ભવિષ્યમાં પોતે જે કામધંધે લાગે તેમાં આત્મશ્રદ્ધાથી કામ કરવાને તે લાયક બને છે, અને દરેક કાર્યપ્રદેશમાં તે ઉત્સાહ અને સહકારથી કામ કરવાને લાયક બને છે. લશ્કરી અને મુલકી નોકરી માટેના ઉમેદવારોની શારીરિક દાક્તરી તપાસ કરવાની ફરજ અદા કરતા ડૉ. વી. બી. ગોખલે સિવિલ સરજન સાહેબ પોતાના દીર્ઘ કાળના અનુભવ પરથી કહે છે કે આમાંના ૭૫ ટકા જેટલા ઉમેદવારોની શારીરિક સ્થિતિ દયાજનક હોય છે. દરેક કેળવણીની સંસ્થામાં મન અને શરીરની કેળવણીને પ્રમાણસર મેળવી બંનેના ઉપર યોગ્ય ધ્યાન આપવા તરફ, અને શિક્ષકની દેખરેખ તથા માબાપના સંપૂર્ણ સહકાર સાથે મન અને શરીરની કેળવણી દરેક વિદ્યાર્થીને યોગ્ય પ્રમાણમાં આપવા તરફ લક્ષ વાળવાની જરૂર છે. આપણી જનતામાં સુદૃઢ બાંધાનાં સ્ત્રીપુરુષો મોટા પ્રમાણમાં તૈયાર થતાં ત્રણ પેઢીઓ વીતી જશે. અત્યારે તો શાળાની કસરતશાળામાં વિદ્યાર્થીઓની હાજરી ઘણાજ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે અને શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને એક જાતનો અણગમોજ હોય છે. ભવિષ્યની પ્રજાના હિતની ખાતર આ અણગમો નાબુદ થવોજ જોઈએ. વળી શારીરિક કેળવણી ટુકડીઓ પાર આપવી

જોઈએ. જેથી બાળકોમાં સહકારવૃત્તિ ને ભ્રાતૃભાવ કેળવાય, અને પોતાની જાતને બદલે પોતાની ટોળીની ખાતર કામ કરવાની ટેવ પડે. આ ગુણનો આપણાં બાળકોમાં ઘણે અંશે અભાવ જોવામાં આવે છે. આથીજ આપણા ખાનગી તેમજ જાહેર જીવનમાં જ્યાં જ્યાં સમૂહકાર્ય કરવાનાં ઉભાં થાય છે ત્યાં ત્યાં માઠાં પરિણામ ઉભાં થએલાં આપણે જોઈએ છીએ. પ્રજાકીય કામો ઘણે ભાગે સમૂહકાર્યો હોય છે; એથીજ આપણા દેશમાં લાંબા સમય સુધી સુંદર સમૂહકાર્ય થયુંજ નથી.

આ પરથી હવે ખોરાક સંબંધી બે બોલ કહીએ. શરીર અને મનના યોગ્ય વિકાસ સાથે આ પ્રશ્નને ગાઢ સંબંધ છે શરીર ઘણા ગુંચવાડાવાળું યંત્ર છે. તેની અંદર ભિન્ન ભિન્ન અનેક ઘટના છે. પાચન-ક્રિયા, લોહીનું ભ્રમણ, હલનચલન તથા જ્ઞાનતંતુની ક્રિયાઓ એમાંની મુખ્ય ને અગત્યની છે. આ ક્રિયાઓ તેમના સુઘટિત અને શાસ્ત્રીય કાર્ય માટે એક બીજા ઉપર આધાર રાખનાર છે. દરેક ક્રિયાને તેના કાર્ય માટે શક્તિની જરૂર છે. આ શક્તિ ખોરાક પૂરી પાડે છે. વળી ખોરાક વડેજ ઘસારો પણ પુરાય છે. આથી ખોરાક ઘણોજ અગત્યનો છે. એક માણસ જો ૨૪ કલાક શાંત પથારીમાં સુઈ રહે તો તેના શરીરની ક્રિયાઓને ઓછામાં ઓછું કામ કરવું પડે, અને તે કામ કરવાને તેને ઓછામાં ઓછી શક્તિની જરૂર પડે. પણ એક હરતા ફરતા માણસને ૩૦૦૦ કેલરી શક્તિની તેટલાજ સમયમાં જરૂર પડે છે. આ શક્તિ તે પ્રોટેઈન, ચરબીવાળા પદાર્થો અને કાર્બોહાઈડ્રેટમાંથી મેળવી લે છે. ચોખા, બટાકા, ખાંડ, ઘઉં, જુવાર, બાજરી, વગેરેમાંથી તેને ૨૦૦૦ કેલેરી જેટલી શક્તિ મળી શકે છે, જો દોઢ નવટાંક જેટલા પ્રમાણમાં લેવામાં આવે તો ઘી, માખણ, જેવા ચરબીવાળા પદાર્થોમાંથી ૫૦૦ કેલરી મળી રહે છે. દૂધ, માંસ, દાળ વગેરે ½ શેર સુધી લેવામાં આવે તો ૫૦૦ કેલેરી તેમાંથી મળી રહે. આ ઉપરાંત તાજાં શાકભાજી ને ફળફળાદિમાંથી મળતાં અનેક જાતનાં વિટામિનોની પણ આપણને જરૂર છે. દૂધના ખોરાકથી જોઈતા પ્રમાણમાં તત્વો મેળવી લેવાય તો માંસાહારની જરૂર રહેતી નથી. ગાજર-માંથી એક જાતનાં અગત્યનાં વિટામિન મળી રહે છે. ઉછરતા યુવાનોએ આટલો અને આવા પ્રકારનો ખોરાક દિવસમાં બે ત્રણ કકડે લેવો જોઈએ, પણ મોટી ઉંમરના માણસોએ એજ ભોજનમાં આટલો ખોરાક લઈ લેવો જોઈએ. એક સામાન્ય શક્તિવાળા માણસના ઉપર X કિરણો નાંખી તપાસતાં જણાયું છે કે ખોરાકને સંપૂર્ણ રીતે ભળી જતાં ૭ કલાક

લાગે છે, અને તેટલો સમય પાચનક્રિયાના બીજા અવયવોની પેઠે હોજરી પણ તેટલાજ જોરથી કામ કરે જાય છે. ખોરાકને પચાવવાને, તેનાં તત્વો હજમ કરવાને અને શરીરમાં ભેળવવાને હોજરી પણ બીજા અવયવોની સાથે કામ કરેજ જાય છે. આ કામ પછી તેને કુદરતી રીતે બે કલાકના આરામની જરૂર છે. આ રીતે બે ભોજનો વચ્ચે ઓછામાં ઓછા આઠ કલાકના અંતરની અપેક્ષા રહે છે અને આ ગાળામાં પેટ પાસે બીજું કામ ન લેવાની પણ જરૂર ઉપસ્થિત થાય છે. જે માણસ આ પ્રમાણે વર્તે છે, તે માણસને ભૂખ સારી લાગે છે ને પોતાના ખોરાક તરફ રુચિ થાય છે. તે મન કરીને જમી શકે છે તથા ખોરાક પચાવી તેના શરીરની વૃદ્ધિ સાધી તંદુરસ્તી જાળવી શકે છે.

ઉપર ગણાવેલી ચાર ક્રિયામાની કોઈ પણ જ્યારે પૂર્ણ જોરથી ચાલે છે ત્યારે તેટલા સમયને સારૂ તેને વધારે પ્રમાણમાં લોહીની જરૂર પડે છે. લોહીને આ પ્રમાણે વધારે પ્રમાણમા ધકેલવાની ક્રિયા જ્ઞાનતંતુઓ આપોઆપ કરી દે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શરીરની ક્રિયાઓ-માંની બે કે વધારે ક્રિયાઓને વધારે પ્રમાણમાં જોઈતું લોહી એકી વખતે પુરૂં પાડી શકાય નહિ. આથી આ ક્રિયાઓમાંની એકજને સંપૂર્ણ જોરથી એકી વખતે કામ આપી શકાય. જમ્યા પછી શરૂ થતી પાચનક્રિયા અડધા કલાકમા પૂર્ણવેગમાં આવી જાય છે અને અઢી કલાક પછી તે મંદ પડી જાય છે; એટલા માટેજ મગજને કે શરીરના સ્નાયુઓને કામ આપતી કસરતો આ સમય દરમિઆન થવી જોઈએ નહિ. જો આપણે પોતે આપણા અનુભવોનું પૃથક્કરણ કરીશું તો આપણને જણાશે કે તહેવારને દિવસે ભારે ખોરાક ખાધા પછી એકાગ્રતાની અપેક્ષાવાળું કે મગજને બોજો આપનારૂં કામ કરવાની આપણને વૃત્તિજ થતી નથી; છતાં આશ્ચર્ય જેવી વાત છે કે આ સિદ્ધાંતોની અવગણના કરી આપણે બધા આટલા લાંબા કાળ સુધી શિક્ષકો તેમજ બાળકો પાસે જમ્યા પછી તરતજ પૂર્ણ જોરથી કામ કરાવેજ જઈએ છીએ.

ઉપર જણાવેલા વિચારો ઉપરથી શાળાના સમય ઉપરના વિચાર ઉપર કુદરતી રીતેજ જવાય છે. ભોજન લીધા પછી ઓછામાં ઓછા બે કલાક સુધી શાળા ભરવી જોઈએ નહિ. તે સમયમાં શાળા ભરવી એ શરીરશાસ્ત્રના નિયમ વિરુદ્ધ છે, શિક્ષક તેમજ શિષ્ય આ સમયે નિશાળ ભરવાથી પોતાની ફરજો સંપૂર્ણ રીતે અદા કરી શકતા નથી. જ્ઞાનતી

આપલેમાં મગજની એકાગ્રતાની જરૂર છે. આ આપલે કરવાનો આપણા દેશમાં સારામાં સારો સમય સવાર છે. રાતના આરામ પછી વિદ્યાર્થીને શિક્ષક બંને તાજા હોય છે. ઇજિપ્તમાં, ફ્રાંસના અમુક ભાગોમાં, બપોરના સમયે સઘળું કામકાજ બંધ રહે છે. આ બાબતની સરખામણીમાં બીજી બધી બાબતોને ગૌણ ગણી જો શિક્ષકો આ વાતને યોગ્ય રીતે સમજે તો આપણી ઘણી મુશ્કેલીઓનો છેડો આવે. પ્રાથમિક શાળાઓનો સમય ઘણી જગાએ સવાર તથા સાંજનો છે. કેટલીક માધ્યમિક શાળાઓમાં પણ સવાર સાંજનો સમય રાખવામાં આવ્યો છે. જો આ સમયે દરેક શાળા ભરવામાં આવે તો ઘણો લાભ થવા સંભવ છે. મીરતના શિક્ષકોએ તો આ વાત ઠરાવ કરીને સ્વીકારી છે. આ જાતના વિચારો ઘણા શિક્ષકોને આવે છે, પણ આ જાતની પ્રથાની વિરુદ્ધ કેટલા પૂર્વગ્રહ વિચારોને વહેમો ઘર ઘાલી બેઠા છે. પણ આ વિચાર સત્યને હિતકર હોવાથી તેને વારંવાર કહેવાની ફરજ પડે છે.

આપણા દેશના સામુદાયિક હિત ખાતર શારીરિક કેળવણીમાં આપણે ખંતપૂર્વક સક્રિય ભાગ લેવો જોઈએ ને સારો દાખલો બેસાડવો જોઈએ. માત્ર ઉપદેશ કર્યાથી કાંઈ ખાસ વળવાનું નથી. દરેક શિક્ષક અને દરેક માબાપ બાળકોની શારીરિક કેળવણી માટે અવશ્ય કાંઈને કાંઈ કરે તો થોડા સમયની અંદર આપણા દેશના ભવિષ્યના વારસોનાં શરીર સુદૃઢ બને અને અત્યારે અપાઈ રહેલી માનસિક કેળવણી ઝીલવાને તથા સુખી જીવન ગાળવાને તેઓ વધારે લાયક બને.*

રણજીતભાઈ દેસાસરી

# સોમનાથ ઉપરની ચઢાઈ

મહમદ ગઝનીએ ૩૩ વરસ રાજ્ય કર્યું. તેનો મોટો ભાગ મધ્ય-એશિઆ, ઇરાન, બલુચિસ્તાન અને હિંદમાં લડાઈ લડવામાં ગયો હતો. તેના રાજ્યનો વિસ્તાર હાલના ઇરાનની પશ્ચિમ બાજુથી માંડીને પૂર્વમાં બોખારા અને સમરકંદ સુધી હતો. ઉત્તરે એરલ સમુદ્રથી તે દક્ષિણે બલુચિસ્તાન સુધી તેનો અમલ ચાલતો હતો. હિંદમાં કાશ્મીર અને પંજાબ

* માધ્યમિક શિક્ષક પરિષદ્ સમક્ષ આપેલા ડૉ. વી. બી. ગોખલે સિવિલ સરજન સાહેબના ભાષણના આધારે.

તેના તાબાનો રાજ્યો હતાં. આ ઉપરાંત ઉત્તરનાં ઘણાં રાજ્યો તેને ખંડણી આપતાં હતાં. જેટલી લડાઈઓ તે લડયો છે તેમાં તેને જીત મળી છે. શિઆળામાં તે ઘણું ખરૂં હિંદ ઉપર સ્વારી કરતો અને ઉનાળામાં મધ્યએશિઆમાં તે લડતો. તે સાહસિક, પરાક્રમી અને સત્તાનો બહુ લોભી હતો. હિંમતની સાથે તેનામાં ઉંચા પ્રકારની વ્યૂહરચનાની શકિત હતી તેથી તેને વારંવાર ફતેહ મળતી હતી. હિંદ ઉપરની સોમનાથની ચડાઈ તે છેલ્લી હતી. તેને માટે મહમ્મદ સને ૧૦૨૫ના ઓકટોબરની ૧૦ મી તારીખે ગઝનીમાંથી હિંદ જવા નીકળ્યો. તે વખતે તેની પાસે ૩૦,૦૦૦નું શિસ્ત લશ્કર હતું અને સાથે બીજા સેંકડો સૈનિકો હતા. આવા સરંજામથી તે તા. ૯મી નવેમ્બરે મુલ્તાન આવી પહોંચ્યો. પંજાબમાં થઈ રજપુતાના વટાવી ગુજરાતમાં દાખલ થવાનો તેનો વિચાર નહોતો, કારણ કે માર્ગમાં આવતાં બધાં રાજ્યો સાથે લડવાની તેની ઇચ્છા ન હતી. આ કારણને લઈને થરપારકરના રણમાં થઈ મુસાફરી કેવી રીતે થઈ શકે તે સંબંધી તપાસ કરવા માટે અને તેની તૈયારી કરવા માટે તેણે ત્યાં થોડા દિવસ મુકામ કર્યો. લશ્કરને રણમાં થઈ જવાનું હતુ, તેથી દરેક સૈનિકને પાણી લઈ લેવાને બે ઊંટ આપવામાં આવ્યાં હતાં. વખતે રણમા પાણીની વધારે જરૂર પડે તે માટે મહમ્મદ ગઝનીએ તેની પાસે ૨૦,૦૦૦ ઊંટ રાખ્યા હતાં. હવે તેણે ૨૬મી નવેમ્બરે મુલ્તાનથી કૂચ કરી, અને તદ્દન અપરિચિત રણના પ્રદેશમાં સફર કરવાનું તેણે કબુલાવ્યુ. હાલનું ભાવલપુર માર્ગમાં વટાવી તે સૈન્ય સાથે લોદરવાના મજબુત કિલ્લા પાસે આવી પહોંચ્યો. આ કિલ્લો તેણે પ્રથમ તાબે કર્યો અને પછી તેણે જેસલમીર રાજ્ય પાસે આવેલી ખડકની ધાર આગળ થઈ આગળ ચલાવા માંડયું. પાલણપુરની ઉત્તરે ૧૭ માઇલ પર આવેલા ચીકલોદર માતાના ડુંગરની પાસે થઈને તે લગભગ એક મહીનાની રણની મુસાફરી કર્યા બાદ ડિસેમ્બરની આખરે અણહિલવાડ પાસે આવી પહોંચ્યો. આ વખતે પાટણની ગાદીએ ભીમદેવ રાજ્ય કરતો હતો. મહમ્મદ ગઝનીએ ઉત્તર હિંદમાં વૈહિંદગઢ, નગરકોટ, સ્થાણેશ્વર, કાશ્મીર, કનોજ, મથુરા અને કલિંજર ઉપર જે સ્વારીઓ કરી હતી અને તેમાં તેને જે વારંવાર વિજય મળ્યો હતો તેથી તેની કીર્તિ સર્વત્ર ફેલાઈ હતી. મહમ્મદ ગઝનીના આવા પ્રભાવથી તેમજ તેના ઓચિંતા પાટણ પાસે આવી પહોંચવાથી ભીમદેવ બીને ત્યાંથી નાસી ગયો. હવે અણહિલપુર પાટણ સહેલાઈથી મહમ્મદના હાથમાં આવી ગયું, એટલે તેણે પોતાના લશ્કરને

માટે ખોરાક અને પાણીનો જોઇતો બંદોબસ્ત કરી દક્ષિણમાં આગળ ચાલવા માંડયું. મોઢેરા આગળ ૨૦,૦૦૦ રજપુતો જુદા જુદા રાજાઓની સરદારી નીચે તેનો માર્ગ રોકી તેને પાછો વાળવાને ઉભા હતા. તેમને મહમ્મદના સૈન્ય સાથે ભારે યુદ્ધ થયું. તેમાં રજપુત લશ્કર હારી જવાંથી વિખરાઈ ગયું. પછી મહમ્મદ આગળ કૂચ કરી છેક દક્ષિણે ઉના પાસે આવેલા દેલવાડા આગળ આવી પહોંચ્યો. આ પ્રદેશના લોકોનું માનવું એવું હતું કે સોમનાથ મહાદેવ મુસ્લીમ લશ્કરનો નાશ કરશે, તેથી તેઓ તેની સામે થયા નહિ; એટલે તે સ્થળ જરા પણ લડયા સિવાય મહમ્મદના કબજામાં આવ્યું. સોમનાથ હવે દેખાવા લાગ્યું હતું અને તે ૧૦૨૬ ના જાન્યુઆરિની ૬ઠ્ઠી તારીખે ત્યાં આવી પહોંચ્યો. સોમનાથ તે વખતે સારૂં આબાદ બંદર હતું. ચીન અને આફ્રિકા જનારાં વહાણો ત્યાં થઇને જતાં હતાં. મંદિરના તાબામાં ૧૦,૦૦૦ ગામ હતાં, ૧૦૦૦ બ્રાહ્મણ તો મહાદેવની પૂજા કરતા હતા. ૩૦૦ મંદિરમા ગાનારા તથા નાચનારા ત્યાં જોવામાં આવતા હતા. દરીઆ કિનારે મજબુત કિલ્લો બાંધેલો તેના જોવામાં આવ્યો. કોટ ઉપર ઉભેલા બ્રાહ્મણ રજપુત વગેરે ઘણા માણસો તેના જોવામાં આવ્યા. તેઓ તેમ ધારતા હતા કે ઉત્તર હિંદમાં હિંદુ દેવનું જે અપમાન મહમ્મદે કર્યું હતું તેનો બદલો લેવા સારૂ તેને સોમનાથ તરફ આકર્ષવામાં આવ્યો હતો અને તેથી તેઓએ તેની ગણના કરી કરી નહિ. મહમ્મદના સૈન્ય સામે ટકી નહિ શકાય એવી બીકથી કિલ્લેદાર ત્યાંથી તરત નાસી ગયો અને મહમ્મદ ત્યાંથી જતો રહ્યો ત્યારે ત્યાં પાછો આવ્યો.

હવે સુલ્તાન મહમ્મદે સોમનાથના કિલ્લાને ઘેરો ઘાલ્યો. રજપૂત સૈન્યને બ્રાહ્મણ વગેરે બીજા ભક્તોની મદદ હોવાથી તેમણે ઝનુનથી ઉશ્કેરાઇ બહાદુરીથી તેનો સારો જવાબ દર્યો. બીજે દિવસે મુસ્લીમ લશ્કરે તેમની ઉપર તીરનો એવો કાતીલ વરસાદ વરસાવ્યો કે તેમને કિલ્લા ઉપરની તેમની જગા છોડી જતાં રહેવું પડયું. બપોરે મુસ્લીમ સૈન્ય કિલ્લાની દિવાલ ચઢી ઉપર ગયું અને તેમણે વિજયનો વાવટો ફરકાવ્યો. હિંદુઓ મંદિરમાં પેસી ગયા હતા અને મહાદેવની પ્રાર્થના કરી ફરીથી સતેજ થઈ તેમણે હિંમતથી મુસ્લીમ લશ્કર ઉપર જુસ્સાથી હુમલો કર્યો. તેને લઈને તેમના સૈનિકોમાં ભંગાણ પડયું અને સાંજ પહેલાં તો મુસ્લીમ લશ્કરે જે કિલ્લાની જગાઓ કબજે કરી હતી ત્યાંથી તેમને હાંકી કાઢી મૂકયા હતા, અને ૧૦૨૬ના જાન્યુઆરિની ૮મી

તારીખની સવારે મુસ્લીમ લશ્કરે આવેશમાં આવી ફરી કિલ્લા ઉપર સખત હુમલો કર્યો અને તે તાબે કરી હિંદુઓને ત્યાંથી કાઢી મૂક્યા અને મંદિરમાં ધકેલી દીધા. હવે મંદિરમાં દારૂણ ખુનખાર યુદ્ધ શરૂ થયું. હિંદુઓએ વારંવાર મુસલમાન સૈન્ય ઉપર સખત હુમલા કર્યા, પણ તેમની સરસ વ્યૂહરચના અને બહાદુરી આગળ તેઓ હતાશ થઈ પાછા પડ્યા. તેમાં ઘણા સેવકો રહી શકતા. અસલ મંદિર ઘણું મોટું હતું. પત્થરની ઉંચી ઉભણી ઉપર બાંધવામાં આવ્યું હતું અને દરીઆનાં મોજાં દરરોજ તેની ભીંત પર પછડાતાં હતાં, તેને સાગની ૫૬ થાંભલી હતી. મંદિરનું છાપરૂં પિરામીડના જેવા આકારનું હતું. તેને ઉંચા માળ હતા, અને છેક ઉપલા માળ ઉપર ૧૪ સોનાના કળશ સૂર્યના તાપમાં આથેથી ઝગ ઝગ થતા જણાતા હતા. તેનું ભોંય તળીઉં સાગના પાટીઆં જડીને બનાવ્યું હતું અને તેમની વચ્ચેની ફાટ સીસાથી જડી દીધી હતી. ગભારામાંની સોમનાથની મૂર્તિ પાા ગજ ઉંચી હતી અને તેનો ઘેરાવો ૨ાા ગજનો હતો. તે સુવર્ણનાં પતરાથી જડેલી હતી. પતરા ઉપર પ્રાણી વગેરેનાં ચિત્રો કાઢેલાં હતાં. છતમાથી હીરા માણેક વગેરે ઝવેરાતથી જડેલું છત્ર વચ્ચે લટકતું હતું. આ,સિવાય સોનારૂપાની બીજી મૂર્તિઓ ત્યાં હતી. ગભારાની ભીંતમાં હીરા સુંદર રીતે જડેલા હતા. અંદર પેસવાના દરવાજા ઉપર કિંમતી કપડાના પડદા નાખવામાં આવ્યા હતા. ગભારાના દરવાજા આગળ ૨૦૦ મણ વજનની ભારે સોનાની સાંકળે જડેલો ઘંટ દર્શન વખતે વગાડવામાં આવતો. ગભારાની બાજુમાં એક ભોંયરૂં હતું, તેમાં ઝવેરાત તથા સોનારૂપાની મૂર્તિઓ રાખવામાં આવતી હતી. એમ માનવામાં આવે છે કે આ જુનું દહેરૂં તે વખતે સરસ્વતીના મુખથી ત્રણ માઇલ દૂર હતું. હવે સુલ્તાન મહમ્મદે આ સ્થિતિનો લાભ લઇ કિલ્લાનો કબજો લઈ લીધો, એટલે તેના સૈનિકોએ હિંદુઓની ભારે કતલ કરી. સોમનાથનો બચાવ કરતાં કરતાં ઓછામાં ઓછાં ૫૦,૦૦૦ હિંદુઓએ પોતાના પ્રાણ આપ્યા છે. જે લોકો બચ્યા તેમણે હોડીમાં બેસી નાસવા માંડ્યું, પણ પહેલેથી મહમ્મદે દરીઆકિનારા ઉપર લડવૈયાની જે ચોકી મૂકી હતી તેઓ તેમની પુંઠે પડ્યા અને તેમને દરીઆમાં ડુબાડી દીધા. હવે સુલતાન મહમ્મદે મંદિરની અંદર પ્રવેશ કર્યો. જ્યારે તેણે સોમનાથની મૂર્તિ જોઈ ત્યારે તેનો ઉપલો ભાગ તીકમથી તોડી નાખવાનો હુકમ કર્યો અને તેના કકડા કરી નાખવા માટે તેની આસપાસ દેવતા સળગાવી તેનો સદંતર નાશ કર્યો. મંદિરમાંથી તે અઢળક દ્રવ્ય લઈ ગયો. એમ કહેવાય છે કે તે ૨૦,૦૦૦ દિનાર (સોનાનો

સિક્કો) જેટલી મતા તે લઈ ગયો હતો. ત્યારબાદ સુલતાન મહમ્મદ ત્યાં લગભગ પખવાડીઉં રહ્યો હતો, અને પછી તેણે રણની કૂચ કરી. સોમનાથની મૂર્તિ ભાગી નાખવાથી હિંદુ આલમમાં જબરો રોષ ઉત્પન્ન થયો હતો, તેથી આસપાસના હિંદુ સરદારો આબુના રાજા પરમદેવની સરદારી નીચે લશ્કર લઈને અરવલ્લી અને કચ્છના રણની વચ્ચે આવેલો સાંકડો માર્ગ રોકી તેની રાહ જોતા બેઠા હતા. સુલતાન મહમ્મદને તેની ખબર પડવાથી તેણે તેમની જોડે લડવાનું માંડી વાળી તેણે પશ્ચિમ દિશાને રસ્તે થઈ કચ્છ અને સિંધ વટાવી ગઝની જવાનું પસંદ કર્યું. પછી તે જુનાગઢ આગળ થઈ કચ્છના અખાત આગળ આવી પહોંચ્યો. માર્ગમાં દરીઓ ઓળંગવાનો હોવાથી તે નાહિંમત થયો નહિ, પણ તેણે પ્રથમ તેનો ઘોડો થોડા ઊંડા પાણીમાં ઝંપલાવ્યો. હવે તેનું લશ્કર તેની પછવાડે કચ્છનો અખાત ઓળંગી સહીસલામત કચ્છમાં આવી પહોંચ્યું. જ્યારે ભીમદેવને મહમ્મદના આવવાની ખબર પડી ત્યારે તે ત્યાંથી નાસી ગયો. સુલતાન મહમ્મદે કંથકોટનો કિલ્લો લઈ લીધો અને તેણે ત્યાં લુંટ ચલાવી. પછી કચ્છમાં થઈ તેનું સૈન્ય આગળ જવા લાગ્યું. અહીં આગળ એક બ્રાહ્મણ કે જેણે ભોમીઆ તરીકેનું કામ કરવા સ્વીકાર્યું હતું તે સોમનાથનું વેર લેવાના ઇરાદાથી તેમને આડે રસ્તે લઇ ગયો. હવે મહમ્મદનું લશ્કર એવી જગાએ આવી પહોંચ્યું હતું કે જ્યાં પાણીની ઘણી તાણ હતી. કેટલાક દિવસ સુધી આમ તેમ ભટકયા પછી સુલતાન મહમ્મદ તેના લશ્કરને આવી ભયંકર સ્થિતિમાંથી બચાવીને સિંધમાં લઈ ગયો. પછી તે મનસુર પહોંચ્યો અને તે શહેર તાબે કરી સિંધુ નદીને કિનારે કિનારે તેણે કૂચ કરવા માંડી. પછી થોડા દિવસે તે મુલતાન આવી પહોંચ્યો. એક તો તેના લશ્કરને ઉજ્જડ પ્રદેશમાંથી જવાનું હતું અને બીજું આસપાસની જગાના જાટ લોકોએ તેના સૈન્યના પાછલા ભાગ ઉપર વારંવાર છાપો મારવા માંડયો તેથી તેના ઘણા માણસોનો નાશ થયો. આવી સ્થિતિમાં તે ૧૦૨૬ના એપ્રિલની બીજી તારીખે લાંબી અને કંટાળા-ભરેલી મુસાફરી કરી ગઝનીમાં પાછો આવ્યો.

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી

# નવીન ભૂગોળશિક્ષણ

( અંક ૪ પૃષ્ઠ ૧૭૨ થી ચાલુ )

## ૮. સાહિત્યો—

ભૂગોળમાં શિક્ષણમાં વપરાતાં સાહિત્યોમાં પૃથ્વીનો ગોળો અગત્યનું સાધન છે. બધા સપાટ નકશાઓ પૃથ્વીની સપાટીના કુદરતી આકારને બદલી નાખે છે. જે નકશાઓમાં પ્રદેશોનું ક્ષેત્રફળ બરાબર હોય છે તેમના આકારો અને એકબીજા પ્રત્યેનાં અંતર ખાસ કરીને નકશાના છેડા નજીક ખોટો ખ્યાલ આપે છે, પણ પ્રમાણસર ક્ષેત્રફળ દર્શાવતા નકશા શિક્ષકને તેના ઘણાખરા કામમાં ઉપયોગી નીવડે છે. મરકેટર નકશો ફક્ત દિશાઓજ બરાબર રીતે દર્શાવે છે, પણ ઉપલા અક્ષાંશોમાં આવેલા પ્રદેશોનું ક્ષેત્રફળ પરસ્પરનાં સ્થાનોના સંબંધનો વિચિત્ર ખ્યાલ આપે છે. આ નકશો ખલાસીઓની જરૂરિઆતો પુરી પાડવા બનાવવામાં આવ્યો હતો. શિક્ષકને માટે કે ભૂગોળના વિદ્યાર્થી માટે નહોતો બનાવ્યો અને ઘણુંખરૂં નિશાળના ઉપયોગ માટે દુનિયાનો આ નકશો સૌથી ખરાબ છે. કોઈપણ સપાટ નકશો બધાં અંતરો યોગ્ય રીતે દર્શાવી શકે નહિ. આ હકીકત બાળકો સમક્ષ વારંવાર દર્શાવવી જોઈએ. તેમને જણાવવું જોઈએ કે ગોળાની સપાટી સપાટ કાગળ પર સરળતાથી બંધબેસતી કરી શકાય નહિ. ફક્ત પૃથ્વીની સપાટીનો ઘણો નાનો ભાગ, મોટા પ્રમાણના નકશામાં, સપાટ કાગળ પર ખરી રીતે દર્શાવી શકાય, તેથી બાળકોને નકશા ઉપર સો કે બસો માઇલથી વધારે અંતર માપવાનું કહેવું નહિ. ક્ષેત્રફળ શોધાવવું હોય તો તે બીજા કોઈ નહિ, પણ સત્ય ક્ષેત્રફળવાળા નકશામાંજ મપાવવું જોઈએ. પૃથ્વીનો ગોળો ચાલી શકે, તે ઉપરાંત બે દેશો વચ્ચેનું અંતર માપવાનું કામ પણ ગોળા સિવાય બીજા કોઈ નકશામાં ન લેવડાવવું. કોઈ પણ પ્રદેશના સ્થાનનું પ્રથમ જ્ઞાન પૃથ્વીના ગોળા પરથી મેળવવું; તેથી પૃથ્વીનો ગોળો શિક્ષકના કાર્યની સર્વ શ્રેણીમાં અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે. આનો ઉપયોગ છેક શરૂઆતથી તે છેક અંત સુધી દરેક ધોરણમાં થઈ શકે છે. બીજા દેશોનાં વર્ણનોમાં અને ત્યાંના લોકો વિષે હકીકત કહેતાં ગોળા મારફતેજ ખરો ખ્યાલ આપી શકાય છે. કાળા પાટીઆ પર દોરેલી સપાટી દર્શાવતો ગોળો અને એક રંગેલો ભૂરચના દર્શાવતો ગોળો એ બે ઘણા ઉપયોગી છે અને તે ભૂગોળના દરેક પાઠ માટે મળી શકે તેમ ગોઠવણ કરવી જોઈએ.

ગોળાના ઉપયોગમાં તેનું અતિશય નાનું પ્રમાણ આપણને નડે છે. તેથી પૃથ્વીની સપાટીના ભાગો મોટા આકારમાં જણાવવાની જરૂર રહે છે. આ કારણથી આપણે નકશા વાપરવા જોઈએ. નકશો પણ કોઈ નાના પ્રદેશના વિસ્તારમાંથી વધારે ને વધારે પ્રદેશો દાખલ કરીને બનાવ્યો છે એમ માનવાનું છે અને તેનો સ્કેલ ધીમે ધીમે ઓછો કરેલો હોય છે. જેમ મોટો નકશો તેમ તેમાં હકીકત ઓછી અને તેનું પ્રમાણ ઘટતું જવાનું. શિક્ષકે નકશાનાં દષ્ટિબિંદુ લક્ષમાં રાખવાં જોઈએ. નકશાઓ વાંચવાનું કામ મહાવરાથી બની શકે છે. નકશામાં વપરાતી નિશાનીઓ અને પ્રમાણ જે પ્રદેશમાં નિશાળ આવેલી હોય તેના નકશાથી શરૂ કરી સમજાવવાં જોઈએ. ભૂગોળનો વિષય શરૂ થાય તે પહેલાં તેના આગળના વર્ગમાં શરૂઆત કરવી જોઈએ (ધો. ૨ ). મોટા પ્રમાણના અને જાણીતા પ્રદેશમાં નિશાનીઓ શીખવવાની મુશ્કેલીઓ નહિ નડે. વળી વિદ્યાર્થીઓને જાણીતો પ્રદેશ હોવાથી નકશો વાંચવાની શરૂઆત કરવામાં બાળકો રસ લઈ શકશે. પછી મોટા પ્રમાણના નકશામાં બતાવેલો વિસ્તાર અને નાના પ્રમાણના નકશામાં બતાવેલા વિસ્તાર સાથે સરખામણી કરવા ચોકસ કરાવવા જોઈએ. આ મોટા નકશાઓ પછી બાળકોને એટલાસના નકશા વાંચતાં શીખવવું જોઈએ. આવા એટલાસનાં સ્કેલ જુદા જુદા હોય છે. આની સાથે સ્કૂલની આસપાસના પ્રદેશના નકશાનાં પ્રમાણ સરખાવો. આવા જુદાજુદા સ્કેલના નકશાઓ એવી જગ્યાએ મૂકવા જોઈએ કે બધાં બાળકો તેમને વારંવાર વિચારે. આ પ્રમાણે-સ્કેલની મુસીબત સહેલાઈથી દૂર થઈ શકશે. ભૂગોળનું શિક્ષણ સ્થાનિક પ્રદેશથી સારી રીતે થઈ શકે; તેના અભ્યાસનો મુખ્ય ભાગ આવા નકશાઓ મારફત થઈ શકે; અને જો જુદા જુદા પ્રમાણના ભીંતે ટાંગવાના નકશા અને એટલાસના નકશાદ્વારા આવી સરખામણી ન થાય તો આ બધું બાળકોને અર્થ વગરનું નીવડશે.

પૃથ્વીનો ગોળો અને નકશાઓ ઉપરાંત ભૂગોળશિક્ષક ચિત્રો અને મોડેલોનો સારો ઉપયોગ કરી શકે. વર્ગમાં શીખવતી વખતે વાપરવાનું ચિત્ર એવું મોટું હોવું જોઈએ કે સૌ બાળકો તે જોઈ શકે. પોસ્ટકાર્ડ જેવડું ચિત્ર જો વર્ગ સામું ધરવામાં આવે તો તેનો અર્થ એ થશે કે ઘણાં બાળકોનું મન પાઠમાંથી ચાલ્યું જશે અને તેથી તેઓ બેધ્યાન બનશે; કારણ કે જે ચિત્ર બાળક બરાબર રીતે જોઈ શકતું નથી તેના પર તેનું ધ્યાન કદી ચોંટવાનું નથી. ચોપડીમાં આપેલાં ચિત્રોનું પણ

આમજ સમજવું. આવાં ચિત્રો વર્ગોની દિવાલ ઉપર બાળકો ગમે તે સમયે જોઈ શકે તેવી રીતે ગોઠવી દેવાં જોઇએ અને તેમનો ઉપયોગ બાળકોને અમુકજ દેશની આકૃતિ સમજાવવામાં થવો જોઈએ. તેને લીધે તેમને નકશો વાંચવામાં મદદ મળશે, અને પછી તે પ્રદેશનું કુદરતી વર્ણન, વનસ્પતિ, મકાનો, ધંધા, લોકો વગેરેની હકીકત બરાબર સમજાશે. તેમને આ બધું પ્રત્યક્ષ કરી સમજાવવા સિવાય બીજો માર્ગ નથી.

મોડેલો ઉપયોગી છે, કારણ કે તે દ્વારા જમીનની ઉંચાઈ અને નીચાણનો વધારે સારો ખ્યાલ આપી શકાય છે. મોડેલ જો નાનું હોય તો તે ઉંચાઈ અને નીચાણનો જોઈએ તેવો ખ્યાલ આપી શકતું નથી. તેના કરતાં તો નકશા વધારે સારા. મોડેલ મોટા હોવા જોઈએ. મોડેલો ભૂગોળ-શિક્ષણ શરૂ થતા પહેલાં વધારે ઉપયોગી છે. અત્યારે તેમને નકશાઓનો પરિચય હોતો નથી અને મોડેલોદ્વારા નકશા વાંચવાની સુગમતા થાય છે. તેથી અગત્યનાં મોડેલો સ્થાનિક પ્રદેશનાંજ હોય છે. જે મોડેલો નમુના તરીકે રાખવાના હોય તે ચોક્કસ હોવાં જોઈએ. નિશાળમાં કાગળના માવાનાં મોડેલો સહેલાઈથી બનાવી શકાય. દરેક પ્રદેશનાં રિલીફ બનાવતાં મોડેલો થઈ શકે. પાઠ આપતી વેળાએ માટીનું મોડેલ જમીનની ઉંચાઈ અને નીચાણ સારી રીતે દર્શાવી શકે. કોન્ટુરની લીટીઓના અર્થ સમજવા તેનો ખાસ ઉપયોગ થઈ શકે.

ચિત્રનો નકશો, બ્લોકની આકૃતિ, કે પ્રદેશનો આલેખ નકશો એ પણ અગત્યનું સાહિત્ય છે. આવી આકૃતિઓ આગેવાન પત્રોમાં છપાય છે. રેલ્વે કંપનિઓ પણ તેવાંજ પોસ્ટરો બહાર પાડે છે. વળી કેટલાક પોતાના પ્રદેશોની ખાસ જાણવા લાયક હકીકતો ચિત્રોદ્વારા રજુ કરે છે. બ્લોકઆકૃતિમાં પ્રમાણ બરાબર સચવાવું જોઈએ. ગમે તેમ હોય પણ જાહેરખબરમાંઆપેલાં ચિત્રો બરાબર હોતા નથી. આ ચિત્રો નકશાવાં ચવામાં બહુ મદદગાર નીવડે છે અને તેમનો મોડેલોની માફક ઉપયોગ થવો જોઈએ. કેટલાક શિક્ષકો આવી આકૃતિઓ કાળા પાટીઆ ઉપર દોરી શકશે.

લેન્ટર્ન બીજું અગત્યનું સાધન છે, પણ તેનો ઉપયોગ વિવેકબુદ્ધિથી કરવાનો છે. એક પાઠમાં ફક્ત થોડીજ સ્લાઈડો બતાવવી જોઈએ, અને દરેકમાંથી થોડું ચોકસ જ્ઞાન મળવું જોઈએ. સ્લાઈડના કાચ પર અગત્યની નોંધો લખેલી હોવી જોઈએ, અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તેમનો ઉપયોગ કરવો જોઈએ.

અપૂર્ણ

# પાઠ

નાનાં બાળકોને શાળામાંથી ઘેર કરવાના પાઠ સોંપવામાં આવે છે તે ઘણી વખત હદથી બહારના હોય છે. આ સંબંધમાં બ્રિટિશ પાર્લમેન્ટમાં તા. ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૩૬ ને રોજ રસદાયક ચર્ચા થઈ હતી. એબર્ડીનની રોબર્ટ ગોર્ડન કોલેજના માજી પ્રિન્સિપાલ ડૉ. મોરિસને ઘરનું કામ આપવાની પ્રથા કાઢી નાખવાની દરખાસ્તના ટેકામાં વિદ્યાર્થીઓને કેવા દાખલા ઘેર ગણવા આપવામાં આવે છે તેના નમુના તરીકે નીચેનો દાખલો આપ્યો હતોઃ

"એક માણસે મોચીને ત્યાંથી ૧૬ શિલિંગના જોડા ખરીદ કર્યા, અને તેની કિમ્મત માટે એક પાઉન્ડની નોટ આપી. મોચી પાડોશીને ત્યાંથી પરચુરણ લાવ્યો અને તે માણસને જોડા અને ચાર શિલિંગ આપ્યા. થોડીવાર પછી પાડોશી આવ્યો અને નોટ ખોટી છે તેમ કહ્યું; તેથી મોચીને એક પાઉન્ડ આપવો પડ્યો. તો મોચીને શી ખોટ ગઈ?" ડૉ. મોરિસને કહ્યું કે આ હિસાબ તેમણે સવારમાં જુદાં જુદાં માણસોને ગણવા આપ્યો હતો અને અગીઆર જુદા જુદા જવાબ મળ્યા હતા. તેમાં એક સરકારી અમલદારનો જવાબ ખોટો હતો. આ વખતે પાર્લામેન્ટના સભાસદોએ ઘાંટા પાડીને જુદા જુદા જવાબ કહ્યા તે બધાને ડૉ. મોરિસને ખોટા જણાવ્યા અને હસતાં હસતાં ખરો જવાબ આપવા ના પાડી. આગળ ભાષણ કરતાં તેમણે જણાવ્યું કે "જો છોકરીઓને બહુ કામ આપવામાં આવે તો તેઓની તબીઅત બગડે છે અને શરીર ભાગી જાય છે; જો છોકરાઓને બહુ કામ આપવામાં આવે તો તેઓ તે કરતાજ નથી.

મજુરપક્ષના સભાસદ મી. બેલેન્જરે ભાષણ કરતાં કહ્યું કે મારો પુત્ર નિશાળે જાય છે. તેણે મને આજે સવારે કહ્યું છે કે આમની સભા એબિસિનિઆમાંથી ગુલામી દૂર કરવાના પ્રશ્ન ઉપર વિચાર કરે તેના કરતાં ઘરમાંથી ગુલામી દૂર કરવાનો વિચાર કરે તો સારૂં.

કેળવણીના પ્રધાન મી. સ્ટેનલીએ દરખાસ્તનો સ્વીકાર કર્યો અને વચન આપ્યું કે ઘરના કામ સંબંધીના પ્રશ્ન સંબંધી વિગતવાર તપાસ કરવામાં આવશે.

આપણા દેશમાં પણ આ પ્રશ્ન સંબંધી ગંભીરતાથી વિચાર કરવાનો સમય આવી પહોંચ્યો છે.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ

# નીતિશિક્ષણ

(માહે માર્ચના અંકના પૃષ્ઠ ૧૩૯ થી આગ઼ળ)

પાઠનો બીજો મુદ્દો વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવાને માટે મેવાડના પ્રતાપી રાણા પ્રતાપસિંહના જાણીતા દૃષ્ટાંતનો ઉપયોગ કરવો. રાણા પ્રતાપે પોતાનું મેવાડનું રાજ્ય અને ચિતોડ પાછું ન મળે ત્યાંસુધી મહેલમાં નહિ રહેવાની, સોનારૂપાના પાત્રમાં નહિ જમવાની અને પલંગ ઉપર નહિ સુવાની પ્રતિજ્ઞા લીધી હતી. તે તેણે મરતાં સુધી પાળી એ બાબત કહાવવી. ડુંગરોમાં કુટુંબ સાથે ભટકતાં શત્રુની બીકથી પીરસેલા ભાણા ઉપરથી અનેકવાર તેમને ઊઠી જવું પડતું. તેમને ખાવાપીવાના પણ સાંસા પડતા. એકવાર પોતાને અને પોતાનાં વહાલાં બાળકોને બે ત્રણ દિવસના ઉપવાસ થયા. ઘાસનાં બી એકઠાં કરી તેને દળી તેના લોટના રોટલા બનાવ્યા. તેમાંથી પ્રતાપની બાળક પુત્રીને ભાગે આવેલો રોટલો એક રાની બિલાડી તેના હાથમાંથી ઝુંટાવી ગઈ, તેથી તે ક્ષુધાતુર બાળાએ કારણું કલ્પાંત કરી મૂક્યું. આ હૃદયભેદક દૃશ્ય જોઈને પ્રતાપને અસહ્ય માનસિક વેદના થઈ. આ કંઈ જેવું તેવું માનસિક દુઃખ ન હતું; છતાં પ્રતાપે તે શા માટે સહન કર્યું? પોતાની પ્રતિજ્ઞાના પાલનને માટે પ્રતાપે એવું દુઃખ સહન કર્યું. એ જવાબ કહાવ્યા પછી પ્રતિજ્ઞાપાલનને માટે આવાં માનસિક દુઃખ પણ સહન કરવાં પડે એ મુદ્દો કહાવવો.

આ પ્રમાણે પાઠનો બીજો મુદ્દો રજુ કર્યા પછી તેના ઉપર વિશેષ પ્રકાશ પાડવાને માટે એક અગત્યનું દૃષ્ટાંત નીચે પ્રમાણે કહેવું:

અમદાવાદ જેવા એક શહેરના બજારમાં બે જુવાનોને કંઈક તકરાર થઈ. તકરાર વધી પડી, અને એક જુવાને ક્રોધાવેશમાં બીજા જુવાનનું ખૂન કર્યું. આવું સાહસ કર્મ કર્યા પછી તે ખૂની જુવાન ગભરાયો, અને ત્યાંથી એકદમ નાઠો. કેટલાક લોકો તેને પકડવાને તેની પાછળ દોડયા, પણ પેલો જુવાન અસાધારણ ઝડપથી આડીઅવળી ગલીકુંચીઓમાં થઈને શહેર બહાર પસાર થઈ ગયો. શહેરની બહાર આવ્યાં પછી તેણે સહેજ છુટકારાનો દમ ખેંચ્યો, પરંતુ પ્રતિક્ષણે તેને પકડાઈ જવાનો ભય હોવાથી વળી તેણે આગળ ચાલવા માંડયું. આ પ્રમાણે એકાદ ગાઉ ચાલ્યા પછી પોતાના મન સાથે કંઈક નિશ્ચય કરીને તે ઉભો રહ્યો. રસ્તાની બન્ને બાજુએ ગૃહસ્થોના સુંદર બંગલા આવી રહ્યા હતા. તેમાંના એક બંગલાના

કમ્પાઉન્ડની દિવાલ ઉપર ચઢીને તે અંદર કૂદી પડ્યો. બંગલાના વિશાળ કમ્પાઉન્ડમાં એક સુંદર બાગ હતો. તે બાગમાં પેલા યુવાને ધડકતે હૃદયે પ્રવેશ કર્યો. બાગના મધ્ય ભાગમાં એક સુંદર ફુવારો હતો, અને તે ફુવારાની આસપાસ સુંદર બાંકડા ગોઠવેલા હતા. બંગલાનો માલિક ગૃહસ્થ તેમાંના એક બાંકડા ઉપર બેઠો હતો. ઉનાળાનો દિવસ હતો. સૂર્યાસ્ત થવાને થોડી વાર હતી, ફુવારાની ફરતી સેરો ચારે તરફ પાણી ઉડાડીને શીતળતા ફેલાવતી હતી, અને બેઠેલા ગૃહસ્થના મગજમાં શાન્તિ ભરવાનો પ્રયત્ન કરતી હતી. તે સમયે પેલો યુવાન તે સ્થળે આવી પહોંચ્યો અને પેલા બાંકડા ઉપર બેઠેલા ગૃહસ્થના પગમાં માથું મૂકીને મને બચાવો એટલું કહીને ચોધાર આંસુએ રડવા મંડ્યો. પેલા ગૃહસ્થે તેને આશ્વાસન આપીને પોતાની પાસે બેસાડ્યો, અને શું બન્યું છે તે પૂછ્યું. પેલા યુવાને તે ગૃહસ્થને બધી હકીકત કહી, ગૃહસ્થને દયા આવી, અને તેણે તે શરણાગત યુવાનને તેનું રક્ષણ કરવાનું વચન આપ્યું.

સૂર્યાસ્ત થઈ ગયો હતો. પૃથ્વી ઉપર રાત્રિનું સામ્રાજ્ય સ્થપાયું હતું. તે બંગલામાં અને કમ્પાઉન્ડમાં વીજળીના દીવા ઝગઝગી રહ્યા હતા. વાળુ કરવાનો સમય થયો હતો, તેથી નોકર શેઠને બોલાવવા આવ્યો. શેઠ પેલા યુવાન અતિથિને લઈને બંગલામાં ગયા, અને તેને પોતાની સાથે બેસાડીને ભોજન કરાવ્યું. આ પ્રમાણે તેનું સારી રીતે સ્વાગત કર્યા પછી તેને પોતાના એક ગુપ્ત સ્થાનમાં આશ્રય આપ્યો.

થોડો સમય વીત્યા પછી કેટલાંક માણસોનું એક ટોળું શોરબકોર કરતું તે બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થયું. કોલાહલ સાંભળીને પેલો ગૃહસ્થ બંગલામાંથી બહાર આવ્યો, તો તેની નજરે એક ભયંકર દૃશ્ય પડ્યું. પેલાં માણસો એક યુવાનનું શબ લઈને આવ્યા હતા. તે માણસો-માંથી એક જણે પેલા ગૃહસ્થને જણાવ્યું, કે શેઠજી, આપના પુત્રનું કોઈ બદમાસ ખૂન કરીને નાસી ગયો છે. આ હકીકત સાંભળીને પેલો ગૃહસ્થ સઘળું રહસ્ય સમજી ગયો, આશ્રય આપેલા ખૂનીએ પોતાનાજ પુત્રનું ખૂન કર્યું છે એ વાત તેને તરતજ સમજાઈ ગઈ. પુત્રનો ખૂની પોતાના કબજામાં જ છે, તેથી તેની બરાબર ખબર લેવાનો વિચાર તેના મનમાં ક્ષણવાર આવ્યો. બીજીજ ક્ષણે પોતે શરણાગતને આપેલું વચન યાદ આવ્યું. તરતજ તેણે પોતાનું વચન પાળવાનો દૃઢ નિશ્ચય કરી લઈને પુત્રના શબને બંગલામાં લેવરાવ્યું. પછી લોકોનું ટોળું ચાલ્યું

ગયું કે તરતજ પુત્રમરણજ શોકની અસહ્ય મનોવેદનાને અસાધારણ ધૈર્યથી દાબી દઈને ચેલો ગૃહસ્થ પેલા ખૂની શરણાગત પાસે ગયો. તેણે તે યુવાનને કહ્યું કે ભાઈ, તેં મારા પુત્રનું ખૂન કર્યું છે અને તેનું શબ આ બંગલામાં આવી ગયું છે. આ સાંભળતાં પેલો ખૂની અતિશય ગભરાયો. પોતાનું મરણ તેની આંખ સામે ઉભેલું જણાવ્યું; પરંતુ પેલા ગૃહસ્થે તેને આશ્વાસન આપીને કહ્યું કે ભાઈ, તું ડરીશ નહિ, મેં તને તારું રક્ષણ કરવાનું વચન આપેલું છે, તે વચનનો ભંગ હું નહિજ કરૂં; પણ હવે તું અહીં રહે એ સહીસલામતીભરેલું નથી. સવારે પોલિસ તપાસ કરશે, માટે તું હમણાંજ અહીંથી દૂર કોઈ નિર્ભય સ્થળે ચાલ્યો જા. આ પ્રમાણે કહીને તે ગૃહસ્થે તેને પોતાના એક ઘોડા ઉપર બેસાડીને વિદાય કરી દીધો. તે ગૃહસ્થે પુત્રના મરણની માનસિક વ્યથા સહન કરીને પોતાનું વચન પાળ્યું, એ બાબત આ દૃષ્ટાંતથી વિદ્યાર્થીઓના મન ઉપર બરાબર ઠસી જશે.

હવે પાઠનો ત્રીજો મુદ્દો રજુ કરવાનો છે. પ્રતિજ્ઞાપાલનને માટે શારીરિક દુઃખ સહન કરવું, અને પ્રાણત્યાગ કરવો પડે તો એ સ્થિતિ પણ સ્વીકારવી એ આ પાઠનો ત્રીજો મુદ્દો છે. આ મુદ્દો રજુ કરવાને માટે પ્રથમ સત્યવાદી રેગ્યુલસના જાણીતા દૃષ્ટાંતનો ઉપયોગ કરવો. રોમ અને કાર્થેજ વચ્ચે ચાલેલી લડાઈમાં રોમન સરદાર રેગ્યુલસ હાર્યો અને કેદ પકડાયો. કાર્થેજના કેદખાનામાં તે બે વરસ કેદી તરીકે રહ્યો તે પછી કાર્થેજિઅનોને રોમના રાજ્ય સાથે સલાહ કરવાની ફરજ પડી. તે વખતે તેમણે પોતાના વકીલોની સાથે રેગ્યુલસને રોમ મોકલ્યો. રેગ્યુલસને રોમ મોકલતી વખતે તેની સાથે તેઓએ શી સરત કરી હતી તે કહાવવું. જો સલાહ ન થાય અને કેદીઓની અદલાબદલી ન થાય તો તેણે કાર્થેજ આવવું, એ સરત રેગ્યુલસે સ્વીકારી હતી આ બાબત કહાવ્યા પછી રેગ્યુલસ રોમ ગયો, અને તેણે રોમન રાજસભાને કાર્થેજ સાથે સલાહ નહિ કરતાં લડાઈ ચાલુ રાખવા અને કેદીઓની અદલાબદલી નહિ કરવા સમજાવ્યું, તે બાબત પ્રશ્નો પુછી કહાવવી. રેગ્યુલસનું કહેવું રોમની રાજસભાએ સ્વીકાર્યું, એટલે રેગ્યુલસને સ્વીકારી સરત પ્રમાણે કાર્થેજ પાછા જવાનું હતું. રોમના ધર્માચાર્યે રેગ્યુલસને જણાવ્યું કે દુશ્મનોએ બળાત્કારે લીધેલું પાછા ફરવાનું વચન પાળવાને તમે બંધાએલા નથી, માટે તમે અહીં રહો વળી રેગ્યુલસની સ્ત્રીએ પણ ત્યાં રહેવા માટે તેને રડી રડીને દયાજનક આજીજી કરી, પરંતુ એકવચની રેગ્યુલસ જરા

પણ ડગ્યો નહિ, તે હકીકત પ્રશ્નો પૂછીને કઢાવવી. કાર્થેજના કેદખાનામાં પાછા જઈને તેને સખતમાં સખત રિબામણુ સહન કરવાની હતી એ રેગ્યુલસ જાણતો હતો, છતાં તે પાછો ગયો, તેનું કારણ તેને પોતાનું વચન પાળવાની સાચી ધગસ હતી, તે બાબત સહેલાઈથી કઢાવી શકાશે. આવી રીતે શારીરિક દુઃખ સહન કરીને પણ પ્રતિજ્ઞાનું પાલન કરવું જોઈએ, એ મુદ્દો રજુ કરી શકાશે.

'હવે પ્રતિજ્ઞાપાલન માટે પ્રાણ પણ કુરબાન કરનાર ભીષ્માનું' દૃષ્ટાંત અસરકારક રીતે કહીને ત્રીજો મુદ્દો સંપૂર્ણ કરવો.

મહાભારતના યુદ્ધમાં જ્યારે કૌરવપક્ષના મહારથી ભીષ્મ સેનાધિપતિ હતા, ત્યારે તેમના યુદ્ધકૌશલ્યે પાંડવપક્ષને તોબા પોકરાવી હતી. આ પ્રમાણે હોવા છતાં જેની આંખમાં કમળો હોય તે સઘળું પીળુંજ દેખે, એ કહેવત પ્રમાણે દુર્યોધનની આંખે અવળુંજ દેખાતું હતું. તે એમ માનતો હતો કે ભીષ્મનો પાંડવો તરફ પક્ષપાત હોવાથી, તે મન મૂકીને યુદ્ધ કરતા નથી. આથી તેણે ભીષ્મને કહ્યું કે તમે અમારૂં લૂણ ખાઓ છો, છતાં પાંડવોનો પક્ષપાત કરી બરાબર યુદ્ધ કરતા નથી. આ સાંભળી ભીષ્મના હૃદયને ભારે આઘાત થયો. તેમણે દુર્યોધનને કહ્યું કે ભાઈ, તારી માન્યતા તદ્દન અસત્ય છે. આજના એકજ દિવસમાં પાંડવપક્ષમાં કેટલો સંહાર થયો છે, તે તો તેં નજરે જોયો છે, છતાં તું મને પક્ષપાતી ઠરાવી મારા ઉપર ખોટો આક્ષેપ મૂકે છે, તેથી મને અતિશય ખેદ થાય છે. હું લૂણહરામી નથી. મેં યુદ્ધમાં પાંડવોનો લેશ પણ પક્ષપાત કર્યો નથી છતાં હું આજે તારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે આવતી કાલે પાંડવો નહિ કે હું નહિ. ભીષ્મની આ પ્રતિજ્ઞા સાંભળી દુર્યોધન અતિશય હરખાયો, અને તેમને નમન કરીને ચાલ્યો ગયો.

ભીષ્મની આ પ્રતિજ્ઞાની વાત ઉભય પક્ષમાં વાયુવેગે પહોંચી ગઈ. કૌરવોની છાવણીમાં સર્વત્ર આનંદ વ્યાપી ગયો, અને પાંડવોની છાવણીમાં સર્વત્ર શોક છવાઈ ગયો. ભીષ્મની પ્રતિજ્ઞાની વાત જાણીને પાંડવોના પરમ હિતેચ્છુ શ્રીકૃષ્ણ પણ વિચારમાં પડી ગયા; પરંતુ તેમણે પોતાની તીવ્ર બુદ્ધિથી પાંડવો ઉપર આવેલી આ આફતનું નિવારણ કરવાની યોજના ઘડી કાઢી. પછી તે દ્રૌપદી પાસે ગયા. શ્રીકૃષ્ણને જોઈ દ્રૌપદીની આંખમાંથી આંસુ સરી પડયાં. શ્રીકૃષ્ણે દ્રૌપદીને કહ્યું કે બેન, ગભરાશો નહિ, શાન્ત થાઓ. દ્રૌપદીએ કહ્યું ભાઈ, ભીષ્મપિતા પોતાની પ્રતિજ્ઞા અવશ્ય

પૂર્ણ કરશે, એટલે આવતી કાલે પાંડવો વિનાની પૃથ્વી થશે, અને મારો સૌભાગ્યસૂર્ય અસ્ત પામશે. મહારાજ, કૌરવોની રાજસભામાં આપેજ મારી લજ્જા રાખી હતી, તો આપ આ સમયે પણ મારૂં આ સંકટ દૂર કરો. શ્રીકૃષ્ણે કહ્યું કે બેન, એટલા માટેજ હું અત્યારે અહીં આવ્યો છું, તમે મારી સાથે ભીષ્મ પાસે ચાલો. આ વખતે ભીષ્મ પોતાના તંબુમાં ધ્યાનસ્થ સ્થિતિમાં હશે. તમે તેમની પાસે જઈને કંઈપણ બોલ્યા વિના તેમને પ્રણામ કરજો, એટલે આવતી કાલે આવવાની આફત અવશ્ય ટળી જશે.

શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણે દ્રૌપદી તરતજ તેમની સાથે ગયાં. બન્ને ભીષ્મના તંબુ પાસે આવ્યાં. શ્રીકૃષ્ણ બહાર બેઠા અને દ્રૌપદી તંબુમાં ગયાં. આ વખતે ભીષ્મ પરમાત્માના ધ્યાનમાં તલ્લીન હતા. દ્રૌપદીએ તેમના ચરણમાં માથું મૂકીને અનન્ય ભાવથી પ્રણામ કર્યા. ભીષ્મે આંખ ઉઘાડીને આશીર્વાદ આપ્યો કે બેટા, અખંડ સૌભાગ્યવતી રહો. દ્રૌપદીએ તરતજ પૂછ્યું કે પિતાજી આપ સત્ય કહો છો ? આ પ્રશ્ન સાંભળી ભીષ્મ સમજી ગયા અને બોલ્યા કે દ્રૌપદી, મારા મુખમાંથી કદીપણ અસત્ય વચન નીકળ્યું નથી અને નીકળશે પણ નહિ. મેં તમને આપેલો આશીર્વાદ સત્ય છે. દ્રૌપદીએ શંકિત હૃદયે પૂછ્યું, કે પિતાજી, આપે તો આજે આવતી કાલને માટે "પાંડવો નહિ કે હું નહિ" એવી પ્રતિજ્ઞા કરી છે, તો પાંડવોના મરણ પછી હું અખંડ સૌભાગ્યવતી શી રીતે રહીશ ? ભીષ્મે હસીને જવાબ આપ્યો કે બેટા તમે નિશ્ચિંત રહો, મેં "પાંડવો નહિ" એવી પ્રતિજ્ઞા કરી નથી, પરંતુ "પાંડવો નહિ કે હું નહિ" એવી પ્રતિજ્ઞા કરી છે, આવતી કાલના યુદ્ધમાં હું મારા પ્રાણ વિસર્જન કરીશ, એટલે મારી પ્રતિજ્ઞા અને તમને આપેલો આશીર્વાદ એ બન્ને સત્ય થશે. આ જવાબ સાંભળી દ્રૌપદી ચકિત થઈ ગયાં. તેમણે ભીષ્મને ફરી પ્રણામ કર્યા, પછી તે કૃષ્ણની આબાદ યુક્તિ અને ભીષ્મની પ્રતિજ્ઞાપાલન માટેની સાચી ધગશ વિષે વિચાર કરતાં કરતાં તંબુમાંથી બહાર આવ્યાં. શ્રીકૃષ્ણને સઘળા સમાચાર જણાવી તેમની સાથે તે પાછાં ફર્યાં.

બીજે દિવસે મહાભારતના યુદ્ધમાં ભીષ્મે પોતાના પ્રાણ આપીને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. પ્રતિજ્ઞાપાલન માટે પ્રાણ આપનાર એ મહાપુરૂષ તેમની કીર્તિને લીધે અમરજ છે. પ્રાણ કરતાં પ્રતિજ્ઞાની કિંમત વધારે છે, એ બાબત આ દૃષ્ટાંત રજુ કર્યા પછી સહેલાઈથી કહાવી શકાશે.

આ પ્રમાણે આ પાઠના ત્રણે મુદ્દા યોગ્ય દષ્ટાંત રજુ કરીને સારી રીતે શીખવ્યા પછી છેવટે પાઠનું પુનરાવર્તન થાય એવી પાઠના સારરૂપ કવિતા રજુ કરવાથી પાઠ વિશેષ સફળ થશે.

પાઠના દરેક મુદ્દાની અને તેમાં દષ્ટાંત જેમ જેમ રજુ થતાં જાય તેમ તેમ કાળા પાટીઆમાં તેની ટુંક નોંધ કરતા જવું. કાળા પાટીઆની નોંધ નીચે પ્રમાણે થશેઃ—

પ્રતિજ્ઞાપાલન (વચન પાળવું)

(૧) વચન પાળવા માટે ધનવૈભવનો ત્યાગ—

क હરિશ્ચંદ્રનું દષ્ટાંત

ख ચંદ્રસિંહનું દષ્ટાંત

(૨) વચન પાળવા માટે અસહ્ય માનસિક દુઃખ સહન કરવાં.

क મેવાડના રાણા પ્રતાપસિંહનું દષ્ટાંત

ख પુત્રના ખૂનીને ક્ષમા આપનાર ગૃહસ્થની વાત

(૩) વચન પાળવા માટે શારીરિક દુઃખ સહન કરવું (પ્રાણત્યાગ સુધી).

क રોમન સરદાર રેગ્યુલસનું દષ્ટાંત

ख મહા પ્રતાપી ભીષ્મનું દષ્ટાંત

'અપૂર્ણ'

## અમારૂં આનંદપર્યટન

(ગતાંક પૃષ્ઠ ૨૭૮ થી ચાલુ)

આજે સવારે દિલ્હી ઉતર્યા. હિંદના આ પુરાતન પાયતખ્તની જાહોજલાલી કેટલી હશે તેનું સ્ટેશનથીજ ભાન થતું હતું. ઘણોખરો ભાગ યુરોપીઅન અથવા યુરોપીઅન ડ્રેસમાં હોય, એટલે જાણે યુરોપના કોઈ સ્ટેશનમાં આવ્યા હોઈએ એવી મુંઝવણ થાય. અમારી બી. ટી. ત્યાં ૭૨ કલાક રોકાવાની હતી. ઉતરીને તરતજ દિલ્હી ફોર્ટ જેવા ગયા. જોતાં વેંતજ તેની વિશાળતા અને ગંભીરતાનો ખ્યાલ આવતો હતો, તેમાં વળી સોલ્જરોનો પહેરો વાતાવરણને વધારે ગંભીર બનાવતો હતો. દિવાને આમ અને દિવાને ખાસ જોયાં. વર્ણન કરવું અશક્ય છે. તે વખતે વિજ્ઞાન આ કોટિએ પહોંચેલું ન હતું, છતાંયે તે વખતનાં સાધનોથી અશક્ય એવી ઇમારતો ઉભી કરી છે. એકેકની વચ્ચે પાણી સહાય વહીને રાજ્યધુરંધરોનાં

મગજને ઠંડાં રાખે એવી વ્યવસ્થા કરી છે. તેને કુદરતી નદીનું સ્વરૂપ આપવા માટે તેમાં એવું કળામય ચિત્રામણ કર્યું છે કે પાણી વહેતું હોય, ત્યારે અંદર પુષ્કળ માછલાં ચાલે છે એવી ભ્રાંતિ થાય છે. દિવાને ખાસ તો તેનાથીએ સુંદર છે. તેની છત સોનાથી રસેલી છે, પરંતુ તે ભાગ રોહીલાઓએ બાળી નાખ્યો છે. થોડા ભાગમાં સ્મારકરૂપે મોજુદ છે. તેનો પૂર્વ ભાગ જ્યાં શહેનશાહનું તખ્ત રહેતું હતું તે યમુનાના કિનારા ઉપર છે. બળવા સુધી યમુના ત્યાંજ વહેતી, અને મોગલાઈના બૂઝાતા દીપસમા બહાદુરશાહ ઝફર મહેલમાંથીજ સીધા હોડીમાં બેસીને નાઠેલા હતા. હાલ તો યમુના ત્યાંથી ઘણીજ દૂર ગઈ છે. ત્યાંથી આગળ આવતાં "War Memorial" આવે છે. છેલ્લા મહાયુદ્ધમાં વપરાએલી અને શત્રુ સૈન્યમાંથી મળેલી ચીજોને પ્રદર્શનરૂપે સંગ્રહવામાં આવી છે. નકશા તથા હથિયાર લડાઈની ભીષણતાનો આબેહૂબ ખ્યાલ આપે છે. સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે કુશળ સેનાપતિ જેમ હુકમ કરે તેમ લશ્કર કામ કરે, પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી. ખરી રીતે તો રાજધાનીમાં બેઠાં બેઠાં વૉર કાઉન્સિલજ લડે છે. તેઓ ત્યાં નકશામાં શેતરંજ જેવાં મ્હોરાં ગોઠવે છે, અને દરેક હીલચાલ પ્રમાણે તેમાં ફેરફાર કરીને હવે શું કરવું તેના ખબર વાયરલેસથી સેનાપતિને આપે છે. જો કે સેનાપતિને તાત્કાલિક બુદ્ધિ વાપરવાની છૂટ હોય છે, પરંતુ ઘણુંખરૂં કામ તો રાજધાનીમાંથી મળેલા વૉર કાઉન્સિલના ઓર્ડર મુજબજ થાય છે.

બપોર પછી ન્યુ દિલ્હી ગયા. પ્રથમ હુમાયુંનો મકબરો જોયો. શહેનશાહને છાજે તેવો ભવ્ય છે. દરેક રાજાની બાંધણી લગભગ એકજ જાતની હોય છે, અને તેમાં મોગલાઈ સ્થાપત્ય જુદુંજ તરી નીકળે છે. ત્યાંથી આગળ જતા શાહજહાંની પુત્રીઓ રોશનઆરા, જહાનઆરાની કબરો આવે છે. રોશનઆરા સમય વર્તીને ગઈ ગુજરી ભૂલી જવાની વૃત્તિવાળી હોવાથી ઔરંગઝેબ તેના ઉપર ખૂબ મમતા રાખતો. તેની કબર પણ એવીજ મૂલ્યવાન છે. જહાનઆરા શહેનશાહ શાહજહાં સાથે રહીને તેમની સેવા કરતી હતી. પિતાને માથે આવી પડેલાં દુઃખોથી આ મશહુર કવયિત્રીને ખૂબ આઘાત થએલો. તેની કબર ઉપર તેનીજ રચેલી એક બેત લખી છે, તે તેના જીવન ઉપર સારૂં અજવાળું પાડે તેવી છે—

બગેર સબ્જાહ ન પોષદ, કસે મઝાહ મરા,
કે કબ્રપોશ ગરીબાં, હમીં ગયા બશસ્ત.

અર્થાતઃ—કોઈ પણ માણસ અમારી આ કબરને લીલી ઘાસ સિવાય ઢાંકશો નહિ; કારણ કે અમારા જેવાં ગરીબોને માટે લીલી ઘાસ-જ યોગ્ય છે.

શ્રી. દ્વિજેન્દ્ર રોયનું શાહજહાં નાટક વાંચીએ તોજ આપણે આ ભાવગંભીર ખેતનું હાર્દ સમજી શકીએ. મઝહબનો અંચળો પહેરી ત્રણે ભાઈનાં ધર્મને નામે ખૂન કરાવી, પિતાને કારાગ્રહમાં રાખી ઔરંગઝેબ સમ્રાટ્ થાય છે. વૃદ્ધ શાહજહાંની સેવામાં જહાનઆરા રહે છે, અને સખત ચોકી પહેરા નીચે કેદી જેવું એકાંતિક જીવન ગુજારે છે. એક પછી એક ત્રણે પુત્રના મૃત્યુના સમાચાર સાંભળી શાહજહાં મગજ પરનો કાબુ ગુમાવી બેસે છે અને ઉન્માદભર્યા ગાંડપણમાં સત્તર વર્ષ સુધી કિલ્લામાં કેદ રહે છે. એ વખતે જહાનઆરા ત્યાં રહીને વૃદ્ધ પિતાની શુશ્રુષા અને સાંત્વનનું કામ કરે છે. આવી કરુણ હાલતમાં તેનું કવિજીવન ઉપરની માગણી કરે છે, અને તેની માગણી મુજબજ તેની કબર તદ્દન ઘાસવાળી જગામાં છે.

ત્યાંથી આગળ જતાં કુતુબમિનાર આવે છે. ચઢતાં હિંમત હારી જઈએ એટલી ઉંચાઈ છે. પરંતુ ચઢયા પછી ખૂબ આનંદ આવે છે. ત્યાંથી ન્યુ દિલ્હી, કિલ્લો, યમુના વગેરે જોવાની ખૂબ મઝા પડે છે. તેની નજીકમાં રાજા દેવનો લોહસ્તંભ છે. તે લગભગ બે હજાર વર્ષનો પુરાતન ગણાય છે. આવો મોટો અખંડ સ્તંભ કઈ ભઠ્ઠીમાં ગાળ્યો હશે અને ત્યાં-શી રીતે લાવ્યા હશે તેની કશીજ કલ્પના કરી શકાતી નથી. પ્રાચીન હિંદુકાળના સર્વાંગવિકાસનો આ અવશેષ જોઈને આપણે દિંગ થઈ જઈએ છીએ.

ન્યુદિલ્હીમાં પહોંચ્યા ત્યાંતો સાંજ પડી ગઈ. દૂરથી જોતાંજ તેની સપ્રમાણ ગોળાકાર બાંધણી ભાત પાડે છે. ત્યાંની દરેક વસ્તુ ભવ્ય છે. એસેમ્બ્લી, નરેન્દ્રમંડળની ઓફિસ, કાઉન્સિલ ઑવ સ્ટેટ, વગેરે જોયાં. જોતાં જોતાં વાઈસરીગલ લોજનાં પ્રવેશદ્વાર સુધી જઈ પહોંચ્યા. પ્રથમ રાઈફલ ટુકડીનો પહેરો, અંદર ઘોડેસ્વાર ટુકડી, પછી આગળ સોલ્જરોનો પહેરો, આટલું ઓળંગીએ ત્યારે મહેલમાં જવાય. અમારા જેવા નાના માણસોથી અંદર ન જ જવાય. અમોને રોકયા બદલ એક જુવાન હિંદી પહેરગીરને ગિલાશયુક્ત ઠપકો આપ્યો, અને એક હિંદી પોતાના વડા હાકેમને મળવા જાય એ વખતે તેને તેનાજ હિંદી ભાઈથી અંતરાય ન કરાય એવો સગપણ દાવો રજુ કર્યો, પરંતુ તે શું કરે ! જવાબ મળ્યો,

"જનાબ, મંય દિલગીર હું. આજ શાગડો લાટ સાબ કલકત્તેસેં આ ગયે હેં, જો નહિ આયા હોતા, તો આપકો જુરૂર બતલાતા, લેકીન અભી તો પ્રાઇવેટ સેક્રે. કી પરવાનગી સિવા કોઇ રાજા મહારાજાભી નહિ જા સકતા." અગોને પારાવાર અફસોસ થયો. ડૉ. ટાગોરે ગીતાંજલિમાં "Why do I ever miss His sight, having the breath touching my sleep? અરે ! જેનો શ્વાસોચ્છ્વાસ મને સ્પર્શે છે, એવા પ્રભુનાં દર્શન કેમ થતાં નથી ? આ જાતનો અફસોસ બતાવ્યો છે. અમોને પણ તેવીજ લાગણી થઈ.

આજે રાત્રે હરદ્વાર જવા નીકળ્યા. આનંદની અવધિ હતી. શા માટે હિમાલયનું આટલું આકર્ષણ છે તે કોઇ સમજતા ન હતા, પરંતુ શ્રદ્ધાભક્તિના અતિરેકયુક્ત કેફભર્યો આનંદ ભોગવતા હતા. જ્યારથી કાકા કાલેલકરનું "હિમાલયનો પ્રવાસ" એ નામનું પુસ્તક વાંચેલું ત્યારથી હિમગિરિનાં દર્શનની ઉત્કટ ભાવના થએલી તે આજે શમશે અને હિમાલય તેમજ ગંગામૈયાનાં દર્શનથી કૃતકૃત્ય થઇશું એવી નિર્ધારણાથી અંતોપાના સર્વે ઇસ્ટ ઇંડિઆ રેલ્વેના પ્લેટફોર્મ પર આવ્યા. આ રેલ્વેનું આ પ્રથમ દર્શન હતું. સુંદર અને સ્વચ્છ ડબ્બા, વધારે ભાગ ઉપલા વર્ગના અને થોડા થર્ડ ક્લાસના. અપૂર્ણ

---

## એલ્યુમિનમ વાસણોના વપરાસથી થતું નુકસાન

---

અર્વાચીન સમયમાં એલ્યુમિનમ ધાતુની શોધ થયા બાદ તે ધાતુના વજનના હલકાપણા તેમજ તેના ગરમીના જલદી વાહકપણાના ગુણોના પરિણામે રાંધવાનાં વાસણો તરીકે તેનો ઉપયોગ દરેક દેશમાં ઘણે અંશે થવા લાગ્યો છે. કેટલાક દેશોમા તેના ઉપયોગનું કારણ પ્રજા વર્ગમાંના અમુક ભાગની આર્થિક નબળી સ્થિતિને આધીન છે, પણ દિવસે દિવસે જેમ તેનો વપરાસ રાંધવાનાં વાસણો તરીકે વધતો ગયો તેમ તેમ તેના ઉપર જુદી જુદી જાતના ખોરાકોની થતી અસર રસાયણિક દૃષ્ટિએ નહિ પણ ખુલ્લી આંખે નજરે પડતી ગઈ; જેના પરિણામે જમાનાના વિજ્ઞાનશાસ્ત્રીઓએ બારિકાઈ અને ચોકસાઈથી તેનાં કારણોની પ્રયોગદ્વારા તપાસ કરવા માંડી અને એવા નિર્ણય પર આવ્યા કે જે અસરો ખુલ્લી આંખે જોવામાં આવે છે તે ખોરાકના ધાતુ પર થતી રસાયણિક ક્રિયાના પરિણામે

થએલું ઝેર છે અને તેથી તેવા ખોરાકનો ઉપયોગ કરનાર વ્યક્તિઓનાં કરુણાજનક રીતે મરણ પણ નીપજ્યાં છે. ખરી રીતે તપાસતાં આમાંના ઘણા બનાવોમાં આ ધાતુનાં વાસણો રાંધવા માટે વપરાય છે તેથીજ નહિ પણ તે વાસણોનો ઉપયોગ રાંધેલા ખોરાકને આઠથી બાર કલાક સુધી સાચવી રાખવા માટે કરવામાં આવે છે તેનુંજ ઉપર જણાવેલ પરિણામ છે. આ રીતે ઉત્પન્ન થએલા ઝેરની અસર કેટલાક માણસોમાં ધીમે ધીમે અને કેટલાકમાં જલદી થએલી જોવામાં આવી છે.

વાસણની સપાટી ગમે તેટલી સારી પોલીશ કરેલી હોય તોપણ થોડો વખત પસાર થયા પછી જો તેને ધોળા લુગડાના કકડાથી લુછવામાં આવે તો કકડો ગંદો બની જાય છે ને તે હવાથી ધાતુ પર થયેલી અસરની સાબીતી આપે છે.

કેટલીક વખત ફળફળાદિના રસ બહુ મંદ તેજાબ હોવાથી ધાતુ પર અસર નહિ કરતો હોય તેવી સામાન્ય માન્યતા પ્રચલિત છે, પણ તે અનુભવે ભૂલભરેલી માલમ પડી છે. જ્યારે ફળફળાદિને ઍલ્યુમિનમના વાસણમાં બાફવામાં આવે છે ત્યારે વાસણ વધારે સ્વચ્છ અને ચકચકિત બનેલું જણાય છે. આ પરિણામ ફળફળાદિની અંદર રહેલા ગીરા લીંબુના યા તો દ્રાક્ષના રસ જેવા મંદ તેજાબની ધાતુ પર થતી રસાયણિક ક્રિયાને લઈને નીપજે છે ને આ રીતે બનેલો રસાયણિક મિશ્રપદાર્થ ખોરાકમાં ભળી જાય છે ને તેને ઝેરી બનાવે છે. કેટલાક ક્ષારો જેમનાં મંદ દ્રાવણ જો ઍલ્યુમિનમ વાસણમાં ભરવામાં આવે તો વાસણ અંદરની બાજુથી કાળું પડી જાય છે તેમજ અંદરની બાજુમાં ધાતુને ફોલ્લા પડયા હોય તેવું જણાય છે. આ બધાં ચિન્હો પણ ઝેર ઉત્પન્ન થયાની નિશાની છે. બાઈસિકલનાં ઍલ્યુમિનમ પૈડાં પણ દરિયાકિનારાના દેશોમાં કટાઈ ગએલાં તેમજ ખવાઈ ગએલાં જોવામા આવે છે.

ઉપર જણાવ્યા મુજબ જ્યારે ખોરાકમાં રહેલાં તત્ત્વો વાસણો પર અસર પેદા કરે છે, ત્યારે તે વાસણોનો ઉપયોગ ફક્ત પાણી ઉકાળવામાં, દૂધ ગરમ કરવામાં ને વસ્તુઓને તળવામાંજ કરવો તેજ ઇચ્છનીય અને સલાહભરેલું છે.*

મનુભાઈ મુલુકચંદ પરીખ

---

* 'હેલ્થ ઍન્ડ વેલ્થ' નામના માસિકના લેખ પરથી

# ટ્રેનિંગ સંસ્થાઓના નવા અભ્યાસક્રમની શારીરિક કસરતો

મૂળભૂત સિદ્ધાંતો—

(૧) શારીરિક કસરતનો સમય, મર્યાદા અને હેતુઓ
(૨) શિક્ષણપદ્ધતિ
(૩) કલ્પનાશક્તિનો ઉપયોગ
(૪) અનુકરણ અને આજ્ઞાથી શિક્ષણ
(૫) સંગીતનો ઉપયોગ
(૬) પુનરાવર્તન
(૭) પ્રાઇમરી લેસન્સ (મૂળભૂત પાઠો) કસરતો
(૮) ચપળતાવર્ધક અને આનંદદાયક કસરતો-હીલચાલો
(૯) વ્યૂહરચનાઓ (વર્ગની ગોઠવણીઓ)

### નાનાં બાળકો માટેની કસરતો (પ્રાસ્તાવિક)

૫ થી ૭ વર્ષનાં બાળકોને પોતાની સામાન્ય રમતો અને ચેષ્ટાઓમાંથી પુરતી કસરતો મળી રહે છે, જ્યાં તેમને માટે શારીરિક તેમજ માનસિક ખીલવણી માટે રમતો વગેરે પ્રવૃત્તિને કામે લગાડવી અને અંકુશમાં રાખવી ફાયદાકારક છે. તે એવી રીતે કે તેમના સુખ અને આનંદમાં વધારો થાય અને શરીર અને મન ચપળતાપૂર્વક કેળવાય, જેથી તેમની બુદ્ધિ વધે, ઝડપથી પ્રત્યુત્તર આપી શકે તેમજ શારીરિક અને માનસિક સ્થિતિ સુધરે ?

(૧) શારીરિક કસરતનો સમય.—

નાનાં બાળકોને ૧૫ થી ૨૦ મિનિટ

ચપળતાપૂર્વકની હીલચાલ, તેમજ તેમના શરીરની સ્થિતિમાં વારંવાર ફેરફાર અગત્યનો છે.

શારીરિક કસરતમાં શિક્ષણનો હેતુ.—

૧. ચપળતા, સ્વતંત્ર ક્રિયા અને અણધારી દિશામાંથી એકાએક અપાતા હુકમોના પ્રત્યુત્તરને ઉત્તેજન આપવું.

૨. શરીરની હીલચાલો, જેવી કે વાળવું, કૂદવું ચાલવું વગેરે; અને તે રીતે પછીના વર્ગોમા તેને કસરતની જરૂર ન પડે અથવા ઘણી થોડી જરૂર પડે.

૩. દરેક હીલચાલમાં શરીર હલકું અને કમાનની માફક ઉછળતું રહે.

૪. સ્વપ્રવૃત્તિને ઉત્તેજન આપી શ્વાસોચ્છ્વાસની ક્રિયા એટલે લોહીભ્રમણની ક્રિયાને વેગ આપવો; તેમ કરીને શરીરના વિકાસને મદદ આપવી અને તંદુરસ્તી સાધવી.

૫. આનંદી, સુખી, નિડર અને સ્વતંત્ર જુસ્સો કેળવવો.

## (૨) શીખવવાની પદ્ધતિ. —

ચપળતા અને સ્વતંત્ર ક્રિયાની તાલીમ વખતે શિક્ષણ કેવી રીતે આપવામાં આવે છે તેમજ બાળકોને જે જાતનું કામ આપ્યું હોય તેનો કેવો પ્રત્યુત્તર મળે છે તે ખાસ આધારરૂપ ગણવું જોઈએ.

આજ્ઞાઓનો ઉપયોગ વહેલો થાય એ પ્રચ્છવા યોગ્ય છે અને તેની સાદી આજ્ઞાઓનો પ્રત્યુત્તર એકદમ મળવો જોઈએ.

સૌથી અગત્યની ધ્યાન આપવા જેવી બાબત એ છે કે બધાં બાળકો એકીસાથે ક્રિયા શરૂ કરે અને એકીસાથે બંધ થાય, જેમકે દોડવું, કૂદવું, દોરડું કૂદવું, બેસવું, ઉભા થવું વગેરે.

ઇશારા પ્રમાણે કામ કરવાનું બાળકોને ઘણું ગમે છે, તેમજ અણધારી બાબત ઝડપથી કરવાનું બહુ ગમે છે. આવું કામ દરેક બાળકના સ્વતંત્ર કામને માટે સારી તાલીમ આપે છે.

એકજ સ્થળ, એકજ નાયક, એક જાતનુંજ કામ, પછી શું કરવાનું છે તેની પુરેપુરી માહીતી–'સમજ'–એ એકંદર પાઠની અસરને માટે મોટી અસર ઉપજાવે છે.

શરીર ઝટ વળે તેવું અને ચપળ બને એવું બનાવવા માટે જેમાં શક્તિનો છુટથી વ્યય થાય એવી કસરતો–દોડવું, કૂદવું, બેસવું વગેરે આપવી. જેમ બને તેમ ઊંચા કૂદે તેમ કરવું.

નાનાં બાળકો આવી જાતની હીલચાલોથી થાકે એમ નથીજ. એમની હીલચાલો ઉપર બંધન રાખવું જોઈએ નહિ.

દાખલા તરીકે, હાથનો ઉપયોગ, શરીરનું સમતોલપણું સાચવવામાં કરે તો વાંધો નહિ. થોડીવાર આરામ આપવો હોય તો બેસી જાય કે સુઈ જાય; તેમની સ્વભાવિક સ્થિતિમાં અંતરાય લાવવો નહિ, પણ આવી રમતની અટકો વારેવારે કરવી નહિ, અને હોય તો તેનો ઉપયોગ રમતની ગોઠવણ કરવામાં કે સમજુતી આપતી વખતે અથવા તો દોડવા–કૂદવા અથવા નાચનાં પગલાં લેવામાં કરવો. પછીથી સંગીત અથવા ગીત ગાવાનું હોય તે તેઓ સાંભળે તેમ કરવું. પાઠમાં જે કસરતો આવતી

હોય તેનો મુખ્ય હેતુ સામાન્ય ચપળતા અને ગતિ અથવા હીલચાલમાં વધારો થવો એ જોઈએ.

બાળકો યોગ્ય દિશામાં પ્રયત્ન કરે તે સાધવા માટે દરેક બાળકની સમક્ષ દરેક ગતિ અથવા હીલચાલનો મુખ્ય હેતુ શો છે તે તેમની આગળ રજુ કરવો જોઈએ.

કસરતો કોઈ એકને જો વધારે અઘરી લાગતી હોય તો કાંઈ વાંધાપડતું નથી. જો અઘરી લાગતી હશે તો તેઓ બરાબર કરી શકશે નહિ, પણ તે કરવાનો યત્ન કરવામાં તેમને જે તાલીમ આપવાની છે તે મળી રહેશે.

## ઉભા રહેવાની સ્થિતિઃ—

સરળતાથી કુદરતી સ્થિતિમાં ઉંચા થઈ ટટાર ઉભા રહે તેમ શીખવવું. આ સ્થિતિ ચપળતા અને તૈયારીની છે. તેમાં કોઈ જડપણું કે દબાણ કે ખેંચાણ હોવું જોઈએ નહિ "બને તેટલા ઊંચા થાઓ." આ હુકમ આપણે જે માગીએ છીએ તે સાધ્ય કરશે. "ઘુંટણ પાછળ" આ હુકમ પણ બાળકો અમલમાં મૂકી શકશે. માથું-ઊંચું-ખભા નીચા-ખભા પાછળ-આંગળાઓ નીચી, આવા હુકમોથી ઇચ્છવા યોગ્ય પરિણામ આવે છે. બાળકોની શાળામા શારીરિક કેળવણીનો મુખ્ય મુદ્દો શરીરની સારી સ્થિતિ-' પોઝીશન ' નો વિકાસ કરવાનો છે.

પહેલા ધોરણમાં-"એટેન્શનનો" હુકમ આપવો. તે વખતે બાળકો બરાબર હાલતમાં ઉભા રહે. એડીઓ જોડાએલી રાખે એ જોવું જોઈએ. આ સ્થિતિમા લાંબો વખત ઉભા રાખવા નહિ.

દરેક પાઠની શરૂઆતમાં એકાદ વખત હુકમ આપવો. પણ તેની પહેલાં નીચલા હુકમો આપવા ઇચ્છવા યોગ્ય છે. જેમકે "પગ-પહોળા" ( કૂદો ) "ટટાર થાઓ," "પગ ભેગા-કૂદો" અથવા તો તેવી મતલબના હુકમો આપવા. શિક્ષકે સામાન્ય મદદ આપવી, અને ઝડપથી બીજા પાઠ ઉપર જવું. આ સ્થિતિનો મહાવરો વધારે વાર કરાવવો.

શરૂઆતમાં દોડવા કૂદવામાં ચોક્કસ તાલબદ્ધ ગતિ સાધવામાં પ્રયત્ન કરવો નહિ. આ ગતિઓનો મુખ્ય મુદ્દો યત્ન વડે હલકાપણું, કમાનતી માફક શરીર ચપળ થાય અને તે દ્વારા કસરત આપવાનો છે. અમુક તાલબદ્ધ ગતિમાં અંકુશનું તત્ત્વ રહેલું છે. નાનાં બાળકો પાસે આટલું ઇચ્છવું એ વધારે પડતું છે. વળી દરેક બાળકની શક્તિમાં તફાવત હોય અને જો એકદમ તાલબદ્ધ ગતિનું તત્ત્વ દાખલ કરવામાં આવે તો ઘણા વિદ્યાર્થીઓને તે અંકુશ સમાન થઈ પડે છે. છૂટથી દોડવું, કૂદવું એમાં છૂટ

શબ્દનો અર્થ એ છે કે દરેક બાળક તેના પોતાના સમયમાં ગતિ કરે. પછીથી પણ દોડવા કૂદવામાં પણ તાલબદ્ધ ગતિ દાખલ કરવામાં આવે ત્યારે પણ હીલચાલ કરવા માટે છૂટ રહેવી જોઈએ.

રમતો ગમે તેટલી સાદી હોય તોપણ બાળકો જ્યાંસુધી રમતના નિયમો સમજે નહિ અથવા તે પ્રમાણે વર્તી શકે નહિ ત્યાંસુધી નિયમબદ્ધ રમતો, દાખલ કરવી નહિ.

શ્વાસોચ્છ્વાસની શક્તિ વધે તેના મુખ્ય ઉપાય તરીકે ફેફસાંઓને જેમાં વધારે કાર્ય કરવું પડે તે જાતનું જોસદાર કામ સોંપવું એ છે. બાળકો નાકથી શ્વાસ લે તેવી સમજ આપવી–આ બાબતમાં શાળાના બાળકોમાં ખામી જણાય તો તેના ઉપર ખાસ ધ્યાન આપવું અને દાક્તરી તપાસ કરાવવી.

---

## અરડૂસી

સંસ્કૃતમાં અરડૂસીને વાસા કહે છેઃ–અરડૂસી એ એક દિવ્ય ઔષધ છે. આયુર્વેદે તો એનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે, પરંતુ એલોપથીની દવાઓમાં પણ અરડૂસીનું સ્થાન મોખરે છે.

**वासायां विद्यमानायामाशायां जीवितस्य च**
**रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति ॥** [વૈદ્યજીવન]

[ અરડૂસીનું અસ્તિત્વ હોવા છતાં જેના જીવનની આશા છે એવા રક્તપિત્તી ( જેના શરીરમાંથી લોહી પડતું હોય તે દરદી) અને ક્ષય તથા ખાંસીથી માણસ શા સારૂ પિડાય છે ? ]

આ શ્લોકમાં અરડૂસીની સાચી પ્રશસ્તિ આપેલી છે. એ ઉપરાંત કમળો, તાવ, શ્વાસ (દમ), પ્રમેહ, કુષ્ટ, ગુલ્મ, મૂત્રાઘાત સંધિવા વગેરે રોગો ઉપર પણ તેનો ઉપયોગ હિતાવહ ગણવામાં આવ્યો છે. આયુર્વેદમાં તેનાં વિવિધ અંગોમાંથી અનેક રીતે ઔષધ તૈયાર કરવાની વિધિ બતાવવામાં આવી છે.

અરડૂસી અનેક ઠેકાણે થાય છે, અને જ્યાં થાય છે ત્યાં જુથનાં જુથ થાય છે. તેનાં પાન લીલાં કચ્ચ જેવાં હોય છે અને છેક ઉપરની ટોચો ઉપર ધોળાં ફૂલ આવે છે. આ વનસ્પતિનો આખો છોડ દવા તરીકે કામ આવે છે; પરંતુ મોટે ભાગે તેનાં પાનજ વપરાય છે. કેટલીક વનસ્પતિઓ તો લીલીજ વાપરવી જોઈએ એવો આયુર્વેદનો આદેશ છે. તેમાંની અરડૂસી પણ એક છે. તાજી અરડૂસીનો તાજો રસ ક્ષય, ખાંસી, રક્તપિત્ત અને દમ ઉપર ચમત્કારી અસર કરે છે. ક્ષય અને

ક્ષુસ્રસીના અસાધ્ય રોગીઓને કેવળ અરડૂસીના રસથી ફાયદો થયાના દાખલા મોજુદ છે.

गुडूची कुटजो वासा कुष्माण्डश्च शतावरी ॥
प्रयोक्तव्या सदैवार्द्रा द्विगुणा नैव कारयेत्—॥

[ગળો, કડાછાલ, અરડૂસી, ભુરું કોળું અને શતાવરી હંમેશાં લીલાંજ વાપરવાં અને છતાં તેમની બેવડી માત્રા ન કરવી.] શાર્ઙ્ગધર.

આવી દિવ્ય અને સિદ્ધ ઔષધિ આપણે આંગણે અમાપ પ્રમાણમાં સ્વયં ઊગી નીકળતી હોવા છતાં આપણે તેનો પુરતા પ્રમાણમાં ઉપયોગ કરતા નથી. એજ ચીજના કોથળે કોથળા પરદેશ ચડે છે અને તેમાંથી સિરપ, ટિંક્ચર વગેરે બની આપણા દેશમાં પાછાં આવે છે અને દાક્તરો તે પુષ્કળ પ્રમાણમાં વાપરે છે; પરંતુ તાજા રસમાં અથવા તો તાજા રસમાંથી બનાવેલી દવામાં જે ગુણ છે તે પેલામાં નથીજ હોતો.

અરડૂસીનાં પાન ખાતર તરીકે પણ બહુ ઉપયોગી છે. એ ઉપરાંત ખેતીને બગાડનારાં ઘાસ વગેરેને એ મારીજ નાખે છે.

૧. અરડૂસીનાં પાનનો રસ, કાઢી તેમાં મધ નાખી ઉંમરના પ્રમાણમાં આપવાથી રક્તપિત્ત, તાવ, ઉધરસ, ક્ષય, કમળો વગેરે મટી જાય છે.

૨. અરડૂસી, દ્રાક્ષ અને હરડેનો ક્વાથ મધ અને સાકર નાખી પીવાથી ઉપર જણાવેલા રોગો મટે છે.

૩. અરડૂસી, બેઠી ભોરિંગણી અને ગળોનો ક્વાથ પીવાથી ઉધરસ ને તાવ મટે છે.

૪. ક્ષય તથા કફના કોઈ પણ વિકાર ઉપર ચાટણ તરીકે વાસાવલેહ ઉત્તમ છે.

૪. અરડૂસીનું હિમ (અરડૂસીને કચરી રાતે પાણીમાં પલાળી રાખી સવારે ગાળી લેવું તેને હિમ કહે છે) પાવાથી પણ રક્તપિત્ત અને કફના વિકારો ઉપર ઘણો ફાયદો થાય છે,

૫ વળી અરડૂસીના રસ સાથે હરડે વગેરે કેટલીક ચીજોના વિશિષ્ટ પ્રકારના યોગ બનાવવામાં આવે છે.

૬. વાસાઘૃત, વાસાતૈલ વગેરે પ્રયોગો પણ ઘણાજ હિતકર છે.

૭. અરડૂસીનાં કુમળાં પાન, હળદર અને ગોમૂત્ર વાટીને ચોપડવાથી ચળ મટી જાય છે. બે ત્રણ વખત ચોપડવું.

૮. પેશાબ બહુ મુશ્કેલીએ ઉતરતો હોય ત્યારે અડૂસીના મૂળનો ક્વાથ પીવાથી સારો ફાયદો થાય છે.

૯. લોહીવામાં મૂળનો રસ ઉપયોગી છે.

૧૦ અર્શમાં અરડૂસીના પાનની લૂગદી કરી મૂકી શેક કરવાથી દુઃખ નરમ પડે છે.

કેટલાંક ચૂર્ણો, કવાથો, ગોળીઓ અને રસોમાં બીજાં દ્રવ્યો સાથે અરડૂસીનો ઉપયોગ થાય છે. આયુર્વેદમાં તેને ભિષકમાતા એટલે વૈદ્યની માતા એવું નામ આપ્યું છે તે યથાર્થ છે. બીજી કોઈ રીતે નહિ તો કેવળ અરડૂસીનાં પાન ચાવીને ખાવાથી પણ આગળ ગણાવેલા રોગોમાં અવશ્ય ફાયદો થાય છે.

આવી અમૂલ્ય દિવ્ય ઔષધિ ઘેરઘેર ઉગાડવી જોઈએ. તુલસી અરડૂસી જેવી વનસ્પતિનો ઉપયોગ હમેશાં લાભજ કરે છે અને તે ગમે તેને હાથે વપરાય જેથી કંઈજ નુકસાન થતું નથી.

**વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ**

---

## જાહેરખબર

મિસિસ માસ્ટર સીવણ ભરત ફંડના વ્યાજમાંથી ઇનામ માટે ખેડા જિલ્લાની નામદાર સરકારે માન્ય કરેલી સઘળી પ્રાથમિક કન્યાશાળાઓમાં ભણતી બાળાઓએ બનાવેલા શીવણ ભરતના નમુનાનું ચોથું પ્રદર્શન ભરવાનું છે. માટે તેવા નમુનાઓ તા. ૧૫ મી ઓક્ટોબર ૧૯૩૬ પહેલાં સિનિઅર આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને નડિઆદ મુકામે મોકલી આપવા.

(૧) નમુનાઓ બાળાઓએજ બનાવેલા જોઈએ.

(૨) નમુનાઓ બાળાઓએ બનાવેલા છે તેવું પ્રમાણપત્ર બે સદ્‌ગૃહસ્થોનું મોકલવું.

(૩) નમુના મોકલવા લઈ જવાનો ખર્ચ નમુના મોકલનારને શીર છે.

(૪) નમુનાઓ મોકલે તે સાથે તેનું લિસ્ટ નીચે મુજબ મોકલવું.—

નંબર. નમુનાનું નામ. ધોરણ. તૈયાર કરનારનું નામ.

દરેક નમુનાપર કાગળનું લેબલ ચોડવું, જેમાં સ્વચ્છ અક્ષરે કાળજીપૂર્વક નમુનો, બનાવનારનું નામ, ધોરણ, તથા નિશાળ લખવાં.

(૫) એકંદરે બે ઇનામો છે. તેમાં પહેલું રૂ. ૧૦) નું તથા બીજું રૂ. ૫) નું છે.

ગવર્નમેન્ટ હોસ્ટેલ,
બી બ્લોક
સિનિઅર આસિસ્ટંટ ડેપ્યુટી
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની
ઓફિસ, નડિઆદ.

N. L. Brahmchari,
સિનિઅર આ. ડે. એ. ઈ. ખેડા
ને
એક્સ ઓફિશિઓ સેક્રેટરી,
"મિસિસ માસ્તર સોઈંગ ને એમ્બ્રોઇડરી પ્રાઈઝ ફંડ".

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | સાહિત્યદર્શન ત્રીજું (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | એ. એન. શાહ | એમ. બી. તલાટી, બુકસેલર, પોપ્યુલર હાઇસ્કૂલ અમદાવાદ | ૧—૨—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | નવયુગ ભૂગોળમાળા—દુનિયાનું પ્રથમ દર્શન—પુસ્તક બીજું યુરોપ અને ઉત્તર અમેરિકા (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | જે. આર. જોગલેકર અને મિ. કે. ટી. શેઠ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૫—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્ય-પુસ્તક તરીકે |
| ૩ | ,, પુસ્તક ત્રીજું દક્ષિણ દુનિયાના ખંડો (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, |
| | | | ,, | ૦—૮—૦ | ,, |
| ૪ | ગુજરાતી-સાહિત્ય પ્રવેશ પુસ્તક ૧ (સને ૧૯૩૬ ની પહેલી આવૃત્તિ) | સી. સી. શાહ | | ૧—૨—૦ | ,, |
| ૫ | સાહિત્યરત્ન ભાગ ૩ (સને ૧૯૩૫ ની સુધારેલી ૧૪ મી આવૃત્તિ) | આઈ. પી. ખાનસાહેબ અને નરહરિલાલ ટી. | આઈ. પી. ખાનસાહેબ અને નરહરિલાલ ટી. ગોપીપુરા, સુરત | ૧—૧૨—૦ | ,, |
| ૬ | ઇંગ્લાંડનો ઇતિહાસ અને રાજ્યબંધારણ (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | એમ. એમ. ધોળકીઆ | મોહનલાલ દામોદર મહેતા રાજકોટ | ૧—૧૨—૦ | ,, |
| ૭ | હિંદનો સંપૂર્ણ ઇતિહાસ (સને ૧૯૩૫ ની છઠી આવૃત્તિ) | એમ. એમ. પોટા | એમ. સી. કોઠારી, રાવપુરા, વડોદરા | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | ભરતખંડનો ઇતિહાસ સાર (સને ૧૯૩૫ ની સુધારેલી ૩૧ મી આવૃત્તિ) | એલ. એલ. વ્યાસ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ નાણાવટ, સુરત | ૦—૧૩—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં પાઠ્ય પુસ્તક તરીકે. |
| ૯ | સરળ આરોગ્યશાસ્ત્ર (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | પી. બી. ગોહિલ અને ડી. એચ. જોશી | મેસર્સ એમ. વકીલબ્રધર્સ, ગોધરા | ૦—૮—૦ (કાગળનું પુંઠું) ૦—૧૦—૦ (પુઠાનું પુંઠું) | ,, |
| ૧૦ | ભરતખંડનો સંક્ષિપ્ત ઇતિહાસ (,,) | એમ. એમ. દ્વિવેદી | મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ ભાગાતળાવ, સુરત | ૦—૧૨—૦ | ,, |
| ૧૧ | સિંધ પ્રાંતની સહેલી ભૂગોળ (,,) | એ. એચ. લઘુ અને મિ. ડી. કે. ભટ્ટ | રીલાયન્સ સ્ટોર્સ, કરાચી | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્ય-પુસ્તક તરીકે |
| ૧૨ | સરળ દેશીનામું અને વ્યાજ (,,) | એમ. એચ. શાહ અને એમ. ડી. પટેલ | મેસર્સ ડી. એમ. જે. બ્રધર્સ સાંચાપીપળી, નડિઆદ | ૦—૬—૦ | ,, |
| ૧૩ | શાળોપયોગી ભૂગોળમાળા મણકો ૨ મુંબઈ ઇલાકો (સને ૧૯૩૫ ની ૯ મી આવૃત્તિ) | પી. વી. દેસાઈ | પોપટલાલ મગનલાલ ગજ્જરાવાળા, ગાંધીરોડ, અમદાવાદ | ૦—૫—૦ | ,, |
| ૧૪ | ગુજરાતના ઇતિહાસના સહેલા પાઠો (૧૯૩૫) | બી. જે. અફુડ અને જે. ઓ. કાનુગા | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૪—૦ | ,, |
| ૧૫ | વિદ્યાર્થી ગણિત ભાગ ૧ (ત્રીજી આવૃત્તિ) | સી. બી. ભટ્ટ | સી. બી. ભટ્ટ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ | ૦—૮—૦ | ,, |
| ૧૬ | પ્રાથમિક શાળાનો ગણિત શિક્ષક (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૧૭ | સરળ ઇતિહાસમાળા મણકો બીજો—હિંદ અને મુસલમાનો | ડી. એમ. દોશી | મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ સુરત | ૦—૬—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | અંતરનાં અજવાળાં ( સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ ) | જે. સી. ચોધરી | ,, | ૦—૫—૦ | ,, |
| ૩૩ | કુતરાની કહાણી ( ,, ) | આર. એન. શાહ | ,, | ૦—૫—૦ | ,, |
| ૩૪ | મરવી ગુજરાત ( ,, ) | આર. જે. જોશી | ,, | ૦—૭—૦ | ,, |
| ૩૫ | જગતના જંગલમાંથી ( ,, ) | પી. જી. બક્ષી | ,, | ૦—૫—૦ | ,, |
| ૩૬ | ઘર દિવડો (સને ૧૯૩૫) | શારદાપ્રસાદ વર્મા | યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત | ૦—૭—૦ | ,, |
| ૩૭ | વેપાર વીરો ( ,, ) | ,, | ,, | ૦—૪—૦ | ,, |
| ૩૮ | રાજકથા ( ,, ) | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૩૯ | તારામંડળ ( ,, ) | ,, | ,, | ૦—૩—૦ | ,, |
| ૪૦ | હીરાધર સાથીઆપોથી (પહેલી આવૃત્તિ) | હસમુખ પંડિત | હીરાધર કાર્યાલય, સુરત | ૦—૭—૦ | ,, |
| ૪૧ | શ્રીકૃષ્ણમંજરી માળા ભાગ પહેલો ( પહેલી આવૃત્તિ ) | ઈંદુમતી એચ. દેસાઈજી | મીસીસ ઈંદુમતી એચ. દેસાઈજી, દેસાઈજીની વાડી, ભરુચ | ૧—૪—૦ | છોકરીઓની માધ્યમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીની લાયબ્રેરી તરીકે |
| ૪૨ | શિક્ષણ ગ્રંથમાળા ભાગ પ્રાથમિક ધોરણ ૧ (૧૯૩૫) | જી. એમ. દેસાઈ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત | ૧—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે |
| ૪૩ | ,, ,, ,, ૨ ( ,, ) | ,, | ,, | | ,, |
| ૪૪ | ,, ,, ,, ૩ ( ,, ) | ,, | ,, | | ,, |
| ૪૫ | ગણિત ,, ૨ ( ,, ) | ,, | ,, | | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૬ | ,, ,, ૩ ( ,, ) | ,, | ,, | ૧—૮—૦ | ,, |
| ૪૭ | ,, ,, ૪ ( ,, ) | ,, | ,, | | ,, |
| ૪૮ | ભૂગોળ ,, ૨-૩ ( ,, ) | ,, | ,, | | ,, |
| ૪૯ | શ્રીગુરુ લીલામૃત (જ્ઞાનકાંડ) | એ. એન મોદી | અમૃતલાલ નાથાભાઈ મોદી બાળમંદિર, રાયપુર, અમદાવાદ | ૧—૮—૦ | માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૫૦ | અવધુતી આનંદ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૪—૦ | ,, |
| ૫૧ | ભૂગોળ શિક્ષણક્રમ (સને ૧૯૩૫ ની ૫ મી આવૃત્તિ) | ડ. બી. નાયક | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૪—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૫૨ | ગુજરાત પ્રાંત ચાણા જિલા સાથે (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | એમ. ક. પટેલ | મેસર્સ ડી. એમ. જે. બ્રધર્સ સાંથપીપળી, નડિઆદ | ૦—૪—૦ | ,, |
| ૫૩ | નવીન અંકગણિત ( ,, ) | એન. બી. બુચ, એસ. એન. બુચ અને એચ. સી. પીમાણી | એન. બી. બુચ, નાગરવાડા, વડફળીઆ, જુનાગઢ | ૧—૦—૦ | માધ્યમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૫૪ | અંકગણિત શિક્ષક ( ગુજરાતી ધોરણ બીજા માટે ) (૧૯૩૨) | ... | મેસર્સ એસ. પી. બ્રધર્સ, બુકસેલર, જૈન મંદિર પાસે, જામનગર | ૦—૪—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૫૫ | સચિત્ર નવીન ભૂગોળ ( સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ ) | એમ. એચ. ચોકશી | એમ. એચ. ચોકશી, એલિસબ્રિજ, અમદાવાદ | ૦—૪—૦ | ,, |

( અંગ્રેજીમાં સહી ) એન. એ. કાદરી
ફોર એજ્યુ. ઇન્સ. એન. ડી.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૧-૬-૩૬ ના પત્ર નં. ૨૬૨૫ માં કરેલી સૂચનાનુસાર. )

# ઇનામપત્રક

## સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| કઠોર | બાઝુપરાવાળા નેમચંદ છગણચંદ શાહે | ૧૦—૮—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| કુદીઆણા | ગં. સ્વ. ધનબાઈ દાનસિંહે પોતાના સદ્‌ગત પુત્ર ઉદેસિંહ દાનસિંહના પુન્યાર્થે | ૧૦—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વલસાડપારડી | શેઠ નાથાલાલ ખુમચંદ શેહારીની પેઢી તરફથી | — | મિઠાઈ વહેંચી. |
| વાપી | શા. ચીમનલાલ હરખચંદે | ૭—૦—૦ | કન્યાશાળામાં કુવાલ તથા મિઠાઇ વહેંચી. |
| | દેગામના શા. ગુલાબચંદ ગંડુનજીએ | ૩—૦—૦ | ગરબાગાનારી બાળાઓને પ્યાલાં વહેંચ્યા. |
| | વલસાડના સ્વર્ગસ્થ શેઠ નાથાલાલ ખુમચંદની વિધવા બાઇ ગંગાબેને | ૧૬—૦—૦ | બાળાઓને વાડકીઓ વહેંચી. |
| હોન્ડ | મિ. છોટુભાઈ પરાગજી દેસાઇએ | ૪—૧—૯ | ગરીબ બાળકોને ચાલતી ચોપડીઓ આપી. |
| | મિ. ગુલાબભાઈ છીકાભાઈ દેસાઈ એ | ૪—૬—૬ | પાસથનારછોકરા-છોકરીઓને વાચનમાળાની ચાલતી ચોપડીઓ વહેંચી. |
| ભગોદ | રીટાયર્ડ શિક્ષક મિ. પરાગજી દાઉભાઈ દેસાઈએ | ૫—૪—૦ | ચવાણું વહેંચ્યું. |
| | " " | ૨૩—૦—૦ | હામોનિયમની હાથપેટી લાવી આપી. |
| કાલીઆવાડી | વૈદરાજ મગનલાલ મથુરદાસ પરેલે | ૩૦—૦—૦ | બાળાઓને જમાડીતથા પિત્તળના પ્યાલા સાકર ભરીને આપ્યા. |
| કુદીઆણા | ગં. સ્વ. ધનબાઇ દાનસિંહે | ૭—૪—૦ | ૨૯ શુક્રવાર સુધી ચણા વહેંચવા માટે આપ્યા. |
| સરભોણ | ગામલોકોએ | ૩૫—૦—૦ | મિઠાઇ, ચોપડીઓ, |
| | જ્યુબીલી કમિટીએ | ૧૦—૦—૦ | કપડાં, તથા જ્યુબીલી |
| | મિ. કુંવરજી દયાળજી દેસાઇએ | ૫—૦—૦ | મહોત્સવના અંગે શેરા- |
| | વેપારીવર્ગ તરફથી | ૭—૦—૦ | ની પ્રાર્થના અંગે વાપરવા માટે આપ્યા. |

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

૫૦ જયાના પત્રો
૫૦ ચોર્યાશીનું ચક્કર
૫૫ બલિદાન
૫૦ મા
૫૦ કાકી
૫૦ અર્ધાંગના
૫૦ દરેક સ્ત્રી વાંચે
૫૦ ભવાટવી
૬૪ વાતનું વતેસર
૬૪ સામાજિક વાતો
૬૪ રટવનું શાસ્ત્ર
૬૪ ફોઈ
૬૪ સુખી ઘર
૬૪ રઝીઆ બેગમ
૬૪ સ્ત્રીશક્તિની રમુજી વાતો
૬૪ ભલી ભાભી
૬૪ માંદગી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર થએલાં છે.

સ્ત્રી શક્તિ સુરત.

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકના રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનીઓર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે પરંતુ તેમાં કમિશન કે વટાવ લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઇપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૩૫ અને ૧૯૩૬ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે તે મોકલી આપવા નહિ તો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે. તંત્રી

પુસ્તક ૭૫] [અંક મ્યુનિ૦ નાગરદાસ રઘુનાથદાસ બૉ૦ સ્કૂલ, પોસ્ટ કાલબાદેવી-મુંબઈ. Registered No. B. 43.

સપ્ટેમ્બર
સને ૧૯૩૬

# ગુજરાત શાળાપત્ર



તંત્રી
એચ. ટી. ઘોઘારી, બી.એ., એસ. ટી. સી. ડી.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫ ] સપ્ટેમ્બર ૧૯૩૬ [ અંક ૯


પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર

( ગતાંક પૃષ્ઠ ૩૧૨ થી ચાલુ )

હવે જુના અને નવા માનસશાસ્ત્રીઓના મતો વચ્ચેના બીજા ભેદ જોઈએ.

જુના માનસશાસ્ત્રીઓ પ્રેરણાનું ક્રિયાત્મક સ્વરૂપ ધ્યાનમાં લે છે. પ્રેરણાત્મક હલનચલન, પ્રેરણાત્મક વર્તન એ સંબંધી તેઓ વિવેચન કરે છે, પરંતુ પ્રેરણાત્મક દર્શન અથવા તેની લાગણી તેઓ ગણતા નથી. નવા માનસશાસ્ત્રીઓએ પ્રેરણા અને લાગણી જોડેનો સંબંધ શોધ્યો છે. તેમજ પ્રેરણા અને જ્ઞાન સાથેનો સંબંધ પણ તેમને જણાયો છે. પ્રેરણા તે મનોવ્યાપારને વલણ આપનાર છે. જુના માનસશાસ્ત્રીઓ જાણવું, લાગવું અને ઇચ્છવાની ક્રિયાઓને જુદે નામે ઓળખતા હતા અને નવાને મતે જાણવાનાં અંશ ઉપર નકામો ભાર મૂકતા હતા.

નવા માનસશાસ્ત્રીઓ માને છે કે માનસિક ક્રિયાઓનું પ્રધાન અંગ ઇચ્છા છે ને બીજાં એ ગૌણ છે. સ્વારક્ષ સાચવવું અને અસ્તિત્વમાં

રહેવું એ બે મનનાં મુખ્ય કાર્ય છે. જાણવાના, લાગવાના અંશો ઇચ્છાના અંશના સહકારી છે.

જુના મગજના ભાગોને ખસવાને પરિણામે ગાંડપણ આવે છે એમ માનતા હતા. નવાને મતે માનસિક ક્રિયાનું યંત્ર તે સજીવ અને સમગ્ર રૂપે છે. મગજ ખસવા સાથે ચિત્ત પણ ખસે અને માનસિક સ્વસ્થતાને અભાવે મગજમાં પણ ખોડ જણાય છે, એટલે કે આ બન્ને એકબીજાના ઉત્પાદક નથી, પણ ત્રીજી વસ્તુનાં સહચારી પરિણામો છે. જન્મથીજ ગાંડા માણસનું માનસયંત્ર અને શરીરયંત્ર એવું અવ્યવસ્થિત હોય છે કે પ્રેરણાઓ એકબીજા સાથે સંવાદથી કાર્ય કરી શકતી નથી અને પરિણામે મનનું સમતોલપણું જતું રહે છે અને ઘેલછા આવે છે.

જુના માનસશાસ્ત્રીઓના મત પ્રમાણે ક્રિયાના હેતુ તે પ્રેરણાજ છે. એ પ્રેરણા કાં તો જન્મથીજ મેળવેલી હોય અથવા જન્મથી મળેલી પ્રેરણાનું રૂપાન્તર વિકાસ વગેરે થઇને બનેલું હોય. નવા માનસશાસ્ત્રીઓ પ્રેરણા ઉપરાંત ક્રિયાનો પ્રબળ હેતુ સ્વેચ્છા છે એમ માને છે એટલુંજ નહિ, પરંતુ ઇચ્છાશક્તિનું કાર્ય નિશ્ચિત છે એ મત તરફ વધારે ઢળે છે. વ્યક્તિનું હાલનું માનસ અને પરિસ્થિતિ એ બન્ને મળી તે વ્યક્તિ કેવું વર્તન કરશે તેનો નિર્ણય કરે છે.

નવું માનસશાસ્ત્ર ક્રિયાઓને આવેગના ચિહ્નો જેવી નિશ્ચિત અને ચોક્કસ માનતું નથી. ક્રિયાના હેતુ તરીકે ગમે તે પ્રકારની પ્રેરણા હોય છે એમ તે માને છે. સ્વસત્તાની પ્રાથમિક પ્રેરણા વિકાસ પામી આત્મભાનનો મનોભાવ બને છે અને સ્વેચ્છાપૂર્વક કરેલાં કાર્યોના હેતુરૂપ થાય છે. આ પ્રમાણે પૂર્વજોના સંસ્કાર, પછીની પરિસ્થિતિ અને મનુષ્યની ઇચ્છાશક્તિ એ ત્રણ વસ્તુઓ મનુષ્યનું ચારિત્ર્ય ઘડે છે. સંસ્કારને પોષવા કે તેનો નાશ કરવો એ પરિસ્થિતિ કરી શકે છે, તે ઉપરાંત માણસ પોતાની ઇચ્છા પ્રદર્શાવી શકે છે. છેવટનો નિર્ણય દરેક વ્યક્તિ દરેક પ્રસંગે જાતે કરે છે, એટલે છેલ્લો આધાર તો ઇચ્છાશક્તિ પર જ છે, છતાં મનુષ્ય ઇચ્છાશક્તિ કેવી વાપરશે તે તેના સંસ્કાર અને પરિસ્થિતિ પરથી બંધાએલી ટેવ પર આધાર રાખે છે, અને સારી ટેવો બાંધવાનું મુખ્ય સાધન તે ઉછેર છે; એટલે આ ત્રણ તત્ત્વોથી બનેલા ચારિત્ર્યને અમુક સ્વરૂપ આપવાનું ઘણુંજ સામર્થ્ય પરિસ્થિતિમા છે. એ પરિસ્થિતિ શ્રેષ્ઠ બનાવવી, સારા વર્તનના દાખલા પ્રત્યક્ષ તેમજ વાચનમાં આપવા અને શિક્ષણમાં

સહવર્તનનું માહાત્મ્ય તેને સતત મળે, એ જરૂરનું છે તથા ખોટી ટેવ ન પડવા દેવા માટે કાળજી રાખવી એ પણ આજ કારણથી આવશ્યક છે.

માનસશાસ્ત્ર પ્રમાણે મનુષ્યનું સમસ્ત માનસિક જીવન કેવળ એની મૂળ પ્રવૃત્તિઓ અને સામાજિક પરિસ્થિતિઓના દ્વંદ્વદ્વારા સંગઠિત અને શાસિત થાય છે. મનુષ્યની એવી પ્રવૃત્તિઓ અને ઇચ્છાઓ જો એના સામાજિક આદર્શો તથા પરિસ્થિતિઓને અનુકૂળ નથી થતી તો તે દબાઈ જાય છે અને મનના અજ્ઞાત ભાગમાં ચાલી જાય છે, અને એ વિસ્મરણનો પ્રભાવ ચેતનમાં જણાતો નથી છતાં એ દબાએલી ઇચ્છા વાસ્તવિક રીતે નાશ પામતી નથી. એનું નિવાસસ્થાન અજ્ઞાત મનમાં બને છે અને મનુષ્યની જાણ વગરજ તેનાં કાર્યો પર પોતાનો પ્રભાવ પાડયા કરે છે. આ પ્રમાણે અજ્ઞાત મન એક ક્રિયાશીલ અને સમર્થ શક્તિ બને છે, પરંતુ આ વિસ્મૃત અને દબાએલી ભાવનાઓ અને એની પાસેની ક્રિયાઓને સાધારણ રીતે ફરીથી વિચારમાં લાવી શકાતી નથી. આથી એક વિશેષ પદ્ધતિની જરૂરિઆત રહે છે અને આ પદ્ધતિનેજ પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર કહે છે.

માનસિક પ્રવૃત્તિઓ હેતુપૂર્વક હોય છે, છતાં દરેક પ્રવૃત્તિમાં તે હેતુનું સ્પષ્ટ અને પૂર્ણ જ્ઞાન પ્રથમથી હોય એમ હોતું નથી. ગળું સાફ કરવા આપણે ઉધરસ ખાઈએ છીએ; પરંતુ આ ક્રિયામાં હેતુ બહુ સામાન્ય રીતેજ આછો. આછો અગાઉથી નક્કી કરેલો હોય છે. આ ઉપરથી જણાશે કે ચેતનપ્રવૃત્તિ તે એક પછી એક ઉત્પન્ન થતી મનોદશા માત્ર નથી; પરંતુ અમુક હેતુઓ સિદ્ધ કરવા માટે જાણતાં કે અજાણતાં ચાલી રહેલા વ્યાપાર છે. આ હેતુ કેટલાકને મતે વ્યક્તિ અને જાતિનું સંરક્ષણ છે, પણ તે ઉપરાંત બીજા ઉચ્ચ હેતુ પણ હોઈ શકે છે. હવે શરીરની બધી ક્રિયાઓ જેમ જગતમાં રહેલી શક્તિના આવિર્ભાવ માત્ર છે, તેમ મનની ક્રિયાઓ પણ અમુક પ્રકારની શક્તિનો આવિર્ભાવજ છે. એને ચેતનાશક્તિ કહી શકાય. આ ચેતનાશક્તિ પ્રાથમિક પ્રેરણાઓ વિકાસ પામવાથી આગળ જતાં બાહ્ય જગતને અનુકૂળ સ્વરૂપ ધારણ કરે છે.

કોઈ પણ હેતુ સિદ્ધ કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ ત્યારે ચેતનાશક્તિનો વ્યય થાય છે. ગળું સાફ કરવા ઉધરસ ખાઈએ તેમાં પણ શક્તિનો વ્યય બહુ ઓછા પ્રમાણમાં પણ થાય છે ખરો. આ ઉપરથી મન અથવા ચેતનનો અર્થ એવો કરવાનો નથી કે તેમાં માનસિક વ્યાપારોનો સરવાળો હોય અથવા તે સર્વ સાથે મૂકવાથી થતી ચાલુ એકતા

હોય; પરંતુ તે એક વ્યક્તિ છે જેમાં નિરંતર ફેરફારની પ્રવૃત્તિ ચાલુ રહેલી છે, જેની એકતા પ્રવૃત્તિની એકતામાં રહેલી છે અને જેમાં સાતત્ય તથા ચેતનશક્તિ રહેલાં છે. આ પ્રમાણે મન તે જીવંત વસ્તુ છે કે જે પોતાની શક્તિના વ્યય વડે પોતાનામાં રહેલું ચૈતન્ય પ્રકટ કરે છે અને એ પ્રકટીકરણ તે ચેતનાવસ્થાનું સ્વરૂપ ધારણ કરે છે; પરંતુ ચેતનાવસ્થા માત્રથી મનની ઘટના થતી નથી. ચેતનાવસ્થા તે મનોવ્યાપાર છે પણ તે મનોવ્યાપારનો એક પ્રકાર છે. ઘણાએ માનસિક વ્યાપારો એવા છે કે જેનું આપણને ભાન હોતું નથી અને જીવનપર્યંત તે આપણી જાણમાં આવતા નથી. એટલે ચેતનાવસ્થા પણ ઘણી વાર એક મોટી અવસ્થાના વિભાગ તરીકે દેખાય છે, એટલે અજ્ઞાત માનસિક વ્યાપારો અને જ્ઞાત ચેતનાવસ્થા મળી મન થાય છે. આ પ્રમાણે મનનો અજ્ઞાત વિભાગ સ્વીકારવો પડશે કે જેનું બળ અગાઉ જોઈ ગયા તે પ્રમાણે જ્ઞાત ચેતનાવસ્થા કરતા નવ ગણું છે. ચેતનાનો વ્યાપાર ભૂત કે ભવિષ્ય કાળ સાથે નહિ પણ વર્તમાન કાળ સાથે છે, કારણ કે જે વખતે તે વ્યાપાર ચાલે છે તે વખતે ભૂત અને ભવિષ્ય વર્તમાનમાં ખડાં થઈ મનોવ્યાપારના વિષયો બને છે. મનોવ્યાપારો એક સાંકળની કડીઓ જેવા નથી. દરેક મનોવ્યાપાર તે પાણીમાં આવતાં મોજાં સરખો છે. જેમ એક મોજું બીજામાં પરિણામે છે તેમ એ વ્યાપારોનું છે. એક વ્યાપાર બીજાથી અમુક સ્થળે જુદો પડી શકતો નથી, જો કે વાસ્તવિક રીતે મનોવ્યાપારોને મોજાં સાથે પણ સરખાવી શકાય તેમ નથી, કારણ કે મોજાં મનોવ્યાપારોની સરખામણીમાં સ્થૂલ છે અને ઇન્દ્રિયગમ્ય છે. મનોવ્યાપારો ઇન્દ્રિયગમ્ય નથી. તે બે સપાટી પર વહી રહેલા છેઃ એક ઉચ્ચ સપાટી અને બીજી નીચલી સપાટી. ચેતનાની આગળ સ્પષ્ટ હોય તે વ્યાપાર ઉપલી સપાટીના અને જે પૂર્ણપણે ન સમજાય તે નીચી સપાટીના. આ નીચી સપાટીના વ્યાપારો ઉંચી સપાટીના વ્યાપારો માટે ખેડક પુરી પાડે છે; મતલબ કે દરેક ચેતના જે સ્થિતિમાં છે તે નીચલી ચેતનાના પરિણામે હોય છે. ઉપલી અને નીચલી ચેતના ઉપરાંત એક મનોવ્યાપારનો પ્રકાર એવો છે કે તે ચેતનાનું સ્વરૂપ ધારણ કરતો નથી અને તે સંબંધી મન કેવળ અજ્ઞાત રહે છે. આને સૌથી નીચલી સપાટીનો મનોવ્યાપાર કહીએ. આ પ્રમાણે મનપ્રદેશના સાધારણ રીતે ત્રણ વિભાગો બને છેઃ પહેલો વિભાગ સામાન્ય કે જાગરિત ચેતના અથવા જ્ઞાતચેતનાવસ્થા છે જેમાં આપણને આપણા બધા વિચારોનું જ્ઞાન રહે છે. બીજો વિભાગ અર્ધજાગૃત ચેતના અથવા અલ્પજ્ઞાત

ચેતનાવસ્થા છે જેમાં બની ગએલી ઘટનાઓની સ્મૃતિ હોય છે. આ અવસ્થાના બધા વિચારો યોગ્ય અવસર પ્રાપ્ત થતાં અથવા એ ઘટનાની સાથે સંબંધ રાખવાથી કોઈ બીજી વસ્તુનું જ્ઞાન થવાથી સ્મૃતિ, ચેષ્ટાદ્વારા તરત જાગી ચેતનાવસ્થામાં આવી જાય છે. ત્રીજો ભાગ એ છે કે જે એકંદર ચેતનાશૂન્ય છે, મતલબ કે વ્યક્તિને જેમાં અણુમાત્ર પણ આભાસ હોતો નથી તે અજ્ઞાત કે અજાગૃત ચેતનાવસ્થા કહેવાય છે. જ્યાંસુધી પૃથક્કરણશીલ માનસશાસ્ત્રની પદ્ધતિદ્વારા એકાદ વિશેષ ક્રિયાત્મક શક્તિને ઉત્તેજિત કરીને એનો પડદો ઉંચકાય નહિ ત્યાંસુધી મનના આ ગહન વિભાગ વિષે કંઈ પણ માહિતી મળી શકે નહિ.

મનના જે વિભાગને આપણે એકદમ અજ્ઞાત કહીએ છીએ તે ફક્ત જ્ઞાતચેતનાવસ્થાની અપેક્ષાએજ અજ્ઞાત છે. બાકી બાળક જ્યારે જગતમાં જન્મે છે ત્યારે એની પાસે આ અજ્ઞાત વિભાગ સિવાય કંઇજ હોતું નથી. મનના આ પ્રાથમિક આધારમાં ફક્ત પ્રારંભિક પ્રવૃત્તિઓ તથા મૂળ પ્રેરણાઓ સિવાય બીજું કાંઈ હોતું નથી, જો કે પોતાની નિવૃત્તિ કે સંતોષને માટે બધી ભેગી થઈને કોઈ વ્યક્તિત્વ કે અહંતાનું રૂપ લેતી નથી. અજ્ઞાત મન જ્ઞાતચેતનાવસ્થાની માફક જો કે જુદું વ્યક્તિત્વ કદી ધારણ કરતું નથી, તોપણ જન્મ પછી બાહ્યજગતના સંબંધમાં આવીને મનોવિકાસના પ્રારંભકાળમાંજ અજ્ઞાત મનનો એક અંશ સંપૂર્ણ અજ્ઞાત મનથી પોતાનું છુટાપણું કરી લે છે અને મનુષ્યનો આજ અંશ વ્યક્તિત્વ કે અસ્મિતાને ગ્રહણ કરી લે છે. આ એની અહંતા બનીને તમામ પ્રાકૃતિક વાતાવરણ જોડે પોતાનો સંબંધ સ્થાપિત કરે છે. આને એક પ્રકારનો આત્મબોધ કહીએ કે જેનીદ્વારા જીવ પોતામાં સ્વત્વનો અનુભવ કરે છે. અપૂર્ણ

---

## કિન્ડરગાર્ટન શિક્ષણની સંસ્થાઓ માટે બાળસ્વભાવનો અભ્યાસક્રમ

### (૧)

૧. શિશુશાળાની જરૂરિઆત.

૨. શિશુશાળા કેવી રીતે ચલાવવી.—

(૧) સ્વાતંત્ર્યની અગત્ય.

(૨) રમત.

(૩) શિશુનું ધ્યાન ખેંચનારી પહેલવહેલી બાબતો.

(૪) આત્મસંયમનની ટેવની અગત્ય. કેવી રીતે તે ટેવ કેળવી શકાય અને તેનો કેવી રીતે રોધ થાય.

(૫) પદ્ધતિસર કેળવણીનું સ્થાન.

(૬) શિસ્ત અથવા શિક્ષાનું સ્થાન.

(૭) શિશુશાળા અને પ્રાથમિક શાળાના બાળવર્ગમાંની પદ્ધતિઓમાં તફાવત.

**૩. શિશુશાળાનો સરસામાન—સાહિત્યો વગેરે.**

**૪. આદર્શ શિક્ષકનાં લક્ષણ.**

**૫. આનુવંશિક સંસ્કાર અને પરિસ્થિતિ.—**

આનુવંશિક સંસ્કાર અને પરિસ્થિતિથી ઉત્પન્ન થએલાં લક્ષણો કે વલણો પૂરરૂપે કે તે દૃઢ કરવામાં શિશુશાળાએ આપેલો હિસ્સો.

**૬. સહજવૃત્તિઓ.—**

(૧) તેમની કેળવણીની દૃષ્ટિએ અગત્ય.

(૨) તેનાં ખાસ લક્ષણો.

(૩) સહજવૃત્તિ અને સહજ વલણ વચ્ચેનો તફાવત.

(૪) મૂળભૂત સહજવૃત્તિઓ.—

તેનો પ્રથમથીજ પ્રાદુર્ભાવ અને તેનો કેળવણી સાથેનો સંબંધ.

(૫) બીજી સહજવૃત્તિઓ.

**૭. ટેવો.—**

(૧) તેની અગત્ય.

(૨) તેને કેવી રીતે કેળવવી.

**૮. બાળકની લાગણીઓનો વિકાસ.—**

જુદી જુદી ઉંમરે તે લાગણીઓનું સ્વરૂપ અને તેમાં થતા ફેરફાર.

**૯. બાળકનો માનસિક વિકાસ.—**

(૧) છેક બચપણથી તેની સ્વાભાવિક વૃદ્ધિ.

(૨) યાદદાસ્ત.

(૩) નકલ.

કેળવણીની શરૂઆતથીજ નાટ્યપ્રયોગની અગત્ય.

(૪) તર્કબુદ્ધિ.

( ૨ )

દરેક તાલીમ લેતા શિક્ષકે તાલીમ લેવાના બે વરસ દરમિઆન દરેક પસંદ કરેલા (દરેક શિક્ષકે જુદું જુદું બાળક પસંદ કરવું.) બાળક સંબંધી વિગતવાર હકીકતપત્ર રાખવું. અવલોકન માટે નીચે રેખાત્મક હકીકત આપી છેઃ—

૧. **ગૃહ અને પરિસ્થિતિઃ—**
   ગૃહ ઘણું ગરીબ છે કે સાધારણ સ્થિતિનું છે;
   આરોગ્યશાસ્ત્રના નિયમોની છેક અવગણના કરવામાં આવી છે
   કે મોટે ભાગે તે પાળવામાં આવ્યા નથી.
   બાળકને જોઈએ તેટલું પોષણ મળે છે કે કેમ.
   તે માતાની લગભગ પાકટ અવસ્થાએ જન્મ્યું છે કે કેમ,
   અને તે એકજ દીકરો, દીકરી છે કે કેમ, જો એમ હોય તો પરિણામે
   ખાસ કયાં લક્ષણોવાળું છે.
૨. **બાળકનામાં શારીરિક માનસિક કે નૈતિક કોઈ આનુવંશિક** વલણ છે કે. તેવાં વલણને ઉત્તેજન આપવું કે દાબી દેવાં, અને તેમ કરવા માટે કયા ઉપાયો કામે લગાડવા.
૩. **બાળકનું શરીરઆરોગ્યઃ—**
   શારીરિક ખોડની નોંધ રાખવી, તે દૂર કરવા અથવા તેની અસર ઓછી કરવા કયા ઉપાયો લીધા.
૪. **બાળકની તંદુરસ્તીનું માસિક નોંધપત્રક.**
૫. **નીતિની ખોડ અને તે સુધારવા લીધેલા ઉપાયો.**
૬. **બાળકમાં અવલોકેલી પ્રધાનરૂપ સહજવૃત્તિઓ.** આ વૃત્તિઓને કેળવી દેવના રૂપમાં ફેરવવા અથવા તો યોગ્ય દિશામાં વાળવા લીધેલાં પગલાં.
૭. **વધારે ધ્યાન ખેંચનારી બાબતો**—રસની લાગણીને ઉત્તેજન આપવા અને તેનો વિકાસ કરવા લીધેલાં પગલાં.
૮. **બાળકની લાગણીમૂળ પ્રવૃત્તિ.**
૯. **બાળકની સમાજગત પ્રવૃત્તિ.**
૧૦. વરસ દરમિઆન બાળકના ધ્યાન અને વર્તનમાં થએલા ફેરફાર.

૧૧. એક વરસના અભ્યાસ પછી બાળકની **પ્રગતિનો તોલ,** અને તેણે પ્રાપ્ત કરેલી **ટેવો.**

૧૨. બાળકના માતપિતાની **સલાહ લેવા** અને તેમને **સલાહ આપવા માટે** લીધેલાં **પગલાં.**

૧૩. સૂચના અને સલાહનો સ્વીકાર કરે એવી **માતપિતાની વૃત્તિઓ.**

બીજા વરસનો અભ્યાસ, પહેલા વર્ષના સંબંધમાં આગળ ચાલુ. જો મળી આવે તો તેનું તેજ બાળક પસંદ કરવું. જો તેમ ન બને તો તેજ ઉમરના બીજા બાળકને પસંદ કરવો.

**નોંધઃ**––વિગતવાર હકીકત પછીના અંકોમાં અનુક્રમે છાપવામાં આવશે.

## ઇનામો

શાળાઓમાં ઇનામો ને સ્થાન છે! એ પ્રશ્ન કેળવણીકારો આગળ ઉપસ્થિત થાય છે. આ પ્રશ્નનો ઉત્તર 'હા'માં આવે તો બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે તેને કયું સ્થાન અપાય. ઇનામોથી બાળકોમાં હલકા પ્રકારની લાગણીઓ ઉશ્કેરાય છે. ઇનામની આશા બાળકને લોલચુ બનાવી દે છે. પોતાને બદલે કોઈ બીજો ઇનામ લઈ જાય તો લાલચને લીધે ઈર્ષા ઉશ્કેરાય છે. આમ ઇનામની લાલચ બીજા ન ઇચ્છવા જોગ દુર્ગુણ ઉત્પન્ન કરે છે એટલુંજ નહિ પણ બાળકોનું ધ્યેય પણ તે બદલી નાખે છે. જ્ઞાન ને કેળવણી ઉપરથી તેનું લક્ષ ઉઠી જાય છે અને ઇનામ ઉપર તેની દૃષ્ટિ ચોંટે છે. તે ભણવાની ખાતર ભણવાનું ભૂલી જઈ ઇનામની ખાતર ભણતું થઈ જાય છે. નીતિની દૃષ્ટિએ આ સ્થિતિ બહુ ઇચ્છવા જોગ નથી. આથીજ કેળવણીકારો ઇનામની પ્રથાને વખોડી નાખે છે.

આ ઇનામ આપવાની રીતમાં પણ એક મોટો દોષ આવી જાય છે. એથી ઘણી વખત એકના એક બાળકનેજ ઇનામો મળે છે અને તેથી ઉપર કહેલા દોષોને પુષ્ટિ મળે છે. ઇનામ મેળવનાર કાં તો લાલચુ બની જાય છે કે કાં તો બેદરકાર બની જાય છે ને બીજાઓની અદેખાઈનું કેંદ્ર બને છે. સાધારણ અને વાર્ષિક પરીક્ષાપદ્ધતિના બધા ગુણદોષ એને લાગુ પડે છે. એ ઉપરાંત ઇનામની લાયકાત ગણવામાં આપણે બીજી પણ એક ભૂલ કરીએ છીએ. સાધારણ રીતે વર્ગમાં કે ધોરણમાં સૌથી વધારે માર્ક મેળવનારને આપણે ૧ લો આવેલો ગણીએ છીએ ને તેનેજ

ઇનામને લાયક ઠેરવીએ છીએ. આ યોગ્ય નથી. માનસશાસ્ત્ર આપણને કહે છે કે બાળકોમાં કેટલીક સહજ શક્તિઓ હોય છે, ને કેટલીક પ્રયત્નસિદ્ધ હોય છે. હવે સહજ શકિતઓ ઉપર બાળકનો કાબુ હોતો નથી, એટલે એ સહજ શકિતના પ્રભાવે મેળવેલા ગુણુ માટે એકને ઇનામ ને બીજાને નામોશી આપવી એ યોગ્ય નથી. સહજ શક્તિઓ ઇશ્વરદત્ત છે. માબાપ તરફથી વારસામાં પણ તેનો કેટલો ભાગ મળે છે. આથી આ શક્તિના પ્રતાપે બાળકને ઇનામ યોગ્ય ગણાવો ઇષ્ટ નથી; પરંતુ યત્નશક્તિનો જે બાળક વધારેમાં વધારે ઉપયોગ કરે તેને ઇનામને લાયક ગણવો જોઇએ. અમુક વિદ્યાર્થી તેજ વર્ગના બીજા વિદ્યાર્થીઓના પ્રમાણમાં સુંદર કામ કરતો હોય, તેમ છતાં પણ તે પોતાની યત્નશક્તિનો જોઇએ તેટલો ઉપયોગ ન કરતો હોય એ બનવાજોગ છે. જોકે પોતાની સહજ શક્તિઓના પ્રભાવે તે ઓછા યત્ને પણ વધારે માર્ક લઈ આવે છે ને હાલની પદ્ધતિએ પ્રથમ આવે છે પણ તે પોતાની યત્નશક્તિનો પુરેપુરો ઉપયોગ કરતો નથી. વસ્તુતઃ તે સુંદર કરતાં ઉચ્ચ પ્રકારનું વધારે સુંદર કામ કરવાને શક્તિમાન હોય છે, પણ ઓછા યત્નને લીધે તે સુંદર પરિણામેજ અટકે છે, જ્યારે બીજો એક વિદ્યાર્થી ઓછી સહજ શક્તિવાળો છે પણ તે પોતાની યત્નશક્તિના અણુએ અણુનો ઉપયોગ કરે છે, છતાં તે પેલાના જેવું પરિણામ લાવી શકતોજ નથી, કારણ કે માણસમાત્રની શક્તિને કુદરતી હદ હોય છે. આને લીધે પોતાની શક્તિનો પુરેપુરો વ્યય કર્યા છતાં પણ પેલા સહજશક્તિના વારસાવાળા વિદ્યાર્થી જેટલા ગુણુ તે મેળવી શકતો નથી. આ બેમાંથી ઇનામને લાયક કોણ વધારે છે તેનો નિર્ણય કરવાનો વાચકને સોંપું છું.

રા. રણજીતભાઇ દેશાસ્ત્રી

---

## ઘરપાઠ

---

પ્રાથમિક શાળાઓમાં કામ કરતા સઘળા શિક્ષકો ઘરપાઠ શબ્દનો અર્થ સ્હેજે સમજી શકે તેમ છે. તે માટે વિસ્તૃત સમજુતી આપવાની જરૂર નથી, છતાં આ બાબતમાં હાલ આપણી શાળાઓમાં કઈ ઢબથી કામ લેવામાં આવે છે તથા ઘરપાઠ સંબંધમાં આદર્શ શો હોવો જોઈએ એ એક વિચારવા જેવો પ્રશ્ન છે.

આવા ઘરપાઠ કયા વિષયના આપવા તેમજ કેવી રીતે તથા કેટલા પ્રમાણમાં આપવા એ એક મહત્વનો સવાલ છે. ઘરપાઠનો અર્થ વર્ગમાં શિખવાડેલુંજ ફરીથી ગણી લાવવા આપવું એમ થવો જોઈએ નહિ. આવી માન્યતા જે કોઈ ધરાવતું હોય તે તેનો અર્થ સમજતા નથી અગર તેઓ એઠેલું ગળવા જેવું કરે છે એમ માનવાને કારણ મળે છે. ઘરપાઠનો ખરો અર્થ એ છે કે શિક્ષકે વર્ગમાં જે જે શિખવાડેલું હોય તે ઉપર તેના જેવુંજ પણ તેજ નહિ એવું બીજું લખાણ કે જેની અંદર શાળાના વર્ગમાં શિખેલા સિદ્ધાન્ત ઉપર વિચાર કરી તે ઘર આગળથી ગણી લાવવાનું હોય. આથી વિસ્તૃત અર્થ કરીએ તો જે કામ શિક્ષકે વર્ગમાં શીખવવા શરૂ કરેલું હોય અને જે સમય પુરો થઈ જવાથી તે દિવસે અધુરૂં રહી ગએલું હોય તેવું કામ, શિક્ષકે વર્ગમાં બતાવેલી પદ્ધતિ પ્રમાણે, ઘર આગળથી પુરૂં કરી લાવવા જણાવવામાં આવે તો એવા કામને ખરેખરી રીતે ઘરપાઠ કહેવો જોઈએ.

શિક્ષકોએ ઉપર જણાવેલી રીત અનુસાર ઘરપાઠ આપવા ખાસ વિચાર કરવાની જરૂર છે. હાલ જે જે ઘરપાઠ આપવામાં આવે છે તેની અંદર થોડોઘણો ફેરફાર કરવામાં આવે તોપણ બાળકોને ઘણો લાભ થવા સંભવ છે. ત્રણ ધોરણ સુધીનાં બાળકોને તો ઘરપાઠ બીલકુલ આપવા જોઈએ નહિ ઉપરનાં ધોરણોમા પણ ઘર પાઠ આપતી વખતે મોઢેથી અમુક હિસાબ ગણી લાવવા જણાવવાને બદલે તેઓ બરાબર લખી શકે તે માટે શિક્ષકોએ તેવું બધું કામ વર્ગના પાટીઆપર સારા અક્ષરથી લખવું જોઈએ. આમ થવાથી બાળકોએ શું કરી લાવવાનું છે તેનો સ્પષ્ટ-
+ ખ્યાલ તેમને આવશે. વળી ઘરપાઠ સોંપતાં શિક્ષકોએ બાળકોની ઉત્સુકતા ઉત્પન્ન કરવી જોઈએ કે જેથી તેઓ તેમને સોંપેલું કામ હોંસથી જાતે કરી લાવે. વળી ઘરપાઠ માટે સોંપેલું કામ કેવી રીતે કરવું તે બાબત પણ વર્ગ સમક્ષ કંઈક સૂચન પણ આપવું, જેથી તેઓ સમજીને કામ કરતા થઈ શકે. આમ છતાં પ્રાથમિક શાળાઓમાં ૪૫ મિનિટથી વધુ સમય ઘરપાઠ માટે બાળકોને કામ કરવું ન પડે તેવા પાઠ શિક્ષકોએ આપવા. સામાન્ય રીતે (૧) બેજ ઘડીઆ અગર બેજ ગણિતના દાખલા અગર બેજ મુખગણિતના હિસાબ રીત સાથે બાળકો સારા અક્ષરથી સફાઈ સાથે ગણી લાવે તેમ સૂચના કરવી. (૨) ચાલેલા પાઠમાંથી ત્રણ ચાર સવાલના જવાબ આપવા અગર ત્રણ ચાર વાક્યમાં ખાલી જગાએ યોગ્ય શબ્દ મૂકી તે ફરીથી લખી લાવવા અગર ચાલેલા પાઠ અગર કવિતામાંથી એકાદ વાર્તા પોતાની ભાષામાં લખી લાવવા

આપવી. (૩) ચાલેલા પાઠમાંથી ૭ સાત શબ્દ સારા મરોડદાર અક્ષરમાં લખવા અગર એકાદ ચિત્ર પાડી લાવવા આપવું. (૪) આ ઉપરાંત ઇતિહાસ અગર ભૂગોળમાંથી પણ શીખવેલા સિદ્ધાન્ત ઉપરથી કાર્યકારણ સંબંધ ધરાવતી એકાદ હકીકત વિચાર કરવા આપવી.

ઉપર પ્રમાણે શિક્ષકોએ બાળકોને આ અગર બીજું તેમની વયના પ્રમાણમાં તેઓ જાતેજ ઘર આગળ કોઈની મદદ લીધા સિવાય કરી શકે તેટલું જ કામ સોંપવું. તેમજ શિક્ષકોએ બીજા દિવસે શાળામાં આવી વર્ગનું કામ શરૂ કરતાં પહેલાં શરૂઆતની દશ પંદર મિનિટમાં ઘરપાઠ તપાસી લેવા તેમજ આપેલા ઘરપાઠ સંબંધમાં પ્રત્યેક બાળકને તેમજ જરૂર જણાય ત્યાં સમૂહમાં જરૂરી સૂચના કરવા ખાસ યત્ન કરવા. શિક્ષકો જે જે કામ વર્ગમાં તપાસી શકે તેટલુંજ કામ ઘર આગળથી બાળકોને તેમણે આપવું એ સિદ્ધાન્ત ફરી ફરીને શિક્ષકોને કહેવાની જરૂર નથી. થોડું પણ સંગીન કામ કરવા બાળકોને પ્રેરવા એજ તેમની પ્રાથમિક ફરજ છે. આમ કરવાથી બાળકો ઉત્સાહથી તેમજ સારા મરોડદાર હરફમાં સફાઈથી શાળામાં તેમજ ઘર આગળ કામ કરવા ટેવાશે. જે શાળામાં આ પ્રમાણે કામ થતું ન હોય તે શાળામાં આવા ઘરપાઠ આપવાથી કોઈ અર્થ સાધી શકાય તેમ નથી. ઉપર પ્રમાણે ધગસથી શિક્ષકો કામ કરે છતાં પણ ઘરપાઠની સફળતા વાલીઓના સહકાર પર છે એ બાબત ભૂલી જવી ન જોઈએ. જો વાલીઓ બાળકોને સોંપેલું કામ તેઓ ઘર આગળ બરાબર કરે છે કે નહિ તેની તપાસ રાખે તથા તે કરવા તેઓ તેમને પ્રેરે તેમજ તેમને બીજા ઘરના કામમાં ન રોકતાં છૂટા કરી બાળકોને કામ કરવા માટે જરૂરી સગવડ આપે તો તેઓ ઘણું કરી શકે તેમ છે. આ માટે શાળાના શિક્ષકોએ વાલીઓ સાથે સમાગમમાં આવી શકાય તેમજ એકબીજાની મુશ્કેલીઓ જાણી લઈ એકત્ર વિચાર કરી શકાય તે માટે વાલીદિન વર્ષમાં એક બે વખત ઉજવવા જોઈએ. તેમજ જ્યારે જ્યારે કોઈ વાલી શાળામાં આવે ત્યારે પણ તેમના બાળક સંબંધી બધી બાબતથી તેમને વાકેફ કરવા જોઈએ. ઉપર પ્રમાણે વાલીઓના સહકારથી તેમજ શિક્ષકોની યોગ્ય પદ્ધતિ તથા ઉત્સાહથી શાળાની પ્રગતિ સાધી શકાય તેમ છે એ નિર્વિવાદ છે.

મણિભાઈ શામળદાસ શાહ
એડ. ઓફિસર—નડિઆદ

# નર્મદા નદીનો નવો પુલ



ડિસેમ્બર ૧૯૩૫ ની ૨૦ તારીખે આ નવો પુલ નામદાર મુંબઈ ઇલાકાના ગવર્નર સાહેબે ખુલ્લો મૂક્યો છે. બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેનો મોટો અંતરાય આ નવા પુલથી દૂર થઈ જાય છે. આ રેલ્વે લાઈન નાખ્યા પછી આજ સુધી ટકી રહેલો પુલ જુનો અને નિર્બળ થયો હતો. એ એટલો નિર્બળ હતો કે ૫ મિનિટે એક માઇલ જેટલી ધીમી ઝડપે રેલગાડી દોડી શકતી.

આ નવા પુલની લંબાઈ ૧ માઈલ છે. એનું કાર્ય ઉપાડવાનું સાહસ દેશના ઇજનેરી સાહસિકોનું એક ઉજ્જ્વલ કાર્ય છે, અને તે પુરેપુરું યશસ્વી નીવડયું છે. કેટલીક મુશ્કેલીઓ વચ્ચે આ પુલની યોજના હાથમાં લેવામાં આવી હતી. ભવ્ય પુલો બાંધનાર બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેએ આ એક સુંદર ઉમેરો કર્યો છે.

આપણા દેશની વિશાળ નદીઓ ઉપરના વિશાળ પુલોની યોજના જુદી જુદી છે, છતા તે પુલો જુદા જુદા સંજોગોમાં બંધાયા છે. દરેકની પાછળ તેની લાક્ષણિક મુશ્કેલીઓ અને વ્યક્તિગત સ્થિતિઓ અસ્તિત્વ ધરાવે છે જ. હુગલી પરનો પુલ અને સિંધુ પરનો કાલાબાગ પાસેનો પુલ એ કરતાં આ જુદી વસ્તુ છે, અને દરિયાઈ પરનો પુલ એ એ કરતાં તદ્દન ભિન્ન વસ્તુ છે.

આ પુલની પાછળ ૭૫ વર્ષનો ઇતિહાસ છે. ભરુચ પાસેનો નર્મદા નદીનો પુલ એ ઇજનેરી સાહસિકોનું રસપ્રદ પ્રકરણ છે. ભરુચ પાસે નદીના પુલ ઉપર થઈ પસાર થઈ જોવાથી આ કામની ખાતરી આવી શકે. નર્મદા એક મોટી નદી છે એટલુંજ નહિ, પણ તેમાં ભરતી ઓટ આવે છે, અને તેમાય ચોમાસામાં મોટી મોટી રેલો પુષ્કળ કાંપ ઘસડી લાવે છે, અને કોઈક વખતે ભયંકર સ્વરૂપ પકડે છે.

રેલ્વે લાઇનનો નવો પુલ બનાવવામાં આવ્યો છે, તેની પાસે દરીઓ ૨૫ માઇલ દૂર છે. અને ત્યાં ખાડી ૧૩ાા માઇલ પહોળી ગણાય છે. જ્યારે ભરતી આવે છે ત્યારે પુલથી પેલી બાજુ ભરતી ૨૫ માઇલ પહોંચે છે. કોરા દિવસોમાં પણ પાણીનું ઉંડાણ ૨૦ ફૂટ રહે છે. ભરતીના સમયે ૩૦ ફુટ સુધી ઉંડાઈ જાય છે. ત્યાં ૫૦ ફુટ સુધી ઉંડાઈ જાય ત્યારે નદીનો સર્વ પટ પાણીથી છવાઈ જાય છે. રેલથી થાંભલામાં કાદવ જમા થઈ જાય છે. નવો પુલ બાંધવાની યોજના હાથમાં લીધા પછી

જુના પુલમાંની ખામીઓ નવા પુલમાં ન હોય એવી યોજના કરી, એટલે નવા પુલનો પાયો વધુ બળવાન અને વધુ ઉંડાઈએ લઈ જવાની ફરજ પડી; એટલે જુના પુલના સ્તંભ જે ઉંડાઇએ નાખવામાં આવ્યા તે તેનાથી ૨૦ ફુટ વધુ ઉંડાઈએ આ સ્તંભ લઈ ગયા. આથી કાંપ અને રેલથી એને નુકસાન થતું અટકે.

વજનનના સંબંધમાં એમ નક્કી થયું હતું કે થાંભલાઓ દર ચોરસ ઈંચે ૯.૪ ટનના વજનનું દબાણ સહન કરનાર હોવા જોઈએ. જુના પુલના થાંભલા દર ચોરસ ઈંચે ૫.૨૬ ટનના વજનના દબાણવાળા હતા.

ત્યારપછી પુલની લંબાઈ અને તેમાં મૂકવાના થાંભલાની સંખ્યા નક્કી થઈ. થાંભલાની ગોઠવણમાં નદીમાં ચાલતી હોડીઓની સગવડનો ખ્યાલ રાખવામાં આવ્યો છે. આ કારણે નદીની સ્થિતિ ઘણીજ લાભદાયક થઈ છે.

નદીનો પ્રવાહ પુલ નીચેથી સીધો વહે છે. તેને બદલે પુલના થાંભલા સાથે પ્રવાહ કાટખૂણો બનાવી વહે એ સ્થિતિ છે.

બીજા પુલની સરખામણીમાં આ પુલ કદાચ જલદી તૈયાર થએલો લાગે. આ પુલની યોજના કરવામાં ૧૦ વરસ વીતી ગયાં, પણ એની શરૂઆત પછી ઘણીજ ઝડપથી પુલ બંધાયો છે.

નવા પુલનો થાંભલો ડિસેમ્બર ૧૯૩૩ માં નખાયો, અને છેલ્લો થાંભલો તા. ૧૩ મી માર્ચ ૧૯૩૫ ના રોજ નખાયો. એ થાંભલા અને ઉપરનું કામ ૧૬ મહીનામાં પુરૂં થયું, અને છેલ્લી કમાન મે માસ ૧૯૩૫ માં નખાઈ રહી. આમ એક માઇલનો મજબુત પુલ ૨૪ મહીનામાં પુરો થયે, જ્યારે પુરો કરવાની મુદત ૩૯ મહીનાની હતી.

આ પછી તરતજ ભરૂચના પુલની સાથેજ આવેલું ભવ્ય અને સુંદર નવીન પદ્ધતિનું વ્યવસ્થાવાળું સ્ટેશન પણ નવું બાંધવામાં આવ્યું. બી. બી. એન્ડ સી. આઈ રેલવે સ્ટેશનોમાં આ બીજા નંબરનું સ્ટેશન કહી શકાય.

સિંધુના પુલનો બાંધકામ-ખર્ચ ૨૩ લાખ રૂપીઆ, ઈરાવદીના પુલનો ખર્ચ ૨૭ લાખ રૂપીઆ, જ્યારે નર્મદા નદીના નવા પુલનો ખર્ચ ૬૬.૦૪ લાખ રૂપીઆ થયો.

યેરવડા
ઇન્ડસ્ટ્રિઅલ સ્કૂલ,
પુના.

દેવજીભાઈ દીવાવાલા
ગુજરાતી શિક્ષક

# અમારૂં આનંદપર્યટન

( ગતાંક પૃષ્ઠ ૩૩૬ થી ચાલુ )

પ્રથમ કનખલ ગયા, અને ગંગાજીમાં સ્નાન કર્યું. પ્રવાહના ઘણા ફાંટા પાડી નાખવામાં આવ્યા છે, છતાં વહેણનું જોર એવું હતું કે કોઇની અંદર પગ ખોળવાની હિંમત ચાલે નહિ. આસો મહીનો છતાં પાણી પીએ તો દાંત ખોટા પડી જાય એટલા ઠંડા અને નિર્મળ જળનો પ્રવાહ ક્યાંયે જોયો નથી. કનખલ તો વેદના વારાથી પ્રસિદ્ધ તીર્થ ગણાય છે. હજારો વર્ષ વીત્યાં છતાં તે સ્થળ એવુંજ સુંદર છે, અને કશીજ વિકૃતિ થઈ નથી. ધોધ પેઠે પડતો નિર્મળ પ્રવાહ, દૂર સુદૂર ચટ્ટકના ખભાપર ચઢીને ડોકીઆં કરતાં હિમાલયનાં હિમાચ્છાદિત શિખરો—એ દૃશ્ય ખૂબ જોવા છતાં તૃપ્તિ ન થાય તેવું હતું. શિખરો પર બરફ પડવાની શરુઆત થઈ ગઈ હતી. અહીં દક્ષપ્રજાપતિએ યજ્ઞ કર્યો હતો, બધાને આમંત્ર્યા હતા, અને શિવજીની ઉપેક્ષા કરી હતી. શિવજીની ના છતાં પિતાને ઘેર જતાં પુત્રીને આમંત્રણની જરૂર ન હોય એમ માની પાર્વતી ગયાં. તેમનો યોગ્ય સત્કાર ન થયો. પાર્વતી માનભંગ થયાં. મહાદેવના ગણોએ યજ્ઞનો ભંગ કર્યો. આ સ્થાન તે કનખલ.

અહીં ઉત્પન્ન થતા ભાવોનું વર્ણન અશક્ય છે. શું થતું હતું તે સમજાતું નહોતું પરંતુ એક જાતની એવી લાગણી હતી કે માણસ દિગ્મૂઢ અને વિચારસાગરમાં લીન થઈ જાય, અને સ્થાન છોડવું ગમેજ નહિ.

કનખલથી નીકળી ધર્મશાળામાં જઈ જમીને ઋષિકેશ જવા નીકળ્યા. ટ્રેઇન રસ્તે જવાતું હતું છતા હિમગિરિ જોવાની લાલસાથી, તથા સમય બચાવવાની ઇચ્છાથી મોટર રસ્તે ગયા. હિમાલયમાં તો ચાલીનેજ મુસાફરી કરવી જોઇએ, પરંતુ તેટલો સમય ન હતો. ઋષિકેશ, સ્વર્ગાશ્રમ અને લક્ષ્મણઝુલા એ બધું નજીકજ છે. યાત્રિકો ગંગાજળ અહીંથી ભરે છે. વ્યાસજીએ મહાભારતના શ્લોકો અહીં રચેલા અને ગણપતિ પાસે લખાવેલાં, એ આ સ્થાનનો મહિમા છે. એ સિવાય અનેક સંતો માતા જાહનવીને કાંઠે રહીને જીવન ધર્મધ્યાનમાં ગાળે છે. ગંગાજી આ સ્થળે હિમાલયમાંથી બહાર પ્રવેશ કરે છે. લક્ષ્મણઝુલા એ થાંભલા વિનાનો ફક્ત એક બીજી કમાનોને આધારે રહેલો પુલ છે. ચાલતી વખતે એટલો ઝુલે છે કે પડી જશે એવોજ ભ્રમ થાય. કાંઠે કાંઠે ખૂબ ફર્યા. બાબા કાલી-

કમલીવાલાની ઓફિસે ગયા. હિમાલયમાં જનારને આ નામ અપરિચિત હોયજ નહિ. તેમના તરફથી યાત્રાળુ અને ત્યાગીને હરેક પ્રકારની સહાય મળે છે. ગંગાને કાંઠે સેંકડો ત્યાગીઓ રહે છે. તેમને કપડાં અને અનાજ પણ ત્યાંજ પુરૂં પડે છે. કાંઠે કાંઠે ઝાડીમાં એકેકથી દૂર ચુનાના ધાબાવાળી મજબુત ઓરડીઓ છે, તેમાં ત્યાગીઓ રહે છે. સવારે ૧૧ વાગ્યે મોટો ઘંટ વાગે છે, ત્યારે ત્યાં જઈ દરેક સાધુ દાળ, રોટી લઇ આવે છે. આ રીતે આ સંસ્થાએ અનેક સાધકોને સહાય કરી છે, અને હજુ કરે છે. અહીંથી મુકામે જવું કોઇને ગમતું નહોતું, પરંતુ અમો ઘડિઆળની મર્યાદામાં હતા એટલે બીજું શું થાય ? હરદ્વાર પાછા આવી રાત્રે દિલ્હી આવવા રવાના થયા.

દિલ્હીથી નીકળી મથુરા ગયા. હિમાલય વિષે જેટલું વાંચ્યું અને સાંભળ્યું હતું તેનાથી તેની સુંદરતા અનેક ગણી વધારે જણાઇ. એ હિસાબે ગોકુળ, મથુરા, વૃંદાવનમાં પણ નદીતટે કુંજો હશે, સુંદર સફેદ ધેનુઓ ચરતી હશે, વેલીઓ, ઘટાઓ ખૂબ હશે. વળી ગીતગોવિંદમાં લખ્યા પ્રમાણે " છાયાં તમાલો વને," " કુંજે ઘને નિર્જને " એ બધું જોવાનો લાભ મળશે. આવી બધી કલ્પનાઓનો નકશો તૈયાર કરીને એ પ્રમાણે મેળવી જોતા હોઇએ એ રીતે જવા માંડયું, પરંતુ એવું વિસંવાદી દૃશ્ય જોયું કે ઘડીભર આ સ્થળો તે નહિ, એવીજ ભ્રાંતિ થાય. તેમાંયે ગોકુળનો તદ્દન ટેકરા જેવું અને લગભગ ઉજડ હોય તેવું થઇ ગયું છે. વૃંદાવનમાં પણ ક્યાંયે કુંજો નથી. એ ત્રણ મંદિરો બહુજ સારાં છે. ત્યાંના માનમંદિરમાં પ્રાચીન સ્થાપત્ય, શ્રીરંગજીના મંદિરમાં દક્ષિણ હિંદનું વિજયનગરના જેવું સ્થાપત્ય છે. આમ શિલ્પની દૃષ્ટિએ એ મંદિરો બહુજ સારાં છે. મથુરાં તો મોટું શહેર છે. એ ત્રણ મંદિરો સારાં છે. ગંગાજી જોયા પછી યમુનાજી જોયાં. બન્ને હિમાલયમાંથી નીકળે છે છતાં યમુનાનું પાણી મેલું, લીલું, અને માટી મિશ્રિત જણાયું. સાંજે વિશ્રામઘાટની આરતીનું દૃશ્ય બહુજ હૃદયંગમ હતું. તે વખતે લગભગ બધાજ યાત્રાળુઓ હોડીમાં હોય. આરતી વખતે નાના દીવા યમુનામાં તરતા મૂકી દે, આમ કરવાથી પૂણ્ય થતું હશે કે કેમ તેની આપણને ખબર નથી, પરંતુ તે કલ્પનાનું માનવજિંદગી સાથે ખૂબ સામ્ય છે. કેટલાક પ્રવાહમાં મૂકતાંની સાથે હોલવાઇ જાય, કેટલાક થોડે જઈને વિલીન થઈ જાય, કેટલાક વા, વંટોળ અને આંધિ સાથે લડતા, ઝઘડતા દૂર સુધી જાય. આ દૃશ્ય ભવાટવીમાં ગોથાં ખાતા માનવીનું સૂચક નથી ?

આ સિવાય ચોબાઓની યજમાન અને લક્ષ્મી માટેની તૃષ્ણા, મારામારી, વગેરે જોઈએ તો આપણને ઘડીક એમજ લાગે કે કાગડા બધેજ કાળા છે. યજમાનોની પાસેથી પૈસા લઈને માલમલિદા ઉડાવવા અને સાંજે ભાંગ પીને મસ્તીમાં ડોલ્યા કરવું અને યમુનામૈયા ' અમોને જન્મમરણની જંજાળમાંથી મુક્ત કરશે એમ માનવું એ બે વાતોનો સમન્વય કોણ કરી શકે!

આજે આગ્રા જવાનું હતું. ઉતરીને સીધા ફ્રોર્ટમાં ગયા. આબેહૂબ દિલ્હી ફ્રોર્ટ જેવોજ છે. પ્રવેશદ્વાર નજીકજ કાળા પથ્થરનું ઘોડાનું અર્ધ શરીર છે. રાણા પ્રતાપના પાટવી કુમાર અમરસિંહ કિલ્લામાંથી દિવાલ કૂદાવીને નીકળી ગએલા, અને ઘોડો ત્યાંજ મરી ગએલો એનું એ સ્મારક છે. દિવાને ખાસનો પૂર્વ ભાગ જ્યાં શહેનશાહ શાહજહાંએ આયુષ્યનો શેષભાગ કેદી તરીકે ગુજાર્યો હતો અને મુમતાઝ અને પોતાના ત્રણ પુત્રોનાં મરણ પાછળ પ્રેમોન્માદ અને તલસાટભર્યું જીવન ગુજાર્યું હતું, તે દિવાનખાનું જોયું. જે બારીમાંથી દ્વિજેન્દ્ર રૉયના શબ્દમાં દૃષ્ટિએ તો" હિમાચ્છાદિત શુભ્રસ્ફટિકગ્રથિત પ્રસ્તરીભૂત પ્રેમાશ્રુ—નિશ્વાસની વરાળથી થીજી ગએલા પ્રેમાશ્રુ જેવા તાજને અનિમિષ નીરખીને એના આનંદથી દુન્યવી સર્વ દુઃખોને વીસરી જતો હતો તે જગા જોઈ. ત્યાંથી તાજને જોઈએતો એકતાનો નમુનો હોય એવો જણાય છે. એ સિવાય ત્યાં સામેની દિવાલ પર એક વાલના દાણા જેવડો કાચ જડેલો છે. તેની ગોઠવણી એવી સુંદર છે કે એટલા નાના કાચમાં એવો આલિશાન તાજમહેલ દેખાય છે, છતાં ચારે તરફ ચોકઠા જેટલી જગા વધે છે, આટલા નાના કાચમા આવડો મોટો તાજ શી રીતે પ્રતિબિંબિત કર્યો હશે તે સમજાયું નહિ, પરંતુ જોઈને દિંગ થઈ ગયા. પછી તાજ જોવા ગયા. દૂરથી જે તાજ એક રમકડા જેવો જણાતો હતો તે આંખો ફાટી જાય તેવો ભવ્ય જણાયો. એનાં અંગોપાંગની સપ્રમાણતા એવી છે કે તેથી તે તદ્દન નાનો હોય તેવો લાગે છે. તેના દરવાજા ઉપર અરબ્બીમાં કુરાનની બેતો લખી છે. દરવાજો ઘણો ઉંચો છે, તેથી ઉપરના અક્ષરો વાંચતાં મુશ્કેલી પડે નહિ તેટલા ખાતર નીચેથી ઉંચાઇ વધે તેમ અક્ષરો પણ મોટા થાય છે. એટલે આંખની સામેનો દરવાજાની ટોચના બન્ને અક્ષર આંખને સહેલા લાગે છે. તાજનું તો શું વર્ણન કરવું ! અનેક લેખકોએ તેનું વર્ણન કર્યું છે છતાં તે વર્ણનાતીત છે. બીજા મોગલ સ્થાપત્યોમાં કદાચ અન્ય ધર્મની લાગણી દૂભવવામાં આવી હશે, પરંતુ તાજ તો પ્રેમસમાધિ ગણાય

અને એ રીતે સર્વના માનને પાત્ર છે. વિલાસી કુટુંબમાં ઉછરેલો હિંદનો એક સમ્રાટ પોતાની પત્ની પાછળ આવું નિષ્કલંક સ્મારક ઉભું કરે, અને એના મૃત્યુ પછી વિધુર જીવન ગાળે એ ત્યાગની પરાકાષ્ઠા ગણાય. તાજ પાસેથી ખસવાનું મન થતું ન હતું, પરંતુ ટ્રેઇન સમય થયો હોવાથી સ્ટેશને આવી મથુરા ગયા, અને ત્યાંથી રાત્રે નીકળી ૩૦ કલાકની મુસાફરી કરી અમદાવાદ ઉતરી પડયા.

વેકેશન હોવાથી ઘેર જવાની દરેકને ઇચ્છા હતી, છતાં મુસાફરીમાંથી પાછા આવતાં જાણે સજા કરીને નીચી પાયરીએ ઉતારતા હોય એટલું દુઃખ થતું હતું. પરંતુ યાત્રામાં પણ ભાગ્ય હોય તેટલુંજ રહેવાય ને! **क्षीणे पुण्ये मर्त्यलोकेविशन्ति** એ ન્યાયે અમો પાછા આવ્યા. ઘણો સમય થઇ ગયો, છતાંએ એની અસર હજુએ ચિરંજીવ છે.

ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ — **લાખુભા જસવંતસિંહ ચુડાસમા**, ત્રીજું વર્ષ

# શાળામાં જતી છોકરીઓની શારીરિક સ્થિતિ

આજે આપણી શારીરિક સ્થિતિ એવી દયાજનક થઈ ગઈ છે કે વધારેમાં વધારે ધ્યાન એની સુધારણા પ્રત્યે આપવાની જરૂર છે. શાળા અને કોલેજોમાં જો કે શારીરિક કેળવણી પાછળ કંઇક ધ્યાન અપાવા માંડયું છે પરંતુ તે નૂતન સ્ત્રી કે નૂતન મનુષ્યનું ઘડતર કરવા માટે અપર્યાપ્ત છે. આપણી આર્થિક અને સામાજિક સ્થિતિ આપણાં શરીરને ઘસી નાખે છે અને ધીરે ધીરે વેંતડી પ્રજા ઉત્પન્ન થતી જાય છે, પરંતુ જો દરેક સ્ત્રી કે પુરુષ દ્દઢ નિશ્ચય કરે અને શાળા કોલેજો એ દિશા તરફ પોત્સાહક કૂચ કરે તો ફરી પ્રજા નવવિકસિત થાય.

આ લેખમાં શાળાઓમાં જતી વિદ્યાર્થીનીઓની શારીરિક સ્થિતિની કંઈક આછી મીમાંસા કરવા વિચાર છે. આપણા સમાજમાં છોકરાઓ કરતાં છોકરીઓ તરફ બહુજ ઓછું લક્ષ્ય અપાય છે. જો કે હવે ભણતર તરફ તો સમાજમાં કંઈક લક્ષ્ય ખેંચાયું છે ખરૂં. સહશિક્ષણ કે અલગ શિક્ષણ વિષે ચર્ચાસ્પદ ચર્ચાઓ ચાલવા છતાં પણ શહેર તેમજ ગામડાંમાં છોકરીઓને પણ નિશાળે મોકલવા માંડી છે, પરંતુ શાળાઓમાં વ્યક્તિગત એમના શારીરિક વિકાસ કે શારીરિક વિકાસની આડે આવતી બાધાઓ વિષે અસરકારક વિચાર કરવામાં નથી આવ્યો. ઘણે ઠેકાણે એમ

પણ જોવામાં આવ્યું છે કે નિશાળે જતી છોકરીઓના બાંધા કરતાં નિશાળે ન જતી છોકરીઓના બાંધા કંઈક વધારે મજબુત અને તંદુરસ્ત હોય છે. અને તેમાંય ખાસ કરીને દુબળીપાતળી હોય છે. કોલેજોમાં તો "લેકચરો" આપવામાંજ કેળવણી સમાપ્ત થઈ જતી હોવાથી વ્યક્તિગત રીતે ભણનારાઓના શારીરિક વિકાસ વા આરોગ્ય તરફ ધ્યાન આપવામાં આવતું નથી.

આવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન થવાનાં ત્રણ કારણો છે:—

૧. શારીરિક કેળવણીનો આપણા સમાજમાં શોખજ ઓછો.

૨. કેળવણીકારોનું એ તરફ ધ્યાનજ ઓછું.

૩. છોકરીઓ પ્રત્યેની બેદરકારી, અને શાળાઓમાં જતી છોકરીઓ પર વધુ પડતો બોજો.

અમુક કલાકો સુધી તો વિદ્યાર્થીનીને અંધારા કે અર્ધઅંધારા અથવા ઓછા અજવાળાવાળા શાળાના ઓરડામાં ગોંધાઈ રહેવાનું હોય. એક વર્ગના કેદખાનામાંથી છૂટયા પછી "નિશાળમાંથી નીસરી જવું પાંસરે ઘેર." પાછા એવીજ કોટિના ઘરમા જવાનું હોય. છોકરાઓની પેઠે મેદાનોમાં ફરવા, અખાડાઓમાં, રમતોમા જવાનું હોય તો તો તન ને મન કંઈક પ્રફુલ્લિત થાય, પરંતુ ત્યાંથી ઘેર જઇ તરતજ ઘરકામમાં લાગી જવાનું હોય છે, અને તેમાંથી પરવારતાં બીજા દિવસની શાળાની તૈયારી કરવાની હોય, કંઈક લખવાનું હોય કે વાચવાનું હોય; સવાર થઈ કે ઘર-કામ હોયજ. કપડા ધોવાનું હોય; ઘરમા બાળકોને સાચવવાનાં હોય તો રાંધવાનુ હોય અને તે બધું પાછું ઘડિઆળની સાથે હરિફાઈ કરીને કરવાનું હોય. એમાંથી પરવાર્યાં કે નિશાળ! આમ આખો કાર્યક્રમ સૂર્ય-ચંદ્રની ગતિ માફક નિયમિત ચાલે

કંઈક મોટી ઉંમરની છોકરી થઇ એટલે જાતીય વિકૃતિઓ એને સતાવવા માંડે. એ વિષે શાળામાં કોઇ માર્ગદર્શક ન થાય ને ઘેર તો એવા વિષયની વાત સરખી પણ શી રીતે થાય! એટલે દરેકને પોતાનો મનોભાવ ખરીખોટી દિશા તરફ દોરે; પરિણામે પ્રદર, લોહીવા ઇત્યાદિ રોગો થાય. ભણતી મોટી ઉંમરની છોકરીઓમાં આવા રોગો, મગજની નબળાઈ, આંખની નબળાઈ, પેડુ ને પેટના દુઃખાવા વગેરે રોગો ઠીકઠીક પ્રમાણમાં હોય છે. આવી વિકૃતિઓ શરીરને ઘસતી જાય. બહારની ટાપટીપને લીધે શરીર ગોરાં દેખાય, પરંતુ એ ગૌરતા લોહીવિહોણી ફિક્કાશની હોય છે. યૌવનના લોહીની લાલીમાની એ સુંદરતા

નથી હોતી. ગામડામાં છોકરીઓ પુરતા પોષણને અભાવે તથા અસ્વચ્છતાને લીધે અતંદુરસ્ત રહે છે. પ્રકૃતિ માતાએ આપેલી સ્વચ્છ અને તાજી હવા અમૃત જેવાં પાણી પોતાની આરોગ્યપ્રદ અસર ઉપજાવ્યા કરે છે. પરંતુ ત્યાં તો છોકરીઓને શહેર કરતાં પણ વધારે કામ કરવું પડે છે. શ્રમ અને વ્યાયામની જીવનના ઘડતર માટે જેટલી પરમ આવશ્યકતા છે તેટલીજ સામા પલ્લામાં મૂકવા માટે આરામ, આનંદ ને પૌષ્ટિક ખોરાકની છે. એ બન્ને પલ્લાં ગામડામાં પણ સમતોલ નથીજ. ગામડાંની ઘણી પ્રાથમિક શાળાઓમાં તો સહશિક્ષણ ચાલે છે, છતાં જો ઝીણી નજરથી જોઈએ તો એવી નાની શાળાઓમાં પણ બાળકીઓ શારીરિક વિકાસની દૃષ્ટિએ કંઈક પછાત તો રહેજ છે.

આવી પરિસ્થિતિ ચાલુ રહે તો આપણું શિક્ષણ અપંગ કહેવાશે, અને મંદિરવિહોણા દેવ અપૂજ રહે છે તેમ સશક્ત શરીર વિનાના મનોદેવ અપૂજજ રહેવાના. તેમાંયે સ્ત્રીઓની શારીરિક પુષ્ટિ ને દુરસ્તી તરફ આપણું દુર્લક્ષ ચાલુ રહે તો ભવિષ્યની પ્રજા પણ નબળી જ થતી જવાની. વળી નબળા બાંધાની સ્ત્રીઓનું પરિણિત જીવન પણ ઘણીવાર સુખી નીવડતું નથી.

બૌદ્ધિક કેળવણી સાથે સાથે શારીરિક સુધારણાની જવાબદારી પણ શાળા. કોલેજોએ લેવીજ જોઈએ અને તે કેવળ વ્યાયામ કરાવીનેજ નહિ થઈ શકે. મારો એવો અનુભવ છે કે વ્યાયામશાળાઓમાં જનારા ઘણા છોકરાઓ બંધકોશ, જીર્ણજ્વર ઇત્યાદિથી પિડાય છે તેનું કારણ વ્યાયામ નથી; પરંતુ વ્યાયામ કરનારાઓએ જે અન્ય નિયમો પાળવા જોઈએ તેનો અભાવ છે. વ્યાયામ, સાત્ત્વિક ને પૌષ્ટિક ખોરાક, પુરતો આરામ, અભ્યંગ, સાત્ત્વિક રમતો, ચોકખી હવા ઇત્યાદિ બધીજ વસ્તુઓનો એકીસાથે વિચાર કરવો જોઈએ, અને શાળાકોલેજોમાં જતી છોકરી ઉપરની કઇ વસ્તુના અભાવે અતંદુરસ્ત ને મડદાલ રહે છે તેનો અભ્યાસ કરવો જોઈએ. વળી શાળાકોલેજોમાં જતી દરેકે દરેક છોકરીની દર માસે શારીરિક તપાસ થવી જોઈએ અને તે વિષે માબાપ કે વાલીને સૂચનાઓ મોકલવા જોઇએ. સાથે સાથે માબાપ કે વાલીએ પણ આ દૃષ્ટિથી વિદ્યાર્થીની સંપૂર્ણ કાળજી રાખવી જોઈએ. આવી રીતે એક વર્ષ થાય તો આશ્ચર્યજનક પરિણામ આવ્યા વિના ન રહે. આપણા ગુજરાતમાં તો આજ દૃષ્ટિથી તરતજ કામ ઉપાડવાની ખાસ જરૂર છે.

**વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ**

# ચોમાસાનું વર્ણન

( હરિગીત છંદમાં )

આકાશમાં ઊંચે ભલાં હા ! વાદળાં વેરાય છે.
વળી વીજળી ચંચળ ભલી ચમકાર દઈ ડંકાય છે;
બહુ નાદ ગડગડ ત્યાં થઈ ઘનઘોર નામ છવાય છે,
પડતાં બહુ વરસાદ ને, ભૂમિ ભલી ભીંજાય. છે

ખેતર-કુવેતર રાન ને પાધર મહીં પથરાય છે,
કે પહાડ-કોતર ખાડમાં ભેગું થઈ ઉભરાય છે;
વહેતાં વળી ભેગે ભળી નદી-નાવમાં રેલાય છે,
ઊંડી ગએલાં એમ પાણાં નીર ત્યાં ઉભરાય છે.

ભૂમિ ભલી હરિયાળનાં દર્શન હવે દેખાય છે,
કુદરત તણી મીઠી-મજાનું ભાન હા વર્તાય છે;
નદી નાવ-ડુંગર-ઝાડપર, પશુ-પક્ષી મનહર ગાય છે,
વળી વેલ-કાંટા-વાડથી લોચન બહુ લલચાય છે.

બહુ પાક ચોમેર પાકતા જગ-જીવ ઉર પોષાય છે,
ફળ-ફૂલ ઉઘડી બાગમાં-સૃષ્ટિ બધી શોભાય છે;
ભયદુઃખ સર્વે ભાગતાં જય જય બધે ઉચ્ચરાય છે,
વૃષ્ટિ થકી શોભા અનુપમ સૃષ્ટિની દર્શાય છે.

મોઠાસા
તા. ૧૫-૯-૩૪

લી०
મનસુખલાલ મહેતા

# બાળકાવ્ય

## : આગગાડીની રમત :

(૧)

આગળ એંજિન, પાછળ ગાડી;
ફૂક ફૂક કરતી આગગાડી—ટેક૦

(૨)

આગ ભરે, ને પાણી પીએ,
લોઈતું કરતું, સઘળું લીએ;
ઉપડે સિસોટી વગાડી—૦

(૩)

ગડ્ ગડ્ ગડ્ ગડ્, ગબડી દેતી,
લઈ ઉતારૂ, હોંસે ઉપડતી;
વાર જરા નહિ લગાડી૦

(૪)

ત્રણ ઘરે, ત્રીજેથી જાણો,
પાંચ બીજેથી, ઉપાડી માનો,
એક ઘરે આવે ગાડી૦

(૫)

આવી આવી, દૂરથી આવી,
નવાં, નવાં, ઉતારૂ લાવી;
ઓળંગી નદી, પૂલ પાડી૦

(૬)

બરફી, પેંડા, મગદળ, ધારી;
ફેરીઓ કહે કે, જલેબી સારી;
લ્યો, કહી ચપટી ચખાડી૦

(૭)

ગરમા ગરમ, સેવ મમરા તમારે,
ચા, ચેવડો, બીડી પાન તમારે;
વેચે ફેરીઆ બૂમ પાડી૦

(૮)

શેઠ! મજુર! સાહેબ! હોકારે,
કોઈ બ્રાહ્મણીઆ, પાણી પોકારે;
બે ઘડે ઉપડે ગાડી૦

(૯)

લીલે વાવટે, ગાડી ઉપડતી,
લાલ બતાવે, ઉભી રહેતી;
ગાર્ડે સિસોટી વગાડી૦

(૧૦)

સિગ્નલ પડતો, કે હરખાતી;
નહિ પડતો, કે દેતી સિસોટી;
ઊઠ પોર્ટર તું અનાડી૦

(૧૧)

અહીં ટિકિટ, આણંદની આપો;
'ખડે રહો' 'શીદ ધક્કા મારો;'
'આલો, ધસો, સૌ અગાડી૦

(૧૨)

લઈ ટિકિટ ગાડીમાં બેઠાં,
'ટિકિટ નહિ, તો ઉતરો હેઠાં;
બચકું પોટલું ઉપાડી૦

(૧૩)

આવ્યું આણંદ, ઉભી ગાડી,
ઝટપટ ઉતરો, કહે રસમાલી.—
'રમત રમો, ભલી આગગાડી૦
ફૂક ફૂક કરતી આગગાડી૦

'રસમાલી'

એલ. એમ. પટેલ.

ખરવાસા તા. ચોર્યાસી.



## પ્રાથમિક શિક્ષણ રૌપ્યમહોત્સવ અંક

---

અમોને 'પ્રાથમિક શિક્ષણ' એ નામના ગ. ર. જોશી, પુનાના ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ અને માસિકના તંત્રી તરફથી રૌપ્યમહોત્સવ અંક મળ્યો છે. તે સાભાર સ્વીકારવામાં આવે છે. અંકનું વૈવિધ્ય સુંદર, મનનીય અને વિદ્વત્તાપૂર્ણ લેખોથી સચવાયું છે. કેળવણીગત તથા અન્ય વહેવારૂ લેખોથી અંકની ઉપયોગિતા તેટલીજ અર્થકરી છે. સમગ્ર વાચનથી દરેક પ્રાથમિક મરાઠી ભાષા જાણતા ગુજરાતી શિક્ષકોને પણ તે ઉપયોગી થઈ પડશે. વળી પાઠોની નોંધ અને નકશાઓ આપીને જેમ બને તેમ માર્ગદર્શક અંક બનાવવામાં આવ્યો છે. તંત્રી તથા અંકના લેખકોને અમે આ અંક પ્રસિદ્ધ કર્યા બદલ ધન્યવાદ આપીએ છીએ.

તંત્રી

---

# ચર્ચાપત્ર

સ્વર્ગસ્થ. લાલશંકર ઉમીયાશંકર કૃત મોટું અંકગણિત નવી સુધારેલી આવૃત્તિ સને ૧૯૩૬ ગનોયત્ન ૬૬ દાખલો ૨૧.

"એક પરીક્ષામાં ૨,૫૦૦ વિદ્યાર્થીઓ બેઠા છે. તેમાં ૭૫.૮ ટકા ભાષામાં અને ૪૯.૪ ટકા ગણિતમાં પાસ થાય છે. ત્યારે બન્ને વિષયમાં પાસ થનારની સંખ્યા કેટલી હશે તે શોધી કાઢો. જવાબ ૬૩૦."

આ દાખલો કોઈ ગણિતશાસ્ત્રી કે શિક્ષકબન્ધુ ખુલાસાવાર સમજાવશે, એવી વિનંતિ છે. તા. ૩૧-૭-૧૯૩૬.

એચ. જે. વ્યાસ
હેડમાસ્તર, એમ. ઇ. મિશન. સ્કૂલ, નડિઆદ.

## જવાબ

| | | | વિદ્યાર્થીઓ |
|---|---|---|---|
| પરીક્ષામાં | બેસનાર | કુલ | ૨૫૦૦ |
| ગણિતમાં | પાસ ૪૯.૪ ટકા | ૨૫૦૦ વિ.$\times\frac{૪૯.૪}{૧૦૦}$ | =૧૨૩૫ |
| ગણિતમાં | નાપાસ | બાકીના | ૧૨૬૫ |
| ભાષામાં | પાસ ૭૫.૮ ટકા | ૨૫૦૦ વિ.$\times\frac{૭૫.૮}{૧૦૦}$ | =૧૮૯૫ |

કોઠા ઉપરથી સમજાશે કે ગણિતમાં પાસ બધાજ ભાષામાં પાસ હોય તો બંનેમાં પાસ થનારની સંખ્યા ૧૨૩૫ થાય. પણ ગણિતમાં નાપાસ બધાજ ભાષામાં પાસ હોય તો તો બંનેમાં પાસ થનારની સંખ્યા ૧૮૯૫ -૧૨૬૫=૬૩૦ ગણાય. એટલે બન્ને વિષયમાં પાસ થનારની ઓછામાં ઓછી સંખ્યા કેટલી હોઇ શકે તે શોધી કાઢો.' એટલો રકમમાં ફેરફાર સમજવો.

ગુ. કૉલેજ, અમદાવાદ } ચં. કે. અમીન

## ધોરણ પાંચમું

શિક્ષક—બાપાલાલ અમૃતલાલ દવે

વિષય-સંગીત

તારીખ——

સામાન્ય હેતુ—સ્વરજ્ઞાનથી કંઠ કેળવવાનો.

સમય : ૪૦ મિનિટ

વિશેષ હેતુ—ઉધોર છંદની કવિતા ભૈરવી રાગમાં ત્રિતાલમાં ગાતાં શીખવવાનો.

સાહિત્યો—

| પાઠના વિભાગ અને મુદ્દા | | શિક્ષણશૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|---|
| ૧ આરંભ | ક-વર્ગવ્યવસ્થા | સ્ફૂર્તિ માટે સામાન્ય ડ્રિલ કરાવી વર્ગને વ્યવસ્થિત કરીશ. | |
| | ખ-આરંભપ્રશ્નો | સંગીત એટલે શું ? સંગીતમાં સૌથી પહેલાં શું શીખવું જોઈએ ? તેમાં કેટલા સ્વર હોય છે ? નામ આપો. આરોહના સ્વર ગાઈ બતાવો. અવરોહમાં કેવી રીતે ગવાય છે ? સ્વર અથવા ગીત માપવા માટે શું સાધન છે ? તાલ એટલે શું ? તાલની અંદરની જે ગતિ હોય છે તેનું શું નામ ? લય માપવાનું સાધન શું ? માત્રા એટલે શું ? ગાતી વખતે કઈ કઈ બાબતો ધ્યાનમાં રાખશો ? સપ્તકમાં કેટલા સ્વર હોય ? તેના પ્રકાર કેટલા ? ક્યાં ક્યા સ્થાનેથી ગવાય છે ? | સ<br>સ ગ<br>સ ગ પ<br>સ ગ પ સં |
| | ગ-રજુઆત | આજે આપણે ઉધોર છંદની કવિતા ભૈરવી રાગમાં તાલ સાથે ગાતાં શીખીએ. | |

| | | |
|---|---|---|
| ૨ મુખ્ય વિષય | ક–લૌકિક ઢાળ | કા. પા. માંની કવિતાને હું પ્રથમ ચાલુ–લૌકિક–ઢાળે ગાઈ બતાવીશ. પછી ખુલ્લા કે ભૈરવી રાગ ગાઈશ. |
| | ખ–સૂરમિલાવટ | વિદ્યાર્થીઓને સૂર આપવા કહીશ. સૂર જાણ્યા પછી ગીતના આરંભક સ્વરની યોજના અને ગાયનનું બંધારણ એ બે બાબતો લક્ષમાં રાખી, વિદ્યાર્થીઓના અવાજને અનુકૂળ પડે તે પ્રમાણે ષડ્જ સૂરમાં હું અવાજની મિલાવટ કરીશ. |
| | ગ–હસ્તનિશાની-દ્વારા સ્વરજ્ઞાન આપવું. | વિદ્યાર્થીઓને સ્વરસંજ્ઞાનું ઓળખાણ કરાવીશ. પછી આરોહ–અવરોહના ક્રમમાં સમ સૂર ગાઈ બતાવીશ. સ, ગ, પ, સં નું અલગ અલગ સ્વરજ્ઞાન હાથની નિશાનીદ્વારા આપીશ. હસ્તનિશાનીઓ ઝડપથી બદલતો જઈ, વિદ્યાર્થીઓનું ધ્યાન એકાગ્ર કરવાનો મહાવરો કરાવીશ. |
| | ઘ–શિક્ષકનો નમુનો; વિ૦ ઓનું અનુકરણ | હું પ્રથમ મધુરતાથી ગાઈ બતાવું, અને ત્યારપછી વિદ્યાર્થીઓ ગાય; એ ક્રમથી સળંગ, લીટીવાર અને લીટીના વિભાગવાર ગવડાવીશ. મહાવરો થઈ ગયા પછી ક્રમ બદલી મારી સાથેજ ગવડાવીશ. મારા તાલ તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચી, તેની સાથેજ તાલ આપવા કહી, સમયસંજ્ઞાની ચોકસાઈ કેળવીશ. |

| | | |
|---|---|---|
| ઙ–તાલ અને માત્રાનું સમય-પ્રમાણ | હાથના ઇસારાથી આરોહ–અવરોહ તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચી, નિયમિત તાલની મદદથી તેમાં મધુરતા લવડાવીશ. હાથનાં આંગળાંના સક્રિય ઉપયોગથી ૧–૨–૩–૪ બોલાવી, એકધારી માત્રાથી તાલનું નિયમિત સમયલંબાણ શીખવીશ. મારા અનુકરણથી ખાલી તાલ અને ભરેલા તાલનો ફેર સમજાવીશ. | |
| ચ–સ્વરલેખન-પદ્ધતિ | સુર, તાલ, લય, શુદ્ધસ્વર, કોમલસ્વર; તીવ્રસ્વર, અને સપ્તકનાં ચિહ્નો કા. પા. માં બનાવીને બાળકોને ઠસાવવાનો પ્રયાસ કરીશ, દરેક ચિહ્ન બતાવતી વખતે સક્રિય સમજુતી આપતો જઈશ. | |
| છ–રાગનું વિવિધ સ્વર બંધારણ. | રાગમાં આવતા લાક્ષણિક સ્વરોનું બંધારણ તેમજ વાદી અને વર્જ્ય સ્વરોના વિદ્યાર્થીઓના જ્ઞાનની તપાસણી કરીશ. સાથે સાથે આરોહ–અવરોહના સ્વરોના જ્ઞાનની તપાસણી કરી ખામીઓની સુધારણા બાળકો-દ્વારા કરાવીશ. જુદા જુદા સમયે જુદા જુદા રાગ ગવાય તોજ તેની મધુરતા જળવાય એ બાબત સમજાવીશ. | |

આરોહ ↑

સા અ
રી ભુ
ગ ણુ
મ ને
પ વં
ધ દી
ની ઓ
સાં સૌ

સાં ભ
ની ક્તિ
ધ ભા
પ વે
મ ન
ગ મી
રી એ
સા સૌ

અવરોહ ↓

| | | | |
|---|---|---|---|
| | જ–વ્યક્તિગત સંગીત | અમુક અમુક બાળકોને ઉભા કરી તેમને તાલ સાથે ગાવા કહીશ. આ વખતે વિદ્યાર્થિઓની થતી સામાન્ય ખામીઓ લક્ષમાં રાખીશ. | [ઉદ્ગાર છંદ: રાગ ભૈરવી: તાલ ત્રિતાલ: માત્રા ૧૬ ]<br>૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬<br>નૉ–સ-ધૅધૅનૉ–સ – ગૅ રૅ ગૅ – – –<br>પ્રે –હું–પ્રુકરી–કે – રૂ – બ્રા – – ળ<br>સ રૅસનૉશ રીગૅ મ રીગૅસ રૅ સ – – –<br>વિષ્ણુ રૂં –મા–ડી – થી–આ– કો – – ળ<br>સ–ધૅ–પ –પ પ ધૅ નૉ ધૅ પ મ – – –<br>ઉ–જું-ઉં–ચગિ રિ– ને – શું – – ગ<br>ગૅ –રૅનૉ સ રી ગૅગરી ગૅસ રૅસ – – –<br>કો –ઈ –ણા –હિ– ઓ –ની –યું – – ગ |
| | ઝ–ખામી સુધારણા | પ્રથમ બાળકોદ્વારા ખામીઓ શોધાવી તેમનીજ પાસે ખામીઓ સુધરાવવા પ્રયાસ કરીશ. જરૂર જણાશે તો મારો નમુનો આપીશ. વ્યક્તિગત દોષોનું સૂચન કરી સમગ્ર વર્ગની ગાયનની મધુરતા દીપાવવાનો પ્રયાસ કરીશ. | |
| ૩ પુનરાવર્તન | સાફલ્ય | તમે કયો રાગ શીખ્યા? કયા તાલમાં શીખ્યા? આ તાલની કેટલી માત્રા છે? માત્રા ગણી તાલ આપી બતાવો. ખાલી અને ભરેલા તાલ કયા કયા છે? આ રાગમાં કયા કયા સ્વરો છે? આપણે આજે જે રાગ ગાયો, તેમાં કયો સ્વર વારંવાર આવે છે? આવા પ્રશ્નો પૂછી પાઠ પૂર્ણ કરીશ. | |

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તા | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ અને ૨ | ચિલ્ડ્રન ડ્રૉઈંગ સિરિઝ બુક ૧ અને ૨ | સરદાર હજુરાસીંગ ખાલસા | લક્ષ્મીનારાયણ અગરવાલ, આગ્રા | ૦—૪—૦ દરેકના | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી તરીકે. |
| ૩ | ઉસુલે લુગાત | ... | ઑલઇન્ડિઆ એજ્યુકેશનલ લીટરરીબુક સોસાયટી, લાહોર | ૧—૫—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી તરીકે. |
| ૪ | અનીસ-ઉલ-કવાઇદ ભાગ ૧ (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | અસાદ અનસારી નસીરાબાદી, આસિ. માસ્તર, ઉર્દુ સ્કૂલ, ભાડગાંવ | અન્જમલ પ્રેસ, મુંબઈ | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૫ | કુવ્વતુલ-કુરાન | વહાબ ખાન્નુમ, લેડી પ્રિન્સિપાલ, કુરાનીક કૉલેજ બેંગ્લોર | કાઉમી પ્રેસ, બેંગ્લોર-કેમ્પ | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થી અને શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૬ | અસા-ઉલ-કુરાન | " | " | ૦—૧૦—૦ | " |
| ૭ થી ૧૦ | ઉર્દુકા કાયદા નં. ૧. ૨, ૩ અને ૪ | ... | ઑલ ઇન્ડિઆ એજ્યુકેશનલ લીટરરીબુક સોસાયટી લાહોર | (૧) ૦—૨—૦<br>(૨) ૦—૨—૦<br>(૩) ૦—૧—૬<br>(૪) ૦—૧—૬ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૧-૧૨ | હીસ્ટ્રી ઑફ ઇન્ડિઆ ભાગ ૧ અને ૨ | પ્રોફેસર મહમ્મદ શફી, ઇસ્લામીઆ કૉલેજ, પેશાવર | કાઉમી કુતુબખાના, રેલ્વે રોડ, લાહોર | (૧) ૦—૯—૩<br>(૨) ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં લાયબ્રેરી બુક તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩થી ૧૬ | લડકીઓ કે લીયે નયા નીસાબ ૪ ભાગમાં | મોહમ્મદ નસીર હુમાયું, બી. એ. | ,, | ૦—૫—૧૦ (૧)<br>૦—૭—૯ (૨)<br>૦—૭—૯ (૩)<br>૦—૭—૦ (૪) | છોકરીઓની પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૭થી ૨૦ | એરિથમેટિક કોર્સ ભાગ ૧, ૨, ૩ અને ૪ | સૈયદ મુમતાઝનબી, કરાંચી | અબ્બાસી લીથોપ્રેસ, કરાંચી | ૦—૫—૦ (૧)<br>૦—૬—૦ (૨)<br>૦—૭—૦ (૩)<br>૦—૮—૦ (૪) | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨૧ | ઉર્દુ, ઇનશા ઓર લેટર રાઇટીંગ | ,, | ,, | ૦—૩—૩ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી તરીકે. |
| ૨૨ | પ્રાયમરી એટલાસ | ,, | ,, | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વાપરવા માટે. |
| ૨૩ | જ્યોગ્રફી ઓફ કરાંચી તાલુકા | ,, | ,, | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૨૪ | એટલાસ જ્યોગ્રફી ઓફ કરાંચી ડિસ્ટ્રિક્ટ | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૨૫ | કોમ્યુનિઝમ એન્ડ ઇસ્લામ (ઉર્દુ આવૃત્તિ) | ... | ખાનબહાદુર હાજી મહમ્મદયુસુફ અહમદખાઇ, દિલ્હી | ... | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

મુંબઈ, તા. ૨૪-૬-૩૬.

(અંગ્રેજીમાં સહી) એન. જી. ઘાડગીલ
પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને
સેક્રેટરી ઉર્દુ સ્કૂલબુક કમિટી, મુંબઈ.

(પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી., અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલબુક કમિટિ, મુંબઈ તા. ૨૬-૬-૧૯૩૬ ના પત્ર નં. આર ૩૮/-૩૭ માં કરેલી સૂચનાનુસાર.)

# ઇનામપત્રક

---

## સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| બારડોલી | શેઠ મગનલાલ હરજીવનદાસે પોતાનાં માતુશ્રી અંબાના તરફથી બંધાવેલું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયાનો મેળાવડો કર્યો તે પ્રસંગે | ૧૧—૦—૦ | છોકરા છોકરીઓને પતાસાં વહેંચ્યાં. |
| | | ૧—૮—૦ | ગરબા ગાનારી બાળાઓને પ્યાલા નં. ૧૨ વહેંચ્યા. |
| ધનોરી | કણબીલોકો તરફથી | ૧૬—૦—૦ | મોટું ઘડિયાળ ભેટ આપ્યું. |
| સાયણ | મિ. બરજોરજી માણેકશા દારૂવાળાએ | ૭—૮—૦ | બાળકોને જલેબી વહેંચી. |
| | મિ. સરદારખાં મુરાદખાં ખાનસાહેબે | ૭—૪—૦ | સાકર વહેંચી. |
| | મિ. નાથુભાઇ કશનજી પટેલે | ૫—૦—૦ | " |
| બેસ્તાન | ગ્રામ્ય ફંડમાંથી શાળાકમિટી હસ્તે | ૮—૦—૦ | લિટ્રીમ નં. ૩૦ લાવ્યા. |
| | ઉનના ઠાકોર લક્ષ્મણસિંહ છત્રસિંહ પરમારે | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | પા. બહેચરભાઈ ડાહ્યાભાઈએ | ૩—૦—૦ | " |
| વાપી | શેઠ છગનલાલ પ્રેમચંદ શાહે | ૧૩—૦—૦ | બે માસ માટે પરબ બેસાડી તથા વાસણો વગેરે આપ્યાં. |
| સાયણ | ગામ લોકોએ | ૫૧—૮—૦ | સાકર, પેંડા, પિત્તળના પ્યાલા, કાચના દાબડા કન્યાશાળાની બાળાઓને અને ઇંગ્લીશ કલાસને ઘડિયાળ ભેટ આપ્યું. |
| કઠવાડી | " | ૮—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | માલવણ આગરફળી ખાંડો.ઓ સોસાયટીના ચેરમેન મિ. છના-ભાઈ ભગવાનજીએ | ૨—૦—૦ | બાળાઓ માટે ખેડ વહેંચ્યા. |
| વેસુ | જાગીરદાર રા. બ. ભીમભાઇ આર. નાયકે | ૭—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | શેઠ ધનજીભાઇ માણેકજીએ | ૧૦—૦—૦ | " |
| | મુંબઇના શેઠ પેસ્તનજી ડોસા-ભાઈ મારકરે | ૩૦—૦—૦ | શાળોપયોગી પુસ્તકો વહેંચ્યાં. |
| ઉમરસાડી | ગામ પંચો તરફથી | ૮—૦—૦ | સર પુરુષોત્તમદાસ લાયબ્રેરી માટે રોકડા આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| ઉમરસાડી | ગામ પંચો તરફથી | ૧૫—૦—૦ | એશિયા તથા યુરોપ ખંડના નકશા તથા ભૂમિતિ શીખવવાનાં સાહિત્યો તથા થર્મોમિટર પો. ૬૬ા માટે આપ્યું. |
| માલવણ | બાઈ રતન તે શુકરભાઈ કલ્યાણજી કકવાડાના હેડમાસ્તરના માતુશ્રીએ | ... | બાળાઓને વારવારના કકડા, આરસી કાંસકી તથા દાબડી વગેરે વહેંચ્યું. |
| | વાઇસચેરમેન મિ. છનાભાઇ ભગવાનજીએ | ... | ઇનામ વહેંચ્યું. |
| ગણદેવા | સ્કૂલકમિટિના ચેરમેન સાહેબ ખંડુભાઇ હરિભાઇએ | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| મગોદ | મિ. રઘનાથજી રણછોડજી દેસાઇએ | ૧૪—૬—૦ | ગરીબ વિદ્યાર્થીને ચાલતી ચોપડીઓ વહેંચી. |
| | મિ. બાપુરાવ દોલતસિંઘે તલાટીએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ રણછોડ નારણે | ૩-૧૨—૦ | ,, |
| કલમદા | અમલસાડના શેઠશ્રી હીરાચંદ ધૂળચંદે પોતાનાં સ્વર્ગસ્થ પત્ની મંછાબેનના પૂણ્યાર્થે | ૫૦૦૦—૦—૦ | મકાન બંધાવી આપ્યું તથા તેની ઉદ્ઘાટન ક્રિયા વખતે |
| | ,, | ૨૨-૧૨—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા સાકર સાથે વહેંચ્યા તથા બાળાઓને વારવારના કકડા વહેંચ્યા. |
| ગણદેવા | ફોરેસ્ટ ઓફિસર સાહેબ મિ. પરીખનાં પત્ની ચંચળબેને | ... | ગરબાવાળી છોકરીઓને પિત્તળના રકાબી પ્યાલા નં. ૧૬ વહેંચ્યા. |
| | શાહ છગનલાલ જેચંદે | ... | પિત્તળના રકાબી પ્યાલા નં. ૨ આપ્યા. |
| સરોલી | ભાઠાના શેઠ ફરામજી કુંવરજીએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| જલાલપુર-વછરા | ધોળકા મિ. ફતેહસિંહજી સાહેબસિંગ રાણા પોલિસ સબ ઇન્સ્પેક્ટર સાહેબે | ૨—૦—૦ | પતાસાં વહેંચવા માટે આપ્યા. |
| વરેલી | બહુધાનના હાફીસાહેબ મોહમદયુસુફ કોટવાલે | ૪૪—૦—૦ | આખી સ્કૂલ ખાતે ચાલતી ચોપડીઓ લાવી આપી છે. |
| | કીમના શેઠ દારાસા એદલજી કોન્ટ્રાક્ટરે | ૨૦—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| પરેડી | સુરતના પટેલ મોતીરામ રાધ-વજીએ | ૨૦—૦—૦ | આખી સ્કૂલ ખાતે આસતી ચોપડીઓ લાવી આપીછે |
| | ઝીમના ગાંધી આત્મારામ દયા-રામે | ૧૦—૦—૦ | " |
| | સુરતના શેઠ લલ્લુભાઇ વીજ-ભૂખણદાસે | ૫—૦—૦ | " |
| | " શેઠ કસનાજી જોદ્દાજીએ | ૫—૦—૦ | " |
| | " શેઠ ભૂખણદાસ હરગોવનદાસે | ૫—૦—૦ | " |
| | " શેઠ ચૈતન્યલાલ એન્ડ | ૫—૦—૦ | " |
| | કુપનિ તરફથી | ૫—૦—૦ | " |
| | અત્રેના પટેલ મહમદ સુલેજી હાંસલોદનાએ | ૧૦—૦—૦ | " |
| તરસાડા | સ્કૂલ કમિટિના વાઇસ ચેરમેન શા. નાથાચંદ મુળચંદે | ૨૫—૦—૦ | સર પી. ટી. સ્ટીમની સ્થાપી લાયબ્રેરી માટે આપ્યા. |

## મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| ખાનપુર | ઓરટીમીલના વીવીંગ માસ્તર મિ. કેશવલાલભાઇએ | ૧૯—૮—૦ | વિદ્યાર્થીઓને કસરત માટે ભાલા, લેઝીમ વગેરે સાધનો આપ્યાં. |
| | સરસપુરના પટેલ પ્રેમચંદ મગનલાલે | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સાન્થલ | મે. નામદાર સાદરા ડિવિઝનના ડિ. ડે. પો. એ. સાહેબ બહાદુર પધાર્યા તે દિવસે | ૪૦—૦—૦ | " |
| | શેઠ લાડકચંદ શામળદાસે | ૫૦—૦—૦ | " |
| | ખેરવાના શાહ કેશવલાલ નગીનદાસે | ૧૮—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| ગાહીસા | વ્યાસ શિવાભાઇ એન્ડ રણછોડલાલે | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી તથા છોકરા છોકરીઓને જમાડયાં. |
| | ગોહેલ ગુલાબસીંગ પ્રતાપસીંગે | ... | " |
| ગોટા કોટા-સણા | મઠવાડાના થાણદાર મિ. હીરાલાલ ઉગરચંદ ગાંધીએ પોતાની સ્વર્ગસ્થ પુત્રીના પુન્યાર્થે મજુરી કામદાર ક્રાન્તીલાલ એમ. પંડયા તરફથી | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| કડજોદરા | શાહ મોહનલાલ ગીરધરદાસે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોહનપુર | શાહ કાળીદાસ જીવરાજે | ૧૫—૦—૦ | " |
| ખેડાવાડા | મે. ઠાકોરસાહેબ બહેચરસિંહજીએ | ૧૦—૦—૦ | લુગડાં તથા સ્લેટો ગરીબ વિદ્યાર્થીઓને વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| એડાવાડા | મે ઠાકોરસાહેબખહેચરસિંહજીએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખાનપુર | પટેલ કાળીદાસ ખહેચરે | ... | છોકરા છોકરીઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | નડિઆદના પટેલ નગીનદાસ હરજીવનદાસે | ૫—૦—૦ | સ્કાઉટ વિદ્યાર્થી ફંડમાં આપ્યા. |
| મહીસા | સારસાપુરના શાહ શંકરલાલ નાનચંદે | ... | છોકરા તથા છોકરીઓને જર્મન સિલ્વરના પ્યાલા નંગ ૨૦૦ વહેંચ્યા તથા |
| | " | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| મોટાકોટા-સણા | મે. કુંવરસાહેબ પ્રતાપસિંહજી વજેસિંહજી તરફથી | ૨—૦—૦ | પરબ ખાતે આપ્યા. |
| સાહેબજીના મુવાડા | અમદાવાદના મીલમાલીક શેઠ સાકરલાલ બાલાભાઇ તરફથી | ૪૦—૦—૦ | પેંચો નં. ૨ ભેટ આપી. |
| કોસણ | ઇજપુરાના ભાગદાર ઠાકોર મુળસિંહજી માલસિંહજીએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| અમરાજીના મુવાડા | શેઠ નાથાલાલભાઇ મુળચંદભાઇએ | ૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ઠાકોરશ્રી ધુરસિંહજીએ | ૧—૦—૦ | સ્કૂલ જમાડવાના ફંડમાં આપ્યા. |
| | ઠાકોરશ્રી રત્નસિંહજીએ | ૧—૦—૦ | " |
| | શેઠ નાલચંદભાઇએ | ૧—૦—૦ | " |
| | શેઠ ખેમચંદ હરગોવિંદભાઇએ | ૧—૦—૦ | " |
| | શેઠ અમુલખ જેઠીદાસભાઇએ | ૧—૦—૦ | " |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૭—૦—૦ | " |
| | ઠાકોરશ્રી રત્નસિંહજીએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પંડયા દલસુખરામભાઇએ | ૨૦—૦—૦ | " |
| ખારમુવાડા | સ્કૂલકમિટીના મેમ્બરો તથા ગામના મુખી મતાદારો અને સદ્‌ગૃહસ્થોએ મળી | ૩—૦—૦ | ઇનામના મેળાવડામાં જીતનારને રોકડ ઇનામ આપ્યું. |
| ભાભર | ગાંડીસરના ઠકર હરજી તરફથી | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | અંજારના શેઠ રણછોડલાલ ત્રીકમજીએ | ૨—૦—૦ | " |
| | સોની મણીલાલ દલછાચંદે | ૧—૦—૦ | લોટો નં. ૧ તથા પ્યાલા નં. ૪ પરબ ખાતે આપ્યા. |
| | સોની મગનલાલ અંબારામે | ૦—૧૨—૦ | લોટો નં. ૧ પરબ ખાતે આપ્યો. |
| | સોની ભાણજી હરજીવને | ૦—૧૨—૦ | " |
| ખાનપુર | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૨૭—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયાં. |

| | | | |
|---|---|---|---|
| ખાનપુર | પોલિસ પટેલ છોટાલાલ દાનાભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | માંદના પાટીદારો તરફથી | ૫—૦—૦ | બાળાઓને કાપડ વહેંચવા માટે આપ્યા. |
| | શેઠ વિઠ્ઠલદાસ કસ્તુરદાસે | ૨—૦—૦ | ” |
| | પટેલ નાથાભાઇ શામળદાસે | ... | કઝન રૂમાલ વહેંચવા માટે આપ્યા. |
| અંગુઘલા | સલકીના સદ્દગૃહસ્થોએ | ૮–૧૨–૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | વર્ધાના મુવાડાના સગૃહસ્થોએ | ૫—૮—૦ | ” |
| | દહેગામના પટેલ ગગનલાલ કીશોરદાસે | ૧૦—૦—૦ | છોકરાઓને પ્યાલા તથા તથા પતાસાં વહેંચ્યાં. |
| શીયાવાડા | શાહ ભોગીલાલ ગોરધનદાસે | ૪—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| | શાહ ચંદુલાલ કેશવલાલે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રેમાસ | નામદાર ઠાકોર સાહેબ તરફથી | ૧૦—૦—૦ | નાટક ભજવી બતાવનાર વિદ્યાર્થીઓને ઇનામ તરીકે રોકડ આપ્યા. |
| દેલોલી | કનોડાના પટેલ ઇશ્વર ભાઇચંદે | ૧૦—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |

## રાજપીપળા સ્ટેટ

| | | | |
|---|---|---|---|
| રાણીપરા | દેશાઇ પરસોતમ નારણદાસે | ૫—૮—૯ | વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| રાજપારડી | માજી ઉધરાતદાર પટેલ પુરૂષોત્તમભાઇ ભવાનભાઇએ | ૧૫—૦—૦ | બાળાઓને જમાડી. |
| | ” | ૩૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઝગડીઆ | મિ. માણેકલાલ ધનસુખરામે | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ લાવવા સાર આપ્યા તથા |
| | ” | ૧—૪—૦ | મૂળાક્ષરનો સચિત્ર નકશો આપ્યો. |
| પાણેથા | સ્કૂલકમિટીના મેમ્બર દેશાઇ કાળીદાસ શામળભાઇએ | ૯—૦—૦ | પરીક્ષામાં પાસ થએલા કાળી પરજના વિદ્યાર્થીઓને ચોપડી આપી. |
| સારસા | પા. લલ્લુભાઇ શંકરભાઇએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| અશા | રાજપીપળાના જોશી મૂળજીભાઇ નરભેશંકરભાઇએ | ૨—૦—૦<br>૬—૦—૦ | સાકર વહેંચી તથા બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા રકાબી વહેંચ્યાં. |
| સેલોત | મુસલમાન મુરતુઝારહેમાને | ૧—૯—૦ | વિદ્યાર્થીઓને દેશી આંકની ચોપડીઓ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| માંગરોળ | શ્રીરામજી મંદિરના મહંત હરિદાસ મહારાજે | ૮—૪—૦ | જર્મનના પ્યાલા નં. ૫૦ બાળાઓને વહેંચ્યા. |
| સરસાડ | ઝણોરના ઠાકરડીઆ મોતીસિંહજી ગંભીરસિંહજી તરફથી | ૩—૨—૦<br>૦—૮—૦ | પિત્તળના જામ વહેંચ્યા તથા સાકર વહેંચી. |
| આશા | પંડયા છોટાલાલ પ્રાણજીવનભાઇએ | ૭—૮—૦ | બેન્ચ નં. ૧ આપી. |
| લાછરસ | શ્રીબાલાજી મંદિરના આચાર્ય રામાનુજગુરુકમળનયનાચાર્યે | ૧૧—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| લીમોદરા | મિ. ગુલાબમીઆં ડોસુમીઆંએ | ૧—૦—૦ | જામ નં. ૩ પરબ ખાતે આપ્યા તથા પરબ બેસાડી. |
| રાજપારડી | અરચાલીના પા. મગનભાઇ શંકરભાઇએ | ૧૦—૮—૦ | બાળાઓને જર્મનના જામ નં. ૬૯ વહેંચ્યા. |
| ઇન્દોર | પરેલ ઝવેરભાઇ નાથાભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૧—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| રાજપીપળા | મિ. ચંદુલાલભાઈ મનસુખરામ વ્યાસે | ૧૫—૦—૦ | બ્રાંચ સ્કૂલમાં પતાસાનાં પડીકાં વહેંચ્યાં. |
| છોટાઉદેપુર | શાહ અંબાલાલ નાથજીભાઇ આજુપરાનાએ | ૫—૦—૦ | કવાટ મુખ્ય સ્કૂલમાં સાકર વહેંચી. |
| ઉમરેઠા | કંડારીના પટેલ મુળજીભાઇ ભઇજીભાઇ તથા અત્રેના પટેલ છીતાભાઇ રણછોડભાઇએ મળી | ૨૧—૦—૦<br>૨—૦—૦ | બાળાઓને જર્મન સીલ્વરના પ્યાલા રકાબી નં. ૬૩ વહેંચ્યા તથા પતાસાં વહેંચ્યાં. |
| | કંડારીના અમીન સોમાભાઇ કેશુરભાઇએ | ૧૫—૮—૦<br>૦—૮—૦ | બાળાઓને દાબડા નં. ૬૨ તથા પતાસાં વહેંચ્યાં. |
| માંગરોળ | વડાલીના સોલંકી મચલસિંહ જીણાભાવાએ | ૪—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| વાવડી | ગામલોકોએ સીલ્વર જ્યુબિલી પ્રસંગે | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| જીઓર | મિ. રણછોડ દયાળભાઇએ | ૯—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયાં. |
| | મિ. બાપુલાલ દાભાઇએ | ૯—૦—૦ | ,, |
| શીમેટ | સ્કૂલ કમિટિના મેમ્બરો તથા બીજા ગૃહસ્થોએ મળી | ૮—૦—૦ | સ્લેટો તથા પેનો વહેંચી. |
| ટંકારી | પાદરીઆ ગોકળ મૂળજીએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ગામ લોકોએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | ગોહેલ હિંમતરામસંગે | ૧—૦—૦ | ,, |
| | ગોહેલ બાવાભાઇ નવારસંગે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | વાઘેલા ગેમલસંગ અભેસંગે | ૧—૦—૦ | ,, |
| | રાઠોડ ગેમલસંગ સજાણે | ૧—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| ઉચેડીઆ | તલાટી બાલાશંકરગુણવંતરાયે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| લુણા | જોષી નાથુભાઇ કાશીરામ તથા નાથાભાઇ પરતાપસિંહ તથા બાપુસિંહ ગુમાનસિંહે મળી | ૧—૮—૦ | " |
| લાડરસ | પટેલ મથુરભાઇ કેસુરભાએ તેમના પિતાશ્રીના સ્મરણાર્થે | ... | બાળાઓને જમાડી. |
| ધારેલી | સ્કૂલ કમિટિના મેમ્બરો તથા અન્ય સદ્‌ગૃહસ્થોએ | ... | પતાસાનાં પડીકાં વહેંચ્યાં. |
| | સ્કૂલ કમિટિના મેમ્બરોએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| ધમણાચા | પા. ભવાનભાઇ દ્વારકાદાસ તથા પા. નરસીભાઇ મુળજીભાઇએ | ૫—૦—૦ | પરબ ખાતે તાંબાનું બેડું નંગ ૧ ભેટ આપ્યું. |
| રાજપારડી | ક્લા શાહ રણછોડલાલ હરિલાલે તેમના ભાઇના લગ્ન નિમિત્તે | ૪૨—૦—૦ | બાળાઓને જર્મન સિલ્વરના ટાટ વહેંચ્યા, |
| | " | ૪૯—૦—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના ટાટ વહેંચ્યા. |
| સીસોદરા | અવીધાના પટેલ વરધભાઇ ગીરધરભાઇએ | ૧૮—૪—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા નં. ૭૩ વહેંચ્યા. |
| ચોળી | વરણામાના પટેલ મંગળભાઇ જીજીભાઇએ | ૪—૦—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા નં. ૨૦ વહેંચ્યા. |

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| હીરાપુર | ગિ. બહેચરભાઇ મથુરભાઇ વહાલાભાઇ સ્કાઉટ માસ્તરે | ૪—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| | ગિ. દલસુખભાઇ વીરચંદે | ૧૬—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં, તથા વિદ્યાર્થી ફંડમાં આપ્યા, છોકરાઓને પતાસાં તથા ગરીબ વિદ્યાર્થી ફંડમાં આપ્યા. |
| | વરધના મુવાડાના શા. કાળીદાસ સાંકળચંદે | ૧૪—૦—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં તથા ગરીબ વિદ્યાર્થી ફંડમાં આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| હીરાપુર | ” | ૬—૦—૦ | વિદ્યાર્થીઓને પતાસાં તથા ગરીબ વિદ્યાર્થી ફંડમાં તથા સ્કાઉટ ફંડમાં આપ્યા. |
| | મિ. જીવાભાઇ ત્રિકમદાસે | ૩—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| | મિ. આશાભાઇ પુંજાભાઇ પોલિસ પટેલે | ૨—૦—૦ | ” |
| | મિ. દતાજી ધુળાજી પરમારે | ૨—૦—૦ | ” |
| | મિ. શનાભાઇ નાથાબાવાભાઇ પટેલે | ૧—૦—૦ | ” |
| | મિ. ત્રિકમભાઇ કેવળદાસ ઠક્કરે | ૧—૦—૦ | ” |
| રામપુર | પટેલ ડાહ્યાભાઇ મથુરભાઇએ | ૭—૪—૦ | પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| કુહા | મિ. છગલાલ લલ્લુભાઇએ | ૩—૦—૦ | બંને નિશાળોમાં પતાસાં વહેંચ્યાં. |
| | મિ. સોમાભાઇ પુંજાભાઇએ | ૭—૦—૦ | ” |
| | ગામના આગેવાન ગૃહસ્થોએ | ૫૦—૦—૦ | મુખ્ય સ્કૂલ કન્યાશાળા અંત્યજ શાળા, અને ગરીબોને જમાડયા. |
| અડાલજ | શેઠ હરગોવનદાસ દલસુખભાઇએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલોમાં પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| | શેઠ શકરાભાઇ ઠાકરશીએ | ૨૫—૦—૦ | બંને સ્કૂલોને જમાડી. |
| | બાઇ ડાહીબેન પા. પ્રભુદાસ ચતુરભાઇની વિધવાએ | ૧૨—૦—૦ | બાળાઓને કપડાના રેજા વહેંચ્યા. |
| | પા. હીરાભાઇ શંકરભાઇએ | ૨—૦—૦ | બંને સ્કૂલોમાં મિઠાઈ વહેંચી. |
| | ” | ૨૨—૦—૦ | જર્મન સિલ્વરના રકાબી પ્યાલા બાળાઓને વહેંચ્યા. |
| | મહીજવાળા પા. શનાભાઇ ગીરધરભાઇએ | ૨—૦—૦ | બાળાઓનેમિઠાઈ વહેંચી. |
| | ” | ૨—૦—૦ | છોકરાઓને ” |
| | ” | ૧૫—૦—૦ | બાળાઓને પિત્તળના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| | નડિયાદના મિ. ચતુરભાઇ એન દેશાઇએ | ૧૧—૦—૦ | બાળાઓને જર્મન સિલ્વરના પ્યાલા વહેંચ્યા. |
| | ” | ૨—૦—૦ | બંને સ્કૂલોમાં મિઠાઈ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| શીઆળ | મિ. ગાંગડ ઠાકોર સાહેબ તરફથી સમ્રાટ પાંચમા જ્યોર્જની સિલ્વર મહોત્સવ પ્રસંગે તેમના વહીવટદાર મિ. ભીમભાઈએ | ૫—૦—૦ | સાકર વહેંચી. |
| | સદ્‌ગૃહસ્થોએ મળી | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| લાંભા | મિ. રણછોડભાઈ નારણભાઈ પટેલે | ૧૫—૦—૦ | ,, |
| | મિ. ખોડાભાઈ છગનલાલ પટેલ | ૨૦—૦—૦ | ,, |
| | મિ. ચેલાભાઈ ખુશાલદાસ પટેલે | ૧૫—૦—૦ | ,, |
| | મહારાજશ્રી રઘુનંદદાસજીએ | ૧૫—૦—૦ | ,, |
| | પગી સારજીએ | ૧૫—૦—૦ | ,, |
| | પા. ખેચરભાઈ વણારસીએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. મગનલાલ શંભુભાઈ તથા પા. ખોડાભાઈ ત્રિભોવનદાસ તથા બાઈ પારવતી પા. છગનભાઈ જેસંગભાઈની વિધવાએ મળી | ૨—૦—૦ | ,, |
| | મહારાજશ્રી રઘુનંદદાસજીએ | ૨—૦—૦ | ,, |
| કુંડાલ | મુખી પરભુદાસ લલ્લુભાઈ પટેલ તથા મિ. ગોવિંદભાઈ શનાભાઈ પટેલ તથા મિ. શનાભાઈ ગોકળભાઈ પટેલ તથા મિ. બહેચરભાઈ મોતીભાઈ પટેલે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામલોકો તરફથી | ૬૦—૦—૦ | જર્મન સિલ્વરના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| વિદ્યાપુર | સોએ દોકડાના તાલુકદારોએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ગામના વહેપારી તરફથી | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કોઠ | જ્યુબીલી કમિટીએ જ્યુબીલી મહોત્સવ પ્રસંગે | ૭—૦—૦ | ત્રણે સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૧૫—૦—૦ | ત્રણે સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગુંદી | શાહ મોહનલાલ ગુલાબચંદે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મહારસંગ હાલુભાઈએ | ૧૫—૦—૦ | ,, |
| | ગણપુરવાળા મિ. મોહનલાલ નારણદાસે | ૫—૦—૦ | ઈનામ વહેંચ્યાં. |
| | સ્કૂલપંચો તથા ગામના ગૃહસ્થોએ ગયા જ્યુબીલી પ્રસંગે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| મોથેદ | મે. ઠાકોરસાહેબ બહેચરસંગ માનસંગજીએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ચંદરવા | પા. ધનજી નારણે | ૫—૦—૦ | કપડાં વહેંચ્યાં તથા |
| | | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| અડાળજ | શાહ હીરાલાલ પ્રેમચંદે | ૩—૦—૦ | બંને સ્કૂલોમાં ,, |
| | શાહ અમૃતલાલ પ્રેમચંદે | ૭—૮—૦ | ,, હોળી ઉપર હારડા વહેંચ્યા. |
| | હેડમાસ્તર પુંજાલાલ અંબાલાલ ભાવસારે | ૨—૮—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ અંબાલાલ ગોવિંદભાઇએ | ૨—૮—૦ | ,, |
| | પટેલ ભુલાભાઈ ગોકળભાઇએ | ૩—૦—૦ | ,, |
| | ગામતરફથી | ૧૨—૦—૦ | બાળાઓને કાપડના કકડા વહેંચ્યા. |
| | મિ. બાપાલાલ પ્રાણશંકર મહેતાએ | ૫—૦—૦ | બંને સ્કૂલોમાં પેંડા વહેંચ્યા. |
| સુંવાળ ડાંગરવા | મિ. મણીલાલ માધવજી પટેલે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | અમદાવાદ દરીઆપુર વાડીગામના રહીશ પા. સોમનાથ હરગોવનદાસની વિધવા બાઇ રેવાએ | ૩૦—૦—૦ | ,, |
| ભાત | ગામલોકોએ જ્યુબિલીના મહોત્સવ પ્રસંગે | ૨૫—૮—૦ | મુખ્યસ્કૂલ, કન્યાશાળા તથા અપંગોને જમાડયાં. |
| લોજવા | કાળી મંજી દેવાએ | ૨—૦—૦ | સાકર વહેંચી તથા |
| | ,, | ૧—૦—૦ | ગરીબ છોકરાઓને ચોપડીઓ તથા સ્લેટો લાવવા માટે આપ્યો. |
| | મે. પાટડી સ્ટેટ તરફથી | ૨૦-૧૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખેરવાજતના | મે. કોર્ટ ઓફ વૉર્ડઝ સાહેબ, પાટડી તરફથી કુંવરસાહેબ રાજકોટ ભણવા જતાં | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૨૫—૦—૦ | ચોપડીઓ, કપડાં, રબ્બર પેન્સિલ, સ્કાઉટનો વાવટો તથાપેરેલલ બાર્સ વગેરે ચીજો આપી. |
| | રાણીસાહેબા પાટડી સ્ટેટ ગાદીએ આવ્યાં તેની ખુશાલીમાં મુખી સાતાભાઈ ગંગારામે સ્ટેટ તરફથી | ૨૫-૧૫—૯ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ... | સપથણા વર્ગના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| સોનાસણ | મિ. મુળચંદભાઈ ખુશાલદાસ પટેલે | ૩૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. બાપુભાઈ કાળીદાસ પટેલે | ૩૫—૦—૦ | ,, |
| ચંદરવા | મે. લીંમડી દરબારસાહેબની જ્યુબિલી પ્રસંગે | ૨—૮—૦ | સાકર વહેંચી. |
| | મેરઇ પ્રભુ રામજીએ | ૧—૦—૦ | ,, |
| ઉતેળીયા | મે. નામદાર દરબારસાહેબ તરફથી કુમારશ્રી જયવંતસિંહજીના કુંવરશ્રીના સ્મરણાર્થે | ૩—૪—૦<br>૧૨—૦—૦ | દુધ પાયું તથા મિઠાઇ વહેંચી. |
| જોધપુર | બાઈ શીવબાએ | ૨૫—૦—૦ | સરખેજ મુખ્ય સ્કૂલ, મીઠાખરી સ્કૂલના રક્ષિટો તથા અત્રેની સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| સરવાળ | ઝાલા પ્રભાતસંગ કલ્યાણસંગે | ૦—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વાંચ | શેઠ ભીખાભાઇ બહેચરદાસે | ૨૫ ૦—૦ | બાળાઓને જમાડી. |
| ઉતેળીયા | સરધવાણ ગામના આગેવાનોએ | ૩—૦—૦ | સરધવાણ વર્ગને પુસ્તકો વહેંચ્યાં તથા સાકર |
| | ,, | ૨—૦—૦ | વહેંચી. |
| ચચેર | ભાવસાર નાથાભાઇ દલીચંદે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | ભાવસાર સુરજબાના મરણ પ્રસંગે | ૧૫—૦—૦ | ,, |
| | લુહાર નાથાભાઈ છગનલાલે | ૨૦—૦—૦ | ,, |
| વિસલપુર | પા. ગીદમ સાયબજી તથા સુવાણ ફતેસીંગ વાઘજીભાઇએ | ૧૦—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ડૉ. ચુનીલાલ ત્રીભોવન બહેરાવાળાએ | ૫—૮—૦ | ,, |
| | હેડમાસ્તર મુનાભાઇ ચતુરભાઇ પટેલે | ૧—૮—૦ | ,, |
| | પહેલા આસિ. અંબાલાલ શોભારામ જોશીએ | ૧—૦—૦ | ,, |
| બદરખા | મિ. કરસનભાઈ હરિભાઈ તથા મુખી રણછોડભાઈ રાયસંગજીએ | ૨૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ચચેર | આસિ. છોટાલાલ ત્રિભુવનદાસે | ૧—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| હાથીજણ | શાહ છગનલાલ વલમસીની પેઢી તરફથી | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામલોકોએ | ૧૫—૦—૦ | ,, |
| | વડોદરાના પરમાર મોતીજી હીરાજીએ | ૧—૦—૦ | શેરડી વહેંચી. |

# ધી વિક્ટોરિયા મેમોરિયલ અંધશાળા

## તાર્દેવ—મુંબઈ.

**આ શાળા ૧૯૦૨ માં સ્થપાઈ છે.**

અહીં ૭ થી ૨૦ વર્ષથી જાણુતાં અંધ બાળકો ન્યાત, જાત તથા ધર્મના બાધ વગર દાખલ થઈ શકે, અને પોતપોતાનો ધર્મ પાળી, આચાર-વિચાર પ્રમાણે રહી શકે એવી ગોઠવણ છે. એમાં દાખલ થનાર વિદ્યાર્થીઓની પહેલાં દાક્તરી તપાસ થાય છે, અને જેમની આંખો સુધરે એમ હોય તેમને માટે દવા વગેરે થાય છે. તે પછી જેમને માટે એમ નથી એમ નક્કી થાય છે તેમને આ શાળામાં દાખલ કરવામાં આવે છે. અહીં વિદ્યાર્થીઓ વાંચતાં, લખતાં તથા ગણિત શીખે છે. એ ઉપરાંત દરેક બાળક સ્વતંત્રપણે ગુજરાન ચલાવી શકે એ ઇરાદાથી તેને સીવણ, પાટી ભરવાનું, નેતર કામ, બીડી બનાવવાનું તથા શાસ્ત્રીય પદ્ધતિસર સંગીત શીખવવામાં આવે છે.

આ શાળામાં ફી લેવામાં આવતી નથી. રહેવાનું, ખાવાનું, કપડાંલત્તાં, ભણવાનું તમામ મફત મળે છે; પણ સારી સ્થિતિનાં માબાપો અનુકૂળતા પ્રમાણે ખરચમાં પોતાનો ફાળો આપી શકે છે.

આંધળાઓ શીખી શકેજ નહિ; તેમને માટે તો ભીખજ સર્જેલી છે, આ વિચારો દેશની અજ્ઞાન અવસ્થાને લીધે લોકોના મગજમાં જડ ઘાલી બેઠા છે. વળી ઘણાખરા આંધળા ગરીબ વર્ગના હોય છે તેથી તેમજ અંધશિક્ષણને માટે શાં શાં સાધન છે, તથા તેમની શાળાઓ ક્યાં ક્યાં છે વગેરે બાબતનો લોકોને ખ્યાલજ નથી, તેથી અંધ બાળકો આવી શાળાઓનો જોઈએ તેવો લાભ લઈ શકતાં નથી.

વળી શાળામાંથી ભણી ઉતર્યા પછી જેને જરૂર હોય તેવાઓને સાહિત્યો અપાવી દેવામાં આવે છે. શહેરમાં કાઢેલા અંધ-ઉદ્યોગ-ગૃહમાં વધુ હકીકત માટે પ્રોસ્પેક્ટસ મગાવવું. શાળાને હરેક પ્રકારની મદદ મળે તો તે પુણ્યનું કામ છે. અંધ વિદ્યાર્થીઓએ શું કરવું, ધંધાને માટે જોઈતાં નાણાં અને સાધન ક્યાંથી લાવવાં, એ મુશ્કેલીઓ દૂર કરવાને માટે વિદ્યાર્થીઓને અભ્યાસના પ્રમાણમાં શિષ્યવૃત્તિઓ અપાય છે. આવી રકમો વિદ્યાર્થીઓને નામે જમે રાખી, ભવિષ્યમાં તે નિશાળ છોડે ત્યારે તેને સીવવાનો સંચો, વગાડવાનો દીલરૂબા, કે બીજું કોઈ જરૂરી સાધન

વેચાતી લઈ આપવામાં, અથવા ધંધો શરૂ કરવા માટે રોકડ રકમ રૂપી બનતી મદદ આપી તેને રસ્તે પડવાનો પ્રયાસ થાય છે.

અંધશિક્ષણ અથવા આંધળાને લગતી કોઈ પણ માહીતી માટે નીચેને સરનામે પુછાવો:—

શાળામાં દાખલ થતાં પહેલાં સામાન્ય રીતે દરેક વિદ્યાર્થીએ રૂ. ૧૦) દશ ડિપોઝીટ આપવા પડે છે. એ રકમ સારી ચાલચલગતને માટે અનાગત તરીકે જમે મંડાય છે અને જ્યારે વિદ્યાર્થી શાળાનો અભ્યાસ પુરો કરી સર્ટિફિકેટ લઈને જાય છે ત્યારે તે પાછી આપવામાં આવે છે.

હરિપ્રસાદ ડાહ્યાભાઈ બી. એ.
પ્રિન્સિપાલ
ધી વિક્ટોરિઆ મેમોરિઅલ અંધશાળા
તાર્દેવ, મુંબાઈ.

---

## જાહેરખબર

રાવસાહેબ માધવલાલ હરીલાલ સ્મારકફંડની કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ભરુચ અને સુરત જિલ્લો અને સુરત એજન્સિની કોઈ સ્ત્રીશિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦) ત્રીસનાં ઇનામનાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ધી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગોઠવણ કરી છે. પરીક્ષા તા. ૧૧–૧૨–૩૬ શુક્રવારના રોજ અમદાવાદની ધી મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં સદરહુ કોલેજનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના હેડમાસ્તર સાહેબ લેશે. પાઠનો વિષય અને વર્ગનું નામ એક કલાક અગાઉ જણાવવામાં આવશે. સઘળી અરજીઓ તા. ૫–૧૨–૩૬ સુધીમાં પોતાના ઉપરી અધિકારી મારફતે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તરફ ઉમેદવારે મોકલવી. પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રીશિક્ષકો આ ઇનામ માટે હરિફાઈ કરી શકશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ
ફોર વિમેન, અમદાવાદ.
તા. ૧૮ ઑગષ્ટ ૧૯૩૬.

વી. બૅપ્ટિસ્ટા
લેડી સુપરિન્ટેન્ડેન્ટ

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઓફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

૫૦ જયાના પત્રો
૫૦ ચોર્યાશીનું ચક્કર
૫૫ બલિદાન
૫૦ મા
૫૦ કાકી
૫૦ અર્ધાંગના
૫૦ દરેક સ્ત્રી વાંચે
૫૦ બનાવટી
૬૪ વાતનું વતેસર
૬૪ સામાજિક વાતો
૬૪ સ્ટવનું શાસ્ત્ર
૬૪ હોઈ
૬૪ સુખી ઘર
૬૪ રઝીયા બેગમ
૬૪ સ્ત્રીશક્તિની રમુજી વાતો
૬૪ બાથી સાસી
૬૪ માંદગી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. બધાંએ મંજુર થએલાં છે.

સ્ત્રી શક્તિ, સુરત.

## તા. ૧લી નવેમ્બરથી

કોઈપણ બુકસેલર પાસેથી
માગી લો.

## ગજરાવાળા ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

## એકઆના ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

## એકસામટી ખરીદનારને સારૂં કમિશન મળશે.

કિંમત સંબંધી કંઈ પણ ફેરફાર હોય તો
નીચે બતાવેલા સરનામે લખો.

ધી ગુજરાત ઓરિએન્ટલ બૂકડીપો,
ગાધીરોડ, રતનપોળને નાકે,

અમદાવાદ.

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે લવાજમના પૈસા મનીઑર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે પરંતુ તેમાં કમિશન કે વટાવ લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૨૫ અને ૧૯૨૬ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે તે મોકલી આપવા નહિ તો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે. તંત્રી

પુસ્તક ૭૫] [અંક ૧૦-૧૧

Registered
No. B. 43.

ઓક્ટોબર-નવેમ્બર
સને ૧૯૩૬

# ગુજરાત
# શાળાપત્ર



તંત્રી
એચ. ટી. ચોધરી, બી.એ., એસ.ટી.સી.ડી.

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ભિકમલાલ ઘીવાળી બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ—અમદાવાદ.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫] ઓકટોબર-નવેમ્બર ૧૯૩૬ [અંક ૧૦-૧૧

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને
કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર
જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## આદર્શ મદદનિશ શિક્ષક

આ મથાળા નીચે જુલાઈના અંકમા શિક્ષકો પાસેથી તેમના વિચારોની માગણી કરવામા આવી હતી. શિક્ષકોએ સારા પ્રમાણમા જવાબ આપ્યા છે. વધુ ખૂશ થવા જેવું એ છે કે સ્ત્રીશિક્ષકોએ વિનંતી ધ્યાનમા લઈ અસહકાર અને શરમાળપણું દૂર કરીને પોતાના વિચારો ખુલ્લા દિલથી જણાવવાને કમર કસેલી જણાય છે. આ માટે જે બેનો કેસરીઆં કરીને આગળ પડેલ છે તેમને ધન્યવાદ ઘટે છે. બીજી બેનો પણ હવે ધીમે ધીમે આગળ આવશે એવી આશા રાખવામા આવે છે આવેલા નિબંધમાંથી ટુંકમાં કેટલાક વિશિષ્ટ એવા ગુણોની યાદી આપવામા આવી છે; તેમજ પુરુષ અને સ્ત્રીશિક્ષકો તરફથી જે નિબંધ મળેલ છે તેમાથી એક એક આ નીચે જણાવેલ છે. સ્થળસંકોચને લીધે વધુ નિબંધ નહિ આપી શકવા માટે દીલગીર છીએ.

**આદર્શ મદદનિશ શિક્ષકના ખાસ ગુણો. —**

સારો શિસ્તપાલક, મુખ્ય શિક્ષક પાસે ન છુટકે જનારો, બાળક પ્રત્યે પ્રેમવાળો બાલમાનસશાસ્ત્રી, કર્તવ્યનિષ્ઠાવાન, વફાદાર ( શાળા, બાળકો,

જોડીદારો, વગેરે પ્રત્યે ) સારો શિક્ષક, વિષયમાં નિષ્ણાત, વિનોદી, સારો દેખાવવાળો, યોગ્ય પોષાક પહેરતો, કુળભાવનાવાળો, મુખ્ય શિક્ષક ને જોડીદારો સાથે સહકાર માટે તૈયાર, આશાવાદી, પ્રસન્નમુખ, ચારિત્રવાન, બીજાઓના અભિપ્રાય પ્રત્યે માન, અલ્પ સમયી ધાંધલથી દૂર, નિયમિત ( દફતરી કામ, હાજરી વગેરે ), શાળાના ઓરડાને નાટ્યગૃહ કરતાં મનુષ્યને રહેવાનાં મકાનો બનાવનાર, સુધક, વિપત્તિમાં ધૈર્યવાન, સામાજિક જીવનમાં ભાગ લેનાર, વાલી પ્રત્યેની ફરજની સમજવાળો.

( ૧ )

સંસ્કૃતિ પ્રમાણે સમાજ બને છે, અને સંસ્કૃત સમાજ પર રાષ્ટ્રની ઉન્નતિનો આધાર છે. એ સંસ્કૃતિનું મૂળ શિક્ષણમાંથી પ્રગટે છે; અને શિક્ષણ તે શિક્ષકનાં જ્ઞાન, પદ્ધતિ અને આચાર પર અવલંબે છે. એટલે શિક્ષક તે રાષ્ટ્રવિધાતા છે—ભાવિ નાગરિકોના સંસ્કારનો સર્જક છે. આવા મહત્ત્વના પદે વિરાજનારની જોખમદારી—જવાબદારી પણ મોટી હોય તે સ્વાભાવિક છે. એ જોખમદારીનું કામ યથાર્થ રીતે બજાવવા માટે આદર્શ શિક્ષકમાં કેટલાક ગુણોની ખાસ જરૂર છે, જેવાકે:—

૧ કર્તવ્યનિષ્ઠા-ફરજનું સંપૂર્ણ ભાન,

૨ પોતાના ધંધામાં વધારે ને વધારે યોગ્યતા મેળવવાની ધગસ,

૩ જ્ઞાનસમૃદ્ધિની અભિવૃદ્ધિ ખાતર વિશાળ વાચનનો શોખ,

૪ પોતાના કાર્યક્ષેત્રમાં ઉંડો રસ,

૫ બાળકો પ્રત્યે પ્રેમ અને દીલસોજી,

૬ તેમના સર્વદેશીય વિકાસ માટે નિરંતર વિચારણા અને પ્રયાસ;

ઉપરાંત વ્યવસ્થા, સંયમ, નિષ્પક્ષપાતીપણું, પ્રતિભા, દૃઢતા, મળતાવડો સ્વભાવ, ગૌરવ, સ્વચ્છતા અને નિયમનપ્રિયતા.

આ ગુણો જો પ્રત્યેક શિક્ષકમાં હોય તો બાળોન્નતિ અને રાષ્ટ્રોન્નતિ સહજ પ્રયત્ને સાધી શકાય એ નિર્વિવાદ છે.

પણ વર્તમાન શિક્ષણસંસ્થાઓમાંના પ્રત્યેક શિક્ષકમાં એ ગુણો હોયજ એમ માની શકાય નહિ, માટે પોતાના કાર્યપ્રદેશને સરળ બનાવવા આદર્શ શિક્ષકે બને તેટલી સંપની વૃદ્ધિ કરવી. "એક હાથે તાળી ન પડે" એ લૌકિક કથનાનુસાર જો તે મુખ્ય અને બીજા મદદનિશ શિક્ષકોનો સહકાર ન સાધી શકે તો પોતાના આદર્શોને સંપૂર્ણ રીતે અમલમાં ન મુકી શકે. પ્રેમનું સામર્થ્ય એવું અપરિમિત છે કે તે સર્વ વિક્ષેપોને દૂર કરાવી દે છે. સંપથીજ મહત્ત્વનાં કાર્યો સાધી શકાય છે; માટે આપણી શાળાનું

સુકાન જેના હાથમાં છે, તેવા મુખ્ય શિક્ષકની પ્રીતિ તેણે સંપાદન કરવી જોઈએ, પણ તે અંશમાત્રે ખુશામતથી નહિ—યોગ્ય વિનય દર્શાવીને અને પોતાના કામથી તેને સંતોષીને. આદર્શ શિક્ષક ગમે તે સંયોગોમાં સ્વમાનને જતું નજ કરે. સમસ્ત શાળાની કાર્યધુરા મુખ્ય શિક્ષકને વહેવાની હોવાથી મદદનિશ શિક્ષક તેનાં કાર્યને બને તેટલું હળવું કરે. તેનો ખોટો ભય ન રાખતાં આપ્તજન જેવોજ સંબંધ રાખી સત્ય હકીકત નિડરપણે જણાવે, શાળાના બચત સમયમાં (ફ્રી પિરિઅડોમાં) કે શાળા બહારના સમયે પ્રસંગોપાત તેની સાથે શિક્ષણવિષયક ચર્ચા કરી વિચારોની આપલે કરે. પોતાની જોખમદારી માત્ર વર્ગ પુરતીજ ન માનતાં આખી શાળાને પોતાની માની જ્યાં જ્યાં સુધારણાને અવકાશ હોય ત્યાં ત્યાં પોતાથી શક્ય હોય તેટલું કરવા ન ચૂકે, પોતાથી ન બને તેવું હોય ત્યાં મુખ્ય શિક્ષકનું લક્ષ ખેંચે (બહુ વિનયથી). પ્રાણવંત મદદનિશ શિક્ષકોનું કાર્ય કેટલીક વખત સહકારને અભાવે વિટંબણાભરેલું થઈ પડે છે, પણ આવે સમયે તે ધીરજ રાખી હાથમાં લીધેલા કાર્યને પહોંચી વળવા પહાડ જેટલો અડગ રહે.

મુખ્ય શિક્ષક નમુનેદાર હોય અને તેની સાથે રહી મદદનિશ શિક્ષકને કામ કરવાનું હોય તો પોતે નમ્ર અને જિજ્ઞાસુ બની તેની પાસેથી ઘણું મેળવી શકે. જેમકે:—

૧ આદર્શ મુખ્ય શિક્ષકના જીવનમાંથી કાર્યરસ, પ્રેરણા અને પ્રોત્સાહન આપોઆપજ મળ્યા કરે;

૨ તે અનુભવી હોવાથી શિક્ષણકાર્યમાં—પદ્ધતિમાં તેની પાસેથી માર્ગદર્શક સૂચના મેળવી શકાય;

૩ કોઈ વિષય પરત્વે જ્ઞાનની ન્યૂનતા હોય ત્યાં સહાય લઈ શકાય;

૪ શાળામાં કોઈ નવીન તત્ત્વ દાખલ કરવા ઇચ્છા થાય તો યોગ્ય સલાહ અને સંમતિ મેળવી શકાય;

૫ શાળા, વર્ગ કે સાહિત્ય સંબંધીની મુશ્કેલીનો ઉકેલ પમાય વગેરે.

આ રીતે શિક્ષકવર્ગનો સહકાર સાધી, બાળકોની સ્વચ્છતા, શારીરિક આરોગ્ય અને સંસ્કારની જાગૃતિને અર્થે તેમનાં કુટુંબીજનોના પરિચયમાં આવી આ બાબત તેમનામાં રસ જગાડે, અને યોગ્ય સલાહ આપે. ૫ કલાકના શાળાજીવનમાં તેમનો-બાળકોનો ઇચ્છિત વિકાસ સાધી શકાય નહિ, માટે જે ઘર અને શેરીમાં જિંદગીનો બાકીનો સમય તેમને ગાળવાનો છે તે શિક્ષણના ધામ સમાં થઈ પડે તેવું વાતાવરણ રચવાનો પ્રયત્ન કરે.

વર્તમાન શિક્ષણસંસ્થાઓમાં મોટે ભાગે માનસિક શિક્ષણનેજ સ્થાન અપાય છે. પણ માત્ર મગજમાંજ જ્ઞાન ભરાયું હશે અને સંર્વાંગી વિકાસ નહિ થયો હોય તો અન્ય સહાયભૂત અંગોના સહચાર વિના માત્ર એકલા મગજથી–બુદ્ધિથી જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત નહિ થાય; માટે માનસિક શિક્ષણની સાથે દક્ષતા લાવવા માટે હસ્તકળા અને કસરતને દાખલ કરી બાળકોને શ્રમ અને સૌન્દર્યમાં રસ લેતાં કરે.[1] શ્રમની મહત્તા અને સૌન્દર્યનો અભ્યાસ એ બે ખરા શિક્ષણનાં મુખ્ય અંગો છે. આદર્શ શિક્ષક પોતાના શિક્ષણમાં આ અંગોને મુખ્ય સ્થાન આપે, અને પોતાના ઉન્નત ચારિત્ર્યથી નૈતિક શિક્ષણનો આદર્શ બાળકો સન્મુખ રજુ કરે.

ટુંકમાં જે પોતાના કાર્યમાં ઓતપ્રોત થઈ ગયો હોય, તેની નસે-નસમાં અને લોહીના પ્રત્યેક બિન્દુમાં શાળા, શિક્ષણ અને બાળકોનું જ રટણ હોય, બાળવિકાસ અને સમાજોન્નતિ એજ, જેનું જીવનધ્યેય હોય, જે બાળકોને તીક્ષ્ણ બુદ્ધિશાળી, લાગણીપ્રધાન, હૃદયશીલ, અને શરીરે સુદૃઢ બનાવી તેમનો સર્વાંગી વિકાસ સાધી તેમને સંસ્કૃત ને સ્વાધીન બનાવે તેજ સાચો શિક્ષક છે, અને એવા શિક્ષકોજ સમાજને ઉચ્ચ કોટિએ પહોંચાડશે.

લલિતાગૌરી કેશવલાલ શાહ
ગર્લ્સ મિડલ સ્કૂલ, વાંકાનેર.

## ( ૨ )

રાજા અને પ્રધાન વચ્ચેના સહકારથી રાજ્યની પ્રજાની ઉન્નતિનો પ્રશ્ન જેટલો આધારભૂત છે, તેટલોજ પ્રશ્ન શાળાના મુખ્ય શિક્ષક અને તેમના મદદનિશ શિક્ષકો વચ્ચેના સહકારમાજ શાળા, શિક્ષણ અને શિષ્યોની ઉન્નતિનો આધાર નિર્વિવાદ અવલંબી રહ્યો છે. શાળાના સંચાલકો પૈકી આજે માત્ર મદદનિશ શિક્ષક વિષેજ લખવાનું હોવાથી, આદર્શ મદદ-નિશ શિક્ષક થવા માટે વર્તનમાં ઉતારવાના વિચારો દર્શાવ્યા છે.

### આદર્શ મદદનિશ શિક્ષકની યોગ્યતા:—

આદર્શ મદદનિશ શિક્ષકના હૃદયમંદિરમાં નીચેની ચાર પ્રકારની શુદ્ધ ભાવના સદા મૂર્તિમંત થએલી હોવી જોઈએ:

1 આ વાક્ય છોટાલાલ માનસિંગ કામદારના સંશોધિત પુસ્તક 'બુકર ટી. વાશિંગ્ટન'માંથી લીધેલ છે.

(૧) મુખ્ય શિક્ષકઃ—એ મારા શુભેચ્છક, જ્ઞાનવૃદ્ધ અને અનુભવશાળી છે. માટે તેમની સાથે માનથી વર્તી તેમના અનુભવનું જ્ઞાન મેળવવું.

(૨) શિષ્યોઃ—એ મારાં વ્હાલાં બાલુડાં છે, અને પ્રભુની વિરલ સૃષ્ટિમાં વિહાર કરી નૃત્ય કરતાં નિર્વિકારી બાલ કુમારો છે. માટે તેમની સાથે પ્રેમથી વર્તી, તેમનું જીવન ઉજ્જ્વલ બનાવવા મારે પોતાને આદર્શ થવું; કારણ કે "બાળક એક અનુકરણ કરનાર પ્રાણી છે," એટલે તેમની અનુકરણીય શક્તિને વેગ મળે, તે પ્રમાણેના વાતાવરણમાં જીવવું એજ મારી પવિત્ર ફરજ છે.

(૩) શિક્ષણઃ—શરીરની વૃદ્ધિ માટે જેમ ખોરાક, હવા અને પાણી વગેરેની જરૂર છે, તેમ ઉચ્ચ પ્રકારનું જીવન જીવવાને યોગ્ય શિક્ષણની જરૂર છે, માટે શિક્ષણવિષયોનાં પુસ્તકોનું અધ્યયન કરી જ્ઞાનદીપકની જ્યોત અખંડ પ્રગટાવવા સદા ઉત્સુક રહેવું જોઈએ.

(૪) શાળાઃ—એ મારૂં ગૃહમંદિર-જ્ઞાનમંદિર છે. એ મંદિરને ઉચ્ચ કોટિની ગણત્રીમાં આલેખાવવું કરવા, બની શકે તેટલા પ્રકારની શુદ્ધ ભાવના સેવી નિઃસ્વાર્થ સતત પ્રયાસ કરી એની ઉન્નતિમાંજ મારૂં શ્રેય છે, એમ સદા માનનારા હોઈ તેજ મદદનિશ શિક્ષક "આદર્શ મદદનિશ શિક્ષક"ની યોગ્યતાને પામ્યો કહી શકાય.

આદર્શ મદદનિશ શિક્ષકમાં જોઈતાં લક્ષણોઃ—

(૧) પવિત્ર જીવન સાથે આદર્શ ઉંચો રાખોઃ—

બાળકોને કેળવવાં એ કંઈ રહેલું કાર્ય નથી, તેમ છતાં પોતે સ્વીકારેલ કાર્યમાં મશગુલ રહી આદર્શ મુખ્ય શિક્ષકમાં જોઈતા સર્વ ગુણો ગ્રહણ કરવા; કારણકે એ પદે પહોંચવા તમારો પોતાનોજ પ્રયાસ -કાર્ય ભવિષ્યમાં ઉપયોગી થઈ પડશે. આમ આદર્શ ઉંચો સેવવામાં કોઈની ખુશામત કે તેને નુકસાન થાય, એવું નીચ કાર્ય કદી ન કરવાની પ્રતિજ્ઞા લો. પર આશે બેસી રહેવાની બુરી આદતનો સદા ત્યાગ કરી, જ્યાં છો ત્યાંથી લાયકાત મુજબ અથવા હમેશાં સારાં કાર્યો કરી લાયકાત વધારી આગળ જવાની આશા સેવવી.

(૨) કર્તવ્યનિષ્ઠ બની પ્રેમ સંપાદન કરોઃ—

પોતાના કાર્યમાં હંમેશાં શિથિલ થયા વિના, આનંદથી આગે કૂચ કદમ કરવી. શાળાના મુખ્ય શિક્ષક, બીજા મદદનિશ શિક્ષકો, બાળકો, બાળકોના વાલીઓ, શિક્ષણ-પ્રેમીજનો અને વિદ્યાધિકારી સાહેબોના સહવાસમાં વધારે વખત રહેવું પડે છે, એટલે તેઓની સાથે પ્રેમથી વર્તી,

તેઓનો પ્રેમ સંપાદન કરવાની ભાવના સેવવી. ટુંકમાં સર્વ સાથે દયા ને પ્રેમથી વર્તવાની ઉમદા ભાવેશ ધરાવવી. પ્રેમ સંપાદન કરવામાં ખુશામત અને એવા બીજા ખરાબ ગુણોથી વેગળા રહેવું. આવી જાતની ભાવનાથી જોઈએ તેટલો શુદ્ધ પ્રેમ મેળવી, શાળાના દરેક કાર્યમાં સહાયતા મેળવવાને તમો ભાગ્યશાળી થશો.

(૩) શિક્ષણની તાલીમ લેવા સદા ઉત્સુક રહેોઃ—

હંમેશના સહવાસમાં આવનાર મુખ્ય શિક્ષકના જ્ઞાનનો, પદ્ધતિનો અનુભવ લઈ, શિક્ષણ આપવા જ્યાં ન સમજાય, ત્યાં તેમની મદદનો ઉપયોગ કરવો. તે ઉપરાંત શિક્ષણ સંબંધી ચર્ચા કરતા લેખો, પુસ્તકો અને માસિકો વગેરેનું નિયમિત વાચન કરવું ખાસ જરૂરનું છે. પોતાના કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી યોગ્ય અધિકારી સાહેબો મારફત ટ્રેનિંગ સંસ્થામાં દાખલ થઈ, ઉચ્ચ કોટિની તાલીમ લેવાની જિજ્ઞાસા રાખવી.

(૪) પ્રયત્નશીલ બની સંપનું મોઝું પ્રસરાવોઃ—

પ્રભુએ સરજેલી સૃષ્ટિમાં દરેક મનુષ્ય સાથે સંપથી રહેવું "જ્યાં સંપ ત્યાં જંપ" એ સૂત્ર ખાસ લક્ષમાં રાખવું. શાળાના આધારસ્તંભ મુખ્ય શિક્ષક સાથે કુસંપ ન કરતાં, સંપથીજ વર્તવામાં લાભ–શોભા છે; તેમ છતાં અંગત કારણોને લઈ, કુસંપ જાગે તો તે શાંત કરવા એક પણ પળ વિસારે ન જવા દેવી. કુસંપના સમયમાં મુખ્ય શિક્ષકની અને શાળા સાથે નિકટનો સંબંધ ધરાવનારની નીચ વાતો કરી; ગામમાં ગંદુ પ્રચારકાર્ય કરવાની વૃત્તિનો ત્યાગ કરવો.

(૫) શાળાની પ્રગતિનાંજ પોતાની ઉન્નતિ સમાએલી છેઃ—

મુખ્ય શિક્ષક તેમજ બીજા મદદનિશ શિક્ષકો સાથેના વર્તનમાં કુસંપનો જન્મ ન થવા દેવો, પણ ઉપર જણાવ્યા મુજબ કંઈ કારણસર કુસંપ જાગે, તો શાળાના, બાળકોના હિતને ખાતર તેમણે બહેતર છે; કે તે શાળામાંથી પોતાની બદલી બીજી શાળામાં કરાવવા ગોઠવણ કરવી; પણ આથી વિરુદ્ધ વર્તન કરી, મદદનિશ શિક્ષક શાળાની પ્રગતિના માર્ગમાં કંટક વેરવા કટિબદ્ધ થાય છે, તો એ જેવું તેવું બેહૂદ ન કહેવાય. આવી વર્તણુકથી શિક્ષકો, શિષ્યો અને ગ્રામ્ય જનો ઉપર પોતાને માટે કેવી છાપ પડશે તેનો જરા ખ્યાલ કરશો એટલુંજ નહિ, પણ આવા હલકા પ્રકારના વર્તનથી પોતે આખો શિક્ષકસમાજ કલંકિત–શરમિંદો બનાવે છે, માટે એવી જાતના વર્તનથી વિમુખ રહેવું.

(૬) આળસ છોડી કાર્ય કરવામાં ઉત્સુકતા દાખવોઃ—

શાળામાં વર્ગનાં બાળકોને કેળવવાનું તેમજ દફતરી કામ પ્રશંસનીય

અને તેમ કરવા કાળજી રાખી, કાર્ય કરી પોતાની જવાબદારીમાંથી મુક્ત થવું એ ઉપરાંત શાળાની અનેકવિધ પ્રવૃત્તિમાં આગળ પડતો રસ લઈ, શાળાની ઉન્નતિમાંજ પોતાનો ફાળો આપવા કદી ચૂકવું નહિ. (૧) મકાનની સ્વચ્છતા, (૨) શિષ્યોની આરોગ્યતા, (૩) શિક્ષણવિષયક નમુના, (૪) શારીરિક તાલીમ, (૫) બાગકામ, (૬) બાળલાયબ્રેરી, (૭) બાળ સોસાયટી, (૮) મેળાવડા, પ્રદર્શનો વગેરે પ્રવૃત્તિને ઉમંગથી ચાલુ હોય તો વેગવંતી બનાવવી અને ચાલુ ન હોય તો મુખ્ય શિક્ષકને જણાવી તે સંબંધી યોગ્ય કરવા પ્રયાસ કરવો. પુસ્તકને વળગી રહેવાથી શિક્ષણની સ્વયંવ સ્ફુર્તિ નાશ પામે છે, માટે સમયોચિત રસીલું–પ્રાણવાન શિક્ષણ આપવા બાળકોને રસદ કરવા, યોગ્ય વાતાવરણ જમાવવા, હંમેશાં પાઠ આપવાની ઘરથીજ તૈયારી કરી શાળામાં જવું શ્રેયસ્કર છે.

(૭) જીવન આદર્શ બનાવવાની જિજ્ઞાસા રાખો:—મદદનિશ શિક્ષકે નીચેના મુદ્દા ખાસ ધ્યાનમાં રાખી વર્તવાથી પોતાને તથા તેમના સહવાસમાં આવનાર સર્વ કોઈને અલભ્ય લાભ થશે એ નિશ્ચિત છે.—

(૧) વ્યસનથી વિમુખતા
(૨) વાણીમાં કાણુ સાથે માધુર્ય
(૩) સ્વચ્છતા
(૪) શિસ્ત
(૫) સેવામા અડગતા
(૬) શિક્ષણમાં સરળતા, વિવિધતા અને રસિકતા
(૭) આરોગ્ય
(૮) દઢતા
(૯) શિક્ષાનો અભાવ
(૧૦) પ્રેમ
(૧૧) સંયમ
(૧૨) સહકાર
(૧૩) સ્વમાન
(૧૪) જ્ઞાનપિપાસા
(૧૫) બાળક સાથે બાળક જેવા બનવું
(૧૬) અભિમાનનો ત્યાગ
(૧૭) ઉદારતા
(૧૮) કાર્યમાં મક્કમતા
(૧૯) દુઃખ નિવારવાની વૃત્તિ
(૨૦) વર્તનમાં નિર્મળતા
(૨૧) પ્રગતિ
(૧૨) પ્રમાણિકતા
(૨૩) વિદ્યાવ્યાસંગ
(૨૪) નિર્મળ ભાવના
(૨૫) જવાબદારીની સમજ
(૨૬) સત્યાવલંબન

આ નિબંધ આદર્શ છે, એવો મ્હારો દાવો નથી; માત્ર વિચારોજ દર્શાવ્યા છે.

લલ્લુભાઈ નારણજી પટેલ
પહેલા આસિ. માસ્તર.
આફવા, ગુ. લો–બો. શાળા.
તા. બારડોલી જિ. સુરત.

## આદર્શ ઇન્સ્પેક્ટર



શાળાપત્રના વાચક વર્ગ પાસેથી ગયા અંકોમાં 'આદર્શ મુખ્ય શિક્ષક' અને 'આદર્શ મદદનિશ શિક્ષક'ના શીર્ષક નીચે વિચારો માગ્યા હતા. તેમાં શિક્ષકો તરફથી ઠીક પ્રમાણમાં સહકાર મળ્યો હતો. વધુ હર્ષ પામવા જેવું તો એ છે કે સ્ત્રીશિક્ષકોએ પણ વિનંતીને માન આપીને બીજા નિબંધ માટેના પોતાના વિચારો મોકલી આપ્યા હતા. આ નવા શીર્ષક નીચે 'આદર્શ ઇન્સ્પેક્ટર' કેવો જોઈએ તે સંબંધી વિચારો માગવામાં આવ્યા છે, તો આશા છે કે શિક્ષકો અને શિક્ષિકાઓ સહકાર ચાલુ રાખીને વધુ પ્રમાણમાં નિબંધો મોકલી આપશે. કેટલાક શિક્ષકોને એમ લાગે છે કે નિબંધ મોકલી આપીએ છીએ પણ તે શાળાપત્રમાં છપાતા તો નથી; તો પછી નકામી તસદી લેવાની શી જરૂર છે? તેમને ફરીથી યાદ દેવડાવવાની જરૂર જણાતી નથી કે આથી સ્વતંત્ર વિચાર કેળવાય છે અને એ લાભ કંઈ જેવો તેવો નથી, કારણ કે આથીજ બાળકોને પણ સ્વતંત્ર રીતે વિચાર કરતાં બનાવાશે.



## શિશુશિક્ષણ શાળા

### ૧. તેની જરૂર

(ગતાંક પૃષ્ઠ ૩૫૭ થી ચાલુ)

છેલ્લાં થોડાં વરસ પહેલાં બાળકને પાંચ છ વરસનું થાય નહિ ત્યાંસુધી નિશાળે મોકલવામાં આવતું ન હતું, અને આ ઉંમરે પહોંચ્યા પહેલાં તેને ઘરનું શિક્ષણ આપવામાં આવતું.

બાળકના જીવનમાં બેથી પાંચ વરસ સુધીની ઉંમરનો સમય બહુજ સંસ્કારગ્રાહી હોય છે, એમ હવે સાધારણ રીતે સ્વીકારવામાં આવ્યું છે, અને એટલા માટે બાળકના ભવિષ્યના વિકાસ અને કલ્યાણ માટે આ ઉંમરે તેની પરિસ્થિતિ અને તેના ઉપર રાખવામાં આવતી દેખરેખ એ બહુ મહત્વની અગત્ય ધરાવે છે. સામાન્ય સ્થિતિના ઘરનું વાતાવરણ એવા પ્રકારનું હોતું નથી કે જે બાળકના સંપૂર્ણ વિકાસને સર્વાંગી પોષણ આપી શકે; અને ઘણાં કુટુંબોમાં તો શરીર અને આરોગ્યશાસ્ત્રના નિયમોનું અને બાળકના વિકાસ સંબંધી અજ્ઞાન હોવાથી તેના વિકાસને અડચણ-

કારક અને નુકસાનકારક સંજોગો ઉભા થાય છે. વિશેષમાં બાળકને પોતાનીજ ઉમરનાં અને સરખા વિકાસવાળાં બીજાં બાળકોના સંસર્ગની મોટી જરૂર રહે છે.

પાંચ કે છ વરસની ઉંમરે શાળામાં દાખલ થએલાં બાળકોની ખોડો સંબંધી વૈદ્યકીય તપાસ કરતાં માલમ પડયું છે કે તે ખોડો અજ્ઞાનથી અને બેદરકારીથી ઉત્પન્ન થએલી છે, અને જો એવાં બાળકોને નાનપણથીજ સારા સંજોગોમાં અને જે તેમના વિકાસનું નિરીક્ષણ કરી શકે એવાં માણસોના સંસર્ગમાં મૂકવામાં આવ્યાં હોત તો એ ખોડો કાં તો દૂર થઈ શકી હોત અથવા તો તેમાં થોડો ઘણો સુધારો પણ થઈ શક્યો હોત. આ બાબત ગરીબ વર્ગનાં બાળકોમાં વિશેષ જોવામાં આવે છે. તેના કારણ રૂપે તેઓ અરયક વસ્તીમાં ઝાઝા માણસનાં કુટુંબમાં ઉછરે છે, તેમને પુરતું ખાવાનું મળતું નથી, ગમે તેવો પુષ્ટિ ન મળે તેવો ખોરાક ખાય છે, આર્થિક કારણોને લીધે તેમના તરફ રહેતી બેદરકારી—જેમકે હિંદુસ્તાનમાં ખાસ કરી છોકરાની માં કમાવા માટે નોકરી અર્થે જાય, બાળકોને માદક પદાર્થો આપે, વગેરે અનેક બાબતો ખાસ જાણીતી છે. આથી તેનાં બાળકો ઠીંગણા રહે છે, અને તેમનો બાંધો પણ નબળો રહે છે. વળી તેમાં કેટલીક ન ઇચ્છવા જોગ ટેવો પણ કારણરૂપે હોય છે. ઈંગ્લેંડમાં આવી જાતનાં બાળકો બાલોદ્યાનશાળામાં રહે ત્યાંસુધી તેમને માટે લુગડાંલત્તાં, ખોરાક અને સ્નાન વગેરેની મફત સગવડ ઘણે ભાગે કરી આપવામાં આવે છે.

ઉપર જણાવ્યા મુજબ ૨ થી ૫ વરસ સુધીની બાળકની ઉંમર શારીરિક, માનસિક અને નૈતિક દૃષ્ટિએ બહુ સંસ્કારગ્રાહી છે, અને એથી તેમને આ સમય દરમિઆન યોગ્ય પરિસ્થિતિ અને યોગ્ય સંસ્કારનો ખાસ લાભ મળવો જોઈએ, એટલા માટે આવી સગવડ આપતી બાલોદ્યાનશાળાની ખાસ અગત્ય છે.

**આવી બાલોદ્યાનશાળાના** ઉદ્દેશ:—(૧) આરોગ્યકારક બાહ્ય પરિસ્થિતિ ઉત્પન્ન કરવી-તાજી હવા, જગા, અને તડકો,

(૨) બાળક આરોગ્યકારક અને સુખી જીવન ગાળે તેવી વ્યવસ્થા કરવી અને તેની તંદુરસ્તીનું બારીક નિરીક્ષણ કરવું,

(૩) તેમનામાં અંગત સારી ટેવો આવે,

(૪) તેમના માનસિક વિકાસ માટે અનુકૂળ સંજોગો ઉભા કરવા

અને તેમના સ્વતઃપ્રવૃત્તિ, સ્વાશ્રય, અને આત્મસંયમના ગુણને પ્રોત્સાહન મળે તેવી વ્યવસ્થા કરવી,

(૫) બાળકને જરૂર હોય તેવા સરખી ઉંમરનાં બીજાં બાળકોના સંસર્ગમાં આવવા દેવું,

(૬) બાળકનાં માબાપનો સહકાર સાધવો, અને જરૂર પડે તો બાળકની જરૂરિયાતોની બાબતમાં તેમને પણ શિક્ષણ-જ્ઞાન આપવું.

## ૨. બાલોદ્યાનશાળાનું તંત્ર

બાલોદ્યાનશાળામાં ૨ા થી ૫ વરસ સુધીની ઉંમરવાળાં બાળકોને વાચન, લેખન અને ગણિત સંબંધી શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવો જોઈએ નહિ. છ વરસની નીચેની ઉંમરના કોઈ પણ બાળકને બેસીને વાંચવાનું મન થશે નહિ; જો તેમ કરશે તો તે તેને નુકસાનકર્તા થઈ પડશે. તેને તો પ્રત્યક્ષ વસ્તુમાંજ રસ પડશે. તેને પોતાની ભાષા બોલવામાજ મજા પડશે, વાંચવામાં નહિ. વાચન જો મોકુફ રાખવામાં આવશે, તો વેઠરૂપ કાર્યમાંથી કલાકો બચાવી શકાશે, અને એ પ્રમાણે બાળકની બચેલી શક્તિનો વધારે સારી બાબતો પ્રાપ્ત કરવામાં લાભ ઉઠાવાશે.

તેમને વાંચવાની જરૂર નથી પણ વાર્તાઓ કે કવિતાઓ જો કહેવામાં આવે કે વાંચી સંભળાવવામાં આવે તો તેમને તેમાં રસ પડશે.

રમતોદ્વારાજ બાળકને અનુભવ મળવો જોઈએ અને શાળાએ એને માટે પુષ્કળ સગવડ અને સાહિત્યો પેદા કરી આપવાં જોઈએ.

ચારિત્ર અને વર્તન કેળવવું એ સામાન્ય રીતે સ્વીકારાએલો કેળવણીનો ઉદ્દેશ છે. આ ઉદ્દેશ ઉપયોગી અને વહેવારુ બને એટલા માટે દરેક શિક્ષકે સમગ્ર કેળવણીના કાર્યમાં ખાસ પોતાનો હિસ્સો જે હોય તેના ઉપર આ અંતિમ ઉદ્દેશ કેવી રીતે સંકળાએલો છે અને પોતાના તે કાર્યપ્રદેશમાં કેવી અસર કરે છે તે સંબંધી ખાસ લક્ષ રાખવું જોઈએ. સ્વતંત્ર ક્રિયામાં પ્રવૃત્ત થએલા બાળકનું નિરીક્ષણ કરવાથી પોતે કેવી રીતે સારામાં સારી મદદ આપી શકે એ શિક્ષક શોધી શકશે. બાળક પોતાની પ્રવૃત્તિથી બરાબર વાકેફ હોય છે, અને જો તેને સલાહ કે હુકમોથી જકડવામાં ન આવે તો તે પોતે પોતાની પ્રવૃત્તિદ્વારા જણાવી શકશે કે અનુભવ મેળવવો એજ તેનો મુખ્ય હેતુ છે. તે એક વિવિધ મનુષ્યોની અને ચીજોની નવી દુનીઆમાં છે, એમ તેને માલમ પડશે. જાતનો અનુભવ સંપૂર્ણ જીવનના પાયારૂપ છે. એ પાયો જેમ વધારે મજબુત તેમ ભવિષ્યના બાંધકામનું પરિણામ પણ વધારે સારૂં.

તે પાયો ચણે છે એની એને ખબર હોતી નથી, અમુક પ્રકારની પ્રવૃત્તિઓમાં તેને બહુ મજા પડે છે એ ખ્યાલ પણ તેને ઝાંખો કારણ-વિનાનો-રહે છે, એટલે કે શા કારણથી તેને આનંદ થાય છે તે વાસ્તવિક રીતે તે જાણતું નથી, પણ એટલું જાણે છે કે અમુક એવું કંઇક છે કે જે તેને અમુક દિશાઓમાં-પ્રવૃત્તિમાં રોકાવા પ્રેરે છે. તેની આગળ ચોકસ ભવિષ્ય ખડું થતું નથી. તે તો વર્તમાનથીજ સંતુષ્ટ રહે છે. તાત્કાલિક આનંદરૂપ હેતુ સિવાય તે ચોકસ ભવિષ્યને—અમુક આમ થશેજ એમ નિહાળતું નથી. આ આનંદરૂપ પ્રોત્સાહન વિના તેને એકાગ્રચિત્ત રાખવું અશક્ય છે. આ સ્થિતિની પ્રવૃત્તિનાં કાર્યોદ્વારા બીજા પછીના જીવનના કોઈપણ સમય કરતાં, તે વધારે વાસ્તવિક જ્ઞાનસંગ્રહ કરી શકે છે, અને બુદ્ધિની ખીલવણી માટે પણ આજ સમય શ્રેષ્ઠ છે. અજ્ઞાત અવસ્થાની સુષુપ્તમય સ્થિતિ દરમિઆન-તેને તેના શરીરનું, તેની શક્તિઓનું, બાહ્ય જગતનું, સ્વાભાવિકનું અને બીજા લોક સાથેના પોતાના સંબંધનું જ્ઞાન થાય છે; તે ભૂલો કરે છે, ગુનાઓ કરેછે, પણ તેથી તેનો વિકાસ દબાઈ જતો નથી કે તે અપરાધી પણ ઠરતું નથી તેણે એકાદ વખત લાત મારી કે બચકું ભર્યું, દૂધ ઢોળી દીધું તેથી તે સમાજથી બહિષ્કૃત થતું નથી; તે શરીરને સમતોલમાં રાખતાં શીખે છે, અથવા ચીસુડા ઉપર રહી પોતાના સ્નાયુઓને કેળવવાનું શીખે છે; તે વખતે તે પડી જાય તો તેની દરકાર પણ તેને હોતી નથી, અને તે અગત્યનું પણ નથી. ભવિષ્યમાં કોઈ વખત નદી ઓળંગતાં પાટીઆ ઉપર થઈને ઝડપથી ચાલી જવાની ફરજ પડે તેના કરતાં અત્યારના અનુભવથી તે ઘડાય એ વધારે સારૂં છે. બાળકને મન આ તો રમત છે, જે ભવિષ્યમાં તે ક્રિયાના પુનરાવર્તનરૂપે રમવી પણ પડે. આપણે બાળકને બળાત્કારે શાંત રાખી શકીએ, જ્ઞાન આપી શકીએ (જાતે લેવા ન દઈએ) અને તેની પુનરાવૃત્તિ પણ કરાવી શકીએ. જેની તેને જરૂર ન હોય એવું જ્ઞાન પણ આપી શકીએ, પણ આ બધી બાબતોથી આપણે તેને ખરે-ખરી રીતે કેળવી શકીએ નહિ. બાળકો નાનાં છે એટલે રમે છે એમ નથી, પણ તેમનામાં નાનપણુ છે એટલે તેઓ રમે છે અને જેમ પગ છે તો ચાલશે જ, તેમ નાનપણુ છે તો તેઓ રમશેજ. છેક બચપણની ઘણી રમતોનો ખાસ ઉદ્દેશ હોતો નથી, રમતો અવ્યવસ્થિત પણ હોય છે, અને એવી રમતોનું સ્વરૂપ દોડવું, બૂમો પાડવી, ચીજો નીચે નાખી દેવી, કજીઆ કરવા, રડવું વગેરે પ્રકારનું હોય છે. સહકારની ઇચ્છા પણ નજીવી હોય છે, તેમનામાં એકાગ્રતાની શક્તિ પણ નજીવી હોય છે, પણ

એ બધું વાસ્તવિક અને ખરા વિકાસ માટે જરૂરી અંગ છે. ધીમે ધીમે મહાથી ઉપર લાંબાં વખત સુધી ધ્યાન ચોંટાડી રાખવા આળક સમર્થ બને છે, અને રમતમાં તે અમુક હેતુનું તત્ત્વ પણ ઉદ્દેશ રૂપે લાવે છે. બાળકે જાતે પોતાનો પ્રવૃત્તિક્રમ ઘડી રાખવો જોઈએ, પોતાને ગમગમતી વસ્તુઓજ વિષય તરીકે પસંદ કરી લેવી જોઈએ, કારણકે તેના આપો-આપ જાગ્રત થતાં ધ્યાન-રસદ્વારાજ આપણે જાણી શકીએ કે તેની ખરેખરી જરૂરિઆતો શી છે.

પાંચ કે ૭ વરસના એક બાળક વિષે આપણે કલ્પના કરીએ. તેનું કુટુંબ એક નાના ઘરમાં રહે છે. ઘર આગળ તેમનો બગીચો છે. તે ઘરમાં દરરોજનો વ્યવસ્થાક્રમ ચાલુ છે. પણ બાળક તેજ ઘરમાં પોતાનાં રમકડાં, ચિત્રપોથીઓ અને તેને મન કીમતી વસ્તુઓનો સંગ્રહ કરી રાખે છે. આપણે ધારીએ કે તે નિશાળે જતું નહિ હોવાથી તેને, દિવસનો પોતાનો કાર્યક્રમ ગોઠવવાનો છે—કોઈ વખતે એકલો, કોઈ વખતે બીજાં બાળકો અથવા તો માબાપ સાથે. તે શું કરે છે? (અપૂર્ણ)

## વિદ્યાર્થીઓનું વર્ગીકરણ

આપણા દેશમાં સાધારણ રીતે બાળકને નિશાળે બેસાડવાની ઉમ્મર પાંચ વર્ષની અગર તો સાત વર્ષની ગણવામાં આવે છે. આપણી ગણવાની રીત પ્રમાણે ચાર વર્ષ ને એક દિવસ થાય એટલે પણ આપણે 'ચાર પુરાં થયાં ને પાંચમું બેઠું' એમ વ્યવહારમાં બોલીએ છીએ. અને શાળાઓમાં પણ એવાજ અભિપ્રાયથી બાળકને ધકેલી દઈએ છીએ. કોઈ કોઈ માબાપ સાત પુરાં પણ થવા દે છે. આથી બાળવર્ગથીજ એક વર્ગના સૌથી નાનામાં નાના ને સૌથી મોટામાં મોટા બાળકની ઉમ્મરમાં ત્રણ વર્ષનો ફેર પડે છે. બાળકોને એક વર્ગમાં એક કરતાં વધારે વર્ષ રોકવાની પ્રથાથી આ ફેર વર્ગો જતાં વધતો જાય છે. આમ કોઈ કોઈ વર્ગમાં સૌથી નાના ને સૌથી મોટા વિદ્યાર્થીની ઉમ્મરમાં ૬—૭ વર્ષનો ફેર પડી જાય છે!

બાળક પોતાના બાળપણ દરમિઆન દરેક બાબતમાં એકધારી રીતે પ્રગતિ કરતું નથી. અમુક ઉંમરે બાળકોમાં અમુક શક્તિઓ ઘણી પ્રબળ હોય છે, ત્યારે બીજી ગૌણ હોય છે. પાંચથી ૭ વર્ષની ઉમ્મરનાં બાળ-

કોગાં કલ્પનાશક્તિ ઘણી પ્રબળ હોય છે, જ્યારે વિચારશક્તિ ગૌણુ હોય છે. ઉમ્મર જતાં વિચારશક્તિ ખીલતી જાય છે અને કલ્પના પર નિયંત્રણા આવતી જાય છે. હવે જો આપણે ગમે તે ઉમ્મરનાં બાળકોને ગમે તે વર્ગમાં દાખલ કરીએ તો શિક્ષકના કામમાં મોટી મુશ્કેલી ઉભી થાય. બાળકોની કઈ શક્તિને કેળવવી એ શિક્ષક નક્કી કરી શકે નહિ, કેમકે એના વર્ગમાં જુદી જુદી શક્તિઓ પ્રબળ બની હોય તેવી ઉમ્મરનાં બાળકો હોય. આથી એકંદરે બાળકોને પણ ગેરલાભજ છે. વિકાસને જુદે જુદે પગથીએ પહોંચેલા વિદ્યાર્થીઓને કેળવણી આપવા એકજ વર્ગમાં એકઠા કરવા એ કેવળ પ્રહસનીય છે. વર્ગની અધિકારવયના આંકડા નક્કી કરી રાખવા જોઈએ ને તેટલો અધિકાર પ્રાપ્ત કરેલાં બાળકોનેજ તે વર્ગમાં દાખલ કરવા જોઈએ. ઉપર કહેલી રીતે વર્તતાં પણ દોષ રહી જવાનો સંભવ રહે છે. બાળમાનસના ફેરફાર કાંઈ યંત્રવત્ થતા નથી. સાઠમી મિનિટ પર કાંટો પહોંચતા કલાકનો આંકડો ખટ દઈને ખસી જાય છે. બાળકોમાં આમ ન બને તે દેખીતું છે. બાળકો નિર્જીવ યંત્ર નથી. તેઓ પ્રગતિશીલ પ્રાણીઓ છે. એમનાં ગાનસનો વિકાસ ધીરે ધીરે અને ન દેખાય તેવી રીતે થયાજ કરે છે; એટલે દરેક બાળક અમુક ઉંમરે પહોંચતાં અમુક શક્તિ ધરાવતું થઈ જતું નથી કે અમુક ઉમરે પહોચતાં અમુક શક્તિહીન પણ બની જતું નથી. પણ આ બાબતો ઉપર આપણો અંકુશ નથી. આપણો શિક્ષકોનો એજ ધર્મ કે આપણી હાલતી પરિસ્થિતિમાં આપણાથી થાય તેટલું કેળવણીના ક્ષેત્રમાં કરવું એટલે વર્ગીકરણમા જ્યાં વિકાસનું પગથીઉં બદલાઈ જાય એવો મોટો ફેર જોવામાં આવે ત્યાં બાળકને ઉપલા ધોરણમાં લઈ જવા ભલામણ કરવી.

રણજીતભાઈ દેરાસરી

---

## નવીન ભૂગોળ શિક્ષણ

( અંક ૮ પૃષ્ઠ ૩૨૬ થી ચાલુ )

### ૯. સ્થાનિક ભૂગોળ–પરિસ્થિતિ.—

બાળકો પ્રથમ ફક્ત એક નાના પ્રદેશનો અભ્યાસ સંપૂર્ણ રીતે કરે. આ પ્રદેશ તે નિશાળની આસપાસની પરિસ્થિતિ. આ અભ્યાસદ્વારા તેઓ કેટલાક સિદ્ધાંતો ગ્રહણ કરશે. આ અભ્યાસ એવી રીતે થવો જોઈએ

કે બાળકે રચેલા સિદ્ધાંતોપર ભૂગોળના જ્ઞાનનું ચણતર થઈ શકે. પછી દુનિયાના જુદા જુદા ભાગોનું જ્ઞાન તેની સાથે સરખામણી કરીને કે અનુમાનદ્વારા આપવું જોઈએ. આ પ્રદેશ તે પોતે રહેતા હોય તેવો કુદરતી પ્રદેશ જોઈએ. જો નિશાળ કોઈ નાની ખીણના પ્રદેશમાં હોય તો તે ખીણનો અભ્યાસ કરવો જોઈએ, અને જો તે ખીણ ઘણી મોટી હોય તો તેનો વિભાગ બીજા જળક્ષેપક પ્રદેશથી જુદો પાડી શીખવવો, અને દરેક બાબતમાં એમ બનશે કે સ્વમૂલકની બહાર જવુંજ પડશે; કારણકે એક પ્રદેશ આસપાસના બીજા પ્રદેશો સાથે અસંખ્ય રીતે સંકળાએલો હોય છે. આવી જાતની ભૂગોળ શીખવવાની શરૂઆત જ્યારે બાળકોની સંશોધક વૃત્તિ પ્રબળ હોય ત્યારે, એટલે શરૂઆતનાં વર્ષોમા થઈ શકે. બાળકોને ચોકસ નોંધો લેતાં શીખવવું જોઈએ. અલબત્ત આ નોંધો તે બાળકોએ જે જે હકીકત શોધી કાઢી હોય તેને લગતીજ હોવી જોઈએ. તે ઉપરાંત આવી હકીકતો વચ્ચે કેટલાક સંબંધો બુદ્ધિપૂર્વક શોધે તે પણ જરૂરનું છે. આ નોંધો અને હકીકત નકશાના રૂપમાં મુખ્યત્વે કરીને હોવી જોઈએ. આથી તેમની કાલ્પનિક પુનઃરચના કરવાની શક્તિ ખીલશે અને પરિણામે જુદા જુદા પ્રદેશોની લોકસ્થિતિનું તેમને જ્ઞાન થશે. સ્થાનિક પ્રદેશનું સંશોધન બાળકોએ ટુકડીઓમાં કરવું જોઈએ. આને લીધે તેમને સહકાર અને સહાનુભૂતિના ગુણનો વિકાસ કરવાનો લાભ મળશે. તેઓ સારા શહેરી બનશે. આખરે તેમનામાં ખરેખરી સ્થાનિક મમતા પણ આવશે. આ રીતે સ્થાનિક ભૂગોળ શીખવાથી બાળકોમાં પોતાના પ્રદેશ માટે પ્રેમ ઉત્પન્ન થાય છે અને સહાનુભૂતિનો વિકાસ થાય છે. આથી તેઓ સ્વપ્રદેશના અને જગતના સારા નાગરિકો બને છે અને તેમનામાં સારી સ્વદેશભક્તિ ઉત્પન્ન થાય છે.

કેટલીક વખત સ્થાનિક ઉદ્યોગોથી પાઠની શરૂઆત થાય છે. બાળકો તેમના પિતાનો ધંધો સારી રીતે જાણતા હોય છે. તે ઉપરથી કે તેઓ શોધી કાઢે તે ઉપરથી તે ધંધાને લગતાં કામોના નકશા બનાવે. પછી આપણે કાચા માલનો અભ્યાસ કરાવવો જોઈએ. આ માલની ઉત્પત્તિના પ્રદેશ સુધીનો નકશો તેમની પાસે કરાવવો જોઈએ અને તેજ પ્રમાણે તૈયાર બનેલા માલને છેવટે વાપરનાર સુધી પહોંચાડવો જોઈએ. ગામડાંમાં આપણે શહેરના બજાર સાથેનો અભ્યાસ પણ તેવીજ રીતે જોડી શકીએ. તે શહેર અને જુદાં જુદાં ગામોનો સંબંધ જોડવાથી આખો પ્રદેશ સારી રીતે સમજાશે. બંદરે વિષેના અભ્યાસની શરૂઆત બંદરના વેપારથી થતી

જોઈએ, અને દરેક બાબતમાં દુકાનમાંથી ઘરમાં આણેલી ચીજો કયાંથી આવી તે શોધવું જોઈએ અને આ પ્રમાણે ભૂગોળશિક્ષણના અગત્યના ભાગ માટે સારો પાયો રચાશે અને આથી બાળકો સમજી શકશે કે તેઓ કોઈ એક મોટા પ્રદેશના એક નાના ભાગમાં રહે છે.

ઉપલા વર્ગોમાં ઑર્ડનન્સ સર્વે મેપ અને તેની નિશાનીઓનું પદ્ધતિસર પૃથક્કરણ કરવાનું કામ બની શકશે. નાનાં બાળકોને આપણે આ કાર્ય માટે માત્ર પ્લેનો બનાવી, નિશાળથી દિશાઓના નકશા પાડી, અને આપણાં પર્યટનોના નકશા ઉપર માર્ગ બતાવી તૈયાર કરી શકીએ. આથી તેમને સાદી નિશાનીઓ સંબંધી માહિતી મળશે અને તેમનો યોગ્ય ઉપયોગ કરતાં શીખશે.

## ૧૦ શબ્દોનો ઉપયોગ.—

હાલના જમાનામાં વાણી અને વિચારની સામાન્ય ભૂલોમાં એક ભૂલ શબ્દોના ઉપયોગની બેદરકારી છે. ભૂગોળશિક્ષકખાસ કરીને આ જાતની ભૂલ કરે છે. આવી ભૂલો થતી અટકાવી શકાય તેને માટે પણ ખાસ ઉપાયો છે, કારણ કે ભૂગોળના કેટલાક શબ્દોનો ઉપયોગ આપણા સામાન્ય જીવનમાં આવે છે અને ત્યાંજ આપણે તેનો ગેરઉપયોગ કરીએ છીએ. તેથી શિક્ષકે અર્થયુક્ત ચોક્કસ શબ્દો વાપરવાની ખાસ સંભાળ લેવી જોઈએ, અને બાળકો પણ તેવીજ રીતે શબ્દોનો ખરો ઉપયોગ કરે તે બાબતનો આગ્રહ રાખવો જોઈએ. દા. આબોહવાનાં વર્ણનોમાં કે વિવેચનોમાં આપણે માત્ર 'ઠંડું' અને 'ગરમ' એ બે શબ્દોનોજ ઉપયોગ કરીએ છીએ. વસ્તુતઃ વધારે સ્પષ્ટતા અને ચોકસાઈની જરૂર છે. ઓછામાં ઓછા ચાર ચોક્કસ શબ્દો યોજવા જોઈએ. નીચેની હકીકત પરથી તેમને ક્યાં વાપરવા તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે.—

અતિઠંડું—સરેરાશ ઉષ્ણતામાન ૩૨°-અર્થાત્ ઝરાઓ હિમમય થાય છે અને વનસ્પતિ જીવન અટકી પડે છે-કેનેડાના શિયાળાની જેમ—

ઠંડું—સરેરાશ ઉષ્ણતામાન ૩૨° અને ૫૦° વચ્ચે-અર્થાત્ પાણી ઠરી જતું નથી. ઘાસ થશે, પણ અનાજ અને ફળો પાકશે નહિ-આઇસલેન્ડના ઉનાળાની જેમ અને ઇંગ્લેન્ડના શિયાળાની જેમ—

ગરમ—સરેરાશ ઉષ્ણતામાન ૫૦° અને ૬૮° વચ્ચે-એટલે ઘઉં અને સમશીતોષ્ણ કટિબંધના બીજા બધા પાકો તૈયાર થશે, પણ ગરમી એટલી બધી વધારે નથી કે જેથી નારંગી, રૂ, વગેરે થઈ શકે-ઈંગ્લેંડના ઉનાળાની જેમ અને ભૂમધ્ય સમુદ્રના શિયાળાની જેમ—

અતિગરમ—સરેરાશ ઉષ્ણતામાન ૬૮° ઉપરાંત. અયનવૃત્તોની ઉત્તરે છોડવાઓ પાકશે. વિષુવવૃત્તના રોપાઓને આટલી ગરમી જોઈએ છે. આ ગરમી ભૂમધ્યસમુદ્રના પ્રદેશમાં ઉનાળામાં હોય છે અને ગરમ પટામાં દરેક ઋતુમાં હોય છે.

આ પ્રમાણે આબોહવાની બાબતમાં નીચે જણાવેલા કેટલાક શબ્દોના અર્થ ચોકસ કરવાની જરૂર છે. દા. 'ભીનો'; 'સાધારણ ભીનો' અને 'સૂકો પ્રદેશ.'

પાણીની વરાળના જથાની વાતાવરણની ભિનાશ ઉપર બહુ વધારે અસર થાય છે, પણ કોઈ જગ્યાને માટે જ્યાંસુધી ત્યાંનો વાર્ષિક વરસાદ ૪૦ ઈંચ ઉપર ન હોય ત્યાંસુધી 'ભીની' શબ્દ વાપરવો ન જોઈએ. વળી જો વરસાદ ૧૦ ઈંચથી ઓછો ન હોય તો "સૂકી" શબ્દ ન વાપરવો. કોઈપણ દેશની આબોહવા શીખવવી હોય તો તેને લગતી નોંધો સહેલાઈથી મળે છે. આથી ખાસ જગ્યાઓની ચોકસ જણાએલી આબોહવાની નોંધોનો અભ્યાસ સામાન્ય રીતે ઘણો સારો છે. આવાં સાધન ન હોય ત્યાં આખા દેશની આબોહવા વિષે વાતો કરવી એ ઠીક નથી.

બીજો બહુ ખોટી રીતે વપરાતો શબ્દ "ટ્રોપિકલ" છે. ગુજરાતી અર્થ ઉષ્ણકટિબંધ સંબંધી; દક્ષિણોત્તર સીમાંતર્ગત; ક્રાંતિવૃત્ત વિષયક છે. ઘણા શિક્ષકો અને કેટલાક પાઠ્યપુસ્તકો 'ઉષ્ણકટિબંધ'ના કોઈપણ ભાગને વર્ણવે છે અને તેમ કરવામાં તેનો ખરો અર્થ મારી જાય છે. આ શબ્દથી એક અતિ મહત્વનો તફાવત દર્શાવવાનો છે. આ શબ્દ અયનવૃત્તોની પાસે આવેલા પ્રદેશોને માટે જ વપરાય છે, અને તેજ અર્થ ખરો છે. વળી આ શબ્દ અયનવૃત્તોની વચ્ચે આવેલા વિષુવવૃત્તના પ્રદેશોને તેમનાથી જુદા જણાવે છે. જો અયનવૃત્તોની વચ્ચે આવેલા બધા પ્રદેશોનો સમાવેશ કરવા માટે શબ્દની જરૂર હોય તો તે શબ્દ દેખીતી રીતે 'સીમાંતર્ગત' છે; અંગ્રેજીમાં તેને 'ઇન્ટરટ્રોપિકલ' કહેવાય.

આ પ્રમાણે બીજા ઘણા શબ્દો વિષે ચર્ચા થઈ શકે. ભૌગોલિક સંબંધ દર્શાવતી વેળા શિક્ષકે સંશયવાળા કે અનિશ્ચિત સિદ્ધાંતો દાખલ કરવા ન જોઈએ. જ્યારે આવા સિદ્ધાંતો બાળકો રજુ કરે ત્યારે શિક્ષકે એક બાજુ ખરી હકીકતો અને બીજી બાજુ શક્ય અનુમાનો દર્શાવી તેમને ખરો ખ્યાલ આપવાની કાળજી રાખવી જોઈએ. આ બાબતને લગતો સારો દાખલો બ્રિટનની આબોહવા પર ગલ્ફસ્ટ્રીમની અસરનો છે.

### ૧૧ કુદરતી પ્રદેશોનો ઉપયોગ.—

ખંડોના અભ્યાસમાં શિક્ષક કુદરતી રીતે મુખ્ય કુદરતી પ્રદેશોનો વિચાર કરીને શરૂઆત કરશે; કારણકે આ વિચારમાં જુદી જુદી સંબંધ વિનાની ભૌગોલિક હકીકતો એકતા પામે છે અને વિષયનો તાત્વિક વિકાસ શક્ય બને છેઃ જેમકે, કુદરતી પ્રદેશમાં (૧) સ્થાન, (૨) ભૂરચના અને રિલીફ, (૩) આબોહવા, (૪) વનસ્પતિની પેદાશ, (૫) કામ, અને (૬) લોકો. આમાં ખનીજોનો સમાવેશ નથી થતો. તે વિષેનો વિચાર ત્રીજા મુદ્દા (ભૂરચના) સાથે જોડી કરી લેવો કે વનસ્પતિની પેદાશ સાથે દાખલ કરી દેવો. આ યોજનામાં રાજકીય વિભાગો પડતા મૂકવામાં આવ્યા છે. ઉપર જણાવેલા વિભાગો ઑસ્ટ્રેલિઆ, આફ્રિકા અને અમેરિકા માટે સીધી રીતે ઘણા ઉપયોગી છે. યુરોપ માટે તે પુરતા નથી. યુરોપમાં રાજકીય વિભાગોની કુદરતી વિભાગો કરતાં વધારે અગત્ય છે.

બીજી બાજુ અત્યારસુધી ભૌગોલિક શિક્ષણ રાજકીય વિભાગો પર રચેલું છે. આ જાતનું શિક્ષણ કુદરતી વિભાગો પર અપાતા શિક્ષણના કરતાં ખાસ કરીને જોઈએ તેટલું પદ્ધતિસર નથી અને કેળવણીની દૃષ્ટિએ વધુ લાભદાયી નથી. ટૂંકામાં કુદરતી વિભાગોદ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ સામાન્ય થવી જોઈએ. આનો અર્થ એમ નથી કે બાળકો કુદરતી પ્રદેશોનો મિશ્ર વિચાર એકદમ ગ્રહણ કરી શકે; પણ શિક્ષકે પોતાના વિષયની પસંદગી અને ગોઠવણમાં આ સિદ્ધાંત લક્ષમાં રાખવો જોઈએ. દરેક ખંડના વિભાગોની ભૂગોળનો અભ્યાસ પણ મુખ્ય કુદરતી પ્રદેશો પર રચવો જોઈએ. તેના મુખ્ય રાજકીય વિભાગોના જ્ઞાનની અગત્ય પુનરાવર્તન કરતી સમયે તેમના પર ખાસ ભાર મૂકી જણાવી શકાય. અપૂર્ણ

---

## બાબુની ગોફણ

---

બાબુ—નટુ! મારી ગોફણ જો; હમણાંજ મેં તેનાથી કાબરો ઉરાડી મૂકી.

નટુ—તું કાબરોને શું કામ મારે છે?

બાબુ—મારી બેનને તાવ આવે છે એની પાસે શાંતિ જોઈએ. કાબરો ક્યારની ગરબડ કરતી હતી.

નટુ—અલ્યા બાબુ, જો અહીં કેટલા બધા મચ્છર છે! તારી ગોફણથી મચ્છરનેજ મારી કાઢને. કાબર કરતાં મચ્છર વધારે નુકસાન કરે છે.

**બાબુ**—મચ્છર તે વળી શેનાથી મરતા હશે? તે કરડે છે ખરા પણ તે કાંઈ કાબરની માફક સતાવતા નથી.

**નટુ**—અરે! મચ્છર ડંખ મારે છે તેથી તો ટાઢીઓ તાવ આવે છે. તારી બેન કુસુમને ટાઢીઓ તાવ મચ્છરને લીધેજ આવ્યો છે.

**બાબુ**—તને શી ખબર?

**નટુ**—મારા મામા દાક્તર છે તેમણે મને કહ્યું છે. એ તો વળી એમ કહેતા હતા કે મચ્છરો ખાબોચીઆમાં ઈંડાં મૂકે છે, ઈંડાંમાંથી ઈયળ થાય છે. ઈયળ થોડા વખત ઊછરે છે અને પછી મચ્છર થાય છે.

**બાબુ**—ત્યારે તો આપણે ઈંડાંનોજ નાશ કરવો જોઈએ, પણ આપણને ઈંડાં જડેજ શી રીતે?

**નટુ**—મચ્છરનાં ઈંડાં તો હમેશા ખાબોચીઆમાંજ હોય.

**બાબુ**—પણ ઈંડાં વીણે ક્યારે પાર આવે?

**નટુ**—મારા મામા કહેતા હતા કે ખાબોચીઆમાં ઘાસલેટ રેડીએ કે બસ. મચ્છર નાશ થયાજ સમજો.

**બાબુ**—ત્યારે કાલે આપણે આપણી શેરીના બધા મચ્છરનો નાશ કરીશું. કાલે તું આવજે અને જગુને તેડતો આવજે. હું નાનુને બોલાવીશ.

**નટુ**—બાબુ ઘાસલેટ લાવ્યો?

**બાબુ**—લાવ્યો તો ખરો, પણ મહા પરાણે; મારાં દાદીમા જુના વિચારનાં છે, તે તો કાંઈ માનવાના છે નહિ.

**નટુ**—ચાલો, ત્યારે શરૂ કરીએ.

**જગુ**—અલ્યા, આ ખાબોચીઆમા તો બહુજ મચ્છર છે. અહીં ખાળનું પાણી ભરાઈ રહે છે ને તેથી કીચડ પણ બહુ થયો છે. કેટલી ખરાબ વાસ મારે છે!

**નાનુ**—આ બધાં ખાબોચીઆં પુરી નાખીએ તો પાણી ભરાય નહિ અને મચ્છર થાયજ નહિ. ઉભા રહો, હું મારે ઘેરથી પાવડા લઈ આવું અને નટુ, તું તારે ઘેરથી ટોપલા લઈ આવ. બાબુનાં દાદીમા તો કશું નહિ લેવા દે. અમે આવીએ એટલામાં જગુ અને બાબુ તમે ખાબો-ચીઆમાં ઘાસલેટ રેડવા માંડો.

**જગુ**—અલ્યા બાબુ, આ ખાબોચીઆમાં નાખ, અહીં મચ્છરની બહુ ઈયળો છે. એક બાટલી મને આપ. હું આ બીજી બાજુ નાખું.

**બાબુ**—જો ઘાસલેટ કેવું દેખાય છે? તેમાં તો ભુરા અને નંબુડીઆ રંગ દેખાય છે.

જગુ—હવે ચાલો બીજે નાખીએ.

બાબુ—આ કુવામાં નાખીશું ?

જગુ—અલ્યા બાઘલા, જોજે કુવાનું પાણી તો આપણે બધાંને પીવાનું છે. તું તો બધાંને મારી નાખીશ. તું તારે બીજે બધે નાખને.

બાબુ—નટુ અને નાનુ પણ આવી પહોંચ્યા અને આપણે પણ પરવારી ગયા.

નટુ—અલ્યા, જુઓ તો ખરા. હવે આ ખાબોચીઆમાં મચ્છરની ઇંયળો હાલતી પણ બંધ થઈ અને બધી મરી ગઈ હોય તેમ લાગે છે.

નાનુ—ચાલો, હવે નટુ અને હું પાવડા લઈએ અને બાબુ અને જગુ તમે ટોપલા લો, અમે ટેકરા ખોદીએ, તેની માટી તમે ખાબોચીઆમાં નાખો. થોડી વાર પછી તમે પાવડા લેજો અને અમે ટોપલા લઈશું. (શેરી સરખી કરે છે એટલામાં છોકરીઓ આવે છે.)

વિમલા—આ બધું શું કરો છો ?

નટુ—આ ખાબોચીઆમાં પાણી ભરાય છે, તેથી મચ્છર થાય છે, અને મચ્છર માણસને ડંખ મારે છે તેથી ટાઢીઓ તાવ આવે છે. માટે શેરીમાં પાણી ભરાઈ ન રહે તેટલા સારૂ ખાડાટેકરા સરખા કરીએ છીએ.

મણી—તમે બધા બહુ સારૂં કરો છો. ચાલો, વિમળા આપણે બધી છોકરીઓ આ ભાઈઓની માફક કાંઈ કામ કરીએ. બધાં સાવરણી લઈ આવો, આપણે શેરીમાંથી વાળી નાખીએ.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ

---

# નીતિશિક્ષણ

(અંક ૮. પૃષ્ઠ ૩૩૩ થી ચાલુ)

**નમુનો બીજો**—છઠ્ઠા ધોરણમાં 'માબાપની સેવા' વિષે નીતિપાઠ આપવાને માટે શિક્ષકે નીચે પ્રમાણે તૈયારી કરવી જોઈએ.

આ પાઠના આરંભમાં માબાપ પોતાનાં બાળકોને અનેક પ્રકારની મુસીબતો વેઠીને ઉછેરે છે તેનો ખ્યાલ આપવો. 'સુકામાં સુવાડે ભીને પોઢી પોતે !' એટલે બાળકે પથારી ભીની કરી હોય તે ભીનામાં માતા સુએ અને સુકામાં પોતાના બાળકને સુવાડે, તે બાબત પ્રશ્નોત્તરથી કઢાવવી. નાનું બાળક માંદું પડે તો મા અને બાપ બન્ને પુરૂં ખાયપીએ નહિ, અને તેની

રાતદિવસ માવજત કર્યા કરે. પોતાના નાના બાળકને માટે મા કરવાં ઓસડ પીએ વગેરે બાબત રજુ કરવી. બાળક ચાર પાંચ વરસનું થાય ત્યારે તેને માબાપ નિશાળે મૂકે, અને તે સારી રીતે ભણી શકે એવી બધી સગવડો કરી આપે. આવી રીતે માબાપ પોતાનાં બાળકો માટે બેહદ કાળજી રાખે છે, અને અનેક જાતનાં કષ્ટ વેઠીને તેમને ઉછેરે છે. તેમના એ ઉપકાર અપાર છે, તે પ્રશ્નો પૂછીને કહાવવું પછી માબાપના એવા અગણિત ઉપકારનો કંઈક અંશે બદલો વાળવા માટે બાળકે મોટપણમાં શું કરવું જોઈએ તે પ્રશ્નોત્તર-પદ્ધતિથી કહાવવું. દરેક પુત્ર કે પુત્રીએ પોતાનાં માબાપની ખરા ભાવથી સેવા કરવી જોઈએ, એ બાબત કહાવ્યા પછી આજે આપણે માબાપની સેવા વિષે વિશેષ વાત કરીએ, એમ કહી વિષયની રજુઆત કરવી.

આ પ્રમાણે વિષયની રજુઆત કર્યા પછી પાઠના મુખ્ય વિષયના મુદ્દા ક્રમસર રસિક દૃષ્ટાંતો સાથે નીચે પ્રમાણે રજુ કરવાઃ—

મુદ્દો પહેલો—'અડગ સહનશક્તિથી માબાપની સેવા કરવી.' બાળકને ઉછેરવામાં માબાપને ડગલે અને પગલે સહનશીળતા રાખવાની જરૂર પડે છે. બાળક માબાપની સમક્ષ અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉભી કરે છે. બાળક તો શેરડીની કાતળીઓ છોલાવીને તેના નાના કકડા કરાવ્યા પછી તેનો પહેલાંના જેવો આખો સાંઠો કરી આપવાની પણ હઠ કરે! બાળક તો માબાપ પાસે આભના તારાએ માગે! બાળ રામચંદ્રજીએ પણ આકાશમાં ઉગેલો ચંદ્રમા લેવાની હઠ કરી હતી! આવી અનેક મુશ્કેલીઓનું માબાપ પોતાની અડગ સહનશક્તિથી અનેક યુક્તિપ્રયુક્તિઓ યોજીને નિવારણ કરે છે. આવી રીતે માબાપની અજબ સહનશક્તિનો બરાબર ખ્યાલ આપવો. પછી માબાપની સેવામાં પણ સહનશક્તિની આવશ્યકતા છે, તે કહાવીને અડગ સહનશક્તિથી માબાપની સેવા કરવી એ મુદ્દો રજુ કરવો. આ મુદ્દો સારી રીતે ઠસાવવા માટે તેને લગતું એક દૃષ્ટાંત નીચે પ્રમાણે રજુ કરવું.

એક ગામમાં એક વાણીઓ વેપારી રહેતો હતો. તે પૈસેટકે સુખી હતો. તેને ત્રણ ચાર વરસનો એક પુત્ર હતો. એક દિવસ તે શેઠ પોતાના ઘરના આંગણામાં બેઠો હતો. ત્યાં તેનો બાળક પુત્ર રમતો રમતો આવી પહોંચ્યો. તેણે પિતાના ખોળામાં બેસીને પોતાની કાલી બોલીથી અનેક પ્રશ્નો પૂછવા માંડ્યા. પિતાએ તેના બધા પ્રશ્નોના જવાબ જરા પણ કંટાળ્યા સિવાય આપ્યા. એટલામાં એક કાગડો સામેના ઝાડની ડાળી ઉપર આવીને

બેઠો. પેલા બાળકે તેને જોયો, અને તરતજ તેણે પોતાના બાપને કહ્યું કે 'બાપા, પેલો કાગડો'. પિતાએ જવાબ આપ્યો કે 'હા ભાઈ, કાગડો.' પુત્રે બીજી વાર એજ પ્રમાણે કહ્યું, અને બાપે તેને એનો એજ જવાબ આપ્યો. આવી રીતે પચીસ વખત તે છોકરાએ 'બાપા, પેલો કાગડો' કહ્યું અને બાપે જરા પણ કંટાળ્યા વિના તેને 'હા ભાઈ, કાગડો' એમ જવાબ આપ્યો! એટલામાં કાગડો ઊડી ગયો, અને છોકરો બાપના ખોળામાંથી ઊઠીને બીજે રમવા ચાલ્યો ગયો. છોકરાના ગયા પછી પેલા શેઠે ઘરમાં જઈ આ કાગડાવાળી બીના એક ચોપડામાં તે દિવસની તારીખ સાથે લખી લીધી.

આ વાતને વીસેક વરસ વીતી ગયાં. પેલા શેઠ વૃદ્ધ થયા હતા, અને તેમનો પુત્ર પણ ચોવીસેક વરસનો થયો હતો. વૃદ્ધાવસ્થાને લીધે શેઠની તબીયત નરમ રહેતી હતી. સવારમાં હંમેશાં દાતણપાણી કર્યા પછી શેઠ સૂંઠમરીનો ઉકાળો પીતા હતા. એક દિવસ દાતણપાણી કર્યા પછી શેઠે પોતાના પુત્રને પૂછ્યું, કે ભાઈ, ઉકાળો તૈયાર થયો છે? પુત્રે જવાબ આપ્યો, કે થાય છે. પાએક કલાક પછી શેઠે તેને ફરી પૂછ્યું, કે ભાઈ, ઉકાળો તૈયાર થયો છે? બાળપણમાં બાપને પચીસ વખત કાગડો કહેવ- ડાવનાર પુત્ર તેના પિતાના આ બીજી વખતના પ્રશ્નથીજ ચિડાઈ ગયો! તેણે મોઢું કટાણું કરીને જવાબ આપ્યો કે ઉકાળો થયો છે, ઉકાળો થયો છે, એમ કેટલી વાર પૂછશો? ઉકાળો થશે એટલે લાવીશું! રોજ સવારના પહોરમાં ઉકાળો, ઉકાળો કરીને તમે બધાંને લોહીઉકાળો કરાવો છો! છોકરાનો આવો જવાબ સાંભળીને શેઠ હસ્યા અને બોલ્યા, કે ભાઈ, પેલા કબાટના ઉપલા ખાનામાં એક ચોપડો છે, તે જરા લાવશો? પુત્રે ચોપડો લાવીને પિતાને આપ્યો.

શેઠે ચોપડો લીધો, અને પુત્રને પોતાની પાસે બેસાડ્યો. પછી પેલા ચોપડામાંથી એક પાનું કાઢીને કહ્યું, કે ભાઈ, આ જરા વાંચોને! પુત્રે તે મનમાં વાંચીને કહ્યું, કે આમાં તો 'બાપા, પેલો કાગડો' અને હા, ભાઈ, કાગડો' એમ પચીસ વખત લખેલું છે? બાપે પૂછ્યું કે આ લખાણ કેટલા વરસ પહેલાં લખેલું છે? પુત્રે તેમાંની તારીખ જોઇને કહ્યું કે આ લખાણ વીસ વરસ પહેલાં લખેલું છે; પણ બાપુ! આ ચોપડામાં આવું લખાણ લખવાનું શું કારણ છે? બાપે પુત્રને પૂછ્યું, કે તેનું કારણ તારે જાણવું છે? પુત્રે હા કહી. પછી શેઠે કહ્યું, કે ભાઈ, આ લખાણ લખ્યું છે, તે સમયે તારી ઉંમર માત્ર ત્રણચાર

વરસની હતી. તે દિવસે હું આપણા ઘરના આંગણામાં બેઠો હતો, અને તું મારા ખોળામાં બેસીને મને અનેક જાતના પ્રશ્નો પૂછતો હતો, તેનો જવાબ હું આપતો હતો. એટલામાં આપણા આંગણામાં પેલું લીમડાનું ઝાડ છે, તેના ઉપર એક કાગડો આવીને બેઠો. તેં તેને જોઈને 'બાપા, પેલો કાગડો' એમ પચીસ વખત મને કહેલું, અને મેં જરાપણ કંટાળ્યા વિના તેના પચીસે વખત 'હા, ભાઈ, કાગડો' એમ જવાબ આપેલા હતા! આજે મેં તને 'ભાઈ, ઉકાળો થયો છે ?' એમ ત્રીજીવાર પૂછ્યું એટલામાં તો તારી સહનશક્તિ ખૂટી ગઈ, અને તું ચિડાઈ ગયો! તને ભવિષ્યમાં કોઈ વખત સહનશક્તિનો પાઠ શીખવવા માટે મેં તે દિવસે તે બીના આ ચોપડામાં લખી લીધી હતી!

આ પ્રમાણે પુત્રે ચોપડામાં લખેલા લખાણનું રહસ્ય પિતાના મુખથી સાંભળ્યા પછી તેને પોતાના પિતા તરફના આજના વર્તન માટે ઘણો પશ્ચાત્તાપ થયો. તેણે પિતાની સહનશક્તિ સાથે પોતાની સહનશક્તિની સરખામણી કરી, તો બન્નેમાં આકાશ અને પાતાળ જેટલો તફાવત જણાયો. પિતાના જેવી સહનશીળતાથી તેણે માબાપની સેવા કરવાનો દૃઢ નિશ્ચય તેજ વખતે કરી દીધો. પછી તેણે તરતજ પિતાના ચરણમાં માથું મૂકીને પોતાના અપરાધની ક્ષમા માગી. તે દિવસથી તેના વર્તનમાં અવનવો ફેરફાર થઈ ગયો, અને તેણે અડગ સહનશક્તિથી માબાપની સેવા કરી.

મુદ્દો બીજો—'માબાપની સેવાનું મહત્ત્વ'—સેંકડો તીર્થયાત્રા કરવામાં આવે, અને અનેક પવિત્ર નદીઓમાં સ્નાન કરવામાં આવે, તેના કરતાં માબાપની સેવાનું મહત્ત્વ વિશેષ છે. જે પુત્ર કે પુત્રી માબાપની સેવા કરે છે તેને ઘેર બેઠાં ગંગા છે. ઘરડાં માબાપ ઘેર હેરાન થાય અને તેનાં સંતાન તીર્થયાત્રા કરવા જાય, તો તેમને તે યાત્રાનું કંઈપણ ફળ મળતું નથી એટલુંજ નહિ, પણ કર્તવ્યભ્રષ્ટતાનું પાપ લાગે છે. આ બધી બાબત વાતચીતદ્વારા સ્પષ્ટ કરવી. પછી આ મુદ્દો બરાબર સમજાવવા માટે તેને લગતું ગજાનન અને કાર્તિક સ્વામીનું દૃષ્ટાંત નીચે પ્રમાણે કહેવું:—

ગજાનન (ગણપતિ) ને સિદ્ધિ અને બુદ્ધિ એ બે પત્નીઓ હતી. ગજાનન માતાપિતાના અનન્ય ભક્ત હતા. તેમને માબાપની સેવાના ફળરૂપે એ બે પત્નીઓ પ્રાપ્ત થઈ હતી. સિદ્ધિ અને બુદ્ધિના પિતા પોતાની કન્યાઓનો લગ્નસંબંધ નક્કી કરવા માટે શ્રી શંકર ભગવાનને ઘેર આવ્યા. ત્યાં તેમણે ગજાનન અને કાર્તિક સ્વામી એ બે ભાઈઓને જોયા. હવે આ ભાઈઓમાંથી પોતાની કન્યાઓ કોને પરણાવવી તે બાબતનો તેમને વિચાર

થઈ પડયો. થોડી વાર વિચાર કરીને તેમણે કહ્યું કે તમારા બેમાંથી જે પૃથ્વી પરનાં સમસ્ત તીર્થસ્થળોની યાત્રા અને આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરીને પ્રથમ અહીં આવશે તેમને હું મારી બન્ને કન્યાઓ પરણાવીશ.

કન્યાઓના પિતાની આ શરત સાંભળીને કાર્તિક સ્વામી તો તરતજ તીર્થયાત્રા અને પૃથ્વીપ્રદક્ષિણા કરવા માટે નીકળી પડયા. ગજાનનને માટે આ શરત બહુજ વસમી હતી; પરંતુ તે જરાપણ નિરાશ થયા નહિ. તેમણે તરતજ પોતાને હાથે પૂજનસામગ્રી તૈયાર કરીને પોતાના માતાપિતા (શંકરપાર્વતી) નું ભાવપૂર્વક પૂજન કર્યું. અને તેમના ચરણોદકનું પાન કર્યું. પછી પોતાનાં માતુશ્રીની પ્રદક્ષિણા કરીને તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. આ પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાથી માબાપની સેવા કર્યા પછી તેમણે કન્યાઓના પિતાને કહ્યું કે મેં આપની શરત પ્રથમ પૂર્ણ કરી છે. માબાપનાં ચરણકમળમાં પૃથ્વીનાં તમામ તીર્થોનો વાસ છે. મેં મારાં માતાપિતાનું યથાવિધિ પૂજન કરી તેમનું ચરણામૃત લીધું છે. પૃથ્વી પરનાં સમસ્ત તીર્થોની યાત્રા હું કરી ચૂકયો છું. વળી જન્મદાતા જનની પૃથ્વીરૂપ છે. તેમની મેં પ્રદક્ષિણા કરી છે, તે પૃથ્વીની જ પ્રદક્ષિણા કરી છે. કાર્તિક સ્વામીને તમારી શરત પૂર્ણ કરતાં જેટલો સમય લાગશે તેના કરતાં ઘણાજ ઓછા સમયમાં મેં તે શરત પૂર્ણ કરી છે.

ગજાનનનો માતાપિતા તરફનો પૂજ્યભાવ જોઈને સિદ્ધિબુદ્ધિના પિતા અતિશય પ્રસન્ન થયા. તેમણે શંકર ભગવાન અને પાર્વતીજીની સંમતિ લઈને પોતાની બન્ને કન્યાઓ ગણપતિને પરણાવી. માબાપની સેવાનું મહત્ત્વ કેટલું બધું છે, તે આ દૃષ્ટાંત ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે, એટલે બીજા મુદ્દા ઉપર સારો પ્રકાશ પાડી શકાય છે. અપૂર્ણ

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ
અમદાવાદ.

સાકરલાલ પુરુષોત્તમ શુકલ
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

## બ્રહ્મદેશી પર્વ—તહેવાર

દુનીઆના ભિન્ન ભિન્ન દેશોના ધાર્મિક અને સામાજિક પર્વ પાળવાની પૃથક પૃથક પદ્ધતિઓ છે. તે પ્રમાણે બર્માના તહેવાર પણ નિરાળી પદ્ધતિથી પાળવામાં આવે છે. ભારતવર્ષ અને બ્રહ્મદેશ વચ્ચે રીતરિવાજ, રહેણીકરેણી, ખાન-પાન, ભાષા, વેષભૂષણ ઇત્યાદિમાં વિભિન્નતા હોવાની સાથે સાથે બંને દેશોના તહેવારમાં પણ ભિન્નતા માલુમ પડે છે. હા,

કેટલાક તહેવાર એવા પણ છે, કે જે બર્મા અને ભરતખંડમાં કેટલીક રીતે સમાન રૂપમાં પળાય છે. કિન્તુ તે એક સમય પર નથી હોતા.

આપણી માફક બર્મીઓ પણ અત્યંત શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પોતાનાં પર્વ ઉજવે છે, અને તેમાં આનંદોલ્લાસપૂર્વક તહેવાર પ્રસંગે બર્મી લોક એટલું અધિક દાન-વ્રતાદિ કરે છે, કે આપણા દેશમાં તેવાં દાન-વ્રત કરનાર ભાગ્યેજ હોય છે. જો એક બર્મીની વર્ષભરની આવકનો હિસાબ તપાસીએ તો તે પોતાની આવકનો ઓછામાં ઓછો ચોથો ભાગ પેગોડાઓ ઇત્યાદિ પાછળ ખર્ચે છે. તેથી દુનીઆના કોઈપણ દેશ કરતાં બર્માના બૌદ્ધ ભિક્ષુક સુખી છે. સંભવિત છે, કે ભરતખંડના મહાધીશ અને મહંત પણ તેઓનાં સુખ અને નિશ્ચિંતતાની તુલના નથી કરી શકતા.

એક બર્મી જ્યારે પોતાના પારલૌકિક જીવન સંબંધમાં ગંભીરતાપૂર્વક વિચાર કરે છે, ત્યારે તે પોતાના સ્થાનના પુરોહિત પાસે જઈ તેને પૂછે છે, કે પોતાના પાપોનું પ્રક્ષાલન કરવા માટે કેવું મોટું મંદિર (પેગોડા) બનાવવું જોઈએ. પુરોહિત તેનાં પાપો સાંભળી તેને બતાવે છે, અમુક આકાર-પ્રકારનો પેગોડો બનાવવો તેને માટે આવશ્યક છે. પેગોડા જ્યારે તૈયાર થાય છે ત્યારે પુરોહિત ત્યાં પહોંચી તેનું મૂલ્ય અંકિત કરે છે, અને કહે છે, કે તેના નિર્માણકર્તાનાં પાપની અમુક સીમા પર્યંત મુક્તિ થઈ છે.

પેગોડાનો નિર્માણકર્તા જ્યાંસુધી હયાત હોય છે, ત્યાંસુધી તો, તે તેની મરામત કરાવે છે, કેમકે તેવું ન કરવાથી તેનાં પાપની જે મુક્તિ થઇ હતી, તે રદ થાય છે. કિન્તુ તેના મૃત્યુ પછી એના વંશજો પર એ પ્રકારની જોખમદારી રહેતી નથી. એ કારણથી ભગ્નાવસ્થામાં અસંખ્ય પેગોડા બ્રહ્મદેશમાં જોવામાં આવે છે. એ પ્રકારનો એક પેગોડા સ્યાંગ્યાન પાસે છે. જેના સંબંધમાં એક વિચિત્ર દંતકથા પ્રચલિત છે. કહે છે, કે બર્માના રાજાને પોતાના ભાઈઓ પ્રત્યે વિશ્વાસઘાતની આશંકા ઉત્પન્ન થઈ, જેથી તેણે સઘળાનો વધ કરાવી તેમના મૃત શરીરના ટુકડે ટુકડા કરી પાંચ બળદગાડીઓમાં નાખી તે ટુકડા નદીમાં ફેંકી દીધા, અને એ સ્થળે રાજાએ પ્રાયશ્ચિત કરવાના વિચારથી બે લાખ રૂપીઆની કિંમતનો એક પેગોડા બનાવવાની આજ્ઞા કરી. દરબારી કારીગરે પેગોડાનો નકશો તૈયાર કરતાં ઘણો વિલંબ કર્યો. આખરે નકશો તૈયાર થતાં જ્યારે તે રાજાની પાસે મંજુરી માટે પહોંચ્યો, ત્યારે રાજાએ નકશો ફાડીને ફેંકી દીધો.

કારીગરે રાજાને કેવા પ્રકારનો નકશો પસંદ છે, એ જાણવા ચાહ્યું. કિન્તુ રાજાએ તેનો કશો ઉત્તર ન આપ્યો રાજા તેની તીક્ષ્ણ દૃષ્ટિથી

જોઈ-રહ્યો. એ સમયે રાજાની નજર પોતાની રાણી જે સિંહાસન પાસે બેઠી હતી, તેના પર પડી. રાજાએ સિંહાસન પરથી નીચા નમી રાણીની ચોળી ખોલી અને તેના વામ ભાગના સ્તનને બતાવી ક્રોધિત સ્વરથી કહ્યું —"આ પ્રકારનો પેગોડા તૈયાર કરો, અને જો તેવા આકારનો પેગોડા બનાવવામાં સફળ નહિ થાઓ, તો તે માટે તમારૂં મસ્તક જવાબદાર થશે" એ પ્રકારે એ વિચિત્ર પેગોડાનું નિર્માણ થયું.

બ્રહ્મદેશમાં વરસાદના પ્રથમ માસનું નામ ' ટાગુ ' છે. એ મહીનાનું સર્વથી મહત્ત્વપૂર્ણ પર્વ હોળી છે. જેને બ્રહ્મીલોક ' તેંગ્યાં ' કહે છે. એ ' તેંગ્યાં ' પર્વ ત્રણથી ચાર દિવસ સુધી પાળવામાં આવે છે. બર્મી લોક ' તેંગ્યાં ' પોતાની હોળી ફક્ત સાદા પાણીથી ખેલે છે. રંગ યા અબીલ, ગુલાલ કે કેસુડાંનો ઉપયોગ કદી નથી કરતા. એ અવસર પર બર્માનાં મુખ્ય શહેરો જેવાં કે રંગુન, માંડલે. મેમ્પો, મચીના, તથા લાશો આદિમાં ઘણોજ આનંદ-સમારોહ રહે છે. એ દિવસોમાં રંગુન અને માંડલેની મોટર-બસો, ટ્રામકારો, ઘોડાગાડીઓ અને બીજાં સવારીનાં વાહનોની સાલભર માટે સ્વચ્છતા થઈ જાય છે. શહેરના મોટા માર્ગોપર આબાલવૃદ્ધ વનિતા સર્વ એકત્ર થઈ હોળી ખેલે છે. સઘળી સડકો માનવમેદનીથી ઉભરાએલી રહે છે, અને એ સડકપર થઈ જનાર ગમે તે વાહનમાં મુસાફરી કરતાં હોય, તેને પણ મહાદેવજી સમાન સ્નાન કરાવી દે છે. એ ત્રણે રોજ પીચકારીઓ અને ફુવારા ચારે તરફ નજરે પડે છે, આપણી માફક ત્યાં હોળી સળગાવવામાં આવતી નથી. તેમજ અશ્લીલ-ફાગ-ફટાણાં, કે બિભત્સ દેખાવો કરવામાં આવતા નથી. તેવા દેખાવોને તેમજ બિભત્સ ગીતોને તે લોકો અસભ્યતા સૂચક માને છે.

ત્યાં એવી માન્યતા છે કે બુદ્ધ ભગવાન ટાગુ ( ચૈત્ર ) માસમાં સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં ( પૃથ્વી પર ) આવે છે. ગૌતમબુદ્ધ બુદ્ધરૂપમાં નહિ પણ ઈંદ્રરૂપ ધારણ કરી પૃથ્વી પર ઉતરે છે, અને પૃથ્વીપર આવી પ્રાણીમાત્રનાં સારાં-ખોટાં કર્મ બદલ પાપ-પુણ્યની હકીકત પોતાના યાદીમાં નોંધી લે છે. જે રથ પર ઈંદ્રદેવતા આવે છે, તે રથમાં જંગલનાં સઘળાં જાનવર હાથી, ઘોડા, સિંહ, વાંદરા, ભાલુ ઇત્યાદિ જોડેલાં હોય છે. ઉપર્યુક્ત ' તેંગ્યાં ' પર્વ તેમના માટે પ્રતિવર્ષે વરસની શરૂઆતમાં પાળવામાં આવે છે.

બીજા માસ ' કસાન ' અર્થાત્ વૈશાખ માસમાં " ન્યૌંયે તૌંપ્વે " પાળવામાં આવે છે. એનું બીજું નામ " બોધિ વૈં " છે. એટલે ગૌતમબુદ્ધને એ માસમાં કેટલાંક વર્ષની તપસ્યાને અંતે સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી.

"બોધિ વૈ." એટલે સિદ્ધિ દેનારૂં વૃક્ષ; કેમકે એ સિદ્ધિ ગૌતમબુદ્ધને પીપળાના વૃક્ષ નીચે તપસ્યા કરતાં પ્રાપ્ત થઈ હતી, એટલે એ માસમાં પીપળાના વૃક્ષની પૂજા થાય છે. એવું પણ કહેવામાં આવે છે, કે સિદ્ધિ પ્રાપ્ત થતાં જમીન ફાટી ગઈ હતી, ને તેમાંથી એક સુવર્ણ-સિંહાસન નીકળતાં બુદ્ધે તે પર આસન કર્યું હતું. ત્યારથી બર્મી લોકો પ્રતિવર્ષે એ માસમાં પીપળાના તરુની પૂજા કરે છે, ને મનગમતાં વરદાન માગે છે. સહસ્રોની સંખ્યામાં બર્મીઓ એકત્ર થાય છે, ને વૃક્ષની ચારે તરફ ફરી નૃત્ય કરે છે. સ્ત્રીઓ 'ધમ્મપદ' (ધાર્મિક પુસ્તક) માંથી કંઠસ્થ કરેલાં સૂત્રો બોલે છે, અને જળ ચઢાવે છે. એ દિવસે વ્રત-પણ લેવામાં આવે છે. ત્યાં એ બાબત વિચારવા જેવી છે, કે ત્યાંની સ્ત્રીઓ પોતાનું ધાર્મિક પુસ્તક 'ધમ્મપદ' નું અધ્યયન બરાબર કરી શકે છે "સ્ત્રીશૂદ્રોનાધીયતામ્" વાળું વાકય એ દેશમાં ચરિતાર્થ થતું નથી.

'વાજો' (અષાડ) માસમાં ચોમાસાનો પ્રારંભ થાય છે, 'વાજો' અર્થાત્ અષાડી પૂર્ણિમાથી 'દડિન્જુટ' આશ્વિન પૂર્ણિમા સુધી બૌદ્ધ મઠોમાં પુંગી આરામ કરે છે. તે દરમિઆન અન્ય નગરો કે બીજે સ્થળે તેઓ જતા આવતા નથી. એ મહીનાના પર્વનું નામ "વાજોપ્વે" છે. બૌદ્ધોના વિહારાશ્રમ, મઠ ઇત્યાદિ સર્વ તે વખતે બંધ રહે છે. બંધ થતાં પહેલાં એ પર્વ માનવામાં આવે છે. 'વાજોપ્વે' કેવી રીતે પ્રચલિત થયું, તેની એક ઘણી સરસ કથા પણ પ્રચલિત છે. કહે છે, કે ગૌતમબુદ્ધ જ્યારે એક દિવસ તપસ્યામાં હતા, ત્યારે કેટલાક ખેડુતોએ તેમને ફરિયાદ કરી, કે 'આપના શિષ્યો અમારી જમીનમાં થઈ ચાલતાં ચાલતાં અમારો ઉગતો પાક કચરી નાખે છે. થોડાક દિવસ પહેલાં સાધુઓની એક ટુકડીએ બીજે ગામ જતાં ખેતરને નષ્ટ-ભ્રષ્ટ કરી મૂક્યું છે. બુદ્ધે શિષ્યોને બોલાવી પૂછ્યું, કે ખેતરમાં ચાલી તમોએ ખેડુતોની ખેતીના પાકને શા માટે નુકસાન કર્યું? તેઓએ જવાબ આપ્યો, કે વરસાદ થવાથી અમોને કશું માલમ ન પડયું. પછી ગૌતમબુદ્ધે આજ્ઞા કરી કે ચોમાસામાં દરેક શિષ્યે આશ્રમમાં રહેવું અને શાસ્ત્રોનું અધ્યયન કરવું.

આશ્વિન 'દડિન્જુટ' માં બર્મી દિવાળી આવે છે. દિવાળીને "મીહુંપ્વે" (દિવા સળગાવવાનો) તહેવાર કરે છે. આપણે ત્યાં દિવાળીમાં લક્ષ્મી-પૂજન થાય છે. જ્યારે બર્મી લોકો ફક્ત બુદ્ધની પૂજા કરે છે, પરંતુ વ્રત તો કેટલાક દિવસો માટે કરે છે. પ્રથમ માસમાં જેમકે અહીંના લોકોને વિશ્વાસ છે, કે ભગવાન બુદ્ધ ઇંદ્રસ્વરૂપમાં જાનવરોના રથ પર સવાર થઈ શુભા-

શુભ કર્મોનું નિરીક્ષણ કરે છે, કિન્તુ આ માસમાં તે સ્વયં શરીરરૂપમાં બુદ્ધ નામથી મૃત્યુલોકમાં આવી લોકોનાં શુભાશુભ કર્મોની સૂચી તૈયાર કરે છે, અર્થાત સ્વાગત કરે છે. લુગાર અહીંઆં કવચિત નજરે પડે છે, અને તે પણ કોઈ હિંદુસ્તાનીના મકાનમાં, બર્મી દિવાળીના પ્રારંભ પૂર્વે કેટલાએ દિવસ અગાઉ એટલા અધિક ગુબ્બારા ઉડે છે, કે તેની ગણતરી કરવી મુશ્કેલ પડે છે. દરેક બર્મી પોતાના મકાનને રંગીન કાગળોનાં ફુલ, વેલ ઇત્યાદિથી સુશોભિત કરે છે. એટલે બર્મી દિવાળી જોવા લાયક હોય છે. ગરીબમાં ગરીબ બર્માનું ઘર પણ દિવાળીના દિવસોમાં રોશનીથી ઝગઝગી રહે છે. ગુબ્બારા ઉડાવતી વખતે ધનવાન લોકો ગુબ્બારા સાથે પોતાના તરફથી હલકી ચીજો રૂમાલ, વગેરે બાંધે છે: જ્યાં તે પડે છે ત્યાંના લોકો તે ચીજ ઉઠાવી લે છે. કારતક 'ડસૌમોં' માસમાં 'કઠિંવે' નામે પર્વ થાય છે. બર્માનો એ પ્રસિદ્ધ તહેવાર છે. 'ટઠિન્યુટ' આશ્વિન પૂર્ણમાથી બૌદ્ધ સાધુઓ પોતાના વિહારાશ્રમો-મઠોનો ત્યાગ કરી યાત્રાએ નીકળે છે. 'કઠિંવે'નો અર્થ છે, કે પારિતોષિક આપવાની વસ્તુઓનું સરઘસ કાઢી સાધુઓને દાન આપવું. બર્માના પ્રત્યેક શહેરમાં સાધુઓ રહે છે. આ માસમાં તેઓને રોજના વ્યવહારમાં આવતી વસ્તુઓ દાનમાં મળે છે, અને એ પર્વમાં દરેક ગામમાં આનંદ રહે છે. સરઘસ કાઢયા પછી પેગોડામાં જઈને લોકો સારામાં સારી ચીજો જેવી કે-કપડાં, છત્રી, બુટ, પાનના ડબા, ધાર્મિક પુસ્તકો, કાગળ, પેન્સિલ અને કળફળાદિ મૂકે છે. વળી કેટલાક તરફથી એ અવસરપર પલંગ, ખુરસી, મેજ ઇત્યાદિ પણ અર્પણ થાય છે. એ માસના ફક્ત ચાર-૭ દિવસ બાદ જતાં અન્ય દિવસોમાં પણ પ્રાચીન રાજાઓનાં નાટકો, તથા બીજાં અનેક ઐતિહાસિક નાટકો ભજવાય છે. બર્મી સ્ત્રીઓ એ દશ્યો જોવામાં અત્યંત આનંદ લે છે. સરઘસ નીકળતા પૂર્વે દાનમાં આપવાની ચીજો નાટક માટે તૈયાર કરેલી રંગ-ભૂમિપર ગોઠવવામાં આવે છે, કે જેથી પ્રેક્ષકોને તે બાબતની જાણ થાય પહેલાં તો બર્મી લોક જે પુંગીઓ વિદ્વાન તેમજ સદ્‌ગુણી હોય, તેમને વ્યક્તિગત દાન દેતા, પરંતુ તેમ કરવાથી ઘણા પુંગીઓને કંઈ મળતું નહિ. હવે તો મહોલ્લાવાર દાનમાં આપવાની ચીજોની મહોલ્લાના આગેવાન મારફત પુંગીઓના નામની લોટરી કાઢવામાં આવે છે. તેમાં જેના નામ પર જે વસ્તુ નીકળે તે આપવામાં આવે છે. એ માસમાં એવાં દાન ઇત્યાદિનું સરઘસ કાઢે છે. રાત્રિમાં તમાસા, નાટક વગેરે ભજવાય છે, અને તે પ્રાતઃકાળ સુધી ચાલે છે. છેવટે સવારમાં પુંગીઓને કેળાં, નાળિએર વગેરે ફળ દાન આપવામાં આવે છે.

માગશર—"નડો" માસમાં "નત્વે" પર્વ થાય છે. એ પર્વમાં મહીનાના છેલ્લા દિવસમાં કોઈ સ્થળે પ્રેતાત્માની પૂજા થાય છે. ભેટ ધરાવવામાં આવે છે. તેઓની માન્યતા છે કે એમ કરવાથી મૃતાત્મા કષ્ટ ન આપે. માંડલે નજીક "ટૌંબ્યો" નામક સ્થળે તેમજ બર્માના અન્ય સ્થાનો પર ભેટ ધરાવવામાં આવે છે. "ટૌંબ્યો"નું એ પર્વ એક વાર શ્રાવણ માસમાં પણ પાળવામાં આવે છે. બર્મી પુરુષો એ પર્વ પર પોતપોતાના આરાધ્ય પ્રેત-મંદિરોમાં જઈ એક જાતના વૃક્ષનાં પાંદડાં તેમજ ગુલાબ પુષ્પ હાથમાં લઈ ઘણા સમય સુધી કૂદે છે ભેટમાં કોઈ પ્રકારનું અન્ન અગર ખાદ્ય પદાર્થ કે મિષ્ટાન્ન ધરાવવામાં આવતુ નથી. કેવળ પાંદડાં ને પુષ્પ ચઢાવે છે, પાછા ફરતા મસ્તક પર પાંદડાં બાંધી લે છે, કહે છે, કે કુટુંબમાંથી કોઈ પણ પ્રેતાત્માની પૂજા માટે કોઇ જો પેગોડામાં ન જાય, તો તેના વંશમાથી એકાદનું અવશ્ય મૃત્યુ થાય છે. કદાચ મૃત્યુ ન થાય, તો નાનાં પ્રકારનાં કષ્ટ ભોગવે છે. એવી તેમની માન્યતા છે. કોઈ કોઈ વખતે તેઓ રાત્રિએ અગ્નિ સળગાવી તેની ચારે તરફ બેસી વાજીંત્રો વગાડે છે. અર્થાત્ એ ક્રિયાદ્વારા રોગ અને ભૂત પ્રેતાદિકને નસાડે છે. તેના નિવારણાર્થેજ એ પર્વ પાળવામાં આવે છે.

પૌષ "સ્થાથો" માસમાં ઇરાવદી નદીના તટ પર એ પર્વ પાળવામાં આવે છે. નદીના તટપર રેતીમા રેતીનો બૌદ્ધ પેગોડો બનાવવામાં આવે છે. સ્નાન કર્યા પછી સઘળાં સ્રીપુરુષો એ રેતીના પિંડ-નિર્મિત પેગોડાઓની આરાધના કરે છે. પુનઃ યથાશક્તિ દાન કરે છે. આપણા દેશના ગંગાસ્નાન સમું એ પર્વ છે. ગંગાસ્નાન કર્યા પછી આપણા લોકો મંદિરોમાં જઈ પૂજા ઇત્યાદિ કરે છે. બ્રહ્મદેશમાં પેગોડા-મંદિરો અત્યંત હોવા છતાંય રેતીના બનાવેલ બુદ્ધદેવની પૂજા કરવામાં તે લોકો આનંદ માને છે.

"ટબોડવે' (માઘ) મહીનામાં હવન કરવાનુ વિધાન છે. અહીંઆં વર્ષભરમાં કેવળ આ માસમાંજ ધમ્મપદનાં સૂત્રો, મંત્રોદ્વારા હવન કરવામાં આવે છે, અને તેમાં ચંદનનાં કાષ્ટનો વ્યવહાર કરવામાં આવે છે. બર્મામાં જ્યાં જ્યાં મહાન બૌદ્ધ મંદિરો છે, ત્યાં એ અગ્નિદ્વારા ગૌતમ બુદ્ધની આરતી ઉતારવામાં આવે છે. વળી એક પ્રકારના પંચમેળ ચોખા રાંધી તેમાં ફળફળાદિ-મગફળી, સોપારી નાળિએર ઇત્યાદિ નાખે છે. પુનઃ તે ભાતનો ભોગ ધરાવી ત્યાં એકત્ર થએલા લોકસમૂહમાં વહેંચવામાં આવે છે.

અંતિમ માસ "ટપૌં" (ફાલ્ગુન)માં ભગવાન બુદ્ધનો મહા-નિર્વાણ છે, જેથી એ માસમાં ભગવાન બુદ્ધની મૂર્તિનું સરઘસ કાઢવામાં આવે છે. એક શ્વેત ઐરાવત હાથી બનાવી તેમાં મૂર્તિ સ્થાપન કરી સરઘસ કાઢે છે. બર્મા લોકો બુદ્ધના મહાનિર્વાણ પર અત્યંત પ્રસન્ન રહે છે. કેમકે હવે તેમની મુક્તિ થઈ ગઈ એવી તેઓની માન્યતા છે. કેવળ આ પર્વ ઉપરજ નહિ, બલકે કોઈ પણ ભિક્ષુક પુંગી મૃત્યુ પામે ત્યારે મહાન ઉત્સવ માની તેની પાછળ ભંડારો કરે છે, તથા મૃત પુંગીના સગાં-સંબંધીઓ અન્ય પુંગીઓને દાન-ઇત્યાદિ આપે છે. મરનાર પુંગી જેટલો વિદ્વાન, પ્રસિદ્ધ અને બુદ્ધિમાન હોય તેટલો આનંદ તેના મૃત્યુ પછી પાળવામાં આવે છે. કહે છે, કે ભગવાન બુધ્ધે પોતાના મૃત્યુ અગાઉ એવી સૂચના આપી હતી, કે મારા શિષ્યો અગર અનુયાયીઓ મારા મરણનો શોક ન કરે, પરંતુ આનંદ મનાવે. મૃત્યુ પછી તે પ્રમાણેજ કરવામાં આવ્યું, અને તે પ્રથા અદ્યાપિ ચાલુ છે.

એ પ્રકારે આપણે જોઈએ છીએ, કે બર્મી લોકો પણ ભારતવાસી સમાન અનેક અંશે રૂઢિ-ઉપાસક છે, અને પોતાનાં પર્વ-તહેવારો શ્રદ્ધા, ભક્તિ તેમજ પવિત્રતા સાથે પાળે છે. ભારતીય સંસ્કૃતિની છાપ તેમનાં ઘણાંખરાં પર્વોમાં સ્પષ્ટ રૂપમાં દષ્ટિગોચર થાય છે.

હિંદી ઉપરથી લખનાર:—**શંકરલાલ આરતભાઈ** માતરવાળા

## ટંકશાળ વિષે ટુંક નોંધ

અમારી શાળામાં નિત્ય એવો ક્રમ રાખ્યો હતો કે દર મહીને એક ટુંકી મુસાફરી કરી પ્રત્યક્ષ અનુભવ મેળવવો. આજનો અમારો બેત ટંકશાળ જોવા જવાનો હતો. અમો સૌ દાદર સ્ટેશનેથી ટ્રેનમાં બેસી બોરી બંદર સ્ટેશને ઉતર્યા. થોડા સમય સ્ટેશન જોઈ આગળ પગે ચાલતાં કોટમાં આવેલી ટંકશાળના દરવાજા આગળ આવી પહોંચ્યા. અમારા ગુરુજીએ પરવાનગી મેળવેલો પાસ બતાવતાં એક પછી એક અમો અંદર દાખલ થયા. અંદર જવા પહેલાં અમોને અમારા ગુરુજીએ એક સૂચના આપી હતી કે "લાઇન બંધ કોઈ સ્થળે ન અટકતાં ચાલવું." તે મુજબ અંદર જતાં પ્રથમ જુના તથા ખોટા સિક્કાને તોડતાં કેટલાંક માણસોને જોયાં. તેમનો કામ કરવાનો સપાટો જોઈ અમોને ખૂબ આનંદ થયો. ત્યાંથી

અમો ધગધગ સળગેલી ભઠ્ઠી પાસે ગયા. ત્યાં પેલા જુના સિક્કા તથા બીજી ધાતુઓનો રસ થતો જોયો. તે રસ કેવી રીતે બહાર આવે છે તેમજ તેની ચોરસ, લંબચોરસ પાટો કેવી બને છે તે જોયું, આગળ ચાલતાં પાટોનાં પતરાં બનતાં તથા તે પતરાંમાંથી નીકલની ચોરસ બે-આનીના ટુકડા કેવી રીતે થાય છે તે જોયું. ત્યાંથી તો આગને જાણે ખસવાનું મન થાયજ નહિ એવું યંત્રથી કામ ચાલી રહ્યું હતું. પછી ચોરસ બેઆનીને એક જગ્યાએ અગ્નિમાં તપાવી શુદ્ધ કરતાં, તથા જે સ્થળે તેને ધોતા તે તથા ત્રીજે સ્થળે તેની ઉપર છાપ પાડવાનું કામ યંત્રથી ચાલી રહ્યું હતું તે જોયું; છેવટ છાપ પડી તેના ઢગલે ઢગલા લઈ કેટલાક માણસો તે ખરી છે કે ખોટી તે તપાસતા હતા. આટલી બધી બેઆની-માંથી તેઓ ચપ દઈને ખોટી બેઆનીને પકડી પાડી જુદી પાડતા હતા, ને તેને કાપી જુદી મૂકતા હતા તે વખતે અમને બહુજ નવાઈ લાગતી એ પ્રમાણે આની, પાવલી કેમ બને તે અમોએ જોયું.

તાંબાના તથા રૂપાનાં નાણાં બનાવવાનું કામ તે દિવસે ચાલુ ન હતું. નીકલના સિક્કા બનતા જોયા. કાપેલા રદ્દી સિક્કાઓની પછી કસોટી થતી તેને ભઠ્ઠીમાં નાખી પુનઃ રસ કરી પતરાં બનાવતા. ત્યારપછી એક પછી એક સિક્કાઓ જતા ત્યા તેની જાડાઈ તથા વજનની પરીક્ષા થતી. અંધારા ઓરડામાં ગ્યાસના દીવા સળગાવેલા હતા.

સિક્કા ચોકસ તૈયાર થયા પછી તોલ પરથી તેમની ગણતરી કરવામાં આવતી. ત્યાંથી બંડલો બંધાતાં તેને જુદા મૂકવામાં આવતા. કામ કરનાર દરેક માણસ ઉપર બરાબર દેખરેખ રાખેલી જણાઈ. હાલમાં કેટલોક ભાગ નાશિકમાં લઇ જવામાં આવ્યો છે. ત્યાં રૂપાનાં નાણાં પડે છે એમ વાત પરથી જણાયું. અમો સૌ બહાર આવ્યા ત્યાં ચોવીસ કલાક પોલીસ પહેરો રાખવામાં આવે છે. ત્યાંથી અમો સૌ ટ્રામમાં બેસી મુંબઈનો ભાગ જોતા જોતા દાદર આવ્યા. રસ્તામાં કોટ, ભવ્ય મકાનો, રાજાબાઈ ટાવર, મ્યુનિ. ઓફિસનું ઉંચુ મકાન, જે. જે. હોસ્પિટલ, રાણીબાગ વગેરે દૂરથી જોઈ લીધાં. સૌ સૌને ઘરે ગયાં. જે જે મેં જોયું તે મેં મારી બાને કહી સંભળાવ્યું.

હ. મા. શાસ્ત્રી મુખ્ય-શિક્ષક ડીલાઈલરોડ-મુંબઈ

# ધોરણ ૪ થું

વિષય—ભૂગોળ
શિક્ષક—દલસુખરામ ચુનીલાલ ત્રિવેદી
આસિ. માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ

સા૦ હેતુ—કલ્પનાશક્તિ ખીલવી જીવનના વ્યવહારનો ખ્યાલ આપવાનો.

વિ૦ હેતુ—હિંદુસ્તાનના પ્રાકૃતિક પ્રદેશો સમજાવવાનો. [નવીન અભ્યાસક્રમને અનુલક્ષીને]
તારીખ ૨૫-૬-૩૬
સમય-૪૦ મિનિટ

સાહિત્ય—પૃથ્વીનો ગોળો. હિંદુસ્તાનનો રિલીફ મૅપ, નકશા અને પ્રાસંગિક ચિત્રો [લોકો, પેદાશ, દશ્યો.]

| પાઠના વિભાગ : મુદ્દા | શિક્ષણશૈલી | ક્ર. પા. ની નોંધ |
|---|---|---|
| १. આરંભ—<br>अ. વર્ગવ્યવસ્થા<br>ब. પૂર્વ પ્રસંગનું પુનઃસ્મરણ | કાર્યારંભે ડ્રિલ : સાધનોની વ્યવસ્થિત ગોઠવણ.<br>પ્ર. આપણે ક્યા શહેરમાં રહીએ છીએ?<br>પ્ર. આપણા પ્રાંતનું નામ શું?<br>પ્ર. ગુજરાતમાં રહેનારા લોકો શા નામથી ઓળખાય છે?<br>પ્ર. અમદાવાદમાં ગુજરાતી સિવાય ક્યા લોકો જોવામાં આવે છે? | |
| क. રજુઆત | આપણે—ગુજરાતી, સિંધી, પંજાબી, બંગાળી, મદ્રાસી—બધા ભાઈઓ છીએ. એ શા રીતે તે આપણે વિચારીએ. | |
| २. મુખ્ય વિષય—<br>अ. ભારત ભૂમિનું ઓળખાણ | આપણું શહેર તે આપણું વતન. પ્ર. વતન કેવું લાગે? આપણો પ્રાંત તે આપણી માતા. "ગુણવંતી ગુજરાત...... નમીએ માતા." કવિ 'ખબરદાર' વિષે કંઈક. "આ ભરત- | |

## ભારતભૂમિ-હિંદુસ્તાન

| | |
|---|---|
| | ભૂમિના પુત્રો……" પ્ર. આપણા દેશનું નામ કહો જોઈએ ? આપણા દેશમાં એક પરાક્રમી રાજા થઈ ગયા તેમનું નામ ભરત. ચિત્રદર્શન. બાળ ભરત કોની સાથે ખેલે છે ? ભરતભૂમિ એજ હિંદુસ્તાન. |
| ચ. પૃથ્વી પર હિંદનું સ્થાન | પૃથ્વીનો ગોળો રજુ કરવો. પ્ર. આ શું છે ? ગોળામાં હિંદુસ્તાન બતાવવો. નકશો બતાવવો. નકશો દોરવો. બાળકોને નકશા આપવા. |
| છ. કાલ્પનિક પ્રવાસ | અમદાવાદનું વિહંગાવલોકન. પ્રવાસની જિજ્ઞાસા. વ્યવહારનાં સાધનો. પ્ર ઝડપી વાહન કયું ? પસંદગી. ક્ષણભર આંખ મીંચીને સફરની કલ્પના. રિલીફ મેપનું અવલોકન, સૂચન, વાતચીત. |
| જ. જીવનની જરૂરિઆતો | જીવનની જરૂરિઆતો કહાવવી. [ હવા, પાણી, ખોરાક, કપડાં. ] આ બધાં સાધનો આપણને કઈ રીતે પુરાં પડે છે ? [ કંઈક વિચારો. ] |
| ઝ. પ્રાકૃતિક પ્રદેશો. | નીપજનો નકશો બતાવવો. પ્રદેશવાર મુખ્ય નીપજ શોધાવવી. સફરના રૂપમાં પ્રદેશોમાં ફરી વળવું. દૃશ્યો દેખાડવાં. નકશાામાં પ્રદેશો બતાવવા. પ્રશ્નો પૂછી શામાં વિગત. |

| | | |
|---|---|---|
| | પ્ર. કઈ કઈ પેદાશની વાત કરી ?<br>પ્ર. ઘઉંનો પ્રદેશ બતાવો. એનું નામ કહો. પાકનો આધાર શાના ઉપર ?<br>પ્ર. ગંગા નદીના પ્રદેશમાં શું શું થાય છે ?<br>આ રીતે મુખ્ય પ્રદેશો નક્કી કરાવવા. | ૧. ઘઉંનો પ્રદેશ–સિંધ, પંજાબ, [નહેરો].<br>૨. પહાડી પ્રદેશ–જંગલો, ચા.<br>૩. ગંગાનું મેદાન–ખાંડ, શણ, ડાંગર.<br>૪. દક્ષિણ–ઉ૦ પ્ર.–સોનું, સુખડ, ચા. |
| ૨. સ્વદેશઃ માતૃભૂમિ | પ્ર. બાળકનું પોષણ કોણ કરે છે ? આપણો દેશ આપણું–કરે. "ભલો દેશ મારો......એજ પ્યારી." આવું, ગવડાવવું. કેટલાક શબ્દો કા. પા. ઉપર સૂચવવા. બાળકો ગોઠવીને બોલે.<br>[ વતન ઉપરના વહાલ માટેના પ્રસંગો સૂચવવા. ]<br>"વહાલું વતન આ, વહાલું વતન આ." જુદા જુદા ભાવમાં ગાઈ બતાવવું. પ્ર. આપણું વહાલું વતન કયું ? | ૫. રજપુતાના–રણ પ્રદેશ.<br>૬. કપાસનો પ્રદેશ–મિલઉદ્યોગ.<br>સૂચનાઃ—ઉપર જણાવેલા પ્રદેશો હિંદુસ્તાનનો રૂપરેખા નકશો દોરી તેમાં પૂરી બતાવવા, અને વિદ્યાર્થીઓ પાસે નકશામાં રચજો પૂરાવવાં. |
| ૩. પુનરાવર્તન | પ્ર. આપણે કયી ભૂમિના પુત્રો ?<br>[ ફરીને એક વાર—"અમે ભરત ભૂમિના પુત્રો,<br>આમ માત પુરાણ પવિત્ર." | |

# પુનાની વેધશાળા

શનિવાર વાડા સામે નવા પુલના રસ્તા ઉપરથી જતા સામે શિવાજી મહારાજનું પુતળું દેખાય છે. પુતળાથી જમણા હાથ તરફ પુતળાને છોડી આગળ જતાં એક ઉંચી ઈમારત આકાશમાં વાતો કરતી નજરે પડે છે. ઇમારતના ઉંચા ભાગ ઉપર એક ઘડિયાળ દેખાયા કરે છે. એ ઇમારતની આજુબાજુ ઘણી ઝાડી આવેલી છે અને ઇમારતની લગોલગ મોટા પોરી રસ્તા છે. આ રસ્તા ઉપર ઇમારત ઘણીજ સુશોભિત દેખાય છે. એજ પુનાની વેધશાળા.

એ અંગ્રેજીમાં ઓબ્ઝર્વેટરી કહેવાય છે. આખા હિંદુસ્તાનમાં આ સ્થળથી હવામાન માપવામાં આવે છે. હિંદુસ્તાનમાં ૭૦૦ થી ૮૦૦ વેધશાળા છે, તેમાં પુનાની વેધશાળા મોટી છે.

પહેલાં સીમલા અને અલીપુર એમ બે ઠેકાણે વેધશાળાની મુખ્ય કચેરી હતી. પ્રથમ ૧૮૬૩ની સાલમાં કલકત્તામાં થઈ. પછી ૧૮૬૪માં બંગાળા મધ્યે એક ભયંકર તોફાન થએલું ત્યાં માણસો અને ઘરોને ઘણું નુકસાન થએલું, અને ત્યારપછી સરકારે આગાહી કાઢવાની ઘણી કાળજી રાખવા માટે ઠેકાણે ઠેકાણે વેધશાળા સ્થાપન કરી છે. સર્વ વેધશાળાનું હવા સબંધીનું દબાણ ટપાલ અને તારથી મુખ્ય વેધશાળાએ આપવામાં આવે છે. ઠેકાણા ઠેકાણાના હવાના ફરક મુખ્ય ઠેકાણાના અધિકારીઓ વાંચી વરસાદનો કે તોફાનનો અંદાજ કાઢે છે.

આ વેધશાળામા અમુક અમુક સમયે થાય છે અને તે વરસાદ અને વાદળ થવાના સંભવ ક્યાં ક્યારે થશે, હવાનું દબાણ પૃથ્વી ઉપર કેટલું છે, હવામાં પાણીનો ભાગ કેટલો છે, અને ઉષ્ણતા કેટલી, ક્યાં છે, ઇત્યાદિ માહિતી વેધશાળામાં ચર્ચે છે. આ ચર્ચા આવેલા જુદા જુદા તાર ઉપર હોય છે.

માહિતીઓ મેળવવા માટે ઘણી જાતનાં યંત્રોનો ઉપયોગ કરવામાં આવે છે. ઘણાંએ નવી પદ્ધતિના યંત્રો હોય છે. તે વાપરવા માટેના દરેક યંત્રના અધિકારીઓ જુદા જુદા હોય છે, અને તે તેમાં પ્રવીણ હોય છે. હિંદમાંની વેધશાળાના ૩-૪ જાતના પ્રકાર છે. કોઈ ઠેકાણે પવન કઈ તરફથી આવશે, વરસાદ ક્યાં કેટલો પડશે, ઉષ્ણતામાન કેટલું છે, એવા અંદાજ કાઢનાર યંત્રો હોય છે. કલકત્તા, મુંબાઈ, કરાંચી, મદ્રાસ કોલંબો ઇત્યાદિ ઠેકાણેની વેધશાળા પહેલા પ્રકારની ગણાય છે. ત્યાંથી

સઘળા અંદાજ કાઢવામાં આવે છે. દરીઆકાંઠાની વેધશાળામાં પરદેશ ખાતાની ખબરોનાં ટીપ્પણ રાખે છે; અને તેની ખબરો બીજી વેધશાળામાં આપવામાં આવે છે. તે ઉપરથી પરદેશ સંબંધી પણ આગાહી બાંધી શકાય છે.

પુનાની વેધશાળામાં હવાનો ફરક સમજવા અને યંત્રની નોંધમાં લેવા રબરનું બલુન હાઇડ્રોજન ભરી હવામાં ૧૭ માઇલ ઉંચે છોડે છે. જો બલુન હવાથી હલકું હોય તો ઉંચે તરતું જાય છે, પણ જેમ ઉંચે જાય છે તેમ હવા પાતળી થતી જાય છે, અને હાઇડ્રોજનનો દાબ વધુ થતાં બલુન ફૂટી જાય છે. તે બલુનથી હવાફરક તપાસનાર યંત્ર ઉપર હવાની ફરક આપોઆપ નોંધાઈ જાય એવી વ્યવસ્થા છે. બલુન ઉંચેથી ક્યાં પડતું હશે તે નક્કી નહિ, પણ ફૂટેલું બલુન લાવી આપનારને સરકાર બે રૂપીઆ ઇનામ આપે છે. બલુન ફૂટયા પછી યંત્રમાં આપોઆપ નોંધ થાય છે તે ઉપરથી અંદાજ કાઢી માહિતી પુનાથી બહાર મોકલવામાં આવે છે.

પુનાની વેધશાળામાં સવારના આઠ વાગે અને બપોરે ૧૨ વાગે આખા હિંદમાંથી તાર આવે છે. તારની હકીકતો જોઈ જુદી જુદી જગ્યાનું હવામાન તથા વરસાદની આગાહી નોંધી લઈ રિપોર્ટ બહાર પાડવામાં આવે છે.

સૂર્યની ઉષ્ણતા કેટલી છે તેનું યંત્ર માત્ર પુનામાંજ રાખવામાં આવ્યું છે. કઈ દિશાએથી પવન ફુંકાશે, ક્યાં જશે તે પુનામાં માલમ પડે છે; આ માટેના યંત્રનો ૧ ભાગ શિખર ઉપર રહે છે અને બીજો ભાગ નીચે રહે છે. એ યંત્રમાં એવી વ્યવસ્થા હોય છે કે હવા ક્યાંથી ક્યાં જશે, કઈ દિશામાં જોસથી ફુંકાશે, તેની આકૃતિ પડે છે.

ઉષ્ણતાની ગણત્રી માટે કાચના ગોળાની અંદર ૧ કાગળ ઘણોજ નાજુક હોય છે, અને જ્યારે સવારે સૂર્ય ઉગે છે, અને પછી ઉપર ચઢતો જાય છે તેમ તેમ કાગળથી કાચની અંદર કેટલી ગરમી વધે છે તે નોંધાઈ જાય છે.

ઉપરનાં યંત્રોથી હવામાનના અંદાજ સંપૂર્ણ ખરાજ હોય છે એમ માનવા જેવું તો નથીજ; તે કોઈ કોઈ વખત ખોટા પણ પડે છે. તે માટે વિજ્ઞાનશાસ્ત્રીઓ શોધ કરી રહ્યા છે. હવામાનની ચોક્કસ ખાતરી સાથે આપણા દેશની ખેતીની સુધારણા પણ થઈ શકશે એમાં સંદેહ નહિ.

'મરાઠી' ઉપરથી

યરવડા<br>રેફરમેટરી સ્કૂલ,<br>પુના

દેવજીભાઈ પ. હીરાવાલા



# નોટેશન
## છઠ્ઠી ચોપડી

—o—

### પાઠ ૩
### ઝાલા રાણાનું પરાક્રમ
( રાગ કામોદ, એકતાલ માત્રા ૪ )

```
મ/પ – ધ | પ – મ ગ | મ – રી સ
ગી સો – દી | આ – શ, ર | વા – વ રો

નિ સ રી મ | ગ રી રીમ પધ | પ — — —
કું રી – ધ | તુ ૫ ટે — — | કો — — ર

પ – પ – | ધ – નિ – | સ – સ સ
ઝા – લા – | ભા – લા – | વા – વ રો

ધનિ – સ | – રી સ ધ | પ — — —
કરી – કા | – ર મો – | કો — — ધ
```

નોટ:—બીજી અને ચોથી લીટી અને પહેલી લીટીના નોટેશન પ્રમાણે એજ લઘુ ગુરુ ફેરથી વગાડવી



નોટેશનમાં વપરાતાં ચિહ્નોની સમજુતી નીચે પ્રમાણે છે.—

| | નમુનો | |
|---|---|---|
| તીવ્રસ્વર | મ / | / સ્વરની સાથે ઉભી ત્રાસી લીટી |
| સ્વર લંબાવવા માટે | મ — | — સ્વરની સાથે આડી લીટી છે. |
| ખરજનો સપ્તક | ની / | / સ્વરની ડાબી બાજુએ નીચે ત્રાસી લીટી મૂકવામા આવી છે. |
| અડધી માત્રા લંબાવવાને | નીધ ˇ | ˇ સ્વરોની નીચે ચંદ્રકાર હોય એટલે અડધી માત્રા સુધી સ્વરને લંબાવવો. |

| | | |
|---|---|---|
| તાર સપ્તક માટે ચિહ્ન. | સં | — સ્વર ઉપર આડી લીટી હોય તે ઉંચે વગાડવું, જેને તાર સપ્તક કહે છે. |
| તાલ આપવાનું ચિહ્ન. | સ | — સ્વરની નીચે આડી લીટી કરવામાંઆવી છે. |

સંગીતશિક્ષક
ગ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ } બાપાલાલ અમૃતલાલ દવે

# હિંદુસ્તાનની વનસ્પતિઓ

આપણા ભારતવર્ષમાં જાતજાતની વનસ્પતિઓ થાય છે. દેશમાં જુદા જુદા પ્રકારની ભૂમિ હોવાથી જુદા જુદા પ્રદેશમાં અસંખ્યાત્ વનસ્પતિ ઉગી નીકળે છે. આ વનસ્પતિઓની સંખ્યા એટલી બધી છે કે તેમને ગણીજ ન શકાય. શાસ્ત્રકારોએ તો અમુકજ ચીજોનો અભ્યાસ કરી તેમનાં વર્ણનો અને ગુણદોષ વિષે લખ્યું છે; પરંતુ તે સિવાયની ઘણી વનસ્પતિઓ એવી છે કે જેમને વિષે હજુ પણ ઘણું જાણવાનું બાકી રહે છે.

આયુર્વેદશાસ્ત્રે 'દેશ' ના ત્રણ વિભાગ પાડી દીધા છેઃ ૧ જાંગલ, ૨ અનૂપ, ૩ મિશ્ર.

જાંગલ દેશનું વર્ણન આમ આપેલું છે—

"જે આકાશની પેઠે સ્વચ્છ હોય, ઉંચાણવાળો હોય, ઝાડ, પાણી થોડાં હોય, **ખીજડા, કેરડાં, બીલી, આકડા, પીલુ અને બોરડીઓ ઘણાં થતાં હોય,** હરણ, એણ, મૃગ, રીંછ, છાંટણવાળાં મૃગ, ગોકર્ણ મૃગ, તથા ગધેડાં ઘણાં થતાં હોય તે જાંગલ દેશ જાણવો."

જ્યાં પાણી થોડું હોય ત્યાં વૃક્ષો પણ ઓછાંજ થાય એ સ્વાભાવિક છે. દા. ત. અમદાવાદની આસપાસનો પ્રદેશ જુઓ તો ઉપલા વર્ણનને તદ્દન મળતો આવશે. એમાં ગણાવેલાં વૃક્ષોનાં વનનાં વન ઊગેલાં હોય છે.

આનૂપ દેશનું વર્ણન—

"જેમાં નદીઓ, તળાવો, અને પર્વતો ઘણા હોય, કમળો ઘણાં

ઉગતાં હોય; હંસ, સારસ, કારંડવ, ચક્રવાક, વગેરે પક્ષીઓ ખૂબ થતાં હોય; સસલાં, સુવર, પાડા, રૂરમૃગ, શેરીમૃગ ઘણા થતાં હોય, વૃક્ષો તથા પુષ્પો બહુજ પ્રમાણમાં થતાં હોય; તાડ, અનાજ અને ફળોની કમીના ન હોય, ચોખા, કેળ અને શેલડી પણ સારી થતી હોય; તે અનૂપ દેશ.

પર્વતોવાળો પ્રદેશ તથા દરિયાકિનારો બન્ને અનૂપમાં આવી જાય છે. જો કે પર્વતમાં થનારી વનસ્પતિઓ અમુક જાતની હોય છે અને દરિયાકિનારે થનારી અમુક પ્રકારની હોય છે. દા. ત. પર્વતમાં કેળ ને તાડ નહિ થાય, તે તો દરિયાકિનારાનોજ પાક છે.

## મિશ્ર દેશ.

"જે પ્રદેશમાં કયાંક કયાંક જંગલ પ્રદેશ પણ હોય અને કયાંક અનૂપ પણ હોય તે મિશ્રદેશ ગણાયો છે." દા. ત. પંચમહાલ યા પાલનપુર બાજુનો પ્રદેશ. [ समाः साधारणे यस्माच्छीतवर्षोष्णमारुताः । ]

હિંદુસ્તાનમાં ત્રણે પ્રકારના પ્રદેશો છે અને તેથી બધી જાતની વનસ્પતિઓ આપણે ત્યાં થાય છે. વનસ્પતિઓ માટે આપણે અન્ય દેશ ઉપર બહુજ ઓછો આધાર રાખવો પડે છે. જો કે સિંકોના, ચોપચીની વગેરે કેટલીક વસ્તુઓ બહારથી આવે છે. આપણે ત્યાં ન થતી હોય છતાં અત્યંત આવશ્યક હોય એવી કાચી વસ્તુ બહારથી લાવવામાં આપણને નાનમ ન આવવી જોઈએ, પરંતુ જ્યાંસુધી આપણી પોતાની ચીજોથી ચલાવી લેવાતું હોય ત્યાંસુધી શા માટે પરદેશ પૈસા મોકલાવી દેવા ?

વળી જુદા જુદા પ્રદેશનાં હવાપાણીની અસર જેમ માણસ ઉપર થાય છે, તેમ વનસ્પતિ ઉપર પણ થાય છે; કારણકે વનસ્પતિ પણ સજીવ હોઈ પૃથ્વી, પાણી, હવા અને તેજમાંથી પોતાની જીવનશક્તિ મેળવી લે છે, અને તેથી માણસની પેઠેજ તેમના ઉપર પણ જુદી જુદી આબોહવાની અસર પડયા વિના રહેતી નથી. દા. ત. મારા આ સંગ્રહમાંથી હું તમને શંખાવળી બતાવીશ. એક અમદાવાદના એક ખેતરની છે અને બીજી પુનાના પહાડી પ્રદેશની છે. જેમ મહારાષ્ટ્રના પહાડી લોકોનાં ને આપણા જંગલ પ્રદેશના લોકોના બાંધામાં ફેર છે તેમ આ બન્નેના બંધારણમાં પણ તમે ચોકખો તફાવત જોઈ શકશો.

વળી ઋતુઓ ઉપર પણ વનસ્પતિઓ તેનાં જીવનનો ઘણો આધાર રહે છે. બીજા દેશો કરતાં આ બાબતમાં પણ ભારતવર્ષની વિશિષ્ટતા

છે, આપણે ત્યાં શિયાળો, ઉનાળો ને ચોમાસું, એમ ત્રણ ઋતુઓ તો સામાન્ય રીતે ગણાઈ છે, પરંતુ સૂર્યના રાશિઓમાં થતા વિવિધ સંક્રમણ પ્રમાણે ૭ ઋતુઓ બબ્બે માસની પાડેલી છે.' વર્ષના મુખ્ય તો બે વિભાગ: ૧. આદાન ૨. વિસર્ગ કાળ અથવા ૧ દક્ષિણાયન ૨ ઉત્તરાયણ. આદાનકાળ એટલે દક્ષિણાયન અને વિસર્ગકાળ એટલે ઉત્તરાયણ. શિશિરથી ગ્રીષ્મ સુધીની ઋતુઓ પહેલા વિભાગમાં આવી જાય. આદાનકાળમાં સૂર્ય જગત ઉપરથી બધો રસ ખેંચી લે છે, વાયુ પણ પોતાની રૂક્ષતા ઉપજાવે છે અને એ કાળ દરમિઆન આવતી શિશિર, વસંત અને ગ્રીષ્મ ઋતુઓ અનુક્રમે એકબીજાથી વધારે લૂખી બને છે અને તેથી તે ઋતુઓમાં અમુકજ જાતની વનસ્પતિઓ થાય છે. વસંતઋતુ ઋતુરાજ ગણાય છે એ તો આપ સૌ જાણો છો. એ પણ આ આદાનકાળમાંજ આવી જાય છે, છતાં તે વખતે સૂર્યની ગરમી ખૂબ પડતી ન હોવાથી, સમસાધારણ હવામાન હોવાથી અમુક વનસ્પતિઓ સંપૂર્ણ ખીલવણીને પામે છે. દા. ત. આંબાને આ ઋતુમાંજ મોર આવે છે. કેસુડાં આજ ઋતુમાં ખીલી ઊઠે છે, લીમડા મઘમઘી ઊઠે છે, કડા ને અરણીનાં ફૂલોની બહાર વસંતના પ્રભાવને ફોરમ આપે છે.× પરંતુ વસંત જતાં એ લક્ષ બદલાઈ જાય છે અને આદાનકાળ પ્રચંડ બને છે. વનસ્પતિઓના રસકસ સુકાઈ જાય છે અને પવન પણ સૂર્યના કાર્યમાં મદદ કરતો હોઈ પોતે પણ રૂક્ષતાજ જમાવે છે.

વિસર્ગકાળમાં પાછું અનુક્રમે લક્ષ બદલાઈ જાય છે. વર્ષામાં પાણી પીપીને શરદ્‌ઋતુમાં સંપૂર્ણ રસકસદાર બને છે. તેથી દવાઓ માટે વનસ્પતિઓ એકઠી કરવાનો સમય શાસ્ત્રકારોએ શરદઋતુનો બતાવ્યો છે. એ સિવાય કેટલીક વનસ્પતિઓ એવી છે કે જે અમુક ઋતુમાંજ થાય દા. ત. જાંબુ, આંબાનો મોર, કેસુડાં; તો તેમનો સંગ્રહ તે તે ઋતુમાં કરવો જોઈએ. એ સિવાય અમુક વનસ્પતિ અમુક રાશિમાં જ લેવી એટલી ઝીણી વિધિ બતાવી છે. દા. ત. સહદેવીને અમુક નક્ષત્રમાં પૂજા કરીને કુમારી કન્યાને હાથે ઉપડાવવી એવો વિધિ કહેલો છે.

"સ્મશાન, ચકલું, ગંદી જગ્યા, રાફડો વગેરે સ્થાનોમાંથી કોઈ પણ વનસ્પતિ ન લેવી જોઈએ."

---

× वसन्तेऽनुभवेत्स्त्रीणां काननानां च यौवनम् ।
मयूरवैर्जगतः सारं ग्रीष्मे पेपीयते रविः ॥

ઉગતાં હોય; હંસ, સારસ, કારંડવ, ચક્રવાક, વગેરે પક્ષીઓ ખૂબ થતાં હોય; સસલાં, સુવર, પાડા, રુરમૃગ, શેરીમૃગ ઘણાં થતાં હોય, વૃક્ષો તથા પુષ્પો બહુજ પ્રમાણમાં થતાં હોય; તાડ, અનાજ અને ફળોની કમીના ન હોય, ચોખા, કેળ અને શેલડી પણ સારી થતી હોય; તે આનૂપ દેશ.

પર્વતોવાળો પ્રદેશ તથા દરિયાકિનારો બન્ને આનૂપમાં આવી જાય છે. જો કે પર્વતમાં થનારી વનસ્પતિઓ અમુક જાતની હોય છે. અને દરિયાકિનારે થનારી અમુક પ્રકારની હોય છે. દા. ત. પર્વતમાં કેળ ને તાડ નહિ થાય, તે તો દરિયાકિનારાનોજ પાક છે.

### મિશ્ર દેશ.

"જે પ્રદેશમાં ક્યાંક ક્યાંક જંગલ પ્રદેશ પણ હોય અને ક્યાંક આનૂપ પણ હોય તે મિશ્રદેશ ગણાય છે." દા. ત. પંચમહાલ યા પાલનપુર બાજુનો પ્રદેશ. [ समाः साधारणे यस्माच्छीतवर्षोष्णमारुताः । ]

હિંદુસ્તાનમાં ત્રણે પ્રકારના પ્રદેશો છે અને તેથી બધી જાતની વનસ્પતિઓ આપણે ત્યાં થાય છે. વનસ્પતિઓ માટે આપણે અન્ય દેશ ઉપર બહુજ થોડો આધાર રાખવો પડે છે. જો કે સિંકોના, ચોપચીની વગેરે કેટલીક વસ્તુઓ બહારથી આવે છે. આપણે ત્યાં ન થતી હોય છતાં અત્યંત આવશ્યક હોય એવી કાચી વસ્તુ બહારથી લાવવામાં આપણને નાનમ ન આવવી જોઈએ, પરંતુ જ્યાંસુધી આપણી પોતાની ચીજોથી ચલાવી લેવાતું હોય ત્યાંસુધી શા માટે પરદેશ પૈસા મોકલાવી દેવા ?

વળી જુદા જુદા પ્રદેશનાં હવાપાણીની અસર જેમ માણસ ઉપર થાય છે, તેમ વનસ્પતિ ઉપર પણ થાય છે; કારણકે વનસ્પતિ પણ સજીવ હોઈ પૃથ્વી, પાણી, હવા અને તેજમાંથી પોતાની જીવનશક્તિ મેળવી લે છે, અને તેથી માણસની પેઠેજ તેમના ઉપર પણ જુદી જુદી આબોહવાની અસર પડયા વિના રહેતી નથી. દા. ત. મારા આ સંગ્રહમાંથી હું તમને શંખાવળી બતાવીશ. એક અમદાવાદના એક ખેતરની છે અને બીજી પુનાના પહાડી પ્રદેશની છે. જેમ મહારાષ્ટ્રના પહાડી લોકોના ને આપણા જંગલ પ્રદેશના લોકોના બાંધામાં ફેર છે તેમ આ બન્નેના બંધારણમાં પણ તમે ચોકખો તફાવત જોઈ શકશો.

વળી ઋતુઓ ઉપર પણ વનસ્પતિઓ તેના જીવનનો ઘણો આધાર રહે છે. બીજા દેશો કરતાં આ બાબતમાં પણ ભારતવર્ષની વિશિષ્ટતા

છે. આપણે ત્યાં શિઆળો, ઉનાળો ને ચોમાસું, એમ ત્રણ ઋતુઓ તો સામાન્ય રીતે ગણાઈ છે, પરંતુ સૂર્યના રાશિઓમાં થતા વિવિધ સંક્રમણ પ્રમાણે ૭ ઋતુઓ બબે માસની પાડેલી છે.' વર્ષના મુખ્ય તો બે વિભાગ: ૧. આદાન ૨. વિસર્ગ કાળ અથવા ૧ દક્ષિણાયન ૨ ઉત્તરાયણ. આદાનકાળ એટલે દક્ષિણાયન અને વિસર્ગકાળ એટલે ઉત્તરાયણ. શિશિરથી ગ્રીષ્મ સુધીની ઋતુઓ પહેલા વિભાગમાં આવી જાય. આદાનકાળમાં સૂર્ય જગત ઉપરથી બધો કસ ખેંચી લે છે, વાયુ પણ પોતાની રૂક્ષતા ઉપજાવે છે અને એ કાળ દરમિઆન આવતી શિશિર, વસંત અને ગ્રીષ્મ ઋતુઓ અનુક્રમે એકબીજાથી વધારે લૂખી બને છે અને તેથી તે ઋતુઓમાં અમુકજ જાતની વનસ્પતિઓ થાય છે. વસંતઋતુ ઋતુરાજ ગણાય છે એ તો આપ સૌ જાણો છો. એ પણ આ આદાનકાળમાંજ આવી જાય છે, છતાં તે વખતે સૂર્યની ગરમી ખૂબ પડતી ન હોવાથી, સમસાધારણ હવામાન હોવાથી અમુક વનસ્પતિઓ સંપૂર્ણ ખીલવણીને પામે છે. દા. ત. આંબાને આ ઋતુમાંજ મોર આવે છે. કેસુડાં આજ ઋતુમાં ખીલી ઊઠે છે, લીમડા મઘમઘી ઊઠે છે, કડા ને અરણીનાં ફૂલોની બહાર વસંતના પ્રભાવને ફોરમ આપે છે.× પરંતુ વસંત જતાં એ લક્ષ બદલાઈ જાય છે અને આદાનકાળ પ્રચંડ બને છે. વનસ્પતિઓના રસકસ સુકાઈ જાય છે અને પવન પણ સૂર્યના કાર્યમાં મદદ કરતો હોઈ પોતે પણ રૂક્ષતાજ જમાવે છે.

વિસર્ગકાળમાં પાછું અનુક્રમે લક્ષ બદલાઈ જાય છે. વર્ષામાં પાણી પીપીને શરદ્ઋતુમાં સંપૂર્ણ રસકસદાર બને છે. તેથી દવાઓ માટે વનસ્પતિઓ એકઠી કરવાનો સમય શાસ્ત્રકારોએ શરદ્ઋતુનો બતાવ્યો છે. એ સિવાય કેટલીક વનસ્પતિઓ એવી છે કે જે અમુક ઋતુમાંજ થાય દા. ત. જાંબુ, આંબાનો મોર, કેસુડાં; તો તેમનો સંગ્રહ તે તે ઋતુમાં કરવો જોઈએ. એ સિવાય અમુક વનસ્પતિ અમુક રાશિમાં જ લેવી એટલી ઝીણી વિધિ બતાવી છે. દા. ત. સહદેવીને અમુક નક્ષત્રમાં પૂજા કરીને કુમારી કન્યાને હાથે ઉપડાવવી એવો વિધિ કહેલો છે.

"સ્મશાન, ચકલું, ગંદી જગ્યા, રાફડો વગેરે સ્થાનોમાંથી કોઈ પણ વનસ્પતિ ન લેવી જોઈએ."

---

× वसन्तेऽनुभवेस्त्रीणां काननानां च यौवनम् ।
मयूखैर्जगतः सारं ग्रीष्मे पेपीयते रविः ॥

# પુનિત શિશુજીવન

## શિખરિણી

પડે શાળી છાંયા, ઝરણુ પર સીલોઆમ તણી,
ખીલીને ત્યાં ધોળું, મૃદુ કમળ દે સોરમ ઘણી!
ખીલી ત્યાં શારોને, ડુંગર તળમાં ઝાકળ ફરે,
રુપેરી ગુલાબે મધુર ખુશબો ચોગમ ઉડે! ૧
જુઓ, તેવું ખીલે, શિશુજીવન આ સુંદર જગે,
વધીને શાંતિના પુનિત પથમાં કોમળ પગે!
ઉંચે દોરાએલું, પ્રભુ તરફ જેનું હૃદય છે!
ઉરે તેથી સન્ધું મધુર અસરે સ્વર્ગમય છે! ૨
અહો, મીઠા બાલુ! પુનિત પગ આયુષ્યભરમાં,
વસાવ્યા તેં હર્ષે, તુજ પ્રિય પિતાનાજ ઘરમાં!
બધા વર્ષો તારાં, અચળ સુગુણો પૂર્ણ ધરતાં,
સદા સન્ધી વાતે, સતત દીપતાં એક સરખાં! ૩
અમે તારી મીઠી, મનહર અમીદૃષ્ટિ પરખી,
હમેશાં રાખીએ, તુજ પરજ આધાર હરખી;
યુવા, બાલ્યા, વૃદ્ધ, મરણુમગયે સર્વ સ્થિતિમાં,
અમોને તારામાં, પુનિત જીવને રાખ પ્રીતિમાં. ૪

( અંગ્રેજીને આધારે )

**નોંધઃ**—પાલેસ્ટાઇનના પાટનગર યરૂશાલેમની પાસેના પાણી અને પુષ્પોના સુંદર પ્રદેશમાં આકર્ષાઈને અનેક રાજાઓએ બહુમૂલ્ય બાગો અને બહુવિધ બાંધકામો કરેલાં હતાં, તેમાં "સીલોઆમ" નો ઉંચો, રમ્ય, અને ભવ્ય બુરૂજ આવેલો હતો. વળી આખા પાલેસ્ટાઇનમાં "શારોન" નું મેદાન ફળદ્રુપતામાં નામીચું છે., પ્રાચીન યહુદી પ્રબોધકોએ પોતાનાં વ્યાખ્યાનોમાં કમળફૂલને બહુ વખાણ્યું છે તેમજ "શારોનનું ગુલાબ" પ્રાચીન યહુદી કાવ્યમાં બહુ પંકાએલું છે. ત્યાં ધોળું કમળ અને ધોળું ગુલાબ પુનિત જીવનનાં રૂપક છે.

આઇ. પી. મિશન
પેટલાદ } ખ્રિસ્તી મહીજી હીરાલાલ

## કવિત

ટમટમ ટમમગ,
ધમધમ ધમધમ,
ધમધમ ધમક ધમ,
વરસ વરસ,
ફરફર ફરફર,
ફરર ફરર ફર,
પવન પવન,
ગરજ ગરજ ઘન,
વરસ વરસ જળ,
ચમક ચમક નભ,
ધમમ ધમમ ઘન;
ગરજ ગરજ ઘન,
વરસ વરસ જળ,
તડતડ તડતડ
પડપડ પડપડ;
ખળખળ ખળખળ,
જળજળ જળજળ,
વરસ વરસ જળ,
વરસ વરસ.

દસાડા કામ્પો. સ્કૂલ } કાશીરામ લવજી વ્યાસ
હેડમાસ્તર

## સને ૧૯૩૬ માં લેવાએલી છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલી વિદ્યાર્થીનીઓના કામની સમાલોચના; ભૂલો સુધારવાની સૂચનાઓ સાથે.

ભાષા:—અક્ષરના મરોડ સંબંધી સામાન્ય ફરિયાદ છે. પ્રશ્નપત્રમાં શું માગવામાં આવ્યું છે તે સમજ્યા વિના વિદ્યાર્થીઓ ગમે તેવું અર્થ વગરનું લખી નાંખે છે. વ્યાકરણ પરત્વે નજીવું લક્ષ આપવામાં આવે છે. પૃથક્કરણ ઘણુંજ અસંતોષકારક હતું. પદચ્છેદ સંબંધીના જવાબ મૂર્ખતા-

ભરેલા હતા. વિદ્યાર્થીનીઓ આપેલા શબ્દો ઉપરથી વાક્યો બનાવી શકી ન હતી.

**નિબંધ:**—વિષય પસંદ કરવા માટે પુરતી તક આપવામાં આવી હતી, છતાં ઘણી વિદ્યાર્થીનીઓએ વિષયની પસંદગી કરવામાં 'અગત્યના સ્થળનું વર્ણન' એ તેમનો પ્રિય વિષય પસંદ કર્યો હતો, અને એ વિષેનો નિબંધ પણ સંતોષકારક રીતે લખ્યો નહોતો, કારણકે તેમાં ઉપયોગી હકીકત તેમજ ઇતિહાસના ઉલ્લેખ નહોતા. કાગમાં વિચાર અને કલ્પનાનો અભાવ જણાયો હતો. નિબંધની વસ્તુ બંધબેસતી અને સમપ્રમાણમાં નહોતી.

વાર્તાલેખનમા મધ્યસ્થ વિચાર પ્રદર્શિત કરવામાં આવ્યો નહોતો.

**શ્રુતલેખન:**—આ વિષયમાં એકંદર રીતે કામ ઘણું નબળું હતું. જોડણી ઘણી ખરાબ હતી.

**મુખપાઠ:**—વાચન વખતે વિચાર સંતોષકારક રીતે પ્રદર્શિત થતા હતા અને સંતોષકારક રીતે વિદ્યાર્થીનીઓ ફકરા સમજાવી શકતી હતી. મુખપાઠ માટે નિર્ણિત કરેલી તમામ કવિતાઓ મોઢે કરવામાં આવતી નથી, છતાં કવિતાના મુખપાઠ જે તેઓએ તૈયાર કર્યા હતા તે તેઓ સંતોષકારક રીતે મોંએ બોલી શકી હતી. કેટલીક વિદ્યાર્થીનીઓ બહુ ઝડપથી વાંચી ગઈ હતી.

**હસ્તલેખ વાચન:**—આ વિષયમાં સંતોષકારક કામ બતાવવું હોય તો વિદ્યાર્થીનીઓએ એવા લેખો વાંચવાનો વધારે મહાવરો કરવાની જરૂર છે. ટુંકાક્ષરી લેખનપદ્ધતિમાં થએલાં લખાણ તેમને માટે હજુ પણ એક મુશ્કેલીભર્યો પ્રશ્ન થઈ પડે છે.

**સૂચનાઓ:**—વિદ્યાર્થીનીઓ નવા પાઠ ઘેર કાળજીપૂર્વક વાંચે એટલા માટે શિક્ષકે કેટલાક નમુનારૂપ પ્રશ્નોના જવાબ ઘેરથી તૈયાર કરી લાવે તેટલા માટે વર્ગને આપવા. પછી વર્ગમાં તેના ઉત્તર અને સમજુતી આપવાં. તે નમુનારૂપે હોવાં જોઇએ. આ પ્રમાણે આખો પાઠ સહેલાઇથી સમજાશે અને ગોખવાની ટેવને ઉત્તેજન મળશે નહિ. તમામ જાતનાં મનોયત્નો આપીને તેમને ખૂબ મહાવરો આપવો જોઈએ.

વ્યાકરણ અને પૃથક્કરણને ભાષાનાં અંગ તરીકે ગણી શીખવવાં જોઈએ, કારણકે તેથી વિદ્યાર્થીનીઓને ભાષા શીખવામાં મદદ મળે છે.

આ વિષયનું શિક્ષણ રસિક અને બુદ્ધિપૂર્વક યોજનાથી બહુ સારી રીતે આપી શકાય છે.

શિક્ષકે વારંવાર વર્ગ સમક્ષ ગદ્યપાઠનું મોટેથી વાચન કરવું જોઈએ અને તે નમુનારૂપ હોવું જોઈએ, અને તેવીજ રીતે કવિતા પણ ગાઈ બતલાવવી જોઈએ.

હસ્તલેખોનું વાચન એક વહેવારૂ વિષય હોવાથી તેની ઉપેક્ષા કરવી ઘટતી નથી. વર્ગમાં બને તેટલી વાર તેવી જાતનું વાચન થવું જોઈએ અને ટુંકી અક્ષરલેખન પદ્ધતિની સમજણ પાડી તેનો વિસ્તાર કરી લખી બતાવવું જોઈએ.

પાઠનું વાચન કરતી વખતે પણ વિદ્યાર્થીનીઓએ શબ્દોની જોડણી ઉપર પુરતું લક્ષ રાખવું જોઈએ. તેમની આંખ અને કાનની ઇન્દ્રિયો કેળવાય તેટલા માટે જુદી જુદી જાતનાં મનોયત્નો આપવાં જોઈએ.

વિશેષ વાચન માટે વિદ્યાર્થીનીઓને પ્રોત્સાહન મળવું જોઈએ. સારી રીતે લખાએલી વાર્તાઓ અથવા તેવા નિબંધનાં લખાણ વિદ્યાર્થીનીઓને વાંચવા માટે મળવાં જોઈએ. શિક્ષકે તેમની સમક્ષ એક આખો નિબંધ વાંચી બતાવવો જોઈએ અને તેમાંથી મુદ્દા તારવી બતાવવા જોઈએ. વળી તે મુદ્દાઓને વિસ્તારી નિબંધના રૂપમાં લખવાનું તેમને કહેવું જોઈએ. કેટલાક સારા વર્ણનાત્મક ફકરા તેમને વાંચી બતાવવા જોઈએ અને ભાષા-દ્વારા વિચાર જણાવવાની ખૂબીની તેમને સમજણ પાડવી જોઈએ, અને તેને લગતી ટીકા કરવી જોઈએ. એવું બને છે કે પરીક્ષા માટે વિદ્યાર્થીનીઓ કેટલાક નિબંધના વિષયો ગોખી નાખે છે; પણ આ બાબત વિચાર જણાવવાની કળા માટે મદદકર્તા થઈ પડે નહિ.

**ગણિત અને દેશીનામું:**—જુદી જુદી શક્તિ ધરાવતી વિદ્યાર્થી-નીઓની બુદ્ધિની કસોટી થાય તેવી રીતની પ્રશ્નપત્રની યોજના હતી. એમ માલમ પડે છે કે તેઓ પ્રશ્નો બરાબર વાંચતી નથી પણ જે તેમને શીખવવામાં આવ્યું હોય તેનેજ યાંત્રિક રીતે અનુસરે છે. તેમને અપૂર્ણાંક, દૃઢભાજક, લઘુત્તમ સાધારણ ભાજક અને વ્યાજ સંબંધી જોઈએ તેવો યોગ્ય ખ્યાલ આવ્યો નથી. ગણિતનું જ્ઞાન સંપૂર્ણ નથી.

**દેશીનામું:**—પ્રશ્નોના જવાબ સાધારણ રીતે સંતોષકારક હતા.

**સૂચનાઓ:**—વિદ્યાર્થીનીઓને ગણિતના સિદ્ધાંતભાગનું સંપૂર્ણ પાકું જ્ઞાન હોવું જોઈએ. આવા સિદ્ધાંતોવાળા દાખલા શિક્ષકે વર્ગ સમક્ષ પદ્ધતિપૂર્વક ગણી બતાવવા અને દરેકે દરેક પગથીએ પદ્ધતિ અને કારણની સમજણ આપવી જોઈએ. પછીથી પસંદ કરેલા દાખલા વર્ગને ગણવા આપવા અને તેમના જ્ઞાનની કસોટી કરવી. આ વિષય શીખવવામાં કાળા

પાટીઆનો છુટથી ઉપયોગ કરવો એ બહુ જરૂરી બાબત છે. દાખલા ગણવા આપતાં પહેલાં મુખગણિતનો મહાવરો આપવો, જેથી વધારે અઘરા કામ માટે તેમની માનસિક શક્તિ ઉત્તેજિત થાય.

**ભૂગોળઃ**—એકંદર કામ ઠીક હતું. ઘણી વિદ્યાર્થીનીઓએ મુદ્દાસર જવાબ આપ્યા નહોતા. હિંદુસ્તાનના રૂપરેખાત્મક નકશામાં સ્થળો નોંધવાનું કામ સારી રીતે કરવામાં આવ્યું નહોતું. વિદ્યાર્થીનીઓએ જે જવાબો આપ્યા હતા તે ઉપરથી એમ જણાય છે કે પ્રાથમિક શાળામાં નકશાનું વાચન શાસ્ત્રીય ધોરણે થતું નથી. દુનીઆના પ્રાકૃતિક પ્રદેશો વિષેનું તેમનું જ્ઞાન ઘણું અચોક્કસ હતું. એમ જણાય છે કે શિક્ષકો ભૂગોળનું નવું દષ્ટિબિંદુ સમજ્યા નથી.

**સૂચનાઓઃ**—માનવજીવનની દષ્ટિએ આ વિષયની શિક્ષણપદ્ધતિ યોજીને વિદ્યાર્થીનીઓમાં તેના પ્રત્યે રસ ઉત્પન્ન કરવો એ શિક્ષકોના હાથની બાબત છે. ભૂગોળ ઉપર વસતી પ્રજા-લોકના જીવનનાં યોગ્ય વર્ણન કરીને તેમજ પ્રાકૃતિક દશ્યોનો આબેહુબ ચિતાર આપીને રસ ઉત્પન્ન કરવો જોઈએ. દરેક પાઠમાં, મનુષ્યજીવન અને પૃથ્વીનું પ્રાકૃતિક બંધારણ કેવાં ગુંથાએલાં છે તેનો પુરો ખ્યાલ આપવો જોઈએ, અને તેમને ખાસ જણાવવું જોઈએ કે આજના યુગમાં આ પૃથ્વી તો મનુષ્યજાતિનું એક નાનું સરખું ઘર છે અને તેમાં એક પ્રજાની ચડતીપડતીમા બીજી પ્રજાને પણ તેની સાથે લાગેવળગે છે. ટુંકમાં આ વિષયનું શિક્ષણ ચેતનાત્મક થવું જોઈએ અને એ વિષય પૃથ્વી ઉપર વસતા મનુષ્યના જીવન સાથે સંબંધ ધરાવે છે એ બાબત સ્પષ્ટ થવી જોઈએ.

આટલાસ, રૂપરેખાત્મક ચિત્રો, ચિત્રોનો સંગ્રહ, નાનું સરખું સંગ્રહસ્થાન વગેરે બાબતો આ વિષયના શિક્ષણમા જરૂરી છે.

**ઇતિહાસઃ**—ઘણી થોડી વિદ્યાર્થીનીઓએ છઠ્ઠા પ્રશ્નના ઉત્તર આપ્યા હતા. કેટલાક પ્રશ્નના ઉત્તર આપવામાં ઘણું કામ કેવળ કલ્પનામૂલકજ હતું. પરિણામ એ આવ્યું હતું કે જે બાબત તેઓ સમજી નહોતી તેને વિષે લખી નાખ્યું હતું. પહાણ રાજ્યને મોગલરાજ્ય અને શાહબુદ્દીનને મહમ્મદ ગઝની ગણી કાઢયો હતો. કેટલાક જવાબ ગેરસમજભરેલા હતા. એકજ પાના ઉપર એક કરતાં વધારે પ્રશ્નોના જવાબ આપ્યા હતા.

**સૂચનાઓઃ**—શિક્ષકોએ આ વિષય પરત્વે વિદ્યાર્થીનીઓમાં રસ ઉત્પન્ન કરવો જોઈએ અને મનુષ્યજીવન સાથે સંબંધ ધરાવતા વિષય તરીકે તેની અગત્ય તેમને સમજાવવી જોઈએ. હાલની સમાજ પહેલાંના અનુભવો

ઉપર રચાએલી છે. ઇતિહાસમાંથી નજીવી બાબતો છોડી દેવી જોઈએ અને જે બીનાઓ વાસ્તવિક ઇતિહાસરૂપ હોય તે તેમની નજર આગળ લાવવી જોઈએ. જુગપ્રવર્તક જે બનાવો હોય તેનો સંપૂર્ણ અહેવાલ આપવો જોઈએ. મહાપુરુષોનાં જીવનચરિત્રો શીખવવાં જોઈએ. વળી એવા એકાદયુગમાં સમાજ રાજકીય, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ કેટલી આગળ વધી છે તે શીખવવું જોઈએ; કારણકે આ સ્થિતિ તે અમુક બાબતો તથા યુગોના પરિણામરૂપ છે. બ્રિટિશ વહીવટની સમજુતીની બાબત બહુજ અગત્ય ધરાવે છે, અને આજની પ્રજાને તે ઘણી અગત્યની બાબત છે. નકશા, તવારીખના તકતાઓ, ચિત્રો વગેરે વર્ગ સમક્ષ હમેશ રહેવાં જોઈએ.

**શરીરશાસ્ત્ર અને આરોગ્યઃ**—વિદ્યાર્થીનીઓના જવાબ ઉપરથી માલમ પડે છે કે શાળાઓમાં નકશા અને ચિત્રોનો ઉપયોગ કર્યા વિના આ વિષય શીખવવામાં આવે છે. વિદ્યાર્થીનીઓ પ્લેગ અને કોલેરાનાં ચિહ્નો અને કારણો વિષે અજાણ હતી અને તે બેનો તેઓએ સેળભેળ કરી નાખ્યો હતો. વિટામીન શું છે તે તેઓ જાણતી ન હતી. ઘણી વિદ્યાર્થીનીઓએ ગમે તેવું લખાણ કરી પાનાં ભર્યાં હતાં. લખાણમાં સ્વચ્છતા નહોતી.

**સૂચનાઓ:**—નમુના અને નકશાઓનો ખૂબ ઉપયોગ થવો જોઈએ. ગોખણપટ્ટી કોઈ રીતે આ વિષયમાં ઉપયોગી થઈ પડે નહિ. જ્યાંથી મળી શકે તેમ હોય ત્યાંથી જાદુઈ ફાનસની સ્લાઇડો લાવી બતાવવી જોઈએ, અને પાસે આરોગ્યપ્રદર્શનો ભરાયાં હોય તો તેનો લાભ લેવો જોઈએ. આ વિષય સંબંધી છેલ્લામાં છેલ્લાં બહાર પડેલાં પુસ્તકોની જાણ શિક્ષકોને હોવો જોઈએ.

**સૃષ્ટિજ્ઞાનઃ**—કામ એકંદર સંતોષકારક હતું. આકાશી પદાર્થોનું નિરીક્ષણ નિયમિત કરવામાં આવતું નથી એમ જણાઈ આવે છે. વિચારો સ્પષ્ટ જણાવી શકાયા નહોતા. જ્યાં જ્યાં આંકડા અને રૂપરેખા આકૃતિની જરૂર હતી ત્યાં પણ તેઓએ તે આપ્યા અને દોર્યા ન હતાં.

**સૂચનાઓ:**—અવલોકનની ટેવ વિદ્યાર્થીનીઓને પાડવી જોઈએ અને તેઓએ જે જે કાંઈ ક્યારા, બાગ અથવા ખેતરમાં અવલોકી જોયું હોય તેની તેઓએ કાળજીપૂર્વક નોંધ કરી લેવી જોઈએ. શિક્ષકોએ તે નોંધો તપાસવી જોઈએ, અને તેણે પોતે પોતાની નોંધપોથી રાખવી જોઈએ.

**ચિત્રકામ:**—કામ એકંદર સંતોષકારક હતું.

**સંગીતઃ**—પરિણામ સાધારણ રીતે સંતોષકારક હતું.

**સીવણકામ:**—શરીરને બંધબેસતું જાકીટ વેતરવાનું કામ ઘણી થોડી વિદ્યાર્થિનીઓ કરી શકી હતી. કેટલીક વિદ્યાર્થિનીઓએ આ કામ ઘણું સરસ કર્યું હતું અને જાકીટ ઉપર સ્વતંત્ર કૃતિરૂપ શોભાનું કામ પણ મૂક્યું હતું. ઓટવા અને ગુંથવાના કામ ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. એકંદર કામ ઠીક હતું.

**સૂચનાઓ:**—જુદી દીદી જાતના બખીઆ ભરવાના કામનો ખૂબ મહાવરો આપવો જોઈએ. તેમજ વેતરવાનો પણ મહાવરો પાડવો જોઈએ અને વિદ્યાર્થિનીઓને નમુના પણ બતાવવા જોઈએ.

## ઉર્દુ ઉમેદવારો

**ભાષા:**—વાચન ઠીક હતું. એકંદર સુધારો દેખાય છે. જોડણી અને શૈલી પરત્વે વિશેષ ધ્યાન આપવાની જરૂર છે.

**નિબંધ અને શ્રુતલેખન:**—કામ સંતોષકારક હતું.

**ગણિત અને દેશીનામું:**—કામ ઉપરથી જણાઈ આવે છે કે વિદ્યાર્થિનીઓને અપૂર્ણાંક, દશાંશ, અને દશાંશ વિધિની જોઈએ તેવી પુરી સમજ નથી. કેટલીક વિદ્યાર્થિનીઓએ ચક્રવૃદ્ધિ વ્યાજ સંબંધીના પ્રશ્નનો સંતોષકાર જવાબ આપ્યો હતો.

**ભૂગોળ:**—બધા વિભાગોમાંથી આવેલી વિદ્યાર્થિનીઓનું આ વિષય સંબંધીનું જ્ઞાન ઘણું નબળું હતું. શિક્ષણ કાચું, અધુરૂં અને પદ્ધતિ વિનાનું જણાઈ આવે છે.

**ઇતિહાસ:**—વિદ્યાર્થિનીઓને સમયક્રમનું જોઈએ તેવું જ્ઞાન નથી, અને વિષય સંબંધીની તેમની માહીતી પણ ઉપરચોટી હતી. વિષય તરફ બહુ દુર્લક્ષ રહેલું છે એમ જણાય છે.

**શરીરશાસ્ત્ર અને આરોગ્ય:**—આ વિષયમાં એકંદર કામ સારૂં હતું.

**સૃષ્ટિજ્ઞાન:**—જે પદાર્થોનું નિરીક્ષણ કર્યું હોય તેની યોગ્ય અને સારી રૂપરેખાકૃતિ દોરવાનું તેમને શીખવવું જોઈએ.

**ચિત્રકામ:**—સામાન્ય ધોરણથી ઉતરતા પ્રકારનું કામ હતું.

**સીવણકામ:**—સ્પષ્ટ સૂચનાઓ આપવામાં આવી હતી છતાં તે તેઓ સમજી શકી નહોતી. એકંદર કામ ઘણું ઉતરતા પ્રકારનું હતું.

**સંગીત:**—એકંદર સંતોષકારક કામ હતું.

**નોંધ:**—ગુજરાતી ઉમેદવારોના કામ સંબંધી જે સૂચનાઓ આપી છે તેજ ઉર્દુ ઉમેદવારોના કામ સંબંધમાં છે.

## પાઠયપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | શાળોપયોગી આરોગ્યશાસ્ત્ર (સને ૧૯૩૫ ની ૪થી આવૃત્તિ) | જી. ટી. દેશમુખ | ન્યુ કિતાબખાના, પુના ૨. | ૦—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ સંસ્થાઓમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૨ | હિંદુસ્તાનનો સુબોધ ઇતિહાસ (૧૯૩૬) | બી. એન. મરચંટ | કર્ણાટક પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઇ ૨. | ૦—૧૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૩ | સાહિત્ય કલ્લોલ પુસ્તક ૧ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એ. એન. બોનીસાહેબ | સી. જમનાદાસ એન્ડ કૉ, મુંબઇ | ૦—૭—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૪ | વિજ્ઞાન પ્રવેશિકા (સને ૧૯૩૫ની ત્રીજી આવૃત્તિ) | ટી. એસ. ઠાકોર | બાળગોવિંદ કુબેરદાસ, ત્રણ દરવાજા, અમદાવાદ | ૦—૧૦—૦ | ,, |
| ૫ | ઇંગ્લંડના પ્રતિહાસની રૂપરેખા બીજો વિભાગ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | સી. સી શાહ અને ટી. રી. પારેખ. | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. | ૧—૦—૦ | ,, |
| ૬ | પ્રાથમિક અંકગણિત (સને ૧૯૩૬ ની સુધારેલી આઠમી આવૃત્તિ) | યુ. બી. બુડબુડીઆ, એમ. એન. રાણા અને એમ. એચ. પંચોલી | ખેચર મેઘજી એન્ડ સન્સ, પુરાબઝાર, રાજકોટ. | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૭ | આરોગ્ય શિક્ષિકા (સને ૧૯૩૫ ની ૧૧ મી આવૃત્તિ) | એચ. એ દેસાઈ | એચ. એ. દેસાઇ, એડમિનિસ્ટ્રેટિવ ઑફિસર, ડિસ્ટ્રિક્ટ, સ્કૂલબોર્ડ, ખેડા, નડિયાદ. | ૦—૭—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલોમાં પાઠયપુસ્તક તરીકે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮ | સાહિત્ય પાઠાવલી પુસ્તક ૧ (સને ૧૯૩૬ ની ૧લી આવૃત્તિ) | ડી. એસ. બક્ષી અને ડી. આર. દેસાઈ. | કર્ણાટક પ્રિન્ટિંગ પ્રેસ, ચીરા બજાર, મુંબઇ ૨. | ૦—૮—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે અને પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૯ | વસંત વાચનમાળા પહેલી ચોપડી (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એસ. એ. દવે | એસ. બી. શાહ એન્ડ કો., પાનકોર નાકા ૧૧૮૩, અમદાવાદ. | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૦ | ,, બાળપોથી ( ,, ) | ,, | ,, | ૦—૨—૦ | ,, |
| ૧૧ | ગુજરાતી નામું (સને ૧૯૩૫ ની બીજી આવૃત્તિ) | એન. એ. મોદી | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. | ૦—૧૦—૦ | ,, |
| ૧૨ | નવયુગ વાચનમાળા ભાગ ૧—૨ (પહેલી આવૃત્તિ) | એમ. ટી. વ્યાસ અને એસ. આર. દેસાઈ | કર્ણાટક પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઇ ૨. | ૦—૨—૬ | ,, |
| ૧૩ | ચાંદરણાં (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | જમુ દાની અને સોમાભાઈ પટેલ. | સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર મુંબઇ. | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૪ | પતંગીઆં (સને ૧૯૩૬ ની ત્રીજી આવૃત્તિ) | જમુ દાની | ,, | ૦—૩—૦ | ,, |
| ૧૫ | મકોર પટેલની બીજી વાતો (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | હરિપ્રસાદ વ્યાસ | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત. | ૦—૪—૦ | ,, |
| ૧૬ | ગીતગુંજન (સને ૧૯૩૬ ની આવૃત્તિ) | નટવરલાલ વિમાવાલા | ,, | ૦—૩—૦ | ,, |
| ૧૭ | રઘુ સરદાર (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | જીવરામ જોષી | ,, | ૦—૫—૦ | ,, |
| ૧૮ | અફલ કથાઓ (સને ૧૯૨૬ ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૫—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ | ચાલો ગાઇએ ભાગ ૨ (સને ૧૯૩૫ ની આવૃત્તિ) | એન. એમ. ત્રિવેદી અને એલ. એન. આચાર્ય | ધી નવયુગ સાહિત્ય પ્રકાશન મંદિર, કરાંચી | ૦—૩—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૦ | ચાલો રમીએ (સને ૧૯૩૬ ની આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૨૧ | ભોમીઆ રાજા (સને ૧૯૩૫ ની બીજી આવૃત્તિ) | આર. એન. શાહ | બાલજીવન કાર્યાલય બાજવાડ, વડોદરા | ૦—૨—૦ | ,, |
| ૨૨ | શિકારિકા (સને ૧૯૩૬ ની પહેલી આવૃત્તિ) | જીવરામ જોષી | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત. | ૦—૬—૦ | ,, |
| ૨૩ | ગોરમાંનાં ગીતો ( ,, ) | ઇશ્વરલાલ વીમાવાલા | સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત. | ૦—૧—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીની લાયબ્રેરી માટે. |
| ૨૪ | બાગબગીચા. (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | ક. સી. પટવા અને એમ. એસ. પંડ્યા | ક. સી. પટવા અને એમ. એસ. પંડ્યા, રાવપુરા, વડોદરા. | ૧—૮—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૫ | મેદાની રમતો (સને ૧૯૩૫ ની આવૃત્તિ) | દયાળજી મુગારા | દયાળજી જી. મુગારા, વાલોડ અને ગોરધનભાઇ ભક્તા, નવસારી. | ૦—૨—૬ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૬ | તણખા–મંડળ–પહેલું (સને ૧૯૩૩ ની ત્રીજી આવૃત્તિ) | ધૂમકેતુ | ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી, ખાનપુર, અમદાવાદ. | ૧—૮—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૭ | ,, બીજું (સને ૧૯૩૦ ની આવૃત્તિ) | ,, | ,, | ૧—૮—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૮ | વાર્તા મંગલ (સને ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | આર. એન વકીલ અને મિસિસ પુષ્પા આર. વકીલ | આર. એન. વકીલ અને મિસિસ પુષ્પા આર. વકીલ, રીક્ષા નગર. મુંબઈ-૪. | ૦-૧૨-૦ | માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૯ | સીતા (સને ૧૯૩૫ ની બીજી આવૃત્તિ) | નાનાભાઈ | શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. | ૦-૪-૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૩૦ | રાવણ (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦-૭-૦ | ” |
| ૩૧ | સાહસિકોની સૃષ્ટિ ( ” ) | જ્યુલ્સ વર્ને ભાષાંતર કર્તા એમ. એમ. ભટ્ટ | ” | ૧-૪-૦ | ” |
| ૩૨ | સાગર સમ્રાટ (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦-૧૦-૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૩૩ | પાતાળ પ્રવેશ (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦-૧૦-૦ | ” |
| ૩૪ | હિંદુધર્મની આખ્યાયિકાઓ ખંડ ૧ સને ૧૯૩૪ ની ૪ થી આવૃત્તિ) | નાનાભાઈ | ” | ૦-૮-૦ | ” |
| ૩૫ | ” ખંડ ૨. (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦-૮-૦ | ” |
| ૩૬ | શરશય્યા પરથી (સને ૧૯૩૪ ની પહેલી આવૃત્તિ) | ” | ” | ૦-૬-૦ | ” |
| ૩૭ | આદર્શ નાગરિક (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | સવિતાલક્ષ્મી કાનજીભાઈ | દલપતરામ જગન્નાથ મહેતા, [illegible], અમદાવાદ. | ૦-૪-૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૮ સાબરકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ (સને ૧૯૩૫ ની દસમી આવૃત્તિ) | બી. પી. શાહ | બી. પી. શાહ, એન્ડ ચંદુલાલ બી. શાહ, પોસ્ટ બોક્સ નં. ૧૮, અમદાવાદ. | ૦—૫—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૩૯ પ્રાચીન ભારતવર્ષ ભાગ ૧. (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | ડી. એલ. શાહ | શશિકાન્ત એન્ડ કો. ટાવર પાસે, વડોદરા. | ૫—૮—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૦ શ્રી શુકરંભા આખ્યાન અથવા બ્રહ્મચર્ય વિજય (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | પી. જે. ભટ્ટ | પી. જે. ભટ્ટ, નાયબ દિવાન, ખંભાત સ્ટેટ, ખંભાત. | ૦—૧૨—૦ (કાગળનું પુંઠું) ૧—૪—૦ (લુગડાનું પુંઠું) | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૧ બારોટ અને અંબાણીકૃત હિંદનો ઇતિહાસ (સને ૧૯૩૬ ની ૨૬ મી આવૃત્તિ) | એમ. જે. બારોટ અને પી. જે. અંબાણી | બેચર-મેઘજી એન્ડ સન્સ, પુરાબજાર, રાજકોટ. | ૦—૧૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૨ કર્મમાર્ગ (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | એચ. બી. કાપડીઆ | હરિલાલ બાપાલાલ કાપડીઆ, બીજ઼ડાપોળ, અમદાવાદ. | ૦—૫—૦ | ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૩ શ્રી દક્ષિણામૂર્તિ બાળ સાહિત્ય-માળાના સેટની ૮૦ પુસ્તકો (બીજી આવૃત્તિ) | ગીજુભાઇ અને તારાબેન | શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. | ૬—૪—૦ (એક સેટના) ૦—૧—૬ (દરેક પુસ્તકનો) | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૪૪ ઘરેણાનો શોખ | પી. કે. ચોહાણ | શ્રી સાહિત્ય મંદિર, સુરત. | ૦—૧—૦ | ,, |
| ૪૫ સુંદરી શૃંગાર મોરેશ્વર ગરબાવળી (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | એચ. એન. શાસ્ત્રી | જે. એચ. પંડ્યા, ખંભાત. | ૦—૧૨—૦ | ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ | સાચી ઓળખાણ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | હરભાઈ | મેયર મેઘજી એન્ડ સન્સ, પુરા બજાર, રાજકોટ. | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૭ | સંવાદમાળા ( " ) | શાંતિલાલ એસ. ઠાકર. | શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ | ૦—૬—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી
ફોર. એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩-૯-૧૯૩૬ ના પત્ર નં. ૬૮૧૯ માં કરેલી સૂચનાનુસાર.)

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૬ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૭૦ | રૂ. ૫૦ | રૂ. ૩૫ |
| છ માસ | રૂ. ૩૫ | રૂ. ૨૫ | રૂ. ૧૮ |
| ત્રણ માસ | રૂ. ૨૧ | રૂ. ૧૫ | રૂ. ૧૧ |
| એક માસ | રૂ. ૧૦ | રૂ. ૭ | રૂ. ૬ |

# ઇનામપત્રક

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| નાગડકા | હેડ માસ્તર મદારસંગ પુજભા પમારે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સાગોદાના મોદી છત્રરાજ જમકનદાસે | ૬—૦—૦ | પિત્તળના વાસણો વહેંચ્યાં. |
| | મોટા માત્રાના તાલુકદાર અમરાભાઇના પુત્રને નિશાળે બેસાડયો તેની ખુશાલીમાં | ૦—૮—૦ | સાકર વહેંચી. |
| | ગામ લોકોએ | ૧—૪—૦ | " |
| જેતલપુર | " | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| " | સ્વામીનારાયણ મંદિરના મહંતે | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| હીરાપુર | પા. ઉમેદભાઇ ત્રીકમભાઇએ | ૨—૦—૦ | દૂધ પાયું. |
| | " | ૧૨—૦—૦ | લાડુ વહેંચ્યા. |
| " | ગામ લોકોએ | ૭—૦—૦ | લાડુ, પેનો, પેન્સિલ વગેરે વહેંચ્યું. |
| ધામતવાણ | મિ. ભોગીલાલ છોટાલાલ શાહે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામ લોકોએ | ૨૫—૦—૦ | " |
| | પગી પુંજા વેલાએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | રાત શંકર માધાએ | ૧—૦—૦ | " |
| આકરૂ | ચુડાસમા ભગવતસંગ નારસંગજીએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| કુહા | મિ. રેવાશંકર ત્રીકમલાલ શુકલ | ૩—૦—૦ | બંને નિશાળોમા પતાસાં વહેંચ્યા. |
| | મિ. ભુરાભાઇ દેવશીભાઇ મિસ્ત્રિએ | ૨—૦—૦ | " ખજુર વહેંચ્યું. |
| " | મિ. ભીખાભાઇ નરસિંહભાઇ માસ્તરે | ૨—૦—૦ | " શેરડી વહેંચી. |
| | મિ. મહાશંકર કાળીદાસ વકીલે | ૩—૦—૦ | " પતાસાં વહેંચ્યાં. |
| પાટડી | મે. રાણી સાહેબા તરફથી | ૨૦૦—૦—૦ | બધી સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોયદ | ગાંધી છગનલાલ પાનાચંદે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| | આવલીઆરીના તાલુકદાર ચુડાસમા જોરમગજી સામતમગજીએ | ૬—૦—૦ | ,, |
| | નામદાર લીંબડી ઠાકોર સાહેબ તરફથી | ૩—૦—૦ | ,, |
| | આવલીઆરીના તાલુકદાર ચુડાસમા કાળાભાઈ ભગવતસંગે | ૧—૮—૦ | ,, |
| અમરાઈવાડી | મિ. મુળજીભાઇ આદરભાઇ પટેલે | ૧—૮—૦ | પતાસા વહેંચ્યા. |
| | ગામના આગેવાનોએ મળી | ૨૩—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા. નાગજીભાઈ ડુંગરભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| કેરાળા | જમાલપુર અમદાવાદના પા. આત્મારામદાસ પુરશોત્તમદાસે રૂા ૨૦૦) નિશાળ જમાડવા તથા મિઠાઇ વ્હેંચવા મૂક્યા તેના વ્યાજમાંથી | ૧૦—૦—૦<br>૨—૦—૦ | ,,<br>મિઠાઇ વહેંચી |
| કેરાળા | ચોરવડોદરા સ્કુલના હેડમાસ્તર પા હરિલાલ જગજીવનદાસે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| વાગણા | મે. દરબારશ્રી જોરાવર ખાનજી સાહેબે | ૬—૮—૦ | સાકર વહેંચી |
| વાસણાકેલીયા | રા. કેશવભાઈ રણછોડદાસ પટેલે | ૧૨—૦—૦ | અને છોકરાંઓમાં મિઠાઈ વહેંચી |
| જહાંગીરપુર | ગોસાઇ મહારાજ શંકરગર તરફથી | ... | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | સ્વામીજી મહારાજશ્રી નિત્યાનંદજી તરફથી | ... | ,, |
| | પા. ચતુરભાઈ ગીરધરદાસ | ... | ,, |
| સુંવાલા | અમદાવાદ દરીઆપુર વાડી ગામના રહીશ બાઈ રેવાબા પા સોમનાથ હરગોવનદાસના વિધવાએ | ... | ,, |
| ધોળકા | શેઠ છગનલાલ નાથાદાસે | ૧૧—૮—૦ | ઘડિઆળ મોટું ભેટ આપ્યું |
| | કોઠારી મફતલાલ મગનલાલે | ૪—૮—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| જહાંગીરપુરા | ગામલોકો તરફથી | ... | પતાસા તથા મિઠાઈ વહેંચી |
| | પાં. શીવરામ સુખરામે | ... | વિદ્યાર્થીઓને જમાડ્યા. |

| | | | |
|---|---|---|---|
| સરખેજ | મિ. ઈમામઅલ્લી નૂમીરૂદ્દીન સૈયદે | ૫-૦-૦ | ત્રણે સ્કૂલોના બાળકોને પેંડા ચેવડો વહેંચ્યો દરેક બાળાઓને કાચના કચોળા વહેંચ્યા અંત્યજ વિદ્યાર્થીઓને ટોપીઓ ઇનામ તરીકે આપી ભાવી સ્કીમ તે સવાદમા હરિફાઈ કરાવી ઉત્તીર્ણ થનાર બાળકોને રોકડ ઇનામ આપ્યું |
| | મિ હરગોવિંદ ગર્ગારામ ભાવસારે | ૩-૦-૦ | |
| | શેઠ પ્રાણજીવન મહાસુખરામ ત્રીપાઠીએ | ૪-૦-૦ | |
| | પા. ભાઇનાથ રણછોડભાઇએ | ૪-૦-૦ | |
| | શાહ વદ્રાવન જેમનાદાસે | ૩-૦-૦ | |
| | રેવાબેન તરફથી હસ્તે દલસુખરામ આત્મારામે | ૩-૦-૦ | |
| | પટેલ હરજીવન ઘેનાભાઇએ | ૨-૦-૦ | |
| | મિ લલ્લુભાઈ પુંજાભાઈ પટેલે | ૧-૦-૦ | |
| | પટેલ સોમાભાઈ મીઘરભાઇએ | ૨-૦-૦ | |
| | ત્રવાડી શકરાભાઈ જેશકરે | ... | પેંડા વહેંચ્યા. |
| નાનીબોર | ગામલોકો તરફથી | ૨-૦-૦ | સાકર વહેંચી |
| | ઉતેલીઆ સ્ટેટના ઠાકોર સાહેબે | .. | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગોધી | ગામના ગૃહસ્થોએ | ૨-૪-૦ | સાકર વહેંચી તથા |
| | | ૧-૧-૦ | ગાંઠીઆ વહેંચ્યા |
| કાઝ | " | ૨૫-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | " | ૧૫-૦-૦ | " |
| | શ્રી ૨૨ જયુબીલી કમિટી તરફથી | ૧-૦-૦ | પતાસા વહેંચ્યા |
| કેસરંડી | તલાટી વિઠ્ઠલભાઈ શંકર મહેતા તથા ગામલોકોએ મળી | ૧૧-૦-૦ | ઘડિયાળ ભેટ આપ્યુ |
| | ગામલોકોએ | ૧૨-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રેઠાવાડ | " | ૧૭-૦-૦ | " |
| સાણોદા | મુખી રેવનદાસ માધવજીએ | ૨-૦-૦ | પતાંસા વહેંચ્યાં |
| | પટેલ ગમાભાઈ મોતીભાઇએ | ૨૫-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ છોટાલાલ કુબચંદે | ૧-૦-૦ | ગરીબ વિદ્યાર્થી માટે. |
| | ભંડારી રેવચંદ પદમસીએ | ૧-૦-૦ | " |
| | ગ્રુપકમિટિના પંચે | ૫-૦-૦ | " |
| બાલસામણ | અમદાવાદ દરીઆપુર વાડી ગામની પેળમા રહેતા પટેલ સોમનાથ હરગોવર્નદાસના વિધવા રેવાબાઇએ | ૧૦ ૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઉસ્માનાબાદ | સુતાર ગોવિંદભાઈ ગોપાળભાઇએ | ૧૨-૮-૦ | " |
| | શાહ દેવાભાઈ માણેકચંદે | ૧-૪-૦ | પિત્તળના પ્યાલા નં. ૬ પરબ માટે આપ્યા |
| ઉમેદીઆ | ત્રવાડી બાપુલાલ નથુરામે | ૨૫-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| | ,, | ૨—૦-૦ | પતાસાં વહેંચ્યાં. |
| ફેદરા. | મિ. ગહોબતસંગ ઉમેદસંગે | ૧૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શેઠ ઉમરભાઇ અલીભાઈએ | ૨—૦-૦ | સાકર વહેંચી. |
| દંતોલી | ગામલોકોએ | ૨૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | જમીયતપુરાના શેઠ હિરાલાલ છક્કડભાઇએ તથા પા. માધવજી પરસોતમદાસે | ૨—૦-૦ | પતાસાં વહેંચ્યાં. |
| તલોદ | પુરૂષોત્તમ ભલાશંકર કનીજના | ૧-૧૦-૦ | છોકરાંઓને પતાસાં વહેંચ્યાં. |
| | માણેકલાલ અંબારામ દેસાઈ | ૫—૦-૦ | પંરબ બેસાડી. |
| | પટેલ અંબાલાલ કીશોરભાઇ | ૪—૪-૦ | નકશો લાવી આપ્યો. |
| | પટેલ ભાઈલાલ વલ્લવભાઇ, | ૫—૦-૦ | નિશાળના ઉપયોગ માટે પીકચર લાવી આપ્યાં તે |
| | શા. ચંદુલાલ સોમચંદ | ૧૧—૦-૦ | ઘડિઆળ સ્કૂલમાં ભેટ આપ્યું તે. |
| | મુખી જેઠાભાઇ રેવનદાસ. | ૧—૦-૦ | નિશાળમાં પીકચર લાવી આપ્યું. |
| | શા. પ્રેમચંદ મોતીચંદ | ૨—૦-૦ | ,, |
| | શા. જેચંદ મોતીચંદ | ૧—૦-૦ | ,, |
| | ગાંધી હાથીભાઇ ધહેલાદાસ | ૧—૦-૦ | ,, |
| | શા. માણિકચંદ સુરચંદ | ૧—૦-૦ | ,, |
| | પા. ફતાભાઈ જસકરણ | ૧—૦-૦ | ,, |
| | પા. ચેલાજી બહેચરજી | ૧—૦-૦ | ,, |
| | પા. કાળીદાસ હીરભાઇ | ૧—૦-૦ | ,, |
| | પા. રણછોડ ગોબર | ૧—૦-૦ | ,, |
| | શા. નેમચંદ જયચંદ | ૧—૦-૦ | ,, |
| | ગાંધી નેમચંદ રેવચંદ | ૧—૦-૦ | ,, |
| | ગીરજાશંકર અજોધ્યાપ્રસાદ | ૩—૦-૦ | ,, |
| | શા. છોટાલાલ કેશવલાલ | ૨—૦— | ,, |
| | શા. ચુનિલાલ ઉગરચંદ | ૪—૪-૦ | નકશો લાવી આપ્યો. |
| | શા. ચુનિલાલ સોમચંદ | ૨—૦-૦ | પીકચર લાવી આપ્યાં. |
| | શા. ત્રિભોવન નેમચંદ | ૨—૦-૦ | ,, |
| | ગાંધી વાડીલાલ છોટાલાલ, | ૨—૦-૦ | ,, |
| | શા. દોદરલાલ હીરાલાલ | ૧—૮-૦ | ,, |
| | શા. રીખવદાસ ગુલાબચંદ | ૧—૦-૦ | નિશાળ માટે પીકચર લાવી આપ્યું. |
| | પા. મણીલાલ કાશીદાસ | ૦-૧૦-૦ | ભોજન. |
| | ,, ,, | ૧—૦-૦ | ચણા વહેંચ્યા. |
| | શા. કાળીદાસ ધીરચંદ | ૦-૧૨-૦ | પીકચર લાવવા માટે. |
| ઉંચડી | પીંપળના મિ. વશરામ ધતાએ | ૨—૦-૦ | સાકર વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| ઉચડી | મિ. મોહનલાલ માધવજી વ્યાસે | ૧૦—૦—૦ | } સ્કૂલમાં પરબ બેસાડી. |
| | ધંધુકાના ભાવસાર નાગજીએ | ૫—૦—૦ | |
| | તાલુકદારો તરફથી | ૧૧—૦—૦ | બંને સ્કૂલોમાં પ્યાલા વહેંચ્યા. |
| ચળતેજ. | ગામના સદ્ગૃહસ્થોએ.. | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| કુકડ | મિ. રેવાશંકર છગનલાલ જોશીએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| | મિ. વનમાળી ગૌરીશંકર ભટ્ટે | ૨-૧૨-૦ | ,, |
| | મિ. ચુનીલાલ લક્ષ્મીચંદે | ૫—૩—૦ | ,, |
| | સ્કૂલ કમિટિના મેમ્બરો તથા સ્કૂલ સ્ટાફ અને ગામલોકો તરફથી. | ૨૧—૩—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સીલ્વર જ્યુબિલી કમિટીતરફથી | ૩—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| વાંચ | ઇનામદાર કાઝી સાહેબે | ૧૧૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા તથા કેંપફાયરમાં રોકડા રૂ. ૧૦) આપ્યા. |
| કાસેંદ્રા | પા. સોમાભાઈ ગીરધરદાસે | ૬૦—૦—૦ | બંને નિશાળોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| રામોલ | શેઠ ચીમનલાલ મોહનલાલ તથા પટેલ જીવાભાઇ માધવદાસ તરફથી | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો તથા |
| | ,, | ૬—૦—૦ | બાળાઓને કપડાં તથા પિત્તળના વાટકા આપ્યા. |
| | ,, | ૩૦—૦—૦ | બહારના તથા સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઉતેળીયા | નામદાર ઠાકોર સાહેબશ્રી સુરસિંહજી દાજીરાજજી સાહેબે | ૩૦—૦—૦ | બંને સ્કૂલોમાં ચોપડીઓ |
| | મર્હુમ મહારાણાની સ્વર્ગતિથિ નિમિત્તે | ૩—૦—૦ | તથા સાકર વહેંચી. |
| વિસલપુર | ડૉ. ચમનલાલ કેશવલાલે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૧૦—૮—૦ | પેનો, પેન્સિલો અને ખડીયા વગેરે વહેંચ્યા. |
| બાલસાસણા | ગામલોકોએ ઉઘરાણું કરી | ૧૨—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વિસલપુર | પા. સોમાભાઇ મફાભાઇએ | ૨૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને સ્ટાફના માણસો સાથે જમાડયા. |

# ઇનામનાં પુસ્તકો

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના એડ. ઑફિસર સાહેબે પોતાના તાબાની શાળાઓમાં ઇનામ વ. આપવા માટે નીચે પ્રમાણે ચોપડીઓ લીધી છે—

૫૦ જેયાના પત્રો
૫૦ ચોર્યાશીનું ચક્કર
૫૫ બલિદાન
૫૦ મા
૫૦ કાકી
૫૦ અર્ધાંગના
૫૦ દરેક સ્ત્રી વાંચે
૫૦ ભવાટવી
૬૪ વાતનું વતેસર
૬૪ સામાજિક વાતો
૬૪ સ્ટવનું શાસ્ત્ર
૬૪ ફોઈ
૬૪ સુખી ઘર
૬૪ રઝીઆ બેગમ
૬૪ સ્ત્રીશક્તિની રમુજી વાતો
૬૪ ભલી ભાભી
૬૪ માંદગી અને માવજત

આપ પણ આપની શાળા માટે મંગાવશો. ખર્ચો મંજુર થએલો છે.

# શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે. યોગ્ય ચર્ચાપત્રને પણ સ્થાન મળશે.

૨ લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૯ પોસ્ટેજ સાથે. લવાજમના પૈસા મનીઓર્ડર, ચેક અગર ડ્રાફ્ટથી મોકલાવશો તો તે ચાલશે, પરંતુ તેમાં કમિશન કે વટાવ જે બેસે તે લવાજમના પૈસામાંથી કાપવાનો રિવાજ નથી, પરંતુ તે મોકલનારને શિર છે.

૩ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી; માટે હરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૪ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૫ જે ગ્રાહકો પાસે સને ૧૯૩૫ અને ૧૯૩૬ની સાલના લવાજમના પૈસા મોકલવાના બાકી રહ્યા હોય તેમણે બનતી તાકીદે તે મોકલી આપવા નહિતો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે. તંત્રી

પુસ્તક ૭૫] [અંક ૧૨

Registered
No. B. 43.

ડિસેમ્બર
સને ૧૯૩૬

# ગુજરાત



તંત્રી
એચ. ટી. ચોધરી, બી.એ., એસ. ટી. સી. ડી.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૫ ]. ડિસેમ્બર ૧૯૩૬ [ અંક ૧૨

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર

(અંક ૯ પૃષ્ઠ ૩૫૪ થી ચાલુ)

માનસિક વ્યાપારોના મૂળરૂપે મનુષ્ય જે પ્રેરણાઓ વંશપરંપરાગત જન્મથીજ લાવે છે તે આપણે જોયું. આ પ્રેરણાનો વારંવાર ઉપયોગ થવાથી તે વિકસિત થાય છે અને મનોભાવના રૂપમાં પરિણમે છે. એ મનોભાવો એકબીજાની આડે આવતા નથી. સાથે એ પણ જોયું છે કે કેટલાક મનોભાવો જે અમુક સંજોગોમાં પ્રગટ થઈ શકતા નથી, તેને દબાએલા મનોભાવો કહે છે. એવા ભાવો ભૂલો, સ્વપ્નાં, હિસ્ટિરિઆ, ગાંડપણ વગેરેમાં પ્રદર્શિત થાય છે, પણ જો તેમનામાં રહેલી માનસિક શક્તિને બહાર નીકળવાનો માર્ગ ન મળે તો મન કામબળ વડે ઘેરાઈ જાય છે અને નિરોગી મનને જે સ્વસ્થતાની જરૂર છે તે મળતી નથી અને પરિણામે ગાંડપણ આવે છે. દમન શબ્દનો અર્થ સામાન્ય ચેતન તેના જીવનમાં જે કંઈ આપણી ઇચ્છાઓ છે તેનું દમન કરવામાં આવે છે એટલામાંજ સમાઈ જતો નથી. જે દમનશક્તિ મનના

અજ્ઞાત ભાગને ચેતનામાં આવતી રોકે છે તે શક્તિ જાતે પણ સામાન્ય રીતે અજ્ઞેય છે અને જે દમનશક્તિ આપણી દબાએલી ભાવનાઓને ફરીથી સ્મૃતિમાં લાવવાના ઉપયોગમાં પ્રતિરોધ કરે છે એ શક્તિ પણ અજ્ઞાત છે. દમનશક્તિના આ બે રૂપને દમન અને પ્રતિરોધ એમ કહે છે. દમન એ છે કે જે આપણા અજ્ઞાત મનોવ્યાપારોને ચેતનામાં આવવા દેતા નથી અને પ્રતિરોધ એ છે કે જે આપણી વિસ્મૃતિને અધિકાધિક ગાઢ બનાવે છે. વાસ્તવિક રીતે બંને એકજ શક્તિનાં રૂપ છે અને એ બંનેનો આપણ-ને સીધો અનુભવ નથી થતો. આપણી ઘણી ભાવનાઓનું દમન આપણી જાણ બહાર થયા કરે છે. આ દમનનો પ્રભાવ પરોક્ષરૂપે આપણા ચારિત્ર્ય ઉપર પડે છે, પરંતુ પ્રતિરોધને માટે એનું મૂળ કારણ સમજાતું નથી. એને સ્પષ્ટ કરવા માટે મનોવિજ્ઞાનશાસ્ત્રીઓએ કેટલાંક ઉદાહરણ આપેલાં છે તેમાંનું એક નીચે આપવામાં આવે છેઃ એક રોગી દાક્તર હતો. પોતાની જુવાનીમાં તે ઘણે ભાગે ગભરાએલો રહેતો અને સહેજ સહેજમાં ઉશ્કેરાઈ જવાનો અને કંટાળી જવાનો તેનો સ્વભાવ હતો. વળી કોઈ કોઈ વખત જ્યારે તે સાંકડી જગા કે બંધ રસ્તાવાળી જગામાં જઈ પહોંચતો ત્યારે તેને એક વિચિત્ર પ્રકારની બેચેની અને ગભરાટનો અનુભવ થવા લાગતો. ઘણીવાર તે તદ્દન ભયભીત થઈ જતો; પરંતુ હમેશનો તેનો આવો સ્વભાવ હોવાથી એ એમ સમજતો કે ઘણાએ મનુષ્યોની માફક એનામાં પણ આ એક સ્વાભાવિક ગુણ હતો. પરંતુ ગયા મહાયુદ્ધમાં જ્યારે એ રણભૂમિને વિષે ગયો અને એને ખોદેલી સાંકડી ખાઈઓમાં સુઈ રહેવાનો પ્રસંગ સાંપડ્યો ત્યારે તેનો સંતાપ એકદમ તીવ્ર થયો અને પોતાના જીવની પણ દરકાર નહિ કરતાં તે ખુલ્લી ખાઈઓમાં સુવા લાગ્યો. ફરીથી દિન-પ્રતિદિન તેની માનસિક દુર્બળતા વધવા લાગી. એનો ગભરાટ, માથાનું દરદ અને ચિત્તની અસાવધાનતા એકદમ વધી ગઈ. રાત્રિએ તે ઊંઘી શકતો નહોતો અને વખતે ઊંઘી જાય તો યુદ્ધનાં ભયંકર સ્વપ્નાં તેને આવતાં હતા. આખરે ઘણી દુઃખી અવસ્થામાં તેને દવાખાને મોકલવો પડ્યો.

મનોવિજ્ઞાનશાસ્ત્રી કે જે દાક્તર હતા તેમણે પ્રથમ બધાં સ્વપ્નાંઓની હકીકત તેની પાસેથી લખી લેવડાવી અને બાળપણની જે કંઈ ઘટનાઓ તેને યાદ હોય તે બધી પૂછીને મેળવી. છેવટે તેને એક ઘટના યાદ આવી કે જે તેની ચાર વર્ષની ઉંમરે બની હતી. એ ઉંમરે એક દિવસ એ એવા ઘરડા મનુષ્યની પાસે ગયો કે જે બાળકોને જુની પુરાણી વસ્તુઓના બદલામાં ચોખી ચેની આપતો હતો, પરંતુ જ્યારે તે ત્યાંથી પાછો ફરવા

લાગ્યો ત્યારે એ અંધારી ગલીના રસ્તાનું મોં બંધ જણાયું. દરવાજો ઉઘાડવાને તે બહુ નાનો હતો અને તેથી તે બહુજ ગભરાવા લાગ્યો. આ વખતે ગલીના બીજે નાકે એક કુતરાએ જોરથી ભસવાનું શરૂ કર્યું. તે રોગીએ એ બધી ઘટનાને જેવી યાદ કરી કે તેને પોતાની બાલ્યાવસ્થાના આ આઘાતનું સ્પષ્ટ સ્મરણ થવા લાગ્યું અને એ કહેવા લાગ્યો કે આ ઘટના બન્યા પછી તે કદી પણ એ મકાનની નજદીક થઈને પણ ગયો નહોતો. એ રોગીના 'ભય' નામક રોગનું મૂળ કારણ આજ હતું, કારણકે એક વખત આ જાણી લીધા પછી તેની સ્થિતિ સુધરવા લાગી અને શરીરના તમામ રોગો દૂર થઈ ગયા. વાત એમ બની કે તેની સમજણમાં આવ્યા વગર ભયનો પ્રબળ અભિઘાત તેના મનના અજ્ઞાત વિભાગમાં દબાઈ ગયો હતો અને જેવી તેણે પોતાના રોગની યથાર્થતાને જાણી કે તરત તે સાજો થઈ ગયો. આ પ્રમાણે રોગીની માનસિક વિકૃતિનાં મૂળ કારણો શોધીને એને ઉપરની સપાટીએ લઈ આવવું અને એની એકતનતા રોગીની સામે સ્પષ્ટ કરીને દેખાડવી એ પૃથક્કરણશીલ માનસશાસ્ત્રની ચિકિત્સા-પ્રણાલિ છે. આ પ્રમાણે બાળકોની જુદી જુદી ઘટનાઓની નોંધ માતાઓ અને શિક્ષકો તરફથી જો રાખવામાં આવે તો તે બાળકોની સાથેના વર્તાવ-માં ઘણીજ ઉપયોગી થઈ પડે અને ઘણી અયોગ્ય શિક્ષાઓ દૂર થઈ જાય, અને કેળવણીનું કાર્ય સરળ થઈ પડે.

આ પ્રમાણે જેનો ઉચ્ચ મનોભાવ અત્યંત બળવાન હોય છે અને જેની સંસ્કૃતિમાં શરૂઆતથીજ ધર્મ તથા આદરના ભાવ અસાધારણ મહત્ત્વ સાથે જામી જાય છે એનામાં પણ દમન મહા શક્તિમાન અને અજ્ઞાત હોય છે, પરંતુ કોઈ કોઈ વખત એવો મનુષ્ય પણ અજ્ઞાત મનની ઇચ્છાઓના વેગને રોકવામાં નિષ્ફળ નીવડે છે. એના ટેકામાં નીચે એક સ્ત્રીની અદ્ભુત પ્રેમકથા વર્ણવવામાં આવે છે:

એ સ્ત્રી ધારતી હતી કે એક અજાણ્યો પુરુષ તેના ઉપર આસક્ત થયો હતો અને ઘણા વખતથી તેની સાથે બળજબરીથી લગ્ન કરવા ઇચ્છતો હતો. આ સ્ત્રી યુવાવસ્થાને વટાવી ગઈ હતી અને કુંવારી હતી, તથા અત્યંત પવિત્ર જીવન ગાળતી હતી, પરંતુ તેણે એકાએક પોતાના મિત્રોને આ પ્રમાણે કહેવાનું શરૂ કીધું કે અમુક પુરુષ તેના તરફ કુદૃષ્ટિ નાખે છે. ધીમે ધીમે આ શંકા વધતી ગઈ અને કેટલાક દિવસો પછી એ પુરુષે એના કહેવા પ્રમાણે એની પૂંઠ પણ પકડવા માંડી. આખરે આ બાબતમાં

એ બહુજ અકળાવા લાગી. એને વહેમ પેસી ગયો કે એ પુરુષ એને ભગાડી લઈ જવા રાતદિવસ યુક્તિઓ કર્યા કરે છે. આથી એણે પોલીસની મદદ માગી, પરંતુ તપાસ કરતાં માલૂમ પડ્યું કે જે પુરુષનું નામ એ કહેતી હતી તેને એ સ્ત્રીના અસ્તિત્વનું પણ બહુજ આછું ભાન હતું, પરંતુ તે તો તેમ છતાં પણ એ બાબત પર ખાસ ભાર મૂકવા લાગી; આખરે તેને ગાંડાની ઇસ્પિતાલમાં લઈ જવી પડી આમ છતાં પણ એને તો એજ વહેમ આવ્યો કે તેના પ્રેમીએ પોતાનો આશય પુરો કરવા માટે એને દિવાનાની ઇસ્પિતાલમાં મોકલી હતી.

ખરી વાત એ હતી કે એ સ્ત્રીએ ઘણા વખતથી પોતાના મનમાં પ્રેમ અને સંયોગની કામનાઓને દબાવી રાખી હતી. એની પવિત્રતાએ સંયોગ જેવી નિન્દ્ય ભાવનાના અસ્તિત્વનો એને સ્વીકાર કરવા દીધો નહિ. આથી પોતાની આ દબાએલી ભાવનાનો વિરોધ કરવા માટે પોતાના મનની અંદરજ એમણે આ ધર્માદર્શની એક રક્ષક સેના તૈયાર કરી દીધી હતી, પરંતુ એક દિવસ સુતી વખતે કોઈપણ પ્રકારથી એક પુરુષ એની દૃષ્ટિમાં સમાઈ ગયો. એ સ્ત્રીના મનનો જે ઢંકાએલો ભાગ જેને અજ્ઞાત મન કહીએ છીએ તેનું દ્વાર એક ક્ષણ માટે ખુલી ગયું અને એ પુરુષની મૂર્તિને લઈને ફરી બંધ થઈ ગયું. એને આ મનોવ્યાપારની કંઇજ જાણ ન હતી, કારણકે દમન કરાએલી અને પ્રતિરોધ થએલી ઇચ્છાઓ બંને અજ્ઞાત હોય છે આ પછી એ પુરુષની સ્મૃતિને એનું અજ્ઞાત મન વારંવાર ચેતનામાં (જ્ઞાત ચેતનાવસ્થામાં) લાવીને પોતાના સંતાપની યાચના કરતું હતું. પરંતુ એ સ્ત્રીની ધર્મપરાયણ વૃત્તિ એ પુરુષના રૂપને પ્રેમ અને સંયોગના ભયથી ભેદીને પોતાની ચેતનામા ગ્રહણ કરવાને ઇચ્છતી ન હતી. આથી મનના જ્ઞાત વિભાગની જે રક્ષક સેના હતી તેણે એ પુરુષને પોતાનો પોશાક પહેરવાને એટલે એને દુરાચારી અને સતીત્વનો શત્રુ બનાવીને એની મૂર્તિને એ સ્ત્રીના આદર્શમય વિચારોમાં આવવા દીધી. મનના અજ્ઞાત અને જ્ઞાત બંને વિભાગો તરફથી એક રીતે સમજુતી થઈ ગઈ. મનનો અજ્ઞાત વિભાગ પોતાની સંયોગકામનાથી વ્યાકુળ થઈને એ પુરુષની મૂર્તિને તે સ્ત્રીના મનના જ્ઞાત વિભાગમાં ઘુસાડવા ઇચ્છતો હતો, અને તેને તેમાં સફળતા મળી. સાથે સાથે એના આદર્શમય ભાગે પણ પોતાની ધાર્મિક વૃત્તિની રક્ષકનો ઉપાય શોધી લીધો હતો અને આ પ્રમાણે બનીને જ્યારે પ્રેરણાઓ એકબીજા સાથે સંબંધથી કામ કરી શકતી નથી અને મન પોતાનું સમતોલપણું ગુમાવે છે ત્યારે ગાંડપણ આવે છે.

દમનના આનાથી પણ ઉલટ રૂપમાં ઘણીવાર એમ પણ બને છે કે એકજ મનુષ્યની અંદર બે વ્યક્તિત્વ ઉત્પન્ન થાય છે. એકજ મનુષ્યની બે વિપરિત ભાવનાઓ પોતાની ઇચ્છા પાર પાડવા માટે એના મન અને શરીરના જુદા જુદા પ્રયોગ કરે છે. આ સ્પષ્ટ કરવાને એક મનોવિજ્ઞાનશાસ્ત્રી નીચે પ્રમાણે એક ઉદાહરણ આપે છેઃ સમુદ્ર કિનારાની નજીકમાં એક મકાનમાં એક સ્ત્રી અને તેનો દીકરો રહેતાં હતાં. એ બંનેની જીવિકાનું સાધન એક નાની સરખી દુકાન હતી, પરંતુ છોકરાને આ સંકુચિત અને શાંત જીવન પસંદ ન હતું. આવકાશના વખતમાં તે દુકાન છોડીને વહાણવટીઓનાં જીવનવૃત્તાંત સાંભળવાને માટે પીઠામાં અથવા સોડાવોટરવાળાની દુકાનમાં જતો. અહીં એને પોતાના જીવનપર વધારે તિરસ્કાર આવ્યો. આનું પરિણામ એ આવ્યું કે તે એક દિવસ એકાએક ઘરમાંથી ગુમ થઈ ગયો.

અપૂર્ણ

---

# શિશુશિક્ષણની શાળા

(ગતાંક પૃષ્ઠ ૪૦૫ થી ચાલુ)

તે બાળકને નિર્જીવ વસ્તુઓમાં-ખાસ કરીને તેનો ઉપયોગ કરીને રસ પડે છે અને એથી એવાં રમકડાં વડે તે રમવા માંડે છે. તે ઇંટોનું ચણતર કરે, એંજિન ચલાવે, સાદા ચિત્રાત્મક કાપડા ઉકેલે, પોતાના પિતાના બગીચાનાં ઓજારોથી કામ કરવા દેવાની રજા માગે અથવા તેની માતા પાસેથી રાંધવાનાં વાસણો લઈ તે કામ કરવા માંડે. તેને બગીચાના જીવનમાં ઉગતી વનસ્પતિમાં, કરોળીઆ કે ગોકળગાય વગેરે જે માલમ પડી આવે, તેમાં અથવા તો બિલાડી, કુતરૂં કે સસલું એ પ્રાણીઓમાંથી કુટુંબનું જે પાળેલું પ્રાણી હોય તેમા પણ તેને રસ પડે છે. તે ખોદવાનું કામ કરવા, રોપાને પાણી પાવા, અને એવી બીજી વસ્તુઓને ખોરાક આપવા ઉતેજાર રહે છે; છતાં તેને જોખમદારી ગમતી નથી. અમુક વખતેજ તેને સ્વેચ્છાએ કામ કરવામાં મજા પડે છે.

પોતે કરેલા અને બીજાએ ઉત્પન્ન કરેલા એમ બંને પ્રકારના અવાજમાં તેને રસ પડે છે. થોડા વખત પછી તેને સંગીતમાં રસ પડવા લાગે છે, ઘણા લાંબા વખત સુધી તે સંગીતને સાંભળશે અને પોતે ગાવા પણ લાગશે. પહેલાં તો લય માત્ર રૂપેજ ગીતના શ્રોકના રૂપમાંજ અને એથી કવિતાના તાલ-શ્રોકને અને શબ્દોના કર્ણપ્રિય અવાજને પસંદ

કરે છે. તેને કૃતિ કરવામાં મજા પડે છે. જ્યારે જ્યારે તેને પ્રસંગ મળે ત્યારે તે નાહવાની ઓરડીમાં ભરાઈ જાય છે, નળ-ચકલી ઉઘાડબીડ કરે છે, હોડીઓ ચલાવે છે, પરપોટા ઉડાડે છે અને ભીનીસૂકી ચીજોને ભેગી ભેળવી દે છે.

બીજા લોકો જે કંઈ કરતા હોય તેમાં, તેમના વર્તનમાં તેમજ પોતાના વર્તનમાં તેને રસ પડે છે. એ કાર્યોની સારી બાબત કરતાં નઠારી બાબતોમાં તેને વધારે રસ પડે છે. એક બાળકે તેનાં કાકી શિક્ષકને એવો પ્રશ્ન પૂછ્યો હતો, કે "તમારાં બાળકો જે જે ખરાબ કામ કરતાં હોય તે વિષે કંઈક બીજું વધારે કહો."

આવી જાતની વિનતિ અર્થસૂચક છે, ઉપરાંત સામાન્ય પણ છે. ભેદ સમજ્યા વિના એકલી સારી બાબત વિષે આપણે ઘણું થોડી શીખીએ છીએ. વર્ણનની ભાષાના શબ્દોમાં અને તેની શૈલીમાં તેને રસ પડે છે. કોઈ ગદ્ય કે પદ્યની ધાટીમાં ફેરફાર થાય એને માટે તે બહુ અધીરૂં બને ~, શબ્દો અને શબ્દસમૂહો જેના વડે કંઈ વાત કહેવાતી હોય તેના અવાજનું તે બહુ ભૂખ્યું રહે છે.

બીજા લોકોએ જે કંઈ કર્યું હોય તે ફરી જાતે કરવામાં તેને રસ પડે છે, કારણકે તેથી તે બાબતનો તેને વધારે સારી રીતે અનુભવ મળે છે. આ ક્રિયા કરવામાં બારીક અવલોકનની અને સંભાળ તેમજ બુદ્ધિપૂર્વકના અનુકરણની જરૂર પડે છે. તે એક જાતનો ઢોંગ આદરે છે.

બીજી બાબતો એવી છે કે જેનો તેને આછો અને મોડો ખ્યાલ આવે છે. અગાઉ માણસો થઈ ગયાં છે તેનું તેને આછું ભાન આવે છે, અને પોતાની આસપાસનાં સ્થળો કરતા બીજાં જુદાં જુદાં સ્થળોમાં માણસો રહે છે તેનો તેને સાધારણ ખ્યાલ આવે છે. પરીઓની વાતો જેવી કેટલીક વાતો એક અર્થમાં ખરી છે એવો તેનો ખ્યાલ આવે છે; આનો અર્થ એવો છે કે જે તેના અંતરાત્માના 'કંઈક' ના પ્રત્યુત્તરરૂપ છે. વળી બીજી કેટલીક વાતો વધારે સ્થૂલ અને બાહ્ય ઇન્દ્રિયગમ્ય જગત રૂપે ખરી જણાય છે, જે ખરેખરી આ જગતમાં બને છે. 'કાળા માનવી' વિષે, 'વહાણો માણસોને દરીઆ પાર લઈ જાય છે,' અને એ વહાણો મારફતે કેટલીક ચીજો પાછી આવે છે, એવી વાતો તે સાંભળે છે. જંગલો અને બગીચાઓથી સુચિત થતી અદૃશ્ય સૃષ્ટિમાં તેને રસ પડે છે, આ દૃશ્ય જગતની પાછળ કંઈક ચૈતન્ય છે તેનો તેને ઝાંખો ખ્યાલ આવે છે,

જીવન પાછળ રહેલી કોઈ શક્તિનો તેના ઉપર પ્રભાવ પડે છે, અને આ બાબત તેના શરૂઆતના પ્રશ્નોમાં સ્પષ્ટ જણાઈ આવે છે. જન્મમરણને લગતા પ્રશ્નો સંબંધી તે બહુ રસ પ્રગટ કરે છે, અને કોઈ વખતે તેવા પ્રસંગોને સંસર્ગવડે નિહાળે છે. તેને લાગે છે કે બરફનાં તોફાન, વીજળી, ઉનાળાના દેખાવો, દરીઆના પાણીનાં ભરતીઓટ વગેરે દશ્ય જગતનું કંઈક કારણ હશે એમ તેને થાય છે. પહેલાં તો પરીઓની વાતોના ઉત્પન્ન થએલા જગતથી સંતોષ માને છે, પછીથી ચૈતન્યનો અખંડ પ્રવાહ ઉત્પન્ન થાય છે, પણ એ બંને તેના જીવનમાં સતત ચાલ્યા કરે છે.

રમત ગમતમાં—પછી તે શારીરિક, બુદ્ધિની કે ઢોંગ રૂપે હોય તોપણ, તેને બહુ રસ પડે છે. આ પ્રસંગે તે ઘણે ભાગે બીજા લોકોના સંસર્ગમાં આવે છે, અને એજ સમયે સામાજિક જીવનના કેટલાક પ્રસંગોનું જાતે અનુભવી જ્ઞાન સંપાદન કરે છે.

આવી રીતે જીવનની સર્વ સાધારણ બાજુ સામાન્ય બાળક જુએ છે અને અનુભવે છે, અને શાળામાં આપણાં બાળકો માટે જે જે પરિસ્થિતિ ઉત્પન્ન કરીએ છીએ તે બધાના પાયા રૂપ ઉપર જણાવેલી બાબત થવી જોઈએ, અને બાળકની સમક્ષ જે જીવનદશ્ય જેને આપણે બાળકના અભ્યાસક્રમના વિષયો કહીએ છીએ તે એ બાજુને અનુસરીનેજ ખડું કરવું જોઈએ.

સ્વતંત્રતાનું વાતાવરણ એ એવું એકજુંજ વાતાવરણ છે કે જેમાં બાળક જાતે અનુભવ મેળવી શકે. આ અનુભવજ તેનું ચારિત્ર્ય, તેની સર્જન શક્તિ ખીલવવામાં અને તેનું વર્તન નિયમિત કરવામાં મદદરૂપ થઈ પડશે.

બાળક અજાણ્યા અને જેમાં તેને અનુભવ મળ્યો નથી એવા કાર્યપ્રદેશમાં અજ્ઞાત જન તરીકે વિચરે છે; તેને ઘણી ઘણી પ્રેરણાઓ ઉદ્દભવે છે; અને તે બધી સંતુષ્ટ થવા પ્રયત્ન કરે છે. તેના સહજ સ્વભાવને લીધે તેનામાં પ્રબળ લાગણીઓ ઉત્પન્ન થાય છે. એ લાગણીબળને લઈને તેનામાં અનિયંત્રિત અને અસ્પષ્ટ માનસિક વિકૃતિ ઉત્પન્ન થાય છે અને તે એકદમ કાર્ય કરી નાખવા પ્રેરાય છે. અજાણ્યા પ્રદેશમાં વિચરતા અજાણ મુસાફરની માફક તે તદ્દન તાજો, ઉત્સુક અને સાહસવૃત્તિવાળો બની રહે છે. નવીનતાના પ્રભાવ અને પ્રેરણાથી તેનામાં તે નવી બાબતને સમજવાની, તેનું કારણ શોધવાની અને તે સંબંધી પ્રશ્નો પૂછવાની ઇચ્છા

જાગૃત થાય છે. ઇચ્છા, અણગમો, બીક, અને જિજ્ઞાસા વગેરે વૃત્તિઓના કારણે તે નવી બાબત પ્રત્યે તેની લાગણીઓ ઉભરાઈ જાય છે, અને એજ લાગણીઓના પરિણામરૂપે તે નવી બાબત પ્રત્યે અમુક જાતનું વર્તન દાખવે છે, અને તે પ્રમાણે વર્તે છે.

નાનાં બાળકોની બાબતમાં તો તે નમ્ર બને તે પહેલાં તેને સ્વતંત્રતા બક્ષવી જોઈએ; કારણકે સ્વપ્રયાસ અને પ્રયોગ-સ્વતઃ પ્રવૃત્તિદ્વારા તેને સંતોષ મળે અને તેને એમ જણાય કે તેની મદદની જરૂર પડે એમ છે ત્યારેજ આ નમ્રતા વાસ્તવિક અને ફાયદાકારક નીવડી શકે છે. તેની સ્વતંત્રતામાં બુદ્ધિ અને લાગણીનાં તત્ત્વો સમાએલાં હોવાં જોઈએ અને તે એક જાતની નૈતિક સ્વતંત્રતા હોવી જોઈએ. જે શાળામાં બાળક કંઈ પૂછે અને તેના જવાબમાં "અત્યારે આપણે એ વિષે વાત કરતા નથી," એવી જાતનો તેને ઠપકો મળે, જ્યાં સાહિત્ય ધારાધોરણ મુજબ નિયતજ હોય, જ્યાં તેનો ઉપયોગ કરવાને પણ ધારાધોરણ મુજબ એકજ રીત નક્કી કરવામાં આવી હોય, જ્યાં ગૃહજીવન અને વાસ્તવિક દુનીઆદારી જીવનની ઉપેક્ષા કરવામાં આવી હોય, જ્યાં બાગબગીચા કે ચિત્રપોથીઓ ન હોય, જ્યાં બાળકોના સહજ પ્રશ્નોની ઉપેક્ષા-અવગણના કરવામાં આવતી હોય અથવા તેના જવાબ ઉતાવળથી અને સંક્ષિપ્તમાં અપાતા હોય, જ્યાં ઓરડો પાટલીઓથી ભરચક હોય અને માત્ર બેસી રહેવાનુંજ હોય, જ્યાં બાળકોની સક્રિય પ્રવૃત્તિના કરતાં શિક્ષકનું શિક્ષણ વધારે હિસ્સો ધરાવતું હોય ત્યાં એવી શાળામાં બુદ્ધિગત સ્વતંત્રતાનો અભાવજ રહે છે.

જ્યાં લાગણીઓ અને ઉશ્કેરણીઓનો નિરોધ થતો હોય, સ્વતંત્ર મનોવૃત્તિયો, સખત શિક્ષાઓ, મોટા અવાજો પ્રત્યેની સમજનો હ્રાસજ થતો હોય, જ્યાં તેની બીકની લાગણીને તરછોડી નાખવામાં આવતી હોય, પ્રાણીજ સ્વભાવગત પસંદગી કે નાપસંદગીની વૃત્તિનો અર્થ "અસભ્યતા" થતો હોય, ત્યાં લાગણીની સ્વતંત્રતાનો અભાવ રહે છે. બાળકને પછીથી તેના ખરા સ્વરૂપમાં આવવા દેવો હોય તો તેને આવી જાતના અનુભવો મળવાજ જોઈએ. આ સમય તેની લાગણીઓને છુંદી નાખવાનો નહિ પણ તેને અમુક દિશામાં વાળવાનો કે તેને દોરવાનો છે; નહિ તો તે તેના વડીલોની નબળી અને ફીકી પ્રતિકૃતિરૂપ નીવડશે અને તેનામાં સાહસ, સર્જનશક્તિ કે ઉત્સાહ જેવું કાંઈ રહેશે નહિ.

જ્યાં બાળકને માટે ખુલ્લે છોગે તોફાની થવાનું છેક અશક્ય હોય, જ્યાં પસંદગી કે ભૂલો કરવાની તક્જ આપવામાં આવતી ન હોય, જ્યાં

અંકુશ બધો શિક્ષક તરફથીજ રહેતો હોય, અને આત્મસંયમ કેળવવાનો અવકાશ ન હોય, ત્યાં નૈતિક સ્વતંત્રતા ઉત્પન્ન થતી નથી. શાળો કાંઈ પ્રમાણિકજ બાળકો માટે નથી, પણ તે તેવી રીતે કહેવાતા ગુનેગાર બાળકો માટે છે; બાળક તો અનુભવથીજ આત્મસંયમ પ્રાપ્ત કરતાં શીખે છે.

આત્મસંયમ એક ટેવ છે, અને તે ટેવ ટેવોથીજ પ્રાપ્ત થાય છે; બાળકે ઇચ્છાનો નિરોધ કરતાં શીખવું જોઈએ, શારીરિક વિકારો ઉપર કાબુ મેળવતાં શીખવું જોઈએ, વિચાર કરવો, યોગ્ય પસંદગીની ટેવ, અને તે બધાના પરિણામરૂપ ક્રિયા કરવી કે પ્રવૃત્તિશીલ થવું, અથવા તો નિષ્ક્રિય કે તેમાંથી પાછા ફરી જવું વગેરેરૂપ જે ટેવ, તે બધી ટેવો તેને પડવી જોઈએ. છેક તેના બચપણના સમયમાં જો તેની ઇચ્છા બીજાને હસ્તક હશે, અને બીજી બધી ટેવો ન પડતાં તેનામાં કેવળ આજ્ઞાપાલનની ટેવજ રહેશે, તો સ્વાશ્રયી વ્યક્તિ તરીકે તેનો વિકાસ થતો અટકી જશે, અને કાયમને માટે તે નિર્બળ રહેશે. જીવનનો પાઠ ભણવાનો, અને જે અપરિપક્વ વસ્તુઓને તેણે વિવિધ રીતે મેળવી હશે તેમાંથી સારરૂપ એક આદર્શ બાંધવાનો આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. શાળામાં જીવનનો પૂર્વપાઠ શીખતી વખતે તેને ભારે નુકસાન થવાનું નથી. પણ જો દરવખતે તેને જાતે વર્તન કરવા દેવાને બદલે તેને વર્તન ચલાવવાનો હુકમ આપવામાં આવે, આત્મસંયમ કેળવવા દેવાને બદલે તેના ઉપર બહારથી અંકુશ મૂકવામાં આવે, જે ભૂલો કરવાથી તેને જ્ઞાન–અનુભવ મળત તેજ ભૂલોને માટે જો તેને ઠપકો દેવામાં આવે, તો તો તેજ પ્રમાણમાં તે ઇચ્છિત વર્તન કરવામાં, કે સંયમ કેળવવામાં, કે અનુભવથી જ્ઞાન મેળવવામાં તે ઓછો લાયક બનશે અને આજ પાઠો આના સંસ્કારગ્રાહી જીવનમાં તેને શીખવાના છે.

અપૂર્ણ

## જ્યાં પૌર્વીય અને પાશ્ચાત્ય સંસ્કૃતિ એકત્ર થાય છે.

### જાપાન

જાપાનનું ભવિષ્ય અને તેનો દુનિયાભરના દેશો સાથેનો સંબંધ હાલના રાજદ્વારી પુરુષોનું ધ્યાન ખેચી રહ્યાં છે. "જાપાન પૂર્વ અને પશ્ચિમના જ્ઞાનનો ભંડાર જાણવા માગે છે સમયના વહેવા સાથે ધીમે ધીમે પૌર્વીય જ્ઞાન તેણે ઘટાવી લીધું છે અને અધુના તેવીજ રીતે યોગ્ય સમયમાં પાશ્ચાત્ય જ્ઞાન ઘટાવવાની તે અભિલાષ રાખે છે." જે પુસ્તકમાંથી આ ઉતારો

લેવાયો છે તેવા વિશિષ્ટ આગામી પુસ્તકના લેખક ઉપર પ્રમાણે કહે છે. કેળવણીમાં આ બન્ને પ્રદેશોએ કરેલા કાર્યનો લાભ લેવાને જાપાને કેવો પ્રયત્ન કર્યો તે સંબધી વિચિત્ર વિગતો નીચેના લેખમાં દર્શાવવામાં આવી છે:

હાલની જાપાનીઝ કેળવણી એકજ મૂળમાંથી ઉત્પન્ન થએલાં પરંતુ એકબીજાના વિરોધી જુદાં જુદાં તત્ત્વોનું મિશ્રણ છે. જાપાનીઝ પૌર્વાર્ય અને પાશ્ચાત્ય જ્ઞાનનો ભંડાર જાણવા માગે છે. સમયના વહેવા સાથે જાપાને ધીમે ધીમે પૌર્વાર્ય જ્ઞાન ઘટાવી દીધું છે, અને હવે તેવીજ રીતે તેટલાંજ વર્ષોમાં પાશ્ચાત્ય જ્ઞાન પચાવવા અપેક્ષા રાખે છે; પરંતુ આ નવું જ્ઞાન વ્યક્તિગત પ્રગતિને જેટલું ઉત્તેજન આપે છે તેટલું આત્માની ઉન્નતિને આપતું નથી. દાખલા તરીકે, જાપાનીઝની ઇચ્છા હવે કાર્લાઇલના તત્ત્વોમાં ગોથાં ખાવાની અગર પોતાને કાર્લાઇલને આદર્શ માની તેવા બનાવવાની નથી, પરંતુ ગએથીનાં શિક્ષણતત્ત્વોનું અનુકરણ કરી તેવી કેળવણી લેવાની તેની ઇચ્છા છે.

"હવેથી કેળવણીનો વિકાસ એટલો બધો થશે કે કોઈ પણ ગામડામાં અભણ કુટુંબ નહિ રહે અને કોઈ પણ કુટુંબમાં અભણ બાળક નહિ રહે." ગયા સૈકાના આખરમાં જ્યારે જાપાન દુનિયાની મહાન સત્તામાં પોતાની ગણના કરાવવા બહાર આવ્યું ત્યારે જાપાનીઝ પ્રજાના પુનરુદ્ધાર સમયે મહાન રાજા મુત્સુદ્દીતોએ ઉપર પ્રમાણે શબ્દ ઉચ્ચાર્યા હતા.

હાલમાં, થોડાકજ દસકા પછી જાપાનમાં લગભગ કોઈ પણ અભણ નથી. શાળાએ જવાની ઉમ્મરનાં બાળકોનો ૯૯$\frac{1}{2}$ ટકા ભાગ હાલ શિક્ષણ લે છે અને યુનિવર્સિટીઓની સંખ્યા એકથી પિસ્તાલીસ થઈ છે.

જાપાનીઝ બાળકો હજુ પણ પરોઢીએ ઉઠે છે અને શિઆળાના પ્રભાતમાં તેઓ શાળાના ઠંડા વર્ગોમાં અભ્યાસ કરે છે. એવું માનવામાં આવે છે કે આવી સ્થિતિમાં તેઓ પોતાના કાર્ય ઉપર ગ્રીષ્મઋતુથી વધારે ધ્યાન આપવા શક્તિમાન થાય છે. દરેક જાપાનીઝ પ્રાથમિક વિદ્યાર્થીને બે હજાર ચાઇનીઝ ચિત્ર અગર (માધ્યમિક શાળામાં પાંચથી સાત હજાર) જાપાનીઝ તેમજ રોમન મૂળાક્ષર શીખવા પડે છે. દુનિયાભરના શાળાનાં બાળકોના કરતાં તે બાળકો ઉપર ઘણોજ બોજો છે અને આંકડા ઉપરથી જણાય છે કે વિદ્યાર્થીઓમાંથી લગભગ વાર્ષિક ૩૨૦૦ આત્મઘાત થાય છે. આ કારણથી શિક્ષકો પોતાના વિદ્યાર્થી માટે ખરાબ અભિપ્રાય આપતાં અચકાય છે. જાપાનીઝ યુવાનો રાષ્ટ્રીય તેમજ આંતર રાષ્ટ્રીય કેળવણી લે

છે. શિક્ષકો જાણે છે કે તેમને આંતર રાષ્ટ્રીય કેળવણી આગળ ઉપર વધારે લાભકારક થઈ પડશે. પાશ્ચાત્ય અર્વાચીન જ્ઞાન સાથે પ્રાચીન ચાઇનીઝ જ્ઞાન તેમને મેળવવું પડે છે.

**શારીરિક નિર્બળતા:—**

જેમ જેમ વિદ્યાર્થી અભ્યાસમાં આગળ વધે છે તેમ તેમ તેનો બોજો વધે છે. યુનિવર્સિટીમાં વિદ્યાર્થીનો ⅓ ભાગ પાસ થાય છે. યુનિવર્સિટીની પરીક્ષા એટલી બધી કઠણ છે એમ જાણી તે પોતાનો અભ્યાસ એટલો સખત કરે છે કે જેઓ નપાસ થાય છે તેઓ બીજા દેશોમાં તેવા સંજોગોમાં પ્રથમ વર્ગના વિદ્યાર્થીઓની ગણનામા આવી શકે.

જાપાનીઝને ચશ્મા બહુજ વહેલાં આવે છે તે આકસ્માતિક નથી. અભ્યાસના બોજાથી એકલી આંખોને નુકસાન પહોંચતું નથી. જ્ઞાનતંતુઓ પણ નબળા પડી જાય છે અને માનસિક ઉશ્કેરણી વધી પડે છે. ઘણી વખત જાપાનીઝ વિદ્યાર્થીને કુદરતી ખનીજ દ્રવ્યવાળા ઝરાવાળી જગાએ હવા ખાવા જવું પડે છે.

જાપાનીઝ કેળવણીખાતાના પ્રધાન પાસે કેસિરટ મંડળો માગણી કરે છે કે વિદ્યાર્થીઓને ફક્ત જાપાનીઝ કેળવણી આપવી જોઈએ અને તેમાં લશ્કરી તાલીમ આપવી જોઈએ; પરંતુ તે પ્રધાન સર્વ દેશીય કેળવણીના આદર્શને માન આપે છે, કારણ જો દેશને બીજા દેશોના સમાગમમાં વધારે ને વધારે આવવું હોય તો તેણે બીજા દેશોના સંબંધમાં રહેવું જોઈએ અને હાલમાં પાસિફિકના અર્વાચીન યુગને હાલ ચાલતી કેળવણી બરાબર યોગ્ય છે. કેળવણીખાતાનો પ્રધાન કબુલ કરે છે કે વિદ્યાર્થી પાસે ઘણી આશા રખાય છે તેથી પરિણામ બરાબર સંપૂર્ણ સંતોષકારક આવતાં નથી. તે કેળવણીમાં રાહત આપવાની વાત કબુલ કરે છે. જ્ઞાન પ્રાપ્ત કરવામાં એક પળ પણ ગુમાવી શકાય નહિ. જાપાનીઝ કેળવણી છેવટનું પરિવર્તન કરવા ઉપર છે અને જ્ઞાન એ શક્તિ છે એ માન્યતા રાહત આપતાં અટકાવે છે. અંગ્રેજી જાપાનની બીજી ભાષા છે. અંગ્રેજી ભાષા પરદેશના બીજા દેશોમાં બોલાય છે તેના કરતાં જાપાનમાં વધારે બોલાય છે. કેટલીક વખતે હોટલોમાં સંગીતને બદલે અંગ્રેજીના પાઠ બ્રોડકાસ્ટ કરવામાં આવે છે.

અંગ્રેજીના વપરાશ માટે અતિશયોક્તિ કરવામાં આવી હતી. પાશ્ચાત્ય પવનના પહેલા ઝપાટામાં તો એવી સૂચના થઈ હતી કે અંગ્રેજીને સરકારી ભાષા તરીકે બનાવવી, પરંતુ આ વિચાર અવહેવારૂ છે એમ તરતજ

જણાયું, જો કે નવી સંસ્કૃતિમાં ઉમેરાએલાં પરદેશી નામો જપાનીઝ ભાષામાં અંગ્રેજી સ્વરૂપમાંજ રાખવામાં આવ્યાં છે. વ્યાપારી સંસ્થાઓ પોતાનાં જાપાનીઝ નામ સાથે અંગ્રેજી નામ રાખવાની અગત્ય ગણે છે.

બધી મોટી વ્યાપારી સંસ્થાઓ પોતાની પરદેશની સંસ્થાઓ સાથે અંગ્રેજીમાં પત્રવ્યવહાર ચલાવે છે સિગારેટની છાપો પણ અંગ્રેજી નામની હોય છે. દાખલા તરીકે, ચેરી, ગોલ્ડન, બેર, હોપ. જ્યારે જાપાનીઝ પરદેશથી જાપાન પાછો ફરે છે ત્યારે જે દેશમાંથી પાછો ફર્યો હોય તે દેશના નામથી પરદેશી ગંડળો ઉઘાડે છે. અંગ્રેજી દેશની બીજી ભાષા બની છે. કેટલાક ઉત્સાહી યુવકો તો અંગ્રેજી જ્ઞાનની શરૂઆત કરી હોય છે તેટલામાં શબ્દકોષ લઈને બેકનના નિબંધનો અભ્યાસ કરવા મંડી જાય છે અને શબ્દકોષ વગર બેકન સમજવાને શક્તિમાન થાય છે, એટલામાં તો ફ્રેંચ શીખવા દોડે છે અને શબ્દકોષની મદદથી બોડલેર વાંચવા મંડે છે.

**ટોકીઓમાં પુસ્તકની દુકાન:** ટોકીઓમાં પુસ્તક વેચનારાઓના લતા છે. તે લતામાં દુકાનોની હાર હોય છે, અને તે મોડી રાત સુધી ખુલ્લી રહે છે. ખાનગી પોતાની જાતે અભ્યાસ કરનારા યુવાનો દિવસો અને રાતો આ પુસ્તક વેચનારાઓની દુકાનમાં ગાળે છે. તેમની પાસે પુસ્તકો ખરીદવાના પૈસા ન હોવાથી તેઓ દુકાનના એક ખુણામાં બેસી પુસ્તકો વાંચે છે. જાપાનમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનાં પુસ્તકો મળવાનાં સ્થળોમાં મારૂઝનની પુસ્તકની દુકાન ઘણી મોટી ગણાય છે. તે દુકાનમાં કોઈપણ પ્રસિદ્ધ થએલું પુસ્તક નથી હોતું એમ નથી. જ્યારે નવાં પુસ્તકો પરદેશથી સ્ટીમરોમાં આવે છે ત્યારે આ મારૂઝનની દુકાન નવાં પુસ્તકોની જાહેરાત કરે છે અને પરદેશી પુસ્તકોનું સૂચિપત્ર દર વખત તે પોતાનાં ગ્રાહકોને પુરૂં પાડે છે. જાપાન કયા વિષયોમાં રસ પડતો ભાગ લે છે તે બતાવવા નીચે સૂચિપત્રનો ગુજરાતી ઉતારો આપવામાં આવ્યો છેઃ

ફ્રેંચ રાજ્યક્રાંતિમાં આયર્લૅન્ડ અને આઇરિશ પ્રજા,
જાતીય વિષય પ્રત્યે આધુનિક વલણ,
માઇમો ડેમસનું જીવન અને પદ્ધતિ,
માનસ પ્રથક્કરણ અને કેળવણી,
સ્વાતંત્ર્ય અને પ્રજાસત્તા.

**વધારે ખપતઃ**—પરદેશી નવલકથાઓ વધુ વંચાતી નથી. ભૂગોળ સંબંધી તેમજ જ્ઞાનદાયક પુસ્તકોની માગણી વધારે હોય છે, કારણ તેમાંથી

કાંઈ પણ નવીન જ્ઞાન મેળવી શકાય છે. જો કે પરદેશી પુસ્તકો ઘણીજ ઓછી કીમતે વેચાય છે તોપણ દરેક જાપાનીઝ તેનો લાભ લઈ શકતો નથી. અગત્યનાં પુસ્તકોનું ભાષાંતર થાય છે અને તેના ઉપર વિવેચનો પ્રસિદ્ધ થાય છે. 'ગએથી પુસ્તકોના ત્રણસે' કરતાં જાપાનનીઝ ભાષામાં વધારે ભાષાંતરો છે અને ટ્રોસ્ટનાં પુસ્તકોની જુદી જુદી જાતની ચાલીસ આવૃત્તિઓ છે. પૌર્વીય યુરોપના દેશોમાં દાખલ થઈ તે પહેલાં એચ. જી. વેલ્સની 'શોર્ટ હિસ્ટરી ઓવ ધિ વર્લ્ડ' પુસ્તકનું ૭ વર્ષ પહેલાં ભાષાંતર થઈ ગયું.

દેશના દરેક મોટા શહેરમાં મારૂઝનની શાળાઓ છે. દરેક દેશના વૈજ્ઞાનિક તેમજ સાહિત્ય સંબંધી પુસ્તકો એમાં રાખવામાં આવે છે. માટે તેમાં ખાતાં અને તેમના ઉપર સૂચના લખેલી હોય છે તેથી તે જલદીથી શોધી શકાય છે. રાજપ્રકરણોનાં પુસ્તકો માટે પણ ખાસ જગા રાખવામાં આવે છે. તેમાં દરેક દેશના રાજપ્રકરણીય પુસ્તકો રાખવામાં આવે છે. માર્કસીઝમ તેમ ફેસીસ્ટ ચળવળનાં પુસ્તકો પણ તેમાં હોય છે.

મહાન લડાઈ પછીના વર્ષોમાં સમાજવાદી પુસ્તકોની ખપત વધારે હતી, પરંતુ ત્યારપછી ફેસિસ્ટ ચળવળનાં પુસ્તકો પ્રત્યે લોકોનું વલણ વધ્યું. હાલ સરકાર પરદેશી વિચારોથી જાપાનના યુવાનોને દૂર રાખવા પ્રયત્ન કરે છે. તે જાપાનીઝ આદર્શ તેમની સમક્ષ મૂકવા ધારે છે. ૧૯૩૨ માં ફેસીઝમ વિષે ઘણાં પુસ્તકો દુકાનોમાં વેચાતાં, પણ ૧૯૩૩ થી તે અદૃશ્ય થતાં ગયાં છે.

**એક વર્ષમાં ૨૪૦૦૦ પુસ્તકો:**—પરદેશથી અંગ્રેજી ભાષામાં લખાએલાં પુસ્તકો જાપાનમાં આવે છે એટલુંજ નહિં, પણ જાપાનમાં અંગ્રેજી ભાષામાં અનેક પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. આમાંનાં ઘણાંખરાં પુસ્તકો જાપાનની સંસ્કૃતિ ઉપર લખાએલાં હોય છે અને તે ફેલાવવા પુરતાં અંગ્રેજી ભાષામાં લખાય છે. કેટલાંક પુસ્તકો પરદેશી લેખકોને હાથે જાપાન સંબંધી લખાવવામાં આવે છે અને તેઓને જો સારૂં વળતર મળે તો તે જાપાનીઝને પસંદ પડતી વિગતોને પુસ્તકોમાં લખે છે. જાપાનમાંજ પ્રગટ થતાં પુસ્તકોની સંખ્યા સાથે પરદેશથી આવતાં પુસ્તકોની સંખ્યાની ગણના કરવામાં આવે તો પરદેશથી આવતાં પુસ્તકોની સંખ્યા નજીવીજ ગણાય. જાપાન પુસ્તક પ્રગટ કરવામાં દુનિયામાં બીજે નંબરે આવે છે. ૧૯૩૩ માં ૨૪૦૨૫ પુસ્તકો પ્રગટ થયાં હતાં. તેમાંના ૯૧૫ સંગીત વિષયના, ૨૬૨૫ સાહિત્યના અને ૩૦૨ જીવનવૃત્તાંત સંબંધી હતાં. વેપાર-

ઉદ્યોગ સંબંધી પણ ઘણાં પુસ્તકો હતાં. જાપાનીઝ કારીગરોને યંત્રયુગમાં ભાગ લેવાનો હોવાથી તે સંબંધી પણ ઘણાં પુસ્તકો લખાએલાં હતાં.

વાર્ષિક સાહિત્યનાં પુસ્તક ઉપરથી જણાય છે એકલા ટોકીઓમાંજ ૬૦૦ લેખકો રહે છે. તેઓમાંના ઘણા જાપાનીઝ જીવનની આધુનિક પ્રવૃત્તિ ઉપર લખે છે, કેટલાક ઇતિહાસમાં થઈ ગએલા જાપાનીઝ વીરપુરુષો સંબંધી પુસ્તકો લખે છે અને કેટલાક પાશ્ચાત્ય સંસ્કૃતિનો ઉંડો અભ્યાસ કરીને જ્ઞાન ઉપર પ્રકાશ નાખે છે. પુસ્તકોના લખાણમાં ધર્મનો વિષય પણ અગત્યનો ભાગ લે છે, કારણ રાષ્ટ્રીય ભાવનાની જાગૃતિ સાથે શીંટોનીઝમ અને બુદ્ધિઝમ પ્રત્યે પણ જાગૃતિ વધી છે. અર્વાચીન જાપાનીઝ શીંટો ધર્મોપદેશકોનો મત જાતિ ઉત્તેજન પ્રકરણમાં સ્વીકારે છે અને આધ્યાત્મિક શાંતિ માટે બૌદ્ધ ધર્મોપદેશકોનો મત સ્વીકારે છે.

**જાપાનીઝ એકાગ્રતાનું દૃષ્ટાંતઃ**—જ્યારે માંચુરિઆના મુખ્ય શહેર સીંગટોંગમાં થોડા સમય પછી હું ગયો ત્યારે જાપાનીઝ એલચીના મદદનીશ મો. હીરાનોયે જાણે પોતાનીજ માતૃભાષા હોય તેવી રીતે તેણે મારી હંગેરીયન ભાષામાં મને આવકાર આપ્યો. તેણે ચાર વર્ષ બુડાપેસ્ટમાં અભ્યાસ કર્યો હતો. હીરાનો હંગેરિઅન કવિતા સારી જાણતો હોવાથી મેં તેને સ્ટ્રોફન નામ આપ્યું હતું. હંગેરિઅન ભાષાનો આ એલચીના મદદનીશે શા માટે આટલો બધો રસપૂર્વક અભ્યાસ કર્યો હતો? ઉત્તર એજ કે જાપાનીઝ લોકો દુનિયાના દેશો ને તેની પ્રજાઓ વિષે સંપૂર્ણ જાણવા માગે છે. જાપાનના ઘણા માણસો જુદે જુદે દેશ જાય છે તેમ હીરાનોએ હંગરી જવાનો નિશ્ચય કર્યો અને તે ભાષામાં અભ્યાસ કરી તેમાં નિષ્ણાત થયો. જાપાનમાં બીજા ત્રણ હંગેરીઅન ભાષામાં નિષ્ણાત છે અને તે દેશ સંબંધી આ ચારે જણા એટલી બધી માહિતી રાખે છે કે હંગરીથી આવનાર માણસ તેમને તે દેશ સંબંધી કાંઈ પણ નવું કહેતો નથી.

**રસ્કીન લાઈબ્રેરીઃ**—લંડનથી ૨૪૦ દિવસની મુસાફરી જેટલા દૂર ટોકીઓ ગીન્ઝામાં એક ત્રણ માળનું મકાન છે. તે રસ્કીન લાઇબ્રેરી નામથી ઓળખાય છે. પહેલા અને બીજા માળમાં રસ્કીનના નમુના રાખવામાં આવેલા છે. તેની આસપાસ એક નાની લાઇબ્રેરી અને તેના પુસ્તકની પ્રથમ આવૃત્તિઓની નકલો રાખવામાં આવેલી છે.

બીજા પાસે સુંદર ભુરા પડદાથી શણગારેલો ડ્રોઇંગ રૂમ છે. તેમાં ૧૯મા સૈકાની ઢબનું ફરનિચર છે. મધ્યમાં ટેબલ ઉપર 'રસ્કીન સોસાઇટી

મેગેઝીન' પડયું રહે છે. આ મહાન લેખકના પુતળાની પાસે 'લાઉડ સ્પીકર' ગોઠવવામાં આવ્યું છે અને ત્યાંથી લોકગીત સંભળાવવામાં આવે છે. સામે દિવાલ ઉપર લખેલું જોવામાં આવે છેઃ "આ ગૃહનો માલિક જોન રસ્કીન છે અને તે અદૃશ્ય પ્રતિમા ખાણા વખતે થતી વાતચીત તેમજ દરેક ભાષણ સાંભળે છે." આ ક્લબના ૨૯૦ સભાસદો છે.

રયુઝો મીકીમોટો, જાપાનીઝ મોતી રાજાનો પુત્ર ત્રીજે માળ એક નાના રૂમમાં બેસે છે. તે ક્લબનો સ્થાપક અને મંત્રી છે. વીસ વર્ષથી પોતાની ફુરસદનો વખત તે રસ્કીન માટે ગાળે છે. રસ્કીન સંબંધી તપાસ અને શોધ માટે તેણે ૭ વખત ઇંગ્લેંડની મુસાફરી કરી છે અને હાલ તે રસ્કીનની હકીકતનાં પુસ્તકોના ભાષાંતરનો સાતમો ગ્રંથ તૈયાર કરે છે.

**૧૧૨૫ દૈનિક વર્તમાન પત્રોઃ**—દેશનો વૈજ્ઞાનિક અને સાહિત્ય રસ વધારવા નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી છે. ૫૦૦૦ સાર્વજનિક પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે (૧૯૩૬ માં ૧૫૦૦ હતાં.) ૧૧૨૫ દૈનિકપત્રો અને ૭૨૮ માસિકો પ્રગટ થાય છે. ૩૫ સાહિત્યના, ૧૬ સિનેમા ફિલ્મના, ૬ નાટયકળાના, ૭ ફોટોગ્રાફીના. ૧૦ રેડીઓના, ૭ કવિતાના, ૩૧ પરદેશી ભાષા શીખવાના, ૭૩ જાતીય વિષયના, ૫૮ બાળકેળવણીના અને ૬૨ બાળકમુજનાં હોય છે.

**બાળપત્રોઃ**-જાપાનના કરતાં માંચુરિઆમાં બાળપત્રો વધારે છૂટથી જોવામાં આવ્યાં. માંચુરિઆના પુસ્તક વેચનારાઓ તેને નીચાં ટેબલો ઉપર ગોઠવે છે. જાપાનીઝ સંસ્થાનોમાં બાળકો કલાકો સુધી તે વાંચે છે. ઉનાળામાં અને રજાના દિવસોમાં જાપાનીઝ બાળકો રસ્તામાં રમતાં નથી. તેઓ દુકાનોમાં જઈ વાંચવાનું પસંદ કરે છે. જાપાનીઝ પુસ્તક વેચનારો તેમને શિસ્ત પ્રમાણે ધ્યાનપૂર્વક વાંચવા દે છે.

જાપાનમાં ૧૦૨૫ દૈનિકો પાશ્ચાત્ય સિદ્ધાંતાનુસાર ચાલે છે. રાજા અને રાજકુટુંબ પવિત્ર ગણાય છે અને તેથી તે સંબંધી તેઓ લખતાં નથી, પરંતુ બીજી રીતે છાપાવાળાઓને ઘણી છૂટ છે. પ્રધાનમંડળની પડતીના કારણરૂપ છાપાં ઘણીવાર બન્યાં છે.

ચાર દૈનિક પત્રોની નકલો દસ લાખ ઉપર વહેંચાય છે. તે એરોપ્લેનથી જુદાં જુદાં મુખ્ય શહેરોમાં મોકલાય છે અને કેટલાંક મોટાં પત્રો તો વીસ પ્રાંતિક આવૃત્તિઓ કાઢે છે. જોકે ઓસાકાના વર્તમાનપત્રોની ઓફિસો અમેરિકાના વર્તમાનોની ઓફિસને પહોંચી શકતી નથી તોપણ યુરોપના કોઈ પણ વર્તમાનપત્રની ઓફીસની બરાબરી કરી શકે છે.

# પરીક્ષા

'પરીક્ષા' શબ્દથી વિદ્યાર્થી માત્ર પરીચિત છે. પરીક્ષાના અતિશયપણાથી ને અયોગ્ય ઉપયોગથી "પરીક્ષાનો હાઉ" જેવું ઉપનામ પણ એને મળી ચૂક્યું છે. પરીક્ષા બનાવ જાતેજ આ ઉપનામને યોગ્ય છે કે એના દુરુપયોગને લીધે તેને તેવું ઉપનામ મળ્યું છે.એ આપણે જોઈએ. પરીક્ષા વગર કોઈપણ પ્રગતિનું માપ કાઢી શકાય નહિ એ સ્પષ્ટ છે. માપ વગર પ્રગતિની દિશા નક્કી થઈ શકે નહિ અને કદાચ તેની ગતિ પણ અટકે. કોઈ પણ યત્ન તેના પરિણામ પર નજર રાખ્યા સિવાય લાંબો સમય થઈ શકતોજ નથી. યત્નની સફળતા માણસને ઉત્તેજે છે અને નિષ્ફળતા તેને કેટલેક અંશે હતાશ કરે છે. પણ સાથે સાથે તેને તે નિષ્ફળતાનાં કારણ શોધવા પ્રેરે છે; એ અન્વેષણમાંથી પોતાના યત્નની ખામી તેને જણાય છે. એ ખામીની સુધારણા તેને સફળતા તરફ લઈ જાય છે. આ દૃષ્ટિએ પરીક્ષાઓ તો અગત્યની છેજ, પણ તેમાં હાલ એવાં કયાં તત્ત્વો દાખલ થઈ ગયાં છે કે જેથી તે વિદ્યાર્થીઆલમને આકારી થઈ પડી છે અને કેળવણીકારોને તે અયોગ્ય લાગતી થઈ ગઈ છે.

આ નજરે જોતાં સૌથી પહેલી તેની અતિશયતા દેખાય છે. એક વિદ્યાર્થીજીવન તપાસો. બાળવર્ગથી માંડીને તે કૉલેજ છોડે ત્યાંસુધીમાં તેને કેટલી પરીક્ષાઓ આપવી પડે છે? આનું ધોરણ શાળા, શિક્ષક, ને સમય પ્રમાણે ફરતું હોવાથી ચોકસ આંકડા આપી શકાય તેમ નથી, પણ સાધારણ રીતે પ્રાથમિક શાળાઓમાં વાર્ષિક, છમાસિક ને ત્રિમાસિક પરીક્ષાઓ હોય છે, જ્યારે માધ્યમિક શાળાઓમાં તે આઠવાડિક થઈ જાય છે. કેટલીક સંસ્થાઓમાં તો પરીક્ષાઓ ઉપરાંત ૭ માસિક, નવમાસિક ફોર્મ આપવાની લાયકાત જોવાની અને વાર્ષિક પરીક્ષાઓ હોય છે. કૉલેજોમાં પણ એજ પ્રથા બીજાં નામો હેઠળ ચાલે છે. આ રીતે ગણતાં બી. એ. થતાં સુધીમાં એક વિદ્યાર્થીને ૩૦૦-૩૫૦ પરીક્ષાઓ આપવી પડે છે, અને આટલી પરીક્ષાઓમાંથી સારી રીતે પસાર થએલો ગ્રેજ્યુએટ પણ કઈ બાબતમાં નિષ્ણાત થએલો હોય છે? અલબત, તેનું મન વિસ્તાર પામેલું હોય છે, તેની બુદ્ધિ પણ અમુક કક્ષાએ પહોંચેલી હોય છે એ ખરું, પણ એ કોઈ એક પ્રકારના કામ માટે સર્વોત્તમ લાયકાત લઈને તો બહાર નથી આવતો એ પણ નક્કીજ છે એટલુંજ નહિ, પણ આ પરીક્ષાના પરિણામથીજ તેની કિંમત અંકાતી હોવાથી વિદ્યાર્થીનું લક્ષ પણ તે પસાર

કરવા તરફજ રહે છે. કેળવણી, દુનિયાદારી માટે તૈયારી વગેરે છે તે ગૌણ બની જાય છે અને પરીક્ષામાં પાસ થવું એજ ધ્યેય બની જાય છે. આ કેટલું નુકસાનકારક છે તે આપણે જોઈ રહ્યા છીએ.

આપણા દેશમાં પ્રાચીન કાળમાં ગુરુઓના આશ્રમોમાં પણ પરીક્ષાઓ થતી, પણ તે પરીક્ષાઓ આટલી બધી સંખ્યામાં ન હતી તેમજ આ જાતની પણ ન હતી. ધનુર્વિદ્યામાં નિષ્ણાત થએલા પાંડવ, કૌરવ રાજપુત્રોની પરીક્ષા જાણીતી છે. એમાં વિદ્યાનું સાફલ્ય તપાસાય છે. વિદ્યા મુખાગ્રે કેટલી છે તે જોવાનું નથી.

આપણી પરીક્ષાઓમાં બીજો પણ એક દોષ દેખાય છે. વિદ્યાર્થીઓના સત્રના કે વર્ષના કામ તરફ નજર ન રાખતાં, પરીક્ષાના નિર્ણિત કરેલા બે ચાર કલાકના કામ ઉપરથીજ તેની શક્તિનો ખ્યાલ બાંધવામાં આવે છે. આ સમયે પરીક્ષા આપનાર વિદ્યાર્થી કઈ સ્થિતિમાં છે તેના તરફ લક્ષ આપવામાં આવતુંજ નથી. વળી આવી પરીક્ષાઓમાં બીજાં ઘણાં તત્વો ધીરે ધીરે એવાં તો દાખલ થઇ ગયાં છે કે જેને લીધે પરીક્ષાની સ્વાભાવિકતા ઘટી ગઇ છે ને કૃત્રિમતા વધી છે એટલુંજ નહિ, પણ એમાં એવી આડખીલીઓ ઉભી થઈ છે કે જેને લીધે વિદ્યાર્થીની યોગ્યતાની ખરી કસોટી થઇ શકતીજ નથી. આમાંની કેટલીક બાબતો તપાસીએ.

લેખી પરીક્ષાઓમાં મોટે ભાગે પ્રશ્નપત્ર આપવામાં આવે છે. અને નિર્ણિત સમયમાં વિદ્યાર્થી તેના ઉત્તર લખી નાખે છે. આ જાતની પરીક્ષાઓમાં વિદ્યાર્થીની કેળવણીની કયાની કે તેના વિકાસની કસોટી કરતાં તેની માત્ર યાદશક્તિની કસોટીજ થાય છે. મગજમાં ઠાંસી ઠાંસીને ભરેલું જ્ઞાન તે જેટલી સચોટતાથી ને ઝડપથી જવાબપત્રમાં કાઢી શકે છે તેટલી તેની યોગ્યતા અાંકેખાય છે! આ ધોરણ કેટલું ભુલાવો ખવડાવનાર છે તે સ્પષ્ટ છે.

વળી આ જાતની પરીક્ષામાં જવાબપત્ર જેવી એક જડવસ્તુજ બે ચેતન વ્યક્તિઓ-વિદ્યાર્થી ને પરીક્ષકનું અનુસંધાન કરે છે. વિદ્યાર્થીના વ્યક્તિત્વથી પરીક્ષક જરાયે માહીતગાર હોતો નથી, છતાં તેની શક્તિઓનું માપ તે પેલા જડપદાર્થ ઉપરથી કાઢવાને તૈયાર થાય છે. પોતાને તે જેટલે અંશે ગમે તેટલે અંશે તે પોતાનો અભિપ્રાય આપે છે. (માર્ક્સ આપીને) અને આ રીતે અપાએલા માર્ક્સ ઉપરથી વિદ્યાર્થીની લાયકાત નક્કી કરવામાં આવે છે.

પ્રશ્નપત્રોમાં કેટલા દોષ હોય છે તે તરફ અંગુલિનિર્દેશ કરવો જોઈએ. સમસ્ત અભ્યાસક્રમ ઉપર દૃષ્ટિ રાખ્યા સિવાય, ગમે તે એક ભાગ ઉપર નજર રાખી ઘણી વખત પ્રશ્નપત્રો યોજવામાં આવે છે. આથી અભ્યાસક્રમનો જો એ ભાગ વિદ્યાર્થીને સુલભ ન હોય તો બીજો ભલે પછી તે સમસ્ત અભ્યાસક્રમનો ૩/૪ જેટલો હોય તોપણ તેનામાં પરીક્ષા પસાર કરવાની લાયકાત નથી એમ ઠેરવવામાં આવે છે. અહીં નસીબનું તત્ત્વ દાખલ થઈ જાય છે. અભ્યાસક્રમનો પા ભાગ જાણે તો વિદ્યાર્થી લાયક ઠરી જાય છે, જ્યારે પોણો ભાગ જાણતો વિદ્યાર્થી પ્રશ્નપત્રની વિલક્ષણતાને લીધે નાલાયક ઠરે છે.

પ્રશ્નપત્રોની ભાષા, તેમાં અમુક ફરજિઆત પ્રશ્નો ને અમુકમાંથી ગમે તે આટલા, વળી તે ગમે તેમાંથી આ અથવા આ આવી સૂચનાનો ગુંચવાડો, પરીક્ષકનું વિષય પરત્વેનું પક્ષપાતપણું વગેરે ઘણી બાબતો વિદ્યાર્થીની લાયકાતની ખરી કસોટીમાં વિઘ્નરૂપ છે. લંબાણના ભયે બીજી અનેક બાબતો છોડી દેવામાં આવે છે.

આ ઉપરથી એ વિચાર કરવાનો ઉપસ્થિત થાય છે કે આ બાધક તત્ત્વોને ઓછા શી રીતે કરવાં ? પરીક્ષાની આવશ્યકતા સ્વીકારીએ તો તે લેવાની રીત નક્કી કરેજ છૂટકો. વ્યક્તિગત મુખપરીક્ષા એ એક ઉત્તમ સાધન છે, પણ એમાં પણ કેટલાક બાધક અંશો પેસી જવાનો ભય રહે છે. આ જાતની પરીક્ષાઓમાં સમય બહુજ જાય છે. વર્ગની પરીક્ષા કદાચ આ રીતે લઈ શકાય, પણ મોટી જાહેર પરીક્ષાઓ આ રીતે લેતાં પારજ આવે નહિ. વળી મુખપરીક્ષામાં, પરીક્ષકના વિષય પરત્વેના પક્ષપાત ઉપરાંત વિદ્યાર્થી પરત્વેના પક્ષપાતનું તત્ત્વ પણ દાખલ થઈ જવાનો ભય રહે છે.

વળી બીજા વિદ્યાર્થીઓના પ્રમાણમાં અમુક વિદ્યાર્થી કેટલીક લાયકાત ધરાવે છે તે દૃષ્ટિ બદલી નાખી, વિદ્યાર્થી પોતાની યત્નશક્તિઓના પ્રમાણમાં કેટલે અંશે સદ્પ્રયત્ન કરી ચૂક્યો છે અને તેના પ્રમાણમાં તેણે કેટલી લાયકાત પ્રાપ્ત કરી છે તે તરફ દૃષ્ટિ રાખવાથી પરીક્ષામાંથી ઉપર ગણાવેલા ઘણા દોષો આપોઆપ જતા રહેશે. માર્કસના ટકાના ધોરણ પર આધાર રાખવાથી ઘણા અનર્થ ને ખોટા ખ્યાલ ઉત્પન્ન થવાનો સંભવ છે. સાધારણ રીતે માર્કસની સંખ્યામાંથી અમુક ટકા માર્કસ મેળવે એટલે વિદ્યાર્થીમાં પરીક્ષા પસાર કરવાની લાયકાત છે એમ ઠેરવવામાં

આવ્યું છે. આપણે ઘણે ભાગે ૩૩ ટકા નક્કી કરેલા જોઈએ છીએ. હવે પરીક્ષક કાંઈ યંત્ર નથી, તેમજ તેનું માર્ક આપવાનું ધોરણ પણ એવું સુઘટિત અને યંત્રવત્ નથી કે જેથી એકાદ બે માર્કની પણ હેરફેર ન થાય. જો આમ હોય તો ૩૩ માર્ક મેળવનાર પાસ ને ૩૨ મેળવનારો નપાસ એમાં કેવો ગંભીર અન્યાય છે ? આ ટકાનું ધોરણ યોગ્ય નથી. વિદ્યાર્થીઓની સહજ શક્તિઓ અને મેળવેલી શક્તિઓના પ્રમાણમાં એનો યત્ન કેવો છે તેજ તપાસવું જોઈએ. એ કેવી રીતે કરાય તે બીજી વખતે ચર્ચીશું.

રણજીતભાઈ દેશાસરી

## ભૂગોળ-શિક્ષણ

### ૧૨. હકીકતોનું જ્ઞાન દૃઢ કરવા બાબત.—

(ગતાંક પૃષ્ઠ ૪૧૦ થી ચાલુ)

બાળકના મન પર ભૂગોળના પાઠમાં શીખેલી હકીકતો દૃઢ કરવા સામાન્ય રીતે પાઠ સિવાય બીજાં કેટલાંક સાધનો હોય છે.

કેટલાક વાચનના પાઠોમાં, ભૂગોળના પુસ્તકનો ઉપયોગ અને નિબંધ માટે ભૂગોળને લગતા વિષયો, મેળવેલું જ્ઞાન દૃઢ કરવા દેખીતી રીતે ઉત્તમ સાધનો છે. તેજ પ્રમાણે ગણિતના વિષયમાં સરાસરી, આડ્ઠ, દલાલીના પાઠોમાં ભૌગોલિક આંકડાઓને ઉપયોગ થઈ શકે તેમ છે, અને ઉપલાં ધોરણોમાં ઇતિહાસના પાઠોમાં ઇતિહાસ અને ભૂગોળનો સંબંધ દર્શાવી શકાય તેમ છે. બીજી એક રીત એવી છે કે નકશાઓ અને આકૃતિઓ અને બીજાં દૃષ્ટાંતો જે ભૂગોળના પાઠમાં વાપર્યા હોય તેમને વર્ગની દિવાલો ઉપર ટાંગી રાખી મૂકવા જોઈએ. આથી બીજો પાઠ અપાય ત્યાંસુધી બાળકો તેમનું અવલોકન કરે અને તેમની મદદથી બાળકોને કેટલીક હકીકત યાદ કરવા ઉપયોગી થઈ પડે.

ભૂગોળના પાઠોની સાથે સ્કૂલ લાયબ્રેરીમાંથી કેટલીક ચોપડીઓમાંથી વાચન કરાવી શકાય. જેમકે, આફ્રિકાના અભ્યાસના સંબંધમાં પ્રખ્યાત સંશોધકોનાં પુસ્તકો વાંચવાનું બાળકોને કહી શકાય.

બાળકોએ નોટબુકો પુરતી રાખવી જોઈએ. ડાબી બાજુના પાનામાં થઈ ગએલા પાઠની કે વાચનની નોંધ હોવી જોઈએ. જમણી બાજુના પાનાના બે વિભાગ કરવા જોઈએ. એક શિક્ષકે આપેલી નોંધ માટે અને બીજી

બાળકોની 'સ્વતંત્ર' કૃતિઓ માટે આપેલા પ્રશ્નો નોંધવા જોઈએ. તેમનો જવાબ ટુંકાણમાં લખવા જોઈએ, અને નોટબુકમાં અનુક્રમણિકા જોઈએ.

પાઠ્ય પુસ્તકો કે ભૂગોળના પાઠ માટે જોઈતી બીજી ચોપડીઓમાં જરૂરની વિગતો માટે શિક્ષકે ધ્યાન રાખવું કે હાલમાં એવા થોડા વિષયો છે કે જેમાં ભૂગોળ શિક્ષણમાં જે પ્રગતિ થઈ છે તેટલી માલમ પડે:

(૧) દેશોમાં લગભગ સંપૂર્ણ સમીક્ષા અને વિકાસ થયો છે. (૨) ભૂગોળશાસ્ત્ર પણ પ્રગતિ કરી રહ્યું છે અને (૩) શિક્ષણપદ્ધતિઓ છેલ્લાં થોડાં વર્ષોમાં એટલી બધી વિકાસ પામી છે કે જુનાં પાઠ્ય પુસ્તકો કે નકશાઓના પર આધાર રાખવો સહીસલામત નથી. ભૂગોળશિક્ષકને માટે ઉત્તમમાં ઉત્તમ પુસ્તક અંગ્રેજીમાં 'સ્ટેટ્સમેન્સ ઈયર બુક' છે. તે દર વર્ષે નિયમિત બહાર પડે છે, અને કેટલાક ભૂગોળશિક્ષણને લગતાં માસિકો ખાસ નીકળે છે—જેમકે અંગ્રેજીમાં 'ભૂગોળ શિક્ષક'. આપણી ભાષામાં અત્યારે ખોટ છે. આવાં પુસ્તકો શિક્ષકે જમાનાની સાથે રહેવા નિયમિત રીતે વાચવાં જોઈએ. વળી હાલમાં ઘણી કિંમતી નવી નવી ભૂગોળો લખાઈ છે, પણ તેમનાં નામ જણાવવાં યોગ્ય નથી, કારણ કે આદર્શ ભૂગોળ તો હજુ કોઈ લખે ત્યારે ખરી.

ઉપરે એકવાર ભાર દઈને જણાવીશું કે પદ્ધતિસર જ્ઞાન આપવા માટે ભૂગોળ શિક્ષણની અગત્ય સૌ કોઈ સમજે. ભૌગોલિક બાબતોમાં પરસ્પર સંબંધો પર ખાસ ભાર મૂકવાની જરૂર છે. ભૌગોલિક હકીકત બાળકોના મન પર દૃઢ કરવાના ઉપાય તરીકે આ સંબંધોનો ઉપયોગ કરવો, તેમજ તે સંબંધોદ્વારાજ બાળકોની કાલ્પનિક શક્તિઓ કેળવવી. આ બાબતો લક્ષમાં રાખી શિક્ષક હંમેશાં મુખ્ય હકીકત (જેવી કે અક્ષાંશ, જમીન અને દરીઆનો સંબંધ; પર્વતો અને રણોની આડો; મોટા આબોહવાથી બનતા પ્રદેશો; વનસ્પતિના પ્રદેશ; આ પ્રમાણે સંબંધ જોડી 'સ્થાન' વિષેની હકીકત) બાળકો સમક્ષ મૂકે. તે ઉપરાંત માણસોની અવરજવરના અને એક સ્થાનના બીજા સ્થાન સાથે સંબંધના મુખ્ય માર્ગો વિચારવા. નકામી હકીકતો કહીને અગત્યના સંબંધને ઢાંકી દેવાનું સાહસ ન કરવું. જે વિશાળ સંબંધો બતાવી તેમના પર ભાર મૂકવાની ઇચ્છા હોય તેનાં સંબંધમાંજ પુષ્કળ હકીકત પસંદ કરવી જોઈએ. તમે મનુષ્યજીવનને દરેક પગલે અસર કરે તેવી હકીકત શીખવો, અને વિષયના માનુષી વિભાગનો પુરેપુરો ઉપયોગ કરો. નકશો એ માનુષી લેખ છે; એમાં મનુષ્યની મહેનત અને કાર્યની નોંધ છે. કેટલીક વખત તેણે ભૂલો કરી હશે અને પૃથ્વીની સપાટીના

ભાગને જોઈએ તેવો નહિ દર્શાવ્યો હોય. જો તમે બાળકોને આવી લાગણી ધરાવતા કરી શકો તો તમે તેમને ભવિષ્યને માટે ઉત્તેજાર બનાવવામાં અને માનુષી જગત પર દૃષ્ટિ રાખવાને યોગ્ય મદદ આપી ગણાશે. પરિણામે તેઓ સારા મનુષ્યો અને સારા શહેરીઓ બનશે. આખર યાદ રાખો કે ભૂગોળશિક્ષણની સફળતા, દરેક બાબતમાં હોય છે તેમ માત્ર માનસિક સ્પષ્ટતા પર છે, મન ડોળાએલું ન જોઈએ. તમારે શું કરવાનું છે તે તમારા મનમાં સ્પષ્ટ રીતે સમજો અને તમે શિક્ષક તરીકે ફતેહના માર્ગે ચઢશો. તમારે જે સમજવાનું છે તે એટલુંજ કે એકંદરે શિક્ષણમાં શું કરવાનું છે અને એક પાઠમાં શું કરવાનું છે તેની સમજ તેજ શિક્ષણની સફળતાનો માર્ગ છે.

પ્રે. રા. ટ્રે. કૉલેજ,
અમદાવાદ.

સી. બી. પટેલ



## શારીરિક શિક્ષણની અગત્ય

શરીર એ ઇશ્વરનું મંદિર છે. દુરસ્ત શરીરમાં દુરસ્ત મન રહે છે. જેનું શરીર બળવાન છે તેનું મન પણ બળવાન હોય છે. એકડા વગરનાં સો મીડાં પણ નકામાં છે. તેમ માણસને તંદુરસ્તી વગરનું શરીર નકામું–ખોટા રૂપીઆ જેવું છે. જેમ એકડા સાથેનાં મીડાં રળિઆમણાં છે તેમ જેનું શરીર આરોગ્ય સો ટચના સોના જેવું છે તે માણસને ઘણો લાભ થાય છે. નિરોગી માણસ જીવનમાં કદી નિરાશા અનુભવતો નથી. તે હંમેશાં આનંદી અને ઉત્સાહી રહે છે. તે પ્રગતિ કરે છે. તેની જિંદગીનાં ઘણાંખરાં કામ તે સારી રીતે પાર પાડે છે.

આપણું શરીર એ કુદરતની અમૂલ્ય બક્ષીસ છે. એમાં તત્ત્વજ્ઞાનનો ભંડાર છે. એ વિજ્ઞાનનું મૂળ છે. ઇશ્વરની અનુપમ સજીવ કલાકૃતિ તે જીવતો જાગતો માણસ છે. દુનિયામાં માણસના શરીર જેવું સાદું અને કારગું યંત્ર કોઈએ શોધ્યું નથી. એક આના જેટલા ચણામાં ૩ મણ વજન ૧૦ માઇલ લઈ જાય છે. માણસના શરીરનાં તત્ત્વોની કિંમત ૩ રૂ. જેટલી છે. શરીર ગમે તે ખોરાકથી ચાલે છે. મોટર, વિમાન, કે ગાડીને ચલાવવા અમુક વસ્તુ જોઈએ તેમ માણસના શરીરને જોઈતું નથી. ચણા, ચોખા, ઘાસ વગેરેથી ચલાવી લે છે. કેમેરા, સિનેમા, હારમોનિયમ વગેરે યંત્ર જોઈ આપણે અચંબો પામીએ, પણ આપણી આંખ આગળ સેંકડો સેંકડો હજારો ફોટા પડે અને ગળામાથી હજારો જાતના સુરો–અવાજો

નીકળે છે. એ બધું નવાઈ પમાડે તેવું નથી ? ગમે તેવો નાસ્તિક પણ શરીરની રચના જોઈ આસ્તિક થઈ જાય છે. એનું કારણ તમને સમજાયું હશે.

આપણે ઇંગ્લાંડ, અમેરિકા, કે જાપાનના લોક, સમાજ કેવાં તે જાણીએ પણ પોતાના શરીરમાં શી શી ક્રિયા ચાલે છે તથા હૃદય, ફેફસાં ક્યાં આવ્યાં તે જાણતા નથી. પહેલું શરીરનું જ્ઞાન થવું જોઈએ. એના ઉપર જિંદગીનો આધાર છે.

વર્તમાન જમાનામાં માણસો આરોગ્ય ઉપર જોઈએ તેટલું ધ્યાન આપતા નથી. એ બેદરકારીનું ફળ આપણે ભોગવીએ છીએ; વ્યાજ સાથે તેનો બદલો કુદરતને આપવો પડશે. કુદરત છુટ મૂકતી નથી. કહેવત છે કે "પાકી કોઠીએ કાના ચઢતા નથી" તેમ આરોગ્યનો પાયો નાનપણથીજ નાખવો જોઈએ. બાળકને જેમ વાળીએ-જેવી ટેવ પાડીએ તેવી પડે છે. "કુમળું ઝાડ વાળે તેમ વળે." ટેવ બંધાયા પછી બીજી ટેવ પાડવી મુશ્કેલ છે. પાણી વહી ગયા પછી પાળ બાંધવી નકામી છે.

બાળકને શારીરિક કેળવણી આપવાની પહેલી જવાબદારી માબાપની છે, અને નિશાળમાં દાખલ થયા પછી શિક્ષકોની છે.

ઉપરનાં કારણોથી ભવિષ્યના નાગરિકો આબાદ બને તે શુભ હેતુથી ના૦ સરકારે પ્રાથમિક શાળામાં શારીરિક શિક્ષણ દાખલ કરેલું છે. હરિફાઈ અને સ્પર્ધાના અમુલ્ય ગુણો અને તેની સાથે અંગબળ ખીલવવાનો એ શ્રેષ્ઠ રસ્તો છે.

પ્રાથમિક શાળામાં બાળક ૬ વર્ષથી ૧૬ વર્ષ સુધીનાં હોય છે. તે દરેકને માટે ઉંમર અને શક્તિ પ્રમાણે જુદી જુદી કસરતોના ભાગ પાડેલા છે, અને નિશાળના અભ્યાસક્રમમાં તથા વખતપત્રકમાં એનો સમાવેશ કરેલો છે. દરેક પ્રાથમિક શાળામાં સાંજના ૩૦ મિનિટનો એક અવર કસરત-રમત માટે રાખેલો છે. વ્યાયામનો સમય સવારના ૦II કલાક અને સાંજના ૧ કલાક અનુકૂળ હોય છે. સવારે નમસ્કારાદિ અને પ્રાણાયામાદિ વ્યાયામો કરવાના ઠીક ફાવે છે, અને સાંજના મેદાની તથા મર્દાની કસરતો કરવાની મઝા આવે છે.

શારીરિક શિક્ષણમાં મુખ્ય ચાર ભાગ છે: (૧) નમસ્કારાદિ, (૨) પ્રાણાયામાદિ, (૩) મેદાની, (૪) મર્દાની. પહેલા પ્રકારમાં સૂર્ય નમસ્કાર, આસનો, વગેરેનો સમાવેશ થાય છે. બીજા પ્રકારમાં પ્રાણાયામ વગેરેનો સમાવેશ થાય છે.

મેદાનીમાં આટાપાટા, ખોખો, વગેરે રમતોનો સમાવેશ થાય છે, અને મર્દાનીમાં ભાલા, લાઠી, મગદળ, મલખમ વગેરેનો સમાવેશ થાય છે. ભાલા, લાઠી વગેરેમાં કળા તથા આવડત છે. ખરેખરા લાઠી ફેરવનારને બંધુકની ગોળી વાગી શકતી નથી.

પ્રાથમિક શાળાઓમાં તો રમતો, અખાડાની કસરતો, લાઠી, લેઝીમ, ડંબેલ્સ, મગદળ, આટાપાટા, ખોખો વગેરેનો ઉપયોગ કરાવવામાં આવે છે. માત્ર ડ્રિલ કરાવવાથીજ કે આટાપાટા, ખોખો રમાડવાથીજ શારીરિક શિક્ષણ પુરૂં થતું નથી. પણ સમય-સંજોગ પ્રમાણે એમાં ફેરફાર કરી આગળ વધવું જોઈએ.

બાળકની સર્વાંગ શક્તિ ખીલવવા વ્યાયામની ખાસ જરૂર છે. બાળકની શારીરિક, માનસિક અને નૈતિક શક્તિ સાથે સામાજિક ઉન્નતિ યોગ્ય વ્યાયામથીજ ખીલે છે. તેનાથી બાળકના શરીરનું બંધારણ, સ્વબચાવની શક્તિ, ખાવાપીવાનું જ્ઞાન, સહનશક્તિ, નિડરતા, હિંમત, સ્વદેશાભિમાન વગેરે ગુણો ખીલે છે. વ્યાયામનો હેતુ એક અવયવને ઓછો અને બીજાને વધતો શ્રમ આપવાનો નથી, પણ સર્વ અવયવને સરખો શ્રમ આપી દરેક અવયવને સુદૃઢ અને સમપ્રમાણમાં વિકસાવવાનો છે. આવી ક્રિયાથી શરીરની વૃદ્ધિ અને બુદ્ધિ ખૂબ ખીલે છે એવો આરોગ્યશાસ્ત્રીઓનો મત છે અને તે સર્વમાન્ય છે. (અપૂર્ણ)

## સારી ટેવ

અમુક રીતે વર્તવા કે વિચારવાના વલણને ટેવ કહેવામાં આવે છે. આ તાલીમ અને અનુભવનું પરિણામ છે. તે કંઈ વારસામાં મળતી નથી.

ટેવ પાડવાની શરૂઆત મનુષ્યજાતિ જન્મથીજ કરે છે ને તેમ કરતાં જીવનમાં પસાર થાય છે. જુવાનીમાં ટેવ ઝપાટાથી અને સહેલાઈથી પડે છે, પણ ઉંમર વધતાં તેમાં ધિમાશ આવે છે ને મુશ્કેલીઓ નડે છે. જો કોઈપણ જાતનું કામ વધારે વખત કરીએ તેમજ જો કોઈ પણ વિચારમાં વધારે નિમગ્ન રહીએ તો ટેવ જાતુની પડે છે (સાધારણ શબ્દોમાં કહીએ તો એમ બોલીએ છીએ કે અમુક માણસને અમુક કામની ગાંટ આવી ગઈ). ટેવો જ્યારે ઉપર જણાવ્યા મુજબ જન્મથીજ પડતી જાય છે અને તે જીવનમાં વધારે યા તો ઓછા પ્રમાણમાં સ્થાયી થાય તો ટેવો સારી અને ઇચ્છા જેમ પડે તે પર ખાસ ધ્યાન આપવું તે વડીલોની

ફરજ છે. આ બાબતમાં જો શિક્ષકો ધારે તો વધારે સારી સેવા જનસમુદાયની તેમજ દેશની બજાવી શકે. આથી એમ માનવા કારણ નથી કે ઘરના વડીલો તેમની તે ફરજમાંથી મુક્ત થાય છે.

બાળક સામાન્યતઃ સૂચના આધીન યા તો આજ્ઞાધીનજ હોય છે ને રહે છે. કોઈ પણ વડીલ તરફથી કંઈ પણ સૂચવવામાં આવે તો તે પર બાળક વિચાર કરતુંજ નથી, પણ તે સૂચનાને સત્ય (gospel truth) તરીકે સ્વીકારી લે છે. માતા યા તો પિતા જે કંઈ પણ કરે અથવા કોઈ પણ રીતે વર્તે તો તે કામ યા તો વર્તનને પોતાના માટેના આદર્શરૂપ સ્વીકારી લે છે. વળી જે જે માણસના સમાગમમાં બાળક વધારે વખત રહે તેમના શબ્દો રીતભાત ને વર્તનનું સ્વાભાવિક રીતે અનુકરણ કરે છે. અને તેટલા માટેજ દરેકે ખાસ સાચવવાનું એ છે કે જે પ્રમાણે વડીલો બાળકોને વર્તવા ઇચ્છા કરે તેવાંજ દાખ્લો તેમણે તેમની આગળ રજુ કરવાં જોઈએ. વળી બાળક જેને ચાહતું હોય તેને ખુશ કરવા પણ તે ઇચ્છા કરે છે અને ઇચ્છે છે કે તેમ તેઓ પ્રદર્શિત કરે (ખુશ થયા છે તેમ). શરૂઆતમાં તો માતા, પિતા યા તો નજીકના વડીલો તેને માટે સારો અભિપ્રાય દર્શાવે તેમ બાળક ઇચ્છે છે. ત્યારબાદ પોતાના ગુરુના સારા અભિપ્રાયની ઇચ્છા રાખે છે અને છેવટમા નવ દસ વર્ષની વયે પોતાના મિત્રો તેમજ ટોળીના નાયકના મોઢેથી પોતાનાં વખાણ થાય તે માટે બહુજ ઉત્સુક બને છે. જ્યારે બાળક આ સ્થિતિએ પહોંચે ત્યારે બાળક બગડતો જાય છે તેમ માબાપોએ માની નાસીપાસ થવાની કંઈ પણ જરૂર નથી. ઉપર જણાવ્યો તે તો કુદરતી ક્રમજ છે. આ સમયે બાળકના સોબતીઓ પસંદ કરવામાં ખાસ કાળજી રાખવી તે આવશ્યક છે.

બીજાઓ પોતાને માટે શું ધારે છે તે જાણવાની જિજ્ઞાસા તે બહુજ મોટી શક્તિ છે અને વ્યાજબી ને સારી ટેવોની બાળકમાં વૃદ્ધિ થાય તે વિચારથી તે શક્તિનો માબાપોએ સદુપયોગ કરવો જોઈએ. બીજાઓ તેને માટે શું ધારે છે યા તો માને છે તેવી જિજ્ઞાસા નહિ રાખનાર બાળક ભાગ્યેજ મળી આવે, માટે તે સારાં કૃત્યોની પ્રશંસા થાય તે લાભદાયક છે તેવું માનવાની તાલીમ અવશ્ય બાળકોને મળવી જોઈએ. ઉપર જણાવેલ જાતની ટેવ સ્થાયી થાય તે માટે નિઃસ્વાર્થપણું, દયા અને બીજાઓને માટે સામાન્ય લાગણીની પ્રશંસાની ઇચ્છા જરૂરની છે.

મનુભાઈ મલુકચંદ પરીખ

# નોટેશન

## છઠ્ઠી ચોપડી

### પાઠ ૪

### કુદરતનું વર્ણન

દ્રુતવિલંબિત છંદ

રાગ પુન્નાગવરાટી તાલ ત્રિતાલ

| | | | |
|---|---|---|---|
| સ ની સ ગૅ | — ગૅ રી મ | ગૅ — રી સ | — રી ગૅ |
| દી સ ત જે | — ગ લ મેં | — ગ લ કા | — રી રે |
| — | — | 7 | — |
| ગૅ સ રી ગૅ | — મ પ ધૅ | મ ધૅ પ ગૅ | — રી સ — |
| મ નુ પ ના | — પ રિ તા | — પ નિ વા | — રી રે — |
| — | — | 7 | — |
| મ મ પ ગૅ | રી ગૅ મ પ | મપ ધૅ પ મ | — ધૅ પ — |
| મ ધુ ર કો | — મ લ યે | — દ ની શી | — ખી લે — |
| — | — | 7 | — |
| પધ નૅી ધ પ | — મ પ ધૅ | નૅી — ધપ ગૅ | — રી સ — |
| ત– રુ વ રો | — સ હુ અ | — મૃ ત– ને | — ઝી લે — |
| — | — | 7 | — |

નોટ—પછીની બધી તૂક ઉપર પ્રમાણે વગાડવી અને ગાવી. દ્રુતવિલંબિત છંદને મળતો પ્રિયંવદા છંદ આ પ્રમાણે ગાવો જોઈએ. ચિહ્નો માટે ઓક્ટોબર–નવેંબર ૧૯૩૬ ના શાળાપત્રમાં જોઈ લેવાં.

બાપાલાલ અમૃતલાલ દવે

# હિંદુસ્તાનની વનસ્પતિ

(ગતાંક પૃષ્ઠ ૪૩૩ થી ચાલુ)

" કૌમારભૃત્ય જીવકને નામે બુદ્ધના સંઘમાં એક બહુ પ્રસિદ્ધ સાધુ થઈ ગયો. એની વૈદ્ય તરીકેની ખ્યાતિ પણ દિગંતમાં પ્રસરેલી હતી. એ પણ તક્ષશિલાનો વિદ્યાર્થી હતો. અભ્યાસ પૂરો કર્યા પછી એના આચાર્યે એની પરીક્ષા લીધી અને કહ્યું કે " હે વત્સ, તું આ તક્ષશિલાની આસપાસના દસ યોજન સુધીમાંથી એવી વનસ્પતિ લઈ આવ કે દવાના કામમાં ન આવતી હોય." જીવક ગુરુની આજ્ઞા પ્રમાણે ખૂબ ફર્યો, પરંતુ એને કોઈ પણ ઠેકાણે નકામી વનસ્પતિ ન દેખાઈ, એટલે ગુરુ પાસે આવી એણે એ પ્રમાણે કહ્યું, કે "આચાર્ય મહારાજ, આપના કહ્યા પ્રમાણે હું ફર્યો પણ એક પણ ચીજ મેં એવી ન જોઈ કે જે દવા તરીકે ન વપરાતી હોય." વિદ્યાર્થીના આ ઉત્તરથી સંતુષ્ટ થઈ ગુરુએ એને સ્નાતક બનાવ્યો. આમ પ્રાચીન સમયમાં વનસ્પતિના અભ્યાસ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવતો હતો. વળી વનસ્પતિનું જ્ઞાન નગરમાં રહેનાર વૈદ્યોને કે સામાન્ય જનને એમને એમ થઈ જતું નથી; તે માટે તો જંગલો, પર્વતો અને સમુદ્રકિનારાઓ ઉપર પર્યટન કરવાની જરૂર હોય છે. વળી ગોવાળિયા, ભીલ, વનવાસીઓ, વાઘરીલોકો વગેરે પાસેથી વનસ્પતિઓની ઓળખ કરવાની હોય છે. ચરકસંહિતામાં પણ કહ્યું છે, કે જે વનસ્પતિનું જ્ઞાન આપણને ન હોય તે વિષે વનવાસીઓને પૂછી પૂછીને પણ જ્ઞાન લેવું જોઈએ. એ રીતે જાણ્યા પછી એમનો શાસ્ત્રીય ઉપયોગ શો છે, એમના ગુણદોષ શા છે, એમાં કયો ચમત્કારિક ગુણ રહ્યો છે તે વિષે વૈદ્યે અગર વનસ્પતિશાસ્ત્રીએ અભ્યાસ કરવો જોઈએ. તેથી શાસ્ત્રકાર કહે છે કે "વનસ્પતિઓનું નામ અને ઓળખ સાધારણ માણસ કરતાં ગોવાળિયા અને વનવાસીઓને વધારે હોય છે, પરંતુ તેથી કંઈ લાભ થતો નથી; ઔષધિનું નામ, રૂપ અને ઉપયોગ એ ત્રણેય જે જાણે છે તે જ તેનો સાચો તત્ત્વજ્ઞ છે.

પાશ્ચાત્ય વનસ્પતિશાસ્ત્રમાં વનસ્પતિના જુદા જુદા વર્ગો પાડવામાં આવ્યા છે એવી જ રીતે આપણા પ્રાચીન મહર્ષિઓએ વનસ્પતિઓના પૃથક્ પૃથક્ વર્ગો, ગણો અને વિભાગો પાડ્યા છે. વૃક્ષ વનસ્પતિ વિરુધ લતા, પ્રતાને, ઔષધિ એવા સામાન્ય વિભાગો ઉપરાંત હરીતક્યાદિવર્ગ, કર્પૂરવર્ગ, શાકવર્ગ, ધાન્યવર્ગ, ગડૂચ્યાદિ વર્ગ, વટાદિ વર્ગ, એમ વિવિધ વર્ગો પાડ્યા છે. એ વર્ગો પાડવામાં ખાસ વિશિષ્ટ દૃષ્ટિ રાખવામાં આવી છે.

દા. ત. ધાવડો, સાગ, વડ, વાયવરણો, શીમળો, ખાખરો, અરીઠો, તમાલ, વગેરે મોટાં વૃક્ષો હોવાથી તેમને વટાદિ વર્ગમાં મૂક્યા છે. શરપંખો, જવાસો, ગોરખમુંડી, અઘેડો, વગેરે નાના છોડવા હોવાથી તેમને ગડૂચ્યાદિ વર્ગમાં મૂક્યા છે.

એમ અમુક અમુક રીતે વનસ્પતિઓ રૂપ, ગુણ વગેરેમાં મળતી આવતી હોવાથી તેમના વર્ગો પાડ્યા છે, તે ઉપરાંત ત્રિફળા, ત્રિકટુ ચાતુર્જાતક, પંચકોલ, પટ્લવણ, પંચમૂલ, પંચત્વક્, દશમૂળ, અષ્ટવર્ગ, વગેરે ગ્રોગોની કલ્પના કરી છે. એ ઉપરાંત અમુક અમુક વનસ્પતિઓમાં રહેલા સર્વ સાધારણ વિશિષ્ટ ગુણોને લીધે ચરકસુશ્રુત આદિ ગ્રંથકર્તાઓએ તેવી તેવી વસ્તુઓનાં પૃથક્કરણ કરી એમના વર્ગો પાડેલા છે અને તેમનું વર્ણન ચરકે સૂત્રસ્થાનના ચોથા અધ્યાયમાં આપેલું છે. એમાં દસ દસ વનસ્પતિઓનો એક એક ગણ બનાવેલો છે દા. ત. પીંપર, પીંપરીમૂળ, ચવ્ય, ચિત્રક આદુ, આમ્લવેતસ, મરી, અજમો, ભીલામું, અને હિંગ એ દસ વસ્તુઓનો એક વર્ગ બનાવ્યો અને લખ્યું કે આ દશ ચીજો દીપનીય છે. આવી રીતે ઘણા વિભાગો પાડેલા છે.

કોઈપણ વનસ્પતિ લો. એમાં પાચ વસ્તુઓ તો હશેઃ (૧) રસ, ગુણ, વીર્ય, વિપાક, અને શક્તિ અથવા પ્રભાવ. (૧) મધુર, (૨)મીઠો, (૩) ખાટો, (૪) તીખો, (૫) ખારો, (૬) તુરો એમ ૭ રસો છે. આ રસો કેવળ વનસ્પતિમાં રહેલા છે એવું નથી. જગતમાં જેટલાં જેટલાં દ્રવ્યો છે તે બધામાં અમુક અમુક રસો અમુક અમુક પ્રમાણમાં ભરેલા છે. પથર, સોનું, માટી કે હાડકું ગમે તે વસ્તુ લો, પણ એમાં અમુક અમુક રસ અમુક પ્રમાણમાં રહેલા હોય છે.

ગુણ તો અનેક છે, પરંતુ એ બધામાં ૨૦ ગુણો મુખ્ય છેઃ રૂક્ષ, લઘુ, ગુરુ, વિષદ, અભિષ્યન્દિ, વગેરે. આ ગુણો તે તે વનસ્પતિના રસ ઉપર આધાર રાખે છે. દા. ત. એક વસ્તુમાં મધુર રસની બહુલતા હોય તો તે ગુરુ, અને અભિષ્યન્દિ હશે તથા તે કફને કોપાવશે......

વીર્ય બે છેઃ ૧ ઉષ્ણ, ૨ શીત. સાધારણ ભાષામાં આપણે એક ચીજને ટાઢી ગણીએ છીએ, અન્યને ગરમ ગણીએ છીએ, પરંતુ શાસ્ત્રીય રીતે ઘણીવાર તેથી ઊલટું હોય છે. આ ઉષ્ણતા શીતળતાનો આધાર પણ દ્રવ્યના રસ ઉપર છે.

વિપાકઃ—વિપાક ત્રણ છેઃ આપણે જે ૭ રસ ગણાવ્યા એ હોજરીમાં ગયા પછી જે સ્વરૂપને પામે તેને વિપાક કહે છે...૧ તીખા, કડવા

અને તુરા રસનો સાધારણ રીતે 'તીખો' વિપાક થાય છે. ૨ ખાટા રસનો ખાટો થાય છે અને ૩ મધુર તથા લવણ રસનો મધુર વિપાક થાય છે.

પ્રભાવ—કોઈપણ વનસ્પતિની ખાસ પ્રકારની શક્તિ તેનું નામ પ્રભાવ...આ પ્રભાવને રસ સાથે સંબંધ હોવોજ જોઈએ એવો કંઈ નિયમ નથી. દા. ત. સહદેવી નામની વનસ્પતિનું મૂળ ચોટલે કે ચોટલીએ બાંધવાથી તાવ ઉતરી જાય અથવા અપામાર્ગનું મૂળ ચોટલે બાંધવાથી પ્રસવ થાય વગેરે જે ખાસ શક્તિઓ તે તેતે વનસ્પતિનો પ્રભાવ અગર શક્તિ કહેવાય છે.

શાસ્ત્રીય લંબાણમાં એટલા ઊંડા ન ઉતરીએ તો આપણા ઋષિઓએ વનસ્પતિનો અભ્યાસ કેવી રીતે કર્યો હતો તેનું જ્ઞાન શી રીતે થઈ શકે? અને વનસ્પતિઓ રોગો ઉપર કે આરોગ્ય ઉપર જે અસર ઉપજાવે છે તે શેને લીધે એનું જ્ઞાન પણ આપણને શી રીતે થઈ શકે? દા. ત. લીંબુ ખાધાથી અમુક જાતની અસર થાય છે. શરીરની ગરમીને એ શાંત પાડે છે, પાચનને તથા લોહીને સુધારે છે, એ પરિણામ આપણે નએ જાણીએ પરંતુ એ પરિણામ શા કારણને લીધે આવ્યું તેનું જ્ઞાન આટલા ઉંડાણમાં ગયા વિના ન જણાય. પાશ્ચાત્ય રાસાયણિક પૃથક્કરણમાં ને આપણા પૃથક્કરણમાં આ દૃષ્ટિએ ઘણો ફેર છે. લીંબુથી સ્કર્વી—રક્તપિત્તનો રોગ મટયો તો પાશ્ચાત્યો તેમાં રહેલા 'સી' વિટામિનને કારણરૂપ ગણશે, જ્યારે આપણે તો રસગુણવીર્યવિપાક ને શક્તિ વિષે વિચાર કરીશું. આ જમાનામાં બન્નેનો સમન્વય કરવો એ વધારે યોગ્ય થઈ પડે છે. ઘણીવાર જે વિટામિનની વાતો થાય છે તેનો તે તે વનસ્પતિના ગુણ યા શક્તિમાં અંતર્ભાવ કરવો હોય તો થઈ શકે છે.

અપૂર્ણ

---

## સાલ મુબારક

આવી દિવાળી—દિવાળી—ટેક.
એ તો આનંદ દેવાવાળી—૦આવી—૦

(૧)
આવી દિવાળી—રેન અંધારી,
ઘર ઘર દીવાવાળી;
મેલાં ઘેલાં ઘર ચુને ધોળાવી—
લીધાં વાસણ ઉજાળી—૦

(૨)
એકાદશી—આગળ સૌ આવી,
વાઘ બારસ પૂંઠ કહાવી;
ધનતેરસ—કાળીચૌદશને—
વરસ છેડે દિવાળી—૦

(૩)

નીત રૂડી-રસોઈ કરાવી,
પુરણ-પોળી રૂપાળી;
ખડખડીઆ-ઘુઘરા પાપડ ને-
સંજોરી, સેવ સુંવાળી-૦

(૪)

રંગ બેરંગી-બીબાં ઢાળી,
સાથીઆ ભાત સુહાવી;
આંગણીએ આનંદ રેલાવી-
બંસી-કૃષ્ણુ રસાળી-૦

(૫)

કોઠી, હવાઈ, કનકતારાને,
બપોરીઆ સળગાવી;
ટોટી, ફટાકડા ફોડી ફડાફડ—
ઉંચા-નીચાં ઉછાળી-૦

(૬)

દારૂખાનું-શા સારૂ લાવી,
પૈસાનું કરવા પાણી?
ફોડતાં-બાળક દાઝી મરે ને-
ધૂણી નાખે અકળાવી-૦

(૭)

રમી જમી-ગીત મીઠાં ગાઈ,
માતની ગોદ સાંભળી;
વાં'ણું વાયે જોયું-આંખ ઉઘાડો
નવું વરસ ગૈ દિવાળી-૦

(૮)

સપરમે દહાડે-સબરસ લ્હાણી,
સગાંવહાલે સંભાળી;
સાલ મુબારક-કહે રસમાલી-
રહે જિંદગી સુખવાળી.
ગઈ દિવાળી-દિવાળી,
એ તો આનંદ દેવાવાળી-૦

'રસમાલી'

---

## સ્વીકાર

### ભાવનગર શિક્ષક સમાજ તરફથી

મહેતાજી વલ્લભદાસ તથા મહેતાજી દેવશંકર સ્મારક શિક્ષક સહાયક ફંડનો પંચ વાર્ષિક રિપોર્ટ અમોને મળ્યો છે. ફંડનો ઉદ્દેશ ગરીબ શિક્ષકોના વારસોને તેમની હયાતી બાદ લાભ આપવાનો છે; ફંડની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની કરવામાં આવે છે એમ તેમના આ રિપોર્ટમાં આવેલા હિસાબ

ઉપરથી માલુમ પડી આવે છે. ફંડને દરેક પ્રકારનું ઉત્તેજન મળે અને દરેકે દરેક પ્રાથમિક શાળાના શિક્ષક તેનો સંપૂર્ણ લાભ લે એમ અમે ઇચ્છીએ છીએ.

આપણા પ્રાંતના પણ ગુજરાતી શાળાઓના શિક્ષકોની આર્થિક સ્થિતિ ઘણીજ નબળી હોય છે. કમાણી ઉપર આધાર રાખતું કુટુંબ ઘણીજ દયાજનક સ્થિતિમાં આવી પડે છે. આવી આફતમાં એવાં કુટુંબોને આધારરૂપ થઈ પડે એવી એક યોજના ઉભી કરવાની ઘણી જરૂર છે. આશા છે કે ઉપરના ફંડનો દાખલો લઇ એ યોજના વિષે પ્રાથમિક શાળાના શિક્ષકો વિચાર કરશે અને સહકારથી ધ્યેય સાધી શિક્ષકોનાં કુટુંબોને આધારરૂપ થઇ પડશે.

તંત્રી

## જાહેરખબર

સને ૧૯૩૬–૧૯૩૭ ની સાલની એન. પી. વકીલ સ્કોલરશિપ
પરીક્ષાનું પરિણામ

| નંબર | નામ | ઉંમર વ. માસ. | કઈ સાલમાં દાખલ છે. | માસિક સ્કોલરશિપની રકમ. |
|---|---|---|---|---|
| | અ વર્ગ | | | |
| ૧. | શરદ ચંદ્રમુખરામ પંડ્યા | ૧૩–૧૦ | ગવર્નમેન્ટ ગર્લ્સ હાઇસ્કૂલ અમદાવાદ | રૂા. ૪ |
| | બ વર્ગ | | | |
| ૨. | પ્રમિલા ત્રીકમલાલ દલાલ | ૧૪–૬ | ,, | રૂા. ૫ |
| | ક વર્ગ | | | |
| ૩. | રમેન્દ્રબાળા જે. ભટ્ટ | ૧૫–૩ | ,, | રૂા. ૬ |
| | ડ વર્ગ | | | |
| | ખાલી. | | | |

અમદાવાદ.
તા. ૯ મી ઑક્ટોબર ૧૯૩૬

ગણેશ વાસુદેવ માવલંકર
પ્રેસિડન્ટ,
અમદાવાદ મ્યુનિસિપાલિટી.

# સરકારી જાહેરખબર

(૧)

## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ સર્ટિફિકેટ પરીક્ષા

### નવો અભ્યાસક્રમ-હસ્તઉદ્યોગ અને બાગકામ.

મે. ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, મુંબઈ, પુનાના હુકમ નં. એસ. ૬૮/૭૦ પીટી. ૨ઠી તા. ૨૦-૧૦-૩૬ના આધારે જણાવવામાં આવે છે કે—

ટ્રેનિંગ સંસ્થાની નવા અભ્યાસક્રમ મુજબની સર્ટિફિકેટ પરીક્ષામાં જે વિદ્યાર્થીઓ નિષ્ફળ નીવડયા હોય પણ જેઓ હસ્તઉદ્યોગ કે બાગકામમાં અથવા એ બંને વિષયોમાં પાસ થયા હોય અને જેઓને આ સાલની પરીક્ષામાં બધા વિષયોમાં બેસવાનું હોય તેમની બાબતમાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે ગઈ સાલની પરીક્ષામાં તેઓએ એ વિષયોમાં જે દોકડા મેળવ્યા હશે તેજ આવતી પરીક્ષાના તેમના પરિણામપત્રકમાં નોંધવામાં આવશે.

જે ઉમેદવારો ગઈ પરીક્ષામાં હસ્તઉદ્યોગ અને બાગકામના વિષયોમાં નાપાસ થયા હશે, તેઓને જણાવવામાં આવે છે કે આ બે વિષયો સંબંધી તેઓએ ઘેર જે કામ કર્યું હશે તે તથા નમુના અને નિરીક્ષણ-કામની નોંધો તેઓએ રજુ કરવાં પડશે. તેઓએ નમુના અને નોંધો સંબંધી શાળાના હેડમાસ્તર પાસેથી એવી મતલબનું પ્રમાણપત્ર રજુ કરવું જોઈશે કે તે કામ તેમનું પોતાનું કરેલું છે.

જે ઉમેદવારો હેડમાસ્તર હોય તેમણે તેમના જિલ્લાના એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર પાસેથી તેવી મતલબનું પ્રમાણપત્ર મેળવી રજુ કરવું જોઈશે; અથવા તો સંસ્થાના પ્રિન્સિપાલ તેમને હસ્તઉદ્યોગની બાબતમાં પરીક્ષા વખતે નમુના બનાવવાનું કામ સોંપશે. નવા અભ્યાસક્રમ મુજબ ઉમેદવારો કામથી વાકેફ છે એવી ખાતરી કર્યા પછી પ્રિન્સિપાલ તેમના કામની આંકણી કરી તે કામના દોકડા આપશે.

(૨)

## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ વાર્ષિક પરીક્ષા

આથી જણાવવામાં આવે છે કે જે ઉમેદવારો ટ્રેનિંગ કોલેજની સર્ટિફિકેટ પરીક્ષામાં "શિક્ષણ અને અધ્યાપનકળા"-એ વિષયના પેટા વિષય ચ અને કમાં નાપાસ થયા હોય તેમણે ઓછામાં ઓછા પંદર (૧૫) પાઠોની નવેસર તૈયાર કરેલી નોંધો રજુ કરવી જોઈશે. તેમણે આ પાઠો અનુભવી ટ્રેન્ડ હેડમાસ્તરની અથવા તો મે. એજ્યુ ઇન્સ્પેક્ટર સાહેબે પસંદ

કરેલા સુપરવાઇઝરની દેખરેખ નીચે આપેલા હોવા જોઈએ. આ અધિકારીઓએ એવી મતલબનું પ્રમાણપત્ર આપવું જોઈશે કે તે પાઠો તેમની દેખરેખ નીચે આપેલા છે અને નોંધો ઉમેદવારે જાતે તૈયાર કરેલી છે. ઉમેદવારને રોજ એક પાઠથી તેમજ અઠવાડીઆમાં ત્રણ પાઠથી વધારે પાઠ આપવા દેવામાં આવશે નહિ.

( મે. ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સા.ના હુકમ નં. ૧૪૯/૧૨૪ ડી. તા. ૩૦–૧૦–૩૬નામાં અને મે. એજ્યુ. ઇન્સ્પેક્ટર સા.ના હુકમ નં. ૬૧૯૩, તા. ૯–૧૧–૩૬નામાં કરેલી સૂચના અનુસાર')

## છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના સુધારો.— નિયમ ૧૨ મો.—

છોકરીઓ માટેની વ. ફા. પરીક્ષાના નિયમોમાંના ૧૨ મા નિયમને બદલે નીચે પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે:—

૧૨. પરીક્ષા વખતે નીચે પ્રમાણે ઇનામો આપવામાં આવશે:—

(૧) દરેક જિલ્લામાં પરીક્ષામા જે છોકરીઓ પહેલી અને બીજી આવશે તેમને રૂ. ૧૦ નું અને રૂ. ૫ નું એક, એમ બે ઇનામો આપવામાં આવશે;

(૨) ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, દક્ષિણ વિભાગ અને મુંબઈ વિભાગ એમ ચાર વિભાગના દરેક વિભાગ માટે રૂ. ૧૦ નું એક, એમ ચાર ઇનામ ઉર્દુ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસનાર છોકરીઓને આપવામાં આવશે.

(૩) દક્ષિણ વિભાગમાં પરીક્ષામાં બેસનાર મરાઠી ભાષા બોલનાર છોકરીઓને રૂ. ૧૦ નું એક ઇનામ આપવામાં આવશે; અને

(૪) મુંબઈ વિભાગમાં પરીક્ષામાં બેસનાર ગુજરાતી ભાષા બોલનાર છોકરીઓને રૂ. ૧૦ નું એક ઇનામ આપવામાં આવશે.

જે મહીનામાં પરીક્ષા લેવાશે તે મહીનાની ૧ લી તારીખે જે છોકરીઓની ૧૮ વરસની નીચેની ઉંમર હશે તે છોકરીઓ ઇનામ માટે લાયક ગણાશે.

ઉપર જણાવેલી ૨ થી ૪ સુધીની કલમોમાં જણાવેલાં ઇનામ જે છોકરી આખા વિભાગમાં પહેલે નંબરે આવશે તેનેજ આપવામાં આવશે. જો ઉમેદવાર જિલ્લા અને વિભાગનાં ઇનામની લાયકાત ધરાવશે તો તેને વિભાગનું ઇનામ આપવામાં આવશે.

(ઉ. ભા. ના. એ. ઇન્સ્પેક્ટર સા. ના. હુકમ નં. ૮૮૯૬ ના તા. ૨૯–૧૧–૧૯૩૬ ના આધારે.)

